श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# वनपर्व.

ઠક્કર રા. રા. મણિશંકર મહાનંદ, એમણે

રા. રા. આદિશંકર નાનાભાઈ શાસ્ત્રીસીહરનો

આશ્રયથી પ્રસિદ્ધ કરેલું ભાષાન્તર.



छपावी प्रसिद्ध कर्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની—મુંબઈ.

કીમત રૂ. ૫-૦-૦



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# वन पर्व.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની સહાયથી

સ્વ० રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે

પ્રસિદ્ધ કરેલું ભાષાંતર.

छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠીની કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થલઃ કાળબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબાઈ.

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

આવૃત્તિ ૪ થી. પ્રત ૧૦૦૦

કીંમત રૂ. ૫-૦-૦

# અનુક્રમણિકા.



# श्रीमन्महाभारत

# वनपर्व.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

## अरण्य पर्व.

### અધ્યાય ૧ લો. પાંડવ વન પ્રયાણ, ને પ્રજાનો શોક.

जनमेजय उवाच—एवं द्यूतजिताः पार्थाः कोपिताश्च दुरात्मभिः
धार्तराष्ट्रैः सहामात्यैर्निकृत्या द्विजसत्तम ॥

જનમેજય કહે છે—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે પ્રધાનો સહિત દુષ્ટાત્મા ધૃતરાષ્ટ્રના પુત્ર કૌરવોએ દ્યૂતમાં જીતેલા, કોપાવેલા અને અઘટિત વાક્યોથી દુભાવેલા મારા પ્રપિતામહ પાંડવોએ પછી શું કર્યું ? વળી તે ઇંદ્ર સરખા તેજસ્વિયોને ઐશ્વર્યથી ભ્રષ્ટ થયા પછી વનમાં ફરતાં અકસ્માત શું શું દુઃખો પડ્યાં, અને તેમને કોણે કોણે આશ્રય આપ્યો ? તેઓ વનમાં કેવી રીતે વર્તતા, શું શું આહાર કરતા અને ક્યાં નિવાસ કરી રહ્યા હતા ? હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ મુનિ ! શૂરવીર અને શત્રુઓનો નાશ કરનાર તેમણે વનમાં બાર વર્ષ કેવી રીતે કહાડ્યાં ? હે તપોધન ! સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ પતિવ્રતા, મહા ભાગ્યવાન, સત્યવાદી અને દુઃખ ભોગવવાને અયોગ્ય એવાં દ્રૌપદી વનમાં કેવી રીતે દુઃખ સહી રહ્યાં ! તે મને વિસ્તારથી કહો. મહા બળવાન અને મોટા તેજવાળા મારા પ્રપિતામહોનાં મને આશ્ચર્ય પમાડનારાં ચરિત્રો હું તમારાથી સાંભળવા ઇચ્છું છું.

વૈશંપાયન કહે છે—હે રાજન ! જ્યારે પ્રધાનો સહિત ધૃતરાષ્ટ્રના દુષ્ટ પુત્રોએ દ્યૂતમાં જીતેલા, કોપાવેલા અને શસ્ત્રો ધારણ કરેલા પાંડવો દ્રૌપદી સહિત, હસ્તિનાપુરથી વર્ધમાનપુરી તરફ જવાના દરવાજામાંથી ઉત્તર દિશા તરફ ચાલ્યા ત્યારે ઇંદ્રસેનાદિક તેમના પંદર નોકરો પોતાની સ્ત્રિયો સહિત રથોમાં બેસી તેમની પછવાડે ગયા, અને પાંડવોને વનમાં રવાના થયેલા જાણીને હસ્તિનાપુરની કેટલીક પ્રજા શોકથી પીડા પામી વારંવાર, ભીષ્મ, વિદુર, અને કૃપાચાર્યની નિંદા કરતી પરસ્પર મળીને કહેવા લાગી કે, શકુનિ, કર્ણ અને દુઃશાસનની સહાયતાવાળો પાપી દુર્યોધન રાજ્યની ઇચ્છા કરે છે, તેમાં હવે આપણે કુટુંબ સહિત રહેવું યોગ્ય નથી. જે ઠેકાણે પાપી પુરુષોની સહાયતાવાળો પાપી

દુર્યોધન રાજ્ય કરે તે ઠેકાણે આપણાં કુળ, આચાર, ધર્મ, અર્થ અને સુખ સચવાય નહિ. દુર્યોધન મોટાઓનો દ્વેષ કરનાર, આચાર વિહીન, ધનનો લોભી, અભિમાની, નીચ અને સ્વભાવથી નિર્દય છે, એટલે પૃથ્વીનો નાશ કરશે, વાસ્તે આપણે જ્યાં પાંડવો જાય છે ત્યાં જઈયે તે સારૂં છે. તેઓ દયાવાન, મહાત્મા, ઇંદ્રિયોરૂપી શત્રુઓને જીતેલા, લજ્જાવાન, કીર્તિમાન અને ધર્માચરણ પાળવામાં શ્રેષ્ઠ છે.

વૈશંપાયન કહે છે—હે ભારત! એ પ્રમાણે પરસ્પર વાતો કરીને પ્રજા પાંડવોની પાછળ ગઈ અને તેમને મળી હાથ જોડી કહેવા લાગી કે, તમારા દુઃખમાં ભાગ લેનારા અમોને મૂકીને તમે ક્યાં જશો? અમે પણ તમે જ્યાં જશો ત્યાં આવશું; કારણ, નિર્દય કૌરવોએ તમોને અધર્મે કરીને જીત્યા, એવું અમે સાંભળીને અતિ ઉદ્વેગ પામીએ છીએ. તમોએ અમારો ત્યાગ કરવો યોગ્ય નથી. અમે તમારા ભક્તો, પ્રીતિમાન, સ્નેહ રાખનારા અને સદા તમારૂં પ્રિય ઇચ્છનારા છીએ. આ દુષ્ટ રાજાએ પાલન કરેલા રાજ્યમાં રહી અમે દુઃખી નહીં થઈએ. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! સારા નરસાના સંગે કરીને જે ફળ પ્રાપ્ત થાય છે તે અમે તમોને કહીએ, તે સાંભળો. જેમ ગંધ, વસ્ત્ર, જળ, તેલ, પૃથ્વી, ઇત્યાદિ પદાર્થો સુગંધી પુષ્પોના સંયોગથી સારી વાસવાળાં થાય છે, તેમ મનુષ્યમાં પણ સંગત પ્રમાણે ગુણ દોષ આવે છે. મૂર્ખ પુરૂષોની સંગતથી મનુષ્ય નાના પ્રકારની મોહ જાળમાં ફસે છે અને વિદ્વાનોની સંગતથી ધર્મ પાળે છે, માટે બુદ્ધિમાન, વૃદ્ધ, રૂડા સ્વભાવવાળા અને તપસ્વી મનુષ્યોએ સમદૃષ્ટિવાળા સત્પુરૂષોનો સદૈવ સંગ કરવો. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જેઓને વિદ્યા, કુળ તથા કર્મ પ્રાપ્ત થયેલાં હોય તે સત્પુરૂષો કહેવાય છે. તે પ્રમાણે તમે પુણ્યવાન સત્પુરૂષો છો, તેનો પુણ્ય વગરના અમે સમાગમ કરીને કલ્યાણને પામશું. પાપી પુરૂષોની સંગતથી પાપ પમાય છે. વળી વ્યભિચારાદિ દુષ્ટ કર્મ કરનાર નીચ પુરૂષોના દર્શનથી, તેમના સ્પર્શથી, તેમની સાથે ભાષણ કરવાથી અને તેમની પાસે બેસવાથી મનુષ્યોના ધર્માચાર નાશ પામે છે. તેમનાં અંતઃકરણ શુદ્ધ થતાં નથી, તેમજ તેમની બુદ્ધિ હણાઈ જાય છે. મધ્યમ પુરૂષોના સંગથી મધ્યમ ગુણો આવે છે અને ઉત્તમ પુરૂષોના સંગથી ઉત્તમ ગુણો આવે છે. લોક, વેદ અને સત્પુરૂષોએ ધર્મ, અર્થ અને કામને ઉત્પન્ન કરનાર જે ઉત્તમતા, અવિષયતા તથા ધર્મિષ્ટતા ઇત્યાદિ શ્રેષ્ઠ ગુણો કહેલા છે તે સર્વ તમારામા છે, માટે કલ્યાણની ઇચ્છાવાળા અમે, તમારા જેવા ગુણવાનો સાથે રહેવા ઇચ્છીએ છીએ. યુધિષ્ઠિર બોલ્યા કે, અમે ધન્ય છીયે, કારણ સ્નેહ અને દયાએ યુક્ત આ સર્વ તમે બ્રાહ્મણાદિ પ્રજા અમારામાં ગુણ નથી તોપણ અમને ગુણવાન કહો છો. હવે હું મારા ભાઈઓ સહિત તમોને વિશેષ કરી કહું છું કે, અમારા ઉપર સ્નેહ અને દયા કરીને તમે પાછા વળો, અને હસ્તિનાપુરમાં જઈ પિતામહ ભીષ્મ, રાજા ધૃતરાષ્ટ્ર, વિદુરજી, અમારી મા કુંતાજી અને બીજા પણ જે અમારા સ્નેહિયો છે તેમની આજ્ઞામાં રહો, એજ અમારૂં તમે હિત કર્યું ગણાશે. જેમ તમે અમારે માટે શોક સંતાપ કરી વિહ્વલ થાઓ છો, તેમ તેઓ પણ થાય છે. હવે તમે ઘણે દૂર આવ્યા છો, માટે પાછા વળો, મારી સાથે ન આવવા તમને સોગંદ આપું છું અને તમારી રજા લઈને હું જાઉં છું માટે મ્હારામાં સ્નેહ રાખજો. એથીજ વનમાં મારૂં પ્રિય અને સર્વત્ર સત્કાર થશે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એવી રીતે ધર્મરાજ યુધિષ્ઠિરનાં વચન સાંભળી

ખેદ પામેલી સર્વ પ્રજા, " હે રાજન ! હે રાજન ! " એમ મોટા શબ્દ કાઢીને રડવા લાગી. તેમના ગુણો સંભારી સંભારી પીડાયુક્ત થઇ હસ્તિનાપુર તરફ પાછી ગઇ. પાંડવો રથોમાં બેસી ગંગાના કિનારા ઉપર પ્રમાણ નામના મોટા વડના વૃક્ષ આગળ આવી ગંગાના જળનું પાન કરી ત્યાં આખી રાત્રિ રહ્યા. તે વખતે તેઓ પાસે સ્નેહથી પોતાની સ્ત્રીઓ, શિષ્યો અને બાંધવો સહિત કેટલાક બ્રાહ્મણો, તથા બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ રહ્યા હતા. બ્રાહ્મણોથી વિંટાએલા યુધિષ્ઠિર તેઓ ભાળવા લાગ્યા. બ્રાહ્મણોએ. સંધ્યાકાળના સમયમાં અગ્નિહોત્રો પ્રગટ કરી શ્રુતિ પ્રમાણે શાસ્ત્રાર્થના સંવાદ કર્યા અને હંસ જેવા મધુર સ્વરવાળા તેમણે કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાને આશ્વાસન આપવામાં આખી રાત્રિ નિર્ગમન કરી.

राजानं तु कुरुश्रेष्ठं ते हंसा मधुरस्वरा:
आश्वासयंतो विप्राद्या: क्षपां सर्वां व्यनोदयन् ॥

इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि पौरप्रत्यागमने गुर्जरभाषायां प्रथमोऽध्याय: ॥ १ ॥



## અધ્યાય ૨ જો. બ્રાહ્મણોએ આપેલું આશ્વાસન.

वैशंपायन उवाच—प्रभातायां तु शर्वर्यां तेषामक्लिष्टकर्मणां
वनं यियासतां विप्रा स्तस्थुर्भिक्षाभुजोग्रत: ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે રાત્રિના અંતે અરૂણોદયને સમયે ત્યાંથી આગળ વનમાં જવા તૈયાર થએલા અને શ્રેષ્ઠ કર્મોવાળા પાંડવોની પાસે તે બ્રાહ્મણો આવી ઉભા. કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ તેમને કહ્યું કે હે બ્રાહ્મણો ! રાજ્યાદિ સર્વ જેઓનું હરાઇ ગયું છે એવા ફળ મૂળ તથા માંસનો આહાર કરનારા અને પરમ દુઃખી એવા અમો હવે વન પ્રત્યે જઇશું. સર્પાદિ ભયંકર પ્રાણિયોવાળા વનમાં આવવાથી તમને દુઃખ પ્રાપ્ત થશે. એમ હું માનું છું, વાસ્તે તમે પાછા વળો. બ્રાહ્મણોને દુઃખ પ્રાપ્ત થાય તે દેવતાઓથી પણ સહન થઇ શકતું નથી, ત્યારે હું મનુષ્ય તેનાથી કેમ સહન થઇ શકે ? બ્રાહ્મણો બોલ્યા કે, હે રાજન ! તમે જે વન પ્રત્યે જવા તૈયાર થયા છો ત્યાં અમે આવવા તૈયાર છીએ. અને તમે તમારામાં પ્રીતિ રાખનારા અને સદ્ધર્મનો ઉપદેશ કરનારા અમોને ત્યાગ કરવા યોગ્ય નથી. જો કે પોતામાં પ્રીતિમાન પુરૂષોનો દેવતાઓ પણ ત્યાગ કરતા નથી. ધર્મિષ્ટ બ્રાહ્મણોનો તો જરૂરજ ત્યાગ કરતા નથી માટે તમારે અમારો ત્યાગ કરવો યોગ્ય નથી.

યુધિષ્ઠિરે કહ્યું કે—હે બ્રાહ્મણો ! મને પણ બ્રાહ્મણોમાં ઘણી પ્રીતિ છે. મારી સાથે આવવાથી તમોને દુઃખ પ્રાપ્ત થશે એમ જાણીને, મારા મનમાં ખેદ થાય છે કારણ, મારે વાસ્તે ભોજન કરવા સારૂ ફળ, મૂળ અને મૃગ માંસ લઇ આવનાર મારા ભાઇયો છે, તે સર્વે દ્રૌપદીનું આકર્ષણ થવાથી તથા રાજ્ય હારી જવાથી દુઃખે કરીને પીડા પામેલા છે, હું તમારો સત્કાર કરવાની તેમને મહેનત આપવા ઇચ્છતો નથી. બ્રાહ્મણો બોલ્યા કે હે

રાજન ! તમારે અમારૂં પોષણ કરવા સારૂ કંઇ ચિંતા કરવી નહીં. અમેજ અમારે હાથે ભોજનના પદાર્થો મેળવીશું, પણ તમારી સાથે આવીશું. અમો દેવતાઓનાં ધ્યાન તથા તેમના મંત્રોના જપ કરીને તમારૂં કલ્યાણ કરીશું. તથા તમારી સાથે શ્રેષ્ઠ વાતો કરીને હર્ષ પામીશું. યુધિષ્ઠિરે કહ્યું કે, હે બ્રાહ્મણો ! તમે કહો છો તે પ્રમાણે આનંદ થાય, પણ જ્યારે અમારાથી તમારૂં પોષણ ન થાય, ત્યારે જગતમાં અમોને ધિક્કાર લાગે. મારામાં પ્રીતિ રાખીને કલેશ પામેલા તમો પોતાને હાથે ભોજનના પદાર્થો મેળવો, તે હું કેમ જોઉં ! ધૃતરાષ્ટ્રના પાપી પુત્રોને ધિક્કાર છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એવી રીતે કહીને ખેદ પામેલા યુધિષ્ઠિર રાજા પૃથ્વી ઉપર બેઠા ત્યારે તે બ્રાહ્મણોમાંથી એક, વેદાંતશાસ્ત્રમાં પ્રીતિમાન, પોતાના ચિત્તની દુષ્ટ વૃત્તિયોને રૂંધનાર, પ્રકૃતિ અને પુરૂષનો વિવેક કરવામાં કુશળ અને વિદ્વાન્ શૌનક નામે બ્રાહ્મણ, યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કે, હે રાજન ! જેમ મૂર્ખ પુરૂષોને દિવસે દિવસે શોકનાં હજારો તથા ભયનાં સેંકડો કારણો ઉભાં થાય છે, તેમ બુદ્ધિમાન અને અધ્યાત્મ વિદ્યામાં કુશળ પુરૂષને થતાં નથી. તમારા જેવા બુદ્ધિમાન પુરૂષો, વેદાંતથી વિરૂદ્ધ, પુણ્યને હણનાર અને અનેક દોષ પ્રાપ્ત થાય એવાં કર્મોમાં આસક્ત થતા નથી. હે રાજન ! સર્વ દોષનો નાશ કરનારી, યોગસૂત્રમાં કહેલાં યમ, નિયમ, સ્થિર આસન, પ્રાણાયામ, ઇંદ્રિયોને જીતવી, ચિત્તની એકાગ્રતા, શુદ્ધ બ્રહ્મનું ધ્યાન તથા સમાધિ, એ આઠ અંગોવાળી, અને શ્રુતિ સ્મૃતિયોના પ્રમાણથી તત્વમસ્યાદિ વેદાંતના મહાવાક્યનું વિવેચન કરનારી શ્રેષ્ઠ બુદ્ધિ તમને પ્રાપ્ત થઈ છે માટે તમારા સરખા પુરૂષે, પોતાનું દ્રવ્યાદિ હારી જવાથી, સ્નેહિયોને ભોજન અને વસ્ત્રાદિ આપી ન શકાવાથી તે સંબંધી શોક કરવો નહિ. વળી હે રાજન ! પૂર્વે જનકરાજાએ, આ સર્વ જગત્ મન તથા દેહથી ઉત્પન્ન થતાં દુઃખે કરીને પીડા પામેલું છે એમ જાણીને, ચિત્તમાં કામક્રોધાદિ પેદા ન થઇ શકે એવી રીતે જે ઉપયોગી વાક્યો કહ્યાં છે, તે હું તમને કહું તે સાંભળો. રોગ, કંટકાદિ અનિષ્ટ પદાર્થનો સ્પર્શ, શ્રમ અને પ્રિય વસ્તુનું પ્રાપ્ત ન થવું, એ ચાર કારણોથી શરીરને તથા તેમાં મમતા રાખનાર મનને દુઃખ પેદા થાય છે. પણ બુદ્ધિમાન્ પુરૂષો શરીરનાં દુઃખોને ઔષધોએ કરીને તથા મનનાં દુઃખોને અષ્ટાંગયોગના સેવને કરીને શાંત કરે છે. હે રાજન ! શરીર જડ છે, તેને દુઃખ થવું સંભવતું નથી, પણ જેમ તપેલો લોઢાનો ગોળો પાણીથી ભરેલા ઘડામાં નાખ્યો હોય તો તેથી તે પાણી તપી જાય છે, તેમ મનને લીધે શરીરને દુઃખ પ્રાપ્ત થાય છે. જેમ પાણીથી અગ્નિ શાંત થાય છે, તેમ મનનાં દુઃખોને જ્ઞાને કરીને શાંત કરવાં. જે શાંત થયાથી શરીરનાં દુઃખો પોતાની મેળેજ શાંત થઇ જાય છે. હે રાજન ! મનને દુઃખ થવાનું કારણ કેવળ સ્નેહજ છે, જે સ્નેહને લીધે મનુષ્યોને અનેક તરેહનાં દુઃખ, ભય, શોક, હર્ષ અને કલેશ પેદા થાય છે. વળી સ્નેહથી અનેક તરેહના વિષયોમાં ઇચ્છા અને પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે અકલ્યાણ કરનાર છે. તેમાં પણ પ્રીતિ તો ઘણીજ અકલ્યાણ કરનારી છે. જેમ વૃક્ષના છિદ્રમાં થોડો અગ્નિ પણ આખા વૃક્ષને બાળી નાખે છે, તેમ પ્રીતિ પણ મનુષ્યોના ધર્મ અને અર્થનો નાશ કરે છે. હે રાજન ! જે પુરૂષને પદાર્થો કદી ન મળતા હોય તે જગતમાં " હું ત્યાગી છું " એમ જણાવે, પણ તેને ત્યાગી માનવો નહીં. જે મનુષ્ય, પ્રાપ્ત થયેલા વિષયાદિમાં દોષ છે એમ માનીને તેનો ત્યાગ કરે તેનેજ ત્યાગી જાણવો. એ ત્યાગી પુરૂષ

સર્વત્ર સ્નેહ વગરનો રહી વૈર તથા કર્મનાં બંધન પામતો નથી. બુદ્ધિમાન્ પુરૂષે મિત્રોને વિષે તથા સંગ્રહ કરેલા દ્રવ્યમાં સ્નેહ કરવો નહીં, કદી સ્નેહ ઉત્પન્ન થાય તો તેને જ્ઞાને કરીને શાંત કરવો. હે રાજન્ ! જેમ પાણી કમળના પુષ્પને સ્પર્શ કરતું નથી તેમ વિરક્ત, ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવામાં કુશળ, વિદ્વાન્ અને આત્મજ્ઞાની પુરૂષને સ્નેહ સ્પર્શ કરતો નથી. સ્નેહથી પરાભવને પામેલા પુરૂષનું મન અનેક તરેહની કામનાઓમાં ખેંચાય છે, જેથી તેને ઘણા પ્રકારની ઈચ્છા ઉત્પન્ન થાય છે, તૃષ્ણા વધે છે તે પાપરૂપ, ઉદ્વેગ ઉપજાવનારી અધર્મનું મૂળ. ભયંકર પાપકર્મો કરાવનારી અજ્ઞાની પુરૂષોથી ત્યાગ ન કરી શકાય તથા દેહ વૃદ્ધ થયા પછી કમી ન થાય એવી, મૃત્યુ પર્યંત શરીરમાં રહેનારી અને જેમ અગ્નિ સર્વને બાળીને ભસ્મ કરે છે તેમ નાશ કરનારી છે, તેને મનુષ્ય ત્યાગ કરે ત્યારેજ સુખ પામે છે. વળી જેમ વૃદ્ધિ પામેલા અગ્નિએ કરીને કાષ્ટ નાશ પામે છે તેમ ચિત્તને વશ નહીં કરનાર પુરૂષ લોભથી નાશ પામે છે. દ્રવ્યવાન પુરૂષને તથા દેહવાન જીવોને મૃત્યુરૂપ ભય છે, તેમ રાજા, જળ, અગ્નિ, ચોર અને સગા સંબંધિયોથી સર્વને ભય થાય છે. તેઓ દ્રવ્યને જેમ માંસને આકાશમાં પક્ષિઓ, પૃથ્વી ઉપર કુતરાઓ અને જળમાં મત્સ્યો ભક્ષ્ય કરે તેમ ખાઈ જાય છે. વળી મોહ વધારનારૂં દ્રવ્ય પુરૂષને કૃપણતા, ગર્વ, ભય અને ઉદ્વેગતાદિ ઘણાં દુઃખ ઉપજાવે છે. જેને મેળવવામાં, જેનું રક્ષણ કરવામાં અને જેનો નાશ થવાથી મોટું દુઃખ પેદા થાય છે તે દ્રવ્યના લોભી પુરૂષો તેને વાસ્તે ઘણાં દુઃખો સહન કરીને પરસ્પર એક બીજાને મારે છે. તેઓ દુઃખ પ્રાપ્ત કરનારૂં દ્રવ્ય નાશવંત છે તે જાણતા નથી. પંડિત પુરૂષો યુવાન અવસ્થા, રૂપ, આયુષ્ય રત્નાદિ પદાર્થોનો સંગ્રહ, ઐશ્વર્ય અને સ્નેહિયો સાથે સહવાસ કરીને રહેવું એ નાશવાન છે તથા તૃષ્ણાનો અંત નથી, માટે સંતોષ રાખવો એજ પરમ સુખ આપનાર છે એમ જાણી, સંતોષ રાખી, દ્રવ્યાદિ પદાર્થોનો સંગ્રહ કરવો છોડી દઈ ગરીબાઈનાં દુઃખોને સહન કરતા યદૃચ્છાથી જે મળે તેમાંજ સંતોષ માને છે. કારણ કે દ્રવ્યનો સંગ્રહ કરનાર પુરૂષ હરેક તરેહના ચિંતાદિ ઉપદ્રવ વગરનો કોઈ દેખાતો નથી, માટે પુરૂષે, ધર્મ કરવા સારૂ પણ દ્રવ્યની ઇચ્છા રાખવી, તે કરતાં તે વગર રહેવું એ ઘણું સારૂં છે, કારણ તે પુરૂષને, જેમ કાદવ ધોઈ નાંખેલી જમીન ઉપરથી કાદવ વળગતો નથી, તેમ તેને કોઈ સાથે સ્નેહ બંધાતો નથી. જો તમને તમારૂં કલ્યાણ થાય એવી ઇચ્છા હોય તો, તમે દ્રવ્યાદિ પદાર્થોમાંથી ઇચ્છા છોડી દો.

યુધિષ્ઠિર બોલ્યા કે, હે બ્રાહ્મણ ! મને સુખ પ્રાપ્ત થાય તે સારૂ દ્રવ્યની ઇચ્છા નથી, કેવળ બ્રાહ્મણોનું પોષણ થાય તે વાસ્તે છે. મારા સરખા ગૃહસ્થ પુરૂષ પોતાની સાથે આવનારાઓનું ભરણપોષણ કેમ ન કરે ? હે ઋષિ ! પંચ મહાયજ્ઞમાં દેવતા, પિતૃ અને મનુષ્યોને વિભાગ આપવો, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેથી ગૃહસ્થ પુરૂષો સંન્યાસી અને બ્રહ્મચારી વગેરેને રાંધેલું અથવા કાચું અન્ન આપે છે. અતિથિને જગ્યા, આસન તથા જળ આપીને સુંદર વાણીથી સત્કાર કરે છે. ગૃહસ્થાશ્રમના ધર્મમાં કહ્યું છે કે રોગથી પીડા પામેલાને સુવાનું સ્થાનક, થાકીને બેસી ગયેલાને આસન, તૃષાથી દુઃખ પામેલાને જળ અને ભૂખ્યાને ભોજન આપવું. ઘેર આવતા અતિથિ ઉપર દયાભાવે જોવું, તેની સાથે સારી વાણીથી બોલવું અને ઉભા થઈ આસન આપી તેની પૂજા કરવી, એ સનાતન ધર્મ છે. અગ્નિહોત્રાદિ યજ્ઞો કરે, પણ અતિથિનો સત્કાર ન કરે, તેના પુણ્યને અતિથિ, સગા સંબંધી, પુત્રો,

સ્ત્રિયો અને ચાકરો નાશ પમાડે છે. પુરૂષે પોતાનું પેટ ભરવા સારૂ અન્ન ન રાંધવું, મહા તથા યજ્ઞાદિ નિમિત્ત વગર પશુ વધ ન કરવો અને અતિથિને આપ્યા વગર ભોજન પણ કરવું નહિ. વૈશ્વદેવ કરી શ્વાન, ચાંડાલ, કાગડા અને ગાયોને પ્રાતઃકાળ તથા સાયંકાળે રાંધેલા અન્નમાંથી વિભાગ આપીને જે પુરૂષ ભોજન કરે તે અમૃતનું ભોજન કરે છે, એમ જાણવું. અતિથિની સામે સારી નજરથી જોવું, માન આપવું સારી વાણીથી બોલવું, તેની ઉપાસના કરવી અને તે જાય ત્યારે તેને મૂકવા જવું, એ પાંચને શાસ્ત્રમાં પંચદક્ષિણ યજ્ઞ કહેલો છે. રસ્તામાં થાકી ગયેલા પુરૂષને અન્ન આપવું એ મોટું પુણ્ય છે. ગૃહસ્થાશ્રમમાં રહેલો જે પુરૂષ એવી વૃત્તિથી વર્તે છે, તે મોટો ધર્મિષ્ઠ કહેવાય છે, ત્યારે તમે "મને અમારે વાસ્તે ભોજનના પદાર્થો અમારી મેળે મેળવીશું." એમ કેમ કહો છો ?

શૌનક કહે છે—હે યુધિષ્ઠિર ! શ્રેષ્ઠ પુરૂષો પણ જે ક્રિયાઓ કરવાથી મહાપુરૂષોમાં નિંદાને પામે છે, તે ક્રિયાઓ કરીને મૂર્ખ પુરૂષો સુખ પ્રાપ્ત થશે, એમ માને છે, માટે આ જગત્ વિચિત્ર છે. ઇંદ્રિયોના વિષયમાં આસક્ત થયેલા પુરૂષો, મોહ અને પ્રીતિને લીધે સ્વર્ગાદિ લોક પ્રાપ્ત કરવાની આશાથી પંચ મહા યજ્ઞાદિ ક્રિયાઓ કરે છે, પણ જેમ દુષ્ટ અશ્વો સારથિને વશ નહીં રહેતાં તેને આડે રસ્તે ખેંચી જાય છે તેમ ઇંદ્રિયોરૂપી અશ્વો પુરૂષને વિષયમાં ખેંચી જાય છે. પુરૂષની પાંચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠું અંતઃકરણ જ્યારે વિષયમાં આસક્ત થાય છે ત્યારે તેના પૂર્વ જન્મના સંસ્કાર પ્રમાણે તેનું મન પણ તેવીજ રીતે આસક્ત થાય છે. જ્યારે પુરૂષ વિષયમાં પ્રવૃત્ત થઇને હર્ષ પામે છે ત્યારે અનેક તરેહની કામનાઓના સંકલ્પ તથા વિકલ્પ ઉઠવાથી વિષયરૂપ બાણોએ કરી વિંધાઇને જેમ પતંગિયો તેજના લોભથી અગ્નિમાં પડે છે તેમ અનેક તરેહના લોભથી ક્રિયારૂપી અગ્નિમાં પડે છે, અને પોતાને ઇચ્છિત નાના પ્રકારના વિહાર તથા ખાનપાન કરી મોટા મોહરૂપ સુખમાં મગ્ન થઇને, પોતાના આત્મસ્વરૂપને ભૂલી જાય છે. જેમ ચક્ર ભ્રમણ કરે છે, તેમ અજ્ઞાન રૂપી ક્રિયાઓની તૃષ્ણાવાળો પુરૂષ પ્રારબ્ધ પ્રમાણે પૃથ્વી, જળ અને આકાશને વિષે અનેક તરેહના જન્મોને પામવારૂપ ભ્રમણ કરે છે. હે રાજન! એ પ્રમાણે ક્રિયામાં આસક્તિ રાખનાર અજ્ઞાની પુરૂષોની ગતિ છે. બુદ્ધિમાન્ પુરૂષોની ગતિ હવે કહું તે સાંભળો.

મોક્ષની ઇચ્છા રાખનાર પુરૂષો, ક્રિયાઓમાં પ્રીતિ રાખવી એ સારૂં છે, તે કરતાં તે ક્રિયાઓ ન કરવી એ ઘણું સારૂં છે, એમ માની તે ક્રિયાઓનો ત્યાગ કરે છે. આત્મજ્ઞાન મેળવીને મોક્ષરૂપી ગતિને પામે છે. હે રાજન ! તમે ફળની આશા રાખી ક્રિયાઓ કરવાનો ત્યાગ કરો, અને અભિમાન રહિત થઇને વેદમાં જે પ્રમાણે કહ્યું છે તેમ કરો. યજ્ઞ કરવા, વેદ ભણવા, દાન આપવાં, તપશ્ચર્યા કરવી, સાચું બોલવું, બીજાએ કરેલા અપરાધ સહન કરવા, ઇંદ્રિયોને જીતવી અને લોભ ન રાખવો, એ આઠ પ્રકારના ધર્મના માર્ગ છે. તેમાં યજ્ઞ કરવા, વેદ ભણવા, દાન આપવાં અને તપશ્ચર્યા કરવી, એ પિતૃલોકની પ્રાપ્તિ કરનારાં છે, અને સાચું બોલવું, બીજાએ કરેલો અપરાધ સહન કરવો, વિષયમાંથી ઇંદ્રિયોને જીતવી અને સંતોષ રાખવો, એ ચાર સ્વર્ગાદિ લોક પ્રાપ્ત કરાવનારાં છે. એ આઠેનું સેવન કરવાથી શુદ્ધ અંતઃકરણવાળા અને પ્રીતિ તથા દ્વેષ વિનાના પુરૂષો, મનમાં સંકલ્પ તથા વિકલ્પને ઉત્પન્ન નહીં થવા દઇ, ઇંદ્રિયોને વિષયમાં ખેંચી લઇ, કોઇ જીવની હિંસા નહીં કરી, મહા પુરૂષોની સેવા કરી, પવિત્ર પદાર્થોનું ભોજન કરી, વેદ ભણી, કર્મકાંડનો ત્યાગ

કરી તથા અનેક તરેહની કામનાથી મનને મુક્ત કરી દેવતાઓનું ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે. જેમ આ ધર્માચરણે કરીને અગિયાર રૂદ્રો, દેવતાઓ, બાર સૂર્યો, આઠ વસુ અને બે અશ્વિનિકુમારાદિ સર્વ પ્રજાને પોષણ કરે છે, તેમ હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર! તમે યુદ્ધો તથા યજ્ઞરૂપ કર્મ કરીને, પૃથ્વીની અને સ્વર્ગની સુખરૂપ સિદ્ધિને પામો, પણ હવે સમતા રાખી તથા તપશ્ચર્યા કરીને અમારૂં બ્રાહ્મણોનું પોષણ કરવારૂપી સિદ્ધિ પામો.

पितृमातृमयी सिद्धिः प्राप्ता कर्ममयी च ते
तपसा सिद्धिमन्विच्छ द्विजानां भरणाय वै ॥

**इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि पांडवानां प्रव्रजने गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**

---

## અધ્યાય ૩ જો. કામ્યકવન પ્રવેશ.

वैशंपायन उवाच—शौनकेनैवमुक्तस्तु कुंतीपुत्रो युधिष्ठिरः
पुरोहितमुपागम्य भ्रातृमध्ये ब्रवीदिदं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! શૌનકનાં વચન સાંભળીને, કુંતીના પુત્ર યુધિષ્ઠિર પોતાના ભાઇઓની વચમાં બેઠેલા પુરોહિત ધૌમ્યાચાર્યની પાસે આવી કહેવા લાગ્યા કે, હે ધૌમ્યાચાર્ય! ઘણા દુઃખવાળો હું વનમાં જાઉં છું તેની પછવાડે વેદના પારને પામેલા આ બ્રાહ્મણો આવવા તૈયાર થયા છે, પણ હું તેમનું પોષણ કરવાને સમર્થ નથી, કારણ કે, મારામાં તેમને કાંઈ પણ આપી શકાય એવી શક્તિ નથી, અને મારાથી તેમનો ત્યાગ કરી શકાય તેમ પણ નથી, માટે મારે હવે શું કરવું તે કહો? વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજન! યુધિષ્ઠિરનાં વચનો સાંભળી ધર્મિષ્ટ પુરૂષોમાં શ્રેષ્ઠ ધૌમ્યાચાર્ય બે ઘડીવાર પોતાના મનમાં વિચાર કરીને બોલ્યા કે, હે પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર! સર્વમાં તેજના અંશે કરીને વ્યાપી રહેલા સૂર્ય, પૂર્વથીજ ઉત્પન્ન થયેલાં સર્વ ભૂત પ્રાણિયોને ક્ષુધાએ કરી પીડા પામેલાં જાણીને, જેમ પિતા પોતાનાં સંતાનોનું પોષણ કરે, તેમ તેઓનું નિરંતર પોષણ કરે છે. ઉત્તરાયણના થઇને પૃથ્વીમાં જળરૂપ રસ છે તેને પોતાનાં કિરણોએ કરીને આકાશમાં ખેંચી લેછે, જેને ચંદ્રમા પોતાના ઠંડાં કિરણોએ કરી જમાવી મેઘરૂપ બનાવે છે. પછી જ્યારે સૂર્ય દક્ષિણાયનના થાય ત્યારે પોતાનાં ઉષ્ણ કિરણોએ કરી તે મેઘોને તપાવે છે, જેથી તે ગળીને વરસે છે. ખેડુતોએ ક્ષેત્રમાં વાવેલા ધાન્યના અંકુર ફુટે છે. ચંદ્રનાં શીતળ કિરણોથી રક્ષા પામીને મોટા થાય છે. પછી તેમાં ધાન્ય પેદા થાય છે, જેનું ભોજન કરવાથી સર્વ પ્રજાની ક્ષુધા નિવૃત્ત થાય છે. હે રાજન! તમે સર્વ ભૂત પ્રાણીનું પોષણ કરનાર સૂર્યની તપશ્ચર્યા કરીને આરાધના કરો, કારણ કે, મોટા યશવાળા રાજાઓ તપશ્ચર્યાઓ કરીને પણ પ્રજાની રક્ષા કરે છે ભીમ, સહસ્રાર્જુન, પૃથુ અને નહુષાદિ રાજાઓએ, તપ તથા અષ્ટાંગ યોગનું સેવન કરીને પ્રજાને દુઃખથી છોડાવી હતી. હે રાજન! તમે પણ તપશ્ચર્યા કરતાં સૂર્યનું ધ્યાન કરીને આ બ્રાહ્મણોનું ભરણપોષણ કરો.

જનમેજય પૂછે છે–હે વૈશંપાયન ! કુરૂવંશમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ, બ્રાહ્મણોનું પોષણ કરવા સારૂ તેજોમય પ્રકાશવાળા સૂર્યની કેવી રીતે આરાધના કરી હતી તે કહો. વૈશંપાયન કહે છે કે હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા જનમેજય ! ધૌમ્યાચાર્યે યુધિષ્ઠિર રાજાને સૂર્યની આરાધના કરવા સારૂ તેનાં એકસો ને આઠ નામો કહ્યાં તે હું તમને કહું છું જે તમે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો.

ધૌમ્યાચાર્ય કહે છે—હે યુધિષ્ઠિર ! પૂર્વે બ્રહ્માએ સૂર્યનાં કીર્તન કરવા લાયક એક સો ને આઠ નામ કહ્યાં છે. તે હું તમને કહું તે સાંભળોઃ–સૂર્ય, અર્યમા, ભગ, ત્વષ્ટા, પૂષા, અર્ક, સવિતા, રવિ, ગભસ્તિમાન, અજ, કાલ, મૃત્યુ, ધાતા, પ્રભાકર, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, જનક, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનૈશ્ચર, ઇંદ્ર, વિવસ્વાન, દીપ્તાંશુ, શુચિ, કૃષ્ણ, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સ્કંદ, વરૂણ, યમ, વૈદ્યુત, જઠરાગ્નિ, ઐંધન, તેજસ્પતિ, ધર્મધ્વજ, વેદકર્તા, વેદાંગ, વેદવાહન, સત્યયુગ, ત્રેતા, દ્વાપર, કળિયુગ, ધર્માશ્રયી, કળા, કાષ્ઠા, ક્ષણ, મુહૂર્ત, પ્રહર, દિવસ, રાત્રિ, કાળચક્ર, વિભાવસુ, પુરૂષ, શાશ્વત, યોગી, વ્યક્ત, અવ્યક્ત, સનાતન, કાલાધ્યક્ષ, પ્રજાધ્યક્ષ, વિશ્વકર્મા, તમોનુદ, જગ, સાગર, અંશ, જીમૂત, જીવન, અરિહા, ભૂતાશ્રય, ભૂતપતિ, સર્વ લોક નમસ્કૃત, સ્રષ્ટા, સંવર્તક, વન્હિ, સર્વસ્યાદિ, અલોલુપ, અનંત, કપિલ, ભાનુ, કામદ, સર્વતોમુખ, જય, વિશાલ, વરદ, સર્વ ધાતુનિષેચિતા, મનઃસુપર્ણ, અહંકાર, શીઘ્રગ, પ્રાણધારક, ધન્વંતરિ, ધૂમકેતુ, આદિતિજ, દ્વાદશાત્મા, અરવિંદાક્ષ, સર્વપિતા, સ્વર્ગદ્વાર, પ્રજાદ્વાર, મોક્ષદ્વાર અને કરૂણાન્વિત, આ નામોને જે કોઇ પુરૂષ સૂર્યના ઉદય વખતે ઉચ્ચાર કરીને "દેવતાઓના ગણો, પિતૃઓ અને યક્ષોએ સેવેલા તથા દૈત્યો, રાક્ષસો, અને સિદ્ધોએ નમસ્કાર કરેલા અગ્નિ તથા સુવર્ણ સરખી કાંતિવાળા સૂર્યને હું નમસ્કાર કરૂં છું" એમ સ્તુતિ કરે છે તે શ્રેષ્ઠ પુત્ર તથા સ્ત્રી, દ્રવ્ય, રત્નના સમૂહ ધૈર્ય શ્રેષ્ઠ બુદ્ધિ અને સ્મરણશક્તિ, તથા સર્વ શોકથી મૂકાઇને ઇચ્છિત કામનાને પ્રાપ્ત કરે છે.

વૈશંપાયન કહે છે—હે પરિક્ષિતના પુત્ર જનમેજય ! એ પ્રમાણે ધૌમ્યના વચન સાંભળીને સ્થિર ચિત્તવાળા દૃઢ વ્રતવાન, શુદ્ધ અંતઃકરણવાળા, ધર્માત્મા, જીતેંદ્રિય અને બ્રાહ્મણોનું પોષણ કરવાની ઇચ્છાવાળા ધર્મરાજ યુધિષ્ઠિર, પુષ્પાદિ સાહિત્યોથી સૂર્યની પૂજા કરી ગંગાના જળમાં પ્રવેશ કરી, સૂર્ય સામે ઉભા રહી આચમન કરી, મુનિવત થઇ પ્રાણવાયુને રૂંધીને, વાયુનું ભક્ષણ કરતા સૂર્યની સ્તુતિ કરવા લાગ્યા. હે સૂર્ય ! તમે સર્વ જગતના નેત્રરૂપ, સર્વ દેહ ધારિયોના આત્મારૂપ, સર્વ ભૂત પ્રાણીયોના કર્તા, સર્વ ક્રિયાના પ્રવર્તક, જ્ઞાનનિષ્ઠ પુરૂષોની ગતિરૂપ, યોગી પુરૂષોએ સેવેલા, મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોને મોક્ષ આપનાર તથા સર્વ જગતને સ્તંભન, પ્રકાશ, પવિત્ર અને પાલન કરનાર છો હે ઋષિયોના ગણોએ પૂજા કરેલા સૂર્ય, વેદના પારને પામેલા અને વરદાનની ઇચ્છાવાળા બ્રાહ્મણો પોતાની શાખાઓના મંત્રોથી તમારૂં ઉપસ્થાન કરીને, તમારા દિવ્ય રથની પછવાડે ગતિ કરે છે. સિદ્ધ, ચારણ, ગંધર્વ, યક્ષ, ગુહ્યક, નાગ અને ઉપેંદ્ર તથા ઇંદ્ર સહિત વિમાનમાં બેસનાર સર્વ દેવતાઓ, તમારૂં આરાધન કરીને સિદ્ધિયોને પામ્યા છે. શ્રેષ્ઠ વિદ્યાધરો, દિવ્ય મંદારનાં પુષ્પોની માળાઓથી તમારી પૂજા કરી તથા શરણ આવી પોતાના ઇચ્છિત મનોરથને પામે છે. ગુહ્યકો, અર્યમા તથા અગ્નિષ્વાત્તાદિ પિતૃઓના ગણ અને શ્રેષ્ઠ મનુષ્યો

પણ તમારી પૂજા કરીને ઉત્તમપણાને પામે છે; આઠ વસુ, ઓગણપચાસ વાયુ, અગિયાર રૂદ્ર, સાધ્ય દેવતાઓ અને વાલખિલ્યાદિ ઋષિયો, તમારૂં સેવન કરવાથી સર્વ પ્રાણીયોમાં શ્રેષ્ઠપણાને પામ્યા છે. બ્રહ્મલોક સહિત સાત લોકમાં કોઇ પણ તમારાથી શ્રેષ્ઠ ગણાય એમ હું માનતો નથી. આ જગતમાં પરાક્રમી અને મોટાઓ ઘણા છે, પણ તમારા સમાન તેજ તથા પ્રભાવ કોઇનો નથી. હે સર્વ તેજના અધિપતિ! તમારે વિષે સર્વ તેજ પંચ મહાભૂત સાત્વિક બુદ્ધિ અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યાદિ સાત્વિક ગુણો રહેલા છે. તમારા તેજે કરીને વિશ્વકર્માએ સુદર્શન નામનું ચક્ર નિર્માણ કરીને વિષ્ણુને આપ્યું, જેણે કરીને તે શાર્ઙ્ગધનુષને ધરનાર વિષ્ણુએ, દેવતાઓના શત્રુ દૈત્યોનો ગર્વ ઉતાર્યો. તમે ગ્રીષ્મ-ઋતુને વિષે પોતાના કિરણોથી સર્વ રસને ખેંચી લઇ વર્ષાઋતુમાં સર્વ ઔષધિયોના રસોને પૂરો છો. ઠંડી અને વાયુથી પીડા પામેલા જીવોને જેવું તમારા કિરણોથી સુખ થાય છે, તેવું અગ્નિ તથા ગરમ વસ્ત્રોથી થતું નથી. તેર દ્વીપવાળી સર્વ પૃથ્વીને કિરણોથી પ્રકાશ કરનાર તમે, ત્રણ લોકના કલ્યાણ સારૂ ગતિ કરો છો. જો તમારો ઉદય ન થાય તો આ સર્વ જગત કંઈ દેખી શકે નહીં, અને મોટા બુદ્ધિમાન્ પુરૂષો પણ ધર્મ, અર્થ તથા કામના ઉદ્યોગમાં પ્રવર્ત્તે નહીં. હે સૂર્ય! તમારી કૃપાથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ગર્ભાધાનાદિ સંસ્કાર, યજ્ઞ વાસ્તે પશુ બાંધવાની ઇષ્ટિયો, મંત્રોના જપો, યજ્ઞ, તથા તપશ્ચર્યાદિ સંસ્કાર ક્રિયાઓ કરે છે. જ્યોતિષશાસ્ત્રના જાણનાર પુરૂષો હજાર યુગનો એક બ્રહ્માનો દિવસ, ઉત્પન્ન કરનાર તમો છો. મનુ, મનુના પુત્રો, જગત, બ્રહ્મલોકને પામેલા પુરૂષો, મન્વંતરો અને સર્વ મોટાઓમાં જે મોટા તેમના ઇશ્વર તમે છો. હે સૂર્ય! પ્રલયકાળને વિષે તમારા ક્રોધથી ઉત્પન્ન થયેલો સંવર્ત્તક નામે અગ્નિનો ગણ સર્વ જગતને બાળી ભસ્મ કરે છે, અને વીજળી સહિત ઐરાવતાદિ મેઘના ગણોરૂપ તમારાં કિરણો જાડી ધારથી વરસી લય કરે છે, અને ફરી સૃષ્ટિ સમયમાં તમે બાર સ્વરૂપ ધારણ કરી પોતાના કિરણોથી પ્રલયનાં જળ શોષણ કરો છો. ઇંદ્ર, રૂદ્ર, વિષ્ણુ, પ્રજાપતિ, અગ્નિ, મન, સૂક્ષ્મ, પ્રભુ, બ્રહ્મ, હંસ, સવિતા, ભાનુ, અંશુમાલી, વૃષાકપિ, વિવસ્વાન્, મિહિર, પૂષા, મિત્ર, ધર્મ, સહસ્રરશ્મિ આદિત્ય, તપન, ગવાંપતિ, માર્ત્તંડ, અર્ક, રવિ, સૂર્ય, શરણ્ય, દિનકૃત્, દિવાકર, સપ્તસપ્તિ, ધર્મકેશી, વિરોચન, આશુગામી, તમોઘ્ન અને હરિતાશ્વ ઇત્યાદિ તમારાં નામો છે. અનેક તરેહની ફળની આશા તથા અહંકારથી રહિત જે પુરૂષ ભક્તિયુક્ત થઇને, છઠ અથવા સાતમને દિવસે તમારી પૂજા કરે છે, તેને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, અને તે પુરૂષ દુઃખ, આધિ, વ્યાધિ અને પાપથી મૂકાઇને સુખ તથા દીર્ઘ આયુષ્ય પામે છે. હું શ્રદ્ધાએ કરીને બ્રાહ્મણોને અન્ન આપવાની ઇચ્છાથી તમારે શરણ આવ્યો છું. તમે કૃપા કરીને મને અન્ન આપવા યોગ્ય છો. હું તમને તથા વિજળી અને વજ્રપાતાદિ કરનાર માઠર, અરૂણ અને દંડાદિ તમારા અનુચરોને તથા ક્ષુભા, મૈત્રી, સાવિત્રી, લક્ષ્મી અને પાર્વત્યાદિ દેવિયોને નમસ્કાર કરૂં છું. તમારે શરણ આવેલાની ઇચ્છિત કામના પરિપૂર્ણ કરવારૂપી રક્ષા કરો.

વૈશંપાયન કહે છે—હે મહારાજ! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાએ સ્તુતિ કરી ત્યારે સર્વ લોકના કર્ત્તા સૂર્ય પ્રસન્ન થઇ તેમની પાસે આવી દર્શન આપી કહેવા લાગ્યા કે, હે રાજન! તમારા મનમાં જે ઇચ્છા છે તે પ્રમાણે હું બાર વર્ષ પર્યંત બ્રાહ્મણાદિનું પોષણ થવા સારૂ તમને અન્ન પ્રાપ્ત કરાવીશ. હે પૃથ્વીપતિ! આ એક હું તમને પીરસવા

સારૂ ત્રાંબાનું પાત્ર આપું છું તે ગ્રહણ કરો. જેમાંથી, તમારાં ભાઈ દ્રૌપદી, તમો છ જણને પૂરૂં થાય એટલું ફળ, મૂળ, માંસ, શાકભાજી તથા અન્ન રાંધશે તે કદી ખૂટશે નહીં તમને આજથી ચૌદમે વર્ષે પાછું રાજ્ય મળશે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એ પ્રમાણે કહીને સૂર્ય અંતર્ધાન થયા. યુધિષ્ઠિરે સૂર્યની સ્તુતિ કરતાં ઉચ્ચાર કરેલાં સ્તોત્રનો સ્થિર મનવાળા જે પુરૂષ સૂર્યની પૂજા કરીને પાઠ કરશે, તેને સૂર્ય પ્રસન્ન થઇને, ઇચ્છિત કામના આપશે અથવા આ સ્તોત્રનો સદૈવ પાઠ કરશે અથવા સાંભળશે, તેને પુત્ર, ધન અને વિદ્યાની પ્રાપ્તિ થશે. વળી કોઇ પુરૂષ અથવા સ્ત્રી સવાર તથા સાંજ સંધ્યાકાલમાં પાઠ કરશે, તે દુઃખ તથા બંધનમાં આવ્યાં હશે તોપણ તેથી મુક્ત થશે. આ સ્તોત્ર પૂર્વે બ્રહ્માએ ઇંદ્રને કહ્યું હતું. નારદજીએ ધૌમ્યાચાર્યને અને તેમણે યુધિષ્ઠિરને કહ્યું, જેણે કરીને યુધિષ્ઠિર રાજા પોતાની ઇચ્છિત કામના પામ્યા. આ સ્તોત્રના પ્રભાવથી મનુષ્ય, યુદ્ધમાં જય તથા પુષ્કળ દ્રવ્યને પામી તથા પાપથી મૂકાઇને ઉત્તમ લોકપ્રત્યે જશે. હે જનમેજય ! સૂર્યથી વરદાન પામેલા યુધિષ્ઠિર જળમાંથી બહાર નીકળી ધૌમ્યાચાર્યને પગે લાગી તથા પોતાના ભાઇઓને મળીને દ્રૌપદી પાસે આવ્યા, ત્યારે તેણે તેને નમસ્કાર કર્યો. પછી યુધિષ્ઠિરે રસોઈ કરાવી અને સૂર્યે આપેલા પાત્રમાં અન્ન રખાવ્યું. તે અન્ને કરીને પ્રથમ બ્રાહ્મણોને, પછી પોતાના ભાઇઓને ભોજન કરાવીને પોતે ભોજન કર્યું. ત્યાર પછી દ્રૌપદીએ ભોજન કર્યું. એ પ્રમાણે યુધિષ્ઠિર રાજા, દ્રૌપદીએ ભોજન કર્યા પછી જે અક્ષયપાત્રમાંથી અન્ન મુદ્દલ પ્રાપ્ત થતું ન હતું, તે પાત્ર સૂર્ય પાસેથી પામીને, બ્રાહ્મણોને નિરંતર ઇચ્છિત ભોજન પદાર્થો આપી તૃપ્ત કરવા માંડયા. ધૌમ્યાચાર્યાદિ બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કરેલા પાંડવો, ધૌમ્ય તથા બ્રાહ્મણો સહિત કામ્યક નામના વન પ્રત્યે જવા સારૂ ત્યાંથી રવાના થયા.

**ततः कृतस्वस्त्ययना धौम्येन सहपांडवाः**
**द्विजसंघैः परिवृताः प्रययुः काम्यकं वनं ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि काम्यकवनप्रवेशे गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**

## અધ્યાય ૪ થો. ધૃતરાષ્ટ્ર ને વિદુર સંવાદ.

**वैशंपायन उवाच—वनं प्रविष्टेष्वथ पांडवेषु प्रज्ञाचक्षुस्तप्यमानोंबिकेयः**
**धर्मात्मानं विदुरमगाधबुद्धिं सुखासीनो वाक्यमुवाच राजा ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાંડવો વનમાં ગયા પછી સુખે કરીને બેઠેલા અને બુદ્ધિરૂપી નેત્રવાળા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાએ, મોટી બુદ્ધિવાળા ધર્માત્મા વિદુરજીને કહ્યું કે, હે વિદુર ! શુક્રાચાર્ય સરખા શ્રેષ્ઠ બુદ્ધિવાળા, સૂક્ષ્મ ધર્મને જાણનાર કૌરવો તથા પાંડવોમાં સમાન ભાવવાળા અને કૌરવોને માન્ય તમે, પાંડવોનું તથા કૌરવો સહિત મારૂં સારૂં કેમ થાય તે કહો ? હે વિદુર ! પાંડવો દ્યૂતમાં હારી વનમાં ગયા, પણ મારે હવે શું કરવું ? આ શહેરની પ્રજા અમારૂં ભજન કરે અને પાંડવો અમારો નાશ ન કરે એવો ઉપાય બતાવો. વિદુરે કહ્યું કે, હે રાજન ! ધર્મ અર્થ, તથા કામ, રાજા ધર્મે કરીને

પ્રાપ્ત થાય છે, એમ મહા પુરૂષો કહે છે. તમે ધર્મમાં રહીને તમારા પુત્રો તથા પાંડુ રાજાના પુત્રોનું પાલન કરો. હે ધૃતરાષ્ટ્ર ! તમારો પુત્ર દુર્યોધન, કુંતીના પુત્ર સત્યવાદી યુધિષ્ઠિરને, સભામાં બોલાવીને દ્યૂતમાં જીત્યો. વળી પાપ યુક્ત અંતઃકરણવાળા શકુનિ આદિ દુષ્ટ પુરૂષોએ, નહીં કહેવાં ઘટે એવાં વચન તેમને સંભળાવ્યાં ! પણ હવે તેઓ પાંડવોના અપરાધથી છૂટે અને તમારો પુત્ર દુર્યોધન જગતમાં સુખે કરીને રહી શકે, એવો ઉપાય કહું તે સાંભળો. હે રાજન ! પાંડુરાજાના પુત્ર પાંડવોનાં રાજ્યાદિ તમે હરણ કરી લીધાં છે તે તેમને પાછાં આપો. રાજાએ પોતાનાં દ્રવ્યાદિ હોય તેમાં સંતોષ રાખવો પણ બીજાની ઇચ્છા રાખવી નહીં, એ પરમ ધર્મ છે. તમે મારા કહેવા પ્રમાણે કરશો તો તમારો યશ નાશ નહી પામે, સગા સંબંધિયોમાં તડ નહીં પડે અને તમને અધર્મ પણ બાધ કરશે નહીં. તેમ થવાથી શકુનિનું અપમાન થશે પણ પાંડવો ખુશી થશે, વાસ્તે હે રાજન ! જો તમને તમારા પુત્રો જીવતા રહે એવી ઇચ્છા હોય તો હું કહું છું તેમ તમે જલદીથી કરો, અને જો તેમ નહી કરો તો સર્વ કૌરવનો નાશ થશે. ભીમસેન અથવા અર્જુન, એ બેમાંથી એક પણ ક્રોધ પામે તો શત્રુની સર્વ સેનાનો નાશ કરે એમ છે ! વળી પાંડવોમાં અસ્ત્રવિદ્યામાં કુશળ અને જગતમાં પ્રસિદ્ધ ગાંડીવ ધનુષને ધરનાર અર્જુન તથા મોટી ભુજાવાળો ભીમસેન ત્રણ લોકમાં શું ન મેળવી શકે એમ છે ? તમે તેઓને રાજ્ય પાછું નહી આપો તો, તેઓ સેના સહિત તમારા પુત્રોનો નાશ કરીને પણ રાજ્ય લેશે. હે રાજન ! પર્વે મેં તમને તમારૂં કલ્યાણ થાય તે વાસ્તે જ્યારે દુર્યોધનનો જન્મ થયો ત્યારે, આ તમારો પુત્ર સર્વ કુળનો નાશ કરનાર છે માટે તેનો ત્યાગ કરો એમ કહ્યું, તોપણ તમે તેમ કર્યું નહી. હજી હું કહું છું તેમ નહીં કરો તો પછી તમે પસ્તાશો. તમારો પુત્ર દુર્યોધન પ્રસન્ન થઇને માને તો પાંડવો સાથે મળી સૌ સૌનું રાજ્ય સૌને સોંપો ને તેમ ન માને તો દુર્યોધનને બંધીખાનામાં નાખીને, તમો સર્વને સુખ પ્રાપ્ત થવા સારૂં સર્વ રાજ્ય યુધિષ્ઠિરને આપો. ક્રોધ છોડી દઇને તે ધર્મથી પૃથ્વીનું પાલન કરશે, ત્યારે સર્વ રાજાઓ વૈશ્ય સરખા થઇને આપણી ઉપાસના કરશે, માટે હે રાજન ! આ તમારો પુત્ર દુર્યોધન, શકુનિ અને કર્ણ એ સૌ પ્રીતિથી પાંડવોનો આશ્રય કરો. દુઃશાસન ભરી સભામાં ભીમસેન તથા દ્રૌપદી પાસે પોતે કરેલા અપરાધ વિષે માફ માગે. તમે મને પૂછો છો વાસ્તે કહું છું કે આ માગ કહેવા પ્રમાણે કરો અને યુધિષ્ઠિરને ભાઇઓ સહિત બોલાવી, સત્કાર કરીને, રાજ્યગાદી ઉપર બેસાડો. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે વિદુર ! તમે આ સભામાં મારી પાસે, પાંડવોનું હિત થાય, અને મારા પુત્રોનું અહિત થાય એવાં જે વાક્ય કહ્યાં, તે હું શું નથી સમજતો ? તમે કહો છો કે દુર્યોધનને બંધીખાનામાં નાખો, અને યુધિષ્ઠિરને રાજ્ય આપો. હે વિદુર ! આવો મત આપવો એ તમે ક્યાંથી શીખી આવ્યા ? હું એમ માનું છું કે, તમે પાંડવોનું હિત ઇચ્છનાર છો, અમારૂં હિત ઇચ્છનાર નથી. પાંડવો મારા ભાઇના પુત્રો છે તે મારાજ પુત્રો છે, પણ દુર્યોધન તો મારા દેહથી ઉત્પન્ન થયેલો છે, માટે હું તેને તેઓ સારૂ બંધીખાનામાં નાખી ત્યાગ કરૂં ? હે વિદુર ! સર્વમાં સમાન બુદ્ધિવાળો કયો પુરૂષ, કોઇને બીજા સારૂ તારા દેહનો ત્યાગ કર એમ કહે ? પણ તમે તો મને કેવળ કપટ ભરેલાં વાક્ય કહો છો, તથાપિ હું તમારૂં માન રાખીને કહું છું કે જો ઇચ્છે તો અહીં રહો, વા પાંડવોની પાસે જાઓ, તમને જેમ સારૂં લાગે તેમ કરો, પણ

જેમ દુષ્ટ સ્ત્રીને ઘણી સમજાવી હોય, તોપણ તે પોતાના પતિનો ત્યાગ કરે છે, તેમ તમે કરો નહિ. વૈશંપાયન કહે છે કે, હે રાજન ! એ પ્રમાણે કહીને ધૃતરાષ્ટ્ર રાજા, ત્યાંથી ઉઠીને પોતાના ઘરમાં ગયા, અને વિદુર કૌરવોનું કુળ બચવાનું નથી, એમ કહેતા ત્યાંથી પાંડવો પાસે જવા સારૂં ચાલી નીકળ્યા.

एतावदुक्त्वा धृतराष्ट्रोन्वपद्यदंतर्वेश्मसहसोत्थाय राजन्
नेदमस्तीत्यथ विदुरो भाषमाणः संप्राद्रवद्यत्र पार्था बभुवुः ॥
इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि विदुरवाक्यप्रत्याख्याने गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો. વિદુરનું પાંડવો પાસે જવું.

वैशंपायन उवाच—पांडवास्तु वने वासमुद्दिश्य भरतर्षभाः
प्रययुर्जान्हवीकूलात्कुरुक्षेत्रं सहानुगाः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવો, કૌરવો સાથે કરાર પ્રમાણે વનમાં રહેવા સારૂ બ્રાહ્મણો સહિત ગંગાને કિનારેથી કુરૂક્ષેત્ર તરફ ગયા. પછી સરસ્વતી, દૃષદ્વતી તથા યમુનાનું સેવન કરતા પશ્ચિમ દિશા તરફ એક વનમાંથી બીજા વનમાં જવા લાગ્યા. મરૂ તથા જંગલ દેશ પ્રત્યે જઈ, મુનિજનોને પ્રિય અને ઘણા મૃગ તથા પક્ષિઓવાળા કામ્યક નામે વનને જોઇને, મુનિયોએ સાંત્વના કરેલા શૂરવીર પાંડવો, ત્યાં નિવાસ કરીને રહ્યા. હવે સદૈવ પાંડવોને મળવાની ઇચ્છાવાળા વિદુર હસ્તિનાપુરથી જલદી ચાલનારા અશ્વો જેમાં જોડેલા હતા એવા રથમાં બેસીને એકલા કામ્યક વનમાં ગયા. ત્યાં ભાઇઓ, દ્રૌપદી તથા બ્રાહ્મણો સહિત બેઠેલા યુધિષ્ઠિરને છેટેથી તેમણે જોયા. યુધિષ્ઠિરે પોતા તરફ આવતા વિદુરને જોઇ ભીમસેનને કહ્યું કે હે ભીમસેન ! વિદુર અહિં આવે છે માટે તે આપણને શું કહેશે ? હે વાયુપુત્ર ! શકુનિના કહેવાથી દ્યૂત રમવા સારૂ તે આપણને તેડવા તો આવતા નહીં હોય ? અરે વળી અલ્પ પરાક્રમવાળો શકુનિ દ્યૂત સભામાં આપણને જીતીને આપણાં આયુધોને તો નહીં જીતી લે ? મને કોઇનો દૂત દ્યૂત રમવા સારૂ તેડવા આવે તો હું નિવૃત્ત પામવા સમર્થ નથી, માટે તેમ હશે તો હવે આપણી પાસે પણ મૂકવાને કંઇ નથી, કેવળ આયુધો છે ! પણ તેમાં જો ગાંડીવ ધનુષ પણમાં મૂકીને આપણે હારી જઇશું તો પછી આપણને પાછું રાજ્ય મળવામાં સંદેહ છે. વૈશંપાયન કહે છે કે, હે રાજન ! પછી નજીક આવેલા વિદુરને જોઇ સર્વ પાંડવોએ ઉભા થઇ, પગે લાગીને તેમનો સત્કાર કર્યો. વિદુરજીએ તેઓને મળીને તેમનો સત્કાર કર્યો. પછી જ્યારે વિદુર સુખે કરીને બેઠા ત્યારે તેઓએ તેમને વનમાં આવવાનું કારણ પૂછ્યું. તે વખતે વિદુરજી, પોતાને વનમાં આવવાનું કારણ તથા ધૃતરાષ્ટ્ર રાજાની વૃત્તિ કહેવા લાગ્યા કે, હે શત્રુ દમનના યુધિષ્ઠિર ! ધૃતરાષ્ટ્ર રાજાએ મને પોતાની પાસે બેસારી, સત્કાર કરીને પૂછ્યું કે "હે વિદુર ! પાંડવો વનમાં ગયા, હવે તેમનું તથા પુત્રો સહિત મારૂં હિત કેમ થાય, તે અમારામાં સમાનપણું રાખીને કહો ?" ત્યારે મેં કૌરવોનું હિત થાય અને ધૃતરાષ્ટ્રને સારૂં લાગે એવાં વાક્ય કહ્યાં. શકુનિ આદિના આશ્રયથી તમારૂં સારૂં નહીં થાય, અને પાંડવોથી

શ્રેય થશે, ઇત્યાદિ કહ્યું; પણ અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાને જેમ મૃત્યુ નજીક પ્રાપ્ત થએલા પુરૂષને પથ્ય ઔષધ, દુષ્ટ સ્ત્રીને શ્રોત્રિય બ્રાહ્મણના ઘરમાં રહેવું અને બાલ્યાવસ્થાવાળી સ્ત્રીને સાઠ વર્ષનો પતિ ન ગમે, તેમ મારૂં કહેવું ગમ્યું નહી. હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! હું એમ માનું છું કે કૌરવોનો અવશ્ય વિનાશ થશે. કારણ કે જેમ કમળના પુષ્પ ઉપર પાણી નાખ્યું હોય તો તે રહે નહીં, તેમ મારાં વાક્ય ધૃતરાષ્ટ્રના હૃદયમાં રહ્યાં નહીં અને ઉલટા ક્રોધે ભરાઇ બોલ્યા કે, "તમને પાંડવોમાં સ્નેહ છે તો ત્યાં જાઓ. હું તમારી સહાયતાથી પૃથ્વી અથવા પુરનું પાલન કરવા ઇચ્છતો નથી." હે રાજન ! એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાએ મારો ત્યાગ કર્યો, વાસ્તે તમને શિખામણ આપવા સારૂ તમારી પાસે આવ્યો છું. હે યુધિષ્ઠિર ! પૂર્વે ધૃતરાષ્ટ્રની સભામાં મેં તમને જે વાક્ય કહ્યાં છે, તે યાદ રાખજો, અને હમણાં પણ હું કહું છું તે ધ્યાનમાં રાખો કે, જે પુરૂષ શત્રુઓથી ઘણાં દુઃખને પામતો હોય, પણ પોતાનો સમય જોઇને રહે તો, જેમ તૃણમાં રહેલો અગ્નિ થોડો હોય તોપણ તેને બાળીને પોતાની વૃદ્ધિ કરે છે, તેમ શત્રુઓનો નાશ કરીને રાજ્યને પામે છે. જેનું દ્રવ્ય વહેંચાયલું ન હોય તેવા દુઃખમાં સહાય કરનાર પુરૂષો પણ ભાગ લે છે, માટે સહાયતા વાસ્તે, પોતાના ભાઇયો આદિને દ્રવ્ય વહેંચી દઇને જૂદા ન કરવા એજ ઉપાય છે. સહાયતાથી રાજ્યની પ્રાપ્તિ થાય છે, એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. હે પાંડવ ! જે રાજા, પોતાને સહાયતા કરનાર ભાઇયો આદિને શ્રેષ્ઠ અને અનર્થપણા રહિત સત્ય વચનો કહે તેઓ સહિત તેમને પોતાની બરાબર અન્ન આપીને ભોજન કરે અને તેઓ પહેલા પોતાને સુખ થાય એવો ઉપાય ન કરે, એવી વૃત્તિથી વર્ત્તે તો, તે, સુખ તથા મોટાઇને પામે છે. તમે તમારા ભાઇયોમાં એવી વૃત્તિથી વર્તશો, તો તમને રાજ્ય, સુખ અને મોટાઇની પ્રાપ્તિ થશે. યુધિષ્ઠિર કહે છે કે હે વિદુરજી ! તમે જેમ કહો છો તેમ અમે કરીશું. વળી દેશકાલ પ્રમાણે બીજું પણ જે કહેવાનું હોય તે કહો તો તેમ, તમારાથી શ્રેષ્ઠ બુદ્ધિને પામેલો હું સાવધાન રહી તેમ કરીશ.

एवं करिष्यामि यथा ब्रवीषि परां बुद्धिमुपगम्याप्रमत्तः ।
यच्चाप्यन्यद्देशकालोपपन्नं तद्वैवाच्यं तत्करिष्यामि कृत्स्नं ॥

इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि विदुरनिर्वासे गूर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥

---

## અધ્યાય ૬ ઠ્ઠો. વિદુરનું પ્રત્યાગમન.

वैशंपायन उवाच—गते तु विदुरे राजन्नाश्रमं पांडवान्प्रति ।
धृतराष्ट्रो महाप्राज्ञः पर्यतप्यत भारत ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થએલા રાજન ! વિદુર પાંડવો પાસે ગયા પછી મોટી બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર રાજા ખેદ પામવા લાગ્યા અને સ્નેહ તથા વેર કરવાના ઉપાયને જાણનાર વિદુર પાંડવો પાસે ગયા તેથી તેઓની વૃદ્ધિ થશે, એમ માની તથા વિદુરને સંભારીને મોહ પામ્યા. બીજા રાજાઓના જોતાં સભાના દ્વાર પાસે તે બેભાન થઇ પડી ગયા અને થોડીવાર પછી દેહની શુદ્ધિ આવવાથી પૃથ્વી ઉપરથી ઉઠી તેમણે,

પોતાની પાસે ઉભેલા સંજયને કહ્યું કે, હે સંજય ! મારામાં સ્નેહ રાખનાર અને સાક્ષાત્ ધર્મરૂપ મારા ભાઇ વિદુરને સંભારતાં આજ મારૂં હૃદય ખેદ પામે છે માટે ધર્મ જાણનાર મારા ભાઇ વિદુરને જલદીથી મારી પાસે લઇ આવ. પશ્ચાત્તાપથી દુઃખ પામેલા અને વિદુરને સંભારવાથી મોહયુક્ત થયેલા ધૃતરાષ્ટ્ર રાજાએ, કૃષ્ણની પેઠે ખેદ પામતાં વિદુર-પરના સ્નેહને લીધે, ફરીથી સંજયને કહ્યું કે, હે સંજય ! તું વનમાં જઇને, પાપ બુદ્ધિ-વાળા મેં, ક્રોધથી તિરસ્કાર કરીને ત્યાગ કરેલો મારો ભાઇ વિદુર જો જીવતો હોય તો તેની ખબર લે. મોટી બુદ્ધિવાળા વિદુરે કોઇ દિવસ જરા પણ મારૂં અપ્રિય કર્યું નથી, તે મારાથી અપ્રિયપણાને પામ્યો માટે તેના વગર હું જીવીશ નહીં. હે સંજય ! તું જલદીથી વિદુર પાસે જઇ તેને અહીં તેડી લાવ. હે જનમેજય ! ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી તેનું માન્ય રાખી 'ઘણું સારૂં' એમ કહીને સંજય જલદીથી કામ્યકવન પ્રત્યે ગયો. જ્યાં પાંડવો હતા ત્યાં કામ્યકવનમાં જઇને દેવતાઓએ રક્ષણ કરેલા ઇંદ્રની પેઠે બ્રાહ્મણોએ રક્ષા કરેલા, મૃગચર્મ ઓઢેલા અને વિદુર તથા હજારો બ્રાહ્મણોની વચમાં બેઠેલા યુધિષ્ઠિરને જોઇ તેમની પાસે આવી વિનય વાક્યથી ઘણો સત્કાર કર્યો. ભીમસેન, અર્જુન નકુલ તથા સહદેવે સંજયનો સત્કાર કર્યો. પછી યુધિષ્ઠિર રાજાએ કુશળ સમાચાર પૂછ્યા. અને સુખે કરીને બેઠેલો સંજય, પોતાને આવવાનું કારણ કહી વિદુરને કહેવા લાગ્યો કે, હે વિદુરજી ! અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર તમને સંભારે છે માટે તેમની પાસે આવી, ખેદ રહિત કરો. પાંડવોની રજા લઇને તમે ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી તેમની પાસે આવવા યોગ્ય છો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એવાં સંજયનાં વચન સાંભળી બુદ્ધિમાન્ વિદુરજી, યુધિષ્ઠિરની રજા લઇ હસ્તિનાપુર ગયા. અંબિકાના પુત્ર મોટા તેજસ્વી ધૃતરાષ્ટ્ર રાજાએ તેમને કહ્યું કે, હે ધર્મ જાણનાર ! નિષ્પાપ વિદુર, તમે પાછા અહીં આવ્યા એ ઘણું સારૂં થયું. હે ભરત-કુળમાં શ્રેષ્ઠ ! તમે રિસાઇને પાંડવો પાસે ગયા તેથી મને દિવસ તથા રાત્રિમાં નિદ્રા પ્રાપ્ત થતી ન હતી, અને મારૂં શરીર વિચિત્ર પ્રકારથી તેજ તથા લક્ષ્મી વગરનું જોવામાં આવતું હતું. હે જનમેજય ! એમ કહીને તેમણે વિદુરજીને પોતાના ખોળામાં બેસારી તેમના મસ્તકના કેશ સુંઘ્યા. હે નિષ્પાપ ! મેં જે તમને દુષ્ટ વચનો કહ્યાં તે ક્ષમા કરો. વિદુર બોલ્યા કે, હે રાજન ! તમે મારા મોટા ભાઇ થાઓ છો માટે મેં ક્ષમા કરી છે, અને તમારા દર્શનની ઇચ્છાથી હું તમારી પાસે આવ્યો છું. હે મનુષ્યોમાં સિંહરૂપ ધૃતરાષ્ટ્ર ! જેમ ધર્મયુક્ત પુરૂષો ગરીબાઇમાં આવેલાઓનો પક્ષ કરે છે, તેમ મેં પાંડવોને તેવી સ્થિ-તિમાં જોઇ તેમના પક્ષનાં વાક્ય કહ્યાં છે, પણ તમારા પુત્રોમાં દ્વેષને લીધે કહ્યાં નથી. હે ભારત ! મને જેમ પાંડુરાજના પુત્રો પાંડવો છે, તેમજ તમારા પુત્રો કૌરવો છે, એ બેઉમાં કંઇ ભેદ નથી. વૈશંપાયન કહે છે કે, એ પ્રમાણે મોટી કાંતિવાળા, ભાઇઓ ધૃતરાષ્ટ્ર તથા વિદુરજી પરસ્પર વાતો કરીને પરમ આનંદ પામ્યા.

अन्योन्यमनुनीयैवं भ्रातरौ द्वौ महाद्युती ।
विदुरो धृतराष्ट्रश्च लेभाते परमामुदं ॥

**इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि विदुरप्रत्यागमने गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥**

## અધ્યાય ૭ મો. વ્યાસનું હસ્તિનાપુર આવવું.

**वैशंपायन उवाच –श्रुत्वा च विदुरं प्राप्तं राज्ञा च परिसांत्वितं**
**धृतराष्ट्रात्मजो राजापर्यतप्यत दुर्मतिः ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! ધૃતરાષ્ટ્રનો પુત્ર દુષ્ટમતિવાળો દુર્યોધન, વિદુરજી પાછા આવ્યા અને ધૃતરાષ્ટ્ર રાજાએ તેમની સાંત્વના કરી એ સાંભળીને તાપ પામવા લાગ્યો. કુબુદ્ધિવાન દુર્યોધને શકુનિ, કર્ણ અને દુઃશાસનની તરફ ફરી બેઠા તેમને બોલાવીને કહ્યું કે, હે મિત્રો ! બુદ્ધિવાન ધૃતરાષ્ટ્ર રાજાના મંત્રી, પાંડવોનું હિત ઇચ્છનાર અને વિદ્વાન વિદુરજી પાછા આવ્યા. પણ જ્યાંસુધી તેમણે, પાંડવોને અહીં પાછા બોલાવવાનો વિચાર ધૃતરાષ્ટ્રને આપ્યો નથી તે પહેલાં મારૂં હિત થાય એવો વિચાર કરો. પાંડવો અહીં પાછા આવશે તેમને હું જોઇશ તો, વળી ખાનપાન રહિત થઇને સુકાઇ જઇશ, અને ઝેર ખાઇને, અથવા ફાંસી ખાઇને, વા હથિઆરથી, અથવા અગ્નિમાં પ્રવેશ કરીને, મૃત્યુ પામીશ, પણ સદ્બુદ્ધિવાળા તેઓને જોવા હું સમર્થ થઇશ નહિ. શકુનિ બોલ્યો કે, હે પૃથ્વીપતિ દુર્યોધન ! તું બાળકના જેવી મતિ શું કરે છે ! બાર વર્ષ પર્યંત વનમાં રહેવું એવો વદાડ કરીને ગયેલા પાંડવો, તારા કહેવા પ્રમાણે કદી પાછા આવશે નહી, કારણ તેઓ સત્યવાદી છે. તારા પિતા ધૃતરાષ્ટ્ર રાજા બોલાવશે તોપણ તેઓ તેમના વચનને માન્ય કરશે નહી ! જો ધૃતરાષ્ટ્ર રાજાના કહેવાથી તેઓ પોતાને વનમાં રહેવાનો નિયમ તોડીને અહીં આવશે, તો ત્યારે જે કરવાનું હશે તેનો આપણે સૌ મળીને વિચાર કરીશું ! અને અમે તેઓનાં છિદ્રો જોતા ધૃતરાષ્ટ્રની તાબેદારીમાં રહીને મધ્યસ્થ થઇ રહીશું. ત્યારે દુઃશાસન બોલ્યો કે હે મોટા બુદ્ધિવાળા મામા શકુનિ ! તમે નિરંતર ઘણા સારા વિચાર આપો છો, માટે મને તમારી બુદ્ધિ ઘણી સારી લાગે છે. હમણાં તમે મનસુબો આપ્યો એજ ઘણો સારો છે. પછી કર્ણે કહ્યું કે હે દુર્યોધન ! આપણા સર્વનો એકમત છે, અને અમે તમારૂં ઇચ્છિત થાય તેવી આશા રાખીએ છિયે, માટે પાંડવો વદાડ પ્રમાણે વનમાં રહ્યા પહેલાં આવશે નહી. કદી પોતાનું સત્યપણું છોડીને આવે તો, ફરીથી તેમને દ્યૂત રમાડીને જીતીશું. વૈશંપાયન કહે છે–હે રાજન ! કર્ણનાં વચન સાંભળી નહી પ્રસન્ન થયેલો દુર્યોધન, નીચું મોઢું કરીને બેઠો. ત્યારે કર્ણ, તેની તરફ નજીક બેસી, ક્રોધથી પોતાની આંખો ઉઘાડી દુર્યોધન, શકુનિ તથા દુઃશાસનની સામું જોઇ છાતી કાઢીને કહેવા લાગ્યો કે, હે પૃથ્વીના રાજાઓ ! હવે મારો બીજો મત કહું તે સાંભળો. જો શકુનિના કહેવા પ્રમાણે આપણે ધૃતરાષ્ટ્ર રાજા પાસે ચાકરની પેઠે હાથ જોડીને રહીશું, અને તેનું પ્રિય કરશું. તો દુર્યોધનનું હિત કદી કરી શકીશું નહિ. આપણે સૌ, હથિયારો ગ્રહણ કરી, કવચો પહેરી રથોમાં બેસી સેના સહિત વનમાં રહેલા પાંડવોનો નાશ કરવા સારૂ જઇએ, કારણ તેઓ નાશ પામીને, કોઇ ને જાણવામાં નથી આવતી એવી ગતિને પામશે, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રો તથા આપણો જગતમાં જે કપટીપણાનો અપયશ છે, તે ટળી જશે. તેઓ જ્યાંસુધી જીતવાની આશા રહિત ખેદયુક્ત અને મિત્રો વગરના છે ત્યાંસુધી જીતાશે. હે જનમેજય ! એવાં કર્ણનાં વચન સાંભળી દુર્યોધનાદિ વખાણ કરીને ઘણું સારૂ એમ બોલ્યા, તેજ વખતે કર્ણ સહિત તેઓ કવચ પહેરી, હથિયારો લઇ અને જુદા જુદા રથોમાં બેસી પાંડવોને મારવા સારૂ હસ્તિનાપુરમાંથી નીકળ્યા. તે વખતે મહા સમર્થ વેદ વ્યાસ પોતાની દિવ્ય દ્રષ્ટિથી

બધી હકીકત જાણીને ત્યાં આવ્યા: સર્વ લોકમાં પૂજ્યલા મહાસમર્થ વ્યાસજી તેઓને પાંડવો પાસે જવા નહીં દઇને બુદ્ધિરૂપી દૃષ્ટિવાળા ધૃતરાષ્ટ્રની પાસે જલદીથી આવી આ પ્રમાણે કહેવા લાગ્યા.

प्रतिषिध्याथ तान्सर्वान् भगवांल्लोकपूजितः
प्रज्ञाचक्षुषमासीनमुवाचाभ्येत्य सत्वरं ॥

इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि व्यासागमने गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો. વ્યાસનાં કૌરવોના હિતનાં વચન.

व्यास उवाच—धृतराष्ट्रमहाप्राज्ञनिबोध वचनं मम
वक्ष्यामि त्वां कौरवाणां सर्वेषां हितमुत्तमं ॥

વ્યાસજી કહે છે–હે મોટી બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર ! સર્વ કૌરવોના હિતરૂપ મારાં વચન સાંભળો. હે મહાબાહો ! દુર્યોધનાદિએ કપટે કરીને જીતવાથી પાંડવો વનમાં ગયા, એ હું સારૂં માનતો નથી. કૌરવોએ આપેલાં દુઃખો સંભારતા પાંડવો, જ્યારે તેર વર્ષ પુરાં થશે ત્યારે ક્રોધ પામી કૌરવો ઉપર શસ્ત્રનો પ્રહાર કરશે. હે રાજન ! પાપ યુક્ત અંતઃકરણવાળો, નિરંતર મંદ બુદ્ધિવાળો અને ક્રોધ પામેલો તમારો પુત્ર દુર્યોધન રાજ્ય સારૂ પાંડવોને મારવાની ઇચ્છા રાખે છે તેને વારો, કારણ કે, વનમાં રહેલા પાંડવોને મારવાની ઇચ્છા તે રાખશે, તો તે મૂર્ખ પોતે પ્રાણ રહિત થશે. હે ધૃતરાષ્ટ્ર ! વિદુરજી, ભીષ્મ, હું, કૃપાચાર્ય, અને દ્રોણાચાર્ય, જેવા બુદ્ધિમાન્ અને સારા આચરણવાળા છીયે, તેવાજ તમે પણ છો માટે હે મોટી ભુજાવાળા ! સંબંધિયો સાથે વેર કરવું, એ સત્પુરૂષોએ નિંદેલું છે, કારણ કે તેથી અધર્મ તથા જગતમાં અપયશ થાય છે, તમે તે ન કરો, અને તમારા પુત્ર દુર્યોધનને પાંડવોનો નાશ કરવાની જે બુદ્ધિ છે, તે તમે નિવૃત્ત કરો, જો તેમ નહીં કરશો તો તમને મોટો અન્યાય થશે. મંદ બુદ્ધિવાળો તમારો પુત્ર દુર્યોધન, પાંડવો પાસે વનમાં જઇને એક યુધિષ્ઠિરની પાસે સ્નેહ રાખીને રહે જેથી જ્યારે તેના સંગને લીધે દુર્યોધનને દિવસે સર્વ પાંડવોમાં સ્નેહ બંધાશે, ત્યારે તમારાં ઇચ્છિત કાર્યો સિદ્ધ થશે. હે રાજન ! મનુષ્યો-નો સ્વભાવ હોય તે મૃત્યુ પ્રાપ્ત થયા પહેલાં ટળતો નથી. એમ સંભળાય છે, માટે તમારો પુત્ર કદી સમજનાર નથી અરે ! ભીષ્મ, દ્રોણ, વિદુરજી અને તમે, પૂર્વે દ્યુત રમાયું તે યોગ્ય કામ થયું એમ કેમ માનો છો અને તેથી તમારૂં દ્રવ્ય શું વૃદ્ધિ પામ્યું છે ?

कथं वा मन्यते भीष्मो द्रोणाथ विदुरोपि वा
भवान्वात्रक्षमं कार्यं पुरावोर्थोभिवर्द्धते ॥

इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि व्यासवाक्ये गुर्जरभाषाया षष्ठमोऽध्यायः ८ ॥

## અધ્યાય ૯ મો. સુરભિ-ઉપાખ્યાન.

**धृतराष्ट्र उवाच—भगवन्नाभ्यनन्दं वै द्यूतसंभवं**
**मन्ये तद्विधिनाकृष्य कारितोऽस्मीति वै मुने ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સમર્થ વ્યાસજી ! દ્યૂતનો સંભવ થયો એ હું સારૂં માનતો ન હતો, પણ વિધાતાએ મને ખેંચીને તે કામ કરાવ્યું છે, એમ હું નિશ્ચય માનું છું. દ્યૂતની ભીષ્મ, દ્રોણાચાર્ય, વિદુરજી અને ગાંધારીએ ના કહી હતી, તોપણ મેં મોહથી તે કામ કરાવ્યું ! પણ હવે હે સત્યવ્રતવાન વ્યાસજી ! હું પુત્રમાં સ્નેહ હોવાથી મારૂં શ્રેય નહી થાય એમ જાણું છું, તોપણ દુર્યોધનનો ત્યાગ કરવા બીલકુલ સમર્થ નથી. વ્યાસ બોલ્યા કે, હે વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર ! જેમ તમે સત્ય વચન કહો છો, તેમ હું પણ પુત્ર સમાન બીજું કંઈ શ્રેષ્ઠ નથી એમ માનું છું અને સુરભિ ગાયના કહેવાથી, ઇંદ્ર પણ તેમજ માને છે. હવે હે પૃથ્વીપતિ ! હું તમને ઇંદ્ર અને સુરભિના સંવાદરૂપ એક ઉત્તમ આખ્યાન કહું તે સાંભળો.

હે રાજન ! સર્વે બળદોની માતા સુરભિ સ્વર્ગમાં ઇંદ્ર પાસે જઈને રડવા લાગી, તે જોઈને દયાયુક્ત ઇન્દ્રે પૂછ્યું કે, હે કલ્યાણરૂપ સુરભિ ! તું કેમ રડે છે ? દેવતાઓ, મનુષ્યો અને નાગોનું કલ્યાણ નથી શું ? સુરભિ બોલી કે, હે દેવતાઓના ઇશ ! તમે સર્વના દુઃખ નિવૃત્ત કરવાને સમર્થ છો માટે કહું છું કે, હું મારા પુત્રનો શોક કરૂં છું, અને તેને લીધે રડું છું. કારણ, ખેડુતો એવા દુર્બળ મારા પુત્રને હળમાં જોડીને ગોદાની આરવાળી લાકડીથી મારે છે. હે દેવતાઓના અધિપતિ ! મારો પુત્ર વારંવાર બેશી જાય છે ત્યારે તેને ખેડુતના મારથી ઉદ્વેગ પ્રાપ્ત થાય છે, તે જોઈને મને દયા તથા ખેદ ઉત્પન્ન થાય છે. હે ઇંદ્ર ! હળમાં બે બળદો જોડેલા છે, તેમાં એક તો મહા બળવાન અને ભાર ઉપાડવાને સમર્થ છે, પણ બીજો બળ વગરનો અને માંસ વગરનો દુર્બળ છે. ખેડુત લાકડી તથા ચાબુકથી તેને મારે છે, તોપણ ભાર ઉપાડવા સમર્થ નથી તે વાસ્તે હું શોકથી પીડા પામીને રડું છું. ઇંદ્રે કહ્યું કે, હે સુરભિ ! તમારા હજારો પુત્રો છે તેમાંથી એકને ખેડુત મારે છે, તેમાં કેમ ખેદયુક્ત થઈને શોક કરો છો ? સુરભિએ કહ્યું કે, હે ઇંદ્ર ! મને મારા હજારો પુત્રો છે તે સૌ સમાન છે, પણ તેમાં જે ગરીબ હોય તેની ઉપર દયા વધારે રહે છે. વ્યાસ બોલ્યા કે, હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે સુરભિનાં વચન સાંભળી ઇંદ્રે, દેહ કરતાં પણ પુત્ર અધિક પ્રિય છે એમ માની ઘણો વરસાદ વર્ષાવ્યો, જેથી ખેડુત, હળમાંથી બેય બળદોને છોડીને ખેતર ખેડવાથી નિવૃત્ત થયો. હે રાજન ! સુરભિનાં વાક્ય પ્રમાણે તમને તમારા સર્વ પુત્રોમાં સમાન ભાવ રહો, પણ મનુષ્યોને જે પુત્ર ગરીબ અવસ્થામાં હોય તેની ઉપર દયા ઉત્પન્ન થાય છે માટે મને પાંડુ, તમે અને વિદુર એ સૌએ સરખા છો, તથાપિ સ્નેહથી કહું છું કે, તમારા એક સો પુત્ર છે, અને પાંડુરાજાના પાંચ પુત્રો છે, જેઓ તમારા પુત્રોની માફક કપટ કરવું જાણતા નથી, અને દુઃખી છે. માટે તેઓ કેમ જીવી શકશે, તથા મોટાઈ કેમ પામશે એવા વિચારથી મારૂં મન તાપયુક્ત થાય છે. હે રાજન ! આ પૃથ્વીમાં કૌરવો જીવતા રહે એમ તમે માનતા હો તો તમારો પુત્ર દુર્યોધન પાંડવો સાથે સ્નેહ કરે.

**यदि पार्थिव कौरव्यान् जीवमानानिहेच्छसि**
**दुर्योधनस्तव सुतः शमं गच्छतु पाण्डवैः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि सुरभ्युपाख्याने गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥**

## અધ્યાય ૧૦ મો. મૈત્રેયનો શાપ.

**धृतराष्ट्र उवाच—एवमेतन्महाप्राज्ञ यथा वदसि नो मुने**
**अहं चैव विजानामि सर्वे त मे नराधिपाः ॥**

ધૃતરાષ્ટ કહે છે–હે મોટી બુદ્ધિવાળા મુનિ વ્યાસજી ! જેમ તમે મને કહો તેમ હું તથા આ સર્વ રાજાઓ જાણે છે. તમે જેમ કારવોનું શ્રેય થવા માટે કહો છો તેમ પ્રથમ વિદુર ભીષ્મ તથા દ્રોણાચાર્યે પણ કહેલું છે માટે હે વ્યાસજી ! તમને કૌરવો ઉપર દયા હોય તો, મારી ઉપર અનુગ્રહ કરીને, દુષ્ટ અંતઃકરણવાળા મારા પુત્ર દુર્યોધનને સમજાવો. વ્યાસજી બોલ્યા કે, હે રાજન ! આ મહા સમર્થ મૈત્રેય ઋષિ પાંડવોને મળીને આપણને મળવા સારૂ અહી આવે છે, તે જેવી રીતે સર્વનું કલ્યાણ થાય તેવી રીતે તમારા પુત્ર દુર્યોધનને સમજાવશે. પણ જો તે તેના કહેવા પ્રમાણે નહી કરે તો, ક્રોધ પામી તેને શાપ આપશે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એ પ્રમાણે કહીને વ્યાસજી ગયા. અને તેજ વખતે મૈત્રેય ઋષિ આવ્યા, જેને ધૃતરાષ્ટ્ર રાજાએ પાદ્ય તથા અર્ઘ્યાદિ આપી વિધિયુકત પૂજા કરીને પૂછ્યું કે, હે સમર્થ મૈત્રેય ઋષિ ! તમે કુરૂ તથા જાંગલ દેશોમાં ફરતા ફરતા અહી આવ્યા છો ? તમે પાંડવોને કુશળ જોયા છે ? તેઓ તેર વર્ષ પૂરાં થયા પછી રાજ્યગાદી ઉપર બેસવાની ઇચ્છા રાખે છે ? હે ઋષિ ! પાંડવો તથા કૌરવો ભાઇયો છે, તેમનુ એકતાપણું થશે ? મૈત્રેયઋષિ બોલ્યા કે, હે ધૃતરાષ્ટ ! હું તીર્થયાત્રા કરતાં કુરૂ અને જાંગલ દેશમાં આવી કામ્યક વનમાં જટા તથા મૃગચર્મ ધારણ કરેલા અને તપોવનમાં બેઠેલા યુધિષ્ઠિરને જોઇ તેમની પાસે ગયો. હે રાજન ! મહાત્મા યુધિષ્ઠિરને જોવા સારૂ આવેલા કેટલાએક મુનિયોના ગણોથી, મેં તમારા પુત્રમાં દ્યૂત રમવારૂપ અન્યાયને લીધે ભેદ થયો છે એમ સાંભળ્યું. કૌરવોને મૃત્યુરૂપી ભય પ્રાપ્ત થયો છે એમ માની તેઓના શ્રેયને માટે તમારી પાસે આવ્યો. મને તમારાપર ઘણી પ્રીતિ છે. હે રાજન ! તમે તથા ભીષ્મપિતામહ જીવો છો, અને તમારા પુત્રો અને પાંડવો પરસ્પર વૈર કરે એ યોગ્ય નથી. હે રાજન ! સર્વના આધારરૂપ તમે, સૌને અનુગ્રહ તથા શિક્ષા કરનાર થઇ તમારા પુત્રો મોટો અન્યાય કરે તેને તમે સહન કરો છો ? તમે તમારી સભામાં પાંડવોના આવવાથી જેવા શોભશો, તેવા અધર્મી પુરૂષોની પેઠે તમારા પુત્રો અન્યાય કરે તેથી શોભશો નહી. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! પછી મહા સમર્થ મૈત્રેયઋષિ, પાંડવો પ્રત્યે ક્રોધ પામેલા દુર્યોધન રાજાની સામા ફરી તેને ઉત્તમ વાણીથી કહેવા લાગ્યા કે, હે મોટી ભુજાવાળા ! હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ ! હે મોટા ભાગ્યવાળા દુર્યોધન ! તારૂં હિત થાય એમ હું કહું તે સાંભળ. હે રાજન ! તું પાંડવોનો દ્રોહ કરીને, તારૂં પાંડવોનું અનેસર્વ કૌરવોની સાથે સર્વ જગતનું અપ્રિય કર માં, કારણ સર્વ પાંડવો, મનુષ્યોમાં સિંહ જેવા શૂરવીર યુદ્ધ કરનાર, દશ હજાર હસ્તિયો જેવા બળવાન, વજ્ર સરખા દૃઢ અંગવાળા, સત્ય બોલનાર, પુરૂષાતનમાં માનવાળા તથા દેવતાઓના શત્રુ અને કિર્મીર સ્વરૂપ ધારણ કરના

હિડિંબ તથા બકાદિ રાક્ષસોને મારનાર છે. વળી તેઓમાં ભીમસેન ઘણો પરાક્રમી છે, જેણે અહીંથી વનમાં ગયા તે દિવસની રાત્રીને વિષે માર્ગ રોકીને પડેલા કિર્મીર નામના રાક્ષસને જેમ સિંહ મૃગને મારે તેમ મારી નાંખ્યો. દિગ્વિજયમાં દશ હજાર હસ્તી સરખા બળવાળા જરાસંધને માર્યો. વળી તેઓના સંબંધી વાસુદેવ અને સાળા દ્રુપદના પુત્રો છે તેમની સાથે જરા તથા મૃત્યુધર્મવાળો કોણ ઉભો રહી શકે એમ છે? હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! તું મારા કહેવાથી તેઓ સાથે સ્નેહ કર, પણ ક્રોધને વશ થા માં. વૈશંપાયન કહે છે—હે પૃથ્વીપતિ! એ પ્રમાણે મૈત્રેયઋષિએ કહ્યું ત્યારે દુર્યોધને હસીને હાથથી પોતાનો સાથળ ઠોક્યો અને પગે કરી પૃથ્વીને લાત મારી કંઇ ઉત્તર નહી આપતાં પીઠ ફેરવી બેઠો, તે વખતે પોતાનાં વચનને માન નહી કરનાર અને પગે કરીને પૃથ્વીને લાત મારનાર દુર્યોધનને જોઇ મૈત્રેયને ક્રોધ ચઢ્યો. તેમણે નેત્રાચમન કરી દુર્યોધનને શાપ આપતાં કહ્યું કે, હે દુર્યોધન! તું મારા કહેવા પ્રમાણે કરવાની ઇચ્છા કરતો નથી માટે તેના ફળને પામીશ. તું પાંડવોનો દ્રોહ કરે છે વાસ્તે, જ્યારે યુદ્ધ થશે ત્યારે મહા બળવાન ભીમસેન, ગદાઓના પ્રહારથી તારા સાથળ ભાગી નાખશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે મૈત્રેય ઋષિએ શાપ આપ્યો ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ તેને પ્રસન્ન કરીને કહ્યું કે, હે ઋષિ! એ પ્રમાણે ના થાઓ. ત્યારે મૈત્રેયે કહ્યું કે. હે રાજન! જો તમારો પુત્ર પાંડવોનો દ્રોહ કરવાથી નિવૃત્ત થશે તો મારા આપેલા શાપ પ્રમાણે નહી થાય. તેમ નહી કરશે, તો મારા કહેવા મુજબ થશે. વૈશંપાયન કહે છે કે, હે પારિક્ષિત! પછી દુર્યોધનના પિતા ધૃતરાષ્ટ્ર રાજાએ ભીમસેનનું બળ જાણવા સારૂ મૈત્રેયને પુછ્યું કે હે શ્રેષ્ઠ ઋષિ! ભીમસેને કિર્મીરને કેવી રીતે માર્યો તે કહો. મૈત્રેયે કહ્યું કે, હે રાજન! તમારો પુત્ર મારાં વચન સાંભળતો નથી, માટે હવે હું તમને કંઇ કહીશ નહી. મારા જવા પછી તમને કિર્મીર વધની સર્વ વાર્તા વિદુર કહેશે. હે જનમેજય! એમ કહીને મૈત્રેયઋષિ જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા ગયા. દુર્યોધન કિર્મીરના વધની વાર્તા સાંભળવાથી ઉદ્વેગ પ્રાપ્ત થશે એમ માની ત્યાંથી ઉઠીને બહાર ગયો.

इत्येवमुक्त्वा मैत्रेयः प्रातिष्ठत यथागतं
किर्मीरवधसंविग्नो बहिर्दुर्योधनो ययौ ॥

इति श्रीमहाभारते वनपर्वणि अरण्यपर्वणि मैत्रेयशापे गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

---

## અધ્યાય ૧૧ મો. કિર્મીર વધ.

### किर्मीरवध पर्व.

धृतराष्ट्र उवाच—किर्मीरस्य वधं क्षत्तः श्रोतुमिच्छामि कथ्यतां
रक्षसा भीमसेनस्य कथमासीत्समागमः ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે વિદુરજી! હું કિર્મીરનો વધ સાંભળવા ઇચ્છું છું, માટે ભીમસેનને તેની સાથે સમાગમ કેમ થયો તે કહો. વિદુરજીએ કહ્યું કે હે ધૃતરાષ્ટ્ર! મેં પૂર્વે વાતોના

પ્રસંગમાં પાંડવોનાં પરાક્રમ ઘણું સાંભળ્યાં છે. માટે મનુષ્યોથી ન બની શકે એવાં પરાક્રમ કરનાર ભીમસેનનું કિર્મીરને મારવારૂપી પરાક્રમ હું કહું તે સાંભળો. હે રાજન ! પાંડવો અહીંથી વનમાં જવા સારૂ નીકળ્યા. તે ત્રણ દિવસે કામ્યક વન પ્રત્યે તો ગયા, પણ જ્યારે બીજા દિવસની અંધારી રાત્રિને વિષે વનમાં થઇને જતા હતા ત્યારે, જે વનમાં તપશ્ચર્યા કરનારાઓ તથા ગોવાળિયાઓ પણ રાક્ષસોના ભયથી પ્રવેશ કરતા ન હતા તે વનમાં ગયા. ત્યાં બીહામણી આંખોવાળો, ભયંકર સ્વરૂપવાળો અને હાથમાં સળગતા કાષ્ઠવાળો કિર્મીર નામનો રાક્ષસ રહેતો હતો. પોતાની ભુજાઓ પહોળી કરી તથા મોઢું ઉઘાડી, તે તેઓને જવાનો રસ્તો રોકી મૈનાકપર્વતની પેઠે લાંબો થઇને રસ્તામાં પડયો હતો. પાંડવો જેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો પુરૂષને થતાં દુઃખને જાણે નહીં તેમ તે ભયંકર દાઢોવાળા, તપાવેલા ત્રાંબા સરખા લાલ આંખોવાળા, અગ્નિ જેવા લાલ ઉંચા કેશવાળા, વાદળા જેવા વર્ણવાળા, રાક્ષસી માયાને ઉત્પન્ન કરનાર મેઘની પેઠે શબ્દ કરનાર, જેના શબ્દથી ભય પામીને વનનાં પક્ષિયો, પોતાના શબ્દ બંધ કરીને જળમાં રહેનાર પ્રાણિઓ સાથે મળી જળમાં રહેતાં હતાં, અને મૃગ, સિંહ, પાડાઓ તથા રીછો વનનો ત્યાગ કરી નાસી જતાં હતાં જેના તાંબા જેવા લાલ લાંબા હાથ છેદેના વૃક્ષોનો નાશ કરતા હતા, એવા તે રાક્ષસરૂપી શત્રુને ઓળખ્યો નહિ પછી અકસ્માત દુઃશાસનના હાથના સ્પર્શથી વિખરાઇ ગયેલા કેશવાળાં દ્રૌપદી, તેની નજીક જવાથી તેને જોઇ ભય પામી આંખો મીચી ગયાં. જેમ પાંચ પર્વતોની વચમાં રહેલી નદી આકુળતાને પામે, તેમ તે આકુળતા પામ્યાં. પાંડવોએ, જેમ પાંચ ઇંદ્રિયો વિષયોના સેવન વખતે પ્રીતિને ગ્રહણ કરે, તેમ તેમને ગ્રહણ કર્યાં. તે સમયે રાક્ષસ ભયંકર માયા કરવા લાગ્યો, જે જોઇને મહાબળવાન ધૌમ્યાચાર્યે પાંડવોને જોતાં તે રાક્ષસની માયાને રક્ષોઘ્નના મંત્રોથી નાશ કરી. ક્રોધ પામેલો રાક્ષસ કાળ સરખું ભયંકર સ્વરૂપ ધારણ કરી તેઓ પાસે આવી ઉભો. તે જોઇને મોટી બુદ્ધિવાળા યુધિષ્ઠિર રાજાએ તેને કહ્યું કે, અરે ! તું કોણ અને કોનો પુત્ર છે. તથા અમે તારૂં શું કામ કરીએ તે કહે ? કિર્મીર રાક્ષસ બોલ્યો કે, હું બક રાક્ષસનો ભાઇ કિર્મીર છું અને પશુ પક્ષી વગરના કામ્યક વનમાં રહીને ભય વિનાનો છું, જે પુરૂષો અહીં આવે તેમની સાથે યુદ્ધ કરી, તેમને જીતી ભક્ષ્ય કરૂં છું માટે તમો મારા ભક્ષ્યરૂપ થઇને મારી પાસે આવ્યા છો. હું તમને સર્વને યુદ્ધમાં જીતીને ભક્ષ્ય કરીશ. વિદુરજી કહે છે કે, હે ભારત ! એ પ્રમાણે દુષ્ટાત્મા રાક્ષસનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા, પોતાનાં નામગોત્ર કહેવા લાગ્યા કે હે રાક્ષસ ! હું ધર્મરાજા પાંડવ છું, તારા સાંભળવામાં કોઇ દિવસ આવ્યો હોઇશ. હું શત્રુઓએ રાજ્ય હરણ કરી લીધાથી વનમાં રહેવા ભીમ તથા અર્જુનાદિ મારા ભાઇયો સહિત તારા ભયંકર વનમાં આવ્યો છું. વિદુરજી કહે છે હે રાજન ! કિર્મીરે કહ્યું કે હે યુધિષ્ઠિર ! ઘણા કાળથી મારા મનમાં ઇચ્છા હતી, તે આજ દૈવે પૂર્ણ કરી, એ ઘણું સારૂં થયું. હે યુધિષ્ઠિર ! હું ભીમસેનને મારવા સારૂ હાથમાં ઉઘાડાં હથિઆર લઇને સર્વ પૃથ્વી ઉપર ફર્યા કરૂં છું. પણ મને ભીમસેન કોઇ દિવસે મળ્યો નથી. આજ મળ્યો, એ બહુ સારૂં થયું. ભીમસેને પૂર્વે બ્રાહ્મણને વેષે એકચક્રાપુરીમાં રહીને, મારા ભાઇ બકને માર્યો છે, અને મારા પ્રિય સખા હિડિંબનો નાશ કરી તેની બેન હિડિંબા પરણ્યો છે. ભીમસેન, આજ રાક્ષસોને ફરવાની વખતે અર્ધરાત્રિ સમયે મારા વનમાં મારી પાસે આવ્યો છે માટે આજ તેની સાથે ઘણા કાળનું વૈર છે તે ગ્રહણ કરી તેના

શરીરના રૂધિરથી મારા ભાઇ બકનું તર્પણ કરીશ, તેના તથા હિડિંબના ઋણમાંથી મુક્ત થઇ સુખ પામીશ. હે યુધિષ્ઠિર ! જો કે મહા બળવાન બકાસુરે ભીમસેનને મૂકી દીધો, પણ હું આજ તેનું તમારા જોતાં ભક્ષણ કરીને, જેમ અગસ્તિએ વાતાપિનું ભક્ષણ કરીને પચાવ્યો તેમ પચાવીશ. હે ધૃતરાષ્ટ્ર ! એવાં કિર્મીર રાક્ષસનાં વચન સાંભળી ક્રોધ પામેલા યુધિષ્ઠિર રાજાએ, એમ કદી થવાનું નથી, એમ કહી તેનો તિરસ્કાર કર્યો.

પછી મોટી ભુજાવાળા ભીમસેન, એક વામ જેવડું લાંબું વૃક્ષ પૃથ્વી ઉપરથી ઉપાડી તેનાં પાંદડાં તોડી નાંખી સ્થિર થઇને ઉભા, અને અર્જુન પણ પોતાનું ગાંડીવ ધનુષ સજ્જ કરીને ઉભા. તે વખતે હે ભારત ! મહા પરાક્રમી ભીમસેન અર્જુનને નિવારણ કરી રાક્ષસને મોટા શબ્દથી 'ઉભો રહેજે' એમ કહીને, તેની સામે દોડી ગયા, તેમજ પોતાને ઓઢવાનું વસ્ત્ર શરીર ઉપર [illegible] બાંધી, હાથે કરીને પોતાના હાથને મસળી, દાંતોથી ઓઠ દાબી, યમ રાજાના દંડ સરખું વૃક્ષ તે રાક્ષસના માથામાં માર્યું. રાક્ષસે કંઇ ગણકાર્યું નહીં, પણ સામે વજ્ર સરખું જાજ્વલ્યમાન બળતું કાષ્ટ ભીમસેન ઉપર નાંખ્યું. ભીમસેને પોતાના જમણા પગની લાત મારી તેની તરફ પાછું વાળ્યું. યમ રાજાની પેઠે ક્રોધ પામેલો રાક્ષસ પૃથ્વી ઉપરથી એક વૃક્ષ ઉપાડી લઇ તેની સામો આવી યુદ્ધમાં ભીમસેનનો પરાભવ કરવા લાગ્યો. પૂર્વે જેમ તારા નામની સ્ત્રી બાબત વાલિ અને સુગ્રીવનું યુદ્ધ થયું હતું, તેમ ભીમસેન તથા કિર્મીર રાક્ષસનું યુદ્ધ થયું. તે વખતે તેઓ એક બીજાના મસ્તકમાં વૃક્ષો મારતા હતા, તેથી જેમ હાથીઓને કમળના પુષ્પોની માળાઓ મારી હોય તો તે માળાઓ નાશ પામે, તેમ તે વૃક્ષો નાશ પામતાં હતાં, પણ તેઓના મસ્તકોને કંઇપણ ઇજા થતી નહતી. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે રાક્ષસોમાં મુખ્ય કિર્મીર અને મનુષ્યોમાં ઉત્તમ ભીમસેનનું થોડીવાર વૃક્ષથી યુદ્ધ થયું. પછી ક્રોધ પામેલા રાક્ષસે, મોટી શિલાઓ ઉપાડીને યુદ્ધમાં ઉભેલા ભીમસેનને પ્રહાર કર્યો, તેથી તે જડ સરખા થઇ ગયા, પણ લગાર ચલાયમાન થયા નહીં. રાક્ષસ બે હાથ પહોળા કરીને જેમ રાહુ સૂર્ય સામે જાય તેમ ભીમસેનની સામે ગયો એટલે તેઓ બેઉ જણ એક બીજાને બાથમાં ઘાલી પરસ્પર ખેંચવા લાગ્યા, તેથી જેમ મદોન્મત્ત બે સાંઢ લડે તેમ તે લડવા લાગ્યા. જેમ મદોન્મત્ત બે સિંહ એક બીજાઓને નખ તથા દાંતોથી પ્રહાર કરે તેમ તેઓ મહા ભયંકર પ્રહાર કરતા હતા. પછી પોતાની ભુજાના બળથી ગર્વિષ્ઠ અને ક્રોધ પામેલા ભીમસેને પોતાની ભુજાઓએ કરીને રાક્ષસને કુંભસ્થળમાંથી મદ ઝરતો હોય એવા હાથીને હાથી ગ્રહણ કરે તેમ ગ્રહણ કર્યો. મહા પરાક્રમવાળા રાક્ષસે ભીમસેનને ગ્રહણ કર્યા. તે વખતે બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેને, રાક્ષસને પોતાના બળથી ઘણો પ્રહાર કર્યો. તેઓ બેઉજણ પરસ્પર હાથથી પ્રહાર કરતા હતા તેથી જેમ વાંસ ફાટે ને અવાજ થાય, તેમ મોટા અવાજ થતા હતા. તે સમયે જોરાવર ભીમસેને પોતાની ભુજાઓની બાથથી, રાક્ષસની કમર પકડી, જમીન તરફ નમાવીને, જેમ પ્રચંડ વાયુ વૃક્ષને ધ્રુજધ્રુજાવે, તેમ ધ્રુજધ્રુજાવ્યો. બળ રહિત થયેલા રાક્ષસે ભીમસેનને ગ્રહણ કરી પોતાની તરફ ખેંચ્યા, ત્યારે ભીમસેને તેને યુદ્ધમાં થાકી ગયેલો જોઇ જેમ દોરડીથી પશુને બાંધે, તેમ ભુજાઓથી બાંધ્યો. બાંધેલા રાસભના સરખા ભયંકર શબ્દ કરનાર ચેતન રહિત અને યુદ્ધનો ત્યાગ નહીં કરનાર તે રાક્ષસને વિંઝીને પશુની પેઠે ઘણો પ્રહાર કરી પૃથ્વી ઉપર નાખી અને તેની કમરને પોતાના ઢીંચણથી દાબીને બે

હાથથી તેનું ગળું દાબ્યું. પછી જેનું શરીર જીર્ણ થઈ ગયું હતું અને આંખો જેની ખુલી થઈ ગઈ હતી એવા રાક્ષસને. પૃથ્વી ઉપર ગોતરફ ગોળતાં ભીમસેને કહ્યું કે, હે પાપરૂપ રાક્ષસ! તું હિડિંબ તથા બક રાક્ષસનાં નેત્રનાં અશ્રુમાર્જન વગર યમલોક પ્રત્યે જઈશ. એ પ્રમાણે કહીને પુરૂષોમાં મહા બળવાન અને ક્રોધયુક્ત અંતઃકરણવાળા ભીમસેને વસ્ત્રો તથા અલંકારો જેનાં ખસી ગયાં હતાં તથા ચિત્ત જેનું ભ્રાંત થયું હતું એવા તે રાક્ષસને મૃત્યુ પામેલો જોઈ તેનો ત્યાગ કર્યો. એ પ્રમાણે મેઘના સરખા શ્યામવર્ણવાળો તે રાક્ષસ મૃત્યુ પામ્યો, ત્યારે પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર તથા અર્જુનાદિ પાંડવોએ દ્રૌપદીને આગળ કરી ભીમસેનનું અનેક ગુણોથી વખાણ કર્યું. પછી તેઓ સૌ મળીને ત્યાંથી કામ્યક વનમાં ગયા. વિદુરજી કહે છે–હે મનુષ્યોના અધિપતિ ધૃતરાષ્ટ્ર! યુધિષ્ઠિરના કહેવાથી ભીમસેને કિર્મીર રાક્ષસનો નાશ કરી તે વન તપસ્વિયોને ભય વગરનું કરી આપ્યું. તેઓ કામ્યક વનમાં જઈને સુખે કરી રહ્યા. હે રાજન! જ્યારે હું પાંડવો પાસે વનમાં જતો હતો, ત્યારે મેં રસ્તામાં ભીમસેનના બળથી મૃત્યુ પામીને પડેલા તે રાક્ષસને જોયો હતો. હે ભારત! તે વખતે ત્યાં આવેલા બ્રાહ્મણોએ, કિર્મીર રાક્ષસને ભીમસેને માર્યો છે, એમ મને કહ્યું. વૈશંપાયન કહે છે–હે રાજન! એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજા, રાક્ષસોમાં શ્રેષ્ઠ કિર્મીર યુદ્ધમાં નાશ પામ્યો, એ સાંભળીને, ઘણા વિચારમાં પડી ગયા અને પીડા પામેલાની માફક નિશ્વાસ મૂકવા લાગ્યા.

एवं विनिहतं संख्ये किर्मीरं रक्षसांवरं
श्रुत्वा ध्यानपरो राजा निशश्वासार्तवत्तदा ॥

इति श्रीमहाभारते वनपर्वणि किर्मीरवधपर्वणि विदुरवाक्यं गुर्जरभाषाया मेकादशोऽध्यायः ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો. દ્રૌપદીએ કૃષ્ણ આગળ કાઢેલો ક્રોધ.

## अर्जुनाभिगमन पर्व.

वैशंपायन उवाच—भोजा प्रव्रजितान् श्रुत्वा वृष्णयश्चांधकैः सह
पांडवान् दुःखसंतप्तान् समाजग्मुर्महावने ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય! અંધકકુળ સહિત ભોજ તથા વૃષ્ણી કુળના યાદવો, પાંડવો વનમાં ગયા અને દુઃખયુક્ત થયા એવું સાંભળીને વનમાં તેમની પાસે આવ્યા. દ્રુપદ રાજા, ધૃષ્ટકેતુ તથા મોટા પરાક્રમી અને જગતમાં મહા યશવાન કૈકેયો પણ ક્રોધયુક્ત થઈ ધૃતરાષ્ટ્રના પુત્રોની નિંદા કરતાં પાંડવોને મળવા સારૂ આવ્યા. શ્રીકૃષ્ણને આગળ કરીને યુધિષ્ઠિરને વિંટાઈને બેઠા. તે વખતે ખેદયુક્ત શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિરને નમસ્કાર કરીને બોલ્યા કે, હે રાજન! દુર્યોધન, કર્ણ, દુરાત્મા શકુનિ તથા દુઃશાસનના શરીરનું રૂધિર પૃથ્વી પાન કરશે. હે જનમેજય! એ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણે ત્યાં આવેલા સર્વ રાજાઓને કહ્યું કે, હે રાજાઓ! આપણે સૌ મળીને કૌરવોનો તથા તેમનો પક્ષ કરનાર સર્વ રાજાઓનો નાશ કરીને યુધિષ્ઠિર રાજાને રાજ્ય ગાદી ઉપર અભિષેક કરીશું. કપટીઓનો નાશ કરવો એ પરમ

ધર્મ છે. માટે તેઓનો આપણે નાશ કરવો. વૈશંપાયન કહે છે—હે ભારત ! એ પ્રમાણે ક્રોધ પામેલા સર્વ રાજાઓ તથા ક્રોધ પામેલા શ્રીકૃષ્ણને જોઇને અર્જુન તેમને પૂર્વ જન્મનાં ચરિત્રો કહેતાં, જેમ મનુષ્યો અગ્નિને શાંત કરે તેમ શાંત કરવા લાગ્યા. હે કૃષ્ણ ! તમે પૂર્વે ગંધમાદન પર્વતને વિષે દશ હજાર વર્ષ પર્યંત તપ કર્યું હતું. વળી પુષ્કરજીમાં એક કરોડ વર્ષ પર્યંત જળનું પાન કરીને તપશ્ચર્યા કરી હતી. બદ્રિકાશ્રમમાં ઉંચા હાથ રાખી વાયુનું ભક્ષણ કરતાં સેંકડો વર્ષ પર્યંત તપ કર્યું હતું. સરસ્વતી તટે બાર વર્ષ પર્યંતના યજ્ઞમાં ખસી ગયેલું હતું ઉત્તરી વસ્ત્ર જેનું એવા તથા શરીર સુકાઇ ગયેલા તથા દમિયલ મનુષ્યની પેઠે લાગતા હતા, તોપણ પ્રભાસમાં આવીને પ્રજાઓને તેમ કરવાનું બતાવવા સારૂ તપશ્ચર્યા કરતાં દેવતાઓના એક હજાર વર્ષ સુધી એકપગે ઉભા રહ્યા હતા, એમ મને વ્યાસજીએ કહ્યું છે. હે કેશવ ! સર્વ જીવોને જાણનાર, સર્વ ભૂત પ્રાણિયોની પ્રથમ તથા પ્રલય પછી વિરાજમાન, તપશ્ચર્યાના ભંડારરૂપ, યજ્ઞરૂપ અને અવિનાશી એવા પૃથ્વીના પુત્ર નરકાસુરનો નાશ કરી, તેની પાસેથી મણિ જડિત કુંડળો લઇને યજ્ઞમાં ઉપયોગ આવે એવા અશ્વ નિર્માણ કર્યા, ત્યારે યુદ્ધ કરવા આવેલા દૈત્યો તથા દાનવોનો નાશ કર્યો, ઇંદ્રને સ્વર્ગનું ઇશ્વરત્વ સંપાદન કરાવી હમણાં મનુષ્યોમાં પ્રાદુર્ભાવ પામ્યા છો. હે પુરૂષોત્તમ. નારાયણ ! હરિ, બ્રહ્મા. ચંદ્ર. સૂર્ય ધર્મ, ધાતા, યમ, અગ્નિ, વાયુ, કુબેર. રૂદ્ર, કાળ. આકાશ, પૃથ્વી અને દિશાઓરૂપ, અજન્મા. સ્થાવર જંગમના ગુરૂ તથા સર્વ જગતના સૃષ્ટા તમે છો. હે મધુસૂદન ! સર્વ જીવોને શરણ રહેવા લાયક, સર્વ દેવતાઓમાં મુખ્ય અને મોટા તેજસ્વી તમે જ્યારે ચૈત્રરથ વનને વિષે યજ્ઞ કર્યા ત્યારે એક એક બ્રાહ્મણને અસંખ્યાત સુવર્ણની દક્ષિણાઓ આપી હતી. વળી જ્યારે તમે કશ્યપના સ્ત્રી અદિતિને વિષે ઉત્પન્ન થઇને વામનજીનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે ત્રણ પગલે કરીને સ્વર્ગ, આકાશ તથા પૃથ્વીને ભરી લીધાં હતાં. વળી હે સર્વભૂત પ્રાણિયોના આત્મારૂપ ! તમે—સૂર્ય મંડળમાં રહેલો હું ભાસ્કર છું એવું અભિમાન કરનાર જીવ તેને વિષે અંતર્યામીરૂપે રહીને, તેને પ્રકાશ કરો છો. હે શ્રીકૃષ્ણ ! તમે હજારો અવતાર લઇને અધર્મમાં પ્રીતિ રાખનાર સેંકડો અસુરોનો નાશ કર્યો છે. હે પ્રભો ! પ્રાગ્જ્યોતિષપુર પ્રત્યે, તમે મુરૂ દૈત્યના પાશોને કાપી તથા સુંદ અને નરકાસુરનો નાશ કરીને ત્યાંનો માર્ગ સર્વ મનુષ્યોને નિર્ભય કરી આપ્યો હતો. જારૂથિ નામની પુરીને વિષે આહુતિનો તમે નાશ કર્યો છે. હે પરમાત્મા ! તમે ક્રાથ, ચાકરો સહિત શિશુપાલ, જરાસંધ, શૈબ્ય, તથા શતધન્વાને જીત્યા છો. તમે, રૂક્મિણીના વિવાહમાં, સૂર્ય સરખા તેજવાળા અને મેઘ સરખી ગર્જના કરનાર રથમાં બેસી યુદ્ધમાં રૂક્મૈયાને જીતીને રૂક્મિણીને પામ્યા છો. વળી તમે ઇંદ્રદ્યુમ્ન, કસેરૂમાન નામના યવન સૌભશહેરના અધિપતિ શાલ્વ રાજા, આકાશમાં ગતિ કરનાર સૌભશહેર, ઇરાવતી પુરીને વિષે યુદ્ધમાં કાર્તવીર્ય સરખા પરાક્રમી ભોજ, ગોપતિ અને તાળકેતુનો નાશ કર્યો છે. હે યદુકુળમાં શ્રેષ્ઠ મધુસૂદન ! જ્યારે તમારે વિષે ક્રોધ, ઇર્ષા, ખોટું બોલવું તથા નિર્દયપણું નથી ત્યારે કુટિલતા શાની હોય ? હે અચ્યુત ! હે સર્વના હૃદયમાં વિરાજમાન ! હે મોટી કાંતિયે કરીને પ્રકાશમાન ! ઋષિયો તમારે શરણે આવીને મોક્ષ પ્રાપ્ત કરવાની પ્રાર્થના કરે છે. હે શ્રીકૃષ્ણ ! તમે યુગના અંતને વિષે સર્વ ભૂતપ્રાણિયોનો નાશ કરીને પોતાના સ્વરૂપમાં લય પામો છો. સૃષ્ટિકાળમાં જ્યારે તમારા નાભિકમળથી સર્વ સ્થાવર તથા જંગમ જગત પેદા કરનાર બ્રહ્મા ઉત્પન્ન થયા ત્યારે

મધુ અને કૈટભ નામના બે દૈત્યો તમને મારવાને તૈયાર થયા હતા. તે જોઇને ક્રોધથી તમારા લલાટમાંથી ત્રિશૂળ ધારણ કરનાર અને ત્રણ નેત્રવાળા મહાદેવજી ઉત્પન્ન થયા હતા. હે નારાયણ ! તમે પૂર્વે ચૈત્રરથ વનમાં ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યાં હતા અને બળદેવજીની સહાયતાવાળા તમે જેવાં કર્મ કર્યાં હતાં તેવાં પૂર્વે થઇ ગયેલા પુરૂષોમાં કોઇએ કર્યાં નથી. તેમ હવે પછી થનાર પુરૂષો કરશે પણ નહી. હે કમળપત્ર સરખાં નેત્રવાળા ! પૂર્વે તમે બ્રાહ્મણો સહિત કૈલાસ પર્વતને વિષે નિવાસ પણ કર્યો હતો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કહીને અર્જુન મૌન રહ્યા ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, હે અર્જુન ! તમે મારા છો, અને હું તમારો છું, મારા જે ભક્તો છે તે તમારાજ ભક્તો છે, તમારો જે દ્વેષ કરે છે તે મારોજ દ્વેષ કરે છે, અને જેમણે તમારો આશ્રય કર્યો છે. તેણે મારોજ આશ્રય કર્યો છે. કારણ તમે નર છો અને હું નારાયણ છું. તમારામાં અને મારામાં અજ્ઞાનથી જુદાઇ દેખાય છે, પણ જ્ઞાન દૃષ્ટિથી જેમ ઘટાકાશ અને મહાકાશ બેઉ એકજ છે તેમ, તમે તથા હું એકજ છીએ, એમાં ભેદ નથી. વૈશંપાયન કહે છે કે હે ભારત ! એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને, તે મોટા શૂરવીર રાજાઓનો મેળાવડો થયો હતો અને તેઓ ક્રોધાયમાન થયેલા હતા ત્યારે કહ્યું. ત્યાર પછી ધૃષ્ટદ્યુમ્નાદિ પોતાના ભાઇઓથી વિંટાયલી અને ક્રોધયુક્ત થયેલી પાંચાલી દ્રોપદી, ભાઇઓ સહિત બેઠેલા શ્રીકૃષ્ણની નજીક આવીને કહેવા લાગી કે, હે શ્રીકૃષ્ણ ! આ જગતના આદિપુરૂષ, જગતને ઉત્પન્ન કરનાર, બ્રહ્મારૂપ અને સર્વ લોકના સૃષ્ટા તમે છો, એમ અસિત તથા દેવલઋષિ કહે છે. હે મધુસૂદન ! કોઇથી જેનું તેજ સહન થઇ શકતું નથી એવા વિષ્ણુ, યજ્ઞરૂપ યજ્ઞ-કરનાર, અને યજ્ઞોએ કરીને આરાધન કરવા લાયક તમે છો, એમ પરશુરામ કહે છે. હે પુરૂષોત્તમ ! ક્ષમાવાન, પંચ મહાભૂતરૂપ અને તમારાથી ઉત્પન્ન થયેલા યજ્ઞ રૂપ પણ તમે પોતેજ છો, એમ કશ્યપાદિ ઋષિઓ કહે છે. હે કલ્યાણરૂપ ! સાધ્યાદિ દેવતાઓના ઈશ્વર ! આકાશાદિ પંચ મહાભૂતોના કર્તા અને સર્વ ભૂત પ્રાણિઓના નિયંતા તમે છો, એમ નારદજી કહે છે. હે શ્રીકૃષ્ણ ! તમે જેમ બાળક રમકડાંથી ક્રીડા કરે તેમ બ્રહ્મા, રૂદ્ર અને ઇંદ્રાદિ દેવતાઓએ કરીને ક્રીડા કરો છો. હે પ્રભો ! સ્વર્ગ તમારા મસ્તક વિષે પૃથ્વી તમારા ચરણ વિષે અને સર્વ લોક તમારા ઉદરને વિષે રહેલા છે માટે તમે સનાતન પુરૂષોત્તમ છો. હે ત્રિવિક્રમ ! તમે ચાર આશ્રમના ધર્મનું સેવન કરવાથી શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષોને શુદ્ધ બ્રહ્મરૂપ જણાઓ છો. હે પુરૂષોત્તમ ! તમે પુણ્યવાન અને યુદ્ધમાંથી નહી નિવૃત્ત થનાર રાજર્ષિઓના તથા આત્મ સ્વરૂપના જ્ઞાને કરીને આનંદવાળા ઋષિઓની ગતિરૂપ છો. હે સર્વના નિયંતા ! હે સર્વમાં વ્યાપક ! તમે સર્વ ભૂતપ્રાણીઓમાં જીવરૂપ થઇને અનેક તરેહની ક્રીડા કરો છો. હે ઈશ્વર ! સર્વ લોકપાલ, સર્વ લોક, નક્ષત્રો, દશ દિશાઓ, આકાશ, ચંદ્ર અને સૂર્ય એ સૌ તમારે વિષે રહેલાં છે. હે મહાબાહો ! અજ્ઞાનવાન જીવોને સંજ્ઞા તથા જ્ઞાનવાળા મનુષ્યોને મોક્ષ આપનાર તમે છો અને સર્વ જગતરૂપ કાર્ય તમારે વિષે રહેલું છે. હે ઈશ્વર ! તમે સર્વ મનુષ્યો તથા સ્વર્ગમાં રહેનાર દેવતાઓરૂપ છો, વાસ્તે હું નમ્રતાથી મારાં દુઃખ તમને કહું તે સાંભળો. હે શ્રીકૃષ્ણ ! પાંડવોની સ્ત્રી, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની બહેન હું છું, તેને કોઇ આકર્ષણ કરી શકે નહી પણ કૌરવોની સભામાં રજસ્વલા એક વસ્ત્ર પહેરેલી, થરથર કંપતી અને દુઃખવાળી એવી મને દુઃશાસને આકર્ષણ કરી. વળી રાજાઓના સમાજની વચમાં પાપયુક્ત મનવાળા

ધૃતરાષ્ટ્રના પુત્રો, મને રજસ્વલા ધર્મવાળી જોઇને હસ્યા. હે મધુસૂદન ! પાંચ પાંડવો પુત્રો સહિત પાંચાલ દેશના રાજા દ્રુપદ તથા સર્વ વૃષ્ણી કુલ જીવતાં છતાં, કૌરવો મને દાસીપણાથી ભોગવવાની ઇચ્છા કરવા લાગ્યા અને તેઓએ બળાત્કારથી, ભીષ્મપિતામહ તથા ધૃતરાષ્ટ્ર રાજાની, જે હું ધર્મે કરીને વહુ થાઉં તેને દાસી કહી, માટે હે જનાર્દન ! હું યુદ્ધ કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ, તથા મહા બળવાન પાંડવોની નિંદા કરૂં છું, કારણ તેઓ પતિવ્રતા ધર્મ-વાળી અને જગતમાં યશવાળી મને કૌરવોથી દુઃખ પામતી જોઇ રહ્યા. હે સંહારકર્તા ! ભીમસેન તથા અર્જુને અલ્પ પરાક્રમી કૌરવોએ મને દુઃખ આપ્યું તેને સહન કર્યું; વાસ્તે ભીમસેનના બળને અને અર્જુનના ગાંડીવ ધનુષને ધિક્કાર છે. હે શ્રીકૃષ્ણ ! નિરંતર સત્પુ-રૂષોએ સેવન કરેલો ધર્મ એવો છે કે, સ્ત્રીનો ભરતાર થોડા પરાક્રમવાળો હોય તોપણ, તેણે પોતાની સ્ત્રીની રક્ષા કરવી, કારણ સ્ત્રીની રક્ષા કરવાથી તેને વિષે પ્રજા ઉત્પન્ન થાય છે. અને પ્રજાની રક્ષા કરવાથી પોતાની રક્ષા થાય છે. વળી સ્ત્રીને વિષે પતિ પોતે પુત્રરૂપે ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રીને જાયા એવું નામ આપેલું છે. તે સ્ત્રીએ પણ પતિ વગર મારે વિષે પુત્ર ઉત્પન્ન કેમ થશે, એમ માનીને, સદૈવ ખાનપાનાદિ સમયને વિષે, પોતાના પતિની સંભાળ રાખવી. હે શ્રીકૃષ્ણ ! આ પાંડવો, પોતાને શરણ આવેલા હરેક પુરૂષની રક્ષા કરે છે, છતાં મારી રક્ષા કરવામાં કંઇ પણ દયાયુક્ત થયા નહી. હે વાસુદેવ ! આ મારા પાંચ પતિથી મારે વિષે, મોટા પરાક્રમી અને તમારા પુત્ર પ્રદ્યુમ્ન સરખા મહારથિ પાંચ પુત્રો ઉત્પન્ન થયા છે. તે એવી રીતે કે, યુધિષ્ઠિરથી પ્રતિવિંધ્ય, ભીમસેનથી સુતસોમ, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુળથી શતાનીક અને સહદેવથી શ્રુતકર્મા, વાસ્તે તેઓએ તેમની ઉપર નજર રાખીને મારી રક્ષા કરવી યોગ્ય હતી. વળી હે શ્રીકૃષ્ણ ! ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને યુદ્ધમાં શત્રુઓથી જીતાય નહી એવા આ પાંડવો, બળ વગરના ધૃતરાષ્ટ્રના પુત્રોનો અપરાધ કેમ સહન કરે છે ! તેઓએ આ પાંડવોને અધર્મથી રાજ્ય હરણ કરી દાસ બનાવ્યા રજસ્વલા ધર્મવાળી તથા એકવસ્ત્ર પહેરેલી મને પણ, સભામાં ખેંચી. હે મધુસૂદન ! જે ગાંડીવ ધ-નુષ બીજા કોઇથી સજ્જ ન થઇ શકે, તે બીજે ઠેકાણે, અર્જુન, ભીમસેન તથા તમે સજ્જ કરો છો. પણ કૌરવોએ મને આપેલા દુઃખની વખતે કોઇ સજ્જ કરી શક્યા નહી. દુર્યોધન જીવતો રહ્યો માટે ભીમસેનના બળને તથા અર્જુનના પરાક્રમને ધિક્કાર છે. હે મધુસૂદન ! જે દુર્યોધને, પૂર્વે કોઇને દુઃખ નહી આપનાર, વિદ્યાભ્યાસ કરનાર અને બ્રહ્મચર્યના વ્રત-યુક્ત પાંડવો બાળક હતા, ત્યારે તેમને માતા સહિત ગામમાંથી કાઢી મૂક્યા હતા. વળી હે મહાબાહો ! જેણે આ ભીમસેનને ભોજનના પદાર્થમાં ઝેર આપ્યું હતું, પણ તેના આયુ-ષ્યના બળથી તે પચી ગયું. વળી દુર્યોધન પ્રમાણકોટીને વિષે વિશ્વાસથી સુતેલા ભીમસેનને બાંધી ગંગામાં નાખી દઇને પોતાના પુરપ્રત્યે ગયો, પણ શત્રુઓનો નાશ કરનાર ભીમસેન. ઝેરયુક્ત દાંતોવાળા કાળા સર્પોએ દંશ કર્યા છતાં મૃત્યુ પામ્યા નહી, અને ઝેર ઉતરી ગયા પછી બંધનને કાપી નાંખી તથા સર્પોને ઘણો પ્રહાર કરીને ગંગામાંથી બહાર નિકળ્યા. તેમણે દુર્યોધનના સારથિને આડે હાથે કરીને માર્યો. વળી દુર્યોધને માતા સહિત પાંડવોને બાળવા સારૂ વારણાવતપુર મોકલ્યા અને જ્યારે તેઓ લાક્ષાગૃહમાં સુતેલા હતા, તે બળવા લાગ્યું ત્યારે તેને જોઇ મોટા દુઃખને પામેલાં, અગ્નિથી ઘેરાયલાં અને ભય પામેલાં કુંતાજી રૂદન કરતાં પોતાના પુત્રોને કહેવા લાગ્યાં કે અરે ! અરે ! હું નાશ પામીશ તે વખતે મોટી

ભુજાવાળા અને વાયુના વેગ સરખા પરાક્રમી વૃકોદર ભીમસેન, પોતાના ભાઇયોને તથા કુંતીને આશ્વાસના આપતાં બોલ્યા કે, હું અહીંથી તમો સર્વને ગ્રહણ કરીને, સર્વ પક્ષિયોમાં શ્રેષ્ઠ વિનતાનાં પુત્ર ગરૂડના સરખા વેગથી ગતિ કરીશ, માટે અહિં તમોને કંઇ ભય થશે નહીં. એમ કહીને તેઓ પોતાના ડાબા સાથળ ઉપર કુંતાજીને, જમણા સાથળ ઉપર યુધિષ્ઠિરને, વાંસા ઉપર અર્જુનને તથા ખભા ઉપર નકુળ અને સહદેવને બેસારીને ત્યાંથી મોટા વેગથી ચાલ્યા, અને સર્વને અગ્નિના ભયથી મુક્ત કર્યા. પછી હે શ્રીકૃષ્ણ ! માતા સહિત મોટા યશવાળા પાંડવો, રાત્રિને વિષે ચાલતા ચાલતા હિડિંબ રાક્ષસના વનની નજીક ગયા ત્યારે થાકી જવાને લીધે દુઃખ પામીને ત્યાં સુઇ રહ્યા. તે વખતે તેમની પાસે હિડિંબા નામની રાક્ષસી આવી અને માતા સહિત પૃથ્વી ઉપર સુતેલા તેઓને જોયા કે તત્કાળ કામને વશ થઇ ગઈ. ભીમસેનમાં મોહ પામી તે રાક્ષસી પોતાના ખોળામાં ભીમસેનના પગ લઈ કોમળ હાથથી દાબવા લાગી ત્યારે ભીમસેને જાગી ઉઠી તેને જોઇ પૂછ્યું કે હે શ્રેષ્ઠ સ્ત્રી ! તું શી ઇચ્છા કરે છે? રાક્ષસી બોલી કે, અરે ! તમે જલદીથી અહીંથી ભાગી જાઓ, કારણ કે મારો ભાઈ હિડિંબ રાક્ષસ મહા બળવાન છે. તે તમોને મારવા સારૂ અહીં આવશે. ભીમસેને ગર્વથી કહ્યું કે, હું તે રાક્ષસથી બીતો નથી, કારણ તારો ભાઇ અહીં આવશે તો તેનો હું નાશ કરીશ.

એ પ્રમાણે બેઉ વાતો કરતાં હતાં તે વખતે હિડિંબ રાક્ષસ ત્યાં આવ્યો, અને તેમનાં વચન સાંભળી તેણે પોતાની બેનને પૂછ્યું કે અરે હિડિંબા ! તું કોની સાથે વાતો કરે છે. એજ પુરૂષને મારી પાસે લાવ, આપણે બેઉજણ તેનું ભક્ષણ કરીશું ! એ પ્રમાણે હિડિંબાએ પોતાના ભાઇ હિડિંબનાં વચન સાંભળ્યાં તોપણ હિડિંબાએ ભીમસેનમાં સ્નેહને લીધે કંઇ પણ ઉત્તર આપ્યો નહીં. તે રાક્ષસ મોટા શબ્દ કરતો કરતો ભીમસેનની સામે દોડયો, અને નજીક આવીને તેનો હાથ, એક હાથથી પકડી બીજા હાથની વજ્ર સરખી મુઠીવાળીને મોટા બળથી એને મારી, ત્યારે મહાબાહુ ભીમસેન, તેના પ્રહારને નહીં ગણકારીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પછી સર્વ શસ્ત્રવિદ્યામાં કુશળ, એ બેઉનું યુદ્ધ જેવું વૃત્રાસુર તથા ઇંદ્રનું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ થયું. હે નિષ્પાપ શ્રીકૃષ્ણ ! મહા પરાક્રમી ભીમસેને રાક્ષસની સાથે ઘણીવાર યુદ્ધ કરવારૂપી ક્રીડા કરતાં, બળ વગરના થયેલા તે રાક્ષસનો નાશ કર્યો. પછી હિડિંબાને વિષે ઘટોત્કચ નામે પુત્ર ઉપન્ન થયો. તે રાક્ષસીને આગળ કરી પોતાના ભાઇયો તથા માતા સહિત ત્યાંથી આગળ વનમાં ચાલ્યા. રસ્તામાં મળેલા બ્રાહ્મણો સહિત તેઓ એકચક્રાપુરી તરફ જતા હતા, તેવામાં તેઓને મંત્રી અને પ્રિય ઇચ્છનાર વ્યાસજી મળ્યા. પછી તેઓ બ્રાહ્મણના વેષથી જે એકચક્રાપુરિમાં નિવાસ કરી રહ્યા હતા તે પુરીને વિષે મહા બળવાન ભીમસેને, હિડિંબના સરખા બળવાન અને મનુષ્યોનું ભક્ષણ કરનાર બક નામના રાક્ષસનો નાશ કર્યો. હે શ્રીકૃષ્ણ ! આ ભીમસેન પોતાની માતા તથા ભાઇયો સહિત દ્રુપદ રાજાના પુરમાં આવી રહ્યા હતા, તે પુરને વિષે, જેમ તમે સર્વ રાજાઓને જીતીને રૂક્મિણી લાવ્યા તેમ હે મધુસૂદન ! આ અર્જુન, સ્વયંવરમાં બીજા કોઇથી ન થઇ શકે એવું પરાક્રમ કરી, યુદ્ધમાં સર્વ રાજાઓને જીતીને પામ્યા. કૌરવોએ આપેલાં દુઃખોથી ક્લેશયુક્ત થયેલી અને ઘણાં સાસુ વગરની હું, આ ધૌમ્યાચાર્ય તથા મારા પાંચ પતિયો સહિત વનમાં રહી છું. શ્રીકૃષ્ણ !

સિંહ સરખા બળવાન શત્રુઓ કરતા અધિક પરાક્રમવાળા મારા પતિયો, શત્રુઓથી કલેશ પામે છે, તથાપિ મારી કેમ ઉપેક્ષા કરે છે! હે મધુસૂદન! પાપી, પાપ કર્મના કરનાર અને બળ વગરના કૌરવોએ આપેલાં દુઃખોને સહન કરનારી હું. તાપ પામેલી, મોટા કુળમાં ઉત્પન્ન થયેલી પાંડવોની સ્ત્રી, મહાત્મા પાંડુ રાજાની વહુ અને સતી સ્ત્રીઓમાં મુખ્ય છું તેને પાંડવો જોતાં દુઃશાસને ચોટલાથી પકડી. હે જનમેજય! દ્રૌપદી, એમ કહી અને પોતાના કોમળ હાથથી મોઢું ઢાંકીને રૂદન કરવા લાગી ત્યારે તેના નેત્રમાંથી અશ્રુની ધાર ચાલી. પછી ક્રોધ પામેલી દ્રૌપદીએ પોતાના હાથથી આંખો લુછીને વારંવાર નિશ્વાસ મૂકતી ગદગદ શબ્દથી શ્રીકૃષ્ણને કહ્યું કે મધુસૂદન! પતિ, પુત્ર, સગા સંબંધિયો, ભાઇયો, પિતા અને તમે મારા કોઇ નથી; કારણ કે જ્યારે અલ્પ પરાક્રમવાળા કૌરવોએ મારો પરાભવ કર્યો ત્યારે શોક વગરના પુરૂષ સરખા થઇને કોઇએ પણ મારી સહાયતા કરી નહી. તે વખતે કર્ણે જે મારૂં હાસ્ય કર્યું છે તે રૂપ દુઃખ મને શમતું નથી. હે કેશવ! તમારે મારી રક્ષા, સંબંધ ભાવથી અથવા હું અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન થઇ છું તે માટે વા સખાપણાથી અથવા ઇશ્વરભાવથી કરવી હતી.

વૈશંપાયન કહે છે—હે રાજન! પછી શૂરવીર રાજાઓની મંડળીમાં શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે સખિ! જેઓ ઉપર તું ક્રોધ પામી છે તેઓની સ્ત્રીઓ અર્જુનના બાણોથી નાશ પામીને રણસંગ્રામની પૃથ્વી ઉપર સુતેલા પોતાના પતિયોને જોઇને રૂદન કરશે. હે દ્રૌપદિ! હું પણ, જેમ પાંડવોનું શ્રેય થશે તેમ કરીશ. હું ખરેખરૂં કહું છું કે આ યુધિષ્ઠિર, રાજાઓના પણ રાજા થશે, એ મારાં વચન સત્ય માન. જો કદી સ્વર્ગ પૃથ્વી ઉપર પડે અથવા હિમાદ્રિ પર્વત નાશ પામે વા પૃથ્વી ફાટે અથવા સમુદ્ર સુકાઇ જાય, પણ મારાં વચન કદી ખોટાં પડે નહી, તું હાલ કંઇ પણ શોક કર માં. એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને દ્રૌપદીએ અર્જુન સામું જોયું ત્યારે હે મહારાજ! અર્જુને દ્રૌપદીને કહ્યું કે, હે પાંચાલિ! તું કંઇ શોક કર માં અને જેમ આ શ્રીકૃષ્ણ કહે છે તેમજ થશે. ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો કે હે બહેન! હું દ્રોણાચાર્યને, શિખંડી ભીષ્મપિતામહને, ભીમસેન દુર્યોધનને અને અર્જુન કર્ણને મારશે, કારણ કે, અમે સૌ યુદ્ધમાં શ્રીકૃષ્ણ તથા બળદેવજીના આશ્રયથી કોઇથી ન જીતાય એવા થઇશું, માટે કદી વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્ર, અમારી સાથે યુદ્ધ કરવા આવે તો તેને પણ જીતી શકીએ, ત્યારે કૌરવો તે કોણ માત્ર છે! વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે કહ્યા પછી ત્યાં આવેલા સર્વ શૂરવીર પુરૂષો જે શ્રીકૃષ્ણની પાસે બેઠા હતા તેઓની વચ્ચે શ્રીકૃષ્ણ આ પ્રમાણે કહેવા લાગ્યા.

**इत्युक्तेऽभिमुखा वीरा वासुदेवमुपस्थिताः**

**तेषां मध्ये महाबाहुः केशवो वाक्यमब्रवीत् ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्रौपद्याश्वासने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥**

## અધ્યાય ૧૩ મો. વાસુદેવે આપેલું આશ્વાસન.

**वासुदेव उवाच—नैतत्कृच्छ्रमनुप्राप्तो भवान्स्याद्वसुधाधिप**
**यद्यहं द्वारकायां स्यां राजन्सन्निहितः पुरा ॥**

વાસુદેવ કહે છે—હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! તમે દ્યૂત રમ્યા તે વખતે હું દ્વારકાપુરીમાં ન હતો પણ મારૂં સ્મરણ કર્યું હતે તો તમારી સાંનિધ્ય આવી તમને હું આ દુઃખ પ્રાપ્ત થવા દેત નહી; કારણ તમારા સ્મરણથી હું, કૌરવોના બોલાવ્યા વગર પણ દ્યૂત સભામાં આવી ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને બાહ્લીકને સાથે લઇને, તમારે લીધે ધૃતરાષ્ટ્ર રાજાને દ્યૂત રમવામાં ઘણા દોષ કહી દેખાડતાં કહેત કે હે રાજેન્દ્ર ! પૂર્વે નળ રાજા દ્યૂત રમવાથી રાજ્ય સમૃદ્ધિ હારી ગયા હતા. દ્યૂત રમવાથી અકસ્માત દ્રવ્યાદિનો નાશ થાય છે. હું તમને સત્ય કહું છું કે જે મનુષ્યોને સ્ત્રીયોનો સંગ, દ્યૂત રમવું, મૃગયા કરવી અને મદ્યપાન કરવું, એ ચારમાંથી એક પણ કરવામાં પ્રીતિ હોય તેઓને તેથી પોતાનું દ્રવ્ય નાશ પામી જવાથી મોટું દુઃખ પ્રાપ્ત થાય છે. એ ચારમાં પણ, દ્યૂત રમવાથી તો અકસ્માત એક દિવસમાંજ સર્વસ્વ હારી જવાથી દુઃખો પ્રાપ્ત થાય છે, અને પરસ્પર એક બીજાને નહી કહેવાં ઘટે એવાં વચન પણ કહેવાય છે, એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે, માટે તમારા પુત્રોને દ્યૂત રમવાથી નિવૃત્ત કરો. હે યુધિષ્ઠિર ! બીજાં પણ કહવાં લાગે એવાં વાક્ય કહેત, જો ધૃતરાષ્ટ્ર રાજા તે સાંભળત તો તમારૂં તથા કૌરવોનું શ્રેય થાત; તથા જગતમાં ધર્મ કહેવાત. જો ધૃતરાષ્ટ્ર રાજા મારાં વચન સાંભળત નહી તો હું બળાત્કારે તેને પકડીને દ્યૂત રમનાર કૌરવોનો તથા તેના પક્ષકારોનો નાશ કરત. હે રાજન ! હું શું કરૂં કે દ્યૂત રમાતી વખતે તમારી પાસે હતો નહી, આનર્ત દેશ ગયો હતો, તેથી તમોને આવાં દુઃખો પ્રાપ્ત થયાં. હું જ્યારે દ્વારકાં આવ્યો ત્યારે યુયુધાનનાં કહેવાથી તમોને દુઃખો પ્રાપ્ત થયેલાં સાંભળી ઉદ્વેગ પામીને તત્કાળ તમોને મળવા સારૂ, તમારી પાસે આવ્યો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હું તમને ભાઇયો સહિત દુઃખયુક્ત જોઉં છું, માટે આપણે સર્વે મોટું દુઃખ પામ્યા છીએ.

**अहो कृच्छ्रमनुप्राप्ताः सर्वेस्म भरतर्षभ**
**सोहं त्वां व्यसने मग्नं पश्यामि सहसोदरं ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि वासुदेववाक्ये गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

## અધ્યાય ૧૪ મો. સૌભવધ વર્ણન.

**युधिष्ठिर उवाच—असान्निध्यं कथं कृष्ण तवासीद्वृष्णिनंदन**
**क्वासीद्विप्रवासश्च किंचाकार्षीः प्रवासतः**

યુધિષ્ઠિર પૂછે છે—હે વૃષ્ણિ પુત્ર શ્રીકૃષ્ણ ! તમે સાનિધ્ય કેમ ન હતા, ક્યાં પ્રવાસ કરવા ગયા હતા, અને પ્રવાસમાં શું કર્યું. શ્રીકૃષ્ણ કહે છે—હે કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! હું શાલ્વ રાજાના સૌભ શહેરનો નાશ કરવા સારૂ ત્યાં ગયો હતો તેનું કારણ કહું તે સાંભળો.

હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મેં તમારા રાજસૂયયજ્ઞમાં પ્રથમ પૂજાના પ્રસંગને વિષે મોટા તેજવાળા લાંબી ભુજાવાળા, મોટા યશવાળા અને શૂરવીર દમઘોષ રાજાના પુત્ર શિશુપાલનો નાશ કર્યો, તે સાંભળીને મોટા ક્રોધયુક્ત થયેલો શાલ્વ રાજા જ્યારે હું ઇંદ્રપ્રસ્થમાં તમારે ત્યાં હતો ત્યારે દ્વારકાં આવી, યદુ કુળમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્નાદિ કુમારો સાથે યુદ્ધ કરી નિર્લજ્જની પેઠે તેઓને પ્રહાર કરીને નાસી ગયો હતો. બીજીવાર દુષ્ટમતિવાળો શાલ્વ રાજા, સૌભ શહેરમાં બેસી દ્વારકાં આવી વૃષ્ણીકુળનાં ઘણાં શ્રેષ્ઠ બાળકોને મારીને સર્વ બગિચાઓનો નાશ કરતાં આનર્ત દેશની પ્રજાઓને પુછવા લાગ્યો કે, હે પ્રજાઓ ! વૃષ્ણિકુળમાં અધમ અને મંદ બુદ્ધિવાળો વસુદેવનો પુત્ર કૃષ્ણ ક્યાં છે ? અને ક્યાં ગયો છે ? આજ હું તેની સાથે યુદ્ધ કરીને તેનો ગર્વ ઉતારીશ, માટે તમે મને ખરેખરૂં કહો, જેથી હું તેની પાસે જઇ તેનો નાશ કરીને શાંતિ પામું, કારણ તેનો નાશ કર્યા વગર હું શાંતિ પામીશ નહિં. હે ભારત ! પ્રજાએ જ્યારે જવાબ આપ્યો નહિ ત્યારે વળી મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળો શાલ્વ રાજા, કૃષ્ણ ક્યાં છે ક્યાં છે, એમ પોકાર કરતો ચારે તરફ દોડતાં કહેતો હતો કે, શિશુપાલનું મૃત્યુ સાંભળીને ક્રોધયુક્ત થયેલો હું, પાપ કર્મ કરનાર, પરાક્રમ વગરના, વિશ્વાસઘાત કરનાર, અને મારા ભાઇ શિશુપાલને મારનાર કૃષ્ણનો આજ નાશ કરીને યમલોક પ્રત્યે મોકલીશ. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે મારો તિરસ્કાર કરતાં વાક્ય કહી સૌભ વિમાનમાં બેશીને આકાશ તરફ ઉંચે ફરતો હતો. પછી જ્યારે હું તમારે ત્યાંથી દ્વારકાં ગયો, ત્યારે મેં મારે વિષે ક્રોધ પામેલા શાલ્વ રાજાએ દ્વારકામાં ઉપદ્રવ કર્યાં હતા તે, તથા મારે વિષે તેની જે ઇચ્છા હતી તે સો સાંભળીને ક્રોધથી તેનો નાશ કરવાની ઇચ્છા કરી. જ્યારે હું તેનો નાશ કરવા સારૂ ગયો ત્યારે સમુદ્રની વચમાં એક ટેકરા ઉપર મને નાશ કરવાની ઇચ્છાથી મારી વાટ જોઇને રહેલા શાલ્વ રાજાને જોઇ પાંચજન્ય શંખનો શબ્દ કરી યુદ્ધ કરવા સારૂ તેને બોલાવીને હું સ્થિર થઈ ઉભો, એટલે તે મારી સાથે યુદ્ધ કરવા આવ્યો, ત્યારે તેની સાથે મેં બે ઘટિકા પર્યંત યુદ્ધ કરતાં તેની કેટલીક દૈત્યરૂપ સેના તથા તેનું સૌભ વિમાન નાશ પામ્યું ત્યારે તેની બાકીની સેના મને વશ થઈ. હે રાજન ! એ કારણથી હું તમારી પાસે હતો નહી. પછી જ્યારે મેં અવિનયથી દ્યૂત રમાયું એ સાંભળ્યું ત્યારે હું દુઃખ યુકત થયેલા તમોને મળવા સારૂ હસ્તિનાપુર આવ્યો પણ ત્યાં તમોને વનમાં ગયેલા સાંભળીને અહી આવ્યો છું.

श्रुत्वैव हास्तिनपुरं द्यूतं चाविनयोत्थितं
द्रुतमागतवान् युष्मान् द्रष्टुकामः सुदुःखिता ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः १४ ॥

## અધ્યાય ૧૫ મો. સૌભવધ વર્ણન.

युधिष्ठिर उवाच—वासुदेव महाबाहो विस्तरेण महामते
सौभस्य वधमाचक्ष्व नहि तृप्यामि कथ्यतः ॥

યુધિષ્ઠિર પૂછે છે કે, હે મોટી ભુજાવાળા ! મહા બુદ્ધિમાન્ વાસુદેવ ! હું તમારાથી સૌભ શહેરનો નિવાસ શ્રવણ કરતાં તૃપ્ત થતો નથી માટે તમે એ કેવી રીતે નાશ કર્યું, તે વિસ્તારથી કહો. વાસુદેવ કહે છે–હે મહાબાહો ! શાલ્વરાજા, મેં શિશુપાલનો વધ કર્યો તે સાંભળી, સૌભ શહેરમાં બેસી દ્વારકાંપુરી આવી તેને ચારે તરફથી સેનાની રચનાથી ઘેરી લઇ પોતે આકાશ તરફ સૌભ શહેરમાં ઉંચે ઉભા રહીને બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો, તે પહેલાં જેમાં ધ્વજ તથા પતાકા ઉંચા રહ્યા હતા અને યુદ્ધ કરનાર પુરૂષોના સમૂહ રહેતા હતા એવા યંત્રોના મોરચાયુક્ત કિલ્લાવાળી, શત્રુઓ ઉપર કાષ્ઠ અને પાષાણાદિ નાખવાના યંત્રોવાળી, તોમર, અંકુશ, શતઘ્ની અને ભુશુંડી ઇત્યાદિ આયુધોવાળી, ગદ, સાંબ તથા યુદ્ધવાદી મહારથિયોએ રક્ષા કરેલી, મોટા ઉચા કોઠાવાળી અને વાવટાયુક્ત ઘોડેસ્વારોએ સંભાળ રાખેલી દ્વારકાંપુરીમાં ઉગ્રસેન રાજાએ સાદ ફેરવાવ્યો હતો કે, અહીં શાલ્વરાજા આવીને આ પુરીનો પરાભવ કરશે, માટે સાંએ સાવધાનપણાથી રહેવું. હે આનર્ત દેશની નટ તથા નર્તકાદિ પ્રજા ! તમે સૌ હમણાં તમારાં દ્રવ્યાદિ લઇને અહીંથી બીજે ઠેકાણે જઇ રહો. શાલ્વ રાજા નાશ પામ્યા પછી તમે અહિ આવીને સૌ સૌના ઘરમાં રહેજો. એમ કહીને સર્વ પ્રજાને પુરીથી બહાર રાખી પછી શત્રુઓને પુરીમાં આવવાના માર્ગો તથા વહાણો આવવાં બંધ કર્યા, ચારે તરફ ખાઇઓ ખોદાવી, કુવા તથા વાવોની ઉપર લોહના ખીલા મરાવી તેમાંથી શત્રુઓએ જળ લઇ શકાય નહી એવાં કરાવ્યાં, ગોતરફ એક એક ગાઉમાં રસ્તો ખોદાવીને શત્રુઓથી ન આવી શકાય એવો કરાવ્યો. કિલ્લામાં સેના તથા હથિયારોનો ઘણો બંદોબસ્ત રખાવ્યો. વળી શત્રુઓથી પુરીની માંહી અને બહાર આવી તથા જઇ શકાય નહી, એવી ચોકસાઇ રખાવી, રાજમાર્ગો તથા ચૌટાંઓને વિષે ચતુરંગિણી સેનાથી ચોકી પહેરાની મજબૂતાઇ કરાવી, અને સેનાઓને પગાર, હથિયારો તથા કવચાદિ આપીને સાવધ રહેવાની ભલામણ કરી. હે કમળ સરખાં નેત્રવાળા ! એ પ્રમાણે ઉગ્રસેન રાજાએ ઘણા યોદ્ધા–પુરૂષોવાળી તે પુરીની રક્ષા કરાવી.

एवं सुविहिता राजन् द्वारका भूरिदक्षिणा
आहुकेन सुगुप्ता च राज्ञा राजीवलोचन ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો. શાલ્વ ને યાદવો વચ્ચે યુદ્ધ.

वासुदेव उवाच—तां तूपयातो राजेंद्र शाल्वः सौभपतिस्तदा
प्रभूत नरनागेन बलेनोपविवेश ह ॥

વાસુદેવ કહે છે—હે રાજન ! તે પુરીને વિષે સૌભ શહેરનો અધિપતિ શાલ્વ રાજા, ચતુરંગિણી સેનાસહિત આવી સ્મશાન તથા દેવતાઓનાં મંદિરનાં સ્થાનકો વગર બાકી ચારે તરફ સેનાના પડાવ નાંખી પોતે આકાશ તરફ સૌભ શહેરમાં રહ્યો. તેણે પુરીમાં ધાન્યાદિ પદાર્થો ન આવી શકે એવો બંદોબસ્ત કર્યો હતો તે જોઇને મહાક્રોધ પામેલા

ચારૂદેષ્ણ, સાંબ તથા મહારથિ પ્રદ્યુમ્નાદિ યાદવો અનેક તરેહનાં આયુધો લઇ તથા રથાદિ વાહનોપર બેસીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા; તે વખતે યુદ્ધ કરવામાં ઉત્સાહવાન સાંબે, મોટું ધનુષ લઇ તેના ક્ષેમવૃદ્ધિ નામના સેનાધિપતિ સાથે યુદ્ધ કરતાં તેની ઉપર, જેમ ઇંદ્ર વર્ષાદ કરે તેમ બાણોનો વર્ષાદ વર્ષાવ્યો. ક્ષેમવૃદ્ધિ, જેમ હિમાદ્રિ પર્વત વર્ષાદની ધારાઓને સહન કરતાં સ્થિર થઇ ઉભો રહે, તેમ ઉભો રહ્યો અને તેણે સાંબ ઉપર માયાએ કરીને બાણોની વૃષ્ટિ કરી, ત્યાર પછી સાંબે, તેના માયાના બાણોનો નાશ કરી તેની ઉપર તથા તેના રથ ઉપર બાણો મૂકયાં. પીડા પામેલો ક્ષેમવૃદ્ધિ ઝટ ચાલનારા અશ્વો જેમાં જોડેલા હતા એવા રથમાં બેસી યુદ્ધ મૂકીને ત્યાંથી ભાગી ગયો. વેગવાન નામનો દૈત્ય સાંબ સાથે યુદ્ધ કરવા આવ્યો. ત્યારે તેણે તેની સામે સ્થિરતાથી ઉભા રહીને તેને મોટા વેગથી એક ગદા મારી તેથી તે દૈત્ય જેમ વાયુના વેગથી જીર્ણ વૃક્ષ પડે, તેમ મૃત્યુપામી પડયો. મારો પુત્ર સાંબ, શાલ્વ રાજાની સેનામાં પ્રવેશ કરીને તેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યો. હે મા રાજ ! તે વખતે જ્યારે મોટા ધનુષવાળો અને મહારથિ વિવિંધ્ય નામનો દૈત્ય ચારૂદેષ્ણની સાથે યુદ્ધ કરતો હતો, ત્યારે તેઓ બેઉનું યુદ્ધ, જેમ ઇંદ્ર અને વૃત્રાસુરનું યુદ્ધ થયું હતું તેમ યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે ક્રોધ પામેલા અને મહા બળવાન તેઓ બેઉ, સિંહ સરખા મોટા શબ્દો કરતાં પરસ્પર એક બીજાને બાણો મારતા હતા. રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને ત્યાં આવી, શત્રુઓનો નાશ કરનાર એક બાણ પોતાના ધનુષમાં સાંધી તે વિવિંધ્ય દૈત્યને બોલાવીને તેની ઉપર મૂકયું જેથી તે દૈત્ય મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયો. પછી શાલ્વ રાજા, વિવિંધ્ય દૈત્ય મૃત્યુ પામ્યો તથા પોતાની સર્વ સેના ક્ષોભ પામી તે જોઇ, સૌભ શહેરમાં બેસી ત્યાં આવીને યાદવની સેનાને શસ્ત્રોથી પરાભવ પમાડવા લાગ્યો. તે વખતે પ્રદ્યુમ્ને યાદવરૂપ પોતાનું દળ ક્ષોભ પામ્યું તે જોઇ, તેમની પાસે આવી તેઓને સ્થિર કરતાં કહ્યું કે અરે ! તમે સૌ સ્થિર થઇને ઉભા રહો ! હું આજ શાલ્વ રાજાને તથા તેના સૌભ શહેરને નિવારણ કરતાં તેની સેનાનો બાણોથી નાશ કરીશ. તમારે મનમાં કાંઇ પણ ભય રાખવો નહીં. હે પાંડુરાજાના પુત્ર ! પરાક્રમી યુધિષ્ઠિર ! એ પ્રમાણે જ્યારે હર્ષ પામેલા પ્રદ્યુમ્ને કહ્યું ત્યારે સર્વ યાદવરૂપ સેના સ્થિરતાથી ઉભી રહી પોતાની ઇચ્છા પ્રમાણે શાલ્વ રાજાની સેના સાથે યુદ્ધ કરવા લાગી.

एवं ब्रुवति संहृष्टे प्रद्युम्ने पांडुनंदन
स्थितं तद्बलं वीर युयुधे च यथा सुखं ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि साल्ववधोपाख्याने गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. શાલ્વ ને પ્રદ્યુમ્નનું યુદ્ધ.

वासुदेव उवाच—एवमुक्त्वा रौक्मिणेयो यादवान् भरतर्षभ
शितैर्हयैर्युक्तं रथमास्थाय कांचनं ॥

વાસુદેવ કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પછી રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન, એ પ્રમાણે યાદવોને કહી સારથિએ રક્ષા કરેલા ઘોડાઓ જેમાં જોડેલા હતા એવા તથા મગરમચ્છના

સિંહવાળી ધ્વજાવાળા રથમાં બેસીને શત્રુઓ સામે ગયો. બાણોનાં ભાથાં તથા તરવાર ધારણ કરેલા તથા હાથમાં ચામડાના મોજા પહેરેલા પ્રદ્યુમ્ને, પોતાના ધનુષનો ટંકારવ કરતાં શત્રુઓને ધિક્કારતાં એકદમ બાણોનો વર્ષાદ કરી તેઓને મોહ પમાડયા. તે સમયે જેના મોઢાની કાન્તિ લગાર ઝાંખી પડી ન હતી અને યુદ્ધ કરવાના હર્ષથી જેના શરીરનાં રૂંવા ઉભાં થયાં હતાં એવા પ્રદ્યુમ્ને સિંહના સરખો શબ્દ કર્યો, તે સાંભળી યાદવો તથા શાલ્વરાજની સેનામાં સૌ, આ મહા પરાક્રમી છે એમ માનવા લાગ્યા. પ્રદ્યુમ્નના રથ ઉપર સુવર્ણની દાંડીવાળી ધ્વજામાં રહેલા મગરમચ્છે શાલ્વરાજાની સેનાને ભય પમાડી પછી હે રાજન ! શત્રુઓનો નાશ કરનાર પ્રદ્યુમ્ન, શાલ્વરાજા સાથે યુદ્ધ કરવા સારૂ તેની સામે ગયો. તે વખતે શાલ્વરાજા, તેનું આવવું સહન કરી શકયો નહિ. ક્રોધ પામી, પોતાના સૌભશેહેરમાંથી નિકળી સુવર્ણના રથમાં બેસી તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યાં મળેલા સર્વ યોદ્ધાઓ તે બેઉનું મહા ભયંકર અને બળિરાજા તથા ઇંદ્રના સરખું યુદ્ધ જોવા લાગ્યા તે સમયે હે સમર્થરાજા ! મહા બળવાન શાલ્વરાજાએ, પ્રદ્યુમ્ન ઉપર ઘણાં બાણો મૂકયાં. પછી પ્રદ્યુમ્ને પણ યુદ્ધને વિષે તેને મોહ પમાડતાં પોતાના હાથની ચાલાકીથી તેની ઉપર બાણો મૂકયાં. શાલ્વે બાણોના પ્રહારને નહી ગણકારી તેની ઉપર બીજાં બાણો મૂકયાં. મારા પુત્ર પ્રદ્યુમ્ને સૌને કાપી નાખ્યાં. પછી જ્યારે તેણે અગ્નિ સરખાં પ્રકાશમાન બીજાં બાણો મૂક્યાં ત્યારે તેને પણ તેણે કાપી નાંખી, પોતાના ધનુષમાં શત્રુના મર્મસ્થલનો ભેદ કરે એવું બાણ સાંધી, તેની ઉપર મૂકયું. તેના કવચને કાપી તેના હૃદયને વિધ્યું ત્યારે મોહ પામી તે પૃથ્વી ઉપર પડી ગયો. એ પ્રમાણે શાલ્વરાજા ચેતન વગરનો થઇ પડયો, તે જોઇને તેની સર્વ સેના, મોટો હાહાકાર કરતી ત્યાંથી ચારે તરફ ભાગવા લાગી. તે વખતે શાલ્વરાજા, ચેતન પામી ઉઠીને વળી જલદીથી પ્રદ્યુમ્ન ઉપર બાણો મૂકવા લાગ્યો. યુદ્ધમાં ઉભેલા પ્રદ્યુમ્નનું શરીર તેનાં બાણોથી વિંધાયું અને એક બાણ તેના ગળામાં લાગવાથી તે મોહ પામ્યો. શાલ્વે મોટો સિંહ નાદ કરી બીજાં ઘણાં બાણો માર્યાં, ત્યારે, હે કુરૂવંશમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! ઘણા બાણોના પ્રહારથી મોહ પામેલો પ્રદ્યુમ્ન યુદ્ધમાં શકિત વગરનો થઇ ગયો.

स तैरभिहतो बाणैर्बहुभिस्तेन मोहितः
निश्चेष्टः कौरवश्रेष्ठ प्रद्युम्नोभूद्रणाजिरे ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. યાદવોનું રણશૌર્ય.

वासुदेव उवाच—शाल्वबाणार्दिते तस्मिन् प्रद्युम्ने बलिनांवरे
वृष्णयो भग्नसंकल्पा विव्यथुः पृतनागताः ॥

વાસુદેવ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી જ્યારે પ્રદ્યુમ્ન, શાલ્વ રાજાનાં બાણોથી પીડા પામ્યો ત્યારે સેનામાં પ્રાપ્ત થયેલા અને શત્રુને જીતવાની જેમને આશા ટળી ગઇ હતી એવા યાદવો, ખેદયુકત થઇ મોટો હાહાકાર કરવા લાગ્યા, શત્રુની સેનાના સર્વ યોદ્ધાઓ હર્ષ પામવા લાગ્યા. પ્રદ્યુમ્નનો સારથિ મોહ પામી રથમાંથી પડી ગયેલા પ્રદ્યુમ્નને જોઇ તેનો રથ

રણસંગ્રામમાંથી પાછો વાળી દ્વારકાંપુરી તરફ હાંકી ગયો. પછી જ્યારે રથ થોડેક ગયો ત્યારે મૂર્છા જેને ટળી ગઇ હતી એવો પ્રદ્યુમ્ન, હાથમાં ધનુષ લઇને પોતાના સારથિને કહેવા લાગ્યો કે, હે સારથિ ! તારી શી મરજી છે ? તું શા કારણે શત્રુ સામેથી મારો રથ પાછો હાંકી લઇ જાય છે ? વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષોનું શત્રુ આગળથી પાછા હઠી જવું એ ધર્મ નથી. હે સારથિ ! તને યુદ્ધમાં શાલ્વ રાજાને જોઇ મોહ અથવા ખેદ પ્રાપ્ત થયો છે. તું શા કારણથી મારો રથ પાછો વાળીને ચાલ્યો તે મને ખરેખરૂં કહે ? સારથિ બોલ્યો કે, હે જનાર્દનના પુત્ર પ્રદ્યુમ્ન ! મને મોહ અથવા ખેદ કંઇ પણ થયો નથી, પણ તમારાથી શાલ્વ રાજા જીતાવો ઘણો કઠીણ છે, એમ હું માનું છું. યુદ્ધમાં સારથિને પીડાતો જોઇ રથી પુરૂષે તેની રક્ષા કરવી અને રથીને પીડા થાય તો સારથિએ તેની રક્ષા કરવી એવો ધર્મ છે. મેં, તમને પીડા પામેલા જોયા તથા તમે એક અને તમારી સામે યુદ્ધ કરનાર દૈત્યો ઘણા તેથી યુદ્ધ ભૂમિમાંથી રથ પાછો વાળ્યો. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! જ્યારે સારથિએ આમ કહ્યું, ત્યારે જેના રથની ધ્વજામાં મગરમચ્છનું ચિન્હ છે એવા પ્રદ્યુમ્ને કહ્યું કે, હે દારૂકના પુત્ર ! મારો રથ પાછો વાળીને શત્રુ સામે હાંક, અને તારે કોઇ દિવસ પણ જ્યાં સુધી હું જીવતો હોઉં સુધી મારો રથ પાછો વાળવો નહી. અમારા યદુકુળમાં કોઇ, શત્રુની સામેથી પાછો આવનાર તથા મૂર્છા ખાઇ પડી ગયેલો કે—હું તમારો છું એમ બોલનાર, રથ અને આયુધ જેનાં નાશ પામી ગયાં હોય એવા શત્રુ, સ્ત્રી, બાળક અને વૃદ્ધને મારનાર થયો નથી. હે સૂત ! મોટા કુળમાં ઉત્પન્ન થયેલો તું યુદ્ધમાં યાદવોની રીતિ જાણે છે માટે તારે આવી રીતે કોઇ દિવસ કરવું નહી. મારા પિતા શ્રીકૃષ્ણ તથા નીલું વસ્ત્ર ધારણ કરનાર બળદેવ અહીં આવીને, યુદ્ધ મૂકીને ભાગી આવેલા શત્રુએ માર મારેલા અને ભ્રાંત થયેલા મને શું કહેશે ? વળી હે સારથિ ! મનુષ્યમાં સિંહ સરખા—અરે મોટા ધનુષ ધારણ કરનાર સાત્યકિ, યુદ્ધમાં શત્રુઓને જીતનાર સાંબ, શત્રુઓથી જેનો પ્રહાર સહન ન થઇ શકે એવા ચારૂદેષ્ણ, ગદ, સારણ તથા મોટી ભુજાવાળા અક્રૂરજી પણ મને શું કહેશે ? હે સૂત ! એકઠી થયેલી યાદવોની સર્વ સ્ત્રિયો, શૂરવીર બળવાન, શાંત સ્વભાવવાળા અને હું મહાન પરાક્રમી છું એવો ગર્વ રાખનાર મને જોઇને પ્રદ્યુમ્ન યુદ્ધ મૂકીને આવે છે, માટે એને ધિક્કાર છે એમ કહેશે પણ પાછો આવ્યો એ સારૂં કર્યું, એમ કહેશે નહી; ધિક્કારયુક્ત હાસ્ય થયા પછી જીવવું તેથી મરવું બહેતર છે. હે સારથિ ! તું મને દ્વારકાં પાછો લઇ જા માં. મધુદૈત્યનો નાશ કરનાર મારા પિતા શ્રીકૃષ્ણ, મને દ્વારકાંપુરીની રક્ષા કરવાનું સોંપીને યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં ગયા છે માટે હું, આજ શાલ્વ રાજા દ્વારકાંપુરીનો પરાભવ કરે તે સહન કરી શકતો નથી. વળી હે સૂત ! શાલ્વરાજા અહી યુદ્ધ કરવા આવ્યો તે જોઇને કૃતવર્મા, તેની સાથે યુદ્ધ કરવા જવા તૈયાર થયા, તે સમયે જ્યારે મેં, હું શાલ્વરાજાને નિવૃત્ત કરીશ અને તમે અહીં રહો, એમ કહ્યું, ત્યારે મારાં વખાણ કરીને યુદ્ધ કરવા જવાથી નિવૃત્ત થયા. યુદ્ધ મૂકીને પાછો વળી આવેલો હું તેમની પાસે જઇને શું કહીશ ? હું, શંખ ચક્ર તથા ગદાને ધરનાર કમળ સરખાં નેત્રવાળા અને મોટી ભુજાવાળા મારા પિતા શ્રીકૃષ્ણ, સાત્યકિ અને બળદેવજી ઇત્યાદિ યાદવોને શું કહીશ. હે દારૂકના પુત્ર ! શત્રુ શાલ્વરાજાએ, બાણોએ કરીને માર મારેલા મને તું યુદ્ધ ભૂમિમાંથી પાછો લઇ આવ્યો વાસ્તે હવે હું જીવીશ નહી. આજ પછી મને યુદ્ધમાં

મોટું દુઃખ પ્રાપ્ત થાય તોપણ તારે આવી રીતે કરવું નહી કારણ હું શત્રુ સામેથી ભાગી આવીને જીવવું, એ સારૂં માનતો નથી. હે સૂત પુત્ર! તું યુદ્ધમાં મને પીડા પામેલો જાણે તોપણ જેમ નપુંસક પુરૂષ યુદ્ધનો ત્યાગ કરે, તેમ તારે, જ્યાંસુધી મને ઘણું યુદ્ધ કરવાની ઇચ્છા હોય ત્યાંસુધી યુદ્ધનો ત્યાગ કરવો નહિ. તું જ્યાં યુદ્ધ થાય છે ત્યાં હવે મને લઇ ચાલ.

न युक्तं भवतात्यक्तुं संग्रामं दारुकात्मज ।
मयि युद्धार्थिनि भृशं सत्वं याहि यतोरणं ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

## અધ્યાય ૧૯ મો. શાલ્વનું પલાયન.

वासुदेव उवाच—एवमुक्तस्तु कौंतेय सूतपुत्रस्ततो ब्रवीत्
प्रद्युम्नं बलिनांश्रेष्ठं मधुरं श्लक्ष्णमंजसा ॥

વાસુદેવ કહે છે–હે કુંતીના પુત્ર! પ્રદ્યુમ્ને આમ કહ્યા પછી, દારૂકનો પુત્ર સારથિ, બલવાન પુરૂષોમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્નને, મીઠી વાણીથી કહેવા લાગ્યો કે, હે રૂક્મિણીના પુત્ર! અશ્વોને ચલાવનાર એવા મને, યુદ્ધમાં કંઇપણ ભય નથી. હું, યુદ્ધમાં યાદવોની રીતિ જાણું છું, તોપણ મેં યુદ્ધમાંથી તમારો રથ પાછો વાળ્યો, એ અયોગ્ય કર્યું નથી. હે મોટા આયુષ્માન! સારથિપણું કરનાર પુરૂષે દરેક ઉપાયથી રથીની રક્ષા કરવી, એમ મોટા બુદ્ધિમાન્ સારથિયોએ કહેલું છે. માટે જ્યારે તમે શાલ્વરાજનાં બાણોથી વિહ્વલતા પામ્યા ત્યારે મેં, તમારો રથ પાછો વાળ્યો. હવે તમે સાવધ થયા, વાસ્તે હું અશ્વોને શાલ્વરાજાની સેના તરફ ચલાવીશ, મારી ચતુરાઇને તમે જુઓ. દારૂક સારથિથી ઉત્પન્ન થયેલો તેની પાસેથી રથ હાંકવાની વિદ્યા શિખેલો તથા ભય વગરનો હું, આજ તમારી આજ્ઞાથી તમારા રથને શાલ્વરાજાની સેનામાં લઇ જઇશ. વાસુદેવ કહે છે કે, હે શૂરવીર યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને સારથિએ, રથમાં જોડેલા અશ્વોની લગામ હાથમાં લઇ ચાબુકથી પ્રહાર કરીને, શાલ્વ રાજાની સેના તરફ રથ હાંકયો. તે વખતે અશ્વો, જાણે પૃથ્વીને સ્પર્શ કરતા ન હોય અને આકાશ તરફ ઉડતા હોય એવી રીતે એકદમ ચાલવા લાગ્યા. પછી પ્રદ્યુમ્નના સારથિએ, શાલ્વ રાજાની સેનાની ડાબી બાજુ રથ હાકયો ત્યારે તે જોઇને ક્રોધ પામેલા શાલ્વરાજાએ, તેને ત્રણ બાણો માર્યા. દારૂકનો પુત્ર પ્રહાર નહીં ગણકારતાં રથ તેની સેનામાં ડાબી બાજુથી લઇ ગયો. તે વખતે સૌભ શહેરના અધિપતિ શાલ્વરાજાએ, મારા પુત્ર પ્રદ્યુમ્ન ઉપર અનેક તરેહનાં બાણો મૂક્યાં, તે જોઇને રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને પોતાના હાથની ચાલાકી દેખાડતાં તેનાં બાણોને કાપી નાખ્યાં. પછી શાલ્વરાજાએ, પોતાનાં બાણો કપાયાં તે જોઇ આસુરી માયાનો આશ્રય કરી તેની ઉપર બીજાં બાણ મૂક્યાં. પ્રદ્યુમ્ને બ્રહ્માસ્ત્રથી અસુરાસ્ત્રને વચમાંથી કાપી નાખીને, જ્યારે તેની ઉપર બીજાં બાણો મૂક્યાં ત્યારે રૂધિરનું પાન કરનાર બાણોથી શાલ્વરાજાનાં હૃદય, મસ્તક અને મુખ ભેદ પામ્યાં, અને તે મોહ પામીને પૃથ્વી ઉપર પડી ગયો. પ્રદ્યુમ્ને બાણોના પ્રહારથી પીડા પામેલા શાલ્વરાજાને જોઇ જે વખતે તેને મારવા સારૂ શત્રુનો નાશ કરનાર એક બીજું બાણ પોતાના ધનુષમાં

સાંખ્યું. તે વખતે આકાશમાં ઉભેલા ઇંદ્ર તથા કુબેરસહિત દેવતાઓએ મોટો હાહાકાર કર્યો. જ્યારે તેઓએ નારદજી તથા વાયુ દેવતાને પ્રદ્યુમ્નની પાસે મોકલ્યા ત્યારે તેઓ બેઉ તેની પાસે આવી દેવતાઓના કહેવા પ્રમાણે બોલ્યા કે હે શૂરવીર પ્રદ્યુમ્ન ! તમારે શાલ્વરાજાને મારવો યોગ્ય નથી. કારણ વિધાતાએ તેનું મૃત્યુ શ્રીકૃષ્ણના હાથથી નીપજશે, એમ નિર્માણ કરેલું છે, માટે તે કદી ખોટું થશે નહીં, તમે તમારાં બાણને ધનુષમાંથી પાછું કાઢી લ્યો તમારાં બાણે કરીને યુદ્ધમાં ન મૃત્યુ પામે એવો કોઇ પુરૂષ નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તેઓનાં વચન સાંભળીને હર્ષ પામેલા પ્રદ્યુમ્ને પોતાના ધનુષમાંથી બાણ કાઢી લઇ પાછું ભાથામાં નાખ્યું. હે રાજેંદ્ર ! પ્રદ્યુમ્નનાં બાણોએ કરીને પીડા પામેલા અને અત્યંત દુર્જન થયેલા શાલ્વરાજાએ, પોતાની સેનાસહિત ત્યાંથી ભાગી જવાની ઇચ્છા કરી અને તેજ વખતે હે રાજન ! યાદવોથી પીડા પામેલો અને ક્રૂર શાલ્વ રાજા દ્વારકાંપુરીનો ત્યાગ કરી સૌભ શહેરમાં બેસીને આકાશ તરફ ઉંચે ગયો.

स द्वारकां परित्यज्य क्रूरो वृष्णिभिरर्दितः
सौभमास्थाय राजेंद्र दिवमाचक्रमे तदा ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायामेकोनविंशोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦ મો. કૃષ્ણને શાલ્વનું યુદ્ધ.

वासुदेव उवाच—आनर्तनगरं मुक्तं ततो हमगमं तदा
महाक्रतौ राजसूये निवृत्ते नृपते तव ॥

વાસુદેવ કહે છે—હે નૃપ ! પછી હું તમારા રાજસૂય યજ્ઞની સમાપ્તિ થઇ ત્યારે શાલ્વરાજાના ભયથી મૂકાયેલી અને આનર્ત દેશની રાજધાની દ્વારકાંપુરી ગયો. વેદ ભણવા તથા યજ્ઞાદિ ક્રિયાઓ વગરની, શ્રેષ્ઠ વસ્ત્રો, અલંકારો તથા આનંદ વગરની સ્ત્રિયોવાળી અને બગીચાઓ જેના નાશ પામી ગયા હતા એવી દ્વારકાંપુરી જોઇને શંકાયુક્ત થયેલા મેં, કૃતવર્માને પૂછ્યું કે, હે મનુષ્યોમાં સિંહરૂપ ! દ્વારકાંપુરીમાં પુરૂષો તથા સ્ત્રિયો આનંદ વગરનાં કેમ છે, તે મને યથાર્થ કહો. હે યુધિષ્ઠિર ! પછી જ્યારે મેં એ પ્રમાણે પૂછ્યું ત્યારે તેણે મને શાલ્વરાજાએ પુરીને રૂંધી હતી તે તથા યાદવો તેની સાથે યુદ્ધ કરીને, દ્વારિકાંપુરીની સર્વ પ્રજાને તેના ભયથી છોડાવી એ સૌ વિસ્તારથી કહ્યું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! મેં કૃતવર્માના વચન સાંભળી શાલ્વરાજાનો નાશ કરવાની મતિ કરી. દ્વારકાંપુરીની સર્વ પ્રજા, ઉગ્રસેન રાજા, વસુદેવ, તથા સર્વ યાદવોના યોદ્ધાઓને હર્ષ ઉત્પન્ન થાય તેમ મેં કહ્યું કે, હે યાદવોમાં શ્રેષ્ઠ પુરૂષો ! તમારે દ્વારકાંપુરીમાં અસાવધ રહેવું નહિ. શાલ્વરાજા સાથે હું યુદ્ધ કરવા જાઉં છું માટે તેનો નાશ કર્યા વગર પાછો આવીશ નહી. સૌભશહેર સહિત તેનો નાશ કરી અહીં આવી સર્વને મળીશ. તમે શત્રુને ભય પમાડે એવા દુંદુભિ વગાડો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જ્યારે તેઓએ આશ્વાસના કરતાં કહ્યું ત્યારે હર્ષ પામેલા તેઓએ મને, બેલાશક જાઓ, અને શત્રુનો નાશ કરો એમ કહીને આશીર્વાદ આપ્યો.

પછી હું, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, મહાદેવજીને નમસ્કાર કરી શૈબ્ય તથા સુગ્રીવ નામના અશ્વો જેમાં જોડેલા હતા એવા રથમાં બેસી, પાંચજન્ય શંખનો શબ્દ કરી ધ્વજની પતાકાવાળી તથા કવચો પહેરેલી ચતુરંગિણી સેના સહિત શાલ્વરાજાની સાથે યુદ્ધ કરવા સારૂ નીકળ્યો. હે રાજન ! હું રસ્તામાં આવેલા કેટલાક દેશો, પર્વતો, વૃક્ષો, નદિયો તથા તળાવો ઓલંગી માર્તિકાવત નામના દેશમાં જઇ તે દેશની પ્રજાથી, શાલ્વ રાજા સૌભ શહેરમાં બેસીને ઘણાં સમુદ્રના કિનારા પાસેથી ગયો એવું સાંભળી તેની પાછળ ગયો, સૌભ શહેરમાં બેસી સમુદ્રની વચમાં ગુપ્ત તે રહ્યો હતો. હે યુધિષ્ઠિર ! દુષ્ટ અંતઃકરણવાળો શાલ્વરાજા, મને છેટેથી જોઇ યુદ્ધ કરવા સારૂ વારંવાર બોલાવવા લાગ્યો, ત્યારે મેં, મારા શાર્ઙ્ગધનુષ્યમાં બાણો ભરી તેના સૌભશહેર ઉપર મૂકયાં. તે બાણોએ, તેના શહેરને સ્પર્શ પણ કર્યો નહી. તે જોઇને મને મોટો ક્રોધ ઉત્પન્ન થયો. તે વખતે દુષ્ટ મતિવાળા અને દૈત્યરૂપ શાલ્વરાજાએ, મારી ઉપર હજારો બાણોનો વર્ષાદ વર્ષાવતાં મારી સેના, દારૂક સારથિ અને રથમાં જોડેલા અશ્વો ઉપર ઘણાં બાણો મૂકયાં. હે ભારત ! મારી સેના સહિત હું, તેનાં બાણોના પ્રહારને કંઈ પણ નહીં ગણકારતાં યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે તેની સેનાના યોદ્ધાઓએ, મારા અશ્વો, રથ, દારૂક સારથિ અને સર્વ સેના સહિત મને, અનેક તરેહનાં તીક્ષ્ણ ધારવાળાં બાણોથી ઢાંકી લીધો. હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! મેં જ્યારે મારા ધનુષ્યમાં અસંખ્યાત બાણો ભરી તેના સૌભશહેર ઉપર મૂકયાં ત્યારે તે મારી સેનાની નજીક નહી રહી શકવાથી આકાશ તરફ ઉંચે એક ગાઉ છેટે ચઢી ગયું. તે જોઇને આનંદ પામેલી મારી સેના, મને હર્ષ ઉત્પન્ન કરતાં મોટા સિંહનાદ કરવા તથા તાળીયો વગાડવા લાગી. તે સમયે મારાં બાણો શાલ્વરાજાની સેનાના કેટલાક યોદ્ધાઓને વાગવાથી, તેઓના હાથ, પગ તથા મસ્તકો કપાયાં. તેઓ સૌભ શહેરમાંથી મોટો હાહાકાર કરતાં તથા તીક્ષ્ણ બાણોથી 'શત્રુઓને મારો' એવા શબ્દ કરતાં સમુદ્રમાં પડયા. તે જોઇને મેં પાંચજન્ય શંખનો શબ્દ કર્યો. તે વખતે શાલ્વરાજા, મારી સાથે માયાએ કરીને યુદ્ધ કરતાં ગદાઓ, હલો, પ્રાસો, ત્રિશૂલો, શક્તિયો, તલવારો, વજ્રો, વરૂણપાશો, લાકડીયો, પટિશો, ભુશુંડિયો, તથા બાણો મૂકવા લાગ્યો. હે યુધિષ્ઠિર ! તે જોઇને મેં, મારી વૈષ્ણવી માયાએ કરીને, તેની સર્વ માયાનો તથા તેનાં સર્વ આયુધોનો નાશ કર્યો. મારી સાથે પર્વતોના શિખરોથી તે યુદ્ધ કરવા લાગ્યો, તે સમયે ક્ષણ ક્ષણમાં પ્રકાશ, અંધકાર, ખરાબ દેખાવ, શિતળતા તથા ઉષ્ણતા પેદા થતાં હતાં. હે ભારત ! તેણે, મારી ઉપર માયાએ કરીને અંગારા, ધળ તથા શસ્ત્રોનો વર્ષાદ વર્ષાવતાં ઘણું ભયંકર યુદ્ધ કર્યું. મેં, તેની સર્વ માયા જાણી બાણોથી તેનાં શસ્ત્રોનો નાશ કર્યો. પછી તેણે, માયાએ કરીને એક બીજું અસ્ત્ર મૂકીને આકાશમાં સેંકડો સૂર્ય તથા ચંદ્ર અને હજારો તારાઓનો પ્રકાશ કર્યો. તે વખતે જ્યારે દિવસ રાત્રિ તથા દિશાઓનો વિભાગ જાણવામાં આવતો ન હતો ત્યારે મોહ પામેલા મેં મારા ધનુષ્યમાંથી પ્રજ્ઞાસ્ત્ર મૂકીને તેની સર્વ માયાને, જેમ અગ્નિ કાપુસનો નાશ કરે, તેમ નાશ કરી. હે રાજેંદ્ર ! એવી રીતે મહા ભયંકર અને શરવીર પુરૂષોનાં રૂવાં ઉભાં કરે એવું યુદ્ધ થયું તથાપિ વળી સ્વસ્થતાને પામેલો હું, શત્રુરૂપ શાલ્વરાજાની સાથે યુદ્ધ કરવા લાગ્યો.

તથા તદભવદ્યુદ્ધં તુમુલં લોમહર્ષણં
લબ્ધ્વા લોકસ્તુ રાજેંદ્ર પુનઃ શત્રુ[illegible]વાયવં ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો. શાલ્વે પ્રસારેલી માયા.

वासुदेव उवाच—एवं पुरुषव्याघ्रः शाल्वराजो महारिपुः
युध्यमानो मया संख्ये वियदभ्यगमत्पुनः ॥

વાસુદેવ કહે છે–હે રાજન ! એ પ્રમાણે પુરૂષમાં સિંહરૂપ અમારો મોટો શત્રુ શાલ્વરાજા સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કરતાં આકાશ તરફ ગયો. હે મહારાજ ! મંદ બુદ્ધિવાળા અને જયની આશાવાળા શાલ્વરાજાએ, જ્યારે મારી ઉપર ક્રોધથી શતઘ્નિયો, મોટી ગદાઓ, પ્રકાશમાન ત્રિશૂલો, મુસલો અને તરવારો ચલાવી ત્યારે મેં બાણોએ કરીને તેનાં સર્વ આયુધોને કાપી નાખ્યાં. તે વખતે આકાશમાં મોટો શબ્દ થયો. તેણે મારા સારથિ દારૂક તથા રથમાં જોડેલા અશ્વો ઉપર તીક્ષ્ણ ધારવાળાં અનેક બાણો મૂક્યાં. વિહ્વલતા પામેલા દારૂકે મને કહ્યું કે " હે શ્રીકૃષ્ણ ! શાલ્વરાજાના બાણોએ કરી પીડા પામેલો હું, યુદ્ધમાં અવશ્ય રહેવું જોઇયે માટે રહ્યો છું પણ મારું સર્વ શરીર મોટી વેદના યુક્ત થયું છે, અહીં સ્થિરતાથી રહેવા સમર્થ નથી. હે યુધિષ્ઠિર ! મેં એવી રીતનાં તેનાં ખેદયુક્ત વચન સાંભળી તથા તેનું સર્વ શરીર બાણોથી વિંધાયલું અને જેમ વર્ષાઋતુમાં વર્ષાદ વર્ષવાથી ગેરૂની ખાણવાળા પર્વત ઉપરથી રાતા પાણીના રેલા ચાલે, તેમ તેના સર્વ શરીરમાંથી રૂધિરના રેલા ચાલતા હતા તે જોઇ તેની આશ્વાસના કરી. હે ભારત ! જાણે દ્વારકાંમાં રહેનાર હોય એવો કોઇ પુરૂષ, રથમાં બેસી, મારી પાસે આવી અને ઉગ્રસેનના ચાકરની પેઠે ખેદથી ગદ્‌ગદ કંઠે ઉગ્રસેનનાં કહેલાં વચન મને કહેવા લાગ્યો, તે હું તમને કહું તે સાંભળો. "

" હે શૂરવીર શ્રીકૃષ્ણ ! તમારા પિતા વસુદેવના સખા ઉગ્રસેન રાજાએ, તમને વચન કહેવરાવ્યાં છે, તે તમે અહીં આવીને મારાથી સાંભળો હે વૃષ્ણિપુત્ર ! તમે શાલ્વરાજાની સેનાનો નાશ કરવામાં આસક્ત થયા છો પણ શાલ્વરાજાએ, અહીં આવીને બળત્કારથી તમારા પિતા વસુદેવનો નાશ કર્યો છે. હવે તમે, યુદ્ધ કરવાથી નિવૃત્ત થઇ અહીં આવી દ્વારકાંપુરીની રક્ષા કરો " હે ધર્મરાજા ! એવી રીતનાં તેનાં વચન સાંભળવાથી અત્યંત દુર્મન થયેલા મને, તે વખતે શું કરવું અને શું ન કરવું, એ કંઇ સૂઝવું નહિ. હું મારા મનમાં સાત્યકી, બળદેવજી અને મહારથી પ્રદ્યુમ્નની નિંદા કરવા લાગ્યો. હે કુરૂપુત્ર યુધિષ્ઠિર ! તેઓને દ્વારકાંપુરી તથા મારા પિતા વસુદેવની રક્ષા કરજો એવી ભલામણ કરી સૌભશહેરનો નાશ કરવા આવેલો હું, એ અપ્રિય વચન સાંભળવાથી મોટી ભુજાવાળા અને શત્રુઓનો નાશ કરનાર બળદેવજી સાત્યકી, પ્રદ્યુમ્ન, મોટા પરાક્રમી ચારૂદેષ્ણ તથા સાંબાદિ યાદવો જીવતા હશે વા નહિ, એમ માની દુઃખયુક્ત થયો. હે મનુષ્યમાં સિંહરૂપ ! તેઓ જીવતાં મારા પિતા વસુદેવનો ઇંદ્ર નાશ કરી શકે નહી પણ મેં, વસુદેવ નાશ પામ્યા એવું સાંભળવાથી તેઓ બળદેવજી આદિ પણ નાશ પામ્યા, એમ નિશ્ચય કર્યો. સર્વનો વિનાશ મારા મનમાં વારંવાર વિચારતાં વિહ્વલતાને પામેલો હું, વળી શાલ્વરાજાની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે વખતે હે યુધિષ્ઠિર ! હું વીખરાઇ ગયેલાં વસ્ત્રો તથા મસ્તકના કેશ જેના એવા

મારા પિતા વસુદેવને સૌભશહેરમાંથી જેમ પુણ્ય નાશ પામવાથી ગ્રહ તથા યયાતિ રાજા સ્વર્ગમાંથી પડે તેમ પડતા જોઇને ખેદ થયો તે સમયે મારા હાથમાંથી શાર્ઙ્ગધનુષ પડી ગયું તથા હું પણ મૂર્છા ખાઇને રથમાં પડી ગયો. મારી સર્વ સેનાએ મોટો હાહાકાર કર્યો પછી પોતાની સેનાસહિત શાલ્વરાજા મારા મનમાં કમકમાટી ઉત્પન્ન કરતાં જેમ આકાશમાંથી પક્ષિ પડે તેમ સૌભશહેરમાંથી હાથ તથા પગ પહોળા કરીને પડતા મારા પિતા વસુદેવને ત્રિશૂલાદિ આયુધોએ કરીને પ્રહાર કરવા લાગ્યો. હે શૂરવીર યુધિષ્ઠિર ! પછી જ્યારે બે ઘડી-કાવાર થઇ, ત્યારે સ્વસ્થચિત્ત થયેલા મેં સૌભશહેર, શત્રુરૂપ શાલ્વરાજા તથા મારા પિતા વસુદેવને જોયા નહી મારા મનમાં આ સર્વ માયા છે એમ નિશ્ચય થવાથી સાવધ થયેલા મેં તેની ઉપર સેંકડો બાણોનો વર્ષાદ વર્ષાવ્યો.

**ततो ममासीन्मनसि मायेयमिति निश्चितं**
**प्रबुद्धो स्मिततो भूयः शतशो व्याकिरन् शरान् ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायामेकविंशोऽध्यायः ॥ २१ ॥**

## અધ્યાય ૨૨ મો. શાલ્વનો ને તેના પુરનો નાશ.

**वासुदेव उवाच—ततोहं भरतश्रेष्ठ प्रगृह्य रुचिरं धनुः**
**शरैरपातयं सौभाच्छिरांसि विबुधद्विषां ॥**

વાસુદેવ કહે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! ત્યાર પછી મેં, શ્રેષ્ઠ ધનુષ લઇને બાણોથી દેવતાઓના શત્રુ દૈત્યોનાં મસ્તકો કાપી સૌભશહેરમાંથી નીચે નાખ્યાં શાલ્વરાજાની ઉપર પણ સર્પના જેવી આકૃતિવાળાં ઉંચે ગતિ કરનારાં મોટા પ્રકાશવાળાં અને તીક્ષ્ણ અગ્રભાગવાળાં બીજાં બાણો મૂક્યાં તે વખતે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! શાલ્વરાજાએ પોતાની માયાએ કરી સૌભશહેરને અંતર્ધાન કર્યું. તે શહેરને નહી દેખવાથી વિસ્મયપણાને પામેલો હું, યુદ્ધ કરવા સારૂ સાવધ થઇ ઉભો. તે વખતે પ્રથમનાં મારાં બાણોએ કરી પીડા પામેલા દૈત્યોએ મોટો શબ્દ કર્યો પછી મેં તે શબ્દ જે દિશામાં સાંભળ્યો, તે દિશાનો લક્ષ્ય કરી દૈત્યોનો નાશ કરવા બીજાં બાણો મૂક્યાં. તે બાણોએ કરીને કેટલાક દૈત્યો નાશ પામ્યા અને તે શબ્દ પણ બંધ થયો. પછી હે ભારત ! જ્યારે સૌભશહેર શાલ્વરાજાની માયાયે કરી અંતર્ધાનરૂપે બીજી દિશામાં ગયું ત્યારે વળી મેં, તેઓના શબ્દ સાંભળી બાણો મૂક્યાં એ પ્રમાણે મેં, દશદિશાઓ, પૃથ્વી તથા આકાશ તરફ જ્યાં દૈત્યોના શબ્દ સાંભળ્યા, ત્યાં બાણો મૂકીને તેઓનો નાશ કર્યો પછી જ્યારે સૌભશહેરે મારાં નેત્રને મોહ પમાડતાં પ્રાગ્જ્યોતિષપુરની નજીક દેખાવ આપ્યો ત્યારે હું તેની પાસે ગયો તે વખતે શાલ્વરાજાએ મને જોઇ મારી ઉપર શિલાઓનો વર્ષાદ વર્ષાવ્યો ત્યારે મારી યાદવરૂપ સર્વ સેના, શિલાઓથી રથ તથા અશ્વો સહિત ઢંકાઇ ગયેલો મને દેખી ચારે તરફ ભાગી ગઈ. સ્વર્ગ, પૃથ્વી તથા આકાશમાં મોટો હાહાકાર થયો; શોક તથા દુઃખયુક્ત થયેલા મારા સ્નેહિયો રૂદન કરવા લાગ્યા અને મારા મારા શત્રુ શાલ્વરાજાના પક્ષના સૌ હર્ષ પામવા લાગ્યા. મેં, મારે વાસ્તે મારા સ્નેહિયો દુઃખયુક્ત થયા તે જાણી રૂદનનું

વજ્ર લઇ તે સર્વ શિલારૂપ પર્વતોનો નાશ કર્યો. પછી પર્વતોના સમુહમાંથી બહાર નીકળેલા મને જોઇ મારા સર્વ સ્નેહિયો હર્ષ પામ્યા. તે વખતે મારા સારથિ દારૂકે, પર્વતોમાંથી બહાર નીકળેલા અને થરથર કંપતા એવા રથમાં જોડેલા અશ્વોને જોઇ મને કહ્યું કે " હે શ્રીકૃષ્ણ ! તમે શાલ્વરાજને મારતા નથી એ યોગ્ય કરતા નથી હરેક ઉપાયે તેનો નાશ કરો. થોડા પરાક્રમવાળો શત્રુ હોય તોપણ તે આપણને શું કરશે, એમ માનવું નહીં અને તેનો જલદીથી નાશ કરવો, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે " હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તેનાં વચન સાંભળીને, મેં, મારા મનમાં એ સાચું કહે છે એમ માની શાલ્વરાજનો નાશ કરવાનો વિચાર કરી કહ્યું કે, હે દારૂક ! તું કંઇ ભય પામ માં, અને બે ઘડિકાવાર સ્થિર થઇને ઉભો રહે. હું શાલ્વરાજાનો નાશ કરીશ. હે રાજન ! એ પ્રમાણે કહી મેં, મારા ધનુષ્યમાં અગ્ન્યાસ્ત્ર સાંધી સૌભશહેર ઉપર મુક્યું. સુદર્શનચક્રને હાથમાં લઇ શાલ્વરાજના સૌભશહેરનો નાશ કર, એમ કહીને મુક્યું. તે વખતે આકાશમાં જાણે બીજો સૂર્ય જ હોય નહિ એમ પ્રકાશમાન થઇ તે શહેર ઉપર જઇ તેને વચમાંથી તોડયું. તે વખતે શાલ્વરાજનું સૌભશહેર જેમ પૂર્વે મહાદેવજીનાં બાણોએ કરીને નાશ પામેલું ત્રિપુરાસુરનું શહેર પડયું હતું તેમ નીચે પડયું. ચક્ર પાછું મારી પાસે આવ્યું તે વખતે વળી મેં, તેને હાથમાં લઇ શાલ્વરાજનો નાશ કર, એમ કહી મોટા વેગથી મુક્યું ત્યારે ગદા મારી ઉપર મુકવા તૈયાર થયેલા શાલ્વરાજા પર જઇને તેની ગદાના બે કુકડા કર્યા અને પોતાના તેજથી તેને પણ બાળીને ભસ્મ કર્યો. હે રાજન ! એ પ્રમાણે શાલ્વરાજ મૃત્યુ પામ્યો તે જોઇ ભય પામેલા સર્વ દૈત્યો ત્યાંથી નાસી ગયા. પછી મેં, પૃથ્વી ઉપર પડેલા સૌભશહેર પાસે જઇ મારા મિત્રોને હર્ષ ઉત્પન્ન કરતાં શંખ નાદ કર્યો. તે વખતે પ્રથમ મારા મુકેલા અગ્નિએ કરી જેમાંની અટારિયો આદિ બળવા લાગી હતી તે જોઇ ભય પામેલી સ્રિયો પણ નાઠી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સૌભશહેર તથા શાલ્વરાજનો નાશ કરીને હું મારા સબંધિયોને હર્ષ પમાડતો આનર્ત દેશથી દ્વારકાંપુરી આવ્યો. હે શત્રુના પરાક્રમને નાશ કરનાર યુધિષ્ઠિર ! જ્યારે દ્યુત રમાયું ત્યારે હું, તમારી પાસે હતો નહીં પણ જો તમારી પાસે હોત તો દુર્યોધન કદી જીવતો રહેત નહી. જેમ પાણીની આડી પાજ હોય તે તૂટી જાય તેમ બનત, હવે હું શું કરૂં !

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ, પાંડવોને કહી તેઓની રજા લઇ, તેઓને યથાયોગ્ય મળી, સુભદ્રા તથા અભિમન્યુને બીજા રથમાં બેસારી શૈબ્ય તથા સુગ્રીવ અશ્વો જેમાં જોડેલા હતા એવા મોટા રથમાં બેસી દ્વારકાંપુરી ગયા. ધૃષ્ટદ્યુમ્ન દ્રૌપદીના સર્વ પુત્રોને લઇને પોતાના પુર પ્રત્યે ગયો. ધૃષ્ટકેતુ પણ પોતાની બહેન અને નકુળની સ્રી કરેણુમતીને પોતાની સાથે લઇ શુક્તિમતી નામે પુરી પ્રત્યે ગયો. સહદેવના સાળા કેકયો પણ પાંડવોની રજા લઇ ત્યાંથી પોતાના દેશપ્રત્યે ગયા. હે રાજન ! તે દેશની બ્રાહ્મણાદિ ચાર વર્ણની પ્રજા, અભિમાનનો ત્યાગ કરી પાંડવોની પાસે રહી, પણ તેઓએ તેમનો ત્યાગ કર્યો નહી. મોટા મનવાળા યુધિષ્ઠિર રાજાએ, બ્રાહ્મણોનું ઘણું સન્માન કરી પોતાના ચાકરોને ' રથો જોડો ' એમ આજ્ઞા આપી.

युधिष्ठिरस्तु विप्रांस्ताननुमान्य महामनाः
शशास पुरुषान्काले रथान्योजयतेति च ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

## અધ્યાય ૨૩ મો. પોરજનને ધર્મરાજે સમજાવીને રજા આપી.

**वैशंपायन उवाच--तस्मिन्दशार्हाधिपतौ प्रयाते युधिष्ठिरो भीमसेनार्जुनौ च यमौ च कृष्णा च पुरोहितश्च रथान्महार्हान् परमाश्वयुक्तान् ॥**

વૈશંપાયન કહે છે-હે જનમેજય ! હવે દાશાર્હકુળના અધિપતિ શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા પછી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન નકુલ, સહદેવ, દ્રોપદી તથા ધૌમ્યાચાર્ય, અમૂલ્ય અને શ્રેષ્ટ અશ્વો જેમાં જોડેલા હતા એવા રથોમાં બેસી ત્યાંથી આગળ જવા તૈયાર થયા. તે વખતે મહાદેવજી સમ પ્રકાશમાન તેઓએ, પરૂષાર્થ, વેદ તથા મંત્રો જાણનાર બ્રાહ્મણોને, એકેકો આઠ સુવર્ણના સિક્કાઓ, અનેક શ્રેષ્ઠ વસ્ત્રો તથા ગાયો આપી તે પહેલાં તેઓના વાશ ચાકરો. તેઓના કહેવાથી પોતાનાં ઉઘાડાં હથિયારો પોતાના હાથમાં ધારણ કરી પાંડવોના ધનુષો, ચક્રો, બાણો, ગદાઓ તથા બંદુકો આદિ હથિયારો લઈને દ્વારકાં ગયા. ઇંદ્રસેન પણ પાંડવોનાં વસ્ત્રો, અલંકારો, દાસિયો તથા તેઓના પુત્રોના દાઇયોને પોતાની સાથે લઇ સુભદ્રા સહિત પોતના રથમાં બેસી દ્વારકાં ગયા. કુરૂ તથા જાંગલ દેશમાં રહેનારા મોટા પરાક્રમી પુરૂષોએ તે વનમા પાંડવોની પાસે આવી કુરૂકુળમાં શ્રેષ્ટ યુધિષ્ઠિરની પ્રદક્ષિણા કરી તથા બ્રાહ્મણોએ પોતાના હાથ ઉંચા કરી તેમને આશિર્વાદ આપ્યો. તે વખતે પોતાના ભાઇયો સહિત યુધિષ્ઠિર રાજા, બ્રાહ્મણોને નમસ્કાર કરી સ્થિર થઇ બેઠા. કુરૂકુળમા શ્રેષ્ઠ અને મહાત્મા યુધિષ્ઠિર રાજાએ તેમના પર જેમ પિતા. પોતાથી ઉત્પન્ન થયેલા પુત્રોમાં પ્રીતિ કરે, તેમ પ્રીતિ કરી. તે મનુષ્યો, યુધિષ્ઠિર રાજામાં પિતાના સરખી પ્રીતિથી હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહેતાં તથા રડતાં તેમને વિંટાઇ કહેવા લાગ્યા કે હે ધર્મરાજ ! તમે જેમ પિતા પોતાના પુત્રોનો ત્યાગ કરે, તેમ ગામોનો તથા દેશો અને પોતાના શહેરોનો ત્યાગ કરીને કયાં જાઓ છો ? નિર્લજ્જ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર, સુબલ રાજાના પુત્ર શકુનિ, કર્ણ અને પાપયુક્ત બુદ્ધિવાળા દુર્યોધનને ધિક્કાર છે. તેઓએ, ધર્મવાન તમોને દ્યુત રમાડી આવા સંકટમાં નાખ્યા, હે મહાત્મા યુધિષ્ઠિર ! તમે, ઇંદ્રપ્રસ્થપુરને ઘણું રમણીય કરી તથા અર્જુને મયદાનવ પાસે ઇંદ્રપુરી સરખી પ્રકાશમાન સભા નિર્માણ કરાવી તેઓનો ત્યાગ કરીને તમે કયાં જાઓ છો. હે જનમેજય ! જ્યારે એ પ્રમાણે તેમણે ખેદથી વિહ્વલતાને પામી કહ્યું ત્યારે તેઓને આશ્વાસના આપતાં અર્જુને કહ્યું કે હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરૂષો ! તમે કંઈ ખેદ કરો નહીં; યુધિષ્ઠિર રાજા જ્યારે નિયમ પ્રમાણે તેર વર્ષ પર્યંત વનમા રહીને પાછા આવશે. ત્યારે કૌરવો પાસેથી રાજ્યાદિ સર્વ પાછાં લઇ પોતાનો યશ વિસ્તાર કરશે. તમારે અમારૂં શ્રેય ઇચ્છતા તપસ્વી અને ધર્મ તથા શાસ્ત્રોના અર્થને જાણનાર બ્રાહ્મણોનું સેવન કરવું; કારણ તેથીજ અમોને અમારા ઇચ્છિત અર્થની સિદ્ધિ થશે. હે પરિક્ષિતના પુત્ર જનમેજય ! એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી હર્ષ પામેલા સર્વ પુરૂષોએ, અર્જુનનાં

વખાણ કરી યુધિષ્ઠિર રાજાની પ્રદક્ષિણા કરી. પછી ઘણા દપ વગરના અને યુધિષ્ઠિરે માન્ય કરેલા પુરૂષો, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ તથા દ્રૌપદીની રજા લઇને પોતાની મરજી પ્રમાણે ત્યાંથી પોતપોતાના દેશ ગયા.

आमंत्र्य पार्थं च वृकोदरं च धनंजयं याज्ञसेनीं यमौ च
प्रतस्थिरे राष्ट्रमवेत्य हृष्टा युधिष्ठिरेणानुमता यथास्वं ॥

इति श्री महाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि सौभवधोपाख्याने गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

## અધ્યાય ૨૪ મો. દ્વૈત વન તરફ જવું.

वैशंपायन उवाच--ततस्तेषु प्रयातेषु कौंतेयः सत्यसंगरः
अभ्यभाषत धर्मात्मा भ्रातॄन्सर्वान् युधिष्ठिरः ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય! હવે સર્વ મનુષ્યો ગયા પછી સત્યવાદી અને ધર્મયુક્ત અંતઃકરણવાળા કુંતીના પુત્ર યુધિષ્ઠિરે, પોતાના સર્વ ભાઇયોને કહ્યું કે હે. ભાઇઓ! આપણે બાર વર્ષ પર્યંત મનુષ્યો વગરના વનમાં રહેવાનું છે, વનમાં જ્યાં ઘણા મૃગાદિપક્ષિયો. તથા બારે માસને વિષે ઘણાં પુષ્પો તથા ફળો યુક્ત વૃક્ષો હોય અને આપણે સુખે કરીને રહી શકીયે એવું સ્થાનક શોધી કાઢો. હે રાજન! એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું ત્યારે મોટી બુદ્ધિવાળા અને શત્રુના પરાક્રમનો નાશ કરનાર અર્જુન, તેમનું માન રાખી બોલ્યા કે. હે મોટા ભાઇ! તમેએ મનુષ્ય લોકમાં નહી જોએલું સ્થાનક કોઇ નથી. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તમે દેવતા, બ્રહ્મા, ગંધર્વ, અપ્સરા અને મનુષ્ય લોકમાં ફરનાર વ્યાસજી તથા મોટા તપસ્વી નારદજી આદિ બ્રાહ્મણોની ઉપાસના કરી છે, માટે આપણે અમુક સ્થાનક પ્રત્યે જઇશું તો સુખે કરીને રહી શકશું, એવું જાણો છો. તમારી જ્યાં મરજી હોય ત્યાં જઇ રહીયે, પણ હે ધર્મ જાણનાર! જો આપણે દ્વૈતવનમાં જઇશું તો બાર વર્ષ સુધી સુખે કરીને રહી શકીશું; કારણ ત્યાં જળયુક્ત તળાવ, ફળ તથા પુષ્પોયુક્ત વૃક્ષો અને અતિ રમણીય પક્ષિયો છે. તમારી મરજી હોય તો આપણે ત્યાં જઇએ. બીજે કોઇ સ્થાનકે જવા મરજી હોય તો ત્યાં જઇ રહીયે. યુધિષ્ઠિરે કહ્યું કે, હે પાર્થ! તારા કહેવા પ્રમાણેજ મારો પણ મત છે માટે આપણે મહા પવિત્ર દ્વૈતવનમાં ચાલો. વૈશંપાયન કહે છે-હે રાજન! પછી યુધિષ્ઠિર રાજા બ્રાહ્મણો સહિત દ્વૈત વન જવા સારૂ ત્યાંથી નિકળ્યા, અગ્નિહોત્રિઓ. અગ્નિહોત્ર વગરના, વેદ ભણનારાઓ, ભિક્ષુકો, વનવાસિઓ, તપશ્ચર્યા કરનારાઓ અને શ્રેષ્ઠ વ્રત ધારણ કરનાર બ્રાહ્મણોથી વિંટાયલા અને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા તે દ્વૈતવનમાં પ્રવેશ કરીને સાગ, તાડ, આંબા, મહુડા, કદમી આંબા, કદમ, સાયલા, અર્જુન અને પરીઓનાં વૃક્ષો તથા તેઓની ડાળો ઉપર બેસીને સુંદર શબ્દ કરનાર મોરો, કાગડાઓ, ચકોરો અને કોકિલાદિ પક્ષિયો તથા જેના કુંભસ્થળમાંથી મદ ઝરતા હતા એવા, પર્વતોના શિખર જેવા મોટાં શરીરવાળા અને હાથણિઓ સહિત ફરતા એવા હસ્તિયોને જોયા. પોતાના ભાઇઓ સહિત ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, પવિત્ર પુરૂષોને સેવન કરવા લાયક

દ્વૈત વનમાં શુદ્ધ અંતઃકરણવાળા અને વનકુળ વસ્ત્રો તથા જટા ધારણ કરનાર પુરૂષોએ સેવન કરેલી સરસ્વતીને તથા તેને કિનારે બેઠેલા ઋષિયોને છેટેથી જોઇ રથમાંથી ઉતરીને તેઓની પાસે ગયા. તે સમયે દેવતાઓની પાસે ગાયન કરનાર ચારણો, મહાન ઋષિઓ તથા બીજા પણ વનમાં રહેનાર પુરૂષો, સત્યવાદી યુધિષ્ઠિરને જોવા સારૂ ત્યાં આવ્યા. તે વખતે કુંતીના પુત્ર યુધિષ્ઠિરે તે ઋષિયોને નમસ્કાર કર્યા, તેઓએ પણ જેમ પુરૂષો રાજાઓનો તથા દેવતાઓનો સત્કાર કરે તેમ તેમનો સત્કાર કર્યો. પછી યુધિષ્ઠિર રાજા પુષ્પોવાળા એક વૃક્ષની નીચે બેઠા. ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, દ્રૌપદી, તથા તેઓના રથોના હાંકનાર ચાકરો પણ રથો છોડીને તેમની પાસે બેઠા. તે વખતે વેલાઓ વિંટાવાથી નમી ગયેલી ડાળોવાળાં વૃક્ષ ધનુષ ધારણ કરનાર મહાત્મા અને રહેવા વાસ્તે આવેલા પાંડવોનાનિવાસથી જેમ મોટો પર્વત હાથિયોના યૂથને પાલન કરનારા મદોન્મત્ત મોટા હાથિયોએ કરીને શોભે, તેમ શોભતાં હતાં.

लतावतानावनतः सपांडवैर्महाद्रुमः पंचभिरेव धन्विभिः
बभौ निवासोपगतैर्महात्मभिर्महागिरिर्वारणयूथपैरिव ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्वैतवनप्रवेशे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૫ મો. માર્કંડેયે કરેલો ધર્મબોધ.

**वैशंपायन उवाच—तत्काननं प्राप्य नरेंद्रपुत्राः सुखोचिता वासमुपेत्य कृच्छ्रं
विजह्रुरिंद्रप्रतिमाः शिवेषु सरस्वतीशालवनेषु तेषु ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી દ્વૈતવનમાં આવીને નિવાસસ્થાન પ્રત્યે સુખે કરીને રહેલા, ઇંદ્ર જેવા પરાક્રમી અને પાંડુરાજાના પુત્ર પાંડવો વનવાસનાં દુઃખો પામતાં સરસ્વતીના કિનરા ઉપરનાં સાયલા વૃક્ષોનાં વનોમાં વિહાર કરતા હતા. મોટા બળવાન તથા કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, સંન્યાસીઓ, મુનિઓ, અને બીજા પણ શ્રેષ્ઠ બ્રાહ્મણોને ફળમૂળ તથા જળ આપીને તૃપ્ત કરતા હતા. એ પ્રમાણે વનમાં નિવાસ કરીને રહેલા પાંડવોને, ધૌમ્યાચાર્ય પિતૃઓનાં શ્રાદ્ધ તથા વેદમાં કહેલી સર્વ ક્રિયાઓ કરાવતા હતા. તીવ્ર તેજવાળા અને મોટા આવર્દાવાન માર્કંડેય ઋષિ, શ્રેષ્ઠ સ્વરૂપવાળા પાંડવોના આશ્રમ પ્રત્યે આવ્યા ત્યારે સર્વ પુરૂષો કરતાં અતિ પરાક્રમી ઉદાર મનવાળા અને કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ, અગ્નિ સરખા પ્રકાશમાન, અને દેવતા, ઋષિયો તથા મનુષ્યોએ પૂજા કરેલા માર્કંડેય ઋષિને જોઇને તેમની પૂજા કરી. તે સમયે ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન જાણનાર અને મોટા અંતઃકરણવાળા તે ઋષિ, તપસ્વિયોની વચ્ચે બેઠેલાં દ્રૌપદી, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવને જોઇ, પોતાના મનમાં રામચંદ્રનું સ્મરણ કરી વિસ્મય પામીને હસ્યા. તે જોઇને દુર્મન થયેલા ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા કે, હે માર્કંડેય ઋષિ! અહીં બેઠેલા મને જોઇને હર્ષ પામેલા પુરૂષની પેઠે તમે હસો છો તેનું કારણ શું? માર્કંડેયે કહ્યું કે, હે રાજન! હું આજ તમને વનવાસરૂપ દુઃખ જોઇને હર્ષ પામતો નથી, હસતો નથી અને ગર્વયુક્ત પણ થતો નથી. કેવળ મારા મનમાં રામચંદ્રનું સ્મરણ કરૂં છું.

હે યુધિષ્ઠિર ! તમારી પેઠે લક્ષ્મણ સહિત રામચંદ્ર પણ પોતાના પિતા દશરથ રાજાની આજ્ઞાથી વનમાં નિવાસ કર્યો હતો. ઋષ્યમૂક પર્વતમાં મેં તેમને જોયા હતા. ઇંદ્ર સરખા પરાક્રમી મોટા મનવાળા, યમ રાજાને આજ્ઞામાં રાખનાર અને નમુચિ નામના દૈત્યનો નાશ કરનાર રામચંદ્રે ખાનપાનાદિ સર્વ સુખનો ત્યાગ કરીને, પોતાના પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં રહેવારૂપી ધર્મનું આચરણ કર્યું હતું. પણ હું મોટો બળવાન છું એમ માની અધર્મ કર્યો ન હતો. વળી નાભાગ તથા ભગીરથાદિ રાજાઓએ, પોતાના સત્યપણાથી પૃથ્વીમાંના સર્વ દેશોને જીત્યા હતા, પણ તેઓએ અધર્મનું આચારણ કર્યું ન હતું. સત્ય વ્રતવાળા અલર્કાદિ રાજાઓએ પોતાનાં રાજ્ય તથા દ્રવ્યનો ત્યાગ કર્યો પણ અધર્માચરણ કર્યું ન હતું. સપ્તર્ષિઓ વેદમાં કહેલા મંત્રોએ કરીને અગ્નિહોત્રાદિ કર્મો કરતાં આકાશ મંડળમાં રહીને પ્રકાશમાન થાય છે, પણ તેઓ કદી અધર્માચરણ કરતા નથી. હે રાજન ! દાંતવાળા હસ્તિયો પોતાના દૈવ પ્રમાણે રહીને અધર્મ કરતા નથી, કારણ સર્વ પ્રાણીયો જે દિવસથી ઉત્પન્ન થાય છે, તે દિવસથી પોતાના પ્રારબ્ધમાં જે સુખ તથા દુઃખ લખ્યું હોય તે ભોગવે છે પણ અધર્મ કરતા નથી. હે રાજન ! તમારે પણ પોતાના દૈવ પ્રમાણે સુખ તથા દુઃખ ભોગવતાં કંઇપણ અધર્મ કરવો નહીં. શ્રેષ્ઠ ધર્મવાળા અને સારી વૃત્તિવાળા તમારો યશ તથા તેજ સૂર્યના સરખું છે માટે હે મોટા મહિમાવાળા યુધિષ્ઠિર ! તમે વનવાસનાં દુઃખો ભોગવતાં વનમાં તમારા નિયમ પ્રમાણે રહેજો છેવટ તમને કૌરવો પાસેથી પાછી સર્વ સમૃદ્ધિ મળશે. વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે માર્કંડેયઋષિ, પોતાના ભાઇઓ સહિત તપસ્વી પુરૂષોની વચ્ચે બેઠેલા યુધિષ્ઠિરને કહી અને પાંડવો તથા ધૌમ્યાચાર્યની રજા લઇને ઉત્તર દિશા તરફ ગયા.

तमेवमुक्त्वा वचनं महर्षि स्तपस्विमध्ये सहितं सुहृद्भिः
आमंत्र्य धौम्यं सहितांश्च पार्थांस्ततः प्रतस्थे दिशमुदीचीम् ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्वैतवनप्रवेशे गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

## અધ્યાય ૨૬ મો. બ્રાહ્મણાશ્રયની મહત્તા.

वैशंपायन उवाच—वसत्सु वै द्वैतवने पांडवेषु महात्मसु
अनुकीर्णं महारण्यं ब्राह्मणैः समपद्यत ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી જે વનમાં મહાત્મા પાંડવો રહેલા હતા તે વન બ્રાહ્મણોએ ભરપુર હતું. ત્યાં બ્રાહ્મણો સામાદિ ચાર વેદોની ઋચાઓ તથા ગદ્ય અને પદ્યના શ્લોકો ભણતા હતા, જેનો શબ્દ અતિ રમણીય ઉત્પન્ન થતો હતો તેથી તથા પાંડવોનાં ધનુષોની પ્રત્યંચાના શબ્દોથી અત્યંત શોભતું હતું. પછી બકદાલભ્ય ઋષિયે સંધ્યાકાળના સમયને વિષે બ્રાહ્મણોથી વિંટાઇને બેઠેલા યુધિષ્ઠિરને કહ્યું કે, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! તમે આ તપસ્વી બ્રાહ્મણો દ્વૈત વનમાં રહીને, પ્રકાશમાન અગ્નિને વિષે આહુતિયો આપે છે તે જુઓ. હે રાજન ! આ દ્વૈત વનમાં તમોએ રક્ષા કરેલા અને શ્રેષ્ઠ વ્રત ધારણ કરેલા ભૃગુ,

અંગિરા, વસિષ્ઠ, કશ્યપ, અગસ્તિ તથા અત્રિ આદિ વંશના બ્રાહ્મણો અગ્નિહોત્રાદિ ધર્મનું આચરણ કરે છે, માટે હે કુંતીના પુત્ર ! હું તમને કહું તે ભાઇઓ સહિત તમે સાંભળો. જો બ્રાહ્મણ ક્ષત્રિયોનો આશ્રય કરે અથવા ક્ષત્રિયો બ્રાહ્મણનો આશ્રય કરે, તો તેઓના શત્રુ જેમ વાયુ તથા અગ્નિના સંયોગથી બળી નાશ પામે તેમ નાશ પામે છે. હે યુધિષ્ઠિર ! જે રાજા બ્રાહ્મણનો આશ્રય કર્યા વગર આ લોક તથા પરલોકને જીતવાની આશા રાખે છે તે વ્યર્થ જાય છે. ને જો તે નમ્રતાવાન, ધર્મયુક્ત અને અવિદ્યાથી ઉત્પન્ન થતા મોહ વગરના બ્રાહ્મણોનો આશ્રય કરે છે તો સર્વ શત્રુને જીતે છે. હે રાજન ! પૂર્વે બલિરાજાને શાસ્ત્રમાં કહેલા ન્યાય પ્રમાણે પ્રજાનું પાલન કરવા રૂપ ધર્મનું આચરણ કરતાં સમૃદ્ધિ મેળવવાનો ઉપાય બ્રાહ્મણોના આશ્રય વગર બીજો કંઇ મળ્યો ન હતો. કેવળ બ્રાહ્મણના આશ્રયથીજ તેને ચક્રવર્ત્તિ રાજ્ય, ઇચ્છિત કામના તથા કોઇ દિવસ નાશ ન પામે એવી સમૃદ્ધિ મળી હતી. બ્રાહ્મણના આશ્રય વગરના રાજાની સમૃદ્ધિ હોય તે પણ નાશ પામી જાય છે. જે રાજાને બ્રાહ્મણ ન્યાય બતાવનાર હોય છે. ને જો તે તેઓના કહ્યા પ્રમાણે વર્ત્તે છે તો તેને સર્વ સુખ પ્રાપ્ત થાય છે. પણ બ્રાહ્મણોએ ન્યાય બતાવ્યા વગરના પુરૂષનું બળ, જેમ યુદ્ધમાં અંકુશ વગરના હસ્તિનું બળ નાશ પામે તેમ નાશ પામે છે. હે રાજન ! જે ક્ષત્રિયને બ્રાહ્મણ ઉપર સારી દૃષ્ટિ અને પોતામાં ક્ષત્રિય ધર્મનું બળ હોય છે તેની ઉપર સર્વ લોક પ્રસન્ન થાય છે. બ્રાહ્મણના આશ્રયવાળો ક્ષત્રિય પોતાના શત્રુને, જેમ વાયુ યુક્ત અગ્નિ વનનો નાશ કરે, તેમ નાશ કરે છે. બુદ્ધિમાન પુરૂષે નહી પ્રાપ્ત થતા લાભની પ્રાપ્તિ થવા સારૂ તથા પ્રાપ્ત થયેલા લાભની વૃદ્ધિને અર્થે બ્રાહ્મણોમાં એકાગ્ર બુદ્ધિ રાખવી, એમ મહા પુરૂષોએ કહેલું છે. હે યુધિષ્ઠિર ! તમે નહી મળેલા ઇચ્છિત લાભ મળવા સારૂ તથા મળેલા લાભની વૃદ્ધિ સારૂ સુપાત્ર બ્રાહ્મણ મળે ત્યારે તેને દાન આપવામાં પ્રીતિ થવા વાસ્તે, મોટા યશવાળા વેદ જાણનાર વિદ્વાન્ અને ઘણાં શાસ્ત્રાદિ શ્રવણ કરેલા બ્રાહ્મણોનો આશ્રય કરો. હે કુંતીના પુત્ર ! તમને બ્રાહ્મણોમાં નિરંતર અત્યંત ઉત્તમ વૃત્તિ જેણે કરીને તમારો યશ સર્વ લોકમાં વિસ્તાર પામ્યો છે. વૈશંપાયન કહે છે–હે રાજન ! એ પ્રમાણે બકદાલભ્ય ઋષિયે યુધિષ્ઠિરને કહ્યું ત્યારે ત્યાં બેઠેલા બ્રાહ્મણોએ ઋષિનાં વખાણ કર્યા. પછી જ્યારે યુધિષ્ઠિર રાજાએ એકાગ્ર ચિત્તથી સર્વ બ્રાહ્મણોની સ્તુતિ કરી ત્યારે વ્યાસજી, નારદજી, પરશુરામ, પૃથુશ્રવા, ઇંદ્રદ્યુમ્ન, સ્થિર ચિત્તવાન ભાલુકિ, સહસ્રપાત, કર્ણશ્રવા, મુંજ, લવણાશ્વ, કાશ્યપ, હારીત, સ્થૂણકર્ણ, અગ્નિવેશ્ય, શૌનક, કૃતવાક, બૃહદશ્વ, વિભાવસુ, ઉર્ધ્વરેતા વૃષામિત્ર, સુહોત્ર અને હોત્રવાહનાદિ બીજા પણ સ્થિર વ્રતવાળા ઘણા બ્રાહ્મણોએ યુધિષ્ઠિર રાજાનાં વખાણ કર્યાં.

एते चान्ये च बहवो ब्राह्मणाः संशितव्रताः
अजातशत्रुमानर्चुः पुरंदरमिवर्षयः ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्वैतवनप्रवेशे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः २६ ॥

## અધ્યાય ૨૭ મો. દ્રૌપદીએ કરેલો પરિતાપ.

**વૈશંપાયન ઉવાચ—ततो वनगताः पार्थाः सायान्हे सहकृष्णया**
**उपविष्टाः कथाश्चक्रु दुःखशोकपरायणाः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી વનમાં ગયેલા અને દુઃખ તથા શોકને પ્રાપ્ત થયેલા પાંડવો દ્રૌપદી સહિત સાયંકાળને વિષે બેસીને અનેક તરેહની વાતો કરતા હતા. શ્રેષ્ઠ સ્વરૂપવાન, બુદ્ધિમાન્ પતિવ્રતા ધર્મવાળી અને પાંડવોની પ્રિય સ્ત્રી દ્રૌપદી યુધિષ્ઠિરને કહેવા લાગ્યાં કે હે રાજન ! પાપરૂપ, નિર્લજ્જ અને દુષ્ટ અંતઃકરણવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને આપણને દુઃખ યુક્ત જોઇને કંઇપણ દુઃખ થયું નહી. જે દુષ્ટમતિવાળા મારા સહિત મૃગચર્મ ધારણ કરેલા તમોને વનમાં મોકલીને કંઇપણ તાપયુક્ત થયો નહી, તે દુષ્ટકર્મવાળે તમોને નહી કહેવાં ઘટે એવાં વચન કહી મંઝાળાવ્યાં. તેનું હૃદય લોહ સરખું છે. દુષ્ટ સ્વભાવવાન પાપી અને પોતાના સ્નેહિયો સહિત દુર્યોધન નહી દુઃખ પામવા લાયક તથા સુખ ભોગવવા યોગ્ય તમોને આવાં દુઃખ આપી હર્ષ પામે છે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! જ્યારે વનકુળ વસ્ત્ર પહેરેલા તમે વનમાં જવા સારૂ હસ્તિનાપુરમાંથી રવાના થયા, ત્યારે દુઃખયુક્ત થયેલા સર્વ કુરૂવંશના પુરૂષોના નેત્રમાંથી અશ્રુ પડયાં, પણ દુર્યોધન, કર્ણ દુષ્ટાત્મા શકુનિ તથા નીચ કર્મ કરનાર દુઃશાસન એ ચારના નેત્રમાંથી અશ્રુ પડયાં નહી. હે મહારાજ ! હું દુઃખ ભોગવવા અયોગ્ય અને સુખ ભોગવવા લાયક તમારે શયન કરવાની હમણાંની શય્યા જોઇને શોચ કરૂં છું. સભામાં રત્નોથી જડેલાં શ્રેષ્ઠ આસન ઉપર બેસનાર તમે, અહી દર્ભના આસન ઉપર બેઠા છો તે જોઇને મારા મનમાં મોટો શોક ઉત્પન્ન થાય છે. મેં તમોને સભામાં રાજાઓથી વિંટાઇને બેઠેલા જોયા છે, પણ હમણાં તે ના વિનાના તમોને જોઉં છું તેથી મારા હૃદયમાં શાંતિ કેમ થાય ? હે ભારત ! મેં સૂર્ય સરખા તેજવાળા અને શરીર ઉપર ચંદન ધારણ કરેલા તમોને જોયા છે અને આજ મલિન જોઉં છું માટે મને મોટો મોહ પ્રાપ્ત થાય છે. હે રાજન ! પૂર્વે મેં તમને શ્રેષ્ઠ સફેદ વસ્ત્ર ધારણ કરેલા જોયા છે. હમણાં હું વનકુળ વસ્ત્ર પહેરેલા જોઉં છું મેં તમારા ઘરને વિષે હજારો બ્રાહ્મણો, બ્રહ્મચારિયો, સન્યાસિયો અને ગૃહસ્થિયોને સુવર્ણના પાત્રોમાં શ્રેષ્ઠ અન્ન તથા બીજા પણ ઇચ્છિત પદાર્થો અપાતા હતા તે જોયા છે. હાલ હું તેમાંનું કંઇ પણ દેખતી નથી એટલે મારા હૃદયમાં શાંતિ થતી નથી હે મહારાજ ! જુવાન, સુંદર કુંડળ ધારણ કરેલા અને દુઃખ ભોગવવાને નહી લાયક તમારા ભાઇઓને રસોઇયાઓએ તૈયાર કરેલાં અન્ન પીરસીને ભોજન કરાવ્યાં છે. પણ હમણાં તેઓ વનનાં ફળ મૂળોનું ભોજન કરે છે. તે જોઇને મારૂં મન શાંતિ પામતું નથી. સુખ ભોગવવાને યોગ્ય ભીમસેન વનમાં રહીને દુઃખો ભોગવતાં તમારી આજ્ઞા પ્રમાણે સર્વ કામ પોતાને હાથે કરે છે, જેને તમે શ્રેષ્ઠ અનેક તરેહનાં વસ્ત્ર તથા રથાદિ વાહનો આપીને હર્ષ પમાડતા તેને વનમાં આવેલા જાઇને તમને કેમ ક્રોધ ઉત્પન્ન થતો નથી ? મહા સમર્થ ભીમસેન યુદ્ધમાં સર્વ કૌરવોનો નાશ કરવાની ઇચ્છા રાખે છે, પણ તમારી આજ્ઞાની વાટ જોઇને પોતાના ક્રોધને સમાવી રાખ્યો છે. હે રાજન ! હજાર ભુજાવાળા સહસ્રાર્જુન સરખા પરાક્રમી યુદ્ધમાં જલદીથી બાણોના વર્ષાદ વર્ષાવવામાં કાળ સરખા, દેવતાઓ તથા દૈત્યોએ સન્માન કરેલા, દેવતાઓ, મનુષ્યો અને સર્પોને જીતનાર, જેણે તમારા રાજસૂય યજ્ઞના પ્રારંભમાં

હસ્તિઆદિ વાહનોપર બેઠેલા પોતાના યોદ્ધાઓ સહિત દિશાઓ જીતવા સારૂ જઇને, સર્વ રાજાઓને છતી તેઓની પાસેથી બળાત્કારે દ્રવ્ય લીધું હતું તથા જેના બાણોના પ્રતાપે કરીને સર્વ રાજાઓએ તમારા રાજસૂય યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોનો સત્કાર કર્યો તે સુખ ભોગવવા લાયક અને એક સમયે પાંચસો બાણ મૂકનાર અર્જુન વનમાં આવેલાં છે, તેમને જોઇને તમારા મનમાં કેમ ક્રોધ ઉત્પન્ન થતો નથી ? મારૂં મન ઘણું મોહ પામે છે. હે યુધિષ્ઠિર ! શ્રેષ્ઠ સ્વરૂપવાન, જુવાન, યુદ્ધમાં ઢાલ તથા તલવાર ધારણ કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ અને શૂરવીર માદ્રીના પુત્ર નકુળ પણ વનમાં આવેલા છે. તેને જોઇને તમે ક્ષમા કેમ રાખો છો ? અરે સુખ ભોગવવા લાયક નકુલ તથા સહદેવ વનમાં આવીને દુઃખો ભોગવે છે તેઓને તમે જુઓ છો ! પણ તમારા મનમાં કેમ ક્રોધ ઉત્પન્ન થતો નથી ? હે પાર્થિવ ! દ્રુપદ રાજાના કુળમાં ઉત્પન્ન થયેલી, મહાત્મા પાંડુ રાજાના વહુ, ધૃષ્ટદ્યુમ્નની બહેન, શૂરવીર પુરૂષોની સ્ત્રી અને પોતાના પતિયોની આજ્ઞા પ્રમાણે વર્ત્તનારી મને વનમાં આવેલી જોઇને તમે ક્ષમા કેમ રાખો છો ? હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તમને વનવાસનાં દુઃખો યુક્ત પોતાના ભાઇયો તથા મને જોઇને ક્રોધ ઉત્પન્ન થતો નથી માટે હું એમ માનું છું કે તમારામાં કંઇપણ ક્રોધનો લેશ નથી વાસ્તે હે રાજન ! જે ક્ષત્રિયમાં ક્રોધ હોતો નથી તેને જગતમાં આ ક્ષત્રિય છે એમ કોઇ કહેતું નથી, તેમ આજ હું તમને ક્ષત્રિયપણા વગર જોઉ છું. હે યુધિષ્ઠિર ! જો ક્ષત્રિય સમય આવે ત્યારે પોતાનું પરાક્રમ ન દેખાડે તો, સર્વ ભૂતપ્રાણી પરાભવ કરે છે માટે તમારે શત્રુ ઉપર ક્ષમા રાખવી લાયક નથી. પરાક્રમે કરીને તેઓનો નાશ કરવો એ યોગ્ય છે. જે ક્ષત્રિય ક્ષમા કરવાનો સમય આવે ત્યારે ક્ષમા ન કરે તો, તે સર્વ ભૂતપ્રાણિયોને અપ્રિય થઇને આલોક તથા પરલોકમાં નાશ પામે છે.

**तथैव यः क्षमाकाले क्षत्रियो नोपशाम्यति**
**अप्रियः सर्वभूतानां सोमुत्रेह च नश्यति ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्रौपदीपरितापवाक्ये गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥**

## અધ્યાય ૨૮ મો. બલિ ને વૈરોચન સંવાદ.

**द्रौपद्युवाच—अत्राप्युदाहरंतीममितिहासं पुरातनं**
**प्रह्लादस्य च संवादं बलेर्वैरोचनस्य च ॥**

દ્રોપદી કહે છે—હે રાજન ! હવે હું તમને પ્રહ્લાદજી અને વિરોચનના પુત્ર બળિરાજાના સંવાદરૂપ ઇતિહાસ કહું તે સાંભળો. પૂર્વે બળિરાજાએ અસુરોમાં મુખ્ય, મહા બુદ્ધિમાન, ધર્મના તાત્પર્ય જાણનાર અને પોતાના પિતાના પિતા પ્રહ્લાદને પૂછ્યું કે, હે પિતામહ ! મનુષ્યનું કલ્યાણ, ક્ષમા રાખવાથી અથવા ક્રોધ રાખવાથી થતું હશે, એમ મને સંદેહ ઉત્પન્ન થાય છે. કલ્યાણ શાથી થાય ? તે તમે મને યથાર્થ કહો ? હું તમારા કહેવા મુજબ વર્તીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તેણે પૂછ્યું ત્યારે સર્વ નિશ્ચયના જાણનાર અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા પ્રહ્લાદજીએ પોતાના સંદેહનો પ્રશ્ન પૂછનાર બળિરાજાને કહ્યું કે, હે પુત્ર ! મનુષ્યને સદૈવ ક્ષમા

રાખવાથી અથવા ક્રોધ રાખવાથી કલ્યાણ થતું નથી. વખતસર બેઉ રાખવાથી કલ્યાણ થાય છે એમાં સંશય નથી, એમ તું જાણ. જે પુરૂષ સદાય ક્ષમા રાખે તો તેને ઘણાં દુઃખો પ્રાપ્ત થાય છે, તે એવી રીતે કે તેના ચાકરો તથા શત્રુઓ તેનો પરાભવ કરે છે. સર્વ ભૂતપ્રાણિયો કોઇ દિવસ નમતા પણ નથી. વળી ક્ષમાવાન પુરૂષના ચાકરો તેને નહીં ગણકારતાં પોતે અવળે રસ્તે ચાલે છે. ને તેઓ તેની પાસે દ્રવ્ય, વાહન, વસ્ત્ર, અલંકારો, શય્યાઓ, આસનો, અને ખાનપાનના પદાર્થોની સંભાળ રાખવાનાં કામો ગ્રહણ કરીને તેઓને પોતે ખાઇ જાય છે. વળી તેઓ પોતાના સ્વામીની આજ્ઞાથી પણ કોઇને આપવાના કંઇપણ પદાર્થો હોય તે આપતા નથી. હે વિરોચનના પુત્ર ! તે ચાકરો ક્ષમાવાન પોતાના સ્વામીમાં કોઇ દિવસ પણ આ આપણા સ્વામી છે એવો ભાવ લાવી તેની સેવા કરતા નથી. ઉલટી અવજ્ઞા કરે છે. અવજ્ઞા આ જગતમાં મરવાથી પણ ખરાબ છે. ક્ષમાવાન પુરૂષને ચાકરો, પુત્રો, મજુરો, તથા સુખ અને દુઃખ જેઓને સમાન હોય છે એવા પુરૂષો પણ, નહિ કહેવાં ઘટે એવાં કડવાં વચન કહે છે. સમાન વૃત્તિવાળા પુરૂષો વગરના બાકી પૂર્વે કહેલા પુરૂષો તેને છળ કરી તેની સ્ત્રીયોને ભોગવવાની ઇચ્છા કરે છે. ક્ષમાવાન પુરૂષની સ્ત્રિયો પોતાના સ્વામીને નહીં ગણકારતાં, પોતાની મરજી પ્રમાણે વર્ત્તે છે. તે સ્ત્રિયો પોતાના સ્વામીથી કોઇ દિવસે કંઇપણ શિક્ષા ન મળવાથી સદૈવ પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરી દર્પયુક્ત રહે છે. ખરાબ દાનતવાળી થઇ પોતાના સ્વામીની નિંદા પણ કરે છે. એ રીતે ક્ષમાવાન પુરૂષને અનેક તરેહનાં દુઃખો પ્રાપ્ત થાય છે. હે વિરોચનના પુત્ર ! હવે ક્ષમા વગરના પુરૂષને દુઃખો પ્રાપ્ત થાય છે. તે કહું તે સાંભળ.

નિરંતરરજો ગુણયુક્ત પુરૂષ ક્રોધયુક્ત થઇને, દંડ આપવા લાયક પુરૂષોને અથવા નહીં દંડ આપવા લાયક પુરૂષોને પોતાના પરાક્રમથી અનેક તરેહના દંડો દે છે તેથી પોતાના મિત્રો સાથે વિરોધ થાય છે. સર્વ મનુષ્યો તથા તેના સગા સંબંધિયો તેનો દ્વેષ અને અપમાન કરે છે. ને પુરૂષ અપમાન થવાથી પોતાના અર્થની હાનિ, સૌથી અનાદરપણું અનેક તરેહના સંતાપ, દ્વેષ, મોહ, ઘણાઓ સાથે વૈર, પોતાના ઐશ્વર્યની હાનિ પોતાના પ્રાણનો નાશ તથા સગા સંબંધિઓના વિયોગને પામે છે. જે પુરૂષ નિરંતર પોતાની તરફેણના તથા ચોરી કરનાર પુરૂષોને ક્રોધથી ધમકાવ્યા કરે છે તે તેનાથી સર્વ મનુષ્યો જેમ ઘરમાંના સર્પથી ભય પામે તેમ ભય પામી તેનો નાશ કરવાના ઉપાય કરે છે તેનું જીવવું ઘણા દિવસ નભતું નથી. હે પૌત્ર ! પુરૂષે સદૈવ ઘણો ક્રોધ તથા ક્ષમા રાખવી નહીં. સમય પ્રમાણે બેઉ રાખવાં. જે પુરૂષ વખતસર ક્ષમા તથા ક્રોધ કરે છે તે આ લોક અને પરલોકમાં સુખ પામે છે. હવે હે બલિ ! ક્ષમા રાખવાનો સમય તથા અપરાધ છતાં પણ નહીં ત્યાગ કરવા લાયક પુરૂષો મહા પુરૂષોએ કહ્યા છે તે વિસ્તારથી કહું તે સાંભળ. જે પુરૂષે પ્રથમ ઉપકાર કર્યો હોય તે ઘણો અપરાધ કરે તોપણ તેની ઉપર ક્ષમા રાખવી અપરાધ કરનાર પુરૂષો બુદ્ધિમાન્ ન હોય તો તેઓના અપરાધ પણ સહન કરવા. સર્વ મનુષ્યોને શ્રેષ્ઠ બુદ્ધિ તથા પંડિતાઇ પ્રાપ્ત થતી નથી. હવે જે મનુષ્ય જાણીને અપરાધ કરે ને જ્યારે તેને પુછવામાં આવે ત્યારે મેં અજાણથી અપરાધ કર્યો છે, એમ કહે તો તે સારી રીતિથી વર્ત્તનાર હોય તોપણ તેને શિક્ષા કરવી. હે વિરોચનના પુત્ર ! સર્વ પ્રાણિઓનો એકવાર અપરાધ સહન કરવો ને બીજીવાર થોડો અપરાધ કરે તોપણ તેને

યથાયોગ્ય ન્યાયથી પ્રાણાંત પર્યંત દંડ આપવો. અજાણથી કોઇએ અપરાધ કર્યો હોય તો તેની ન્યાયથી પરીક્ષા કરી અપરાધ સહન કરવો. હે પુત્ર ! સારા તથા ક્રૂર મનુષ્યોને ન્યાયે કરીને શિક્ષા કરવી કારણ કે, ન્યાયથી સર્વ શિક્ષા થઇ શકે, છે સર્વથી ન્યાયજ બળવાન છે, તેમાં પણ દેશ, કાળ તથા પોતાનું બળાબળ જોવું, જાણ્યા વગર હરેક કામ કરવાથી વિપત્તિ આવી પડે છે. લોકલાજથી પણ અપરાધી પુરૂષનો અપરાધ ક્ષમા કરવા લાયક હોય તો તે ક્ષમા કરવો. હે બળિ ; એ પ્રમાણે મેં તને ક્ષમા કરવાની બાબત કહી. તે વિનાના બાકીના જે સમય રહ્યા તે ક્રોધ કરવાના છે એમ જાણ. હે યુધિષ્ઠિર ! એવી રીતે પ્રહ્લાદે બાળ રાજાને કહ્યું હતું. હમણાં તમને નિરંતર લોભી અને તમારો અપરાધ કરનાર ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર ક્રોધ કરવાનો સમય છે. ક્ષમા કરવાનો નથી વાસ્તે તમે તેઓની ઉપર ક્રોધ કરવા લાયક છો. હે રાજન ! પુરૂષે શત્રુઓનાં પરાક્રમ જાણ્યાં ન હોય તો શાંત થવું વાજબી છે કારણ કે, મહાન્ તીક્ષ્ણ પરાક્રમી પુરૂષથી સૌ ભય પામે છે માટે જે પુરૂષ સમય પ્રમાણે શાંતિ તથા ક્રોધ ધારણ કરી જાણે છે, તેનેજ રાજા જાણવો.

मृदुर्भवत्यनुज्ञातस्तीक्ष्णादुद्विजते जनः
काले प्राप्ते द्वयं चैतद्योवेद स महीपतिः

इति श्रीमहाभारते वनपर्वाणि अर्जुनाभिगमनपर्वाणि [illegible]क्ये गुर्जरभाषायामष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

## અધ્યાય ૨૯ મો. ક્રોધ નહિ કરવા બાબત.

યુધિષ્ઠિર ઉવાચ—क्रोधो हंतामनुष्याणां क्रोधो भावयिता पुनः
इति विद्धि महाप्राज्ञे क्रोधमूलौ भवाभवौ ॥

યુધિષ્ઠિર કહે છે–હે મોટી બુદ્ધિવાળી દ્રૌપદિ ! ક્રોધ મનુષ્યોનો નાશ કરે છે ને તેને જે પુરૂષ સમાવી રાખે છે તે જગતમાં મોટાઇ પ્રાપ્ત કરે છે. મનુષ્યને જગતમાં સ્થિતિ તથા નાશનું કારણ કેવળ ક્રોધજ છે માટે હે સુંદર સ્વરૂપવાન ! જે પુરૂષ ક્રોધ નથી કરતો, તે આ જગતમાં ઘણા કાળ સુધી નભી શકે છે ને જે ક્રોધને વશ થાય છે તે જલદી નાશ પામે છે. સર્વ પ્રજાનો નાશ થવાનું મૂળ કારણ ક્રોધજ છે માટે મારા સરખો પુરૂષ ક્રોધનો કેમ સ્વીકાર કરે ? ક્રોધયુક્ત પુરૂષ ગુરૂ હત્યાદિ મોટાં પાપ કર્મો કરે છે તથા શ્રેષ્ઠ મનુષ્યોને નહી કહેવાં ઘટે એવાં વચન કહે છે. બોલવાનાં અથવા નહી બોલવાનાં વચનનો વિવેક પણ જાણતો નથી. તેને નહી કરવાનાં કામ તથા નહી બોલવાનાં વચન કંઇ નથી. હે દ્રૌપદિ ! તે પુરૂષ નહીં નાશ કરવા લાયકનો નાશ કરે છે. નાશ કરવા લાયકનું સન્માન કરે છે અને પોતાના શરીરનો ત્યાગ કરી યમલોક પ્રત્યે જાય છે. હે પાંચાલિ ! બુદ્ધિમાન્ પુરૂષો એ પ્રમાણે મનુષ્યોને ક્રોધથી થતા દોષ જાણીને, પોતાને આ લોક તથા પરલોકમાં ઉત્તમ શ્રેયની પ્રાપ્તિ થવા સારૂ છોડે છે. મારા જેવા પુરૂષે તેને ગ્રહણ કરવો સંભવે નહી. મને ક્રોધ પ્રાપ્ત થતો નથી કારણ, જે પુરૂષ શત્રુ ક્રોધયુક્ત હોય તોપણ ક્રોધ પામે નહી તો તે પોતાની તથા શત્રુની મોટા ભયથી રક્ષા કરી શકે છે. જે ક્રોધયુક્ત અસમર્થ પુરૂષ પરાક્રમી શત્રુથી પીડા પામે છે, ને સુખ તથા દુઃખ દૈવ પ્રમાણે પ્રાપ્ત થાય છે એમ નહી જાણવાથી પોતાના પ્રાણનો ત્યાગ કરીને પ્રાપ્ત થવાના ઉત્તમ લોકથી

ભ્રષ્ટ થાય છે. માટે મનુષ્યે ક્રોધ કરવા નહી. હે દ્રૌપદિ ! જે બુદ્ધિમાન્ પરાક્રમી પુરૂષ શત્રુથી ક્લેશ પામતો હોય પણ ક્રોધવા શત્રુનો નાશ કરે નહી તે ઉત્તમ લોકમાં જઇને હર્ષ પામે છે. બળવાન તથા નિર્બળ પુરૂષે નિરંતર આપત્તિ સમયમાં પણ ક્રોધને શાંત રાખવો, કારણ, હે પાંચાલિ ! સત્પુરૂષો ક્રોધને જીતનાર મનુષ્યને વખાણે છે. ક્ષમાવાનનો સદૈવ જય થાય છે એમ શ્રેષ્ઠ પુરૂષ કહે છે. જેમ ખોટું ભાષણ કરવાથી સત્ય બોલવું તથા ક્રૂરતાથી અક્રૂરતા શ્રેષ્ઠ છે, તેમ ક્રોધ કરવાથી તે ન કરવો તે ઉત્તમ છે, એમ માની તેનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે. દુર્યોધને મને વધ કરવારૂપ અપરાધ કર્યો હોય તોપણ ક્રોધ કરવો વાજબી નથી, કારણ જે પુરૂષ ક્રોધને વશ નથી થતા તથા ઉત્પન્ન થયેલા ક્રોધને પોતાની બુદ્ધિએ કરીને શાંત કરે છે તેને મોટી બુદ્ધિવાળા પંડિત પુરૂષો તેજસ્વી કહે છે. હે સુંદર અંગવાળી ! ક્રોધયુક્ત પુરૂષ કરવાનું તથા નહીં કરવાનું કાર્ય અને મર્યાદા જાણતો નથી. જેનો નાશ કરવો ન જોઇયે તેનો નાશ કરે છે તથા માતા પિતાદિ ગુરૂઓને દુઃખ આપે છે માટે તેજસ્વીએ ક્રોધનો દૂરથીજ ત્યાગ કરવો. ક્રોધ ત્યાગ કરવાથી પોતાના કામમાં સાવચેતાઇ, શત્રુની જગતમાં નિંદા થવાના ઉપાયનો વિચાર અને તેને જીતવાની શક્તિ પ્રાપ્ત થાય છે. ક્રોધી પુરૂષને તે ગુણો પ્રાપ્ત થવા ઘણા દુર્લભ છે. વળી ક્રોધ ત્યાગ નહીં કરનારને જયશક્તિ પ્રાપ્ત થતી નથી. પંડિત પુરૂષો ક્રોધનો ત્યાગ કરવો એનેજ તેજ કહે છે, કારણ કે, રજોગુણથી ઉત્પન્ન થતા ક્રોધથી અનેક તરેહનો વિનાશ થાય છે માટે શ્રેષ્ઠ પુરૂષો સારી વર્તણુકથી વર્તીને ક્રોધનો ત્યાગ કરે છે. જાતિથી બહિષ્કૃત પુરૂષથી પણ ક્રોધી ખરાબ છે. હે શ્રેષ્ઠ યશવાળી દ્રૌપદિ ! કુબુદ્ધિવાન ક્રોધી પુરૂષ મહા પુરૂષોનો અનાદર કરે છે માટે હું ક્રોધને વશ થઇને, તેવી રીતે કેમ કરૂં ? હે પાંચાલિ ! મનુષ્ય પૃથ્વી જેવી ક્ષમા ન રાખે તો તેને કોઇ સાથે સ્નેહ રહેતો નથી. ક્લેશનું મૂળ ક્રોધ છે. ક્રોધયુક્ત પુરૂષ કોઇ દુઃખ આપે અથવા ગુરૂજન પ્રહાર કરે તો તેને સામો મારવા તૈયાર થાય છે. હે દ્રૌપદિ ! ક્રોધથી પિતા પુત્રને, પુત્ર પિતાને, સ્ત્રી પતિને અને પતિ સ્ત્રીને પણ મારવા દોડે છે અને અધર્મ કરે છે, સ્ત્રી પુરૂષને પરસ્પર ક્રોધને લીધે પ્રજાની ઉત્પત્તિ થતી નથી ˙ કારણ સ્નેહથીજ પ્રજા ઉત્પન્ન થાય છે. હે પાંચાલિ ! જે ક્રોધથી પુરૂષનાં વંશ, સમૃદ્ધિ તથા જગતમાંનો યશ નાશ પામે છે તે ક્રોધ વગરના પૃથ્વી સમાન ક્ષમાવાન પુરૂષનાં તેઓ નાશ પામતાં નથી પણ વૃદ્ધિ પામે છે. જે પુરૂષને કોઇ ક્રોધથી નહીં કહેવાં ઘટે એવાં વાક્યો કહે તથા શસ્ત્રાદિથી પ્રહાર કરે, તોપણ ક્રોધને જીતીને સર્વ આપત્તિ સમયમાં ક્ષમા રાખે છે તેને મહા પુરૂષો શ્રેષ્ઠ કહે છે, તેમ ક્રોધી પુરૂષને કહેતા નથી; તેને મૃત્યુ પ્રાપ્ત થયા પછી નરકની પ્રાપ્તિ થાય છે. હવે હે સતિ ! પૂર્વે મહાત્મા કશ્યપ ઋષિના પુત્ર કશ્યપાદે જે ક્ષમાવાન પુરૂષ વાસ્તે ક્ષમા કહી છે તે હું તને કહું તે સાંભળ.

જે પુરૂષ સ્વધર્મનું પાલન કરવું, યજ્ઞ કરવા, વેદ ભણવા અને શાસ્ત્રો શ્રવણ કરવાં, એ સૌ ક્ષમા હોય તો સફળ છે એમ જાણે છે, તેણે સદૈવ સર્વત ક્ષમા રાખવી, એજ યોગ્ય છે. ક્ષમાએ કરીને બ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન, સત્ય ભાષણ, ભૂત, ભવિષ્ય, તથા વર્તમાનની ખબર, તપ અને પવિત્રતા પ્રાપ્ત થાય છે, તે યુક્તપુરૂષ યજ્ઞ કરનાર, વેદ ભણનાર અને તપશ્ચર્યા કરનાર, મનુષ્યોને જે લોકની પ્રાપ્તિ થાય છે તે લોકનું ઉલ્લંઘન કરીને ઉત્તમ લોકોમાં જાય છે. મોટા યજ્ઞ કરનારને અને વાવ્યો તથા કૂવાદિ ધર્મનાં કામો કરનારને શુદ્ધ

સુધ લોકની પ્રાપ્તિ થાય છે. ક્ષમવાન પુરૂષને બ્રહ્મલોકમાં રહેલાઓને પણ સ્તુતિ કરવા લાયક એવા ઉત્તમલોકની પ્રાપ્તિ થાય છે. તેજસ્વી પુરૂષનું તેજ, બ્રહ્મચારીઓનું વેદાધ્યયન, સત્યવાદિઓનું સત્યપણું અને યજ્ઞ કરનારાઓના યજ્ઞ ક્ષમા છે, કારણ પુરૂષો તેઓ સહિત હોય તો પણ એક ક્ષમા ન હોય તો સર્વ વ્યર્થ જાય છે. નિરંતર ક્ષમાવાનને આ લોકમાં સન્માન અને પરલોકમાં શ્રેષ્ઠ ગતિની પ્રાપ્તિ થાય છે. ક્ષમા વગરના પુરૂષોને પ્રાપ્ત થતી નથી માટે પુરૂષે હમેશ ક્ષમા રાખવી. હે દ્રૌપદિ ! એ પ્રમાણે કશ્યપ ઋષિએ કથા કહી હતી, તે મેં તને કહી. હવે તું ક્રોધનો ત્યાગ કરીને ક્ષમાવાન થા. શંતનુના પુત્ર ભીષ્મ. દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ, દ્રોણાચાર્ય, વિદુરજી, કૃપાચાર્ય, સંજય, સોમદત્ત, યુયુત્સુ, અશ્વત્થામા તથા અમારા પિતામહ વ્યાસજી ઇત્યાદિ સૌ આપણે ક્ષમા રાખશું તો ધૃતરાષ્ટ્ર રાજાને સમજાવીને, દુર્યોધન પાસેથી આપણને રાજ્ય અપાવશે, એમ હું માનું છું. હે દ્રૌપદિ ! ક્ષમા રાખવાથી અનેક તરેહના લાભ થાય છે. તે દુર્યોધન જાણતો નથી તેથી ક્ષમા રાખતો નથી. હું તે તથા દેહધારી પુરૂષોએ ક્ષમા રાખવી એજ સનાતન ધર્મ, અક્રૂરતાપણું અને તેઓ તેવી રીતે વર્તે છે એમ જાણીને ક્ષમા રાખું છું.

एतदात्मवतां वृत्तमेषधर्मः सनातनः
क्षमा चैवानृशंस्यं च तत्कर्त्ताहम्यहमंजसा ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्रौपदीयुधिष्ठिर संवादे गुर्जरभाषायामूनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

## અધ્યાય ૩૦ મો. દ્રૌપદી—ધર્મથી શું થાય છે ?

द्रौपद्युवाच—नमो धात्रेविधात्रे च यौमोहं चक्रतुस्तव
पितृपैतामहे वृत्ते वोढव्यतेमतिः ॥

દ્રૌપદી કહે છે—હે યુધિષ્ઠિર ! ઇશ્વર તથા પૂર્વનાં કર્મો જે તમને મોહ પ્રાપ્ત કરે છે તેને હું નમસ્કાર કરૂં છું કારણ તમારે જેવી રીતે તમારા પિતા અને પિતામહો બળે કરીને રાજ્ય ગ્રહણ કરવારૂપ ધર્મમાં વર્તતા હતા તેવી રીતે વર્તવું જોઇએ. તેમાં તમને અવળીમતિ પ્રાપ્ત થઇ છે. હે પાંડુ રાજાના પુત્ર ! જેમ જીવોને પૂર્વ જન્મનાં કર્મોએ કરીને ઉચ્ચ તથા નીચ જન્મ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેમ સમૃદ્ધિ પણ પૂર્વનાં કર્મોથીજ મળે છે. ધર્મનું પાલન કરવાથી, સત્ય બોલવાથી તથા ક્ષમા રાખવાથી મળતી નથી. હે રાજન ! ભાઇઓ સહિત તમોને તો પૂર્વજન્મનાં કર્મોના યોગથી આવું વનવાસરૂપ દુઃખ પ્રાપ્ત થયું તોપણ તમને ધર્મનું પાલન કરવા સમાન બીજું કંઇ પ્રિય લાગતું નથી. જ્યારે રાજ્ય હતું ત્યારે તથા હમણાં રાજ્યથી ભ્રષ્ટ થયા છો ત્યારે પણ ધર્મમાંથી પ્રીતિ કમી થતી નથી માટે તમને જીવવાથી પણ ધર્મ પ્રિય છે એમ હું જાણું છું, ને તમારૂં જીવવું તથા રાજ્ય પણ ધર્મ વાસ્તેજ છે એમ બ્રાહ્મણો, ગુરૂજનો અને દેવતાઓ જાણે છે. તમે ધર્મનું પાલન કરવા સારૂ મારા સહિત ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવનો પણ ત્યાગ કરો. ધર્મનો ત્યાગ કરો નહી એમ મને ભાસે છે. હે ભરતવંશમાં શ્રેષ્ઠ ! ધર્મ પોતાનું સેવન કરનાર રાજાની રક્ષા કરે છે એમ મેં મહા પુરૂષોથી સાંભળ્યું છે, પણ તમારી રક્ષા કરતો નથી, તમને

ધર્મમાં નિરંતર એકાગ્ર બુદ્ધિ રહી છે તેથી તમે પોતાના સમોવડિયાઓ તથા તમારાથી કમી પુરૂષોનું અપમાન કરતા નથી ત્યારે તમારાથી શ્રેષ્ઠ પુરૂષોનું શાનું કરો ! કારણ કોઇનું અપમાન કરવું તે અભિમાન વગર થતું નથી ! તમને રાજ્ય હતું ત્યારે પણ થયું ન હતું. તમે નિરંતર દેવતાઓના યજનો તથા પિતૃઓનાં શ્રાદ્ધ કરીને તેઓનું સેવન કરો છો ને પૂર્વે બ્રાહ્મણો, સંન્યાસિયો, મોક્ષની ઇચ્છાવાળા તત્વજ્ઞાની પુરૂષો તથા ગૃહસ્થીને ઇચ્છિત પદાર્થો આપી તૃપ્ત કરતા હતા. વળી જ્યારે તમે રાજ્યથી ભ્રષ્ટ થયા ન હતા ત્યારે તમારા ઘરને વિષે બ્રાહ્મણાદિ સુવર્ણનાં પાત્રોમાં ભોજન કરતા હતા તે વખતે હું તેઓને પીરસતી હતી ને હમણાં પણ અહીં વનમાં તેઓને ભોજન કરવા સારૂ લોહનાં પાત્રો આપું છું. તમારી પાસે બ્રાહ્મણોને ન આપવાનું કાંઇ નથી કારણ તમે સાયંકાળને વિષે વૈશ્વદેવ કરીને ભોજનનાં સાહિત્યમાંથી અતિથિયો તથા ભૂત પ્રાણિયોને આપી દેહ નિર્વાહ કરો છો. વળી યજ્ઞ, યજ્ઞો વાસ્તે પશુઓને બાંધવાં, મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થવા સારૂ અનેક તરેહનાં વ્રતો, નૈમિત્તક ક્રિયાઓ તથા ગૃહશાંતિ આદિ ધર્મનાં કામો તમો કરો છો. તમે પોતાના ગામમાંથી નીકળી શહેરમાં રહેનાર મનુષ્યો વગરના મહા ભયંકર વનમાં આવી રહ્યા છો તોપણ તમારામાંથી ધર્મ કમી થયો નથી. પૂર્વે શાંત સ્વભાવવાન, દયાળુ, બોલવામાં ચતુર, લજ્જાવાન અને સત્યવાદિ તમે અશ્વમેધ, રાજસૂય, પુંડરીક તથા ગાયનો વધ કરીને જેમાં હોમ થાય છે એવા યજ્ઞો કરવારૂપ, ધર્મનું સેવન કર્યું હતું, તોપણ તમને અધર્મરૂપ દ્યૂત રમવામાં બુદ્ધિ કેમ પ્રાપ્ત થઇ ? જે દ્યૂતથી તમે રાજ્ય, દ્રવ્ય, આયુધો પોતાના ભાઇઓ તથા મને પણ હારી ગયા, તેથી તથા આપણને થતાં વનવાસનાં દુઃખો જોતાં મને મોટો મોહ પ્રાપ્ત થાય છે. હવે હે રાજન ! સર્વ જીવ ઇશ્વરને વશ છે પોતાને વશ નથી, તે સંબંધી હું તમને પૂર્વનો ઇતિહાસ કહું તે સાંભળો.

હે યુધિષ્ઠિર ! ઇશ્વર જીવોનાં પૂર્વ જન્મનાં કર્મો પ્રમાણે તેઓને સુખ, દુઃખ, પ્રિય તથા અપ્રિયપણું પ્રાપ્ત કરાવે છે. તેની ઇચ્છાથી સર્વ પ્રજા, જેમ દોરીના સંચારથી કાષ્ઠની પુતળી પુરૂષની ઇચ્છા પ્રમાણે ચેષ્ટા કરે તેમ ચેષ્ટા કરે છે. હે ભારત ! ઇશ્વર સર્વ ભૂત પ્રાણિયોમાં, જેમ આકાશ સર્વત્ર વ્યાપી રહ્યું છે તેમ વ્યાપી રહીને તેઓને પુણ્ય કર્મોનું ફળ સુખ તથા પાપ કર્મોનું ફળ દુઃખ આપે છે. દોરીથી બંધાયલા પક્ષીની પેઠે સર્વ જીવ ઇશ્વરની ઇચ્છારૂપ દોરીમાં બંધાઇને તેને વશ રહે છે, પણ જેમ સૂત્રમાં પરોવેલા મણિયો નાકમાં દોરીથી નાથેલા બળદો અને જળના પ્રવાહમાં પડેલાં નદીના કિનારા ઉપરનાં વૃક્ષો પોતાને વશ નથી, તેમ પોતાને તથા બીજા કોઇને પણ વશ નથી, કેવળ જેમ મૃત્તિકારૂપ ઘડો તેનેજ વિષે લય પામે છે, તેથી મધ્યાવસ્થામાં પણ તે તેનેજ વશ છે, તેમ જે ઇશ્વરરૂપ જીવ છે તે અંતે તેમાં લય થાય છે, મધ્યાવસ્થામાં પણ તેનેજ વશ છે ને તે સદૈવ અનેક તરેહનાં કર્મોનાં ફળ ભોગવે છે, પણ અવિદ્યાની ઉપાધિથી પોતાને વશ નથી, માટે ઇશ્વરની પ્રેરણાએ કરીને સુખ, દુઃખ, નરક તથા સ્વર્ગ મળે છે. હે ભારત ! વળી જેમ તૃણના અગ્ર ભાગ બળવાન વાયુને વશ છે, તેમ જીવ જે ઇશ્વરને વશ છે તે ઇશ્વર સર્વ જગતમાં વ્યાપી રહ્યા છે, પણ નહીં વ્યાપી રહ્યા હોય એમ જણાય છે. સર્વ જીવોને સ્થૂળ શરીરમાં રહેલાં લિંગ શરીરે કરીને પુણ્ય તથા પાપ કર્મો કરાવે છે. હે યુધિષ્ઠિર ! ઇશ્વરની માયાનું બળ તો જુઓ કે જે ઇશ્વર પોતાની માયાએ કરી, લિંગ શરીરાભિમાની

જીવને જડરૂપ સ્થૂલ શરીરમાં આત્મબુદ્ધિ કરાવીને પરસ્પર નાશ કરાવે છે. ઇશ્વર તત્વજ્ઞાની મુનિયોને દશ્ય પદાર્થો જેમ સ્વપ્ન તથા ઇંદ્રજાળ અસત્ય છે. તેમ અસત્ય જણાવે છે, અજ્ઞાની પુરૂષોને જેમ જળમાં, આકાશને વિષે રહેલા સૂર્યનું પ્રતિબિંબ અસત્ય છે તો પણ સત્ય જણાય છે, તેમ સત્ય જણાવે છે, તથા નાશવંત, અપવિત્ર અને દુઃખ પ્રાપ્ત કરનાર જે દશ્ય પદાર્થો, તેઓ નહી નાશ પામનાર પવિત્ર તથા સુખ પ્રાપ્ત કરાવનાર છે એમ મનાવે છે. વળી જેમ અચૈતન્યવાન કાષ્ઠ કાષ્ઠે કરીને, પાષણ પાષાણે કરીને તથા લોહ લોહથી નાશ પામે છે, તેમ જડરૂપ દેહને દેહોએ કરીને નાશ કરતાં સર્વ ભૂતપ્રાણિયોને એકઠા તથા જુદા જુદા કરવારૂપ ક્રીડા જેમ બાળક ખેલથી કરે તેમ કરે છે. જેમ માતા પિતા પોતાના સંતાનોનું પ્રિય કરે છે, તેમ પ્રિય કરતા નથી ને ક્રોધથી બીજા મનુષ્યોની પેઠે કોઇને સુખ, કોઇને દુઃખ પ્રાપ્ત કરાવે છે તે દયાળુ નથી. વળી ઇશ્વર ધર્મમાં વર્ત્તનારાઓને દુઃખ પ્રાપ્ત કરે છે ને અધર્મિયોને સુખ પ્રાપ્ત કરે છે, એમ મને જણાય છે. હું ધર્મમાં વર્ત્તનાર તમને આવી આપત્તિ તથા અધર્મી દુર્યોધનને રાજ્યસમૃદ્ધિ જોઉં છું માટે તેની નિંદા કરૂં છુ. હે શ્રેષ્ઠ રાજન ! ધર્મ શાસ્ત્રની મર્યાદાથી ઉલટો ચાલનાર ક્રૂર, લોભી તથા અધર્મી દુર્યોધનને સમૃદ્ધિ આપી તેથી તેને શું ફળ પ્રાપ્ત થયું હશે ! હે યુધિષ્ઠિર ! તમે જીવને કર્મ પ્રમાણે ફળ મળે છે એમ કહેશો તો, કર્મ કરવામાં પ્રેરણા કરનાર ઇશ્વર છે માટે તે ફળ તેને મળવું જોઇએ, પણ જીવને મળવું જોઇયે નહીં. જો જીવે હરેક કામથી કરેલું પાપ તે કરાવનાર ઇશ્વરને પ્રાપ્ત થતું નથી તો તેમાં ઇશ્વરનું બળજ કારણ છે માટે બળ વગરના જીવો માટે હું અફસોસ કરૂં છું !

अथ कर्मकृतं पापं न चेत्कर्त्तारमृच्छति
कारणं बलमेवेह जनान् शोचामि दुर्बलान् ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्रौपदीवाक्ये गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો. ધર્મજ કલ્યાણકારી છે.

युधिष्ठिर उवाच— वल्गुचित्रपदं श्लक्ष्णं याज्ञसेनि त्वया वचः
उक्तं तच्छ्रुतमस्माभिर्नास्तिक्यं तु प्रभाषसे ॥

યુધિષ્ઠિર કહે છે—હે દ્રૌપદિ ! તેં જે શોભાયમાન, વિચિત્ર પદવાળાં અને કોમળ વાકયો કહ્યાં તે અમોએ સાંભળ્યાં, પણ તું નાસ્તિક વાકયો બોલે છે. હે દ્રુપદ રાજાની પુત્રિ ! હું ધર્મનું આચરણ ફળની ઇચ્છાથી કરતો નથી કેવળ મનુષ્યો ઉપર દેવતા, ઋષિ અને પિતૃઓનાં ઋણ હોય છે માટે દાન આપું છું અને યજ્ઞો કરૂં છું ને તેનાથી ફળ થાઓ અથવા ન થાઓ પણ મનુષ્યે જે ધર્માચરણ કરવું જોઇએ, તે હું ઘેર રહો કઇશ વા વનમાં રહો કઇશ તોપણ વેદનાં વાકયોનું ઉલ્લંઘન નહીં કરતાં ફળની આશા વગર મારી શક્તિ પ્રમાણે આચરણ કરીશ. હે દ્રૌપદિ ! ક્ષત્રિયોએ ધર્માચરણ કરવું, એવો નિયમ છે માટે મેં ધર્મ કરવામાં મન રાખ્યું છે જે પુરૂષ જેમ મનુષ્યો ફાયદા વાસ્તે વ્યાપાર કરે છે તેમ ધર્મમાં ફળરૂપ ફાયદાની

ઇચ્છા કરી ધર્મ કરે છે તો, તેને મોક્ષરૂપ મુખ્ય ફળ તથા ધર્મિષ્ઠ પુરૂષોમાં સન્માન પ્રાપ્ત થતું નથી. વળી જે પુરૂષ દરેક ફળની આશા રાખી પ્રથમ ધર્મ કરે ને પછી તેમાં અનેક શંકા ઉઠાવે તે નાસ્તિક અને પાપયુક્ત ચિત્તવાળા પુરૂષને, ઇચ્છિત ફળ મળતું નથી. તારૂં માન મૂકીને કહું છું કે, તારે કોઇ દિવસ ધર્મમાં કંઇ પણ શંકા કરવી નહીં કારણ તેમ કરનાર મનુષ્યને પક્ષીનો જન્મ પ્રાપ્ત થાય છે. વળી વેદ, શાસ્ત્ર અને ધર્મમાં અધર્મરૂપ શંકા કરનાર મનુષ્ય, જેમ શૂદ્ર વેદથી ભ્રષ્ટ થાય છે, તેમ મોક્ષથી ભ્રષ્ટ થાય છે. હે મોટા મનસુબાવાળી દ્રૌપદિ! જે શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલો પુરૂષ વેદ ભણે છે, તથા ધર્મનું પાલન કરે છે, તેને ધર્મમાં વર્તનારા રાજર્ષિઓ મહાપુરૂષોમાં ગણે છે. શાસ્ત્ર મર્યાદા મૂકનાર અને ધર્મમાં શંકા લાવનાર મંદ બુદ્ધિવાળા પુરૂષને શૂદ્ર તથા ચોરી કરનાર પુરૂષથી પણ હલકો ગણે છે. વેદ તથા શાસ્ત્રમાં આસ્થા અને ધર્મમાં વર્તનાર પુરૂષજ શ્રેષ્ઠ છે કારણ હે દ્રૌપદિ! તેં હમણાંજ આપણી પાસેથી ગયેલા, તપશ્ચર્યા કરનાર, અમર્યાદિત શક્તિવાળા અને ધર્મના આચરણથી આવરદાવાળા માર્કંડેય ઋષિને જોયા! વળી શ્રેષ્ઠ અષ્ટાંગ યોગનું સેવન કરનાર જીવોને શાપ તથા વરદાન આપવામાં સમર્થ અને દેવતાઓથી પણ ઉત્તમ વ્યાસજી વસિષ્ઠ, મૈત્રેય, નારદજી, લોમશ તથા શુક્રાચાર્યાદિ બીજા ઋષિયો ધર્માચરણથી આત્મજ્ઞાનયુક્ત શ્રેષ્ઠ બુદ્ધિવાળા છે. જેઓને તેં નજરે જોયા છે તેઓ સદૈવ ધર્મનું વર્ણન કરે છે. હે કલ્યાણરૂપ રાણિ! તું અસમજણવાળી બુદ્ધિએ કરી ઇશ્વરને નિંદવા તથા ધર્મમાં શંકા લાવવા યોગ્ય નથી. જે ધર્મમાં શંકા લાવીને તેની નિંદા કરનાર અને જડ દેહમાં આત્મબુદ્ધિ રાખનાર મૂઢ મનુષ્યો વેદનાં વાક્યોથી ધર્મમાં આસ્થા રાખનારાઓને ગાંડા માને છે. ઇંદ્રિયોથી ખાનપાનાદિ વિષયો ભોગવવામાં પ્રીતિ રાખે છે, તેઓને જે પાપ લાગે છે, તેનું પ્રાયશ્ચિત્ત કોઈ તરેહનું પણ નથી ને તેઓ કદી ધર્મિષ્ઠ પુરૂષોને ઉત્તમ ફળ મળે છે, તે જોઇને, તે પોતાને મળવાની આશા રાખે છે તો વ્યર્થ જાય છે. તે નરકમાં પડે છે. હે દ્રૌપદિ! જે ધર્મમાં શંકા નહી કરનાર પુરૂષ આત્મ સ્વરૂપના વિચારમાં સ્થિર બુદ્ધિ રાખી ધર્મનું સેવન કરે છે તેને આત્મ સ્વરૂપનું જ્ઞાન તથા અંતે બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. જે વેદનાં ધર્મ વાક્યો મૂકી તથા શ્રેષ્ઠ ધર્મિષ્ઠ પુરૂષોનું આચરણ જોઇને પણ ધર્મનું પાલન નથી કરતો, તે નાસ્તિક મૂઢ પુરૂષને આત્મસ્વરૂપનું જ્ઞાન, બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ તથા કોઇ જન્મમાં કલ્યાણ થતું નથી. હે દ્રૌપદિ! તું પૂર્વના તત્વદર્શી પુરૂષોએ શાસ્ત્રમાં કહેલા અને આર્યજનોએ સેવેલા ધર્મમાં કંઇ પણ શંકા કર માં. જેમ સમુદ્રને પાર પામવાની ઇચ્છાવાળા વ્યાપારી પુરૂષને સમુદ્રનો પાર પમાડનાર નાવ છે, તેમ સંસારરૂપ સમુદ્રને પાર પામી સ્વર્ગ પ્રત્યે જવાની ઇચ્છાવાળા પુરૂષોને ધર્મ એજ નાવ છે. હે દ્રૌપદિ! જો ધર્મિષ્ઠ પુરૂષોએ સેવેલો ધર્મ નિષ્ફળ હોય તો સર્વ જગત્ અનુપયોગી નર્કમાં પડે પણ મોક્ષ સુખને પામે નહીં અને પશુના સરખો અજ્ઞાનવાન થઇને અધ્યાત્મ વિદ્યા તથા દ્રવ્યાદિ સુખને પણ પામે નહી. વળી તપ, બ્રહ્મચર્ય, યજ્ઞ, વેદાધ્યયન, દાન અને સત્પુરૂષોનો સત્કાર, એ સર્વ ધર્મનાં કામો નિષ્ફળ હોય તો, કોઇ પૂર્વે થઇ ગયેલા, વર્તમાન અને થનારા પુરૂષો તેઓનું આચરણ પણ કરે નહીં. જો સર્વ ધર્મ કેવળ જીવોને છળ કરનાર હોય તો ઋષિયો, દેવતાઓ, ગંધર્વો, અસુરો, રાક્ષસો તથા મહાપુરૂષો તેનું સેવન શા વાસ્તે કરે? ધર્મ સફળ છે અને તેનું ફળ આપનાર ઇશ્વર છે, માટે તેઓ તેનું સેવન કરે છે. હે દ્રૌપદિ! મનુષ્યોનું નિરં-

તર શ્રેય કરનાર જે ધર્મ, તે તથા અધર્મ નિષ્ફળ નથી. કારણ જગતમાં કેટલાંક સુખી તથા દુઃખી પ્રાણિયો નજરે જોવામાં આવે છે. વળી જ્યારે દ્રુપદ રાજાએ યજ્ઞ કરવારૂપ ધર્મ કર્યો ત્યારે તારો તથા ધૃષ્ટદ્યુમ્નનો જન્મ થયો એમ અમે સાંભળ્યું છે, તું પણ તે જાણે છે. હે હાસ્યમુખવાળી! તને સમજાવવા સારૂ મેં કહ્યું એટલું પરિપૂર્ણ છે કારણ સૌને કર્મ પ્રમાણે ફળ મળે છે પણ જેમ ધીર પુરૂષ અલ્પ સુખ મળવાથી સંતોષ પામે છે, તેમ અવિદ્વાન્ અને અબુદ્ધિવાન પુરૂષ ઘણું સુખ મળવાથી પણ સંતોષ પામતો નથી. તેને ધર્મનું ફળ તથા મૃત્યુ પામ્યા પછી મોક્ષ સુખ પ્રાપ્ત થતું નથી. હે પ્રીતિમાન દ્રોપદિ! વેદમાં કહેલાં પુણ્યકર્મ તથા પાપકર્મના ફળનો ઉદય "સ્વર્ગ તથા નર્કની પ્રાપ્તિ" અવિદ્યાથી જન્મ અને વિદ્યાથી મોક્ષ, એ સૌ વેદમાં ગુપ્ત છે એમ જે પ્રજા જાણે છે, તે તેમાં મોહ પામે છે. હજારો કલ્પ થઇ જાય તોપણ શ્રેયને પામતી નથી. દેવતાઓ માયાવી છે માટે તેઓને ગુપ્ત રાખે છે. ફળની આશા વગરના, શાંત સ્વભાવવાન, શુદ્ધ અંતઃકરણવાળા તપશ્ચર્યાએ કરીને પાપ નાશ કરેલા અને પ્રસન્ન મનવાળા યોગી પુરૂષ તેઓને જાણે છે. ધર્મનું—ફળ પ્રાપ્ત થતું નજરે દેખાતું ન હોય તેથી તેમાં તથા દેવતાઓમાં કઇ પણ શંકા કરવી નહી, યજ્ઞો કરવા, દાનો આપવાં અને કોઇની નિંદા કરવી નહી. કારણ બ્રહ્માએ પોતાના પુત્રોને આ જગતમાં કર્મનું ફળ તથા ધર્મ શાશ્વત છે એમ કહ્યું છે. જેને કશ્યપઋષિ જાણે છે. હે દ્રૈપદિ! તારા મનનો સંશય જેમ સૂર્યના ઉદયથી ઝાકળ નાશ પામે તેમ નાશ પામો. તું વેદ વિહિત કર્મનું ફળ સત્ય છે એમ જાણીને નાસ્તિક ભાવનો ત્યાગ કર. પણ સર્વ ભૂતપ્રાણી કર્મ પ્રમાણે ફળ પ્રાપ્ત કરનાર ઇશ્વરની નિંદા કર મા, અને શાસ્ત્રના આચાર્યોના ઉપદેશથી તેને ઓળખીને નમસ્કાર કર, જેથી તને આવી નાસ્તિક બુદ્ધિ કોઈ દિવસ થાય નહીં. હે દ્રૈપદિ! તું હવેથી કોઈ દિવસ પણ જે ઇશ્વરની કૃપાથી તેનો ભકત મૃત્યુ ધર્મવાન પુરૂષ ધર્મ વગરના ઉત્તમ દેવપણાને પામે છે, તેની નિંદા કરીશ માં.

यस्य प्रसादात्तद्भक्तो मर्त्यो गच्छत्यमर्त्यतां
उत्तमां देवतां कृष्णे मावमंस्थाः कथंचन ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायामेकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો. યુધિષ્ઠિર ને દ્રૌપદી સંવાદ.

द्रौपद्युवाच—नावमन्ये नगर्हे च धर्मं पार्थ कथंचन
ईश्वरं कुत एवाहमवमंस्ये प्रजापतिं ॥

દ્રૌપદી કહે છે—હે પાર્થ! હું ધર્મનું અપમાન તથા નિંદા કરતી નથી, ત્યારે પ્રજાપતિરૂપ ઇશ્વરની નિંદા શા વાસ્તે કરૂં? પણ કેવળ વનવાસના દુઃખને લીધે એવી રીતે બોલી એમ તમે જાણો, હજી પણ કહું છું તે ખુલ્લા મનવાળા થઇને સાંભળો. હે શત્રુઓનો નાશ કરનાર યુધિષ્ઠિર! બુદ્ધિમાન્ પુરૂષે ઉદ્યોગ અવશ્ય કરવો, કારણ ઉદ્યોગ વગર સ્થાવર વિનાના બાકી જીવ કોઇ જીવતા નથી. જેમ વાછડું ગાયને ધાવે છે, તથા છાયાનું સેવન કરે છે તેથી જીવે છે તેમ હે યુધિષ્ઠિર! સર્વ ભૂતપ્રાણિયો ઉદ્યોગે કરીને પોતાનો નિર્વાહ કરે છે. તે સર્વ

જંગમપ્રાણિયોમાં મનુષ્ય વિશેષ છે, કારણ તેઓ ઉદ્યોગે કરી આ જન્મની આજીવિકા તથા મૃત્યુ પામવા પછી પણ શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ આદિ સુખની ઇચ્છા કરે છે. હે ભારત ! સર્વ ભૂતપ્રાણી ઉદ્યોગ શ્રેષ્ઠ છે એમ જાણે છે, કેમકે ઉદ્યોગ કરવાથી જે પ્રત્યક્ષ ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વના જોવામાં આવે છે તથા સર્વ જીવ પોતાના ઉદ્યોગથીજ જીવે છે. વળી ઇશ્વર પણ જેમ જળમાં રહેલો બગલો પોતાની વૃત્તિ સારૂ ધ્યાન કરે છે, તેમ જીવોના અનાદિ સંસ્કારને લીધે સૃષ્ટિ કરે છે તથા ધર્મ પણ તેઓનાં પૂર્વ કર્મને લીધે તેઓને ઉદ્યોગમાં પ્રવર્તાવે છે. ભૂતપ્રાણિયોને ઉદ્યોગ કર્યા વગર આજીવિકા પ્રાપ્ત થતી નથી. મનુષ્યોએ અવશ્ય ઉદ્યોગ કરવો પણ તેનો નાશ કરવો નહી. હે રાજન ! તમે ગ્લાનિનો ત્યાગ કરીને ઉદ્યોગ કરવાના નિશ્ચયરૂપ કવચ ધારણ કરી ઉદ્યોગ કરો કારણ કરવાના અમુક કામને જાણનારો પુરૂષ હજારોમાં કોઇ હોય છે અથવા મુદ્દલ હોતો નથી, તોપણ મનુષ્યોએ પ્રાપ્ત કરેલા દ્રવ્યની વૃદ્ધિ તથા રક્ષા કરવા સારૂ ઉદ્યોગ કરવો. ઉદ્યોગ કર્યા વગર જે દ્રવ્ય હોય તે ખાધા કરે તો, હિમાદ્રિ પર્વત જેટલું હોય તોપણ નાશ પામે છે. જો ઉદ્યોગ કરવો વૃથા હોય, તો જગતમાં કોઇપણ પુરૂષ ધનવાન થવો સંભવે નહી. હે રાજન ! તમે ઉદ્યોગ કરનાર પુરૂષનો ઉદ્યોગ નિષ્ફળ જાય છે તે અમે નજરે જોઇએ છીએ એમ કહેશો, તોપણ મનુષ્યને આજીવિકા સારૂ ઉદ્યોગ કરવાની જરૂર છે. હવે જે પુરૂષ આ જગતમાં દૈવનો આધાર રાખી કંઇપણ ઉદ્યોગ કરતો નથી, તે તથા જે હઠવાદી પુરૂષો આ જન્મની પૂર્વે અને અંતે બીજો જન્મ નથી માટે કર્મ શા વાસ્તે કરવાં એમ માને છે, તેઓ બેઉને શઠ જાણવા, જેને ઉદ્યોગ કરવામાં બુદ્ધિ હોય તેનેજ શ્રેષ્ઠ જાણવો.

હે યુધિષ્ઠિર ! જે પુરૂષ અદૃષ્ટનો આશ્રય રાખીને ઉદ્યોગ કર્યા વગર સુખે કરીને નિદ્રા કરે છે તે દુષ્ટ બુદ્ધિવાન જેમ માટીનો કાચો ઘડો પાણીમાં નાશ પામે તેમ નાશ પામે છે. જે હઠવાદી અબુદ્ધિવાન પુરૂષ ઉદ્યોગ કરવામાં સમર્થ થઇને ઉદ્યોગ કર્યા વગર બેસી રહે છે, તે જેમ રક્ષા કરનાર વગરનો બાળક ઘણા દિવસ જીવે નહીં તેમ જીવે નહીં. હવે આ જગતમાં કોઈ પુરૂષને ઉદ્યોગ કર્યા વગર ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે, તે હઠે કરીને પ્રાપ્ત થયું એમ કહે છે, કેમકે તેમાં તેણે કશો ઉદ્યોગ કર્યો નથી. જે પુરૂષ અદૃષ્ટનો આધાર રાખીને દેવતાઓની પ્રતિમાઓનું સેવન કરતાં એજ આપણને દ્રવ્યની પ્રાપ્તિ કરશે એમ જાણે છે, ને જે દ્રવ્ય મળે છે, તેને દૈવે પ્રાપ્ત કર્યું એમ માને છે. જે મનુષ્ય ઉદ્યોગ કરવાથી દ્રવ્ય મળશે એમ જાણીને ઉદ્યોગ કરે છે તે દ્રવ્ય મળ્યાથી પરાક્રમથી મળ્યું એમ કહે છે. જેને દ્રવ્ય પોતાની મેળે મળે છે તે તેને પૂર્વજન્મના કર્મથી મળ્યું એમ કહે છે. એ પ્રમાણે હઠથી, દેવતાઓથી, પૂર્વ કર્મોથી તથા ઉદ્યોગથી જેને જે લાભ થાય તેને તે પૂર્વ કર્મનું ફળ મળ્યું એમ જાણવું. કારણ ઇશ્વર જીવોનાં હેતુભૂત કર્મોને આધીન થઇને, તેઓને, પૂર્વ કર્મ પ્રમાણે ફળની પ્રાપ્તિ કરાવે છે. હે રાજન ! તમે પુરૂષ જે કંઇ સારાં તથા નરસાં કર્મો કરે છે તે પણ પૂર્વ કર્મના ફળનો ઉદય ઇશ્વરેજ પ્રાપ્ત કર્યો એમ જાણો. કર્મ કરનાર જે દેહ, તે જડ છે માટે તેને કર્મ કરવાં સંભવતાં નથી, પણ દેહને ' હું આત્મા છું ' એમ માની અભિમાન કરવાથી પરવશ થયેલા જીવને ઇશ્વર જેવી રીતે પ્રેરે છે તેવી રીતે જેનાથી પોતાનો વિનાશ થાય એવાં પણ કર્મો કરવાં પડે છે. હે રાજન ! જો તમે જ્યારે ઈશ્વર સર્વ પુરૂષોને પૂર્વ કર્મો પ્રમાણે ઉદ્યોગમાં પ્રેરે છે ત્યારે પુરૂષનું શું પ્રયોજન રહ્યું, એમ કહેશો તો, હું કહું તે સાંભળો.

હે શૂર"ર ! પુરૂષ પ્રથમ પોતાના મનમાં દ્રવ્ય પ્રાપ્ત થવાના ઉદ્યોગનો નિશ્ચય કરી પછી ઉદ્યોગ કરે છે તેથી તેને તેના વિચાર પ્રમાણે દ્રવ્યનો લાભ થાય છે માટે તેમાં તથા જેની સંખ્યા થઇ શકિત નથી એવાં પૂર્વ કર્મોના ફળની સિદ્ધિ મેળવવાનું કારણ પુરૂષ છે. તે એ। રીતે કે, તિલમાં તેલ, ગાયોમાં દૂધ તથા કાષ્ઠમાં અગ્નિ રહ્યો છે પણ તેઓમાંથી તે પદાર્થો મેળવવા સારૂ ધીરજવાન પુરૂષ પ્રથમ પોતાની બુદ્ધિથી તેના ઉદ્યોગનો વિચાર કરી પછી ઉદ્યોગ કરે છે તેથી તેઓને મળવે છે, માટે પુરૂષજ કારણ છે. હવે હે યુધિષ્ઠિર ! હું તમને ઉદ્યોગનું પ્રાબલ્ય કહું તે સાંભળો. બુદ્ધિવાન પુરૂષને ઉદ્યોગથી સારૂં ફળ મળે છે. ઉદ્યોગ વગરના અબુદ્ધિવાન પુરૂષને મળતું નથી, માટે ઉદ્યોગજ પ્રબળ છે. વળી જો તે પ્રબલ ન હોય તો યજ્ઞો તથા તળાવ અને બગીચાઓ આદિ ધર્મનાં કાર્યો કરવાનાં ફળ શાસ્ત્રોમાં કહ્યાં છે તે ખોટાં થાય. આ જગતમાં કોઇના ગુરૂ અને શિષ્યો પણ થાય નહીં. વળી ઉદ્યોગથી પુરૂષને સારૂં ફળ પ્રાપ્ત થાય છે તો તેનું વખાણ થાય છે, ને જેને સારૂં ફળ મળતું નથી તો તેની નિંદા થાય છે, માટે ઉદ્યોગજ પ્રબળ છે. હવે ઉદ્યોગ કેટલાક પુરૂષો હઠથી કેટલાક અદષ્ટથી અને કેટલાક પ્રયત્નથી પ્રાપ્ત કરે છે, એ ત્રણ પ્રકારના છે. તેમાં પણ કેટલાક વૈદિક પુરૂષો હઠ તથા પ્રયત્ન દૈવ વગર પ્રાપ્ત થતાં નથી એમ કહે છે. દ્રવ્યનો વધારો હઠથી તથા દૈવથી થાય છે પણ પુરૂષને ઉદ્યોગનું ફળ કાંઇક દૈવથી તથા કાંઇક પ્રયત્નથી પણ મળે છે, આ પ્રમાણે ફળ મળવાનાં ત્રણ કારણો છે. ચોથું દેખાતું નથી. એ ત્રણ કારણોને જે તત્વદર્શી અને બુદ્ધિવાન પુરૂષ હોય તેજ જાણે છે. હવે સર્વ ભૂત પ્રાણિયોને સારાં તથા નરસાં કર્મોનાં ફળ આપનાર દૈવ ન હોય તો જગતમાં કોઇ પણ કૃપણ થાય નહીં. સૌ પોતાને ઇચ્છિત કામ મા‍ે થવા સારૂ ઉદ્યોગ કરે તે સફળ થાય માટે ફળ આપનાર ઇશ્વરજ છે. જે પુરૂષ ઇચ્છિત અર્થની પ્રાપ્તિ તથા નહિ પ્રાપ્તિ પ્રથમ કહેલાં ત્રણ કારણોથી થાય છે, એમ જાણતો નથી, તેને દેહ જેવો જડ જાણવો. હે રાજન ! એ પ્રકારે જીવોને ત્રણ કારણોથી ફળની સિદ્ધિ થાય છે.

હવે સર્વ મનુષ્યોએ હઠના ઉદ્યોગનો ત્યાગ કરીને દૈવ તથા ઉદ્યોગ શ્રેષ્ઠ છે એમ માનીને ઉદ્યોગ કરવાનો નિશ્ચય કર્યો, કારણ ઉદ્યોગ કરવાની ઇચ્છા વગરનો પુરૂષ બેસી રહે છે તો પરાભવ પામે છે; જેમ ઉદ્યોગ કરનાર પુરૂષને શ્રેષ્ઠ ફળની પ્રાપ્તિ થાય છે તેમ તે વગરના આળસુ પુરૂષને કશું ફળ પ્રાપ્ત થતું નથી. જે પુરૂષ ઉદ્યોગ કરે છે, તેને કોઇ વખત ફળ મળતું નથી, તો તેનું કારણ તેની ખામી સમજવી, પણ તે નિષ્ફળ છે, એમ માનીને પુરૂષે બેસી રહેવું નહીં. ઉદ્યોગ કરવાથી મનુષ્ય સારૂં ફળ પામે છે તથા ઋણથી મુક્ત થાય છે. હે યુધિષ્ઠિર ! નિદ્રા કરનાર આળસુ પુરૂષને લક્ષ્મી પ્રાપ્તિ થાય છે, ઉદ્યોગી પુરૂષ લક્ષ્મી પ્રાપ્ત થવાથી મોટાઇ પામે છે. હે રાજન ! આ જગતમાં અનેક તરેહના સંશય યુકત અંતઃકરણવાળા તથા લોક લાજ વગરના પુરૂષો હોય છે, સંશય વગરના ઉદ્યોગી અને ધૈર્યવાળા પુરૂષો કોઇજ હોય છે માટે આપણે આ વનમાં આવી રહ્યાં છીએ તેથી દુઃખો પ્રાપ્ત થાય નહિ, અવશ્ય રાજ્યની પ્રાપ્તિ નહીં થાય, તો પછી ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ સહિત તમને આપણા અદષ્ટમાં રાજ્ય સુખ નથી એમ થશે. જેમ કેટલાક પુરૂષોનો ઉદ્યોગ સફળ થાય છે તેમ તમે પણ ઉદ્યોગ કરશો તો સફળ થશો. કેટલાક ઉદ્યોગ કરનાર પુરૂષના ઉદ્યોગની સિદ્ધિ નથી થતી તોપણ તેઓ 'આપણા દૈવમાં

નહીં તેથી ફળ મળ્યું નહી" એમ સમજે છે, તેમ તમે ઉદ્યોગ કરશો, ને તેની સિદ્ધિ નહીં થાય તો પછી આપણે પણ સમજીશું. હે રાજન ! ઉદ્યોગ કર્યા વગર સિદ્ધિજ નથી. વળી જેમ ખેતી કરનાર પુરૂષ હળથી પૃથ્વી ખેડી તથા તેમાં દાણા વાવીને પછી શાંત થઇ બેસે છે, કેમકે તેમાં પેદા થવાનું કારણ વર્ષાદ છે. જો તે પુરૂષના દોષને લીધે વર્ષાદ નહીં થવાથી પેદા ન થાય તો તે માને છે કે બીજાઓએ જેવી રીતે ઉદ્યોગ કર્યો તેવી રીતે મેં પણ ઉદ્યોગ કર્યો પણ ફળની સિદ્ધિ થઇ નહીં માટે મારો દોષ નથી, એમ માનીને ધૈર્યવાન પુરૂષ ખેદ પામતો નથી, તેમ તમે પણ ઉદ્યોગ કરશો ને ફળસિદ્ધિ નહીં થાય તો પછી આપણને પણ ખેદ થશે નહીં; પણ હે ભારત ! હું ઉદ્યોગ કરૂં ને તેની સિદ્ધિ ન થાય તો ! એમ માનીને શાંત થઇ બેસી રહેવું નહીં. ઉદ્યોગનું પરિણામ ફળની સિદ્ધિ અથવા અસિદ્ધિ એ બે છે. તેમાં પુરૂષોના ઉદ્યોગ કરવાથી ફળની સિદ્ધિ અવસ્ય થાય છે. ઉદ્યોગ કરનાર પુરૂષમાં પરાક્રમ ન હોય તો તેને ફળ કમી અથવા મુદ્દલ થતું નથી, પણ તે કર્યા વગર પોતાના પરાક્રમની ખબર પડતી નથી, માટે બુદ્ધિવાન પુરૂષ પોતાને ફળ મળવા સારૂ દેશ, કાળ, પોતાની શક્તિ તથા બળનો વિચાર કરી ઉદ્યોગ કરે છે. તેમાં પુરૂષનું પરાક્રમ મુખ્ય છે માટે પુરૂષે પરાક્રમ અવસ્ય કરવું. હે યુધિષ્ઠિર ! તમે, ધૃતરાષ્ટ્રના પુત્રો મારા ભાઇઓ થાય છે માટે તેઓ વિષે પરાક્રમ કેમ થાય, એમ કહેશો તો, હું કહું તે સાંભળો. જે બુદ્ધિમાન પુરૂષને ઇચ્છિત અર્થ બીજા પાસથી મેળવવામાં ઘણા ઉપાય દેખવામાં આવતા હોય તેણે પ્રથમ સામ, દામ તથા ભેદના ઉપાય કરીને તે મેળવવા, કદી તેથી સામા પુરૂષો માને નહીં તો પછી દંડનીતિ વાપરીને અર્થ મેળવવો, કારણ તેમ ન કરે તો જેમ પર્વત તથા સમુદ્ર દેશનો નાશ કરવારૂપ દુઃખ ઉભું કરે છે તેમ શત્રુ પણ દેશવટાદિ દુઃખ ઉપજાવે છે માટે પરાક્રમ કરનાર પુરૂષ પ્રથમ શત્રુના અમાત્યાદિને દ્રવ્યાદિના લોભથી ભેદ પમાડી અને તેનાથી તેનાં છિદ્રો જાણી પછી પરાક્રમ કરે તો પોતાના તથા શત્રુના અમાત્યાદિના ઋણમાંથી મુક્ત થાય છે ! પણ પુરૂષે પોતામાં તેવી શક્તિ નહીં જાણીને પોતાની નિંદા કરવી નહીં, કેમકે એવી રીતે કરેથી સમૃદ્ધિ મળતી નથી. આ જગતમાં એ પ્રમાણે મનુષ્યોને અર્થની સિદ્ધિ થવાનાં કારણો છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પૂર્વે મારા પિતા દ્રુપદ રાજાએ એક પંડિત બ્રાહ્મણને પોતાના ઘરમાં રાખ્યો હતો, તેણે બૃહસ્પતિની કહેલી નીતિ મારા ભાઇયોને શીખવી હતી, હે યુધિષ્ઠિર ! તેણે કોઇ કામ વાસ્તે મારા પિતા પાસે આવેલી, પિતાના ખોળામાં બેઠેલી અને સાંભળવા ઇચ્છતી મને શાંત કરતાં તે નીતિ કહી હતી.

स मां राजन्धर्मवतीमागतामा सान्त्वयन्
शुश्रूषमाणामासीनां पितुरङ्के युधिष्ठिर ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि द्रौपदीवाक्ये गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

---

## અધ્યાય ૩૩ મો. ભીમે કાઢેલો ઉભરો.

वैशंपायन उवाच—याज्ञसेन्या वचः श्रुत्वा भीमसेनोऽप्यमर्षणः
निःश्वसन्नुपसङ्गम्य क्रुद्धो राजानमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી દ્રૌપદીનાં વચન સાંભળીને ક્રોધ પામેલા ભીમસેન મોટા શ્વાસોચ્છ્વાસ મૂકતા યુધિષ્ઠિરની નજદીક આવી બોલ્યા કે હે યુધિષ્ઠિર ! તમે સત્પુરૂષને લાયક અને ધર્મરૂપ રાજ્ય પદવી પામવા સારૂ ઉદ્યોગ કરો. કારણ ધર્મ, કામ તથા દ્રવ્ય રહિત આપણને વનમાં રહેવારૂપી દુઃખ ભોગવવાનું શું પ્રયોજન છે ? દુર્યોધને રાજ્ય, ધર્મ, સરલતા પરાક્રમથી ગ્રહણ કર્યું નથી કેવળ અધર્મરૂપ દ્યૂતે કરીને, જેમ મૃગ સિંહનો ભાગ લે, તેમ આપણુ બલવાનનું રાજ્ય દુર્બળે ગ્રહણ કર્યું છે. હવે તમે નિયમ પ્રમાણે વનમાં રહેવારૂપ ધર્મનું પાલન કરવું, એમ માનીને રાજ્ય સમૃદ્ધિનો ત્યાગ કરી દુઃખ પામો નહિ. હે રાજન ! પૂર્વે દુર્યોધન અમારા દેખતાં આપણું રાજ્ય લઇ શકત નહીં, કારણ ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન જેની રક્ષા કરતા હતા, તેને ઇંદ્ર પણ લઇ શકે નહીં, ત્યારે દુર્યોધન શું લઇ શકે ? પણ કેવળ તમારા પ્રમાદથી તેણે રાજ્ય લઇ લીધું છે. ફળ લઇ શકે નહીં તેમ અમો જીવતાં દુર્યોધન આપણી સમૃદ્ધિ લઇ શકે નહીં. પણ કેવળ તમારી ભૂલથી લઇ લીધી. હે ભારત ! સત્ય ભાષણરૂપ ધર્મમાં વિશ્વાસવાળા તમને આ વનવાસરૂપ મોટું દુઃખ થવું પ્રિય હતું તે આપણને પ્રાપ્ત થયું છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કેવળ અમો, યોગી પુરૂષનાં કરેલાં શાસ્ત્રોમાં મોટા ભાઇની આજ્ઞામાં નાના ભાઇએ રહેવું એમ કહ્યું છે, એવા વિચારથી દ્યૂત રમાયું ત્યારે શાંત થઇ બેસી રહ્યા. મિત્રોને ખેદ અને શત્રુઓને હર્ષ પ્રાપ્ત કરનાર બન્યા. તમારી આજ્ઞામાં રહેવાની ઇચ્છાવાળા અમો હજી પણ ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરતા નથી માટે અમારાં એવાં કંઇક પૂર્વ જન્મનાં પાપ કર્મો હશે. હે રાજન ! તમે દુર્બળ પુરૂષોએ સેવેલો, બળવાન પુરૂષોએ નહીં સેવેલો અને જેને શ્રીકૃષ્ણ, અર્જુન, અભિમન્યુ, સંજય, હું નકુલ તથા સહદેવ વખાણતા નથી એવો આ વનવાસ આપણે સેવીએ છીએ તે જુઓ ! કેવળ 'આ ધર્મ અને આ અધર્મ' એવા વિચારરૂપ વ્રતે કરીને કર્ષિત થયેલા તમારી બેપરવાઇથી નપુંસક પુરૂષની પેઠે આપણે વનવાસનાં દુઃખ સહીએ છીએ. જે પુરૂષો સમૃદ્ધિ મેળવવામાં અશક્ત અને જેનાથી કંઇ પણ ફળ થતું નથી તથા પુરૂષના સ્વાર્થનો નાશ થાય છે એવી બેપરવાઇ રાખી પોતાના આત્માનું પ્રિય કરવા ચાહાય છે, તેઓને દુષ્ટ જાણવા. તમે મોટા વિચારવાન, સમર્થ, શાંતિ રાખનાર અને અમારા પરાક્રમને જાણનાર છો, માટે શું આ અનર્થરૂપ દુઃખને જાણતા નથી. હે રાજન ! ધૃતરાષ્ટ્રના પુત્રો ક્ષમાવાન અને પરાક્રમી એવા અમોને અસમર્થ માને છે, માટે અમે તેઓની સાથે યુદ્ધ કરીને નાશ નથી પામતા, એ મોટું દુઃખ છે કારણ યુદ્ધમાં તેઓ કપટ રહિત થઇ ઉભેલા અમારો નાશ કરશે તો અમારૂં ઉત્તમલોકની પ્રાપ્તિ થવારૂપ શ્રેય થશે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! જગતમાં કીર્તિની ઇચ્છાવાળા તથા સ્વધર્મનિષ્ઠ અમારા શત્રુઓ સાથે યુદ્ધ કરવું યોગ્ય છે ? શત્રુઓએ રાજ્ય લેઇ લીધું છે તેઓની સાથે પાછું રાજ્ય લેવા સારૂ યુદ્ધ કરશું, તો જગતમાં આપણી પ્રશંસા થશે. હે રાજન ! મનુષ્યે સેવન કરેલા ધર્મથી તેને તથા તેના મિત્રોને અનેક દુઃખ પ્રાપ્ત થતાં હોય તો, તે ધર્મ જાણવો નહીં પણ અધર્મ જાણવો. વળી જે પુરૂષ નિરંતર ધર્મનું સેવન કરવું એમ માને અને પોતે ધર્મ કરવામાં અસમર્થ હોય તેને ધર્મ અને અર્થ બેઉ જેમ શબને સુખ તથા દુઃખ પ્રાપ્ત થતાં નથી તેમ તેને પણ પ્રાપ્ત થતાં નથી. જે પુરૂષ ધર્મ વાસ્તે ક્લેશ પામે છે, પણ દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ કરતો નથી, તેને ક્લેશ ભોગવનાર તથા મૂર્ખ જાણવો. તે પુરૂષ ધર્મના

પ્રયોજનને જેમ આંધળો પુરૂષ સૂર્યના પ્રકાશને જાણે નહીં તેમ જાણતો નથી. જે પુરૂષ પોતા વાસ્તેજ દ્રવ્યનો સંગ્રહ કરે તેને દ્રવ્યનો અર્થ નહીં જાણનાર તથા જેમ કોઈ વનમાં પોતાના સ્વામિની ગાયની સેવક રક્ષા કરે તેમ તેની રક્ષા કરનાર જાણવો, ને અત્યંત દ્રવ્યના લોભથી ધર્મ તથા કામનું સેવન નથી કરતો, તેને બ્રાહ્મણાદિ સર્વ ભૂત પ્રાણીયો-ની હત્યા કરનાર તથા નિંદિત જાણવો. જે પુરૂષ કેવળ વિષયમાં આસક્તિવાળો હોય અને ધર્મ તથા દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ કરે નહિ તો, તે ધર્મ અને અર્થથી ભ્રષ્ટ થાય છે. તેના મિત્રો અને પોતે નાશ પામે છે. હે રાજન ! પંડિત પુરૂષો ધર્મ તથા દ્રવ્ય મેળવવામાં ગાંફલ રહેતાં ધર્મનું મૂળ કારણ દ્રવ્ય અને દ્રવ્યનું મૂળ કારણ ધર્મ, એ બેઉ પરસ્પર સમાન છે. જેમ વર્ષાદનું મૂળ કારણ સમુદ્ર અને સમુદ્રનું મૂળ કારણ વર્ષાદ છે. પુરૂષને ચંદન તથા પુષ્પના સ્પર્શથી જે પ્રીતિ તથા સુવર્ણાદિ ધાતુની પ્રાપ્તિથી કામના ઉત્પન્ન થાય છે તે દેહને થતી નથી, મનને થાય છે. હે રાજન ! પુરૂષ દ્રવ્યથી દ્રવ્ય મેળવવાની તથા ધર્મ કરવાની ઇચ્છા કરે છે, ખાનપાનાદિ સુખની કામનાવાળો પુરૂષ કેવળ દ્રવ્યની ઇચ્છા કરે છે પણ કોઇ પુરૂષને કામના ઉપરાંત બીજી કંઇ ઇચ્છા થતી નથી કારણ તે ઉપરાંત બીજું કંઇ ફળ જેમ કાષ્ઠથી થયેલી રાખોડીથી થતી નથી તેમ નથી. જેમ પારધિ સર્વ પક્ષિયોનો નાશ કરનાર છે તેમ અધર્મ પણ સર્વ ભૂત પ્રાણિયોનો નાશ કરનાર છે માટે જે પુરૂષ હરેક કામનાના તથા દ્રવ્યના લોભથી ધર્મના સ્વરૂપને જાણીને ધર્મ કરતો નથી, તે દુષ્ટ મતિવાળો આ લોકને વિષે સર્વ ભૂત પ્રાણિઓએ નાશ કરવા લાયક તથા મૃત્યુ પામવા પછી નરકમાં યમદૂતોએ પણ મારવા યોગ્ય છે.

હે રાજન ! તમે જે દ્રવ્યથી સ્ત્રિયાદિ કામના પ્રાપ્ત થાય છે તથા જે દ્રવ્યનું ચિન્હ સ્ત્રિયાદિની પ્રાપ્તિ અને અદ્રવ્યનું ચિન્હ તેઓની અપ્રાપ્તિ, તે સૌ જાણો છો, તે સ્ત્રિયાદિ ન મળ્યાં હોય તથા મળેલાંઓનો વિયોગ અથવા તેઓ વૃદ્ધ અવસ્થાના યોગથી મૃત્યુ પામ્યાં હોય, તો તેને બુદ્ધિમાન્ પુરૂષ અનર્થ કહે છે, તે આપણને પ્રાપ્ત થયો છે. હવે વિષયમાં વર્તનારાં પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન તથા હૃદયને જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તેજ સર્વ કર્મનું ફળ કામના છે એ મારી બુદ્ધિ કહે છે. પુરૂષે એવી રીતે ધર્મ, અર્થ અને કામ એ સૌ જુદાં જુદાં છે એમ જાણીને, કેવળ ધર્મમાં અથવા દ્રવ્યમાં વા કામને વિષે પરાયણ થવું નહીં સદૈવ સર્વનું એવી રીતે સેવન કરવું કે દિવસના પ્રથમ ભાગમાં ધર્માચરણ, મધ્ય ભાગમાં દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ, તથા છેલ્લા ભાગમાં વિષયાદિ કામનાનું સેવન કરવું, એવો શાસ્ત્રોનો નિયમ છે. પૂર્વાવસ્થામાં કામના, મધ્યાવસ્થામાં ધર્મનું સેવન કરતું દ્રવ્યોપાર્જન તથા અંતિમ અવસ્થામાં ધર્મનું સેવન કરવું એવો પણ નિયમ છે માટે બુદ્ધિમાન્ પુરૂષો તેનું સેવન કરવાનો સમય જાણીને યથાયોગ્ય વર્તન કરે છે. હે રાજન ! જે પુરૂષને પરમ સુખ પ્રાપ્ત થવાની ઇચ્છા હોય, તેણે સર્વનો ત્યાગ કરી નિરપેક્ષ થવું અથવા રાજ્ય સમૃદ્ધિ આદિ સુખના પદાર્થો મેળવવામાં બુદ્ધિ રાખીને તેનો ઉદ્યોગ કરવો. કારણ એ બેઉ પ્રકારના સુખમાંથી એક પણ સુખ વગર જીવવું તે દુઃખરૂપ છે. હે રાજન ! હું તમે ધર્મનું સેવન કરો છો તે જાણું છું પણ જે સ્નેહી હશે તે વેદનાં વાક્યો પ્રમાણે કહેશે માટે હું કહું છું કે દાન, યજ્ઞો, સત્પુરૂષોની પૂજા, વેદાધ્યયન તથા સરલતારૂપ ધર્મને પરાયણ જે પુરૂષ હોય તે આ લોકમાં તથા મૃત્યુ પામ્યા પછી પરલોકમાં મોટાઇને પામે છે. પણ તેમાં બીજા

સર્વ ગુણો હોય અને એક દ્રવ્યરૂપ ગુણ ન હોય તો તેના સર્વ ગુણો ઢંકાઇ જાય છે, ને તેનાથી તે ધર્માચરણ પણ કંઇ થઇ શકતું નથી. જે ધર્મ આ સર્વ જગતનું મૂળ કારણ છે, તે ઘણું દ્રવ્ય હોય તો થઇ શકે છે. હે રાજન ! દ્રવ્ય ક્ષત્રિય ધર્મ યુક્ત બુદ્ધિવાન પુરૂષને ભિક્ષા માગવાથી અથવા ગભરાવાથી મળતું નથી ! જેમ ભિક્ષાવૃત્તિથી બ્રાહ્મણો દ્રવ્ય મેળવે છે, તેમ તેણે ધન મેળવવું એમ શાસ્ત્રમાં કહ્યું નથી, કેવળ પરાક્રમથી મેળવવું એમ કહ્યું છે; માટે તમે પરાક્રમ કરવાનો યત્ન કરો. ક્ષત્રિયોને બ્રાહ્મણની ભિક્ષાવૃત્તિ, વૈશ્યની વ્યાપાર તથા ગાયોની સેવારૂપ વૃત્તિ અને શુદ્રની ત્રણ વર્ણોની ચાકરી કરવારૂપ વૃત્તિ કરવી શાસ્ત્રમાં કહી નથી, કેવળ પરાક્રમ કરવામાં ઉત્સાહ રાખવો એજ વૃત્તિ કહેલી છે. હે પાર્થ ! તમે પોતાના ક્ષત્રિય ધર્મનું આચરણ કરી આપણા શત્રુ ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોરૂપ વનને અર્જુન તથા મારારૂપ અગ્નિએ કરીને બાળવા દો. મોટા ઉદાર મનવાળા વિદ્વાન્ પુરૂષોએ, ક્ષત્રિયોનો ધર્મ પોતાના મનમાં હું સર્વનો રાજા છું એમ અભિમાન રાખવારૂપ કહ્યો છે, માટે તમે એવું અભિમાન રાખો ! પણ હું કંઇ રાજા નથી, એવી બુદ્ધિ કરો નહિ. હે રાજન ! જે ક્ષત્રિયોની વૃત્તિથી સર્વ પ્રજા ઉદ્વેગ પામે છે. ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયેલા તમે સર્વ પોતાના ધર્મને જાણો છો માટે હું કહું છું તે માનો, કે તમને પ્રજાનું પાલન કરવાથી ખરાબ ફળ મળશે નહીં, દૈવે તમને તેજ ધર્મ આપેલો છે. હે રાજન ! જો તમે પોતાના ક્ષત્રિય ધર્મ પ્રમાણે આચરણ કરશો તો જગતમાં તમારૂં હાસ્ય થશે, કારણ પુરૂષે પોતાના ધર્મનો ત્યાગ કરવો એ ઘણું ખરાબ છે. તમે તમારા હૃદયમાં પોતાના ધર્મનું અભિમાન રાખીને, મારામાં કંઇ બળ નથી, એવી બુદ્ધિનો ત્યાગ કરો તથા પરાક્રમ રાખી આપણા પૂર્વજોની પેઠે પરંપરાની રૂઢિ ગ્રહણ કરો. ક્ષત્રિયને ધર્માત્માવાન થઇને બેસી રહેવાથી પૃથ્વીનું રાજ્ય, સમૃદ્ધિ તથા લક્ષ્મીની પ્રાપ્તિ થતી નથી, જેમ મત્સ્ય-જીવી પુરૂષને મત્સ્યો ઘાતકીપણાથી માંસના પિંડ આપીને નાશ કરવાથી પોતાની આજીવિકાની પ્રાપ્તિ થાય છે તેમ શત્રુઓનો નાશ કરવાથી રાજ્ય મળે છે. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તમે પૂર્વે દેવતાઓએ પોતાથી પ્રથમ ઉત્પન્ન થયેલા અને સર્વ કરતાં મહા પરાક્રમી પોતાના ભાઇઓ દૈત્યોને કપટથી માર્યા હતા તેમ બળવાન પુરૂષોએ શત્રુઓનો નાશ કરવો એમ માનીને કપટથી આપણા શત્રુઓનો નાશ કરવાનો ઉદ્યોગ કરો. યુદ્ધમાં અર્જુન સરખો ધનુષધારી તથા મારા સરખો ગદા ધારણ કરનાર કોઇ યોદ્ધો થવાનો નથી. હે રાજન ! મોટા બળવાન પુરૂષો પોતાના પરાક્રમથી યુદ્ધ કરે છે પણ ઘણાઓને સાથે લઇને તથા શત્રુના પક્ષનાઓને ફોડાવી પોતાના પક્ષમાં લઇને યુદ્ધ કરતા નથી, માટે પરાક્રમ યુક્ત થાઓ કારણ દ્રવ્ય પ્રાપ્ત થવાનું મૂળ કારણ પરાક્રમ છે, તે વગરનાં બાકી કારણો ઠંડીના દિવસમાં વૃક્ષની છાયાનું સેવન કરવા જેવાં વૃથા છે. હે કુંતિના પુત્ર ! પોતાની મતલબ સાધવાની ઇચ્છાવાળા પુરૂષે, જેમ ખેડૂત પ્રથમ ખેતરમાં દાણાઓ વાવવારૂપ ત્યાગ કરે છે તેમ પ્રથમ પોતાની મતલબનો ત્યાગ કરવો, ને તેમ કરવાથી કદી ઉલટું અનર્થપણું પ્રાપ્ત થાય, પણ મતલબ પ્રાપ્ત થાય નહીં તો, તેવો ઉદ્યોગ કરવો નહીં. ઉદ્યોગ કરવાથી જેમ ગર્ધવ શરીરને ખંજવાળે તેથી સ્નાન કરવારૂપ દુઃખ પ્રાપ્ત થાય છે તેમ દુઃખ પ્રાપ્ત થાય છે. ખેડૂતના દૃષ્ટાંત ઉપર નજર રાખી જે પુરૂષ અલ્પ ધર્મનો ત્યાગ કરી મોટા ધર્મનું સેવન કરે છે, તેને જગતમાં બુદ્ધિવાળો જાણવો. હે રાજન ! બુદ્ધિમાન્ પુરૂષો મોટેથી

મિત્રતા દેખાડનાર અને અંદરથી શત્રુતા રાખનાર પુરૂષને પોતાના મિત્રો મારફત નાશ કરાવે છે, શત્રુ અપરાક્રમી તથા અબુદ્ધિમાન હોય તો તેને પોતાના છૂપા મિત્રોએ કરીને વશ કરે છે, શત્રુ મહા બળવાન હોય તો તેની સાથે મોટા પરાક્રમથી યુદ્ધ કરે છે, પણ તેને થોડો ઘણો દંડ તથા સાંત્વના કરતા નથી કેમકે શત્રુ સાથે યુદ્ધ કરવાથી સર્વ પ્રજા સ્વાધીન થાય છે. હે રાજન ! જેમ સૂર્ય પોતાનાં કિરણોએ કરીને પ્રજાનું પાલન કરે છે તથા નાશ કરે છે તેમ તમે તમારા પરાક્રમથી શત્રુઓનો નાશ તથા પ્રજાનું પાલન કરી સૂર્ય સરખા થાઓ. ક્ષત્રિય ધર્મ યુક્ત પુરૂષે પૃથ્વીનું પાલન કરવું, એમ વેદ તથા શાસ્ત્રોમાં કહ્યું છે, આપણા પિતામહાદિયોએ એ ધર્મનું પાલન કર્યું છે. ક્ષત્રિયોને શત્રુઓ સાથે યથાયોગ્ય ધર્મ યુદ્ધ કરવાથી જય અથવા મૃત્યુ પામી જે ઉત્તમલોકની પ્રાપ્તિ થાય છે, તે તપશ્ચર્યા કરવાથી થતી નથી.

હે રાજન ! સર્વ પ્રજા તમને દુઃખ છે તે જોઇને સૂર્યનું તેજ તથા ચંદ્રની શોભા નાશ પામશે એમ માને છે ! જગતને વિષે સભાઓમાં તમારી પ્રશંસા અને દુર્યોધનાદિની નિંદા યુક્ત વાતો થાય એવું બન્યું છે તેમાં પણ બ્રાહ્મણો તથા કુરૂકુળના પુરૂષો તમારી સત્યતા વિષે અધિક વાતો કરે છે. દ્યુત રમાયું ત્યારે યુધિષ્ઠિરે મોહ કૃપણતા, લોભ તથા ભયથી કદાપિ અસત્ય ભાષણ કર્યું નહીં પણ હે રાજન ! જે ક્ષત્રિય પૃથ્વીનાં રાજ્ય સારૂ પ્રથમ કંઇક પાપનું આચરણ કરે છે, તે રાજ્ય મળ્યા પછી પાછો બ્રાહ્મણોને ગામ તથા ગાયો આદિ ઇચ્છિત દાનો આપી તે પાપથી જેમ રાત્રીના અંધકારથી દિવસ મૂકાય તેમ મૂકાય છે. તમે વનમાં રહેવાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરવારૂપ થોડું પાપ આચરણ કરશો તો પછી પ્રથમ કહેવા પ્રમાણે ધર્માચરણ કરીને તે પાપથી મુક્ત થશો. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! આપણા દેશ તથા શહેરની સર્વ પ્રજા તમને રાજ્ય પ્રાપ્ત થવા ઇચ્છા રાખે છે, જેમ કુતરાના ચામડામાં દૂધ રાખવું તથા શૂદ્રને વેદ ભણાવવો એ અનુપયોગી છે તેમ દુર્યોધનને રાજ્ય અનુપયોગી છે. એમ માનીને જુદાં જુદાં વેદવિહિત ધર્મનાં કર્મો કરે છે. હે શત્રુઓનો નાશ કરનાર ! તમે આવી અવસ્થાને પામ્યા છો, માટે તેઓ સહિત અમો સૌ નાશ પામ્યા સરખા છીએ. તમે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, યુદ્ધ કરવાનાં સાહિત્યોવાળા રથમાં બેસી દૃઢ ધનુષાદિ આયુધોને ધરનાર પોતાના ભાઇયો સહિત ઉતાવળથી હસ્તિનપુર જવા સારૂ રવાના થાઓ. જેમ દેવતાઓના ગણોથી વિંટાયલો ઇંદ્ર પોતાના શત્રુ દૈત્યોનો નાશ કરે તેમ ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરીને તેઓ પાસેથી રાજ્ય સમૃદ્ધિ ગ્રહણ કરો. અર્જુન ગાંડીવ ધનુષમાં ગૃધ્ર પક્ષિની પાંખ જેવી આકૃતિવાળા બાણો ભરી છોડશે તેને શત્રુ પક્ષવાળા સહન કરી શકશે નહીં. મારી ગદાના વેગને સહન કરનાર તેના પક્ષમાં કોઇ યોદ્ધો, હસ્તી તથા અશ્વ નથી. આપણને યુદ્ધમાં સંજય, કેકય તથા વૃષ્ણી કુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણાદિની સહાયતાથી રાજ્ય પ્રાપ્ત નહીં થાય ? મોટા બળયુક્ત આપણે શત્રુના હાથમાં ગયેલી પૃથ્વીને યત્ને કરીને પાછા ગ્રહણ કરીશું.

शत्रुहस्तगतां राजन् कथं स्विन्नाहरेर्महीं
इह यत्नमुपातस्य बलेन महतान्विताः

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि भीमवाक्ये युधिष्ठिराज्ञापालनाय त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

## અધ્યાય ૩૪ મો. યુધિષ્ઠિરે કરેલું સાંત્વન.

**वैशंपायन उवाच—स एवमुक्तस्तु महानुभावः सत्यव्रतो भीमसेनेन राजा अजातशत्रुस्तदनंतरं वै धैर्यान्वितो वाक्यमिदं बभाषे ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે ભીમસેને કહ્યું, ત્યારે મોટા મહિમાવાન, સત્ય વ્રતવાન, કામ તથા ક્રોધાદિ શત્રુ વગરના અને ધૈર્યવાન યુધિષ્ઠિર રાજા બોલ્યા કે, હે ભારત ! તું મને વાક્યરૂપ બાણોએ કરી વ્યથા પમાડતા અર્જુનાદિ સર્વ તમોને મારા અન્યાયને લીધે આ દુઃખ પ્રાપ્ત થયું છે, હે ભીમસેન ! હું ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું રાજ્ય લેઇ લેવાની ઇચ્છાથી તેની સાથે દ્યૂત રમવા સારૂ ગયો, પણ જે વખત તેની વતી મહાન કપટી અને શઠ સુબલ રાજાનો પુત્ર શકુનિ કપટથી કપટ વગરના મને જીતવા તૈયાર થયો, તે વખતેજ મેં મારા મનમાં મોટું દુઃખ પ્રાપ્ત થશે એમ જાણ્યું પણ શકુનિની ઇચ્છા પ્રમાણે પાસા પડે, એવા કપટ ભરેલા પાસાઓને જોઇને ક્રોધયુક્ત થવાથી મારૂં મન દ્યૂત રમવાથી નિવૃત્ત થયું નહીં. કોઇ પુરૂષ પરાક્રમ, માન અને બળયુક્ત પોતાના મનને નિવૃત્ત કરવા સમર્થ નથી. હે ભીમસેન ! હું તારાં વચનને કંઇ દોષ દેતો નથી, પણ એમ માનું છું કે જે ભાવી હતું તે બન્યું. હે મોટી ભૂજાવાળા ! આપણું રાજ્ય લઇ લેવાની ઇચ્છાવાળા દુર્યોધને પ્રથમ જ્યારે મને દ્યૂત રમવારૂપ વ્યસનમાં ઉશ્કેરી આપણને દાસ્ય આપ્યું ત્યારે દ્રૌપદીએ ધૃતરાષ્ટ્ર પાસેથી વરદાન માગીને દાસ્યથી છોડાવ્યા. બીજી વખત દ્યૂત રમવા સારૂ આપણે ધૃતરાષ્ટ્રની સભામાં ગયા, ત્યારે દુર્યોધને ભરતવંશી પુરૂષો સાંનિધ્ય મને જે વાક્યો કહ્યાં તે તું તથા અર્જુનાદિ સૌ જાણો છો. તેણે મને એવી રીતે કહ્યું કે, હે પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર ! આ દ્યૂતમાં તમે હારી જાઓ તો તમારા ભાઇઓ સહિત બાર વર્ષ સુધી પ્રસિદ્ધતાથી તથા એક વર્ષ પર્યંત છુપી રીતે રહેજો ! જો તે એક વર્ષમાં થોડા દિવસ કમી હશે ને પ્રસિદ્ધ થશો, તો ફરીથી તેર વર્ષ સુધી વનમાં રહેવું પડશે. કદી તમે એમને જીતશો તો, સર્વ સુખનો ત્યાગ કરીને અમે સો ભાઇઓ તેર વર્ષ સુધી વનમાં રહીશું. હે ભીમસેન ! હું એવી રીતનાં દુર્યોધનનાં વચન સાંભળી તે નિયમ કબૂલ થઇ દ્યૂત રમવા લાગ્યો. પછી તેમાં હારી જવાથી આપણે સૌ હસ્તિનાપુરમાંથી નીકળી મોટાં દુઃખરૂપ અનેક તરેહના દેશોનાં વનોમાં ફરીયે છીયે તોપણ શાંતિ વગરના દુર્યોધને પોતાને વશ થયેલા કુરૂ વંશના પુરૂષોને દેશ તથા શહેરના કિલ્લાઓની રક્ષા કરવા રાખ્યા છે. હે શૂરવીર ! આ જગતમાં સત્પુરૂષોની સાંનિધ્ય પ્રતિજ્ઞા કબૂલ કરી રાજ્ય સારૂ પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કોણ કરે ? આર્ય લોકોને પ્રતિજ્ઞા પાલન કરવારૂપ જે ધર્મ, તેને જે પુરૂષ ત્યાગ કરી રાજ્યપાલન કરે તેને હું મૃત્યુથી પણ વિશેષ માનું છું. હે ભીમસેન ! તે જ્યારે દ્યૂત રમાયું તે વખતે ક્રોધયુક્ત થઇ પોતાનું પરાક્રમ કરવા સારૂ હાથમાં પરિઘ ગ્રહણ કર્યું, ત્યારે અર્જુને તને વાર્યો એ ઘણું સારૂં કર્યું, કારણ તેં પરાક્રમ કર્યું હતે તો અધર્મ ન થાત ? હે ભીમસેન ! તું, મેં પ્રતિજ્ઞા લીધી તે પહેલાં આવાં દુઃખ પ્રાપ્ત થશે એમ કેમ બોલ્યો નહીં ! હવે વનવાસનાં દુઃખ પામી મને ખેદ ઉત્પન્ન કરે એવાં વાક્ય શા માટે બોલે છે ? મેં એક તો આ દ્રૌપદીને જોઇને ઉત્પન્ન થયેલા ખેદને મારા મનમાં ભારી રાખ્યો છે, પણ તું બોલીને મને જેમ ઝેરનું પાન કરનાર પુરૂષ ખેદ યુક્ત થાય, તેમ કરે છે ! હે ભારત કુળમાં શ્રેષ્ઠ !

કુરૂ વંશના શૂરવીર પુરૂષોની મધ્યે મેં જે પ્રતિજ્ઞા કરી છે, તે હું ખોટી કરવા ચહાતો નથી, માટે તું જેમ ખેડુત ખેતરમાં દાણા વાવીને, ફળ પ્રાપ્ત થવાના સમયની રાહ જુએ છે તેમ આપણને સુખ પ્રાપ્ત થવાના સમયની ઇચ્છા કર. જો પ્રથમ શત્રુએ છળ કરેલો પુરૂષ તેના મોટા વૈરને જાણીને પોતાના પરાક્રમે કરી આરંભ આરંભ તેના બળનો નાશ કરે તો તે આ જગતમાં ઘણા દિવસ સુધી જીવે છે, તેને સર્વ સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે. શત્રુઓ નમે તથા સર્વ મિત્રો પણ જેમ દેવતાઓ ઇંદ્રને ચહાય, તેમ ચહાય છે. હવે હે ભીમસેન ! મારી જે સત્ય પ્રતિજ્ઞા છે તે તું સાંભળ. હું મોક્ષ તથા જીવવાથી પણ સત્ય ભાષણરૂપ ધર્મને પસંદ કરૂં છું, કારણ ધર્મથી થતા સુખના સોળમા ભાગને પણ રાજ્ય, પુત્ર, યશ, અને સર્વ ધન પ્રાપ્ત થતાં નથી !

મમ પ્રતિજ્ઞાં ચ નિબોધ સત્યાં વૃણે ધર્મમમૃતાજ્જીવિતાચ્ચ
રાજ્યં ચ પુત્રાશ્ચ યશો ધનં ચ સર્વં નસત્યસ્ય કલામુપૈતિ ॥

ઇતિ શ્રીમહાભારતે વનપર્વણિ અર્જુનાભિગમનપર્વણિ યુધિષ્ઠિરવાક્યે ગુર્જર ભાષાયાં ચતુસ્ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૪ ॥

## અધ્યાય ૩૫ મો. યુધિષ્ઠિરે ભીમને બતાવેલો ધર્મ.

ભીમસેન ઉવાચ—પ્રત્યક્ષં મન્યસે કાલં મર્ત્યઃ સન્કાલબંધનઃ ।
ફેન ધર્મામ રાજ ફલધર્માતથૈવ ચ ॥

ભીમસેન કહે છે—હે યુધિષ્ઠિર ! કાળને વશ સાર વગરના અને કોઇ દિવસે પણ પડનાર મનુષ્ય દેહવાન તમે જે અંતકરૂપ, બાણ સરખા ગતિ કરનાર, અનંત, પ્રમાણ રહિત નિત્ય ગતિ કરનાર, તથા સર્વ હરણ કરનાર કાળ, તેને લક્ષ કરીને પ્રત્યક્ષ માનો છો. વળી જેનો નિયમ નેત્રના ઉઘાડવા તથા મિંચાવાથી જેમ સુરમો સુવાના અગ્ર ભાગને વિષે ગ્રહણ કરવાથી નાશ પામે, તેમ નાશ પામે છે, તેના નિયમનું પાલન કરો છો. હે કુંતીના પુત્ર ! જે પુરૂષ ઘણા આયુષ્યવાન. પોતાના આયુષ્યનું પ્રમાણ જાણનાર તથા સર્વ પદાર્થોને પ્રત્યક્ષ જોનાર હોય તે કાળનું પાલન કરે; પણ આપણે તેર વર્ષ સુધી કાળ ઉપર લક્ષ કરીને બેસી રહીએ, ને કદી તેમાં નાશ પામી જઇએ તે કારણ દેહધારીયોના શરીરમાં મૃત્યુ નિરંતર રહેલ છે, માટે આપણે મૃત્યુકાળ પ્રાપ્ત થયો નથી તે પહેલાં રાજ્ય પ્રાપ્ત કરવાનો યત્ન કરીએ જે પુરૂષ આ પૃથ્વીને વિષે મનુષ્ય જન્મ પામી શત્રુઓ સાથે વૈર કરી પ્રસિદ્ધ નથી થતો તો તે પૃથ્વીને ભારરૂપ જાણવો. તે પુરૂષ જેમ ઘણા બળદોમાં દુર્બળ બળદ ખેદ પામે, તેમ ખેદ પામે છે. વળી જે થોડા પરાક્રમવાળો તથા બળ વગરનો પુરૂષ પૃથ્વીમાં અવતાર લઇને શત્રુની સાથે વૈર કરતો નથી તેનો જન્મ દુષ્ટ તથા નિષ્ફળ છે, એમ હું માનુ છું. પરાક્રમ યુક્ત ભુજાવાળા અને પૃથુ રાજા સરખા યશવાળા તમે યુદ્ધમાં શત્રુઓનો નાશ કરી પોતાની ભુજાના બળથી જીતેલા દ્રવ્યને ભોગવો. હે શત્રુઓને જીતનાર ! જે પુરૂષ છળ કરનાર શત્રુનો નાશ કરી તત્કાળ દુઃખ પામે તેને દુઃખ પણ સ્વર્ગરૂપ થાય છે એમ હું માનું છું. મારા મનમાં ક્રોધથી ઉત્પન્ન થયેલા તાપ અગ્નિ કરતાં પણ અધિક

પ્રકાશમાન છે, જેથી તાપ પામેલો હું દિવસ તથા રાત્રિએ નિદ્રા ન કરે, તેમ નિદ્રા કરતો નથી. હસ્તિની પેઠે તમારે લીધે પોતાના તાપને શમાવી રાખું છું. હે યુધિષ્ઠિર ! નકુળ તથા સહદેવ તમારૂં પ્રિય ઇચ્છીને જડ અને મુંગા પુરૂષ જેવા થઇ બેશી રહ્યા છે તથા સૃંજયાદિ સર્વ સંબંધિયો પણ તમારૂં પ્રિય ઇચ્છે છે. હે રાજન ! હું તથા પ્રતિવિધ્યની માતા આ દ્રૌપદી અમે બેઉ જણાં ઘણાં તાપ પામીએ છીએ, માટે સર્વનું પ્રિય થાય એવું હું કહું તે તમે સાંભળો. આપણા સર્વ સંબંધિયો કેવળ તમારે લીધે દુઃખ પામે છે અને શત્રુઓ સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે. હે રાજન ! નીચ તથા અલ્પ પરાક્રમી કૌરવો આપણું રાજ્ય ઝૂંટી લઇ ભોગવે છે, એ ઉપરાંત પાપરૂપ મોટું દુઃખ શું પ્રાપ્ત થવાનું છે ? હે યુધિષ્ઠિર ! હું મારૂં કેમ છોડું એમ લજ્જાવાળા તમે પોતાના સ્વભાવના દોષ તથા દયાને લીધે અનેક તરેહના કલેશ સહન કરો છો, તેથી તમારી કોઇ પ્રશંસા કરતું નથી. જેમ મંદ અને અપંડિત બ્રાહ્મણ ગુરૂના મુખથી વેદપાઠ માત્ર ભણે તેથી તેની બુદ્ધિ તેના તત્વરૂપ અર્થને જાણે નહી તેમ તમારી બુદ્ધિ વેદના તત્વરૂપ અર્થને જાણતી નથી. તમે બ્રાહ્મણ જેવા દયાળુ છો ત્યારે ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થાય તે તો ક્રૂર બુદ્ધિવાળો હોય. તમે મનુએ કહેલા ક્ષત્રિયોના ક્રૂર, કપટ ભરેલા અને કોઇને સારા ન લાગે એવા ધર્મ સાંભળ્યા છે, તોપણ દુષ્ટાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર ક્ષમા રાખી અજગર પેઠે બેસી રહ્યા છો ! હે રાજન ! બુદ્ધિ, પરાક્રમ, યશ અને સગા સંબંધિઓવાળા તમે જેમ કોઇ ઘાસની મુષ્ટિએ કરી જગતમાં પ્રસિદ્ધ હિમાદ્રિ પર્વતને ગુપ્ત રાખવા ચાહાય તેમ અમને એક વર્ષ સુધી ગુપ્ત રાખવા ચાહો છો. પ્રથમ તમે જેમ આકાશમાં સૂર્ય તથા ડાળો, પુષ્પ અને પાંદડાંવાળું મોટું વૃક્ષ જળમાં ગુપ્ત રહી શકે નહીં તેમ રહી શકશો નહીં. જેમ ઇંદ્રનો સફેદ ઐરાવત હસ્તી ગુપ્ત ન રહે તેમ અર્જુન રહેશે નહિ. વળી હે પાર્થ ! સિંહ સરખા પરાક્રમી નકુળ તથા સહદેવ, પવિત્ર મોટા યશવાળાં આ દ્રૌપદી અને બાલ્યાવસ્થાથીજ જગતમાં પ્રસિદ્ધ થયેલા મારાથી ગુપ્ત થઇને જેમ મેરૂ પર્વત ગુપ્ત ન રહી શકે તેમ ગુપ્ત રહી શકાશે નહીં. અમે દુર્યોધનના પક્ષવાળા રાજાઓ તથા રાજાઓના પુત્રો છે તેઓને દેશોમાંથી કાઢી મૂકયા છે, તેઓ શાંતિ નહીં પામી આપણી શોધ કરવા સારૂ પોતાના ગુપ્ત દૂત મોકલશે, જો પ્રસિદ્ધ થઇશું, તો ફરીથી આપણને તેર વર્ષ સુધી વનવાસ ભોગવવારૂપ મોટુ દુઃખ પ્રાપ્ત થશે માટે હે રાજન ! આપણે તેર મહિના સુધી વનવાસ ભોગવ્યો તેથી તેર વર્ષ પૂરાં થયાં એમ જાણો, કેમકે બુદ્ધિમાન પુરૂષોએ 'અસત્ય ભાષણના દોષથી મુકાવા સારૂ, સારી રીતે ભાર ઉપાડનાર અને ગરીબ એક બળદને તૃપ્તિ થાય તેટલું ખાવા સારૂ ઘાસ આપવું, એવું પ્રાયશ્ચિત્ત કહ્યું છે, વાસ્તે હે રાજન ! તમે શત્રુઓનો નાશ કરવાનો નિશ્ચય કરો કારણ સર્વ ક્ષત્રિઓનો નાશ કર્યા વગર બીજો કોઇ ધર્મ નથી.

तस्माच्छत्रुवधे राजन् क्रियतां निश्चयस्त्वया
क्षत्रियस्य हि सर्वस्य नान्यो धर्मोस्ति संयुगात् ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ॥ ६९ ॥

## અધ્યાય ૩૬ મો. વ્યાસે આપેલી પ્રતિસ્મૃતિવિદ્યા.

**વૈશંપાયન ઉવાચ—ભીમસેનવચઃ શ્રુત્વા કુંતીપુત્રો યુધિષ્ઠિરઃ**
**નિઃશ્વસ્ય પુરુષવ્યાઘ્રઃ સંપ્રદધ્યૌ પરંતપઃ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પુરૂષમાં સિંહરૂપ અને ઉત્કૃષ્ટ ધર્મવાળા કુંતીના પુત્ર યુધિષ્ઠિર, ભીમસેનનાં વચન સાંભળી મોટો નિશ્વાસ મૂકીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, મેં જેવી રીતે રાજાઓના તથા ચારે વર્ણોના ધર્મ સાંભળ્યા છે તેવી રીતે જે પુરૂષ સદૈવ સાંભળે, તેજ ધર્મના તત્વને જાણે છે, માટે હું દુઃખે કરીને પણ જાણવામાં ન આવે એવી ધર્મની સૂક્ષ્મ ગતિને જાણી બળાત્કારથી મેરૂપર્વત સરખા કોરવોનો નાશ કેમ કરૂં ? હે રાજન ! એ પ્રમાણે યુધિષ્ઠિર બે ઘટિકાચાર પોતાના મનમાં વિચાર કરી તથા નિશ્ચય કરી, ભીમસેનને કહેવા લાગ્યા, કે, હે મોટી ભુજાવાળા ભીમસેન ! તારા કહેવા પ્રમાણે ક્ષત્રિયોના ધર્મ છે, પણ હું તને બીજું કહું તે સાંભળ.

હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા ભીમસેન ! જે પુરૂષ કેવળ સાહસથી પાપરૂપ કામ કરવાનો આરંભ કરે છે, તેને તે કામ દુઃખ આપનાર થાય છે. સારી રીતે વિચાર કરે તો, દૈવ અનુકૂળ થવાથી ઈચ્છિત અર્થની પ્રાપ્તિ થાય છે પરંતુ તું તો તારી ચપળતા, બળ અને ગર્વને લીધે તારા મનમા આ કામ કરવાનો ઉત્સાહ થવાથી કરવા ચાહે છે, વાસ્તે હું કહું તે સાંભળ. ભૂરિશ્રવા, શલ, જળસંધ, ભીષ્મ, દ્રોણ, કર્ણ અશ્વત્થામા તથા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો સૌ અસ્ત્રવિદ્યામાં કુશળ અને મોટા ધનુષધારી છે. જે રાજાઓને આપણે તાપ પમાડેલા છે તે સૌ કૌરવ પક્ષનો આશ્રય કરનાર તથા દુર્યોધનના સ્નેહને લીધે તેનું હિત ઈચ્છનાર છે, આપણું હિત ઇચ્છનાર નથી, માટે તેઓ મોટા ધનવાન હોવાથી યુદ્ધમાં ખૂબ યત્ન કરશે. તેઓને દુર્યોધન મોટા સન્માનથી અનેક તરેહનાં સાહિત્યો તથા ખાનપાનાદિ આપશે, પુત્રો તથા પ્રધાનાદિ સહિત તેઓ યુદ્ધમાં પોતાના પ્રાણનો ત્યાગ કરશે એમ મને નિશ્ચય છે. વળી ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને આપણામાં તથા કોરવોમાં સરખી પ્રીતિ છે, તોપણ તેઓ દુર્યોધનનું અન્ન ખાય છે, માટે તેનો પક્ષ કરીને યુદ્ધમાં પોતાના પ્રાણનો ત્યાગ કરશે. હે ભીમસેન ! તેઓ સર્વ શ્રેષ્ઠ અસ્ત્રવિદ્યામાં કુશળ, સ્વધર્મ પરાયણ અને યુદ્ધમાં દેવતા તથા દૈત્યોથી પણ ન જીતાય એવા છે વળી તેઓમાં મહારથિ, સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ, કોઇથી પરાજય પામે નહિ એવા, તથા કોઇથી પણ ન ભેદ થાય એવું કવચ ધારણ કરનાર કર્ણ આપણી ઉપર નિરંતર દ્વેષ રાખે છે, માટે એ સર્વને જીત્યા વગર તારાથી દુર્યોધન જીતાવો ઘણો મુશ્કેલ છે એવા વિચારથી મને રાત્રિ દિવસ નિદ્રા પ્રાપ્ત થતી નથી.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાનાં વચન સાંભળી ક્રોધ તથા ભયયુક્ત થવાથી દુર્મન થયેલો ભીમસેન કંઇપણ બોલ્યો નહીં. આ પ્રમાણે તેઓ વાતો કરતા હતા તે વખતે સત્યવતીના પુત્ર વ્યાસજી ત્યાં આવી પાંડવોને મળ્યા. તેઓએ તેમની પૂજા કરી. પછી બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ વ્યાસજી યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે, હે મનુષ્યમાં શ્રેષ્ઠ ! મોટી ભુજાવાળા યુધિષ્ઠિર ! તમારા મનની ઇચ્છા હું મારી બુદ્ધિથી જાણી અહીં તમારી પાસે આવ્યો છું. હે ભારત ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વ-

ત્યાગ્યા, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન તથા દુઃશાસનનો તમારા મનમાં ભય રહે છે, તે નાશ કરવા સારૂ હું તમને કહું તે એકાગ્ર મનથી સાંભળો. મારા કહેવા પ્રમાણે કરીને તે ભયનો નાશ કરો. હે જનમેજય ! એવી રીતે પરાશરઋષિના પુત્ર વ્યાસજી યુધિષ્ઠિરને કહી અને એકાંતમાં લઈ જઈને ફરી કહેવા લાગ્યા કે હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! હવે તમારૂં સારૂં થાય એવો સમય આવ્યો છે, માટે ધનુષ ધરનાર અર્જુન યુદ્ધમાં તમારા સર્વ શત્રુઓનો નાશ કરી શકે એવી એક પ્રતિસ્મૃતિ નામની વિદ્યા હું તમને કહું, તે તમે સાંભળી અર્જુનને શીખવજો. કારણ તે વિદ્યાના પ્રતાપથી મોટી ભુજાવાળો અર્જુન તમને રાજ્યની પ્રાપ્તિ થવા સારૂ અસ્ત્ર મેળવવા ઇંદ્ર તથા મહાદેવજી પાસે જશે, તપશ્ચર્યા તથા પોતાના પરાક્રમથી તેઓને અને વરૂણ, કુબેર તથા ધર્મરાજાને નજરે જોવા સમર્થ થશે. અર્જુન સાક્ષાત્ નારાયણની સહાયતાવાળો અવિનાશી અને કોઇથી ન જીતાય એવા નર નામના ઋષિ છે માટે ઇંદ્ર તથા રૂદ્રાદિ લોકપાલ પાસેથી અસ્ત્રો મેળવી મહત્કર્મ કરશે. હે પૃથ્વીના અધિપતિ કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! તમે આ વનમાંથી બીજે ઠેકાણે જ્યાં સુખે કરીને રહી શકો, એવા વનમાં જવાનો નિશ્ચય કરો, કારણ તપસ્વીઓને એક ઠેકાણે રહેવાથી પ્રીતિ ઉત્પન્ન થતી નથી, ઉદ્વેગ પ્રાપ્ત થાય છે. તમે મૃગાદિ વનનાં જાનવરોને તૃણ તથા વેલાદિ અને વેદ તથા વેદાંતને જાણનારા બ્રાહ્મણોને ફળ મૂળાદિ આપીને તૃપ્ત કરોછો એ ઘણું સારૂ કરો છો.

વૈશંપાયન કહે છે—હે કુરૂવંશમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે મહાસમર્થ, સર્વ લોકનું તત્ત્વ જાણનાર અને પરમ યોગીરૂપ વ્યાસજી આમ કહીને પોતાને શરણે આવેલા મહાન પવિત્ર યુધિષ્ઠિરને પ્રતિસ્મૃતિ નામની વિદ્યાના મંત્રનો ઉપદેશ કરી તથા તેમની રજા લઇને અંતર્ધાન થયા. ધર્માત્મા યુધિષ્ઠિર પોતાના મનમાં તે મંત્રને ધારણ કરી વારંવાર જપતા હતા. હવે વ્યાસજીનાં વચન સાંભળી હર્ષ યુક્ત થયેલા યુધિષ્ઠિર દ્વૈત વનમાંથી સરસ્વતીના કિનારા ઉપર કામ્યક નામના વન પ્રત્યે જવા સારૂ રવાના થયા. તે વખતે વદ્શાસ્ત્રને જાણનાર અને સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણો, જેમ ઋષિયો ઇંદ્રની સાથે જાય, તેમ યુધિષ્ઠિરની સાથે જવા લાગ્યા. પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પોતાના પ્રધાનો તથા સાહિત્યો સહિત મહાત્મા પાંડવો પણ કામ્યકવનમાં જઇને ત્યાં થોડો કાળ રહેવા સારૂ નિવાસ કરી રહ્યા ને મૃગની ઇચ્છાવાળા તેઓ શુદ્ધ બાણોએ કરીને મૃગયા કરતા પિતૃઓ તથા દેવતાઓ અને બ્રાહ્મણોને વિધિપૂર્વક અર્પણ કરવા લાગ્યા.

चरंतो मृगयां नित्यं शुद्धैर्बाणैर्मृगार्थिनः
पितृदैवतविप्रेभ्यो निर्वपंतो यथाविधि ॥

इति श्रीमहाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि काम्यकवनगमने गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

## અધ્યાય ૩૭ મો. અર્જુન ઇન્દ્રનો સમાગમ.

[illegible]न उवाच—कस्यचित्त्वथ कालस्य धर्मराजो युधिष्ठिरः
संस्मृत्य [illegible] ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે એક દિવસે ધર્મરાજ યુધિષ્ઠિર વ્યાસજીનાં વચન યાદ કરી, અર્જુનને એકાંતમાં લઇ જઇ, સાંત્વનાપૂર્વક અનેક તરેહનાં વાક્યો કહી, પોતાના મનમાં વનવાસના દુઃખનો વિચાર કરી તેનો હાથ ઝાલી કહેવા લાગ્યા કે, હે અર્જુન ! ધનુર્વેદમાં કુશળ તથા ઇંદ્રાદિ દેવતાઓનાં અસ્ત્રો, બ્રાહ્મ અને મનુષ્યોનાં અસ્ત્રો મૂકવા તથા પાછાં વાળી લેવાનો વિધિ જાણનાર ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને અશ્વત્થામાને ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન, અનેક તરેહના દ્રવ્યાદિ પદાર્થો આપીને સદૈવ માન રાખે છે, માટે તેઓ યુદ્ધનો સમય આવશે ત્યારે, દુર્યોધનને કમાવું ગામ, શહેર, સમુદ્ર તથા વનસહિત સર્વ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થયું છે, તેને ઉશ્કેરશે પણ શાંત રાખશે નહીં. અમો સર્વ શત્રુઓને જીતીને આપણું રાજ્ય પાછું લેવાનો ભરોસો તારી ઉપર રાખીએ છીએ, માટે હે શત્રુઓનો નાશ કરનાર ! મને એક ઉપાય સુઝે છે તે સાંભળ. મને વ્યાસજીએ એક ગુપ્ત મંત્ર આપ્યો છે, જેણે કરીને આ સર્વ જગત્ પ્રકાશમાન થાય છે, તે મંત્ર હું તને કહું તે તું મારાથી શીખી સ્થિર ચિત્ત થઇ તપશ્ચર્યા કરી દેવતાઓને પ્રસન્ન કર. તું ધનુષ, બાણ તથા કવચ ધારણ કરી મુનિયોનું વ્રત સેવન કરી ઉત્તર દિશા તરફ જા. કારણ પૂર્વે વૃત્રાસુરના ભયથી સર્વ લોકપાલોએ પોતાનાં અસ્ત્રો તેને મારવા સારૂ ઇંદ્રને આપ્યાં હતાં. જે હજી તેની પાસે છે, હે અર્જુન ! તું દીક્ષા લઇને આજજ ઇંદ્રને મળવા સારૂ જા. વૈશંપાયન કહે છે કે હે રાજન ! એ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજાએ દીક્ષાવાન અને સ્થિર મનવાળા અર્જુનને તે મંત્ર શિખવીને ઉત્તર દિશા તરફ જવાની આજ્ઞા આપી. અર્જુન પોતાના મોટા ભાઇની આજ્ઞાથી ઇંદ્રને મળવા જવા અગ્નિમાં આહુતિયો આપી બ્રાહ્મણોને અનેક દક્ષિણાઓ આપી, ગાંડીવ ધનુષ, બાણોનાં ભાથાં તથા કવચો ધારણ કરી, કૌરવોને મારવાની ઇચ્છાથી મોટા શ્વાસોચ્છ્વાસ મૂકતો ઉંચી નજર રાખી તૈયાર થયો. તે વખતે અંતરિક્ષમાં દેવતાઓ બોલ્યા કે હે કુંતીના પુત્ર અર્જુન ! તમારા મનમાં જે ઇચ્છા છે, તે તમે જલદીથી પામશો. બ્રાહ્મણોએ અર્જુનને સ્વસ્તિવાચન કરી યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે સાધન કરવાથી તમારો જય અવશ્ય થશે એમ કહ્યું. જવા તૈયાર થયેલા, અને શ્રેષ્ઠ કાંધ તથા સામળવાળા અર્જુનને જોઇ યુધિષ્ઠિરાદિના મનની ઇચ્છા જાણી દ્રૌપદી બોલ્યાં કે હે મોટી ભુજાવાન ! જ્યારે તમારો જન્મ થયો, ત્યારે કુંતીએ તમારૂં કલ્યાણ ઇચ્છયું હતું તે તથા હમણાં તમે ઇચ્છાઓ તે સિદ્ધ થાઓ ! હું ભિક્ષાવૃત્તિવાળા બ્રાહ્મણોને નમસ્કાર કરૂં છું, પણ પાપરૂપ દુર્યોધને રાજાઓથી ભરેલી સભામાં મને કટુવચન કહ્યાં તે બીજાં સર્વ દુઃખો કરતાં મારા મનમાં એ દુઃખ ઘણું મોટું છે, એ યાદ રાખજો. હે અર્જુન ! મને દુર્યોધનાદિ પાપી પુરૂષો સભામાં ન ઘટે એવાં અનેક વાક્યો બોલ્યા તેથી થયેલ દુઃખોથી તમારા વિયોગનું દુઃખ ઘણું મોટું છે એમ હું માનું છું. હે પરાક્રમી ! તમારા પછી આ તમારા ભાઇઓ તમારા વગર કોઇ દિવસ નિદ્રા કરશે નહીં પણ તમારા સંબંધી વાતો કરતાં હર્ષ પામશે. તમારા વિના અમો સર્વને સુખ, ધન તથા જીવવું પણ પ્રિય નથી, કારણ અમને સુખ, દુઃખ, જીવવું, મરવું, રાજ્ય અને ઐશ્વર્યરૂપ તમો છો. હે ભારત ! તમારૂં કલ્યાણ થાઓ, હું તમારી રજા લઇ તમને કહું છું કે હે નિષ્પાપ ! તમારે બળવાનોની સાથે વિરોધ કરવો નહિ તમે જલદીથી નિર્વિઘ્ને જય મેળવવા સારૂ જાઓ ! હું ઇશ્વર તથા દેવને નમસ્કાર કરૂં છું, તમારૂં કલ્યાણ થાઓ. હે ધનંજય ! હ્રી, શ્રી, કીર્ત્તિ, પુષ્ટિ, પાર્વતી, લક્ષ્મી તથા સરસ્વતી માર્ગે તમારી

રક્ષા કરો ! હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તમે પોતાના મોટા ભાઇના કહેવા પ્રમાણે ચાલનાર છો માટે હું તમને રસ્તામાં સુખની પ્રાપ્તિ થવા સારૂ આઠ વસુ, અગિયાર રૂદ્રો, ઓગણપચાસ વાયુ ગણો સહિત, બાર સૂર્યો, બે વિશ્વેદેવા તથા સાધ્ય દેવતાઓનું આરાધન કરીશ ! હે ભારત ! રાજાઓ, દેવતાઓ અને ભૂતો આદિ બીજા પણ જે તમારા શત્રુઓ હોય તે સૌ પરાભવ પામો અને તમારૂં કલ્યાણ થાઓ.

વૈશંપાયન કહે છે–હે રાજન ! એ પ્રમાણે મોટા યશવાળી દ્રોપદી આમ કહીને નિ· વૃત્તિ થયા પછી જ્યારે મોટી ભુજાવાળો અર્જુન, પોતાના ભાઇઓ તથા ધૌમ્યાચાર્યને પ્રદક્ષિણા કરી શ્રેષ્ઠ ધનુષ હાથમાં લઇ ચાલતો થયો તે વખતે ઇંદ્રનું આરાધન કરવાનો મંત્ર શિખેલા મહા બળવાન અર્જુનને જવાના માર્ગમાંથી ભૂતાદિ સર્વ નાશી ગયાં. અર્જુન, તપસ્વી પુરૂષોએ સેવેલા પર્વતોને પાછળ મૂકી વાયુ સરખી ગતિથી એક દિવસે હિમાદ્રિ પર્વત પ્રત્યે ગયો. તે પર્વત તથા ગંધમાદન પર્વત અને કેટલાએક શહેરોનું ઉલ્લંઘન કરી એક દિવસ તથા રાત્રિએ કરીને ઇંદ્રકીલ નામના પર્વત પ્રત્યે જઇ ઉભો તે વખતે અંતરિક્ષમાંથી "ઉભા રહો" એવો શબ્દ થયો. તે સાંભળી અર્જુને ચારે દિશાઓમાં જોવા માંડ્યું. એક વૃક્ષ નીચે બેઠેલા, બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરવાથી મહા પ્રકાશમાન, પીળા· વર્ણે યુક્ત શરીરવાળા મોટી જટા ધારણ કરેલા અને શરીરમાં દુર્બળ એવા એક તપસ્વી દીઠા. તે તપસ્વીએ અર્જુનને જોઇને કહ્યું કે, ધનુષ, કવચ તથા તલવાર ધારણ કરનાર ક્ષત્રિય ધર્મવાળો તું કોણ છે ? આ સ્થાનક ક્રોધ તથા હર્ષ વગરના શાંત સ્વભાવવાળા અને તપશ્ચર્યા કરનાર બ્રાહ્મણોને રહેવાનું છે ત્યાં શસ્ત્રો ધારણ કરવાની જરૂર નથી, માટે તું ધનુષાદિ આયુદ્ધનો ત્યાગ કર, કેમકે અહીં તારા જેવો બળવાન તથા પરાક્રમી કોઇ પુરૂષ નથી, તું અહીં આવવાથી પરમગતિને પામ્યો છે. હે જનમેજય ! તે તપસ્વી હસતાં હસતાં બીજાં પણ વાક્યો કહી, તેને ક્ષત્રિય ધર્મમાં એકાગ્રતા જોઇ પોતાના મનમાં પ્રસન્ન થઇ બોલ્યો કે, હે શત્રુઓનો નાશ કરનાર ! તારૂં કલ્યાણ થાઓ, તને જે ઇચ્છા હોય, તે વરદાન માગ. હું ઇંદ્ર છું. હે રાજન ! એ પ્રમાણે કુરૂકુળનો યશ વધારનાર મહા શૂરવીર અર્જુન, ઇંદ્રનાં વચન સાંભળી, નમ્રતાવાન થઇ તથા હાથ જોડી તેને કહેવા લાગ્યો કે હે મહા સમર્થ ! મને જેની ઇચ્છા હતી, તે તમે પ્રાપ્ત થયા, માટે હું તમારી પાસેથી સર્વ લોકપાળનાં અસ્ત્રો લેવાની ઇચ્છા રાખું છું. એ પ્રમાણે અર્જુને કહ્યું ત્યારે પ્રસન્ન થયેલો ઇંદ્ર હસીને બોલ્યો કે, હે ધનંજય ! તું અહીં આવ્યો, હવે તને અસ્ત્રોની શી જરૂર છે ? ઇચ્છામાં આવે એવાં બીજાં વરદાન માગ. અર્જુને કહ્યું કે હે સર્વ દેવતાઓના અધિપતિ ! હું, લોભ તથા કામનાથી દેવતાપણાની, સુખની તથા ઐશ્વર્યની ઇચ્છા રાખતો નથી, હું મારા ભાઇઓને વનમાં મુકી શત્રુઓ પર વૈર લેઇ જગતમાં યશ સંપાદન કરીને મોક્ષની ઇચ્છા રાખું છું. હે જનમેજય ! એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા ઇંદ્રે તેને સાંત્વના કરતાં હસીને કહ્યું કે, હે પાર્થ ! તું જ્યારે નેત્રવાન, ત્રિશૂળ ધરનાર અને સર્વ ભૂતોના અધિપતિ મહાદેવને જોઇશ ત્યારે હું તને સર્વ દેવતાઓનાં અસ્ત્રો આપીશ, માટે તું, તેમના દર્શનની પ્રાપ્તિ થાય એવો ઉપાય કર, કારણ જેના દર્શને કરીને સિદ્ધ થયેલો તું સ્વર્ગ પ્રત્યે આવીશ. એ પ્રમાણે ઇંદ્ર અર્જુનને કહી અંતર્ધાન થયો ને આશાંત યોગયુક્ત અર્જુન ત્યાં ઉભો રહ્યો.

इत्युक्त्वा फल्गुनं शक्रो जगामादर्शनं पुनः
अर्जुनोप्यथ तत्रैव तस्थौ योगसमन्वितः ॥

इति श्री महाभारते वनपर्वणि अर्जुनाभिगमनपर्वणि इंद्रदर्शने गुर्जर-भाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

## અધ્યાય ૩૮ મો. અર્જુને આદરેલી તપસ્યા.

### કૈરાતપર્વ.

जनमेजय उवाच—भगवन् श्रोतुमिच्छामि पार्थस्याक्लिष्टकर्मणः
विस्तरेण कथामेतां यथास्त्राण्युपलब्धवान् ॥

જનમેજય પુછે છે–હે મહાસમર્થ ! મહાન્ પરાક્રમી અર્જુનને કેવી રીતે અસ્ત્રો પ્રાપ્ત થયાં, તે કથા વિસ્તારથી હું સાંભળવા ઇચ્છું છું, માટે પુરૂષમાં સિંહરૂપ, મોટી ભુજાવાળા અને મહાત્મા અર્જુને, મનુષ્ય વગરના વનમાં જઇને શું કર્યું ? તે મને વિસ્તારથી કહો. અર્જુને મહાદેવની સાથે અત્યંત અદ્ભુત અને સાંભળવાથી પુરૂષોનાં શરીરનાં રૂવાંને ઉભાં કરે એવું યુદ્ધ કર્યું હતું, તેનું એ કર્મ નિંદવા લાયક નથી, વૈશંપાયન કહે છે કે હે કુરૂવંશમાં શ્રેષ્ઠ ! હું તને મહાત્મા અર્જુને મહાદેવના સાથે કરેલા પરમ અદ્ભુત યુદ્ધની કથા કહું તે સાંભળ. અત્યંત પરાક્રમી અર્જુન, યુધિષ્ઠિરની આજ્ઞાથી ઈંદ્ર તથા દેવતાના દેવતા મહાદેવજીનાં દર્શન અને પોતાનું કાર્ય સિદ્ધ કરવા ધનુષ તથા સુવર્ણની મુઠવાળી તરવાર ગ્રહણ કરી, ઉત્તર દિશામાં હિમાદ્રિ પર્વતના શિખર ઉપર ઘણા કાંટા, ફળ તથા પુષ્પોવાળાં વૃક્ષો અને અનેક તરેહનાં પક્ષિયોવાળાં તથા સિદ્ધ અને ચારણોએ સેવન કરેલા વનમાં જવા સારૂ ત્યાંથી ચાલતો થયો. તે વખતે આકાશમાં શંખાદિ વાજીત્રનો શબ્દ થયો તથા પુષ્પોની વૃષ્ટિ થઇ અને ચારે તરફ મેઘના સમૂહ ચઢી આવ્યા. અર્જુન, રસ્તામાં અનેક તરેહનાં વન તથા કિલ્લાઓનું ઉલંઘન કરી, હિમાદ્રિ પર્વતના શિખર ઉપરના વનમાં આવી અત્યંત શોભતો હતો, ત્યાં ફળ તથા પુષ્પોવાળાં અને જેમાં સુંદર પક્ષિયો શબ્દ કરતાં હતાં એવાં વૃક્ષો તથા મોટી લ્હેરો જેમાં ઉડતી હતી એવી, વૈડૂર્ય મણિ સમાન પ્રકાશિત જળવાળી, અને જેમાં હંસ, કારંડવ તથા સારસાદિ પક્ષિયો શબ્દ કરતાં હતાં એવી નદીને જોઇને પ્રસન્ન થયો. જ્યારે દર્ભનાં વસ્ત્રો, દંડ તથા કમંડળ ધારણ કરી તે ઉગ્ર તપ કરવા લાગ્યો ત્યારે તેણે પ્રથમ માસે ત્રણ ત્રણ રાત્રિ ગયા પછી ચોથે દિવસે વૃક્ષમાંથી ખરી પડેલાં સુકાં પાનનો આહાર કરી તપ કર્યું. પછી બીજા માસમાં ૭ ૭ દિવસ ઉપવાસ અને સાતમે દિવસે એક ફળનું ભોજન કરી તપ કર્યું. ત્રીજે મહિને ચૌદ દિવસ પછી પંદરમે દિવસે ફળ ખાઇને તપ કર્યું. પછી જ્યારે અર્જુનને તપશ્ચર્યા કરતાં ચોથો માસ થયો. ત્યારે તેણે ઉંચા હાથ રાખી વાયનું ભક્ષણ કરતાં પૃથ્વી ઉપર પગના અંગુઠા પર ઉભા રહીને તપ આદર્યું. અત્યંત ઉગ્ર પામ્યું જે તેજ જેનું એવો અર્જુન તેથી શોભવા લાગ્યો. એ પ્રમાણે તપશ્ચર્યા કરનાર અર્જુનને જોઇ કેટલાક ઋષિયો, તેના તપની વાત કરવા સારૂ મહાદેવજીની પાસે જઇ નમસ્કાર કરી કહેવા લાગ્યા કે, હે શિવજી !

હમણાં મોટા તેજવાળો અર્જુન, દિશાઓને ધુમાડારૂપ કરતો તપ કરે છે. તેને શી ઇચ્છા છે તે અમે જાણતા નથી, પણ તેના તપને લીધે અમો બધા સાથે પાણીમાં છીએ, તમે તેને તપ કરવાથી નિવૃત્ત કરો એ પ્રમાણે ઋષિયોનાં વચન સાંભળી પાર્વતીના પતિ શિવજીએ તેઓને કહ્યું કે, હે આળસ વગરના ઋષિયો ! તમારે અર્જુન સંબંધી કંઇ ખેદ કરવો નહીં, તમે સૌ હર્ષયુક્ત થઇ તમારા આશ્રમો પ્રત્યે જાઓ. હે મોટી તપશ્ચર્યા કરનાર ! હું તેનો મનમાં જે સંકલ્પ છે તે જાણું છું: તેને સ્વર્ગ, ઐશ્વર્ય તથા આયુષ્યની ઇચ્છા નથી. પણ તેની જેવી રીતે ઇચ્છા હશે. તેવી રીતે હું આજ પૂર્ણ કરીશ. વૈશંપાયન કહે છે—હે રાજન ! પછી મહાદેવજીનાં વચન સાંભળી હર્ષયુક્ત મનવાળા સત્યવાદી સર્વ ઋષિયો, જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા પોતાના સ્થાનકો પ્રત્યે ગયા.

तच्छ्रुत्वा शार्वचनमृषयः सत्यवादिनः

प्रहृष्टमनसो जग्मुर्यथास्वान्पुनरालयान् ॥

इति श्रीमहाभारते वनपर्वणि कैरातपर्वणि मुनिशंकरसंवादे गुर्जरभाषायां षष्ट्त्रिंशोऽध्यायः ॥ ३८ ॥

## અધ્યાય ૩૯ મો. અર્જુન ને કિરાતશંકર.

**वैशंपायन उवाच—गतेषु तेषु सर्वेषु तपस्विषु महात्मसु**
**पिनाकपाणिर्भगवान् सर्वपापहरो हरः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે મહાત્મા અને તપશ્ચર્યા કરનાર ઋષિયો ગયા પછી, સર્વ જીવોનાં પાપનો નાશ કરનાર તથા ત્રિશૂળ ધારણ કરનાર મહા સમર્થ મહાદેવજી, સુવર્ણના વૃક્ષ જેવું ભિલ્લનું સ્વરૂપ ધારણ કરવાથી મેરૂ પર્વત જેવા શોભાયમાન થઇ, હાથમાં પરમ શ્રેષ્ઠ ધનુષ તથા સર્પનાં મુખ સરખી આકૃતિવાળાં બાણો લઇ ભીલડીનો વેષ ધારણ કરેલાં પાર્વતી, ભૂતાદિ પોતાના ગણો અને હજારો સ્ત્રિયો સહિત અર્જુનના આશ્રમ પાસે આવ્યા. તે વખતે તે વન અત્યંત શોભતું હતું. પણ જળનાં ઝરણાંનો તથા પક્ષિયોનો શબ્દ બંધ થયો હતો. મહાદેવજી, જેને હરેક પરાક્રમ કરવાથી કંઇ પણ શ્રમ ઉત્પન્ન થતો ન હતો એવા અર્જુનની પાસે આવ્યા, તે વખતે દનુ નામના દૈત્યનો પુત્ર મૂક નામે, વરાહનું સ્વરૂપ ધારણ કરી અર્જુનને મારવાની ઇચ્છાથી સામું જોયા કરતો હતો. અર્જુને તેને જોઇને પોતાના હાથમાં ગાંડીવ ધનુષ તથા બાણો લઇ ધનુષને સજ્જ કરી કહ્યું કે, તું અપરાધ વગરના મને મારવાથી ઇચ્છા કરે છે માટે તું મને મારે તે પહેલાં હું તને મારીને યમલોક પ્રત્યે મોકલીશ. એ પ્રમાણે કહીને અર્જુન, જ્યારે તેને મારવા તૈયાર થયો ત્યારે ભિલ્લનું સ્વરૂપ ધારણ કરેલા મહાદેવજી તેને નિવારણ કરતાં બોલ્યા કે, હે અર્જુન ! ઇંદ્રકીલ પર્વતના જેવી કાંતિવાળા આ વરાહની મેં પ્રથમ ઇચ્છા કરી છે. એ પ્રમાણે મહાદેવજીએ કહ્યું તોપણ અર્જુને તેમનાં વચન નહીં ગણકારતાં જે વખતે તે વરાહની ઉપર બાણ મૂકયું તે વખતે મહાદેવજીએ પણ ઇંદ્રનાં વજ્ર તથા અગ્નિ સરખું [illegible] બાણ મૂકયું. એ બેઉનાં બાણો એકજ વખતે દૈત્યના પર્વત સરખા [illegible] ને મોટા શરીરને

વિષે, જેમ પર્વત ઉપર વીજળી તથા ઇંદ્રનું વજ્ર પડે તેમ પડયાં. તેને તેઓનાં બીજાં પણ સર્પના મુખ સરખી આકૃતિવાળાં ઘણાં બાણો વાગ્યાં, તે દૈત્ય પછી વરાહનું સ્વરૂપ ધારણ કરી મૃત્યુ પામ્યો. પછી અર્જુન, સુવર્ણ સરખા પ્રકાશમાન તથા સ્ત્રિયો સહિત ઉભેલા કિરાતરૂપ મહાદેવજીને જોઇ પોતાના મનમાં પ્રસન્ન થઇ બોલ્યો કે, સ્ત્રીઓના ગણોથી વિંટાયલો તું મનુષ્ય વગરના વનમાં કેમ ફરે છે ? હે સુવર્ણ સરખી કાંતિવાળા ! તું મહા ભયંકર વનમાં ભય પામતો નથી. મેં પ્રથમ જે વરાહરૂપ રાક્ષસને બાણના લક્ષ્યથી તાક્યો તેને તેં શા માટે બાણથી વિંધ્યો ? તેં એ કામ પોતાની ઇચ્છાથી અથવા મને પરાભવ કરવા વાસ્તે કર્યું ? પણ તું મારી પાસેથી જીવતો જઇશ નહીં. મૃગયા કરનાર પુરૂષનો જેની ઉપર બીજા પુરૂષે પ્રહાર કરવાનો લક્ષ્ય કર્યો હોય તેની ઉપર પ્રહાર કરવો તે ધર્મ નથી. તેં એવી રીતે કર્યું છે માટે હે પર્વતમાં રહેનાર ! હું આજ તને મૃત્યુ પમાડીશ. હે જનમેજય ! એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળીને કિરાતરૂપ શિવજી હસીને મિષ્ટ વાણીથી અર્જુન પ્રત્યે બોલ્યા કે, હે શૂરવીર ! તારે આ વનમાં મારા નિમિત્ત કંઇ ભય કરવો નહીં. હે વિપ્ર ! સદૈવ વનમાં રહેનાર અમોને રહેવા લાયક તથા બીજાઓથી દુઃખે કરીને પણ ન રહી શકાય એવી આ પૃથ્વીને વિષે રહેવાની ઇચ્છા તેં કેમ કરી છે ? કારણ હે તપોધન ! અમે ઘણાં જાનવરોવાળાં આ સ્થાનકમાં રહીએ છીએ, પણ અગ્નિ સરખા પ્રકાશમાન, કોમળ અંગવાળો અને સુખ ભોગવવા લાયક તું, એકલો મનુષ્ય વગરના વનમાં કેમ રહ્યો છે ?

અર્જુને કહ્યું કે, હું, મારૂં ગાંડીવ ધનુષ તથા અગ્નિ સરખાં દેદિપ્યમાન નારાચ બાણોનો આશ્રય કરીને, મહા ભયંકર વનમાં સ્વામિકાર્ત્તિકની પેઠે રહ્યો છું. મને મારવાની ઇચ્છાથી વરાહનું સ્વરૂપ ધારણ કરીને આવેલા આ રાક્ષસને મેં માર્યો છે. કિરાતરૂપ મહાદેવજી બોલ્યા કે, મેં, પ્રથમ એ વરાહને બાણોએ કરીને પ્રહાર કર્યો, તેથીજ તે મૃત્યુ પામીને સુતો છે. મેં, તેને મારવાની ઇચ્છા કરી હતી તથા તેની ઉપર લક્ષ્ય પણ કર્યો હતો અને તે, મારાજ પ્રહારે કરીને મરણ વશ થયો છે. પોતાના બળે કરીને ગર્વ યુક્ત તું, પોતાનો દોષ બીજા ઉપર આરોપ કરે છે, વાસ્તે હે મંદબુદ્ધિવાળા ! મોટા દોષયુક્ત તું મારી પાસેથી જીવતો જઇશ નહીં. હે મૂર્ખ ! તું મારી સામો સ્થિર થઇને ઉભો રહે, ને હું આજ તારી ઉપર વજ્ર સરખાં બાણ મૂકું તે તું પોતાના પરાક્રમથી સહન કરીને, મારી ઉપર બાણ મૂક. હે જનમેજય ! એ પ્રમાણે કિરાતરૂપ મહાદેવજીનાં વચન સાંભળી ક્રોધ યુક્ત થયેલા અર્જુને, પોતાના ધનુષમાં બાણ ભરીને તેને માર્યાં, ત્યારે મહાદેવજીએ બાણોને પોતાના ઉદાર મનથી ગ્રહણ કરી હે મંદ ! હે મંદ ! એમ બોલતાં ફરીથી કહ્યું કે, તું, મને વારંવાર મર્મસ્થળને ભેદે એવાં નારાચ બાણોનો પ્રહાર કર. એ પ્રમાણે કહ્યું ત્યારે અર્જુને તેની ઉપર બાણોનો વર્ષાદ વર્ષાવ્યો. પછી તેઓ પરસ્પર ક્રોધ પામીને, સર્પના મુખ સરખી આકૃતિવાળાં બાણો વારંવાર મારવા લાગ્યા. પછી અર્જુને કિરાતરૂપ મહાદેવજી ઉપર જે બાણોની વૃષ્ટિ કરી, તેને તેણે ઉદાર મનથી પોતાના શરીર ઉપર ઝીલી. પણ જેનું શરીર લગાર પણ ભેદ પામ્યું ન હતું એવા મહાદેવજી પર્વતની પેઠે બે ઘડિકા પર્યંત સ્થિર થઇ ઉભા રહ્યા. અર્જુન, પોતાનાં બાણોનો વર્ષાદ નિષ્ફળ ગયો તે જોઇ અત્યંત વિસ્મય પામી તેને વખાણતો બોલ્યો કે, ધેં, સદૈવ કોમળ અંગવાળા અને હિમાદ્રિ પર્વતના શિખરને વિષે રહેનાર આ કિરાત ઉપર ગાંડીવ ધનુષમાં ભરીને બાણોનો વર્ષાદ કર્યો પણ

તેણે તેને કંઇ ગણકાર્યો નહીં માટે આ કોઇ દેવતા, સાક્ષાત્ રૂદ્ર, યક્ષ અથવા અસુર હશે, કારણ આ પર્વતમાં દેવતાઓનો સમાગમ સદૈવ થાય છે. મારાં મૂકેલાં હજારો બાણોના સમૂહને સહન કરવાને મહાદેવજી વિના કોઇ સમર્થ નથી માટે આ મહાદેવજી તો નહીં હોય અને કોઇ દેવતા અથવા યક્ષાદિ હશે તો હું તેને મારાં તીક્ષ્ણ બાણોએ કરીને હજી યમ લોક પ્રત્યે મોકલીશ.

હે જનમેજય! એવી રીતે કહીને હર્ષયુક્ત અર્જુને શત્રુના મર્મસ્થળને ભેદે એવાં અસંખ્યાત નારાચ બાણ જેમ સૂર્ય પોતાનાં કિરણો મૂકે, તે પ્રમાણે મૂક્યાં. મહાદેવજીએ તેઓને જેમ પર્વત વરસાદની ધારાઓને સહન કરે, તેમ સહન કર્યાં. પછી બાણોનો વર્ષાદ કરતાં થોડી વાર થઇ ત્યારે અર્જુન, પોતાનાં બાણોથી નહીં ભેદ પામેલા મહાદેવજીને જોઇ મહા ભયયુક્ત થઇને, પૂર્વે ખાંડવ વનમાં જે અગ્નિએ કોઇ દિવસ ન ખૂટે એવા બાણોના બે ભાથા આપ્યા હતા, તેનું પોતાના હૃદયમાં ચિંતવન કરતાં વિચાર્યું કે મારાં બાણો નાશ પામી ગયાં, મારાં બાણોને ગળી જનાર આ કોણ હશે? પણ ચિંતા નહીં, હવે હું મારા ધનુષની કોટીથી એને પ્રહાર કરી, જેમ ત્રિશૂળના અગ્ર ભાગે કરીને પ્રહાર કરવાથી હસ્તિ નાશ પામે તેમ નાશ પમાડી યમ લોક પ્રત્યે મોકલીશ. અર્જુને જ્યારે તેને ધનુષની કોટીએ કરીને તથા પોતાની વજ્ર સરખી મુષ્ટિયોથી પ્રહાર કર્યો ત્યારે પર્વતમાં રહેનાર શિવજીએ તેના તે ધનુષને લઇ લીધું. એ પ્રમાણે જેનું ધનુષ્ય હરણ થઇ ગયું હતું એવો અર્જુન, યુદ્ધનો અંત આવે એવી ઇચ્છાથી હાથમાં તરવાર લઇ તેની સામે દોડી મોટા બળથી તેના મસ્તકમાં મારવા લાગ્યો. તરવાર તેના મસ્તકમાં વાગવાથી ભાગી ગઇ, પણ તેનો પરાભવ થયો નહીં. પછી તે જોઇને વિસ્મય પામેલા અર્જુને તેના ઉપર વૃક્ષો તથા શિલાઓનો પ્રહાર કર્યો. કિરાતરૂપ મહા સમર્થ મહાદેવજીએ તે પ્રહારને પણ પોતાના શરીર ઉપર સહન કર્યો. પછી જ્યારે મહા ક્રોધ યુક્ત થયેલા અર્જુને પોતાના હાથની મુષ્ટિયો વાળી ભિલ્લના સરખો વેષ ધારણ કરેલા મહાદેવજીને મારી, ત્યારે ઇંદ્રના વજ્ર સરખી મહા ભયંકર મુક્કીઓ તેમણે મારી. પછી પરસ્પર યુદ્ધ કરતા મહાદેવજી અને અર્જુનની મુષ્ટિયોનો મોટો અવાજ થવા માંડ્યો. તેઓનું ઇંદ્ર તથા વૃત્રાસુર સરખું મહા ભયંકર યુદ્ધ ઘણીવાર સુધી ચાલ્યું. પછી મહા બળવાન અર્જુને કિરાતરૂપ મહાદેવજીના વક્ષઃસ્થળમાં મુષ્ટિયો મારી. પછી તેઓ બેઉ પરસ્પર મુષ્ટિયો મારતા હતા તથા બાથોબાથ આવી છાતીમાં છાતી ઘસતા હતા તેથી તેઓના શરીરમાંથી અગ્નિની જ્વાળાઓ ઉત્પન્ન થઇ. પછી મહાદેવજીએ મોટા ક્રોધે કરી મહાદુઃખ પામેલા અર્જુનને પોતાના હાથ તથા પગના પ્રહાર કરવાથી પરાક્રમ રહિત કર્યો. હે ભારત! દેવતાના દેવતા મહાદેવજીએ ચાલવાની પણ શક્તિ રાખી ન હતી જેને એવા અર્જુનનું પીડા પામેલું શરીર ગોળા જેવું થઇ ગયું. તેણે ઘણો પ્રહાર કરવાથી શ્વાસોશ્વાસ તથા ચેષ્ટા રહિત થયેલો તે પરાક્રમ રહિત પુરૂષની પેઠે પૃથ્વી ઉપર પડી ગયો. પછી જ્યારે એ ઘટિકાવાર થઇ, ત્યારે જેનું શરીર રૂધિરથી ખરડાયલું હતું એવો તથા મહા દુઃખને પામેલો અર્જુન ચેતન પામી પાછો ઉઠ્યો, ને તેણે સર્વ જીવોને શરણ રહેવા લાયક મહાદેવજીને શરણે જવા સારૂ મૃત્તિકાનું સ્થંડિલ કરી પુષ્પોએ પૂજા કરી. એજ પુષ્પ કિરાતરૂપ મહાદેવજીના મસ્તક ઉપર દેખાયાં તે જોઇને હર્ષ પામેલો તથા સ્થિર ચિત્ત થયેલો અર્જુન 'તે મહાદેવજી છે' એમ જાણી તેમના પગમાં પડ્યો. તે વખતે મહાદેવજી, શીઘ્ર

પામે છે. હે સમર્થ ! પૂર્વે જ્યારે ઇંદ્રને ઇંદ્રાસન ઉપર રાજ્યાભિષેક થયો ત્યારે તેં તથા વિષ્ણુએ, મેઘ જેવો ટંકારવ હતો એવું ધનુષ ધારણ કરીને, દૈત્યોને માર્યા હતા. હે સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ ! મેં, તારા જે ધનુષને મારી માયાએ કરીને લીધું છે, તે તું હાથમાં ધારણ કરવા લાયક છે. વાસ્તે તને પ્રાપ્ત થશે. તારા જે બે ભાથામાંથી બાણો ખૂટી ગયાં છે, તે પણ કોઇ દિવસ ન ખૂટે એવા તથા તારૂં શરીર પણ પીડા રહિત થશે. હે પાર્થ ! હું, તારૂં સત્ય પરાક્રમ જોઇને ઘણો પ્રસન્ન થયો છું માટે તને જે ઇચ્છા હોય તે મારી પાસે વરદાન માગ. પૃથ્વી તથા સ્વર્ગમાં તારા જેવો સ્વધર્મનિષ્ઠ ક્ષત્રિય કોઇ નથી. અર્જુને કહ્યું કે હે મહા સમર્થ વૃષભધ્વજ ! જો તમે પ્રસન્ન થઇ મને ઇચ્છિત વરદાન આપતા હો, તો હું, તમારૂં જે મહા ભયંકર પરાક્રમવાળું અને પ્રલયકાળમાં સર્વ જગતનો સંહાર કરનારૂં, જે પાશુપત નામનું અસ્ત્ર છે, તે લેવાની ઇચ્છા કરૂં છું. કારણ તે અસ્ત્રે કરીને, કર્ણ, ભીષ્મ, કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યની સાથે યુદ્ધ થશે ત્યારે હું તેઓને તમારી કૃપાથી જીતીશ. બીજા પણ યુદ્ધમાં દૈત્યો. રાક્ષસો, ભૂતો, પિશાચો, ગંધર્વો અને સર્પોને પણ બાળી ભસ્મ કરીશ. તમે મને યુદ્ધમાં જેમાંથી હજારો ત્રિશૂળો, મહા ભયંકર ગદાઓ તથા સર્પના જેવા સરખી આકૃતિવાળાં સેંકડો બાણો ઉત્પન્ન થાય છે તે પાશુપતાસ્ત્ર આપીને જેમ હું, ભીષ્મ. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને અમને નિરંતર કડવાં વચન કહેનાર કર્ણની સાથે યુદ્ધ કરી શકું તેમ કરો.

મહાદેવજી કહે છે—હે મહા સમર્થ અર્જુન ! હું, તને મારૂં પાશુપતાસ્ત્ર આપીશ, જેને ધારણ કરવા, મૂકવા તથા પાછું વળી લેવાને ઇંદ્ર, યમ, કુબેર તથા વરૂણ દેવતા પણ સમર્થ નથી, તેને તું ધારણ કરવાને સમર્થ છે. હે પાર્થ ! તારે તે અસ્ત્ર કોઇ દિવસ અકસ્માત થોડા પરાક્રમવાળા પુરૂષ ઉપર મૂકવું નહીં, કેમકે તેમ કરવાથી તે સર્વ જગતનો નાશ કરે એમ છે, કારણ તેનાથી ત્રણ લોકમાં નાશ ન પામે એવું કંઇ નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી અર્જુને, મહાદેવજીનાં વચન સાંભળી પવિત્ર તથા સ્થિર ચિત્ત થઇ ઉતાવળથી તેમની પાસે આવી પાશુપતાસ્ત્રની વિદ્યા શીખી લીધી. પછી જ્યારે મહાદેવજીએ પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુનને રહસ્ય સહિત પાશુપતાસ્ત્રની વિદ્યા શિખવી, ત્યારે સાક્ષાત્ મૂર્ત્તિમાન કાળ સરખું તે અસ્ત્ર, જેમ મહાદેવજીની પાસે આવે તેમ અર્જુનને પ્રાપ્ત થયું. અર્જુને જ્યારે પ્રીતિથી તેને ગ્રહણ કર્યું ત્યારે પર્વતો, વનો, સમુદ્ર, દેશો, ગામો તથા શહેરોવાળી સર્વ પૃથ્વી ચલાયમાન થઇ. બીજા પણ અનેક તરેહના ઉત્પાત થયા, અને હે રાજન ! હજારો શંખ, મોટી નોબતો તથા નગારાંઓના પણ અવાજ થયા. પછી સર્વ દેવતાઓ તથા દૈત્યોએ મહા સમર્થ અર્જુનની પાસે ભયંકર જાજ્વલ્યમાન તે અસ્ત્ર, સાક્ષાત્ મૂર્ત્તિમાન થઇને પ્રાપ્ત થયું તે જોયું. જ્યારે મહાદેવજીએ અર્જુનને તું સ્વર્ગપ્રત્યે જા એવી આજ્ઞા આપી, ત્યારે તેણે મસ્તકે કરી નમસ્કાર કરી, હાથ જોડી તેની સામું જોઈ રાખ્યું, તે વખતે મહા સમર્થ સ્વર્ગમાં રહેનાર સર્વ દેવતાઓને વશ કરનાર, મોટી મતિવાળા, કલ્યાણરૂપ અને પાર્વતીના પતિ મહાદેવજીએ, પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુનને દૈત્યો તથા પિશાચોનો નાશ કરનાર ગાંડીવ ધનુષ પાછું આપ્યું. પાર્વતી સહિત મહાદેવજી, સફેદ તળાટી-સપાટ જમીન તથા ગુફાવાળા અને પક્ષિયો તથા ઋષિઓએ સેવન કરેલા હિમાદ્રિ પર્વતનો ત્યાગ કરી પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુનના દેખતાં જ આકાશ તરફ જવા માંડ્યું.

ततः शुभं गिरिवरमीश्वरस्तदा महाभुजासिततटसानुकंदरं
विहाय तं पतगमहर्षिसेवितं जगाम खं पुरुषवरस्य पश्यतः ॥
इति श्रीमहाभारते वनपर्वणि कैरातपर्वणि शिवप्रस्थाने गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

## અધ્યાય ૪૧ મો. અર્જુનને દેવતાઓનો મેળાપ.

वैशंपायन उवाच—तस्य संपश्यतस्त्वेव पिनाकी वृषभध्वजः
जगामादर्शनं भानुर्लोकस्येवास्तमीयिवान् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી ત્રિશૂળ ધારણ કરનાર વૃષભધ્વજ મહાદેવજી અર્જુનને જોતાં, જેમ સૂર્ય સર્વ લોકને જોતાં અંતર્ધાન થાય, તેમ અંતર્ધાન થઇને પોતાના સ્થાનક પ્રત્યે ગયા. હે ભારત ! શત્રુઓના પરાક્રમનો નાશ કરનાર અર્જુન, મેં સાક્ષાત્ મહાદેવજીને દૃષ્ટિથી જોયા, એટલી વારમાં તે ક્યાં ગયા એમ વિસ્મય પામી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, મેં ત્રણ નેત્રવાળા ત્રિશૂળ ધારણ કરનાર સર્વ જીવોને વરદાન આપનાર અને તત્વદૃષ્ટિથી સ્વરૂપ રહિત મહાદેવજીનાં દર્શન તથા તેને હાથે કરીને સ્પર્શ કર્યો, માટે હું તેની કૃપાથી ધન્ય છું. હવે હું મારા આત્માને પરમ કૃતાર્થ માનું છું. યુદ્ધમાં સર્વ શત્રુઓને જીત્યા તથા મારૂં પ્રયોજન સર્વ સિદ્ધ થયું એમ માનું છું. હે જનમેજય ! એ પ્રમાણે અર્જુન પોતાના મનમાં વિચાર કરતો હતો, તે વખતે વૈદુર્યમણિ જેવા પ્રકાશમાન જળજંતુઓથી વિંટાયલા શોભાયમાન સ્વરૂપવાન અને જળના રાજા વરૂણ દેવતા નાગો, તળાવો, નદીઓ, દૈત્યો તથા સાધ્ય દેવતાઓ સહિત સર્વ દિશાઓને પ્રકાશ કરતા અર્જુનના આશ્રમ નજદીક આવ્યા. પછી તેજ વખતે જાંબૂનદ નામના સુવર્ણ જેવી કાંતિવાળા, મહા અદ્ભુત સ્વરૂપવાન, દ્રવ્યના અધિપતિ અને મહા સમર્થ કુબેર, મોટી કાંતિવાળા રથમાં બેસીને, આકાશને પ્રકાશ કરતા યક્ષો સહિત ત્યાં આવ્યા. પછી સર્વ જીવોનો નાશ કરનાર શોભાયમાન સ્વરૂપવાળા મહા પ્રતાપી દંડ ધારણ કરનાર અને સૂર્યના પુત્ર ધર્મરાજ યમ, જેમ પ્રલય કાળને વિષે સર્વ પ્રકાશમાન હોય તેમ પ્રકાશમાન થઇને મનુષ્ય સ્વરૂપ ધારણ કરેલા પિતૃઓના ગણો સહિત વિમાને કરી ત્યાં આવ્યા. પછી એ ત્રણે દેવતાઓએ હિમાદ્રિ પર્વતનાં મહા રમણીય શિખરો ઉપર બેસીને, તપશ્ચર્યા યુક્ત અર્જુનને જોયો. ત્યાર પછી મહા સમર્થ, ઐરાવત હસ્તિ ઉપર બેઠેલા દેવતાઓના ગણોથી વિંટાયલા, જેની ઉપર સફેદ છત્ર ધરેલું હતું તેવા જેમ આકાશમાં ચંદ્ર શોભે તેમ શોભતા અને ગંધર્વો તથા ઋષિઓએ સ્તુતિ કરેલા ઇંદ્ર, પોતાની સ્ત્રી ઇંદ્રાણી સહિત ત્યાં આવીને, પર્વતના એક શિખર ઉપર બેઠા. પછી મોટી બુદ્ધિવાળા, ઉત્કૃષ્ટ ધર્મ જાણનાર અને દક્ષિણ દિશા તરફ બેઠેલા યમ રાજા, મધુર વાણીથી બોલ્યા કે, હે અર્જુન ! અમે સર્વ લોકપાળો આવ્યા છીએ તેમને તું જો, અમારાં દર્શન કરવા લાયક તું છે માટે અમે તને દિવ્ય દૃષ્ટિ આપીશું. તું પૂર્વ જન્મને વિષે જેના સ્વરૂપનું ચિંતન ન થઇ શકે એવા મહા બળવાન નર નામે ઋષિ છે ને હમણાં બ્રહ્માના કહેવાથી મનુષ્ય સ્વરૂપવાળો છે માટે હે અર્જુન ! તારે યુદ્ધમાં પરાક્રમી, પરમ ધર્માત્મા અને તારા પિતામહ રૂપ ભીષ્મને તથાં પૂર્વે મોટા

શૂરવીર દૈત્યો હતા તે હમણાં ક્ષત્રિય કુળમાં મનુષ્ય દેહને પામ્યા છે, જેઓની ભરદ્વાજ ઋષિ રક્ષા કરે છે તેમને પણ જીતવા. વળી હે ધનંજય! તારે, સર્વ લોકને પ્રકાશ કરનાર મારા પિતા સૂર્યથી ઉત્પન્ન થયેલા મહા બળવાન કર્ણને તથા પૃથ્વીને વિષે જે દેવતા અને દૈત્યોના અંશે કરીને અવતર્યા છે તેઓનો યુદ્ધમાં નાશ કરવો. તેઓ તારાથી નાશ પામીને શ્રેષ્ઠ ગતિને પામશે. જગતમાં તારો યશ પણ વિસ્તાર પામશે. હે અર્જુન! તેં, યુદ્ધમાં મહાદેવજીને પ્રસન્ન કર્યા માટે તારે શ્રીકૃષ્ણ સહિત સર્વ પૃથ્વીનો ભાર ઉતારવો. હે મોટી ભુજાવાળા! જેણે કરીને તું મોટું પરાક્રમ કરી શકે એવું મારું દંડરૂપી અસ્ત્ર છે, તે હું તને આપું છું તે તું ગ્રહણ કર. વૈશંપાયન કહે છે–હે રાજન! એ પ્રમાણે અર્જુને યમ રાજાનાં વચન સાંભળી તેમની પાસેથી વિધિયુક્ત તે અસ્ત્રની વિદ્યા શિખી લીધી. પછી મેઘ સરખી કાંતિવાળા વરૂણ પશ્ચિમ દિશા તરફ બેસીને બોલ્યા કે, હે પાર્થ! ક્ષત્રિય ધર્મમાં વર્તનાર તથા સર્વ ક્ષત્રિયોમાં મુખ્ય તું, હું જળનો રાજા છું તેને જો. હે કુંતીના પુત્ર! પૂર્વે મેં જેઓએ કરીને તારકાસુર સંગ્રામને વિષે મહા પરાક્રમી દૈત્યોના અસ્ત્રોને બાંધી લીધાં હતાં એવા તથા યુદ્ધમાં કોઈથી પાછા ન વળી શકે એવા મારા વારૂણ પાશો છે, હું તને મૂકવા તથા પાછા વાળી લેવાની વિદ્યા શિખવીને આપું છું તે તું ગ્રહણ કર. હે અર્જુન! તું જ્યારે યુદ્ધમાં શસ્ત્ર ધારણ કરીને સાક્ષાત્ કાળ આવ્યો હોય, તે પણ છુટી શકે નહીં એવા મારા વારૂણ પાશથી યુદ્ધ કરીશ, ત્યારે ક્ષત્રિય રહિત પૃથ્વી થશે એમાં સંશય નથી.

વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે કહીને તેણે તેને વિદ્યા શિખવી તથા વારૂણ પાશરૂપી અસ્ત્ર આપ્યાં. હે જનમેજય! એવી રીતે યમરાજા તથા વરૂણ દેવતાએ અર્જુનને અસ્ત્રો આપ્યાં, ત્યારે કૈલાસ પર્વત ઉપર રહેનાર દ્રવ્યના અધિપતિ કુબેરે કહ્યું કે, હે પાંડુ રાજાના પુત્ર! મહા બળવાન અર્જુન! આજ હું, તારી સાથે સમાગમ પામી જેમ શ્રીકૃષ્ણ સાથે સમાગમ થવાથી પ્રસન્ન થાઉં તેમ પ્રસન્ન થયો છું. હે સવ્યસાચિ! હે મહાબાહો! હે પૂર્વ દેવ! હે સનાતન! તું પૂર્વ કલ્પને વિષે અમો સહિત થાકી ગયો છે, માટે હે પુરૂષમાં શ્રેષ્ઠ! મને તારૂં દર્શન થયું તેથી હું, તું જેણે કરીને બીજા કોઈથી ન જીતાય એવા શત્રુઓને જીતી શકે એવું મારૂં અંતર્ધાન નામનું અસ્ત્ર છે, જેને પૂર્વે મહાદેવજીએ ત્રિપુરાસુરને નાશ કરવા સારૂ મૂક્યું હતું, તે તને આપું છું. હે મેરૂપર્વત સરખા કાંતિવાન! તું એ અસ્ત્રને ધારણ કરવા સમર્થ છે, ને તેણે કરીને ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધનની સેનાને બાળી ભસ્મ કરશે. હે જનમેજય! એ પ્રમાણે કુબેરનાં વચન સાંભળી મોટી ભુજાવાળા મહા બળવાન અર્જુને તેની પાસેથી તેનું અસ્ત્ર વિધિયુક્ત ગ્રહણ કર્યું. પછી સર્વ દેવતાના રાજા ઇંદ્ર, અર્જુનને સાંત્વના કરતાં મેઘ તથા દોલના સરખા અવાજથી કહ્યું કે હે કુંતીપુત્ર અર્જુન! પુરાતન ઋષિ, સર્વનો ઇશ તથા સર્વ દેવતાઓની ગતિરૂપ તું પરમ ઉત્કૃષ્ટ સિદ્ધિને પામ્યો છે, માટે હે શત્રુઓને જીતનાર! તારે દેવતાઓનું કાર્ય અવશ્ય કરવું જોઇએ, વાસ્તે, સ્વર્ગ પ્રત્યે આવવા સારૂ તૈયાર થઇ રહેવું, ને હું તારે વાસ્તે, માતલિ સારથિ સહિત પૃથ્વીને વિષે રથ મોકલીશ, જ્યારે તેમાં તું બેસીને સ્વર્ગ પ્રત્યે આવીશ ત્યારે હું તને દિવ્ય અસ્ત્રો આપીશ. વૈશંપાયન કહે છે–હે રાજન! કુંતીના પુત્ર અર્જુને, પર્વતના શિખર ઉપર બેઠેલા ઇંદ્રાદિ સર્વ દેવતાઓને જોઇ અત્યંત વિસ્મય પામી

તેઓની પૂજે તથા પુષ્પોથી પૂજા કરી, અને સન્માન કર્યું. સર્વ દેવતાઓ અર્જુનનું વખાણ કરી જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા પોતપોતાના લોક પ્રત્યે ગયા. પછી જેના જેને પ્રાપ્ત થયાં હતાં એવા પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુને હર્ષ પામી પ્રાપ્ત થયું હતું મન વાંચ્છિત જેને એવા પોતાના આત્માને કૃતાર્થ માન્યો.

ततोऽर्जुनो मुदं लेभे लब्धास्त्रः पुरुषर्षभः
कृतार्थमथ चात्मानं स मेने पूर्णमानसं ॥

इति श्रीमहाभारते वनपर्वणि कैरातपर्वणि देवप्रस्थाने गुर्जरभाषायामेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો. અર્જુનનું ઇન્દ્રલોકમાં જવું.

## ऐंद्रलोकाभिगमन पर्व.

वैशंपायन उवाच—गतेषु लोकपालेषु पार्थः शत्रुनिबर्हण:
चिंतयामास राजेंद्र देवराजरथं प्रति ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય ! સર્વ લોકપાલ ગયા પછી શત્રુઓનો નાશ કરનાર અર્જુન, ઇંદ્રના રથની વાટ જોયા કરતો હતો. તે વખતે મહાકાંતિવાળો અને જેમાં મોટા પર્વત શિવાય એક હજાર અશ્વો જોડેલા હતા એવો રથ, આકાશને પ્રકાશ કરતો તથા દશ દિશાઓને ગજાવતો માતલિ સારથિ સહિત અર્જુનના આશ્રમ નજીક આવ્યો. તે સમયે અર્જુને તે રથ તથા તેની ઉપર સુવર્ણની દાંડીમાં વૈજયંતિ નામની ધ્વજા હતી તેને અને તે રથમાં બેઠેલા સુવર્ણના અલંકાર પહેરેલા હતા જેણે એવા માતલિને જોઇને, આ ઇંદ્ર છે. એમ પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યો. માતલિ રથમાંથી ઉતરી અર્જુન પાસે આવી નમ્રતાયુક્ત થઇને કહેવા લાગ્યો કે, હે ઇંદ્રના પુત્ર ! શ્રેષ્ઠ સ્વરૂપવાન અર્જુન ! તને ઇંદ્ર મળવાની ઇચ્છા કરે છે માટે તું જલદીથી આ રથમાં બેસ, કારણ સો અશ્વમેધયજ્ઞ કર્યા છે જેણે એવા તારા પિતા ઇંદ્રે, મને કહ્યું છે, કે, "હે માતલિ ! તું કુંતીના પુત્ર અર્જુનને અહીં સ્વર્ગમાં લઇ આવ. જેને આ સ્વર્ગમાં રહેનાર સૌ જુએ " હે અર્જુન ! એ પ્રમાણે ઇંદ્રે મને કહ્યું છે, વાસ્તે દેવતા. ઋષિઓ. ગંધર્વો અને અપ્સરાઓના સમૂહથી વિંટાએલા ઇંદ્ર, તને મળવાની વાટ જોયા કરે છે માટે તું તેમની આજ્ઞાથી કરી આ પૃથ્વીલોકથી સ્વર્ગ પ્રત્યે જવા સારૂ મારા સહિત આ રથમાં બેસ, તેની પાસેથી અસ્ત્ર લઇને પાછો અહીં આવજે. અર્જુન બોલ્યો કે. હે માતલિ ! તું સર્વોત્તમ આ રથ છે તેમાં જલદી બેસ, સેંકડો રાજસૂય તથા અશ્વમેધાદિ યજ્ઞો કરનાર મોટા ભાગ્યવાળા રાજાઓ, દેવતાઓ તથા દૈત્યોને પણ આ રથમાં બેસવું દુર્લભ છે. જેણે તપશ્ચર્યા કરી ન હોય એવા પુરૂષને તેનું દર્શન તથા સ્પર્શ પણ દુર્લભ છે, ત્યારે તેમાં બેસવું તો ક્યાંથીજ બને ? પણ હે શ્રેષ્ઠ ! જ્યારે તું પ્રથમ તેમાં બેસીશ અને રથમાં જોડેલા અશ્વો સ્થિર થઇ ઉભા રહેશે, ત્યારે હું જેમ પુણ્યવાન પુરૂષ મોક્ષ માર્ગ પ્રત્યે જવા સારૂ બેસે તેમ બેસીશ. વૈશંપાયન કહે છે-હે રાજન ! એવાં અર્જુનનાં વચન સાંભળી ઇંદ્રના સારથિ મા-

તલિએ રથમાં પોતાના સ્થાનક ઉપર બેસી હાથમાં લગામ લઇ અશ્વોને નિયમમાં રાખ્યા. ગંગામાં સ્નાન કર્યું હતું જેણે એવા, મહા પવિત્ર તથા કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા કુંતીના પુત્ર અર્જુન, વિધિયુક્ત પોતાને જપવાનો મંત્ર હતો તે જપી તથા પિતૃઓનું તર્પણ કરી પોતાના મનમાં અત્યંત હર્ષયુક્ત થઇ ત્યાંથી જવા સારૂ પર્વતમાં મુખ્ય તે પર્વતની રજા લેતાં કહ્યું કે, હે પર્વત ! તું, શ્રેષ્ઠ, પવિત્ર સ્વભાવ તથા કર્મવાળા સ્વર્ગ પ્રત્યે જવાની ઇચ્છાવાળા મુનિયોને સદૈવ આશ્રય કરવા લાયક છે, તારી કૃપાથી પીડા રહિત થયેલા બ્રાહ્મણો ક્ષત્રિયો તથા વૈશ્યો સ્વર્ગ પ્રત્યે જઇને, દેવતાઓ સાથે ફરે છે. હે સર્વ પર્વતના રાજા ! હે મુનિયોએ સેવન કરવાથી તીર્થરૂપ મોટા પર્વત ! મેં, તારી ઉપર એટલા દિવસ મોટા આનંદથી રહીને, તારી તલેટી તથા તારે વિષે હસ્તિઓ, જળનાં ઝરણો, નદીઓ અને પવિત્ર અનેક તીર્થને જોયાં. વળી મેં તારા વનમાં મહા સુગંધવાળાં ફળો ખાધાં તથા તારા-માંથી નીકળતાં એવાં અમૃત સરખા સ્વાદવાળા જળનું પાન પણ કર્યું, જેમ પુત્ર પિતાના ખોળામાં સુખે કરીને રહે, તેમ અપ્સરાઓના ગણો જેમાં રહે છે તથા વેદનો ઘોષ થયા કરે છે, એવી તારી સપાટ પૃથ્વીને વિષે રહી અનેક તરેહની ક્રીડા કરી. હે પર્વત ! હવે હું તારી રજા લઇ જાઉં છું. એ પ્રમાણે શત્રુઓના પરાક્રમ નાશ કરનાર અર્જુન, પર્વતની રજા લઇને સૂર્યની પેઠે તે સ્થળને પ્રકાશ કરતો તે રથમાં બેઠો. તેણે સૂર્ય સરખા પ્રકાશ-માન અદ્ભુત ગતિ કરનાર તે રથે કરી વેગે આકાશ તરફ ધર્મિષ્ઠ પુરૂષોના માર્ગ પ્રત્યે જઇને, મોટા અદ્ભુત શોભાયમાન હજારો વિમાનોને જોયાં. પછી હે રાજન ! અર્જુને જ્યાં સૂર્ય, ચંદ્ર તથા અગ્નિનો પ્રકાશ નથી હતો, ને મોટા શરીરવાળા જેઓ ઘણે ઉંચે રહેવાથી આ પૃથ્વીને વિષે મનુષ્યોને દીવા તથા તારાઓરૂપ જોવામાં આવે છે તે પુણ્ય-કર્મવાળા જીવોના શરીરનો પ્રકાશ હોય છે ત્યાં જઇને, જે યુદ્ધમાં નાશ પામેલા રાજ-ર્ષિઓ પોતાના સ્થાનને પોતાની કાંતિથી પ્રકાશ કરતા હતા, તેઓને જોયા. પછી આગળ જતાં અર્જુને તપશ્ચર્યાએ કરીને સ્વર્ગની પ્રાપ્તિ થઇ હતી જેઓને એવા સેંકડો જીવો, સૂર્ય સરખા તેજસ્વી હજારો ગંધર્વો, ગુહ્યકો, ઋષિઓ અને અપ્સરાઓના ગણોને તથા તેઓના પ્રકાશમાન લોકને જોઇ અત્યંત વિસ્મય પામી પ્રીતિથી માતલિને પૂછ્યું કે, આ સૌ કોણ છે ? માતલિએ તેને કહ્યું કે, હે પાર્થ ! તું જેઓને પૃથ્વીને વિષે તારાઓરૂપે જોતો હતો, તેઓ આ સૌ મોટા પુણ્યથી પોતપોતાના સ્થાનકમાં રહ્યા છે. હે રાજન ! એ પ્રમાણે માતલિના કહેવા પછી અર્જુને દેવતાઓને ફરવાના માર્ગનું ઉલ્લંઘન કરી આગળ સ્વર્ગના દરવાજા પ્રત્યે ઉભેલા ચાર દાંતવાળા તથા કૈલાસ પર્વત જેવડા મોટા શરીરવાળા ઐરાવત હસ્તિને જોયો. હે રાજન ! એવી રીતે જેમ પૂર્વે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ માંધાતા શોભતા હતા, તેમ શોભતા અર્જુને, સર્વ રાજાઓને રહેવાના લોકનું ઉલ્લંઘન કર્યું.

ऐरावत यथापूर्वं मांधाता पार्थिवोत्तमः
अभिचक्रामलोकान्स राज्ञां राजी[illegible]चनः

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि इंद्रसभादर्शने गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

## અધ્યાય ૪૩ મો. અર્જુન દૈવી સંગીત શીખ્યો.

**वैशंपायन उवाच—ददर्श स पुरीं रम्यां सिद्धचारणसेवितां**
**सर्वर्तुकुसुमैः पुण्यैः पादपैरुपशोभितां ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી અર્જુને, સિદ્ધ અને ચારણોએ સેવેલી, સર્વ ઋતુમાં શ્રેષ્ઠ પુષ્પોવાળાં વૃક્ષોથી શોભાયમાન અને રમણીય ઇંદ્રની પુરી જોઇ. વળી તેને ત્યાં સફેદ કમળ તથા પવિત્ર સુગંધવાળાં પુષ્પોની સુગંધથી ભરેલો વાયુ જેને વાતો હતો એવા અર્જુને, અપ્સરાના ગણોએ સેવેલું, શ્રેષ્ઠ પુષ્પોવાળાં વૃક્ષોથી શોભતું, અને જેને તપ તીર્થોમાં સ્નાન અને દાન કર્યાં વગરના તથા યજ્ઞનો નાશ, મદિરાનું પાન અને ગુરૂની સેજ્યાને વિષે ગમન કરનાર દુષ્ટાત્માવાળા પુરૂષોને કોઇ દિવસ પણ જોવામાં ન આવે એવું તથા જેમાં દિવ્ય ગાયન થતું એવું નંદન નામનું વન જોયું. પછી હે રાજન ! ગંધર્વો તથા અપ્સરાઓએ સ્તુતિ કરેલા, પુષ્પની સુગંધવાળા વાયુએ પાવન કરેલા અને મોટી ભુજાવાળા અર્જુને, ઇંદ્રની પ્રિય સ્વર્ગપુરીમાં પ્રવેશ કરી દેવતાઓની ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર હજારો વિમાનો આવતાં તથા જતાં જોયાં. જ્યારે હર્ષ પામેલા દેવતા, ગંધર્વો, સિદ્ધો અને ઋષિઓએ સર્વને આનંદ આપનાર અર્જુનની પૂજા કરી, ત્યારે ઋષિઓએ આશિર્વાદ આપ્યો હતો જેને તથા ગંધર્વાદિ સ્તુતિ કરતા હતા જેની અને જેની આગળ વાજીંત્રો વાગતાં હતાં એવા અર્જુને જ્યાં શંખ તથા નગારાં વાગતાં હતાં એવા સુરવીથી નામના મોટા માર્ગ પ્રત્યે આવી, સાધ્ય દેવતા, વિશ્વેદેવા, ઓગણપચાસ વાયુ, બે અશ્વિનિકુમારો, બાર સૂર્યો, આઠ વસુ, અગિયાર રૂદ્રો, દોષ વગરના બ્રહ્મર્ષિયો, દિલીપાદિ અસંખ્યાત રાજર્ષિઓ, તુંબરૂ, નારદ, હાહા તથા હુહૂ ગંધર્વોને વિધિયુક્ત યથાયોગ્ય મળી, છેવટે સો અશ્વમેધ યજ્ઞ કરેલા પોતાના પિતા ઇંદ્રને જોઇ, રથમાંથી ઉતરી જેની ઉપર સફેદ છત્ર ધરેલું હતું, જેને સુગંધયુક્ત પંખાઓથી પવન ઢોળાતો હતો, તથા જેની વિશ્વાવસુ આદિ ગંધર્વો ગાયનથી અને ઋષિયો સામાદિ ચાર વેદોના મંત્રોથી સ્તુતિ કરતા હતા એવા તે ઇંદ્રની પાસે આવી હાથ જોડી નમસ્કાર કર્યો. ઇંદ્ર તેને પોતાના સ્થૂળ બે હાથથી ભેટી પોતાની પાસે પોતાના આસન ઉપર બેસારી તથા તેના મસ્તકના કેશ સુંઘીને પોતાના ખોળામાં બેસાડ્યો. પછી જ્યારે અર્જુન, ઇંદ્રના કહેવાથી તેની પાસે તેના આસન ઉપર બેસીને બીજો ઇંદ્રજ હોય શું એમ શોભવા લાગ્યો. વૃત્રાસુરનો શત્રુ ઇંદ્ર, પ્રીતિથી તેના મુખ તથા ધનુષની પ્રત્યંચા ખેંચીને બાણો મૂકવાથી કઠીણ થએલા સુવર્ણના દંડ સરખી આકૃતિવાળા હાથ ઉપર પોતાનો હાથ ફેરવી તથા તેને સાંત્વના કરતાં આસ્તેથી પોતાનો ખભો ઠોકીને, સ્નેહથી અર્જુન એક આસન ઉપર બેઠેલા હતા તેથી, જેમ શુક્લ પક્ષની ચૌદશને દિવસે આકાશમાં સૂર્ય તથા ચંદ્ર શોભે, તેમ શોભતા હતા. તે સમયે ત્યાં ગાયન કરવામાં કુશળ તુંબરૂઆદિ ગંધર્વો ગાયન કરતા હતા તથા દેવતાઓના ચિત્તને પ્રસન્ન કરનારી, કમળ સરખાં નેત્રવાળી ઘૃતાચી, મેનકા, રંભા, કુંભયોનિ, પ્રજાગરા, ચિત્રલેખા, અને મધુર સ્વરવાળી સહાદિ અપ્સરાઓ નૃત્ય ન શ્રેષ્ઠ કટિપ્રદેશ તથા કમ્મરવાળી તે અપ્સરાઓ સર્વનાં ચિત્ત, બુદ્ધિ અને મનને હરણ કરે એવાં પોતાનાં કંપાયમાન સ્તન, કટાક્ષ, હાવભાવ તથા વચનની મધુરતાએ કરીને સર્વનાં ચિત્તની વૃત્તિ, પોતામાં ખેંચતી હતી.

ब्रह्म... देवलोकस्य: कंपमानैः पयोधरैः
कटाक्षमहावमाधुर्यैश्चेतो बुद्धिमनोहरैः ॥

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

## અધ્યાય ૪૪ મો. ઇંદ્રાર્જુન મેળાપ.

वैशंपायन उवाच—ततो देव स गंधर्वाः समादायार्घ्यमुत्तमं
शक्रस्य मतमाज्ञाय पार्थमानर्चुरंजसा ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી ગંધર્વો સહિત દેવતાઓએ, ઇંદ્રનો મત જાણી હાથમાં ઉત્તમ અર્ઘ્ય તથા આચમની આપી ઇંદ્રના ઘરમાં પ્રવેશ કરાવ્યો. હે રાજન ! એ પ્રમાણે જેનો મોટો સત્કાર થયો હતો એવો અર્જુન, પોતાના પિતા ઇંદ્રના ઘરમાં રહીને, તેની પાસેથી જગતનો સંહાર કરે એવાં મહાન્ શ્રેષ્ઠ અસ્ત્રોની વિદ્યા શિખ્યો. પછી હે રાજન ! પાંડુ રાજાના પુત્ર અર્જુને ઇંદ્રના હાથમાંથી તેને પ્રિય એવું વજ્ર તથા શત્રુઓથી સહન ન થઇ શકે એવું અસ્ત્ર લઇ તેની આજ્ઞાથી ત્યાં પાંચ વર્ષ સુધી રહી પોતાના ભાઇયોને યાદ કર્યા. હવે તે પહેલાં એક દિવસે ઇંદ્રે કુંતીના પુત્ર અર્જુનને કહ્યું કે, તું મનુષ્ય લોકમાં નથી એવી નૃત્ય, ગાયન તથા વાજીંત્ર વગાડવાની વિદ્યા ચિત્રસેન પાસેથી શીખ, તારૂં કલ્યાણ અવશ્ય થશે એમ કહી તેને ચિત્રસેનને સ્વાધિન કર્યો. પછી જેની સાથે રહીને અર્જુન ક્રીડા કરતો હતો તે ચિત્રસેને તેને નૃત્યાદિ સર્વ વિદ્યા શિખવવા માંડી, દ્યુતમાં સર્વસ્વ હારી જવાને લીધે દુઃશાસન તથા શકુનિને મારવાની ઇચ્છાથી નિરંતર ક્રોધયુક્ત અર્જુન સુખ નહીં પામતો હતો તોપણ કોઇ કોઇ વેળા તેની સાથે પ્રીતિ કરી તેની પાસેથી નૃત્ય ગાયન અને વાજીંત્ર વગાડવાની વિદ્યા શિખ્યો. નૃત્ય તથા વાજીંત્ર વગાડવારૂપ અનેક ગુણો અને ગાયનના અર્થરૂપ સર્વ ગુણો શિખેલો તથા શત્રુઓનાં પરાક્રમનો નાશ કરનાર અર્જુન, પોતાના ભાઇયો અને માતા કુંતીને યાદ કરતાં સુખ નહીં પામતો હતો.

स राक्षितो नृत्यगुणाननेका न्वादित्रगीतार्थगुणांश्च सर्वान्
न शर्मलेभे परवीरहंता भ्रातृन्स्मरन्मातरं चैव कुंती ॥

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

## અધ્યાય ૪૫ મો. અર્જુનને ઉર્વશીનો મોહ.

वैशंपायन उवाच—आदावेवाथ तं शक्रश्चित्रसेनं रहो ब्रवीत्
पार्थस्य चक्षुरुर्वश्यां सक्तं विज्ञाय वासवः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે તે પહેલાં કોઇ દિવસના સમયને વિષે ઇંદ્ર,

અર્જુનનાં નેત્ર ઉર્વશી અપ્સરામાં આસક્ત થયેલાં જોઈ ચિત્રસેન ગંધર્વને કહેવા લાગ્યો કે, હે ગંધર્વના રાજા ચિત્રસેન ! તું મારા કહેવાથી અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશીની પાસે જા, ને જેમ તે અપ્સરા અર્જુનને પ્રાપ્ત થાય તથા જેમ અહીં સત્કાર પામેલો અર્જુન મારી પાસેથી વિદ્યા સહિત અસ્ત્રો પામ્યો તેમ સ્ત્રીઓના સંગમાં કુશળ થાય તેમ કર. હે રાજન ! એ પ્રમાણે ઇંદ્રની આજ્ઞા થઈ હતી જેને એવો ગંધર્વનો રાજા ચિત્રસેન, તેમ 'ઘણું સારૂં' એમ કહી મહા સ્વરૂપવાળી ઉર્વશીની પાસે ગયો, ને તેને જોઇને હર્ષ પામ્યો. પછી ઉર્વશીએ 'ભલે આવ્યા,' એમ કહીને સત્કાર કર્યો હતો જેનો એવો તથા સુખે કરીને બેઠેલો ગંધર્વ ચિત્રસેન, ઉર્વશીને હાસ્ય પૂર્વક કહેવા લાગ્યો કે, હે શ્રેષ્ઠ દેહવાળી ઉર્વશી ! હું સ્વર્ગના રાજા અને તારા હાવભાવથી હર્ષ પામેલા ઇંદ્રની આજ્ઞાથી જે કારણસર તારી પાસે આવ્યો છું તે તને જાણવામાં હશે, તોપણ કહું તે સાંભળ. હે શ્રેષ્ઠ હાસ્યવાળી ! જે દેવતા તથા મનુષ્યોમાં કાંતિ, શીલ, સ્વરૂપ વ્રત, ઇંદ્રિય જીતવી, બળ તથા પરાક્રમે કરીને પ્રસિદ્ધ, વિદ્યા અને ઐશ્વર્યનાં તેજ તથા શૌર્ય યુક્ત, ક્ષમાવાન, અદેખાઈ રહિત ચારે વેદ અને ઇતિહાસોને જાણનાર, ગુરૂજનોની સેવા કરનાર, શ્રેષ્ઠ બુદ્ધિમાન્ પોતાની સ્ત્રીને વિષે પ્રીતિમાન, આલસ્ય રહિત, મોટા કુળમાં ઉત્પન્ન થયેલો, તરૂણ ઇંદ્રની પેઠે એકલો સ્વર્ગની રક્ષા કરવાને સમર્થ, કોઇનો કરેલો ઉપકાર પોતાને મોઢેથી નહીં બોલનાર, સત્પુરૂષોનો સત્કાર કરનાર, ઘણું ઝીણું લક્ષ્યને જલદીથી જોનાર, પ્રિય વચન બોલનાર, સ્નેહ રાખનાર બ્રાહ્મણ લોકોને ખાનપાનાદિ પદાર્થો આપનાર, સત્યવાદી, સર્વત્ર સન્માન પામેલો, પોતાની મતલબ જેટલું બોલનાર, શ્રેષ્ઠ સ્વરૂપવાન, અહંકાર રહિત, પોતાના આશ્રિતજનો ઉપર દયાવાન, સર્વને સુખ આપનાર, યુદ્ધમાં સ્થિર થઇ ઉભો રહેનાર અને બીજા પણ ઇંદ્ર તથા વરૂણાદિ લોકપાળના સરખા ગુણવાળો મહા શૂરવીર અર્જુન સ્વર્ગલોકમાં આવ્યો છે તે તારા જાણવામાં હશે, માટે હે ઉર્વશી ! તું આજ ઇંદ્રના કહેવાથી તેની પાસે જા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પછી એ પ્રમાણે ચિત્રસેન ગંધર્વનાં વચન સાંભળી આનંદ પામેલી અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશી હસીને બોલી કે, હે ગંધર્વરાજ ચિત્રસેન ! તમે મને અર્જુનના જે ગુણો કહ્યા તે મેં પૂર્વે જે દિવસથી સાંભળ્યા છે, તે દિવસથી મારૂં ચિત્ત તેમાં છે માટે મારે હમણાં તેને વિષે કંઇ નવીન ચિત્ત લગાડવું નથી. હે ગંધર્વ ! અર્જુનના ઘણા ગુણોને લીધે ઉત્પન્ન થયો છે કામ જેને એવી હું ઇંદ્રની આજ્ઞા તથા તમારી પ્રેરણાથી જેમ મને સુખની પ્રાપ્તિ થાય તેમ તેની પાસે જઇશ અને તમે તમારી ઇચ્છા પ્રમાણે જાઓ.

मह्यं स्वनियोगं [illegible] अर्जुन च
तस्य चाहं [illegible]कामेन फाल्गुन [illegible]
गच्छ त्वं [illegible] यथाकाममभिलष्याम्यहं सुखं ॥

इति श्रीमहाभारते वनपर्वणि इन्द्रलोकाभिगमनपर्वणि चित्रसेनोर्वशीसंवादे गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

## અધ્યાય ૪૬ મો. ઉર્વશી ને અર્જુન.

[illegible] [illegible]—ततो [illegible] गंधर्वे [illegible]
उर्वशी [illegible] पार्थं [illegible] ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી સારા સ્વરૂપવાળી તથા અર્જુનની પ્રાર્થના કરવામાં ઇચ્છાવાળી ઉર્વશીએ, જેણે પોતાનું ઇચ્છિત કામ કર્યું હતું એવા ગંધર્વ ચિત્રસેનને જવાની રજા આપી સ્નાન કર્યું. પછી સુંદર અલંકારો, ચંદન તથા શ્રેષ્ઠ પુષ્પો ધારણ કરવાથી અને અર્જુનના સ્વરૂપનો પોતાના મનમાં વિચાર કરવાથી ઉત્પન્ન થયેલા કામનાં બાણોએ કરીને વિંધાયલું હતું મન જેનું એવી, કામ ઉત્પન્ન થવાથી તાપ પામેલી અને જેમ શ્રેષ્ઠ ઓછાડથી બિછાવેલી મોટી શય્યાને વિષે મોટા ઉદાર મને કરીને પ્રાપ્ત થયેલા અર્જુનને રમણ કરાવવાથી હર્ષ ઉત્પન્ન થાય તેમ હર્ષયુક્ત થયેલી ઉર્વશી, અંધારી રાત્રિએ ચંદ્રના ઉગવા વખતે અર્જુનનાં સ્થાનક પ્રત્યે જવા સારૂ પોતાના ઘરમાંથી નીકળી. તે વખતે હે રાજન! જે કોમળ, વાંકા અને લાંબા હાથમાં ડાંડીવાળું કમળનું પુષ્પ ગ્રહણ કર્યું હતું, તે હાથ પોતાના વેણીવાળા કેશ ઉપર રાખવાથી તથા પોતાની ભ્રૃકુટિનું ચડાવવું, બોલવાની મિઠાશ, સ્વરૂપની કાંતિ અને ઉદારતાએ કરીને અત્યંત શોભતી તે અપ્સરા, જેમ પોતાના ચંદ્ર સરખા શોભાયમાન મુખે કરીને ચંદ્રને યુદ્ધ કરવા સારૂ બોલાવતી હોય, તેમ રસ્તામાં ચાલી જતી હતી. પછી શ્રેષ્ઠ સુગંધી પદાર્થો તથા ચંદન ધારણ કરેલાં અને ગળામાં પહેરેલા હારો જેઓ ઉપર રહ્યા હતા એવાં સ્તનો જેનાં શોભતાં હતાં એવી, સ્તનોના ભારથી પગલે પગલે નમતી, ઉદર ઉપર ત્રણ વાટા પડતા હતા જેને એવી, સુંદર મધ્યભાગ તથા કટિમેખળાયુક્ત મોટા કટિપશ્ચાદ્ ભાગવાળી, ગુપ્ત ઘુંટણ, ત્રાંબા સરખાં લાલ તળાં અને આંગળીઓ હતી જેની એવા કાચબા સરખા ઉંચા પગને વિષે નેપુર પહેરેલી, થોડીક મદિરાનું પાન કર્યું હતું જેણે એવી, પોતાના મનમાં કામ ઉત્પન્ન થવાથી આનંદયુક્ત, ઘણું આશ્ચર્યવાળાં સ્વર્ગમાં સિદ્ધ, ચારણ તથા ગંધર્વોને જોવાલાયક અંગવાળી, આકાશ સરખા રંગવાળું વસ્ત્ર ધારણ કરેલી અને મોટા ઋષિયોના મનને પણ મોહ કરે એવા સ્વરૂપવાળી ઉર્વશી, પવન તથા મનના જેવી ગતિએ કરીને અર્જુનના ઘર પ્રત્યે આવી. તે વખતે તેના દરવાજાની ચોકી કરનાર પુરૂષોએ અર્જુન પાસે જઈ તેને ઉર્વશી આવી છે, એવી ખબર આપી. પછી હું, રાત્રિને વિષે આવી છું. માટે અર્જુન પાછી જા, એમ તો નહીં કહે એવી રીતે પોતાના મનમાં શંકાયુક્ત તે અપ્સરા, જ્યારે અર્જુનના ઘરમાં ગઈ, ત્યારે તેને જોઈને લજ્જાથી નીચું જોયું હતું જેણે એવા અર્જુને, નમસ્કાર કરી તથા ગુરૂની માફક પૂજા કરીને કહ્યું કે, હે અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશી! હું તને મસ્તકે કરીને નમસ્કાર કરૂં છુ, ને તું મને શું આજ્ઞા આપે છે. કારણ મારારૂપ તારો ચાકર તારી પાસે હુકમ ઉઠાવવા ઉભો છે. હે જનમેજય! એવી રીતે અર્જુનનાં વચન સાંભળવાથી ગયું હતું દેહનું ભાન જેને એવી તે બોલી કે, હે મનુષ્યોમાં ઉત્તમ અર્જુન! જેમ મને ચિત્રસેન ગંધર્વે કહ્યું છે તથા હું તમારી પાસે આવી છું, તે કહું તે સાંભળો. હે અર્જુન! જ્યારે તમારા અહીં આવવાના આનંદને વિષે સૂર્ય તથા અગ્નિ સરખા શોભાયમાન અને સમૃદ્ધિએ કરીને પ્રકાશમાન રૂદ્રો, અશ્વિનીકુમારો, આઠ વસુ, મોટા ઋષિયો, શ્રેષ્ઠ રાજાઓ, સિદ્ધો ચારણો, યક્ષો તથા નાગોના ગણો માન સહિત મોટા મહિમાથી બેઠેલા હતા તથા ગંધર્વો વીણા આદિ વાજીંત્રો વગાડતા હતા અને મનને આનંદ આપે એવું ગાયન થતું હતું ત્યારે, હે મોટાં નેત્રવાળા અર્જુન! તમે સર્વ અપ્સરાઓની મધ્યમાં ઉર્વશી મારી સામે નેહથી જોયું. પછી હે શ્રેષ્ઠ! તમારા પિતા ઈંદ્રે આજ્ઞા આપ-

વાથી સર્વ દેવતાઓ તથા અપ્સરાઓ પોતપોતાનાં સ્થાનક પ્રત્યે ગયાં. હે કમળ સરખાં નેત્રવાળા ! ઇંદ્રની આજ્ઞાથી ચિત્રસેન ગંધર્વે મારી પાસે આવી મને કહ્યું કે, હે અપ્સરા ! મને સ્વર્ગના રાજા ઇંદ્રે તારી પાસે મોકલ્યો છે, માટે તું તેનું તથા મારૂં અને તારૂં પ્રિય થાય તેમ કર. તે એવી રીતે કે તું, યુદ્ધમાં ઇંદ્ર સરખા પરાક્રમી તથા સદૈવ ઉદારતાદિ ગુણયુક્ત અર્જુન પાસે જાઇને, તેની સંભોગ વાસ્તે પ્રાર્થના કર. હે મોટી બુદ્ધિવાળા અર્જુન ! હું, ગંધર્વનાં વચન સાંભળી 'ઇંદ્રે આજ્ઞા આપી છે' એમ જાણી તમારી સેવા કરવા સારૂ અહીં તમારી પાસે આવી છું. વળી હે શૂરવીર ! તમારા ગુણો સાંભળવાથી તમારામાં ખેંચાયું છે ચિત્ત જેનું એવી અને કામદેવને વશ થયેલી મને તમે ઘણા દિવસથી ઇચ્છિત છો, માટે મારો મનોરથ તમારી સાથે ક્રીડા કરવાનો છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે સ્વર્ગમાં ઉર્વશી અપ્સરાનાં વચન સાંભળવાથી લજ્જાયુક્ત થયેલો અર્જુન, પોતાના હાથથી કાન બંધ કરીને બોલ્યો કે, હે શ્રેષ્ઠ મધ્ય ભાગવાળી ! તું મને નહીં સાંભળવા લાયક વાક્ય કહે છે પણ મને તો મારા ગુરૂજનોની સ્ત્રિયો બરોબર છે. હે કલ્યાણરૂપ ! જેમ મોટા ભાગ્યવાળી મારી માતા કુંતી, માદ્રી તથા ઇંદ્રાણી છે, તેમજ તું પણ છે. હવે હે શ્રેષ્ઠ ! જ્યારે ઇંદ્રની સભામાં નૃત્ય થતું હતું ત્યારે મેં તારી સામું જોયું તેનું કારણ કહું તે સાંભળ. હે ઉર્વશી ! જ્યારે મેં તને દીઠી, ત્યારે આ આપણા પુરૂવંશની ઉત્પન્ન કરનારી માતા છે એમ માનીને હર્ષથી તારી સામું જોયા કર્યું. હે અપ્સરા ! તું તારા મનમાં અધર્મરૂપ વિચાર કરવા લાયક નથી, કારણ અમારી ગુરૂરૂપ માતાથી પણ અધિક તું છે. ઉર્વશી બોલી કે, હે દેવતાના રાજા ઇંદ્રને આનંદ આપનાર ! અમે સર્વ અપ્સરાઓ લાજ વગરની છીએ, માટે હું માતા બરોબર ગણાવા લાયક નથી. હે શૂરવીર ! જેઓ પુરૂવંશના પુત્રો તથા પૌત્રો આદિ તપશ્ચર્યાએ કરીને અહીં સ્વર્ગ પ્રત્યે આવે છે તેઓ સૌ અમારી સાથે ક્રીડા કરે છે, પણ તમારી પેઠે આવો વિચાર કરતા નથી. હે માન આપનાર ! તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. મારો ત્યાગ કરવા લાયક નથી, કારણ હું કામે કરીને તાપ પામેલી તથા તમારામાં પ્રીતિવાળી છું, માટે મારૂં ભજન કરો. અર્જુન બોલ્યો કે, હે નહીં નિંદા કરવા લાયક શ્રેષ્ઠ મુખવાળી અપ્સરા ! હું, જે તને વાક્ય કહું, તે તું, દિશાઓ તથા વિદિશાઓ સર્વ સાંભળો. હે નિષ્પાપ ! જેમ અમારા વંશની વૃદ્ધિ કરનાર માતા કુંતી તથા માદ્રી અને શચી છે તેમ તું પણ અમારા વંશને ઉત્પન્ન કરનારી તેઓ બરોબર છે, માટે હું તારા પગમાં મસ્તક મૂકી પગે લાગું છું, વાસ્તે જા, કારણ આપણે બેઉ જેમ પુત્ર માતાની રક્ષા કરે તથા માતા પુત્રની રક્ષા કરે, તેમ પરસ્પર રક્ષા કરવા લાયક છીએ.

વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે જ્યારે અર્જુને કહ્યું, ત્યારે ક્રોધે કરીને મૂર્છિત થયેલી, કંપતી તથા ભ્રકુટી જેણે ચડાવી હતી એવી ઉર્વશી, અર્જુનને શાપ આપતાં બોલી કે, હે અર્જુન ! તમે, તમારા પિતા ઇંદ્રની આજ્ઞાથી પોતાની મેળે આવેલી અને કામનાં બાણને વશ થયેલી મને સ્વીકારતા નથી માટે સ્ત્રિયોની મધ્યમાં નૃત્ય કરનાર બંઢળ નામથી પ્રસિદ્ધ થઇને, નપુંસક પુરૂષની માફક ફરશો. હે રાજન ! ક્રોધથી ફરકતા હતા હોઠ જેના એવી ઉર્વશી, એવી રીતે અર્જુનને શાપ આપીને પોતાના ઘર પ્રત્યે ગઇ. ત્યાર પછી અર્જુને તે રાત્રિને વિષે પોતાની પાસે આવેલા ચિત્રસેનને, ઉર્વશીનું સર્વ વૃત્તાંત

કહી સંભળાવ્યું. તેણે તે ઇન્દ્રને કહી સંભળાવ્યું. પછી ઇંદ્રે એકાંતમાં અર્જુનને બોલાવી સાંત્વના કરતાં કહ્યું કે, હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા અર્જુન ! કુંતીને તારા સરખો પુત્ર છે, તેથી જગતમાં તે સુપુત્રવાળી કહેવાય છે. તેં આજ તારા ધૈર્યે ઋષિઓને પણ જીત્યા. હે મોટી ભુજાવાળા ! જે તને ઉર્વશીએ શાપ આપ્યો, તે તને અર્થની સિદ્ધિ કરનાર થશે, કેમકે તમારે સર્વ ભાઇઓને તેરમે વર્ષ છાનું રહેવું છે, માટે જ્યારે તમે કૌરવો પાસે કરેલા વદાડ પ્રમાણે રહો. ત્યારે તું ઉર્વશીના આપેલા શાપ પ્રમાણે નૃત્યાદિ કરતાં એક વર્ષ સુધી રહેજે, ને તે વર્ષ પૂરૂં થશે ત્યારે પાછો પુરૂષપણાને પામીશ. અર્જુન એ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી હર્ષયુક્ત થયો પણ ઉર્વશીએ આપેલા શાપને પોતાના મનમાં કંઇ વિચાર કરતો નહી હતો, મોટા યશવાળા ચિત્રસેન ગંધર્વની સાથે સ્વર્ગમાં અનેક તરેહની ક્રીડા કરતો હતો. હે જનમેજય ! જે કોઇ પુરૂષ નિત્ય પાંડુ રાજાના પુત્ર અર્જુનનાં આ વૃત્તાંતને શ્રવણ કરશે તો તેની ઇચ્છા પાપરૂપ વિષયાદિમાં પ્રવર્ત્ત થશે નહીં.

इदं यः शृणुयाद्वृत्तं नित्यं पांडुसुतस्य वै
न तस्य कामःकामेषु पापक[illegible] प्र[illegible]ते ॥

इति श्रीम[illegible]भारत[illegible]नपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि उर्[illegible]शापानाम
गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

## અધ્યાય ૪૭ મો. લોમશને ઉપજેલું આશ્ચર્ય.

वैशंपायन उवाच—कदाचिदटमानस्तु महर्षिस्तत्लोमशः
जगाम शक्रभ[illegible]नं [illegible]रंदरदिदृक्षया

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે એક દિવસના સમયે સ્વર્ગને પૃથ્વી ઉપર ફરતા એવા લોમશ ઋષિ, ઇંદ્રને મળવા સારૂ સ્વર્ગ લોકમાં આવ્યા. ઋષિએ ઇન્દ્રને મળી તથા નમસ્કાર કરીને, તેના અર્ધાસન ઉપર બેઠેલા અર્જુનને જોયો. ઇંદ્રની આજ્ઞાથી તે આસન ઉપર એક મુષ્ટિ દર્ભ પાથરી તેની ઉપર બેસીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, આ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો અર્જુન ઇંદ્રના અર્ધાસનને કેમ પામ્યો હશે, તેણે એવાં શું સુકૃત કર્મ કર્યાં તથા કયા લોકને જીત્યા હશે કે જેથી તેને અર્ધાસનની પ્રાપ્તિ થઇ ? હે રાજન ! પછી શચીના પતિ, વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્રે, તેમના મનની વાત જાણી કહ્યું કે, હે બ્રહ્મર્ષિ ! તમારા મનમાં જે શંકા ઉત્પન્ન થઇ નિવૃત્ત છે તે થાય તેમ હું કહું છું તે સાંભળો. મનુષ્ય દેહને પામેલો અર્જુન કેવળ મનુષ્ય નથી, મારો પુત્ર છે ને કોઇ કારણસર અસ્ત્ર લેવા સારૂ અહીં આવ્યો છે, હે ઋષિ ! અર્જુન સર્વ ઋષિયોમાં શ્રેષ્ઠ પુરાણ પુરૂષ છે, તેને તમે જાણતા નથી ? અર્જુન તથા એને મનુષ્ય દેહ ધારણ કરવાનું કારણ હું કહું તે સાંભળો. પૂર્વે ઋષિયો તથા દેવતાઓ પણ જેને જોવાને સમર્થ થતા નહિ તથા જ્યાંથી સિદ્ધ અને ચારણાદિને સેવન કરવા લાયક ગંગાજી ઉત્પન્ન થયાં છે, તે આશ્રમમાં તપશ્ચર્યા કરનાર નર તથા નારાયણ હતા. તેઓ મારા કહેવાથી કાર્યને અર્થે પૃથ્વીને વિષે અવતર્યા છે. જેઓ શ્રીકૃષ્ણ અને અર્જુન એવા નામથી વિખ્યાત છે, તેઓ પરાક્રમથી પૃથ્વીનો ભાર ઉતારશે. પૃથ્વી વિષે યદુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ છે તે કપિલ દેવ નામના ભગવાન

છે. પૂર્વે અશ્વ સારૂ પૃથ્વીને ખોદતા એવા સગર રાજાના સાઠ હજાર પુત્રોને બાળી ભસ્મ કરનાર તે, અમો દેવતાઓનું કાર્ય યુદ્ધમાં અવશ્ય કરશે. તમારે તેને અલ્પ પરાક્રમી જાણવા નહીં. હે ઋષિ ! જે પૂર્વે નર નામના ઋષિ હતા, તે આ અર્જુન છે માટે વરદાને કરીને મોહ પામેલા, અમારૂં અવળું કરવામાં તત્પર, દેવતાઓનો નાશ કરવા ઇચ્છનાર, બળ તથા ગર્વવાળા, દેવતાઓને નહીં ગણકારનાર, પાતાળમાં રહેનાર, મહા ભયંકર પરાક્રમવાળા અને જેઓની સાથે દેવતાઓ યુદ્ધ કરવા સમર્થ નથી એવા દનુ નામના દૈત્યના પુત્રો નિવાત કવચો છે, તેઓ જ્યારે અહીં આવશે ત્યારે તેઓ સર્વનો નાશ કરીને, પૃથ્વી વિષે જશે. હે ઋષિ ! જ્યાં સુધી અર્જુન, દૈત્યોનો નાશ કરવા સારૂ અહીં સ્વર્ગમાં રહે ત્યાંસુધી તમે મારી આજ્ઞાથી પૃથ્વીને વિષે કામ્યક નામના વનમાં જાઓ, કારણ ત્યાં નિવાસ કરીને રહેલા મહા શૂરવીર યુધિષ્ઠિર રાજાને તમે જોશો ને હું તમને તેમને કહેવાનો સંદેશો કહું તે તમારે એવી રીતે કહેવો કે, તમારે અર્જુન સંબંધી કંઇ પણ ખેદ કરવો નહીં, કારણ અર્જુને સર્વ અસ્ત્રો તથા તેની વિદ્યા અને નૃત્ય, ગાયન તથા વાજીંત્ર વગાડવાની સર્વ વિદ્યા મેળવી છે, પણ તે અસ્ત્ર વાપરવાની તથા પોતાના બળની પરીક્ષા કર્યા વગર યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણાચાર્યાદિ જીતાશે વા નહીં જીતાય એવું ચોકસ થઇ શકે નહીં માટે તેની પરીક્ષા કરીને તમારી પાસે જલદીથી આવશે. હે રાજન ! પોતાના ભાઇઓ સહિત તમે પૃથ્વીને વિષે એકાંત સ્થળવાળાં તીર્થો હોય તે પ્રત્યે જવા લાયક છો. કારણ તીર્થોમાં સ્નાન કરવાથી પાપરહિત થઇને રાજ્ય ભોગવશો. હે ઋષિ ! તમારે એ પ્રમાણે મારો કહેલો સંદેશો યુધિષ્ઠિરને કહેવો. તપશ્ચર્યારૂપ બળવાળા તમે, પૃથ્વીને વિષે ફરનાર યુધિષ્ઠિરની રક્ષા કરવા લાયક છો, માટે પર્વતો તથા મહા ભયંકર વનમાં રાક્ષસો રહે છે. તેઓથી સાવધાન રહેજો. એ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યાર પછી અર્જુન બોલ્યો કે, હે લોમશ ઋષિ ! તમારે મારા ભાઇ યુધિષ્ઠિરની સાવધાનપણાથી રક્ષા કરવી, હે મોટા મુનિ ! તમારાથી રક્ષા પામેલા યુધિષ્ઠિર જેમ તીર્થાટન કરતાં બ્રાહ્મણોને દાન આપે તેમ ઉપદેશ કરવો. વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે લોમશ ઋષિ, ઇંદ્ર તથા અર્જુનનાં વચન સાંભળી 'ઘણું સારૂં' એમ કહીને, કામ્યક વનપ્રત્યે જવા સારૂ સ્વર્ગથી પૃથ્વીપર આવ્યા. કામ્યક વનમાં આવીને તેમણે ભાઇઓ તથા તપસ્વી પુરૂષોએ કરીને ચોતરફથી વિંટાયલા શત્રુઓનો નાશ કરનાર કુંતીના પુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરની મુલાકાત લીધી.

ददर्श तत्र कौंतेयं धर्मराजमरिंदमं
तापसैर्भ्रातृभिश्चैव सर्वतः परिवारितं ॥

इति श्री महाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि लोमश गमने गुर्जर भाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

## અધ્યાય ૪૮ મો. ધૃતરાષ્ટ્રનું પરિદેવન.

जनमेजय उवाच—अत्यद्भुतमिदं कर्म पार्थस्यामिततेजसः
धृतराष्ट्रो महाप्राज्ञः श्रुत्वा विप्र किमब्रवीत् ॥

જનમેજય પૂછે છે—હે બ્રાહ્મણ ! મોટી બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર રાજા, મહા પરાક્રમી અર્જુનનું

ઇંદ્રલોક પ્રત્યે જવારૂપ કર્મ સાંભળીને શું બોલ્યા ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! અં-
બિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાએ, વ્યાસજીથી અર્જુનનું સ્વર્ગ પ્રત્યે જવારૂપ કર્મ સાંભળીને,
પોતાના સારથિ સંજયને કહ્યું કે, હે સૂત ! મેં, જે બુદ્ધિવાન અર્જુનનું સ્વર્ગ પ્રત્યે જ-
વારૂપ કર્મ સાંભળ્યું તે તને પણ બરોબર ખબર હશે. હે સારથિ ! ગ્રામ્ય સંગાદિ વિષયમાં
મદોન્મત્ત, મંદ બુદ્ધિવાળો તથા પાપ નિશ્ચયવાળો મારો પુત્ર દુર્યોધન સર્વ પૃથ્વીનો નાશ
કરશે, જેની નિરંતર સત્યવાણી છે અને જેનો યુદ્ધ કરનાર મોટો યોદ્ધો અર્જુન છે. તે
મહાત્મા યુધિષ્ઠિર રાજાને ત્રણ લોકનું રાજ્ય પ્રાપ્ત થશે. કારણ યુદ્ધમાં નારાચ બાણ મૂકનાર
અર્જુનની સામે વૃદ્ધ અવસ્થા વગરનો સાક્ષાત મૃત્યુ પણ ઉભો રહી શકે એમ નથી, ત્યારે
પુરૂષમાં કોણ ઉભો રહી શકે તેમ છે. હે સારથિ ! મારા દુષ્ટાત્મા સર્વ પુત્રો મૃત્યુને વશ
થયા છે, કેમકે તેઓને, જેમને કોઇ દુઃખે કરીને પણ જીતવા સમર્થ નથી એવા પાંડવોની
સાથે યુદ્ધ થવાનો સમય આવે છે. વળી હું યુદ્ધમાં ગાંડીવ ધનુષ્ય ધરનાર અર્જુનને હર્ષ
પમાડે એવા મહારથિ પુરૂષ કોણ છે એમ વિચાર કરૂં છું, પણ તેવા કોઇ પુરૂષને દેખતો
નથી. જ્યારે દ્રોણાચાર્ય, કર્ણ તથા ભીષ્મપિતામહ, અર્જુન સાથે યુદ્ધ કરવા ઉભા રહેશે
ત્યારે સર્વ લોકને તે યુદ્ધમાં કોનો જય અને કોનો પરાજય થશે એમ સંશય ઉત્પન્ન
થશે હે સારથિ ! હું આપણો જય થાય એમ દેખતો નથી. કારણ કર્ણ દયાળુ તથા
આળસુ છે, દ્રોણાચાર્ય અને ભિષ્મપિતામહ વૃદ્ધ છે ને અર્જુન ક્રોધયુક્ત, મહા બળવા-
ન, દૃઢ પરાક્રમવાળો તથા કોઇનો અપરાધ નહીં સહન કરનાર છે. જ્યારે મારા પુત્રોનું
કોઇથી પણ જય ન મેળવી શકાય એવું પાંડવોની સાથે યુદ્ધ થશે, ત્યારે મોટા યશને પામે-
લા, સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ, મહા શૂરવીર તથા કોઇએ નહીં જીતવાથી સર્વની ઇશ્વર-
તાને ઇચ્છનાર તેઓને તથા અર્જુનને મારા પુત્રોનો વિનાશ થવાથી નિશ્ચય સંતોષ થશે.
આપણા પક્ષમાં અર્જુનને મારે અથવા જીતે એવો કોઇ નથી. મારા પુત્રોનો નાશ કર્યા
વગર અર્જુનનો મારી ઉપર પણ રહેલો ક્રોધ નિવૃત્ત થશે નહીં. જે ઇંદ્ર સરખા પરાક્રમી
અર્જુને, ખાંડવ વનને વિષે અગ્નિને તૃપ્ત કર્યો છે તથા રાજસૂય યજ્ઞમાં સર્વ રાજાઓને
જીત્યા છે, તે જે બાણો મૂકશે, તે પર્વતના શિખર ઉપર પ્રાપ્ત થયેલા વજ્રની પેઠે નાશ
પામે તેમ નથી. હે સારથિ ! જેમ સૂર્યનાં કિરણો સર્વ સ્થાવર જંગમને તાપ પમાડે તેમ
અર્જુને મૂકેલાં બાણો મારા પુત્રોને તાપ પમાડશે. યુદ્ધમાં અર્જુનના રથના અવાજથીજ
ભારતની સેના ભય પામીને વીખરાઇ જશે, એમ મને ભાસે છે. યુદ્ધમાં શસ્ત્ર ધારણ કરેલો
અર્જુન, પોતાના ભાથાઓમાંથી બાણો કાઢતાં તથા મૂકતાં સ્થિર થઇને, કોણ ઉભો
રહેશે. વિધાતાએ અર્જુન જેવા સર્વનો નાશ કરનાર ઉત્પન્ન કર્યો છે તે ખરેખર કોઇથી ન
જીતાય એવોજ થશે.

यदुद्गमन्प्रवपन्नेव बाणान् स्थाताततायी समरे किरीटी ।
सृष्टोंतकः सर्वहरो विधात्रा भवेद्यथा तद्वद पारणीयः ॥

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि धृतराष्ट्रविलापे
गुर्जरभाषायामष्टचत्वारिंशो ऽध्यायः ॥ ४८ ॥

## અધ્યાય ૪૯ મો. ધૃતરાષ્ટ્રના ખેદમાં સંજયે કરેલી પૂરતી.

संजय उवाच—यदेतत्कथितं राजंस्त्वया दुर्योधनं प्रति
सर्वमेतद्यथा तत्त्वं नैतन्मिथ्या महीपते ॥

સંજય કહે છે—હે પૃથ્વીપતિ ! તમે દુર્યોધન સંબંધી જે વચન કહ્યાં તે યથાર્થ છે, જરાએ ખોટાં નથી. મોટા પરાક્રમી પાંડવો, સભામાં આણેલી દ્રૌપદીને જોઇ તથા દુઃશાસન અને કર્ણનાં અઘટિત વચન સાંભળીને, મહા ક્રોધયુક્ત થયા. તે મોટી ખરાબી થઇ છે, એમ મારી મતિ છે. હે મહારાજ ! અર્જુને, યુદ્ધમાં તેનું પરાક્રમ જાણવાની ઇચ્છાથી ભિલનો વેશ ધારણ કરીને તેની સાથે યુદ્ધ કરનાર મહાદેવજીને બાણોએ કરીને અત્યંત સંતોષ પમાડયો છે. વળી ત્યાર પછી અસ્ત્ર લેવા સારૂં તપશ્ચર્યા કરવાથી શરીરમાં સુકાઇ ગયેલા અર્જુનને સર્વ લોકપાલોએ પોતાનાં દર્શન આપ્યાં છે, તે આ પૃથ્વી ઉપર મનુષ્ય દેહવાન બીજા કોઇ પુરૂષથી થઇ શકે તેમ નથી. વળી જ્યારે અર્જુન મહાદેવજીની સાથે યુદ્ધ કરતાં પરાભવ પામ્યો નહીં ત્યારે તેનો યુદ્ધમાં પરાભવ કરવા કોણ સમર્થ છે ? દ્રૌપદીને ખેંચનાર તથા પાંડવોને ક્રોધ ઉત્પન્ન કરનાર તમારા પુત્રોએ શરીરનાં રૂવાં ઉભાં કરે એવું મહા ભયંકર યુદ્ધ થાય એવું કામ કર્યું છે. જ્યારે દુર્યોધને દ્રૌપદીના સાથળ સામું જોયું ત્યારે તે જોઇને ક્રોધથી ઓઠ જેના સ્ફુરતા હતા એવા ભીમસેને તેને કહ્યું હતું કે "હે પાપી દુર્યોધન ! જ્યારે અમારે તેર વર્ષ વનવાસ ભોગવવાનો નિયમ પુરો થઇ રહેશે, ત્યારે હું મારી ભયંકર વેગવાળી ગદાએ કરીને તારા સાથળ ભાગી નાખીશ." હે રાજન ! એ પ્રમાણે ભીમસેને કહ્યું છે. વળી સર્વ પાંડવો પ્રહાર કરનાર પુરૂષોથી શ્રેષ્ઠ, મોટા તેજસ્વી, સર્વ અસ્ત્રવિદ્યાને જાણનાર અને દેવતાઓથી પણ ન જીતાય એવા છે માટે જ્યારે તેઓ પોતાની સ્રીનું આકર્ષણ થવાથી ક્રોધયુક્ત થશે, ત્યારે તમારા પુત્રોનો નાશ કરશે એમ હું માનું છું.

ધૃતરાષ્ટ્ર બોલ્યા કે હે સૂત ! કર્ણે દુષ્ટ વચન બોલ્યો તેણે કરીને શું થયું, પણ દ્રૌપદી સભામાં આવી એજ મોટામાં મોટું વૈરનું કારણ થયું છે ને તેથીજ હવે જેનો મોટો ભાઇ નીતિમાં ચાલતો નથી એવા મંદ બુદ્ધિવાળા મારા પુત્રો જીવતા રહેવાના નથી. તેઓનો મોટો ભાઇ મંદ ભાગ્યવાળો દુર્યોધન, અંધ તથા શક્તિ વગરના મને જોઇને, મારાં વચનને તો સાંભળતોજ નથી, કારણ તેના મંદ બુદ્ધિવાળા કર્ણ તથા શકુનિ આદિ પ્રધાનો તેને ઉશ્કેરે છે. હે સારથિ ! અર્જુન પોતાનાં બાણો આસ્તેથી મૂકે તોપણ તેથી મારા સર્વ પુત્રો બળી ભસ્મ થાય, ત્યારે ક્રોધે કરીને મૂકે તેથી તેઓ બળી ભસ્મ થાય તેમાં શું આશ્ચર્ય છે ! તેનાં બાણો દેવતાઓનો પણ નાશ કરે એવાં છે. વળી અર્જુનના મંત્રી તથા તેની રક્ષા કરનાર અને સંબંધી ત્રણ લોકના નાથ હરિ ભગવાન છે, તે સર્વને જીતે એમાં શું આશ્ચર્ય ! હે સંજય ! આપણે અર્જુનનું મહાદેવજી સાથે ભુજાઓએ કરીને યુદ્ધ થયેલું સાંભળ્યું તે મોટું આશ્ચર્ય છે એમ હું માનું છું. પૂર્વે અર્જુને તથા શ્રીકૃષ્ણે અગ્નિની સહાયતા વાસ્તે ખાંડવ વનમાં સર્વ લોકને પ્રત્યક્ષ કર્મ કર્યું તે મને જાણવામાં છે, જ્યારે યુદ્ધમાં અર્જુન, ભીમસેન તથા સાત્વત કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ ક્રોધ પામશે ત્યારે શકુનિ આદિ પ્રધાનો સહિત મારા પુત્રો સર્વથા રહેવાના નથી.

सर्वथा नहि मे पुत्राः सहामात्या ससौबलाः
कुद्धे पार्थे च भीमे च वासुदेव च सात्वते ॥

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि धृतराष्ट्रखेदे गुर्जरभाषायामेकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

## અધ્યાય ૫૦ મો. પાંડવો વનમાં કેમ ગુજારો કરતા.

जनमेजय उवाच—यदिदं शोचितं राज्ञा धृतराष्ट्रेण वै मुने
प्रव्राज्य पांडवान्वीरान्सर्वमेतन्निरर्थकं ॥

જનમેજય પૂછે છે—હે મુનિ ! ધૃતરાષ્ટ્ર રાજાએ મહા શૂરવીર પાંડવોને વનમાં મોકલી જે શોક કર્યો તે સર્વ વૃથા છે. હે ઋષિ ! ધૃતરાષ્ટ્ર રાજાએ મહારથિ પાંડવોને ક્રોધ પમાડનાર અલ્પબુદ્ધિવાળા પોતાના પુત્ર દુર્યોધનનો કેમ ત્યાગ કર્યો તથા વનમાં ગયેલા પાંડુ રાજાના પુત્ર પાંડવો વનના પદાર્થો અથવા ધાન્યાદિ શું ભોજન કરતા હતા ? વૈશંપાયન કહે છે હે જનમેજય ! પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવો વનમાં ખડધાન્ય તથા શુદ્ધ બાણોએ કરીને નાશ કરેલા મૃગો પ્રથમ બ્રાહ્મણોને અર્પણ કરી પોતે ભોજન કરતા હતા. હે રાજન ! જ્યારે મહા શૂરવીર મોટાં ધનુષ્ય ધરનાર પાંડવો વનમાં આવીને રહ્યા ત્યારે તેઓની પાસે જેઓ અગ્નિહોત્રિય અને અગ્નિહોત્ર વગરના બ્રાહ્મણો તથા મોક્ષ ધર્મને જાણનાર, મહાત્મા દશ હજાર બ્રહ્મચારીઓ આવી રહ્યા હતા, તેઓને પાંડવો પોતાનાં બાણોએ કરીને પવિત્ર રૂરૂ તથા કાળિયાર મૃગાદિ જાનવરોનો નાશ કરી નિવેદન કરતા હતા. બ્રાહ્મણોમાં ખરાબ સ્વરૂપવાળો, રોગી દુર્બળ, દીન અથવા બીકણ કોઇ પણ દેખાતો ન હતો. ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ભાઇઓને પુત્રની માફક તથા બ્રાહ્મણોને સંબંધિઓની માફક પોષણ આપતા હતા. યશવાળી દ્રૌપદી તથા સર્વ પતિઓને અને સર્વ બ્રાહ્મણોને ભોજન કરાવી જેમ માતા પોતાના પુત્રોને ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરે, તેમ બાકી રહેલા પદાર્થનું ભોજન કરતી હતી. હે રાજન ! ધનુષ ધારણ કરનાર યુધિષ્ઠિર માંસ વાસ્તે પૂર્વ દિશામાં, ભીમસેન દક્ષિણ દિશામાં, નકુળ પશ્ચિમ દિશામાં તથા સહદેવ ઉત્તર દિશામાં જઇને સદૈવ મૃગોનો નાશ કરતા હતા. એ પ્રમાણે અર્જુન વગરના અને અર્જુને કરીને પોતાની મતલબ સિદ્ધ કરવામાં ઉત્સાહવાન પાંડવોને કામ્યક વનમાં રહીને, વેદાદિ શાસ્ત્ર ભણતાં, જપ કરતાં તથા અગ્નિમાં હોમ કરતાં પાંચ વર્ષ વ્યતીત થઇ ગયાં

तथा तेषां वसतां काम्यके वै विहीनानामर्जुनेनोत्सुकानां
पंचैव वर्षाणि तथा व्यतीयुरधीयतां जपतां जुह्वतां च

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि पार्थाहारकथने गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

## અધ્યાય ૫૧ મો. ધૃતરાષ્ટ્રનો પુત્ર માટે વિલાપ.

वैशंपायन उवाच—तेषां तच्चरितं श्रुत्वा मनुष्यातीतमद्भुतं
चिंताशोकपरीतात्मा मन्युनाभिपरिप्लुतः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે કોઇ દિવસના સમયને વિષે મનુષ્યથી ન થઇ શકે એવાં પાંડવોનાં અદ્ભુત પરાક્રમ સાંભળીને, ચિંતા તથા શોકે કરીને વ્યાકુળ થઇ ગયું અંતઃકરણ જેનું એવા ક્રોધયુક્ત અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર મોટા નિશ્વાસ મૂકતા પોતાના સારથિ સંજયને બોલાવીને કહેવા લાગ્યા કે, હે સારથિ ! હું દ્યૂતે કરીને ઉત્પન્ન થયેલા અન્યાય તથા મહા શૂરવીર પાંડવોનાં પરાક્રમ, ધૈર્ય અને સર્વ કરતાં શ્રેષ્ઠ ભાઇઓની પ્રીતિનું ચિંતવન કરતાં રાત્રિ તથા દિવસ ક્ષણ માત્ર પણ શાંતિ પામતો નથી. મોટા ભાગ્યવાળા, ઇંદ્ર સરખા પ્રકાશમાન, યુદ્ધમાં મોટા મદોન્મત્ત, દૃઢ આયુધવાળા, જેનાં શસ્ત્રો ઘણાં દૂર જાય છે તથા યુદ્ધ કરવાના નિશ્ચયવાળા, યુદ્ધ કરવામાં ચપળ હાથવાળા, મોટા ક્રોધી, નિરંતર ઉદ્યોગી, પરાક્રમી, સિંહ સરખા બળવાન અને અશ્વિનિકુમાર સરખા દુઃસહ નકુલ તથા સહદેવ, જ્યારે ભીમસેન અને અર્જુનને આગળ કરીને યુદ્ધમાં ઉભા રહેશે ત્યારે હે સંજય ! મારી સર્વ સેના નાશ પામશે, એમ હું જાણું છું. વળી દેવતાના પુત્ર મહારથિ પાંડવો દ્રૌપદીને થયેલા ક્લેશને કદી ક્ષમા કરશે નહીં. વળી મોટા ધનુષધારી યાદવો મોટા પરાક્રમી દ્રુપદના વંશના રાજાઓ તથા યુદ્ધમાં શ્રીકૃષ્ણે રક્ષા કરેલા બીજા પણ રાજાઓ, મારા પુત્રોની સેનાનો નાશ કરશે. હે સૂતપુત્ર ! બળદેવજી અને શ્રીકૃષ્ણે ઉશ્કેરેલા યાદવો, ભયંકર પરાક્રમી અને જેની ગદા સદૈવ શિક્યમાં રહે છે એવા ભીમસેન તથા ગાંડીવ ધનુષને ધારણ કરનાર અર્જુનના પ્રહારને સહન કરનાર મારા પુત્રોની સેનામાં કોઇપણ પુરૂષ સમર્થ નથી; માટે જ્યારે સર્વ સેના તથા મારા પુત્રો નાશ પામશે, ત્યારે દુર્યોધનને વશ થયેલો હું, મારા સ્નેહિયોએ, મને દ્યૂતની વખતે જે વચન કહ્યાં છે તથા તેઓના કહેવા પ્રમાણે મેં કર્યું નથી, તે સૌ યાદ કરીશ. સંજય બોલ્યો કે, હે ધૃતરાષ્ટ્ર ! તમે સમર્થ થઇને તમારા પુત્ર દુર્યોધનને વાર્યો નહીં એ મોટું ભૂલ ભરેલું કામ કર્યું છે. દ્યૂતમાં જીતાયલા અને કામ્યક વનમાં ગયેલા પાંડવોને સાંભળીને તેઓની પાસે શ્રીકૃષ્ણ, દ્રુપદ રાજાના ધૃષ્ટદ્યુમ્નાદિ પુત્રો, વિરાટ, ધૃષ્ટકેતુ તથા મહારથિ કેકયોએ જઇને, જે વાક્ય કહ્યાં, તે મેં તમારા ચાકરોથી સાંભળ્યાં છે, ને તમને પણ જાણવામાં હશે, તોપણ હું તમને કહું તે સાંભળો. હે રાજન ! જ્યારે શ્રીકૃષ્ણ પાંડવોની પાસે વનમાં આવી તેઓથી વિંટાઇને બેઠેલા હતા ત્યારે, તેઓએ તેમને કહ્યું કે “ હે શ્રીકૃષ્ણ ! જ્યારે મહાભારત યુદ્ધ થાય, ત્યારે તમે અર્જુનના સારથિ થજો. ” એ પ્રમાણે તેઓનાં વચન સાંભળીને તેમના કહેવા પ્રમાણે કૃષ્ણે કબુલ કર્યું છે. વળી હે રાજન ! મહા ક્રોધી શ્રીકૃષ્ણે વનમાં કાળિયારમૃગનાં ચર્મરૂપ ઉત્તરી વસ્ત્ર ધારણ કરેલા પાંડવોને જોઇને, યુધિષ્ઠિરને કહ્યું કે “ હે રાજન ! મેં જે તમારા રાજસૂય યજ્ઞમાં તમારા શસ્ત્ર તથા તેજે કરીને ભય પામેલા વંગ, અંગ, પોંડ્રુ, ઓડ, ચોળ, દ્રવિડ, તથા અંધક દેશના રાજાઓ અને સમુદ્રના કિનારા ઉપરના દેશના રાજાઓ, વળી હૂણો, ચીનો, સિંધ દેશના રાજાઓ, તુષારો, જાગુડો, રામઠો, મુંડો, તંગણો, કેકય તથા માલવ અને કાશ્મિર દેશના રાજાઓએ સમૃદ્ધિ લાવીને તમને આપી હતી, તે હાલ કૌરવોએ લઇ લીધી છે. હું તેઓનો નાશ કરી તમને પાછી પ્રાપ્ત કરાવીશ. તે એવી રીતે કે, બળદેવજી, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, અક્રૂર, ગદ, સાંબ, પ્રદ્યુમ્ન તથા મહા પરાક્રમી ધૃષ્ટદ્યુમ્નાદિ સહિત, હું યુદ્ધમાં દુર્યોધન, કર્ણ, દુશ્શાસન અને શકુનિ આદિ જે અમારી સામે યુદ્ધ કરવા આવશે, તેઓનો નાશ કરીશ. તમે ભાઇઓ સહિત હસ્તિના-

પુરમાં રહીને કૌરવોની સમૃદ્ધિને ભોગવતા પૃથ્વીનું પાલન કરજો." હે રાજન! એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને, યુધિષ્ઠિર રાજાએ ઘણા રાજાઓના સમાજમાં ધૃષ્ટદ્યુમ્નાદિ સાંભળતાં શ્રીકૃષ્ણને કહ્યું કે "હે જનાર્દન! હું, તમારી આ સત્યવાણીને માન્ય કરું છું. તમે મારા શત્રુઓનો નાશ કરશો એમ માનું છું, પણ હે મોટી ભુજવાળા, મેં રાજાઓની વચમાં તેર વર્ષ સુધી વનમાં રહેવું એમ કબૂલ કર્યું છે, તે હે કેશવ! તમે સત્ય કરો." હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળી ત્યાં બેઠેલા ધૃષ્ટદ્યુમ્નાદિકે, શ્રીકૃષ્ણને અનેક તરેહનાં મધુરતાયુક્ત વાક્ય કહીને શાંત કર્યા. પછી તેઓએ શ્રીકૃષ્ણ સાંભળતાં દ્રૌપદીને કહ્યું કે "હે દેવિ! તમારા ક્રોધથી દુર્યોધન પોતાના જીવવાનો ત્યાગ કરશે એમ અમો ખરેખરૂં જાણીએ છીએ, માટે તમે કંઈપણ શોક કરો નહીં. હે દ્રૌપદી! દ્યૂતમાં જીતાયલાં તમને જોઇને જેઓ હસ્યા છે, તેઓનાં શરીરનાં માંસ પક્ષીઓ હરણ કરશે તથા રૂધિરને ગૃધ્ર આદિ પાન કરશે. હે પાંચાલિ! ધૃતરાષ્ટ્રની સભાની પૃથ્વી વિષે જેઓએ તમને આકર્ષણ કર્યું તેઓનાં શરીરને યુદ્ધભૂમિમાં માંસ ભક્ષણ કરનાર જીવ ખેંચશે તથા ભક્ષણ કરશે, તે તમે નજરે જોશો. વળી જેઓએ તમને દુઃખ આપ્યાં છે તથા તમારો ત્યાગ કર્યો છે તેઓનાં મસ્તક કપાઇને પૃથ્વી વિષે પડવાથી ઉત્પન્ન થયેલા રૂધિરનું પાન પૃથ્વી કરશે." હે રાજન! એ પ્રમાણે જેઓએ, દ્રૌપદીને અનેક તરેહનાં વચન કહ્યાં હતાં તે સર્વ મહા તેજસ્વી મહા શૂરવીર અને જેના રથની ધ્વજા કોઇ દિવસ પણ નાશ પામતી નથી એવા રાજાઓ, જ્યારે પાંડવોને વનમાં રહેવાનાં તેર વર્ષ પૂરાં થશે ત્યારે યુધિષ્ઠિરના સન્માનથી શ્રીકૃષ્ણને આગળ કરી જે વખતે અહીં યુદ્ધ કરવા આવશે, તે વખતે જગતમાં મહા શૂરવીર, જેને કોઇપણ જીતવા સમર્થ નથી એવા, મહાત્મા, સગા સંબંધી તથા સેનાસહિત બળદેવજી, શ્રીકૃષ્ણ, અર્જુન, પ્રદ્યુમ્ન, સાંબ, યુયુધાન, ભીમસેન, નકુળ, સહદેવ, કેકય રાજાના પુત્રો તથા મત્સ્ય દેશના રાજા સહિત દ્રુપદના પુત્રોની સામે જીવવાની ઇચ્છાવાળો કોઇપણ પુરૂષ, જેમ ક્રોધ પામેલા કેસરીસિંહની સામે જવા કોઇપણ પુરૂષ સમર્થ થાય નહીં, તેમ સમર્થ થશે નહિ. ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે સંજય! મને દ્યૂત રમાતી વખતે વિદુરે કહ્યું છે કે "જો તમારા પુત્રો પાંડવોને જીતશે, તો કુરૂકુળનો નાશ થવાનો વખત નજદીક આવેલો જાણજો. રૂધિરનો સમૂહ ચાલવારૂપ મોટો ભય ઉત્પન્ન થશે એમ તમે જાણો." હે સારથિ! મને પૂર્વે વિદુરજીએ જેવી રીતે કહ્યું છે, તેવી રીતે થશે એમ હું માનું છું, પાંડવોનો તેર વર્ષનો વાસ પૂરો થયા પછી યુદ્ધ પણ અવશ્ય થશે.

मन्ये तथा तद्भवितेतिसूत यथा क्षत्ताऽऽह वचः पुरा मां
असंशयं भविता युद्धमेतद्गतेकाले पाण्डवानां यथोक्तं ॥

इति श्रीमहाभारते वनपर्वणि इंद्रलोकाभिगमनपर्वणि धृतराष्ट्रविलापे गुर्जरभाषायामेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

## અધ્યાય ૫૨ મો. ભીમની અકળામણ ને ક્રોધ.

### નલોપાખ્યાન પર્વ.

जनमेजय उवाच—अस्त्रहेतोर्गते पार्थे शक्रलोकं महात्मनि
युधिष्ठिरप्रभृतयः किमकुर्वत पांडवाः ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! મહાત્મા અર્જુન અસ્ત્રો મેળવવા સારૂ ઈંદ્રલોક પ્રત્યે ગયા પછી, યુધિષ્ઠિરાદિ પાંડવોએ શું કર્યું ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! અર્જુન ઈંદ્રલોક પ્રત્યે ગયા પછી ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવો દ્રૌપદી સહિત કામ્યક વનમાં રહ્યા. જ્યારે કોઇ દિવસના સમયને વિષે અર્જુનના વિયોગથી તથા રાજ્યભ્રષ્ટ થવાથી અત્યંત દુઃખેકરીને પીડા પામેલા તથા અર્જુન સંબંધી શોચ કરવાથી અશ્રુયુક્ત નેત્રવાળા પાંડવો દ્રૌપદી સહિત એકાંતમાં બેઠા હતા ત્યારે મોટી ભુજાવાળો ભીમસેન યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો કે, હે મહારાજ ! જેનાથી પાંડુ રાજાના પુત્ર આપણે જીવીએ છીએ તથા જેનો નાશ થવાથી પુત્રો સહિત પાંચાલ દેશના રાજા, સાત્યકિ અને વાસુદેવ સહિત આપણે નાશ પામીએ એમાં સંશય નહીં. અર્જુન તમારી આજ્ઞાએ કરીને આપણી પાસેથી કૌરવોએ આપેલાં દુઃખોનો પોતાના મનમાં વિચાર કરતાં ગયો, માટે હવે એ ઉપરાંત આપણને બીજું દુઃખ શું છે ? તેની ભુજાના બળના આશ્રયવાળા આપણે યુદ્ધમાં સર્વ શત્રુને જીત્યા તથા પૃથ્વીનું રાજ્ય મળ્યું એમ માનીએ છીએ. વળી મેં, ધનુષધારી અર્જુનના પરાક્રમનો ભરોસો રાખીને, કૌરવોની સભામાં શકુનિ, ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોનો નાશ કરી પરલોકમાં મોકલ્યા નહીં. હે યુધિષ્ઠિર ! શ્રીકૃષ્ણે પાલન કરેલા પોતાની ભુજાના બળવાળા અમો કૌરવો ઉપર ઉત્પન્ન થયેલા ક્રોધને તમારા કારણથી શમાવી રાખીએ છીયે. હે કુંતીપુત્ર ! શ્રીકૃષ્ણ સહિત અમો યુદ્ધમાં કર્ણાદિ શત્રુઓનો નાશ કરીને, પોતાની ભુજાના બળથી જી- તેલી સર્વ પૃથ્વીનું પાલન કરવા સમર્થ છીયે. જેનું પરાક્રમ કોઇ દિવસ નાશ પામતું નથી એવા અમો હમણાં તમારા દ્યૂતરૂપ દોષે કરીને દુઃખી થયા છીયે. જેઓ અપરાક્રમી હતા, તેઓ બળવાન પુરૂષોના આશ્રયથી મહા બળવાન થયા છે માટે તમે પોતાના ક્ષત્રિય ધર્મનો વિચાર કરવા લાયક છો. કે બુદ્ધિમાન્ ક્ષત્રિયે વનમાં રહેવું એ ધર્મ નથી. રાજ્ય કરવારૂપ ધર્મ છે, જે ધર્મને બુદ્ધિમાન્ પુરૂષો વખાણે છે, તેને સ્વધર્મ જાણનારા તમે નાશ કરવા લાયક નથી, માટે હે રાજન ! આપણે વનમાં ગયેલા અર્જુનને તથા દ્વારકાંપુરીમાંથી શ્રી કૃષ્ણને બોલાવીને, તેર વર્ષ પહેલાંજ ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોનો નાશ કરીએ. હે મોટી બુદ્ધિવાળા પૃથ્વીના પતિ યુધિષ્ઠિર ! જ્યારે કૌરવો પોતાની સેનાની રચના કરીને આપણી સામા યુદ્ધ કરવા ઉભા રહેશે ત્યારે, હું શકુનિ સહિત કૌરવો, દુર્યોધન, કર્ણ તથા આપણી સાથે તેનો પક્ષ કરીને જે બીજા કોઇ પણ યુદ્ધ કરશે તેઓ સર્વનો નાશ કરીશ. એ પ્ર- માણે હું સર્વનો નાશ કરૂં, પછી તમે જોઇએ તો વનમાં આવજો, કેમકે એવી રીતે કરવાથી તમને કશો દોષ લાગશે નહીં. કદી દોષ લાગશે તો, આપણે અનેક તરેહના યજ્ઞો કરીને, સર્વ પાપથી મૂકાઇ સ્વર્ગ પ્રત્યે જઇશું. પરાક્રમી રાજાએ તો જલદી એજ પ્રમાણે શત્રુઓનો નાશ કરવો જોઇએ. અમારામાં ધર્મને પરાયણ તમે તો, ઘણે લાંબે દિવસે તેવી રીતે કર- વાનો વિચાર રાખો છો. પણ હે રાજન ! બુદ્ધિમાન્ પુરૂષે, કપટયુક્ત બુદ્ધિવાળા પુરૂષોને

તો કપટે કરીને નાશ કરવા એમ મોટી બુદ્ધિવાળા પુરૂષોનો નિશ્ચય છે. બુદ્ધિમાન્ ક્ષત્રિય પુરૂષ તેવી રીતે પોતાના શત્રુઓનો નાશ ન કરે તો, તેને પાપ લાગે છે એમ મહાપુરૂષો કહે છે. હે ભારત! જે એક વર્ષ ઘણાં દુઃખે કરીને પૂરૂં થાય એમ છે, તે બરોબર ધર્મના જાણનારા પુરૂષોએ ધર્મશાસ્ત્રમાં એક દિવસ તથા રાત્રિ કહ્યાં છે. વેદમાં પણ તેવીજ રીતે કહેલું અમારા સાંભળવામાં છે. હે રાજન! જો તમને વેદવાક્ય પ્રમાણ હોય તો આપણે આટલા દિવસ વનમાં રહ્યા તેથીજ આપણો તેર વર્ષરૂપ નિયમ પૂરો થયો એમ જાણો. હે શત્રુઓનો નાશ કરનાર! જેમ તે તેર વર્ષરૂપકાળ ચાકરે સહિત દુર્યોધનને નાશ કરવા સારૂ તેને સર્વ પૃથ્વીની પ્રાપ્તિ કરાવી છે, તેમ દ્યૂત રમવામાં પ્રીતિમાન તમે પણ કરો છો. અમોને કોઇ દિવસે નહિ જાણેલાં વનવાસરૂપ દુઃખમાંજ રાખવા માગો છો. જ્યારે આપણે એક વર્ષ સુધી છાના રહીશું ત્યારે દુષ્ટાત્મા દુર્યોધન પોતાના ચારો મારફત શોધ કરાવશે તેથી હું તેને ખબર ન પડે એવાં કોઇપણ સ્થાનકને પૃથ્વીને વિષે દેખતો નથી. કપટે કરીને સર્વ પુરૂષોમાં અધમ દુર્યોધન તેરમે વર્ષે ગુપ્ત રહેલા આપણ સર્વની ખબર પડવાથી આપણને ફરીથી વનમાં રહેવા સારૂ મોકલશે. કદી એક વર્ષમાં તેને આપણી ખબર નહીં પડે તો વળી જેણે તમને ફરીથી દ્યૂત રમાડયા હતા તે દુર્યોધન દ્યૂત રમવા સારૂ તમને બોલાવશે. તમે તેની સાથે દ્યૂત રમીને, ફરીથી આપણ સર્વને વનવાસની પ્રાપ્તિ કરાવશો. હે રાજન! જો તમે નિરંતર અમે જીવીએ ત્યાં સુધી અમોને કૃપણતાયુક્તજ કરવા યોગ્ય હો તો તમારા મનોરથ પ્રમાણે વેદમાં કહેલા સર્વ ધર્મને માન્ય કરો. હે રાજન! કપટયુક્ત બુદ્ધિવાળા શત્રુને કપટે કરીને નાશ કરવા એમ મહા પુરૂષોનો નિશ્ચય છે. જો તમે મને આજ્ઞા આપો તો હું દુર્યોધનની પાસે જઇ જેમ અગ્નિ ઘાસને બાળી નાખે તેમ મારા પરાક્રમથી તેનો નાશ કરૂં. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિર, તેના મસ્તકના કેશ સુંઘી તેને સાંત્વના કરતા કહેવા લાગ્યા કે હે મોટી ભુજાવાળા ભીમસેન! ગાંડીવ ધનુષને ધારણ કરનાર અર્જુન સહિત તું જ્યારે આપણને વનમાં રહેવાનાં તેર વર્ષ પૂરાં થાય ત્યારે દુર્યોધનનો નાશ કરજે. હે પાર્થ! તું આપણને તેર વર્ષરૂપ કાળ પૂરો થયો એમ કહે છે, પણ હું પોતાનાં બોલેલાં વચનને ખોટાં કરવાનો ઉત્સાહ રાખતો નથી, કેમકે એમ કરવું મને યોગ્ય નથી. જ્યારે આપણો સમય આવશે ત્યારે કપટી અને પાપરૂપ નિશ્ચયવાળા ચાકરો સહિત દુર્યોધનનો નાશ કરનાર તુંજ છે એમ હું જાણું છું. વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિર ભીમસેનને કહેતા હતા, તે વખતે મોટા ભાગ્યવાન, મહા સમર્થ બૃહદશ્વ ઋષિ ત્યાં આવ્યા. તેમને જોઇને યુધિષ્ઠિરે શાસ્ત્રની વિધિ પ્રમાણે મધુપર્કે કરીને પૂજા કરી. પછી મોટી ભુજાવાળા યુધિષ્ઠિર, સ્વસ્થ થઇને બેઠેલા તે ઋષિ પાસે બેસી તથા તેમની સામું જોઇ કૃપણતાયુક્ત વાક્યથી બોલ્યા કે, હે ઋષિ! કપટયુક્ત બુદ્ધિવાળા, છળ કરનાર અને પાસાઓથી રમવામાં ચતુર પુરૂષોએ, જ્યારે પ્રથમ પાસાના દ્યૂતમાં મારૂં રાજ્ય તથા સર્વ દ્રવ્ય હરણ કરી લીધું ત્યારે આ મારા પ્રાણથી પણ વધારે પ્રિય મારી સ્ત્રીએ ધૃતરાષ્ટ્ર રાજાની પાસેથી વરદાન મેળવી મને તે પાછાં પ્રાપ્ત કરાવ્યાં. તેને તેઓએ સભાની મધ્યે બોલાવી. વળી હે ઋષિ! તે કપટી પુરૂષોએ ફરીથી મને બોલાવી, દ્યૂત રમાડી, મારૂં રાજ્ય તથા દ્રવ્ય જીતી લઇ વનકુળ વસ્ત્ર પહેરાવીને ભાઇઓ સહિત વનમાં મોકલ્યો, માટે હું દ્યૂત રમાતી વખતે

અને તેઓ જે કઠોર વાક્યો બોલ્યા છે તે તથા જે આ વનવાસનાં દુઃખે કરીને પીડા પામેલા મારા ભાઈઓનાં વચન સાંભળું છું તે, દિવસ તથા રાત્રિને વિષે મારા મનમાં ચિંતવન કરતાં દુઃખે કરીને પણ ન રહેવાય એવા આ વનમાં રહીને પરમ દુઃખી થયો છું. વળી જે અમારા સર્વના પ્રાણરૂપ અર્જુન છે તે, અમારાથી જૂદો પડ્યો છે એટલે અમો સર્વ પ્રાણ રહિત પુરૂષ સરખા થયા છીએ. હે ઋષિ ! હું, અસ્ત્ર મેળવવા સારૂ ગયેલા, પ્રિય વચન બોલનાર, મહા પરાક્રમી દયાવાન, ગાંડીવ ધનુષને ધરનાર, અને અસ્ત્ર મેળવીને પાછા આવેલા અર્જુનને ક્યારે જોઈશ ? હે ઋષિ ! તમે પૃથ્વીપર મારા કરતાં વધારે અલ્પ ભાગ્યવાન રાજા કોઈ જોયો તથા સાંભળ્યો છે ? હે ઋષિ ! હું મારા જેવો દુઃખી કોઈ પણ હશે નહીં એમ માનું છું.

બૃહદશ્વ કહે છે–હે મહારાજ ! તમે પૃથ્વીઉપર મારા કરતાં વધારે અલ્પ ભાગ્યવાળો કોઈ પણ પુરૂષ હશે નહીં એમ કહીને એવા કોઈ પૂર્વે થયેલા રાજાનું વૃત્તાંત સાંભળવાની ઇચ્છા રાખો છો તો હું કહીશ. વૈશંપાયન કહે છે,–હે જનમેજય ! એવી રીતે બૃહદશ્વ ઋષિનાં વચન સાંભળીને યુધિષ્ઠિરરાજા બોલ્યા કે હે ઋષિ ! હું મારા જેવી હાલતને પામેલા રાજાનું સર્વ વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું. માટે તમે મને વિસ્તારથી કહો. બૃહદશ્વ કહે છે–હે રાજન ! હું જે તમને તમારા કરતાં પણ વધારે દુઃખયુક્ત થયેલા રાજાનું વૃત્તાંત કહું તે તમારા ભાઈઓ સહિત તમે એકાગ્ર મને કરીને સાંભળો. નિષધ દેશમાં પૃથ્વીનું પાલન કરનાર વીરસેન નામે રાજા હતો, તેને ધર્મનાં તત્વને જાણનાર નળ નામે પુત્ર થયો હતો તે નળ પુષ્કરે દ્યૂતમાં કપટે કરીને જીતી લેવાથી પોતાની સ્ત્રી સહિત વનમાં જઈને રહ્યો હતો, પણ તેની સાથે તેના ચાકરો, રથો, ભાઈઓ તથા સગાં સંબંધી કોઈ ગયાં ન હતાં, તમે તો દેવતા સરખા પરાક્રમી પોતાના ભાઈઓ તથા વેદ મૂર્તિ બ્રાહ્મણો સાથે રહ્યા છો માટે તમારે કંઈ પણ શોક કરવો નહિ. યુધિષ્ઠિરે કહ્યું કે, હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ ! હું મહાત્મા નળરાજાનું ચરિત્ર વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, માટે તમે મને તે કથા કહો.

विस्तारेणाहमिच्छामि नलस्य सुमहात्मनः
चरितं वदतांश्रेष्ठ तन्ममाख्यातुमर्हसि ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

---

## અધ્યાય ૫૩ મો. હંસ અને દમયંતી સંવાદ.

बृहदश्व उवाच—आसीद्राजा नलो नाम वीरसेनसुतो बली
उपपन्नो गुणैरिष्टै रूपवानश्वकोविदः ॥

બૃહદશ્વ ઋષિ કહે છે—હે યુધિષ્ઠિર ! મહા બળવાન, ઇચ્છિત ગુણો યુક્ત, શ્રેષ્ઠ સ્વરૂપવાન અને અશ્વવિદ્યામાં કુશળ વીરસેન રાજાનો પુત્ર નળ નામે રાજા હતો. ઇંદ્રની પેઠે સૂર્ય સરખા તેજે કરીને સર્વ રાજાઓનો ઉપરી, બ્રાહ્મણ ઉપર દયાવાન, સર્વ વેદ જાણનાર, શૂરવીર, પાસાની રમતમાં પ્રીતિવાળો, સત્યવાદી, મોટી અક્ષૌહિણી સેનાઓનો

અધિપતિ, શ્રેષ્ઠ સ્ત્રિયોને ઇચ્છા કરવા લાયક સ્વરૂપવાન, ઉદાર, ઇંદ્રિયો વશ રાખનાર, પોતાને શરણે આવેલાઓની રક્ષા કરનાર તથા ધનુષ ધારણ કરનાર પુરૂષોમાં તે સ્વયંભુ મનુની પેઠે શ્રેષ્ઠ હતો. તેમ જે ભયંકર પરાક્રમ વાળો, શૂરવીર, સર્વ ગણે કરીને યુક્ત અને પ્રજાની ઇચ્છાવાળો વિદર્ભ દેશને વિષે ભીમ નામે રાજા હતો, તે સ્થિર ચિત્તવાન થઇને, જ્યારે પોતાને પ્રજાની પ્રાપ્તિ થવા સારૂ ઘણા મોટા ઉપાય કરતો હતો, ત્યારે હે ભારત! તેની પાસે દમન નામના બ્રહ્મર્ષિ આવ્યા હતા. સર્વ ધર્મને જાણનાર અને પ્રજાની ઇચ્છાવાળા પોતાની સ્ત્રી સહિત રાજાએ તે ઋષિને જોઇને જ્યારે મોટા સત્કારથી પ્રસન્ન કર્યા ત્યારે પ્રસન્ન થયેલા મોટા યશવાળા દમન ઋષિએ સ્ત્રી સહિત ભીમ રાજાને ઉદાર મનવાળા ત્રણ પુત્ર અને એક કન્યા થશે, એવું વરદાન આપ્યું હતું. પછી હે રાજન! ભીમ રાજાને દમયંતી નામની એક કન્યા તથા દમ, દાંત અને મોટા તેજવાળો દમન, નામના ત્રણ પુત્રો થયા હતા. ભીમ રાજાની સુંદર અંગવાળી કન્યા દમયંતી, પોતાનું સ્વરૂપ, તેજ, યશ, શોભા અને સૌભાગ્યે કરીને સર્વ લોકમાં મોટા યશને પામી હતી, તે જ્યારે જુવાન અવસ્થામાં આવી હતી, ત્યારે તેની અલંકાર ધારણ કરેલી એકસો દાસી તથા તેટલીજ સખીઓ ઇંદ્રાણીની માફક તેની સેવા કરતી. સર્વ અલંકારોએ કરીને શોભતી તથા નહીં નિંદા કરવા લાયક અંગવાળી દમયંતી પોતાની સખીઓની વચમાં વીજળીની પેઠે શોભતી હતી. હે રાજન! દમયંતી, જેમ અત્યંત રૂપવાળી, લક્ષ્મી સરખાં મોટાં નેત્રવાળી, જેના સરખી દેવતાઓ, યક્ષો અને મનુષ્યોમાં રૂપવાન કન્યા કોઇ દિવસે સાંભળવા તથા દેખવામાં પણ આવતી નથી. એવી, અને દેવતાઓનાં ચિત્તને પણ પ્રસન્ન કરે એવી સુંદર કન્યા હતી, તેમ મનુષ્યમાં સિંહરૂપ, પૃથ્વી લોકમાં સર્વ કરતાં શ્રેષ્ઠ અને કામદેવ સરખો સ્વરૂપવાન નળ રાજા હતો, તેથી કેટલાક પુરૂષો આશ્ચર્યથી તે બેઉ પાસે એક બીજાના ગુણોનું વારંવાર વખાણ કરતા હતા. હે રાજન! એ પ્રમાણે તે બેઉએ એક બીજાને નજરે તો જોયાં ન હતાં, પણ કેવળ ગુણો સાંભળ્યા હતા તેથીજ તેમને પરસ્પર અનુરાગ ઉપજ્યો હતો. પછી એક દિવસે દમયંતી સંબંધી ઉત્પન્ન થયેલા અનુરાગને પોતાના હૃદયને વિષે ધારણ કરવાને અસમર્થ નળ રાજા, અંતઃપુરની સાન્નિધ્ય એકાંત સ્થળમાં વન હતું તેમાં ગયો ત્યારે તેણે તે વનમાં ફરતા એવા હંસ પક્ષિયોને જોઇને, તેઓમાંથી એક પક્ષિને પકડયો. તે વખત અંતરિક્ષમાં ગતિ કરનાર હંસ પક્ષિ નળરાજા પ્રત્યે બોલ્યો કે "હે રાજન! તમારે મને મારવો લાયક નથી, કેમકે હું તમારૂં પ્રિય કરીશ, તે એવી રીતે કે, હે નિષધ દેશના રાજા દમયંતીની પાસે તમારા ગુણોનાં વખાણ, જેમ તે બીજા પતિની ઇચ્છા ન કરે તેમ કરીશ." હે રાજન! એ પ્રમાણે નળરાજાએ હંસનાં વચન સાંભળી તેને છોડી દીધો, ત્યારે તે સર્વ હંસો એકઠા થઇ આકાશ તરફ ઉડીને વિદર્ભ દેશ ગયા. પછી જ્યારે તેઓ ભીમરાજાની નગરી પ્રત્યે જઇને દમયંતીની પાસે આકાશમાંથી નીચે ઉતર્યા ત્યારે પોતાની સખીઓના ગણોએ કરીને વિંટાયલી દમયંતી, તેમને જોઇ હર્ષ યુક્ત થઇ. જ્યારે તે તેમને પકડવા ગઇ ત્યારે હંસો તે વનમાં ચોતરફ ઉડવા લાગ્યા. સર્વ કન્યાઓ એક એક જણી એક એક પક્ષિની પછવાડે દોડવા લાગી તેમાં દમયંતી, જે હંસની પછવાડે દોડી નજીક પહોંચી હતી તે હંસ દમયંતીને મનુષ્ય સરખી વાણીથી કહેવા લાગ્યો કે "હે દમયંતી! નિષધ દેશને વિષે અશ્વિનિકુમાર સરખો, જેના સ્વરૂપ સરખો બીજો કોઇ મનુષ્ય નથી એવો અને રૂપે

કરીને સાક્ષાત્ મૂર્તિમાન્ કામદેવ જેવો નળ નામે રાજા છે. હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી! જો તું તેની સ્ત્રી થાય તો તારો જન્મ તથા આ તારું રૂપ પણ સફળ થાય, કેમકે અમે દેવતા, ગંધર્વો, મનુષ્યો, સર્પો તથા રાક્ષસોને જોયા છે, પણ તેના જેવો કોઈ પુરુષ જોયો નથી. વળી જેમ તું સર્વ સ્ત્રીઓમાં રત્ન છે, તેમ તે પણ સર્વ મનુષ્યોમાં રત્નરૂપ છે; માટે તમારા બેઉનો સંબંધ ઘણો સારો થશે." એ પ્રમાણે હંસે કહ્યું ત્યારે દમયંતીએ હંસને કહ્યું કે "તું જેમ મને કહે છે, તેમ નળરાજા પાસે જઈને તેને પણ કહે." હે પૃથ્વીપતિ! પછી ઈંડાથી ઉત્પન્ન થયેલા તે હંસે, વિદર્ભ રાજાની કન્યાને 'બહુ સારું' એમ કહી નિષધ દેશ જઈ નળને સર્વ વર્ણન કરી બતાવ્યું.

तथेत्युक्त्वा ण्डजः कन्यां विदर्भस्य विशांपते
पुनरागम्य निषधान्नले सर्वं न्यवेदयत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्याने हंसदमयंतीसंवादे गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

## અધ્યાય ૫૪ મો. ઇંદ્ર નારદનો સંવાદ.

बृहदश्व उवाच—दमयंती तु तच्छ्रुत्वा वचो हंसस्य भारत
ततः प्रभृति न स्वस्था नलं प्रतिबभूव सा

બૃહદશ્વ કહે છે—હે ભારત! હવે જે દિવસથી દમયંતીએ હંસનાં વચન સાંભળ્યાં તે દિવસથી તે નળરાજાનું ચિંતવન કરતાં સ્વસ્થપણાને પામતી ન હતી. ચિંતા પરાયણ, દીનતાયુક્ત જેના મોઢાંની કાંતિનો વર્ણ ફરી ગયો હતો એવી, શરીરે દુર્બલ, નિઃશ્વાસ મૂકતી, ઉંચી નજર રાખનારી નળનોજ વિચાર કરનારી, ઉન્મત્ત સરખા દેખાવવાળી ક્ષણમાત્રમાંજ જેના શરીરનો વર્ણ ફીકો થઈ ગયો હતો એવી, અને કામયુક્ત ચિત્તવાળી તે, શય્યા, આસન તથા ખાનપાનમાં કંઈ પણ પ્રીતિ કરતી નહિ. નિરંતર રૂદન કરવાથી દિવસ અને રાત્રિને વિષે નિદ્રા પણ પ્રાપ્ત કરતી ન હતી. દમયંતીની સખીઓએ તેની અનેક તરેહની ચેષ્ટાથી તેનું ચિત્ત નળરાજાને વિષે મોહિત થયું છે એમ જાણીને તેના પિતા ભીમરાજાને "દમયંતી નળરાજાને વિષે પ્રીતિમાન થવાથી અસ્થિર ચિત્તવાળી થઈ છે" એમ કહ્યું ત્યારે તે દમયંતીની સખીઓથી તેની હાલત સાંભળીને, પોતાની પુત્રી સંબંધિ વિવાહ કાર્યનો તે વિચાર કરવા લાગ્યો. "મારી કન્યા જેમ અસ્થિર ચિત્તવાન હોય, તેવી કેમ દેખાય છે?" હે યુધિષ્ઠિર! પછી પૃથ્વીના અધિપતિ ભીમરાજાએ પોતાની કન્યાને યુવાન અવસ્થા પ્રાપ્ત થઈ હતી તે જાણી તેનો સ્વયંવર કરવો એવો નિશ્ચય કરીને, સર્વ રાજાઓને નિમંત્રણ કર્યું. "હે રાજાઓ! તમોએ અહીં આવીને, દમયંતીનો સ્વયંવર જોવો." હે યુધિષ્ઠિર! પછી એ પ્રમાણે સર્વ રાજાઓ દમયંતીનો સ્વયંવર સાંભળી ભીમ રાજાની આજ્ઞાથી, વિચિત્ર પુષ્પો તથા અલંકારોએ કરીને શોભતી અને જોવા લાયક પોતાની સેના સહિત હસ્તિ, અશ્વો તથા રથોના અવાજે કરીને સર્વ પૃથ્વીને ગજાવતા સ્વયંવરમાં આવવા માંડ્યું. ભીમરાજાએ તે સર્વ રાજાઓનો યથાયોગ્ય પૂજાદિથી સત્કાર કર્યો ત્યારે સન્માનને પામેલા

સર્વ રાજાઓ ત્યાં નિવાસ કરીને રહ્યા. હવે તેજ સમયને વિષે જ્યારે સર્વ ઋષિયોમાં શ્રેષ્ઠ, સર્વત્ર ફરનાર, મોટી બુદ્ધિવાળા, શ્રેષ્ઠ વ્રતવાન અને નિરંતર સત્કાર પામેલા નારદજી તથા પર્વત ઋષિ એ આ પૃથ્વીલોકથી દેવતાઓના ઇંદ્રે પાલન કરેલા લોક પ્રત્યે જઇને, ઇંદ્રના ઘરમાં પ્રવેશ કર્યો. સમર્થ એવા ઇંદ્રે પૂજા કરીને તેમને કુશળતા તથા સર્વત્ર આરોગ્યતા પૂછી તે વખતે નારદજીએ કહ્યું કે " હે સર્વત્ર પ્રાપ્ત થઇ છે ઇશ્વરતા જેની એવા મહા સમર્થ ઇંદ્ર ! અમારૂં સર્વત્ર કુશળપણું છે તથા સર્વ લોકમાં રાજાઓ પણ કુશળ છે, " બૃહદશ્વ કહે છે—હે રાજન ! એ પ્રમાણે બળિ તથા વૃત્રાસુરને નાશ કરનાર ઇંદ્રે નારદજીનાં વચન સાંભળી ફરીથી પૂછયું કે " હે ઋષિ ! જેઓ ધર્મના જાણનાર પોતાનું જીવિત ત્યાગ થાય ત્યાંસુધી યુદ્ધ કરનાર તથા યુદ્ધ મુકીને નહિ ભાગી જનાર રાજાઓ કાળે કરીને શસ્ત્રોથી નાશ પામે છે. તેમને, જેમ મને આ લોક ઇચ્છિત કામના પ્રાપ્ત કરનારો છે તેમ છે પણ હમણાં તેવા મહા શૂરવીર ક્ષત્રિયો ક્યાં છે ? હું, અહીં આવનાર અને મને ઘણા પ્રિય એવા અતિથિરૂપ તે રાજાઓને દેખતો નથી. " હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જ્યારે ઇંદ્રે પૂછયું ત્યારે નારદજી બોલ્યા કે ' હે ઇંદ્ર ! તમને તે રાજાઓ જોવામાં આવતા નથી તેનું કારણ કહું તે સાંભળો. હે શક્ર ! હમણાં પૃથ્વીને વિષે સર્વ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ સ્વરૂપવાળી વિદર્ભ દેશના રાજા ભીમની દમયંતી નામની કન્યા છે તેનો સ્વયંવર હોવાથી પૃથ્વીના રાજકુમારો, સર્વ જગતને વિષે રત્નરૂપ તે કન્યાની ઇચ્છા કરતા જાય છે. એ પ્રમાણે નારદજી ઇંદ્રને કહેતા હતા, તેજ વખતે દેવતાઓમાં ઉત્તમ સર્વ લોકપાલો અગ્નિ સહિત ઇંદ્રની પાસે આવ્યા, ને નારદજીએ ઇંદ્ર પ્રત્યે કહેલાં વચન સાંભળવાથી હર્ષયુક્ત થયેલા તેઓએ, "આપણે તે સ્વયંવરને વિષે જઇયે એમ કહ્યું." પછી હે મહારાજ ! પોતાના ગણો તથા વાહનો સહિત તે લોકપાલો, જે વિદર્ભ દેશને વિષે સર્વ રાજાઓ જતા હતા ત્યાં જવા સારૂ ચાલતા થયા. હે કુંતીના પુત્ર ! જે વખતે દીનતાયુક્ત અંતઃકરણ વગરનો તથા દમયંતીમાં આસક્ત થયેલો નળ રાજા સર્વ રાજાઓનો સમાગમ સાંભળીને સ્વયંવર પ્રત્યે જતો હતો તે વખતે લોકપાલો રસ્તામાં પૃથ્વી ઉપર ઉભેલા સાક્ષાત્ સ્વરૂપરૂપી સમૃદ્ધિએ કરીને કામદેવ સરખા તથા સૂર્યની માફક પ્રકાશમાન જોવામાં આવ્યા. સમૃદ્ધિએ કરી વિસ્મય પામીને તે ઉભા હતા. પછી સ્વર્ગમાં રહેનાર દેવતાઓએ આકાશ તરફથી ઉતરી વિમાને કરી પૃથ્વી ઉપર અદ્ધર ઉભા રહીને નિષધ દેશના રાજા નળને કહ્યું કે " હે સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ નિષધ દેશના રાજા નળ ! તું સત્ય વ્રતવાળો છે માટે અમારો દૂત થઇને અમોને સહાયતા કર. "

भो भो निषधराजेंद्र नलसत्यव्रतो भवान्
अस्माकं कुरु साहाय्यं दूतो भव नरोत्तम ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्याने इंद्रनारदसंवा गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥



## અધ્યાય ૫૫ મો. નળનું દેવદૂત થવું.

बृहदश्व उवाच- तेभ्यः प्रतिज्ञायनलः करिष्य इति भारत
अथैतान्परिपप्रच्छ कृतांजलिरुपस्थितः ॥

બૃહદશ્વ કહે છે—હે ભારત ! પછી હાથ જોડીને ઉભેલા નળરાજાએ, " હું તમારા કહેવા પ્રમાણે કરીશ " એમ પ્રતિજ્ઞા લઇને, અગ્નિ, વરૂણ તથા યમને પૂછ્યું કે " તમે તથા જેને હું જ દૂત પ્રિય છું એવા આ કોણ છે અને મારે તમારૂં શું કામ કરવું, તે તમે મને યથાર્થ કહો ?" હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જ્યારે નિષધ દેશના રાજા નળે પૂછ્યું ત્યારે ઇંદ્રે કહ્યું કે " હે રાજન ! દમયંતી સારૂ આવેલા અમો દેવતાઓ છીએ એમ જાણ. આ ઇંદ્ર આ અગ્નિ, આ જળના રાજા વરૂણ અને આ સર્વ દેહ ધારિયોનો નાશ કરનાર યમ છે, માટે તું દમયંતીની પાસે જઇને, અમે આવ્યા છીએ તે વાત એવી રીતે જણાવ કે ઇંદ્ર, અગ્નિ, વરૂણ તથા યમ, એ ચાર દેવતાઓ તને જોવા સારૂ આવે છે, ને તેઓ તને પરણવાની ઇચ્છા રાખે છે, માટે તે દેવતાઓમાંથી તને જેની ઉપર મરજી થાય, તે એકને તું વર." હે ભારત ! એ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે નળરાજાએ હાથ જોડીને કહ્યું કે, " હે દેવતાઓ ! જે તમારા મનમાં મતલબ છે, તેજ મારા મનમાં પણ મતલબ છે, માટે તમે મને મોકલો નહિ. પુરૂષ, જે સ્ત્રીની સાથે પોતાનો વિવાહ કરવાની ઇચ્છા રાખતો હોય, તેનો કેમ ત્યાગ કરે ? પારકા સારૂ તેની પાસે જઇને, તમારા કહેવા પ્રમાણે કેમ કહે ? હે દેવતાઓ ! તમે મારો અપરાધ ક્ષમા કરો. ' દેવતાઓ બોલ્યા કે " હે નિષધ દેશના રાજા નળ ! તું પ્રથમ અમારી પાસે ' હું તમારા કહેવા પ્રમાણે કરીશ ' એમ કબુલ કરીને, હવે કેમ નહીં કરે ? માટે જલદીથી દમયંતીની પાસે જા. " બૃહદશ્વ કહે છે—હે રાજન ! એવી રીતે દેવતાઓએ કહ્યું ત્યારે નળરાજા ફરીથી બોલ્યો કે " દમયંતીને રહેવાનાં ઘર ઘણા ચોકીદારોએ રક્ષા કરેલાં છે, વાસ્તે તેમાં મારાથી પ્રવેશ કેમ થઇ શકશે ?" હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળે કહ્યું ત્યારે ફરીથી ઇંદ્રે કહ્યું કે, મેં તને દમયંતીના ઘરની રક્ષા કરનાર પુરૂષો ન દેખે એવી શક્તિ આપી છે, માટે કોઇ દેખશે નહીં. " એવી રીતે ઇંદ્રે કહ્યું ત્યાર પછી નળરાજા તેને ' બહુ સારૂ ' એમ કહીને, દમયંતીના રહેવાના ઘર પ્રત્યે ગયો, ને તેણે તે ઘરને વિષે પોતાની સખીઓના ગણોથી વીંટાઇને બેઠેલી, શરીર તથા કાંતિએ કરીને પ્રકાશમાન, શ્રેષ્ઠ ગુણવાન, અત્યંત કોમળ અંગવાળી, નાજુક કમરવાળી શ્રેષ્ઠ નેત્રવાળી, હાસ્યયુક્ત મુખવાળી અને જાણે પોતાના સ્વરૂપની કાંતિએ કરીને ચંદ્રની કાંતિનો પણ તિરસ્કાર કરતી હોય એવી દમયંતીને જોઈ કે તેજ વખતે તેને કામ ઉત્પન્ન થયો; પણ પોતાનું સત્યપણું રાખવા સારૂ તેને શમાવી રાખ્યો. પછી તે ઘરમાં બેઠેલી સર્વ સ્ત્રીઓ, નિષધ દેશના રાજા નળને જોવાથી ભ્રાંત થઇને, પોતાનાં આસનો ઉપરથી ઉઠી ને પોતપોતાનાં મનમાં આ કોણ દેવતા અથવા યક્ષ વા ગંધર્વ હશે ! એમ વિચાર કરવા લાગી. પણ તેના સ્વરૂપના તેજે કરીને પરાભવ પામેલી તે સ્ત્રીઓ તેને કંઇપણ કહેવા સમર્થ થઇ નહીં. પછી હાસ્યયુક્ત મુખવાળા નળરાજાને જોઇને વિસ્મય પામેલી અને હાસ્ય પૂર્વક બોલનારી દમયંતી, મહા શૂરવીર નળરાજા પ્રત્યે બોલી કે, " હે મને કામ ઉત્પન્ન કરનાર શૂરવીર ! નહીં નિંદા કરવા લાયક છે સર્વ શરીર જેનું એવો તું.

દેવતાઓની પેઠે અહીં કેમ આવ્યો છે ? હું તને જાણવાની ઇચ્છા કરૂં છું. અરે ! આ મારૂં ઘર ઘણા બંદોબસ્તવાળું છે, તેમાં તારૂં આવવું કેમ બન્યું, ને તારા આવવાની ખબર ચોકી કરનાર પુરૂષોને કેમ પડી નહીં ! કેમકે મારો પિતા ભીમ કરડી આજ્ઞાવાળો છે." હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિદર્ભ દેશના રાજાની પુત્રી દમયંતીએ પૂછ્યું, ત્યારે નળરાજા બોલ્યો કે "હે કલ્યાણરૂપ ! દેવતાઓનો દૂત થઇને આવેલો હું નળરાજા છું એમ તું જાણ. ઈંદ્ર, અગ્નિ, વરૂણ તથા યમ, એ ચાર દેવતાઓમાંથી એકને પતિરૂપે તું પસંદ કર. હું તેઓના પ્રતાપથીજ તારા ઘરમાં આવ્યો છું, પણ મને તારા ઘરમાં પ્રવેશ કરતી વખતે કોઇએ જોયો નહીં. કોઇએ નિવારણ કર્યું નહીં હે કલ્યાણરૂપ ! સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ ઇંદ્રાદિ લોકપાલોએ મને, મેં તને પ્રથમ કહેલી તેમની મતલબ સારૂ મોકલ્યો છે, માટે તું મારાં વચન સાંભળી તારી ઇચ્છા પ્રમાણે સારા વિચારને વિષે બુદ્ધિ કર."

एतदर्थमहं भद्रे प्रेषितः सुरसत्तमैः
एतच्छ्रुत्वा शुभे बुद्धिं प्रकुरुष्व यथेच्छसि ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलस्यदेवदौत्ये गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥



## અધ્યાય ૫૬ મો. નળ દમયંતી વચ્ચે વાતચીત.

बृहदश्व उवाच—सा नमस्कृत्य देवेभ्यः प्रहस्य नलमब्रवीत्
प्रणयस्व यथाश्रद्धं राजन् किं करवाणि ते ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી દમયંતીએ હસીને નળને કહ્યું કે "હે રાજન ! તમે દેવતાઓને નમસ્કાર કરીને તમને મારામાં જેમ વિશ્વાસ થાય તેમ મને પરણો, હું તમારૂં પ્રિય શું કરૂં ? હે રાજન ! જુઓ હું, ને જે કંઇ મારૂં દ્રવ્ય છે તે સૌ જેમ તમારામાં વિશ્વાસવાળાં થાય તેમ તમે મારો તમારી સાથે વિવાહ કરો. હે પાર્થિવ ! મેં પૂર્વે જે હંસ પક્ષિયોનાં વચન સાંભળ્યાં છે તે મને ઘણો તાપ પમાડે છે, માટે હે શૂરવીર ! મેં તમનેજ પરણવા સારૂ મારા પિતાને કહીને સર્વ રાજાઓને જમા કર્યા છે. જો તમે તમારામાં પ્રીતિમાન્ મને પરણવાની ના કહેશો તો હું તમારા કારણસર વિષનુંપાન, અગ્નિ, તથા જળમાં પ્રવેશ કરીશ, અથવા ફાંસી ખાઇશ." હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે નળરાજાએ કહ્યું કે "હે દમયંતી ! તું દેવતાઓ છતાં મનુષ્યરૂપ મને પરણવાની ઇચ્છા કેમ કરે છે ! કારણ જેઓ સર્વ લોકને ઉત્પન્ન કરનાર ઇશ્વર અને મહાત્મા છે. દેવતાઓના પગની રજ બરોબર પણ હું નથી, માટે તું તેઓને પરણવા મન કર. જે પુરૂષ દેવતાઓનું અપ્રિય કરે છે, તેને તેઓ મૃત્યુની પ્રાપ્તિ કરાવે છે વાસ્તે હે નહીં નિંદા કરવા લાયક અંગવાળી ! તું મારી રક્ષા કર. તેમને વરીને નિર્મળ વસ્ત્રો, શ્રેષ્ઠ વિચિત્ર પુષ્પો તથા અલંકારોરૂપ વૈભવને ભોગવ. હે દમયંતી ! જે સર્વ પૃથ્વીને ગ્રાસ કરવા સમર્થ છે એવા અગ્નિને તથા જેના દંડના ભયે કરીને મળેલા સર્વ ભૂતપ્રાણી પોતપોતાના ધર્મનાં રહે છે એવા યમ રાજાને અને ધર્મયુક્ત અંતઃકરણવાળા મહાત્મા, દૈત્યો તથા રાક્ષસોને નાશ કરનાર અને દેવતાઓના

રાજા ઇંદ્રને તથા લોકપાલોમાં મુખ્ય વરૂણને પતિરૂપે ન વરે એવી કયી કન્યા છે ? હે દમયંતી ! તું મનથી શંકા રહિત થઈ મને કરીને મારા કહેવા પ્રમાણે કર. ” એવી રીતે નિષધ દેશના રાજા નળે કહ્યું. ત્યારે દમયંતી શોકે કરીને ઉત્પન્ન થયેલા આંસુથી ભીંજેલાં પોતાનાં નેત્રોએ નળની સામું જોઇને બોલી કે “હે પૃથ્વીપતિ ! હું તે સર્વ દેવતાઓને નમસ્કાર કરીને તમનેજ પતિરૂપ કરી વરીશ, હું સત્ય કહું છું. ”હે યુધિષ્ઠિર ! પછી નળરાજાએ થરથર કંપતી તથા હાથ જોડીને ઉભેલી દમયંતીને કહ્યું કે “હે કલ્યાણિ ! હું તે દેવતાઓનો દૂત થઇને આવ્યો છું. માટે તું મારા કહેવા પ્રમાણે કર, કેમકે હું દેવતાઓની પાસે કબૂલ કરી તથા તેમને વાસ્તે ઉદ્યોગ કરીને અહીં તને પરણવારૂપ મારા સ્વાર્થને સિદ્ધ કરવાનો ઉત્સાહ કેમ કરૂં ? પણ જો મને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાથી ધર્મ થતો હશે તો હું તેવી રીતે કરીશ, તું જેમ તે સ્વાર્થ સિદ્ધ થાય તેમ ઉપાય કર.” હે ભારત ! પછી હાસ્યયુક્ત મુખવાળી દમયંતી નેત્રામાં અશ્રુ આવવાથી વ્યાકુળ વાણીએ નળરાજાને ઉત્તર આપતાં આસ્તેથી બોલી કે “હે મનુષ્યોના રાજા ! મેં તમને પરણવાનો ઉપાય જાણ્યો છે. જેણે કરીને તમને કશો દોષ લાગશે નહીં, તે એ કે, હે સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ ! તમે તથા સર્વ દેવતાઓ જ્યાં મારો સ્વયંવર છે ત્યાં આવજો. હું સર્વ દેવતાઓની સાનિધ્ય તમને વરીશ, માટે તમને કશો દોષ લાગશે નહીં.” હે પૃથ્વીના પતિ યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિદર્ભ દેશના રાજા ભીમની કન્યા દમયંતીએ કહ્યું, ત્યારે નળરાજા જ્યાં ઇંદ્રાદિ દેવતાઓ હતા ત્યાં તેમની પાસે ગયા. લોકપાલ દેવતાઓ નળને જોઇને દમયંતી સંબંધી સર્વ વૃત્તાંત પૂછવા લાગ્યા. “ હે રાજન ! તેં હાસ્યયુક્ત મુખવાળી દમયંતીને જોઇ ! તેણે અમોને શું કહેવરાવ્યું છે ? ” નળ રાજાએ કહ્યું કે “ હે લોકપાલો ! તમોએ આજ્ઞા આપેલો હું, હાથમાં લાકડીયો ધારણ કરેલા ચોકી કરનાર વૃદ્ધ પુરૂષોએ કરીને વિંટાયલા દમયંતીના ઘરની અંદર ગયો, પણ મને તમારા પ્રતાપથી દમયંતી તથા તેની સખીયો વગર બીજા કોઇએ પણ જોયો નહી. મેં સખિયો સહિત દમયંતીને જોઈ. હે દેવતાઓના ઇશ્વર ! તે સર્વ સ્ત્રિયો મને જોઇને વિસ્મય પામી ને જ્યારે મેં તમારા સંબંધી વાત વર્ણવીને કહેવા માંડી, ત્યારે શ્રેષ્ઠ મુખવાળી દમયંતીએ હરેક પોતાના મનની ઇચ્છા ત્યાગ કરીને, મનેજ પતિરૂપે વરવા સારૂ કહ્યું. “ હે મનુષ્યમાં સિંહરૂપ પોતાના ઐશ્વર્ય યુક્ત દેવતાઓ સાથે લઇને તે સ્વયંવરમાં આવે, ને તેમની સાનિધ્ય હું તમને વરીશ, તેથી તમને કશો દોષ થનાર નથી, ” હે દેવતાઓ ! મેં જે વૃત્તાંત કહ્યું, તે તેમજ છે, ને કદી મારા કહેવામાં કમી રહ્યું હશે તો તે સર્વ જાણનાર તમે છો, કારણ તમો દેવતાઓના ઇશ્વર છો. ”

एतावदेवविबुधा यथा वृत्तमुदाहृतम्

मया शेषे प्रमाणं तु भवन्तस्त्रिदशेश्वराः ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलकृतदेवदौत्ये गुर्जरभाषायां षट्पञ्चाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

---

## અધ્યાય ૫૭ મો. દમયંતીનો સ્વયંવર.

**बृहदश्व उवाच—अथ काले शुभे प्राप्ते तिथौ पुण्यक्षणे तथा**
**आजुहाव महीपालान्भीमो राजा स्वयंवरे ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે જ્યારે શુભ સમય, દિવસ તથા મુહૂર્ત આવ્યું ત્યારે ભીમરાજાએ સર્વ રાજાઓને સ્વયંવરમાં આવવાનું કહેવરાવ્યું. કામે કરીને પીડા પામેલા, દમયંતીને પરણવાની ઇચ્છાવાળા અને સુગંધી પુષ્પોની માળાઓ તથા મણિજડિત કુંડળ પહેરેલા સર્વ રાજાઓ ભીમરાજાનું આમંત્રણ સાંભળી, ઉતાવળે સુવર્ણના સ્તંભ તથા તોરણોએ કરી શોભાયમાન સ્વયંવરની રંગસભામાં, જેમ સિંહ પર્વતની ગુફામાં પ્રવેશ કરે તેમ પ્રવેશ કરી, અનેક તરેહનાં આસનો ઉપર બેઠા. હે યુધિષ્ઠિર ! તે સભામાં સર્વ રાજાઓના પરિઘ સરખા જાડા અને પાંચ ફણાવાળા સર્પ સરખી સુંદર આકૃતિવાળા હાથ તથા સુંદર કેશના અગ્રભાગ, નાસિકા, નેત્ર તથા ભૃકુટિયુક્ત મુખ, જેમ આકાશમાં નક્ષત્રો શોભે, તેમ શોભતા હતા. પછી જ્યારે શ્રેષ્ઠ મુખવાળી દમયંતીએ પોતાના સ્વરૂપની કાંતિએ કરીને સર્વ રાજાઓનાં નેત્ર તથા મન પોતામાં ખેંચતાં સ્વયંવરની સભામાં પ્રવેશ કર્યો ત્યારે તેઓની દૃષ્ટિ તેના અવયવો જોવામાંજ આસક્ત થઇ. કોઇની દૃષ્ટિ તેને જોવાથી નિવૃત્ત થતી ન હતી. પછી હે ભારત ! જ્યારે સ્વયંવરના મંડપમાં બેઠેલા સર્વ રાજાઓનાં નામનું વર્ણન થવા લાગ્યું ત્યારે દમયંતી તે સભામાં સૌની સરખીજ આકૃતિવાળા પાંચ પુરૂષોને જોઇને, તેઓની સામું વારંવાર જોવા લાગી, પણ તેણે તેઓમાંથી જેની સામું જોયું તેને નળરૂપ માનવાને લીધે નળને ઓળખ્યો નહીં. પછી નળનું ચિંતવન કરતી અને તેમાંજ પ્રીતિમાન દમયંતી પોતાની બુદ્ધિએ કરીને તર્ક કરવા લાગી કે "હું દેવતાઓને તથા નળરાજાને કેમ ઓળખું ?" એ પ્રમાણે ચિંતવન કરતી દમયંતી અત્યંત દુઃખયુક્ત થઇ પોતે દેવતાઓનાં જે ચિન્હો સાંભળ્યાં હતાં તેનું પોતાના મનમાં વિચાર કરવા લાગી કે "મેં વૃદ્ધ પુરૂષોથી દેવતાઓનાં જે ચિન્હો સાંભળ્યાં છે, તે આ પૃથ્વી ઉપર ઉભેલા પાંચે જણાઓમાંથી કોઇને વિષે દેખાતાં નથી." હે રાજન ! પછી દમયંતીએ પોતાના મનમાં નિશ્ચયયુક્ત વારંવાર ઘણો વિચાર કરી દેવતાઓની શરણે જવું એમ માની, વાણી તથા મને કરીને તેમને નમસ્કાર કરી, દેવતાઓની સામે હાથ જોડીને, થરથર કાંપતાં કહ્યું કે "હે દેવતાઓ ! હું જેવી રીતે હંસ પક્ષિઓનાં વચન સાંભળીને, નળ રાજાને વરીશું, જેમ મારી વાણી તથા મને કરીને બીજા પતિની ઇચ્છા કરતી નથી, જેમ દેવતાઓએ મારો પતિ નિષધ દેશનો રાજા નળ નિર્માણ કર્યો છે, તથા જેવી રીતે મેં નળરાજાની પ્રાપ્તિ થવા સારૂ સ્વયંવરરૂપી વ્રત પ્રારંભ કર્યું છે, તે મારા સત્યપણાએ કરીને, તમે મને નળરાજાની પ્રાપ્તિ કરાવો. હે મોટા ઇશ્વરો ! જેમ હું પવિત્ર, યશસ્વાન નળરાજાને ઓળખું, તેમ તમો પોતપોતાનાં સ્વરૂપ ધારણ કરો." હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે સર્વ દેવતાઓએ દમયંતીનો કરૂણાયુક્ત વિલાપ સાંભળી શાસ્ત્રમાં કહેલાં પોતાનાં ચિન્હો પોતાને વિષે ધારણ કર્યાં. ત્યાર પછી દમયંતીએ પસીના વગરનાં, નહીં મિંચાય એવાં ખુલ્લાં નેત્રવાળા, ઉઘડેલાં પુષ્પની માળાઓ ધારણ કરેલા, જેમના શરીર ઉપર રજ નહીં હતી એવા અને પૃથ્વીને નહીં સ્પર્શ કરીને ઉભેલા દેવતાઓને તથા જેના શરીરનો પડછાયો ન હતો એવા, કરમાયલી

પુષ્પની માળા ધારણ કરેલા, જેના શરીર ઉપર રજ ઉડી રહી હતી એવા નળરાજાને જોયા. હે પાંડવ ! એ પ્રમાણે ભીમરાજાની દમયંતી, દેવતાઓને તથા પવિત્ર યશવાળા નળરાજાને જોઇને, ધર્મથી નળને વરવા તૈયાર થઇ. પછી જ્યારે મોટાં નેત્રવાળી લજ્જાવાન દમયંતી નળરાજાના ઉત્તરીય વસ્ત્રનો છેડો પકડી તેમના ગળામાં પરમ શોભાયમાન પુષ્પની માળા પહેરાવીને પતિરૂપે કરી વરી ત્યારે સર્વ રાજાઓએ મોટો હાહાકાર શબ્દ કર્યો. હે ભારત ! વિસ્મય પામવાથી નળરાજાનું વખાણ કરતા એવા મોટા ઋષિયો સહિત દેવતાઓએ ઘણું સારૂં થયું, એમ જયઘોષ કર્યો. તે વખતે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજા ! વીરસેન રાજાનો પુત્ર નળ હર્ષયુક્ત પોતાનાં અંતઃકરણથી, સુંદર મુખવાળી દમયંતીને આશ્વાસના કરતાં કહેવા લાગ્યો કે " હે કલ્યાણરૂપ ! તું દેવતાઓની સાંનિધ્ય મનુષ્યરૂપ એવા મને વરે છે, માટે તારો સ્વામી હું તારા કહેવામાં રહીશ એમ જાણ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં-સુધી હું તારામાં પ્રીતિમાન થઇશ, એ હું સત્ય કહું છું." જેવી રીતે નળ રાજાએ કહ્યું તેવીજ રીતે હાથ જોડીને ઉભેલી દમયંતીયે પણ શ્રેષ્ઠ વાણીથી તેનું વખાણ કરતાં તેને કહ્યું. પછી જ્યારે પરસ્પર પ્રીતિમાન તે બેઉ અગ્નિ આદિ ચાર દેવતાઓને જોઇને પોતાના મનમાં તેને શરણ ગયાં તે વખતે હર્ષયુક્ત મનવાળા દેવતાઓએ નળરાજાને આઠ વરદાન આપ્યાં. તે એવી રીતે કે, ઇંદ્રે યજ્ઞમાં પોતાનું પ્રત્યક્ષ દેખાડવું તથા પરમ શ્રેષ્ઠ ગતિની પ્રાપ્તિ, અગ્નિએ નળ રાજા જ્યાં ઇચ્છા કરે ત્યાં પોતાને ઉત્પન્ન થવું અને પોતાના સરખા પ્રકાશમાન શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ, યમરાજાએ અન્નરૂપી રસ તથા ઉત્કૃષ્ટ ધર્મમાં સ્થિતિ અને જળના રાજા વરૂણ દેવતાએ જ્યાં નળ ઇચ્છા કરે ત્યાં પોતાએ જળરૂપ થવું તથા ઉત્તમ સુગંધવાળી પુષ્પની માળા આપી. એ પ્રમાણે ચારે દેવતાઓ નળ રાજાને બબ્બે વરદાન આપીને સ્વર્ગ પ્રત્યે ગયા, ત્યારે સર્વ રાજાઓ પણ નળ તથા દમયંતીનો વિવાહ થયો તે જાણી હર્ષ યુક્ત થઇને, જેવી રીતે આવ્યા હતા રીતે પાછા પોતપોતાના દેશો પ્રત્યે ગયા. મોટા મનવાળા ભીમ રાજાએ નળ અને દમયંતીનો વિધિપૂર્વક વિવાહ કર્યો. ત્યાર પછી એ યશવાળાં મનુષ્યોમાં શ્રેષ્ઠ, પોતાના મનમાં અત્યંત હર્ષયુક્ત થયેલો અને સૂર્ય સરખો પ્રકાશમાન નિષધ દેશનો રાજા નળ, પોતાની ઇચ્છા પ્રમાણે ભીમરાજાની પૂરીમાં રહ્યા પછી તે રાજાની રજા લઇને પોતાના શહેર પ્રત્યે ગયો. ધર્મે કરીને પ્રજાનું પાલન કરતાં તેમને પોતામાં પ્રીતિયુક્ત કરતો હતો. નળ. યયાતિ તથા નહુષ રાજાની પેઠે અશ્વમેધ અને બીજા પણ ઘણી દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને દમયંતી સહિત રમણીય વન તથા બગિચાઓમાં પ્રવેશ કરી, વિહાર કરતો હતો. હે રાજન ! એ પ્રમાણે વિહાર કરતા એવા મોટા મનવાળા નળ-રાજાએ દમયંતીને વિષે ઇંદ્રસેન નામનો એક પુત્ર તથા ઇંદ્રસેના નામની એક કન્યા ઉત્પન્ન કરી. એ પ્રમાણે પૃથ્વીનો પતિ નળ યજ્ઞો તથા વિહાર કરતાં ક્રમે કરીને પરિપૂર્ણ સર્વ પૃથ્વીનું પાલન કરતો હતો.

**एवं स यजमानश्च विहरंश्च नराधिपः**
**ररक्ष वसुसंपूर्णां वसुधां वसुधाधिपः**

**इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीस्वयंवरे गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

## અધ્યાય ૫૮ મો. કલિ ને દેવનો સંવાદ.

**बृहदश्व उवाच—वृते तु नैषधे भैम्या लोकपाला महौजसः**
**यांतो ददृशुरायातं द्वापरं कलिना सह ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે ભીમ રાજાની પુત્રી દમયંતી, નિષધ દેશના રાજા નળને વરી ત્યાર પછી મોટી કાંતિવાળા લોકપાલોએ સ્વર્ગના રસ્તામાં આવતા કલિયુગ સહિત દ્વાપરને જોયો. બળિ અને વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્રે કળિયુગને જોઇ પૂછયું કે " હે કળિ ! તું દ્વાપર સહિત ક્યાં જાય છે ? " કળિએ ઇંદ્રને કહ્યું કે " મારૂં મન દમયંતીને વિષે લાગેલું છે, માટે હું તેના સ્વયંવરમાં જઇને તેને વરીશ. " હે રાજન ! એ પ્રમાણે ઇંદ્ર, કળિનાં વચન સાંભળવાથી હસીને બોલ્યો કે " હે કલિ ! તે સ્વયંવર નિવૃત્ત થયો, ને દમયંતી અમારી સાંનિધ્ય નળરાજાને પતિરૂપે વરી. " હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે ક્રોધ પામેલો કલિ તે સર્વ દેવતાઓની રજા લઇને બોલ્યો કે, દમયંતી દેવતાઓની વચમાં મનુષ્યરૂપ નળને વરી વાસ્તે તેને મોટો દંડ આપવો એવો મારો મત છે. હે રાજન ! એવી રીતે કલિએ કહ્યું ત્યારે સ્વર્ગમાં રહેનાર દેવતાઓ બોલ્યા કે " હે કલિ ! જ્યારે અમોએ દમયંતીને નળ રાજાને વરવાની રજા આપી ત્યારે તે તેને વરી છે. સર્વ ગુણયુક્ત નળ રાજાનો આશ્રય કઇ કન્યા ન કરે ? હે કલિ ! જે સર્વ ધર્મ જાણનાર યથાર્થ વ્રત આચરણ કરનાર, ચારે વેદ તથા ઇતિહાસરૂપ પાંચમો વેદ ભણનાર, જેના ઘરને વિષે યજ્ઞામાં ધર્મ કરીને દેવતાઓ તૃપ્ત થાય છે એવા તથા જેને વિષે મોટાઇ, ધૈર્ય, દાન, સ્વધર્મપાલન, પવિત્રતા, ઇંદ્રિયોનો નિગ્રહ અને શમતા, એ સર્વ ગુણો રહ્યા છે તે નળને જે કોઇ શાપ આપવાની ઇચ્છા કરે તે મૂર્ખ પોતાના આત્માનેજ શાપ આપે છે. પોતાના આત્માએ કરીને આત્માનો નાશ કરે છે. વળી હે કલિ ! પ્રથમ કહેલા ગુણયુકત નળ રાજાને જે કોઇ શાપ આપવાની મરજી કરે તે, મોટા અગાધ અને દુઃખવાળા નરકરૂપી તળાવમાં ડુબે. હે રાજન ! એ પ્રમાણે કહીને સર્વ દેવતાઓ ગયા ત્યારે કલિએ દ્વાપરને કહ્યું કે " હે દ્વાપર ! હું ઉત્પન્ન થયેલા ક્રોધને શમાવા ઇચ્છતો નથી, માટે નળરાજાના શરીરને વિષે રહીશ, ને જેમ ભીમ રાજાની પુત્રી દમયંતી સહિત તે હર્ષ નહીં પામે, તેમ તેને રાજ્યથી ભ્રષ્ટ કરીશ માટે તું પાસાઓમાં પ્રવેશ કરી મને સહાયતા કર.

**भ्रंशयिष्यामि तं राज्यान्न भैम्या सहरंस्यते**
**त्वमप्यक्षान्समाविश्य साहाय्यं कर्तुमर्हसि ॥**

**इति श्री महाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि कलिदेवसंवादे गुर्जरभाषायामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥**

## અધ્યાય ૫૯ મો. નળ-પુષ્કર વચ્ચે રમાયેલું દ્યૂત.

**बृहदश्व उवाच—एवं समयं कृत्वा द्वापरेण कलिः सह**
**आजगाम ततस्तत्र यत्र राजा स नैषधः ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી કલિ દ્વાપરસહિત એ પ્રમાણે નિશ્ચય કરીને

જ્યાં નળરાજા હતો ત્યાં આવ્યો, પછી જ્યારે નિરંતર પોતાનું કાર્ય સિદ્ધ થવાનો સમય જાણવાની ઇચ્છાવાળા કલિએ. પોતાને નિષધ દેશમાં આવ્યાને બાર વર્ષ થયાં ત્યારે એકવાર નળરાજા પીશાબ કર્યા પછી નેત્રચમન કરીને હાથ તથા પગ ધોયા વગર સંધ્યા કરવા લાગ્યો એટલે તે પોતાનો અવકાશ જાણી તેના શરીરમાં પ્રવેશ કરી અને બીજું સ્વરૂપ ધારણ કરી પુષ્કર પાસે આવીને બોલ્યો કે " હે પુષ્કર ! તું પાસાઓના દ્યૂતે કરીને નળરાજાને જીતીશ, માટે મારી સાથે ચાલ, ને તેની સાથે દ્યૂત રમવાથી તેને તથા તેના રાજ્યને નિષધ દેશના રાજ્યને પામ. " હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કળિએ કહ્યું ત્યારે પુષ્કર નળરાજાની પાસે આવ્યો ને દ્વાપર પાસાઓમાં શ્રેષ્ઠ પાસાઓનું સ્વરૂપ લઇને પુષ્કરની પાસે રહ્યો. પછી શત્રુઓનાં પરાક્રમનો નાશ કરનાર પુષ્કરે, પોતાના ભાઇ નળની પાસે આવીને, તેને વારંવાર કહ્યું કે " હે નળ ! તમે આવો, આપણે બેઉજણ પાસાઓથી દ્યૂત રમીએ, " હે યુધિષ્ઠિર ! કલિયુગે જેના શરીરમાં પ્રવેશ કર્યો હતો એવો મોટા મનવાળો નળરાજા, દમયંતીને જોતાં પુષ્કરે વારંવાર દ્યૂત રમવા સારૂ બોલાવ્યો તેથી તેના બોલાવવાને નહીં સહન કરી દ્યૂત રમવાનો સમય જાણીને, જ્યારે તેની સાથે દ્યૂત રમવા લાગ્યો ત્યારે પોતાનાં ઝવેરાત, સુવર્ણ, રથાદિ વાહનો તથા વસ્ત્રો હારી ગયો. તે વખતે પાસાઓની રમતથી મદોન્મત્ત થયેલા રાજાને તેનાં સગાં સંબંધિયોમાંથી કોઇ પણ દ્યૂત રમવાથી નિવારણ કરવા સમર્થ થયું નહીં. હે ભારત ! તેના પ્રધાનો સહિત ગામની પ્રજા તેને મળવા તથા દ્યૂત રમવાથી નિવૃત્ત કરવા સારૂ આવી, તે જોઇને નળ રાજાના સારથિ વાર્ષ્ણેયે દમયંતી પાસે આવી કહ્યું કે " હે દેવિ ! આપણા શહેરની પ્રજા ધર્મનાં તત્વને જાણનારા નળરાજાને હમણાં દ્યૂત રમવારૂપ વ્યસન પ્રાપ્ત થયું છે, તે સહન નહીં કરવાથી કાંઇક કામ વાસ્તે આવીને દરવાજા પાસે ઉભા છે, માટે તમે રાજાને તેની ખબર આપો. " હે રાજન ! પછી દુઃખે કરીને શરીરમાં સુકાઇ ગયેલી તથા શોકથી નાશ પામી ગયું હતું ચિત્ત જેનું એવી દમયંતી, રૂદન કરતાં નળરાજા પ્રત્યે બોલી કે " હે રાજન ! તમારા પ્રધાનો સહિત આ શહેરની પ્રજા તમારામાં પ્રીતિમાન થઇને તમને જોવા સારૂ અહીં આવી દરવાજા પાસે ઉભી છે, માટે તેમને તમે મળો. " હે યુધિષ્ઠિર ! શોભાયમાન નેત્રોની પાંપણવાળી દમયંતી, એ પ્રમાણે કહેવારૂપ વિલાપ કરતી હતી તોપણ કલિયુગે જેના શરીરમાં પ્રવેશ કર્યો હતો એવા નળ રાજાએ તેને કંઇ પણ ઉત્તર આપ્યો નહીં. પછી સર્વ પ્રધાનો તથા પ્રજા નળરાજા નાશ પામ્યો એમ માનવાથી દુઃખયુક્ત અને લજ્જાવાન થઇને, પોતપોતાના ઘર પ્રત્યે ગઇ. હે યુધિષ્ઠિર ! એવી રીતે નળ અને પુષ્કરનું દ્યૂત ઘણા માસ સુધી રમાયું. પણ તેમાં પવિત્ર યશવાળો નળરાજા જીતતો ન હતો.

तथा तदभवद् द्यूतं पुष्करस्य नलस्य च
युधिष्ठिर बहून्मासान् पुण्यश्लोकस्त्वजीयत ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलद्यूते गुर्जरभाषाया मेकोनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. બાળકને મોસાળ મોકલ્યાં.

**बृहदश्व उवाच—दमयंती ततो दृष्ट्वा पुण्यश्लोकं नराधिपं**
**उन्मत्तवदनुन्मत्ता देवनेगत चेतसं ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર! પછી ઉન્મત્ત નહીં થયેલી બુદ્ધિવાળી દમયંતી ઉન્મત્તની પેઠે દ્યૂતમાં લાગ્યું હતું ચિત્ત જેનું એવા પવિત્ર યશવાળા નળરાજાને જોઇ પોતાના મનમાં ભય અને શોકયુક્ત થઇને, તેના સંબંધી કરવાના કાર્યનો વિચાર કરતી હતી. હે રાજન! નળરાજા દ્યૂત રમે છે, એ પાપરૂપ છે, એમ શંકાયુક્ત થયેલી અને પ્રિયની ઇચ્છાવાળી ભીમરાજાની પુત્રી દમયંતી નળરાજા સર્વસ્વ હારી ગયા, એમ જાણીને મોટા યશવાળી, શાંત સ્વભાવવાળી, ઘરનાં કામ કરનારી, પ્રિય, સર્વ કાર્યમાં કુશળ, પોતામાં પ્રીતિમાન તથા સારૂં બોલનારી બૃહત્સેના નામની દાસી પાસે જઇને કહેવા લાગી કે "હે બૃહત્સેના! તું નળરાજાની આજ્ઞાથી પ્રધાનો પાસે જઇ તેમને અહીં બોલાવી લાવ; ને પૂછ કે, નળરાજા તમને પૂછાવે છે કે દ્યૂતમાં શું દ્રવ્ય હરાઇ ગયું, ને બાકી શેષ શું રહ્યું?" હે રાજન! પછી જ્યારે દાસીએ દમયંતીના કહેવા પ્રમાણે પ્રધાનો પાસે જઇ તેમને પૂછ્યું ત્યારે તેઓ આજ નળરાજા આપણને દ્રવ્ય સંબંધી પૂછાવે છે એ આપણાં મોટાં ભાગ્ય સમજવાં, એમ માની નળની પાસે આવ્યા. તે સમયે દમયંતીએ નળરાજાને પ્રધાનો બીજી વખત મળવા આવ્યા છે એમ કહાવ્યું પણ તેણે તેના કહેવાને ગણકાર્યું નહીં. દમયંતી પોતાના પતિને જોવાથી લજ્જાયુક્ત થઇને, પાછી પોતાના ઘરમાં ગઇ. ત્યારે મોટી બુદ્ધિવાળી દમયંતી પાસાઓ નળરાજાને અવળા પડે છે તથા તે સર્વસ્વ હારી ગયા છે, એવું સાંભળીને, પાછી બૃહત્સેનાને કહેવા લાગી કે, હે કલ્યાણિ! તું નળરાજાની આજ્ઞાથી વાર્ષ્ણેય સારથિની પાસે બીજી વખત જા, ને તેને અહીં બોલાવી લાવ, કેમકે મને મોટું સંકટ પ્રાપ્ત થયું છે. હે રાજન! એ પ્રમાણે બૃહત્સેના દમયંતીનાં વચન સાંભળીને, ભરોસાદાર ચાકરો સહિત વાર્ષ્ણેય નામના સારથિને બોલાવી લાવી. દેશ તથા કાળને ઓળખનારી અને નહીં નિંદા કરવા લાયક ભીમરાજાની પુત્રી દમયંતી, શ્રેષ્ઠ વાણીથી વાર્ષ્ણેયને સાંત્વના કરીને, પોતાના વખત પ્રમાણે કહેવા લાગી કે "હે સારથિ! તું નળરાજા તારે વિષે સદૈવ સારી રીતે વર્તે છે તે જાણે છે, માટે હમણાં અવળી હાલતમાં આવી ગયેલા રાજાની સહાયતા કરવા લાયક છે. જેમ જેમ પુષ્કર નળને જીતે છે તેમ તેમ તેમને દ્યૂત રમવામાં પ્રીતિ વધતી જાય છે. વળી પુષ્કરને વશ થયેલા પાસાઓ તેની તરફેણમાં પડે છે પણ નળની તરફેણમાં પડતા નથી એમ દેખાય છે. દ્યૂત રમવામાં મોહિત થયેલા રાજા જેમ સ્નેહિયોનાં વચન સાંભળતાં નથી તેમ મારાં પણ વચન સાંભળતા નથી તેથી હું મહાત્મા નળરાજાનો કશો દોષ નથી એમ માનું છું. હે સારથિ! કોણ જાણે નળરાજા નાશ પામી જશે આવા વિચારથી ચિત્ત મારૂં સ્થિર રહેતું નથી. હું તારે શરણે આવી છું વાસ્તે તને કહું તે પ્રમાણે તું કર. રથમાં નળરાજાના પ્રિય અશ્વો જોડી તેમાં મારાં બે બાળકોને બેસારી મારા પિતા ભીમરાજાના કુંડિનપુર પ્રત્યે જા. મારે પીયર બે બાળકો, રથ અને અશ્વો રાખી તારી ઇચ્છામાં આવે તો ત્યાં રહેજે અથવા બીજે મરજી હોય ત્યાં જજે.!" હે યુધિષ્ઠિર! નળરાજાના વાર્ષ્ણેય સારથિએ દમયંતીનાં વચન સાંભળી રાજાના મુખ્ય પ્રધા-

તેઓની પાસે જઇ દમયંતીએ કહેલાં વચન નિવેદન કર્યાં. તેઓએ નિશ્ચય કરી દમયંતીના કહેવા મુજબ કરવાની રજા આપી. પછી વાર્ષ્ણેય સારથિ નળના પ્રિય અશ્વો રથમાં જોડી રાજમહેલ આગળ આવ્યો ને તેમાં દમયંતીનાં બે બાળકોને બેસારી વિદર્ભ દેશ તરફ ગયો. તે રથ, અશ્વો તથા દમયંતીની ઇંદ્રસેના નામની કન્યા અને ઇંદ્રસેન નામના પુત્રને ભીમરાજાને સોંપી, તેમની રજા લઇ નગરરાજા સંબંધી શોચ કરવાથી પીડાયુક્ત થઇ ત્યાંથી પૃથ્વી ઉપર ફરતો ફરતો તે અયોધ્યા ગયો. પછી હે રાજન ! પરદુઃખયુક્ત થયેલો વાર્ષ્ણેય ઋતુપર્ણ રાજા પાસે જઇ તેના સારથિ તરીકે રહ્યો.

ऋतुपर्णं स राजानमुपतस्थे सुदुःखितः
भृतिं चोपययौ तस्य सारथ्येन महीपते ॥

इति श्रीमहाभारते आरण्यके नलोपाख्यानपर्वणि कुंडीनपविवासार भाषा-मस्थाने गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

## અધ્યાય ૬૧ મો. નળ દમયંતીનો વનવાસ.

बृहदश्व उवाच—ततस्तु याते वार्ष्णेये पुण्यश्लोकस्य दीव्यतः
पुष्करेण हृतंराज्यं यच्चान्यद्वसु किंचन ॥

બૃહદશ્વ કહેછે—હે યુધિષ્ઠિર ! હવે વાર્ષ્ણેય સારથિ વિદર્ભ દેશ પ્રત્યે ગયો ત્યારપછી, પુષ્કરે દ્યૂત રમતા એવા પવિત્ર યશવાળા નળરાજાનું રાજ્ય તથા જે કંઇ દ્રવ્ય હતું તે સર્વ હરણ કરી હસતાં હસતાં કહ્યું કે " હે નળરાજા ! તમે દ્યૂત રમવાનું ચાલતું કરો, હવે તમારી પાસે દાવમાં માંડવા સારૂ દ્રવ્ય બાકી રહ્યું નથી. હે રાજન ! મેં તમારૂં સર્વ રાજ્ય તથા દ્રવ્ય જીતી લીધાં છે, પણ બાકી એક દમયંતી અવશેષ રહી છે, માટે તમને મરજી હોય તો તે દાવમાં માંડો. હે ભારત ! એ પ્રમાણે પુષ્કરે કહ્યું ત્યારે તેનાં વચન સાંભળવાથી ઉત્પન્ન થયેલા ક્રોધે કરીને તાપયુક્ત થયું હતું હૃદય જેનું એવા નળરાજાએ કંઇપણ ઉત્તર આપ્યો નહીં. પછી મહા ક્રોધયુક્ત થયેલો નળરાજા પુષ્કર સામું જોઇ પોતાના શરીર ઉપરથી સર્વ અલંકારો ઉતારી, એક વસ્ત્ર પહેરી તથા ઓઢવા સારૂ પણ વસ્ત્ર નહીં રાખી પોતાના સ્નેહિજનોને શોક ઉત્પન્ન કરતાં પોતાની સર્વ મોટી સમૃદ્ધિનો ત્યાગ કરી વનમાં જવા સારૂ ગામમાંથી રવાને થયો. તે વખતે દમયંતી એક વસ્ત્રભેર જતા એવા પોતાના પતિને જોઇને, તેની પછવાડે ગઇ. નળરાજા પોતાની પ્રિય સ્ત્રી દમયંતી સહિત ગામની બાહાર આવી તેની નજદીક ત્રણ દિવસ પર્યંત રહ્યો. પછી પુષ્કરે ઢંઢેરો પીટાવ્યો જે કોઇ નળનો સત્કાર કરશે તે મારે મારવા લાયક થશે, એવો સાદ ફેરવ્યો તેથી તથા તેને તેની સાથે વેર હતું તે કારણથી કોઇ પ્રજાએ નળરાજાનો કશો સત્કાર કર્યો નહિ. લોકોએ સત્કાર કરવા લાયક નળ, શહેરની નજીક જળનું પાન કરવાથી પોતાના દેહનો નિર્વાહ કરતાં ક્ષુધાએ કરીને પીડાયુક્ત થઇને ત્રણ દિવસ પર્યંત રહ્યો. આગળ વનમાં જ્યારે ત્યાંથી ફળ મૂળ વીણતા ચાલતો થયો ત્યારે તેની પાછળ દમયંતી પણ ચાલી તે વખતે આગળ વનને વિષે ક્ષુધાએ કરીને પીડા પામેલો નળરાજા સુવર્ણ સરખી પાંખોવાળાં પક્ષિયોને જોઇને પોતાના મનમાં

વિચાર કરવા લાગ્યો કે, "આ મારૂં ભક્ષ્ય છે, માટે તે મારે ભોજન કરવાને સારો પદાર્થ થશે." હે રાજન ! એ પ્રમાણે માનીને જ્યારે તેણે પોતાનું પહેરેલું વસ્ત્ર તેમની ઉપર નાખ્યું, ત્યારે તે પક્ષિઓ વસ્ત્ર લઇ, આકાશ તરફ ઉડી ગયાં દિશારૂપી વસ્ત્રવાળા દીનપણાને પામેલા તથા નીચું મોડું કરીને ઉભેલા નળને જોઇને પંખી બોલ્યા કે "હે નિરંતર દુર્બુદ્ધિવાળા નળરાજા ! વસ્ત્ર રહિત થયેલા તને જોઇને, નહીં સંતોષ પામેલા અમો તારા વસ્ત્રને હરણ કરનાર પાસાઓ છીયે" હે રાજન ! નળરાજાએ એ પ્રમાણે પક્ષિઓનાં વચન સાંભળી પોતાની સાનિધ્ય પક્ષિરૂપ થઇને આવેલા તે પાસાઓ તથા વસ્ત્ર વગરના પોતાના દેહને જોઇને દમયંતીને કહ્યું કે "હે નહિ નિંદા પામવા લાયક દમયંતી ! જેમના ક્રોધે કરીને સમૃદ્ધિથી ભ્રષ્ટ, ક્ષુધાયુક્ત અને પરમ દુઃખી થયેલો હું પોતાના પ્રાણનો નિર્વાહ કરવાનો ઉપાય જાણતો નથી તથા નિષધ દેશની પ્રજાએ મારો સત્કાર પણ કર્યો નથી તે પાસાઓ આ પક્ષિરૂપ થઇને, મારાં વસ્ત્રને હરણ કરી લઇ જાય છે માટે હે પ્રાણપ્રિયા ! અવળી હાલતને પામેલો દુઃખયુક્ત અને ચેતન વગરનો તારો સ્વામી જે હું, તારા દેહનું સારૂં થાય એવાં વચન કહું તે સાંભળ. હે દમયંતી ! આ દક્ષિણ દિશા તરફ ઉજ્જયણ નગરી તથા ઋક્ષવાન નામના પર્વત આગળ ઘણા માર્ગો ફુટે છે. આ વિંધ્યાદ્રિ નામનો મોટો પર્વત તથા સમુદ્રમાં પ્રવેશ કરનારી પયોષ્ણી નામની નદી છે.* અને ઘણાં ફળ મૂળવાળા ઋષિઓનાં આશ્રમ છે તેમને તું જો. વળી આ માર્ગ વિદર્ભ દેશ પ્રત્યે જવાનો છે, આ માર્ગ કોશલદેશ તરફ જાય છે, અને ત્યાર પછી દક્ષિણ દિશા તરફ દક્ષિણ દેશ છે." હે રાજન ! એ પ્રમાણે પીડા પામેલા નળરાજાએ, દમયંતીને તેના પિતા ભીમ રાજાના દેશ પ્રત્યે જવાના મતલબથી ઘણીવાર કહ્યું ત્યારે એવી રીતનાં વચન સાંભળવાથી ઉત્પન્ન થયેલા દુઃખે કરીને શરીરનું ભાન ગયું હતું જેનું એવી દમયંતી નેત્રમાં અશ્રુ લાવી બોલી કે "હે પાર્થિવ ! તમારા મનની ઇચ્છાનું વારંવાર ચિંતવન કરતાં મારૂં મન ઘણું ઉદ્વેગ પામે છે તથા મારા શરીરના સર્વ અવયવો શિથિલ થાય છે. હું, રાજ્ય તથા વસ્ત્ર જેનાં હરાઇ ગયાં છે એવા, વસ્ત્ર વગરના અને ક્ષુધા તથા શ્રમયુક્ત તમને મનુષ્ય વગર વનમાં ત્યાગ કરીને, મારા પિતાના ગામ પ્રત્યે કેમ જાઉં ? અરે થાકી ગયેલા, ક્ષુધાએ કરીને પીડા પામેલા તથા દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ થવાના ઉપાયને ચિંતવન કરનાર એવા તમારા સંગને આ મહા ભયંકર વનમાં હું છોડી દઇશ ? કેમકે પુરૂષને દુઃખને વિષે સ્ત્રી સમાન બીજું કંઇ તે દુઃખરૂપ રોગને મટાડનાર ઔષધ નથી એમ વૈદ્યોનો મત છે એ હું તમને સત્ય કહું છું" નળે કહ્યું કે "હે સુંદર દેહવાળી દમયંતી ! તું જેમ કહે છે, તેમજ છે કારણ દુઃખે કરીને પીડા પામેલા પુરૂષને સ્ત્રી સમાન મિત્ર તથા ઔષધ બીજું કંઇ નથી, પરંતુ હે સ્ત્રી ! મોટા યશવાળી ! હું મારા પ્રાણનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ કરીશ નહીં." દમયંતી બોલી કે "હે રાજન ! જ્યારે તમે મારો ત્યાગ કરવા ઇચ્છતા નથી ત્યારે વિદર્ભ દેશનો માર્ગ મને શા માટે દેખાડો છો ? હે મનુષ્યના રાજા ! તમે તો મારો ત્યાગ કરશો એમ હું માનું છું. વળી હે મનુષ્યમાં શ્રેષ્ઠ ! તમે વા-

---

*કચ્છના અખાત આગળથી રજપૂતાના અને ત્યાંથી પણ આગળ લગી પ્રાચીન કાળે સમુદ્ર હતો. ઋગ્વેદના સાતમા મંડળમાં સરસ્વતી ને સમુદ્રમાં પડતી જણાવી છે અને ભૂસ્તર વિદ્યા જાણનારાઓ પણ કહે છે કે, રજપૂતાના સમુદ્ર હતો ને આબુ તથા વિંધ્ય તેના કિનારે હતા. આ પયોષ્ણી ને વિંધ્ય હિંદની વચ્ચેના સાગરનું ઉદાહરણ છે.

રંવાર મારા પિતાના દેશનો માર્ગ દેખાડી બતાવતાં મારા શોકને વધારો છો માટે જો તમારો એવોજ અભિપ્રાય હોય કે દમયંતી પોતાને પીયર જાય, તો આપણે બેઉ મળીને વિદર્ભ દેશ પ્રત્યે જઇએ ! હે માન આપનાર રાજા ! વિદર્ભ દેશને વિષે ભીમ રાજા તમારો સત્કાર કરશે, અને તેમણે સત્કાર કરેલા તમે તેના ઘરને વિષે સુખે કરી નિવાસ કરી શકશો.

विदर्भराजस्तत्र त्वां [illegible]ष्यति मानद
तेन त्वं पूजितो राजन् सुखं वत्स्यसि नो गृहे

इति श्रीमहाभारते [illegible] नलोपाख्यानपर्वणि नलवनयात्रायां गुर्जरभाषायामेकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

---

## અધ્યાય ૬૨ મો. દમયંતીનો ત્યાગ.

नल उवाच—यथा राज्यं तवपितुस्तथा मम न संशयः
न तु तत्र गमिष्यामि विषमस्थः कथंचन ॥

નળ કહે છે–હે દમયંતી ! જેમ તારા પિતાનું રાજ્ય છે, તેમ મારૂં પણ છે એમાં સંશય નથી, પણ હાલ હું અવળી હાલતમાં આવ્યો છું તેથી ત્યાં કદી જઇશ નહીં. વળી હું સમૃદ્ધિ વગરનો તથા તને શોકની વૃદ્ધિ કરનાર થયો છું માટે ત્યાં જઇશ નહિ. બૃહદશ્વ કહે છે–હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળરાજા, અરધું વસ્ત્ર પહેરેલી કલ્યાણરૂપ દમયંતીને વારંવાર કહેતાં સાંત્વના કરતો હતો. પછી એક વસ્ત્ર પહેરેલાં, વનમાં ચોતરફ ફરતાં, ક્ષુધા તથા તૃષાએ કરીને પીડા પામેલાં અને થાકી ગયેલાં તે બેઉ એક ઠેકાણે જઇને, પૃથ્વી ઉપર બેઠાં. વસ્ત્ર વગરનો, પાથરવા ઘાસની સાદડી પણ જેની પાસે હતી નહીં એવો, મેલ તથા ધૂળ યુક્ત શરીરવાળો અને દમયંતી સહિત થાકી ગયેલો નળ પૃથ્વી ઉપર સુતો. તે વખતે કલ્યાણરૂપ, કોમળ અંગવાળી તથા સ્વધર્મનિષ્ઠ દમયંતી દુઃખયુક્ત હોવાથી તત્કાળ નિદ્રા વશ થઇ; પણ હે પૃથ્વીપતિ ! શોકે કરીને તાપ પામ્યું હતું અંતઃકરણ જેનું એવા નળને, જેમ પૂર્વે રાજ્ય સમૃદ્ધિ હતી ત્યારે સુખે કરીને નિદ્રા પ્રાપ્ત થતી હતી તેમ નિદ્રા પ્રાપ્ત થઇ નહિં. પોતાનું રાજ્ય હરાઇ ગયું, સંબંધિયોનો વિયોગ થયો અને વનમાં વસ્ત્ર પણ પક્ષિયો લઇ ગયાં તેથી મોટી ચિંતાયુક્ત થઇ પોતાના મનમાં તે વિચાર કરવા લાગ્યો કે અરે મારે શું કરવાથી અથવા શું નહીં કરવાથી, વા મારા પ્રાણનો ત્યાગ કરવાથી અથવા દમયંતીનો ત્યાગ કરવાથી મારૂં સારૂં થાય ? મારામાં પ્રીતિમાન આ દમયંતી મારે વાસ્તે દુઃખ પામે છે, માટે જો હું તેનો ત્યાગ કરૂં તોજ તે પોતાના પિતાને ત્યાં જાય, પણ જો મારી સાથે રહેશે તો નિશ્ચય દુઃખ પામશે. જો હું તેનો ત્યાગ કરીશ, તોજ તેને કોઇ કાળે પણ સુખની પ્રાપ્તિ થશે એમાં શંકા નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળરાજાએ વારંવાર પોતાના મનમાં નિશ્ચય પૂર્વક વિચાર કરીને, દમયંતીનો ત્યાગ કરવો એજ સારૂં છે, એમ માન્યું. વળી કળિયુગે શરીરમાં પ્રવેશ કરવાથી તેને દમયંતી મારીજ પ્રીતિમાન, પતિવ્રતા ધર્મવાન, મોટા યશવાળી અને મોટા ભાગ્યવાળી છે, માટે તેને કોઇ પુરુષ રસ્તામાં ભંગ કરી શકશે નહીં એવા વિચારથી તેનો ત્યાગ કરવાની અવશ્ય બુદ્ધિ થઇ. પછી તેને

વસ્ત્ર વગરનું પોતાનું શરીર તથા દમયંતીએ એક વસ્ત્ર પહેરેલું હતું તેનું ચિંત્વન કરતાં તેનું અરધું વસ્ત્ર કાપી લેવું એવો વિચાર થયો પણ તેનું અરધું વસ્ત્ર કેવી રીતે કાપી લેવું તથા તે કેમ ન જાગે એવા વિચારથી, જ્યારે તે ચોતરફ ફરવા લાગ્યો, ત્યારે મ્યાન વગરની ઉઘાડી તલવાર પડી હતી તે જોઈ, તેનાથી દમયંતીએ પહેરેલું અરધુ વસ્ત્ર કાપી લઈ, તે પોતે પહેરી અને નિદ્રાવશ થયેલી ભીમરાજાની પુત્રી દમયંતીનો ત્યાગ કરીને, ચાલતો થયો. નળ થોડેક જઈ, પાછો આવી તથા સુતેલી દમયંતીને જોઈને, ઘણું રૂદન કરવા લાગ્યો. "અરે! પૂર્વે આ મારી સ્ત્રીની સામું સૂર્ય પણ જોતા ન હતા, તે આજ આ વનમાં પૃથ્વી ઉપર અનાથની પેઠે સુતી છે! અરેરે! કાપેલું અરધું વસ્ત્ર પહેરેલી સુંદર હાસ્યવાળી દમયંતી નિદ્રામાંથી ઉઠીને, કેવી ગાંડી થશે? વળી મારા વગરની એકલી દમયંતી, મૃગો તથા સર્પો જેમાં રહે છે એવા વનમાં કેવી રીતે ફરશે?" હે યુધિષ્ઠિર! કળિએ ખેંચી લીધું હતું જ્ઞાન જેનું એવો નળ, એવી રીતે વિલાપ કરી તથા બાર સૂર્યો, આઠ વસુ, અગીઆર રૂદ્રો, બે અશ્વિનિકુમાર અને ઓગણપચાસ વાયુ તારી રક્ષા કરો, ને તું પોતાના સ્વધર્મથી રક્ષા પામેલી હો! એ પ્રમાણે પોતાની પ્રિય સ્ત્રી, જેના સરખી પૃથ્વીને વિષે સ્વરૂપવાન બીજી કોઈ સ્ત્રી ન હતી એવી તથા સુતેલી દમયંતીને તજી જવાનો નિશ્ચય કરીને, ચાલતો થયો. પણ કળિયુગે આકર્ષણ કરેલો તે વારંવાર પાછું જોતો હતો. દમયંતીમાં સ્નેહ હોવાથી પાછો વળી આવતો હતો. હે રાજન! એ પ્રમાણે દુઃખયુક્ત નળ રાજાનું હૃદય બેઉ તરફ ખેંચાતું હતું તેથી હીંડોળાની માફક વારંવાર આવજાવ કરતો હતો. પછી કળિયુગે ખેંચ્યું હતું ચિત્ત જેનું એવો નળ, સુતેલી દમયંતીનો ત્યાગ કરી તથા કરૂણાયુક્ત ઘણો વિલાપ કરીને ત્યાંથી ઉતાવળે ચાલતો થયો. હે રાજન! કળિયુગે દેહમાં સ્પર્શ કરવાથી નાશ પામ્યું હતું અંતઃકરણ જેનું એવો દુઃખયુક્ત નળરાજા, પોતાના મનમાં અનેક તરેહની ગણના કરતો કરતો, મનુષ્ય વગરના વનમાં પોતાની સ્ત્રી દમયંતીનો ત્યાગ કરીને જેવટ ગયો.

नष्टात्मा कलिना स्पृष्टस्तत्तद्विगणयन्नृपः
जगामैव वने शून्ये भार्यामुत्सृज्य दुःखितः

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीपरित्याग गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

---

## અધ્યાય ૬૩ મો. દમયંતીનો વિલાપ.

बृहदश्व उवाच—अपक्रान्ते गते राजन्दमयंतीगतक्लमा
अबुध्यत वरारोहा संत्रस्ता विजने वने ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર! નળરાજા ગયા પછી નિવૃત્ત થયો હતો થાક જેનો એવી, શ્રેષ્ઠ ગુણવાળી અને મનુષ્ય વગરના વનમાં ત્રાસ પામેલી દમયંતી, જ્યારે નિદ્રામાંથી જાગી ત્યારે પોતાના પતિને નહીં જોવાથી શોક તથા દુઃખયુક્ત થઈ—હે મહારાજ! એમ નળરાજાને પોકારતી મોટા શબ્દથી રડવા લાગી કે "અરે હે નાથ! હે મહારાજ! હે સ્વામિ! તમે મારો ત્યાગ કેમ કરો છો? અરે અહા હું હણાઈ! નાશ પામી! અને

મનુષ્ય વગરના વનમાં એકલી બીહું છું. હે રાજન ! તમે ધર્મના જાણનાર તથા સત્યવાદી છો. અરે તમે મારા સ્વયંવરને વિષે હું તારો ત્યાગ નહીં કરૂં એમ કહ્યું છે ને હમણાં શત્રુએ આપણને અવળી હાલત પ્રાપ્ત કરી છે, તેવા વખતમાં તમારા આશ્રયવાળી દીન તમારી સ્ત્રી હું છું તેનો ત્યાગ કરીને કેમ જાઓ છો ? અરે ! તમે જ્યારે મારો સ્વયંવર થયો હતો ત્યારે લોકપાલોની સમક્ષ જે વાક્યો બોલ્યા છો, તે મારે વિષે સત્ય કરવા સમર્થ છો. હે પુરૂષોમાં શ્રેષ્ઠ રાજન ! વનમાં દેહધારિયોને અકાળ મૃત્યુ પ્રાપ્ત નથી થતું શું ? તમોએ ત્યાગ કરેલી હું એક મુહૂર્ત્ત માત્ર પણ નહિ જીવીશ । અરે હે સ્વામિ ! તમો મારી મશ્કરી કરતા હો તો હવે બસ છે કારણ હું ઘણીજ બીહું છું માટે તમે મને તમારા સ્વરૂપનો દેખાવ આપો. હે નિષધ દેશના રાજા ! તમ મને દેખાઓ છો દેખાઓ છો ! મેં તમને હમણાં અહીં જોયા ! અરે તમે વૃક્ષોની પાછળ છુપાઇ રહ્યા છો, પણ મારી સાથે બોલતા કેમ કરતા નથી ! હે રાજેંદ્ર ! આ મોટો ખેદ છે કે, તમારી સાથે વનમાં આવેલી અને આવી રીતે વિલાપ કરતી એવી મને તમે નજદીક આવીને આશ્વાસન આપતા નથી, તે મોટી શરમ ભરેલી વાત છે. હું મારા દેહનો તથા બીજા કોઇનો શોક કરતી નથી પણ મારા વગરના એકલા તમે શું કરશો એવા વિચારથી તમારા સંબંધી શોચ કરૂં છું ! અરે ક્ષુધા તથા તૃષાયુક્ત અને થાકી ગયેલા તમે સાયંકાળને વિષે વૃક્ષની નીચે બેસશો ત્યારે મને નહીં જોઇને કેવા દુઃખી થશો ! હે યુધિષ્ઠિર ! પછી મોટા શોકે કરીને પીડા પામેલી દુઃખયુક્ત દમયંતી, રૂદન કરતી ચારે તરફ દોડતી વારંવાર પડી જતી હતી. વળી ઉઠતી અને ભયથી વૃક્ષની નીચે સંતાતી હતી, વારંવાર મોટા પોકાર કરતી તથા ઘણું રૂદન કરતી હતી. પછી અત્યંત શોકે કરીને તાપ પામેલી, વિહ્વળ થયેલી અને મોટા નિશ્વાસ મૂકતાં રૂદન કરતી પતિવ્રતા દમયંતી વારંવાર બોલતી કે અરે ! જેના શાપે કરીને નિષધ દેશનો રાજા નળ દુઃખ પામે છે તેને અમારા કરતાં પણ વધારે દુઃખ પ્રાપ્ત થશે, અને તે દુઃખ પામીને, અસુખવાળી આજીવિકામાં જીવો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મહાત્મા નળરાજાની સ્ત્રી દમયંતી, સિંહાદિ જાનવરોવાળાં વનમાં પોતાના પતિને શોધતાં તથા ગાંડાની પેઠે વિલાપ કરતાં અને હે રાજન ! પોકાર કરતાં ચોતરફ દોડતી હતી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કુરરી પક્ષિણીની પેઠે અત્યંત પોકાર કરતી, મોટો શોક કરતી તથા વારંવાર વિલાપ કરતી એવી દમયંતી, વનમાં ચોતરફ ફરતાં કોઇ સર્પની નજદીક આવી પોહોંચી. મોટા સ્વરૂપવાળા તથા ક્ષુધાયુક્ત તે સર્પે તેને ગ્રહણ કરી. તે વખતે શોકયુક્ત દમયંતી, જેવો નિષધ દેશના રાજા નળનો શોક કરતી હતી, તેવો પોતાના શરીર સંબંધી કંઇ પણ શોક કરતી નહતી, વિલાપ કરતાં તે કહેવા લાગી કે, અરે હે નાથ ! મનુષ્ય વગરના વનને વિષે મને સર્પે ગ્રહણ કરી છે તોપણ તમે કેમ દોડી આવતા નથી ? હે નિષધ દેશના રાજા ! જ્યારે તમે પાપરૂપ કળિયુગથી મુક્ત થશો, તથા પોતાની શ્રેષ્ઠ બુદ્ધિ, ચિત્ત અને દ્રવ્યને પામશો ત્યારે મારૂં સ્મરણ કરીને કેમ જીવી શકશો ? હે સ્વામિ ! તમે આજ વનમાં મારો ત્યાગ કરીને કેમ ગયા ? હે નિષ્પાપ ! થાકી ગયેલા, અને ક્ષુધા તથા ગ્લાનિયુક્ત તમારા શ્રમને કોણ નિવૃત્ત કરશે ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દમયંતી વિલાપ કરતી હતી તે વખતે મૃગ હિંસા કરનાર એક પારધિ, મોટા વિલાપથી પોકાર કરતી દમયંતીના શબ્દ સાંભળીને, તેની પાસે આવ્યો. તે પારધિએ અજગરથી સર્પે ગ્રહણ કરેલી દમયંતીને જોઇ તેની પાસે આવી પોતાના

તીક્ષ્ણ ધારવાળાં શસ્ત્રે કરી સર્પનું મોહું કાપ્યું. પછી તે પારધી, મૃત્યુ પામવાથી ચેષ્ટા રહિત થયેલા તે સર્પને ચીરી, તેનાથી દમયંતીને મૂકાવી, જળથી તેનું શરીર ધોઇ, ફળાદિ આહાર કરાવો અને આશ્વાસના કરીને પૂછવા લાગ્યો કે, હે મૃગ સરખાં નેત્રવાળી સ્ત્રી ! તું કોની પુત્રી તથા સ્ત્રી છે ? વનમાં કેમ આવી છે અને આ મોટા કષ્ટને કેમ પ્રાપ્ત થઇ છે? હે પૃથ્વીપતિ રાજન ! એ પ્રમાણે પારધિએ પૂછ્યું ત્યારે દમયંતીએ પોતાનું સર્વ વૃત્તાંત કહ્યું. ત્યાર પછી પારધિ, અરધું વસ્ત્ર પહેરેલી, મોટી કમ્મર તથા સ્તનવાળી, સુંદર નેત્રોની પાંપણોવાળી તથા મધુર ભાષણ કરનારી દમયંતીને જોઇ કામને વશ થઇ અનેક તરેહનાં શ્રેષ્ઠ વચનથી તેની આશ્વાસના કરવા લાગ્યો. દમયંતી દુષ્ટભાવ યુક્ત તે પારધિને જાણીને અગ્નિની પેઠે જાજ્વલ્યમાન થઇ. તે વખતે તેને પરાભવ કરવાની ઇચ્છાથી આતુર થયેલો પારધિ પોતાના મનમાં જેમ અગ્નિની જ્વાળાને સ્પર્શ થાય નહી તેમ દમયંતીને સ્પર્શ થાય નહીં એવો તર્ક કરવા લાગ્યો. પછી હે રાજન ! પતિ તથા રાજ્ય વગરની, અત્યંત દુઃખે કરીને પીડા પામેલી અને મહા ક્રોધ યુક્ત થયેલી દમયંતી ત્યારે પોતાને કંઇ પણ બોલવાનો અવકાશ રહ્યો નહીં ત્યારે તેને શાપ આપતાં બોલી કે, અરે ! જો હું નળરાજા વગર બીજા કોઇની પણ ઇચ્છા ન કરતી હોઉં તો મૃગહિંસા કરનાર આ ક્ષુદ્ર પારધિ મૃત્યુ પામીને પૃથ્વી ઉપર પડો ! હે રાજન ! એ પ્રમાણે દમયંતીએ શાપ આપતાં કહ્યું કે તેજ વખતે તે પારધિ મૃત્યુ પામીને, જેમ અગ્નિથી બળતું વૃક્ષ પૃથ્વી ઉપર પડે તેમ જમીન ઉપર પડ્યો.

उक्त मात्रे तु वचने तथा समृगजीवनः
व्यसुः पपात मेदिन्यामग्निदग्ध इव द्रुमः ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि अजगरग्रस्त दमयंतीमोचने गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો. વણઝારનો મેળાપ.

बृहदश्व उवाच—सा निहत्य मृगव्याधं प्रतस्थे कमलेक्षणा
वनं प्रतिभय शून्यं झिल्लिकागणनादितं ॥

બૃહદશ્વ કહે છે–હે યુધિષ્ઠિર ! પછી કમળ સરખાં નેત્રવાળી દમયંતી, એ પ્રમાણે પારધિનો નાશ કરી ભયંકર મનુષ્ય વગરનાં પતંગિયાઓ જેમાં શબ્દ કરતાં હતાં એવા, કેસરીસિંહ ચિત્તા વાઘ રૂરૂ નામના મૃગો, સિંહ, પાડા તથા રીંછના સમૂહ અને બીજાં પણ અનેક તરેહનાં પક્ષિઓનાં ગણોવાળાં, મ્લેચ્છો તથા ચોરો જેમાં રહેતા હતા એવા, સાગ, વાંસ, ધાવડી, પિપળા, ટેમ્બુરણી, ઇંગોરીયા, ખાખરા, અર્જુન, કડવા લિંબડા, સાવરી, કસ્તુરી, મોગરા, જાંબુ, આંબા, લોધ્ર, ખેર, નેતર, દેવદાર, આંબલી, પીપળી, કદંબ, ઉમરા, બોરડી, બિલી, વડ, ચારોળી, તાડ, ખજુરી, હરડાં તથા બેહેડાંનાં વૃક્ષોવાળાં વનમાં આગળ ચાલી ત્યારે તેણે અનેક તરેહની ધાતુઓવાળા, વેલાઓથી ઢંકાયલા અને જેમાં સિંહાદિ જાનવરોના મોટા શબ્દ થતા હતા એવા પર્વતો, મહા ભયંકર પર્વતની ગુફાઓ, નદિયો, તળાવો. થોડાં જળનાં સ્થાનકો અગાધ જળવાળાં તળાવો, પર્વતોનાં શિખરો તથા પર્વતો.

માંથી અદ્ભુત સરખા દેખાવવાળાં જળનાં ઝરણાંઓને જોયાં. પછી હે રાજન ! પોતાના પતિના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખે કરીને પીડા પામેલી ભીમરાજાની પુત્રી દમયંતી, ભયંકર વનમાં આવવાથી લગાર પણ ભયયુક્ત નહીં થઇ અને એક શિલા ઉપર બેસીને વિલાપ કરવા લાગી કે, હે મોટા વક્ષસ્થળવાળા હે મહાબાહો ! નિષધ દેશની પ્રજાના અધિપતિ ! આજ તમે મનુષ્ય વગરના વનમાં મારો ત્યાગ કરીને ક્યાં ગયા છો ? અરે હે શૂરવીર ! તમે ઘણી દક્ષિણાવાળા મોટા યજ્ઞો કર્યા છે, પણ મારે વિષે ઉલટા વર્ત્યા છો. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! મોટી કાંતિવાળા રાજા ! તમે સ્વયંવરને વિષે મારી પાસે જે વચન બોલ્યા છો, તે સ્મરણ કરીને સત્ય કરો. કારણ પોતાનાં વચન સત્ય કરવાથી અંગો સહિત ચાર વેદ ભણવા બરોબર ફળ થાય છે. વળી હે પૃથ્વીપતિ ! પૂર્વે પક્ષિયો તમારી પાસે તથા મારી પાસે જે વાક્ય બોલ્યાં છે, તે તમે યાદ કરવા યોગ્ય છો. હે નળ નામના રાજા ! તમારી સ્ત્રીરૂપ હું આજ નાશ પામી ગઇ. અરે નિષ્પાપ ! તમે આ ભયંકર માર્ગને વિષે મારી પાસે કેમ આવતા નથી ? ઉઘાડેલાં મોઢાંવાળા, ભયંકર સ્વરૂપવાન અને ક્ષુધા-યુક્ત વનમાં રાજા વ્યાઘ્ર તું મારા મનને મોટી વ્યથા પ્રાપ્ત કરે છે, તોપણ તમે મારી રક્ષા કરવા લાયક કેમ થતા નથી ? હે કલ્યાણરૂપ રાજન ! પૂર્વે તમે મારી પાસે મને તારા સમાન કાંઇ પ્રિય નથી. એમ સદૈવ બોલ્યા છો. માટે તે વાક્યને સત્ય કરો હે નરાધિપ ! ઉન્મત્ત થયેલી તથા વિલાપ કરતી એવી તમારી પ્રિય સ્ત્રી હું છું. વાસ્તે મને પ્રિય એવા તમે મારી સાથે કેમ બોલતા નથી ? હે મોટાં નેત્રવાન ! તમે શરીરે સુકાઇ ગયેલી, દીનતા યુક્ત થયેલી, મોઢાની કાંતિ ફરી ગઇ છે જેની તથા જેના શરીર ઉપર ઘણો મેલ ચઢયો છે એવી, અરધું વસ્ત્ર પહેરેલી, વિલાપ કરતી, યૂથમાંથી ભ્રષ્ટ થયેલી મૃગલીની પેઠે વનમાં એકલી ફરતી તથા રૂદન કરતી એવી મને જોઇને, માન કેમ આપતા નથી ? અરે મહારાજ ! મહા ભયંકર વનને વિષે એકલી અને સતી હું દમયંતી તમને બોલાવું છું, તોપણ તમે કેમ બોલતા નથી ? હે મોટાં કુળ તથા શીલવાળા ! હે શ્રેષ્ઠ શોભિતા અંગવાળા ! હે સર્વ મનુષ્યમાં ઉત્તમ ! હું આજ તમને આ પર્વતને વિષે દેખતી નથી. હે નિષધ દેશના રાજા ! તમે સિંહ તથા વ્યાઘ્ર જેમા રહે છે એવા મહા ભયંકર વનને વિષે ક્યાંય પણ સુતા હશો બેઠા હશો ઉભા હશો અથવા ચાલ્યા જતા હશો પણ હે મને શોક વૃદ્ધિ કરનાર ! તમારે વાસ્તે શોક કરવાથી સુકાઇ ગયેલી તથા દુઃખે કરીને પીડા પામેલી હું તમારો સંદેશો કોને પૂછું ! અરે ! મારે કોની પાસે જઇને વનમાં ગયેલા નળ સંબંધી વાર્તા—તમે નળને જોયા એમ પૂછવું. અરે હું, દેવતા સરખા સ્વરૂપવાન, મહાત્મા, શત્રુઓની સેનાનો નાશ કરનાર તથા કમળ સરખાં નેત્રવાળા જે નળરાજાને તું શોધે છે તે આ રહ્યા એવી મધુરવાણી કોની સાંભળીશ અરે આ મારી સામા સિંહ આવે છે માટે હું શંકા વગરની થઇને, તેની પાસે જઇ પૂછું કે હે મૃગોના અધિપતિ ! હે વનના રાજા ! વિદર્ભ દેશના રાજા ભીમની પુત્રી તથા શત્રુઓનો નાશ કરનાર નિષધ દેશના રાજા નળની સ્ત્રી હું દમયંતી છું, તેને હે મૃગેંદ્ર ! નળરાજાને જોયા હોય તો. પોતાના પતિની શોધ કરતી, આ વનમાં એકલી ફરનારી, કૃપણ અને શોકે કરીને શરીરે સુકાઇ ગયેલી મને તું તે સંબંધી વાર્તા કહીને, આશ્વાસના કર, અથવા તેમ ન કરે તો મારૂં ભક્ષણ કરીને, મને આ દુઃખમાંથી મુકાવ. અરે આ સિંહ વનમાં મારો વિલાપ સાંભળીને, મને કાંઇ પણ આશ્વાસના કરતો નથી ને સમુદ્રમાં મળનારી

મીઠા જળની નદી પ્રત્યે જાય છે. અરે આ અનેક તરેહના રમણીય ઉંચા શિખરોવાળો, અનેક તરેહની ધાતુઓવાળો, આ મોટા વનમાં ધ્વજારૂપે ઉત્પન્ન થયેલો, જેમાં સિંહ, વાઘ, હસ્તિ વરાહ, રીંછ તથા મૃગો રહે છે એવો, અનેક તરેહનાં પક્ષિયો જેને વિષે ચોતરફ શબ્દ કરે છે એવો, વિચિત્ર તરેહનાં વૃક્ષોથી શોભાયમાન તથા પક્ષિયો સહિત નદીઓ જેને વિષે રહી છે એવો પર્વત છે માટે હું તેની પાસે જઈને નળરાજા સંબંધી વૃત્તાંત પૂછું.

હે યુધિષ્ઠિર ! દમયંતી એ પ્રમાણે પોતાના મનમાં માની તેની પાસે જઇને, તેને પૂછવા લાગી કે હે મહા સમર્થ ! હે સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ ! હે દિવ્ય દેખાવવાળા ! હે જગતમાં પ્રસિદ્ધ ! હે જીવોને શરણ રહેવા લાયક ! હે કલ્યાણરૂપ પર્વત ! હું તને નમસ્કાર કરૂં છું ને રાજાની પુત્રી અને રાજાની રાણી જે હું દમયંતી છું તે તું જાણ ! અરે હે પર્વત ! વિદર્ભ દેશના રાજા, મહારથિ, ચાર વર્ણવાળી પ્રજાની રક્ષા કરનાર, મોટી દક્ષિણાઓવાળા રાજસૂય તથા અશ્વમેધાદિ યજ્ઞો કરનાર, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ, મોટાં શ્રેષ્ઠ નેત્રવાળા, બ્રાહ્મણ્ય, સારા આચરણવાળા સત્યવાદી આલસ્ય રહિત, શ્રેષ્ઠ શીલવાન પરાક્રમી દ્રવ્યવાન, ધર્મ જાણનાર, પવિત્ર, વિદર્ભ દેશની સારી રીતે રક્ષા કરનાર, શત્રુઓના ગણોને જીતનાર તથા મહા સમર્થ ભીમરાજાની પુત્રી અને નિષધ દેશને વિષે રાજ્ય કરનાર, સર્વ મનુષ્યમાં શ્રેષ્ઠ અને જગતમાં પ્રસિદ્ધ વીરસેન રાજાની વહુ તથા મહાશૂરવીર, શોભાયમાન સ્વરૂપવાન, સત્ય પરાક્રમી પેઢી ઉતાર પ્રાપ્ત થયેલા રાજ્યનું પાલન કરનાર, પવિત્ર યશવાળા બ્રાહ્મણ્ય, સર્વ વેદ જાણનાર, બોલવામાં ચતુર, પુણ્ય કરનાર, સોમવલ્લીનું પાન કરનાર, અગ્નિમાં આહુતિયો આપનાર, મોટા યજ્ઞો કરનાર, દાન આપનાર, શત્રુઓ સાથે યુદ્ધ કરનાર અને અપરાધિને સારી રીતે શિક્ષા કરનાર નળરાજાની સ્ત્રી, સમૃદ્ધિ અને પતિ વગરની, અનાથ દુઃખયુક્ત તથા પોતાના પતિની શોધ કરનાર હું દમયંતી તારી પાસે આવી છું ને જાણ. અરે હે પર્વતોમાં શ્રેષ્ઠ ! તારી ઉપર ઘણાં ઉંચા સેંકડો શિખરો છે માટે સિંહ સરખા પરાક્રમી મોટી બુદ્ધિવાળા, મોટી ભુજાવાન, બળવાન, શૂરવીર તથા મોટા યશવાળા મારા પતિ નળરાજાને તેં જોયા છે ? અરે હે પર્વત ! તું વનમાં એકલી હોવાથી વિહ્વળ થયેલી અને વિલાપ કરતી એવી મને દુઃખયુક્ત પોતાની પુત્રીની પેઠે શ્રેષ્ઠ વાણીથી કેમ આશ્વાસના કરતો નથી ? અરે ! હું નિષધ દેશના રાજા નળની મધુર ગંભીર, સિંહના સરખી અવાજવાળી તથા અમૃતરૂપ વાણી ક્યારે સાંભળીશ ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ભીમરાજાની પુત્રી દમયંતી પર્વતને કહીને આગળ ઉત્તર દિશા તરફ ચાલવા લાગી, તે ત્રણ દિવસ તથા રાત્રિએ કરીને તપસ્વી પુરૂષોના વન પ્રત્યે પહોંચી; ત્યારે તે વનને વિષે વસિષ્ઠ ભૃગુ તથા અત્રિઋષિ સરખા તપશ્ચર્યા કરનાર, બ્રહ્મનિષ્ઠ, નિયમપૂર્વક આહાર કરનાર, પવિત્રતાવાન, જળનું પાન, વાયુનું ભક્ષણ તથા સુકાં પાંદડાઓનું ભોજન કરનાર, જીતેંદ્રિય, મોટા ભાગ્યવાન, મોક્ષ માર્ગને જાણનાર અને વનફળ તથા મૃગચર્મ ધારણ કરનાર મુનિયો બેઠેલા હતા જેમાં એવાં, તથા અનેક તરેહનાં મૃગો અને વાનરોના સમૂહવાળાં આશ્રમને જોઇને, પોતાના મનમાં કંઇક ધૈર્યયુક્ત થઇ, પછી સુંદર ભ્રુકુટિ, કેશ, સ્તન, દાંત તથા મુખવાળી, મોટા તેજ, યશ તથા નેત્રવાળી, સર્વ સ્ત્રિયોમાં રત્નરૂપ શ્રેષ્ઠ ભાગ્યવાળી અને સ્વધર્મનિષ્ઠ એવી વીરસેન રાજાના પુત્ર નળની સ્ત્રી દમયંતી ઋષિયોના આશ્રમની નજીક ગઇ. તે વખતે આશ્રમમાં બેઠેલા ઋષિઓએ 'ભલે આવ્યાં' એમ તેનો સત્કાર

કર્યો, ત્યારે નમ્રતાવાન થયેલી દમયંતીએ તેમને નમસ્કાર કર્યા. પછી તપસ્વિઓએ દમયંતીનો સત્કાર કરી 'અમે તારૂં શું કામ કરીએ ?' એમ પૂછ્યું ત્યારે દમયંતીએ તેમને કહ્યું કે, હે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાળા ઋષિઓ ! તમારાં તપ, અગ્નિ, ધર્મ, મૃગ તથા પક્ષિયો કુશળ છે ? હે યુધિષ્ઠિર ! એવી રીતે દમયંતીએ પૂછ્યું ત્યારે ઋષિયો પોતાની કુશળતા કહી તેને પૂછવા લાગ્યા કે, હે નહિ નિંદા કરવા લાયક અંગવાળી ! તું, વન તથા નદીની દેવી અથવા કોઇ રાજાની સ્ત્રી છે ? તે અમને કહે કેમકે અમે તારૂં સ્વરૂપ જોઇને વિસ્મય પામ્યા છીએ, તું આશ્વાસનાયુક્ત થઇને કંઇપણ શોક કર માં. હે રાજન ! એવી રીતે ઋષિઓએ પૂછ્યું ત્યારે દમયંતી બોલી કે, હું વન, પર્વત તથા નદીની દેવી નથી પરંતુ મનુષ્ય છું માટે હું મારૂં વૃત્તાંત વિસ્તારથી કહું તે સાંભળો.

હે ઋષિઓ ! હું વિદર્ભ દેશના રાજા ભીમની પુત્રી તથા મોટા યશવાન, શૂરવીર, યુદ્ધમાં જય મેળવનાર, વિદ્વાન્, દેવતાઓનું પૂજન કરવામાં તત્પર, બ્રાહ્મણ ઉપર દયાવાન, નિષધ વંશનું પોષણ કરનાર, મોટા તેજસ્વી. મહાબળવાન સત્યવાદી, ધર્મ જાણનાર, બુદ્ધિમાન્, સત્ય પ્રતિજ્ઞાવાળા, શત્રુઓનો નાશ કરનાર, દેવતાઓમાં આસ્થાવાન, શત્રુઓના શહેરને જીતનાર, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ, ઇંદ્ર સરખા કાંતિમાન, મોટાં નેત્રવાળા, પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળા, અશ્વમેધાદિ મોટા યજ્ઞો કરનાર, વેદ તથા વેદાંગના પારને જાણનાર, સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રકાશમાન, પૃથ્વીનું પાલન કરનાર. સત્ય ધર્મને પરાયણ તથા જેનું અધર્મિ અને દ્યૂત રમવામાં કુશળ પુરૂષોએ બોલાવી દ્યુત રમાડી સર્વ દ્રવ્ય તથા રાજ્ય હરણ કરી લીધું છે એવા નિષધ દેશના રાજા નળની, પોતાના પતિના દર્શનની લાલસાવાળી દમયંતી નામની સ્ત્રી છું, એમ તમે જાણો. હે ઋષિઓ ! હું સંગ્રામ કરવામાં ચતુર, મહાત્મા અને અસ્ત્ર વિદ્યામાં કુશળ મારા પતિ નળની શોધ કરવા સારૂ નદિયો તથા પર્વતોવાળાં આ તમારા વનમાં દુઃખયુક્ત થઇને ફરૂં છું, માટે મને તે મારા પતિ પ્રાપ્ત થશે ? હે ઋષિયો ! હું તે મારા પતિને વાસ્તે સિંહાદિ જાનવરો વાળાં મહા ભયંકર વનને વિષે આવી પડી છું માટે જો થોડા દિવસની અંદર મને તે મારા પતિ નહિ મળે, તો જેણે કરીને મોક્ષ પ્રાપ્ત થાય એવા ઉપાય કરીને, મારા દેહનો ત્યાગ કરીશ, કારણ પતિ વગર જીવવાથી મને શો અર્થ પ્રાપ્ત થાય એમ છે ? પોતાના પતિ સંબંધી શોકે કરીને પીડા પામેલી હું આજ કેમ જીવીશ ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે એકલી વનમાં આવીને વિલાપ કરતી એવી ભીમરાજાની પુત્રી દમયંતીને તે ઋષિઓએ કહ્યું કે, હે કલ્યાણરૂપ ! અમે તને થોડા દિવસમાં તારા પતિ નળને જોવારૂપ કલ્યાણ પ્રાપ્ત થશે એમ અમારા તપના બળથી જાણીએ છીએ; માટે તું શત્રુઓનો નાશ કરનાર, ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ, દુઃખ વગરનો સર્વ પાપથી મૂકાયલા, રત્નોયુક્ત, પોતાના દેશનું રાજ્ય કરનાર તથા શત્રુઓ પાસેથી જય મેળવનાર નિષધ દેશના રાજા તારા પતિ નળને જોઇશ.

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તપસ્વી ઋષિઓ દમયંતીને કહીને, અગ્નિહોત્ર તથા આશ્રમ સહિત અંતર્ધાન થયા. તે જોઇને વિસ્મય પામેલી દમયંતી પોતાના મનમાં વિચાર કરવા લાગી કે અરે ! આ શું મને કંઇ સ્વપ્નું થયું અથવા અહીં કંઇ કારણ થયું ? તે તપસ્વી પુરૂષો, આશ્રમ તથા પવિત્ર કમળવાળી, રમણીય, બ્રાહ્મણોએ સેવેલી અને જેના કિનારા ઉપર ફળ તથા પુષ્પોવાળાં વૃક્ષો હતાં એવી તે નદીઓ

સૌ ક્યાં ગયું ? હે રાજન ! એવી રીતે વિચાર તથા પોતાના પતિ સંબંધી શોક કરવાથી પીડા પામેલી દમયંતીના મોઢાની કાંતિ તેજ વખતે અત્યંત ફીકી પડી ગઈ. ત્યાર પછી અશ્રુયુક્ત નેત્રવાળી દમયંતી ત્યાંથી આગળ વનને વિષે જઈને રૂદન કરતાં વિલાપ કરવા લાગી, ત્યારે વનને વિષે સર્વ વૃક્ષોમાં શ્રેષ્ઠ, પાંદડાંઓએ કરીને શોભિતાં અને જેમાં પક્ષિયો શબ્દ કરતા હતા એવા અશોક વૃક્ષને જોઇ, અહો ! આ વૃક્ષ પાંદડાંઓ તથા ફૂલોએ કરીને પર્વતની માફક શોભિતું છે એમ પોતાના મનમાં આણી તેની પાસે આવીને, કહેવા લાગી કે, હે પ્રિય છે દર્શન જેનું એવા અશોક વૃક્ષ ! તેં શોક તથા ભય વગરના, શત્રુઓનો પરાભવ કરનાર, એક વસ્ત્ર પહેરેલા, અત્યંત કોમળ છે શરીરની ત્વચા જેની એવા, દુઃખે કરીને પીડા પામેલા તથા શૂરવીર, આ વનમાં આવેલા મારા પતિ નિષધદેશના રાજા નળને જોયા હોય તો તું મને તેમના સંબંધી વાર્ત્તા કહી તાપ વગરની કરીને, તારૂં અશોક એવું નામ છે તે સત્ય કર ! હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અશોક વૃક્ષને કહીને પીડા પામેલાં શ્રેષ્ઠ અંગવાળી દમયંતી પોતાના પતિની શોધ કરવા સારૂ ત્યાંથી આગળ ભયંકર વન તરફ ચાલી. તેણે અનેક તરેહનાં વૃક્ષો, નદિઓ રમણીય પર્વતો, મૃગાદિ પક્ષિઓ અને પર્વતોની ગુફાઓ જોયાં. પછી સુંદર હાસ્યવાળી દમયંતીએ, આગળ ઘણે છેટે વનમાં જઈને, શોભાયમાન શ્રેષ્ઠ ઠંડા જળે કરીને ભરેલી, વિશાળ, કાચબા, ગ્રાહ અને મગરમચ્છોવાળી તથા મોટા પથ્થરના ટેકરાવાળી નદી ઉતરતાં એવા તથા જેમાં ઘણા હસ્તિ, અશ્વ અને રથ હતા એવા મનુષ્યના સંઘને જોઇ તેની નજીક જઇ તેમાં પ્રવેશ કર્યો. ત્યારે સંઘના મનુષ્યો, ગાંડી સરખી, શોકે કરીને પીડા પામેલી, અરધું વસ્ત્ર પહેરેલી, શરીરે સુકાઈ ગયેલી, જેના મોઢાની કાંતિ ફરી ગઇ હતી એવી, મલીન તથા રજ જેના કેશમાં ઉડી રહી હતી એવી દમયંતીને જોઇને, કેટલાક ભય પામી ભાગવા લાગ્યા, કેટલાક મોટી ચિંતાયુક્ત થયા, કેટલાક મોટા શબ્દ કરવા લાગ્યા, કેટલાક દમયંતીની મશ્કરી કરવા લાગ્યા, કેટલાક તેને તરછોડવા લાગ્યા, કેટલાક તેની ઉપર દયાવાન થયા અને કેટલાક તેને પૂછતાં કહેવા લાગ્યા કે, હે કલ્યાણિ ! તું કોણ ? કોની પુત્રી તથા કોની સ્ત્રી છે, ને આ વનને વિષે કોને શોધે છે તે અમને કહે ? કારણ અમે તને જોઈને, મહા દુઃખયુક્ત થઈએ છીએ; માટે શું તું મનુષ્ય અથવા આ વન, પર્વત તથા દિશાઓની દેવી છે ? હે કલ્યાણિ ! જો તું દેવી હોય, તો અમે તારે શરણે આવ્યા છીએ, ને જો પિશાચી તથા રાક્ષસી અથવા શ્રેષ્ઠ સ્ત્રી હોય, તો સર્વથા પ્રકારે કરી અમારી રક્ષા કરીને અમારૂં કલ્યાણ કરવા લાયક છે; માટે જેવી રીતે આ સંઘ કુશળ અહીંથી જલદી જાય, તેવી રીતે અમારૂં પ્રિય કર. હે રાજન ! એ પ્રમાણે સંઘના મનુષ્યોએ કહ્યું, ત્યારે ભીમરાજાની શ્રેષ્ઠ પુત્રી અને પોતાના પતિના વિયોગથી પીડા પામેલી દમયંતી સંઘને તથા તેના ધણીને કહેવા લાગી કે અરે ! જે કોઇ આ સંઘમાં યુવાન, વૃદ્ધ તથા બાળકો હોય તે સૌ રાજાની વહુ, રાજાની સ્ત્રી, અને પોતાના પતિના દર્શનની ઇચ્છાવાળી હું મનુષ્ય છું એમ જાણો. અરે ! વિદર્ભ દેશનો રાજા ભીમ મારો પિતા તથા નિષધ દેશનો રાજા મોટા ભાગ્યવાળો નળ મારો પતિ થાય છે માટે હું કોઇથી ન જીતાય એવા તે મારા પતિને શોધું છું. જો તમે મારા પતિને જોયા હોય તો જલદીથી મને પ્રિય લાગે એવાં વચન કહો. હે યુધિષ્ઠિર ! દમયંતીએ એવી રીતે વિલાપયુક્ત વાક્યથી પૂછ્યું, ત્યારે સંઘવાગના શુચિ નામના માલીકે કહ્યું કે, હે કલ્યાણિ ! આ સંઘવાગના માલીક

તથા વ્યાપાર કરીને તેનું પોષણ કરનાર મેં. મનુષ્ય વગરના વનમાં હસ્તિ, સિંહ, પાડા, વ્યાઘ્ર, રીંછ તથા મૃગોને જોયાં, પણ તારા વગર બીજા કોઈ મનુષ્યને જોયું નથી. અરે યક્ષના રાજા મણિભદ્ર અમારી ઉપર પ્રસન્ન થાઓ. તે સમયે દમયંતીએ વ્યાપારીના સર્વ સંઘને તથા તેના ધણીને કહ્યું કે અરે! આ સંઘ ક્યાં જશે તે મને તમે સત્ય કહો. સાર્થવાહ બોલ્યો કે, હે મનુષ્યની પુત્રિ! આ સાથ સત્ય પદાર્થને જોનાર ચેદિ દેશના રાજા સુબાહુના દેશ પ્રત્યે વ્યાપારમાં લાભ મેળવવા સારૂ ઉતાવળો જનાર છે.

सार्थोयं चेदिराजस्य सुबाहोः सत्यदर्शिनः
क्षिप्रं जनपदं गंता लाभाय मनुजात्मजे ॥

**इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीसार्थवाहसंगमे गुर्जरभाषायां चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥**

## અધ્યાય ૬૫ મો. ચેદિરાજગૃહમાં દમયંતીનો વાસ.

**बृहदश्व उवाच—एतच्छ्रुत्वा नवद्यांगी सार्थवाहवचस्तदा**
**जगाम सहतंनैव सार्थेन पतिलालसा ॥**

બૃહદશ્વ-કહે છે-હે યુધિષ્ઠિર! પછી પતિની પ્રાપ્તિ થવાની ઇચ્છાવાળી સુંદર અંગવાળી દમયંતી, સાર્થવાહનાં વચન સાંભળી સંઘની સાથે ચાલતી થઈ. વ્યાપારી સાથે ઘણે દિવસે મોટા ભયંકર વનને વિષે ચારે બાજુથી શોભાયમાન, કમળનાં પુષ્પોની સુગંધવાળાં, ઘાસ જેમાં ઉગ્યું હતું એવાં ઘણાં ફળ તથા પુષ્પોવાળાં વૃક્ષો જેના કિનારા ઉપર હતાં એવાં અનેક તરેહનાં પક્ષિયોવાળાં તથા નિર્મળ ઠંડા જળવાળાં મોટાં તળાવ જોઈ થાકી જવાને લીધે ત્યાં પડાવ નાંખવાની મરજીથી સાર્થવાહનો મત લઇને, તેના પશ્ચિમ કિનારાની બાજુ વનમાં પડાવ નાંખ્યો. પછી થાકી ગયેલો સર્વ સંઘ જ્યારે નિદ્રાવશ થયો ત્યારે અંધારી રાત્રિને સમયે જેના કુંભસ્થળમાંથી મદ ઝરતો હતો એવા હસ્તિઓનું યૂથ જળપાન કરવાને સારૂ ત્યાં આવ્યું. તે વખતે મોટા મદોન્મત્ત હસ્તિઓ સુતેલા તે સાથને તથા તેમાં શહેરના હસ્તિઓને જોઇને, તે હસ્તિઓનો નાશ કરવા સારૂ તેમની સામે દોડયા. તેમના મહા ભયંકર વેગનો અવાજ, જેમ પર્વત ઉપરથી જીર્ણ થયેલાં શિખરો પૃથ્વી ઉપર પડે ને અવાજ થાય તેવો થયો. તે વખતે વનના હસ્તિઓએ તળાવ પ્રત્યે જવાના માર્ગને રોકી પૃથ્વી ઉપર સુતેલા તે સાથને, પોતાના પગથી દાબીને પીડાયુક્ત કર્યો, ત્યારે તેમાંથી કેટલાક મનુષ્યો મોટા હાહાકાર કરતાં પોતાની રક્ષા સારૂ વન તથા વેલાઓમાં પેસી ગયાં. કેટલાક પુરૂષો નિદ્રામાંજ મગ્ન થઇને પૃથ્વી ઉપર પડયા રહ્યા. હસ્તિઓએ તેમાંથી કેટલાકને દંતો માર્યા, કેટલાકને સૂંઢમાં ગ્રહણ કરીને પૃથ્વી ઉપર પછાડયા તથા કેટલાકને પગે કરીને દાબી માર્યા અને કેટલાંક ઉંટ તથા અશ્વોનો નાશ કર્યો. સંઘના કેટલાક મનુષ્યો પોતાનો બચાવ થવા સારૂ માંહોમાંહી ધક્કા મારતા તથા મોટા શબ્દ કરતા ભાગવા લાગ્યા. પણ તેમાંથી કેટલાક પૃથ્વી ઉપર પડી ગયા, કેટલાક ભાગીને વૃક્ષ ઉપર ચઢી ગયા તથા કેટલાક દોડી જઇને પૃથ્વી ઉપરના ખાડાઓમાં પડી ગયા. હે રાજન! જ્યારે એ પ્રમાણે દૈવયોગથી

મોટી સમૃદ્ધિવાળો તે સથવારો હસ્તિઓથી વિનાશ પામ્યો, ત્યારે તેમાં ત્રણ લોકને ભય પ્રાપ્ત કરે એવો મોટો શબ્દ થયો, આ કોઈ કોપરૂપી અગ્નિ ઉઠયો, અરે અમોને આ મોટું કષ્ટ પ્રાપ્ત થયું છે, માટે કોઈ રક્ષા કરો, અરે હમણાં ભાગો ! અરે આ અમૂલ્ય રત્નનો સમૂહ પડી ગયો, તેને ગ્રહણ કરો ! શું ભાગો છો ! અરે હું તમને વારંવાર કહું છું, માટે ભયયુત થયેલા તમે મનમાં કંઇ વિચાર તો કરો ! એ પ્રમાણે સંઘના સર્વ મનુષ્યો મોટા શબ્દ કરતાં ભયથી ભાગવા લાગ્યા તથા કેટલાક મનુષ્યોનો વિનાશ થવા લાગ્યો. તે સમયે ભયે કરીને બ્હીનેલા મનવાળી દમયંતી સર્વ લોકને ભય પ્રાપ્ત કરે એવો મનુષ્યોનો વિનાશ જોઇને. વિહ્વલતાયુકત થઇ ઉઠી. પછી જેમના શરીરને કંઇપણ મજા આવી હતી એવા હસ્તિઓના પ્રહારથી મૂકાયલા પુરૂષો વગેરે સૌ ભેગા થઇને એમ કહેવા લાગ્યા કે, અરે આપણને આ કયા અધર્મનું ફળ પ્રાપ્ત થયું ? આપણે મોટા યશવાન મણિભદ્ર, યક્ષોના રાજા કુબેર તથા વિઘ્ન કર્તાઓની પૂજા નથી કરીશું ? આપણને શકુનનું ફળ અવશ્ય પ્રાપ્ત થયું હશે, અથવા ગ્રહો તો વિપરીત નહી થયા હોય ? કેમકે આ મોટી ગભરામણ પ્રાપ્ત થઇ.

હે યુધિષ્ઠિર ! ત્યારપછી સંબંધી તથા દ્રવ્ય વગરના થયેલા બીજા કેટલાક પુરૂષો માંહોમાંહી કહેવા લાગ્યા કે. જે આ ઉન્મત્ત સરખા દેખાવવાળી તથા ભયંકર આકૃતિવાળી સ્ત્રી મનુષ્ય કરતાં શ્રેષ્ઠ સ્વરૂપ ધારણ કરી આપણા સાથમાં આવી છે, તેણે આ ભયંકર માયા કરી છે. આપણને ભય પ્રાપ્ત કરનારી આ રાક્ષસી અથવા પિશાચી હશે તેનુંજ આ સર્વ પાપરૂપ કર્મ છે એમાં સંશય નથી. જો આપણે તેને નજરેથી જોઇએ તો મંગાડીનાં ઢેપાંઓ, ધુળ, વૃક્ષ તથા કાષ્ઠથી અવશ્ય મારીએ. એ પ્રમાણે તેમના ભયંકર વચન સાંભળી લજ્જા, ભય અને ઉદ્વેગ પામેલી દમયંતી વનમાં ભાગી ગઇ, પોતાના આત્માને લીધે તેનો વિનાશ થયો હશે એમ શંકાયુકત થઇને ખેદ કરવા લાગી કે, અરે મારી ઉપર વિધાતાનો મોટો ક્રોધ છે કારણ મને ક્યાંય પણ સુખ પ્રાપ્ત થતું નથી. તે કયા કર્મનું ફળ પ્રાપ્ત થતું હશે ? અરે મેં કોઈ દિવસ પણ કોઇ ઉદ્યોગ મન તથા વાણીએ કરીને કોઇનું અશુભ કર્યું હશે તે, મને કંઇ યાદ નથી ! પણ આ દુઃખ પ્રાપ્ત થયું તે કયા કર્મનું ફળ હશે ? મને મારા પૂર્વ જન્મનું પાપ પ્રાપ્ત થયું છે. જેણે કરીને હું કદી નિવૃત્ત થાય નહી એવા દુઃખને પામી છું. મને પતિના રાજ્યનું હરણ, સ્વજનથી પરાજય, પતિ તથા બાળકોનો વિયોગ અને ઘણા સર્પોવાળા વનમાં અનાથની પેઠે નિવાસ પ્રાપ્ત થયો છે. હે યુધિષ્ઠિર ! ત્યાર પછી બીજે દિવસ થયો ત્યારે જે બાકી જીવતા પુરૂષો રહ્યા હતા તે નાશ પામેલા પોતાના ભાઇઓ પિતા તથા પુત્રોનો શોચ કરતા ત્યાંથી ચાલતા થયા. તે વખતે ભીમરાજાની પુત્રી દમયંતી પોતાના મનમાં શોચ કરવા લાગી કે, અરે મેં એવાં દુષ્ટ કર્મ શું કર્યાં હશે ? મને જે સાથ મળ્યો તે પણ મારા મંદ ભાગ્યના યોગથી નાશ પામ્યો. મારે આજ દિવસ સુધી અવશ્ય દુઃખ પામવું રહ્યું. મેં કાળ પ્રાપ્ત થયા પહેલાં મૃત્યુની પ્રાપ્તિ થતી નથી એમ વૃદ્ધ પુરૂષોના વચન સાંભળ્યાં છે તે સત્ય છે, પરમ દુઃખયુક્ત એવી મને હસ્તિઓના યૂથે પણ કચરી નાંખી નહી. મનુષ્યને દૈવ વગર કંઇ પ્રાપ્ત થતું નથી, પણ મને જે પાપ કર્મથી આ દુઃખ પ્રાપ્ત થયું, તે મેં બાળપણામાં કોઇ દિવસે ઉદ્યોગ, મન તથા વાણીએ કરીને કર્યું નથી. પણ હું મારા સ્વયંવરને વિષે આવેલા દેવતાઓને નળરાજા

સારૂ વરી નહીં એજ મને પાપ લાગ્યું એમ માનું છું. તેથી મને મારા પતિનો વિયોગ થયો છે.

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અનેક તરેહનો વિલાપ કરીને, સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દમયંતી બાકી બચેલા વેદના પારને પામેલા બ્રાહ્મણો સહિત, જેમ શરદ ઋતુને વિષે ચંદ્રની કળા વધવારૂપી ગતિ કરે, તેમ ગતિ કરવા લાગી. ત્યારે સાયંકાળને વિષે સત્ય પદાર્થને જોનાર ચેદિ દેશના રાજા સુબાહુના પુરની નજીક જઇ પહોંચી. પછી અરધું વસ્ત્ર પહેરેલી, વિહ્વલ થયેલી, શરીરે સુકાઇ ગયેલી, મેલ તથા રજયુક્ત છુટા કેશવાળી તથા ઘેલછાની પેઠે ગતિ કરતી એવી દમયંતીએ શહેરમાં પ્રવેશ કર્યો, ત્યારે તેમાં રહેનાર જનોએ તેને જોઇ. બાળકો આશ્ચર્ય પામીને તેની પાછળ જવા લાગ્યા. પછી બાળકોથી વિંટાયલી દમયંતી સુબાહુ રાજાના મહેલની નજીક આવી ત્યારે તેમાં બેઠેલી રાજાની માતાએ મનુષ્યોથી વિંટાયલી તેને જોઇ બાળકોની સંભાળ રાખવા સારૂ રાખેલી દાઇને કહ્યું કે, તું આ સ્ત્રી મનુષ્યોએ કરીને કલેશ પામતી, દુઃખયુક્ત તથા શરણ રહેવાની ઇચ્છાવાળી દેખાય છે. અરે ! આ સ્ત્રી લક્ષ્મી સરખાં મોટાં નેત્રવાળી કલ્યાણરૂપ છે, પણ હમણાં ગાંડી સરખી દેખાય છે, તોપણ તેનું સ્વરૂપ મારા ઘરને પ્રકાશ કરે એવું મને જોવામાં આવે છે ! હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સુબાહુ રાજાની માતાનાં વચન સાંભળીને, તે દાઇ દમયંતી પાસે જઇ, તેની સાથેના મનુષ્યના સમૂહને વારણ કરી દમયંતીને મહેલની અંદર જમીન ઉપર બેસારી વિસ્મય પામીને પૂછવા લાગી કે, અરે ! તું મોટી દુઃખભાગી છે, પણ અત્યંત ઉત્કૃષ્ટ સ્વરૂપ ધારણ કરવાથી જેમ આકાશમાં વિજળી શોભે, તેમ શોભે છે માટે કોણ અને કોની પુત્રી છે તે મને કહે ! હે દેવતાઓ સરખી પ્રકાશમાન ! આ તારૂં અલંકાર રહિત સ્વરૂપ મનુષ્યનું નથી. વળી તારી સહાયતા કરનાર પણ કોઇ દેખાતું નથી, છતાં તું મનુષ્યોથી ભય પામતી નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે દાઇનાં વચન સાંભળીને, દમયંતી બોલી કે, હું સૈરંધ્રી એટલે દાસીની જાતિમાં ઉત્પન્ન થયેલી, પોતાની ઇચ્છામાં આવે ત્યાં રહેનારી, પોતાના પતિને વિષે પ્રીતિમાન, મનુષ્ય દેહવાળી, ફળ મૂળનું ભોજન કરનારી, તથા ફરતાં ફરતાં જ્યાં સાયંકાળ થાય ત્યાં નિવાસ કરનારી દાસી છું એમ જાણ. મારો પતિ અસંખ્ય ગુણવાળો તથા મારામાં પ્રીતિ રાખનાર છે. હું તેમાં પ્રીતિમાન અને જેમ રસ્તાને વિષે દેહની પછવાડે તેનો પડછાયો ગતિ કરે, તેમ તેની પછવાડે ગતિ કરનારી છું. તે મારા પતિને દૈવ યોગથી અધર્મરૂપ દ્યૂત રમવાનો પ્રસંગ આવ્યો તેથી તે સર્વસ્વ હારી જઇ વનમાં જવા તૈયાર થયો. તે વખતે એક વસ્ત્ર પહેરેલા વિહ્વલતાથી ઉન્મત્ત સરખા થયેલા મહા શૂરવીર મારા પતિને જોઇ તેની આશ્વાસના કરતી હું પણ તેના સહિત વનમાં ગઇ. પછી કોઇ દિવસને સમયે ક્ષુધા તથા તૃષાએ કરીને દુર્મન થયેલા મહા શૂરવીર મારા પતિએ પોતે એક વસ્ત્ર પહેરેલું હતું તે પણ પંખી લઇને ઉડી ગયાં ત્યાર પછી એક વસ્ત્ર જેણે પહેર્યું હતું એવી મને, વસ્ત્ર વગરના તથા જેનું ચિત્ત સ્થિર નહીં હતું એવા તે મારા પતિની સાથે જતાં ઘણા દિવસ થયા, ત્યારે રાત્રિને વિષે નિદ્રા પ્રાપ્ત થઇ તે વખતે તેણે મારૂં અરધું વસ્ત્ર કાપીને, વગર અપરાધે મારો ત્યાગ કર્યો માટે તેની શોધ કરતી, દિવસ તથા રાત્રિને વિષે મોટા તાપને પામતી અને મારા હૃદયને વિષે પ્રિય એવા કેળના ગર્ભ સરખી કાંતિવાળા મારા પતિને નહીં દેખતી એવી હું, દેવતા સરખા શોભાયમાન મહા સમર્થ મારા પ્રાણેશ્વર અમુક ઠેકાણે છે, એવું જાણતી નથી.

હે રાજન ! એ પ્રમાણે અશ્રુયુક્ત નેત્રવાળી તથા અનેક તરેહના ઘણા વિલાપ કરતી એવી ભીમરાજાની પુત્રી દમયંતીનાં વચન સાંભળીને, દુઃખયુક્ત થયેલી સુબાહુ રાજાની માતા પોતે બોલી કે—હે કલ્યાણરૂપ ! મને તારે વિષે ઘણી પ્રીતિ ઉત્પન્ન થાય છે. માટે તું મારી પાસે રહે, ને મારા ચાકરો તારા પતિની શોધ કરશે અથવા તે તારો પતિ જ્યાં હશે ત્યાંથી ફરતો ફરતો અહીં આવશે. હે કલ્યાણિ ! તું અહીં રહેશે તો તારા પતિને પામીશ. હે રાજન ! એ પ્રમાણે સુબાહુ રાજાની માતાનાં વચન સાંભળીને, દમયંતીએ કહ્યુ કે, હે શૂરવીર પ્રજાવાળી ! હું તમારી પાસે વહાડ કરીને રહીશ તે એ કે હું કોઇ દિવસ કોઇનું ઉચ્છિષ્ટ ભોજન કરીશ નહી, પગે કરી ચાલીને ક્યાંય જઇશ નહીં, કોઇ પુરૂષ સાથે ભાષણ કરીશ નહી તથા કોઇ પુરૂષ મારે વિષે અધર્મયુક્ત બુદ્ધિ કરે તો તેની પાસેથી તમારે દંડ લઇને તેનો નાશ કરવો, કારણ તેવા અધર્મિપુરૂષની સામું પણ જોવું નહીં એવું મારૂં વ્રત છે, પણ મારા પતિની શોધ મળવા સારૂ કેવળ બ્રાહ્મણોને દૃષ્ટિથી જોઇશ. હે કલ્યાણિ ! એવી રીતે મારા વહાડ પ્રમાણે તમારાથી બની શકે તો હું તમારી પાસે રહીશ, ને જો તેમ ન બની શકે એમ હોય તો મારા હૃદયમાં રહેવાની ઇચ્છા નથી. એવાં દમયંતીનાં વચન સાંભળી હર્ષ પામેલી સુબાહુ રાજાની માતા બોલી કે, આ વ્રત ધાર્યું શ્રેષ્ઠ છે, માટે હું તારા કહેવા પ્રમાણે સર્વ બંદોબસ્ત કરીશ. હે ભારત ! એ પ્રમાણે દમયંતીને કહીને સુબાહુ રાજાની માતાએ પોતાની સુનંદા નામની પુત્રીને કહ્યું કે હે સુનંદા ! આ દેવતા સરખી સ્વરૂપવાળી દાસી વયે કરી તારા બરોબર છે, માટે તારી સખી થશે વાસ્તે તું ઉદ્વેગરહિત મનવાળી થઇ એની સાથે રહી હર્ષ પામ. હે રાજન ! એ પ્રમાણે પોતાની માતાનાં વચન સાંભળી હર્ષયુક્ત થઇ પોતાની સખીથી વિંટાયલી સુનંદા, દમયંતીને પોતાની સાથે લઇ પોતાના ઘર પ્રત્યે ગઇ. ત્યારે ત્યાં ઇચ્છિત કામનાએ કરીને સત્કાર કર્યો હતો જેનો એવી દમયંતી ઉદ્વેગપણાથી રહિત થઇને નિવાસ કરી હર્ષ પામતી રહી.

सा तत्र पूज्यमाना वै दमयंती व्यनंदत
सर्वकामैः सुविहित निरुद्वेगावसत्तदा ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीचेदिराजगृहवासे गुर्जरभाषायां पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥

## અધ્યાય ૬૬ મો. નળ અને કર્કોટક.

वृहदश्व उवाच—उत्सृज्य दमयंती तु नलो राजा विशांपते
ददर्श दावं दह्यंतं महांतं गहने वने ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે નળરાજા દમયંતીનો ત્યાગ કરીને ગયો ત્યારે વનમાં મોટા દાવાનળ બળતો હતો તે જોયો. પછી તેણે તેમાં કોઇએ, હે પવિત્ર યશવાળા નળ ! તું જલદીથી દોડ એમ મોટા શબ્દ કર્યો. તે સાંભળી તું કંઇ ભય પામતો નહી એમ સામો ઉત્તર આપી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો, તેમાં ગુંચળું વળીને સુતેલા નાગને જોયો. તે વખતે થરથર કંપતા એવા તે નાગે હાથ જોડીને કહ્યું કે હે રાજન ! હું કર્કોટક નામે નાગ છું. મેં પરમ તપસ્વી નારદજીનો છળ કર્યો તેથી તેમણે ક્રોધયુક્ત થઇ મને શાપ

આપ્યો કે, હે નાગ ! તું જ્યાં સુધી નળરાજા આવે ત્યાંસુધી વૃક્ષની પેઠે સ્થિર થઇને રહીશ. જ્યારે, રાજા તને ઉપાડીને અહીંથી બાજે ઠેકાણે લેઇ જશે ત્યારે મારા શાપથી મુકાઇશ. એવી રીતે મને નારદજીએ શાપ આપ્યો છે માટે હું એક પગલું પણ ચાલવા સમર્થ નથી, વાસ્તે તમે આ અગ્નિથી મારી રક્ષા કરો. હે નળરાજા ! હું તમને તમારૂં શ્રેય થાય એવો ઉપદેશ કરીશ તથા સખા થઇશ. મારા સરખા કોઇ પણ સર્પ નથી, માટે હું તમારાથી ઉપડી શકે એવું નાનું સ્વરૂપ ધારણ કરીશ, વાસ્તે મને જલદી આ અગ્નિની બહાર લેઇ જાઓ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહી કર્કોટક નાગે અંગુઠાના પ્રવર જેવડું નાનું સ્વરૂપ ધારણ કર્યું. નળરાજા તેને લઇ, ત્યાંથી અગ્નિ વગરના સ્થાનક પ્રત્યે ગયા. પછી જ્યારે તેણે અગ્નિ વગરના સ્થાનક પ્રત્યે આવીને, અગ્નિથી મૂકાવેલા નાગને ત્યાગ કરવાની મરજી કરી ત્યારે કર્કોટક ફરીથી બોલ્યો કે, હે નિષધ દેશના રાજા નળ ! તું પૃથ્વી ઉપર થોડેક સુધી પોતાનાં પગલાં ગણતાં ગતિ કર, જેથી હું તારૂં શ્રેય થાય એમ કરીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કર્કોટકનાં વચન સાંભળી જ્યારે નળરાજા પોતાનાં પગલાં ગણતાં ચાલવા લાગ્યો, ત્યારે દશમે પગલે તેને તે નાગે દંશ કર્યો તેથી તેના સ્વરૂપનો વર્ણ ફરી ગયો. તે વખતે નળ પોતાના સ્વરૂપનો વર્ણ ફરી ગયો તે તથા દેવ સ્વરૂપ ધારી નાગને જોઇ વિસ્મય પામીને, ઉભો થઇ રહ્યો. તે સમયે કર્કોટક નાગ રાજાને સાંત્વના કરતાં બોલ્યો કે, મેં, તમારા સ્વરૂપને મનુષ્યો ન ઓળખે તે વાસ્તે ફેરવી નાખ્યું છે, પણ હે નળ ! જે કળિયે તમને પરમ દુઃખ પ્રાપ્ત થવા સારૂ છળ કર્યો છે, તે મારા ઝેરયુક્ત થઇને, તમારે વિષે દુઃખ પામતો રહેશે, તે એવી રીતે કે તે જ્યાં સુધી તમારા શરીરને વિષે રહેશે, ત્યાં સુધી મારા વિષયુક્ત શરીરવાળો થઇને. દુઃખ પામશે. તેણે દુઃખ ભોગવવા નહીં લાયક એવા તમને દુઃખ પ્રાપ્ત કરવારૂપ છળ કર્યો છે. મેં તમને કંઇ પણ પરાભવ નહીં કરીને, તમારી રક્ષા કરી છે તેથી મનુષ્યમાં સિંહરૂપ તમને દાઢવાળાં જાનવરો, શત્રુઓ અને વેદના જાણનાર બ્રાહ્મણોથી મારી કૃપાએ કરીને કંઇ પણ ભય તથા કશી તરેહની પીડા થશે નહીં. તમારો યુદ્ધમાં નિ-રંતર જય થશે, હવે તમે હું બાહુક નામનો સારથિ છું એમ કહીને અયોધ્યા નગરીને વિષે પાસાની રમતમાં કુશળ ઋતુપર્ણ રાજાની પાસે જાઓ ને તે રાજાને અશ્વવિદ્યા શીખવી તેની પાસેથી પાસાની વિદ્યા શીખી લ્યો, તે તમારો મિત્ર પણ થશે. હે નળ ! જ્યારે પાસાની વિદ્યામાં તમે કુશળ થશો ત્યારે દુઃખથી મુકાઇને સ્ત્રી, સંતાન તથા રાજ્ય પામશો. હે નરાધિપ ! જ્યારે પોતાના સ્વરૂપને જોવાની તમને ઇચ્છા થાય ત્યારે મને યાદ કરજો. કારણ આ વસ્ત્રને ધારણ કરવાથી તમારા પૂર્વના સ્વરૂપને પામશો. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજા યુધિષ્ઠિર ! નાગરાજ કર્કોટક એ પ્રમાણે નળને કહી અને બે વસ્ત્ર આપી ત્યાંજ અંતર્ધાન થયો.

एवं नलं च संदिश्य वासो दत्वा च कौरव
नागराज ततो राजंस्तत्रांतरधीयत

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलकर्कोटकसंवादे गुर्जरभाषायां षट्[illegible]ऽध्यायः ॥ ६६ ॥

## અધ્યાય ૬૭ મો. નળનું બાહુક થઈ રહેવું.

**बृहदश्व उवाच—तस्मिन्नंतर्हिते नागे प्रययौ नैषधो नलः**
**ऋतुपर्णस्य नगरं प्राविशद् दशमेऽहनि ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે કર્કોટક નાગ અંતર્ધાન થયો ત્યાર પછી નળ ત્યાંથી ચાલ્યો તે દશમે દિવસે ઋતુપર્ણ રાજાના અયોધ્યા નામે શહેરમાં જઇ, રાજા પાસે આવીને, કહેવા લાગ્યો કે, ' બાહુક છે નામ જેનું એવો હું સારથિપણું તથા અન્ન સિદ્ધ કરવામાં સર્વથી ઉત્તમ છું: પણ હે રાજન ! તમારે પોતાની મતલબ સિદ્ધ કરવા સંબંધી ચતુરાઇરૂપી મસલતમાં મને પૂછવું. વળી હે ઋતુપર્ણ ! હું આ જગતમાં જેટલી જાતનાં શિલ્પ કામો છે, તે તથા બીજા કોઇથી ન બની શકે એવાં કામ વિષે પણ તમારે ત્યાં રહીને, યત્ન કરીશ, માટે તમે મારૂં ભરણપોષણ કરો. ' ઋતુપર્ણે કહ્યું કે, હે બાહુક તારૂં કલ્યાણ થાઓ, ને હું તારા કહેવા પ્રમાણે સર્વ કરીશ એમ મને ભરોંસો છે: પણ મારા રથના અશ્વો ઘણા જલદી ચાલે એવી મને બુદ્ધિ સદૈવ રહે છે માટે તું જેવી રીતે મારા અશ્વો ઘણા જલદી ચાલે એવો ઉપાય કર. હું તને એક માસના દશ હજાર સુવર્ણના સિક્કા પ્રમાણે દર માસે પગાર આપીશ. હે બાહુક ! આ મારા સારથિઓ વાર્ષ્ણેય તથા જીવળ છે, તે તારી નીચે રહેશે, ને તું તેઓ સહિત રહીને હર્ષ પામીશ. બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! ઋતુપર્ણ રાજાએ એ પ્રમાણે કહીને સત્કાર કરેલો નળ, તે રાજાના શહેર પ્રત્યે વાર્ષ્ણેય તથા જીવળની સંગાથે રહ્યાં. એ પ્રમાણે નળ, વાર્ષ્ણેય તથા જીવળની સાથે ઋતુપર્ણને ત્યાં દમયંતીને યાદ કરતો રહીને, નિરંતર સાયંકાળને વિષે એક શ્લોક બોલતો હતો તે એવા રીતે કે, ' અરે ! ક્ષુધા તથા તૃષાએ કરીને પીડા પામેલી સ્ત્રી થાકી જઇને પોતાના દુઃખી પતિને યાદ કરતી ક્યાં સુતી હશે ? ને હમણાં કયા પુરૂષને પ્રાપ્ત થઇ હશે હે રાજન ! એ પ્રમાણે નળ સદૈવ બોલતો હતો તે સાંભળીને, જીવળે તેને પૂછ્યું કે, આયુષ્યવાન બાહુક ! તું જેનો શોક કરે છે, તે કોણ અને કોની સ્ત્રી છે તે હું સાંભળવા ઇચ્છું છું. નળે કહ્યું કે, હે જીવળ ! કોઇ મંદ પ્રજ્ઞ નામના પુરૂષની ઘણી માનીતી અને સત્ય વચન બોલનારી સ્ત્રી છે જેનાથી તેણે કોઈ કારણસર પોતાનો વિયોગ થયો છે, માટે પોતાની સ્ત્રીના વિયોગવાળો, મંદ અંતઃકરણવાળો દુઃખે કરીને પીડા પામેલો અને દિવસ તથા રાત્રિને વિષે પણ શોકને લીધે મોટા તાપને પામતો તે મંદપ્રજ્ઞ સર્વત્ર પોતાના મરણ પ્રમાણે ફરે છે. સાયંકાળથી આરંભી આખી રાત્રિ તે પોતાની સ્ત્રીને યાદ કરીને, એક એક શ્લોક ગાયા કરે છે. હે જીવળ ! તે પુરૂષ પ્રથમ કોઇ સ્થાનકને વિષે રહીને સર્વ પૃથ્વીનું રાજ્ય કરતો હતો ને હમણાં નહીં લાયક એવી હાલતમાં રહી, પોતાની સ્ત્રીને યાદ કરતો પરમ દુઃખ પામી રહ્યો છે. તે સ્ત્રી પોતાના પતિને કષ્ટરૂપ વનમાં જતા જોઇને તેની સંગાથે ગઇ. પણ અલ્પ પુણ્યવાન તે પુરૂષે વનમાં તેનો ત્યાગ કર્યો. જો તે એકલી, કોમળ અંગવાળી, જવાના માર્ગને નહીં જાણતી, પોતાના પતિના વિયોગને પામવા લાયક નહીં એવી અને ક્ષુધા તથા તૃષાએ કરીને પીડા પામેલી સ્ત્રી વ્યાઘ્રાદિ જાનવરોવાળાં મહા ભયંકર વનમાં જીવતી હશે, તો તેણે મોટું દુષ્કર કર્યું એમ સમજવું. હે શ્રેષ્ઠ જીવળ ! થોડા ભાગ્યવાળા તે મંદપ્રજ્ઞે પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો છે. હે પૃથ્વીના પતિ યુધિષ્ઠિર ! એ પ્રમાણે

નિષધ દેશનો રાજા નળ, પોતાની સ્ત્રી દમયંતીનું સ્મરણ કરતાં, જેમ કોઇને પોતાની ઓળખાણ ન પડે તેમ ઋતુપર્ણ રાજાને ત્યાં નિવાસ કરીને રહ્યો હતો.

इत्येव नैषधो राजा दमयंतीमनुस्मरन्
अ ज्ञातवास न्यवसद्रा ज्ञस्तस्य निवेशने

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलविलापे गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥६७॥

## અધ્યાય ૬૮ મો. શોધે નિકળેલો સુદેવ.

बृहदश्व उवाच—हृतराज्ये नले भीमः सभार्ये प्रेष्यतां गते
द्विजान्प्रस्थापयामास नलदर्शनकांक्षया ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે હરણ થયું હતું રાજ્ય જેનું એવા નળ તથા તેની સ્ત્રી દમયંતી રાજાઓને ત્યાં ચાકરી કરવા રહ્યાં, ત્યારે ભીમરાજાએ નળ મળવાની ઇચ્છાથી તેની શોધ કરવા સારૂ બ્રાહ્મણોને મોકલવાની મરજી કરી. તેણે બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે, હે બ્રાહ્મણો ! તમે નળરાજાની તથા મારી પુત્રી દમયંતીની શોધ કરવા જાઓ, હું તમને આ કામ સોપું છું, જે નળ તથા દમયંતીની શોધ લઇ આવશે તેને હું એક હજાર ગાય, તેના કુટુંબનું પોષણ થાય એવું ક્ષેત્ર અને મ્હોટા શહેર સરખું એક ગામ આપીશ. કદી તેઓમાંથી એકને પણ અહી લાવી નહીં આપો ને કેવળ શોધ કરી ખબર લાવી આપશો તોપણ તમને એકસો ગાય આપીશ. હે રાજન ! એ પ્રમાણે ભીમરાજાનાં વચન સાંભળીને હર્ષ પામેલા બ્રાહ્મણો, સ્ત્રી સહિત નળરાજાની દેશ તથા શહેરોને વિષે શોધ કરવા સારૂ સર્વ દિશાઓ પ્રત્યે ગયા તેમણે ક્યાંએ નળ તથા ભીમરાજાની પુત્રી દમયંતીને દેખ્યાં નહીં. બ્રાહ્મણોમાંથી એક સુદેવ નામના બ્રાહ્મણે, તેમની શોધ કરતાં કરતાં ચેદિ દેશના રાજા સુબાહુની અત્યંત રમણીય પુરીમાં જઇ, તે રાજાનાં પુણ્યાહવાચન કરી ઘરમાં પ્રવેશ કર્યો ત્યાં પોતાનું સ્વરૂપ સર્વ સ્ત્રિયો કરતાં ઉત્તમ છતાં પણ, જેમ ધુમાડાથી અગ્નિની કાંતિ ઢંકાઇ જાય તેમ રૂપ ઢાંકી સુનંદા સહિત બેઠેલી મ્હોટાં નેત્રવાળી, દમયંતીને જોઇ તેનાં શરીરનાં ચિન્હોથી પોતાના મનમાં આજ દમયંતી છે એવો નિશ્ચય કરીને કહ્યું કે, મેં પૂર્વે જેવા સ્વરૂપવાળી દમયંતી જોઇ છે, તેવાજ સ્વરૂપવાળી પુર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી સુંદર દેહના વર્ણવાળી, મોટા સ્તનવાળી પોતાની કાંતિએ કરીને સર્વ દિશાઓને અંધકાર રહિત કરતી, કમળ સરખાં નેત્રે કરીને રતિ સમાન શોભતી પુર્ણિમાના ચંદ્રની કાંતિની પેઠે સર્વ લોકને પ્રિય લાગતી, જેમ તળાવમાંથી કાદવ સહિત કમળનું પુષ્પ ઉત્પન્ન થાય, તેમ ભીમરાજારૂપ તળાવમાંથી કોઇ પાપરૂપ કાદવમાંથી ખરડાઇને ઉત્પન્ન થયેલી, હાલ ગ્રહણની રાત્રિ સમાન પ્રકાશમાન પોતાના પતિ સંબંધી શોક કરવાથી આકુળ થયેલી દીન, પાન તથા પુષ્પો ખરી પડેલાં અને હસ્તીઓની સુંઢે કરી પરાભવ પામેલાં કમળની પેઠે આકુળ થયેલી, કોમળ સુંદર પરિપૂર્ણ અંગવાળી, રત્નજડિત ઘરને વિષે રહેવા લાયક, રૂપ અને ઉદાર મુખવાળી અલંકાર ધારણ કરવા લાયક, અલંકાર રહિત, જેમ દ્વિતીયાને દિવસે વાદળાને વિષે ચંદ્ર શોભે તેમ શોભતી,

પોતાને ઇચ્છિત સુખ રહિત તથા સઘળાં સંબંધીયોથી વિયોગવાળી અને પોતાના પતિની પ્રાપ્તિ થવાની ઇચ્છાથી પોતાનો દેહ ધારણ કરનારી દમયંતીને જોઇને બહુજ પ્રસન્ન થયો. સ્ત્રિયોને સ્વામી સમાન બીજો કંઇ પણ અલંકાર નથી, પણ આ દમયંતી તે વગરની થઇ છે, માટે કાંઇ શોભતી નથી. અરે નળરાજા, આ દમયંતી વિના પોતાના દેહને ધારણ કરતો હશે, તો તે મ્હોટું આશ્ચર્ય સરખું કરે છે, વે પોતાના મનમાં દમયંતી સંબંધી શોક ઉત્પન્ન થવાથી કાંઇ પણ ખેદ કરતો નહીં હોય શું ! કેમકે સ્યામ કેશવાળી, સો પાંખડીવાળાં કમળના પુષ્પ જેવાં નેત્રવાળી, સુખ ભોગવવા લાયક અને દુઃખ યુક્ત દમયંતીને જોઇને, મારૂં પણ મન ખેદયુક્ત થાય છે. અરે શ્રેષ્ઠ સ્વરૂપવાળી આ દમયંતી, જેમ રોહિણી ચંદ્રના સમાગમને પામીને હર્ષ પામે, તેમ પોતાના પતિનો સમાગમ પામી ક્યારે સુખ પામશે ! હમણાં રાજ્યથી ભ્રષ્ટ થયેલો નળરાજા, જયારે આ દમયંતી તથા પૃથ્વીના રાજ્યને પામશે, ત્યારે દમયંતીને વિષે પ્રીતિમાન અવસ્ય થશે કારણ તે બેઉનું જોડું સરખું છે. અગણિત બળ તથા પરાક્રમવાળા નળરાજાની સ્ત્રી, પોતાના પતિનાં દર્શન પ્રાપ્ત થવાની ઇચ્છાવાળી, પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી, પોતાના અદૃષ્ટ પ્રમાણે દુઃખ પ્રાપ્ત થવાથી પીડા પામેલી અને પોતાના પતિ સંબંધીજ વિચાર કરનારી દમયંતીને હું આશ્વાસન આપું. બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી સુદેવ બ્રાહ્મણ, એ પ્રમાણે દમયંતીનાં અનેક તરેહનાં કારણ તથા ચિન્હોએ કરી પોતાના મનમાં આજ દમયંતી છે એમ નિશ્ચય કરી તેની પાસે જઇને કહેવા લાગ્યો કે, હે ભીમરાજાની પુત્રી ! હું તારા ભાઇનો પ્રિય સખા સુદેવ નામે બ્રાહ્મણ છું. તારા પિતા ભીમરાજાની આજ્ઞાથી તારી શોધ કરતો અહીં આવ્યો છું. હે બહેન ! તારાં માતાપિતા, ભાઇઓ તથા પિતાને ત્યાં રહેલાં મોટા આયુષ્યવાળાં તારાં બે સંતાનો કુશળ છે. હે પતિવ્રતા ધર્મવાળી ! તારે લીધે તારાં તે સર્વ સંબંધીયો ચેતન રહિત થઇ ગયાં છે, તારી શોધ કરવા સારૂ સેંકડો બ્રાહ્મણો સર્વ દેશો પ્રત્યે ફરે છે. બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી દમયંતીએ સુદેવ બ્રાહ્મણને ઓળખીને, પોતાના તે સર્વ સંબંધીયોના કુશળ સમાચાર ક્રમે કરીને પૂછ્યા. પછી દમયંતી પોતાના સંબંધીયોને ઘણો કાળ થવાથી શોકને લીધે વિહ્વળતાયુક્ત થઇ અને પોતાના ભાઇના પ્રિય મિત્ર બ્રાહ્મણોમાં ઉત્તમ સુદેવને જોઇને ઘણું રૂદન કરવા લાગી. તે વખતે હે ભારત ! સુનંદા દમયંતી સુદેવ બ્રાહ્મણ સહિત એકાંતને વિષે વાત કરતાં રૂદન કરતી હતી તે જોઇ, પોતાના મનમાં શોકયુક્ત થઇ, અને પોતાની માતા પાસે જઇને કહેવા લાગી કે, હે માતા ! સૈરંધ્રી બ્રાહ્મણની પાસે બેસીને ઘણું રૂદન કરે છે, માટે તમારી મરજી હોય તો તમે તેની પાસે જઇને તે શા માટે રૂદન કરે છે તે પૂછો. હે ભારત ! એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાંભળીને સુબાહુ રાજાની માતા, જ્યાં દમયંતી તથા સુદેવ બ્રાહ્મણ બેઠાં હતાં ત્યાં ગઈ. બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને પૂછવા લાગી કે હે બ્રાહ્મણ ! પ્રીતિમાન આ સૈરંધ્રી કોની પુત્રી તથા કોની સ્ત્રી છે, ને પોતાના સઘળાં સંબંધિયો અને પતિથી કેમ વિયોગ પામી છે, તથા તેં એને કેમ ઓળખી તે સર્વ હું તારાથી જાણવા ઇચ્છું છું, માટે તું મને આ સ્ત્રી સંબંધી વાર્તા યથાર્થ કહે. હે રાજન ! એ પ્રમાણે સુબાહુ રાજાની માતાએ પૂછ્યું ત્યારે સુખે કરીને બેઠેલો સુદેવ બ્રાહ્મણ દમયંતીનું સર્વ વૃત્તાંત યથાર્થ કહેવા લાગ્યો.

एवमुक्तस्तया राजन् सुदेवो द्विजसत्तम:
सुखोपविष्ट आचष्ट दमयंत्या यथातथं ॥
इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीसुदेवसंवादे
गुर्जरभाषायामष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

## અધ્યાય ૬૯ મો. નળરાજાનો મેળાપ.

सुदेव उवाच—विदर्भराजो धर्मात्मा भीमो नाम महाद्युति:
सुतेयं तस्य कल्याणी दमयंतीति विश्रुता ॥

સુદેવ કહેછે—હે કલ્યાણી ! ધર્માત્મા મ્હોટી કાંતિવાળા વિદર્ભ દેશના રાજા ભીમની દમયંતી નામે પુત્રી અને વીરસેન રાજાના પુત્ર નિષધ દેશના રાજા, પવિત્ર યશવાળા અને મોટી બુદ્ધિવાળા નળરાજાની આ સ્ત્રી છે. નળરાજા પોતાના ભાઇ પુષ્કરની સાથે દ્યૂત રમવાથી સર્વસ્વ હારી જઇ પોતાની સ્ત્રી સહિત વનમાં ગયા પણ તે અમુક ઠેકાણે રહ્યા છે એવી ખબર નહીં હોવાથી અમો બ્રાહ્મણો દમયંતીની શોધ કરવા સારૂ પૃથ્વીને વિષે ફરીયે છીયે; તેમાં મેં તમારા પુત્રના ઘરને વિષે દમયંતીને જોઇ. હે કલ્યાણરૂપ ! દમયંતી સરખી સ્વરૂપવાન બીજી કોઇપણ મનુષ્યની સ્ત્રી નથી, કારણ એના લલાટમાં કમળના પુષ્પ સરખો લાલ મસ છે. વાદળાંથી ચંદ્ર ઢંકાય, તેમ મેલે કરીને ઢંકાઇ ગયેલો અને જેમ શુક્લ પક્ષની પ્રતિપદાને દિવસે આકાશમાં ચંદ્ર પ્રકાશમાન નથી હોતો, તેમ નહીં પ્રકાશમાન એવો. વળી દમયંતીનું સ્વરૂપ મેલયુક્ત છે, પણ તેની શોભા નાશ પામેલી નથી. અલંકારાદિ રહિત છે, તોપણ સ્પષ્ટ સુવર્ણ સરખું એનું શરીર દેખાય છે માટે હે દેવી ! મેં આ સ્વરૂપ જેમ ઉષ્ણતાએ કરી મર્યાદાવાન અગ્નિ ઓળખાય તેમ ઓળખ્યું છે. હે પૃથ્વીના પતિ યુધિષ્ઠિર ! એ પ્રમાણે સુદેવ બ્રાહ્મણનાં વચન સાંભળીને સુનંદા દમયંતીના લલાટમાં મેલથી ઢંકાઇ ગયેલા મસને ધોવા લાગી, ત્યારે મેલ વગરનો થયેલો તે મસ જેમ વાદળાં વગરના આકાશમાં ચંદ્ર શોભે તેમ શોભવા લાગ્યો.

હે ભારત. સુબાહુ રાજાની માતા તથા સુનંદા તે લાખું જોઇને રૂદન કરતાં દમયંતીને મળીને બે ઘટિકા પર્યંત કંઇ પણ બોલી શક્યાં નહીં. પછી સુબાહુની માતા પોતાના નેત્રનાં અશ્રુ લુછીને, દમયંતીને કહેવા લાગી કે, અરે તું મારી બેનની પુત્રી છે, જેને આ મસે ઓળખાવી. અરે શ્રેષ્ઠ સ્વરૂપવાળી હું તથા તારી માતા અમે બેઉ દશાર્ણ દેશના રાજા મહાત્મા સુદામનની પુત્રીયો છીયે તેમાં અમારા પિતાએ તારી માતાનો વિવાહ ભીમરાજાની સાથે તથા મારો વિવાહ વીરબાહુ રાજાની સાથે કર્યો. તારો જન્મ દશાર્ણ દેશમાં મારા પિતાને ત્યાં થયો છે તે હું જાણુંછું, માટે હે પ્રીતિમાન ! તને જેવું તારા પિતાનું ઘર છે, તેવુંજ આ મારૂં ઘર છે, ને જેમ આ ઐશ્વર્યનો ઉપભોગ કરનારી હું છું, તેમ તું પણ છે, એમાં સંદેહ નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની માતાની બેનનાં વચન સાંભળીને હર્ષયુક્ત થયેલી દમયંતી, તેને નમસ્કાર કરીને બોલી કે, હે સતી ! તમે મને ઓળખતાં નહીં હતાં, તોપણ મારી ઇચ્છા પ્રમાણે સુખ પ્રાપ્ત કરતાં સદૈવ રક્ષા કરી તેથી હું તમારે ત્યાં સુખે કરીને રહી છું. હે કલ્યાણી ! હવે તમે મને જવાની રજા આપવા લાયક છો, કારણ

મેં જે મારાં બે બાળકો મારા પિતાને ત્યાં મોકલ્યાં છે, તે અવસ્થાએ કરી ન્હાનાં અને પોતાનાં માતા પિતા વગરનાં છે, માટે કોણ જાણે કેવાં, શોકે કરીને પીડાયુક્ત થતાં હશે ! જો તમે મારૂં પ્રિય કરવા ચાહાતાં હો, તો મને વિદર્ભ દેશ પ્રત્યે જવાની રજા આપો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દમયંતીનાં વચન સાંભળીને, હર્ષ પામેલી તેની માસીએ 'ઘણું સારૂં' એમ કહી, પોતાના પુત્રનો મત લઇ, દમયંતીને પાલખીમાં બેસારી અને તેની સાથે કેટલીક સેના તથા ખાનપાનનાં પદાર્થો આપીને વિદર્ભ દેશ જવા સારૂ રવાને કરી.

પછી દમયંતી થોડે દિવસે વિદર્ભ દેશ આવી, ત્યારે હર્ષ પામેલાં તેનાં બંધુજનોએ તેનો ઘણો સત્કાર કર્યો. ત્યારપછી દમયંતીએ પોતાના ભાઇઓ બાળકો, માતા, પિતા તથા સર્વ પોતાની સખીયોને જોઇ હર્ષ પામીને બ્રાહ્મણો તથા દેવતાઓનું વિધિયુક્ત પૂજન કર્યું તે વખતે પોતાની પુત્રીને જોઇને હર્ષ પામેલા ભીમરાજાએ, સુદેવ બ્રાહ્મણને એક હજાર ગાય ગામ તથા કેટલુંક દ્રવ્ય આપ્યું. પછી પોતાના પિતાને ત્યાં રહેવાથી વિશ્રાંતિને પામેલી દમયંતીએ રાત્રિના સમયને વિષે પોતાની માતાને કહ્યું કે હે માતા ! જો તું મને જીવવાની ઇચ્છા કરતી હોય તો હું તને કહું છું કે સર્વ મનુષ્યોમાં મહા શૂરવીર તારા જમાઇ નળની શોધ કરાવી અહિં લાવવાનો ઉપાય કર. દમયંતીએ આમ કહ્યું ત્યારે તેની માતા ઘણી દુઃખયુક્ત થઇને, અશ્રુયુક્ત પોતાનાં નેત્રને મીંચી ગઇ, પણ કંઇ ઉત્તર આપી શકી નહીં. ત્યારે તેના અંતઃપુરનાં સર્વ મનુષ્યો તેની એવી અવસ્થા જોઇને, મ્હોટો હાહાકાર કરતાં ઘણું રૂદન કરવા લાગ્યાં, પછી દમયંતીની માતા પોતાના પતિ ભીમરાજાને કહેવા લાગી કે, હે રાજન ! તમારી પુત્રી દમયંતી પોતાના પતિનો શોચ કરે છે, ને તેણે લાજ મૂકીને મને હરૂભરૂ કહ્યું છે માટે પવિત્ર યશવાળા આપણી પુત્રીના પતિ નળની શોધ કરવા સારૂ દૂતો મોકલો, જે તેની શોધ કરવા વિષે યત્ન કરે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! એ પ્રમાણે સ્રીના કહેવાથી ભીમરાજાએ પોતાને વશ એવા બ્રાહ્મણોને બોલાવી તેમને નળરાજાની શોધ કરવાનો હુકમ આપીને સર્વ દિશાઓ પ્રત્યે મોકલ્યા. તે વખતે ભીમરાજાએ નળની શોધ કરવાની આજ્ઞા આપી હતી જેમને એવા તે બ્રાહ્મણો ભીમરાજાની આજ્ઞાથી દમયંતી પાસે આવી 'અમને ભીમરાજાએ નળની શોધ કરવાની આજ્ઞા આપીછે' એમ કહ્યું. દમયંતીએ તેમને કહ્યું કે, 'હે બ્રાહ્મણો ! તમારે સર્વ દેશોને વિષે મનુષ્યના સમૂહમાં હું તમને કહું તેવી રીતે વારંવાર કહેવું કે 'હે કપટિ હે પ્રિય ! તમે મારૂં અર્ધું વસ્ત્ર કાપીને, સુતેલી પોતાની સ્રી એવી મને ત્યાગ કરી ક્યાં ગયા છો ? અરે તમે તમારી સ્રીને જેવી રીતે જોઇ છે, તેવીજ રીતે પોતાનાં હૃદયમાં તાપ પામતી અર્ધું વસ્ત્ર પહેરીને રહી છે. હે રાજન ! નિરંતર રૂદન કરતી એવી તમારી સ્રી ઘણો શોક કરે છે, માટે પ્રસન્ન થઇને તમે પ્રતિ ઉત્તર આપો ! અરે પતિયે સદૈવ પોતાની સ્રીનું ભરણ પોષણ કરવું તથા તેની રક્ષા કરવી જોઇએ, પણ શ્રેષ્ઠ ધર્મને જાણનાર એવા તમારામાંથી હમણાં એ બેઉ ધર્મ કેમ નાશ પામ્યા છે ? જગતમાં પ્રસિદ્ધ, બુદ્ધિમાન્ કુળવાન અને સદૈવ દયાવાન તમો છો, પણ મારે વિષે મારા દુષ્ટ ભાગ્યને લીધે દયા વગરના થયા છો. માટે હે મનુષ્યોમાં સિંહરૂપ ! તમે મારે વિષે દયા કરો. કારણ સર્વને વિષે ભલાઇ કરવી એ મ્હોટો ધર્મ છે એમ કહ્યું. છે. હે બ્રાહ્મણો ! બીજાં પણ વાક્યો જેવી રીતે મારા પતિ પ્રસન્ન થાય તેવી રીતે તમારે બોલવું હે બ્રાહ્મણો ! જ્યારે તમે આ મારા કહેવા પ્રમાણે વાક્ય સર્વત્ર બોલો, ત્યારે તમને

જે કોઇ પુરૂષ સામો પ્રતિ ઉત્તર આપે ત્યારે તે પુરૂષ ક્યાં રહેછે અને કોણ છે તેની તપાસ ચોકસાઇથી કરજો, ને તે જે તમને કહે તે યાદ રાખીને મને કહેજો પણ મારી આજ્ઞાથી મારા કહેવા પ્રમાણે બોલતા એવા તમને તે પુરૂષ ન ઓળખે તેમ આલસ્ય રહિત થજો. અહીં પાછા આવજો હે બ્રાહ્મણો! તે મારો પતિ સમૃદ્ધિવાન અથવા દ્રવ્ય વગરનો વા અસમર્થ હોય, પણ તમારે તેની ઇચ્છા સર્વ જાણવી. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે તે સર્વ બ્રાહ્મણો દુઃખયુક્ત નળરાજાની શોધ કરવા સારૂ સર્વ દિશાઓ પ્રત્યે ગયા. શહેર, દેશ, ગામ, ગાયોનાં વ્રજ તથા ઋષિયોનાં આશ્રમોનો વિષે જઇ દમયંતીના કહેવા પ્રમાણે સર્વત્ર વાક્ય બોલી સર્વ મનુષ્યોને શ્રવણ કરાવતા હતા, તોપણ તેમને ક્યાંહિં પણ નળની શોધ મળી નહીં.

ततस्ते वाक्यं तथा सर्वं तत्र तत्र विशांपते
श्रावयां चक्रिरे विप्रा दमयंत्या यथेरितं

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलान्वेषणे गुर्जरभाषाया मेकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

## અધ્યાય ૭૦ મો. પુનઃ દમયંતી સ્વયંવર.

बृहदश्व उवाच—अथ दीर्घस्य कालस्य पर्णादो नाम वै द्विजः
प्रत्येत्यनगरं भैमीमिदं वचनमब्रवीत् ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર! ત્યાર પછી અવરશ્રએ કરીને વૃદ્ધ પર્ણાદ નામનો બ્રાહ્મણ ભીમરાજાના શહેરમાં આવીને દમયંતી પ્રત્યે બોલ્યો કે, હે દમયંતી! નિષધ દેશના રાજા નળની શોધ કરતા એવા મેં અયોધ્યાપુરીમાં ઋતુપર્ણ રાજા પાસે જઇને તારા કહેવા પ્રમાણે મનુષ્યના સમુદાયમાં વાક્ય કહ્યાં ત્યારે તે રાજા તથા તેની સભામાં બેઠેલા સર્વ પુરૂષોએ મારાં સર્વ વચન સાંભળ્યાં, પણ કોઇએ ઉત્તર આપ્યો નહીં. પછી જ્યારે તે રાજાએ જવાની રજા આપેલો હું ત્યાંથી બીજે ઠેકાણે જવા તૈયાર થયો ત્યારે તે રાજાનો કોઇ ટુંકા હાથવાળો જલદી રથ ચલાવવામાં ચતુર અને શ્રેષ્ઠ તથા અન્ન સિદ્ધ કરવામાં કુશળ બાહુક નામનો સારથિ મારી પાસે એકાંતમાં આવી, મ્હોટા નિશ્વાસ મૂકતાં વારંવાર ઘણું રૂદન કરી અને મને કુશળતા પૂછીને કહેવા લાગ્યો કે "અરે જે કુળવાન સ્ત્રી અવળી હાલતમાં આવી હોય તોપણ પોતાના મને કરીને પોતાના આત્માની રક્ષા કરે છે તે સ્વર્ગને જીતે છે એમાં સંશય નથી. વળી તે સ્ત્રી પોતાના પતિના વિયોગવાળી હોય તોપણ કોઇ દિવસ ક્રોધ પામતી નથી, વ્રત કરવારૂપ કવચો ધારણ કરીને પોતાના પ્રાણને ધારણ કરે છે, પણ વિષમ સ્થિતિમાં આવેલા, મૂઢ અને સુખ ભોગવવાથી ભ્રષ્ટ થયેલા પતિએ ત્યાગ કરેલી તે સ્ત્રી પોતાના પતિ ઉપર ક્રોધ પામતી નથી. પોતાના પ્રાણ નિર્વાહ થવાની ઇચ્છાવાળા, પક્ષિયોએ વસ્ત્ર હરણ કરેલા અને દુઃખે કરીને તાપ પામતા એવા પુરૂષની તે સ્ત્રી, તે પતિએ પોતાનો સત્કાર કર્યો હોય અથવા ન કર્યો હોય, તોપણ રાજ્યથી ભ્રષ્ટ થયેલો, સમૃદ્ધિ રહિત, ક્ષુધાયુક્ત તથા દુઃખવાળો તે, જ્યારે પાછો આવે,

ત્યારે તેની ઉપર ક્રોધ કરવા લાયક નથી." હે દમયંતી ! હું એ પ્રમાણે તે પુરૂષનાં વચન સાંભળીને, જલદીથી તારી પાસે આવ્યો છું. માટે તું આ મારાં વચન સાંભળી પોતાના મનમાં નિશ્ચય કરી ભીમરાજાને નિવેદન કર. હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! એ પ્રમાણે પર્ણાદનાં વચન સાંભળી અશ્રુયુક્ત નેત્રવાળી દમયંતી, એકાંતમાં પોતાની માતા પાસે આવી કહેવા લાગી કે, હે માતા ! આ એક મતલબની વાર્તા છે તે એ કે, હું તને કહીને સુદેવ બ્રાહ્મણને મોકલું છું, તે મારા મતને પિતા ન જાણે એવી રીતે તારે, જો તું મારૂં પ્રિય ઇચ્છતી હોય તો કરવું. હે માતા ! જે શકુનના પ્રતાપથી સુદેવ બ્રાહ્મણ મને શોધ કરીને મારા બાંધવોની નજીક લાવ્યો, તેજ શકુન લઇને, તે બ્રાહ્મણ નળને અહીં બોલાવી લાવવા સારૂ અહીંથી અયોધ્યા પુરી પ્રત્યે જાય, વિલંબ કરે નહીં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની માતાને કહીને દમયંતીએ થાક જેનો નિવૃત્ત થયો હતો એવા પર્ણાદ નામના બ્રાહ્મણને ઘણું દ્રવ્ય આપી સતકાર કરી કહ્યું કે હે પર્ણાદ ! નળ અહીં આવશે ત્યારે વળી હું તને બીજું ઘણું દ્રવ્ય આપીશ. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! જે કામ બીજા કોઇથી ન થઇ શકે, તે કામ તમે કર્યું જેથી હું મારા પતિના સમાગમને જલદીથી પામીશ. હે યુધિષ્ઠિર ! પછી પર્ણાદ દમયંતીનાં વચન સાંભળી તેને આશિર્વાદ આપી આશ્વાસના કરીને પોતાના ઘર પ્રત્યે ગયો. ત્યાર પછી હે યુધિષ્ઠિર ! દમયંતીએ પોતાની માતાની નજીક સુદેવ બ્રાહ્મણને બોલાવીને કહ્યું કે હે સુદેવ ! તારે અયોધ્યાપુરીમાં રહેનાર ઋતુપર્ણ રાજા પાસે જઇને, કહેવું કે, હે ઋતુપર્ણ ! ભીમરાજાની પુત્રી દમયંતી ફરીથી સ્વયંવરમાં પ્રાપ્ત થશે, માટે તેના સ્વયંવરમાં રાજા તથા રાજાઓના પુત્રો જાય છે; ને તે સ્વયંવર આવતી કાલે થવાનો છે, વાસ્તે જો તમને જવા મરજી હોય તો જલદી જાઓ. હે શત્રુઓનો નાશ કરનાર ! દમયંતી પોતાનો પતિ નળ જીવે છે અથવા નથી જીવતો, તે જાણતી નથી, માટે આવતી કાલે સૂર્યોદયના સમયને વિષે બીજા પતિને વરશે. હે મહારાજા ! એ પ્રમાણે દમયંતીના કહેવા પછી સુદેવ બ્રાહ્મણે ઋતુપર્ણ રાજા પાસે જઇને તેના કહેવા મુજબ કર્યું.

एवं तया यथोक्तो वै गत्वा राजानमब्रवीत्
ऋतुपर्णं महाराज सुदेवो ब्राह्मणस्तदा ॥

**इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि दमयंतीपुनःस्वयंवरकथने गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥**

## અધ્યાય ૭૧ મો. ઋતુપર્ણનું વિદર્ભ માટે ઉપડવું.

**बृहदश्व उवाच—श्रुत्वा वचः सुदेवस्य ऋतुपर्णो नराधिपः
सांत्वयन् श्लक्ष्णया वाचा बाहुकं प्रत्यभाषत ॥**

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી ઋતુપર્ણ રાજા સુદેવનાં વચન સાંભળી બાહુકને સાંત્વના કરતો કહેવા લાગ્યો કે, હે અશ્વોના તત્વને જાણનાર બાહુક ! હું વિદર્ભ પ્રતિ તારી સહાયથી દમયંતીના સ્વયંવરમાં એક દિવસે કરી જવાની ઇચ્છા રાખું છું. હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઋતુપર્ણનાં વચન સાંભળી ખેદ પામ્યું હતું મન જેનું એવો

મ્હોટા મનવાળો નળરાજા દુ:ખથી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, અરે દુઃખે કરીને મોહિત થયેલી દમયંતી આવી રીતે બોલે અને પોતાનો ફરીથી સ્વયંવર કરે અથવા તેણે મારા વાસ્તે આ ઉપાય ચિંતવન કર્યો નહીં હોય ? અરે પાપયુક્ત બુદ્ધિમાન, કૃપણ અને અધમ એવા મેં ત્યાગ કરેલી, પતિની ઇચ્છાવાળી તથા સ્વધર્મનિષ્ઠ દમયંતી, આવું નિર્લજ્જ સરખું કામ કરશે શું ! અરે જગત્માં સ્ત્રિયોનો સ્વભાવ ચલાયમાન હોય છે ! વળી મારો તેને ત્યાગ કરવારૂપ અપરાધ પણ મ્હોટો છે ! માટે મેં ત્યાગ કરેલી દમયંતી મારામાં સ્નેહ વગરની થઇને તેવી રીતે પણ કરે ! અરે મારા સબંધી શોકવાળી સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દમયંતી મારા મળવાની આશા વગરની છે, તોપણ સંતાનવાળી છે, માટે તેમ કદી કરે નહીં ! પણ તે વાર્તા સત્ય અથવા અસત્ય હશે, તે મને ત્યાં જવાથી, તેનો નિશ્ચય જાણવામાં આવશે માટે મારે ઋતુપર્ણ રાજા વાસ્તે અથવા મારી મતલબ વાસ્તે ત્યાં જવારૂપ કામ અવશ્ય કરવું. હે યુધિષ્ઠિર ! એવી રીતે દીન મનવાળો બાહુક પોતાના મનમાં નિશ્ચય કરી હાથ જોડીને ઋતુપર્ણને કહેવા લાગ્યો કે, હે જનાધિપ ! હું તમારાં કહેલાં વચન સમજ્યો, તમને વિદર્ભ દેશ પ્રત્યે એક દિવસે પહોંચાડીશ. હે ભારત ! પછી ઋતુપર્ણ રાજાની આજ્ઞાથી અશ્વશાળામાં જઇ જેમનાથી એક દિવસે કરી વિદર્ભ દેશ જઇ શકાય એવા અશ્વોની શોધ કરતાં પોતાના મનમાં વારંવાર વિચાર કરીને, શરીરે દુર્બળ, જોરાવર, લાંબો પંથ કરનાર, આકૃતિયે કરી શોભતા, શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલા સારથિની મરજી માફક ચાલનારા, શતપદી આદિ ખરાબ ચિન્હો વગરના મ્હોટી નાસિકા તથા મ્હોટા ગળાવાળા, હૃદયાદિ દશ સ્થાનકોને વિષે ભમરીઆદિના દોષ વગરના, સિંધદેશમાં ઉત્પન્ન થયેલા અને વાયુ સરખી ગતિ કરનારા અશ્વોને શોધી કાઢયા. ઋતુપર્ણે અશ્વોને જોઇ પોતાના મનમાં કાંઇક ક્રોધયુક્ત થઇને, બાહુકને કહ્યું કે, હે બાહુક ! તું આ શું કરવા ધારે છે ? તારે અમને છળ કરવો નહીં બળ તથા મ્હોટા વેગ વગરના આ મારા અશ્વો મને વહન કેમ કરી શકશે ? આપણે આવા દુર્બળ અશ્વોથી દૂર દેશ પ્રત્યે કેવી રીતે જવું ! બાહુકે કહ્યું કે, હે રાજન ! જેમને લલાટમાં એક, તથા મસ્તક, બે પડખાં, બે પડખાંના નજદીક ભાગ, વક્ષસ્થળ અને પૃષ્ટભાગમાં બબે ભમરિયો છે એવા આ અશ્વો એક દિવસે કરી વિદર્ભ દેશ પ્રત્યે જઇ શકશે, એમાં સંદેહ નથી, પણ તમને એ અશ્વો વગર બીજા જે અશ્વો રથમાં જોડવા મરજી હોય, તો તમે કહો તે હું જોડું. ઋતુપર્ણ બોલ્યો કે, હે બાહુક ! તું અશ્વોનું બળાબળ જાણવામાં કુશળ છે, માટે તને જે અશ્વો આપણને જલદી વિદર્ભ દેશ પ્રત્યે પહોંચાડવામાં સમર્થ લાગે તે જલદીથી રથમાં જોડ. હે યુધિષ્ઠિર ! પછી ઋતુપર્ણ રાજાનાં વચન સાંભળી ચાકરી બજાવવામાં કુશળ એવા નળે રથમાં કુળ, શીલ તથા મ્હોટા વેગવાળા ચાર અશ્વો જોડયા. તે સમયે ઋતુપર્ણ રાજા ઘણી ઉતાવળથી તૈયાર થયેલા તે રથમાં બેઠો. રથમાં જોડેલા તે અશ્વો ઘુંટણભર પૃથ્વી ઉપર પડી ગયા. તે વખતે હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! મનુષ્યમાં શ્રેષ્ઠ નળરાજા તેજ તથા બળયુક્ત અશ્વોને શાંત કરી, વાર્ષ્ણેય સારથિને બેસવાની જગ્યાના ઉપરના ભાગને વિષે બેસાડી પોતે મ્હોટી ઉતાવળથી અશ્વોની લગામ હાથમાં લઇને, અશ્વોને ચલાવવા લાગ્યો. તે વખતે બાહુકે ચલાવેલા શ્રેષ્ઠ અશ્વો રથમાં બેઠેલા ઋતુપર્ણ રાજાને મોહ ઉત્પન્ન કરતાં જાણે આકાશ તરફ ઉડતા હોય શું એવી રીતે ચાલવા લાગ્યા. એ પ્રમાણે વાયુ સરખી ગતિ કરતા એવા

અશ્વોને જોઇને, અયોધ્યાનો રાજા ઋતુપર્ણ અત્યંત વિસ્મયયુક્ત થયો. વાર્ષ્ણેય પણ રથ ચાલવાનો અવાજ તથા બાહુક અશ્વોને નિયમમાં રાખ્યા હતા તે જોઇને, તેના સારથિપણા વિષે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, અરે આ બાહુક, દેવતાઓના રાજા ઇંદ્રનો માતલિ સારથિ તો નહીં હોય ? કારણ તેના સરખાં સર્વ લક્ષણ આમાં દેખાય છે. અશ્વોના કુળ તથા તત્વને જાણનાર અને અશ્વવિદ્યાનાં શાસ્ત્રોનો વિસ્તાર કરનાર શાલિહોત્ર આ બાહુક નામે મનુષ્ય સ્વરૂપ ધારણ કર્યું હશે અથવા આ બાહુક શત્રુઓના શહેરને જીતનાર નળરાજા હશે. એ પ્રમાણે વાર્ષ્ણેય પોતાના મનમાં વિચાર કરતાં બાહુકનું નામ ધરીને નળરાજાજ અહીં આવેલા હોય એમ ફરીથી વિચાર કરવા લાગ્યો કે, અરે જે અશ્વવિદ્યા નળરાજા જાણે છે, તેજ આ બાહુક જાણે છે, ને બેઉનું તે વિદ્યામાં જ્ઞાન પણ મને સરખુંજ જણાય છે. વળી બેઉની અવસ્થા પણ સરખી છે. માટે નળ સરખો જ્ઞાનવાળો આ બાહુક તે નળ તો નહીં હોય ! કેમકે મહા પુરૂષો પોતાનાં દૈવથી શાસ્ત્રમાં કહેલાં સ્વરૂપ ધારણ કરીને, આ પૃથ્વીને વિષે ગુપ્ત થઇ ફરે છે. આ બાહુકનું કરૂપ સ્વરૂપ છે તેથી મારી મતિ આ નળ નહિં એમ ભેદ પામતી નથી, પણ જો આમાં નળના સરખાં લક્ષણ ન હતે તો મારી મતિ આ નળ નહીં, એમ ભેદ પામત. બાહુકની અવસ્થા તો નળના જેવી છે, માત્ર સ્વરૂપ જૂદું છે, પણ તેના સરખા સર્વ ગુણ આમાં છે, માટે તેજ છે એમ હું માનું છું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પૂર્વે પવિત્ર યશવાળા નળરાજાનો સારથિ વાર્ષ્ણેય, પોતાના હૃદયને વિષે વારંવાર ચિંત્વન કરતાં તે સંબંધીજ વિચાર કરતો હતો. પછી વાર્ષ્ણેય સારથિ સહિત ઋતુપર્ણ રાજા, બાહુકની અશ્વો ચલાવવાની ચતુરાઇનું પોતાના મનમાં ચિંત્વન કરતાં ઘણો ખુશી થયો. વળી હે રાજન ! ઋતુપર્ણ બાહુકની રથ ચલાવવામાં એકાગ્રતા, હર્ષ, અશ્વોની લગામ ગ્રહણ કરવાની રીતિ તથા મ્હોટો યત્ન જોઇને, ઘણો હર્ષયુક્ત થયો.

एकाग्रं च तथोत्साहं हयसंग्रहणं च तत्
परं यत्नं च संप्रेक्ष्य परां मुदमवापह ॥

इति श्री महाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि ऋतुपर्णविदर्भगमने गुर्जरभाषायामेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

## અધ્યાય ૭૨ મો. નળમાંથી કળિનું નીકળી જવું.

बृहदश्व उवाच--सनदीः पर्वतांश्चैव वनानि च सरांसि च
अचिरेणातिचक्राम खेचरः खेचरमिव ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી નળે જેમ આકાશમાં ગતિ કરનાર રાક્ષસ અથવા ભૂત આકાશમાં ગતિ કરતાં નદી, પર્વત, વન અને તળાવોને થોડા વખતમાં ઉલ્લંઘન કરે તેમ તેમણે ઉલ્લંઘન કર્યાં. એ હે રાજન ! એવી રીતે રથ ચાલવા લાગ્યો તે સમયે શત્રુના શહેરને જીતનાર ઋતુપર્ણ રાજા પૃથ્વી ઉપર પડી ગયેલાં પોતાનાં ઉત્તરીય વસ્ત્રને જોઇને તેને હું ગ્રહણ કરીશ એમ માનીને, ઉતાવળથી નળને કહેવા લાગ્યો કે હે

મ્હોટી બુદ્ધિવાળા ! તું જ્યાં સુધી વાર્ષ્ણેય સારથિ પડી ગયેલાં મારાં ઉત્તરીય વસ્ત્ર ઉપાડી લાવે ત્યાં સુધી અશ્વોને ઉભા રાખ. ઋતુપર્ણનાં વચન સાંભળીને નળે તેને કહ્યું કે, હે રાજન ! વસ્ત્ર ઘણે દૂર પડયું છે કારણ કે, આ રથ ત્યાંથી એક યોજન આગળ ચાલી આવ્યો છે, માટે તે વસ્ત્ર લઇ અવાય તેમ નથી. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળે કહ્યું ત્યાર પછી, ઋતુપર્ણ રાજા, જ્યારે એક બેહેડાના વૃક્ષ પાસે આવ્યો ત્યારે તેને જોઇને ઉતાવળે બાહુકને કહેવા લાગ્યો કે હે બાહુક ! મેં તારી રથ ચલાવવાની ચતુરાઇ જોઇ, પણ હવે તું સંખ્યા કરવાની મારી ચતુરાઇરૂપી બળ છે તે જો. હે સારથિ ! સર્વ મનુષ્યો સર્વ જાણતાં નથી, કારણ કોઇ સર્વજ્ઞ હોતો નથી, કેમકે કોઇ પુરૂષમાં સર્વ પ્રકારના જ્ઞાનની નિષ્ઠા હોતી નથી, તોપણ હે બાહુક ! આ બેહેડાના વૃક્ષમાં જે કંઇ પાન તથા ફળો છે તે, અને ખરી પડેલાં છે તે બધાની સંખ્યા કહું તે તું સાંભળ. જે ખરી પડેલાં પાન એકસો ને એક તથા ફળ એકજ છે, ને વૃક્ષની બે શાખાઓમાં પાંચ કરોડ પાન તથા બે હજાર ને પંચાણું ફળ છે, માટે તું તે ચોકસ કર. હે યુધિષ્ઠિર ! પછી બાહુકે એ પ્રમાણે ઋતુપર્ણ રાજાનાં વચન સાંભળી રથ ઉભો રાખી કહ્યું કે, હે શત્રુઓને પીડાની પ્રાપ્તિ કરાવનાર ! તમે જેમ કોઇ પાસે ન હોય ને વાકય બોલો તેમ બોલો છો, પણ જ્યારે હું એ વૃક્ષને કાપી તેનાં પાન તથા ફળોને ગણીને ચોકસી કરીશ, ત્યારે તમારાં પરોક્ષ સરખાં વાકયો રહેશે નહીં, માટે હું તમારા દેખતાં એ વૃક્ષને કાપીને તેનાં પાન તથા ફળોને ગણીશ, કારણ તમારા કહેવા પ્રમાણેજ તે થશે અથવા નહીં થાય તે હું જાણતો નથી; માટે રથમાં જોડેલા અશ્વોની લગામ એક મુહૂર્ત્ત માત્ર વાર્ષ્ણેયને ગ્રહણ કરવા દ્યો. હે પાંડવ ! એ પ્રમાણે નળે કહ્યું ત્યારે ઋતુપર્ણે તેને કહ્યું કે, હમણાં આપણને તેઓની સંખ્યા થાય તેટલો અવકાશ નથી. બાહુકે કહ્યું કે હે રાજન ! તમે એક મુહૂર્ત્ત માત્ર સબુર કરો અને ઉતાવળ હોય તો આ રસ્તો ઘણો શ્રેષ્ઠ છે માટે વાર્ષ્ણેય સારથિ પાસે રથ હંકાવીને જાઓ. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! એ પ્રમાણે બાહુકનાં વચન સાંભળીને, ઋતુપર્ણે તેને સાંત્વના કરતાં કહ્યું કે હે બાહુક ! પૃથ્વીને વિષે તારા ઉપર ભરોંસો રાખીને, એક દિવસે ફરી વિદર્ભ દેશ પ્રત્યે જવાની ઇચ્છા હું રાખું છું, માટે હે સારથિ ! હું તારે શરણે પડેલો છું, વાસ્તે તું વિદર્ભ દેશ પ્રત્યે જઇને સૂર્યનું દર્શન કરાવીશ તો હું જે કહેશે તે તારૂં કામ કરીશ. હે પાંડવ ! એ પ્રમાણે ઋતુપર્ણનાં વચન સાંભળીને બાહુકે કહ્યું કે, હે પૃથ્વીપતિ ! હું આ વૃક્ષનાં પાન તથા ફળોની ગણના કર્યા વિના વિદર્ભ દેશ પ્રત્યે જવા ખુશી નથી. માટે તમે મારાં કહેલાં આ વચનને માન્ય રાખો. હે ધર્મરાજ ! એ પ્રમાણે બાહુકનાં વચન સાંભળીને કંઇપણ કામના વગરના પુરૂષ સરખા થઇ ઋતુપર્ણે કહ્યું કે, હે બાહુક ! તને આ વૃક્ષની શાખાનાં પાન તથા ફળો ગણવાની આજ્ઞા આપું છું, માટે તું તે ગણીને પ્રસન્ન થા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઋતુપર્ણે કહ્યું ત્યારે નળ રથમાંથી ઉતરી વૃક્ષને કાપી તરત તેની શાખાનાં પાન તથા ફળોને ગણવા લાગ્યો. પછી તે, તેના કહેવા મુજબ હોવાથી વિસ્મય પામીને, રાજાને કહેવા લાગ્યો કે, મેં તમારૂં અદ્ભુત સરખું ગણના કરવારૂપ બળ જોયું માટે હું તમે જે વિદ્યાએ કરી પાન તથા ફળો ગણી શકો છો, તે વિદ્યા તમારાથી સાંભળવા ઇચ્છું છું. હે યુધિષ્ઠિર ! વિદર્ભ દેશ પ્રત્યે જવામાં ઉતાવળવાળા ઋતુપર્ણે કહ્યું કે, હું પાસાની રમતમાં તથા સંખ્યા કરવામાં કુશળ છું તે તું જાણ. બાહુકે કહ્યું કે હે શ્રેષ્ઠ રા-

જન ! નળરાજાએ એ પ્રમાણે કહ્યું ત્યારે ઋતુપર્ણે પોતાનું કાર્ય સિદ્ધ કરવા સારૂ તથા અશ્વવિદ્યા જાણવાના લોભથી ' બહુ સારૂં ' એમ કહીને, કહ્યું કે હે બાહુક ! તારા કહેવા પ્રમાણે તું મારાથી પાસાની વિદ્યા ગ્રહણ કર, ને મારે જે તારી પાસેથી અશ્વવિદ્યા લેવી છે તે હું તારી પાસે લ્હેણી રાખુ છું. હે પાર્થ ! એ પ્રમાણે કહીને, ઋતુપર્ણે નળને વિદ્યા શીખવી, ત્યારે તેના શરીરમાં રહેલો કલિ કર્કોટક નાગનું ઝેર પોતાના મ્હોઢાથી ઓકતો બહાર નિકળ્યો. હે રાજન ! જે કલિ નળના શરીરમાં રહેવાથી રાજા મૂઢ સરખો થયો હતો. તે પીડાયુક્ત કલિના મ્હોઢામાથી દમયંતીએ આપેલા શાપની ઝેરરૂપી જ્વાળા નીકળી. પછી જ્યારે કર્કોટકના ઝેરથી મૂકાયલા કલિએ પોતાનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે નિષધ દેશનો રાજા નળ તેને શાપ આપવા તૈયાર થયો, તે વખતે ભય પામેલો અને થરથર કંપતો એવો કલિ હાથ જોડી નળને કહેવા લાગ્યો કે, હે રાજન ! તમે ક્રોધ પામીને મને શાપ આપ્યો, જેથી હું તમારા શરીરમાં કર્કોટકના ઝેરે કરી પીડાયુક્ત થઇને રહ્યો પણ હવે હું તમારે શરણે આવ્યો છું માટે મારાં વચન સાંભળો. હે રાજન ! જો તમે દુઃખે કરીને પીડા પામેલા તથા તમારે શરણે આવેલા મને શાપ નહીં આપો તો જગત્માં આલસ્ય રહિત જે મનુષ્ય તમારૂં કીર્ત્તન કરશે તેને મારાથી ઉત્પન્ન થતા અનેક તરેહના દોષ કંઇ કરશે નહીં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કલિએ કહ્યું ત્યારે નળે ઉત્પન્ન થયેલા પોતાના ક્રોધને નિવૃત્ત કર્યો, ને ભય પામેલા કલિએ, જેમ પોતાને કોઇ ન દેખે તેમ તેની પાસે વાતો કરતા બેહેડાના વૃક્ષમાં પ્રવેશ કર્યો. પીડા રહિત થયેલો શત્રુઓનાં પરાક્રમને નાશ કરનાર નિષધ દેશનો રાજા નળ કલિથી મૂકાઇ બેહેડાંનાં વૃક્ષનાં ફળોને ગણી, હર્ષ પામી, મ્હોટા તેજયુક્ત થઇ તથા રથમાં બેસીને, જેમ આકાશમાં પક્ષિ ઉડે તેમ અશ્વોને ચલાવતાં ઋતુપર્ણ રાજા સહિત વિદર્ભ દેશ પ્રત્યે જવા સારૂ ત્યાંથી ચાલતો થયો. કલિ પોતાના ઘર પ્રત્યે ગયો. પછી હે રાજન ! કેવળ પ્રથમ સરખા સ્વરૂપ વગરનો પૃથ્વીપતિ નળ કલિથી મૂકાઇને પીડા રહિત થયો.

ततो गतज्वरो राजा नलो ऽ तपृथ्वीपतेः
विमुक्तो कलिना राजन् रूपमात्रवियोजित ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि कलिनिर्गमने गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

## અધ્યાય ૭૩ મો. કુંડિનપુરમાં પ્રવેશ.

बृहदश्व उवाच--ततो विदर्भांस्संप्राप्तं सायाह्ने सत्यविक्रमं
ऋतुपर्णजनाराजे भीमाय प्रत्यवेदयन् ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી સાયંકાળને વિષે વિદર્ભ દેશ પ્રત્યે આવેલા સત્ય પરાક્રમી ઋતુપર્ણ રાજાની ખબર ત્યાંના મનુષ્યોએ ભીમરાજાને આપી. ઋતુપર્ણ રાજાએ ભીમરાજાના કહેવાથી રથ ચાલવાના અવાજે કરી દિશા તથા વિદિશાઓને ગજાવતાં કુંડિનપુરમાં પ્રવેશ કર્યો. તે વખતે પૂર્વે વાર્ષ્ણેયે ભીમરાજાને ત્યાં રાખેલા નળના અશ્વ તે

રથના અવાજ સાંભળીને જેમ પૂર્વે નળને જોઇ હણહણાટ કરતા હતા, તેમ હણહણાટ કરવા લાગ્યા. તે સમયે દમયંતી પણ જેમ વર્ષાઋતુમાં મેઘની ગર્જનાનો ગંભીર અવાજ થાય તેમ તે રથનો અવાજ સાંભળી અત્યંત વિસ્મય પામી, પોતાના મનમાં નળે વશ કરેલા અશ્વો જેમાં જોડયા હોય એવા રથનો અવાજ થાય તેવો અવાજ થાય છે એમ માનવા લાગી. વળી દેવતાઓનાં મંદિર તથા રાજાના મહેલ ઉપર બેઠેલા મયૂર, હસ્તિશાળામાં બાંધેલા હસ્તિઓ તથા અશ્વ પણ નળ જેને હાંકે છે એવા તે રથનો અવાજ સાંભળીને જેમ વર્ષાદના દિવસમાં મેઘની ગર્જના સાંભળી હર્ષ યુકત થઇ મોર શબ્દ કરે, તેમ શબ્દ કરવા લાગ્યા. પછી હે રાજન ! દમયંતી પોતાના મનમાં વિચાર કરતી વિલાપ કરવા લાગી કે અરે જેમ નળરાજાએ ચલાવેલા રથનો અવાજ સર્વ દિશાઓને ગજાવતા મારા મનને હર્ષ પ્રાપ્ત કરે, તેમ આ રથનો અવાજ મારા મનને હર્ષની પ્રાપ્તિ કરાવે છે, માટે આ રથને ચલાવનાર પૃથ્વીના પતિ નળ રાજાજ છે. અરે હું જો ચંદ્રની કાંતિ સરખા મુખવાળા, અસંખ્ય ગુણવાન અને મહા શૂરવીર નળરાજાને જોઇશ નહીં તો નાશ પામીશ એમાં સંશય નથી. હું, જો આજ તે મારા પતિની સુખરૂપ સ્પર્શવાળી ભુજાની અંદર પ્રવેશ નહીં કરૂં તો કદી જીવનાર નથી. જેના રથનો અવાજ મેઘ સરખો છે, તે મારા પતિને આજ હું પ્રાપ્ત નહીં થઇશ, તો સુવર્ણ સરખી કાંતિવાળા અગ્નિમાં પ્રવેશ કરીશ. સિંહ સરખા પરાક્રમી મદોન્મત્ત હસ્તિ સરખા બળવાન મારા પતિ મને સ્વીકારશે નહિ તો હું નાશ પામીશ, એમાં સંદેહ નથી. અરે હું, તે મારા પતિના અમૃત ભાષણ, તેણે કરેલો મારો તિરસ્કાર તથા નહીં કહેવા લાયક કહેલાં વાકયને પણ સ્મરણ કરીશ નહીં. મહા સમર્થ, ક્ષમાવાન, શૂરવીર અને સર્વ રાજાઓ કરતાં અધિક દાનસ્વી મારા પતિ નિષધ દેશના રાજા નળ એકાંતમાં પરસ્ત્રી વિષે બીકણ પુરૂષની પેઠે નીચ કર્મમાં પ્રીતિમાન થતા નથી. તે મારા પતિને પરાયણ એવા હું તેના ગુણોને સંભારતાં તેના સમાગમ વગરનું મારૂં હૃદય ભેદ પામે છે. હે ભારત ! એ પ્રમાણે વિલાપ કરતાં ગયું હતું દેહનું પણ ભાન જેને એવી દમયંતી પવિત્ર યશવાળા નળરાજાને જોવાની ઇચ્છાથી મ્હોટા ઉંચા મહેલ ઉપર ચડીને જોવા લાગી ત્યારે તેણે ભીમરાજાના મહેલના વચલા આંગણા પ્રત્યે ઉભેલા તે રથ તથા વાર્ષ્ણેય અને બાહુક ઉત્તમ રથમાંથી ઉતરી અશ્વોને છોડી દઇ રથ ઉભો રાખતા જોયા. ઋતુપર્ણ રાજા રથમાંથી ઉતરીને ભયંકર પરાક્રમવાળા ભીમરાજાની પાસે ગયો તે સમયે રાજાએ તેનો મ્હોટો સત્કાર કર્યો. પછી ભીમરાજાએ સત્કાર કરેલો ઋતુપર્ણ રાજા કુંડીનપુરમાં ભીમરાજાને મળીને દમયંતીના સ્વયંવર વાસ્તે વારંવાર રાહ જોવા લાગ્યો, પણ તેને તે સંબંધી કંઇ પણ ચિન્હ–તૈયારી જોવામાં આવી નહીં, કેમકે દમયંતી તથા તેની માતાના જે મનસુબાને લીધે પોતાને અકસ્માત આવવું થયું, તેની ખબર હતી નહીં. પછી હે ભારત ! ભીમરાજાએ પોતાની પુત્રી વાસ્તે ઋતુપર્ણ આવેલો છે તે નહીં જાણીને તેને ભલે આવ્યા, શું કામ છે ! એમ પૂછયું ત્યારે મ્હોટી બુદ્ધિવાળા સત્ય પરાક્રમી ઋતુપર્ણ રાજાએ ભીમરાજા તથા તેના પુત્ર પાસેથી સ્વયંવર સંબંધી અને બ્રાહ્મણ પોતાને કહેવા આવ્યો હતો તે વિષેની વાર્તા કંઇ પણ નહીં જણાવતાં પોતાના મનમાં વિચાર કરી હું તમને નમ્રતા પૂર્વક નમસ્કાર કરવા સારૂ આવ્યો છું એમ કહ્યું. તે વખતે ભીમરાજા હસીને એકસો કરતાં પણ અધિક યોજનથી તેને આવવાનું કારણ પોતાના મનમાં વિચાર કરવા

લાગ્યો કે, આ રાજા ઘણાં ગામોને ઉલ્લંઘન કરીને અહીં કંઇ પણ પ્રયોજન વાસ્તે આવ્યો હશે, પણ તે આવતી પ્રભાતે જણાશે. હે ભારત ! એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરતા એવા ભીમરાજાએ તેનો સત્કાર કરી તેને જવાની રજા નહીં આપી. તમે ઘણે દૂરથી આવ્યા છો તેથી થાકી ગયા હશો, વાસ્તે અહીં રહીને વિશ્રાન્તિ કરો એમ કહ્યું. હે યુધિષ્ઠિર ! પ્રસન્ન થયેલા ભીમરાજાએ સત્કાર કરવાથી હર્ષ પામેલા ઋતુપર્ણ રાજાએ તે રાજાના ચાકરોએ ઉતારા વાસ્તે બનાવેલાં ગૃહમાં પ્રવેશ કર્યો. પછી બાહુક રથને, ભીમરાજાની રથશાળામાં લઇ જઇ તેમાંથી અશ્વોને છોડી, તેમની યથાર્થ ચાકરી કરી અને તેમને આશ્વાસના કરી પોતે રથ ઉપર સારથિને બેસવાના સ્થાનક ઉપર બેઠો. ત્યાર પછી હે ભારત ! શોકે કરીને પીડા પામેલી દમયંતી પણ ઋતુપર્ણ રાજા, વાર્ષ્ણેય સારથિ તથા બાહુકને જોઇને, પોતાના મનમાં ચિંતવન કરવા લાગી કે, અરે આવો કોના રથનો અવાજ છે ? અરે આ વાર્ષ્ણેય નળ રાજા પાસેથી અશ્વવિદ્યા શીખ્યો છે. તેથી એ રથનો અવાજ નળના રથ સરખો થાય છે. ઋતુપર્ણ રાજા પણ નળરાજા સરખોજ છે, કારણ તેના રથનો અવાજ નળના રથ સરખોજ જણાય છે ! હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! શ્રેષ્ઠ એવી દમયંતી એ પ્રમાણે તર્ક કરીને નિષધ દેશના રાજા નળની શોધ કરવા માટે પોતાની દૂતીને આમ કહેવા લાગી.

एवं सा तर्कयित्वा तु दमयंती विशांपते
दूतीं प्रस्थापयामास नैषधान्वेषणे शुभा ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि भीमपुरप्रवेशे गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

## અધ્યાય ૭૪ મો. નળ અને કેશિની સંવાદ.

दमयंत्युवाच--गच्छ केशिनि जानीहि क एषरथवाहकः
उपविष्टो रथोपस्थे विकृतो ह्रस्वबाहुकः ॥

દમયંતી કહે છે—હે કેશિનિ ! રથને વિષે સારથિને બેસવાની જગ્યા ઉપર બેઠેલો વિકૃતિયુક્ત સ્વરૂપવાળો અને ટૂંકા હાથવાળો રથ હાંકનાર એ કોણ પુરુષ છે તે તું જઇને જોઇ આવ. હે કલ્યાણરૂપ ! તું તેની પાસે જઇ સ્થિર ચિત્ત રાખી નમ્રતાવાન થઇને તેને તમે કોણ અને શા વાસ્તે આવેલા છો એમ પૂછ, કારણ મને એ નળરાજા હશે એમ શંકા ઉત્પન્ન થાય છે. તું જેમ મારૂં મન પ્રસન્ન થાય તથા મારા હૃદયની શંકા નિવૃત્ત થાય તેમ વાતોના પ્રસંગે કરી તેની પાસે પર્ણાદનાં કહેલાં વાક્ય કહે. હે રાજન ! એ પ્રમાણે દમયંતી પોતાની દૂતીને બાહુક પાસે જવાની રજા આપી પોતે મહેલમાં રહીને દૂતી શું ખબર લાવે છે એમ વાટ જોવા લાગી. પછી સ્થિર ચિત્તવાળી કેશિની દમયંતીના કહેવાથી બાહુક પાસે જઇને બોલી કે હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! તું ભલે આવ્યો. તારૂં કલ્યાણ થાઓ. એમ હું તને કહું છું, પણ હે પુરુષમાં શ્રેષ્ઠ ! દમયંતીએ કહેવરાવેલાં વાક્ય હું કહું તે સાંભળ. તમે ત્રણે જણ તમારા નિવાસસ્થાનથી ક્યારે રવાને થયા અને અહીં શા વાસ્તે તે આવ્યા યથાર્થ

કહે કારણ ભીમરાજાની પુત્રી દમયંતી, સાંભળવાની ઇચ્છા રાખે છે. બાહુક બોલ્યો કે, કોશળ રાજા મહાત્મા ઋતુપર્ણ બ્રાહ્મણથી દમયંતીનો બીજી વખત સ્વયંવર આવતી કાલે થશે એમ સાંભળીને વાયુ સરખી ગતિવાળા અને સેંકડો યોજન પર્યંત ચાલવામાં સમર્થ અશ્વો યુક્ત રથે કરીને ત્વરાને થઇ અહીં આવ્યા છે, ને તેનો સારથિ હું પણ તેની સંગાથે આવ્યો છું. કેશિનીએ પૂછ્યું કે, તમારી સાથે જે ત્રીજો પુરૂષ છે, તે ક્યાંથી આવ્યો તથા કોનો સારથિ છે? તું કોનો ચાકર છે? અને તને સારથિપણાનું કામ કેમ પ્રાપ્ત થયું? બાહુકે કહ્યું કે, હે કલ્યાણરૂપ! પવિત્ર યશવાળા નળરાજાનો વાર્ષ્ણેય નામનો સારથિ જ્યારે તે રાજા વન ગયો ત્યારે ઋતુપર્ણને ત્યાં સારથિ થઇને રહ્યો છે; ને જગતમાં સારથિપણાને વિષે પ્રસિદ્ધ એવા મને ઋતુપર્ણ રાજાએ સારથિપણામાં તથા અન્ન સિદ્ધ કરવામાં રાખ્યો છે. કેશિનીએ પૂછ્યું કે, હે બાહુક! વાર્ષ્ણેય નળરાજા ક્યાં ગયા છે તે જાણે છે? તેણે તારી પાસે તે વાત કેમ કરી? બાહુક બોલ્યો કે, વાર્ષ્ણેય શ્રેષ્ઠ કર્મવાળા નળરાજાનાં બે સંતાનો અહીં રાખીને ગયો ત્યાર પછી તે રાજા પોતાના શહેરમાંથી ગયો છે, માટે તેને તેની કંઇ ખબર નથી. હે મ્હોટા યશવાળી! નળરાજા જગતમાં ગુપ્ત થઇ ફરે છે, વાસ્તે તેને કોઈ પુરૂષ ઓળખતો નથી. કેવળ તેનું અંતઃકરણ તથા તેની સ્ત્રી જાણે છે, કારણ તે રાજા પોતાના ચિન્હો પોતાને મોઢે કરી કોઇ પાસે કહેતો નથી. કેશિનીએ કહ્યું કે, હે બાહુક! જે અયોધ્યાપુરીમાં પ્રથમ બ્રાહ્મણ આવ્યો હતો, તેણે કોઈ સ્ત્રીનાં કહેલાં વાક્ય કહ્યાં હતાં, તે એ કે "હે કપટિ! હે પ્રિય! તમે મારૂં અર્ધું વસ્ત્ર કાપી મને વનને વિષે સુતેલી તમારામાં પ્રીતિમાન્ તમારી સ્ત્રી એવી મારો ત્યાગ કરીને ક્યાં ગયા છો? તેને તમે જેવી રીતે અર્ધું વસ્ત્ર પહેરીને તમારી પ્રાપ્તિની ઇચ્છા કરતી દિવસ તથા રાત્રિને વિષે તાપ પામતી રહી છે. હે રાજન! તે સ્ત્રી નિરંતર રૂદન કરે છે. તેનાં દુઃખને લીધે પ્રસન્ન થઇને, તમે મને પ્રત્યુત્તર આપો. હે મોટી બુદ્ધિવાળા! તમે તે સ્ત્રી જેમ પ્રસન્ન થાય તેવાં વાક્ય બોલો, કારણ જગતમાં નિંદા પામવા નહી લાયક એવી ભીમરાજાની પુત્રી દમયંતી તમારાં વચન સાંભળવા ઇચ્છે છે." હે બાહુક! એ પ્રમાણે તે બ્રાહ્મણે કહેલાં વાક્ય સાંભળીને, તેં તેને પ્રતિઉત્તર અવશ્ય આપ્યો છે માટે તેં જે તે બ્રાહ્મણને વાક્ય કહ્યાં છે તે વાક્ય ફરીથી તારાથી દમયંતી સાંભળવાની મરજી રાખે છે. બૃહદશ્વ કહે છે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજા! એ પ્રમાણે કેશિનીનાં વચન સાંભળીને, નળનું હૃદય નરમ થયું તથા નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં. પછી મહાન્ તાપને પામેલા નળરાજાએ પોતાના મને કરી ઉત્પન્ન થયેલા દુઃખને શમાવીને, ખેદયુક્ત વાણીથી ફરીથી કહ્યું કે, જે શ્રેષ્ઠ સ્ત્રિયો આવળી હાલતમાં આવી હોય તોપણ પોતાના આત્માએ કરી આત્માની રક્ષા કરે છે તે સત્યરૂપ સ્વર્ગને જીતે છે એમાં સંશય નથી. વળી તે સ્ત્રીઓ પોતાના પતિના વિયોગવાળી હોય તોપણ કોઇ દિવસે ક્રોધ પામતી નથી, ને પોતાના પ્રાણને તથા વ્રતાદિ કરવારૂપ કવચો ધારણ કરે છે. આવળી હાલતમાં આવેલા મૂઢ અને સુખ ભોગવવાથી ભ્રષ્ટ થયેલા પતિએ કોઇ કારણથી ત્યાગ કરેલી તે સ્ત્રી પોતાના પતિ ઉપર ક્રોધ પામવા લાયક નથી. પોતાના પ્રાણ નિર્વાહ કરવાની ઇચ્છાવાળા, પક્ષિયોએ વસ્ત્ર હરણ કરેલા અને મનની વ્યાધિએ કરી તાપ પામેલા પુરૂષની શ્રેષ્ઠ સ્ત્રી પતિએ સત્કાર કર્યો હોય અથવા અસત્કાર કર્યો હોય, તોપણ રાજ્યથી ભ્રષ્ટ થયેલા, સમૃદ્ધિ રહિત, ક્ષુધાતુર તથા પરમ દુઃખી એવા પોતાના પતિને જોઇને ક્રોધ

પામવા લાયક નથી. હે ભારત ! એ પ્રમાણે બોલતો એવો નળ અત્યંત દુર્મન થવાથી નેત્રમાં પ્રાપ્ત થયેલાં અશ્રુને રૂંધવા સમર્થ નહીં થઇને, રૂદન કરવા લાગ્યો. પછી કેશિનીએ દમયંતી પાસે જઇને નળે કહેલાં વાક્ય તથા તેના સ્વરૂપનું સર્વ તેને કહ્યું.

ततः सा केशिनी गत्वा दमयंत्यै न्यवेदयत्
तत्सर्वं कथितं चैव विकारं तस्य चैवतं ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलकेशिनीसंवादे गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

## અધ્યાય ૭૫ મો. નળની પરીક્ષા-વાત્સલ્યનો ઉભરો.

बृहदश्व उवाच—दमयंती तु तच्छ्रुत्वा भृशं शोकपरायणा
शंकमाना नलं तं वै केशिनीमिदमब्रवीत्

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી શોકને પરાયણ એવી દમયંતી કેશિનીના વચન સાંભળવાથી બાહુકજ નળ છે એમ શંકાયુક્ત થઇને, તેને કહેવા લાગી કે હે કેશિની ! તું ફરીથી બાહુકની પાસે જા, ને તેની પરીક્ષા કર તથા તેની પાસે કંઇ પણ ન બોલતાં તેનાં ચરિત્ર જો. વળી હે પ્રિય ! તારે બાહુક જે કાંઇ કરે તે સર્વ જોયાં કરવું, પણ તેનામાં સ્નેહથી બંધાઇને તેને અગ્નિ આપવો નહીં. વળી ઉતાવળી એવી તારે તે યાચના કરે તોપણ તેને જળ સર્વથા આપવું નહીં, તેનું સર્વ આચરણ જોઇને મને કહેવું. વળી હે કેશિની ! તેં બાહુકને વિષે જે દેવના તથા મનુષ્ય સરખું નિમિત્ત જોયું હોય તે અને તું જે કાંઇ જુએ તે પણ તારે મને કહેવું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે કેશિની ફરીથી બાહુક પાસે જઇ તેનાં દેવતા તથા મનુષ્ય સરખાં ચિન્હો જોઇને, પાછી દમયંતી પાસે આવી કહેવા લાગી કે. હે દમયંતી ! મેં પૂર્વે બાહુક સરખો જળ અને સ્થળની શુદ્ધિ કરવામાં કુશળ પુરૂષ કોઇ પણ જોયો તથા સાંભળ્યો નથી. તેને પ્રવેશ કરવાના ઘરનું દ્વાર નીચું હોય તોપણ તે નમ્યા વગર સુખે કરીને તેમાં પ્રવેશ કરે છે, કારણ તે દ્વાર પોતાની મેળે મ્હોટું થાય છે. હે દમયંતી ! ભીમરાજાએ ઋતુપર્ણ રાજાને ભોજન કરવા વાસ્તે પશુઓનું ઘણું માંસ મોકલ્યું, ત્યારે તે બાહુકે તેને ધોવા સારૂં જળ વગરના કુંભ ત્યાં રાખ્યા, પણ તે તેના જોવાથીજ જળથી ભરાઇ ગયા. પછી તેણે તે જળે કરી માંસ ધોઇ, પાત્રમાં રાખી એક મુષ્ટિ ઘાસ લઇ સૂર્ય સામું ધરી રાખ્યું કે તેજ વખતે તેમાં અગ્નિ ઉત્પન્ન થયો. તે જોઇને હું અત્યંત વિસ્મય પામી ! વળી હે દમયંતી ! મેં બાહુકને વિષે બીજું પણ આશ્ચર્ય જોયું છે તે સાંભળ. તે, અગ્નિને સ્પર્શ કરે છે, તોપણ દાઝતો નથી વળી તે જ્યાં જળ ન હોય, ત્યાં મંત્ર ભણીને જળની અંજલિ છાંટે કે તત્કાળ જળ પ્રાપ્ત થાય છે. વળી મેં બીજું તેનું અત્યંત આશ્ચર્યકારક ચિન્હ જોયું છે તે એ કે, તે, જે પુષ્પોને પોતાના બે હાથમાં લઇ આસ્તેથી ચુંસે છે તોપણ તે પોતાની મેળે વૃક્ષમાંથી કેતરેલાં તાજાં સરખાં સુગંધયુક્ત થઇ રહે છે ! હે કલ્યાણરૂપ ! બાહુકનાં અદ્ભુત સરખાં ચિન્હો જોઇને હું તારી પાસે આવી છું. બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! દમયંતી

એ પ્રમાણે કેશિનીથી બાહુકનાં અત્યંત અદ્ભુત સરખાં લક્ષણો સાંભળીને, બાહુકરૂપે નળ છે એમ શંકાયુક્ત થઇ રૂદન કરતાં ફરીથી કેશિનીને કહેવા લાગી કે હે પ્રિય કેશિની ! તું ફરીથી બાહુકની પાસે જા, ને તેના રસોઇખાનામાંથી માંસ લઇ આવ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે કેશિનીએ બાહુકની પાસે જઇ અત્યંત ગરમ માંસ લઇ આવીને જલદીથી દમયંતીને આપ્યું. ત્યારે નળે સિદ્ધ કરેલાં માંસની પ્રાપ્તિ નહી, થવાથી વારંવાર શોચ કરતી એવી દમયંતી કેશિનીએ લાવેલાં તે માંસનું ભોજન કરીને, સારથિરૂપ બાહુક એજ નળ છે એમ માનવાથી પરમ દુઃખયુક્ત થઇ મ્હોટા શબ્દ કરવા લાગી. પછી વિકલતાને પામેલી દમયંતીએ પોતાનું મ્હોંડું ધોઇને, કેશિનીની સાથે પોતાનાં ઇંદ્રસેના તથા ઇંદ્રસેન નામનાં બે સંતાનોને બાહુકની પાસે મોકલ્યાં. બાહુક પોતાની પાસે આવતાં એવાં પોતાનાં તે બે સંતાનોને જોઇ, તેમને ઓળખી, તેમની સામે દોડી જઇ તેમને હૃદયમાં ગ્રહણ કરી મળીને, પોતાના ખોળામાં બેસાર્યાં. હે રાજન ! પછી બાહુક દેવતા સરખાં સુંદર પોતાનાં બાળકોને પામીને, દુઃખયુક્ત થઇ ગળગળા સ્વરથી રૂદન કરવા લાગ્યો ત્યાર પછી નિષધ દેશનો રાજા નળ પોતાના સ્વરૂપની ઓળખાણ ન પડવા સારૂ તે બે બાળકોનો ત્યાગ કરીને, કેશિનીને કહે છે કે, હે કલ્યાણરૂપ ! મને મારાં સંતાન સરખાં આ બે બાળકોને જોવાથી નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થાય છે પણ હે કેશિની ! તું અહીં મારી પાસે વારંવાર આવે છે, માટે એ નિમિત્તથી મનુષ્યો તારે વિષે દોષરૂપ શંકા લાવશે, વાસ્તે તને સુખ પ્રાપ્ત થાય તેમ જા, ને અમે તો પરદેશી છીયે.

बहुशः संपतं तीत्वां जनः शंकेत दोषतः
वयं च देशातिथयो गच्छ भद्रे यथासुखं ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानप [illegible]ने गुर्ज-
र[illegible]या पंचस[illegible]तममोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો. નળ અને દમયંતીનો મેળાપ.

बृहदश्व उवाच—सर्वं विकारं दृष्ट्वा तु पुण्यश्लोकस्य धीमतः
आगत्य केशिनी सर्वं दमयंत्यन्यवेदय[illegible] ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી કેશિનીએ પવિત્ર યશવાળા બુદ્ધિમાન્ નળરાજાના સર્વ વિકાર જોઇ દમયંતી પાસે આવી ત્યાંની સર્વ વાર્તા કહી. દુઃખે કરીને પીડા પામેલી દમયંતી નળનું દર્શન કરવાની ઇચ્છાથી કેશિનીને પોતાની માતા પાસે મોકલી કહેવરાવ્યું કે, મેં 'બાહુક એજ નળ છે' એવી શંકાથી તેની ઘણી પરીક્ષા કરી, પણ મને કેવળ તેના સ્વરૂપ વિષે શંકા રહે છે, માટે હું પોતે તેની ચોકસી કરવા ઇચ્છું છું. વાસ્તે હે માતા ! બાહુક મારા ઘરને વિષે અથવા હું તેની પાસે જાઉં, તેની મારા પિતાને ખબર હો વા ન હો, પણ તું તારૂં કલ્યાણ કરવા યોગ્ય છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા ! પછી દમયંતીની માતાએ પોતાની પુત્રીએ કહેવરાવેલાં વાક્ય સાંભળીને તે સર્વ પોતાના પતિ ભીમરાજાને કહ્યું, ત્યારે તેણે પોતાની પુત્રીનો અભિપ્રાય જાણ્યો. પછી દમયંતીની માતાએ કેશિનીને બાહુકને દમયંતીના ઘરમાં બોલાવી જા, એવી આજ્ઞા આપી. તેથી તેણે

નળને દમયંતીના ઘરમાં પ્રવેશ કરાવ્યો. ત્યારે નળરાજાને. દમયંતીને જોઇને, તત્કાળ શો
તથા દુઃખ ઉત્પન્ન થવાથી નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થયાં. તે વખતે સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દમ
યંતી અશ્રુયુક્ત નેત્રવાન તથા વિકારયુક્ત શરીરવાન પોતાના પતિ નળને જોઇને, અત્યં
શોકયુક્ત થઇ પછી લાલરંગનું વસ્ત્ર પહેરેલી જેના મસ્તક ઉપર કેશ ઉડતા હતા એ
અને મેલયુક્ત શરીરવાળી દમયંતી બાહુકને કહેવા લાગી કે, હે બાહુક ! તેં ધર્મને જાણ
નાર નળરાજા વનને વિષે પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને ગયા છે, તેમને કોઇ દિવસ દષ્ટિએ
જોયા છે ? અપરાધ વગરની અને શ્રમે કરી મોહિત થયેલી પોતાની પ્રિય સ્ત્રીનો ભયં
વનમાં ત્યાગ કરીને, નળરાજા વગર બીજો કયો પુરૂષ જાય ? જે રાજા નિદ્રા વશ થએલ
મને મનુષ્ય વગરના વનમાં ત્યાગ કરીને ગયા, તે । મેં અજ્ઞાનપણાથી શું અપરાધ કરે
હશે ? હું મારા સ્વયંવરને વિષે આવેલા સાક્ષાત દેવતાઓનો ત્યાગ કરીને નળને વરી !
માટે તેનાજ આશ્રયવાળી તેમાંજ કામનાવાળી અને સંતાનવાળી છું, તેણે મારો કેમ ત્યા
કર્યો હશે ? અરે તેણે અગ્નિ તથા દેવતાઓની સાનિધ્ય મારૂં પાણિગ્રહણ કરીને હું તા
વિષે સત્યતાએ કરી વર્તિશ એમ જે પ્રતિજ્ઞા લીધી છે, તે પ્રતિજ્ઞા ક્યાં ગઇ ? હે શત્રુઓ
દમન કરનાર યુધિષ્ઠિર ! એ પ્રમાણે બોલતી એવી દમયંતીના નેત્રમાંથી શોકે કરીને ઉત્પ
થયેલું જળ વહેવા લાગ્યું. મૃગ સરખા લાલ અંત ભાગવાળાં દમયંતીનાં નેત્રમાંથી અ
ચાલવા લાગ્યાં તે જોઇને નળે શોકે કરીને પીડા પામતી એવી પોતાની સ્ત્રીને કહ્યું કે,
પ્રિય સ્ત્રી ! મારૂં રાજ્ય નાશ પામ્યું તથા મેં તારો ત્યાગ કર્યો તે સૌ મેં કર્યું નથી, કળિ
યે કર્યું છે. અરે જે કળિને વનમાં રહેલી દુઃખયુક્ત અને દિવસ તથા રાત્રિને વિષે મારો
શોચ કરતી એવી તેં અત્યંત કષ્ટ પ્રાપ્ત થવાથી શાપ આપવા રૂપે હણ્યો, તે મારા શરીરમ
મહા તાપ પામતો રહ્યો હતો. વળી હે દમયંતી ! પાપરૂપ કળિ મને મૂકીને ગયો ત્યા
પછી હું તારે વાસ્તે અહીં આવ્યો છું, કારણ મને અહીં આવવામા તારા વગર બીજું કં
પ્રયોજન નથી ! જેમ તું મારા વગર બીજા પતિને વરતી નથી, તેમ કોઇ પણ સ્ત્રી પોતામ
પ્રીતિમાન્ અને પોતાના કહેવા પ્રમાણે ચાલનાર એવા પોતાના પતિને મૂકીને ફરીથી બ
જા પતિને વરતી નથી, પણ ભીમરાજાની આજ્ઞાથી દૂતો આ પૃથ્વીને વિષે ફરે છે, ને તેઓ
સર્વત્ર કહે છે કે દમયંતી અવસ્ય બીજા પતિને વરશે. પોતાને સ્વાધિન સ્ત્રીની પેઠે તને નઇ
લાયક એવી તારા સંબંધી વાર્તા સાંભળીને ઋતુપર્ણ રાજા અહીં આવેલા છે.

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળના ખેદયુક્ત વાક્ય સાંભળીને ભય ઉત્પન્ન થવાથ
થરથર કંપતી એવી દમયંતી હાથ જોડીને કહેવા લાગી કે, હે કલ્યાણરૂપ ! નિષધ દેશન
અધિપતિ ! તમે મારે વિષે કોઇ તરેહની શંકા કરવા લાયક નથી, કારણ હું દેવતાઓ
મૂકીને તમને વરી છું. મેં મારા પિતાને કહીને તમારી શોધ કરવા સારૂ બ્રાહ્મણોને મોકલવ
કહ્યું છે, તેઓ મારાં કહેલાં વચન સર્વત્ર બોલતા દશ દિશાઓમાં ફરે છે તેમાંથી હે રાજન
એક પર્ણાદ નામે બ્રાહ્મણ અયોધ્યાપુરીમાં ઋતુપર્ણ રાજા પાસે આવીને, જ્યારે મા
કહેલાં વાક્ય બોલ્યો, ત્યારે તમે તેને પ્રતિઉત્તર આપ્યો, તે સાંભળી અહીં આવીને, તે
મને કહ્યાં. ત્યારે મને તમારે અહીં આવવા સારૂ મારો ફરીથી સ્વયંવર આવતી કાલે થ
એ નિમિત્ત કરવું, એમ ઉપાય સુઝ્યો. કારણ તમારા વગર કોણ અશ્વોએ કરીને સો યોજ
પર્યંત આવવા સમર્થ છે ! હે રાજન ! હું જે મારા સત્યપણાથી મને કરીને પણ અસ

માર્ગમાં પ્રવર્ત્ત થઇ નથી, તે સત્યપણાએ કરીને તમારા બે ચરણને સ્પર્શ કરૂં છું. અરે! જો હું કોઇ દિવસે પણ પાપ કર્મનું આચરણ કરતી હોઉં, તો સર્વ જગતમાં વિચરનાર સર્વ ભૂત પ્રાણીઓના સાક્ષી તથા સર્વના અંતરૂપ વાયુ તથા તીક્ષ્ણ કિરણવાળા અને પોતાના સ્વરૂપે કરીને સર્વ ભુવનમાં ગતિ કરનાર સૂર્ય તથા સાક્ષિની પેઠે સર્વના હૃદયમાં ગતિ કરનાર ચંદ્ર મને મારા પ્રાણનો વિયોગ કરાવો. એ ત્રણ દેવતાઓ આ સર્વ ત્રણ લોકને ધારણ કરે છે, માટે તેઓ જેવું મારૂં સત્યપણું છે તેવું બોલો અથવા મને મારા પ્રાણનો વિયોગ કરવો. હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે દમયંતીએ મ્હોટા ખેદથી કહ્યું ત્યારે વાયુ આકાશમાં રહીને બોલ્યો કે—હે નળ ! આ દમયંતીએ પાપાચરણ કર્યું નથી તે હું તને સત્ય કહું છું. હું સૂર્ય તથા ચંદ્ર અમે ત્રણ જણાઓએ દમયંતીની રક્ષા કરી છે તથા એના સાક્ષી છીએ, ને એણે પોતાના સ્વધર્મનું કર્યું કરવું છે. કેવળ તારી પ્રાપ્તિને અર્થે ફરીથી સ્વયંવર કરવાનો ઉપાય ચિંતવન કર્યો છે. કારણ તારા વગર બીજો કયો પુરૂષ એક દિવસે કરી સો યોજન પર્યંત અહીં આવવા સમર્થ છે ? હે પૃથ્વીપતિ ! તને દમયંતીની પ્રાપ્તિ થઇ વાસ્તે હવે તું કંઇ પણ શંકા નહીં રાખતાં તેના સહિત તારા દેશ પ્રત્યે જા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વાયુ નળ રાજાને કહેતો હતો તે વખતે, નળની ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ, દેવતાઓનાં દુંદુભિ વાગ્યાં અને વાયુ પણ કલ્યાણરૂપ વાવા લાગ્યો.

હે ભારત ! દમયંતીની, આ અદ્ભુત સરખાં સર્વ ચિન્હોને જોઇને,' આ નળ હશે વા નહીં હોય' એવી શંકા ટળી ગઇ હતી જેની એવી તેનો કોમળ હાથ ગ્રહણ કરીને નળે તેને પોતાની તરફ ખેંચી. ત્યાર પછી પૃથ્વીના પતિ નળે કર્કોટક નાગને યાદ કરી તેણે પૂર્વે આપેલું વસ્ત્ર ધારણ કર્યું ત્યારે તેને પૂર્વના સ્વરૂપની પ્રાપ્તિ થઇ. તે વખતે જગતમાં નિંદા પામવાને નહીં લાયક એવી ભીમરાજાની પુત્રી દમયંતી, પૂર્વ સરખા સ્વરૂપને પામેલા પોતાના પતિ નળને જોઈ હૃદયમાં ગ્રહણ કરીને, હર્ષથી મ્હોટા શબ્દ કરવા લાગી. તે સમયે નળ પણ પોતાની સ્ત્રી દમયંતીને તથા પોતાનાં બે સંતાનોને હૃદયમાં ગ્રહણ કરી મળીને હર્ષ પામવા લાગ્યો. પછી શ્રેષ્ઠ મુખ તથા મ્હોટાં નેત્રવાળી દમયંતી પોતાનાં વક્ષસ્થળને વિષે નળના મુખનો સ્પર્શ કરીને ઘણા દિવસના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને લીધે મ્હોટા નિશ્વાસ મૂકવા લાગી. પુરૂષમાં સિંહરૂપ નળ પણ ઘણીવાર સુધી મેલ યુક્ત શરીરવાળી પોતાની સ્ત્રીને મળીને શોક પામતો ત્યાં સ્થિર થઇ ઉભો. પછી હે યુધિષ્ઠિર ! દમયંતીની માતાએ તે બેઉનું વૃત્તાંત જોઇ હર્ષ પામી પોતાના પતિ ભીમરાજાની પાસે તે સર્વ વાર્તા કહી. તેણે કહ્યું કે, હે સ્ત્રી ! હું આવતી પ્રભાતે સ્નાન સંધ્યા કરીને દમયંતી સહિત સુખે કરીને રહેલા નળને જોઇશ. હે રાજન ! એ પ્રમાણે પરસ્પર મળવાથી હર્ષ પામેલાં નળ તથા દમયંતી વનને વિષે પોતાને ફરવા સંબંધી વાતો કરતાં તે રાત્રિ ભીમરાજાના ઘરને વિષે સુખે કરીને રહ્યાં. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે નળ રાજાની ચોથે વર્ષે પોતાની સ્ત્રીના મેળાપરૂપી સર્વ કામના સિદ્ધ થઇ, તેથી તે મ્હોટા હર્ષને પામ્યો. ને દમયંતી પણ પોતાના પતિને પામીને, જેમ અર્ધાં ઉગેલાં ઘાસ વાળી પૃથ્વી વર્ષાદના જળને પામીને, શોભાયમાન થાય, તેમ હર્ષ પામવાથી શોભાયમાન થઇ. વળી એ પ્રમાણે પોતાના પતિની પ્રાપ્તિ થવાથી શાંત થયો હતો મનનો તાપ જેનો એવી હર્ષ ઉત્પન્ન થવાથી વૃદ્ધિ પામ્યું હતું શરીરનું બળ જેનું એવી તથા મનવાંછિત કામના પ્રાપ્ત થઇ હતી જેને એવી

ભીમરાજાની પુત્રી દમયંતી આશ્ચર્યનો ત્યાગ કરીને, જેમ ચંદ્રના ઉદયે કરી રાત્રિ શોભે તેમ શોભવા લાગી.

सैवं समस्तब्ध नीव तंद्रां शांतज्वराहर्षाभिवृद्धसत्वा
रराज भैमी समवाप्तकामा शीतांशुना रात्रिरिवोदितेन ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि नलदमयंतीसमागमे गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

---

## અધ્યાય ૭૭ મો. ઋતુપર્ણની વદાય.

बृहदश्व उवाच—अथ तां व्युषितो रात्रिं नलो राजा स्वलंकृतः
वैदर्भ्यासहितः काले ददर्श वसुधाधिपं ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર! ત્યાર પછી દમયંતી સહિત તે દિવસની રાત્રિને વિષે ભીમરાજાને ત્યાં રહેલા અને અલંકાર ધારણ કરેલા નળ રાજાએ બીજા દિવસના પ્રાતઃકાળને વિષે પૃથ્વિના પતિ પોતાના શ્વશુર ભીમરાજાને મળી નમ્રતા યુક્ત થઇ નમસ્કાર કર્યા. તે વખતે સર્વ સ્ત્રિઓમાં શ્રેષ્ઠ દમયંતીએ પણ પોતાના પિતાને નમસ્કાર કર્યા. તે સમયે મહા સમર્થ ભીમરાજાએ મ્હોટા હર્ષથી નળરાજાને પુત્રની પેઠે ગ્રહણ કરી યથાયોગ્ય સત્કાર કરી પોતાના પતિ યુક્ત ઉભેલી પતિવ્રતા ધર્મવાન પોતાની પુત્રી દમયંતીને પણ આશ્વાસના કરી, ત્યારે નળરાજાએ, ભીમરાજાએ કરેલા સત્કારને માન્ય રાખી તેનાં ઘણાં વખાણ કર્યાં. પછી કુંડીનપુરના રહેવાસી મનુષ્યોએ એ પ્રમાણે આવેલા નળરાજાને જોઇ હર્ષ યુક્ત થઇ મ્હોટો શબ્દ કર્યો. હે યુધિષ્ઠિર! તે સમયે ભીમરાજાએ પોતાના શહેરને ચોતરફ ધ્વજા તથા પતાકાઓના સમૂહ મૂકાવીને શોભાયમાન કરાવ્યું. વળી રાજ્ય માર્ગોને વિષે સુગંધી જળનો છંટકાવ કરાવી ઉઘડેલાં પુષ્પોવાળાં વૃક્ષોનાં કુંડાં મૂકાવીને શોભિતા કર્યા. વળી પ્રજાઓએ પણ પોતપોતાના ઘરમાં દ્વાર પ્રત્યે પુષ્પોના સમૂહ રાખ્યા ને દેવતાઓનાં મંદિરોને પણ શોભિતાં કર્યાં. તે સમયે ઋતુપર્ણ રાજાએ પોતાને ત્યાં બાહુક એવું નામ ધરીને રહેલા નળરાજા હતા ને તેને તેની સ્ત્રીની સાથે મેળાપ થયો, એ સાંભળીને ઘણા હર્ષયુક્ત થઇ, વિસ્મય પામી તેને પોતાની પાસે બોલાવી ક્ષમાપના કરતાં કહ્યું કે, હે નળરાજા! તમને તમારી સ્ત્રીનો મેળાપ થયો તે ઘણું સારૂં થયું. હવે નિરંતર આનંદને પામો. હે પૃથ્વીપતિ! તમે મારે ત્યાં ગુપ્ત થઇને રહ્યા હતા, તેથી મેં તમને ઓળખ્યા નહીં, પણ મારાથી તમારો અપરાધ તો થયો નથી? હે નિષધ દેશના રાજા! મેં અબુદ્ધિથી અથવા બુદ્ધિથી તમારી પાસે નહીં કરાવવા લાયક કામ કરાવ્યાં તે તમે મને ક્ષમા કરવા લાયક છો. નળરાજાએ કહ્યું કે હે પાર્થિવ! તમે મારો અલ્પ પણ અપરાધ કર્યો નથી, ને કદી કર્યો હશે તોપણ મારે ક્ષમા કરવો જોઇયે, કારણ મૂળથી મારા સખા છો તથા સંબંધી પણ છો, માટે હવે પણ મારી ઉપર પ્રીતિ રાખવા લાયક છો. હું તમારે ત્યાં પોતાના ઘર કરતાં પણ અધિક સુખ યુક્ત થઇને રહ્યો હતો. હે રાજન! તમે મારી પાસે અશ્વવિદ્યા ગ્રહણ કરવી લહેણી રાખી છે તે હું તમને આપવા ઇચ્છું છું. હે યુધિષ્ઠિર! નળરાજાએ એ

પ્રમાણે કરીને ઋતુપર્ણ રાજાને અશ્વવિદ્યા શીખવવા માંડી, ત્યારે રાજાએ વિધિપ્રમાણે તે અંગીકાર કરી. પછી હે ભારત! એ પ્રમાણે ઋતુપર્ણ રાજા નળ પાસેથી અશ્વવિદ્યા શીખી, પોતે તેને પાસાની વિદ્યા શીખાવી અને બીજો સારથિ કરીને, પોતાની અયોધ્યાપુરી પ્રત્યે ગયો. હે રાજન! ઋતુપર્ણ રાજા ગયા પછી નળરાજા કુંડીનપુરને વિષે ઘણા કાળ પર્યંત નિવાસ કરીને રહ્યા નહીં.

ऋतुपर्णे गते राजन्नलो राजा विशांपते
नगरं कुंडीने कालं नातिदीर्घमिवावसत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि ऋतुपर्णस्वदेशगमने गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

## અધ્યાય ૭૮ મો. પુષ્કર પરાભવ ને રાજ્ય ગ્રહણ.

बृहदश्व उवाच—समामंत्र्य कौंतेय भीममामन्त्र्य नैषधः
राजा ल्पपरीवारो जगाम निषधान्प्रति ॥

બૃહદશ્વ કહે છે—હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર! નિષધ દેશનો રાજા નળ, કુંડીનપુરને વિષે કેટલાક વર્ષ પર્યંત રહ્યા પછી ભીમરાજાની રજા લઇ પોતાની સાથે થોડા મનુષ્યો લઇ નિષધ દેશ પ્રત્યે જવા સારૂ ત્યાંથી રવાને થયો. પોતાની સાથેના એક રથ, સત્તર હસ્તિયો, પચાસ અશ્વો તથા છસો પદાતિઓએ કરી પૃથ્વીને કંપાવતાં ઉતાવળે પોતાના શહેરમાં પ્રવેશ કરી પુષ્કરની પાસે ગયો. ક્રોધયુક્ત વીરસેન રાજાના પુત્ર નળે પુષ્કરને કહ્યું કે, હે પુષ્કર! મેં ઘણું દ્રવ્ય મેળવ્યું છે માટે તું આવ આપણે દ્યૂત રમીએ, ને હું દાવમાં જે કંઇ મારૂં દ્રવ્ય તથા મારી સ્ત્રી દમયંતી છે, તે માંડું છું, ને તું આ રાજ્ય માંડીને મારી સાથે ફરીથી દ્યૂત ચાલુ કર. મને એવી મતિ પ્રાપ્ત થઇ છે કે આપણે એકજ વખત પાસા નાખીને દ્યૂત રમવું, તેમાં જો તું જીતે, તો મારૂં સર્વસ્વ હરણ કરજે, ને જો હું જીતું તો તારૂં સર્વ રાજ્ય ગ્રહણ કરીશ, કારણ દ્યૂતમાં હારી જનાર પુરૂષે સામે દાવ માંડનાર પુરૂષને બદલો આપવો એવો ધર્મ છે. પછી આપણે પોતાના પ્રાણરૂપી દાવ માંડીને યુદ્ધ કરવારૂપી દ્યૂત રમીશું. હે પુષ્કર! તારૂં કલ્યાણ થાઓ. જો તું ફરીથી દ્યૂત રમવા મરજી ન કરે. તો આપણે બેઉ જણ સામસામા ઉભા રહીને, યુદ્ધ કરવારૂપી દ્યૂત કરીએ, કારણ આપણા વૃદ્ધ પુરૂષોની આજ્ઞા છે કે પોતાના વંશ પરંપરાનું રાજ્ય દ્યૂતે કરી અથવા યુદ્ધે કરીને મેળવવું હે પુષ્કર! તું એ બેઉ ઉપાયમાંથી એક ઉપાય કરવાને વિષે બુદ્ધિ કર, તેમાં જો દ્યૂત રમવાની મરજી કરે તો ભલે, ને કદી યુદ્ધ કરવા મરજી કરે, તો ધનુષ બાણ ગ્રહણ કર. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! એ પ્રમાણે નળરાજાએ કહ્યું ત્યારે પુષ્કર અવશ્ય પોતાનો જય થશે એમ માની હસીને, બોલ્યો કે, હે નિષધ દેશના રાજા! તેં દ્યૂતમાં દાવ માંડવા સારૂ દ્રવ્ય મેળવ્યું તે ઘણું સારૂં થયું, દમયંતીમાંથી પોતાના મનને નિવૃત્ત કર્યું એ દુષ્કર સરખું કર્મ કર્યું તે પણ સારૂં થયું. હે મ્હોટી ભુજાવાળા! તું પોતાની સ્ત્રી સહિત જીવે છે એ પણ અત્યંત સારૂં છે, અરે દ્યૂતને વિષે તમારા દ્રવ્યને હું જીતી લઇશ, જે દ્રવ્યે કરીને શોભાયુક્ત થયેલી દમયંતી મારી પાસે આવી, જેમ અપ્સરા ઇંદ્રની પાસે જઇ ઉભી રહે તેમ ઉભી રહેશે.

હે નિષધ દેશના રાજા ! હું તને નિરંતર યાદ કરૂં છું તથા તારી વાટજ જોયા કરૂં છું. માટે મને દ્યૂત રમવામાં પ્રીતિ છે, પણ શત્રુતા રાખીને યુદ્ધ કરવામાં પ્રીતિ નથી, વાસ્તે આજ હું દ્યૂતમાં શ્રેષ્ઠ મુખવાળી દમયંતીને જીતીશ, તેથી કૃતકૃત્ય થઇશ, કારણ મને મારા હૃદયમાં દમયંતીની પ્રાપ્તિની ઇચ્છા સદૈવ રહ્યા કરે છે. હે પાંડવ ! એ પ્રમાણે અયોગ્ય વાક્ય બોલતા એવા પુષ્કરનાં વચન સાંભળી, મહા ક્રોધયુક્ત થઇ અને સામે નજીક આવી કહ્યું કે, હે અલ્પમતિવાળા પુષ્કર ! તું અયોગ્ય વાક્ય શું બોલે છે ? આપણે દ્યૂત રમીએ. કારણ તું દ્યૂતમાં હારી જઇશ ત્યારે આવાં અયોગ્ય વાક્ય બોલીશ નહીં. હે ભારત. ! એ પ્રમાણે નળે કહ્યું ત્યાર પછી તેનું અને પુષ્કરનું દ્યૂત ફરીથી ચાલુ થયું. તે સમયે નળે એકજ વખતના દાવમાં પુષ્કરને જીતી કહ્યું કે, “ હું રાજા છું ” એમ ખોટું નામ ધારણ કરનાર હે પુષ્કર ! શત્રુ વગરનું આ સર્વ રાજ્ય મારૂં થયું. માટે હવે તું ભીમરાજાની પુત્રી દમયંતીની સામું પણ જોવા સમર્થ નથી ને હે મૂઢ ! દમયંતીનો તારા કુટુંબ સહિત તું દાસ થયો. હે મૂર્ખ ! તેં મને પૂર્વે જીત્યો હતો તેમાં તારૂં કંઈ પરાક્રમ હતું નહીં. કળિએ તને જીતાડયો હતો, પણ તે તું જાણતો નથી માટે હું કળિએ કરેલો દોષ તેં કર્યો એમ નહીં માનતાં તને નાશ કરતો નથી, વાસ્તે તું મારી ઇચ્છા પ્રમાણે સુખ ભોગવતાં સો શરદ ઋતુ પર્યંત જીવ, ને તને મારાં સાહિત્યોમાંથી કેટલોક ભાગ આપીશ. કારણ મને તારે વિષે પ્રીતિ છે. તારામાંથી સ્નેહ કોઇ દિવસે તજીશ નહિ.

હે યુધિષ્ટિર ! સત્ય પરાક્રમી નળરાજાએ, એ પ્રમાણે પોતાના ભાઇ પુષ્કરને સાંત્વના કરી વારંવાર હૃદયમાં ગ્રહણ કરી મળીને, તેના પૂર પ્રત્યે જવાની રજા આપી. પવિત્ર યશવાળા નિષધ દેશના રાજા નળે સાંત્વના કરેલા પુષ્કરે તેને નમસ્કાર કરી હાથ જોડીને કહ્યું કે, હે પાર્થિવ ! તમે મને જીવતો રાખો છો તથા મારી જીવિકાય ચાલતી રાખો છો, માટે તમારી કીર્તિ કોઇ દિવસ નાશ માં પામો અને સુખયુકત અનેક વર્ષ પર્યંત જીવતા રહો. હે પાંડુ રાજાના પુત્ર ! એ પ્રમાણે નળરાજાએ સત્કાર કરેલો પુષ્કર, તે શહેરમાં એક માસ પર્યંત રહ્યા પછી હર્ષયુક્ત થઇને નમ્રતાયુકત ચાકરો તથા મોટી સેના સહિત પોતાના પૂર પ્રત્યે ગયો. ત્યાર પછી નળરાજાએ, અત્યંત શોભાયમાન પોતાની પુરીમાં રહેલી સર્વ પ્રજાને સાંત્વના કરી. હર્ષ પામેલા પ્રધાનો સાથે સર્વ પ્રજાએ હાથ જોડીને નળરાજાને કહ્યું કે, હે રાજન ! અમે આજ આ દેશ તથા પુરમાં અત્યંત સુખ પામ્યાં, કારણ જેમ દેવતાઓ ઉપાસના કરવા સારૂ ઇંદ્રની પાસે જાય તેમ અમે ફરીથી તમારી ઉપાસના કરવા પામ્યા.

अद्यस्म निर्वृताराजन्पुरे जनपदेपि च
उपासितुं पुनः प्राप्ता देवा इव शतक्रतु ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि पुष्करपराभव पूर्वकंराज्य-प्रत्यानयने गुर्जरभाषायामष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

---

## અધ્યાય ૭૯ મો. નળાખ્યાન શ્રવણ માહાત્મ્ય.

बृहदश्व उवाच—प्रशांते तु पुरे हृष्टे सप्रवृत्ते महोत्सवे
महत्यासे नया राजा दमयंतीमुपानयत् ॥

બૃહદશ્વ કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પૂરના સર્વ પ્રજા શોક વગરની હર્ષયુક્ત થઇ તથા પુરમાં મોટા આનંદ થયો ત્યારે નળરાજાએ દમયંતીને બોલાવી લાવવા સારૂ મોટી સેના કુંડીનપુર પ્રત્યે મોકલી. ત્યારે શત્રુઓના પરાક્રમનો નાશ કરનાર ભયંકર પરાક્રમવાળા દમયંતીના પિતા ભીમરાજાએ પોતાની પુત્રી દમયંતીનો મોટો સત્કાર કરીને, તેને તેના પૂર પ્રત્યે જવા રવાને કરી. પછી જ્યારે પોતાનાં બે સંતાનો સહિત દમયંતી પોતાના ગૃહ પ્રત્યે આવી ત્યારે તેના સહિત હર્ષ પામેલો નળરાજા, જેમ ઇંદ્ર નંદન વનને વિષે વર્ત્તે, તેમ વર્ત્તવા લાગ્યો. જંબુદ્વીપને વિષે સર્વ રાજાઓમાં મોટાઈ પામ્યો. હે ભારત ! જેમ સારા યશવાળા નળરાજાએ પુષ્કર પાસેથી રાજ્ય પાછું ગ્રહણ કરીને તેનું પાલન કરતાં ઘણી દક્ષિણાઓવાળા યજ્ઞો કર્યા, તેમ તમે પણ સંબંધિઓ સાથે દ્યૂત રમીને, થોડા કાળમાં પાછું રાજ્ય પામી યજ્ઞો કરશો તેથી શોભશો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! શત્રુઓના પુરને જીતનાર નળરાજા દ્યૂત રમવાથી પોતાની સ્ત્રી સહિત મ્હોટાં દુઃખને પામ્યો તથા સ્ત્રી વગર પણ રહીને દુઃખ પામ્યો, વળી પાછું રાજ્ય મળવાથી સુખ પણ પામ્યો. હે પાંડવ ! તમે તો પોતાના ભાઇઓ તથા તમારી સ્ત્રી દ્રૌપદી સહિત આ વનમાં રહીને, ધર્મનું ચિંતવન કરતાં હર્ષ પામો છો. વળી મ્હોટા ભાગ્યવાળા અને વેદ તથા વેદાંતના પારને પામેલા બ્રાહ્મણો સહિત રહ્યા છો. વાસ્તે તમને શું દુઃખ છે ? હે રાજન ! કર્કોટક નાગ, દમયંતી, નળરાજા તથા ઋતુપર્ણ રાજાના કીર્તનરૂપ જે આ મેં તમને ઇતિહાસ કહ્યો તે કળિયુગના દોષને નાશ કરનારો છે કારણ તમારા સરખા પુરૂષો સાંભળીને આશ્વાસના પામવા સમર્થ થાય છે. હે યુધિષ્ઠિર ! સર્વ પુરૂષાર્થ અસ્થિર છે, માટે તેની પ્રાપ્તિ થાય અથવા તેનો નાશ થાય તોપણ તમે કંઇ પણ ચિંતવન કરવા લાયક નથી. આ નળરાજાનો ઇતિહાસ સાંભળીને શાંત થાઓ. તમે શોચ કરવા લાયક નથી, માટે આ વનવાસના દુઃખને લીધે કંઇ પણ શોચ કરો નહીં. દૈવ વિપરીત હોય ત્યારે ઉદ્યોગનું ફળ પણ વિપરીત થાય છે, પણ જે ઉદ્યોગી પુરૂષ હોય છે તે ઉદ્યોગ કરી નિષ્ફળ જાય તોપણ પોતાના આત્માને ખેદની પ્રાપ્તિ કરતા નથી. હે રાજન ! જે પુરૂષ નળરાજાનું ચરિત્ર કહેશે અથવા વારંવાર શ્રવણ કરશે તેનું અલક્ષ્મી સેવન કરશે નહીં ને તે ઇચ્છિત અર્થ તથા જગતમાં ધન્યતાને પામશે. વળી તે પુરૂષ પુત્ર, પૌત્ર, પશુઓ, આરોગ્યતા તથા સર્વ મનુષ્યોમાં મ્હોટાઇ પામીને, પોતાના મનમાં પ્રસન્ન થશે. હે પાર્થિવ ! તમે પાસાની રમતમાં કુશળ એવા કૌરવો ફરીથી તમને દ્યૂત રમવા બોલાવશે એમ શંકા રાખીને ત્રાસ પામતા હો, તો હું વે તમારા ત્રાસને નિવૃત્ત કરીશ. કારણ હું અક્ષવિદ્યા જાણું છું, માટે તમને મરજી હોય તો તમે મારી પાસે આવો, તે વિદ્યા શીખવું, કેમકે તમારી ઉપર હું પ્રસન્ન થયો છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે બૃહદશ્વ ઋષિનાં વચન સાંભળીને હર્ષ પામેલા યુધિષ્ઠિર રાજા તે ઋષિ પાસે આવી કહેવા લાગ્યા કે, હે સમર્થ ! હું તમારી પાસેથી પાસાની વિદ્યા જાણવા ઇચ્છું છું. એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે બૃહદશ્વ ઋષિ રાજાને પાસાની વિદ્યા આપી ત્યાંથી સ્નાન કરવા સારૂ ચાલી નીકળ્યા. ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ તીર્થ પર્વત તથા વનાદિ તરફથી આવતા એવા બ્રાહ્મણોથી અર્જુનના તપની વાર્ત્તા સાંભળી કે જેવું હમણાં અર્જુન તપ કરે છે તેવું પૂર્વે કોઇએ કર્યું હોય એમ અમે સાંભળ્યું તથા જોયું પણ નથી. કારણ મુનિના સરખું વ્રત ધારણ કરીને સાક્ષાત ધર્મરૂપ થઇને વાયુનું ભક્ષણ કરતાં

તપ કરે છે. હે જનમેજય ! એ પ્રમાણે પોતાને પ્રિય એવો અર્જુન ભયંકર વનમાં તપશ્ચર્યા કરે છે તે સાંભળીને મ્હોટા શોકયુક્ત થયેલા તથા પોતાના હૃદયમાં તાપ પામેલા યુધિષ્ઠિર રાજાએ, પોતાને આશ્રય મળવાની ઇચ્છાથી વનને વિષે અનેક તરેહના જ્ઞાનવાન બ્રાહ્મણોને અનેક તરેહની વાતો પૂછી.

[illegible]मानन तु श्रुत्वा शरणार्थी भ[illegible]वन
ब्राह्मणान्विविधज्ञानान्पर्य[illegible]धिष्ठिरः ॥

इति श्रीमहाभारते वनपर्वणि नलोपाख्यानपर्वणि बृहदश्वगमने गुर्जरभाषाया[illegible]नवाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો. અર્જુનવિયોગ ચિંતા.

### તીર્થયાત્રા પર્વ.

[illegible] उवाच—भगवन्काम्यकात्पार्थे गते मे प्रपितामहे
पांडवाः किमकुर्वंस्ते तमृते सव्यसाचिनं ॥

જનમેજય પૂછે છે—હે મહા સમર્થ ઋષિ ! મારા પ્રપિતામહ અર્જુન કામ્યક વનથી ગયા પછી, તે વગરના યુધિષ્ઠિરાદિ પાંડવોએ શું કર્યું ? કારણ પાંડવોને, મ્હોટા ધનુષ ધારણ કરનાર શત્રુની સેનાને જીતનાર અર્જુન જેમ દેવતાઓને ગતિરૂપ વિષ્ણુ છે, તેમ ગતિરૂપ હતા, એમ મને જણાય છે વળી ઇંદ્ર સરખા પરાક્રમી અને યુદ્ધમાંથી કદી નહીં નિવૃત્ત થનાર અર્જુન વગરના સર્વ પાંડવો વનને વિષે કેવી રીતે રહ્યા ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! સત્ય પરાક્રમી અર્જુન કામ્યક વનમાંથી ગયા, ત્યાર પછી યુધિષ્ઠિરાદિ પાંડવો દુઃખ તથા શોકયુક્ત થયા, ને જેમ સૂત્ર જેમાંથી તુટી ગયું હોય એવા મણિયો તથા પાંખ જેમની નાશ પામી ગઇ હોય એવાં પક્ષિયો ઘણાં અપ્રસન્ન થાય તેમ પોતાના મનમાં તેઓ અપ્રસન્ન થયા. હે રાજન ! કલેશ રહિત પરાક્રમવાળા અર્જુન વગરનું કામ્યક વન પણ, જેમ કુબેર વગર ચૈત્રરથ વન ન શોભે તેમ શોભતું હતું. હે જનમેજય ! અર્જુન વગરના મનુષ્યોમાં સિંહરૂપ પાંડવો હર્ષ વગરના થઇને, વનમાં બ્રાહ્મણો સારૂ યજ્ઞમાં ઉપયોગ આવે એવા મૃગોને નાશ કરતા રહ્યા હતા. વળી તેઓ નિરંતર યજ્ઞ વાસ્તે મૃગોનો નાશ કરી લઇ આવીને, બ્રાહ્મણોને નિવેદન કરતા હતા, અર્જુનમાં આકાંક્ષા રાખવાથી હર્ષ વિનાના થઇ તે કામ્યક વનને વિષે રહ્યા હતા હવે એક સમયને વિષે દ્રૌપદી પોતાના વહાલા પતિ અર્જુનને યાદ કરતાં, ઉદ્વેગપણાને પામેલા યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યાં કે, હે યુધિષ્ઠિર ! બે ભુજાવાળા અર્જુન ઘણી ભુજાવાળા સહસ્રાર્જુન સરખા પરાક્રમી છે, તે વગરનું આ સ્થાન છે, તેમના વગર આ વન શોભતું નથી એમ મને જણાય છે. આ વનની પૃથ્વી પણ શૂન્ય સરખી દેખાય છે. વળી આ વન ઘણું આશ્ચર્યવાળું તથા પુષ્પોયુક્ત વૃક્ષવાળું છે, તોપણ હમણાં અર્જુન વગરનું છે, માટે રમણીય લાગતું નથી એમ મને જોવામાં આવે છે. મેઘ સરખી કાંતિવાળા, મદોન્મત્ત હસ્તિના સરખી ગતિવાળા તથા કમળ સરખા નેત્રવાળા અર્જુન વિનાનું આ વન શોભા રહિત છે એમ મને ભાસે છે. હે રાજન ! જેના ધનુષનો

અખંડ વજ્ર સરખો છે, તે અર્જુન વગરની, તેમને યાદ કરતાં સુખ પામતી નથી. હે જનમેજય! એ પ્રમાણે વિલાપયુક્ત વાક્ય બોલતી એવી દ્રૌપદીનાં વચન સાંભળીને, શત્રુના પરાક્રમનો નાશ કરનાર ભીમસેને તેને કહ્યું કે, હે કલ્યાણરૂપ! તું જે મનને પ્રસન્ન કરે એવાં વાક્ય બોલે છે, તે મારા હૃદયને, જેમ અમૃતનું પાન પુરૂષના હૃદયને પ્રસન્ન કરે તેમ ખુશી ઉપજાવે છે. જે પુરૂષમાં સિંહરૂપ અર્જુનની ભુજાઓ લાંબી, સ્થૂળ, સરખી, પરિઘ તુલ્ય, ગદાઓના પ્રહારના ચિન્હવાળી, તલવાર તથા ધનુષને ધરનારી, એકસોને આઠ સુવર્ણના સિક્કાની કીંમતના બાજુબંધ બાંધેલા છે જેને વિષે એવી તથા પાંચ મુખવાળા સર્પ સરખી આકૃતિવાળી છે, તેના વગર, જેમ સૂર્યનો નાશ હોવાથી આકાશ શોભે નહીં, તેમ આ વન શોભતું નથી. પંચાલ દેશના રાજાઓ તથા કૌરવો મ્હોટી ભુજાવાળા અર્જુનના આશ્રયથી, યુદ્ધમાં હથિયાર ધારણ કરીને ઉભેલા દેવતાઓથી પણ ભય પામતા નથી. વળી અમો પણ જે મહાત્મા અર્જુનની ભુજાનો આશ્રય રાખીને, શત્રુઓને જીત્યા તથા પૃથ્વીના રાજ્યને પામ્યા એમ માનિયે છીયે તે, અર્જુન વગર અમે ધૈર્ય ધરતા નથી ને હું, જેમ અંધકારયુક્ત દિશાઓ હોય, તેમ આ સર્વ દસ્ય પદાર્થ શૂન્ય માનું છું. હે જનમેજય! એ પ્રમાણે દ્રૌપદી પ્રત્યે બોલતા એવા ભીમસેનનાં વચન સાંભળીને, અશ્રુયુક્ત નેત્રવાળા તથા ગદ્ગદ કંઠ થયો હતો જેનો એવા નકુળે કહ્યું કે, અરે યુદ્ધને વિષે દેવતાઓ પણ જેનાં શ્રેષ્ઠ કર્મનું વખાણ કરે છે તે અર્જુન વિનાના આપણને આ વનમાં શું પ્રીતિ પ્રાપ્ત થાય? કારણ જે અર્જુન રાજસૂય યજ્ઞના આરંભમાં ઉત્તર દિશા પ્રત્યે જઇને, મ્હોટા બળવાન ગંધર્વોનો નાશ કરી, તેમની પાસેથી તેતરપક્ષી સરખા વર્ણવાળા, શોભિતા સ્વરૂપવાળા અને વાયુ સરખી ગતિ કરનારા અશ્વો લાવી પોતાના ભાઇ યુધિષ્ઠિરને પ્રીતિથી આપ્યા, તે ભયંકર ધનુષવાળા અર્જુન વગર હું હવે આ કામ્યક વનને વિષે રહેવાની ઇચ્છા કરતો નથી. સહદેવ બોલ્યો કે, જે મહારથિ અર્જુન પૂર્વે યુદ્ધમાં રાજાઓને જીતી તેમની કન્યાઓ તથા દ્રવ્ય યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં લાવ્યા હતા અને જે મ્હોટી કાંતિવાળા અર્જુન યુદ્ધમાં યાદવોની સેનાને પણ જીતીને, શ્રીકૃષ્ણના મતથી સુભદ્રાને હરણ કરી લાવ્યા હતા અર્જુન વગરનું તેમને બેસવાનું આસન આપણા નિવાસસ્થાનમાં હું જોઉં છું તેથી મારૂં હૃદય શાંતિ પામતું નથી. હે શત્રુઓને શિક્ષા કરનાર રાજન! હું આ વનથી બીજે ઠેકાણે જવા મરજી રાખું છું, કારણ આપણને મહા શૂરવીર અર્જુન વગરનું આ વન રમણીય લાગતું નથી.

वनादस्माद्विवासं रोचयेहमरिंदम
नहिनस्तमृतेवीरं रमणीयमिदं वनं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थ[illegible] अर्जुना[illegible] भाषने गुर्जरभाषा[illegible]
[illegible]तितमोऽध्यायः ॥ ८० ॥

## અધ્યાય ૮૧ મો. મહર્ષિ નારદ ને પાંડવો.

वैशंपायन उवाच—धनंजयो[illegible]कामा तु [illegible] [illegible]भ्यवा सह
श्रुत्वा [illegible] विमना [illegible]भ्यजायत ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે અર્જુનમાંજ જેમને ઉત્કંઠા રહી હતી એવાં દ્રૌપદી સહિત પોતાના ભાઇયોનાં વચન સાભળીને, યુધિષ્ઠિર રાજા પણ ખેદયુક્ત થયા. પછી યુધિષ્ઠિર રાજાએ, બ્રહ્મ તેજની શોભાએ કરી જેમ આહુતિયો હોમવાથી અગ્નિ દેદીપ્યમાન થાય તેમ દેદીપ્યમાન, દેવતાઓના ઋષિ અને પોતાની પાસે આવતા એવા નારદજીને જોઇ ઉભા થઇ વિધિ પૂર્વક તેમનો સત્કાર કર્યો. તે સમયે શ્રેષ્ઠ પોતાના સ્વરૂપની શોભાવાળા અને પોતાના ભાઇયોએ કરી વીંટાયલા કુરૂકુળમાં શ્રેષ્ઠ મ્હોટા તેજસ્વી યુધિષ્ઠિર રાજા, જેમ દેવાઓથીત વીંટાયલો ઇંદ્ર શોભે તેમ શોભવા લાગ્યા. હે રાજન ! દ્રૌપદી પણ જેમ સાવિત્રી વેદોનો તથા સૂર્યની કાંતિ મેરૂપર્વતનો ત્યાગ કરતી નથી, તેમ ધર્મથી પોતાના પતિઓનો ત્યાગ કરતી ન હતી. હે નિષ્પાપ ! મહા સમર્થ ઋષિ નારદજી, ધર્મ પુત્ર યુધિષ્ઠિર રાજાએ કરેલા સત્કારને સ્વીકારી તથા રાજાને યથાયોગ્ય આશ્વાસના કરીને કહેવા લાગ્યા કે, હે ધર્નિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ ! તમને શાની મતલબ છે ? હું શું આપુ તે કહો ? હે જનમેજય ! એ પ્રમાણે દેવર્ષિ નારદજીનાં વચન સાંભળી પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજાએ તે ઋષિને નમસ્કાર કરી હાથ જોડીને કહ્યું કે, હે મોટા ભાગ્યવાન ! સર્વ લોકે પૂજન કરેલા તમે પ્રસન્ન થયા, તેથીજ મારૂં સર્વ ઇચ્છિત સર્યું એમ હું માનું છું. તોપણ હે નિષ્પાપ ! સુર્વ મુનિયોમાં શ્રેષ્ઠ કદી તમે મારા ભાઇઓ મારી ઉપર પ્રસન્ન થયા હો તો એક સંદેહ નિવૃત કરો. તીર્થયાત્રા કરવામાં તત્પર એવા પુરૂષને પૃથ્વી પ્રદક્ષિણા કરવાથી શું ફળ થાય છે ? તે વિસ્તારથી કહો. નારદજીએ કહ્યું કે, હે રાજન ! પૂર્વે મોટી બુદ્ધિવાળા ભીષ્મપિતામહે પુલસ્ત્ય ઋષિથી પ્રદક્ષિણા કરવાનું જે મહાત્મ શ્રવણ કર્યું હતું તે હું તમને કહું તે સ્થિર ચિત્તથી શ્રવણ કરો. હે યુધિષ્ઠિર ! પૂર્વે ધર્મિષ્ઠ પુરૂષોમાં ઉત્તમ ભીષ્મ, દેવર્ષિ, દેવતા તથા ગંધર્વોએ સેવન કરેલા, પવિત્ર અને ગંગાદ્વારને વિષે ભાગીરથીના કિનારા પર પિતૃઓનાં તર્પણ કરવારૂપ વ્રત ધારણ કરીને, મુનિઓ સહિત રહ્યા હતા. દેવતા, ઋષિયો તથા પિતૃઓનાં તર્પણ કરતા હતા, ત્યાર પછી એક દિવસને સમયે મ્હોટા યશવાળા ભીષ્મે અદ્ભુત સરખા દેખાવવાળા, ઋષિયોમાં શ્રેષ્ઠ ઉગ્ર તપશ્ચર્યા કરનાર અને પોતાના સ્વરૂપની કાંતિએ કરી પ્રકાશમાન પુલસ્ત્ય ઋષિને જોઇ તેની વિધિયુક્ત અર્ધ્ય સહિત પૂજા કરી, હર્ષ પામી વિસ્મયયુક્ત થઇ તેને પોતાનું નામ સંભળાવતાં કહ્યું કે, હે વ્રત ધારણ કરનાર ઋષિ ! તમારૂં કલ્યાણ થાઓ, હું તમારો દાસ ભીષ્મ છું, ને તમારાં દર્શને કરીને સર્વ પાપથી છુટયો છું. હે મહારાજ યુધિષ્ઠિર ! એ પ્રમાણે પુલસ્ત્ય ઋષિને કહીને, ધર્મિષ્ઠ પુરૂષોમાં ઉત્તમ ભીષ્મ હાથ જોડી શાંત થઇ બેઠા. પુલસ્ત્ય ઋષિ નિયમ ધારણ કરવાથી તથા વેદ અને શાસ્ત્રાધ્યયન કરવાથી શરીરે સુકાઇ ગએલા ભીષ્મને જોઇને પ્રસન્ન થઇ આમ કહેવા લાગ્યા.

तं दृष्ट्वा नियमे नाथ स्वाध्यायाम्नाय कर्शितं
भीष्मं कुरुकुलश्रेष्ठं मुनिः प्रीतमनाभवत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि पार्थनारदसंवादे गुर्जरभाषायामकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥

## અધ્યાય ૮૨ મો. તીર્થયાત્રા વિવરણ.

पुलस्त्य उवाच—अनेन तव धर्मज्ञ प्रश्रयेण दमेन च
सत्येन च महाभाग तुष्टोऽस्मि तव सुव्रत ॥

પુલસ્ત્ય કહે છે—હે ધર્મના જાણનાર ! મોટા ભાગ્યવાળા સુવ્રત ભીષ્મ ! હું તમારી પ્રીતિ, ઈંદ્રિયોના નિયમ તથા સત્યપણાએ કરીને, પ્રસન્ન થયો છું. હે નિષ્પાપ ! તમે પિતૃઓમાં ભક્તિયુક્ત થઈને તેમના તર્પણ કરવારૂપ ધર્મનું સેવન કરો છો તેથી તમને મારૂં દર્શન થયું. મને તમારામાં પ્રીતિ પણ ઉત્પન્ન થઈ છે. હે ભીષ્મ ! મારૂં દર્શન નિષ્ફળ જતું નથી વાસ્તે હું તમારૂં શું પ્રિય કરૂં, તે કહો ? કારણ કે, હે ભીષ્મ ! તમે જે કહેશો તે હું તમને આપીશ. ભીષ્મે કહ્યું કે, હે મહાભાગ ! સર્વ ભૂત પ્રાણિયોએ પૂજા કરેલા તમે મારી ઉપર પ્રસન્ન થયા તથા મને દર્શન આપ્યું તેથી મારૂં સર્વ પ્રિય થયું એમ હું માનું છું. હે ધર્મિષ્ઠ ! હું તમારો અનુગ્રહ પામવા લાયક હોઉં તો જે મારા સંદેહનો પ્રશ્ન પૂછું તે નિવૃત્ત કરો. હે દેવતા સરખા ઋષિ ! મારા હૃદયમાં તીર્થાટન કરવાના હોંશ થતા ધર્મ વિષે સંશય રહે છે, માટે હું તે નિવૃત્ત કરવા સારૂ શ્રવણ કરવા ઇચ્છું છું. પૃથ્વી પ્રદક્ષિણા કરનાર મનુષ્યને શું ફળ થાય છે ? તે તમે મને નિશ્ચય કરીને કહો.

પુલસ્ત્ય કહે છે—હે ભીષ્મ ! પૃથ્વીને વિષે તીર્થાટન કરવાથી મનુષ્યને જે ફળ થાય છે, તે હું તમને કહું તે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. હે ભીષ્મ ! જેના હાથ ખરાબ દાન લેવા તથા બીજાઓને દુઃખ આપવાથી મલિન ન હોય જેના પગ દૃષ્ટિથી જોએલી પવિત્ર જમીન ઉપર ગતિ કરે છે, જેનું મન બીજા કોઈનું અનિષ્ટ કરવાનો વિચાર કરતું નથી, જેને આચરણના પ્રયોગ વગરની વિદ્યાનો અભ્યાસ હોય છે, જેને ગર્વ હોતો નથી, જેને પોતાની ખરાબ કીર્તિ થવામાં પ્રીતિ હોતી નથી, જેને યદૃચ્છાથી મળેલા દ્રવ્યાદિમાં સંતોષ હોય છે, જેનો અહંકાર નિવૃત્ત થયો હોય છે, જે લોભથી ઉદ્યોગ કરવામાં નિવૃત હોય છે, જે સૂક્ષ્મ આહાર કરે છે, જે ક્રોધ વગરનો હોય છે, જે સારા શીલવાળો હોય છે તથા જેને સર્વ ભૂત પ્રાણિઓમાં દયા હોય છે, તેને તીર્થયાત્રા કરવાના ફળની પ્રાપ્તિ થાય છે. હે ભીષ્મ ! ઋષિઓએ દેવતાઓ તથા પૃથ્વીને વિષે રહેનારા મનુષ્યોને વાસ્તે જે યજ્ઞોથી આ લોકમાં તથા પરલોકમાં અનેક તરેહના યથાયોગ્ય ફળ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે, તે યજ્ઞો ઘણાં સાધન, સાહિત્ય તથા વિસ્તારવાળા છે, માટે રાજાઓ તથા દ્રવ્યવાળા મનુષ્યોથી જ થઈ શકે છે. દ્રવ્ય, સહાયતા સ્ત્રી આદિ વગરના મનુષ્યથી થઈ શકતા નથી. હે યુદ્ધ કરનાર મનુષ્યોમાં શ્રેષ્ઠ ભીષ્મ ! હું ગરીબ મનુષ્યોને જેનાથી યજ્ઞ કર્યા સરખું ફળ થાય એવો તીર્થયાત્રા કરવારૂપી વિધિ કહું તે સાંભળો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મનુષ્યને તીર્થ પ્રત્યે જવાથી યજ્ઞ કરવાથી પણ અધિક ફળ થાય છે તેની ઋષિઓને પણ ખબર નથી માટે જે મનુષ્ય ત્રણ દિવસ ઉપવાસ, તીર્થ યાત્રા તથા સુવર્ણનું દાન નથી કરતા તે દરિદ્રતાને પામે છે. હે ભીષ્મ ! મનુષ્યને તીર્થયાત્રા કરવાથી જે ફળ થાય છે, તે ઘણી દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરવાથી પણ થતું નથી, વાસ્તે મનુષ્ય લોકમાં ત્રણ લોકને વિષે પ્રસિદ્ધ દેવતાના દેવતા ભગવાનનું પુષ્કર નામે તીર્થ છે; જ્યાં મ્હોટા ભાગ્યવાન મનુષ્યો નિવાસ કરે છે, ત્યાં રહેનાર મનુષ્યોને ત્રણ સંધ્યાકાળને વિષે દશ કરોડની ઉપર કેટલાક હજાર

તીર્થનું તથા બાર સૂર્ય, આઠ વસુ, અગિયાર રૂદ્ર, ઓગણપચાસ વાયુ, ગંધર્વ અને અપ્સરાઓનું સાનિધ્ય પ્રાપ્ત થાય છે. હે મહારાજ ! જે પુષ્કરજીને વિષે મ્હોટા યોગ ધારણ કરનારા દેવતાઓ, દૈત્યો અને બ્રહ્મર્ષિઓ તપશ્ચર્યા કરવાથી પુણ્યને પામીને મ્હોટાઇ પામ્યા છે તે પ્રત્યે જે કોઇ મનુષ્યને મનથી પણ જવાની કામના થાય છે, તેનાં પાપ હોય તોપણ નાશ પામી જાય છે. તેની સ્વર્ગમાં દેવતાઓ પૂજા કરે છે. વળી હે ભીષ્મ ! પુષ્કરજીને વિષે પૂર્વે અત્યંત પ્રીતિયુક્ત થઇને કમળરૂપ આસનવાળા બ્રહ્મા રહ્યા હતા, અને મ્હોટા ભાગ્ય તથા પુણ્યવાન ઋષિઓ સહિત દેવાતઓના ગણો પણ ઉત્કૃષ્ટ સિદ્ધિઓને પામ્યા હતા. તેને વિષે જે કોઇ પિતૃ તથા દેવતાઓનાં પૂજન કરવામાં તત્પર મનુષ્ય સ્નાન કરે છે તો તેને એક અશ્વમેધ યજ્ઞ કરતાં પણ દશ ઘણું ફળ મળે છે, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. વળી પુષ્કરજીના વનને વિષે રહેનાર મનુષ્ય એક બ્રાહ્મણને પણ ભોજન કરાવે, તો આ લોક તથા પરલોકને વિષે હર્ષ પામે. વળી હે ભીષ્મ ! જે કોઇ અદેખાઇ રહિત શ્રદ્ધાવાન પુરૂષ, શાક અથવા મૂળ વા ફળનું ભોજન કરે ને તે બ્રાહ્મણને આપે તો તે પુરૂષને અશ્વમેધ યજ્ઞ કરવાના ફળની પ્રાપ્તિ થાય છે. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર જાતિના જે કોઇ મનુષ્ય પુષ્કરજીને વિષે એક વખત પણ સ્નાન કરે તે ફરીથી જન્મને પામે નહીં. તેમાં પણ જે મનુષ્ય કાર્તિકી એકાદશીને દિવસે સ્નાન કરે તો તે બ્રહ્માના સ્થાનકને વિષે અવિનાશી લોકને પામે. વળી હે ભારત ! જે મનુષ્ય હાથ જોડીને સાયંકાળ તથા પ્રાતઃકાળને વિષે પુષ્કરજીનું સ્મરણ કરે તેને સર્વ તીર્થમાં સ્નાન કરવાનું ફળ પ્રાપ્ત થાય છે. વળી મનુષ્ય અથવા સ્ત્રીએ જન્મથી આરંભીને કેવળ પાપકર્મ કર્યા હોય તો પણ પુષ્કરજીમાં એક વખત સ્નાન કરવાથી તેનાં સર્વ પાપ નાશ પામી જાય છે, કારણ જેમ સર્વ દેવતાઓમાં વિષ્ણુ મુખ્ય છે, તેમ સર્વ તીર્થમાં પુષ્કરજી મુખ્ય છે, માટે જે કોઇ મનુષ્ય બાર વર્ષ પર્યંત પુષ્કરજીમાં સ્નાન કરે, તેને સર્વ યજ્ઞો કરવાનાં ફળની તથા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. વળી મનુષ્યને એકસો વર્ષ સુધી અગ્નિહોત્ર કરવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય કાર્તિકી એકાદશીને દિવસે પુષ્કરજીમાં રહેવાથી થાય છે. પુષ્કર, મનુષ્યે જવું, તપ કરવું, દાન આપવાં અને નિવાસ કરી રહેવું એ કઠીણ છે, તોપણ મનુષ્યે સ્થિર આસન રાખીને બાર દિવસ પર્યંત ત્યાં અવશ્ય રહેવું.

પછી મનુષ્યે ત્યાંથી પૂર્વ દિશા તરફ ફરીને દેવતા તથા ઋષિઓએ સેવન કરેલા જંબૂતીર્થમાં જવું. અશ્વમેધયજ્ઞ કરવાના ફળની પ્રાપ્તિ થાય છે માટે તે તીર્થમાં પાંચ રાત્રિ રહેવાથી મનુષ્ય પવિત્ર થાય છે, તેને દુષ્ટ ગતિની પ્રાપ્તિ થતી નથી, ઉત્તમ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે–પછી મનુષ્યે જંબૂતીર્થથી નિવૃત થઇ તંદુલિકાના આશ્રમ પ્રત્યે જવું. જ્યાં જવાથી મનુષ્યને દુષ્ટગતિ પ્રાપ્ત થતી નથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. મનુષ્ય અગસ્ત્ય નામના સર પ્રત્યે જઇ ત્રણ દિવસ સુધી ઉપવાસ કરીને, દેવતાઓ તથા પિતૃઓનું પૂજન કરે તો તેને અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાના ફળની પ્રાપ્તિ થાય છે, અથવા ત્યાં કેવળ શાક વા ફળનું ભોજન કરીને રહે તો શ્રેષ્ઠતાની પ્રાપ્તિ થાય છે. પછી મનુષ્યે શોભાયમાન સર્વ લોકને વિષે માન્ય, ધર્મના સ્થાનકરૂપ, પવિત્ર અને સર્વમાં મુખ્ય કણ્વ ઋષિના આશ્રમ પ્રત્યે જવું, કારણ જ્યાં પ્રવેશ કરવા માત્રમાંજ મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. ત્યાં પિતૃ તથા દેવતાઓનું પૂજન કરવાથી, સર્વ કામના પ્રાપ્ત કરવામાં સમર્થ

એવા યજ્ઞ કરવાના ફળને પમાય છે. મનુષ્યે તે આશ્રમની પ્રદક્ષિણા કરીને યયાતિપતન જવું. જ્યાં જવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞ કરવાના ફળની પ્રાપ્તિ થાય છે. પછી ત્યાં ઘણા દિવસ રહીને સ્થિર ચિત્તવાળા અને સ્થિર આસનવાળા મનુષ્યને કોટિતીર્થ પ્રત્યે જઇ તેના જળનો સ્પર્શ કરવો, જેથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ધર્મ જાણનાર મનુષ્યે ત્રણ લોકને વિષે ભદ્રવટ નામથી પ્રસિદ્ધ એવા પાર્વતીના પતિ શિવજીના તીર્થ પ્રત્યે જઇને, મહાદેવજીનાં દર્શન કરવાં, જેથી મનુષ્યને એક હજાર ગાયોનું દાન આપવા બરોબર પુણ્ય તથા મહાદેવજીના ગણનું અધિપતિપણું પ્રાપ્ત થાય છે. ત્રણ લોકમાં વિખ્યાત નર્મદા નામની નદી પ્રત્યે આવીને, પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરનારને અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું ફળ મળે છે. બ્રહ્મચર્ય વ્રતવાળા તથા જીતેંદ્રિય પુરૂષ દક્ષિણ સમુદ્ર પ્રત્યે જાય, તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે તથા દેવતાના વિમાનમાં પણ બેસે. પછી સ્થિર ચિત્તવાળા પુરૂષે ચર્મણ્વતી પ્રત્યે જવું, જેથી મનુષ્યને રંતિદેવની આજ્ઞાથી અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાનું ફળ પ્રાપ્ત થાય છે.

હે ધર્મના જાણનાર! જ્યાં પૂર્વે પૃથ્વીને વિષે છિદ્ર હતું એવા હિમાદ્રિ પર્વતના પુત્ર અર્બુદ પર્વત પ્રત્યે વસિષ્ઠ ઋષિનો આશ્રમ છે ત્યાં મનુષ્યને એક રાત્રિ રહેવાથી હજાર ગાયનું દાન આપવા બરોબર ફળ થાય છે. હે મનુષ્યમાં શ્રેષ્ઠ! ત્યાર પછી બ્રહ્મચર્ય વ્રતવાળા તથા જીતેંદ્રિય પુરૂષે પિંગતીર્થ પ્રત્યે જઇ તેના જળનો સ્પર્શ કરવો; તેથી એકસો કપિલા ગાયનું દાન આપવાના ફળને પામે. પછી હે રાજેંદ્ર! મનુષ્ય સર્વ તીર્થોમાં ઉત્તમ અને જ્યાં દેવતાઓના મુખરૂપ વાયુ છે સારથિ જેનો એવો સાક્ષાત્ અગ્નિ રહ્યો છે એવા પ્રભાસને વિષે જઇને સ્નાન કરે, તો અગ્નિષ્ટોમ અને અતિરાત્ર નામના યજ્ઞ કરવા જેવા ફળને પામે. જ્યાં સરસ્વતી તથા સમુદ્રનો સમાગમ થાય છે ત્યાં જવાથી હજાર ગાયનું દાન આપવાના ફળની તથા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. પોતાને વશ્ય મનવાળો પુરૂષ સમુદ્રતીર્થ પ્રત્યે જઇ ત્રણ દિવસ રહી તેમાં સ્નાન કરી પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરે તો ચંદ્ર સરખો પ્રકાશમાન થાય તથા અશ્વમેધ યજ્ઞના ફળને પામે. હે ભારત! મનુષ્ય, જે વરદાન નામના તીર્થને વિષે પૂર્વે દુર્વાસા ઋષિએ વિષ્ણુને વરદાન આપ્યું હતું ત્યાં જઇને સ્નાન કરે, તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. હે મહાભાગ! દ્વારકાં પ્રત્યે જઇ, જેમાં કમળ સરખી તથા ત્રિશૂળ સરખી મુદ્રાઓ દેખાય છે એવા અને જ્યાં મહાદેવજીનું સાન્નિધ્યપણું છે એવા પિંડતારક નામના તીર્થને વિષે જે સ્નાન કરે છે તે ઘણાં સુવર્ણનું દાન આપવાના ફળને પામે છે. હે ભારત! જ્યાં સમુદ્ર અને સિંધુ નદીનો સમાગમ થાય છે, ત્યાં જઇ સ્નાન કરીને દેવતા, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરે, તો પ્રકાશમાન એવા વરૂણ લોકને પામે છે. તે સ્થળને વિષે શંકુકર્ણેશ્વર નામે મહાદેવજી છે તેનું પૂજન કરે, તો દશ અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. ત્યાર પછી હે ભારત! પુરૂષ ત્યાંથી પૂર્વ દિશા તરફ જ્યાં બ્રહ્માદિ દેવતાઓ મહાદેવજીની ઉપાસના કરે છે તથા જેમાં પૂર્વે વિષ્ણુએ દૈત્યોનો નાશ કરીને સ્નાન કર્યું હતું એવા ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને મનુષ્યના સર્વ પાપને નાશ કરનાર કમી નામના તીર્થમાં જઇ તેમાં સ્નાન કરીને મહાદેવજીનું દર્શન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે તથા તે પુરૂષની દેવતાઓ પણ સ્તુતિ કરે. હે ધર્મજ્ઞ! વળી જ્યાં જવાથીજ પુરૂષને અશ્વમેધના ફળની પ્રાપ્તિ થાય

છે એવા વસોર્ધારા નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરીને, દેવતા તથા પિતૃઓનું તર્પણ કરે, તો વિષ્ણુ લોકને પામે ને ત્યાં વસુનું તળાવ છે તેમાં સ્નાન કરે તથા તેના જળનું પાન કરે તો આઠ વસુને માન્ય થાય. સર્વ પાપને નાશ કરનારા સિંધુત્તમ નામના તીર્થ પ્રત્યે જઇને તેમાં સ્નાન કરે તો ઘણું સુવર્ણનું દાન આપવાના ફળને પામે. પછી પવિત્ર અને સારાં શીળવાળો મનુષ્ય ભદ્રતુંગ નામના તીર્થ પ્રત્યે જાય તો બ્રહ્મલોકને અથવા ઉત્તમ ગતિને પામે. પછી ત્યાંથી મનુષ્ય દેવતાઓએ સેવન કરેલા ચંદ્રના કુમારિકા નામના તીર્થ પ્રત્યે જઇને તેમાં સ્નાન કરે, તો સ્વર્ગ લોકને પામે ને ત્યાં રેણુકાના તીર્થમાં સ્નાન કરે તો ચંદ્ર સરખો નિર્મળ થાય. ત્યાર પછી હે ભારત! મનુષ્ય જ્યાં શતદ્રુ, ઇરાવતી વિપાશા, ચંદ્રભાગા અને વિતસ્તા નદીઓ છે એવા પંજાબ દેશને વિષે જઈ તે તીર્થોમાં સ્નાન કરે તો બ્રહ્મયજ્ઞ દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ એ પાંચ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભારત! પુરૂષ ભીમા નામની દેવીના ઉત્તમ સ્થાનકમાં જઇ સ્નાન કરે, તો દેવયોનિમાં તપાવેલા સુવર્ણનાં કુંડળયુક્ત દેહવાળા જન્મને પામે તથા લક્ષ ગાયનું દાન આપવાના ફળને પામે ને ત્યાં શ્રીકુંઠ નામની બ્રહ્માની મૂર્તિ છે, તે પાસે જઇ તેને નમસ્કાર કરે, તો હજાર ગાય આપવાના ફળને પામે. પછી ધર્મજ્ઞ પુરૂષ જેને વિષે સુવર્ણ તથા રૂપાનાં માછલાં અદ્યાપિ દેખાય છે એવા ઉત્તમ વિમળ તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે, તો સર્વ પાપથી મૂકાઇ પરમ ગતિને અથવા સ્વર્ગલોકને પામે. હે ભારત! કાશ્મિર દેશને વિષે સર્વ પાપને નાશ કરનાર એવું તક્ષક નાગનું વિતસ્ત નામે પ્રસિદ્ધ ભવન છે, ત્યાં જઇને સ્નાન કરવાથી વાજપેય નામનો યજ્ઞ કરવાના ફળની તથા પરમ ગતિની પ્રાપ્તિ થાય છે.

પછી મનુષ્ય ત્રણ લોકને વિષે વિખ્યાત વડવા નામના તીર્થ પ્રત્યે જઇ સાયંકાળને વિષે વિધિયુક્ત તેમાં સ્નાન કરીને, પોતાની શક્તિ પ્રમાણે અગ્નિમાં ચરૂનો હોમ કરે તો તેથી તેણે પિતૃઓને અક્ષય દાન આપ્યું એમ બુદ્ધિમાન્ મનુષ્યો કહે છે. ત્યાં પૂર્વે ઋષિ, પિતૃ, દેવતા, ગંધર્વ, અપ્સરા, ગુહ્યક, કિન્નર, યક્ષ, સિદ્ધ, વિદ્યાધર, મનુષ્ય, રાક્ષસ, દૈત્ય તથા રૂદ્રના ગણો અને બ્રહ્માએ એક હજાર વર્ષની દીક્ષા લઈ વિષ્ણુને પ્રસન્ન કરવા સારૂ અગ્નિમાં સાત સાત ઋગ્વેદના મંત્ર ભણી ચરૂનો હોમ કર્યો હતો. વિષ્ણુના સ્તુતિ કરી ત્યારે તેમના ઉપર પ્રસન્ન થયેલા ભગવાન તેમને આઠ ઐશ્વર્ય તથા ઇચ્છિત કામના પ્રાપ્ત થવાનું વરદાન આપીને અંતર્ધાન થયા હતા, તેથી તે તીર્થનું નામ સપ્તચરૂ છે. હે ભારત! ત્યાં અગ્નિમાં હોમ કરવાથી એક લક્ષ ગાયનું દાન એકસો રાજસૂય યજ્ઞ તથા એક હજાર અશ્વમેધ યજ્ઞ કરવાનું ફળ પ્રાપ્ત થાય છે. પછી મનુષ્ય ત્યાંથી પાછો ફરી રૂદ્રપદ પ્રત્યે જઇને, મણિમાન નામના મહાદેવજીનું પૂજન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. ત્યાર પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ! પુરૂષ જ્યાં પૂર્વે બ્રાહ્મણોનો જન્મ થયો છે અને ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવું મહાદેવનું સ્થાનક છે અને જેની અર્ધા યોજનમાં પહોળાઇ છે ત્યાં સ્નાન કરી મહાદેવજીનું પૂજન કરી પોતાની શક્તિ પ્રમાણે અગ્નિમાં ચરૂ હોમે તો સર્વ કામના આપવા વાળા યજ્ઞના ફળને પામે. ત્યાં સર્વ દેવતાઓએ સેવેલું મહાદેવજીનું કામ નામે તીર્થ છે તેમાં સ્નાન કરે તો જલદીથી સર્વ સિદ્ધિ પામે. પછી પુરૂષ, તેજ સ્થળને વિષે યજન. યાજન, બ્રહ્મવાળુક અને પુષ્પાંભ નામના બીજાં તીર્થ છે તેમના જળનો સ્પર્શ

કરે તો મૃત્યુ ધર્મવાન કહી શોકયુક્ત થાય નહીં. તેની આગળ હે ધર્મજ્ઞ ! મનુષ્યે જે દીર્ઘસત્ર નામના તીર્થ પ્રત્યે દીક્ષા ગ્રહણ કરેલા અને સ્થિર વ્રતવાળા બ્રહ્માદિ દેવતા, સિદ્ધ તથા ઋષિઓ ઘણા કાળ પર્યંત યજ્ઞ કરે છે તે પ્રત્યે જવું. મનુષ્યને જવા માત્રમાંજ રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. પછી પુરૂષ કુરૂક્ષેત્ર પ્રત્યે જાય ત્યારે તેના રસ્તામાં મેરૂ પર્વતના પૃષ્ઠ ભાગને વિષે જે સરસ્વતી ગુપ્ત રહી ગતિ કરે છે ત્યાં ચમસોદ્ભેદ, શિવોદ્ભેદ અને નાગોદ્ભેદને વિષે પ્રસિદ્ધ છે. પુરૂષને ચમસોદ્ભેદને વિષે સ્નાન કરવાથી ફળ મળે છે ને શિવોદ્ભેદને વિષે સ્નાન કરવાથી હજાર ગાયનું દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. અને નાગોદ્ભેદને વિષે સ્નાન કરવાથી નાગ લોકની પ્રાપ્તિ થાય છે. મનુષ્યને દુર્લભ એવું અને જેને વિષે સસલા નામનાં જનાવરો સરખી આકૃતિવાળાં કમળ ગુપ્ત થઇને રહ્યાં છે જે કાર્તિકી એકાદશીને દિવસે સરસ્વતીને વિષે દેખાય છે તે તીર્થનું નામ શશયાન છે, વાસ્તે હે ભારત ! જે પરૂષ તે તીર્થમાં જઇને સ્નાન કરે છે તે ચંદ્ર સરખો પ્રકાશમાન થાય અને હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. પછી હે ભીષ્મ ! પિતૃ અને દેવતાઓનાં પૂજન કરવામાં પ્રીતિમાન તથા સ્થિર ચિત્તવાળા પુરૂષો કુમારકોટિ નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો દશ હજાર ગૌદાન આપવાના ફળને પામે તથા પોતાના કુળનો નરકમાંથી ઉદ્ધાર કરે છે. હે ધર્મજ્ઞ ! પુરૂષે રૂદ્રકોટિ પ્રત્યે જવું જ્યાં પૂર્વે સ્થિર મનવાળા અને મહાદેવજીનું દર્શન કરવાની ઇચ્છાવાળા એક કરોડ મુનિઓ માંહોમાંહે પ્રથમ મને મહાદેવજીનું દર્શન થશે. એમ વાદ કરીને આવ્યા, ત્યારે શ્રી મહાદેવજીએ તેમના પરસ્પરના ક્રોધને નિવૃત્ત કરવા સારૂ પોતાની યોગમાયાના બળે કરીને કરોડ સ્વરૂપ ધારણ કરી સર્વને દર્શન આપ્યું હતું. તેઓ સૌએ મને મહાદેવજીનું પ્રથમ દર્શન થયું એમ માન્યું હતું. તેમની ઉપર પ્રસન્ન ગયેલા શિવજીએ તેઓને આજથી તમારા ધર્મની વૃદ્ધિ થશે એમ વરદાન આપ્યું, હતું. તેથી તે તીર્થનું નામ રૂદ્રકોટિ પડયું. ત્યાં જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે તથા પોતાના કુળનો પણ ઉદ્ધાર કરે એમાં સંશય નહીં. ત્યાર પછી આગળ જે સરસ્વતીને વિષે ચૈત્ર શુક્લ ચતુર્દશીને દિવસે બ્રહ્માદિ દેવતાઓ તથા તપશ્ચર્યારૂપ દ્રવ્યવાળા ઋષિઓ જઇને, કેશવ ભગવાનની ઉપાસના કરે છે તથા સરસ્વતીને વિષે જઇ સ્નાન કરે છે તો, ઘણા સુવર્ણનું દાન આપવાના ફળને પામે તથા સર્વ પાપથી મૂકાઇને બ્રહ્મલોક પ્રત્યે જાય છે. હે ભારત ! જે મનુષ્ય જ્યાં પૂર્વે ઋષિઓના યજ્ઞની સમાપ્તિ થઇ હતી એવી સરસ્વતીને વિષે મૃત્યુને પામે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે.

ऋषीणां यत्र सत्राणि समाप्तानि नराधिप
तत्रावसानमासाद्य गोसहस्रफलं लभेत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि सरस्वतोपाख्याने
गुणगणानां द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

## અધ્યાય ૮૩ મો. તીર્થોનાં મહાત્મ્ય.

पुलस्त्य उवाच—ततो गच्छेत राजेंद्र कुरुक्षेत्रमभिष्टुतं
पापेभ्यो यत्र मुच्यंते दर्शनात्सर्वजंतवः ॥

પુલસ્ત્ય કહે છે–હે ભીષ્મ ! જેનાં દર્શને કરીને સર્વ જીવ પાપથી છૂટે છે એવા કુરૂક્ષેત્ર પ્રત્યે જવું કેમકે જે પુરૂષ ત્યાં જાય છે તે સર્વ પાપથી મુક્ત થાય છે. વળી કુરૂક્ષેત્રને વિષે વાયુએ કરી ઉડતી રજ પણ જીવને સ્પર્શ કરે તો તે જીવ અત્યંત દુષ્ટ કર્મવાળો હોય તોપણ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. વળી હે ભીષ્મ ! સરસ્વતીની દક્ષિણ દિશા તરફ તથા દષદ્વતીની ઉત્તર દિશા તરફ કુરૂક્ષેત્ર છે તેમાં જે પુરૂષ નિવાસ કરે છે તે સ્વર્ગમાંજ રહે છે એમાં સંશય નથી. વળી હે ભારત ! મહા પવિત્ર કુરૂક્ષેત્રને વિષે બ્રહ્માદિ દેવતાઓ, ઋષિઓ સિદ્ધો, ચારણો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો તથા સર્પો સદૈવ જાય છે, તે કુરૂક્ષેત્રને વિષે રહેલી સરસ્વતી પ્રત્યે મનુષ્યે એક માસ પર્યંત નિવાસ કરવો. જે મનુષ્ય પોતાના મનમાં કુરૂક્ષેત્ર પ્રત્યે જવાની ઇચ્છા રાખે છે તો તે સર્વ પાપથી મુક્ત થઇ બ્રહ્મલોક પ્રત્યે જાય છે. જે શ્રદ્ધાવાન પુરૂષ કુરૂક્ષેત્ર પ્રત્યે જાય, તેને રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. હે મતિમાન ! કુરૂક્ષેત્ર પ્રત્યે જતાં રસ્તામાં પ્રથમ મહા બળવાન મચકુંદ નામે યક્ષ દ્વારપાલ આવે છે, તેને મનુષ્ય નમસ્કાર કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. જ્યાં હરિ ભગવાન સદૈવ સાંનિધ્ય રહ્યા છે એવું વિષ્ણુના સ્થાનકરૂપ સતત નામનું તીર્થ છે તેમાં સ્નાન કરે તથા ત્રણ લોકને ઉત્પન્ન કરનાર હરિભગવાનને નમસ્કાર કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે. હે ભારત ! પુરૂષ ત્રણ લોકને વિષે વિખ્યાત એવા પારિપ્લવ નામના તીર્થ પ્રત્યે જાય તો અગ્નિષ્ટોમ અને અતિરાત્ર નામનો યજ્ઞ કરવાના ફળને પામે છે. પૃથ્વી તીર્થ પ્રત્યે જવાથી એક હજાર ગાયનું દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. તીર્થ સેવન કરનાર પુરૂષ શાલુકિની નામની નદીરૂપ તીર્થ છે ત્યાં જઇ સ્નાન કરે તો દશ અશ્વમેધ કરવાના ફળને પામે છે. નાગોનું સર્પવેદી નામનું ઉત્તમ તીર્થ છે તે પ્રત્યે જાય, તો અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાના ફળને તથા નાગ લોકને પામે છે. હે ધર્મજ્ઞ ! મનુષ્યે તરંતુક નામના દ્વારપાળ પ્રત્યે જઈ એક રાત્રિ રહેવું જેથી એક હજાર ગૌદાનના ફળની પ્રાપ્તિ થાય છે. સ્થિર આસનવાળો પુરૂષ પાંચનદો પ્રત્યે જાય, ત્યાં પ્રથમ કોટિતીર્થ પ્રત્યે જઇ તેના જળનો સ્પર્શ કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે. અશ્વિનીકુમાર નામના તીર્થ પ્રત્યે જાય તો સ્વરૂપવાન થાય, તે જ્યાં પૂર્વે વરાહરૂપ વિષ્ણુ ઉભા હતા તેથી વારાહી તીર્થ કહેવાય છે, ત્યાં જઇ તેમાં સ્નાન કરે તો અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાના ફળને પામે છે. મનુષ્ય સોમ તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો રાજસૂય યજ્ઞના ફળને પામે છે. એકહંસ નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો હજાર ગૌદાનના ફળને પામે, કારણ તે તીર્થમાં જે પુરૂષે સ્નાન કર્યું હોય, તેની પાસે જે બીજા પુરૂષ જાય તેપણ પવિત્ર થઇને સૂર્યલોકને પામે છે. હે ભીષ્મ ! મહાત્મા મહાદેવજીના મુંજવટ નામના સ્થાપક પ્રત્યે જઇ એક રાત્રિ રહી ઉપવાસ કરે તો તેના ગણનો અધિપતિ થાય ને ત્યાં સર્વ લોકમાં પ્રસિદ્ધ એવું યક્ષિણી નામનું તીર્થ છે તેમાં સ્નાન કરવાથી સર્વ કામનાને પામે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જગત્માં વિખ્યાત જે, કુરૂક્ષેત્રનું મુચકુંદ યક્ષે પાલન કરેલું દ્વાર પ્રથમ કહ્યું ત્યાંથી પૂર્વ દિશા તરફ જઇને, પરશુરામે કરેલાં સર્વ તીર્થમાં માન્ય એવા તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરી અને પિતૃઓ તથા દેવતાઓનું તર્પણ કરે તો મનુષ્ય કૃતકૃત્ય થાય તથા અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. તીર્થનું સેવન કરનાર સ્થિર ચિત્તવાળા મનુષ્યે રામહૃદો પ્રત્યે જવું, કેમકે પૂર્વે તે હૃદોમાં, પરશુરામે ક્ષત્રિયોનો નાશ કરી તેમાં રૂધિરથી પરિપૂર્ણ કરીને

પિતૃઓનું તર્પણ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા પિતૃઓ પરશુરામ પાસે આવીને બોલ્યા કે હે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા મ્હોટા ભાગ્યવાન પરશુરામ ! અમે તમારી પિતૃઓ ઉપર ભક્તિ તથા તમારા પરાક્રમે કરીને તમારી ઉપર પ્રસન્ન થયા છીએ, માટે તમારૂં કલ્યાણ થાઓ ને તમે જે ઇચ્છતા હો તે અમારાથી વરદાન માગો. હે ભીષ્મ ! એ પ્રમાણે આકાશમાં ઉભેલા પિતૃઓએ કહ્યું, ત્યારે પ્રહાર કરનાર મનુષ્યમાં શ્રેષ્ઠ પરશુરામે હાથ જોડીને કહ્યું કે, જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તથા તમને મારી ઉપર અનુગ્રહ હોય તો હું પિતૃઓની કૃપા અને ફરીથી તપ કરવા ઇચ્છું છું; મેં ક્રોધ કરીને ક્ષત્રિયોનો નાશ કર્યો, તે પાપથી તમારી કૃપાએ કરીને મુકાઉં તથા મેં ક્ષત્રિયોના રૂધિરે કરી જે હદો ભર્યાં છે તે જગતમાં પ્રસિદ્ધ તીર્થરૂપ થાય એવું વરદાન માગું છું.

પુલસ્ત્ય કહે છે—હે મતિમાન ભીષ્મ ! એ પ્રમાણે પરશુરામે કહ્યું ત્યાર પછી પ્રસન્નતાને પામેલા તથા હર્ષયુક્ત થયેલા પિતરો બોલ્યા કે, હે પરશુરામ ! તમારી અમપર ઉત્તમ ભક્તિ સહિત તપ વૃદ્ધિ પામો, ને તમે જે ક્રોધ કરી ક્ષત્રિયોનો નાશ કર્યો તે પોતાના અદૃષ્ટથી નાશ પામ્યા એમાં તમને કશો દોષ નથી. વળી તમે કરેલા રૂધિરના હદો તીર્થરૂપ થશે એમાં સંશય નથી, તે હદોમાં જે કોઇ મનુષ્ય સ્નાન કરીને પિતરોનું તર્પણ કરશે તેની ઉપર તેઓ પ્રસન્ન થઇને પૃથ્વીમાં દુર્લભ એવાં મનવાંચ્છિત કામનાની તથા સર્વ લોકની પ્રાપ્તિ કરાવશે. હે ભીષ્મ ! એ પ્રમાણે પરશુરામને કહી તેમની રજા લઇ અત્યંત પ્રસન્ન થઇને સર્વ પિતરો અંતર્ધાન થયા. હે ભારત ! એ પ્રમાણે મહાત્મા પરશુરામે કરેલા હદોને વિષે બ્રહ્મચર્યાદિ શુભ વ્રતવાળા પુરૂષ સ્નાન કરીને પરશુરામનું પૂજન કરે તેને ઘણાં સુવર્ણનાં દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. તીર્થનું સેવન કરનાર પુરૂષ વંશમૂળક નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો તે પોતાના વંશનો ઉદ્ધાર કરે છે. કાયશોધન નામના તીર્થ પ્રત્યે જઇ માણસે સ્નાન કરવું, કારણ તેથી શરીર શુદ્ધ થાય તથા ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. જ્યાં પૂર્વે વિષ્ણુએ સર્વ લોકનો ઉદ્ધાર કર્યો છે એવા લોકોદ્ધાર નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે, તો પોતાના દેહ સહિત સર્વ વંશનો ઉદ્ધાર કરે છે એમાં સંશય નથી. તે તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરીને દેવતા તથા પિતરોનું તર્પણ કરે. તો સમૃદ્ધિને પામે છે ત્યાર પછી મનુષ્ય કપિલાતીર્થ પ્રત્યે જઇ સ્નાન કરીને પિતરો તથા દેવતાઓનું તર્પણ કરે તો એક હજાર કપિલા ગાયનું દાન આપવાના ફળને પામે છે સૂર્ય. તીર્થ પ્રત્યે જઇ ઉપવાસ યુક્ત થઇ સ્નાન કરી પિતરો તથા દેવતાઓનું તર્પણ કરે તો અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાના ફળને તથા સર્વ લોકને પામે છે. મનુષ્યે ગવાંભવન એટલે ગાયોના સ્થાનરૂપ તીર્થ છે ત્યાં જઇ સ્નાન કરવું. જેથી એક હજાર ગાયનું દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. શંખિની નામની દેવીનું તીર્થ છે ત્યાં જઇ તેમાં સ્નાન કરે તો શુભ ફળ પામે છે. યક્ષોમાં શ્રેષ્ઠ અરંતુક યક્ષ નામના દ્વારપાળનું સરસ્વતીને વિષે તીર્થ છે તે પ્રત્યે જઇ સ્નાન કરે અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે. તો બ્રહ્મ તીર્થને વિષે જઇ સ્નાન કરવાથી બ્રહ્મલોકને પામે છે. હે ભીષ્મ ! જ્યાં દેવતાઓ સહિત પિતરો સાનિધ્ય રહ્યા છે એવું સર્વ તીર્થોમાં ઉત્તમ સુતીર્થક નામનું તીર્થ છે, ત્યાં જઇને તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા પિતૃલોકને પામે છે. અંશુમતી નદીને વિષે કાશીશ્વર મહાદેવનું તીર્થ છે તે પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો સર્વ વ્યાધિથી મુકાઇને બ્રહ્મલોકને

વિષે જઇ હર્ષ પામે છે ને ત્યાંજ માતતીર્થ છે તેમાં સ્નાન કરે તો તેનો વંશ વૃદ્ધિ પામે છે તથા તેને વંશ પરંપરા સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે. હે મહારાજ, ! શીત વનને વિષે બીજે ઠેકાણે દુર્લભ એવું શ્વાદિલોમાપહ નામનું તીર્થ છે ત્યાં જનાર પુરૂષ પવિત્ર થાય છે, પુરૂષો જ્યાં જઇને પોતાના પંચ કેશ ઉતરાવે તો શુદ્ધ થાય છે. બ્રાહ્મણ જેમાં સ્નાન કરવાથી અત્યંત પ્રસન્ન થાય છે તથા જ્યાં બ્રાહ્મણો પ્રાણાયામ કરીને પંચકેશ ઉતારવાથી પવિત્ર થઇ પરમ ગતિને પામે છે, તે તીર્થ પ્રત્યે જઇને મનુષ્ય સ્નાન કરે તો દશ અશ્વમેધ કરવાના ફળને તથા પરમ ગતિને પામે છે. માનુષ તીર્થ પ્રત્યે પુરૂષે જવું, કારણ પૂર્વે પારધિએ પ્રહાર કરેલા મૃગો જેમાં સ્નાન કરવાથી મનુષ્યરૂપને પામ્યા હતા તેમાં જઇને સ્નાન કરે તો સર્વ પાપથી મુકાઇને સ્વર્ગ લોકમાં જઇ હર્ષ પામે છે. માનુષ તીર્થની પૂર્વ દિશા તરફ એક ગાઉ ઉપર દેવતાઓએ સેવન કરેલી આપગા નામની નદી છે, ત્યાં જઇ પિતરોનો ઉદ્દેશીને એક બ્રાહ્મણને પણ સામા નામના ધાન્યનું ભોજન કરાવે તો તેને કરોડ બ્રાહ્મણને ભોજન કરાવ્યાના ફળની પ્રાપ્તિ થાય છે ને તે તીર્થમાં સ્નાન કરી, દેવતાઓ તથા પિતરોનું પૂજન કરીને એક રાત્રિ રહે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે છે. પૃથ્વીને વિષે પ્રકાશમાન અને પ્રસિદ્ધ એવા ઉદુંબર નામના સ્થાનક વિષે સપ્તઋર્ષિના કુંડ તથા મહાત્મા કપિલા. મુનિનું કેદાર નામનું તીર્થ છે, ત્યાં જઇ તેમાં સ્નાન કરીને બ્રહ્માની મૂર્તિનું દર્શન કરે તો સર્વ પાપથી મૂકાઇ બ્રહ્મલોકને પામે છે. સ્વધર્મ પાલન કરવાથી નાશ પામ્યાં હોય પાપ જેનાં એવો પુરૂષ કપિલજળનું દુર્લભ એવું કેદાર નામનું તીર્થ છે ત્યાં તો અંતર્ધ્યાનપણાને પામે છે. હરેક માસના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે જેમાં ત્રણ કરોડ તીર્થો રહે છે એવા સરક નામના તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને મહાદેવજીનું દર્શન કરે તો ઇચ્છિત કામનાને તથા સ્વર્ગ લોકને પામે છે. વળી ત્યાં રૂદ્રકોટિ, કુપ, હૃદો તથા ઇલાસ્પદ નામનાં તીર્થો છે, તેઓમાં સ્નાન કરીને તથા પિતરોનું પૂજન કરે તો તેને દુષ્ટ ગતિની પ્રાપ્તિ થતી નથી અને અશ્વમેધ યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી હે ભીષ્મ ! મનુષ્ય કિંદાન તથા કિંજપ્ય નામનાં બે તીર્થો પ્રત્યે જઇ સ્નાન કરે તો અગણિત દાન તથા જપ કરવાના ફળને પામે. છે. પછી પુરૂષ કળશી નામની નદી પ્રત્યે જઇ તેના જળનો સ્પર્શ કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે છે.

હે ભીષ્મ! પ્રથમ કહેલા સરક નામના તીર્થની પૂર્વ દિશા તરફ મહાત્મા નારદજીનું અંબાજન્મ નામનું તીર્થ છે ત્યાં જઇ સ્નાન કરીને કદી પોતાના પ્રાણનો ત્યાગ કરે તો ઉત્તમ લોકને પામે છે. હરેક માસના શુક્લ પક્ષની દશમીને દિવસે પુંડરીક નામના તીર્થ પ્રત્યે સ્નાન કરે તો દેવપણાને પામીને ત્રણ લોકમાં વિખ્યાત એવા સ્વર્ગ પ્રત્યે જાય છે. તે તીર્થની પાસે જીવોના પાપને નાશ કરે એવી મહા પવિત્ર વૈતરણી નામની નદી છે, તેમાં સ્નાન કરીને મહાદેવજીનું પૂજન કરે તો સર્વ પાપથી છુટી ઉત્તમ ગતિને પામે છે. હે શ્રેષ્ઠ ! જ્યાં સદૈવ દેવતાઓ હજારો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરે છે એવા ફળકીના વનમાં જઇ દપદ્વતીમાં સ્નાન કરી દેવતાઓનું તર્પણ કરે તો અગ્નિષ્ટોમ તથા અતિરાત્ર નામના યજ્ઞો કરવાના ફળને પામે ને ત્યાં સર્વદેવ નામના તીર્થને વિષે સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. હે ભારત ! મનુષ્ય પાણિખાત નામના તીર્થને વિષે જઇ સ્નાન કરીને દેવતાઓને તૃપ્ત કરે તો અગ્નિષ્ટોમ અતિરાત્ર તથા રાજસૂય નામના

યજ્ઞ કરવાના ફળને પામી ઋષિલોક પ્રત્યે જાય છે. જ્યાં પૂર્વે વ્યાસજીએ બ્રાહ્મણોને માટે સર્વ તીર્થોને મિશ્રિત કર્યા છે, જે તીર્થનું નામ મિશ્રતીર્થ પડેલું છે ત્યાં જઇ સ્નાન કરે તો સર્વ તીર્થોમાં સ્નાન કરવાના ફળને પામે છે. વ્યાસજીના વનને વિષે મનોજવ નામના તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. મધુવટી પ્રત્યે દેવીનું તીર્થ છે ત્યાં જઇ તેમાં સ્નાન કરીને પિતૃઓ તથા દેવતાઓનું પૂજન કરે તો દેવીની કૃપાથી હજાર ગોદાન કરવાના ફળને પામે છે. જ્યાં કૌશિકી તથા દૃષદ્વતીનો સમાગમ થાય છે ત્યાં જઇ તે તીર્થમાં સ્નાન કરે તો સર્વ પાપથી પ્રાણી મુક્ત થાય. વળી હે ભારત ! જ્યાં પૂર્વે વ્યાસજીએ, શુકદેવ નામનો પુત્ર જન્મ લઇને ચાલી નીકળ્યો તેથી તાપ પામીને પોતાના દેહનો ત્યાગ કરવાની મતિ કરી, ત્યારે સર્વ દેવતાઓ મળી તેમની પાસે આવીને શાંત કર્યા, જેથી વ્યાસસ્થળના નામે ક્ષેત્ર થયું તે પ્રત્યે જાય તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે.

હે ભીષ્મ ! જીવ કિંદત્ત નામના કૂપ પ્રત્યે જઇને એક મુષ્ટિ અથવા એક શેર વજન તિલ બ્રાહ્મણને આપે તો દેવતા, પિતૃ તથા ઋષિના ઋણથી મુકાઇ પરમ સિદ્ધિને પામે છે. અહઃ તથા સુદિન નામનાં બે તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો મનુષ્ય સૂર્ય લોકને પામે છે. હે ભીષ્મ ! ત્રણ લોકને વિષે પ્રસિદ્ધ એવા મૃગધુમ નામના ક્ષેત્રને વિષે ગંગાજી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને મહાદેવજીનું પૂજન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે ને ત્યાં દેવીનું તીર્થ છે તેમાં સ્નાન કરે તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. ત્રણ લોકમાં વિખ્યાત એવું વામનક નામનું તીર્થ છે ત્યાં જઇ સ્નાન કરીને વામનજી ભગવા-નનું પૂજન કરે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુ લોક પ્રત્યે જાય છે. કુળંપુન નામના તીર્થમાં જઇ સ્નાન કરે તો પોતાના કુળને પવિત્ર કરે છે. ઓગણપચાસ એક વાયુનો અત્યંત ઉત્તમ વાયુ તીર્થ નામનો હૃદ છે, તેને વિષે જઇ સ્નાન કરે તો વિષ્ણુ લોકને પામે છે. દેવતાઓના હૃદ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને ઇંદ્રનું પૂજન કરે તો દેવતાઓની કૃપાથી સ્વર્ગ પામે છે. શાલિહોત્રના શાલિસૂર્ય નામના તીર્થને વિષે સ્નાન કરે તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. હે સરસ્વતીના પુત્ર ! કુંજ નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે છે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ ! પૂર્વે નૈમિષારણ્ય ક્ષેત્રને વિષે રહેનારા બ્રાહ્મણોએ તીર્થ યાત્રા કરતાં કુરુક્ષેત્રને વિષે ઋષિઓને સંતોષ આપનાર અવકાશ પ્રાપ્ત થવા સારૂ સરસ્વતીનો કુંજ કર્યો છે. તે નૈમિષકુંજ કહેવાય છે. તે પ્રત્યે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે છે. કન્યાતીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે, તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. બ્રહ્માના ઉત્તમ તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો પરમ ગતિને પામે કારણ તે તીર્થને વિષે શુદ્ર જાતિનો પુરૂષ સ્નાન કરે તો બ્રાહ્મણપણાને પામે છે. સોમ તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો તે પુરૂષ ચંદ્ર લોકને પામે છે. હે ભીષ્મ ! જ્યાં પૂર્વે સર્વ જગત્‌માં પ્રસિદ્ધ મંકણક નામના ઋષિ સિદ્ધિ પામ્યા છે, તે એવી રીતે કે, કોઇ દિવસના સમયને વિષે તે ઋષિના હાથમાં દર્ભનો અગ્ર ભાગ વાગ્યો, તેથી તેમના હાથમાંથી શાક માત્ર રસરૂપ થઇને વહેવા લાગ્યાં. તે જોઇ હર્ષ પામીને ઋષિ નાચવા લા-ગ્યા. તે વખતે ઋષિના તેજે કરી મોહિત થયેલાં સર્વ સ્થાવર તથા જંગમ પદાર્થ નૃત્ય કરવા લાગ્યાં. હે ભીષ્મ ! બ્રહ્માદિ દેવતાઓ તથા તપશ્ચર્યારૂપ ધનવાન ઋષિઓએ તે જોઇ

ઋષિ નૃત્ય કરવાથી નિવૃત્ત પામે તે વાસ્તે મહાદેવજી પાસે આવવા કહ્યું કે, હે દેવ ! તમે મંકણુક ઋષિ નૃત્ય કરવાથી નિવૃત્ત થાય, તેમ કરો.

હે ભીષ્મ ! એ પ્રમાણે જ્યારે દેવતાઓએ કહ્યું ત્યારે મહાદેવજીએ નૃત્ય કરતા એવા ઋષિની પાસે આવી પૂછ્યું કે, હે ધર્મના જાણનાર મુનિ ! તમે શું હર્ષથી અથવા શા કારણથી નૃત્ય કરો છો ? ઋષિએ કહ્યું કે હે શ્રેષ્ઠ ! તમે ધર્મમાર્ગમાં રહેલો અને તપશ્ચર્યા કરનાર હું છું તેના હાથમાં સર્વ શાક રસરૂપ થઇ વહે છે, જેને લીધે હું હર્ષે કરીને નૃત્ય કરૂં છું, તે જાણતા નથી ? હે ભીષ્મ ! એ પ્રમાણે મંકણુક ઋષિએ કહ્યું ત્યારે મહાદેવજીએ હર્ષે કરીને મોહિત થયેલા ઋષિને કહ્યું કે, હે ઋષિ ! હું કંઇ વિસ્મય પામ્યો નથી એમ તમે જાણો. એ પ્રમાણે મહાદેવજીએ કહીને પોતાની આંગળીથી ઋષિના હાથના અંગુઠા ઉપર પ્રહાર કર્યો. કે તેજ વખતે તેના હાથમાંથી ખાંડ તથા સાકર આવવા લાગ્યાં. તે જોઇને લજ્જાયુક્ત થયેલા મંકણુક ઋષિએ મહાદેવજીના પગમાં પડી તેમના કરતાં શ્રેષ્ઠ બીજો કોઇ દેવતા નથી એમ માની હાથ જોડીને કહ્યું કે, હે ત્રિશૂળ ધારણ કરનાર શિવજી ! તમે દેવતા તથા દૈત્ય સહિત આ સર્વ ત્રિલોકની ગતિરૂપ છો, ને સ્થાવર અને જંગમ પદાર્થ જેમાં રહ્યા છે એવા આ સર્વ જગતને ઉત્પન્ન કરો છો તથા યુગના અંતને વિષે સંહાર પણ કરો છો. હે શંકર ! દેવતાઓ પણ તમારા સ્વરૂપને વિષે બ્રહ્માદિ સર્વ દેવતાઓ જોવામાં આવે છે, માટે સર્વ જગતને ઉત્પન્ન કરનાર તથા દેવતા અને પ્રજાપતિઓને ઉત્પન્ન કરનાર પણ તમેજ છો. તમારી કૃપાથી નિર્ભય થયેલા સર્વ દેવતાઓ આ જગતમાં આનંદને પામે છે. હે ભીષ્મ ! મંકણુક ઋષિ એ પ્રમાણે મહાદેવજીને કહીને ફરીથી કહેવા લાગ્યા કે, હે મહાદેવજી ! તમે તમારી કૃપાએ કરી મારૂં તપ કોઇ દિવસ નાશ ન પામે એવો અનુગ્રહ કરવા લાયક છો. હે ભીષ્મ ! એ પ્રમાણે ઋષિએ કહ્યું ત્યારે મહાદેવજીએ તેને કહ્યું કે, હે મહા મુનિ ! તમારૂં તપ મારી કૃપાએ કરી વૃદ્ધિ પામો, હું આ તમારા આશ્રમને વિષે તમારા સહિત રહીશ ને જે કોઇ પુરૂષ આ સપ્તસારસ્વત તીર્થને વિષે સ્નાન કરીને મારૂં પૂજન કરશે તેને આ લોક તથા પરલોકને વિષે કંઇ પણ દુર્લભ પદાર્થ રહેશે નહીં, નાશ રહિત એવા લોકને તે પામશે. હે ધર્મિષ્ઠ ! એ પ્રમાણે મંકણુક ઋષિને કહીને મહાદેવજી અંતર્ધાન થયા. હે ભીષ્મ ! એ પ્રમાણે પરમ પવિત્ર સપ્તસારસ્વત તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો અવિનાશી એવા લોકને પામે છે. પુરૂષ જ્યાં સદૈવ ત્રણ સંધ્યાકાળને વિષે બ્રહ્માદિ દેવતાઓ, તપશ્ચર્યારૂપ ધનવાળા ઋષિઓ તથા કાર્તિક સ્વામીનું સાન્નિધ્યપણું છે એવું ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને જીવોના પાપ ટાળનારૂં શુક્રનું કપાળમોચન નામનું તીર્થ છે, ત્યાં જઇ તેમાં સ્નાન કરે તો સર્વ પાપથી મુક્ત થાય છે. પછી હે મનુષ્યમાં શ્રેષ્ઠ ! અગ્નિતીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો અગ્નિના લોક પ્રત્યે જાય ને પોતાના કુળનો પણ ઉદ્ધાર કરે. શૂદ્ર પુરૂષ પણ વિશ્વામિત્રના તીર્થ પ્રત્યે જઈ સ્નાન કરે તો બ્રાહ્મણના જન્મને પામે ને તે જન્મને વિષે ફરીથી તીર્થમાં જઇ સ્નાન કરે તો બ્રહ્મલોકને પામે તથા પોતાના સહિત પોતાનાં સાત કુળને પવિત્ર કરે એમાં સંશય નહીં. પિતૃ તથા દેવતાઓના પૂજન કરવામાં તત્પર એવા મનુષ્યે કાર્તિકસ્વામીના પ્રથુદક નામથી ત્રણે લોકમાં પ્રસિદ્ધ તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરવું, કારણ તેમાં સ્નાન કરવાથી પુરૂષ અથવા સ્ત્રીના જાણમાં અથવા અજાણમાં થયેલાં સર્વ પાપ નાશ પામે છે ને તેને અશ્વમેધ યજ્ઞ કરવાના ફળની તથા

મના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરીને પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે છે.

હે ભારત ! પાવન તીર્થની પાસેજ ગંગા નામનો હ્રદ છે તથા જેમાં ત્રણ કરોડ તીર્થો રહે છે એવો એક કુવો તે પ્રત્યે જઇને સ્નાન કરે તો સ્વર્ગ લોકને પામે ને ગંગાહ્રદને વિષે સ્નાન કરીને મહાદેવજીનું પૂજન કરે તો તેના ગણનો અધિપતિ થાય. ત્રણ લોકમાં પ્રસિદ્ધ મહાદેવજીનો સ્થાણુ નામે વટ છે ત્યાં જઇ ત્યાંના તીર્થને વિષે સ્નાન કરીને એક રાત્રિ રહે, તો રૂદ્ર લોકને પામે છે. વસિષ્ઠ ઋષિના બદરીપાચન નામના આશ્રમ પ્રત્યે જઇ ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી બોરના ફળનું ભક્ષણ કરે તો તેને બાર વર્ષ પર્યંત કેવળ બોર ખાઇને રહેવાના ફળની પ્રાપ્તિ થાય છે. રૂદ્ર માર્ગ પ્રત્યે જઇ એક દિવસ તથા રાત્રિ ઉપવાસ કરે તો સ્વર્ગ લોકમાં હર્ષ પામે છે. એકરાત્ર નામના ક્ષેત્ર પ્રત્યે જઇ એક દિવસ માત્ર રહી બ્રહ્મચર્ય વ્રત પાળે તથા સત્ય ભાષણ કરે તો બ્રહ્મ લોકમાં જઇ હર્ષ પામે. હે ભીષ્મ ! મનુષ્ય દેહવાન જીવ ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવા સૂર્યના આશ્રમ પ્રત્યે જઇ ત્યાંના તીર્થને વિષે સ્નાન કરી સૂર્યનું પૂજન કરે તો સૂર્ય લોક પ્રત્યે જાય છે ને પોતાના કુળને પણ નરકમાંથી ઉદ્ધારે છે. હે ધર્મજ્ઞ ! તીર્થનું સેવન કરનાર મનુષ્ય સોમ તીર્થને વિષે જઇ સ્નાન કરે તો ચંદ્રલોકને પામે એમાં સંશય નથી. મહાત્મા દધીચઋષિનું પવિત્ર અને સર્વ લોકમાં વિખ્યાત એવું એક તીર્થ છે જ્યાં તપશ્ચર્યાના ભંડારરૂપ અંગિરા ઋષિ ઉત્પન્ન થયા હતા ત્યાં જઈ તેમાં સ્નાન કરે તો દેવગતિને પામે એમાં સંદેહ નથી. સ્થિર ચિત્તવાન તથા બ્રહ્મચર્ય વ્રતવાન પુરૂષ કન્યાતીર્થને વિષે જઇ સ્નાન કરીને ત્રણ દિવસ સુધી ઉપવાસ કરે તો એકસો કન્યાને તથા સ્વર્ગ લોકને પામે છે. હે ધર્મજ્ઞ ! મનુષ્ય જ્યાં એક એક માસે બ્રહ્માદિ દેવતાઓ આવે છે એવા સન્નિહની નામના તીર્થ પ્રત્યે જઈ સૂર્ય ગ્રહણને દિવસે સ્નાન કરે છે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે: કારણ તેમાં દર અમાવાસ્યાને દિવસે પૃથ્વીમાં તથા અંતરિક્ષમાં જે કંઇ તીર્થ નદી, હ્રદ,, તળાવ, જળનાં ઝરણાં, કુવા તથા વાવ છે તે સૌ આવે છે, તે તીર્થને વિષે મનુષ્ય હરેક દિવસે પણ જઇ સ્નાન કરે અથવા તેના જળનું પાન કરે તો સ્વર્ગ લોકને વિષે જઇ સુખ ભોગવે છે અને મનુષ્ય અમાવાસ્યાને દિવસે સૂર્ય ગ્રહણમાં સ્નાન કરે તો તેને જે ફળ થાય છે તે સાંભળો. હે ભીષ્મ ! હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ થાય તે સન્નિહનીમાં સ્નાન કરીને શ્રદ્ધા રાખવાથી થાય છે ને સ્ત્રી અથવા પુરૂષ હરેક દિવસે કેવળ સ્નાનજ કરે તો તેમનાં સર્વ પાપ નાશ પામે ને તે કમળના પુષ્પ સરખા સફેદ વર્ણવાળા વિમાનમાં બેસી બ્રહ્મલોક પ્રત્યે જાય છે. કોટીતીર્થના જળનો સ્પર્શ કરીને મચકુક નામના યક્ષ દ્વારપાળને નમસ્કાર કરે તો ઘણાં સુવર્ણનું દાન આપવાના ફળને પામે ને ત્યાંજ ગંગા હ્રદ છે તેને વિષે સ્નાન કરે, તો રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ ! હું તમને ફરીથી કુરૂક્ષેત્રનું માહાત્મ્ય કહું તે સાંભળો. જેમ પૃથ્વીને વિષે નૈમિષારણ્ય અને અંતરિક્ષમાં પુષ્કર-તીર્થ મુખ્ય છે, તેમ ત્રણ લોકમાં કુરૂક્ષેત્ર શ્રેષ્ઠ છે, કેમકે કુરૂક્ષેત્રની રજ વાયુથી ઉડીને પાપ કર્મવાળા જીવને સ્પર્શ કરે, તો તે જીવને પરમ ગતિની પ્રાપ્તિ થાય છે. સરસ્વતીની દક્ષિણ બાજુ અને દષદ્વતીની ઉત્તર બાજુએ કુરૂક્ષેત્ર છે તેમાં જે જીવ વસે છે તે સ્વર્ગમાંજ વસે છે એમાં શંકા નહીં. વળી કોઇ પુરૂષ હું કુરૂક્ષેત્રને વિષે જઇ અથવા ત્યાં નિવાસ કરી રહીશ,

જેમ એકવાર પણ મેરથી બોલે તો સર્વ પાપથી મુક્ત થાય છે. બ્રહ્માવર્ત દેશને વિષે બ્રહ્મર્ષિયોએ સેવેલું મહા પવિત્ર કુરૂક્ષેત્ર છે તેમાં જે જીવ નિવાસ કરે છે તે કદી શોક પામતો નથી. હે ભીષ્મ ! તરંતુક તથા અરંતુક એ બે દિક્પાળની મધ્ય ભૂમિ અને પંચહ્રદ તથા મચક્રુક દિક્પાળની મધ્ય ભૂમિમાં જે બ્રહ્માની ઉત્તર વેદિ છે ને કુરૂક્ષેત્ર સમંતપંચક કહેવાય છે.

तरं[illegible]कयोर्यदंतरं रामह्र[illegible]नां च मच[illegible]कस्य ।
एतत्[illegible]क्षेत्रसमंतपंचकं पितामहस्योत्तरवेदिरुच्यते ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि [illegible]कस्त्यतीर्थयात्रायां गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

## અધ્યાય ૮૪ મો. તીર્થ માહાત્મ્ય ચાલુ.

[illegible]स्त्य उवाच—ततो गच्छेन्महाराज धर्मतीर्थमनुत्तमं ।
यत्र धर्मो म[illegible]भागस्तप्तवाननुत्तमं तपः ॥ १ ॥

પુલસ્ત્ય કહે છે—હે મહારાજ ! મનુષ્યે ઉત્તમ એવા ધર્મતીર્થ પ્રત્યે જવું, જ્યાં પૂર્વે મ્હોટા ભાગ્યવાળા ધર્મે ઉત્તમ એવી તપશ્ચર્યા કરી હતી ને જેનું નામ પોતાના નામથી ધર્મતીર્થ પાડયું હતું તે તીર્થ પ્રત્યે જઇને તેમાં સ્નાન કરવાથી મનુષ્ય પોતાના દેહ સહિત પોતાના સાત કુળને પવિત્ર કરે છે એમાં સંશય નથી. જ્ઞાનપાવન નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરવાના ફળને તથા મુનિના લોકને પામે છે. જ્યાં બ્રહ્માદિ દેવતાઓ તપશ્ચર્યારૂપ દ્રવ્યવાન ઋષિઓ સિદ્ધો, ચારણો, ગંધર્વો, કિંનરો તથા મ્હોટા સર્પો સદૈવ નિવાસ કરે છે એવા સૌગંધિક નામના વન પ્રત્યે જાય તો સર્વ પાપથી મુકાય છે. સર્વ નદિઓમાં શ્રેષ્ઠ, જીવોને પવિત્ર કરનારી સરસ્વતી તુલ્ય અને રાફડા-માંથી નીકળતી એવી પ્લક્ષા દેવી નામની નદી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને દેવતા તથા પિતૃઓનું પૂજન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે. દુર્લભ એવા ઇશાનાધ્યુષિત નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે, તો એક હજાર કપિલા ગાયનું દાન તથા અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે. ઇશાનાધ્યુષિત તીર્થની પાસે સુગંધા શતકુંભા તથા પંચયજ્ઞા નામની નદીયો છે તેને વિષે જઇ સ્નાન કરે તો સ્વર્ગ લોકમાં જઇ આનંદ પામે ને હે ભારત ! ત્યાંજ ત્રિશૂળખાત નામનું તીર્થ છે તે પ્રત્યે જઇ સ્નાન કરી પોતાના દેહનો ત્યાગ કરે તો મહાદેવજીના ગણોના અધિપતિપણાને પામે એમાં સંશય નથી. એક એક માસ પૂરો થયા પછી એક દિવસ શાકનું ભક્ષણ કરતાં દેવતાના એક હજાર વર્ષ પર્યંત જ્યાં દેવીએ નિવાસ કર્યો હતો તેની ભક્તિવાળા કેટલાક ઋષિઓ તેની પાસે ગયા તે જોઇ તેમને ભોજન વાસ્તે શાક આપી આતિથ્યપણું કર્યું, તેથી તે દેવીનું નામ શાકંભરી પડયું છે. શાકંભરીના સ્થાન પ્રત્યે જઇ ત્રણ દિવસ ઉપવાસ કરીને, દેવીમાં ભક્તિયુક્ત થઇ કેવળ શાકયાગનું ભો-જન કરે તો બાર વર્ષ પર્યંત શાકાહાર કરવાના ફળને પામે છે. ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવા સુવર્ણ તીર્થ પ્રત્યે જવું, કારણ જે તીર્થને વિષે પૂર્વે વિષ્ણુએ મહાદેવજીને પ્રસન્ન કરવા

સારૂ આરાધન કર્યું હતું, અને તેણે તેને દેવતાઓને પણ દુર્લભ એવાં અનેક તરેહનાં વરદાન આપી; હે કૃષ્ણ ! તમે સર્વ લોકને અત્યંત પ્રિય તથા જગતમાં ગુપ્ત થશો એમ કહ્યું છે, તે તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરીને મહાદેવજીનું પૂજન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા શિવજીના ગણના અધિપતિપણાને પામે છે. ધુમાવતી પ્રત્યે જઇ ત્રણ દિવસ ઉપવાસ કરે તો મનવાંછિત ફળ મળે ને તે દેવીનું રથાવર્ત નામનું સ્થાન છે તે પ્રત્યે જાય તો મહાદેવજીની કૃપાથી પરમગતિને પામે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મનુષ્ય ધુમાવતી દેવીના રથાવર્ત સ્થાનની પૂર્વ દિશા તરફ જઇને જીવના સર્વ પાપને નાશ કરે એવી ધારા નામની નદી છે તે પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો કદી શોચ યુક્ત થાય નહીં. સ્વર્ગદ્વાર તુલ્ય ગંગાદ્વાર પ્રત્યે જઇ ત્યાં કોટિતીર્થને વિષે સ્નાન કરે તો સૂર્યલોકને પામે તથા પોતાના કુળનો નરકમાંથી ઉદ્ધાર કરે ને એક રાત્રિ પર્યંત નિવાસ કરવાથી હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. ગંગાદ્વારને વિષે સપ્તગંગા, ત્રિગંગા તથા શક્રાવર્તા નામના તીર્થોમાં સ્નાન કરી દેવતા અને પિતૃઓનું તર્પણ કરે તો પવિત્ર લોકમાં જઇને હર્ષ પામે. પછી દેહ ધારી જીવ કનખળ નામના તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા ઇચ્છિત એવા સર્વ લોકને પામે. હે ભીષ્મ ! મનુષ્ય કપિલાવટ પ્રત્યે જઇ એક દિવસ ઉપવાસ કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. સર્વ નામના રાજા અને મહાત્મા કપિલ નામના નાગના જગતમાં પ્રસિદ્ધ એવા નાગતીર્થને વિષે જઇ સ્નાન કરે, તો એક હજાર કપિલા ગાયનું દાન આપવાના ફળને પામે છે. હે ભીષ્મ ! શાંતનુના પુત્ર ! સર્વ તીર્થોમાં ઉત્તમ એવા લલિતક નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો કદી દુષ્ટ ગતિને પામે નહીં. ગંગાજી અને યમુનાજીનો જ્યાં સમાગમ થાય છે ત્યાં જઇ તેમાં સ્નાન કરે તો દશ અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે તથા પોતાના કુળને નરકમાંથી ઉદ્ધારે. તેના પછી હે ભીષ્મ ! સર્વ જગતમાં પ્રસિદ્ધ એવા સુગંધ નામના તીર્થે જઇ તેમાં સ્નાન કરે, તો સર્વ પાપથી મુક્ત થઇ બ્રહ્મલોકને પામી અત્યંત સુખ ભોગવે છે. તીર્થયાત્રા કરનાર મનુષ્ય રૂદ્રતીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો સ્વર્ગ લોકને પામે છે. ગંગાજી અને સરસ્વતીનો સમાગમ થાય છે ત્યાં જઇને સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા સ્વર્ગલોકને પામે છે. ભદ્રકર્ણેશ્વર નામના શિવજીનું સ્થાનક છે તે પ્રત્યે જઇ મહાદેવજીનું પૂજન કરે તો દુષ્ટ ગતિને પામે નહીં ને સ્વર્ગમાં દેવતાઓથી પૂજનને પામે. દેહધારી જીવ કુબ્જામ્રક નામના તીર્થ પ્રત્યે જાય તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને તથા સ્વર્ગ લોકની ગતિને પામે છે. બ્રહ્મચર્ય વ્રતવાળા અને તીર્થ સેવન કરનાર પુરૂષ અરૂંધતીવટ નામના ક્ષેત્ર પ્રત્યે જઇ સમુદ્રના જળનો સ્પર્શ કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે ને ત્યાં ત્રણ દિવસ ઉપવાસ કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.

વળી બ્રહ્માવર્ત પ્રત્યે જાય તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા ચંદ્ર લોકને પામે. જન્મવાન જીવ જ્યાં યમુનાજીની ઉત્પત્તિ થાય છે ત્યાં જઇ તેના જળનો સ્પર્શ કરે, તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા સ્વર્ગ લોકને પામી હર્ષયુક્ત થાય. દર્વીસંક્રમણ નામના ત્રણ લોકમાં માન્ય એવા તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને તથા સ્વર્ગની ગતિને પામે. હે ભીષ્મ ! જ્યાં ગંધર્વોએ સેવન કરેલી સિંધુ નદી ઉત્પન્ન થઇ

છે ત્યાં જઇ પાંચ રાત્રિ રહે તો ઘણાં સુવર્ણનું દાન આપવાના ફળને પામે. દુઃખે કરીને પણ ન જવાય એવી વસિષ્ઠ ઋષિની વેદી પ્રત્યે જાય તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા સ્વર્ગલોકને પામે. ઋષિકુલ્યાને વિષે જઇ સ્નાન કરી દેવતા તથા પિતૃઓનું પૂજન કરે, તો સર્વ પાપથી મુક્ત થઇ ઋષિ લોકને પામે. ભૃગુતુંગ પ્રત્યે જઇ એક માસ પર્યંત શાકનું ભોજન કરતાં નિવાસ કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે હે વરવીર ! પ્રમોક્ષ નામના તીર્થ પ્રત્યે જાય, તો સર્વ પાપથી મુક્ત થાય. કૃત્તિકા તથા મઘા નક્ષત્રનાં બે તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ અને અતિરાત્ર નામના યજ્ઞો કરવાના ફળને પામે. વિદ્યા તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો શ્રેષ્ઠ વિદ્યાને પામે ને સર્વ પાપનો નાશ કરે એવા શ્રેષ્ઠ આશ્રમને વિષે ઉપવાસયુક્ત થઇ એક રાત્રિ રહે તો ઉત્તમ લોકને પામે, ને એક માસ ઉપવાસ કરીને રહે તો સર્વ પાપથી મુક્ત થઇ ઘણાં સુવર્ણનું દાન આપવાનાં ફળને પામે તથા પોતાથી પૂર્વનાં દશ તથા પોતા પછીનાં દશ કુળને નરકમાંથી ઉદ્ધારે. બ્રાહ્મણોએ સેવન કરેલી વેતસિકા નામની નદી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા શુક્રાચાર્યપણાને પામે છે. સિદ્ધોએ સેવન કરેલા સુંદરિકા નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો શ્રેષ્ઠ સ્વરૂપને પામે છે. બ્રહ્મચર્ય વ્રતવાળા અને જીતેંદ્રિય પુરૂષ બ્રાહ્મણી નામના તીર્થ પ્રત્યે જાય તો કમળના પુષ્પ સરખા વર્ણવાળા વિમાનમાં બેસીને બ્રહ્મલોકને વિષે જાય છે. હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્ ભીષ્મ ! પવિત્ર, સિદ્ધોએ સેવન કરેલાં, જેમાં દેવતા સહિત બ્રહ્મા સદૈવ વિરાજમાન રહે છે એવાં, પુરૂષ જેની શોધ કરવા માટે કે આવ્યાં પાપથી મુક્ત થાય તથા જેમાં પ્રવેશ કરવાથી સર્વ પાપથી મુકાય એવાં અને જેમાં પૃથ્વીમાંનાં સર્વ તીર્થો રહે છે એવાં નૈમિષારણ્યમાં જઇ એક માસ પર્યંત નિવાસ કરી ત્યાંનાં તીર્થને વિષે સ્નાન કરે તો ગોમેધ યજ્ઞ કરવાના ફળને પમાય છે, તથા પોતાનાં સાત કુળનો ઉદ્ધાર થાય છે. મરીને પોતાના પ્રાણનો ત્યાગ કરે તો ઇચ્છિત એવા સ્વર્ગ પ્રત્યે જઇ હર્ષ પામે છે કારણ તે સ્થાન સદૈવ પવિત્ર અને અવિનાશી છે. જ્યાં ગંગાજી ઉત્પન્ન થાય છે તે ગંગોદ્ભેદ તીર્થ કહેવાય છે ત્યાં જઇ તેમાં સ્નાન કરીને ત્રણ ઉપવાસ કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામી બ્રહ્મજ્ઞાનવાન થાય છે. સરસ્વતીને તટે જઇ સ્નાન કરી દેવતા તથા પિતૃઓનું તર્પણ કરે તો અવિનાશી એવા લોકમાં જઇ હર્ષ પામે છે, બ્રહ્મચર્યવ્રતવાન અને સ્થિર મનવાળો પુરૂષ બાહુદા નામની નદી પ્રત્યે જઇ સ્નાન કરીને એક રાત્રિ નિવાસ કરે, તો સ્વર્ગ લોકને તથા દેવસત્ર નામના યજ્ઞ કરવાના ફળને પામે છે. પિતૃ તથા દેવતાનું પૂજન કરવામાં તત્પર એવો પુરૂષ પવિત્ર એવી ક્ષીરવતી નામની નદીને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે. વિમળાશોક નામના ક્ષેત્ર પ્રત્યે જઇ એક રાત્રિ રહે તો સ્વર્ગ લોકમાં જઇ હર્ષ પામે છે. હે ભારત ! મનુષ્ય જ્યાં પોતાના ચાકરો તથા અશ્વાદિ વાહનો સહિત રામચંદ્રે પોતાના દેહનો ત્યાગ કરીને સ્વધામ ગયા હતા એવા સરયૂજીને વિષે ગોપ્રતાર નામના તીર્થમાં જઇ સ્નાન કરી રામચંદ્રનું ધ્યાન કરે તો સર્વ પાપથી મુક્ત થઇ સ્વર્ગ લોકમાં રહી હર્ષ પામે છે. સરયૂ નદીમાં રામતીર્થ છે તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે તથા પોતાના કુળને પવિત્ર કરે છે. સ્થાન શતસાહસ્રક નામનું તીર્થ છે તેમાં સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. સર્વથી ઉત્તમ એવા ભર્તૃસ્થાન પ્રત્યે જાય તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે છે.

પછી કોટિતીર્થને વિષે જઇ સ્નાન કરીને કાર્તિકસ્વામીનું પૂજન કરે, તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે તથા મનુષ્ય મોટો તેજસ્વી થાય. કાશીપુરી પ્રત્યે જઇ વૃષભધ્વજ મહાદેવજીનું પૂજન કરીને કપિલાહૃદને વિષે સ્નાન કરે, તો રાજસૂય યજ્ઞ કરવાના ફળને પામે છે ને ત્યાં અવિમુક્ત નામના શિવજીનાં દર્શન કરે તો બ્રહ્મહત્યાદિ દોષથી પણ મુક્ત થાય ને કદી પોતાના પ્રાણનો ત્યાગ કરે, તો મોક્ષ પામે એમાં સંશય નથી. જ્યાં ગંગાજી અને ગોમતીજીનો સમાગમ થાય છે, જે માર્કંડેય ઋષિનું તીર્થ કહેવાય છે, ત્યાં જઇ તેમાં સ્નાન કરે, તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે તથા પોતાનાં સર્વ કુળને નરકમાંથી ઉદ્ધારે છે. બ્રહ્મચર્ય વ્રતવાળો અને સ્થિર ચિત્તવાળો મનુષ્ય ગયાજી પ્રત્યે જાય, તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે ને ત્યાં ત્રણ લોકમાં વિખ્યાત એવો અક્ષયવટ છે તે પ્રત્યે જઇ પિતૃઓનું શ્રાદ્ધ કરે તો તેના પિતૃઓને કોઇ દિવસ નાશ ન પામે એવું સુખ મળે. ગંગાજીને વિષે સ્નાન કરીને પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરે તો અક્ષય લોકને પામે તથા પોતાના કુળનો પણ ઉદ્ધાર કરે. ધર્મારણ્યને વિષે બ્રહ્મસર છે તે પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને બ્રહ્માએ તેમાં ઉભા કરેલા યૂપની પ્રદક્ષિણા કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. જગતમાં પ્રસિદ્ધ એવો ધેનુક નામનો પર્વત છે તે પ્રત્યે જઇ ગાયની કીંમત બરોબર તીલ બ્રાહ્મણને આપે તો સર્વ પાપથી ચંદ્રલોકને પામે ને હે ભીષ્મ ! તે પર્વતને વિષે એક મોટું ચિન્હ છે તે એ કે, વાછરડા સહિત કપિલા ગાયનાં પગલાં અદ્યાપિ દેખાય છે માટે તેને સ્પર્શ કરે તો તેનાં જે કંઇ પાપ હોય તે સર્વ નાશ પામે. હે બુદ્ધિમાન્ ! મહાદેવજીના ગૃધ્રવટ નામના સ્થાનક પ્રત્યે જઇ પોતાના શરીર ઉપર ભસ્મ ચોપડીને મહાદેવજીનું દર્શન કરે તો તે પુરૂષ બ્રાહ્મણ હોય તો બાર વર્ષ પર્યંત વ્રત કરવાના ફળને પામે, ને કદી તે ઇતરજાતિનો હોય તો સર્વ પાપથી મુક્ત થાય. જેમાં અનેક તરેહના શબ્દ થયા કરે છે તથા ગાયત્રીનું સ્થાનક છે એવા ઉદ્યંત નામના પર્વત પ્રત્યે જઇ સંધ્યા કરે તો બાર વર્ષ પર્યંત સંધ્યા કરવાના ફળને પામે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જગત્માં પ્રસિદ્ધ એવા સંભવદ્વાર પ્રત્યે જાય તો પુનર્જન્મ પામે નહીં. હે ભીષ્મ ! મનુષ્ય એ પ્રમાણે ગયાજીને વિષે સર્વ તીર્થાદિકનું સેવન કરતાં એક માસ પર્યંત રહે તો પોતા સહિત પોતાના સાત કુળને પવિત્ર કરે એમાં સંશય નથી. હે ભીષ્મ ! મનુષ્યોએ ઘણા પુત્રો થાય એવી ઇચ્છા રાખવી કારણ ઘણા પુત્રો હોય તો તેમાંથી એક પણ ગયાજીને વિષે જઇ અશ્વમેધ યજ્ઞ કરે અથવા નીલ પરણાવે. ફલ્ગુ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને તથા શ્રેષ્ઠ સિદ્ધિને પામે છે. જ્યાં સાક્ષાત્ ધર્મ સદૈવ રહે છે એવા ધર્મપ્રસ્થ જઇ જમીનમાં કુવાને આકારે ખાડો કરી તેમાંથી નીકળેલા જળથી સ્નાન કરીને દેવતા તથા પિતૃઓનું તર્પણ કરે તો તેમાં સર્વ પાપથી મુક્ત થઇ સ્વર્ગ પ્રત્યે જાય. ત્યાંજ આત્મજ્ઞાનવાળા મતંગઋષિનું શોભાયમાન અને શ્રમ તથા શોકને નાશ કરે એવો આશ્રમ છે ત્યાં જાય તો ગાયોના વ્રજ કરાવવાના ફળને પામે ને ત્યાંજ ધર્મનું સેવન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. શ્રેષ્ઠ એવા બ્રહ્માના સ્થાનક પ્રત્યે જઇ બ્રહ્માનું દર્શન કરે તો રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ ! તીર્થયાત્રા કરનાર મનુષ્ય રાજગૃહ નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો કક્ષીવાન્ નામના ઋષિ સરખા સુખને પામે ને ત્યાં યક્ષિણીના પ્રસાદનું ભોજન કરે તો તે દેવીની કૃપાએ

કરી બ્રહ્મહત્યાના દોષથી મુક્ત થાય છે. હે ભારત! મણિનાગ નામના તીર્થ પ્રત્યે જઇ એક રાત્રિ રહે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે, ને તે તીર્થના જળનું પાન કરે તો તેને સર્પે દંશ કર્યો હોય તોપણ ઝેર ચઢે નહીં. બ્રહ્મર્ષિ ગૌતમના પ્રિય વન પ્રત્યે જઇ અહલ્યાના તળાવને વિષે સ્નાન કરે તો પરમ ગતિને પામે ને તે ઋષિના આશ્રમ પ્રત્યે જાય તો શરીરની શોભાને પામે. તે આશ્રમ પાસે ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવું ઉદપાન નામનું તીર્થ છે તેને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ કરવા જેટલું ને એક કૂપ છે તે પ્રત્યે જઇ સ્નાન કરે તો વિષ્ણુલોકને પામે. મનુષ્યના સર્વ પાપનો નાશ કરે એવા વિનશન ક્ષેત્ર પ્રત્યે જાય તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા ચંદ્રલોકને પામે છે. હે ભીષ્મ! સર્વ તીર્થનાં જળે કરી ઉત્પન્ન થયેલી ગંડકી નામની નદીને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા સૂર્યલોકને પામે. ત્રણ લોકમાં વિખ્યાત એવી વિશલ્યા નામની નદીને વિષે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ નામના યજ્ઞ કરવાના ફળને તથા સ્વર્ગને પામે એમાં સંશય નથી. અધિવંગ નામના વનને વિષે જાય તો ગુહ્યકોના લોકને પામી તેમની સાથે હર્ષ પામે એમાં સંદેહ નથી. સિદ્ધોએ સેવન કરેલી કંપના નામની નદીને વિષે જઇ સ્નાન કરે તો પુરૂષ અગ્નિ સરખો પ્રકાશમાન થઇ સ્વર્ગને પામે. માહેશ્વરી ધારાને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે અને કદી દુષ્ટ ગતિને પામે નહીં તેમજ અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ! બ્રહ્મચર્ય વ્રતવાન અને સ્થિર મનવાળો પુરૂષ, મહાદેવજીનું સોમપદ નામનું તીર્થ છે તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. તે સોમપદ તીર્થની પાસે પૂર્વે કુર્મરૂપ વિષ્ણુએ કરોડ તીર્થોને ભેગાં કર્યાં હતાં માટે તે તીર્થનું નામ કોટિતીર્થ છે. તેને વિષે જઇ સ્નાન કરે તો સૂર્ય સરખો પ્રકાશમાન થઇને વિષ્ણુલોકને પામે. હે ભારત! જ્યાં વિષ્ણુ ભગવાન સદૈવ સાનિધ્ય વિરાજમાન રહે છે ને બ્રહ્માદિ દેવતાઓ તપ કરવા રૂપ ધનવાળા ઋષિયો, બાર સૂર્યો, આઠ વસુ તથા અગિયાર રૂદ્ર શાલિગ્રામ રૂપ જનાર્દન ભગવાનની ઉપાસના કરે છે, ત્યાં નારાયણના સ્થાનક પ્રત્યે જઈ અવિનાશી ભગવાનનું દર્શન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા વિષ્ણુલોકને પામે. તે નારાયણ સ્થાન પ્રત્યે જેમા ચારે સમુદ્રનું જળ રહ્યું છે એવા અને સર્વ મનુષ્યનાં પાપનો નાશ કરે એવા ઉપદાન નામના કૂપ પ્રત્યે જઇ સ્નાન કરે તો દુર્ગતિને પામે નહીં. વરદ નામના સદાશિવ વિરાજમાન છે તેમનું દર્શન કરે તો જેમ મેઘ વગરના આકાશમાં ચંદ્ર શોભે તેમ શોભાયમાન થાય. જાતિસ્મર નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો આત્મસ્વરૂપને જાણે. માહેશ્વરપુર પ્રત્યે જઇ એક ઉપવાસ કરે તો ઇચ્છિત કામનાને પામે. દેહવાન જીવ ભગવાનના સ્થાનક પ્રત્યે જઈ તેનાં દર્શન કરે તો દુષ્ટ ગતિને પામે નહીં. સર્વ પાપનો નાશ કરે એવા વિશ્વામિત્રના આશ્રમ પ્રત્યે જઇ કૌશિકી નામની નદીને વિષે સ્નાન કરે તો રાજસૂય યજ્ઞ કરવાના ફળને પામે.

હે ભીષ્મ! દેહવાન જીવ ચંપકારણ્ય નામના વન પ્રત્યે જઇ એક રાત્રિ રહે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. જ્યેષ્ઠિલ નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરી એક રાત્રિ રહે તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે છે. ત્યાં મોટી કાંતિવાળાં પાર્વતી સહિત મહાદેવજી વિરાજમાન છે તેનું દર્શન કરે તો મિત્રાવરૂણના લોકને પામે. ત્રણ રાત્રિ ઉપવાસ કરીને રહે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે. સ્થિર ચિત્તવાળો અને નિયમ

પ્રમાણે આહાર કરનાર મનુષ્ય કન્યાસંવેદ્ય નામના તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો પ્રજાપતિરૂપ મનુના લોકને પામે ને ત્યા કંઇ પણ દાન આપે તો અક્ષય પુણ્યને પામે એમ સ્થિર વ્રતવાળા ઋષિયો કહે છે. ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવા નિર્વાર નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. બ્રહ્મર્ષિયોએ સેવન કરેલા દેવકૂટ નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે તથા પોતાના કુળને નરકમાંથી ઉદ્ધારે. જે હૃદ પ્રત્યે મહાત્મા વિશ્વામિત્ર ઋષિ પરમ સિદ્ધિને પામ્યા હતા તે હૃદ તેમનોજ કહેવાય છે, તે પ્રત્યે જઇ એક માસ નિવાસ કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે, ને તેમાં સ્નાન કરે તો ઘણા સુવર્ણનું દાન આપવાના ફળને પામે, પણ દુર્ગતિને પામે નહીં. હે શૂરવીર ! મોટા આશ્રમવાળા પુરૂષોને નિવાસ કરવા લાયક એવા કુમારતીર્થ પ્રત્યે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે એમાં સંશય નથી. ત્રણલોકમાં વિખ્યાત એવા અગ્નિધારા નામના તીર્થને વિષે જઇ સ્નાન કરીને, જગતના ઇશ્વર મહાદેવજીનું દર્શન કરે તો અગ્નિષ્ટોમ નામના યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ ! મનુષ્ય મેરૂ પર્વતની પાસે બ્રહ્માના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે. બ્રહ્માના સરોવરના જળના પ્રવાહથી ઉત્પન્ન થયેલું ત્રણ લોકમાં વિખ્યાત કુમારધારા નામનું તીર્થ છે તે પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો પોતાના આત્માને કૃતાર્થ કરે ને ત્યાં ઉપવાસ કરે તો બ્રહ્મહત્યાના દોષથી મૂકાય. હે ધર્મજ્ઞ ! તીર્થનું સેવન કરનાર મનુષ્ય ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવા પાર્વતીના શિખર પ્રત્યે જઇ સ્તનકુંડમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા ઇંદ્રના લોકને પામે. બ્રહ્મચર્ય વ્રતવાન અને સ્થિર મનવાળો મનુષ્ય, તામ્રારૂણ નામના તીર્થને અથવા નંદિનીને વિષે દેવતાઓએ સેવેલો એક કૂપ છે તે પ્રત્યે જઇ સ્નાન કરે તો નરમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ ! કૌશિકી તથા અરૂણા નદીઓનો સંગમ થાય છે તેનું કાલિકાસંગમ એવું નામ છે તે પ્રત્યે જઇ તેમાં સ્નાન કરી ત્રણ દિવસ ઉપવાસ કરીને રહે તો સર્વ પાપથી મૂકાય. ઉર્વશીના તીર્થ સોમાશ્રમ તથા કુંભકર્ણના આશ્રમ પ્રત્યે જાય, તો પૃથ્વીને વિષે માન્ય થાય. બ્રહ્મચર્યવ્રતવાન પુરૂષ, કોકામુખ નામના તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો આત્મસ્વરૂપને જાણે. પ્રાક્નદીને વિષે જઇ સ્નાન કરે, તો તે કૃતકૃત્ય તથા પવિત્ર થઇને ઇંદ્રલોકને પામે. પવિત્ર એવા ક્રૌંચપાદીપ પ્રત્યે જઇ સરસ્વતીને વિષે સ્નાન કરે તો વિમાનમાં બેસે અને અત્યંત શોભાયમાન થાય. મુનિયોએ સેવેલા ઉદ્દાલક નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો સર્વ પાપથી મુક્ત થાય. બ્રહ્મર્ષિયોએ સેવેલા મહા પવિત્ર ધર્મતીર્થને વિષે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે તથા વિમાનમાં બેસી ગતિ કરે. ચંપાપુરીને વિષે જઇ ભાગીરથીના જળથી તર્પણ કરે તો તે પુરૂષ દંડાર્ક પ્રત્યે જાય અને તેને એક હજાર ગાયનું દાન આપવાનું ફળ મળે.

अथ चंपां समासा[illegible] कर्ता कः ।
दंडार्कमभिगत्वा तु गासहस्रफलं लभेत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि पुलस्त्यतीर्थयात्रायां गुर्जरभाषायां चतुरशीतितमेऽध्यायः ॥ ८४ ॥

## અધ્યાય ૮૫ મો. તીર્થયાત્રા ફળ કથન.

पुलस्त्य उवाच—अथ संध्यां समासाद्य संवेद्यं तीर्थमुत्तमं।
उपस्पृश्य नरो विद्यां लभते नात्र संशयः ॥१॥

પુલસ્ત્ય કહે છે—હે ભીષ્મ! ઉત્તમ એવા સંવેદ્ય નામના તીર્થ પ્રત્યે જઇ સંધ્યા કરે તો વિદ્યાને પામે એમાં સંશય નથી. પૂર્વે મનુષ્યોએ રામના પ્રભાવથી કરેલા લોહિત્ય નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો ઘણા સુવર્ણનું દાન આપવાના ફળને પામે. કરતોયા નામની નદી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરીને ત્રણ દિવસ પર્યંત ઉપવાસ કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ! ગંગા તથા સમુદ્રનો જ્યાં સંગમ થાય છે તે પ્રત્યે જઇ સ્નાન કરે તો દશ અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. ગંગાના સામા કિનારા પ્રત્યે જઇ સ્નાન કરી ત્રણ દિવસ નિવાસ કરે તો સર્વ પાપથી મનુષ્ય મુક્ત થાય. પછી તે મનુષ્ય સર્વ પાપ નાશ કરનારી વૈતરણી પ્રત્યે જઇને વિરજ નામના તીર્થમાં સ્નાન કરે તો ચંદ્ર સરખી શોભાને પામે તથા સર્વ પાપથી મુકાય અને એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. શોણ અને જ્યોતિરથીના સંગમને વિષે જઇ સ્નાન કરીને દેવતા તથા પિતૃઓનું તર્પણ કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને પામે. જ્યાં શોણ તથા નર્મદા જુદાં પડે છે ત્યાં વંશગુલ્મ નામનું તીર્થ છે તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ! કોશલા નામની પુરિને વિષે ઋષભ નામના તીર્થને વિષે જઇ સ્નાન કરીને ત્રણ દિવસ ઉપવાસ કરે તો અશ્વમેધ યજ્ઞ તથા એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. પોતાના કુળનો ઉદ્ધાર કરે ને ત્યાંજ કાળ નામનું તીર્થ છે તેમાં સ્નાન કરે તો અગિયાર બળદનું દાન આપવાના ફળને પામે. પુષ્પાવતી નામની નદીને વિષે જઇ સ્નાન કરી ત્રણ રાત્રિ ઉપવાસ કરે તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે. હે ભીષ્મ! બદરિકા તીર્થ પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો ઘણા આયુષ્યને પામે ને છેવટ સ્વર્ગ લોકને પામે. ભાગીરથીને વિષે સ્નાન કરનાર પુરૂષ ચંપાનગરીને વિષે જઇ દંડ નામના તીર્થને વિષે સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. મહા પવિત્ર એવી લપેટિકા નામની નદી પ્રત્યે જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે ને તેની સર્વ દેવતાઓ પૂજા કરે. પરશુરામે સેવન કરેલા મહેંદ્ર પર્વત પ્રત્યે જઇ ત્યાં જે રામતીર્થ છે તેને વિષે સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. ત્યાંજ મતંગ ઋષિનું કેદાર નામનું તીર્થ છે તેને વિષે સ્નાન કરે તો હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. શ્રી પર્વતને વિષે જઇ ત્યાંની નદીના જળનો સ્પર્શ કરી મહાદેવજીનું પૂજન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. શ્રીપર્વતને વિષે પાર્વતી સહિત શિવ વિરાજમાન રહે છે ને ત્યાં બ્રહ્માનો કરેલો દેવહ્રદ છે તેમાં સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને તથા પરમ સિદ્ધિને પામે. ઋષભ નામના પર્વતને વિષે જાય તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે તથા સ્વર્ગમાં જઇ હર્ષ પામે. અપ્સરાઓના સમૂહોએ સેવેલી કાવેરી નામની નદીને વિષે જઇ સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. તીર્થયાત્રા કરવામાં તત્પર એવો પુરૂષ સમુદ્રના કિનારા પ્રત્યે કન્યાતીર્થ છે તેને વિષે જઇ સ્નાન કરે તો સર્વ પાપથી મુક્ત થાય. હે ભીષ્મ! સર્વ લોકમાં વિખ્યાત, સર્વ લોકને નમસ્કાર કરવા લાયક અને સમુદ્રની મધ્યમાં

રહેલા ગોકર્ણ નામના તીર્થને વિષે બ્રહ્માદિ દેવતાઓ, ઋષિઓ, ભૂતો, યક્ષો પિશાચો મ્હોટા સર્પો સહિત કિન્નરો, સિદ્ધો, ચારણો, ગંધર્વો, મનુષ્યો, નદિઓ, સમુદ્રો તથા પર્વતો છે ત્યાં જનાર પાર્વતીપતિ સદાશિવજીના ગણના અધિપતિપણાને પામે ને ત્યાં બાર દિવસ રહે તો નિર્મળ અંતઃકરણ થાય. ત્રણ લોકમાં વિખ્યાત ગાયત્રાતીર્થ જઇ ત્રણ દિવસ રહે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે, પણ બ્રાહ્મણ જાતિ વગરનો મનુષ્ય ગાયત્રીનો પાઠ કરે પણ સારો ઉચ્ચાર થાય નહીં તેથી તેના ફળને પામે નહીં. દુર્લભ એવી સંવર્ત્ત નામના બ્રાહ્મણની વાવ પ્રત્યે જઇ સ્નાન કરે તો શ્રેષ્ઠ રૂપને પામે તથા સારા ભાગ્યવાળો થાય. વેણા નામની નદીને વિષે જઇ સ્નાન કરીને ત્રણ ઉપવાસ કરે તો મયૂર તથા હંસ જોડેલા વિમાનને પામે, સિદ્ધોએ સેવન કરેલી ગોદાવરી પ્રત્યે જાય તો ગોમેધ યજ્ઞ કરવાના ફળને તથા વાસુકિના ઉત્તમ લોકને પામે. વેણા નામની નદીના સંગમને વિષે સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે, વરદા નામની નદીના સંગમને વિષે સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. બ્રહ્મસ્થાન પ્રત્યે જઇ ત્રણ દિવસ ઉપવાસ કરે તો હજાર ગાયનું દાન આપવાના ફળને તથા સ્વર્ગ લોકને પામે. બ્રહ્મચર્ય વ્રતવાન સ્થિર મનવાળો પુરૂષ, કુશપ્લવ નામના તીર્થને વિષે જઇ સ્નાન કરીને ત્રણ દિવસ નિવાસ કરે તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે. કૃષ્ણવેણા નામની નદીના જળથી ઉત્પન્ન થયેલા દેવતાઓના અરણ્ય નામના હ્રદને વિષે જઇ સ્નાન કરે તો ઘણા પુણ્યને પ્રાપ્ત થાય. જ્યાં પૂર્વે ઇંદ્ર સો અશ્વમેધ યજ્ઞ કરીને સ્વર્ગ લોક પ્રત્યે ગયો ત્યાં જાતિસ્મર નામનો હ્રદ છે તે પ્રત્યે જવાથીજ અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળની પ્રાપ્તિ થાય છે. સર્વ હ્રદને વિષે સ્નાન કરે તો એક હજાર ગૌદાન આપવાના ફળને પામે. નદિઓમાં શ્રેષ્ઠ પયોષ્ણી નામની નદી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે.

તીર્થયાત્રા કરનાર પુરૂષ દંડકારણ્ય પ્રત્યે જઇ સ્નાન કરે તો એક હજાર ગૌદાનના પુણ્યને પામે. શરભંગ તથા મહાત્મા શુકદેવજીના આશ્રમે જાય તો કદી દુર્ગતિને પામે નહીં અને પોતાના કુળનો નરકમાંથી ઉદ્ધાર કરે એમાં સંશય નહીં. દેહવાન જીવ પરશુરામે સેવન કરેલા શર્પારક નામના તીર્થને વિષે જઇ સ્નાન કરે તો ઘણાં સુવર્ણનું દાન આપવાના ફળને પામે. સપ્ત ગોવર નામના તીર્થ વિષે જઇ સ્નાન કરે તો મ્હોટા પુણ્યને તથા સ્વર્ગ લોકને પામે. સ્થિર ચિત્તવાળો અને સૂક્ષ્મ આહાર કરનાર દેવપથ પ્રત્યે જાય તો દેવયજ્ઞ કરવાના ફળને પામે. તુંગારણ્ય પ્રત્યે અવશ્ય જવું કારણ પૂર્વે સારસ્વત નામના ઋષિએ બ્રાહ્મણોને જે વેદ ભણાવ્યા હતા તે નાશ પામી ગયા ત્યારે અંગિરાના પુત્ર બૃહસ્પતિએ બ્રાહ્મણોનાં ઉત્તરીય વસ્ત્રમાં ગુપ્ત રહીને એક ઓંકારનો ઉચ્ચાર કર્યો હતો તે સાંભળી સર્વ ઋષિઓને સૌ સૌના વેદ યાદ આવ્યા, ત્યારે બીજા કેટલાક ઋષિઓ, દેવતાઓ, વરૂણ, અગ્નિ પ્રજાપતિ,, નારાયણ, મહાદેવજી તથા મ્હોટી કાંતિવાળા બ્રહ્માએ આવીને ભૃગુઋષિને વેદે કરી યજ્ઞ કરવા કહ્યું, ત્યારે અગ્નિકુંડમાં ઘૃત હોમી વિધિપૂર્વક યજ્ઞ કર્યો હતો. પછી સર્વ દેવતા તથા ઋષિઓ પોતપોતાના સ્થાનક પ્રત્યે ગયા. એ તુંગારણ્ય ક્ષેત્રને વિષે કોઇ પુરૂષ અથવા સ્ત્રી પ્રવેશ કરી એક માસ પર્યંત નિવાસ કરે તો બ્રહ્મલોકને પામે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે. મેધાવિક નામના તીર્થને વિષે જઇ દેવતા તથા પિતૃઓનું તર્પણ કરે તો અગ્નિષ્ટોમ યજ્ઞ કરવાના ફળને તથા સ્મરણશક્તિ અને ઉત્તમ એવી બુદ્ધિને પામે. ત્યાં કાલંજર નામના

પર્વતને વિષે દેવહૃદ છે તેમાં સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે, ને તે તીર્થમાં જઇ અત્યંત સુખને પામે, એમાં સંશય નથી. સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ ચિત્રકૂટ પર્વતને વિષે મંદાકિની નામની નદીમાં જઇ સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને તથા પરમ ગતિને પામે. હે ભીષ્મ ! જ્યાં કાર્તિકસ્વામી સદૈવ વિરાજમાન રહે છે એવા ભર્તૃસ્થાન પ્રત્યે જવાથી મ્હોટો સિદ્ધ થાય. કોટિતીર્થને વિષે જઇ સ્નાન કરે તો એક હજાર ગાયનું દાન આપવાના ફળને પામે. ત્યાંથી પૂર્વ દિશા તરફ જ્યેષ્ટસ્થાન પ્રત્યે જઇ મહાદેવજીનાં દર્શન કરે તો ચંદ્ર સરખો નિર્મળ થાય. જ્યેષ્ટસ્થાનની પાસે એક કૂપ છે જેમાં જગત્માં પ્રસિદ્ધ એવા ચાર સમુદ્રો રહ્યા છે તે પ્રત્યે જઇ તેના જળનો સ્પર્શ કરે તો પવિત્ર થઇને પરમ ગતિને પામે.

પૂર્વે દશરથ રાજાના પુત્ર રામચંદ્રના પગથી પાવન થયેલા શૃંગવેરપુર પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો સર્વ પાપથી મૂકાય. હે ભીષ્મ ! બ્રહ્મચર્ય વ્રતવાળો અને સ્થિર ચિત્તવાળો પુરૂષ ગંગાજી પ્રત્યે જઇ તેમાં સ્નાન કરે તો સર્વ પાપથી મૂકાઇને અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. મહાદેવજીને નિવાસ કરવાનું મુંજવટ નામનું સ્થાનક છે તે પ્રત્યે જઇ મહાદેવજીનું દર્શન કરીને પ્રદક્ષિણા કરે તો તેના ગણનો અધિપતિ થાય. મુંજવટની પાસે જાન્હવી નદી છે તેમાં જઇ સ્નાન કરે તો સર્વ પાપથી મુક્ત થાય. હે ભીષ્મ ! ઋષિયોએ સ્તુતિ કરેલા પ્રયાગ પ્રત્યે જવું, જેને વિષે બ્રહ્માદિ દેવતા, દિશાઓ, દિશાઓના દેવતા, લોકપાલો, સાધ્ય દેવતા, પિતરો, સનત્કુમારાદિ શ્રેષ્ઠ ઋષિયો, દોષ વગરના અંગિરાદિ બ્રહ્મર્ષિયો, નાગો, પક્ષિયો, સિદ્ધો, સૂર્યાદિ ગ્રહો, નદિયો, સમુદ્રો, ગંધર્વો. અપ્સરાઓ, તથા મહા સમર્થ હરિભગવાન વિરાજમાન છે. વળી જે પ્રયાગને વિષે ત્રણ અગ્નિના કુંડ છે જેની મધ્યમાંથી જાન્હવી નામની ગંગા મોટા વેગથી નીકળી છે. વળી જે પ્રયાગને વિષે ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને સર્વ જગત્‌ને પવિત્ર કરનારી સૂર્યની પુત્રી યમુનાજી ગંગાજી સાથે મળે છે. વળી તેમનો મધ્ય ભાગ પૃથ્વીની નાભિ કહેવાય છે. જે પ્રયાગ પૃથ્વીની નાભિનો નીચલો ભાગ કહેવાય છે તે પ્રયાગ કંબળ અને અશ્વતર નાગનું સ્થાન છે ને ત્યાં નાગોની ભોગાવતી નામની નદીરૂપ બ્રહ્માની વેદી છે ત્યાં મૂર્તિમાન દેવો, મૂર્તિમાન યજ્ઞો, ઋષિઓ, દેવતાઓ, સૂર્યાદિ ગ્રહો તથા રાજાઓ મ્હોટા યજ્ઞો કરીને બ્રહ્માની ઉપાસના કરે છે માટે પ્રયાગ સર્વ તીર્થ કરતાં અધિક પવિત્ર છે એમ શ્રેષ્ઠ પુરૂષો કહે છે. પ્રયાગ પ્રત્યે જવાથી અથવા તેના નામનું કીર્તન કરવાથી પણ મૃત્યુરૂપ કાળ તથા સર્વ પાપથી મુક્ત થવાય છે, માટે પુરૂષે તે તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરવું, તે રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞ કરવાના ફળ રૂપ છે. વળી હે ભારત ! પ્રયાગની ભૂમિ, દેવતાઓને યજન કરવાની હોવાથી અત્યંત પવિત્ર છે, વાસ્તે કોઇ પુરૂષ ત્યાં જઇ થોડું પુણ્ય કરે તોપણ ઘણું થાય છે. હે ભીષ્મ ! તમારે વેદનાં વાક્યથી અથવા લોકનાં વચનથી પ્રયાગને વિષે દેહ ત્યાગ કરવાની મતિ ત્યાગ કરવી નહીં કેમકે તેમાં સાઠ કરોડ અને દશ હજાર તીર્થોનું સાન્નિધ્ય કહેવાય છે. હે ભીષ્મ ! પ્રયાગમાં ગંગાજી અને યમુનાજીના સંગમમાં મનુષ્ય સ્નાન કરીને, ઋક, યજુ, સામવેદ તથા અધ્યાત્મ વિદ્યા ભણવાથી અને સદૈવ સત્ય ભાષણ કરવાથી જે ફળ થાય છે તે ફળ પામે છે. પ્રયાગમાં વાસુકિ નાગનું ભોગવતી નામનું તીર્થ છે, તેમાં મનુષ્ય સ્નાન કરે તો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. ગંગામાં ત્રણ લોકને વિષે પ્રસિદ્ધ એવું હંસપતન નામનું તીર્થ છે તેમાં જઇ મનુષ્ય

સ્નાન કરે તો દશ અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામે. હે ભીષ્મ! કુરૂક્ષેત્રને વિષે જે ગંગા છે તે કરતાં કનખળને વિષે ગંગા વિશેષ છે, અને તે કરતાં પણ પ્રયાગને વિષે અત્યંત વિશેષ છે. મનુષ્યે કંઇપણ પુણ્યનું કામ કર્યું ન હોય તોપણ કેવળ પ્રયાગ પ્રત્યે જઇ ગંગામાં સ્નાન કરે તો ગંગાના જળરૂપ અગ્નિ તેનાં સર્વ પાપરૂપ કાષ્ટને બાળી ભસ્મ કરે એમાં સંશય નથી. મનુષ્યને સતયુગમાં સર્વ તીર્થયાત્રા કરવાથી જે ફળ થતું હતું તે ફળ ત્રેતાયુગમાં પુષ્કરજીની યાત્રા કરવાથી તથા દ્વાપરમાં કુરૂક્ષેત્રની યાત્રા કરવાથી થાય છે. અને કળિયુગમાં પ્રયાગ ગંગામાં સ્નાન કરવાથી તે ફળ થાય છે. હે ભીષ્મ! મનુષ્યે પુષ્કરજીમાં તપ કરવું, મહાલયને વિષે દાન આપવાં તથા યજ્ઞ કરવા અને ભૃગુતુંગને વિષે અનશનવ્રત કરવું એવો બુદ્ધિમાન્ પુરૂષનો મત છે. કોઇ પુરૂષ પુષ્કરજી, કુરૂક્ષેત્ર, ગંગાજી તથા મગધ દેશમાંનાં તીર્થોમાં સ્નાન કરે તો તે પોતાથી પ્રથમનાં તથા સાત કુળને નરકમાંથી તારે. તેમાં પણ ગંગાજી તો પોતાના નામનું કીર્તન કરનાર મનુષ્યના પાપને ટાળે છે, ને કોઇ તેનું દર્શન કરે, તો તેને કલ્યાણની પ્રાપ્તિ થાય છે, કોઇ તેમાં સ્નાન કરે અથવા તેના જળનું પાન કરે, તો તેનાં સાત કુળને પણ પવિત્ર કરે છે. વળી હે ભીષ્મ! કોઇ પુરૂષ ગંગામાં સ્નાન કરે તો તેના શરીરનાં જેટલાં અસ્થિને ગંગાના જળનો સ્પર્શ થાય તેટલાં વર્ષ સુધી તે સ્વર્ગમાં રહી આનંદ પામે. હે ભીષ્મ! મેં તમને જેમનું સેવન કરવાથી મનુષ્ય પુણ્યને તથા સ્વર્ગ લોકને પામે છે એમ કહ્યું તે સર્વ તીર્થો તથા સ્થાનકોમાંથી કોઇપણ, જેમ કેશવ ભગવાનથી શ્રેષ્ઠ દેવતા તથા બ્રાહ્મણ કરતાં અન્યજાતિ શ્રેષ્ઠ નથી, તેમ ગંગાજી કરતાં શ્રેષ્ઠ નથી એમ બ્રહ્માએ કહ્યું છે. જ્યાં ગંગાજી હોય, તેજ તપશ્ચર્યા કરવા લાયક વન અને તેજ સિદ્ધિની પ્રાપ્તિ કરાવનાર ક્ષેત્ર જાણવું. હે ભીષ્મ! મેં તમને જે તીર્થયાત્રાનું મહાત્મ કહ્યું તે બ્રાહ્મણો, ભગ્વાદિ, પોતાના પુત્ર, સંબંધિ તથા શરણે આવેલા શિષ્યને કહેવું કારણ તે, ધન્ય, પવિત્ર, સ્વર્ગ લોકની પ્રાપ્તિ કરાવનાર, શ્રેષ્ઠ, પુણ્યની પ્રાપ્તિ કરાવનાર, રમણીય, પવિત્ર કરનાર, ધર્મની વૃદ્ધિ કરનાર મ્હોટા ઋષિયોને પણ ગુપ્ત તથા સર્વ પાપ નાશ કરનાર છે. કોઈ પુરૂષ મેં કહેલા તીર્થના મહાત્મને બ્રાહ્મણોની મધ્યમાં ભણે, તો તે સર્વ પાપથી મૂકાઇ સ્વર્ગ પામે. વળી કોઇ પુરૂષ શોભાયમાન, સ્વર્ગ લોકની પ્રાપ્તિ કરાવનાર, પુણ્ય વૃદ્ધિ કરનાર, શત્રુઓનો નાશ કરનાર, કલ્યાણરૂપ શ્રેષ્ઠ સમૃદ્ધિ આપનાર અને સર્વ બીજાં મહાત્મ કરતાં શ્રેષ્ઠ એવા તીર્થના મહાત્મનો પાઠ કરે તો અપુત્ર હોય તે પુત્ર પામે તથા અધન હોય તે ધન પામે. વળી આ મહાત્મનો પાઠ કરવાથી ક્ષત્રિય પૃથ્વીના રાજ્યને, વૈસ્ય દ્રવ્યને, શુદ્ર ઇચ્છિત કામનાને અને બ્રાહ્મણ સર્વ શાસ્ત્રના પારને પામે છે. વળી કોઇ પવિત્ર પુરૂષ આ મહાત્મને શ્રવણ કરે તો તેને સ્વર્ગ લોકની પ્રાપ્તિ તથા ઘણી જાતિનું સ્મરણ થાય. હે ભીષ્મ! મેં તમને તીર્થોનું મહાત્મ કહ્યું તેમાં કેટલાંક મનુષ્યથી જઇ શકાય એવાં તથા કેટલાંક ન જઇ શકાય એવાં પણ છે, માટે મનુષ્યને સર્વે તીર્થો પ્રત્યે જવા મરજી હોય તો જ્યાં જઇ શકાય ત્યાં જવું, ને ન જઇ શકાય એવાં હોય તેમની માનસિક યાત્રા કરવી, કારણ કે, જે તીર્થો કહ્યાં તેમાં સ્નાન પૂર્વે આઠ વસુ, સાધ્ય દેવતા, બાર સૂર્ય, ઓગણ પચાસ વાયુ, અશ્વિનીકુમાર તથા પોતાના આત્માના કલ્યાણની ઇચ્છાવાળા અને વેદરૂપ કલ્પવૃક્ષના આશ્રિત ઋષિયોએ તીર્થ કર્યા છે, માટે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠવ્રતવાન ભીષ્મ! તમે પણ મેં

જે તમને તીર્થયાત્રા કરવાનો વિધિ કહ્યો, તે વિધિથી પુષ્કર કરી પુણ્યની વૃદ્ધિ કરતા તીર્થો પ્રત્યે જાઓ. શાસ્ત્રવેત્તા સત્પુરૂષ હોય છે, તેમને ઇંદ્રિયોના નિયમ, આસ્થા તથા શાસ્ત્રાવલોકન હોવાથી સર્વ તીર્થયાત્રા થાય છે, પણ કોઇ દિવસે વ્રત નહીં કરનાર, આત્મજ્ઞાન વગરના, અપવિત્ર, ચોરી કરનાર તથા અવળી બુદ્ધિવાળા પુરૂષને તીર્થ પ્રત્યે જઇ સ્નાન કરવું પ્રાપ્ત થતું નથી. હે ભીષ્મ ! નિરંતર ધર્મ જાણનાર અને સારી વર્તણુકવાળા તમે છો, ધર્મનું સેવન કરીને, પિતા, પિતામહ તથા પ્રપિતામહાદિ પિતૃઓ, બ્રહ્માદિ દેવતાઓ અને ઋષિયોને સંતોષની પ્રાપ્તિ થાય છે, માટે હે ભીષ્મ ! તમે દેવતાઓના લોકને તથા આ પૃથ્વીને વિષે અવિનાશી એવી મ્હોટી કીર્તિને પામશો.

નારદજી કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ભીષ્મને કહીને, પ્રસન્ન થયેલા પુલસ્ત્ય ઋષિ તેમની રજા લઇ અંતર્ધ્યાન થયા. પછી હે યુધિષ્ઠિર ! શાસ્ત્રના તત્વરૂપ અર્થને જાણનાર ભીષ્મે પુલસ્ત્ય ઋષિથી તીર્થનું મહાત્મ શ્રવણ કરી પૃથ્વી પ્રદક્ષિણા કરી. મેં તમને જેમાં પ્રયાગ છેલ્લું આવે છે એવી મહા પવિત્ર અને સર્વ પાપનો નાશ કરે એવી તીર્થયાત્રા કહી. મારા કહેવા પ્રમાણે વિધિથી કોઇ પુરૂષ તીર્થયાત્રા કરશે તો તે મૃત્યુ પામ્યા પછી એકસો અશ્વમેધ યજ્ઞ કરવાના ફળને પામશે. હે રાજન ! તમને તીર્થયાત્રા કરવાથી ભીષ્મ કરતાં પણ આઠ ગણું ફળ થશે, કારણ તમે આ સર્વ ઋષિયોને સાથે લઇ જશો તીર્થોમાં રાક્ષસો ઘણા રહે છે, તેથી મ્હોટા રાજાઓ પણ જઇ શકતા નથી, પણ તમે જશો એમાં શંકા નથી. હે ભારત ! મેં તમને આ તીર્થ મહાત્મ કહ્યું તે કોઇ પુરૂષ પ્રાતઃકાળમાં ઉઠીને સ્મરણ કરશે તો સર્વ પાપથી મૂકાશે. આ તમારી પાસે બેઠેલા ઋષિ વાલ્મિકી, કશ્યપ, દત્તાત્રિ કુંડજઠર, વિશ્વામિત્ર, ગૌતમ, અસિત, દેવળ, માર્કંડેય, ગાલવ, ભારદ્વાજ, વસિષ્ઠ, ઉદ્દાલક પુત્ર સહિત શૌનક, વ્યાસજી, દુર્વાસા તથા મોટા તપવાળા જાબાલી તમારી તીર્થ પ્રત્યે જવાની વાટ જોઇને રહેલા છે માટે તમે એમના સહિત તીર્થયાત્રા પ્રત્યે જાઓ. વળી હે મહારાજ ! અમર્યાદિત તેજવાળા મહા લોમશ તમારી સાથે આવશે. તેના તથા મારા સહિત તમે તીર્થયાત્રા પ્રત્યે જાઓ, કારણ ક્રમે કરીને તીર્થયાત્રા કરશો તેથી ભીષ્મની પેઠે મોટી કીર્તિને પામશો કેમકે તમે ધર્માત્મા યયાતિ તથા પુરૂરવા રાજા સરખા છો અને સ્વધર્મે કરીને શોભો છો. વળી તમે સર્વ રાજાઓમાં ભગિરથ તથા પ્રસિદ્ધ એવા રામચંદ્રની માફક સૂર્ય સરખા શોભો છો. તમે મનુ, ઇક્ષ્વાકુ, મોટા યશવાળા પુરૂ તથા વેનના પુત્ર પૃથુ સરખા વિખ્યાત છો. જેમ પૂર્વે વૃત્રાસુરનો નાશ કરનાર સર્વ દેવતાઓનો રાજા ઇંદ્ર પોતાના સર્વ શત્રુઓનો નાશ કરીને, ત્રણલોકનું પાલન કરતો હતો તેમ તમે પણ શત્રુ પક્ષનો વિનાશ કરી પોતાના સ્વધર્મથી પૃથ્વી મેળવી પ્રજાનું પાલન કરશો તેથી સહસ્રાર્જુનના સરખી ખ્યાતિ પામશો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! મહા સમર્થ નારદજી આ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને આશ્વાસના કરી તેમની રજા લઇને તેજ વખતે અંતર્ધ્યાન થયા. પછી ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ પોતાના અર્થનું ચિંતન કરતાં નારદજીથી શ્રવણ કરેલું તીર્થયાત્રાનું પુણ્ય ઋષિઓની પાસે વર્ણન કરીને કહ્યું.—

[illegible] ।
तीर्थयात्राश्रित [illegible] ॥

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि पुलस्त्यतीर्थयात्रायां नारदवाक्ये गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥**

## અધ્યાય ૮૬ મો. ધૌમ્યાચાર્યની યાત્રા માટે રજા.

**वैशंपायन उवाच—भ्रातॄणां मतमाज्ञाय नारदस्य च धीमतः ।**
**पितामहसमं धौम्यं प्राह राजा युधिष्ठिरः ॥१॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! પછી યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓ તથા બુદ્ધિમાન્ નારદજીનો મત લઇ બ્રહ્મા સરખા ધૌમ્યાચાર્યને કહ્યું કે, હે ગુરૂ! મેં પુરૂષમાં સિંહરૂપ, સત્ય પરાક્રમી મોટી ભુજાવાળા અને મોટા મનવાળા અર્જુનને અસ્ત્ર વાસ્તે સ્વર્ગમાં મોકલ્યો છે. અર્જુન મહા શૂરવીર, અમારામાં પ્રીતિમાન, મહા સમર્થ, સ્વધર્મનિષ્ઠ અને અસ્ત્ર વિદ્યામાં શ્રીકૃષ્ણ સરખો છે, કેમકે હું શત્રુઓનો નાશ કરનાર મહા શૂરવીર શ્રીકૃષ્ણ તથા અર્જુનને જેમ પ્રતાપી વ્યાસજી જાણે છે તેમ જાણું છું. વળી પૂર્વે સતયુગને વિષે ધર્મની શ્રીમૂર્તિથી નર અને નારાયણ નામે ઉત્પન્ન થયેલા કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન છે એમ નારદજી જાણે છે, ને તેણે મને કહ્યું પણ છે તેથી હું બેઉને નર તથા નારાયણ ઋષિ છે ને અર્જુન શત્રુની સેનાને જીતવા સમર્થ છે એમ જાણું છું, તો પણ મેં તેને ઇંદ્ર પાસેથી અસ્ત્ર મેળવવા સારૂ રવાને કર્યો છે. ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધને જે અતિરથી ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા દુઃખે કરીને પણ ન જીતાય એવા અશ્વત્થામાને પોતાના પક્ષમાં લીધા છે, તે સર્વ વેદ જાણનાર, મહા શૂરવીર, સર્વ અસ્ત્રવિદ્યા જાણનાર, મહા બળવાન અને અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા છે. તેમાં પણ શ્રેષ્ઠ અસ્ત્રવિદ્યા જાણનાર, મહારથી, જેના અસ્ત્રનો વેગ વાયુ સરખો બળવાન છે એવો, જેના બાણના વેગનો મ્હોટો અવાજ છે એવો, જેની વાયુ તથા ધુમાડાના સમૂહ સરખી શસ્ત્ર મૂકવાની ચતુરાઇ છે એવો ધૃતરાષ્ટ્રના પુત્રોરૂપી વાયુએ પ્રકાશ કરેલો તથા તથા પ્રલય કાળના અગ્નિ સરખો પેદા થયેલો સૂત પુત્ર કર્ણ છે, જે મારી સેનારૂપ કાષ્ટને અવશ્ય બાળશે એમાં સંશય નથી. પણ શ્રીકૃષ્ણરૂપ વાયુએ કરી વૃદ્ધિ પામેલો, દિવ્યાસ્ત્રોએ કરી મહાન અગ્નિ સરખો, શ્વેત અશ્વોરૂપ મેઘવાળો, ઇંદ્રના આયુધ સરખા ગાંડીવ ધનુષને ધરનાર અને કર્ણના બાણની ધારાઓથી મહા ક્રોધ પામેલા અર્જુનરૂપ વાયુ યુદ્ધમાં કર્ણરૂપ અગ્નિને શાંત કરશે; કેમકે ઇંદ્ર પાસેથી સર્વ અસ્ત્રો મેળવશે. હે શ્રેષ્ઠ ધૌમ્ય! યુદ્ધમાં કર્ણાદિને જીતવામાં ફક્ત અર્જુનજ બસ છે એમ મારી મતિ નિશ્ચય કરે છે. કારણ હું તે વગર શત્રુઓને જીતનાર બીજા કોઇને દેખતો નથી, પણ અમે જેની ઉપર જય મેળવવાનો ભાર મૂક્યો છે તે શત્રુઓનો નાશ કરનાર અને દેવતાઓ પાસેથી અસ્ત્ર લઇને આવેલા અર્જુનને હજી દેખતા નથી, માટે ખેદયુક્ત છીયે. હે સર્વ મનુષ્યમાં શ્રેષ્ઠ ધૌમ્ય! દ્રૌપદી સહિત અમે મહા શૂરવીર અર્જુન વગર આ કામ્યક વનમાં રહ્યા છીયે, પણ સ્વસ્થતાને પામતા નથી. વાસ્તે તમે ઘણાં અન્ન તથા ફળવાળું, પવિત્ર, રમણીય, પવિત્ર કર્મવાળા પુરૂષોએ સેવેલું અને જ્યાં અમે જેમ વૃષ્ટિની કામનાવાળા જીવ ઇચ્છા કરે, તેમ સત્ય પરાક્રમી મહા શૂરવીર અર્જુનની પ્રાપ્તિની ઇચ્છા કરતા થોડા કાળ રહી શકીએ માટે

તમે બ્રાહ્મણોથી શ્રવણ કરેલાં અનેક તરેહના આશ્રમો, તળાવો, નદીઓ તથા રમણીય પર્વતો મને કહો, કેમકે અર્જુન વગર અમોને આ કામ્યક વનમાં રહેવું ગમતું નથી, માટે આપણે બીજી દિશા પ્રત્યે જઇએ.

आचक्ष्व नहि मे ब्रह्मन् रोचतेतमृतेऽर्जुनं
वनेस्मिन् काम्यके वासो गच्छामोन्यां दिशं प्रति ॥

इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि धौम्यतीर्थयात्रायां गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

### અધ્યાય ૮૭ મો. પૂર્વ તરફનાં તીર્થો.

वैशंपायन उवाच—तान्सर्वानुत्सुकान् दृष्ट्वा पांडवान्दीनचेतसः
आश्वासयंस्तदा धौम्यो बृहस्पतिसमोऽब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી બૃહસ્પતિ સરખા ધૌમ્યાચાર્ય, દીન ચિત્તવાળા અને અર્જુનમાં ઉત્કંઠાવાળા પાંડવોને, આશ્વાસના કરતાં કહેવા લાગ્યા કે, હે ભારત ! હે યુધિષ્ઠિર ! હું તમને બ્રાહ્મણોએ માન્ય કરેલાં મહા પવિત્ર આશ્રમો, દિશાઓ, તીર્થો અને પર્વતો કહું તે પોતાના ભાઇઓ તથા દ્રૌપદી સહિત તમે શ્રવણ કરશો તો શોક વગરના થશો, તથા પુણ્યને પામશો. તે આશ્રમાદિ પ્રત્યે જશો તો શ્રવણ કરવા કરતાં પણ સો ગણા પુણ્યને પામશો. હે યુધિષ્ઠિર ! હું તમને પ્રથમ રાજ ઋષિયોએ સેવન કરેલી, મહા રમણીય અને ઘણાં તીર્થો છે જેમાં એવી પૂર્વ દિશા કહું તે સાંભળો. હે ભારત ! જેમાં દેવર્ષિયો રહે છે એવી પૂર્વ દિશાને વિષે જ્યાં દેવતાઓનાં અનેક તીર્થો છે એવું નૈમિષારણ્ય નામનું તીર્થ છે. વળી દેવર્ષિયોએ સેવન કરેલી મહા પવિત્ર ગોમતી નામની નદી, દેવતાઓનું યજ્ઞસ્થાન યમ રાજાના પશુયજ્ઞનું સ્થાન તથા રાજર્ષિયોએ માન્ય કરેલો સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ ગય નામે પર્વત છે. તે પર્વતને વિષે દેવતાઓએ સેવન કરેલું મહા પવિત્ર બ્રહ્મસર નામનું તીર્થ છે. હે પુરૂષમાં સિંહરૂપ રાજા ! પૂર્વના વૃદ્ધ પુરૂષો પોતાને ઘણા પુત્રો થાય એવી ઇચ્છા રાખવી, એમ કહે છે, તેની મતલબ એ છે કે, જો ઘણા પુત્રો હોય તો તેમાંથી એક પણ બ્રહ્મસર જઇ અશ્વમેધ યજ્ઞ કરે, અથવા નીલ પરણાવે, જેથી તે પુરૂષ પોતાથી પૂર્વનાં દશ તથા પોતા પાછીનાં દશ કુળને નરકમાંથી તારે. વળી બ્રહ્મસરની પાસે જ્યાં મહા નદી તથા અક્ષયકરણ નામના વડનું વૃક્ષ છે, એમ બ્રાહ્મણોએ કહ્યું છે. ત્યાં ગયશીર નામનું પવિત્ર સ્થાનક છે જેને વિષે મનુષ્ય પિતૃ નિમિત્ત બ્રાહ્મણને થોડું પણ અન્નદાન કરે તો અક્ષય પુણ્યને પામે છે. વળી ત્યાં પવિત્ર જળવાળી ફલ્ગુ નામની નદી તથા જેના કિનારાને વિષે ઘણાં ફળ ફુલોવાળાં વૃક્ષો છે એવી અને જ્યાં વિશ્વામિત્ર નામના રાજા બ્રાહ્મણપણાને પામ્યા હતા એવી કૌશિકી નામની નદી છે. વળી જેના કિનારાને વિષે પૂર્વે ભગીરથ રાજાએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યા હતા એવી મહા પવિત્ર ગંગાજી નામની નદી છે. પાંચાલ દેશને વિષે પૂર્વે પોતાના પુત્ર સહિત વિશ્વામિત્રે યજ્ઞ કર્યો હતો, તે દેશમાં ઉત્પલા નામનું વન છે, જેમાં પરશુરામે વિશ્વામિત્રની મનુષ્યો કરતાં અધિક સંપત્તિ જોઇ

વિસ્મય પામી તેના વંશનાં વખાણ કર્યાં હતાં. ત્યાર પછી કાન્યકુબ્જ દેશને વિષે જ્યાં વિશ્વામિત્ર ઇંદ્ર સહિત સોમવલ્લીનું પાન કરીને, 'હું બ્રાહ્મણ છું' એમ કહ્યું હતું ત્યાં ગંગાજી તથા યમુનાજીનો ઋષિયોએ સેવન કરેલો, પુણ્યરૂપ, જીવોને પવિત્ર કરનાર અને ઉત્તમ એવો સંગમ છે, જેને બુદ્ધિમાન્ પુરૂષો પ્રયાગ કહે છે. પૂર્વે પિતામહ બ્રહ્માએ ત્યાં યજ્ઞ કર્યો હતો. વળી પ્રયાગને વિષે અગસ્ત્ય ઋષિનું આશ્રમ તથા તપસ્વી પુરૂષોએ તપ કરવાનું તાપસ નામનું વન છે. પૂર્વ દિશાને વિષે કાલંજર નામના પર્વતમાં હિરણ્યબિંદુ નામનું તીર્થ છે. સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ એવો અગસ્ત્ય ઋષિનો પર્વત પણ ત્યાં છે. મહાત્મા શુક્રાચાર્યનો મહેંદ્ર નામનો પર્વત છે, જેને વિષે પૂર્વે બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો. વળી જ્યાં પાપ વગરના પુરૂષો રહે છે તથા પવિત્ર છે દર્શન જેનું એવી વારાણસિ નામની પુરી છે, ત્યાં મણિકર્ણિકા નામના કિનારાવાળી ભાગીરથી નામની મહા રમણીય અને શ્રેષ્ઠ ગંગાજી છે. કાશી પુરિને વિષે પવિત્ર અને જીવોનું કલ્યાણ કરનાર જગતમાં પ્રસિદ્ધ એવું કેદારજીનું સ્થાનક તથા મહાત્મા મતંગ ઋષિનો આશ્રમ છે. પૂર્વ દિશાને વિષે ઘણાં ફળ તથા મૂળવાળાં વૃક્ષો અને ઘણાં જળનાં સ્થાનકવાળો કુંડોદ નામનો પર્વત છે, જેને વિષે પૂર્વે નળરાજા જળપાન કરી વિશ્રાંતિને પામ્યો હતો, તેને વિષે તપસ્વી પુરૂષોના રહેવાથી શોભિતું અને મહા પવિત્ર એવું દેવવન તથા તેના શિખર ઉપર બાહુદા નામની નદી છે. એ પ્રમાણે પૂર્વ દિશામાં મુખ્ય તીર્થો, નદીઓ, પર્વતો તથા પવિત્ર આશ્રમો હતાં તે કહ્યાં; હવે બીજી ત્રણ દિશાઓનાં પવિત્ર તીર્થો, નદિઓ, પર્વતો અને આશ્રમો કહું તે શ્રવણ કરો.

तीसृष्वन्यानि पुण्यानि दिक्षुतीर्थानि मे शृणु
सरितः पर्वतांश्चैव पुण्यान्यायतनानि च ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि धौम्यतीर्थयात्रायां गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

---

## અધ્યાય ૮૮ મો. દક્ષિણ તરફનાં તીર્થો.

धौम्य उवाच—दक्षिणस्यां पुण्यानि शृणुतीर्थानि भारत
विस्तरेण यथा बुद्धिः कीर्त्यमानानि तानि वै ॥

ધૌમ્ય કહે છે–હે ભારત ! હવે બાકીની ત્રણ દિશાઓમાં પ્રથમ દક્ષિણ દિશાને વિષે જે પવિત્ર તીર્થો છે તે હું મારી બુદ્ધિ પ્રમાણે વિસ્તારથી કહું તે સાંભળો. પવિત્ર, ઘણાં જળવાળી, જેને ફરતા ઘણા બગીચાઓ છે એવી અને તપસ્વી પુરૂષોએ સેવન કરેલી ગોદાવરી તથા જીવના પાપરૂપ ભયનો નાશ કરનારી, જ્યાં મૃગ તથા પક્ષિયો ઘણાં છે એવી અને તપસ્વી પુરૂષોનાં સ્થાનકોએ કરી શોભતી વેણા અને બીમરથી નામની નદિયો છે. હે ભારત ! નૃગ નામના રાજર્ષિની રમણીય, તીર્થરૂપ અને બ્રાહ્મણોએ સેવન કરેલી પયોષ્ણી નામની નદી છે, જ્યાં મહાયોગી માર્કંડેય ઋષિ નૃગ રાજાના વંશનાં વખાણ કરે છે તથા પૂર્વે તે રાજાએ ઇંદ્રને સોમવલ્લીનું પાન કરાવી બ્રાહ્મણોને દક્ષિણા આપી તૃપ્ત કર્યા હતા. તે નદીનું જળ સેવન કરનાર પુરૂષનાં મરણ પર્યંતના સર્વ પાપને નાશ કરે છે. પયોષ્ણીની પાસે

સ્વર્ગ કરતાં પણ ઉચું અને નિર્મળ મહાદેવજીનું સ્વાત્મ વિહિતનામનું પવિત્ર લિંગ છે, જેનું દર્શન કરનાર મનુષ્ય શિવલોક પ્રત્યે જાય છે. તે નદી, ગંગાજી આદિ સર્વ નદીઓ કરતાં શ્રેષ્ઠ છે એમ હું માનું છું. દક્ષિણ દિશાને વિષે ઘણાં ફળ તથા મૂળવાળું મહા પવિત્ર અને જીવોનું કલ્યાણ કરનાર માઠરનું વન છે તથા વરૂણ સ્રોતસ નામના પર્વતને વિષે યજ્ઞનો યૂપ પણ છે. વળી પ્રવેણીના ઉત્તર માર્ગને વિષે કણ્વ ઋષિના આશ્રમ પાસે બીજા કેટલાક તપસ્વીઓનાં વનો છે. હે પાર્થ ! શૂર્પારકને વિષે મહાત્મા જમદગ્નિની વેદી તથા રમણીય એવાં પાષાણ તીર્થો અને પુનશ્ચંદ્રા નામની નદી છે ને ઘણા આશ્રમવાળું અશોક તીર્થ છે. વળી હે યુધિષ્ઠિર ! દક્ષિણ દિશામાં પાંડય દેશને વિષે અગસ્ત્ય ઋષિ તથા વરૂણ દેવતાનાં તીર્થ છે. જ્યાં ભગવાનના પરમ ભક્તો રહ્યા છે એવા પાંડય દેશને વિષે તામ્રપર્ણી નામની નદી તથા તે ઉપરાંત પણ બીજાં તીર્થો છે. હે ભારત ! જ્યાં પૂર્વે મોક્ષની ઇચ્છાવાળા દેવતાઓએ તપ કર્યું હતું, ત્યાં ત્રણ લોકમાં પ્રસિદ્ધ, ઊંડાં ઘણાં જળવાળો, પવિત્ર, સેવન કરનાર જીવોનું કલ્યાણ કરનાર, ઘણો શોભિતો અને અસ્થિર ચિત્તવાળા મનુષ્યોને દુઃખે કરી પ્રાપ્ત ન થાય એવો ગોકર્ણ નામનો હ્રદ છે. તે હ્રદની પાસે તૃણ તથા ફળ અને મૂળયુક્ત વૃક્ષોવાળો અગસ્ત્ય ઋષિ અને તેમના શિષ્યનો આશ્રમ છે તથા પરમ કલ્યાણરૂપ મણિનો વૈદૂર્ય નામનો પર્વત છે. હવે હું તમને સુરાષ્ટ્ર દેશને વિષે પવિત્ર સ્થાન, આશ્રમ, નદીઓ તથા તળાવો છે તે કહું છું. હે ભારત ! સુરાષ્ટ્ર દેશમાં ચમસોદ્ભેદ નામનું તીર્થ છે એમ બ્રાહ્મણો કહે છે. વળી સમુદ્રની પાસે દેવતાઓનું પ્રભાસ નામનું તીર્થ છે. વળી તપસ્વી પુરૂષોએ સેવન કરેલું પિંડારક નામનું તીર્થ તથા પરમ સિદ્ધિ આપનાર એવો ઉજ્જયંત નામનો પર્વત છે; જે પર્વત સંબંધી પૂર્વે નારદજીએ એક શ્લોક કહ્યો છે, તે કહું તે સાંભળો. જે પુરૂષ સુરાષ્ટ્ર દેશમાં મૃગ તથા પક્ષિયોએ સેવેલા મહાન પવિત્ર ઉજ્જયંત નામના પર્વતને વિષે તપશ્ચર્યા કરે તે સ્વર્ગલોકમાં જઇ હર્ષ પામે એમાં જરાય સંશય નથી. જેમાં પુરાણપુરૂષ સનાતન ધર્મરૂપ, જેનું વેદ જાણનાર બ્રાહ્મણો તથા અધ્યાત્મ જ્ઞાનવાન પુરૂષો ધ્યાન કરે છે એવા, પવિત્રમાં પવિત્ર, ગોવિંદ, મંગળરૂપ, કમળ સરખાં નેત્રવાળા દેવતાના દેવતા, અવિનાશી, નાશ પામે એવા મનુષ્ય દેહવાળા ક્ષેત્રજ્ઞ પરમેશ્વર, જેના સ્વરૂપનું કોઇથી ચિંતવન પણ થઇ શકતું નથી એવા અને મધુ નામના દૈત્યનો નાશ કરનાર હરિ ભગવાન વિરાજમાન છે એવી મહા પવિત્ર દ્વારકાં નામની પુરિ છે.

अव्ययात्मा व्ययात्मा च क्षेत्रज्ञः परमेश्वरः
आस्ते हरिरचिन्त्यात्मा तत्रैव मधुसूदनः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि धौम्यतीर्थयात्रायां युधि-रभाषायामष्टाशीतितमोऽध्यायः ॥ ८९ ॥

-------------

## અધ્યાય ૮૯ મો. પશ્ચિમ તરફનાં તીર્થો.

धौम्य उवाच—आनर्तेषु प्रतीच्यां वै कीर्तयिष्यामि ते दिशि
यानि तत्र पवित्राणि पुण्यान्यायतनानि च ॥

ધૌમ્ય કહે છે—હે યુધિષ્ઠિર ! હવે હું આનર્ત દેશ તથા પશ્ચિમ દિશામાંનાં પવિત્ર

અને પુણ્યરૂપ સ્થાનકો કહું તે સાંભળો, હે ભારત ! જેના કિનારાને વિષે ઘણાં ફળોવાળાં પ્રિયંગુ આદિનાં વૃક્ષો છે એવી, પશ્ચિમ દિશામાં પ્રવાહવાળી, મહા પવિત્ર, સુંદર જળવાળી અને જેમાં ત્રણ લોકનાં સર્વ પવિત્ર સ્થાનકો, તીર્થો, નદિયો, વનો, પર્વતો, બ્રહ્માસહિત સર્વ દેવતા, સિદ્ધો, ઋષિયો, તથા ચારણો ઘણાં પુણ્યવાન હોવાથી સ્નાન કરવા સારૂ સદૈવ આવે છે એવી અને જ્યાં વિશ્રવસ નામના મુનિનું સ્થાનક છે તથા કુબેરનો જન્મ થયો છે એવી નર્મદા નામની નદી છે. વળી નિરંતર ફળ, પુષ્પ તથા લીલાં પાંદડાંવાળાં વૃક્ષો મહા પવિત્ર અને વૈદૂર્યમણિના શિખરવાળો પર્વત છે, તેને વિષે જેમાં કમળનાં પુષ્પો ઉઘડેલાં છે એવી રાજર્ષિ વિશ્વામિત્રની પરમ તીર્થરૂપ એક તળાવડી છે, જેના કિનારાને વિષે નહુષ રાજાનો પુત્ર યયાતિ મૃત્યુ પામીને, જે સનાતન ધર્મ સેવન કરનાર મનુષ્યોને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે તે લોકને પામ્યો છે. વળી પશ્ચિમ દિશાને વિષે જગતમાં પ્રસિદ્ધ એવો એક હ્રદ, મૈનાક નામનો તથા ઘણાં ફળ મૂળવાળો અસિત નામનો પર્વત અને અક્ષસેનનું પવિત્ર આશ્રમ છે. વળી ચ્યવન ઋષિનું જગતમાં વિખ્યાત આશ્રમ છે, જેને વિષે મનુષ્ય અલ્પ પણ તપ કરે, તો મોટો સિદ્ધ થાય છે. પશ્ચિમ દિશાને વિષે જંબુ માર્ગમાં સ્થિર ચિત્તવાળા તથા સુખ અને દુઃખમાં હર્ષ તથા શોક વગરના પુરૂષોનાં તપ કરવાનાં મૃગ અને પક્ષિયોવાળાં આશ્રમો છે. મહા પવિત્ર અને તપસ્વી પુરૂષોએ સેવન કરેલી એવી કેતુમાળા નામની નદી, ગંગાદ્વાર તથા બ્રાહ્મણોએ સેવેલું, મહા પવિત્ર અને જગતમાં પ્રસિદ્ધ એવું સૈંધવારણ્ય નામનું વન છે. પછી જ્યાં પરમ સિદ્ધ થયેલા વૈખાનસ નામના ઋષિયોને પ્રિય એવું આશ્રમ છે, ત્યાં બ્રહ્માનું પવિત્ર પુષ્કર નામનું તળાવ છે જેને વિષે મનુષ્યો નિવાસ કરે તે સારૂ પૂર્વે બ્રહ્માએ પુણ્યવાન પુરૂષોની મધ્યમાં આવાં વાક્ય કહ્યાં છે તે એ કે, મનસ્વી પુરૂષ પુષ્કરજી પ્રત્યે જવાની કામના રાખે તો તેનાં સર્વ પાપ નાશ પામે અને તે સ્વર્ગમાં જઇ હર્ષ પામે.

मनसाप्यभिकामस्य पुष्कराणि मनस्विनः
विप्रणश्यंति पापानि नाकपृष्ठे च मोदते ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि धौम्यतीर्थयात्रायां गुर्जरभाषायां मूननवतितमोऽध्यायः ॥ ८९ ॥

---

## અધ્યાય ૯૦ મો. ઉત્તર તરફનાં તીર્થો.

धौम्य उवाच—उदिच्यां राजशार्दूल दिशि पुण्यानि यानि वै
तानि ते कीर्तयिष्यामि पुण्यान्यायतनानि च ॥

ધૌમ્ય કહે છે—હે રાજાઓમાં સિંહ સરખા યુધિષ્ઠિર ! હવે હું તમને ઉત્તર દિશાનાં પવિત્ર સ્થાનકો કહું તે સ્થિર ચિત્તથી શ્રવણ કરો કારણ મનુષ્યને તેનું શ્રવણ કરી તેનો હૃદયમાં વિચાર કરવાથી શ્રદ્ધા ઉપજે છે. હે પાંડવ ! ઉત્તર દિશાને વિષે મહા પવિત્ર ઘણાં જળવાળી સરસ્વતી અને સમુદ્રમાં ભળતી એવી યમુનાજી નામની નદિયો છે ને યમુનાજીની સાંનિધ્ય પ્લક્ષાવતરણ નામનું મહાન તીર્થ છે, જે તીર્થમાં બ્રાહ્મણો યજ્ઞ કરીને અવભૃથસ્નાન કરી મોક્ષને પામે છે. યમુનાજીની પાસે પૂર્વે સૃંજયના પુત્ર સહદેવે શમિ નામનું કા-

ઇ બળવાન પુરૂષને કહ્યા કું કાઢ્યું તે જેટલે દૂર ગયું તેટલામાં યજ્ઞ મંડપ કરીને યજ્ઞ કર્યો તેથી તે સ્થાનકનું નામ મહા પવિત્ર અગ્નિશિર એવું કહેવાય છે. હે યુધિષ્ઠિર! સહદેવના યજ્ઞ સંબંધી. પૂર્વે કહેલી વાર્તા આ જગત્માં સર્વત્ર બ્રાહ્મણો ગાય છે, તે એ કે, યમુનાજીની સાંનિધ્ય સહદેવે યજ્ઞ કરવારૂપ અગ્નિનું સેવન કરી બ્રાહ્મણોને લક્ષ દક્ષિણાઓ આપી. યમુનાના કિનારા પાસે પૂર્વે મોટા યશવાળા ભરત રાજાએ એકસો ને ઉકતાળીસ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. પછી ઉત્તર દિશાને વિષે શરભંગ ઋષિનું મહાન પવિત્ર, જગત્માં વિખ્યાત અને સર્વ બ્રાહ્મણોને ઇચ્છિત કામનાની પ્રાપ્તિ કરનારૂં આશ્રમ છે. હે યુધિષ્ઠિર! પ્રથમ કહેલી સરસ્વતી તે સત્પુરૂષોએ સેવેલી છે. પૂર્વે વાલખિલ્ય નામના ઋષિયોએ યજ્ઞ કર્યો હતો. જ્યાં પંચાલ દેશમાં ઉત્પન્ન થયેલો ન્યગ્રોધ નામે રાજા રહે છે, ત્યાં મહા પવિત્ર દૃષદ્વતી નામની નદી અને પૃથ્વીને વિષે બેઠેલા મહાત્મા દાલ્ભ્ય મુનિના ત્રણ લોકમાં વિખ્યાત મહાન પવિત્ર આશ્રમ છે. હે મનુજાધિપ! વીશાખયૂપને વિષે સુંદર વર્ણવાળા, સત્વાદિ ગુણ રહિત, જગત્માં પ્રસિદ્ધ, વેદ જાણનાર અને અર્થ જાણવામાં કુશળ એવા નર તથા નારાયણે યજ્ઞ કર્યા હતા. તે સ્થાનમાં ઇંદ્ર તથા વરૂણ સહિત સર્વ દેવતાઓએ આવીને તપ કર્યું હતું તેથી તે આશ્રમ ઘણું પવિત્ર કહેવાય છે. મોટા ઋષિ જમદગ્નિનું આશ્રમ ત્યાં છે, જેમાં પૂર્વે તે ઋષિએ પલાશક "કપૂરકાચલી" એ કરી યજ્ઞ કર્યો ત્યારે તીર્થરૂપ સર્વ નદિયોએ પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરી પોતપોતાનાં જળ લાવી તે ઋષિને પાવન કર્યા હતા. તે યજ્ઞમાં દેવતા તથા બ્રાહ્મણોને અનેક તરેહના રસોથી તૃપ્ત કર્યા તે સમયે વિશ્વાવસુ નામના ગંધર્વે યજ્ઞ દીક્ષા લઇને સુંદર ગાયન કર્યું હતું. ગંધર્વ, યક્ષ, રાક્ષસ, અપ્સરા, ભિલ્લ અને કિન્નરોએ સેવેલો સર્વ પર્વતમાં શ્રેષ્ઠ ત્યાં એક પર્વત છે જેને ગંગાજીએ ભેદવાથી ગંગાદ્વાર પર્વત એમ કહેવાય છે, તેનું બ્રહ્મર્ષિયોના ગણો સેવન કરે છે. સનત્કુમારે સેવેલું મહાન પવિત્ર કનખળ નામનું તીર્થ છે. પુરૂ નામનો બીજો પર્વત છે, જે પર્વતને વિષે પૂર્વે પુરૂરવા નામનો રાજા ગયો હતો. પછી મોટા ઋષિયોના ગણોએ સેવન કરેલા તે પર્વતને વિષે ભૃગુ ઋષિનું આશ્રમ છે ને ભૃગુતુંગ નામથી પ્રસિદ્ધ છે. બદરીકાશ્રમને વિષે ભૂત, ભવિષ્ય અને વર્તમાન પદાર્થરૂપ, સમર્થ વિષ્ણુ, અવિનાશી, સર્વ પુરૂષોમાં ઉત્તમ અને મ્હોટા યશવાળા નારાયણનું ત્રણ લોકમાં વિખ્યાત આશ્રમ છે, તેની નજીક સુવર્ણની રેતી છે જેમાં એવી ઉનાં જળવાળી તથા ઠંડા જળવાળી બે ગંગાજી છે. હે રાજન! તે આશ્રમને વિષે ઋષિયો તથા મોટા તેજસ્વી દેવતાઓ આવીને, નારાયણને સદૈવ નમસ્કાર કરે છે. વળી જ્યાં સનાતન બ્રહ્મરૂપ નારાયણનું આશ્રમ છે ત્યાં સર્વ જગત્, તીર્થો, અને ક્ષેત્રોનું સાંનિધ્ય છે. કેમકે નારાયણ છે એજ મહાન્ પવિત્ર તીર્થ, આશ્રમ, દેવતા તથા ઋષિરૂપ છે માટે કોઇ પુરૂષ તે સાક્ષાત્ અવિનાશી બ્રહ્મરૂપ નારાયણને ઓળખે તો તે કદી સંસાર સંબંધી શોચના કારણોમાં મોહિત થાય નહીં. મેં તમને આઠ વસુ, સાધ્ય દેવતા, બાર સૂર્ય, ઓગણપચાસ વાયુ અને દેવતા સરખા ઋષિયોએ સેવન કરેલાં પૃથ્વી ઉપરનાં મહા પવિત્ર તીર્થો તથા આશ્રમો કહ્યાં. હે કુંતીના પુત્ર! શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા મોટા ભાગ્યવાળા પોતાના ભાઇઓ સહિત તમે તે તીર્થાદિને વિષે જશો તો સર્વ સંતાપથી મુક્ત થશો.

चरन्नेतानि कौंतेय सहितो ब्राह्मणर्षभैः
[illegible] ॥

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि धौम्यतीर्थयात्रायां गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥**

## અધ્યાય ૯૧ મો. લોમશ ઋષિનું આગમન.

**वैशंपायन उवाच—एवं संभाषमाणे तु धौम्ये कौरवनंदन**
**लोमशः स महातेजा ऋषिस्तत्राजगाम ह ॥**

વૈશંપાયન કહે છે—હે કુરુ કુળમાં ઉત્પન્ન થયેલા જનમેજય ! એ પ્રમાણે ધૌમ્યાચાર્ય યુધિષ્ઠિર રાજાને કહેતા હતા તેવામાં મોટા તેજસ્વી લોમશ ઋષિ ત્યાં આવ્યા. તેમને જોઇને પોતાના ચાકરો તથા બ્રાહ્મણો સહિત સર્વ પાંડવોમાં મુખ્ય ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન કરતાં બોલ્યા કે, હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! હું આ સર્વ લોકને વિષે મારી મરજી પ્રમાણે ફરતાં સ્વર્ગલોક પ્રત્યે જઇ ત્યાં સર્વ દેવતાના રાજા ઇંદ્રને તથા તેના અર્ધાસન ઉપર બેઠેલા તમારા ભાઇ અર્જુનને જોઇ વિસ્મય પામ્યો. ઇંદ્રે મને કહ્યું કે, હે ઋષિ ! તમે પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિરની પાસે જાઓ. એવી રીતે તેના તથા તમારા ભાઇ અર્જુનના કહેવાથી હું તમારી પાસે આવ્યો છું. હે પાંડુરાજાના પુત્ર ! હું તમને પ્રિય લાગે એવાં વાક્ય કહું, તે, તમારા ભાઇઓ, બ્રાહ્મણો તથા તમારી સ્ત્રી દ્રૌપદી સહિત સાંભળો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ મહા સમર્થ રાજન ! તમે જે અસ્ત્ર મેળવવા સારૂ અર્જુન ગયા છે, એમ કહ્યું તે અમૃતથી ઉત્પન્ન થયેલું અસ્ત્ર તેણે તપશ્ચર્યા કરીને મહાદેવજીની પાસેથી મેળવ્યું છે. યમ, કુબેર તથા ઇંદ્રની પાસેથી પણ તેમનાં મહા ભયંકર દંડાદિ અસ્ત્રો પ્રયોગના મંત્ર, મૂકવા તથા પાછાં વાળી લેવાની વિદ્યા સહિત મેળવ્યાં છે. તેણે વિશ્વાવસુ ગંધર્વના પુત્ર ચિત્રસેન પાસેથી ગાયન, નૃત્ય તથા વાજીંત્ર વગાડવાની વિદ્યા પણ મેળવી છે. એ પ્રમાણે દેવતાઓ પાસેથી અસ્ત્ર તથા ચિત્રસેન ગંધર્વ પાસેથી ગાંધર્વવિદ્યા મેળવ્યાં છે, જેણે એવો તમારો ન્હાનો ભાઇ કુંતીનો પુત્ર અર્જુન સ્વર્ગમાં સુખે કરી રહે છે. હવે હે યુધિષ્ઠિર ! દેવતાના રાજા ઇંદ્રે મને જે વાક્ય કહ્યાં છે તે હું તમને કહું તે સાંભળો. તેણે મને એવી રીતે કહ્યું છે કે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ઋષિ ! તમે મનુષ્ય લોકમાં અવશ્ય જશો, માટે તમારે યુધિષ્ઠિર પાસે જઇ મારા કહેવાથી આવી રીતે કહેવું કે, તમારા ભાઇ અર્જુને દેવતાઓ પાસેથી અસ્ત્રો મેળવ્યાં છે ને તે દેવતાઓથી ન થઇ શકે એવું તેમનું કાર્ય કરીને તમારી પાસે જલદીથી આવશે માટે તમારા ભીમસેનાદિ ભાઇયો સહિત તમે તમારા દેહને તપ કરવામાં યોજના કરજો કારણ તપ કરવા સમાન બીજું કંઇ ઉત્કૃષ્ટ નથી, જેથી મનુષ્યને સર્વ ઇચ્છિત કામના મળે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હું, સત્યવાદી, મોટા ઉત્સાહવાળા મહાન્ પરાક્રમી મોટા બળવાન, મોટા દેવતાઓ સરખા યુદ્ધ કરવામાં કુશળ, ધનુષધારી, મહા શૂરવીર, મોટા અસ્ત્રવાળા, સુંદર સ્વરૂપવાન અને કાર્તિકસ્વામી સરખા સૂર્યના પુત્ર કર્ણને ઓળખું છું, પણ હે શત્રુઓને જીતનાર યુધિષ્ઠિર ! યુદ્ધમાં તેનું બળ અર્જુનના બળનો સોળમો ભાગ પણ નથી, તોપણ તમને તેનાથી ભય રહ્યા કરે છે, તે ભય જ્યારે અર્જુન તમારી પાસે આવશે ત્યારે હું નિવૃત્ત કરીશ. હે શૂરવીર ! તમને તીર્થયાત્રા કરવાનું મન છે તે લોમશઋષિ કહેશે. હે ભારત ! તીર્થને વિષે જે તપયુક્ત ફળ

થાય છે, તે પણ તે કહેશે, માટે તમારે તેમાં શ્રદ્ધા રાખવી.

यत्किंचित्तपसो युक्तं फलं तीर्थेषु भारत
महर्षिरेष ब्रूयात्ते न तच्छ्रद्धेयमन्यथा ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशसंवादे गुर्जर-भाषायामेकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

---

## અધ્યાય ૯૨ મો. તીર્થાટને જવાનો નિશ્ચય.

लोमश उवाच—धनंजयेन चाप्युक्तं यत्तच्छृणु युधिष्ठिर
युधिष्ठिरं भ्रातरं मे योजयेर्धर्म्यया श्रिया ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! હવે અર્જુને મને જે વાક્ય કહ્યાં છે તે હું તમને કહું તે સાંભળો. તેણે મને એવી રીતે કહ્યું છે કે, તમે મારા ભાઇ યુધિષ્ઠિરને ધર્મથી નહિ નાશ પામે એવી સમૃદ્ધિની યોજના કરો, કેમકે હે તપોધન ! તમે ઉત્કૃષ્ટ એવા ધર્મ તથા તપને જાણો છો, અને મોટી સમૃદ્ધિવાળા રાજાઓના સનાતન ધર્મ અને મનુષ્યને પવિત્ર કરનારાં તીર્થોને પણ જાણો છો, માટે તમારે પાંડવોને તીર્થયાત્રા કરવામાં એવી રીતે પ્રેરણા કરવી કે, જેથી યુધિષ્ઠિર રાજા તીર્થયાત્રા કરવા જાય, અને ત્યાં ગાયોનાં દાન આપે. વળી તે જેમ સર્વ તીર્થયાત્રા કરે, તેમ તમારે વિષમ એવા પર્વતાદિ સ્થાનને વિષે તેમની રાક્ષસોથી સદૈવ રક્ષા કરવી. જેમ દધીચ ઋષિ ઇંદ્રની તથા અંગિરા ઋષિ સૂર્યની રક્ષા કરે છે તેમ રક્ષા કરવી; કેમકે યાત્રાના સ્થળોમાં યાતુધાનો તથા પર્વત સરખાં સ્વરૂપવાળા રાક્ષસો ઘણા હોય છે, પણ તમે યુધિષ્ઠિરની રક્ષા કરશો તો તેમની પાસે કોઇ પણ આવી શકશે નહીં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઇંદ્રના તથા અર્જુનના કહેવાથી હું તમારી પાસે આવ્યો છું ને અનેક તરેહના ભયથી તમારી રક્ષા કરતાં તમારા સહિત તીર્થયાત્રામાં આવીશ. મેં બે વખત તો સર્વ તીર્થો જોયાં છે ને વળી તમારી સંગાથે ત્રીજી વખત પણ જોઇશ. હે યુધિષ્ઠિર ! જે તીર્થો પ્રત્યે મોટા પુણ્યવાન મન્વાદિ રાજાઓ ગયા છે, પણ તે તીર્થોમાં સ્નાન કરવું ખરાબ સ્વભાવવાળા, અસ્થિર ચિત્તવાન, વિદ્યા વગરના, પાપ કર્મવાળા અને અવળી મતિવાળા પુરૂષને પ્રાપ્ત થતું નથી; પણ તમે તો ધર્મમાં મતિમાન, ધર્મ જાણનાર, મેધ યજ્ઞ કરનાર તથા ભગીરથ, યયાતિ અને ગયાદિ રાજા સરખા છો, માટે તે પ્રાપ્ત થવાથી સર્વ સંગથી મુક્ત થશો.

યુધિષ્ઠિરે કહ્યું કે—હે ઋષિ ! હર્ષ ઉપજ્યા થવાને લીધે તમને શો ઉત્તર આપવો ! તે જાણતો નથી, કેમકે તમારો સમાગમ જેને થયો છે તથા અર્જુન જેનો ભાઇ છે એવા મને ઇંદ્ર યાદ કરે છે તે ઉપરાંત બીજું શું અધિક હોય ! પણ હે મહા સમર્થ ઋષિ ! તમે જે તીર્થયાત્રા કરવાનું કહો છો. તે તીર્થયાત્રા કરવાની બુદ્ધિ મેં પ્રથમજ ધૌમ્યાચાર્યના કહેવાથી કરી છે માટે હે બ્રાહ્મણ ! તમને જ્યારે તીર્થયાત્રા કરવા સારૂ રવાને થવા સમજ હોય ત્યારે આપણે રવાને થવું, એમ મેં નિશ્ચય કર્યો છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! લોમશ ઋષિએ તીર્થયાત્રા કરવા વાસ્તે જવા

मरजी करी हती जेणे एवा युधिष्ठिर राजाने कह्युं के, हे महाराज ! तमारी साथे घणा मनुष्यो छे माटे तमे तेमने रजा आपी अल्प मनुष्यो साथे राखो, जेथी पोतानी इच्छा प्रमाणे तीर्थ प्रत्ये जइ शकशो. हे जनमेजय ! ए प्रमाणे लोमश ऋषिनां वाक्य सांभळीने युधिष्ठिर राजाए पोताना साथेना ब्राह्मणादिने कह्युं के, क्षुधा, तृषा, रस्ताना श्रम, महेनत, टाढ़ी तथा अनेक तरेहना दुःखने नहीं सहन करनारा, मिष्टान्न, पकवान, तथा पान करवाना पदार्थो अने मांसनुं भोजन करनारा रसोइयाओनी पाछळ पाछळ फरनारा अने में एटला दिवस यथायोग्य आजीविका करावी छे जेमने एवा भिक्षा वृत्तिवाळा ब्राह्मणो, ब्रह्मचारीओ तथा बीजा पण सव पुरुषो तमे मारी संघाथे आवो नहि. अमारामां प्रीतिमान जे अनेक पूरना मनुष्यो अमारी साथे वनमां आव्या छे ते सौ धृतराष्ट्र राजा पासे जाओ, केमके ते जेने जेवी लायक तेने तेवी आजिविका आपशे. कदी तेम न करे, तो द्रुपद राजा पासे जजो, कारण ते अमारुं प्रिय करवा सारु तमने यथायोग्य वृत्ति आपशे. हे परीक्षितना पुत्र जनमेजय ! ए प्रमाणे युधिष्ठिरना कहेवा पछी अनेक शहेरना मनुष्यो, ब्राह्मणो तथा ब्रह्मचारीओ तेमना आ कहेवाथी पीडा पामीने हस्तिनापुर प्रत्ये गया. अंबिकाना पुत्र धृतराष्ट्र राजाए युधिष्ठिरमां अत्यंत प्रीति होवाने लीधे तेमने यथायोग्य सत्कार करी द्रव्यथी तृप्त कर्या. त्यार पछी कुंतीना पुत्र युधिष्ठिर राजा, बाकी रहेला अल्प ब्राह्मणो तथा लोमश ऋषि सहित प्रीतियुक्त थइ काम्यक वनमां त्रण रात्रि पर्यंत रह्या.

ततः कुंतीसुतो राजा लघुभिर्ब्राह्मणैः सह
लोमशेन च सुप्रीतस्त्रिरात्रं काम्यकेऽवसत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥

## अध्याय ९३ मो. ब्राह्मणोए यात्रामां साथे राखवा करेली विनंति.

वैशंपायन उवाच—ततः प्रयांतं कौंतेय ब्राह्मणावनवासिनः
अभिगम्य तदा राजन्निदं वचनमब्रुवन् ॥

वैशंपायन कहे छे. पछी ज्यारे कुंतीना पुत्र युधिष्ठिर राजा तीर्थयात्राए जवा तैयार थया त्यारे वनमां रहेनारा ब्राह्मणो तेनी पासे आवी बोल्या के हे राजन ! तमे पोताना भाइओ तथा महात्मा लोमश ऋषि सहित पवित्र तीर्थो प्रत्ये जाओ छो, माटे अमोने पण साथे लइ जाओ कारण रस्तामां सिंह व्याघ्रादि जनावरोवाळा अने अल्प पराक्रमी पुरुषथी न जइ शकाय एवा घणा पर्वतो छे, माटे एकला अमाराथी जइ शकाशे नहीं, तमारा भाइओ धनुष धारण करनारा पुरुषोमां श्रेष्ठ छे, माटे महा शूरवीर तेओ सहित तमे कृपा करेला अमो तमारी कृपाथी तीर्थयात्रामां आवीने तेना अने वनना सुखने तथा तीर्थयात्राना फळने पामशुं. तमारा पराक्रमथी रक्षा पामेला अमो तीर्थोमां स्नान तथा तेमनां दर्शन करीने पापथी मुक्त थइशुं. हे भारत ! तमे सहस्रार्जुन, अष्टक, लोमपाद तथा महा शूरवीर चक्रवर्ति भरत राजा सरखा छो, माटे सर्व तीर्थोमां स्नान

કરીને, દુઃખે કરીને પણ પ્રાપ્ત ન થાય એવા લોકને પામશો. હે પૃથ્વીનું પાલન કરનાર યુધિષ્ઠિર ! તમારા સહિત અમો પ્રભાસાદિ તીર્થો, મહેંદ્રાદિ પર્વતો, ગંગાજી આદિ નદીઓ તથા પ્લક્ષાદિ દ્વીપોને પવિત્ર વનસ્પતિયોને જોવાની ઇચ્છા રાખીયે છીયે, માટે હે જનાધિપ ! જો તમને બ્રાહ્મણોને વિષે કલ્યાણરૂપ પ્રીતિ હોય તો તમે અમારાં વાક્ય માન્ય કરો, કારણ તીર્થો તપમાં પણ વિઘ્ન કરનારાં છે કેમકે તેઓમાં રાક્ષસો ઘણા રહે છે, માટે તમે અમારી રક્ષા કરવા લાયક છો. ધૌમ્યાચાર્ય બુદ્ધિમાન્ નારદજી તથા મ્હોટા તપ કરનાર લોમશ ઋષિએ કહેલાં તીર્થોને વિષે લોમશ ઋષિએ રક્ષા કરેલા અને પાપ વગરના હોવાથી અમારા સહિત તમે ફરવા લાયક છો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે બ્રાહ્મણોએ સત્કારપૂર્વક વાક્યો કહ્યાં, ત્યારે ઉત્પન્ન થયેલા હર્ષે કરીને નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થયાં હતાં જેને એવા અને મહા શૂરવીર ભીમસેનાદિ પોતાના ભાઇઓથી વિંટાયલા યુધિષ્ઠિર રાજાએ, લોમશ ઋષિ તથા ધૌમ્યાચાર્યની રજા લઇને તેમને, તમે બેલાશક મારી સાથે તીર્થયાત્રા કરવા ચાલો, એમ કહ્યું. પાંડવોમાં શ્રેષ્ઠ તથા પોતાને વશ યુધિષ્ઠિર રાજા પોતાના ભીમસેનાદિ ભાઇઓ તથા નહીં નિંદા કરવા લાયક અંગવાળી દ્રૌપદી સહિત જવા તૈયાર થયા, તે સમયે મોટા ભાગ્યવાળા વ્યાસજી પર્વત તથા મોટા વિચારવાળા નારદજી કામ્યક વનમાં યુધિષ્ઠિર રાજાને મળવા સારૂ આવ્યા; ત્યારે તે રાજાએ તેમની વિધિપૂર્વક પૂજા કરી. પછી મ્હોટા સત્કારને પામેલા તે ઋષિઓએ યુધિષ્ઠિરાદિ પાંડવોને કહ્યું કે, હે યુધિષ્ઠિર ! હે ભીમસેન ! હે નકુલ ! હે સહદેવ ! તમો મનમાં તીર્થયાત્રા કરવામાં શ્રદ્ધા તથા શુદ્ધ બુદ્ધિ રાખો, કારણ બ્રાહ્મણો મનનેજ શરીરનો નિયમ તથા શ્રેષ્ઠ વ્રત કહે છે, કેમકે મિત્રતારૂપ છે બુદ્ધિ જેને એવા મનમાં શ્રદ્ધા હોય તેજ પુરૂષને તીર્થો પવિત્ર કરે છે. જો તમે શુદ્ધ મન, શરીરના નિયમ તથા વ્રતોએ કરીને પવિત્ર થઇ તીર્થો પ્રત્યે જશો તો ફળને પામશો. હે પરીક્ષિતના પુત્ર જનમેજય ! પછી તેમના કહેવા મુજબ પ્રતિજ્ઞા ગ્રહણ કરેલા અને શ્રેષ્ઠ મુનિયોએ સ્વસ્તિવાચન કરેલા દ્રૌપદી સહિત યુધિષ્ઠિરાદિ પાંડવો, લોમશ, વ્યાસજી તથા પર્વતઋષિને નમસ્કાર કરીને ધૌમ્યાચાર્ય અને વનમાં રહેનારા બ્રાહ્મણો સહિત માર્ગશીર્ષ માસની એકાદશી ગયા પછી પુષ્ય નક્ષત્રને દિવસે રવાને થવા તૈયાર થયા. પછી હે જનમેજય ! વલ્કળ વસ્ત્ર, મૃગચર્મ તથા જટા ધારણ કરેલા, ઇંદ્રસેનાદિ ચાકરો, પંદર રથો તથા રસોઇયાઓ સંગાથે હતા જેમની એવા, હથિયારો ધારણ કરેલા, કમરને વિષે તલવાર બાંધેલા, બાણનાં ભાથાં ધારણ કરેલા અને હાથમાં ધનુષ, બાણ તથા લાકડીઓ ધારણ કરેલા મહા શૂરવીર પાંડવો પૂર્વ દિશા તરફ યાત્રાએ રવાને થયા.

ता[illegible]बाहुभिर्निशितास्त्रधराः [illegible]
प्राङ्मुखाः प्रय[illegible]ताः पांडवा जन[illegible] ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रा[illegible] ।
गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો. તીર્થયાત્રાનું ફળ.

**युधिष्ठिर उवाच—नवैनिर्गुणमात्मानं मन्ये देवर्षि सत्तम**
**तथास्मि दुःखसंतप्तो यथा नान्यो महीपतिः ॥**

યુધિષ્ઠિર કહે છે—હે દેવ ઋષિમાં શ્રેષ્ઠ લોમશ ઋષિ ! હું મારા આત્માને ઉત્તમ ગુણ રહિત માનું છું, માટે મારા સરખો દુઃખે કરી તાપ પામેલો બીજો કોઇ પણ રાજા નથી. હે લોમશ ! હું મારા શત્રુઓને શ્રેષ્ઠ ગુણ વગરના તથા અધર્મવર્તી છે એમ માનુંછું, ને તેઓ આ જગત્માં સમૃદ્ધિએ કરી મોટાઇ કેમ પામે છે ? લોમશ કહે છે—હે રાજન ! તમારે, અધર્મ કરવો એજ જેમને રૂચે છે એવા તમારા શત્રુઓ અધર્માચરણ કરવાથી મ્હોટાઇ, અનેક તરેહનાં સુખ તથા શત્રુપર જયને પામે છે પણ અંતે સમૂળ નાશ પામશે. હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! મેં પૂર્વે સતયુગને વિષે અધર્મે કરી વૃદ્ધિ પામેલા અને અંતે સમૂળ નાશ પામેલા દિતી તથા દનુના પુત્રો દાનવો અને ધર્મમાં પ્રીતિમાન દેવતાઓને જોયા છે, તે એવી રીતે કે ધર્મવર્તી દેવતાઓએ તીર્થયાત્રા કરી અને અધર્મમાં વર્તનાર દાનવોએ ન કરી, ને અધર્મથી તેમને ગર્વ, માન, ક્રોધ, નહીં કરવાનાં કામ કરવામાં પ્રવૃત્તિ, બેશરમપણું અને ખરાબ આચરણ પ્રાપ્ત થયાં. લક્ષ્મી અને સ્વધર્મે થોડા દિવસમાં ત્યાગ કર્યો. દેવતાઓ સ્વધર્મનિષ્ઠ હતા, માટે લક્ષ્મી તેમને મળી અને અધર્મનિષ્ઠ દૈત્યો હતા તેથી તેમને અલક્ષ્મીની પ્રાપ્તિ થઇ. અલક્ષ્મી પ્રાપ્ત થઇ હતી જેમને એવા, ગર્વે કરી નાશ પામ્યાં હતાં ચિત્ત જેમનાં એવા અને વેદમાં કહેલી ક્રિયા વગરના દાનવોનો ક્લેશ ઉત્પન્ન થવાથી સમૂળ વિનાશ થયો. દેવતાઓએ સ્વધર્મમાં નિષ્ઠા રાખીને, સમુદ્ર, તરી, તળાવ અને અનેક તરેહનાં સ્થાનકો પ્રત્યે જઇ, તપશ્ચર્યા તથા યજ્ઞ કરી અને દાનો આપી બ્રાહ્મણોના આશીર્વાદ મેળવી, પોતાનાં પાપકર્મનો ત્યાગ કર્યો અને શ્રેય સંપાદન કર્યું, માટે જેમ ભગવદાશ્રયાદિ નિયમવાળા અને કોઇથી નહીં બંધાયલા તેઓ તીર્થયાત્રા કરવાથી સમૃદ્ધિને પામ્યા, તેમ પોતાના ભાઇઓ સહિત તમે પણ તીર્થોમાં સ્નાન કરવાથી ફરીથી સમૃદ્ધિને પામશો. વળી જેમ નૃગ, શિબિ, ઔશિનર, ભગીરથ, વસુધાન, ગય, પુરૂ તથા પુરૂરવા રાજા, તપશ્ચર્યા, તીર્થ પ્રત્યે ગમન, મહા પુરૂષોનું દર્શન અને પવિત્ર તીર્થોના જળનો સ્પર્શ કરવાથી મોટા યશ તથા દ્રવ્યને પામ્યા હતા તેમ તમે પણ થોડા દિવસમાં ઘણી સમૃદ્ધિ પામીને જેમ ઇક્ષ્વાકુ, મુચુકુંદ, માંધાતા તથા મરૂત રાજા, પુત્ર, ધન અને બાંધવો સહિત દેવતાઓની પેઠે મોટી કીર્તિને પામ્યા, તેમ તમે કીર્તિને પામશો. અધર્મ તથા મોહે વશ કરેલા ધૃતરાષ્ટ્રના પુત્રો દૈત્યોની પેઠે થોડા કાળમાં નાશ પામશે એમાં સંશય નથી.

**धार्त्तराष्ट्रास्त्वधर्मेण मोहेन च वशीकृता**
**अचिराद्वै विनंक्ष्यंति दैत्या इव न संशयः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥**

## અધ્યાય ૯૫ મો. ગયરાજાનો યજ્ઞ.

**वैशंपायन उवाच—ते तथा सहिता वीरा वसंतस्तत्र तत्र ह**
**क्रमेणपृथिवीपाल नैमिषारण्यमागताः ॥**

વૈશંપાયન કહે છે—હે પૃથ્વીનું પાલન કરનાર જનમેજય! પોતાની સાથેના મનુષ્યો સહિત મહા શૂરવીર પાંડવો, એ પ્રમાણે તીર્થોનાં સ્થાનકોને વિષે નિવાસ કરતા ક્રમે કરીને નૈમિષારણ્ય પ્રત્યે ગયા. પછી હે ભારત! તેઓએ ગોમતીના પવિત્ર તીર્થરૂપ જળમાં સ્નાન કરીને, બ્રાહ્મણોને ગાયો તથા દ્રવ્ય આપ્યાં. પછી તેમણે કન્યાતીર્થ, અશ્વતીર્થ તથા ગવાં તીર્થને વિષે જઇ દેવતા, પિતૃ અને બ્રાહ્મણોને વારંવાર તૃપ્ત કરી, કાળકોટીને વિષે વિષપ્રસ્થ નામના પર્વત પ્રત્યે જઇ નિવાસ કરીને, બાહુ નામની નદીમાં સ્નાન કર્યું. ગંગાજી તથા યમુનાજીના સંગમમાં સ્નાન કરી બ્રાહ્મણોને ઘણું દ્રવ્ય આપીને, કેટલાક દિવસ ત્યાં રહ્યા. પોતાની સાથેના બ્રાહ્મણો સહિત પંડુરાજાના પુત્રો, બ્રાહ્મણો જેમાં રહેતા હતા એવી બ્રહ્માની વેદી પ્રત્યે જઇ નિવાસ કરીને, બ્રાહ્મણોને વનનાં ફળ મૂળોથી તૃપ્ત કરતા શ્રેષ્ઠ તપશ્ચર્યા કરવા લાગ્યા. પછી તેઓએ પવિત્ર કર્મવાળા રાજર્ષિ ગય રાજાએ સદાવ્રત કરેલા ગયશિર નામના પર્વતને વિષે જ્યાં ચારાં ઉગ્યા હતાં જેમાં એવી, સુંદર કિનારાવાળી અને સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગયાજી નામની નદી, ઋષિયોએ સેવેલું મહા પવિત્ર બ્રહ્મસર, સર્વ નદીઓની ઉત્પત્તિનું સ્થાન, મહાદેવજીનું સાનિધ્ય અને ધર્મરૂપ યમરાજાનું નિવાસ સ્થાન છે તથા મહા સમર્થ અગસ્ત્ય ઋષિએ દેહ ત્યાગ કર્યો હતો ત્યાં અક્ષય નામનો વટ છે જેની પાસે, મનુષ્ય યજ્ઞાદિ ધર્મનાં કામ કરે તો અક્ષય ફળને પામે છે, તેની પાસે જઇ ચાર મહિના પર્યંત રહીને ઋષિ યજ્ઞ નામનો યજ્ઞ કર્યો તથા કેટલાક ઉપવાસ પણ કર્યા. તેમની પાસે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાળા કેટલાક બ્રાહ્મણો આવ્યા ને તેમનામાંથી કેટલાક વિદ્યા અને તપે કરી વૃદ્ધ એવા બ્રાહ્મણો તેમની સભામાં બેસીને, અનેક તરેહની કથા કરતા હતા. તે સમયે વિદ્યા અને વિવિધ પ્રકારનાં વ્રતમાં કુશળ એવા સમઠ નામના ઋષિએ, યુધિષ્ઠિરને અમૂર્તરયસ નામના રાજાના પુત્ર ગયનો ઇતિહાસ કહ્યો. હે ભારત! હું તમને અમૂર્તરયસ રાજાના પુત્ર રાજર્ષિયોમાં શ્રેષ્ઠ ગયનાં પવિત્ર કર્મ કહું તે સાંભળો. પૂર્વે ગયરાજાએ અહીં બ્રાહ્મણોને બહુ અન્નના લાખો પર્વત જેવડા ઢગલા તથા ઘૃતથી ભરેલા અસંખ્ય કુંભો આપ્યા, અને દહીંની તો નદિયો ચલાવી હતી તથા અમૂલ્ય એવા અથાણાંનો તો પાર હતો નહીં ને તેઓમાંથી માગણ પુરૂષોને સદૈવ તે અપાતાં હતાં. યજ્ઞમાં વરણ થયા વગરના બ્રાહ્મણોને પણ સુંદર અન્નનું ભોજન પ્રાપ્ત થતું હતું. વળી યજ્ઞની સમાપ્તિ વખતે બ્રાહ્મણો વેદના મંત્રો ભણતા હતા, જેનો અવાજ પૃથ્વી, દિશાઓ તથા આકાશમાં પરિપૂર્ણ સંભળાવાથી મનુષ્યોને બીજું કંઇ સંભળાતું નહોતું. હે ભારત! સુંદર કાંતિવાળા ગય રાજાના યજ્ઞમાં અન્ન અને પાન કરવાના પદાર્થોથી તૃપ્ત કરેલા દેવતાઓ પણ બીજાના યજ્ઞમાં અપાતાં હુતદ્રવ્યને ગ્રહણ કરવા સમર્થ થશે નહીં ને બ્રાહ્મણોને દક્ષિણા આપી તેની તો જેમ પૃથ્વી ઉપરના રજના કણ, આકાશમાં નક્ષત્ર તથા વર્ષાદની ધારાની સંખ્યા ન થાય તેમ સંખ્યા થઇ શકે નહીં. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન! ગયરાજાએ આ બ્રહ્મસરની પાસે એવા ઘણા યજ્ઞો કર્યા હતા.

एवं विप्राः सुबहवस्तस्य यज्ञा महीपते:
बभूवुरस्यसरसः समीपे कुरुनंदन ॥

इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥

## અધ્યાય ૯૬ મો. વાતાપિની કથા.

वैशंपायन उवाच—ततः संप्रस्थितो राजा कौंतेयो भूरिदक्षिणः
अगस्त्याश्रममासाद्य दुर्जयायामुवासह ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય! ત્યાર પછી તીર્થયાત્રામાં ઘણી દક્ષિણા આપતા કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ, ત્યાંથી રવાને થઇ અગસ્ત્ય ઋષિના આશ્રમ પ્રત્યે આવીને. દુઃખે કરીને પણ ન જીતાય એવી વાતાપિની મણિમતી નામની પુરીમાં નિવાસ કરી લોમશ ઋષિને પૂછ્યું કે, હે ઋષિ! અગસ્ત્ય ઋષિએ વાતાપિ નામના દૈત્યને કેમ નાશ કર્યો? મનુષ્યને નાશ કરનાર દૈત્યનો એવો શું મહિમા હતો? અને મહાત્મા ઋષિને તેની ઉપર ક્રોધ શા વાસ્તે થયો?

લોમશે કહ્યું કે, હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! પૂર્વે આ મણિમતી પુરીમાં ઇલ્વલ તથા વાતાપિ નામના બે દૈત્યો રહેતા હતા, તેમાં ઇલ્વલે એક દિવસ કોઇ બ્રાહ્મણને તમે મને ઇંદ્ર સરખો પુત્ર આપો એમ કહ્યું. તે વખતે તે બ્રાહ્મણે તેનાં વચન સાંભળ્યાં પણ તને ઇંદ્ર સરખો પુત્ર થશે, એમ કહ્યું નહીં. પછી તે દિવસથી બ્રાહ્મણો ઉપર ક્રોધયુક્ત થઇને, પોતાના ભાઇ વાતાપિને માયાએ કરી બેટો બનાવી તેને રાંધી તેનું બ્રાહ્મણોને ભોજન કરાવી નાશ કરવા લાગ્યો. નાશ પામેલા પોતાના ભાઇને મોટા શબ્દથી બોલાવતો કે તેજ વખતે તે જીવતો થઇ તેનું પેટ ચીરી બહાર નીકળતો. દુષ્ટ અંતઃકરણવાળો ઇલ્વલ દૈત્ય એવી રીતે ઘણા બ્રાહ્મણોને નાશ કરતો હતો. તેવામાં મહા સમર્થ અગસ્ત્ય ઋષિએ કોઈ ખાડામાં નીચે માથે ટીંગાયલા પોતાના પિતૃઓને જોઇ તેમની ઉપર દયાયુક્ત થઇને, તમે શા વાસ્તે આ ખાડામાં ઉંધે માથે ટીંગાયા છો? એમ પૂછ્યું. ત્યારે તેઓએ તેને કહ્યું કે, હે અગસ્ત્ય ઋષિ! અમે અમારા વંશના વિસ્તારની ઇચ્છાવાળા તારા પિતૃઓ આ ખાડામાં ઉંધે માથે ટીંગાયલા છીયે, માટે જો તું વંશનો વિસ્તાર કરે એવો ઉત્તમ પુત્ર ઉત્પન્ન કરે તો અમે આ નરકથી છૂટીએ અને તું પણ પુત્રવાન હોવાથી શ્રેષ્ઠ ગતિને પામે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પિતૃઓનાં વચન સાંભળીને, સત્ય ધર્મ પરાયણ એવા મ્હોટા તેજસ્વી અગસ્ત્ય ઋષિએ કહ્યું કે હે પિતરો! હું તમારા કહેવા પ્રમાણે કરીશ, માટે તમારા મનનો તાપ નિવૃત્ત પામો. એ પ્રમાણે પિતૃઓને કહી તે ઋષિને પોતાને સંતાન થવા માટે વિચાર કરતાં પોતાને લાયક એવી કોઇ પણ સ્ત્રી મળે એમ લાગ્યું નહિ. પછી તેમણે સિંહ તથા મૃગાદિના ઉત્તમ એવાં કટિ તથા દષ્ટ્યાદિ અંગોને ગ્રહણ કરી તેમના સરખી અંગવાળી સર્વ ગુણ યુક્ત એવી એક કન્યા નિર્માણ કરી. પુત્ર વાસ્તે તપશ્ચર્યા કરતા એવા વિદર્ભ રાજાને આપી. વીજળીની પેઠે ઉત્પન્ન થયેલી, શ્રેષ્ઠ સ્વરૂપે કરી શોભિતી અને સુંદર મુખવાળી તે કન્યા વૃદ્ધિ પામતી હતી. હે ભારત! વિદર્ભ રાજા પોતાને પ્રાપ્ત થયેલી તે કન્યાને જોઇ હર્ષ પામી બ્રાહ્મણોને નિવેદન

કરી. ત્યારે હે પૃથ્વીપતિ ! સર્વ બ્રાહ્મણોએ તે કન્યાનાં વખાણ કરી લોપામુદ્રા એવું નામ પાડયું. પછી તે કન્યા જેમ જળમાં કમળનાં પુષ્પનો વેલો તથા અગ્નિની શિખા વૃદ્ધિ પામે, તેમ વૃદ્ધિ પામતી હતી. પછી જ્યારે તે કન્યા જુવાન અવસ્થામાં આવી ત્યારે તેની પાસે સુંદર અલંકાર ધારણ કરેલી એકસો કન્યાઓ તથા પ્રશસ્ત સ્વરૂપ ધારણ કરનારી તેટલીજ દાસીઓ મળી. તે કન્યા તેઓની વચમાં, જેમ આકાશમાં નક્ષત્રોની વચમાં રહે તેમ રહી હતી. એ પ્રમાણે તે કન્યા મહાન્ રૂપવાન તથા યુવાન અવસ્થાવાળી થઇ, પણ અગસ્ત્ય ઋષિના ભયથી કોઇ પુરૂષ તેને વરતો ન હતો. પછી અપ્સરા કરતાં પણ અત્યંત સ્વરૂપવાન તે કન્યા પોતાના શીલે કરી પોતાના પિતાને તથા સ્વજનોને હર્ષ પ્રાપ્ત કરતી હતી. પછી વિદર્ભ રાજા સુંદર શીલવાળી અને યુવાન અવસ્થામાં આવેલી પોતાની તે વૈદર્ભી કન્યાને જોઇ હું આ કન્યા કોને આપીશ, એમ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

वैदर्भी तु तथा युक्तां युवतीं प्रेक्ष्य वै पिता
मनसा चिंतयामास कस्मैदद्यामि मां सुतां ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्योपाख्याने गुर्जरभाषायां षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥

## અધ્યાય ૯૭ મો. લોપામુદ્રાની ઉત્પત્તિ.

लोमश उवाच—यदात्वमन्यतागस्त्यो गार्हस्थ्येतांक्षमामिति
तदाभिगम्य प्रोवाच वैदर्भपृथिवीपतिं ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી અગસ્ત્ય ઋષિ પોતાને ગૃહસ્થાશ્રમ કરવા લાયક એવી તે લોપામુદ્રા કન્યા છે એમ જાણીને પૃથ્વીપતિ વિદર્ભ રાજા પાસે આવી કહેવા લાગ્યા કે, હે રાજન ! મને પુત્ર પ્રાપ્ત થવા સારૂ આ તમારી કન્યા સાથે વિવાહ કરવાની ઇચ્છા છે, માટે તમે તમારી કન્યા મને આપો. હે ભારત ! એ પ્રમાણે તે ઋષિએ કહ્યું ત્યારે ઉદાસયુક્ત થયેલો તે રાજા તેને ના કહેવા સમર્થ થયો નહીં, તેમ તે કન્યા આપવાને પણ ઇચ્છાવાન થયો નહીં. પછી તેણે પોતાની સ્ત્રી પાસે આવીને, હે સ્ત્રી ! મહા પરાક્રમી અગસ્ત્ય ઋષિ પોતાને પરણવા સારૂ આપણી કન્યા માગે છે, માટે હું તે ઋષને આપવા ચહાતો નથી, ને જો ના કહું તો તે શાપરૂપ અગ્નિએ કરી આપણને બાળી ભસ્મ કરે એમાં સંશય નથી, એમ કહ્યું ત્યારે લોપામુદ્રા કન્યાએ પોતાની સ્ત્રી સહિત મહા દુઃખને પામેલા પોતાના પિતાને જોઇ કહ્યું કે હે પૃથ્વીપતિ ! તમે મારે વાસ્તે પીડા પામવા લાયક નથી, મને અગસ્ત્ય ઋષિને અર્પણ કરીને પોતાના દેહની રક્ષા કરો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાંભળીને હર્ષયુક્ત થયેલા વિદર્ભ રાજાએ લોપામુદ્રા નામની કન્યા વિધિપૂર્વક વિવાહ કરી તે ઋષિને આપી. હે ભારત ! અગસ્ત્ય ઋષિએ સ્ત્રીરૂપે પ્રાપ્ત થયેલી લોપામુદ્રાને, હે સ્ત્રી ! તું અમૂલ્ય એવાં આ વસ્ત્રો તથા અલંકારોનો ત્યાગ કર, એમ કહ્યું, ત્યારે મોટા નેત્રવાળી તે સ્ત્રી પોતાના પતિના કહેવાથી જોવા લાયક, ઘણી કિંમતવાળાં અને નવીન વસ્ત્રાદિ શરીર ઉપરથી ઉતારી, વનકુળ વસ્ત્રો ધારણ કરીને, તાપસિના સરખાં વ્રત તથા આચરણવાળી થઇ. ત્યાર પછી મહા સમર્થ અગસ્ત્ય ઋષિ પોતાની

સ્ત્રી સહિત ગંગાદ્વાર પ્રત્યે આવી ઉગ્રતપ કરવા લાગ્યા. ત્યારે તે સ્ત્રી અત્યંત પ્રીતિયુક્ત થઇને. પોતાના પતિની સેવા કરવા લાગી, જેથી તેની ઉપર ઋષિને પણ અત્યંત પ્રીતિ થઈ. પછી હે પૃથ્વીપતિ! એક દિવસના સમયને વિષે તે ઋષિએ પોતાની સ્ત્રિએ કરેલી પોતાની સેવા, તેની પવિત્રાઇ, તેની ઇંદ્રિયોનો નિગ્રહ તથા તેના સ્વરૂપની શોભા જોઇને. તેને મૈથુનને વાસ્તે બોલાવી. ત્યારે લજ્જાયુક્ત થયેલી તે સ્ત્રી હાથ જોડીને બોલી કે હે સ્વામિ! પુરૂષો પ્રજા વાસ્તે સ્ત્રિયો પરણે છે માટે મને જે તમારામાં પ્રીતિ છે તે તમે સફળ કરો ને જેવી મારા પિતાના મહેલમાં મારી શયન કરવાની શય્યા છે તેવી શય્યાને વિષે તમે મારી પાસે આવવા લાયક છો. દિવ્ય અલંકારોથી શોભાયમાન હું, પુષ્પો તથા અલંકારોથી સુશોભિત એવા તમારી પાસે આવવા ઇચ્છું છું ને તપસ્વિયોને પહેરવાનાં આપણે પહેરીએ છીએ તે વસ્ત્રો અપવિત્ર નથી તોપણ વનફળ વસ્ત્ર પહેરીને તેવાંજ વસ્ત્ર ધારણ કરેલા તમારી પાસે આવવા ચહાતી નથી. અગસ્ત્ય ઋષિએ કહ્યું કે હે સુંદર દેહવાળી લોપામુદ્રા! જેવું તારા પિતા પાસે દ્રવ્ય છે, તેવું દ્રવ્ય મારી પાસે નથી. લોપામુદ્રા બોલી કે હે તપોધન! તમે જે કાંઇ મનુષ્ય લોકમાં દ્રવ્ય છે તે સર્વ તપના બળે કરી ક્ષણ માત્રમાં ગ્રહણ કરવા સમર્થ છો. અગસ્ત્ય ઋષિ બોલ્યા કે, હે સ્ત્રી! હું તારા કહેવા પ્રમાણે મનુષ્ય લોકમાંથી દ્રવ્ય ગ્રહણ કરી લઉં તો મારૂં સર્વ તપ નાશ પામે. માટે તે નાશ ન પામે એવો ઉપાય બતાવ. લોપામુદ્રાએ કહ્યું કે હે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાળા! મને ઋતુકાળના સોળ દિવસમાં બાકી થોડા દિવસ કમી રહ્યા છે, ને હું સંભોગની સામગ્રી વગર તમારી પાસે આવવા તથા તમારા ધર્મનો લોપ કરવા ઇચ્છતી નથી; માટે તમે મારી મરજી પ્રમાણે સર્વ સાહિત્ય સંપાદન કરવા યોગ્ય છો. અગસ્ત્ય ઋષિએ કહ્યું કે—હે શ્રેષ્ઠ કલ્યાણરૂપ! તેં તારી બુદ્ધિમાં એવો નિશ્ચય કર્યો છે, તો હું સર્વ લેવા સારૂ જાઉ છું ને તું અહીં રહીને તારી ઇચ્છા પ્રમાણે કર.

यद्येषकामः सुभगे तव बुध्याविनिश्चितः
हर्तुं गच्छाम्यहं भद्रे चर काममिहस्थिता ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्योपाख्याने गुर्जरभाषायां सप्तनवतित्तमोऽध्यायः ॥ ९७ ॥

## અધ્યાય ૯૮ મો. અગસ્ત્યનું ભિક્ષાટન.

लोमश उवाच—ततो जगाम कौरव्य सोगस्त्योभिक्षितुं वसु
श्रुतुर्वाणं महीपालं यं वेदाभ्यधिकं नृपैः ॥

લોમશ કહે છે—હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! પછી તે અગસ્ત્ય ઋષિ દ્રવ્ય માગવા સારૂ, સર્વ રાજાઓ કરતાં અધિક દ્રવ્યવાન શ્રુતુર્વાણ રાજા છે એમ માનીને, તેની પાસે ગયા. પોતાના પ્રધાનો સહિત તે રાજાએ, પોતાના ગામમાં આવતા એવા ઋષિને જોઇને તેમની સામે જઇ મોટા સત્કારથી વિધિપૂર્વક અર્ઘ્યથી પૂજા કરીને તમે અહીં શા વાસ્તે આવ્યા છો? એમ પૂછ્યું. અગસ્ત્ય ઋષિએ કહ્યું કે—હે પૃથ્વીપતિ! હું દ્રવ્ય માટે તમારી પાસે આવ્યો છું એમ તમે જાણો, ને તમે મને તમારા શેષ દ્રવ્યમાંથી વિ-

ભાગ આપો. લોમશ કહે છે હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળી શ્રુતર્વાણ રાજાએ પોતાના આવપત તથા ખરચનો હિસાબ બતાવતાં કહ્યું કે હે ઋષિ ! તમે આ મારો આવક તથા ખરચનો હિસાબ તપાસો, ને તેમાં જે તમને બાકી જણાવામાં આવે તો તે ગ્રહણ કરો. હે ભારત ! એવી રીતે તે રાજાનાં વચન સાંભળીને, ઋષિ તેનો હિસાબ તપાસતાં બેઉ પાસાં સરખાં જોઇ વૃથા કોઇને દુઃખ આપવું એ યોગ્ય નહીં એમ માની, અને તે રાજાને પોતાની સાથે લઇને, બ્રધ્નશ્વ નામના રાજા પાસે ગયા. તે સમયે તે રાજા પોતાના ગામમાં આવતા એવા શ્રુતર્વાણ રાજાસહિત અગસ્ત્ય ઋષિને જોઇ પોતાના પ્રધાનો સહિત સામે આવીને, મોટા સત્કારથી અર્ઘ્ય આપી પોતાના દેશમાં આવવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારે અગસ્ત્ય ઋષિએ તેને કહ્યું કે—હે રાજન ! અમે તારી પાસે દ્રવ્ય વાસ્તે આવ્યા છીયે, માટે તું તારી શક્તિ પ્રમાણે અમને દ્રવ્યમાંથી વિભાગ આપ. લોમશ કહે છે—હે પાંડવ ! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળી તે બ્રધ્નશ્વ રાજાએ, તેમને પોતાનો હિસાબ બતાવતાં કહ્યું કે—હે ઋષિ ! તમે મારો આવપત તથા ખરચનો હિસાબ તપાસીને બાકી હોય તે ગ્રહણ કરો. હે યુધિષ્ઠિર ! અગસ્ત્ય ઋષિ એ પ્રમાણે તે રાજાનાં વાક્ય સાંભળી તેનો હિસાબ તપાસતાં બેઉપાસાં સરખાં જાણી કોઇનું દ્રવ્ય ગ્રહણ કરવાથી તેને મ્હોટું દુઃખ થાય છે એમ માની, તે રાજાને પણ પોતાની સાથે લઇ પુરૂકુત્સ રાજાના પુત્ર મહા ધનાઢ્ય ત્રસદસ્યુ નામના રાજા પાસે ગયા. તે રાજાએ પોતાના ગામ પ્રત્યે આવતા એવા તે સર્વ રાજાઓ સહિત અગસ્ત્ય ઋષિને જાણી, તેમની સામે જઇ મોટા સત્કાર પૂર્વક પૂજા કરીને, તેમને આવવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારે અગસ્ત્ય ઋષિએ કહ્યું કે હે ત્રસદસ્યુ ! અમે સૌ તારી પાસે દ્રવ્ય વાસ્તે આવ્યા છીયે, માટે તું તારી શક્તિ પ્રમાણે તારા દ્રવ્યમાંથી વિભાગ અમને આપ. લોમશ કહે છે—હે કૌરવ ! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળીને તે રાજાએ તેને પોતાનો આવપત તથા ખરચનો હિસાબ બતાવતાં કહ્યું કે હે ઋષિ ! તમે મારો આવક તથા ખરચનો મેળ તપાસો, ને જે શેષ જોવામાં આવે, તે ગ્રહણ કરો. પછી હે યુધિષ્ઠિર ! અગસ્ત્ય ઋષિ એ પ્રમાણે તેનાં વચન સાંભળી તેનો હિસાબ તપાસતાં બેઉપાસાં સરખાં જોઇ કોઇનું ગ્રહણ કરવાથી તેને પીડા થાય છે એમ માનીને, તે રાજાને પણ પોતાની સાથે લઇ આગળ ચાલ્યા. તે સર્વ રાજાઓ પોતપોતાની સામું જોઈ એકઠા થઇ તે ઋષિને કહેવા લાગ્યા કે—હે બ્રાહ્મણ ! ઇલ્વલ નામનો દૈત્ય પૃથ્વીમાં મોટો ધનવાન છે, માટે આપણે તેની પાસે જઇ તેનું દ્રવ્ય ગ્રહણ કરીએ. લોમશ કહે છે—હે રાજન ! પછી તેઓ ઇલ્વલની પાસે જઇ તેનું દ્રવ્ય માગવું એ યોગ્ય છે એમ માની સૌ એકઠા થઇ તેની પાસે ગયા.

तेषां तदासीत् चिंतमिल्वलस्यैव भिक्षणं
ततस्ते सहिता राजानिल्वलं समुपाद्रवन् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्योपाख्याने गुर्जरभाषायामष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

## અધ્યાય ૯૯ મો. અગસ્ત્યનું આખ્યાન.

## રામ-પરશુરામ કથા.

**लोमश उवाच—इल्वलस्तान्विविदित्वातु महर्षिसमितान्नृपान् ॥
उपस्थितान्सहामात्यो विषयांतेह्यपूजयत् ॥**

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી પોતાના પ્રધાનો સહિત ઇલ્વલ દૈત્ય, પોતાના દેશ પ્રત્યે આવેલા ઋષિયો સરખા તે રાજાઓને જોઇ તેમની પાસે આવી પૂજા કરીને, પોતાના ભાઇ વાતાપિને મારી તેના માંસનું ભોજન તૈયાર કરી, તેમને ખવરાવવા તૈયાર થયો. ત્યારે તે સર્વ રાજાઓ તે જોઇને, મોટા ખેદયુક્ત હોવાથી ચેતન રહિત થયા. તે સમયે ઋષિયોમાં શ્રેષ્ઠ અગસ્ત્ય ઋષિએ તેમને કહ્યું કે હે રાજાઓ ! તમારે કંઇ ભય રાખવો નહીં, એ અધમ અસુરનું હું ભોજન કરીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને અગસ્ત્ય ઋષિ, શ્રેષ્ઠ આસન ઉપર ભોજન કરવા સારૂ બેઠા. ત્યારે ઇલ્વલ દૈત્યે મોટા હર્ષથી તે ઋષિને વાતાપિનું સર્વ માંસ પીરસ્યું જેનું તે ઋષિએ ભોજન કર્યું. પછી ઇલ્વલ દૈત્યે વાતાપિને હાંક મારી બોલાવ્યો. તે સમયે અગસ્ત્ય ઋષિના આસન નીચેથી મોટા મેઘ સરખા અવાજવાળો વાયુ ઉત્પન્ન થયો. તે સમયે વળી ઇલ્વલે હે વાતાપિ ! તું જલદી બહાર નીકળ એમ કહ્યું. ત્યારે અગસ્ત્ય ઋષિએ તેને કહ્યું કે—હે દૈત્ય ! મેં વાતાપિને મારા ઉદરમાં પચાવી નાખ્યો, માટે હવે તે બહાર કયાંથી નીકળશે ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે ઋષિનાં વચન સાંભળી વાતાપિને તેમણે પચાવી નાખ્યો તે જોઇને, ઇલ્વલ મહા ખેદયુક્ત થઇ હાથ જોડી કહેવા લાગ્યો કે, અરે તમે સૌ અહીં શા માટે આવ્યા છો ? હું તમારૂં શું પ્રિય કરૂં ? તે કહો. હે પાંડવ ! એ પ્રમાણે ઇલ્વલે કહ્યું ત્યારે અગસ્ત્ય ઋષિએ કહ્યું કે—હે અસુર ! તું મોટો ધનાઢ્ય છે પણ આ સર્વ રાજાઓ તારા સરખા ધનાઢ્ય નથી, ને મને ઘણા દ્રવ્યની જરૂર છે, માટે અમે તારી પાસે આવ્યા છીયે; તારા દ્રવ્યમાંથી શક્તિ પ્રમાણે અમો સર્વને દ્રવ્ય આપ. એ પ્રમાણે અગસ્ત્ય ઋષિએ કહેલાં વાક્ય સાંભળી નમસ્કાર કરીને, ઇલ્વલ બોલ્યો કે હે ઋષિ ! જો તમે મારા મનમાં તમો સર્વને કેટલું દ્રવ્ય આપવાની મરજી છે તે કહેશો, તો હું તમોને દ્રવ્ય આપીશ. અગસ્ત્ય ઋષિએ કહ્યું કે હે અસુર ! તને આ એક એક રાજાને દશ દશ હજાર ગાય તથા તેટલાજ સુવર્ણના સિક્કાઓ આપવા મરજી છે: ને મને તેમનાથી દ્વિગુણ ગાય તથા સુવર્ણનો એક રથ અને મન સરખી ગતિ કરનારા બે અશ્વો આપવા ખુશી છે, માટે તું સુવર્ણનો રથ આપવા ચાહે છે, તેની તપાસ કર હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળીને મહા ખેદયુક્ત થયેલા તે દૈત્યે, તે સર્વ રાજાઓને અગસ્ત્ય ઋષિના કહેવાથી પણ અધિક દ્રવ્યાદિ આપ્યાં, ને તે ઋષિને તેમના કહ્યા પ્રમાણે દ્રવ્યાદિ તથા વિરાવ અને સુરાવ નામના બે અશ્વોયુક્ત સુવર્ણનો એક રથ આપ્યો. તે ઋષિ પોતાની સાથેના રાજાઓ સહિત વિરાવ અને સુરાવ નામના અશ્વો જેમાં જોડેલા હતા એવા રથમાં બેઠા; ત્યારે તે અશ્વોએ તેમને નેત્રના ઉઘડવા તથા મીંચાવા જેટલા વખતમાં આશ્રમ પ્રત્યે પહોંચાડયા. પછી તે સર્વ રાજાઓ અગસ્ત્ય ઋષિની રજા લઇને, પોતપોતાના દેશ પ્રત્યે ગયા; ને તે ઋષિ પોતાની સ્ત્રી લોપામુદ્રાની પ્રીતિ સાધવા લાગ્યા.

તે વેળા પોતાના પતિને પોતામાં અત્યંત પ્રીતિ જાણીને લોપામુદ્રાએ કહ્યું કે—હે મહા સમર્થ ! તમે મારી ઇચ્છા પ્રમાણે સર્વ કર્યું, પણ હવે મારા વિષે મહા પરાક્રમી પુત્ર ઉત્પન્ન કરો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને અગસ્ત્ય ઋષિએ કહ્યું કે—હે કલ્યાણરૂપ સ્ત્રિ ! હું તારી ઉપર ઘણો પ્રસન્ન થયો છું, પણ સંતાન ઉત્પન્ન કરવા વિષે તને એક વિચાર કહું તે સાંભળ. જો તને એક પુત્રની ઇચ્છા હોય, વા એકસો સરખા દશ પુત્રની ઇચ્છા હોય અથવા એક હજારને જીતે એવા એક પુત્રની ઇચ્છા હોય તો કહે, જે હું તને આપું. લોપામુદ્રા બોલી કે હે તપોધન ! મને એક હજાર સરખા એક પુત્ર આપો. કારણ પંડિત અને સારા શીળવાળો એકજ પુત્ર શ્રેષ્ઠ છે. લોમશ કહે છે કે હે પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની સ્ત્રી લોપામુદ્રાનાં વચન સાંભળીને, 'ઘણું સારૂં' એમ કહી અગસ્ત્ય ઋષિ તેની સાથે સમાગમ કરી તેના ઉદરમાં ગર્ભ રાખી વનમાં ગયા. પછી તે ગર્ભ લોપામુદ્રાના ઉદરમાં સાત વર્ષ પર્યંત રહી વૃદ્ધિ પામીને, બહાર નીકળ્યો, ત્યારે તેનું દઢસ્યુ એવું નામ પડ્યું. તે પોતાના મહિમાએ કરી મહા તેજસ્વી થયો. પછી જ્યારે તે અવસ્થાએ કરી મોટો થયો, ત્યારે ઉપનિષદો સહિત વેદો ભણ્યો, જેથી મહાન તેજસ્વી થયો. તે બાળપણામાં કાષ્ઠના બોજા પોતાના આશ્રમમાં લાવવા લાગ્યો, તેથી તેનું બીજું ઇધ્મવાહ નામ પડ્યું. એ પ્રમાણે અગસ્ત્ય ઋષિ પોતાના પુત્રને જોઇ ઘણો હર્ષ પામવા લાગ્યા ને તેના પિતૃઓ પણ ઇચ્છિત એવા શ્રેષ્ઠ લોકને પામ્યા. જે દિવસથી એ પ્રમાણે અગસ્ત્ય ઋષિએ અહીં વાતાપિ દૈત્યને મૃત્યુની પ્રાપ્તિ કરાવી તે દિવસથી પૃથ્વીને વિષે અત્યંત રમણીય એવા ગુણોવાળો આ આશ્રમ તેનો કહેવાય છે. હવે મહા પવિત્ર દેવતા તથા ગંધર્વોએ સેવેલી, દક્ષિણ દિશામાં પ્રવાહ છે જેનો એવી પૂર્વે મહાદેવજીની જટામાંથી ભ્રષ્ટ થયેલી અને સમુદ્રની પ્રિય સ્ત્રી ભાગીરથી નામની ગંગા છે, તેમાં સ્નાન કરો. હવે હે યુધિષ્ઠિર ! હું તમને ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને ઋષિઓના સમૂહે સેવન કરેલું ભૃગુ ઋષિનું તીર્થ બતાવું છું, જેમાં હરાઇ ગયેલું હતું તેજ જેનું એવા પરશુરામ સ્નાન કરવાથી ફરીથી તેજને પામ્યા હતા. તમે તમારી સ્ત્રી દ્રૌપદી તથા ભીમસેનાદિ ભાઇઓ સહિત ભૃગુતીર્થમાં સ્નાન કરીને દુર્યોધને હરણ કરેલા તમારા તેજને ફરીથી જેમ રામચંદ્રે હરણ કરેલા તેજને પરશુરામ સ્નાન કરવાથી પામ્યા તેમ પામો. હે ભારત ! એ પ્રમાણે લોમશ ઋષિનાં વચન સાંભળી પોતાના ભાઇઓ તથા દ્રૌપદી સહિત યુધિષ્ઠિર રાજાએ, તીર્થમાં સ્નાન કરીને, દેવતા તથા પિતૃઓનાં તર્પણ કર્યાં, જેથી પાંડવોના સ્વરૂપનાં તેજ અત્યંત વૃદ્ધિ પામવાથી શત્રુઓએ નહીં સહન થાય એવાં થયાં. પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર, લોમશ ઋષિને પૂછવા લાગ્યા કે હે મહા સમર્થ લોમશ ઋષિ ! પરશુરામનું તેજ કેમ હરાયું હતું ? અને તે ફરીથી કેમ મળ્યું ? તે હું તમને પૂછું છું માટે તમે મને વિસ્તારથી કહો. લોમશ કહે છે—હે રાજેંદ્ર ! હું તમને રામચંદ્ર તથા મોટી બુદ્ધિવાળા ભાર્ગવ વંશમાં ઉત્પન્ન થયેલા પરશુરામનો ઇતિહાસ કહું તે સાંભળો.

હે પાંડવ ! પૂર્વે અયોધ્યાપુરિને વિષે મહાત્મા દશરથ રાજાને ત્યાં સાક્ષાત્ વિષ્ણુ ભગવાન રાવણનો નાશ કરવા સારૂ રામચંદ્ર નામે પુત્રરૂપે ઉત્પન્ન થયા હતા જેનું મેં દર્શન કર્યું હતું. હવે રેણુકાના પુત્ર પરશુરામ, રામચંદ્રે જનકરાજાને ત્યાં માહેશ્વર ધનુષ ભાગ્યું તે સાંભળી વિસ્મયયુક્ત થઇને, જે વાપે કરી ક્ષત્રિયોનો નાશ કર્યો હતો એવું પોતાનું ધનુષ હાથમાં લઇ

તેનું પરાક્રમ જાણવાની ઇચ્છાથી અયોધ્યાપુરિ પ્રત્યે ગયા. દશરથ રાજાએ પોતાના પ્રિય એવા પોતાના પુત્ર રામચંદ્રજીને સામા મોકલ્યા. પરશુરામે હાથમાં અસ્ત્ર ગ્રહણ કરી ઉભેલા રામચંદ્રજીને જોઇ હસતાં કહ્યું કે હે મહા સમર્થ રામચંદ્ર! મેં આ ધનુષે કરી કાળ સરખા મહા શૂરવીર રાજાઓનો નાશ કર્યો છે, માટે જો તમે સમર્થ હો તો આ ધનુષ મારા હાથમાંથી લઇ સજ્જ કરો. હે પાંડવ! એ પ્રમાણે પરશુરામે કહ્યું ત્યારે રામચંદ્ર બોલ્યા કે હે રામ! તમે મને આક્ષેપનાં વાક્ય કહેવા લાયક નથી, ને જેમ તમે બ્રાહ્મણની જાતિના ધર્મમાં અધમ નથી, તેમ અમે ક્ષત્રિયમાં અધમ નથી. ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિયો ઘાણું કરીને પોતાના મોઢે પોતાની ભુજાના બળનું વખાણ કરતા નથી માટે હું પણ મારા પરાક્રમનું વખાણ મારે મુખે કરતો નથી. હે યુધિષ્ઠિર! એવી રીતે રામચંદ્રનાં વચન સાંભળી પરશુરામ બોલ્યા કે, હે રામચંદ્ર! જો તમે મહા સમર્થ હો તો જલદી મારા હાથમાંથી ધનુષ ગ્રહણ કરો, પણ અનેક વાક્ય બોલવાની જરૂર નથી. હે ભારત! એ પ્રમાણે ક્રોધયુક્ત પરશુરામનાં વચન સાંભળવાથી ક્રોધ ઉત્પન્ન થયો હતો જેને એવા રામચંદ્રે તત્કાળ તેના હાથમાંથી ધનુષ ગ્રહણ કરી સજ્જ કરી તેની પ્રત્યંચા ખેંચી તેનો શબ્દ કર્યો જે સાંભળવાથી સર્વ ભૂત પ્રાણિયો ત્રાસ પામ્યાં. પછી રામચંદ્રે પરશુરામને કહ્યું કે હે ભાર્ગવ! મેં આ તમારૂં પ્રિય કર્યું. એ પ્રમાણે રામચંદ્રનાં વચન સાંભળી પરશુરામે તેને એક બાણ આપીને કહ્યું કે હે રામ! તમે આ બાણને ધનુષમાં ભરી આકર્ષણ કરો. લોમશ કહે છે કે, હે યુધિષ્ઠિર! એવાં પરશુરામનાં વચન સાંભળી રામચંદ્ર બોલ્યા કે હે ભાર્ગવ! મેં તમે ગર્વિષ્ઠ છો એવું સાંભળ્યું હતું, તે આજ પ્રત્યક્ષ જોયું, પણ હું આજ તમને ક્ષમા કરૂં છું; તમે બ્રહ્માની કૃપાએ કરી સર્વ રાજાઓનું તેજ પામ્યા છો, માટે હું તમને દિવ્યદૃષ્ટિ આપું છું, તેથી તમે મારા સ્વરૂપને યથાર્થ જોશો. હે પાંડુ રાજાના પુત્ર! એ પ્રમાણે રામચંદ્રે કહીને તેને દિવ્યદૃષ્ટિ આપી. જેથી તેમણે રામના સ્વરૂપમાં બાર સૂર્યો, આઠ વસુ, અગિયાર રૂદ્રો, સાધ્યો, ઓગણપચાસ વાયુ, પિતૃઓ, અગ્નિ, નક્ષત્રો, ગ્રહો, ગંધર્વો અને રાક્ષસો, યક્ષો, નદિયો તીર્થો, સનાતન બ્રહ્મને જાણનારા અને તદાકાર થયેલા વાલખિલ્યાદિ ઋષિયો, દેવર્ષિયો, સમુદ્રો, પર્વતો, ઉપનિષદો સહિત સર્વ વેદો, યજ્ઞો, ગાંધર્વ, વેદ, ધનુર્વેદ, મેઘના સમૂહ તથા વિજળીઓ સવ જોયાં. પછી રામચંદ્રે તેમના હાથમાંથી બાણ લઇ તેને નિષ્ફળ સરખું કરી ધનુષમાં ભરીને, તેની ઉપર મૂક્યું. ત્યારે તે બાણે ધૂળી રજ, વર્ષાદ અને પૃથ્વી કંપ થયા. પછી વિહ્વળતાને પામેલા પરશુરામ મહેંદ્ર પર્વત પ્રત્યે જઇ, ભય પામી તથા લજ્જાયુક્ત થઇને ત્યાં નિવાસ કરી રહ્યા હતા. પછી એક વર્ષે કોઇ દિવસના સમયને વિષે પિતૃઓ, તેજ વગર ગર્વ વગરના થઇને બેઠેલા પરશુરામને જોઇ તેમની પાસે આવીને કહેવા લાગ્યા કે હે પરશુરામ! તમે સાક્ષાત્ વિષ્ણુરૂપ રામચંદ્રની પાસે જઇ ગર્વ કર્યો એ યોગ્ય કર્યું નહીં: કારણ તે ત્રણ લોકમાં સૌને માન્ય કરવા તથા પૂજા કરવા લાયક છે. હે રામ! હવે તમે જ્યાં પૂર્વે સત્યયુગને વિષે તમારા પ્રપિતામહ ભૃગુએ મ્હોટું તપ કર્યું હતું, ત્યાં મહા પવિત્ર વધૂસરકૃતા નામની નદી છે જેને મનુષ્યો દીપ્તોદ તીર્થ પણ કહે છે, તેમાં સ્નાન કરીને પાછું તેજ પામો. હે કુંતીના પુત્ર! એ પ્રમાણે, પિતૃઓનાં વચન સાંભળી પરશુરામે તેના કહેલા પ્રમાણે કર્યું, જેથી તે તેજને પામ્યા. હે પુત્રરૂપ યુધિષ્ઠિર! ક્લેશ વગરના કર્મવાળા પરશુરામે, રામચંદ્રરૂપ વિષ્ણુ પાસે જઇ પોતાનું જે તેજ હરાઇ ગયું હતું તે આ તીર્થમાં સ્નાન કરીને

અર્પણ કર્યું માટે આ તીર્થ મહાન્ શ્રેષ્ઠ છે.

एतत्तीर्थवरं तात रामेणाक्लिष्टकर्मणा
प्राप्तमासीन्महाराज विष्णुमासाद्य वै पुरा ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गुर्जरभाषायां नवनवतितमोऽध्यायः ॥ ९९ ॥

---

## અધ્યાય ૧૦૦ મો. વજ્રનિર્માણ કથન.

युधिष्ठिर उवाच—भूय एवाहमिच्छामि महर्षेस्तस्य धीमतः
कर्मणां विस्तरं श्रोतुमगस्त्यस्य द्विजोत्तम:

યુધિષ્ઠિર કહે છે—હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ લોમશ ઋષિ ! હું મોટી બુદ્ધિવાળા મહર્ષિ અગસ્ત્ય ઋષિનાં કર્મ ફરીને વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. લોમશ કહે છે—હે રાજન ! હું તમને અપરિમિત તેજવાળા અગસ્ત્ય ઋષિનો મહિમા કહેવારૂપ શ્રેષ્ઠ અદ્ભુત કથા કહું તે સાંભળો. પૂર્વે સત્યયુગને વિષે મહા ભયંકર યુદ્ધમાં મદોન્મત્ત અને મહા દારૂણ પરાક્રમવાળા કાલેય નામના દૈત્યોના ગણો હતા. જે વૃત્રાસુરનો આશ્રય કરી અનેક તરેહનાં હથિયારો મારવા સારૂ તૈયાર થઇ ઇંદ્રાદિ દેવતાઓની સામા ચારે તરફ દોડવા લાગ્યા. સર્વ દેવતાઓ ઇંદ્રને મુખ્ય કરીને, વૃત્રાસુરનો નાશ કરવાના ઉપાય વાસ્તે બ્રહ્મા પાસે જઇ હાથ જોડી ઉભા. ત્યારે બ્રહ્મા તેમને એમ બોલ્યા કે—હે દેવતાઓ ! તમને જે કાર્ય કરવાની ઇચ્છા છે તે મેં સૌ જાણી છે માટે તમે વૃત્રાસુરનો નાશ કરી શકો એવો ઉપાય હું કહું તે સાંભળો. હે ઇંદ્રાદિ દેવતાઓ ! તમે ઉદાર બુદ્ધિવાળા દધીચ ઋષિ પાસે જઇ વરદાન માગો, ને જ્યારે તે તમને ઇચ્છા હોય તે માગો એમ કહે, ત્યારે જયની ઇચ્છાવાળા તમારે તેને જગતના કલ્યાણ સારૂ તમારા શરીરનાં અસ્થિ આપો એમ કહેવું. પછી જ્યારે તે ઋષિ પોતાના શરીરનો ત્યાગ કરીને અસ્થિ તમને આપે, ત્યારે તેનાથી દઢ, મોટું, શત્રુઓનો નાશ કરે એવું, છ ખૂણાવાળું અને ભયંકર શબ્દવાળું વજ્ર કરાવજો, જેણે કરી ઇંદ્ર વૃત્રાસુરનો નાશ કરશે. હે દેવતાઓ ! મેં વૃત્રાસુરનો નાશ કરવાનો ઉપાય સર્વ કહ્યો, માટે તમે જલદીથી મારા કહેવા પ્રમાણે કરો. હે ભારત ! એ પ્રમાણે બ્રહ્માએ કહ્યું ત્યારે સર્વ દેવતાઓ, તેમની રજા લઇ નારાયણ ભગવાનને આગળ કરીને, સરસ્વતીના ઉત્તર કિનારાને વિષે અનેક તરેહનાં વૃક્ષો તથા લતાંઓવાળા, જેમાં ભમરો સામવેદ સરખો શબ્દ કરતા હતા એવા, કોકિલાદિ પક્ષિયો, સિંહના ભય વગરના પાડાઓ, વરાહો, પ્રાણીઓ, ચમર નામના મૃગો, જેમના કુંભસ્થળમાંથી મદ ઝરતા હતા એવા તથા પોતાની સ્ત્રીઓ સહિત તળાવમાં પ્રવેશ કરીને સ્નાન કરેલા હસ્તિયો, ભયંકર જેમનો શબ્દ હોય છે એવા સિંહ વ્યાઘ્રાદિ તથા ગુફામાં રહેનારા જનાવરો શબ્દ કરતા હતા જેમાં એવા, અત્યંત શોભિતા અને સ્વર્ગ સરખા પ્રકાશમાન એવા દધીચ ઋષિના આશ્રમ પ્રત્યે આવ્યા. ત્યારે તેમણે સૂર્ય સરખી કાંતિવાળા દધીચ ઋષિને જોઇ, તેમને નમસ્કાર કરી હાથ જોડીને બ્રહ્માના કહેવા પ્રમાણે વરદાન માગ્યું. તેમનાં વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા ઋષિ દેવતાઓને કહેવા લાગ્યા કે હે

દેવતાઓ ! હું તમારૂં ઇચ્છિત કરવા સારૂ, મારા પોતાના દેહનો ત્યાગ કરીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દેવતાઓને કહીને, જેને પ્રાણ મૂકવો તથા રાખવો પોતાને સ્વાધિન હતો એવા તે ઋષિએ તત્કાળ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. દેવતાઓએ મૃત્યુ પામેલા ઋષિના શરીરનાં અસ્થિ લઇ હર્ષ પામી વિશ્વકર્મા પાસે આવી, બ્રહ્માના કહેવા પ્રમાણે પોતાની મતલબનાં વાક્ય કહ્યાં. તે સમયે તેમણે, અસ્થિ લઇ તેનું મહા ભયંકર વજ્ર બનાવી ઇંદ્રને આપીને કહ્યું કે–હે દેવ ! તમે પ્રથમ આ અત્યંત શ્રેષ્ઠ વજ્રે કરી દેવતાઓના મહા ભયંકર શત્રુ વૃત્રાસુરનો નાશ કરો જેથી નાશ પામેલા શત્રુવાળા, સ્વર્ગમાં રહેલા અને પોતાના ગણો સહિત તમે સુખે કરી સમગ્ર સ્વર્ગનું પાલન કરશો. એ પ્રમાણે વિશ્વકર્માએ કહ્યું ત્યારે હર્ષ પામેલા ઇંદ્રે સાવધપણાથી વજ્ર ગ્રહણ કર્યું.

**ततो हतारिः सगण सुखं वै प्रशाधिकृत्स्नं त्रिदिवं दिविष्ठः**
**त्वष्ट्रा तथोक्तस्तु पुरंदरस्तद्वज्रं प्रहृष्टः प्रयतो प्रत्यगृह्णात् ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां वज्रनिर्माणकथने गुर्जरभाषायां शततमोऽध्यायः ॥ १०० ॥**

## અધ્યાય ૧૦૧ મો. કાલકેય ને દેવોનું યુદ્ધ.

**लोमश उवाच—ततः सवज्रो बलिभि र्दैवतैरभिरक्षितः**
**आससाद ततो वृत्रं स्थितमावृत्य रोदसी ॥**

લોમશ કહે છે–હે યુધિષ્ઠિર ! ત્યાર પછી બળવાન દેવતાઓએ રક્ષા કરેલો અને વજ્ર ધારણ કરેલો ઇંદ્ર, પૃથ્વીને ઘેરીને ઉભેલા અને મોટા શરીરવાળા તથા ઉઘાડાં ઉંચાં હથિયારો ગ્રહણ કરવાથી શિખરો સહિત પર્વત સરખા દેખાવવાળા કાલકેય નામના દૈત્યોએ રક્ષા કરેલા વૃત્રાસુરની સામે આવી ઉભો. ત્યારે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! દેવતા અને દૈત્યોનું એક મુહૂર્ત માત્ર સર્વ લોકને ત્રાસની પ્રાપ્તિ કરે એવું મહા ભયંકર યુદ્ધ થયું. તે વખતે બેઉ પક્ષના મહા બળવાન યોદ્ધાઓ મોટા વેગથી પરસ્પર તલવારો મારવા લાગ્યા, જેનો અત્યંત ભયંકર અવાજ થવા લાગ્યો ને તેમના દેહ ઉપરથી કપાઇને પૃથ્વી ઉપર પડતાં મસ્તકોનો જેમ તાળ વૃક્ષમાંથી પડતાં ફળોનો અવાજ થાય તેમ અવાજ થતો હતો. પછી સુવર્ણનાં કવચો પહેરેલા ગદાઓ ધારણ કરેલા અને બળેલાં વૃક્ષ સરખા દેહવાળા કાલકેયો દેવતાઓની સામા દોડયા. ત્યારે અભિમાનયુક્ત થઇને દોડતા એવા તે દૈત્યોનો વેગ જોઇને ભયયુક્ત થયેલા દેવતાઓ યુદ્ધ મૂકી ભાગવા લાગ્યા. તે સમયે ઇંદ્ર, દેવતાઓ ભય પામી યુદ્ધમાંથી ભાગી ગયા અને વૃત્રાસુરના પક્ષનું બળ વૃદ્ધિ પામ્યું તે જોઇને, કાલકેય દૈત્યોના ભયથી મહા સમર્થ નારાયણ ભગવાનની શરણે ગયો. સનાતન બ્રહ્મરૂપ વિષ્ણુએ, કષ્ટયુક્ત ઇંદ્રને જોઇ તેનું બળ વૃદ્ધિ પામવા સારૂ પોતાનું તેજ તેનામાં મૂક્યું. તે વખતે સર્વ દેવતાઓ તથા પાપ વગરના બ્રહ્મર્ષિયોએ પણ, વિષ્ણુના તેજ યુક્ત ઇંદ્રને જોઇને, પોતપોતાનું તેજ તેને અર્પણ કર્યું. મહા બળયુક્ત થયેલો ઇંદ્ર, ફરીથી વૃત્રાસુરની સામે આવી ઉભો. તે સમયે દૈત્યે, વિષ્ણુ આદિના તેજે કરીને મહા બળયુક્ત ઇંદ્રને જોઇ સિંહનાદ કર્યો જેથી પૃથ્વી, દિશાઓ, આકાશ,

સ્વર્ગ તથા પર્વતો ચળાયમાન થયાં. પછી વૃત્રાસુરના સિંહ સરખા નાદનો મહા ભયંકર અવાજ સાંભળી અત્યંત તાપ પામેલા તથા ભયયુક્ત થયેલા ઈંદ્રે તેને મારવા સારૂ ઉતાવળથી તેની ઉપર પોતાનું મોટું વજ્ર નાંખ્યું. સુવર્ણની માળા ધારણ કરી હતી જેણે એવો મોટો પરાક્રમી વૃત્રાસુર, ઈંદ્રનું વજ્ર વાગવાથી મૃત્યુ પામીને જેમ વિષ્ણુના હાથમાંથી મંદરાચળ પર્વત પડે તેમ પૃથ્વી ઉપર પડયો. તે સમયે ભયે કરી પીડા પામેલો ઈંદ્ર મેં મારા હાથમાંથી વજ્ર શત્રુ ઉપર મૂકયું નથી તથા તે નાશ પણ પામ્યો નથી, એમ માનીને, કોઈ તળાવમાં પ્રવેશ કરવા સારૂ ત્યાંથી નાઠો તે વેળાએ સર્વ દેવતા તથા ઋષિઓ વૃત્રાસુર નાશ પામ્યો તે જોઈને અત્યંત હર્ષયુક્ત થઇ ઈંદ્રની પાસે આવી તેની સ્તુતિ કરવા લાગ્યા. આનંદ પામેલા સર્વ દેવતાઓ ઉતાવળે વૃત્રાસુરનું મૃત્યુ જોઈ તાપ પામેલા દૈત્યોને મારવા લાગ્યા. સર્વ દેવતાઓએ ત્રાસ પમાડેલા દૈત્યો જેમાં ઘણું જળ છે એવા તથા મગરમત્સ્યાદિ જળજંતુઓવાળા સમુદ્રમાં પ્રવેશ કરી ત્રણ લોકનો નાશ કરવાનો વિચાર કરવા લાગ્યા. તેમાં કેટલાક બુદ્ધિમાન્ હતા તેમની બુદ્ધિ પણ દૈવયોગે કરી મહા ભયંકર હોવાથી તેમ કરવાના ઉપાય બતાવતાં તેઓ કહેવા લાગ્યા કે, પ્રથમ જે કોઈ વિદ્યા તથા તપશ્ચર્યાયુક્ત હોય તેમનો નાશ કરવો કારણ સર્વ જગત્ તપશ્ચર્યાએ કરી જીવે છે માટે જેઓ તપશ્ચર્યા કરનાર અને ધર્મ જાણનાર હોય તેમનો આપણે નાશ કરો, તેમ કરવાથી સર્વ જગત્ નાશ પામશે. એ પ્રમાણે કર્યો હતો નિશ્ચય જેમણે એવા તથા જગતનો નાશ કરવામાં મહા હર્ષ પામેલા દૈત્યો મોટી લહેરોવાળા અને વરૂણ દેવતાના સ્થાનરૂપ સમુદ્રરૂપી કિલ્લાનો આશ્રય કરી ગયા.

एवं हि सर्वे कृतबुद्धिभावाः जगद्विनाशे परमप्र[illegible]ः।
दुर्गं समाश्रित्य महोर्मिमंतं रत्नाकरं वरुणस्यालयं स्म ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि [illegible]तीर्थयात्रायां वृत्रवधोपाख्याने गुर्जरभाषायामेकाधिकशततमोऽध्यायः ॥ १०१ ॥

## અધ્યાય ૧૦૨ જો. દૈત્યોએ કરવા માંડેલો અત્યાચાર.

लोमश उवाच—समुद्रं ते स[illegible]श्रित्य वरुणं निधिमं[illegible]सः।
कालेयाः संप्रवर्तंत त्रैलोक्यस्य विनाशने ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! કશ્યપ ઋષિની સ્ત્રી કાળીના પુત્રો કાળેય નામના દૈત્યો જળના ભંડારરૂપ સમુદ્રનો આશ્રય કરીને ત્રણ લોકનો નાશ કરવામાં પ્રવર્ત્યા થયા, તે એવી રીતે કે સદૈવ રાત્રિને વિષે પવિત્ર આશ્રમો તથા સ્થાનકોમાં રહેનારા મુનિયોનું ભક્ષણ કરતા, તેમાં પ્રથમ દુષ્ટ અંતઃકરણવાળા દૈત્યોએ, વસિષ્ઠ ઋષિના આશ્રમમાં રહેનારા એકસો અને સત્તાણું બ્રાહ્મણોનું ભક્ષણ કર્યું. તેઓએ મહા પવિત્ર અને બ્રાહ્મણોએ સેવન કરેલા ચ્યવન ઋષિના આશ્રમમાં જઈ ફળ મૂળનું ભોજન કરનારા એકસો બ્રાહ્મણનું તથા ભરદ્વાજ ઋષિના આશ્રમના સ્થિર ચિત્તવાળા, બ્રહ્મચર્ય વ્રતવાન, વાયુ તથા જળનો આહાર કરનાર અને તપશ્ચર્યાવાળા વીસ બ્રાહ્મણોનું ભક્ષણ કર્યું. હે રાજન્ ! એ પ્રમાણે તેઓ પોતાની ભુજના બળના આશ્રયથી રાત્રિને વિષે બ્રાહ્મણોનું ભક્ષણ કરવા લાગ્યા, અને દિવસના સમુદ્રમાં

ઈ સંતાઇ રહેતા હતા, તેમનાં કર્મ કોઇને જાણવામાં આવતાં નહોતાં. હે રાજન ! એવી રીતે દૈત્યો તપસ્વી બ્રાહ્મણોનો નાશ કરવામાં પ્રવર્ત્ત થયા, ત્યારે પ્રાતઃકાળને વિષે મનુષ્યોએ નિયમ પ્રમાણે આહાર કરવાથી શરીરે સુકાઇ ગયેલા બ્રાહ્મણો મૃત્યુ પામીને પૃથ્વી ઉપર પડેલા હતા તે જોયા. તે સમયે બ્રાહ્મણોનાં માંસ, રૂધિર, મેદ, આંતરડાં તથા સાંધા વગરના ક, પૃથ્વી ઉપર પડયા હતા તેથી પૃથ્વી જેમ શંખના સમૂહથી શોભે, તેમ શોભતી હતી. ળી બ્રાહ્મણોનાં મસ્તકો તથા દૈત્યોએ તેમના હોમ કરવાના ભાગી નાખેલા સ્રુવા અને અગ્નિહોત્રના કુંડોથી પણ પૃથ્વી શોભતી હતી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દૈત્યોએ જગતમાં મોટો ઉપદ્રવ કરવા માંડયો તેથી વેદાધ્યયન, હોમ કરવાના મંત્રોનો ઉચ્ચાર, યજ્ઞરૂપ ઉત્સવની ક્રિયા તથા આનંદ નાશ પામી ગયાં. ભય પામેલા મનુષ્યો પોતાના જીવ બચાવવા સારૂ ચોતરફ કેટલાક પર્વતોની ગુફા આદિ સ્થાનકોમાં જઇ રહ્યા, અને કેટલાકોએ તો મૃત્યુના ભયથી પોતાના પ્રાણનો પણ ત્યાગ કર્યો. જેઓ મહા શૂરવીર હતા તેઓ અત્યંત હર્ષયુક્ત થઇ જગતમાં ઉપદ્રવ કરનારા દૈત્યોની શોધ કરવાનો યત્ન કરવા લાગ્યા પણ તેમની શોધ તેમ નહીં મળવાથી કેટલાક અત્યંત શ્રમયુક્ત થઇ પાછા ફર્યા ને કેટલાક નાશ પામ્યા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જગતમાં યજ્ઞરૂપ ઉત્સવની ક્રિયા બંધ થઇ અને દૈત્યોનો ઉપદ્રવ ઘણો વધી ગયો તેથી દેવતાઓ પણ અત્યંત પીડાયુક્ત થયા. ઇંદ્ર સહિત દેવતાઓ એકઠા થઇ જગતના કલ્યાણ સારૂ અજન્મા અને મહા સમર્થ નારાયણને શરણે જવાનો નિશ્ચય કરીને કોઇથી પણ ન જીતાય એવા પરમાત્માની પાસે જઇ સ્તુતિ કરવા લાગ્યા.

હે પ્રભો ! તમે અમારા તથા સ્થાવર જંગમ વિશ્વના ઉત્પન્ન, પોષણ અને સંહાર કરનાર છો. હે કમળ સરખાં નેત્રવાળા પૂર્વે તમે વરાહનું સ્વરૂપ ધારણ કરીને કોઇથી પણ ન જીતાય એવા હિરણ્યકશિપુ નામના દૈત્યનો નાશ કર્યો હતો. તમે વામન સ્વરૂપ ધારણ કરીને દૈત્ય બલિને ત્રણે લોકના રાજ્યથી ભ્રષ્ટ કર્યો હતો. વળી મોટા ધનુષધારી તમે યજ્ઞ નાશ કરનાર અને ક્રૂર એવા જંભ નામના દૈત્યનો નાશ કર્યો હતો. હે મધુસૂદન ! જેની સંખ્યા થઇ શકતી નથી એવાં તમારાં કર્મ અનેક છે માટે દૈત્યોના ભયથી ભય પામેલા અમારી ગતિરૂપ તમેજ છો. હે દેવ દેવેશ ! અમે પ્રજાને વાસ્તે તમોને જાણ કરીએ છીએ કે, તમે સર્વ લોક, દેવતાઓ તથા ઇંદ્રની આ ભયથી રક્ષા કરો.

तस्मात्त्वां देवदेवेश लोकार्थं ज्ञापयामहे
रक्षलोकांश्च देवांश्च शक्रं च महतो भयात् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां विष्णुस्तवे गुर्जरभाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥ १०२ ॥

## અધ્યાય ૧૦૩ જો. અગસ્ત્ય આગળ દેવોની અરજ.

देव उवाच—तव प्रसादाद्वर्धंते प्रजाः सर्वाश्चतुर्विधाः
ता भाविता भावयंति हव्यकव्यै दिवौकसः ॥

દેવતાઓ કહે છે—તમારી કૃપાએ કરી ચેતનયુક્ત થયેલી મનુષ્ય, દેવતા, પશુ પક્ષી તથા સ્થાવર એ ચાર પ્રકારની સર્વ પ્રજા વૃદ્ધિ પામે છે; ને તે પ્રજા હુતદ્રવ્ય તથા શ્રાદ્ધના

આહુતિઓએ કરી સ્વર્ગમાં રહેનારા દેવતા આદિને ચેતનયુક્ત કરે છે. હે પ્રભો ! એ પ્રમાણે એક બીજાના આશ્રયથી સર્વ લોક વૃદ્ધિ પામે છે, ને તમારી કૃપા તથા તમોએ રક્ષા કરવાથી ઉદ્વેગપણા રહિત રહે છે. હમણાં સર્વ લોકને મોટો ભય પ્રાપ્ત થયો છે તે એ કે, કોણ જાણે રાત્રિને વિષે બ્રાહ્મણોનો કોઇક નાશ કરે છે, તે અમે જાણતા નથી. હે જગન્નાથ ! જો એ પ્રમાણે બ્રાહ્મણો નાશ પામી જશે તો સર્વ પૃથ્વી નાશ પામશે, ને તેમ થવાથી સ્વર્ગ પણ નાશ પામશે. હે મોટી ભુજાવાળા જગત્પતિ ! તમારી કૃપાએ કરી જેમ સ્વર્ગલોક નાશ ન પામે તેમ તમે અમારી રક્ષા કરો.

વિષ્ણુએ કહ્યું કે—હે દેવતાઓ ! મેં પ્રજાના નાશનું કારણ સર્વ જાણ્યું છે, માટે હું તમને કહું તે ભય વગરના થઇને તમે સાંભળો. પૂર્વે કાલકેય નામના મહા ભયંકર દૈત્યોના ગણે જે વૃત્રાસુરના આશ્રયથી સર્વ જગતને પીડાયુક્ત કર્યું હતું તેને જ્યારે મોટી બુદ્ધિવાળા ઇંદ્રે નાશ કર્યો ત્યારે તેઓ સર્વ પોતાની રક્ષા થવા સારૂ જેમાં મગરમચ્છ તથા ગ્રાહો રહે છે એવા સમુદ્રમાં પ્રવેશ કરીને રહેલા છે. તેઓ રાત્રિને વિષે બહાર નીકળી બ્રાહ્મણોનો નાશ કરે છે. સમુદ્રના આશ્રયવાળા તે દૈત્યોનો નાશ કરવાનો ઉપાય સમુદ્રના શોષણ વગર બીજો નથી, વાસ્તે તમે તેને શોષણ કરવાનું અગસ્ત્ય ઋષિને કહો, કારણ તેમના વગર બીજા કોઇથી પણ એ કામ બની શકે તેમ નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી બ્રહ્માની આજ્ઞા લઇને સર્વ દેવતાઓ અગસ્ત્યના આશ્રમ પ્રત્યે ગયા. તેઓ ઋષિયોની વચમાં બ્રહ્માની પેઠે બેઠેલા મિત્રાવરૂણના પુત્રને જોઇને તેમના કર્મનાં વખાણ કરતાં કહેવા લાગ્યા કે—હે ઋષિ ! પૂર્વે તમે નહુષના દુઃખથી સર્વ જગતની રક્ષા કરી હતી ને તેને દેવતાઓના ઐશ્વર્યરૂપ સ્વર્ગથી પણ ભ્રષ્ટ કર્યો હતો. વળી પૂર્વે તમે સૂર્યના ક્રોધથી તત્કાળ વૃદ્ધિ પામતો એવો સર્વ પર્વતમાં મુખ્ય વિંધ્યાદ્રિ, તમારા વાક્યનું ઉલ્લંઘન નહીં કરીને હવે વૃદ્ધિ પામતો નથી, કારણ તેની ઘણી ઉંચાઇ હોવાથી જગતમાં મોટો અંધકાર થયો તે વખતે સર્વ પ્રજા તમારે શરણે આવી, તેને શાંત કરીને, સર્વને પરમ નિવૃત્તિની પ્રાપ્તિ કરાવી. નિરંતર મહા સમર્થ તમો ભયે કરી પીડા પામતા એવા અમારી ગતિરૂપ છો, વાસ્તે અમે સૌ તમારી પાસેથી વરદાન માગીએ છીએ, તે તમે આપો.

અસ્માકં ભયભીતાનાં નિત્યશો ભગવાન્ગતિઃ
તતઃ ત્વાર્તાઃ પ્રયાચામો વરં ત્વાં વરદોહ્યસિ ॥

ઇતિ શ્રીમહાભારતે વનપર્વણિ તીર્થયાત્રાપર્વણિ લોમશતીર્થયાત્રાયાં અગસ્ત્યમાહાત્મ્યકથને ગુર્જરભાષાયાં ત્र्युत्तरशततमोऽध्यायः ॥ ૧૦૩ ॥

---

## અધ્યાય ૧૦૪ થો. અગસ્ત્યનું ઉપાખ્યાન.

યુધિષ્ઠિર ઉવાચ—કિમર્થં સહસા વિંધ્યઃ પ્રવૃદ્ધઃ ક્રોધમૂર્છિતઃ
એતદિચ્છામ્યહં શ્રોતું વિસ્તરેણ મહામુને ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે મહા મુનિ ! ક્રોધે કરી મૂર્છિત થયેલો વિંધ્યાદ્રિ પર્વત અકસ્માત શા વાસ્તે વૃદ્ધિ પામ્યો ? એ હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. લોમશ કહે છે—હે

યુધિષ્ઠિર ! પૂર્વે સૂર્ય જગતમાં ઉદય અસ્ત પામતાં સુવર્ણના મેરૂ પર્વતની પ્રદક્ષિણા કરતા હતા તે જોઇને વિંધ્યાદ્રિ પર્વતે તેને કહ્યું કે, હે સૂર્ય ! તમે જેમ મેરૂ પર્વતની પ્રદક્ષિણા કરો છો તેમ મારી પ્રદક્ષિણા કરો. એ પ્રમાણે તે પર્વતનાં વચન સાંભળીને સૂર્યે કહ્યું કે હે વિંધ્યાદ્રિ ! હું મારી મરજીથી આ મેરૂ પર્વતની પ્રદક્ષિણા કરતો નથી, ને જેઓએ આ જગત્ નિર્માણ કર્યું છે તેમની આજ્ઞા પ્રમાણે પ્રદક્ષિણા કરૂં છું. હે સ્વધર્મનિષ્ઠ યુધિષ્ઠિર ! એ પ્રમાણે સૂર્યનાં વચન સાંભળીને મહા ક્રોધયુક્ત થયેલા વિંધ્યાદ્રિ, સૂર્ય તથા ચંદ્રના માર્ગને રૂંધવાની ઇચ્છાથી પોતે વૃદ્ધિ પામ્યો. સર્વ દેવતાઓ મળીને તે પર્વત પાસે આવી તેને વૃદ્ધિ નહીં પામવા વિષે અનેક તરેહના વાક્ય કહી નિવારણ કર્યું, પણ તેણે તેમનાં વચન માન્યાં નહીં. પછી તેઓ સૌ આશ્રમમાં બેઠેલા તપસ્વી, સર્વ ધર્મ પાલન કરનારાઓમાં શ્રેષ્ઠ અને અદ્ભુત વીર્યવાન અગસ્ત્ય ઋષિ પાસે આવી તેજ વાર્તા કહેવા લાગ્યા કે—હે ઋષિ ! સર્વ પર્વતોનો રાજા વિંધ્યાદ્રિ ક્રોધયુક્ત હોવાથી સૂર્ય ચંદ્ર અને નક્ષત્રોની ગતિના માર્ગને બંધ કરતાં વૃદ્ધિ પામે છે તેને નિવૃત્ત કરવા તમારા વગર બીજો કોઇ સમર્થ નથી વાસ્તે તમે નિવૃત્ત કરો. હે પાંડવ ! એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી અગસ્ત્ય ઋષિ પોતાની સ્ત્રી સહિત ઉભેલા તે પર્વત પાસે આવી તેને કહેવા લાગ્યા કે—હે સર્વ પર્વતમાં શ્રેષ્ઠ ! હું દક્ષિણ દિશા તરફ જવા ઇચ્છું છું માટે તું મને જવા માર્ગ આપીશ એવી આશા છે, જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી મારા વાક્યનું પાલન કરી સ્થિર થઇ રહે, ને પાછો આવું ત્યારે તારી મરજી પ્રમાણે વૃદ્ધિ પામજે. હે શત્રુઓનો નાશ કરનાર યુધિષ્ઠિર ! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિ વિંધ્યાદ્રિ પર્વત વૃદ્ધિ પામતો બંધ કરી ગયા તે ફરી પાછા ફર્યાજ નહિ. તે મેં તમને કહ્યું. હવે સર્વ દેવતાઓએ અગસ્ત્ય ઋષિની પાસેથી વરદાન પામીને, જેવી રીતે કાલકેય નામના દૈત્યનો નાશ કર્યો, તે કહું તે સાંભળો. દેવતાઓનાં વચન સાંભળીને અગસ્ત્ય ઋષિએ કહ્યું કે હે દેવતાઓ ! તમે મારી પાસે શા વાસ્તે આવ્યા છો ? ને મારી પાસેથી શું વરદાન માગવા ઇચ્છો છો ? એવી રીતે તે ઋષિનાં વાક્ય સાંભળીને, સર્વ દેવતાઓ બોલ્યા કે, હે બુદ્ધિમાન્ ! તમે સમુદ્રનું પાન કરો, જેથી અમારૂં સર્વ પ્રિય કર્યું એમ અમે માનશું ને ત્યાર પછી અમે અમારા શત્રુ અને પોતાના ચાકરો સહિત કાલકેય નામના દૈત્યોનો નાશ કરશું. એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળીને અગસ્ત્યે કહ્યું કે–હે દેવતાઓ ! હું તમારા કહેવા પ્રમાણે કરીશ, જેથી સર્વ લોકને સુખની પ્રાપ્તિ થશે. એવી રીતે કહીને અગસ્ત્ય ઋષિ, તપશ્ચર્યાએ કરી સિદ્ધ થયેલા ઋષિઓ તથા દેવતાઓ સહિત, નદિયોના પતિ સમુદ્ર પ્રત્યે જવા તૈયાર થયા. ત્યારે તેની પાસે મનુષ્ય, સર્પ, ગંધર્વ, યક્ષ તથા કિંપુરૂષો તેમનું અદ્ભુત કર્મ જોવા સારૂ આવ્યા. પછી મહા ભયંકર શબ્દવાળા લહેરોએ કરી જાણે નૃત્યજ કરતો હોય, વાયુએ કરી ઉડતો હોય, ફેણના સમૂહથી જાણે હસતો હોય એવા, કિનારાને વિષે પછડાતા અને ગ્રાહાદિ જળ જંતુઓવાળા સમુદ્ર પ્રત્યે ગંધર્વો, સર્પો અને અગસ્ત્ય ઋષિએ સહિત દેવતાઓ તથા મ્હોટા ભાગ્યવાળા ઋષિઓ આવ્યા.

अगस्त्यसहिता देवा सगंधर्वमहोरगाः

ऋषयश्च महाभागाः समासेदुर्महोदधिं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्राय अगस्त्योपाख्याने गुर्जरभाषायां चतुराधिकशततमोऽध्यायः ॥ १०४ ॥

## અધ્યાય ૧૦૫ મો. અગસ્ત્ય સમુદ્ર પી ગયા.

लोमश उवाच—समुद्रं स समासाद्य वारुणिर्भगवानृषिः
उवाच सहितान्देवानृषींश्चैव समागतान् ॥

લોમશ કહે છે—હે રાજન! હવે મિત્રાવરૂણના પુત્ર મહા સમર્થ અગસ્ત્ય ઋષિ સમુદ્ર પ્રત્યે આવી મળેલા સર્વ દેવતાઓને તથા ત્યાં આવેલા સર્વ ઋષિઓને કહેવા લાગ્યા કે, હું આ જગતના હિત માટે આ સમુદ્રનું પાન કરીશ; માટે તમારે જે ઉપાય કરવા હોય તે જલદી કરો. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સર્વ દેવતા આદિને કહીને, મહા ક્રોધ પામેલા અગસ્ત્ય ઋષિ, સર્વ લોક જોતાં સમુદ્રનું પાન કરવા લાગ્યા. ત્યારે તેમનું તે અદ્ભુત કર્મ જોઇને વિસ્મય પામેલા ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ મોટો સત્કાર કરતા તેમની સ્તુતિ કરવા લાગ્યા કે, હે ઋષિ! તમે અમારી રક્ષા કરનાર અને સર્વ લોકના કર્તા છો, માટે તમારી કૃપાએ કરી દેવતાઓ સહિત આ સર્વ જગત્ નાશ પામશે નહીં. એ પ્રમાણે દેવતાઓ સ્તુતિ કરતા હતા તથા ગંધર્વો અનેક તરેહનાં વાજીંત્રો વગાડતા હતા અને પુષ્પની વૃષ્ટિ કરતા હતા, તે વખતે અગસ્ત્ય ઋષિએ સમુદ્રના જળનું પાન કરી તેને જળ વગરનો કર્યો. તે જોઇ હર્ષ પામેલા મહા પરાક્રમી દેવતાઓ અનેક તરેહનાં હથિયારો ગ્રહણ કરીને કાલકેય નામના દૈત્યોના ગણોને મારવા લાગ્યા. તે સમયે હે ભારત! તેમના પરાક્રમને નહીં સહન કરી શકનાર એવા દૈત્યોએ તેમની સાથે બે ઘટિકા માત્ર મહા ભયંકર યુદ્ધ કર્યું. દેવતાઓનાં શસ્ત્રોથી પ્રહાર થયો હતો જેમને એવા કેટલાક દૈત્યોને ઋષિઓએ પોતાના તપના બળથી બાળી ભસ્મ કર્યા ને કેટલાકને દેવતાઓએ શસ્ત્રોથી નાશ કર્યા તેથી તેઓ પૃથ્વી ઉપર પડીને સુવર્ણનાં પદક, કુંડળ તથા બાજુબંધ ધારણ કરવાથી, જેમ પુષ્પયુક્ત ખાખરનાં વૃક્ષ શોભે, તેમ શોભવા લાગ્યા, કેટલાક પોતાના બચાવ માટે પૃથ્વીનો ભેદ કરી પાતાળમાં પેસી ગયા. હે રાજન! એ પ્રમાણે સર્વ દૈત્યો નાશ પામ્યા તે જોઇને હર્ષ પામેલા દેવતાઓ, અગસ્ત્ય ઋષિ પાસે આવી અનેક તરેહનાં વાક્યોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા, હે મોટી ભુજાવાળા ઋષિ! તમારી કૃપાએ કરી આ સર્વ જગત્ પરમ સુખ પામ્યું ને તમારા પ્રતાપથીજ અમે ભયંકર પરાક્રમી દૈત્યોનો નાશ કર્યો, માટે હવે તમે જે સમુદ્રના જળનું પાન કર્યું છે. તે પાછું તેમાં ત્યાગ કરીને પરિપૂર્ણ કરો. હે યુધિષ્ઠિર! એવી રીતે દેવતાઓનાં વચન સાંભળી ઋષિએ કહ્યું કે—હે દેવતાઓ! મેં જે સમુદ્રના જળનું પાન કર્યું તેને પચાવી નાખ્યું છે; માટે તમે સમુદ્રને જળથી પરિપૂર્ણ કરવા સારૂ બીજો ઉપાય ચિંત્વન કરો. લોમશ કહે છે—હે રાજન! એ પ્રમાણે અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળીને દેવતાઓ, વિસ્મય તથા ખેદયુક્ત થયા. પછી સર્વ પ્રજા પરસ્પર એક બીજાની રજા લઇ અગસ્ત્ય ઋષિને પ્રણામ કરી જેવી રીતે આવી હતી તેવી રીતે પાછી પોતપોતાને ગૃહ પ્રત્યે ગઇ ત્યારકેડે વિષ્ણુ સહિત સર્વ દેવતાઓએ સમુદ્રને જળથી પરિપૂર્ણ થવા માટે વારંવાર વિચાર કરી બ્રહ્મા પાસે આવી હાથ જોડી તે જળથી ભરાવ એમ કહ્યું.

पूरणार्थं समुद्रस्य मंत्रयित्वा पुनः पुनः
जग्मुः सं जग्मुः सर्वे सागरस्याभिपूरणे ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अग-
स्त्योपाख्याने गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥

---

## અધ્યાય ૧૦૬ મો. સગરનું આખ્યાન.

लोमश उवाच—तानुवाच समेतांस्तु ब्रह्मालोकपितामह
गच्छध्वं विबुधाः सर्वे यथाकामं यथेप्सितं ॥

લોમશ કહે છે—હે રાજન ! સર્વ લોકના પિતામહ બ્રહ્માએ સર્વ સાથે મળીને આવેલા દેવતાઓને કહ્યું કે—હે વિબુધો ! તમે તમારી કામના તથા ઇચ્છા પ્રમાણે જાઓ ને સમુદ્રને ઘણે કાળે ભગીરથ રાજા થશે તે પોતાની જ્ઞાતિના કારણથી જળે કરી પરિપૂર્ણ કરશે એવી રીતે બ્રહ્માનાં વચન સાંભળીને સર્વ દેવતાઓ સમુદ્રને જળથી ભરવાના બ્રહ્માએ કહેલા કાળની વાટ જોતા જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા પોતપોતાને સ્થાનકે ગયા. યુધિ-ષ્ઠિરે પૂછ્યું કે—હે બ્રહ્મન્ ! સમુદ્રને જળથી પરિપૂર્ણ કરવામાં ભગીરથ રાજાને જ્ઞાતિનું શું કારણ થયું ? હે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાન ઋષિ ! હું તે રાજાઓનાં ચરિત્ર વિસ્તારે કરી સાંભળ-વાની ઇચ્છા રાખું છું.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે મહાત્મા ધર્મરાજા યુધિષ્ઠિરે પૂછ્યું ત્યારે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ લોમશ ઋષિ, મહાત્મા સગર રાજાનું માહાત્મ્ય કહેવા લાગ્યા, કે હે રાજન ! પૂર્વે ઇક્ષ્વાકુના વંશમાં રૂપ તથા પરાક્રમવાળા મહા પ્રતાપી સગર નામે રાજા હતા જે અપ્રજ હતા. હૈહય અને તાળ જંઘોનો નાશ કરીને, સર્વ રાજાઓને વશ કરી પોતાના રાજ્યનું પાલન કરતા હતા. હે ભારત ! સગર રાજાની રૂપ અને યુવાન અવસ્થાએ કરીને ગર્વિષ્ઠ એવી વૈદર્ભી તથા શૈબ્યા નામની બે સ્ત્રીઓ હતી. પછી તે રાજા પોતાની બે સ્ત્રીઓ સહિત કૈલાસ પર્વત જઇને મોટું તપ કરવા લાગ્યો. ઘણે કાળે પોતાની સ્ત્રીઓ સહિત તે રાજાએ પાર્વતીના પતિ મહાદેવજી પાસે જઇ તેમને પ્રણામ કરીને મને પુત્રની પ્રાપ્તિ થાય એમ કહ્યું. પ્રીતિયુક્ત મહાદેવજી બોલ્યા કે હે રાજન ! તેં જે મુહૂર્તને વિષે મારી પાસે વરદાન માગ્યું તે આવશે ત્યારે તારી એક મોટી સ્ત્રીથી મહા પરાક્રમી અને ગર્વિષ્ઠ સાઠ હજાર પુત્રો થશે, પણ તે સૌ નાશ પામી જશે ને બીજી સ્ત્રીથી તારા વંશનું ધારણ કર-નાર એવો એક પુત્ર થશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને મહાદેવજી અંતર્ધાન થયા ત્યાર પછી પોતાની બે સ્ત્રીઓ સહિત અત્યંત હર્ષ પામેલા સગર રાજા પોતાના ગૃહ પ્રત્યે ગયા. પછી તે બેઉ સ્ત્રીઓ સગર્ભા થઇ. જ્યારે પ્રસૂતિ કાળ પ્રાપ્ત થયો, ત્યારે વૈદર્ભીને દુધીઆનું ફળ હોય એવો ગર્ભ પ્રસૂત થયો, ને શૈબ્યાએ દેવતા સરખા સ્વરૂપવાન એક પુત્રને જન્મ આપ્યો. હવે જ્યારે સગર રાજાએ પોતાની વૈદર્ભી સ્ત્રીથી દુધીઆના ફળરૂપ ગર્ભ ઉત્પન્ન કર્યો તે જોઇને, તેનો ત્યાગ કરવા ઇચ્છા કરી તે વખતે અંતરિક્ષથી એવી વાણી થઇ કે—હે રાજન ! તું સાહસ કર્મ કર માં, પુત્રનો ત્યાગ કર નહિ. તે દુધીઆના ફળરૂપ ગર્ભ છે તેમાંથી બીજ કાઢીને, એક એક બીજ ઘૃતથી ભરેલાં પાત્રમાં રાખ, એથી સાઠ હજાર પુત્રને

પામીશ. હે નરાધિપ ! તને મહાદેવજીએ આ ક્રમયોગે કરી પુત્રનો જન્મ થશે એમ કહ્યું છે માટે એ ગર્ભનો ત્યાગ કરવાની મતિ કર મ.

महादेवेन विहितं [illegible]
अनेन क्रमयोगेन मा ते बुद्धिरतोऽन्यथा ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सगरसंततिकथने गूर्जरभाषायां षडधिकशततमोऽध्यायः ॥ १०६ ॥

## અધ્યાય ૧૦૭ મો. સગરના પુત્રો.

लोमश उवाच—एतच्छ्रुत्वांतरिक्षाच्च स राजा राजसत्तमः
यथोक्तं तच्चकाराथ श्रद्दधद्भरतर्षभ ॥

લોમશ કહે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા સગર રાજાએ અંતરિક્ષમાં ઉત્પન્ન થયેલી વાણી સાંભળી તેમાં વિશ્વાસ રાખીને તેના કહેવા પ્રમાણે કર્યું. તે ગર્ભરૂપ ફળમાંથી બીજ કાઢી લઇ એક એક બીજ એક એક ઘૃતથી ભરેલા કુંભમાં રાખી તેમની રક્ષા થવા સારૂ એક એક દાઇને સોંપ્યો. પછી ઘણા દિવસો ગયા ત્યારે તેમાંથી મહાદેવજીની કૃપાએ કરી મહા બળવાન અને અત્યંત તેજસ્વી સાઠ હજાર પુત્રો ઉત્પન્ન થયા. મહા ભયંકર પરાક્રમી, ક્રૂર કર્મ કરનાર, યુદ્ધ કરવામાં સમર્થ અને આકાશ તરફ ઉડી શકનાર ઘણા ભાઇઓ હોવાથી દેવતાઓ સહિત સર્વ લોકનું અપમાન કરવા લાગ્યા. દેવતાઓ, ગંધર્વો, રાક્ષસો તથા બીજા પણ સર્વ ભૂત પ્રાણિયોને દુઃખ આપવા લાગ્યા. હે રાજન ! સગર રાજાના મંદ બુદ્ધિવાળા તે પુત્રો સર્વ પ્રજાનો નાશ કરવા લાગ્યા, ત્યારે પ્રજા દેવતાઓને સાથે લઇ બ્રહ્માને શરણે ગઇ. તે વખતે બ્રહ્માએ તેમને કહ્યું કે–હે દેવતાઓ ! તમે આ સર્વ પ્રજા સહિત જેવી રીતે આવ્યા છો તેવી રીતે પાછા પોતપોતાના સ્થાનક પ્રત્યે જાઓ ને સગર રાજાના સાઠ હજાર પુત્રોનો થોડા કાળમાં તેમના કર્મના યોગથી વિનાશ થશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળીને સર્વ દેવતાઓ તથા ભૂત પ્રાણિઓ રજા લઇ જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા ગયા. ઘણા દિવસો ગયા કેડે મહા પરાક્રમી સગર રાજાએ અશ્વમેધ યજ્ઞ કરવાની દીક્ષા લીધી ત્યારે યજ્ઞના અશ્વની રક્ષા તે સાઠ હજાર પુત્રો કરવા લાગ્યા પછી જ્યારે તે અશ્વ જળ વગરના સમુદ્રને વિષે ગયો, ત્યારે સગરના પુત્રોએ તેની ઘણા યત્નથી રક્ષા કરી તો પણ અંતર્ધ્યાન થઇ ગયો. તે જોઇ કોઇએ હરણ કર્યો એમ માની તેઓએ પોતાના પિતા પાસે આવી તે વાર્તા કહી. સગર રાજાએ તેમને કહ્યું કે હે પુત્રો ! હવે તમે પાછા ન આવો એવા માર્ગ પ્રત્યે જઇ અશ્વની તપાસ કરો. પણ તે લઇ આવ્યા વગર અહીં આવશો નહીં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાના પિતાનાં વચન સાંભળીને તે સાઠ હજાર ભાઇઓ વળી પૃથ્વીને વિષે અશ્વની શોધ કરવા લાગ્યા, ત્યારે તેઓ વિદારણ થયેલી પૃથ્વીને જોઇ તેની ગુફામાં પ્રવેશ કરીને કોદાળી આદિ ખણવાનાં ઓજારોથી તેને ખોદતાં સમુદ્રને ખોદવા લાગ્યા. અસુરો, સર્પો રાક્ષસો અને બીજા પણ સર્વ પ્રાણી માત્રને નાશ કરવા લાગ્યા, તેથી તેઓએ મહા પીડાયુક્ત થઇ

મોટા શબ્દ કર્યા. એ પ્રમાણે તે સાઠ હજાર સગરોએ નાશ કરેલા પ્રાણિઓમાંથી કેટલાકનાં મતસ્કો કપાઇ પૃથ્વી ઉપર પડયાં. કેટલાકના હાથ કપાઇ ગયા અને કેટલાકના શરીર ઉપરથી ત્વચા ઉખડી ગઇ તેથી તેઓ બીહામણા બની ગયા. હે રાજન! એ પ્રમાણે સર્વ પ્રાણિને દુઃખ આપતા એવા તે સાઠ હજાર ભાઇઓને સમુદ્રને ખોદતાં ઘણો કાળ થયો પણ અશ્વની શોધ લાગી નહીં. હે યુધિષ્ઠિર! સગર રાજાના પુત્રોએ મહા ક્રોધયુક્ત થઇ સમુદ્રની ઇશાન દિશા તરફ પાતાળને ખોદ્યું, ત્યારે ત્યાં પૃથ્વીને વિષે ફરતા એવા તે અશ્વને તથા મહા તેજસ્વી મહાત્મા કપિલ મુનિને જોયા. લોમશ કહે છે—હે રાજન! ત્યારે હર્ષયુક્ત થયેલા તે સર્વ ભાઇઓ કાળની પ્રેરણાથી કપિલ મુનિની કંઇ પણ ગણના નહીં કરી ક્રોધયુક્ત થઇ અશ્વને ગ્રહણ કરવા સારૂ દોડવા લાગ્યા. તે સમયે જેને ઋષિઓ વાસુદેવનો અવતાર કહે છે એવા કપિલ મુનિએ મહા ક્રોધયુક્ત પોતાનાં નેત્રમાંથી તેજરૂપી અગ્નિને કહાડી તેમની ઉપર મૂકયો, જેથી મંદ બુદ્ધિવાળા તેઓ સર્વ બળી ભસ્મ થયા. તે વખતે મોટી તપશ્ચર્યા કરનાર નારદજી તે જોઇ તેજ વખતે તેમના પિતા પાસે આવી તે સર્વ વાર્તા કહી ત્યારે પોતાને અપ્રિય એવી તે વાર્તા સાંભળીને એક મુહૂર્ત માત્ર દુર્મન થયેલા સગર રાજાએ પૂર્વે મહાદેવજીએ કહેલાં વાકયને યાદ કર્યા. પછી તે રાજાએ પોતાના પૌત્ર અને અસમંજાના પુત્ર અંશુમાનને બોલાવી કહ્યું કે—હે નિષ્પાપ! મારા સાઠ હજાર પુત્રો મારે વાસ્તે અશ્વને શોધવા ગયા હતા તે કપિલ મુનિના તેજે કરી બળી ભસ્મ થયા, ને તારા પિતાનો મેં ધર્મની રક્ષા કરવા સારૂ તથા શહેરની પ્રજાનું હિત કરવા માટે ત્યાગ કર્યો છે.

યુધિષ્ઠિરે પૂછયું કે-હે તપોધન લોમશ ઋષિ! રાજાઓમાં સિંહ સરખા સગર રાજાએ નહીં ત્યાગ થાય એવા મહા પરાક્રમી પોતાના પુત્ર અસમંજાનો ત્યાગ કેમ કર્યો? તે તમે મને કહો? લોમશ કહે છે-હે રાજન! સગર રાજાની શૈબ્યા નામની સ્ત્રીથી અસમંજા નામે પુત્ર ઉત્પન્ન થયો, તે અવસ્થાએ કરી કંઇ મોટો થયો, ત્યારે બાળકોની સાથે રમતાં દુર્બલ બાળકોને ગળે દાબી નદીમાં નાંખી આવતો હતો. તે જોઇને ભય અને શોકે કરીને પીડાયુક્ત પ્રજા, સગર રાજા પાસે આવી હાથ જોડી કહેવા લાગી કે હે મહારાજ! તમે શત્રુઓથી અને દુઃખથી રક્ષા કરનાર છો માટે તમારા પુત્ર અસમંજાના ભયથી રક્ષા કરવા લાયક છો. હે પાંડવ! પ્રજાનાં વચન સાંભળી દુર્મન થયેલા સગર રાજાએ પોતાના પ્રધાનોને બોલાવીને કહ્યું કે—હે પ્રધાનો! જો તમે મારૂં પ્રિય કરવા ચહાતા હો તો મારા અસમંજા નામના પુત્રને આજ જલદી ગામમાંથી કાઢી મૂકો. એવાં પોતાના રાજાનાં વચન સાંભળી તેઓએ ઉતાવળે તેમના કહેવા પ્રમાણે કર્યું. તમે મને પૂછયું તે જે સગર રાજાએ પોતાના પુત્રનો કેમ ત્યાગ કર્યો તે મેં તમને પ્રજાના હિત વાસ્તે તે રાજાએ એ કામ કર્યું એમ વિસ્તારથી કહ્યું. હવે સગર રાજાએ અંશુમાનને જે વાકય કહ્યાં, તે હું તમને કહું તે સાંભળો. હે યુધિષ્ઠિર! સગર રાજાએ અંશુમાનને કહ્યું કે હે અંશુમાન! હું તારા પિતાના ત્યાગથી તથા મારા સાઠ હજાર પુત્રનું મૃત્યુ થયું તેથી અને અશ્વમેધ યજ્ઞના અશ્વની પ્રાપ્તિ નહીં થવાથી ઘણો તાપ પામું છું. માટે દુઃખે કરીને તાપ પામેલા અને યજ્ઞમાં વિઘ્ન હોવાથી મોહ પામેલા મને તું અશ્વ લાવી આપી નરકમાંથી ઉદ્ધાર કર. એ પ્રમાણે મહાત્મા સગર રાજાએ કહ્યું ત્યારે મહા દુઃખયુક્ત થયેલા અંશુમાને રાજાના સાઠ હજાર પુત્રોએ જ્યાં પૃ-

થી ખોદી હતી ત્યાં જઇ તેજ માર્ગે કરી સમુદ્રમાં પ્રવેશ કર્યો. ત્યારે ત્યાં મહા તેજસ્વી, પુરાણ પુરુષ અને ઋષિયોમાં શ્રેષ્ઠ એવા કપિલ મુનિને તથા અશ્વને જોયા. અંશુમાને કપિલ મુનિ પાસે જઇ સાષ્ટાંગ દંડવત કરી તેમને પોતાને આવવાનું કારણ કહ્યું. કપિલ મુનિએ અત્યંત પ્રસન્ન થઇ અંશુમાનને કહ્યું કે—હે અંશુમાન! હું તારી ઉપર પ્રસન્ન થયો છું માટે તને ઇચ્છા હોય તે વરદાન માગ. હે રાજન! કપિલ મુનિના વચન સાંભળી અંશુમાને તેમની પાસે વરદાન માગ્યાં કે—હે મુનિ! પ્રથમ વરદાનમાં મારા પિતામહના યજ્ઞ વાસ્તે આ અશ્વ માગું છું, બીજું આ મારા પિતૃઓ તમારા ક્રોધરૂપી અગ્નિએ કરી બળી ભસ્મ થયા તે પવિત્ર થાય, એ વરદાન માગું છું. એ પ્રમાણે અંશુમાને વરદાન માગ્યાં ત્યારે તેજસ્વી મુનિયોમાં શ્રેષ્ઠ કપિલ દેવે કહ્યું કે—હે નિષ્પાપ! તારૂં કલ્યાણ થાઓ, તું જે માગે છે, તે સર્વ હું તને આપીશ, કારણ તારે વિષે ક્ષમા, ધર્મ અને સત્ય રહેલાં છે. વળી તારાથી સગર રાજા કૃતાર્થ છે અને તારો પિતા પણ પુત્રવાન છે. તારા પ્રભાવથી સગર રાજાના સાઠ હજાર પુત્રો સ્વર્ગ પ્રત્યે જશે. વળી તારો જે પૌત્ર થશે તે તારા પિતૃઓને પવિત્ર કરવા સારૂ મહાદેવજીને પ્રસન્ન કરી સ્વર્ગમાંથી ત્રણ માર્ગને વિષે ગતિ કરનાર એવી ગંગાને લાવશે. તું તારા પિતામહના યજ્ઞનો આ અશ્વ છે તેને લઇ જઇને તેનો યજ્ઞ પરિપૂર્ણ કરાવ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કપિલ મુનિએ કહ્યું, ત્યારે અંશુમાન તે અશ્વને લઇ પાછો સગર રાજાનો યજ્ઞમંડપ હતો, ત્યાં આવી રાજાને નમસ્કાર કરીને, કપિલ મુનિની પાસે જે કંઇ જોયું હતું તથા જે તેણે વાક્ય કહ્યાં હતાં અને સાઠ હજાર ભાઇઓ સાગરોનો વિનાશ થયો હતો, તે સૌ કહી પોતે લાવેલો અને યજ્ઞમંડપ પ્રત્યે આવતો એવો અશ્વ નિવેદન કર્યો. અંશુમાનનાં વચન સાંભળી સગર રાજાએ પોતાના પુત્રોના વિનાશ સંબંધી દુઃખનો ત્યાગ કરી તેનાં વખાણ કરી પોતાનો યજ્ઞ સમાપ્ત કર્યો. યજ્ઞ સમાપ્ત કર્યો હતો જેણે એવા અને સર્વ દેવતાઓએ સંભાવના કરેલા સગર રાજાએ વરૂણને રહેવાના સ્થાનરૂપ સમુદ્રને પુત્રરૂપ કરીને, કેટલાક કાળ પર્યંત પૃથ્વીનું રાજ્ય કર્યું. ત્યાર પછી જ્યારે તે રાજા અંશુમાનને રાજ્ય સોંપી સ્વર્ગ પ્રત્યે ગયા ત્યારે ધર્માત્મા પોતાના પિતામહની પેઠે રાજ્યનું પાલન કરતો હતો. જ્યારે તેને ધર્માત્મા દિલીપ નામે પુત્ર થયો ત્યારે તે યુવાન અવસ્થામાં આવેલા પોતાના પુત્રને જોઇ તેને રાજ્ય આપ્યા પછી કેટલેક કાળે મૃત્યુ પામ્યો. દિલીપ રાજા પોતાના પિતૃઓ સગર રાજાના સાઠ હજાર પુત્રોનું નિધન સાંભળી મહા દુઃખયુક્ત થઇ તેમની ગતિની પ્રાપ્તિ કેમ થાય એમ વિચાર કરવા લાગ્યો. તેણે તેમને ગંગાના જળના સ્પર્શથી શ્રેષ્ઠ ગતિની પ્રાપ્તિ થશે એમ જાણી તેને પૃથ્વીને વિષે લાવવા સારૂ જ્યાં સુધી પોતાથી ઉપાય બની શક્યા ત્યાં સુધી ઉપાય કર્યા, પણ તે, તેને લાવવા સમર્થ થયો નહીં. પછી તેને શોભાયમાન, ધર્મને પરાયણ, સત્યવાદી અને અદેખાઇ રહિત ભગીરથ નામે પુત્ર થયો, જેને રાજ્યગાદી ઉપર અભિષેક કરી તે રાજા વન પ્રત્યે ગયો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ભારત! તે રાજા તપની સિદ્ધિના યોગે કરી વનમાંથી કેટલેક કાળે સ્વર્ગ પ્રત્યે ગયો.

तपःसिद्धिसमायोगात्स राजा भरतर्षभ
वनाज्जगाम त्रिदिवं कालयोगेन भारत ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्यमाहात्म्यकथने गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥

## અધ્યાય ૧૦૮ મો. ગંગા ઉતારવાને ભગીરથનું તપ.

लोमश उवाच—स तु राजा महेष्वासश्चक्रवर्ती महारथः
बभूव सर्वलोकस्य मनो नयननंदनः ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! પછી તે મોટા ધનુષધારી, ચક્રવર્તી અને મહારથી ભગીરથ રાજા સર્વ લોકનાં મન તથા નેત્રને આનંદ આપનાર થયો. તે પોતાના પિતૃઓને કપિલ મુનિએ ક્રોધથી બાળી ભસ્મ કરવાથી શ્રેષ્ઠ ગતિ પ્રાપ્ત નથી થઇ એમ સાંભળી દુર્મન થઇ પોતાનું રાજ્ય પ્રધાનને સોંપી ગંગા ઉપર તપ કરવા સારૂ, અનેક તરેહના ધાતુઓવાળાં શિખરોથી શોભિતા, મેઘોએ જળે કરી ચોતરફ સિંચન કરેલા નદી, લતાઓના સમૂહ, તળેટી તથા સપાટ જમીનથી સુશોભિત, ગુફામાં રહેનારા સિંહ તથા વ્યાઘ્રાદિએ સેવન કરેલા, વિચિત્ર અંગવાળા પક્ષિયો, ભ્રમરો, હંસો, ચાતક, જળના કુકડા, મયૂર, પોપટ, કોકિલ તથા ચકોર પક્ષિયો શબ્દ કરતાં હતાં જેમાં એવા, કમળનાં પુષ્પોથી ઢંકાયલાં જળનાં સ્થાનને વિષે સારસ પક્ષિયો શબ્દ કરતા હતા જેમાં એવા, કિન્નરો, અપ્સરાઓ, તથા વિદ્યાધરોએ સેવન કરેલા, મોટા હસ્તિયોએ પોતાના દાંતથી કેટલાક વૃક્ષોને પાડી નાખ્યાં હતાં જેમાં એવા, અનેક રત્નોના સમૂહવાળા, વિકરાળ જીભ તથા ઝેરયુક્ત ફણાવાળા સર્પો જેને વિષે રહે છે એવા, કયાંક અંજન સમ દેખાવવાળી જમીનવાળા હિમાદ્રિ પર્વતને વિષે જઇ ફળ, મૂળ તથા જળનું ભોજન કરતાં હજારો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી. પછી જ્યારે ભગીરથ રાજાને તપ કરતાં દેવતાઓનાં હજાર વર્ષ થયાં ત્યારે સાક્ષાત્ ગંગાજી મૂર્તિમાન સ્વરૂપ લઇ તેની પાસે આવી કહેવા લાગ્યાં કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ મહારાજ ભગીરથ ! તું મારાથી શું ઇચ્છા કરે છે ? હું તને શું આપું ? તે કહે ? જે કહીશ તે તારા કહેવા પ્રમાણે કરીશ. હે ભારત ! એવી રીતે ગંગાજીનાં વચન સાંભળી ભગીરથે કહ્યું કે હે ત્રણ લોકને પવિત્ર કરનારાં ગંગાજી ! જે મારા પિતામહો પોતાના પિતા સગર રાજાના અશ્વમેધ યજ્ઞના અશ્વની શોધ કરવા ગયા હતા અને જે કપિલ મુનિના ક્રોધરૂપી અગ્નિએ કરી બળી ભસ્મ થયા છે પણ તેમને શ્રેષ્ઠ ગતિની પ્રાપ્તિ થઇ નથી માટે તમે પોતાના જળના સ્પર્શથી તેમને સ્વર્ગની પ્રાપ્તિ કરાવો એ હું માગું છું. લોમશ કહે છે હે પાંડવ ! એ પ્રમાણે ભગીરથનાં વચન સાંભળી સર્વ લોકને નમસ્કાર કરવા લાયક મહા પ્રસન્ન થયેલાં ગંગાજીએ કહ્યું કે હે મહારાજ ! હું તારા કહેવા પ્રમાણે કરીશ એમાં સંશય નથી, પણ જ્યારે આકાશ તરફથી પૃથ્વી ઉપર ઉતરીશ ત્યારે મહાદેવજી વગર બીજો કોઇ મારો વેગ ધારણ કરવા સમર્થ નથી, માટે તું મારા વેગને ધારણ કરવા સારૂ તપ કરી શંકરને પ્રસન્ન કર, જેથી તે મારા વેગને ધારણ કરી તારૂં હિત કરશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ગંગાજીનાં વચન સાંભળીને ભગીરથે, મહાદેવજીને પ્રસન્ન કરવા સારૂ કૈલાસ પર્વત પ્રત્યે જઇ તપશ્ચર્યા કરી તેમને પ્રસન્ન કર્યા. હે રાજન્ ! મનુષ્યમાં શ્રેષ્ઠ તે રાજાએ પોતાના પિતૃઓને સ્વર્ગની પ્રાપ્તિ થવા માટે તેમની પાસેથી તમારે ગંગાના વેગનું ધારણ કરવું એવું વરદાન લીધું.

अनुगृह्य वरं तस्माद् गंगाया धारणं नृप
स्वर्गे वासं समुद्दिश्य पितॄणां स नरोत्तमः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्योपाख्याने गुर्जरभाषायामष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥

## અધ્યાય ૧૦૯ મો. ગંગાવતરણ.

लोमश उवाच—भगीरथवचः श्रुत्वा प्रियार्थं च दिवौकसां
एवमस्त्विति राजानं भगवान् प्रत्यभाषत ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ભગીરથ રાજાનાં વચન સાંભળી મહા સમર્થ મહાદેવજી, દેવતાઓનું પ્રિય કરવા સારૂ-હે ભગીરથ ! તારા કહેવા પ્રમાણે થાઓ એમ કહી બોલ્યા કે હે મ્હોટા ભાગ્યવાળા રાજાઓમાં શ્રેષ્ઠ ભગીરથ ! હું કલ્યાણરૂપ દિવ્ય અને પવિત્ર એવાં દેવનદી ગંગાજી આકાશ તરફથી ઉતરશે તેને તારે વાસ્તે ધારણ કરીશ. હે મોટી ભુજાવાળા યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને મહાદેવજી અનેક તરેહનાં શસ્ત્રોના પ્રહાર કરવામાં ઉદ્યોગવાળા પોતાના પાર્ષદો સહિત હિમાદ્રિ પર્વત પ્રત્યે આવી સ્થિરતાથી ઉભા રહી મનુષ્યમાં શ્રેષ્ઠ ભગીરથ રાજાને કહેવા લાગ્યા કે હે મહાબાહો ! તું ગંગાજીની ઉતરવા સારૂ પ્રાર્થના કર. હું સ્વર્ગથી ઉતરનાર તેને ધારણ કરીશ. એ પ્રમાણે શિવજીનાં વાક્ય શ્રવણ કરીને ભગીરથ રાજાએ સાવધપણાથી નમ્રતાયુક્ત થઇ ગંગાજીનું ચિંતવન કર્યું. પવિત્ર જળવાળાં ગંગાજી તે રાજાએ કરેલા પોતાના ચિંતવનને તથા સ્થિર થઇ ઉભેલા મહાદેવજીને જોઇ આકાશ તરફથી ઉતરવા માંડયું. તે સમયે સર્વ ઋષિઓ સહિત દેવતાઓ ગંધર્વો, સર્પો તથા યક્ષો તે જોવા સારૂ ત્યાં આવ્યા. પછી જ્યારે હિમાદ્રિ પર્વતનાં પુત્રી જેના જળમાં મોટી ચકિ પડતી હતી એવાં મત્સ્યો તથા સુંડાવાળાં ગંગાજી આકાશમાંથી ઉતરવા લાગ્યાં ત્યારે ત્રણ લોકનો સંહાર કરનાર મહાદેવજીએ તેમને પોતાની જટામાં ધારણ કરતાં જેમ કોઇ પુરૂષ લલાટને વિષે મોતીની માળા ધારણ કરે તેમ ધારણ કર્યાં. તે વખતે સમુદ્ર પ્રત્યે જવાની ઇચ્છાવાળાં ઘણાં ફીણયુક્ત આકુળ વ્યાકુળ જળે કરી હંસ પક્ષિઓની પંક્તિની પેઠે શોભતાં. ઉતરવાના શ્રમથી વાંકી ગતિવાળાં, કોઇ કોઇ વખત અચકાતાં, જળના પ્રવાહે કરી મોટા શબ્દ કરતાં અને ફેણરૂપી વસ્ત્ર ધારણ કરેલાં ગંગાજી જેમ મદોન્મત્ત સ્ત્રી ગતિ કરે, તેમ આકાશ માર્ગેથી ઉતરતાં પૃથ્વી તરફ ગતિ કરવા લાગ્યાં. પછી પૃથ્વી ઉપર ઉતરી ગંગાજીએ ભગીરથ રાજાને કહ્યું કે હે પૃથ્વીપતિ ભગીરથ રાજન ! હું તારે વાસ્તે પૃથ્વી ઉપર ઉતરી છું, માટે તું મને માર્ગ બતાવ, કયા બાજુથી જાઉં ? એ પ્રમાણે ગંગાજીનાં વચન સાંભળી ભગીરથ રાજા, પોતાના પિતૃઓને પવિત્ર જળનો સ્પર્શ કરાવવા સારૂ જ્યાં તેમના દેહની ભસ્મ પડી હતી, ત્યાં પોતે ચાલતો થયો. તે જોઇ ગંગાજી પણ તેની પાછળ ગતિ કરવા લાગ્યાં, હે રાજન ! એ પ્રમાણે સર્વ લોકને નમસ્કાર કરવા લાયક મહાદેવજી ગંગાજીને ધારણ કરીને, દેવતાઓ સહિત પાછા કૈલાસ પર્વત પ્રત્યે ગયા અને ભગીરથ રાજા ગંગાજી સહિત સમુદ્ર પ્રત્યે આવીને તેને ગંગાજીનાં જળે કરી પરિપૂર્ણ કર્યો પછી તે રાજાએ ગંગાજીને પોતાની પુત્રીરૂપ કરીને, તેના જળથી પિતૃઓને ઉદકદાન આપી શ્રેષ્ઠ ગતિની

પ્રાપ્તિ કરી. હે રાજન ! મેં ભગીરથ રાજાએ સમુદ્રને જળથી પરિપૂર્ણ કરવા સારૂ સ્વર્ગ માર્ગને વિષે ગતિ કરનારાં ગંગાજીને પૃથ્વીને વિષે ઉતાર્યાં તથા મહાત્મા અગસ્ત્ય ઋષિએ જે કારણસર સમુદ્રનું પાન કર્યું હતું, તે સર્વ તમને વિસ્તારથી કહ્યું. વળી હે મહા સમર્થ રાજન ! તમે મને જે પૂછ્યું હતું, તે અગસ્ત્ય ઋષિએ બ્રાહ્મણોનો નાશ કરનાર વાતાપિનો જેવી રીતે નાશ કર્યો હતો, તે પણ કહ્યું.

वातापिश्च यथानीतः क्षयं स ब्रह्महा प्रभो
अगस्त्येन महाराज यन्मांत्वां परिपृच्छसि ॥

इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अगस्त्यमहात्म्यकथने गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥

## અધ્યાય ૧૧૦ મો. ઋષ્યશૃંગનું આખ્યાન.

वैशंपायन उवाच—ततः प्रयातः कौंतेयः क्रमेण भरतर्षभ
नंदामपरनंदां च नद्यौ पापभयापहे ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય ! પછી કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ ત્યાંથી રવાને થઇને ક્રમે કરી જીવોના પાપરૂપી ભયને નાશ કરનાર એવી નંદા તથા અપરનંદા નામની નદિઓ પ્રત્યે જતાં જ્યાં મનુષ્યોને જવાર્થી રોગ ઉત્પન્ન થતો નથી એવા હેમકૂટ નામના પર્વત પ્રત્યે આવી જેનું ચિંતવન થઇ શકે નહીં એવા અનેક અદ્ભુત પદાર્થો જોયા. હેમકૂટ પર્વત ઉપર વાયુથી નહીં બંધાયલા મેઘો તથા પથ્થરો હજારો હતા તેથી કોઇ મનુષ્યો તે જોઇને ખેદયુક્ત હોવાથી ચઢવા સમર્થ થતા નહીં. હે રાજન ! તે પર્વત પ્રત્યે નિરંતર વાયુ વાયાજ કરે છે, ઇંદ્ર સદૈવ વર્ષાદ વર્ષાવે છે તથા વેદાધ્યયનનો શબ્દ સંભળાય છે પણ જોવામાં આવતો નથી અને સાયંકાળ તથા પ્રાતઃકાળને વિષે મોટો પ્રજ્વલિત અગ્નિ દેખાય છે. વળી ત્યાં તપશ્ચર્યામાં વિઘ્ન કરનારી ઘણી મક્ષિકાઓ દંશ કરે છે તેથી રહેનારા મનુષ્યોને મોટા ખેદથી પોતાના ગૃહોનું સ્મરણ થાય છે. હે જનમેજય ! પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિરે ત્યાં ઘણાં અદ્ભુતરૂપ ચિન્હો જોઇને તેમનું કારણ લોમશ ઋષિને પૂછ્યું. ઋષિએ કહ્યું કે—હે શત્રુઓને પીડાની પ્રાપ્તિ કરાવનાર ! મેં પૂર્વે આ પર્વત સંબંધી વાર્તા સાંભળી છે તે હું તમને કહું તે સાંભળો. આ શ્રેષ્ઠ પર્વતને વિષે પૂર્વે અનેક વર્ષોની આયુર્દાવાળા તપસ્વી અને મહા ક્રોધી ઋષભ નામે ઋષિ રહેતા હતા તેને કોઇએ બોલાવ્યાથી મહા ક્રોધયુક્ત થઇ તેણે હેમકૂટ પર્વતને કહ્યું કે હે પર્વત ! જે કોઇ અહીં બોલે તેની ઉપર તું પથ્થરો ફેંકજે. હે રાજન ! પછી ઋષિએ વાયુને બોલાવી

---

* આગળ ૧૦૬ કે પાને નોટ કરી તેને પૂરતી આપે એવો આ આખ્યાનનો સાર છે. હાલની હિંદભૂમિની વચ્ચે બહુ પ્રાચીનકાળે સમુદ્ર હતો તે જ્વાળાસ્ફોટથી તે સુકાઇ ગયો અને આબુ નીચો થયો વિન્ધ્ય છિન્ન થયો ને હિમાલય વધારે તરી ગયો. એ દરમિયાન ખાલી સમુદ્રના તળમાં ગંગા વહેવા લાગી ને તેના કાદવથી પૂરાઇ હાલ બંગાળના ઉપસાગર અને હિમાલય વચ્ચેનો સપાટ પ્રદેશ અસ્તિત્વમાં આવ્યો; એ આનું મૂળ છે.

કહ્યું કે, હે વાયુ ! તું અહીં શબ્દ કર નહીં ને કદાચ કોઇ પુરૂષ શબ્દ કરશે તો તેના શબ્દ મેઘના શબ્દે કરી કોઇને સાંભળવામાં આવશે નહીં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મહર્ષિ આગળ કૌતુકથી ઘણાં કર્મો કર્યા અને તેમાંનાં કેટલાંક નિવારણ પણ કર્યાં. હવે પૂર્વે દેવતાઓ નંદા નામની નદી પ્રત્યે ગયા હતા એવું સાંભળવાથી તેનાં દર્શનની ઇચ્છાવાળા પુરૂષો દેવી તેમની પાસે ગયા. દેવતાઓએ તેમને પોતાનાં દર્શન નહીં આપવાની ઇચ્છાથી આ પર્વત તેઓ જોઇ શકતા નથી, તેની ઉપર ચડવાને તો ક્યાંથી સમર્થ થાય ? આ મોટા પર્વતને તપશ્ચર્યા કર્યા વગર મનુષ્ય જોવા તથા તેની ઉપર ચડવા સમર્થ થઇ શકે નહીં એમ છે માટે, તમે વાણીને બંધ કરો. અહીં પૂર્વે દેવતાઓએ યજ્ઞો કર્યા હતા તેનાં ચિન્હો દેખાય છે, તે એવી રીતે કે, દર્ભના સરખા દુર્વાએ કરી સર્વ પૃથ્વી ઢંકાયલી છે તથા સર્વ વૃક્ષો યજ્ઞના યૂપ સરખાં દેખાય છે. હે ભારત ! અહીં દેવતાઓ અને ઋષિઓ અદ્યાપિ રહે છે. તેમના સાયંકાળ તથા પ્રાતઃકાળને વિષે હોમ કરવાના અગ્નિ દેખાય છે. હે કુંતીના પુત્ર ! અહીં નંદા નામની નદી છે તેમાં પુરૂષો સ્નાન કરે તો તેમનાં સર્વ પાપ નાશ પામે છે. તમે તમારા ન્હાના ભાઇઓ સહિત સ્નાન કરો ને પછી જ્યાં વિશ્વામિત્ર મહાન્ તપ કર્યું હતું ત્યાં કૌશિકી નામની નદી છે તે પ્રત્યે જાઓ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે લોમશ ઋષિનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા, પોતાની સાથેના મનુષ્યો સહિત નંદા નામની નદીમાં સ્નાન કરીને પવિત્ર તથા રમણીય ઠંડા જળવાળી અને શોભાયમાન કૌશિકી નદી પ્રત્યે ગયા. લોમશ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! આ મહા પવિત્ર દેવનદી કૌશિકી છે અને અહીં આ રમણીય એવો વિશ્વામિત્રનો આશ્રમ ઘણો શોભે છે તથા કશ્યપના પુત્ર અને જેના તપસ્વી તથા જીતેંદ્રિય ઋષ્યશૃંગ નામના પુત્ર છે એવા વિભાંડકનો પણ પવિત્ર આશ્રમ છે. ઋષ્યશૃંગે જ્યારે જગતમાં વર્ષાદ થયો નહીં ત્યારે પોતાના તપના પ્રભાવે કરી ઇંદ્રને વર્ષાવવું કહ્યું, તે વખતે તેમના ભયથી વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્રે વૃષ્ટિ કરી. વિભાંડકના તપસ્વી પુત્ર મૃગલીને વિષે ઉત્પન્ન થયા હતા. જ્યારે લોમપાદ રાજાના દેશને વિષે અનાવૃષ્ટિ હોવાથી ધાન્યાદિ નાશ પામ્યા ત્યારે વૃષ્ટિ કરવારૂપ મહત્ કર્મ તેમણે કર્યું, તે જોઇને રાજાએ પોતાની શાંતા નામની કન્યા તેમને આપી. યુધિષ્ઠિરે પૂછ્યું કે—હે લોમશ ઋષિ ! વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગ મૃગલીને વિષે કેમ ઉત્પન્ન થયા ? ને તે તેમ ઉત્પન્ન થવાથી તપસ્વી કેમ થયા ? બુદ્ધિમાન્ બાલ્યાવસ્થાવાળા ઋષિના ભયથી ઇંદ્રે જગતમાં અનાવૃષ્ટિ થઇ ત્યારે વૃષ્ટિ કેમ કરી ? લોમપાદ રાજાની સ્વરૂપવાન તથા નિયમવાળી શાંતા નામની કન્યાએ મૃગલીથી ઉત્પન્ન થયેલાને કેમ લોભાયમાન કર્યા ? તથા લોમપાદ રાજાના દેશમાં ઇંદ્રે વર્ષાદ શા વાસ્તે ન કર્યો ? હે સમર્થ ! હું ઋષ્યશૃંગનું એ સર્વ ચરિત્ર સાંભળવા ઇચ્છું છું માટે તમે મને વિસ્તારથી કહો. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, તપે કરી આત્મા નિર્મળ કર્યો હતો જેણે એવા અતુલ્ય વીર્યવાન અને બ્રહ્મા સરખી કાંતિવાળા વિભાંડકને પ્રતાપી મોટા તેજસ્વી તથા વૃદ્ધ પુરૂષોને માન્ય એવા ઋષ્યશૃંગ નામે પુત્ર મૃગલીથી ઉત્પન્ન થયા, તે કહું છું તે સાંભળો. દેવતા સરખા પ્રકાશમાન વિભાંડક કોઇ તળાવમાં પ્રવેશ કરીને ઘણા કાળ પર્યંત તપ કરતા હતા, તેવામાં તેમણે ઉર્વશી અપ્સરાને જોઇ કે મોહ થવાથી તેનું વીર્ય તળાવના જળમાં સ્ખલિત થયું. પૂર્વે બ્રહ્માએ કોઇ દેવકન્યાને એવો શાપ દીધો હતો

કે તું મૃગલી થઇશ પણ જ્યારે તું પછી ઋષિરૂપ પુત્ર ઉત્પન્ન કરીશ; ત્યારે તે દેહથી છુટીશ તેથી જે મૃગલી થઇ હતી તેણે જળની તૃષાયુક્ત હોવાથી વિભાંડકના સ્ખલિત થયેલા વીર્ય સહિત તે તળાવના જળનું પાન કર્યું, તેથી ગર્ભવતી થઇ. પછી તે મૃગલીથી ઉત્પન્ન થયેલા બાળકના મસ્તકમાં એક શિંગડું હોવાથી જગતમાં તેનું નામ ઋષ્યશૃંગ પડ્યું. તે સદૈવ વનમાં રહીને તપશ્ચર્યા કરતા હતા ને તેણે પોતાના પિતા વિભાંડક વિના બીજા કોઇ મનુષ્યને જોયું નહતું. તેથી તેનું મન સદૈવ બ્રહ્મચર્ય પાલન કરવામાં હતું. હવે તેવા વખતમાં દશરથ રાજાનો સખા લોમપાદ નામે અંગ દેશનો રાજા હતો. તેણે પોતાના ગોરને હું તમને અમુક પદાર્થ આપીશ એમ કહ્યું હશે તેથી તે બ્રાહ્મણે તે રાજાની પાસે કોઇ દિવસે તે પદાર્થ માગ્યો. મને તે પદાર્થ આપવા કબૂલ કરેલું તે યાદ નથી, એમ લોભથી કહ્યું, જેથી તે તથા બીજા પણ કેટલાક બ્રાહ્મણોએ તે રાજાનો ત્યાગ કર્યો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે લોમપાદ રાજાએ પોતાના પુરોહિતને હું આપીશ એમ પ્રથમ કબૂલ કરીને, પછી મને યાદ નથી એમ લોભથી કહ્યું, તે દોષને લીધે ઇંદ્રે તેના દેશમાં વર્ષાદ વર્ષાવ્યો નહીં. તેની સર્વ પ્રજા મહા પીડાયુક્ત થઇ. પછી તે રાજાએ તપ કરનાર બુદ્ધિમાન્ બ્રાહ્મણોને બોલાવી ઇંદ્ર વર્ષાદ કેમ નથી વર્ષાવતો તે સંબંધી પૂછ્યું કે—હે બ્રાહ્મણો ! વર્ષાદ શા ઉપાયથી થાય ? તે તમે વિચાર કરી કહો. એ પ્રમાણે લોમપાદ રાજાએ પૂછ્યું ત્યારે તે બ્રાહ્મણોએ પોતપોતાનો મત કહ્યો તે વખતે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એક બ્રાહ્મણ હતો તેણે રાજાને કહ્યું કે તારી ઉપર બ્રાહ્મણો ક્રોધ પામ્યા છે, માટે તું તેની શાન્તિ કર, ને વિભાંડક નામના મુનિના પુત્ર, વનમાં ઉત્પન્ન થયેલા, જેને કંઇ ખબર નથી એવા અને સ્ત્રિઓના આર્જવમાં પ્રીતિમાન ઋષ્યશૃંગને તારા દેશમાં બોલાવ. જો તે અહીં આવશે, તો તત્કાળ વૃષ્ટિ થશે એમાં મને કશો સંશય નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને લોમપાદ રાજા, પોતાના પુરોહિત પાસે જઇ તેમના ક્રોધને નિવૃત્ત કરવા માટે પોતાના દોષની શાંતિ કરી પાછો પોતાના ગૃહ પ્રત્યે આવ્યો. તે સાંભળવાથી તેના દેશની સર્વ પ્રજા અત્યંત હર્ષયુક્ત થઇ. પછી અંગદેશનો રાજા લોમપાદ મહા ચતુર એવા પોતાના પ્રધાનોને બોલાવીને ઋષ્યશૃંગ ઋષિને પોતાના દેશમાં બોલાવી લાવવા સારૂ વિચાર કરવા લાગ્યો. રાજાએ પ્રધાનો સાથે ઋષિને વેસ્યાઓ મોકલી મોહયુક્ત કરીને અહીં લાવવા એ ઉપાયનો નિશ્ચય કર્યો. પછી તેણે સર્વ મનુષ્યોને છળ કરવામાં ચતુર એવી વેસ્યાઓને બોલાવી કહ્યું કે હે શ્રેષ્ઠ સ્વરૂપવાન વેસ્યાઓ ! તમે વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગને અનેક ઉપાયથી લોભયુક્ત તથા તમારામાં વિશ્વાસવાળા કરીને અહીં મારા દેશમાં લાવો. હે ભારત ! એ પ્રમાણે લોમપાદ રાજાના વચન સાંભળવાથી મોઢાનો ચહેરો ફરી ગયો હતો જેમનો એવી રાજાના ભયયુક્ત તથા તે ઋષિના શાપના ભયવાળી સર્વ વેસ્યાઓએ ઋષ્યશૃંગ ઋષિને મોહ કરી અહીં લાવવા તે કામ અમારાથી ન બની શકે એવું છે એમ કહ્યું. ત્યારે તેમનામાં એક વૃદ્ધ અવસ્થાવાળી વેસ્યા બોલી કે—હે મહારાજ લોમપાદ ! હું તે તપસ્વીને અહીં લાવવાનો યત્ન કરીશ પણ જો તમે મને ઇચ્છિત પદાર્થો આપશો. તેને જે ઇચ્છા હતી, તે જાણીને અનેક દ્રવ્ય તથા અનેક તરેહનાં રત્નો આપ્યાં. ત્યાર પછી હે યુધિષ્ઠિર ! તે વેસ્યા પોતાની સાથે શ્રેષ્ઠ સ્વરૂપ તથા યુવાન અવસ્થાવાળી બીજી કેટલીક વેસ્યાઓને લઇને અનાયાસથી વનમાં ગઇ.

ततो हर्षेण संपन्ना वचसा च महीपते
शिवं आश्रमं कारयित्वा जगाम वनमंजसा ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थ[illegible]णि लोमशतीर्थयात्रायां ऋष्य[illegible]गोपाख्याने गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥ ११० ॥

---

## અધ્યાય ૧૧૧ મો. ઋષ્યશૃંગ પર નાંખેલી મોહજાળ.

लोमश उवाच—सा तु नाव्याश्रमं चक्रे राजकार्यार्थ[illegible]
[illegible] नृपतेः सबुद्ध्या चैव भारत ॥

લોમશ કહે છે—હે ભારત! પછી તે વેશ્યાએ લોમપાદ રાજાની આજ્ઞાથી રાજાના અર્થરૂપ અર્થની સિદ્ધિ થવા સારૂ પોતાની બુદ્ધિએ કરી પોતાને નિવાસ કરવા માટે, અનેક તરેહના વેલાઓવાળાં, સ્વાદિષ્ટ, મિષ્ટ ફળ આપનારાં, કૃત્રિમ શોભાવાળાં, અને વિચિત્ર પુષ્પો તથા ફળોવાળાં વૃક્ષોએ કરી અત્યંત રમણીય મનોહર અને અદ્ભુત દેખાવવાળો આશ્રમ કર્યો. તેણે વિભાંડક ઋષિના આશ્રમથી ઘણે દૂર એક નાવ રાખ્યું કારણ વચ્ચે નદી હતી. પોતાના ચાકરોથી મોટા ઋષિની પોતાના આશ્રમમાંથી બહાર ગયા છે એવી ખબર કાઢી. વિભાંડક ઋષિ પોતાના આશ્રમમાંથી બહાર ગયા છે એમ જાણી, પોતાની એક બુદ્ધિમાન્ પુત્રીને ઋષ્યશૃંગ ઋષિને હરેક ઉપાયથી લોમપાદ રાજાના શહેર પ્રત્યે લઇ જવાનું કામ કરવાની આજ્ઞા આપી ઋષિની પાસે મોકલી. તે વખતે પુરૂષોને મોહિત કરવામાં કુશળ એવી તે વેશ્યાની પુત્રી નિરંતર તપશ્ચર્યા કરનાર ઋષ્યશૃંગના આશ્રમ પાસે જઇને, તેમાં બેઠેલા ઋષિને જોઇ બોલી કે—હે મુનિ! તમારા આશ્રમની પાસે રહેનારા તપસ્વી પુરૂષો કુશળ છે! અહિંયાં ફળમૂળો ઘણાં ઉત્પન્ન થાય છે? તમે આ આશ્રમમાં હર્ષ પામો છો? હું તમને જોવા સારૂ આવી છું. વળી અહીં રહીને તપ કરનાર પુરૂષોનું તપ વૃદ્ધિ પામે છે? તેમાં વિઘ્ન તો થતું નથી? તમારા પિતા તેજસ્વી છે? તમે તેનું પ્રિય કરો છો? અને તમે વેદાભ્યાસ કરો છો? એવી રીતે વેશ્યાની પુત્રીએ પૂછ્યું, ત્યારે તપસ્વી પુરૂષોમાં એક એવા ઋષ્યશૃંગે કહ્યું કે તમે સ્વરૂપની શોભાએ કરી તેજસ્વી પુરૂષ જેવા લાગો છો[*] માટે હું તમને નમસ્કાર કરવા લાયક છું એમ માનું છું. વિધિપૂર્વક પાદ્યાદિથી પૂજા કરીને ફળમૂળ આપીશ ને મૃગચર્મથી દર્ભના આસન ઉપર સુખેથી બેસો. તારા આશ્રમ ક્યાં છે? તારૂં નામ શું છે? તથા દેવતા સરખો તું બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરે છે? વેશ્યા બોલી કે હે વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગ! મારૂં રમણીય આશ્રમ અહીંથી આ પર્વતની પછવાડે ત્રણ યોજન છેટે છે, ને તે આશ્રમમાં હું રહું છું. મારે કોઇને નમસ્કાર કરવા એવો મારો ધર્મ નથી, ને તમે આપશો એવા જળરૂપ પાદ્યને હું સ્પર્શ કરીશ નહીં. હે ઋષિ! હું તમારે નમસ્કાર કરવા લાયક નથી, પણ તમને નમસ્કાર કરવા યોગ્ય છું, તોપણ તમને આલિંગન કરવાની ઇચ્છા રાખું છું.

ઋષ્યશૃંગે કહ્યું કે—હું તને ભલ્લાતક, આંબળી, ઇંગોરીયા, ધામણી તથા પીપળા નામના

---

[*] ઋષ્યશૃંગે કાંઇ પણ સ્ત્રીને જોયેલી નહતી તેથી આ વેશ્યાને પણ તે પુરૂષ સમજ્યો હતો.

વૃક્ષોનાં ફળ આપું, તેનું ગ્રહણ કરીને તું મારું પ્રિય કર. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને ઋષ્યશૃંગે તેને તે ફળ આપ્યાં. ત્યારે તે વેશ્યાએ તે સર્વ ફળનો ત્યાગ કરીને ઋષ્યશૃંગને શ્રેષ્ઠ ભોજન કરવા ફળો આપ્યાં, જેનું ભોજન કરવાથી તેને તેમાં અતિરૂચિ પ્રાપ્ત થઇ. પછી તેણે તે ઋષિને સુગંધી પુષ્પો, વિચિત્ર વસ્ત્રો તથા સ્વાદિષ્ટ પાન કરવાના પદાર્થો આપ્યા, ત્યારે તેમને ગ્રહણ કરવાથી તે ઋષિ હર્ષયુક્ત થઇને, મોટા શબ્દથી ખડખડ હસવા લાગ્યા. તે વખતે તે વેશ્યાએ તે ઋષિની પાસે દડાથી રમત કરતાં પોતાના શરીરને, જેમ ફળના ભારથી વેલો નમે, તેમ નમાવી તેની સાથે તેના શરીરને મેળવી આલિંગન કર્યું. પછી મદોન્મત્ત એવી તે વેશ્યા, પુષ્પવાન અશોકાદિ વૃક્ષોને નહીં નમાવતાં વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગને પોતામાં મોહયુક્ત કરવા લાગી. પછી તે, મોહયુક્ત થયેલા ઋષિને જોઇ વારંવાર તેના શરીરને આલિંગન કરી દાબીને, અગ્નિહોત્રમાં હોમ કરવાનો વખત થયો છે, માટે હું જઇશ એમ કપટ કરી, તેની સામું વારંવાર જોતી આસ્તેથી પોતાના આશ્રમ પ્રત્યે ગઇ. હે પાંડવ ! ત્યાર કેડે ઋષ્યશૃંગ કામે કરી મદોન્મત્ત તથા અસ્થિર ચિત્તવાળા થયા ને તેને તે વેશ્યામાં પ્રીતિ ઉત્પન્ન થઇ હતી તેના જવા પછી મોટા નિશ્વાસ મૂકવા લાગ્યા અને પીડાયુક્ત થયા પછી બે ઘટિકાવાર થઇ ત્યારે સિંહ સરખાં પીળાં નેત્રવાળા પંચકેશ તથા મોટા નખ વધારેલા વેદનો પરિપૂર્ણ અભ્યાસ કરેલા અને સમાધિ કરનાર કશ્યપના પુત્ર વિભાંડક પોતાના આશ્રમમાં આવ્યા. તે વખતે તે, આશ્રમમાં મોટા વિચારયુક્ત થઇ બેઠેલા, વિપરીત ચિત્તવાળા શ્વાસ મૂકતા એવા અને ઉંચી દૃષ્ટિવાળા પોતાના પુત્રને જોઇને બોલ્યા કે હે પુત્ર ! તેં હોમ કરવા સારૂ સાહિત્યો તૈયાર કેમ કર્યા નથી, શું અગ્નિહોત્રમાં હોમ કર્યો છે ? સ્રુક તથા સ્રુવાને સાફ કરેલા છે ? હોમ સારૂ પંચગવ્ય વાસ્તે રાખેલી ગાયને વાછડો ધાવવા મૂકયો છે ? હે પુત્ર ! તું આગળ કરતાં વિપરીત મતવાળો, ચિંતાવાળો તથા ચેતન વગરનો છે માટે આ આશ્રમમાં અતિ દીનતાયુક્ત કેમ છે ? કોઇ પુરૂષ અહીં આવ્યો હતો ? એ હું તને પૂછું છું.

न त्वं यथा पूर्वमिवासि पुत्र चिंतापरश्चासि विचेतनश्च
दीनोती मात्रं त्वमिहाद्य किंतु पृच्छामि त्वां क इहाद्यागतोभूत ॥
इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां ऋष्यशृंगोपाख्याने गुर्जरभाषायामेकदशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥

## અધ્યાય ૧૧૨ મો. ઋષ્યશૃંગનું સ્ત્રી સંબંધી અજ્ઞાન.

ऋष्यशृंग उवाच—इहागतो जटिलो ब्रह्मचारी नैवह्रस्वोनातिदीर्घो मनस्वी
सुवर्णवर्णः कमलायताक्षः स्वतः सुराणामिव शोभमानः ॥

ઋષ્યશૃંગ કહે છે—હે પિતા ! અહીં જટાવાળો શરીરે નહીં લાંબો તથા નહીં ઠુંગો એવો, મનસ્વી, સુવર્ણ સરખા શરીરના વર્ણવાળો દેવતાઓમાં પણ પોતાના સ્વરૂપે કરી શોભે એવો, અત્યંત રૂપવાન, સૂર્ય સરખો પ્રકાશમાન અને ગૌર વર્ણવાન બ્રહ્મચારી આવ્યો હતો. તેની શ્યામ, લાંબી, સુગંધી પદાર્થવાળી અને સુવર્ણ સરખી દોરીઓથી બાંધેલી જટા હતી, વળી તેના ગળાને વિષે ક્યારાના આકાર સરખી માળા બાંધી હતી. વળી તેના

ંઠથી નીચલા ભાગને વિષે એટલે વક્ષસ્થળ ઉપર રૂંવાટાં વગરના અને મનોહર બે ગોળ પિંડ
તા. વળી તે બ્રહ્મચારીની નાભિ સહિત કટિ ઘણી બારીક હોવાથી જાણે નીચલા
ંગના ભાગને સ્પર્શ ન કર્યો હોય એવી દેખાતી હતી. વળી હે પિતા ! તેના વસ્ત્રમાંથી
ાવર્ણની મેખલા મજેની શોભતી હતી, તેવી મારી મેખલા શોભતી નથી. વળી તેના બે
ગમાં અદ્‌ભુત, જોવા લાયક તથા શબ્દ કરનાર બે ચીજો અત્યંત શોભતી હતી. વળી
ના બે હાથમાં શબ્દ કરનાર જૂદા જૂદા અલંકાર, કંકણ, જેમ મારા હાથને વિષે રૂદ્રાક્ષની
ાળા રહે છે, તેમ રહ્યાં હતાં. હે પિતા ! તે બ્રહ્મચારી ક્રીડા કરતો હતો ત્યારે તેના પગમાં
ાથા હાથમાંના અલંકારો જેમ તળાવમાં મદોન્મત્ત હંસો શબ્દ કરે, તેમ શબ્દ કરતા
 તા. વળી તેણે સુંદર અદ્‌ભુત અને જોવા લાયક વસ્ત્રો ધારણ કર્યા હતાં, તેવાં શોભાયમાન
ારાં વસ્ત્રો નથી. વળી તેનું અદ્‌ભુત, જોવા લાયક તથા સુંદર વાણી બોલનાર મુખ, બીજા
રૂપના ચિત્તને હર્ષની પ્રાપ્તિ કરે એવું હતું અને તેની વાણી કોકિલા પક્ષીના સરખી હતી,
ે સાંભળવાથી મારૂં મન હાલ ઘણું તાપ પામે છે. વળી હે પિતા ! સુગંધી પદાર્થોવાળો
ને વાયુએ સેવન કરેલો તેનો દેહ, જેમ વૈશાખ માસમાં વાયુએ સ્પર્શ કરેલું વન શોભે
ેમ શોભતો હતો. વળી તેના લલાટ ભાગની પાસે બે વિભાગે કરી રહેલી, સારી રીતે
ારખી કરેલી અને કિંચિત્ વિખરાયલી જટા ભમરો હતી. વળી તેના ચિતરેલા ચક્રવાક
ક્ષીના સરખા સુંદર અને પછવાડાની તરફ ગયેલા બે કાન હતા. વળી તે બ્રહ્મચારી પોતાના
જમણા હાથે કરી વિચિત્ર ગોળ જે એક ફળ દડો લાવેલ હતો, તે પૃથ્વીનો સ્પર્શ કરીને
ારંવાર ઉંચે ઉછળતો હતો. તે ફળને બ્રહ્મચારી પૃથ્વી ઉપર પછાડીને તેને ગ્રહણ કરવા
ની પાસે વારંવાર જતો હતો, તેથી તેનો દેહ જેમ વાયુએ કરી વૃક્ષ અત્યંત કંપાયમાન
ાય, તેમ કંપાયમાન થતો હતો; ને તેને તે ફળને જોવાથી, જેમ દેવતાઓને પોતાના
ત્રોમાં આસક્તિ થાય, તેમ થઇ હતી. ત્યાર પછી હે પિતા ! તે બ્રહ્મચારીએ પોતાના શરીરની
ાથે મારા શરીરને મેળવી, મારી જટા પકડી મારા મુખને નમાયું તેને પોતાના મુખનો
પર્શ કરીને શબ્દ કરતાં મને મોટો હર્ષ ઉત્પન્ન કર્યો. હે બુદ્ધિમાન્ પિતા ! હું તેને પાદ્યથી
ૂજા કરતાં આપણા આશ્રમમાંનાં ફળ આપવા લાગ્યો, ત્યારે તેણે મને કોઇનાથી પૂજા
ાથા કોઇએ આપેલાં ફળ ન લેવાં એવું મારૂં વ્રત છે એમ કહીને પોતે લાવેલાં ફળ આપ્યાં.
ાનાં આપેલાં એ ફળ મેં ખાધાં, તેના બરોબર આપણા ફળમાં રસ સ્વાદ અને
ાના જેવી છાલ પણ નથી ! વળી ઉદાર મનવાળા તે બ્રહ્મચારીએ મને પાન કરવા સારૂ
ે રસો આપ્યા, તેનું પાન કરવાથી મોટો હર્ષ ઉત્પન્ન થવાને લીધે, જેમ મનુષ્યને હરેક
ારણથી પૃથ્વીનો કંપરૂપ ભ્રમ થાય, તેમ ભ્રમ થયો. હે પિતા ! તપે કરી પ્રકાશમાન તે,
ોતે સૂત્રે કરી ગૂંથેલાં વિચિત્ર અને સુગંધીવાળાં આ પુષ્પો અહીં ફેંકીને પોતાના આ-
ાશ્રમ પ્રત્યે ગયો છે, માટે તેના વિયોગથી મારૂં ચિત્ત સ્થિર રહેતું નથી. શરીર મહા તાપ
ામે છે, વાસ્તે હું જલદીથી તેની પાસે જવા અથવા તે અહીં મારી પાસે નિત્ય રહે
એવી ઇચ્છા રાખું છું ! હે પિતા ! હું તેની પાસે અવશ્ય જઇશ. અરે તેનું તે બ્રહ્મચર્ય
ેવું છે ! અરે ! હું, જેમ શ્રેષ્ઠ ધર્મવાન તે બ્રહ્મચારી તપ કરે છે, તેમ મારા હૃદયમાં
તપ કરવાની ઇચ્છા છે, માટે તેની સાથે તપ કરવાની ઇચ્છા રાખું છું, કારણ તેના વગર
મારૂં ચિત્ત ઘણું ખેદ પામે છે.

इच्छाम्यहं चरितुं तेन सार्धं यथातपः सचरत्यार्यधर्मा
चर्तुतवेच्छा हृदये ममास्ति दुनोति चित्तं यदि तं न पश्ये ॥
इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां
ऋष्यशृंगोपाख्याने गुर्जरभाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥ ११२ ॥

## અધ્યાય ૧૧૩ મો. ઋષ્યશૃંગને શાંતાની પ્રાપ્તિ.

विभांडक उवाच—रक्षांसि चैतानि चरंति पुत्र रूपेण तेनाद्भुतदर्शनेन
अतुल्यवीर्याण्यभिरूपवंति विघ्नं सदा तपसश्चिंतयंति ॥

વિભાંડક કહે છે—હે પુત્ર ઋષ્યશૃંગ! અતુલ્ય પરાક્રમી અને અદ્ભુત સ્વરૂપ ધારણ કરનાર રાક્ષસો, અદ્ભુત દેખાવવાળા સ્વરૂપે કરી ફરે છે, ને તેઓ તપમાં વિઘ્ન કરવાનો સદૈવ વિચાર કરે છે. હે પુત્ર! વનને વિષે તે રાક્ષસો તપસ્વિયોને પોતાનાં અત્યંત સ્વરૂપવાન રૂપ દેખાડી અનેક તરેહના ઉપાયથી મોહ પમાડી તપશ્ચર્યાના કર્મથી ભ્રષ્ટ કરે છે તથા પરલોકથી પણ ભ્રષ્ટ કરે છે, માટે ઉત્તમ લોકની પ્રાપ્તિની ઇચ્છાવાળા અને સ્થિર મનવાળા મુનિયો, રાક્ષસના સ્વરૂપાદિનું કદી લક્ષ રાખતા નથી: કારણ પાપરૂપ આચરણવાળા રાક્ષસો તપસ્વિયોને વિઘ્ન કરીને પોતે હર્ષ પામે છે. તપશ્ચર્યાવાન પુરૂષો તેમની સામું પણ જોતા નથી. હે પુત્ર! તારી પાસે આવેલા પુરૂષે તને આપેલા, અધમ પુરૂષોએ સેવન કરેલા પાપરૂપ અને પાન કરવાના જે મિષ્ટ પદાર્થો છે તે તથા વિચિત્ર, ઉજ્વળ અને સુગંધીદાર આ પુષ્પો મુનિયોને સેવન કરવા યોગ્ય નથી. લોમશ કહે છે હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પોતાના પુત્ર ઋષ્યશૃંગને પુષ્પાદિનું સેવન કરવાથી નિવારણ કરીને, વિભાંડક ઋષિ તે વેશ્યાની શોધ કરવા ગયા પણ ત્રણ દિવસ સુધી ફરતાં તેમને તેની શોધ મળી નહીં, ત્યારે પાછા પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા. ત્યાર પછી જ્યારે પાછા વિભાંડક ઈષ્ટિ કરવા સારૂ ફળો લેવા વાસ્તે આશ્રમથી વનમાં ગયા ત્યારે વળી તે વેશ્યા ઋષ્યશૃંગને લોભ પમાડવા તેની પાસે ગઈ. તે સમયે ઋષ્યશૃંગ તેને જોઇ હર્ષયુક્ત હોવાથી ભ્રાંત ચિત્તવાન થઇને બોલ્યા: કે મારા પિતા આશ્રમમાં નથી આવ્યા, તે પહેલાં આપણે તમારા આશ્રમ પ્રત્યે જઇએ. હે રાજન્! એ પ્રમાણે વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગે કહ્યું તે સાંભળી વેશ્યાએ, તેને પોતાની સાથે લઇ નાવમાં બેસાડી નાવ ચાલતું કરાવ્યું. તે વેશ્યા સહિત બીજી વેશ્યાઓ અનેક તરેહના ઉપાયથી ઋષ્યશૃંગને હર્ષ ઉત્પન્ન કરવા લાગી. તે જળના સ્થાનને તરી નાવમાંથી ઋષિને ઉતારી, નાવને ત્યાં રાખી તેને દેખાડવા સારૂ નાવ્યાશ્રમ નામનું વન દેખાડવાનું કહી અંગદેશના રાજા લોમપાદની પાસે લઇ ગઇ. તે સમયે લોમપાદ રાજાએ વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગને પોતાના ગૃહમાં રાખ્યા, કે તેજ વખતે વર્ષાદ થવા લાગ્યો. પૃથ્વી જળમય થઇ ગઇ તે જોઇને પોતાની કામના પરિપૂર્ણ થયાથી રાજા હર્ષયુક્ત થયો. પછી લોમપાદ રાજાએ, વિભાંડકના પુત્રને એવા ઉપાય કરી પોતાની પાસે મંગાવ્યા તેથી તેના પિતા ક્રોધ યુક્ત થશે એમ માનીને, તેનો ક્રોધ નિવૃત્ત કરવા સારૂ પોતાની શાંતા નામની કન્યા ઋષ્યશૃંગને આપી. ત્યાર કેડે તે રાજાએ વિભાંડક ઋષિ પોતાના પુત્રની શોધ કરતા અહીં આવશે એમ માની રસ્તામાં ગાયો તથા તેમને બાંધવાનાં દોરડાં રખાવ્યાં, તેમનું પાલન કરનાર

ગોવાળોને કહ્યું કે જો પોતાના પુત્રની પ્રાપ્તિની ઇચ્છાવાળા વિભાંડક ઋષિ તમને પૂછે તો તમારે હાથ જોડીને તેમને તમારા પુત્ર ઋષ્યશૃંગની આ ગાયો તથા તેમને બાંધવાનાં દોરડાં છે, અને અમે તમારી વાણીરૂપી દોરડીએ કરી બંધાયલા ચાકરો છીએ, માટે તમારૂં શું પ્રિય કરીયે ? એમ કહેવું.

હે ભારત ! હવે પરમ ક્રોધી વિભાંડક ઋષિ વનમાંથી ફળમૂળ લાવી પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા, ત્યારે પોતાના પુત્રને નહીં જોઇ ચોતરફ શોધવા લાગ્યા. પછી તેને નહીં જોવાથી અત્યંત ક્રોધાયમાન વિભાંડક, લોમપાદ રાજાએ વેશ્યાઓને મોકલી તેમનાથી મારા પુત્રને લોભ પમાડી પોતાની પાસે મંગાવેલ છે એમ માનીને, શહેર તથા દેશ સહિત તે રાજાને બાળી ભસ્મ કરવા સારૂ ચંપાપુરિ જવા માંડયું. રસ્તામાં ક્ષુધા તથા તૃષાયુક્ત ઋષિ ગાયોનાં મ્હોટાં ટોળાં હતાં તેને જોઇ તેમના પાલન કરનાર ગોવાળીયાઓની પાસે ગયા. ગોવાળીયાઓએ ઋષિનો રાજાની માફક સત્કાર કર્યો, તેથી તે દિવસની રાત્રિ ત્યાં રહ્યા. પછી ઋષિએ ગોવાળીયાઓને પૂછ્યું કે—હે ગોવાળીયાઓ ! આ ગાયો તથા તેમના પાલન કરનાર તમે શ્રી કોના માણસ છો ? એ પ્રમાણે વિભાંડકે પૂછ્યું ત્યારે સર્વ ગોવાળીયાઓએ તેમની પાસે આવી, આ ગાયોરૂપ સર્વ દ્રવ્ય તમારા પુત્ર ઋષ્યશૃંગનું છે એમ કહ્યું. સર્વ દેશમાં માન્ય વિભાંડક, એ પ્રમાણે તેમનાં પોતાને અમૃત સરખાં લાગે એવાં વચન સાંભળી ક્રોધ નિવૃત્ત થવાથી હર્ષયુક્ત થઇ લોમપાદ રાજા પાસે આવ્યા. તે સમયે રાજાએ પૂજા કરેલા વિભાંડક, જેમ સ્વર્ગમાં ઇંદ્ર રહે, તેમ ત્યાં રહેલા પોતાના પુત્રને તથા તેની સ્ત્રી શાંતાને અને લોમપાદ રાજાએ તેને આપેલાં ગામ તથા ગાયોનાં વર્ગને જોઇને, સર્વ ક્રોધ શાંત કરી રાજા ઉપર ઘણા પ્રસન્ન થયા. સૂર્ય તથા અગ્નિ સરખા તેજસ્વી ઋષિ પોતાના પુત્રને લોમપાદ રાજાને ત્યાં રાખતાં કહેવા લાગ્યા કે—હે પુત્ર ! તું આ તારી સ્ત્રીને વિષે એક પુત્ર ઉત્પન્ન થાય ત્યારે લોમપાદ રાજાનું સર્વ પ્રિય કરીને પાછો વનમાં આવજે. હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! વિભાંડક ઋષિ એ પ્રમાણે પોતાના પુત્ર ઋષ્યશૃંગને કહી લોમપાદ રાજાની રજા લઇ પાછા પોતાના આશ્રમે ગયા. ઋષ્યશૃંગ પોતાના પિતાના વાક્યનું પાલન કરીને, જ્યારે તેના આશ્રમ પ્રત્યે જવા લાગ્યા, ત્યારે શાંતા પણ તેમની સાથે વનમાં ગઇ. પછી શાંતા પોતાના પતિની, જેમ આકાશમાં રોહિણી ચંદ્રની, અરૂંધતી વસિષ્ઠની, લોપામુદ્રા અગસ્ત્યની, દમયંતી નળ રાજાની, શચી ઇંદ્રની તથા કલ્યાણરૂપ ઇંદ્રસેના મુદ્‌ગલની સેવા કરે તેમ સેવા કરતી હતી. હે રાજન ! વિભાંડક ઋષિનો જગતમાં પ્રસિદ્ધ આ આશ્રમ, આ તળાવને શોભાયમાન કરતો શોભે છે માટે પવિત્ર કીર્તિવાળા તમે અહીં સ્નાન કરી કૃતાર્થ તથા શુદ્ધ થઇ બીજાં તીર્થો પ્રત્યે જાઓ.

त[illegible]श्रमः पुण्य एषोविभाति महाह्रदं शो[illegible]कीर्तिः
अत्र स्नातः [illegible] विशुद्ध स्तीर्थान्यन्या[illegible]संयाहि राजन् ॥

इति श्रीम[illegible]भारते वनपर्वणि तीर्थयात्रापर्वणि [illegible] तीर्थयात्रायां ऋष्य-
शृङ्गोपाख्याने युधिष्ठिराय [illegible]धिकशततमोऽध्यायः ॥ ११३ ॥

## અધ્યાય ૬૧૪ મો. કાર્તવીર્યનું આખ્યાન.

**वैशंपायन उवाचः—ततः प्रयातः कौशिक्याः पांडवो जनमेजय आनुपूर्व्येण सर्वाणि जगामायतनान्यथ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર કૌશિકી નદી પાસેથી સ્નાને થઇને ક્રમે કરી બીજાં સર્વ તીર્થાદિનાં સ્થાનો પ્રત્યે ગયા. સમુદ્ર પાસે આવીને રાજાએ જેમાં પાંચસો નદિઓ મળે છે એવા ગંગાજીના સંગમને વિષે સ્નાન કર્યું. હે ભારત ! પોતાના ભાઇઓ સહિત પૃથ્વીના પતિ પરાક્રમી યુધિષ્ઠિર, સમુદ્રના કિનારા પ્રત્યે ગયા. લોમશ ઋષિએ કહ્યું કે—હે યુધિષ્ઠિર ! આ કલિંગ દેશ છે જ્યાં સાક્ષાત્ ધર્મે પણ દેવતાઓને શરણે જઇ યજ્ઞો કર્યા છે. વૈતરણી નામની નદી છે ને તે નદીનો આ જેમાં ઋષિઓ રહે છે એવો યજ્ઞ કરવા લાયક, પર્વતે કરી શોભાયમાન, નિરંતર બ્રાહ્મણો જેનું સેવન કરે છે એવો અને સ્વર્ગ વિષે જવાની ઇચ્છાવાળા પુરૂષને તે પ્રત્યે જવાના માર્ગ સમાન ઉત્તર કિનારો છે. અહીં પૂર્વે ઋષિઓએ યજ્ઞ કરી દેવતાઓનું યજન કરવા માંડયું ત્યારે રૂદ્રે ' આ મારો ભાગ છે ' એમ કહીને તે યજ્ઞના પશુનું હરણ કર્યું. તે જોઇને સર્વ દેવતાઓએ રૂદ્રને કહ્યું કે હે રૂદ્ર ! તમે આ યજ્ઞના પશુનું હરણ કરીને, અમે બીજા દેવતાઓ છીયે તેમના ભાગનો નાશ કરી કેવળ પોતે ભાગ ગ્રહણ કરો માં. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને દેવતાઓએ રૂદ્રની શ્રેષ્ઠ વાણીથી સ્તુતિ તથા ન્હાના યજ્ઞરૂપ ક્રિયાથી તૃપ્ત કરવા રૂપ ઘણું સન્માન કર્યું. રૂદ્ર તે પશુને મૂકી દઇ વિમાનમાં બેસી ત્યાંથી ચાલી નીકળ્યા. પછી સર્વ દેવતાઓએ રૂદ્રના ભયથી યજ્ઞોમાં પોતાના ભાગ પહેલાં તેને ભાગ આપવો, એમ માની તત્કાળ તેજ યજ્ઞમાં પ્રથમ તેના ભાગનો સંકલ્પ કર્યો. હે યુધિષ્ઠિર ! મેં તમને કહેલી આ કથાનું ગાયન કરતાં જે મનુષ્ય વૈતરણીના જળનો સ્પર્શ કરે તે પોતાની દષ્ટિએ કરી દેવતાઓના વિમાન તથા સ્વર્ગ પ્રત્યે જવાના માર્ગને જુવે છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી મ્હોટા ભાગ્યવાળા સર્વ પાંડવો તથા દ્રૌપદીએ વૈતરણી પ્રત્યે આવી તેમાં સ્નાન કરી પિતૃઓનાં તર્પણ કર્યાં. યુધિષ્ઠિર રાજાએ લોમશ ઋષિને કહ્યું કે—હે લોમશ ઋષિ ! હું મારા સ્વધર્માચરણના બળથી આ નદીના જળનો સ્પર્શ કરી મનુષ્યોના વિષયથી છુટયો છું, તેને તમે જુઓ. હે સુંદર વ્રતવાળા ઋષિ ! તમારી કૃપાએ કરી સર્વ લોકને દષ્ટિથી જોઉં છું. અહીં મહાત્મા વૈખાનસ બ્રાહ્મણોના વેદાધ્યયનનો શબ્દ સંભળાય છે. લોમશ કહે છે હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! વૈખાનસ બ્રાહ્મણોના વેદાધ્યયનનો આ શબ્દ તમે ઘણા યોજન પર્યંત સાંભળશો, માટે કંઇ પણ બોલો નહીં. આ બ્રહ્માનું દિવ્ય પ્રકાશમાન વન છે, જેમાં પ્રતાપી એવા તેણે યજ્ઞ કરીને, મહાત્મા કશ્યપને પર્વત, વન તથા દેશો સહિત સર્વ પૃથ્વી દક્ષિણામાં આપી તે વખતે ખેદયુક્ત થયેલી પૃથ્વીએ ક્રોધથી બ્રહ્માને કહ્યું કે હે સમર્થ ! તમે મને કોઇ પણ મનુષ્યને આપવા લાયક નથી, ને આ ઋષિને આપી તે તમારૂં આપવું નિષ્ફળ જશે, કારણ હું રસાતાળમાં જાઉં છું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ખેદયુક્ત પૃથ્વીને જોઇને, મહા સમર્થ કશ્યપ ઋષિ તેને પ્રસન્ન કરવા લાગ્યા. પૃથ્વી ઋષિના તપે કરીને પ્રસન્ન થઇ જળમાંથી બહાર નીકળી વેદીરૂપે સ્થિર થઇ શોભવા લાગી. તે આ વેદી પ્રકાશમાન છે જેની ઉપર ચઢવાથી તમો મહા

પરાક્રમી થશે. આ વેદી સમુદ્રની પાસે રહી છે વાસ્તે તમે એકલા એની ઉપર ચઢીને સમુદ્રને તરો ને તમારૂં કલ્યાણ થાઓ. હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થએલા રાજન્ ! હું જેવી રીતે તમે આજ આ વેદી ઉપર ચઢી શકશે તેવી રીતે તમારી કુશળતા રહેવાનો ઉપાય કરીશ, કારણ કોઇ મનુષ્યે સ્પર્શ કરવાથી આ વેદી તત્કાળ સમુદ્રમાં પ્રવેશ કરે છે. હે પાંડવ ! તમે, વિશ્વની રક્ષા કરનાર, જગતથી શ્રેષ્ઠ વિષ્ણુ, હું તમને નમસ્કાર કરૂં છું ને તમે સમુદ્રને વિષે તમારૂં સાનિધ્ય કરો. એ પ્રમાણે વિષ્ણુની પ્રાર્થના કરી તથા અગ્નિ છે મિત્ર જેનો એવા, જળના સ્થાનરૂપ, દેવતારૂપ, વિષ્ણુના વીર્યરૂપ અને અમૃત જેના ઉદરમાં છે એવા તમે સમુદ્ર છો, એમ સમુદ્રની પ્રાર્થના કરીને, જલદીથી વેદી ઉપર ચઢો. હે સમુદ્ર ! અગ્નિ છે ઉત્પત્તિનું સ્થાન જેનું એવા, યજ્ઞરૂપ દેહ છે જેનો એવા, વિષ્ણુના વીર્યરૂપ અને અમૃતની ઉત્પત્તિનું સ્થાન તમે છો એમ પોતાને મ્હોઢેથી જપ કરતાં સમુદ્રમાં સ્નાન કરવું કારણ એવી રીતે જપ કર્યા વગર કોઇએ પણ એક દર્ભના અગ્ર ભાગથી પણ તેને સ્પર્શ કરવો નહીં. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કહીને લોમશ ઋષિએ સ્વસ્તિવચન કર્યું. ત્યાર પછી કર્યું હતું સ્વસ્તિવાચન જેણે એવા મહાત્મા યુધિષ્ઠિર રાજાએ સમુદ્ર પ્રત્યે જઇ લોમશ ઋષિની આજ્ઞા પ્રમાણે તે સર્વ કરીને, મહેંદ્ર પર્વત પ્રત્યે આવી રાત્રિને વિષે નિવાસ કર્યો.

ततः कृतस्वस्त्ययनो महात्मा युधिष्ठिरः सागरमभ्यगच्छत्
कृत्वा च तच्छासनमस्य सर्वं महेंद्रमासाद्य निशामुवास ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां महेंद्राचलगमने गुर्जरभाषायां चतुर्दशाधिकशततमोऽध्यायः ॥ ११४ ॥

---

## અધ્યાય ૧૧૫ મો. તીર્થાટનમાં મહેન્દ્રાચળ.

वैशंपायन उवाच—स तत्र तामुषित्वैकां रजनीं पृथिवीपतिः
तापसानां परश्चक्रे सत्कारं भ्रातृभिः सह ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પૃથ્વીના પતિ યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓ સહિત મહેંદ્ર પર્વતને વિષે તે રાત્રિ રહીને, તપસ્વિઓનો ઘણો સત્કાર કર્યો. તે સમયે લોમશ ઋષિએ યુધિષ્ઠિર રાજાને, તે પર્વતમાં રહેનારા ભૃગુ, અંગિરા, વસિષ્ઠ અને બીજા પણ તપસ્વિઓનાં નામ કહી સંભળાવ્યાં. રાજર્ષિ યુધિષ્ઠિરે તપસ્વિઓની પાસે જઇ હાથ જોડી તેમને નમસ્કાર કર્યા. તે સમયે પરશુરામના અનુચર, અકૃતવ્રણને જોઇ તેને પૂછવા લાગ્યા કે—હે અકૃતવ્રણ ! પરશુરામ અહીં રહેલા તપસ્વિઓને પોતાનાં દર્શન ક્યારે આપશે ? કારણ તે પ્રસંગે હું તેમનું દર્શન કરવા ઇચ્છું છું. અકૃતવ્રણે કહ્યું કે હે રાજન્ ! આત્મજ્ઞાની એવા પરશુરામને તમે અહીં આવ્યા તેજ વખતે તમારી આવવાની ખબર છે, ને તેમને તમારામાં પ્રીતિ પણ ઘણી છે માટે તમને દર્શન આપશે. હે ભારત ! પરશુરામ અહીં રહેનારા તપસ્વિઓને દર્શન આપવા સારૂ ચૌદશ તથા આઠમને દિવસે સદૈવ આવે છે. માટે આજની રાત્રિ નિવૃત્ત થશે કે આવતી કાલે ચૌદશ છે વાસ્તે તમે તેમનાં દર્શન કરશો. યુધિષ્ઠિરે પૂછ્યું કે—હે અકૃતવ્રણ ! તમે પરશુરામના પૂર્વથી સમગ્ર પરાક્રમને જાણો

છો, કારણ ઘણું કરી તેમની સાથે રહેનારા છો માટે તેમણે યુદ્ધમાં ક્ષત્રિયોને શા કારણથી અને કેવી રીતે નાશ કર્યા ? તે અમને કહો. અકૃતવ્રણ કહે છે હે રાજાઓમાં સિંહરૂપ ભારત ! હું તમને ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા પરશુરામનું શ્રેષ્ઠ, મ્હોટું અને દેવતાઓના સરખું આખ્યાન તથા તેના પ્રસંગમાં હૈહય દેશના રાજા સહસ્રાર્જુનનું આખ્યાન કહું તે સાંભળો.

હે પાંડવ ! પરશુરામે જેનો નાશ કર્યો છે એવા સહસ્રાર્જુનને દત્તાત્રેયની કૃપાએ કરી એક હજાર હાથ, સુવર્ણનો રથ અને સર્વ કરતાં ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થયાં હતાં. મહા પરાક્રમી તે દત્તાત્રેય પાસેથી વરદાનમાં મેળવેલા પ્રચ્છિન્ન ગતિ કરનાર એવા રથમાં બેસી ચોતરફ દેવતાઓ, યક્ષો, અને ઋષિયોને પ્રહાર કરતાં સર્વ ભૂત પ્રાણિયોને પીડા પમાડવા લાગ્યો. ત્યારે સર્વ દેવતાઓ તથા મ્હોટા વ્રતવાળા ઋષિયો મળીને, સત્ય પરાક્રમી દેવતાઓમાં દેવ વિષ્ણુની પાસે આવી કહેવા લાગ્યા કે હે મહા સમર્થ પ્રભો ! તમે સર્વ ભૂત પ્રાણિયોની રક્ષા થવા માટે સહસ્રાર્જુનનો નાશ કરો, કારણ દિવ્ય વિમાનમાં બેસીને તેણે શચીની સાથે ક્રીડા કરતા એવા ઇંદ્રનું ધર્ષણ કર્યું છે. હે ભારત ! એ પ્રમાણે સર્વ દેવતા આદિનાં વચન સાંભળી વિષ્ણુએ ઇંદ્રની સાથે સહસ્રાર્જુનનો નાશ કરવા સારૂ વિચાર કર્યો. સર્વ ભૂત પ્રાણિયોના હિત માટે ઇંદ્રે જેવી રીતે કરવા કહ્યું તેવી રીતે કબૂલ કરીને, વિષ્ણુ પોતાના બદરીકાશ્રમ પ્રત્યે ગયા. તે સમયે પૃથ્વી ઉપર કાન્યકુબ્જ દેશમાં મહા બળવાન અને જગતમાં વિખ્યાત ગાધી નામે રાજા હતા, તે વન પ્રત્યે ગયા. તે રાજાની બીથી અપ્સરા સરખી સ્વરૂપવાન એક કન્યાનો જન્મ થયો. તે કન્યા અવસ્થાએ કરી મોટી થઇ, ત્યારે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા ઋચીક ઋષિએ રાજાની પાસે આવી તેની પોતાને પરણવા સારૂ માગણી કરી. તે સમયે ગાધી રાજાએ સ્થિર વ્રતવાળા ઋચીક ઋષિને કહ્યું કે—હે ઋષિ ! અમારા કુળમાં પૂર્વે થયેલા પુરૂષોએ એક એક શ્યામ કર્ણવાળા, સફેદ વર્ણવાળા અને મોટા વેગવાન એક હજાર અશ્વો આપે તેને કન્યા આપવી એવો નિયમ કર્યો છે, માટે મારાથી તે પ્રમાણે તમે આપો એમ તમને કહી શકાતું નથી. મારે તમ સરખા મહાત્મા પુરૂષને કન્યા આપવી પણ અવશ્ય છે. એ પ્રમાણે ગાધી રાજાનાં વચન સાંભળી ઋચીક ઋષિએ કહ્યું કે—હે ગાધી ! હું તમને તમારા કહેવા પ્રમાણે એક હજાર અશ્વો આપીશ, ને તમારી કન્યા મારી સ્ત્રી થશે. અકૃતવ્રણ કહે છે એવી રીતે ગાધી રાજા પાસે પ્રતિજ્ઞા કરીને, ઋચીક ઋષિએ વરૂણ દેવતા પાસે જઇ કહ્યું કે—હે વરૂણ ! મારે ગાધી રાજાની કન્યાનું પાણિગ્રહણ કરવું છે માટે તેના બદલામાં તે રાજાને એક એક શ્યામ કાનવાળા, સફેદ વર્ણવાળા અને મહા વેગવાન એક હજાર અશ્વો આપવા છે વાસ્તે તમે મને તેવા અશ્વો આપો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઋચીક ઋષિનાં વચન સાંભળી વરૂણ દેવતાએ તેમના કહેવા પ્રમાણે અશ્વો આપ્યા જે લઇને ઋષિએ ગાધી રાજા પાસે આવી તેને આપ્યા. ગાધી રાજા પોતાની સત્યવતી નામની કન્યા તે ઋષિને આપવા લાગ્યા. વરના સંબંધિરૂપ દેવતાઓ થઇ ત્યાં આવ્યા હતા તેઓ ઋચીક ઋષિએ ગાધી રાજાને અશ્વ લાવી આપીને તેની કન્યાનું પાણિગ્રહણ કર્યું તે જોઇ આ ઋષિએ આ કન્યાને ધર્મે કરી સ્વીકારી છે એમ કહેવા લાગ્યા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સ્ત્રીની પ્રાપ્તિ થયા પછી ઋચીક ઋષિ તેના સહિત પોતાની ઇચ્છા પ્રમાણે સુખ ભોગવતા હતા. હવે એક દિવસના સમયને વિષે

ઋચીક ઋષિના પિતા ભૃગુ પોતાના પુત્રનો વિવાહ થયો એમ જાણી તેને જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા ને સ્ત્રી પુરૂષરૂપ પોતાના પુત્ર તથા પોતાની વધુને જોઇ હર્ષ પામ્યા. તે વેળા બેઉ ધણી ધણિયાણી, સુખે કરી બેઠેલા, દેવતાઓના ગણોએ પૂજા કરેલાં અને પોતાના ગુરૂ એવા ભૃગુની પૂજા કરીને તેની પાસે હાથ જોડી ઉભાં. તે સમયે ભૃગુએ પોતાની વધુ સત્યવતીને જોઇ પ્રસન્ન થઇને કહ્યું કે–હે સુંદર ભાગ્યવાળી! તું મારી પાસે વરદાન માગ, હું તને ઇચ્છિત વરદાન આપીશ. હે યુધિષ્ઠિર! એવી રીતે પોતાના સસરાનાં વચન સાંભળી સત્યવતી, પોતાને તથા પોતાની માતાને પુત્રની પ્રાપ્તિ થાય એવા હેતુથી પોતાના શ્રેષ્ઠ ગુણે કરી તે ઋષિને પ્રસન્ન કરવા લાગી પ્રસન્ન થયેલા ભૃગુએ તેને કહ્યું કે જ્યારે તમે બેઉ ઋતુ આવવા પછી ચોથે દિવસે સ્નાન કરો ત્યારે તું ઉમરાના વૃક્ષને તથા તારી માતા પીપળાના વૃક્ષને આલિંગન કરજો, ને ત્યાર પછી તમને બેઉને આખા જગતની સૃષ્ટિની શોભાયુક્ત બે પુત્ર ઉત્પન્ન થશે તે સારૂ મેં આ બે ચરૂ સિદ્ધ કર્યા છે તેમાં આ તારે વાસ્તે અને આ તારી માતા વાસ્તે છે, માટે સૌ સૌના ચરૂનું પ્રાશન કરજો, તમને યથાયોગ્ય પુત્રની પ્રાપ્તિ થશે. હે રાજન! એ પ્રમાણે કહીને ભૃગુ ત્યાંથી ચાલી નીકળ્યા. સત્યવતીએ તથા તેની માતાએ તે ચરૂનું પ્રાશન કરવામાં તથા વૃક્ષોને આલિંગન કરવામાં ભેળ બેળ કરી ત્યારે તે વાર્તા ઘણે દિવસે જ્ઞાનદૃષ્ટિથી જાણીને પાછા સત્યવતી પાસે આવી બોલ્યા કે હે કલ્યાણરૂપ સત્યવતી! મેં તને તથા તારી માતાને જે જે વૃક્ષોનું આલિંગન કરવાનું તથા જે જે ચરૂનું પ્રાશન કરવાનું કહ્યું હતું પણ તેં તારી માતાના છળથી તે તે વૃક્ષ તથા ચરૂ બદલાવ્યા માટે તને ક્ષત્રિયની વૃત્તિ પાલન કરનાર પુત્ર થશે ને તારી માતાને બ્રાહ્મણના ધર્મનું પાલન કરનાર મહા પરાક્રમી અને સાધુ પુરૂષોના માર્ગમાં વર્ત્તનાર પુત્ર થશે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પોતાના સસરાનાં વચન સાંભળીને સત્યવતીએ તેમને વારંવાર પ્રસન્ન કરતાં કહ્યું કે હે ઋષિ! મને તમારા કહેવા સરખો પુત્ર ન થાય, ને પૌત્ર થાય એવો તમે મારી ઉપર અનુગ્રહ કરો. હે રાજન! એવું પોતાની વધુનું બોલવું સાંભળી ભૃગુએ તને તારા કહેવા પ્રમાણે થાઓ એમ કહ્યું. પછી જ્યારે સત્યવતીને પ્રસૂત થવાનો સમય આવ્યો, ત્યારે તેનાથી મહા તેજસ્વી જમદગ્નિ નામે પુત્ર ઉત્પન્ન થયો. પછી જમદગ્નિ વેદનું અધ્યયન કરવાથી મોટાઈ પામી કેટલાક ઋષિયોથી અધિક થયા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તે સૂર્ય સરખા તેજસ્વી જમદગ્નિને સમગ્ર ધનુર્વેદ તથા ચાર પ્રકારના અસ્ત્રોની વિદ્યા આવડતી હતી.

तं तु कृत्स्नो धनुर्वेदः प्रत्यभाद्भरतर्षभ
चतुर्विधानि चास्त्राणि भास्करोपमवर्चसं

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां कार्तवीर्योपाख्याने गुर्जरभाषायां पंचदशाधिकशततमोऽध्यायः ॥ ११५ ॥

---

## અધ્યાય ૧૧૬ મો. જમદગ્નિ વધ.

अकृतव्रण उवाच—स वेदाध्ययने युक्तो जमदग्निर्महातपाः
तपस्तेपे ततो वेदान्नियमाद्वशमानयत् ॥

આકૃતવ્રણ કહે છે–હે યુધિષ્ઠિર! વેદનું અધ્યયન કરવામાં પ્રવીણ એવા મ્હોટા

તપસ્વી જમદગ્નિ ઋષિએ તપ કરતાં નિયમો પાલન કરવાથી વેદોને પણ પોતાને વશ કર્યા હતા. પછી તે ઋષિએ પ્રસેનજીત રાજા પાસે જઇ તેની રેણુકા નામની કન્યાની પોતાને પરણવા સારૂ માગણી કરી ત્યારે તે રાજાએ ઋષિને પોતાની પ્રિય એવી કન્યા વિધિપૂર્વક વિવાહ કરીને અર્પણ કરી. પછી જમદગ્નિ ઋષિ પોતાને અનુકુળ એવી રેણુકા નામે સ્ત્રીને પામી પાછા પોતાના આશ્રમ પ્રત્યે આવી તેના સહિત તપશ્ચર્યા કરવા લાગ્યા. જમદગ્નિને રેણુકા સ્ત્રીથી પાંચ પુત્રો થયા જેમાં ગુણે કરી સર્વ કરતાં શ્રેષ્ઠ અને અવસ્થાએ કરી ન્હાના પરશુરામ થયા. એકવાર એ પાંચે ભાઇઓ ફળમૂળ લેવા સારૂ વનમાં ગયા હતા, ત્યારે તેમની માતા રેણુકા સ્નાન કરવા માટે કોઇ સરોવર ઉપર ગઇ. તે સમયે ત્યાં કમળના પુષ્પની માળા પહેરી હતી જેણે એવા શ્રેષ્ઠ સ્વરૂપવાન અને પોતાની સ્ત્રિયો સહિત જળમાં પ્રવેશ કરીને ક્રીડા કરતા એવા ચિત્રરથ નામના રાજાને જોઇને રેણુકા તેની ઇચ્છાવાળી થઇ. પછી એ પ્રમાણે પોતાથી થયેલા માનસિક વ્યભિચારે કરી ખેદયુક્ત થયેલી તે સ્નાન કરીને પોતાના આશ્રમમાં આવી. તે સમયે મ્હોટા તેજસ્વી જમદગ્નિ ઋષિએ સ્ત્રી ભ્રષ્ટ થઇ છે એમ જાણી તેને ધિક્કાર પડો એમ કહી તેનો તિરસ્કાર કર્યો. પછી રૂમણ્વાન, સુષેણ, વસુ તથા વિશ્વાવસુ નામના ચાર પુત્રો વનમાંથી ફળમૂળ લઇને આશ્રમમાં આવ્યા તેને જોઇ જમદગ્નિએ એક એકને તેમની માતાનો નાશ કરવાનું કહ્યું. તેઓએ પોતાની માતામાં સ્નેહ હોવાને લીધે ખેદયુક્ત થઇ પોતાના પિતાને કંઇ પણ ઉત્તર આપ્યો નહીં. તે જોઇને ક્રોધ પામેલા જમદગ્નિએ પોતાના ચાર પુત્રોને શાપ આપ્યો, જેથી તેઓ ચેતન વગરના હોવાથી મૃગ અને પક્ષિયોની માફક તેજ વખતે જડ સરખા થઇ ગયા. પછી પરશુરામ આશ્રમમાં આવ્યા, ત્યારે જમદગ્નિએ કહ્યું કે-હે પરશુરામ ! તું આ તારી પાપરૂપ માતા છે તેનો નાશ કર, એમાં તારે કંઇ ખેદ કરવો નહીં. એ પ્રમાણે પોતાના પિતાનાં વચન સાંભળી તેજ વખતે પરશુરામે હાથમાં ફરશી લઇ તેનાથી માતાનું મસ્તક કાપી નાખ્યું. તે જોઇને પ્રસન્ન થયેલા જમદગ્નિએ પરશુરામને કહ્યું કે, હે પુત્ર ! તેં મારા કહેવાથી કોઇથી ન બની શકે એવું કામ કર્યું, માટે હું તારી ઉપર ઘણો પ્રસન્ન થયો છું, વાસ્તે તને જે ઇચ્છા હોય તે વરદાનો માગ. હે ભારત ! એ પ્રમાણે પિતાનાં વચન સાંભળીને વરદાન માગતાં પરશુરામે કહ્યું કે-હે પિતા ! હું તમારી પાસેથી મારી માતા પાછી જીવતી થઇ ઉઠે તે મેં નાશ કરી એમ ન જાણે, મને માતૃહત્યાનો દોષ ન લાગે, આ મારા ભાઇયો પૂર્વે જેવા હતા તેવા થાય, મારી સામે કોઇ પણ યુદ્ધ કરવા સમર્થ થાય નહીં તથા મને ઘણા આયુષ્યની પ્રાપ્તિ થાય એ વરદાન માગવા ઇચ્છું છું. એ પ્રમાણે પરશુરામે વરદાન માગ્યાં તે સાંભળીને પ્રસન્ન થયેલા તેજસ્વી જમદગ્નિ ઋષિએ, ઇચ્છિત વરદાનો આપ્યાં. પછી એકવાર જમદગ્નિના પાંચ પુત્રો વનમાં ફળમૂળ લેવા સારૂ ગયા હતા, ને વાંસેથી સહસ્રાર્જુન ઋષિના આશ્રમની નજીક આવ્યો, તે જાણીને રેણુકાએ તેનો પૂજાદિ ઘણો સત્કાર કર્યો પણ યુદ્ધ કરવાના મદથી મદોન્મત્ત તે રાજાએ, તેના સત્કારને કંઇ વખાણ્યો નહીં. રાજાએ જમદગ્નિના આશ્રમમાંથી બળાત્કારે કરી હોમ ધેનુના વાછડાને હરણ કરી ત્યાંનાં કેટલાંક વૃક્ષોને ભાગી નાંખ્યાં. તે સમયે પરશુરામ વનમાંથી આશ્રમ પ્રત્યે આવ્યા ત્યારે જમદગ્નિએ 'સહસ્રાર્જુને આપણી ગાયના વાછડાનું હરણ કર્યું એમ કહ્યું. પરશુરામ પિતાનાં વચન સાંભળી તથા વાછડા વગરની ગાય મોટા શબ્દ કરતી હતી તેને જોઇ મહા

ક્રોધયુક્ત થઇ મૃત્યુ જેને નજીક આવ્યું હતું એવા સહસ્રાર્જુનની સામે જઇ યુદ્ધમાં જીતી પોતાના ધનુષમાં બાણો જોડી તેનાથી તેના મહા સરખા હજાર હાથ કાપી નાખી મૃત્યુ પમાડ્યો. પછી રાજાના સર્વ પુત્રો પોતાના પિતાને નાશ કરનાર પરશુરામ ઉપર મહા ક્રોધયુક્ત થઇને, જ્યારે તેના વગરના આશ્રમમાં એકલા જમદગ્નિ બેઠા હતા, ત્યારે ત્યાં આવી તેને ઘણી પીડાની પ્રાપ્તિ કરી. તે સમયે મહા પરાક્રમી જમદગ્નિએ તેમની સાથે ઘણું યુદ્ધ કરતાં હે રામ ! હે રામ ! એમ મોટા શબ્દ કર્યા પણ તેઓ બાણોથી નાશ કરીને જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા જતા રહ્યા. સમિધ લઇને, પોતાના પિતાના આશ્રમ પ્રત્યે આવેલા મહા શૂરવીર પરશુરામ સહસ્રાર્જુનના પુત્રોથી મૃત્યુ પામેલા અને તેમ થવાને અયોગ્ય પોતાના પિતાને જોઇ મહા દુઃખયુક્ત થઈ ઘણો વિલાપ કરવા લાગ્યા.

स दृष्ट्वा पितरं वीरस्तथा मृत्युवशं गतं

अनर्हतं तथाभूतं विललाप सुदुःखितः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां कार्तवीर्योपाख्याने जमदग्निवधे गुर्जरभाषायां षोडशाधिकशततमोऽध्यायः ॥ ॥ ११६ ॥

---

## અધ્યાય ૧૧૭ મો. પરશુરામે કરેલો ક્ષત્રિય સંહાર.

राम उवाच—ममापराधात्तैः क्षुद्रैः हतस्त्वं तातबालिशैः

कार्तवीर्यस्य दायादैर्वने मृग इवेषुभिः ॥

રામ કહે છે-અરે હે પિતા ! સહસ્રાર્જુનના ક્ષુદ્ર અને મૂર્ખ પુત્રોએ મારા અપરાધથી તમને બાણોએ કરી નાશ કર્યા અરે ધર્મના જાણનાર સારી રીતે વર્તનાર અને કોઇનો પણ અપરાધ નહીં કરનાર તમને આવી રીતે કેમ મૃત્યુની પ્રાપ્તિ થઇ ! સહસ્રાર્જુનના પુત્રો, તપશ્ચર્યા કરનાર અને અવસ્થાએ કરી વૃદ્ધ એવા તમને સેંકડો બાણોથી નાશ કરવા રૂપ મોટું પાપ કરી પોતાના પ્રધાનો તથા સંબંધિયોની પાસે જઇ પોતાના પરાક્રમનું વખાણ કરશે ! હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઘણો વિલાપ કરીને, પરશુરામે પોતાના પિતાનું પ્રેત કાર્ય કરી અગ્નિસંસ્કાર કર્યો; સર્વ ક્ષત્રિયોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. અતિ ક્રોધ પામેલા મહા બળવાન પરાક્રમી એકલા પરશુરામે હાથમાં શસ્ત્રો ધારણ કરી, યુદ્ધમાં સહસ્રાર્જુનના સર્વ પુત્રોને તથા તેના પક્ષમાં આવેલા ક્ષત્રિયોનો નાશ કર્યો. તેમણે એકવીશ વખત ક્ષત્રિય વગરની પૃથ્વી કરી સમંતપંચકને વિષે તેમનાં રૂધિરથી પાંચ દ્રહો કરી તેમાં પોતાના ભૃગુ કુળના પિતૃઓનું તર્પણ કર્યું તે વખતે ત્યાં આવેલા સાક્ષાત્ ઋચીક ઋષિને જોયા. ઋચીક ઋષિએ પરશુરામને જોઇને, ક્ષત્રિયોનો વિનાશ કરવાથી નિવારણ કર્યા. ઋચીક ઋષિનાં વચન માન્ય કરી ક્ષત્રિયોનો વિનાશ કરવાથી નિવૃત્ત થએલા મહા પ્રતાપી પરશુરામે યજ્ઞ કરીને દેવતાઓના રાજા ઇંદ્રને તૃપ્ત કર્યો તથા બ્રાહ્મણોને દક્ષિણામાં સર્વ પૃથ્વી અને ચાળીશ હાથ ચોતરફ લાંબી તથા ત્રીસ હાથ ચોતરફ ઉંચી એવી એક સુવર્ણની વેદી કશ્યપ ઋષિના મતથી બ્રાહ્મણોએ તે વેદીને ભાગી તેના ન્હાના કટકા કર્યા, જેથી તેઓનું નામ 'ખાંડવાયના' એવું થયું. એવી રીતે ક્ષત્રિયોની સાથે જેને વૈર થયું હતું એવા.

પોતાના પ્રતાપથી સર્વ પૃથ્વી જીતી હતી જેણે એવા અને યજ્ઞમાં સર્વ પૃથ્વી કશ્યપ ઋષિને આપી હતી જેણે એવા પરશુરામ પછી મહેંદ્ર પર્વતને વિષે રહેવા લાગ્યા. વૈશંપાયન કહે છે—હે જનમેજય! ચતુર્દશીને દિવસે પરશુરામે ત્યાં આવી સર્વ બ્રાહ્મણોને તથા ભાઈઓ સહિત યુધિષ્ઠિર રાજાને પોતાનું દર્શન આપ્યું. પોતાના ભાઈયો સહિત સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ પરશુરામની તથા ત્યાં જે બીજા બ્રાહ્મણો હતા તેમની પૂજા કરી. પછી એ પ્રમાણે જમદગ્નિના પુત્ર પરશુરામની પૂજા કરી હતી જેણે એવા અને સત્કાર કરેલા યુધિષ્ઠિર રાજા તેમના કહેવાથી મહેંદ્ર પર્વતને વિષે એક રાત્રિ રહી બીજે દિવસે દક્ષિણ દિશા તરફ ચાલતા થયા.

**अर्चित्वा जामदग्न्यं स पूजितस्तेन चोदितः**
**महेंद्र उष्यतां रात्रिं प्रययौ दक्षिणामुखः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां कार्तवीर्योपाख्याने गुर्जरभाषायां सप्तदशाधिकशततमोऽध्यायः ॥ ११७ ॥**



## અધ્યાય ૧૧૮ મો. પ્રભાત તીર્થમાં પાંડવો.

**वैशंपायन उवाच—गच्छन्सतीर्थानि महानुभावः पुण्यानि रम्याणि ददर्श राजा सर्वाणि विप्रैरुपशोभितानि क्वचित्क्वचिद्भारतसागरस्य ॥**

વૈશંપાયન કહે છે—હે ભારત! પછી મોટા મહિમાવાળા યુધિષ્ઠિર રાજાએ તીર્થો પ્રત્યે જતાં પવિત્ર, રમણીય અને બ્રાહ્મણોએ સેવન કરવાથી શોભાયમાન સર્વ તીર્થો તથા બીજાં પણ સમુદ્ર પાસેનાં તીર્થોને જોઈ તેમાં સ્નાન કર્યું. પોતાના ભાઈયો સહિત રાજાએ, સમુદ્રમાં પ્રવેશ કરનારી મહા પવિત્ર પ્રશસ્તા નામની નદી પ્રત્યે જઈ તેમાં સ્નાન કરી પિતૃઓ તથા દેવતાઓનાં તર્પણ કરી બ્રાહ્મણોને ઘણું દ્રવ્ય આપ્યું. યુધિષ્ઠિર રાજા સમુદ્રમાં મળનારી ગોદાવરી પ્રત્યે ગયા. ત્યાર કેડે મહા શૂરવીર પાપ વગરના તે રાજાએ દ્રવિડ દેશને વિષે જગતમાં પવિત્ર એવા સમુદ્ર પ્રત્યે જઈ મહા પવિત્ર એવા અગસ્ત્ય ઋષિના તીર્થને તથા નારીતીર્થોને જોયાં. નારીતીર્થોને વિષે રહેનારા બ્રાહ્મણોએ સત્કાર કરેલા યુધિષ્ઠિર રાજા, તેમનાથી બ્રાહ્મણના શાપેકરી પાંચ અપ્સરાઓ ગ્રાહ થઈને તીર્થોમાં રહી હતી તેમને તમારા ભાઈ અર્જુને અવતારથી છોડાવી છે એવું સાંભળી અત્યંત હર્ષયુક્ત થયા. પછી હે પૃથ્વીનું પાલન કરનાર જનમેજય! પોતાના ભાઈયો તથા દ્રૌપદી સહિત યુધિષ્ઠિર રાજા, તે તીર્થોમાં સ્નાન કરી અર્જુનના પરાક્રમનાં વખાણ કરતાં પોતાની ઇચ્છા માફક ક્રીડા કરવા લાગ્યા. ભાઈયો સહિત હર્ષ પામેલા તે પાંચ તીર્થોને વિષે બ્રાહ્મણોને હજારો ગાયોનાં દાન આપી ત્યાંથી આગળ ચાલતાં ક્રમે કરી રસ્તામાં આવેલાં સર્વ તીર્થોનું ઉલ્લંઘન કરી મહા પવિત્ર એવાં શૂર્પારક નામના તીર્થને જોયું. ત્યાર પછી શૂર્પારક તીર્થની પાસેના સમુદ્રની આગળ ચાલતાં યુધિષ્ઠિર રાજાએ, જ્યાં પૂર્વે દેવતાઓએ તથા મોટા પુણ્યવાન રાજાઓએ તપશ્ચર્યા કરી હતી એવા વન પ્રત્યે જઈ ત્યાં ધનુષધારી પુરુષોમાં મુખ્ય એવા પરશુરામની તપસ્વી પુરુષોના સમુહે સેવન કરેલી અને પુણ્યવાન મનુષ્યોએ માન્ય કરેલી એવી વેદી જોઈ. પૃથ્વીના પતિ યુધિષ્ઠિર રાજા, આઠ વસુ, ઓગણપચાસ વાયુના ગણો, અશ્વિનીકુમાર, યમ, સૂર્ય,

કુબેર, ઇંદ્ર, વિષ્ણુ, મહાદેવજી, ચંદ્ર, વરૂણ, સાધ્યગણ, બ્રહ્મા, પિતૃઓ, ગણો સહિત રૂદ્ર, સરસ્વતી, સિદ્ધગણ તથા પવિત્ર એવા બીજા દેવતાઓના સ્થાનકો પ્રત્યે જઇ ત્યાંનાં તીર્થોને વિષે સ્નાન કરી, દેવતાઓ તથા પિતૃઓનાં તર્પણ કરી, બ્રાહ્મણોને અનેક રત્નો આપી પાછા શૂર્પારક નામના તીર્થ પ્રત્યે આવ્યા. બાન્ધવો તથા બ્રાહ્મણો સહિત યુધિષ્ઠિર રાજાએ ત્યાંથી રવાને થઇ સમુદ્રને કિનારે કિનારે ચાલતાં પ્રભાસ પ્રત્યે જઇ ત્યાં સરસ્વતીને વિષે સ્નાન કરી, દેવતા તથા પિતૃઓનાં તર્પણ કર્યાં. હે રાજન! લોમશ ઋષિ સહિત બીજા બ્રાહ્મણોએ પણ સરસ્વતીમાં સ્નાન કરી દેવતા તથા પિતૃઓનાં તર્પણ કર્યાં. ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિર, પ્રભાસને વિષે બાર દિવસ સૂધી સરસ્વતીમાં સ્નાન કરી, ફક્ત જળ અને વાયુનું ભક્ષણ કરતાં ચારેકોર અગ્નિ પ્રજ્વળિત કરી તેની વચમાં બેશી તપ કરે છે એમ સાંભળીને યાદવરૂપ સેનાને પોતાની સાથે લઇ બળદેવજી તેમની પાસે આવ્યા. યાદવોએ પૃથ્વી ઉપર સુતેલા અને શરીર ઉપર ઘણો મેલ ચડયો હતો જેમને એવા પાંડવો તથા વનવાસનાં દુઃખ ભોગવવાને નહીં લાયક એવી દ્રૌપદીને જોઇ મહા દુઃખયુક્ત હોવાથી મોટા ખેદનાં વાક્ય કહ્યાં. મહા પરાક્રમી યુધિષ્ઠિર રાજાએ, બળદેવજી, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકિ તથા બીજા પણ સર્વ યાદવોને જોઈ તેમનો ઘણો સત્કાર કર્યો, યાદવો સર્વ પાંડવોનો ઘણો સત્કાર કરી યુધિષ્ઠિર રાજાને ચોફેરથી વિંટી જેમ દેવતાઓ ઇંદ્રને વીંટી બેસે તેમ બેઠા. પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિરે પોતાને, કૌરવોએ દ્યૂતમાં જીત્યા પોતાના બાન્ધવો તથા દ્રૌપદી સહિત પોતાને વનવાસની પ્રાપ્તિ, અર્જુન ઇંદ્રની પાસેથી અસ્ત્ર લેવા ગયો છે અને તેનું સ્વર્ગલોકમાં જવું, એ સર્વ વાર્તા કહી. તે સમયે મોટા મહિમાવાળા અને જગત્માં પ્રસિદ્ધ સર્વ યાદવો યુધિષ્ઠિર રાજાનાં વાક્ય સાંભળી તથા શરીરમાં અત્યંત સુકાઇ ગયેલા પાંડવોને જોઇ મહા દુઃખયુક્ત થઇ નેત્રમાંથી ખેદનાં અશ્રુ મૂકવા લાગ્યા.

**श्रुत्वा तु ते तस्य वचः प्रतीता स्तांश्चापि दृष्ट्वा कृशानतीव**
**नेत्रोद्भवं संमुमु महार्हा दुःखार्तिजं वारिमहा भावाः ॥**
**इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थ[illegible]**
**प्रभासेयादवपांडवसमागमे गुर्जरभाषायां मष्टदशाधिक ततमोऽध्यायः॥११८॥**

## અધ્યાય ૧૧૯ મો. પાંડવ યાદવો વચ્ચે વનવાસની વાત.

**जनमेजय उवाच—प्रभासतीर्थमासाद्य पांडवा ज्ययस्तथा**
**किम न्कथाश्चैषां कास्तत्रासंस्तपोधन ॥**

જનમેજય પૂછે છે—હે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાળા વૈશંપાયન ઋષિ! પાંડવો તથા યાદવો પ્રભાસ તીર્થને વિષે મળીને શું વાતો કરતા હતા. અને ત્યા શું વાર્તા થઇ તે કહો કારણ મહાત્મા તેઓ સૌ શાસ્ત્રમાં કુશળ અને પરસ્પર સંબંધી હતા. વૈશંપાયન કહે છે હે જનમેજય! મહા શૂરવીર પાંડવો અને યાદવો સમુદ્રના પવિત્ર તીર્થ પ્રભાસને વિષે પરસ્પર મળીને, યુધિષ્ઠિર રાજાને વિંટીને બેઠા. ત્યારે ગાયના દૂધ સરખા સફેદ શરીરના વર્ણવાળા, પુષ્પની માળા પહેરી હતી જેણે એવા અને હળ નામના આયુધને ધારણ કરનાર બળદેવજીએ, કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને કહ્યું કે! મનુષ્યને ધર્મનું આચરણ કરવાથી સુખ થતું નથી,

કારણ આ મહાત્મા યુધિષ્ઠિર રાજા વનકુળ વસ્ત્ર પહેરી વનમાં રહીને દુઃખ પામે છે. દુર્યોધન પૃથ્વીનું પાલન કરે છે પણ તેને પૃથ્વી ગળી જતી નથી માટે ધર્મનું આચરણ કરવું તેથી અધર્માચરણ કરવું એજ સારૂં છે, એમ અલ્પ બુદ્ધિવાળા મનુષ્ય માનશે વળી હાલ દુર્યોધન રાજ્ય ભોગવવાથી મોટાઇ પામે છે અને યુધિષ્ઠિર રાજા રાજ્ય હરાઇ જવાથી દુઃખ પામે છે, તે જોઇને સર્વ પ્રજાએ ધર્માચરણ કરવું કે પાપનું આચરણ કરવું એ સંબંધી મોટી શંકા ઉત્પન્ન થઇ છે. હે કૃષ્ણ ! યુધિષ્ઠિર રાજા, જે દિવસથી ઉત્પન્ન થયા તે દિવસથી ધર્મવાન, ધર્મમાં વર્તનાર, સત્યનું પાલન કરનાર અને માગણ પુરૂષોને ઇચ્છિત પદાર્થ આપનાર છે, રાજ્યથી તથા સુખથી ભ્રષ્ટ થયા છે, તોપણ પોતાના ધર્મથી ભ્રષ્ટ થતા નથી માટે સુખ તે કયાંથી પામે ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, તથા વૃદ્ધ એવા ધૃતરાષ્ટ્ર રાજા, પાંડવોને વનમાં મોકલી સુખ પામે છે માટે ભરત વંશમાં મુખ્ય પાપ બુદ્ધિવાળા ભીષ્માદિને ધિઃકાર પડો ! પાપરૂપ ધૃતરાષ્ટ્ર રાજા, મૃત્યું પામ્યા પછી પોતાના પિતૃઓને મળી મેં પાંડુ રાજાના પુત્રોને રાજ્યથી ભ્રષ્ટ કરી મારા પુત્રોને વિષે સારી રીતે આચરણ કર્યું એમ કહેશે શું ? હે કૃષ્ણ ! ધૃતરાષ્ટ્ર રાજા, હું પૂર્વ જન્મને વિષે શું કર્મ કરવાના યોગથી સર્વ રાજાઓમાં નેત્ર વગરનો થયો છું. અને આ જન્મમાં કુંતીના પુત્રોને વનમાં મોકલવારૂપ પાપ કર્મ કરી બીજા જન્મમાં કેવો થઇશ એમ પોતાની બુદ્ધિથી કંઇ વિચાર કરતા નથી ! પોતાના પુત્રો સહિત વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર પાંડવોને વનવાસમાં મોકલવારૂપ નિંદિત કર્મ કરી પિતૃલોકની ભૂમિને વિષે સુવર્ણ સરખી કાંતિવાળાં સ્ફુર્ણાયમાન મોટાં વૃક્ષોને પોતાની દૃષ્ટિથી અવસ્ય જોશે ! પાંડવોને વનવાસમાં મોકલતી વખતે શંકાયુક્ત થયેલા ધૃતરાષ્ટ્ર રાજાએ મોટા ખભાવાળા અને મોટી લાલ આંખોવાળા ભીષ્માદિને પૂછી શસ્ત્રો ધારણ કરેલા પોતાના ભાઇયો સહિત યુધિષ્ઠિર રાજાને વનમાં મોકલ્યા માટે તે તેમનો નાશ કરાવશે એમાં કશો સંશય નથી કારણ ભીમસેન પોતે હથિયાર વગર હોય તોપણ શસ્ત્રઅસ્ત્રવાળી શત્રુની ઘણી સેનાનો નાશ કરે એવો છે, કેમકે શત્રુની સેનાના યોદ્ધાઓ એમનો માત્ર શબ્દ સાંભળવાથીજ ભય થવાને લીધે મળમૂત્રનો ત્યાગ કરે એમ છે ક્ષુધા તથા તૃષાનું સેવન કરવાથી અને રસ્તાના શ્રમથી તથા ઠંડી, વાયુ અને તડકાના ગુણનું સેવન કરવાથી સુકાઇ ગયેલા મહા પરાક્રમી ભીમસેન, જ્યારે શત્રુઓની સામે યુદ્ધ કરવા ઉભા રહેશે ત્યારે પોતાને વનવાસ પ્રાપ્ત થવારૂપ દુઃખને સંભારતાં હાથમાં ધનુષ તથા બાણ લઇ તેમનો નાશ કરશે. હે કૃષ્ણ ! યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞની વેળાએ એકલા ભીમસેન પૂર્વ દિશા તરફ જઇ યુદ્ધમાં સેના સહિત સર્વ રાજાઓને જીતી પાછા કુશળ આવ્યા, તે, આ વનવાસમાં વનકુળ વસ્ત્રો ધારણ કરી કલેશ પામે છે વળી સહદેવે, દક્ષિણ દિશા તરફ જઇ સર્વ મનુષ્યો, દેવતાઓ તથા રાજાઓને જીત્યા તે તપસ્વીના સરખો વેષ ધારણ કરેલા તેને તમે જુઓ ! શત્રુઓની સાથે યુદ્ધ કરવામાં કુશળ એવા આ નકુળ પશ્ચિમ દિશામાં જઇને સર્વ રાજાઓને જીત્યા તે અહીં વનમાં ફળ મૂળોના ભોજને કરી જીવતાં વનકુળ વસ્ત્ર ધારણ કરી શરીર ઉપર ઘણા મેલયુક્ત થઇ ફરે છે. અતિરથી દ્રુપદ નામના રાજાના યજ્ઞની વેદીમાંથી પુત્રિરૂપે ઉત્પન્ન થયેલાં સુખ ભોગવવા લાયક આ દ્રૌપદી વનવાસના દુઃખને કેમ સહન કરે છે ! હે કૃષ્ણ ! ધર્મ, ઇંદ્ર અને અશ્વિનિકુમારથી ઉત્પન્ન થયેલા સુખ ભોગવવા લાયક આ સર્વ પાંડવો દુઃખયુક્ત થઇને કેમ ફરે છે ? નિરંતર જય પામનાર ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાને દ્રૌપદી, તેમના

ભાઇઓ ભીમસેનાદિ તથા ચાકરો સહિત કૌરવોએ દ્યૂતમાં જીતી વનમાં કાઢેલ છે અને દુર્યોધન રાજ્ય પાલન કરવાથી મોટાઈને પામ્યો છે માટે પર્વતો સહિત પૃથ્વી કેમ રસાતાળ જતી નથી?

जिते हि धर्मस्य सुते सभार्ये सभ्रातृके सानुचरे निरस्ते
दुर्योधने चापि विवर्धमाने कथं न सीदत्यवनिः सशैला

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां बलरामवाक्ये गुर्जरभाषायामूनविंशाधिकशततमोऽध्यायः ॥ ११९ ॥

---

## અધ્યાય ૧૨૦ મો. યાદવોનો અભિલાષ.

सात्यकि उवाच—नरामकाल परिदेवनाय यदुत्तरं त्वत्र तदेव सर्वं
समाचराम्यो ह्यनतीतकालं युधिष्ठिरो यद्यपि नाह किंचित् ॥

સાત્યકિ કહે છે—હે રામ! હાલ ખેદ કરવાનો સમય નથી. હવે પછી જે કરવાનું કાર્ય હોય તે જો કે યુધિષ્ઠિર રાજા આપણને કંઈ કહેતા નથી તોપણ આપણે જેમ વિલંબ નહીં થાય તેમ કરીશું. હે રામ! જગતમાં જે પુરૂષ ઐશ્વર્યવાન હોય છે તે પોતે પોતાનાં કાર્ય કરવાનો આરંભ કરતા નથી, તેમનાં કાર્ય કરનાર બીજા હોય છે, કારણ જેમ યયાતિનાં કાર્ય શૈબ્યાદિ રાજાઓએ કર્યાં તેમ તેનાં કાર્ય બીજા પુરૂષો પોતાની બુદ્ધિએ કરી કરે છે, તે મહા શૂરવીર પુરૂષો અનાથ પુરૂષની પેઠે આ લોકમાં કદી કષ્ટ પામતા નથી. પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર, ત્રણ લોકના નાથ એવા તમને તથા શ્રીકૃષ્ણને અને મારા સહિત પ્રદ્યુમ્ન તથા સાંબને મળી હવે વનમાં શા વાસ્તે રહે છે. આજ અનેક તરેહનાં આયુધ તથા કવચો ધારણ કરેલી યાદવની સેના કૌરવો સાથે યુદ્ધ કરવા સારૂ જલદીથી તૈયાર થઇ નીકળો, ને પોતાના બાંધવ જનો સહિત ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન, યાદવની સેનાથી પરાભવ પામી યમલોક પ્રત્યે જાઓ. હે બળદેવજી! જો શ્રીકૃષ્ણ વગરના એકલા તમે ક્રોધ પામો તો સર્વ પૃથ્વીને શસ્ત્રોએ કરી ઘેરી લ્યો એવા છો માટે જેમ ઇંદ્રે વૃત્રાસુરનો વધ કર્યો તેમ સગા સંબંધિ સહિત દુર્યોધનનો નાશ કરો. મારા ભાઇ સરખા, ગુરૂ રૂપ તથા જનાર્દન સમાન અર્જુન પણ એક તરફ બેસી રહો. કારણ હું યુદ્ધમાં સર્વ કૌરવોનાં અસ્ત્રના વર્ષાદને મારાં ઉત્તમ અસ્ત્રોથી નાશ કરી તેમને પરાભવ પમાડી સર્પના મુખ સરખી આકૃતિવાળાં મારાં ઉત્તમ બાણોથી તેમનાં મસ્તકો કાપી શરીર ઉપરથી પૃથ્વી ઉપર પાડીશ. જગતમાં મનુષ્યો શત્રુનો નાશ કરવા સારૂ સામો ઉત્તમ ન આપે એવા શ્રેષ્ઠ પુત્ર, શિષ્ય અને ગુરૂની ઇચ્છા કરે છે. જેઓ તેમના શત્રુઓનો નાશ કરવા સારૂ ઉત્તમ કર્મ કરે છે માટે હું યુદ્ધમાં મારી તલવારે કરી કર્ણનું મસ્તક કાપી તેના ચાકરોનો નાશ કરીને સર્વ કૌરવો સહિત દુર્યોધનનો નાશ કરીશ. હે રોહિણીના પુત્ર બળરામ! યુદ્ધ ભૂમિમાં ઉભેલા શસ્ત્રવાળા કૌરવોના મુખ્ય યોદ્ધાઓનો નાશ કરનાર અને કોપે કરી પ્રલયકાળના અગ્નિ સરખા થયેલા અને મહા ભયંકર પરાક્રમી પુરૂષો આનંદથી જુઓ. હે બળરામ! આ પ્રદ્યુમ્ને યુદ્ધમાં મૂકેલાં તીક્ષ્ણ બાણોને કૃપાચાર્ય, દ્રોણાચાર્ય વિકર્ણ તથા કર્ણ સહન કરી શકશે નહીં. હું અભિમન્યુનું પરાક્રમ જાણું છું, જે યુદ્ધમાં પ્રદ્યુમ્નની પેઠે સ્થિર થઇ ઉભો રહેનાર છે, જે

યુદ્ધમાં પોતાની ભુજાએ કરી સારથિ તથા રથ સહિત દુઃશાસનને પ્રહાર કરો. કારણ સાંબથી ન જીતાય એવો જગતમાં કોઇ પુરૂષ નથી. એણે શંબરાસુર દૈત્યની સેનાને અકસ્માત્ નાશ કરી હતી. યુદ્ધમાં જાડા સાથળવાળા અને અત્યંત લાંબી ગદા સરખી ભુજાવાળા, અશ્વચક્રનો નાશ કર્યો, એવા મહારથી સાંબની સામે યુદ્ધમાં પોતાનો રથ લઇ જવાને પૃથ્વીમાં કોણ યોદ્ધો સમર્થ છે, વળી જેમ મૃત્યુકાળને વિષે અંતકના સપાટામાં આવેલો મનુષ્ય જીવતો રહે નહીં તેમ યુદ્ધમાં સાંબના સપાટામાં આવેલો પુરૂષ મૃત્યુ પામ્યા વગર જીવતો પાછો જાય એમ બને નહિ. હે બળરામ ! યુદ્ધમાં જેના સરખો બીજો કોઇ નથી એવા યુદ્ધને વિષે સજ્જ કરેલા ધનુષ્ય તથા બાણોને ધરનાર અને ચક્રરૂપ આયુધવાળા શ્રીકૃષ્ણ, મહારથી દ્રોણાચાર્ય, ભીષ્મ, પુત્રો સહિત સોમદત્ત અને સર્વ સેનાને પોતાના બાણોરૂપી અગ્નિના સમૂહે કરી બાળી ભસ્મ કરશે, કેમકે તેની સામે યુદ્ધમાં ઉભો રહી શકે એવો ત્રણ લોકમાં કોણ છે ? હે રામ ! ઢાલ તથા તલવાર ધારણ કરનાર અનિરૂદ્ધ યુદ્ધમાં ચેતન વગના હણાયલાં ઉત્તમ અંગવાળા અને મૃત્યુ પામેલા ધૃતરાષ્ટ્રના પુત્રોએ કરી રણભૂમિને જેમ યજ્ઞોમાં નાશ પામેલા મૃગોએ કરી વેદી ઢંકાયલી હોય તેમ કરશે. તેમજ ગદ, ઉલ્મુક, બાહુક, ભાનુ નીથ મહા શૂરવીર નિશઠ, રણમાં મદોન્મત્ત સારણ અને ચારૂદેષ્ણ એ સૌ યુદ્ધમાં પોતાના કુળને યોગ્ય એવાં પરાક્રમ કરશે. વૃષ્ણિ, ભોજ, અંધક, સાત્વત તથા શૂરસેનાદિના વંશમાં ઉત્પન્ન થયેલા સર્વ યાદવો યુદ્ધમાં આવી ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરી જગતમાં પોતાનો યશ વિસ્તાર કરો. ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિર રાજા દ્યૂત રમતી વખતે પોતે વનને વિષે રહેવા કરેલી પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરે ત્યાં સુધી અભિમન્યુ પૃથ્વીનું પાલન કરો. પછી આપણાં મૂકાયલાં બાણોએ કરી જીતાયલા શત્રુવાળા રાજા રાજ્ય કરો. હે બળદેવજી ! એ પ્રમાણે આપણે કર્યું તથા પુત્રાદિ સહિત કૌરવોને નાશ કરીએ, તો જગતમાં આપણો યશ ઘણો વૃદ્ધિ પામે, એમાં સંશય નથી. શ્રીકૃષ્ણે કહ્યું કે હે દીનતા રહિત પરાક્રમવાળા સાત્યકિ ! અમે સર્વ તમારાં કહેલાં વાક્યને માન્ય કરીએ છીએ. કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા પોતાની ભુજાથી નહીં જીતાયલી પૃથ્વીનું રાજ્ય કરવા ઇચ્છતા નથી. વળી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન નકુળ, સહદેવ તથા દ્રુપદ રાજાની પુત્રી આ દ્રૌપદી કામ, ભય અને લોભથી પોતાના સ્વધર્મનો ત્યાગ કરે તેમ પણ નથી. યુદ્ધમાં જેમના સરખો બીજો કોઇ પૃથ્વીને વિષે નથી એવા ભીમસેન તથા અર્જુન છતાં નકુળ અને સહદેવે આગળ કરેલા યુધિષ્ઠિર રાજા પોતાનો વખત આવશે ત્યારે સર્વ પૃથ્વીનું પાલન નહીં કરે શું ? હે સાત્યકિ ! જ્યારે યુદ્ધમાં મહાત્મા દ્રુપદ રાજા કેકય રાજાના પુત્રો, ચેદિદેશના રાજા તથા આપણે મોટા પરાક્રમથી કૌરવોની સામે યુદ્ધ કરીશું ત્યારે સર્વ શત્રુઓ નાશ પામશે એમાં કશો શક નથી. યુધિષ્ઠિરે કહ્યું કે હે સાત્યકિ ! તમે આવી રીતે વાક્ય બોલો છો તેમાં આશ્ચર્ય નથી, પણ મારે જેવું મારાં સત્ય વચનનું રક્ષણ કરવું યોગ્ય છે, તેવું રાજ્યનું રક્ષણ કરવું યોગ્ય નથી. મારા અભિપ્રાયને કેવળ આ શ્રીકૃષ્ણ, જાણે છે ને તેના અભિપ્રાયને હું જાણું છું. હે સાત્યકિ ! સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ જ્યારે પરાક્રમ કરવાનો વખત આવ્યો એમ જાણશે ત્યારે તમે તથા બળદેવજી યુદ્ધમાં દુર્યોધનને જીતજો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે સાત્યકિને કહીને, યુધિષ્ઠિર રાજાએ સર્વ યાદવોને કહ્યું કે, હે મહા શૂરવીર યાદવો ! મનુષ્ય લોકના સ્વામી સરખા તમો આજ મને

મળ્યા એ ઘણું સારૂં થયું. હવે પછી જ્યારે મળશો ત્યારે હું તમોને જોઇશ, પણ તમારે સદૈવ ધર્મમાં અસાવધ રહેવું. હે પરીક્ષિતના પુત્ર જનમેજય! પછી સર્વ યાદવો તથા પાંડવો પરસ્પર રજા લઇ યથાયોગ્ય મળી પોતાના ગૃહ પ્રત્યે ગયા ને પાંડવો ત્યાં તીર્થો પ્રત્યે જવા લાગ્યા. તે સમયે ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ભાઇઓ તથા લોમશ ઋષિ સહિત શ્રીકૃષ્ણને દ્વારકા પ્રત્યે જવાની રજા આપી વિદર્ભ રાજાએ જગતમાં પ્રસિદ્ધ કરેલી, પવિત્ર અને શ્રેષ્ઠ તીર્થરૂપ પયોષ્ણી પ્રત્યે ગયા. હર્ષ પામેલા બ્રાહ્મણોએ શ્રેષ્ઠ સ્તુતિનાં વાક્યોથી સ્તુતિ કરેલા મહાત્મા યુધિષ્ઠિર રાજાએ ત્યાં સોમવલ્લિના પાન તુલ્ય પયોષ્ણીના જળનું પાન કર્યું.

सुतेन सोमेन विमिश्रितोरुं पयः पयोष्ण्यां प्रतिसोऽध्युवास
द्विजातिमुख्यैर्मुदितैर्महात्मा संस्तूयमानः स्तुतिभिर्वराभिः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां याद-वगमने गुर्जरभाषायां विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२० ॥

## અધ્યાય ૧૨૧ મો. ગયરાજાનો યજ્ઞ.

लोमश उवाच—नृगेण यजमानेन सोमेनेह पुरंदरः
तर्पितः श्रूयते राजन्स तृप्तो मदमभ्यगात् ॥

લોમશ કહે છે—હે રાજન! પયોષ્ણીની પાસે યજ્ઞ કરનાર નૃગરાજાએ યજ્ઞમાં ઇંદ્રને સોમવલ્લીનું પાન કરાવી તૃપ્ત કર્યો, જેથી તે અત્યંત હર્ષયુક્ત થયો એમ સંભળાય છે. વળી અહીં પૂર્વે ઇંદ્ર સહિત દેવતાઓ, પ્રજાપતિયો તથા વાયુએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યા હતા. તેમજ અહીં અમૂર્તરયસ રાજાના પુત્ર ગય રાજાએ સાત અશ્વમેધ યજ્ઞ કરીને, સોમવલ્લીથી ઇંદ્રને તૃપ્ત કર્યો હતો. ગય રાજાના યજ્ઞોમાં કાષ્ઠ તથા મૃત્તિકાનાં સાહિત્યોને ઠેકાણે તે સો સુવર્ણનાં હતાં. રાજાના યજ્ઞોમાં યૂપ ઉપરનું કડું, યૂપ, સોમવલ્લીનું પાન કરવાનાં પાત્ર, યજ્ઞ વાસ્તે અગ્નિ લાવવાની થાળી, હુતદ્રવ્ય રાખવાનાં પાત્ર, સુચ તથા સ્રુવો એ સો સાત પદાર્થો હતા. તેમાં સુવર્ણના કડાંવાળા મહા શોભાયમાન સાત યૂપો ઇંદ્ર સહિત દેવતાઓ પોતે લાવ્યા હતા. હે યુધિષ્ઠિર! ગય રાજાના યજ્ઞોમાં ઇંદ્રને સોમવલ્લીના પાનની પ્રાપ્તિ તથા બ્રાહ્મણોને અગણિત દક્ષિણાની પ્રાપ્તિ થવાથી, તેઓ મહા ગર્વયુક્ત થયા હતા. તે રાજાએ યજ્ઞોમાં બ્રાહ્મણોને આપેલી દક્ષિણાની જેમ પૃથ્વી ઉપરના રેતીના કણની, આકાશ વિષેના તારાઓની તથા વર્ષાદની ધારાઓની કોઇથી સંખ્યા થઇ શકે નહીં, તેમ કોઇથી સંખ્યા થઇ શકી નહીં. રાજાએ અનેક દેશોથી આવેલા બ્રાહ્મણોને વિશ્વકર્માએ બનાવેલી અસંખ્ય સુવર્ણની ગાયો આપી હતી. તે રાજાની બ્રાહ્મણોને આપતાં બાકી રહેલી પૃથ્વી, વૃક્ષોએ કરી વ્યાપ્ત હતી. હે ભારત! આ પયોષ્ણી નદીની સાંનિધ્ય ગય રાજા એ પ્રમાણે યજ્ઞો કરીને સ્વર્ગાદિ લોકને પામ્યા છે માટે કોઇ પુરૂષ આ પયોષ્ણીને વિષે સ્નાન કરે, તો ગય રાજાના સરખી ગતિને પામે. તમે પોતાના ભાઇઓ સહિત પયોષ્ણીને વિષે સ્નાન કરીને પાપ વગરના થાઓ. વૈશંપાયન કહે છે હે જનમેજય! એ પ્રમાણે લોમશ ઋષિનાં વાક્ય સાંભળીને, પોતાના

બાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા, પયોષ્ણીમાં સ્નાન કરી, વૈદૂર્ય નામના પર્વત તથા નર્મદા નામની નદી પ્રત્યે ગયા. લોમશ ઋષિએ યુધિષ્ઠિર રાજાને ત્યાંનાં સર્વ તીર્થોનાં નામ કહ્યાં. ત્યારે તે રાજાએ સર્વ તીર્થો પ્રત્યે જઇ સ્નાન કરી બ્રાહ્મણોને હજારો દ્રવ્યરૂપ દક્ષિણાઓ આપી. પછી લોમશ ઋષિએ યુધિષ્ઠિર રાજાને કહ્યું કે—હે રાજન ! કોઇ પુરૂષ વૈદૂર્ય નામના પર્વતને જોઇ નર્મદા નદીને ઉતરે તો તે દેવતાઓના તથા રાજર્ષિઓના લોકને પામે એમ સંદેહ નથી. હે મનુષ્યમાં શ્રેષ્ટ ! આ પર્વત ત્રેતા અને દ્વાપરની સંધિ થવાનું સ્થળ છે, માટે કોઇ પુરૂષ તેની નજીક આવે તોપણ તે સર્વ પાપથી મૂકાય છે. હે યુધિષ્ઠિર ! આ સ્થાનને વિષે પૂર્વે શર્યાતિ રાજાએ યજ્ઞ કર્યો હતો જેમાં અશ્વિનિકુમાર સહિત ચ્યવન ઋષિએ સોમવલ્લીનું પાન કર્યું છે. વળી ઋષિએ ઇંદ્ર ઉપર ક્રોધ કરી તેના હાથનું સ્તંભન કર્યું છે અને સુકન્યાનું પાણિગ્રહણ પણ કર્યું છે. યુધિષ્ઠિરે પુછ્યું કે-હે ઋષિ ! ચ્યવન ઋષિ ઇંદ્ર ઉપર ક્રોધ શા માટે પામ્યા હતા ? તેણે તેના હાથને સ્તંભિત કેમ કરી મૂક્યો હતો ? હે મહા સમર્થ બ્રાહ્મણ ! તેણે અશ્વિનિકુમારોને સોમવલ્લીનું પાન કેવી રીતે કરાવ્યું ? એ સર્વ વૃત્તાંત યથાર્થ કહો.

नासत्यौ च कथं ब्रह्मन् कृतवान्सोमपीथिनौ
एतत्सर्वं यथावृत्तमाख्यातुभगवान्मम ॥

इति श्रीमहाभारते [illegible]णि तीर्थयात्रापर्वाणि लोमशतीर्थयात्रायां गद्यपद्ये गुर्जरभाषायां मेकाविंशाधिकशततमोऽध्यायः ॥ १२१ ॥

## અધ્યાય ૧૨૨ મો. સુકન્યા આખ્યાન.

लोमश उवाच—भृगोर्महर्षे पुत्रोभूत् च्यवनो नाम भारत
समीपे सरसस्तस्य तपस्तेपे महाद्युतिः ॥

લોમશ કહે છે—હે ભારત ! ભૃગુ ઋષિને મ્હોટી કાંતિવાળા ચ્યવન નામે પુત્ર થયા જે પોતાના પિતાના તળાવ પાસે તપ કરતા હતા. હે પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર ! મ્હોટા તેજસ્વી ચ્યવન ઋષિ ઘણા કાળ સુધી એક સ્થાનક ઉપર ગોઠણભર બેસી વૃક્ષની પેઠે અચળ થઇ તપ કરવા લાગ્યા. ત્યારે તેમના શરીર ઉપર રાફડો થઇ ગયો, જે વેલાઓથી વીંટાએલો હતો, તેની ઉપર કીડીઓ પણ ઘણી ફરતી હતી, એ પ્રમાણે તે ઋષિને તપ કરતાં ઘણો કાળ વહી ગયો, ત્યારે દિવસે શર્યાતિ નામનો રાજા વિહાર કરવા માટે તે ઋષિના આશ્રમની પાસેના તળાવ પ્રત્યે આવ્યો. તે રાજાની ચાર હજાર સ્ત્રિઓ હતી, પણ તેને સુકન્યા નામની એકજ સંતાનરૂપ પુત્રી હતી. તે સુંદર અલંકારો પહેરવાથી સુશોભિત કન્યા પોતાની સખીએ સહિત, તે તળાવ પાસે ફરતાં ચ્યવન ઋષિના શરીર ઉપરના રાફડાની પાસે ગઇ. ત્યારે તે મહા શોભાયમાન ત્યાંની જમીનને જોતાં તથા વનસ્પતિયોને વીણતાં, પુષ્પવાન વૃક્ષોની શાખાઓને ભાગવા લાગી. તે સમયે સુકન્યાની સાથેની સખીઓ જૂદી પડી ગઇ એટલે તે એકલી પડી ગઇ. ત્યારે ચ્યવન ઋષિએ એક વસ્ત્ર પહેરેલું હતું જેણે એવી, ભોલી અને શ્રેષ્ઠ અલંકારો ધારણ કરેલી તે કન્યાને જોઇ અત્યંત હર્ષ પામીને પોતાના કંઠના ઘણા હલકા

શબ્દથી તેને બોલાવી, પણ તેના બોલાવવાનો શબ્દ ઘણોજ ઝીણો હોવાથી તેણે સાંભળ્યો નહીં. પછી હે ભારત ! સુકન્યાએ તે રાફડામાં ચ્યવન ઋષિનાં બે નેત્ર જોઇ આ શું છે એમ કહી, બુદ્ધિનો મોહ હોવાથી કાંટાએ કરી તે વિંધ્યાં. તે સમયે મહા ક્રોધી ચ્યવન ઋષિ મહાક્રોધયુક્ત થયા, જેથી શર્યાતિ રાજાની સેનાના પુરુષો માત્રનાં મળ તથા મૂત્ર બંધ થઇ ગયાં. તે જોઇ મોટી શંકાયુક્ત થઇને તે રાજાએ પોતાની સેનાને પૂછ્યું કે—અરે ! તમે કોઇએ આજ અહીં જાણુથી અથવા અજાણુથી, નિત્ય તપ કરનારા અવસ્થાએ વૃદ્ધ, મહા ક્રોધી અને મહાત્મા ચ્યવન ઋષિનો અપરાધ કર્યો હોય તો કહો ? હે રાજન ! એ પ્રમાણે શર્યાતિ રાજાએ પૂછ્યું ત્યારે સર્વ સેનાએ કહ્યું કે-હે મનુષ્યોમા શ્રેષ્ઠ રાજન ! અમે કંઇ પણ તે ઋષિનો અપરાધ કર્યો નથી, આ સેનાના પુરૂષોનાં મળમૂત્ર શા કારણથી બંધ થયાં ? તેનો નિશ્ચય તમે હરેક ઉપાયથી કરો. હે યુધિષ્ઠિર ! એવાં પોતાની સેનાના પુરૂષોનાં વચન સાંભળી તે રાજાએ પ્રથમ શાંતિયુક્ત થઇ અને પછી ક્રોધયુક્ત થઇ પોતાના કુટુંબને સેનાની પેઠે પૂછ્યું પણ તે રાજાને તેનાથી તે વિષે કંઇપણ જાણ થયું નહીં. પછી સુકન્યાએ પોતાના પિતાની સેના મળમૂત્ર બંધ થવાથી મહા દુઃખ પામે છે અને પિતા પણ તેમના દુઃખથી દુઃખયુક્ત થયેલા છે, એમ જાણી કહ્યું કે હે પિતા ! મેં અહીં ફરતાં રાફડાને વિષે નેત્ર સરખા બે પદાર્થને જોઇ કાંટાએ વિંધ્યા છે. હે રાજન ! એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાંભળીને શર્યાતિ રાજા ઉતાવળથી તે રાફડા પાસે ગયો. તેની અંદર તપશ્ચર્યા તથા અવસ્થાએ કરી સર્વ પુરૂષ કરતાં વૃદ્ધ એવા ચ્યવન ઋષિને જોઇને, શર્યાતિ રાજાએ પોતાની સેનાને સુખની પ્રાપ્તિ થવા સારૂ હાથ જોડી કહ્યું કે-હે ઋષિ ! બાળક એવી મારી કન્યાએ અજ્ઞાનથી તમારો અપરાધ કર્યો તે તમે ક્ષમા કરવા લાયક છો. એ પ્રમાણે શર્યાતિ રાજાનાં વચન સાંભળી ચ્યવન ઋષિ તેને કહેવા લાગ્યા કે—હે રાજન ! તારી ગર્વવાળી કન્યાએ મારૂં અપમાન કરીને, કાંટાથી મારાં નેત્ર વિંધ્યાં છે માટે હું. રૂપ તથા ઉદારગુણ યુક્ત અને મને જેની પ્રાપ્તિની ઇચ્છા છે તથા જેમાં મોહ ઉત્પન્ન થયો છે એવી તારી પુત્રીને ગ્રહણ કરીને, તેનો અપરાધ ક્ષમા કરીશ એ તને સત્ય વાક્ય કહું છું. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ચ્યવન ઋષિનાં વચન સાંભળી શર્યાતિ રાજાએ પોતાના મનમાં કંઇ પણ વિચાર નહીં કરતાં પોતાની કન્યા તે ઋષિને આપી જેને ગ્રહણ કરવાથી ઋષિ ઘણા પ્રસન્ન થયા. ચ્યવન ઋષિની કૃપાથી સેનાને બંધકોશનો ઉપદ્રવ મટયો. પછી સેના સહિત શર્યાતિ રાજા પોતાના પૂર પ્રત્યે ગયો. જગતમાં નહીં પામવા લાયક એવી સુકન્યા, એ પ્રમાણે તપશ્ચર્યા કરનાર ચ્યવન ઋષિ નામના પતિને પામી સદૈવ પ્રીતિ તથા સ્વધર્મથી તેની સેવા ચાકરી કરતી હતી. વળી અગ્નિ તથા અતિથિની સેવા કરવાની ઇચ્છાવાળી, અદેખાઇ વગરની અને સુંદર મુખવાળી સુકન્યા, પોતાના પતિનું આરાધન ઉતાવળે કરતી હતી.

अग्नीनामतिथीनां च शुश्रूषुरनसूयिका
समाराधयतां क्षिप्रं च्यवनं सा शुभानना ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौकन्योपाख्याने गुर्जरभाषायां द्वाविंशाधिकशततमोऽध्यायः ॥ १२२ ॥

## અધ્યાય ૧૨૩ મો. સુકન્યા ને અશ્વિનીકુમારો.

**लोमश उवाच—कस्यचित्त्वथ कालस्य त्रिदशावश्विनौ नृप**
**कृताभिषेकां विवृतां सुकन्यां तामपश्यतां ॥**

લોમશ કહે છે—હે રાજન! હવે કોઇ દિવસના સમયને વિષે અશ્વિનીકુમાર નામના દેવતાઓએ સ્નાન કરેલું હતું જેણે એવી અને વસ્ત્ર વગરની સુકન્યાને જોઇને, તેની પાસે દોડી જઇ કહ્યું કે–હે શોભાયમાન સ્વરૂપવાળી, તું કોની પુત્રી તથા કોની સ્ત્રી છે? આ વનમાં રહી શું કરવા ઇચ્છે છે? એ અમને કહે, કારણ અમે તને ઓળખવા ઇચ્છીએ છીએ. એ પ્રમાણે અશ્વિનીકુમારોનાં વચન સાંભળીને લજ્જાયુક્ત થયેલી સુકન્યા બોલી કે શર્યાતિ રાજાની કન્યા અને ચ્યવન ઋષિની સ્ત્રી છું એમ તમે જાણો. હે રાજન! એવાં સુકન્યાનાં વચન સાંભળીને, વળી અશ્વિનીકુમારોએ હસીને કહ્યું કે–હે કલ્યાણિ! તારા પિતાએ તને વૃદ્ધ અવસ્થાવાળા ચ્યવનની સાથે કેમ પરણાવી? અરે! તારા સ્વરૂપની ઝળક ચંદ્ર શોભે તેમ શોભે છે. હે ચતુરાઇના ગુણવાળી! અમે તારા સરખી સ્વરૂપવાન દેવતાની સ્ત્રીઓમાં પણ કોઇને દેખી નથી! કારણ તું અલંકાર તથા શ્રેષ્ઠ વસ્ત્ર વગરની છે, તોપણ પોતાના સ્વરૂપની શોભાએ કરી આ વનને અત્યંત શોભાયમાન કરે છે. હે કલ્યાણિ! તું વૃદ્ધ અવસ્થાના યોગથી જીર્ણ થયેલા શરીરવાળા અને તપાચરણ કરવાથી ભ્રષ્ટ થયેલા પતિનું શા વાસ્તે સેવન કરે છે? હે સુંદર હાસ્યવાળી! તું તારૂં રક્ષણ તથા પોષણ કરવામાં અસમર્થ એવા ચ્યવન ઋષિને મેલી દઇને, અમારા બેમાંથી એકને પતિરૂપે વર; પણ પોતાનું યુવાનપણું વૃથા જવા દે માં! એ પ્રમાણે અશ્વિનિકુમારોએ વાક્ય કહ્યાં ત્યારે સુકન્યા તેમને કહેવા લાગી કે–હું ચ્યવન ઋષિ પતિને વિષે પ્રીતિમાન છું, માટે તમે મારામાં આવી શંકા કરો માં. હે યુધિષ્ઠિર! એવાં સુકન્યાનાં વાક્ય સાંભળીને વળી અશ્વિનિકુમારોએ કહ્યું કે હે શ્રેષ્ઠ! દેવતાઓના વૈદ્ય અમે તારા વૃદ્ધ પતિને યુવાન અવસ્થાવાળા તથા સુંદર સ્વરૂપવાન કરીએ. પછી તું તે તારા પતિને અથવા અમારા બેમાંથી એકને વરજે. હે કલ્યાણરૂપ! તું તારા પતિને હમણાંજ કહે કે દેવતાઓના વૈદ્ય આવેલા છે, તે તમને સુંદર સ્વરૂપ તથા યુવાન અવસ્થાની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે. હે રાજન! એવાં તેમનાં વચન સાંભળી સુકન્યાએ પોતાના પતિ ચ્યવન ઋષિ પાસે જઇ તેમને તેમના કહેવા પ્રમાણે કહ્યું. પોતાની સ્ત્રીનાં વચન સાંભળી ઋષિએ તેને કહ્યું કે હે સ્ત્રિ! તું જેમ મને શ્રેષ્ઠ સ્વરૂપ તથા યુવાન અવસ્થાની પ્રાપ્તિ થાય તેમ કર. તે સમયે અશ્વિનિકુમારોએ સુકન્યાને કહ્યું કે આ તારા પતિ આ તળાવમાં પ્રવેશ કરો. તેમનાં વચન સાંભળી, શ્રેષ્ઠ સ્વરૂપની પ્રાપ્તિ થવાની ઇચ્છાવાળા ચ્યવન ઋષિએ તેજ વખતે તળાવમાં પ્રવેશ કર્યો અને તેના પછી અશ્વિનિકુમારોએ પણ પ્રવેશ કર્યો. પછી બે ઘટિકા થઇ ત્યારે દિવ્ય સ્વરૂપવાન, યુવાન, શોભાયમાન કુંડળો પહેરેલા સરખો વેષ ધારણ કરેલા અને સ્ત્રિયોના મનને પ્રસન્ન કરે એવા જુવાન થઇ નિકળ્યા. તેમણે સુકન્યાને કહ્યું કે—હે સુંદર સ્વરૂપવાળી! આ અમે ત્રણ જણા છીએ, તેમાંથી તને જેને વરવાની પ્રસન્નતા હોય, તે વર. હે પાંડવ! એ પ્રમાણે તેમનાં વચન સાંભળી દેવી એવી સુકન્યા, તે ત્રણે જણનાં સરખાં સ્વરૂપ જોઇ, પોતાના પતિ સંબંધી મનમાં વિચાર કરી ચ્યવનને વરી. ત્યારે ચ્યવન ઋષિ, પોતાની સ્ત્રીને તથા પોતાને ઇચ્છિત સ્વરૂપ અને અવસ્થાને પામી હર્ષ યુક્ત

થઇને, અશ્વિનિકુમારોને કહેવા લાગ્યા કે હે અશ્વિનિકુમારો ! તમે, વૃદ્ધ અવસ્થાવાળા મને યુવાન અવસ્થા, શ્રેષ્ઠ સ્વરૂપ અને મારી પોતાની સ્ત્રીની પ્રાપ્તિ કરાવી માટે હું તમને ઇંદ્ર સમક્ષ યજ્ઞોમાં સોમવલ્લીનું પાન કરનાર કરીશ એ સત્ય કહું છું. હે રાજન ! એવાં ચ્યવન ઋષિનાં વાક્ય સાંભળીને, અશ્વિનિકુમારો હર્ષયુક્ત થઇ સ્વર્ગ પ્રત્યે ગયા ને ચ્યવન ઋષિ તથા સુકન્યા દેવતાઓની પેઠે વિહાર કરવા લાગ્યાં,

**तच्छ्रुत्वा हृष्टमनसौ दिवं तौ प्रतिजग्मतुः**
**च्यवनश्च सुकन्या च सुराविव विजह्रतुः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौकन्ये गुर्जरभाषायां त्रयोविंशाधिकशततमोऽध्यायः ॥ १२३ ॥**

---

## અધ્યાય ૧૨૪ મો. શર્યાતિના યજ્ઞમાં ઇંદ્રે ઉપાડેલું વજ્ર.

**लोमश उवाच—ततः शुश्राव शर्यातिर्वयस्थं च्यवनं कृतं**
**सुहृष्टः सेनया सार्धमुपायाद्भार्गवाश्रमं ॥**

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી શર્યાતિ રાજા, અશ્વિનિકુમારોએ ચ્યવન ઋષિને યુવાન અવસ્થા આપી એ સાંભળી હર્ષ પામીને પોતાની સેના સાથે થઇ ઋષિના આશ્રમે આવ્યો. ઋષિને તથા પોતાની પુત્રી સુકન્યાને દેવતાઓનાં સંતાન સરખાં શોભાયમાન જોઇ પોતાની સ્ત્રી સહિત શર્યાતિ રાજા, જેમ મનુષ્યને સર્વ પૃથ્વીનું રાજ્ય મળવાથી હર્ષ થાય તેમ હર્ષયુક્ત થયો. તે સમયે ચ્યવન ઋષિએ સત્કાર કરેલો પૃથ્વીનો રાજા શર્યાતિ પોતાની સ્ત્રી સહિત તે ઋષિની પાસે બેસીને અનેક તરેહની કલ્યાણરૂપ વાતો કરવા લાગ્યો. હે રાજન ! ભૃગુ ઋષિના પુત્ર ચ્યવન, રાજાને સાંત્વના કરતાં કહેવા લાગ્યા કે—હે શર્યાતિ ! હું તમને યજ્ઞ કરાવીશ માટે તમે તેનાં સાહિત્યો તૈયાર કરો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ચ્યવન ઋષિનાં વાક્ય સાંભળવાથી પરમ હર્ષને પામેલા પૃથ્વીના રાજા શર્યાતિએ તેનાં વચન માન્ય કર્યાં. પછી રાજાએ યજ્ઞ આરંભ કરવાના મુહૂર્તને દિવસે ઘણું દ્રવ્ય ખરચીને ઉત્તમ યજ્ઞસ્થાન કરાવ્યું. ચ્યવન ઋષિએ આચાર્ય થઇ રાજાને યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાં જે આશ્ચર્યકારક થયું તે હું તમને કહું તે સાંભળો. હે રાજન ! ચ્યવન ઋષિએ અશ્વિનિકુમારોને આપવા સારૂ સોમવલ્લી ગ્રહણ કરી. તે જોઇને ઇંદ્રે તેમને કહ્યું કે—હે ઋષિ ! અશ્વિનિકુમારો સ્વર્ગમાં દેવતાઓનું વૈદું કરે છે, માટે યજ્ઞમાં સોમવલ્લીને પામવા લાયક નથી, એવી મારી મતિ છે. ચ્યવન ઋષિએ કહ્યું કે—હે ઇંદ્ર ! મહાત્મા શ્રેષ્ઠ સ્વરૂપવાન અને મને વૃદ્ધ અવસ્થા વગરનો દેવતા સરખો કર્યો જેમણે એવા અશ્વિનિકુમારો સોમવલ્લીનું પાન કરવાને ઉત્સાહવાળા છે. તારા વગર બીજા દેવતાઓ યજ્ઞોમાં સોમવલ્લીનું પાન કરવા યોગ્ય કેમ ન હોય ? હે પુરંદર ! અશ્વિનિકુમારો દેવતાઓ છે એમ તું જાણ. ઇંદ્ર બોલ્યો કે, અનેક કર્મ કરનારા, પ્રચ્છિત સ્વરૂપવાળા અને મનુષ્ય લોકમાં ફરનારા અશ્વિનિકુમારો દેવતાઓના વૈદ્ય છે, માટે તેઓ યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરવા યોગ્ય કેમ ગણાય ? લોમશ કહે છે—હે રાજન ! એ પ્રમાણે વારંવાર બોલતા એવા ઇંદ્રનાં વચન નહી ગણકારી ભૃગુ ઋષિના પુત્ર ચ્યવન

ઋષિ અશ્વિનિકુમારોને આપવા સારૂ સોમવલ્લીનું પાત્ર ગ્રહણ કરવા લાગ્યા. તે જોઇને ઇંદ્રે તેમને કહ્યું કે-હે ઋષિ ! તમે જો અશ્વિનિકુમારોને આપવા સારૂ સોમવલ્લીને ગ્રહણ કરશો, તો હું તમને મહા ભયંકર વજ્રથી પ્રહાર કરીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી તેની સામું જોઇને, ચ્યવન ઋષિએ હસતાં હસતાં અશ્વિનિકુમાર સારૂ સોમવલ્લીનો ભાગ વિધિપૂર્વક ગ્રહણ કર્યો. તે જોઇને મહા ક્રોધયુક્ત થયેલા ઇંદ્રે ઋષિને પ્રહાર કરવા સારૂ પોતાના ભાથામાંથી વજ્ર કાઢવા માંડયું. ચ્યવન ઋષિએ તેનો હાથ સ્તંભિત કરી તેને મારવા સારૂ મંત્ર ભણી અગ્નિમાં હોમ કર્યો. તે સમયે અગ્નિના કુંડમાંથી ઋષિના તપના બળે કરી મહા પરાક્રમી, જેના શરીરનું પ્રમાણ દેવતા તથા અસુરથી ન થઇ શકે એવો, તીક્ષ્ણ અગ્ર ભાગવાળો, મોટા દાંતયુક્ત મુખવાળો, એક હોઠ પૃથ્વી ઉપર અને બીજો આકાશ તરફ જતો હતો એવો, જેના મોઢામાં સો સો યોજનની ચાર દાઢો હતી તથા અટારીના શિખર જેવા અને ત્રિશૂળના અગ્રભાગ સરખા દશ દશ યોજન જેવડા દાંત હતા એવો, દશ હજાર યોજન લાંબા પર્વત સરખા બે હાથવાળો, સૂર્ય તથા ચંદ્ર સરખાં પ્રકાશમાન બે નેત્રવાળો કાલાગ્નિ સરખા મુખવાળો, વિજળીની પેઠે ચલાયમાન જીભવાળો, ઉઘાડેલા મોઢાવાળો, ભયંકર દૃષ્ટિવાળો અને પોતાના બળે કરી જાણે સર્વ જગતને ગળી જતો હોય એવો મદ નામે મોટો અસુર ઉત્પન્ન થયો. હે રાજન ! મહા ક્રોધ પામેલો તે દૈત્ય પોતાના મહા ભયંકર શબ્દે કરી સર્વે લોકને ગજાવતાં ઇંદ્રનું ભક્ષ્ય કરવા સારૂ તેની સામે દોડયો.

स भक्षयिष्यन्संक्रुद्धः शतक्रतुमुपाद्रवत्
महता घोररूपेण लोकान्शब्देन नादयन् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौकन्ये गुर्जरभाषायां चतुर्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२४ ॥

## અધ્યાય ૧૨૫ મો. પ્રકીર્ણ તીર્થો.

लोमश उवाच—तं दृष्ट्वा घोरवदनं मदं देवशतक्रतुः
आयांत भक्षयिष्यंतं व्यात्ताननमिवांतक ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! સો યજ્ઞ કર્યા હતા જેણે એવો ઇંદ્ર પોતાને ભક્ષ્ય કરવા સારૂ પોતાની તરફ આવતા એવા, ઉઘાડેલા મોઢાવાળા, સાક્ષાત્ કાળરૂપ અને ભયંકર મુખવાળા મદ નામના અસુરને જોઇ ભયયુક્ત થઇ ચ્યવન ઋષિને કહેવા લાગ્યો કે, હે ભૃગુના પુત્ર ! આજથી અશ્વિનિકુમાર યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરવા લાયક ગણાશે. એ હું સત્ય વચન કહું છું. તમે એમને સોમવલ્લીનું પાન કરાવવાનો આરંભ કર્યો છે તે મિથ્યા જશે નહીં, કારણ તમે પોતે એ મિથ્યા કરશો નહીં એમ હું જાણું છું. હે ભાર્ગવ ! તમે આજ અશ્વિનિકુમારોને સોમવલ્લીનું પાન કરવાને યોગ્ય કર્યા, તે તમારૂં પરાક્રમ સદૈવ સર્વને યાદ રહેશે. મેં તેમને સોમવલ્લીના પાનની પ્રાપ્તિમાં વિઘ્ન કરવા માંડયું તેનું કારણ એ કે, સુકન્યાના પિતા શર્યાતિ રાજાની કીર્ત્તિ જગતમાં વિસ્તાર પામે અને તમારૂં બળ વિખ્યાતિ થાય. તમે મારી ઉપર પ્રસન્ન થાઓ, તમારી ઇચ્છા પ્રમાણે એમને સોમવલ્લીના પાનની

પ્રાપ્તિ થાઓ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે મહાત્મા ભૃગુના પુત્ર ચ્યવન ઋષિનો ક્રોધ નિવૃત્ત થયો. પછી તેમણે ઇંદ્રના હાથને પાછો સરખો કરી મદ દૈત્યનો વિભાગ કરી મદિરાનાં પાન, સ્ત્રિયો, દ્યૂત અને મૃગયાને વિષે રાખ્યો. ત્યાર પછી ચ્યવન ઋષિ ઇંદ્રને તથા અશ્વિનીકુમારો સહિત સર્વ દેવતાઓને સોમવલ્લીથી તૃપ્ત કરી, શર્યાતિ રાજાને વિધિયુક્ત યજ્ઞ કરાવી, સર્વ લોકમાં પોતાનો યશ વિસ્તાર કરી પોતાને અનુકૂળ એવી પોતાની સ્ત્રી સુકન્યા સહિત વનમાં રહી વિહાર કરવા લાગ્યા. હે રાજન્! ચ્યવન ઋષિનું બ્રાહ્મણોએ સેવન કરેલું આ તળાવ છે માટે તમે પોતાના ભાઇઓ સહિત, આ તળાવના જળથી તર્પણ કરી દેવતા તથા પિતૃઓને તૃપ્ત કરો.

હે મહીપાળ! તમે શીતકાળને જોઇ સૈંધવારણ્યમાં જઇ કુલ્યાનાં દર્શન કરી, સર્વ પુષ્કરને વિષે જઇ તેના જળનો સ્પર્શ કરી મહાદેવજીના મંત્રનો જપ કરશો, તો પરમ સિદ્ધિને પામશો. હે મનુષ્યમાં શ્રેષ્ઠ! અહીં પૂર્વ ત્રેતા અને દ્વાપરની સંધિ થયેલી છે માટે આ તીર્થ સર્વ પાપનો નાશ કરે એવું છે, વાસ્તે તમે આના જળનો સ્પર્શ કરો. હે યુધિષ્ઠિર! સર્વ મનુષ્યોને રહેવા લાયક આ આર્ચિક પર્વત છે. સદૈવ ફળ પુષ્પવાળાં વૃક્ષોવાળું તથા પ્રવાહવાળા જળના સ્થાનવાળું વાયુનું ઉત્તમ સ્થાન છે. હે યુધિષ્ઠિર! દેવતાઓએ કરેલા અનેક તરેહના યજ્ઞનું આ સ્થાન છે. ચંદ્રમાનું તીર્થ છે, વાયુનું ભોજન કરનારા અને અગ્નિ સરખા તેજસ્વી વૈખાનસ તથા બાલખિલ્ય નામના ઋષિઓ આનું સેવન કરે છે. હે રાજન્! તમે કાશીક્ષેત્ર તથા પ્રયાગ ક્ષેત્રની પરિક્રમા કરીને, ત્યાંના પવિત્ર જળનો સ્પર્શ કરો, કારણ શાંતનુ તથા શુનક રાજા અને નર તથા નારાયણ ઋષિ અહીં રહેલા દેવતા તથા ઋષિયો સહિત પિતૃઓએ તપ કર્યું છે માટે તમે તેમનું યજન કરો, કારણ ઋષિયો સદૈવ ચરૂનું પ્રાશન કરવાની ઇચ્છા રાખે છે. હે યુધિષ્ઠિર! જ્યાં જેનો કોઇ દિવસ પ્રવાહ બંધ થતો નથી એવાં યમુનાજી તથા તપશ્ચર્યા કરવામાં પ્રીતિમાન શ્રીકૃષ્ણને વિરાજવાનું સ્થાન છે ત્યાં અમે, તમને ભીમસેન, નકુળ, સહદેવ તથા દ્રૌપદી સહિત લઇ જઇશું. હે મનુષ્યના રાજન્! ઇંદ્રનું પવિત્ર જળનું આ સ્થાન છે, જ્યાં ધાતા તથા વિધાતા રહીને મોટાઇ પામ્યા છે. સહનશીલતાવાળા પરમ ધર્મિષ્ઠ પુરૂષો અહીં રહિને મોટી પદવીની ઇચ્છા કરે છે. આ મિત્રાવરૂણના પુત્રોનો સર્વ પર્વતમાં શ્રેષ્ઠ શોભાયમાન પર્વત છે. હે રાજન! આ ઋષિઓના ગણોએ સેવન કરેલા અનેક યજ્ઞોના સ્થાનથી સુશોભિત અને જીવોના પાપરૂપ ભયને ટાળનારાં મહા પવિત્ર યમુનાજી છે. હે કુંતીના પુત્ર! આ યમુનાજીની પાસે મોટા ધનુષધારી માંધાતા નામના રાજાએ તથા સૃંજયના પુત્રના પુત્ર દાન આપવામાં સર્વ કરતાં શ્રેષ્ઠ એવા સોમકે પોતે યજ્ઞ કર્યા છે.

अत्र राजा महेष्वासो मांधाता यजतस्वयं
[illegible] कौंतेय सोमको द[illegible]तांवरः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि [illegible]तीर्थयात्रायां [illegible]
मुर्जय[illegible] पंचविंशाधिकशततमोऽध्यायः ॥ १२५ ॥

## અધ્યાય ૧૨૬ મો. યુવનાશ્વથી માંધાતા.

**युधिष्ठिर उवाच—मांधाता राजशार्दूलस्त्रिषु लोकेषु विश्रुतः**
**कथं जातो महाब्रह्मन् यौवनाश्वो नृपोत्तमः ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને સર્વ રાજાઓમાં સિંહરૂપ યુવનાશ્વ રાજાનો પુત્ર માંધાતા કેમ ઉત્પન્ન થયો. વળી વિષ્ણુની પેઠે ત્રણ લોક વશ હતા જેને એવો મોટા તેજસ્વી તે રાજા, સ્વર્ગમાં રહેનારા દેવતાઓના કરતાં પણ શ્રેષ્ઠ સ્થાનને કેમ પામ્યો અને ઇંદ્ર સરખા કાંતિવાળા તે રાજાનું નામ માંધાતા કેમ પડયું એ સર્વ હું તમારાથી સાંભળવા ઇચ્છું છું; કારણ તમે કહેવામાં કુશળ છો.

લોમશ કહે છે—હે રાજન ! જે મહાત્મા રાજાનું નામ માંધાતા એવું જગત્‌માં પ્રસિદ્ધ થયું, તેનો ઇતિહાસ હું તમને કહું તે તમે સાવધપણાથી સાંભળો—હે ભારત ! ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા પૃથ્વીના પતિ યુવનાશ્વ રાજાએ ઘણી દક્ષિણાવાળા એક હજાર અશ્વમેધ તથા બીજા પણ કેટલાએક યજ્ઞ કર્યા; પણ તેને સંતાનની પ્રાપ્તિ થઇ નહીં. પછી તે રાજા, પોતાનું રાજ્ય પ્રધાનને સોંપી શાસ્ત્રના અધ્યયનાદિથી પ્રાપ્ત થયેલા જ્ઞાને કરી પોતાના અંતઃકરણની સર્વ વૃત્તિ બ્રહ્મમાં રાખીને, વનમાં જઇ રહ્યો. હવે ઘણા ઉપવાસ કરવાથી દુઃખયુક્ત થયેલા અને જળની તૃષાએ કરી હૃદય તથા કંઠ સુકાતો હતો જેનો એવા યુવનાશ્વ રાજાએ એક દિવસ રાત્રિને વિષે ભૃગુ પુત્રના આશ્રમમાં પ્રવેશ કર્યો. રાત્રિને વિષે ભૃગુપુત્ર, તે રાજાને ઇંદ્ર સરખા પુત્રની પ્રાપ્તિ થવા માટે એક ન્હાનો યજ્ઞ કરી, એક જળથી ભરેલો કળશ મંત્રી તેની સ્ત્રીને પાન કરાવવા સારૂ યજ્ઞની વેદીમાં રાખીને, તે રાત્રિનું જાગરણ હોવાથી આશ્રમમાં રહેલા બીજા બ્રાહ્મણો સહિત નિદ્રાવશ થયા હતા. તેવામાં જળની તૃષાએ કરી કંઠ સુકાવાને લીધે મોટા સ્વરથી બોલી પણ નહીં શકતા એવા તે રાજાએ આશ્રમમાં સુતેલા બ્રાહ્મણો પાસે જઇને જળ માગ્યું, પણ પોપટ સરખા તેના ઝીણા શબ્દને કોઇએ સાંભળ્યો નહીં, પછી યુવનાશ્વ રાજા, યજ્ઞની વેદીમાં રહેલા જળના કળશને જોઇ, તેની પાસે જઇ તેમાંના ઠંડા જળનું પાન કરી તે કળશને પાછો ત્યાં મૂકીને, અત્યંત સુખયુક્ત થયો. પછી ભૃગુપુત્રાદિ બ્રાહ્મણો નિદ્રામાંથી ઉઠીને, જળ વગરના તે કળશને જોઈ, પરસ્પર પૂછવા લાગ્યા કે અરે ! આ કળશમાંના જળનું પાન કોણે કર્યું ? એ પ્રમાણે તે બ્રાહ્મણોનાં વચન સાંભળીને, યુવનાશ્વ રાજાએ કહ્યું કે હે બ્રાહ્મણો ! મેં એ કળશમાંના જળનું પાન કર્યું છે. હે રાજન ! એ પ્રમાણે, યુવનાશ્વ રાજાનાં વચન સાંભળી ભૃગુપુત્રે કહ્યું કે, હે રાજન ! તેં એ ઘણું અયોગ્ય કર્યું, કેમકે મેં અહીં રહીને આટલા કાળ પર્યંત તપ કર્યું, તેના પ્રભાવથી તને યુદ્ધમાં કદી ઇંદ્ર સમાન પુત્ર પ્રાપ્ત થાય તોપણ તેનો નાશ કરી યમલોક પ્રત્યે મોકલે એવો પુત્ર થાય તે સારૂ જળ સહિત કળશ મંત્રીને તારી સ્ત્રીને પાન કરાવવા માટે રાખ્યો હતો; પણ તેં તેનું પાન કર્યું એ નહીં, કરવાનું કામ દૈવ ઇચ્છિાથી કર્યું એમ અમે માનીએ છીયે. હે રાજન ! અમે જે સંકલ્પ કરી જળનો કુંભ મંત્રી રાખ્યો હતો, તે અમારો સંકલ્પ કદી ખોટો થશે નહીં. માટે તું, જેમ મહા પરાક્રમી અને ઇંદ્ર સરખો બળવાન પુત્ર જણીશ તથા ગર્ભનું ધારણ કરવાથી તને કંઇ દુઃખ થશે નહીં. તેમ અમે તારૂં પ્રિય કરીશું.

લોમશ કહે છે—હે ભારત ! પછી યુવનાશ્વ રાજાને ગર્ભ ધારણ કરે એકસો વર્ષ

થયાં, ત્યારે જેમ સૂર્ય ઉદયાચળ પર્વતમાંથી નીકળે, તેમ તે બાળક તે રાજાનું કુખું પડખું ચીરીને બહાર નીકળ્યો પણ તેથી યુવનાશ્વ રાજાને મૃત્યુની પ્રાપ્તિ થઇ નહીં એ મોટું આશ્ચર્યકારક થયું. પછી તે વાર્તા સાંભળીને તેજ વખતે ઇંદ્ર તથા બીજા દેવતાઓ, બાળકને જોવા સારૂ ત્યાં આવ્યા. દેવતાઓએ ઇંદ્રને કહ્યું કે, હે સહસ્રાક્ષ ! આ બાળક કોને ધાવશે ? કારણ યુવનાશ્વ રાજાના સ્તનમાં દૂધનો અભાવ છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દેવતાઓનાં વાક્ય સાંભળી ઇંદ્રે તે બાળકના મુખમાં પોતાના હાથના અંગુઠા પાસેની તર્જની આંગળી આપી. અને હે દેવતાઓ ! આ બાળક મને ધાવશે એમ કહ્યું. ઇંદ્રાદિ સર્વ દેવતાઓએ તે બાળકનું નામ માંધાતા પાડયું. હે રાજન ! ઇંદ્રે મુખમાં આપેલી આંગળીને ધાવવાથી તેજ વખતે તે બાળકનો દેહ તેર હાથ વૃદ્ધિ પામ્યો. તે જોઇને ઇંદ્રે આ બાળક સૌ કરતાં શ્રેષ્ઠ થાઓ, એવું કહ્યું. તેજ સમયે ધનુર્વેદ સહિત સર્વ વેદ, દિવ્ય અસ્ત્રો, મહાદેવજીનું ધનુષ્ય, શ્રેષ્ઠ બાણો અને કોઇથી ભેદ ન પામે એવું કવચ માંધાતાની પાસે આવી પ્રાપ્ત થયાં. ત્યાર પછી હે ભારત ! ઇંદ્રે પોતે માંધાતાને રાજ્ય ગાદી ઉપર અભિષેક કર્યો. પછી તે રાજાએ ધર્મે કરી તથા વિષ્ણુના સરખા પોતાના પરાક્રમે કરી ત્રણ લોકને જીતી પોતાને વશ કર્યા, જેથી તે મહાત્માની આજ્ઞા સર્વત્ર માન્ય થઇ. વળી તેને અનેક તરેહનાં રત્નો પોતાની મેળે પ્રાપ્ત થયાં. તેના રાજ્ય વખતે પૃથ્વીને વિષે રહેનારા મનુષ્યો ધનાઢ્ય હતા. હે પૃથ્વીના પતિ યુધિષ્ઠિર ! માંધાતાએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞોરૂપ અનેક તરેહનાં કામ કર્યાં, જેથી મહા તેજસ્વી તે રાજાને ઇંદ્રના અર્ધાસન ઉપર બેસવાની પ્રાપ્તિ થઇ. વળી નિરંતર ધર્મિષ્ઠ અને મોટી બુદ્ધિવાળા તે રાજાએ એક દિવસ પોતાની માત્ર આજ્ઞાથીજ રત્નની ખાણો તથા અનેક શહેરવાળી સર્વ પૃથ્વીને પોતાને વશ કરી. હે મહારાજ ! તે રાજાએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યા, જેની વેદી આદિથી સર્વ પૃથ્વી ચારે દિશામાં ઢંકાયલી હતી. વળી મહાત્મા તે રાજાએ બ્રાહ્મણોને દશ ખર્વ ગાયોનાં દાન આપ્યાં હતાં એમ સંભળાય છે. હે રાજન ! જ્યારે તેના રાજ્યમાં બાર વર્ષ પર્યંત વર્ષાદ થયો નહીં ત્યારે તેણે ઇંદ્રને જોતાં પૃથ્વીમાં ધાન્ય તથા ઘાસ પેદા થવા સારૂ વર્ષાદ વર્ષાવ્યો હતો. વળી તે રાજાએ ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલા મહા પરાક્રમી ગાંધાર દેશના રાજાને મેઘના સરખો મોટો શબ્દ કરી પોતાનાં તીક્ષ્ણ બાણોથી નાશ કર્યો હતો. જીતેંદ્રિય માંધાતાએ, દેવતા, મનુષ્ય, પશુ પક્ષી અને સ્થાવરની રક્ષા કરી હતી, તથા તપશ્ચર્યાએ કરી વૃદ્ધિ પામેલા પોતાના તેજથી સર્વ લોકને તાપ પમાડયો હતો. સૂર્ય સરખા તેજસ્વી માંધાતાના પવિત્ર દેશમાં કુરૂક્ષેત્રના મધ્યસ્થાનને આરંભીને અહીં પર્યંત તેને યજ્ઞ કરવાનું આ સ્થાન છે. તમે મને માંધાતાના જન્મ તથા ચરિત્ર પૂછ્યાં હતાં, તે મેં તમને સર્વ કહ્યાં. વૈશંપાયન કહે છે—હે ભારત ! એ પ્રમાણે મહર્ષિ લોમશે કહ્યું, ત્યારે કુંતીના પુત્ર યુધિષ્ઠિર વળી સોમકનું વૃત્તાંત પૂછવા લાગ્યા.

एवमुक्तः स कौंतेयो लोमशेन महर्षिणा

पप्रच्छानंतरं भूयः सोमकं प्रतिभारत ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां मांधात्रोपाख्याने गुर्जरभाषायां षड्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२६ ॥

## અધ્યાય ૧૨૭ મો. સોમકચરિત-જંતુહોમ.

युधिष्ठिर उवाच—कथंवीर्यः स राजाभूत्सोमको वदतांवर
कर्माण्यस्य प्रभावं च श्रोतुमिच्छामि तत्त्वतः ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ લોમશ ઋષિ ! સોમક રાજા કેવો પરાક્રમી હતો ? હું તેનાં કર્મ અને તેનો પ્રભાવ યથાર્થ સાંભળવા ઇચ્છું છું. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! મહા ધર્મિષ્ઠ સોમક નામે રાજા હતો, તેની શ્રેષ્ઠ ગુણવાળી એકસો સ્ત્રી હતી. તે રાજાએ સ્ત્રિઓને વિષે પુત્ર ઉત્પન્ન થવા સારૂ અનેક ઉપાય કર્યા, પણ ઘણાકાળ પર્યંત તેને કંઇ સંતાન થયું નહીં. પછી પુત્ર વાસ્તે ઘણા યત્નથી ઉપાય કરતા એવા તે રાજાની વૃદ્ધ અવસ્થા થઇ ત્યારે સો સ્ત્રિઓ વચ્ચે એક જંતુ નામે પુત્ર થયો. ત્યાર પછી તે બાળકની સોએ માતાઓ કામ તથા સુખને મેલી દઇને, તેની સંભાળ રાખવા સારૂ સદૈવ તેને વિંટીને બેસતી હતી. તેવામાં એક દિવસે તે જંતુના કુલા ઉપર કીડી કરડી. તેથી તે મહા દુઃખયુક્ત થઇને તે બાળકે મોટો શબ્દ કર્યો. તે જોઇ તેની સર્વ માતાઓ મહા દુઃખયુક્ત થઇ તે બાળકને વિંટી મોટા શબ્દ કરવા લાગી. તે સમયે પોતાના પ્રધાન તથા બ્રાહ્મણો સહિત સભામાં બેઠેલા સોમક રાજાએ, તે શબ્દ સાંભળી આ શું ? એમ માની તેની ખબર કાઢવા સારૂ એક મનુષ્યને ત્યાં મોકલ્યો. તે મનુષ્યે ખબર લાવીને રાજાને પુત્ર સંબંધી સર્વ વૃત્તાંત કહ્યું. સોમક રાજા મંત્રીયો સહિત ઉતાવળથી ઉઠી તત્કાળ પોતાના અંતઃપુરમાં જઇ પુત્રને આશ્વાસના કરવા લાગ્યો. પછી રાજાએ પોતાના પુત્રને આશ્વાસના કરી પાછો ઘરમાંથી નીકળી સભામાં બેસી પુરોહિતને કહ્યું કે, અરે ! આ પૃથ્વીને વિષે જે મનુષ્યને એકજ પુત્ર હોય છે તેને ધિક્કાર પડો, કારણ આ જગતમાં સર્વ મનુષ્યો હરેક રીતિથી દુઃખયુક્ત છે અને તેમાં જો એકજ પુત્ર હોય તો તે પરમ શોકનો હેતુ છે માટે તે મુદ્દલ ન હોય તો સારૂ છે એમ હું માનું છું. હે બ્રાહ્મણ ! હું આ સર્વ સોએ સ્ત્રિયોની પરીક્ષા કરી મારે પરણવા લાયક છે એમ જાણીને, પુત્રો ઉત્પન્ન થવા સારૂ તેમને પરણ્યો પણ તેઓથી કંઇપણ પ્રજા ઉત્પન્ન થઇ નહીં ! પછી હમણાં મારી વૃદ્ધ અવસ્થા થઇ ત્યારે મને એક જંતુ નામના પુત્રની પ્રાપ્તિ થઇ, જેની મારી સર્વ સ્ત્રિયો ચોકસાઇથી સંભાળ રાખે છે માટે એ ઉપરાંત બીજાું દુઃખ શું ? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! મારૂં તથા મારી સર્વ સ્ત્રિયોનું યૌવન ગયું છે, અમારી સર્વની આશા એકજ પુત્રમાં બંધાઇ રહી છે માટે મોટા, ન્હાના, થઇ શકે અથવા ન થઇ શકે એવા ઉપાયે કરી, જો મારી સર્વ સ્ત્રિયોને પુત્રની પ્રાપ્તિ થાય એમ હોય, તો તમે તે કરો. પુરોહિતે કહ્યું કે હે સોમક ! જે ઉદ્યોગ કરવાથી તને સો પુત્ર થાય એવો ઉપાય છે, પણ જો તે તારાથી થઇ શકે એમ હોય, તો હું તને તે કહું. સોમક બોલ્યો કે હે મહા સમર્થ પુરોહિત ! જે ઉપાયે કરી મને સો પુત્રની પ્રાપ્તિ થાય તે મારાથી બની શકે અથવા નહીં બની શકે એવો હશે, તોપણ હું તે કરીશ, માટે તમે મને કરવા યોગ્ય ઉપાય હોય તે કહો. પુરોહિતે કહ્યું કે, હે રાજન ! હું તને એક યજ્ઞ કરાવું, તેમાં તું મને તારા પુત્ર જંતુને હોમી દેવાની રજા આપ, કારણ તેમ કરવાથી તને થોડા કાળમાં શોભાયમાન એક સો પુત્રની પ્રાપ્તિ થશે. હે રાજન ! અગ્નિના કુંડમાં જંતુના શરીરની ચરબી હોમવાથી જે ધુમાડો ઉત્પન્ન થશે તેને તેની સર્વ માતાઓ સુંઘશે

તેથી સર્વને મહા પરાક્રમી એક એક પુત્ર થશે. તેમાં હાલ જે તારી સ્ત્રીનો પુત્ર જંતુ છે. તેનોજ તે પાછો પુત્ર થશે, ને તેના ઉત્તર પડખાને વિષે સુવર્ણ સરખું ચિન્હ થશે.

यस्यामेवतुते जंतु भवितापुनरात्मजः
उत्तरे चास्य सौवर्ण लक्ष्मपार्श्वे भविष्यति ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां जंतूपाख्याने गुर्जरभाषायां सप्तविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२७ ॥

## અધ્યાય ૧૨૮ મો. જંતૂપાખ્યાન.

सोमक उवाच—ब्रह्मन्यद्यद्यथा कार्य तत्कुरुष्व यथातथा
पुत्रकामतया सर्व करिष्यामि वचस्तव ॥

સોમક કહે છે—હે બ્રાહ્મણ ! તમારે જેવી રીતે કરવું હોય તેવી રીતે કરો. હું પુત્રની કામનાથી તમારા સર્વ વચનને માન્ય કરીશ. લોમશ કહે છે—હે રાજન ! પછી તે બ્રાહ્મણ, સોમક રાજાને તેના પુત્ર જંતુએ કરી યજ્ઞ કરાવવા લાગ્યો. તે બાળકની સર્વ માતાઓ તેને વિષે દયા યુક્ત થઇને, તેને હોમવા આપતી ન હતી. મોટા શોકયુક્ત થયેલી, અત્યંત કૃપણની પેઠે રૂદન કરતી અને હાય હાય ! અમે નાશ પામીએ છીએ, એમ વારંવાર બોલતી એવી તે સર્વ માતાઓએ, પોતાના જમણા હાથથી તે બાળકને ગ્રહણ કરી રાખ્યો. તે સમયે યજ્ઞ કરાવનાર પુરોહિતે, કુરરી પક્ષણીની પેઠે મોટા વિલાપ કરતી એવી તે સર્વ સ્ત્રિયોના હાથમાંથી તે બાળકનો જમણો હાથ પકડી તેને ઝુંટી લીધો. તેણે તે બાળકને વિધિપૂર્વક નાશ કરી તેના શરીરની ચરબી અગ્નિના કુંડમાં હોમી, તે થકી ઉત્પન્ન થયેલા ધુમાડાની વાસ આવવાથી સોમક રાજાની સર્વ સ્ત્રિયો ખેદયુક્ત થઇ પૃથ્વી ઉપર પડી ગઇ. પછી થોડીવાર થઇ ત્યારે તે સર્વ સ્ત્રિયો પરિપૂર્ણ ધુમાડાને સુંઘવાથી સગર્ભા થઇ. જ્યારે તે સર્વ સ્ત્રિયોને ગર્ભ ધારણ કર્યાને દશ માસ પરિપૂર્ણ થયા ત્યારે સોમક રાજાએ ત્યાં તેમનાથી એક સો પુત્રનો જન્મ થયો, ને તે સર્વ પુત્રમાં જંતુ પૂર્વે જે માતાનો પુત્ર હતો, તે તેનોજ પુત્ર થયો, ને તે કરતાં અધિક પ્રિય થયો. વળી પૂર્વે પુરોહિતના કહેવા પ્રમાણે જેના ઉત્તર પડખાને વિષે સુવર્ણના સરખું ચિન્હ હતું એવો જંતુ, શ્રેષ્ઠ ગુણે કરી સોમક રાજાના સર્વ પુત્રોમાં ઉત્તમ થયો. હે રાજન ! ઘણે દિવસે સોમક રાજાનો પુરોહિત મૃત્યુ પામ્યો ને રાજા કાળે કરી મૃત્યુ પામ્યો. સોમક રાજાએ નરકમાં પડેલા પોતાના ગુરૂને જોઇ તેની પાસે આવી પૂછ્યું કે—હે ગુરૂ ! તમે આ નરકમાં કેમ પડ્યા છો ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સોમક રાજાએ પૂછ્યું ત્યારે નરકમાંના અગ્નિએ કરી બળતા ગુરૂએ રાજાને કહ્યું કે હે રાજન ! મેં તમને યજ્ઞ કરાવ્યો, તેનું આ ફળ મને મળ્યું છે. હે ભારત ! એ પ્રમાણે પોતાના ગુરૂનાં વચન સાંભળી સોમક રાજા ધર્મરાજાની પાસે જઇ કહેવા લાગ્યો કે—હે ધર્મરાજ ! મોટા ભાગ્યવાળા મારા ગુરૂ નરકમાં અગ્નિએ કરી તાપ પામે છે, માટે તેમને મુક્ત કરો. હું તેમને બદલે તેમાં પ્રવેશ કરીશ. ધર્મરાજાએ કહ્યું કે, હે રાજન ! જેણે કર્મ કર્યાં હોય તેજ તેનાં ફળને ભોગવે તેને બદલે બીજો કોઇ ભોગવે નહિ કારણ કે, સૌ પોતપોતાનાં કર્મનાં ફળને ભોગવે છે. સોમકે કહ્યું કે—હે ધર્મરાજ ! હું વેદ

જાણનાર આ મારા ગુરૂ વગર પવિત્ર લોકને પામવા ઇચ્છતો નથી, એમના સહિત દેવતાના લોકમાં અથવા નરકમાં રહેવા ઇચ્છું છું, કારણ મારૂં પણ એમના બરોબરજ કર્મ છે. ધ-ર્મરાજા બોલ્યા કે હે રાજન! જો તમને એવી ઇચ્છા છે તો તમે તેના સહિત કર્મનું ફળ ભોગવો ને તે ભોગવી લીધા પછી સદ્‌ગતિને પામશો. લોમશ કહે છે–હે પાંડવ! એવી રીતે ધર્મરાજાનાં વચન સાંભળી, સોમક રાજાએ તેમના કહેવા પ્રમાણે પોતાના પુરોહિત સહિત નરકમાં રહી કર્મનું ફળ ભોગવ્યું. પછી કેટલેક કાળે પુરોહિત સહિત તે રાજા નરક-માંથી મુક્ત થઇ પોતાના યોગથી ઇચ્છિત શ્રેષ્ઠ કામનાઓને પામ્યો. હે રાજન! જે આગળ પ્રકાશમાન આશ્રમ દેખાય છે તે સોમક રાજાનો છે, જેમાં મનુષ્ય ૭ રાત્રિ પર્યંત રહે તો સારી ગતિ પામે એમાં સંશય નથી, માટે હે રાજેંદ્ર! સ્થિર અંતઃકરણવાળા આપણે તાપ વગરના થઇને એ આશ્રમમાં ૭ રાત્રિ પર્યંત રહિએ.

एतस्मिन्नपि राजेंद्र वत्स्यामो [illegible]रा
षडात्रं नियतात्मानः सत्रमिव कुरूद्वह ॥

इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां जंतूपाख्याने गुर्जरभाषायामष्टाविंशात्यधिकशततमोऽध्यायः॥ १२८ ॥

## અધ્યાય ૧૨૯ મો. યજ્ઞભૂમિઓની યાત્રા.

लोमश उवाच—अस्मिन् किलस्वयं राजन्निष्टवान् वै प्रजापतिः
सत्रमिष्टीकृतं नाम पुरावर्षसहस्रिकं ॥

લોમશ કહે છે–હે રાજન! અહીં પૂર્વે પ્રજાપતિએ પોતે, જેમાં હજાર વર્ષની દીક્ષા હોય છે એવો ઇષ્ટીકૃત નામનો યજ્ઞ કર્યો હતો. યમુનાજીના કિનારા ઉપર અંબરીષ તથા નાભાગ રાજાએ યજ્ઞ કર્યા હતા. અહીં નાભાગ રાજાએ યજ્ઞ કરીને બ્રાહ્મણોને દશ પદ્મ ગાયો આપી હતી. એ પ્રમાણે દક્ષિણાવાળા યજ્ઞો કરી તથા શ્રેષ્ઠ તપશ્ચર્યા કરી તે રાજા પરમ સિદ્ધિને પામ્યો હતો. હે રાજન! યજ્ઞાદિ શ્રેષ્ઠ કર્મ કરનાર, ચક્રવર્તિ મોટા તેજસ્વી, ઇંદ્રની સાથે અદેખાઇ રાખનાર અને નહુષના પુત્ર યયાતિનો આ દેશ છે જેમાં તે રાજાએ યજ્ઞ કર્યા હતા. હે ભારત! યયાતિ રાજાના યજ્ઞરૂપ કર્મો એ કરીને પીડા પામવાથી જાણે ડૂબી જતી હોય નહિ એવી તથા અનેક તરેહના અગ્નિકુંડોએ કરી વ્યાપ્ત આ પૃથ્વી એકજ પાંદડાવાળી શમીના વૃક્ષની શાખા તથા મદિરા પાન કરવાનું આ ઉત્તમ પાત્ર છે તેને તમે જુઓ. વળી આ અહિં નારાયણના આશ્રમ છે જુઓ. હે પાંડવ! અષ્ટાંગયોગનું સેવન કર-તા પૃથ્વીને વિષે ફરનારા અને અગણિત તેજવાળા ઋચીક ઋષિના પુત્ર જમદગ્નિનું રૂપાના પ્રકાશ સરખા જળવાળું પ્રસર્પણ નામનું આ તીર્થ છે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન! આ તીર્થ સંબંધી, પૂર્વે ખાપણીના આકૃતિ સરખા અલંકાર કાનમાં પહેર્યા હતા જેણે એવી એક પિશાચીએ, પુત્ર સહિત સ્નાન કરવા આવેલી બ્રાહ્મણીને જે વચન કહ્યાં હતાં તે હું તમને કહું, સાંભળો. પિશાચીએ કહ્યું કે હે બ્રાહ્મણિ! શું તું યુગંધર પર્વતને વિષે ઉંટડી અથવા ગધેડીના દૂધ દહીંનું ભોજન કરી, મ્લેચ્છના અચ્યુતસ્થળ નામના શહેરને વિષે નિવાસ કરી અને ચોરના દેશને વિષે મડદાંઓને બાળીને તેની રાખ જેમાં નંખાય છે

એવી નદીમાં સ્નાન કરીને, પુત્ર સહિત અહીં નિવાસ કરવા યોગ્ય છે! હે બ્રાહ્મણિ! તું અહીં આવી છે તો ભલે એક રાત્રિ પર્યંત રહે. જો બીજી રાત્રિ રહી શકીશ, તો રાત્રિને વિષે હું તને પુત્ર સહિત નાશ કરીશ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પૂર્વે પિશાચીએ બ્રાહ્મણીને વાક્ય કહેલાં માટે અહીં આજની રાત્રિ નિવાસ કરીએ કારણ આ સ્થળ કુરુક્ષેત્રનું દ્વાર છે. હે રાજન! અહીં પૂર્વે યયાતિ રાજાએ બ્રાહ્મણોને ઘણાં રત્નની દક્ષિણા આપી હતી જેમાં, એવા મોટા યજ્ઞ કર્યાં હતા. ઇંદ્ર તેથી પરમહર્ષ પામ્યો હતો. યમુનાજીનું પ્લાક્ષાવતરણ નામનું ઉત્તમ તીર્થ છે જેને બુદ્ધિવાન પુરુષો સ્વર્ગનું સ્થાન કહે છે. અહીં પૂર્વે સારસ્વત બ્રાહ્મણોએ કરેલા યજ્ઞોનાં સાહિત્યોએ કરી યજ્ઞ કરવાની ઇચ્છાવાળા ઋષિયો યજ્ઞમાં પશુ તથા પુરોડાશનો હોમ કરી પ્લાક્ષાવતરણ તીર્થમાં સ્નાન કરવા સારૂ જાય છે. વળી અહીં પૂર્વે ભરત રાજાએ પણ યજ્ઞો કર્યા હતા, તેમાં અશ્વમેધ યજ્ઞ કરીને, તેના અગ્નિકુંડમાં પવિત્ર અશ્વને હોમ્યો હતો જે રાજાને એક શ્યામ કાનવાળો અશ્વ તથા ધર્મે કરીને પૃથ્વી પ્રાપ્ત થયાં હતાં. વળી હે પુરુષમાં સિંહરૂપ! અહીં પૂર્વે મરૂત રાજાએ સર્વ ઋષિયોમાં મુખ્ય સંવર્ત ઋષિને આચાર્ય કરી યજ્ઞ કર્યો હતો. હે રાજેંદ્ર! આ પ્લાક્ષાવતરણ તીર્થના જળમાં સ્નાન કરનાર પોતાની દૃષ્ટિથી લોકને જુવે તથા પાપથી મુક્ત થાય થાય છે માટે તમે પણ આ તીર્થમાં સ્નાન કરો. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે લોમશ ઋષિનાં વચન સાંભળી, યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓ સહિત તે તીર્થમાં, સ્નાન કરી ઋષિને કહ્યું કે—હે ઋષિ! પ્લાક્ષાવતરણ તીર્થની નજીક ઉભેલો હું, એ તીર્થમાં સ્નાન કરવાથી મારી દૃષ્ટિએ કરી સર્વ લોકને તથા અર્જુનને જોઉં છું. લોમશ કહે છે—હે મહાબાહો! જેમ તમે આ તીર્થમાં સ્નાન કરીને સર્વ લોકને જુઓ છો તેમજ શ્રેષ્ઠ ઋષિઓપણ જુએ છે. હે રાજન! પવિત્ર મનુષ્યો જેની નજીક રહે છે એવી, મહા પવિત્ર જેનો સાંનિધ્ય પૂર્વે સારસ્વત બ્રાહ્મણોએ કરેલા યજ્ઞોનાં સાહિત્યોએ કરી યજ્ઞ કરવાની ઇચ્છાવાળા બ્રાહ્મણોએ યજ્ઞ કર્યા હતા તથા કેટલાક રાજર્ષિઓએ પણ શ્રેષ્ઠ સાહિત્યોથી યજ્ઞ કર્યા હતા એવી આ સરસ્વતીને વિષે જો તમે સ્નાન કરશો તો પાપ વગરના થશો એમાં સંશય નથી. હે કુંતીના પુત્ર! પ્રજાપતિની ચારે તરફ પાંચ યોજન વિસ્તારવાળી આ વેદી છે તથા યજ્ઞ કરનાર અને મહાત્મા કુરુનું ક્ષેત્ર છે.

वेदी प्रजापतेरेषा समंतात्पंचयोजना
कुरोर्वै यज्ञशीलस्य क्षेत्रमेतन्महात्मनः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गुर्जरभाषायामेकोनत्रिंशाधिकशततमोऽध्यायः ॥ १२९ ॥

## અધ્યાય ૧૩૦ મો. પ્રકીર્ણ તીર્થવર્ણન.

लोमश उवाच—इह मर्त्यास्त-स्त्यक्त्वा स्वर्गं ग-न्ति भारत
मर्तुकामा नरा [illegible] यांति सहस्रशः ॥

લોમશ કહે છે—હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! અહીં મનુષ્યો દેહ ત્યાગ કરવાથી સ્વર્ગલોક પ્રત્યે જાય છે. માટે હજારો મનુષ્ય મૃત્યુ પામવાની ઇચ્છાથી અહીં

આવે છે કેમકે પૂર્વે દક્ષે અહિં યજ્ઞ કર્યો હતો, ત્યારે એવી રીતે કહ્યું છે કે, જે કોઇ મનુષ્ય અહીં આવી મૃત્યુ પામશે, તે સ્વર્ગે જશે. આ મહા રમણીય શોભાવાળી સરસ્વતી અને ઓઘવતી નામે નદીઓ છે. હે પૃથ્વીપતિ! સરસ્વતીએ ભિલ્લો ન જાણે તે માટે પૃથ્વીની અંદર પ્રવેશ કર્યો છે, માટે તે પ્રવેશ કરવાનું વિનશન નામનું આ દ્વાર છે. ચમસોદ્ભેદ નામનું તીર્થ છે જેમાં સરસ્વતી પ્રત્યક્ષ દેખાય છે તથા સમુદ્રમાં ભળનારી સર્વ નદીઓ રહે છે. હે શત્રુને દમન કરનાર! આ સમુદ્રનું શ્રેષ્ઠ તીર્થ છે, જેની સાન્નિધ્ય પૂર્વે લોપામુદ્રા અગસ્ત્ય ઋષિ પાસે આવી તે ઋષિને વર્યા હતા. હે સૂર્ય સરખા પ્રકાશમાન! પુણ્યરૂપ, પવિત્ર, અને જીવોના પાપને ટાળનાર ઇંદ્રનું આ પ્રભાસ તીર્થ અત્યંત શોભે છે. સર્વ તીર્થોમાં ઉત્તમ એવું વિષ્ણુપદ નામનું તીર્થ દેખાય છે. આ દેહ ધારી જીવોને પવિત્ર કરનારી વિપાશા નામની નદી છે, જેમાં પુત્ર નાશ પામી જવાથી શોકયુક્ત થયેલા વસિષ્ઠ ઋષિ પોતાના શરીરને બાંધી પડયા હતા, પણ તેનાં બંધનનાં દોરડાં છૂટી જવાથી બંધન વગરના થઇને પાછા તેમાંથી બહાર નીકળ્યા હતા. હે શત્રુને જીતનાર રાજન! જેમાં શ્રેષ્ઠ ઋષિયો નિવાસ કરે છે એવું મહા પવિત્ર આ કાશ્મીર મંડળ છે, તેને તમે તમારા ભાઇઓ સહિત જુઓ, જે મંડળને વિષે પૂર્વે ઉત્તર દિશામાં રહેનારા બ્રાહ્મણોનો તથા નહુષના પુત્રનો અને અગ્નિ તથા કશ્યપવંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોનો સંવાદ થયો હતો. હે મહારાજ! આ માનસ પર્વતનું દ્વાર છે, જેને પૂર્વે શ્રેષ્ઠ સ્વરૂપવાન તથા સત્ય પરાક્રમી શ્રી રામચંદ્ર આ પર્વતમાં રહીને વિદેહ રાજાના દેશથી પણ ઉત્તમ અને જેમાં કમળનાં પુષ્પોને ખેંચી લાવે એવો પવન પણ આવી શકે નહીં એવું કર્યું હતું. પુરૂષોમાં શ્રેષ્ઠ! અહીં બીજું એક આશ્ચર્ય એ છે કે, જ્યારે એક વર્ષ પૂરૂં થાય છે ત્યારે ચૈત્ર સુદિ પ્રતિપદાને દિવસે પાર્ષદો તથા પાર્વતી સહિત મહાદેવજીનું દર્શન થાય છે તેજ દિવસે યજ્ઞ કરનાર બ્રાહ્મણો પોતાના કલ્યાણને માટે યજ્ઞો કરી તેનું યજન કરે છે, માટે કોઇ શ્રદ્ધાવાન જિતેંદ્રિય પુરૂષ અહીં રહેલા તળાવમાં સ્નાન કરે તો તે સર્વ પાપથી મૂકાઇ શ્રેષ્ઠ લોકને પામે, એમાં સંશય નથી. હે રાજન! આ ઉજ્જાનક નામનો દેશ છે જ્યાં કાર્તિકસ્વામી તથા અરૂંધતી સહિત વસિષ્ઠ ઋષિ શાંતિ પામ્યા છે. જેમાં રહેલા દર્ભની ઉપર કમળનું પુષ્પ રહેલું છે એવું આ કુશવાન નામનું તળાવ છે, જેની સાન્નિધ્ય ક્રોધ વગરનાં રૂકિમણીનો આશ્રમ છે, તેમાં તે શાંતિ પામ્યાં છે. હે પાંડુ રાજાના પુત્ર! તમે પૂર્વે ભૃગુતુંગ પર્વતનું દર્શન કરવાથી મનુષ્યને સમાધિ કરવા બરોબર ફળ પ્રાપ્ત થાય છે, એમ સાંભળ્યું છે, તેને તમે જોશો. હે રાજેંદ્ર! જીવોનાં સર્વ પાપનો નાશ કરે એવી શ્રેષ્ઠ ઋષિયોએ સેવન કરેલી અને નિર્મળ ઠંડા જળવાળી આ વિતસ્તા નામની નદી છે, તેને તમે જુઓ. હે ભારત! આ જળા, ઉપજળા તથા યમુના નામની નદિઓ છે, તેને તમે આ તરફથી જુઓ. જે યમુનાની સાન્નિધ્ય ઉશીનર રાજા યજ્ઞ કરીને ઇંદ્ર કરતાં પણ અધિકપણાને પામ્યો હતો. હે પૃથ્વીપતિ! કોઇ કોઇ દિવસે તે ઉશીનર રાજાની દેવતાઓની સભા સરખી રાજસભામાં ઇંદ્ર તથા અગ્નિ આવતા હતા. તે રાજાએ એક સમયે યજ્ઞ કર્યો. ત્યારે તેનું પારખું જોવા સારૂ ઇંદ્ર, શ્યેન પક્ષી તથા અગ્નિ કપોત પક્ષી થઇને તેના યજ્ઞમંડપ પ્રત્યે આવ્યા. તે સમયે હે રાજન! કપોત પક્ષી શ્યેન પક્ષીના ભયથી પીડાયુક્ત થઇને શરણ રહેવાની ઇચ્છાથી ઉશીનર રાજાના ખોળામાં જઇ બેઠું.

ऊरुराजः समासाद्य कपोतः श्येनजाद्भयात्
शरणार्थी तदा राजन्निलिल्ये भयपीडितः ॥

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां श्येनकपोतीये गुर्जरभाषायां त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३० ॥**

---

## અધ્યાય ૧૩૧ મો. શ્યેન કપોતનું આખ્યાન.

**श्येन उवाच—धर्मात्मानं त्वाहुरेकं सर्वे राजन्महीक्षितः ।**
**सर्वधर्मविरुद्धं त्वं कस्मात्कर्म चिकीर्षसि ॥**

શ્યેન પક્ષી કહે છે—હે રાજન્ ! તું સર્વ રાજાઓમાં એકજ ધર્માત્મા કહેવાય છે ને સર્વ ધર્મથી વિરૂદ્ધ એવું કર્મ કરવાની ઇચ્છા કેમ કરે છે ? હે રાજન્ ! ક્ષુધાએ કરી પીડા પામતા એવા મારૂં, આ કપોત પક્ષી ભક્ષ્ય છે માટે તું ધર્મના લોભથી તેની રક્ષા કર માં. કારણ કે, તેમ કરવાથી તારા ધર્મ નાશ પામશે. ઉશીનરે કહ્યું કે—હે પક્ષી ! તારાથી ભય પામેલો ત્રાસયુક્ત, શરણ રહેવાની ઇચ્છાવાળો અને પોતાના પ્રાણ રહેવામાં ઉત્સાહવાન આ કપોત પક્ષી મારી પાસે આવ્યો છે, માટે મારે તેની રક્ષા કરીને, તેને અવશ્ય અભય આપવું જોઇએ. વળી તું તેમ કરવાથી થતા ધર્મને કેમ જાણતો નથી ? હે શ્યેનપક્ષી ! અત્યંત કંપતો અને ભ્રાંત થયેલો આ કપોત જીવવાની ઇચ્છાથી મારી પાસે આવેલો છે, માટે તેનો મારે ત્યાગ કરવો એ ઘણું નિંદ્ય છે. કોઇ પુરૂષ બ્રાહ્મણનો અથવા સર્વ લોકની માતારૂપ ગાયનો નાશ કરે અથવા શરણ આવેલાનો ત્યાગ કરે, તો તેને પાપ લાગે છે. શ્યેનપક્ષીએ કહ્યું કે—હે પૃથ્વીપતિ ! સર્વ પ્રાણી આહારથી ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે તથા જીવે છે. દુઃખે કરીને પણ જેનો ત્યાગ થઇ શકે નહીં એવા અનેક અર્થો વગર જીવ ઘણા દિવસ સુધી જીવી શકે છે, પણ ભોજનનો ત્યાગ કરવાથી કોઇ પણ જીવવા સમર્થ થતું નથી. હે પૃથ્વીપતિ ! તમે આજ મને મારા ભક્ષ્યથી વિયોગ પમાડો છો માટે મારા પ્રાણ દેહનો ત્યાગ કરીને, જેને વિષે કંઈ ભય થતો નથી એવા માર્ગે જશે. હે ધર્માત્મા ! એવી રીતે હું નાશ પામીશ ત્યારે મારા વગર મારાં પુત્ર તથા સ્ત્રીઆદિ સર્વ મૃત્યુ પામશે. તું એક આ કપોત પક્ષીની રક્ષા કરે છે પણ ઘણાંઓના પ્રાણની રક્ષા કરતો નથી. હે સત્ય પરાક્રમી ! જે ધર્મ, ધર્મને બાધ કરે છે તે ધર્મ કહેવાય નહીં પણ અવળો ધર્મ કહેવાય. જે ધર્મનો વિરોધ ન આવે તેજ શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે. હે પૃથ્વીનું પાલન કરનાર ! બુદ્ધિમાન્ પુરૂષો ધર્મનું કામ કરવામાં ધર્મ તથા અધર્મ બેઉ થતાં હોય તો તેનો વિચાર કરીને જેમ કોઇ તરેહથી ધર્મને વિરોધ ન આવે તેમ કરે છે, માટે તું ધર્મ તથા અધર્મનો નિશ્ચય કરતાં ધર્મ અધર્મ શાથી વધારે ઓછો થાય છે તે જાણીને જે કરવાથી વધારે ધર્મ થાય તે કર. ઉશીનરે કહ્યું કે હે પક્ષિયોમાં શ્રેષ્ઠ ! તું ધર્મયુક્ત વાક્ય બોલે છે માટે શું સર્વ પક્ષિયોનો રાજા ગરૂડ છે ! કારણ તું ધર્મ જાણનાર દેખાય છે. હે પક્ષિ ! તું મહા શોભાયમાન ધર્મયુક્ત વાક્ય બોલે છે, માટે તને ધર્મ તથા અધર્મ શાથી થાય, તે જાણવામાં છે એમ હું માનું છું. પણ શરણ આવેલા કપોતનો મારે ત્યાગ કરવો અને તારે તેને ભક્ષ્ય કરવાનો આરંભ કરવો, એ સારૂં છે એમ તું કેમ માને છે ? હે પક્ષિ ! હું તને આ કપોત કરતાં વધારે ભક્ષ્ય આપીને એને બચાવવા સમર્થ છું, માટે બળદ, વરાહ આદિના પાઉ, તું જે કહે તે તારી ઇચ્છા પ્રમાણે એને બદલે આપું. શ્યેન પક્ષી

બોલ્યો કે, હે મહારાજ! હું બળદ, વરાહ વા મૃગોને ભક્ષ્ય કરીશ નહીં, કારણ મારે બીજા પ્રાણીઓનું ભક્ષ્ય કરવાની જરૂર નથી, માટે હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ રાજન! જે મારું ભક્ષ્ય દૈવે નિર્માણ કર્યું છે તે આ કપોત પક્ષિનો તું ત્યાગ કર; કારણ શ્યેન પક્ષી કપોત પક્ષીનું ભક્ષ્ય કરે છે એ પરંપરાની રીતિ છે માટે તું શું કરવાથી સારું થાય છે તે જાણ્યા વગર કપોત પક્ષીની રક્ષા કરવારૂપ કેળના વૃક્ષ ઉપર ચઢવા સરખું કર માં! ઉશીનરે કહ્યું કે, હે આકાશમાં ગતિ કરનાર પક્ષિ! હું શિબિ રાજાએ ઘણી સમૃદ્ધિયુક્ત કરેલો આ દેશ અથવા બીજું પણ જે તું કહીશ તે તને આપીશ, પણ શરણ આવેલું આ પક્ષી આપીશ નહીં. આ કપોતને બદલે જે આપવાથી તારી વૃત્તિ તોડવાનો દોષ મને ન લાગે એવો પદાર્થ તને ઇચ્છામાં આવતો હોય તે કહે, હું તને તારા કહેવા પ્રમાણે આપીશ. શ્યેન પક્ષીએ કહ્યું કે, હે ઉશીનર! જો તને આ કપોત પક્ષીમાં સ્નેહ બંધાયો હોય તો તું તેને બદલે તારા શરીરનું માંસ તેના બરોબર તોળીને આપ, જેથી મને સંતોષની પ્રાપ્તિ થાય. ઉશીનર બોલ્યો કે, હે શ્યેન પક્ષિ! તું આ કપોત પક્ષીને બદલે એના વજન બરોબર મારા શરીરનું માંસ માગે છે, એ હું તારો મોટો અનુગ્રહ માનું છું, માટે આજ તને મારા શરીરનું માંસ આ કપોત પક્ષીની બરોબર ત્રાજવામાં તોળીને આપીશ.

લોમશ કહે છે—હે કુંતીના પુત્ર! એ પ્રમાણે પરમ ધર્મને જાણનાર ઉશીનર રાજા, શ્યેન પક્ષીને કહીને તેને કપોત પક્ષીના વજન બરોબર પોતાનું માંસ આપવા સારુ પોતાના શરીરમાંથી માંસ કાઢી ત્રાજવામાં નાખી જોખવા લાગ્યો. કપોત બરોબર નહીં થવાથી વળી પોતાના શરીરમાંથી બીજું માંસ કાઢી જોખ્યું તોપણ બરોબર થયું નહીં, ત્યારે પોતે તેના બરોબર જોખાવા સારૂ ત્રાજવામાં બેઠો. હે રાજન! તે જોઇને શ્યેન પક્ષિએ કહ્યું કે, હે ધર્મ જાણનાર! હું ઇંદ્ર છું અને આ કપોત પક્ષી અગ્નિ છે, અમે બેઉ જણ તારું ધર્મિષ્ઠપણું તપાસવા સારૂ તારા યજ્ઞ પ્રત્યે આવ્યા છીયે. હે પૃથ્વીપતિ! તેં આ કપોતને બદલે મને આપવા સારૂ પોતાના શરીરમાંથી માંસ કાઢયું માટે જગતમાં તારો યશ ઘણો વિસ્તાર પામશે. વળી જ્યાં સુધી જગતમાં મનુષ્ય તારા યશનું ગાન કરશે, ત્યાં સુધી તારો યશ તથા તને શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ નિરંતર રહેશે. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ઉશીનર રાજાને કહીને ઇંદ્ર સ્વર્ગ પ્રત્યે ને તે રાજા પણ પૃથ્વીને વિષે ધર્મનો વિસ્તાર કરી પ્રકાશમાન પોતાના દેહ સહિત કેટલેક કાળે સ્વર્ગ પ્રત્યે ગયો. હે પાંડવ! તે મહાત્મા ઉશીનર રાજાનું જે આ મહા પવિત્ર અને જીવોના પાપને ટાળનારું સ્થાન છે તેને તમે મારા સહિત જુઓ, કારણ હે રાજન! એ સ્થાનમાં પુણ્યવાળા અને મહાત્મા બ્રાહ્મણો સહિત દેવતાઓ તથા ઘણા આયુષ્યવાળા મુનિયો નિરંતર નિવાસ કરે છે.

तत्र वै सततं देवा मुनयश्च सनातनाः
दृश्यंते ब्राह्मणै राजन् पुण्यवद्भिर्महात्मभिः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां श्येनकपोतीये गुर्जरभाषायामेकत्रिंशाधिकशततमोऽध्यायः ॥ १३१ ॥

## અધ્યાય ૧૩૨ મો. અષ્ટાવક્ર આખ્યાન.

**लोमश उवाच—यः कथ्यते मंत्रविदग्र्यबुद्धिरौद्दालकिः श्वेतकेतुः पृथिव्यां**
**तस्याश्रमं पश्य नरेंद्र पुण्यं सदा [illegible]पन्नं महीजैः ॥**

લોમશ કહે છે—હે નરેંદ્ર ! પૃથ્વીમાં મંત્રશાસ્ત્રને વિષે કુશળ અને બુદ્ધિમાન ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુ કહેવાય છે, તેનો સદૈવ ફળવાળાં વૃક્ષોથી યુક્ત આ પવિત્ર આશ્રમ છે તે જુઓ. અહીં પૂર્વે શ્વેતકેતુએ મનુષ્યદેહ ધારણ કરેલી સરસ્વતીને જોઇ કહ્યું હતું કે, તું અહિં આવે છે તે હું તને જાણું છું. હે રાજન ! આ યુગમાં પૃથ્વીને વિષે વેદ જાણનારાઓમાં કુશળ એવા મામા ભાણેજ કહોડના પુત્ર અષ્ટાવક્ર તથા ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુ નામના બે મુનિયો છે જે બન્નેએ વિદેહ રાજાના યજ્ઞમાં જઇને વાદમાં બંદીજનને જીતી શિક્ષા કરી છે. હે કુંતીના પુત્ર ! સર્વ બ્રાહ્મણમાં ઉત્તમ અને બાલ્યાવસ્થામાં વિદેહ રાજાના યજ્ઞમાં જઇ બંદીજનને જીતી નદીમાં નાખી દેનાર અષ્ટાવક્ર મુનિ જેના દૌહિત્ર થાય છે એવા ઉદ્દાલકનો આ પવિત્ર આશ્રમ છે, તેમાં તમે ભાઇઓ સહિત પ્રવેશ કરી વિશ્રાંતિ કરો. યુધિષ્ઠિર પૂછે છે કે હે લોમશ ! અષ્ટાવક્રે વિદેહના યજ્ઞમાં જઇ બંદીજનને જીતી લીધો પણ તે અષ્ટાવક્ર એવા મહાન્ પ્રભાવવાળા કેમ થયા ? ને તેમનો એવો શો મહિમા હતો તે યથાર્થ કહો. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! ઉદ્દાલકનો કહોડ એવા નામનો જિતેંદ્રિય શિષ્ય હતો. તેણે પોતાના ગુરૂની સેવા કરવાની ઇચ્છાથી તેને વશ થઇ, ઘણા કાળ સુધી વેદાધ્યયન કરતાં કરતાં તેની ચાકરી કરી. શિષ્યની પરિચર્યાથી પ્રસન્ન થઇ ગુરૂએ તેને સર્વ વેદ ભણાવ્યા તથા પોતાની પુત્રી પણ આપી. હવે તે કહોડની સ્ત્રી ઉદ્દાલકની પુત્રી કેટલોક કાળ વ્યતિત થયો ત્યારે સગર્ભા થઇ. પછી અગ્નિ સમાન પ્રકાશમાન તે સ્ત્રીના ગર્ભે, નિરંતર અધ્યયન કરતા એવા પોતાના પિતાને જોઇ કહ્યું કે—હે પિતાજી ! તમે આખી રાત્રિ અધ્યયન કરો છો એ કંઇ સારૂ નથી. હે રાજન ! એ પ્રમાણે શિષ્ય સાથે બેઠેલા કહોડને ગર્ભે કહ્યું, ત્યારે તેણે ઉદરસ્થિત ગર્ભને શાપ આપતાં કહ્યું કે, તું તારી માતાના ગર્ભમાં રહી મને આ પ્રમાણે કહે છે, માટે તારા શરીરમાં આઠ વાંક થશે. પછી ગર્ભવાળી અને વૃદ્ધિ પામતા ગર્ભથી પીડિત એવી તે સ્ત્રીએ ધનની ઇચ્છાથી નિર્ધન પોતાના પતિને આ પ્રમાણે કહ્યું કે, હે પ્રિય ઋષિ ! મને ગર્ભ ધારણ કર્યે હમણાં દશમો માસ ચાલે છે, પણ પ્રસૂત થઇશ ત્યારે તે દુઃખને કેમ સહન કરીશ ? કેમકે તમારી પાસે કાંઇ દ્રવ્ય નથી કે જે વડવડે પ્રસૂતિ સમયે જોઇતાં સાહિત્યો મેળવી દુઃખને નિવૃત્ત કરૂં. હે ભારત ! સ્ત્રીનાં વચન સાંભળી કહોડ ઋષિ દ્રવ્ય વાસ્તે જનક રાજાને ત્યાં ગયા. ત્યાં એક બંદીજને તેને વાદવિવાદથી જીતી, જળમાં બુડાડી દીધા. પછી કહોડની સ્ત્રી પ્રસૂત થઇ ત્યારે તેને આઠ વાંકવાળો પુત્ર થયો. આઠ ઠેકાણેથી વાંકો માટે તેનું નામ અષ્ટાવક્ર પડયું. અષ્ટાવક્રનો મામો શ્વેતકેતુ હતો, તે પણ વયમાં તેની સમાન થયો. પછી ઉદ્દાલકે પોતાના જમાઇ કહોડને જનક રાજાના બંદીજને વાદવિવાદમાં જીતી જળમાં બુડાડવાની વાત સાંભળી પોતાની પુત્રીને કહ્યું કે, હે પુત્રિ ! તારા પતિને જનક રાજાના બંદીજને વાદવિવાદમાં જીતી જળમાં બુડાડી નાખ્યો છે. આ વાત તારે અષ્ટાવક્ર બાળકથી ગુપ્ત રાખવી. હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા રાજન ! આ પ્રમાણે પોતાના પિતાના કહેવાથી તે સ્ત્રીએ, પોતાના પતિને જનકના બંદીજને બુડાડવા સંબંધી

વૃત્તાંત અષ્ટાવક્ર બાળક પાસે ન કહ્યું. તેથી બાળક બહુકાળ પર્યંત એ વિષયથી અજાણ્યો રહ્યો. ઉદ્દાલકને પિતારૂપ તથા તેના પુત્ર શ્વેતકેતુને ભ્રાતારૂપ માનતો હતો. એક સમયે ઉદ્દાલકના ઉત્સંગમાં અષ્ટાવક્રને બેઠેલા જોઇ, બાર વર્ષની વયના શ્વેતકેતુએ તેને ઉઠાડી મૂકવાના અભિપ્રાયથી રૂદન કરતા બાળકનો હસ્ત ખેંચી કહ્યું કે, એ તારા પિતા નથી ! હે રાજન ! એ પ્રમાણે બહુ અપ્રિય લાગે એવાં શ્વેતકેતુનાં વચનો વારંવાર અંતઃકરણમાં સાંભરી આવવાથી, મહાન્ દુઃખયુક્ત થયેલા અષ્ટાવક્રે ગૃહ પ્રત્યે આવી પોતાની માતાને પૂછ્યું કે, હે માતા ! મારા પિતા ક્યાં છે? હે રાજન ! આ પ્રમાણે પોતાના પુત્રનાં વચન સાંભળી મહા દુઃખયુક્ત થયેલી માતાએ વિચાર્યું કે, હું જો આને યથાર્થ વાર્ત્તા નહિ કહું તો મને અવશ્ય શાપ આપશે, માટે યથાર્થ વાત બની હતી તેવી કહી દીધી. ત્યારે અષ્ટાવક્રે પોતાના પિતાના મરણની યથાર્થ વાર્ત્તા સાંભળી, તેજ દિવસની રાત્રિએ પોતાના મામા શ્વેતકેતુની પાસે આવીને કહ્યું કે, જનક રાજાનો યજ્ઞ ઘણો આશ્ચર્યવાળો સંભળાય છે માટે ચાલો આપણે ત્યાં જઇએ. ત્યાં જઇશું તો આપણને બ્રાહ્મણોના વાદવિવાદો સાંભળવામાં આવશે. અને ઉત્તમ અર્થની પણ પ્રાપ્તિ થશે વળી ત્યાં જવાથી આપણને વિચક્ષણપણું પ્રાપ્ત થશે ને કલ્યાણકારક વેદધ્વનિ સંભળાશે. હે રાજન ! પછી મામો ભાણેજ બન્ને જણા જનકરાજાના મોટી સમૃદ્ધિવાળા યજ્ઞ પ્રત્યે ગયા. ત્યાં માર્ગે જતાં અષ્ટાવક્ર, જનકરાજાને દૂરથી પોતાની સન્મુખ જોઇ, તે માર્ગ તેને છોડી દેવાનું કહેવા લાગ્યા.

तौ जग्मतुर्मातुलभागिनेयौ यज्ञं समृद्धं जनकस्य राज्ञः
अष्टावक्रः पथिराज्ञासमेत्य प्रोत्सार्यमाणो वाक्यमिदं जगाद ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रा[illegible]क्रीये गुर्जरभाषायां द्वात्रिंशाधिकशततमोऽध्यायः ॥ १३२ ॥

---

## અધ્યાય ૧૩૩ મો. જનકસભામાં અષ્ટાવક્ર.

अष्टावक्र उवाच—अंधस्य पंथा बधिरस्य पंथाः स्त्रियः पंथा भारवाहस्य पंथाः
राज्ञः पंथा ब्राह्मणेनासमेत्य समेत्य तु ब्राह्मणस्यैव पंथाः ॥

અષ્ટાવક્ર કહે છે–હે રાજન ! આંધળા, બહેરા, સ્ત્રિયો તથા ભાર ઉપાડનારને જવા સારૂ રાજાએ માર્ગ આપવો. તેમાં બ્રાહ્મણને તો તેની નિકટ ગયા વિના અથવા નિકટજ જઇને માર્ગ આપવો. જનકે કહ્યું કે, હે બ્રાહ્મણ ! હું તમને જવા સારૂ આ માર્ગ આપું છું માટે જે તરફથી જવાની ઇચ્છા હોય તે તરફ જાઓ. ઇંદ્રાદિ દેવતાઓ પણ બ્રાહ્મણોને નમે છે માટે બ્રાહ્મણો કાંઇ અગ્નિથી ઓછા નથી. અષ્ટાવક્રે કહ્યું કે, હે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ જનક! અમે તારા યજ્ઞ સંબંધી મોટું આશ્ચર્ય સાંભળી તે પ્રત્યે આવ્યા છીએ. તારા અતિથિ થઇ અહીં આવેલા અમો યજ્ઞ મંડપમાં પ્રવેશની તથા તારા દ્વારપાળની ઇચ્છા કરીએ છીએ. હે જનક ! તારા યજ્ઞને તથા તને જોવા માટે અને તારી સાથે ભાષણ કરવા માટે આવેલા, ક્રોધરૂપી વ્યાધિથકી બળતા એવા અમોને તારો દ્વારપાળ સભામાં પ્રવેશ કરવા દેતો નથી. દ્વારપાળ કહે છે–આજ્ઞાનુસારી હું આપને વંદન કરૂં છું, ને જે વાત કહું તે સાંભળો—હે બ્રાહ્મણો ! અહિં બાલ્યાવસ્થાવાળા બ્રાહ્મણો પ્રવેશ કરી શકતા નથી વૃદ્ધ

અને વિદ્વાન્ બ્રાહ્મણો પ્રવેશ કરે છે. અષ્ટાવક્ર બોલ્યા કે, હે દ્વારપાળ ! જે એમાં વૃદ્ધ બ્રાહ્મણોએ પ્રવેશ કર્યો હોય તો અમારે પણ પ્રવેશ કરવો યોગ્ય છે; કારણ કે અમો વૃદ્ધ શ્રેષ્ઠ વ્રતવાળા, વેદના પ્રભાવવાળા, વેદોના પાઠને સાંભળવાની ઇચ્છાવાળા, જિતેંદ્રિય તથા જ્ઞાનનો વિચાર કરવાને સમયે જ્ઞાનનિષ્ઠાને પામેલા છીએ; વાસ્તે તારે અમોને બાળક જાણવા નહીં. થોડો અગ્નિ હોય તો પણ કોઇ સ્પર્શ કરે તો તેને બાળે છે એમ અમોએ સાંભળ્યું છે. દ્વારપાળ કહે છે—જો તું વેદ જાણતો હોય તો વેદના મંત્રથી યુક્ત, બ્રહ્મ પ્રતિપાદન કરનારી, મંત્રના અર્થ સંબંધી અનેક વાદ છે એવા તથા ઘણું કરીને કર્મકાંડનું અધિકપણું જેમાં આવે એવી વાણી બોલ. પણ હે બાળક ! પોતાના દેહને બાલ્યાવસ્થાવાન તો જોતો નથી. પોતે પોતાના મુખથી વખાણ શા સારૂ કરે છે ? જગતમાં બુદ્ધિમાન્ પુરૂષ મળવા ઘણા દુર્લભ છે. અષ્ટાવક્રે કહ્યું કે હે દ્વારપાળ ! શાલ્મલી વૃક્ષના ફળની અંદર રહેલી મોટી ગાંઠની પેઠે સાર વિનાનું મોટું શરીર વૃદ્ધ ન કહેવાય ન્હાનું અને દુર્બળ પણ સારવાળું શરીર વૃદ્ધ કહેવાય છે. દ્વારપાળે કહ્યું કે, આ જગતમાં વૃદ્ધ પામેલી મતિ બાળને બાળકો કાળાંતરે વૃદ્ધ થાય છે પણ અલ્પકાળથી જ્ઞાન મળી શકતું નથી, માટે હે બાળક ! વૃદ્ધ પુરૂષની પેઠે શા સારૂ ભાષણ કરે છે અષ્ટાવક્રે કહ્યું કે, હે દ્વારપાળ ! માથામાં શ્વેતકેશ આવ્યાથી વૃદ્ધ કહેવાય નહીં, બાળક પણ જો જ્ઞાનવાન હોય તો તેને દેવતાઓ વૃદ્ધ જાણે છે. ઘણા વર્ષવાળા પળી ગયેલા દ્રવ્યવાન તથા બંધુઓથી યુક્ત નહિ, પણ કેવળ સાંગોપાંગ વેદ ભણેલાનેજ ઋષિઓ વૃદ્ધ કહે છે. હે દ્વારપાળ ! હું રાજસભામાં બંદીજનને જોવાની ઇચ્છાથી આવ્યો છું, માટે સુવર્ણમાળા ધારણ કરનાર જનક રાજાને મારૂ આગમન નિવેદન કર. હે દ્વારપાળ ! આજ હું બુદ્ધિમાન પુરૂષોની સાથે બોલીશ તથા વાદવિવાદમાં બંદીજનને જીતીશ તે તું જોઇશ. આજ હું સભામંડપમાં પ્રવેશ કરીશ ત્યારે મારી સાથે કોઇપણ બોલી શકશે નહીં, પછી હું બાળક છું અથવા વૃદ્ધ છું, એ જનક રાજા સહિત પરિપૂર્ણ વિદ્વાન તથા પુરોહિતાદિ બ્રાહ્મણોને જાણવામાં આવશે. દ્વારપાળે કહ્યું કે હે બ્રાહ્મણ ! જે યજ્ઞમાં નમ્રતાવાળા વિદ્વાન્ બ્રાહ્મણો પ્રવેશ કરે છે, તેમાં દશ વર્ષની વયવાળો તું પ્રવેશ કરી શકે એમ નથી, તોપણ તારાથી પ્રવેશ કરી શકાશે એવા ઉપાયનો હું યત્ન કરીશ. તું બંદીજનને જીતવાનો યત્ન યથાર્થ કરજે.

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે દ્વારપાળનાં વચન સાંભળીને અષ્ટાવક્રે વિદેહ રાજાને કહ્યું કે—હે જનકવંશમાં શ્રેષ્ઠ વિદેહ રાજન ! તમે ચક્રવર્તી રાજા છો; તમારે વિષે સર્વ ગુણો રહ્યા છે તથા પૂર્વે યજ્ઞરૂપ કર્મ કરનાર જેમ એકજ યયાતિ રાજા થઇ ગયો, તેમ હમણાં તમે છો. હે રાજન ! તમારા યજ્ઞમંડપમાં વાદવિવાદની રીતિ જાણનાર બંદીજન તમારા ચાકરોની સહાયતાથી, વાદમાં હારી ગયેલા વૃદ્ધ પુરૂષોને નિશંક થઇ જળમાં બુડાડી દે છે એમ મેં સાંભળ્યું છે, માટે આજે હું બ્રાહ્મણોની સમક્ષ તે બંદીજન સાથે અદ્વૈતબ્રહ્મ સંબંધી વાદ કરવા આવ્યો છું; વાસ્તે તે ક્યાં છે તે મને કહો હું તેને મળીને જેમ સૂર્ય નક્ષત્રના પ્રકાશનો નાશ કરે છે તેમ તેને જીતી નાશ કરીશ. રાજાએ કહ્યું કે—હે બાળક ! તું બંદીજનના બોલવાના બળને ન જાણતાં, જેમ તેના બળને જાણનારા પુરૂષો તેને જીતવા વિષે બોલે તેમ તેને જીતવા વિષે બોલે છે. પણ અહીં આવેલા વેદ જાણનારા બ્રાહ્મણોએ તેને જોયો છે, ને જેમ સૂર્યની પાસે તારાઓ શોભા રહિત થાય છે તેમ તેઓ શોભા રહિત

થયા છે. હે બાળક ! શાસ્ત્રાદિના જ્ઞાનથી મદોન્મત્ત, અમે તેને જીતીશું એમ બોલનારા અને તેને જીતવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો તે બંદીજન પાસે આવ્યા પણ ઉલટો પોતાનો પરાજય થવાથી શોભા વિનાના થઇ પાછા ગયા કેમકે સભામાં બેસનારા પુરૂષો પોતાનો પરાજય થવા પછી કશું બોલતા નથી. અષ્ટાવક્રે કહ્યું કે હે રાજન ! બંદીજનને હું સરખા સાથે વાદવિવાદ કર્યો નથી, તેથી તે નિર્ભય અને સિંહ સરખો થયો છે પણ જ્યારે મારી સાથે વાદવિવાદ કરશે ને તેમાં હું તેને જીતીશ, ત્યારે સુતેલા પુરૂષની પેઠે જડ સરખો બની, જેમ ભાગેલા પૈડાવાળું ગાડું ચાલી શકે નહીં તેમ ચાલી શકશે નહીં. વિદેહ રાજા બોલ્યો કે હે બ્રાહ્મણ ! પ્રત્યેક માસમાં ત્રીશ ત્રીશ દિવસો આવે છે એવા બાર માસનું એક સૌરસંવત્સર જેમાં બાર પૂર્ણિમા તથા બાર અમાવાસ્યા આવે એવું ચાંદ્રસંવત્સર, જેમાં ત્રણુસોને સાઠ દિવસ આવે એવું સાવનસંવત્સર: આ ત્રણ સંવત્સરાત્મક કાળચક્રના સ્વરૂપને જે જાણે છે તે કવિ કહેવાય છે માટે તું જો તેને જાણતો હોય તો કહે, અષ્ટાવક્ર બોલ્યા કે હે રાજન ! બાર, પૂર્ણિમા તથા બાર અમાવાસ્યા, એ ચોવીસ દિવસ યુક્ત છ ઋતુરૂપ નાભિવાળું, બાર માસ અથવા બાર રાશીરૂપ ભાગવાળું ત્રણુસોને સાઠ દિવસરૂપ આરાવાળું અને નિરંતર ગતિ કરનારૂં એવું તે શિશુમાર ચક્ર તારી રક્ષા કરો. રાજાએ પૂછ્યું કે–હે બ્રાહ્મણ ! રથમાં જોડેલી ઘોડીઓની પેઠે દેવતાઓની સાથે ગતિ કરનાર, શ્યેન પક્ષીની પેઠે પડનાર એવા બેઉ જણના ગર્ભને કોણ ધારણ કરે છે ને તેઓ ક્યા ગર્ભને પ્રસવે છે ? અષ્ટાવક્રે કહ્યું કે–હે રાજન ! વીજળી તથા કડાકાના ગર્ભને વાયુરૂપ સારથિવાળો મેઘ ધારણ કરે છે, જેઓ વર્ષારૂપ ગર્ભને પ્રસૂત થાય છે અથવા દુઃખ તથા મૃત્યુના ગર્ભને વાયુરૂપ સારથિવાળું મન ધારણ કરે છે, જેઓ મનરૂપ ગર્ભને પ્રસૂત થાય છે, તેઓ તમારા તથા તમારા શત્રુના ઘરને વિષે પણ પ્રાપ્ત ન થાઓ. વિદેહ રાજાએ પૂછ્યું કે—હે બ્રાહ્મણ ! નિદ્રામાં નેત્ર કોણ મિંચતું નથી ? ઉત્પન્ન થવાની વખતે કોણ હાલતું નથી ? કોને હૃદય નથી ? અને વેગે કરી કોણ વૃદ્ધિ પામે છે ? અષ્ટાવક્રે કહ્યું કે–હે રાજન ! મત્સ્ય નિદ્રામાં નેત્ર મિંચતાં નથી, પક્ષિનાં ઇંડાં ઉત્પન્ન થઇ હાલતાં નથી, પત્થરને હૃદય નથી અને નદી વેગે કરી વૃદ્ધિ પામે છે. વિદેહે કહ્યું કે–હે દેવતા સરખા પરાક્રમિ ! હું તને મનુષ્ય છે એમ માનતો નથી, તું બાળક નથી, મ્હોટો વૃદ્ધ છે એમ માનું છું, બોલવામાં તારા સરખા કોઇ નથી: માટે જવા દ્વાર આપું છું આ બંદી રહ્યો.

न त्वां मन्ये मानुषं देवसत्व न त्वं बाल: स्थविर: संमतो मे
न ते तुल्यो विद्यते वाक्प्रलापे तस्माद्द्वारं वितराम्येषबंदी ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां अष्टावक्रीये गुर्जरभाषायां त्रयस्त्रिंशाधिकशततमोऽध्यायः ॥ १३३ ॥

## અધ્યાય ૧૩૪ મો. અષ્ટાવક્ર આખ્યાન.

अष्टावक्र उवाच—अत्रोग्रसेनसमितेषु राजन् समागतेष्वप्रतिमेषु राजसु
नावैमि वंदिवरमत्र वादिनं महाजले हंसमिवा वामि ॥

અષ્ટાવક્ર કહે છે–હે રાજન ! ઉગ્રસેન સહિત અહિં આવેલા અને બીજાના સરખી

કંઈપણ ઉપમા જેમને આપી શકાય નહીં એવા રાજાઓની મધ્યે વાદ કરવાવાળો પુરૂષોમાં શ્રેષ્ઠ બંદીને હું જાણુતો નથી. પણ જાણું તો જેમ મોટા જળના સ્થાનમાંથી હંસને ગ્રહણ કરૂં તેમ તેને ગ્રહણ કરૂં. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે વિદેહ રાજાને કહીને અષ્ટાવક્ર બંદીને કહેવા લાગ્યા કે—હે અતિવાદ કરવાના ગર્વયુક્ત બંદિ! તું, આજ પરાજય પામેલાને જળમાં નાખી આપીશ એમ મારી પાસે બોલી શકશે નહીં કેમકે જેમ પ્રલય કાળમાં વૃદ્ધિ પામેલા અગ્નિએ કરી નદી સુકાઇ જાય, તેમ મારી પાસે શુષ્ક સરખા થઈ જઇશ માટે મારી સામે આવી વાદ કરવા સ્થિર થા. હે બંદિ! સુતેલા વ્યાઘ્ર સરખા તથા વિષ યુક્ત મુખ અને જીભને ફડફડાવતા એવા સર્પ સરખા અને તેં જેના પિતાને વાદમાં જીતીને જળમાં નાખી આપવા રૂપે મસ્તકમાં લાત મારી છે એવા મને છંછેડ માં. હું તને આજ દંશ કર્યા વગર મુકીશ નહી. માટે સાંભળ—દૃઢ શરીરવાળો અને બળ વગરનો કોઇ પુરૂષ ગર્વથી પર્વતને હાથથી પ્રહાર કરે, તો તેના હાથ તથા નખ ભેદ પામે, પણ પર્વતને કંઇ પણ છિદ્ર દેખાય નહીં. સર્વના રાજા આ વિદેહરૂપ મૈનાક પર્વતની બરોબર બીજા સર્વ રાજાઓરૂપ પર્વતોની જેમ બળદ બરોબર વાછરડાની ગણના થાય નહીં તેમ ગણના થાય એમ નથી. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે બંદીને કહીને વળી અષ્ટાવક્ર વિદેહ રાજાને કહેવા લાગ્યા કે—હે રાજન! જેમ સર્વ દેવતાઓમાં ઇંદ્ર તથા સર્વ નદિયોમાં ગંગાજી શ્રેષ્ઠ છે, તેમ સર્વ રાજાઓમાં તમે એકજ શ્રેષ્ઠ છો; પણ બંદીને મારી પાસે લાવો. લોમશ કહે છે—હે ભારત! એ પ્રમાણે સભામાં ગર્જના કરતાં ક્રોધ પામેલા અષ્ટાવક્રે વળી બંદીને કહ્યું કે—હું વાક્ય બોલું તેનો તું મને ઉત્તર આપ અથવા તું બોલે તેનો હું ઉત્તર આપું. બંદી બોલ્યો કે—જેમ સૂર્ય અથવા અગ્નિ, બીજાને પ્રકાશ કરે છે અને પોતે પોતાની મેળે પ્રકાશમાન થાય છે, તેમ બુદ્ધિ ઇંદ્રિયોને પ્રકાશ કરે છે અને પોતે પોતાની મેળે પ્રકાશમાન થાય છે. વળી તેજ બુદ્ધિ, જેમ ઇંદ્ર એકલોજ સર્વ શત્રુઓનો નાશ કરનાર છે. તેમ બીજાઓએ માનેલા તત્વોને નાશ કરનાર છે તથા જેમ યમ, સર્વ પિતૃઓને નિયમમાં રાખીને પાલન કરે છે, તેમ વિષય સુખથી શરીરનું પોષણ કરનાર ઇંદ્રિયોને પાળે છે અને નિયમમાં પણ રાખે છે. માટે જાગ્રત અવસ્થામાં એક બુદ્ધિજ તત્વ છે અને સ્વપ્નાવસ્થામાં પણ તેજ અનેક પદાર્થોરૂપે ભાસે છે, વાસ્તે તેજ એક તત્વ છે. અષ્ટાવક્રે કહ્યું કે—જેમ ઇંદ્ર તથા અગ્નિ મિત્ર છે, તથા જેમ દેવર્ષિ નારદ તથા પર્વત અને બે અશ્વિનિકુમાર એ જેમ જોડે ફરે છે, તેમ ચિદાભાસ સહિત બુદ્ધિરૂપ જીવ અને અંતર્યામી આત્મા પરસ્પર મિત્ર હોઇને સાથે ફરનાર છે; માટે આત્મા સ્વતંત્ર છે. તેં બુદ્ધિ તત્વ છે એમ કહ્યું પણ તે પરતંત્ર છે, તથાપિ જેમ રથનાં બે ચક્રથી તથા સ્ત્રી પુરૂષથી વ્યવહાર સિદ્ધ થાય એમ વિધાતાએ નિયમ કર્યો છે, તેમ વ્યવહારની સિદ્ધિ માટે તેને માનેલ છે પણ કેવળ તેજ તત્વ છે એમ માનવું વાજબી નથી. બંદી બોલ્યો કે—જીવ પુણ્ય કર્મે કરી દેવતા, વૃક્ષ તથા મનુષ્ય જન્મને અને પાપ કર્મે કરી નરકને તથા વૃક્ષ અને પશુ પક્ષીના જન્મને પામે છે. વળી ઋગ્, યજુ તથા સામ, એ ત્રણ વેદ તાત્પર્યથી બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ, એ ત્રણ આશ્રમોનાં કર્મને બતાવે છે માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, એ ત્રણ વર્ણ ત્રણ પ્રકારનાં કર્મ કરીને, તેનાં ફળને પામે છે વાસ્તે કર્મ તત્વ છે. વળી જીવને સ્વર્ગ, નરક તથા પૃથ્વીને વિષે જન્મની અને જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાની પ્રાપ્તિ પણ કર્મથીજ થાય છે. માટે તેં અંગીકાર

કરેલો જીવાત્મા કર્મને આધિન છે, વાસ્તે હું કર્મને અંગીકાર કરૂં છું. અષ્ટાવક્ર બોલ્યા કે બ્રહ્મજ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા પુરૂષોને જે જ્ઞાન મેળવવાનું સ્થાન સંન્યાસાશ્રમ છે, જેના કુટિચક, બહુદક, હંસ અને નિષ્ક્રિય નામના ચાર ભેદ છે તે જ્ઞાન મેળવવાનો ચારે વર્ણને અધિકાર છે. વળી જાગ્રદાદિ ત્રણ અવસ્થાનાં અભિમાની જે વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ છે, તેથી ભિન્ન વિરાટ અંતર્યામી અને તુરિય છે, જેમનો સાક્ષાત્કાર કરાવનાર પૂર્વે કહેલી ત્રણ અવસ્થાથી જૂદી ચાર અવસ્થા છે, જેમને બતાવનાર પ્રણવના અવયવ અકાર, ઉકાર, મકાર તથા અર્ધમાત્રા છે. કેમકે પ્રણવથી ઉત્પન્ન થયેલી વાણીના પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી નામે ચાર ભેદ પ્રસિદ્ધ છે. તારા કહેવા પ્રમાણે કર્મને તત્વ માનવું લાયક નથી કારણ મારા કહેવા પ્રમાણે જ્ઞાનજ તત્વ છે એમ સિદ્ધ થાય છે. બંદીએ કહ્યું કે—જેમ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય તથા આવસથ્થ એ પાંચ અગ્નિ પ્રસિદ્ધ છે. જેમ આઠ અક્ષરનો એક પાદ એવા પાંચ પાદવાળા મંત્રને વેદમાં પંક્તિછંદ કહ્યો છે. જેમ અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ, પશુ તથા સોમ નામના શ્રૌતયજ્ઞ પાંચ છે, તેમ જ્ઞાનેંદ્રિય પાંચ છે તથા તેમના વિષયો પણ પાંચ છે; જેમનાથી જગ જેમાં મુખ્ય છે એવા પંચ મહાભૂતથી ઉત્પન્ન થયેલા દેહમાં રહેનાર ચૈતન્યની જ્ઞાન, ભ્રાંતિ, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ પાંચ શિખાઓ છે એમ વેદમાં કહ્યું છે. જ્ઞાનેંદ્રિયના પાંચ શાખામાં એ પાંચ વિષયોના સમુદાયને પવિત્ર હદ કહ્યો છે. સમાધિનો નિદ્રામાં અંતર્ભાવ છે એમ માનવું જોઇએ માટે તુરિય તત્વ છે એમ માનવાની કંઇ જરૂર નથી કેમકે કર્તાપણું તથા ભોક્તાપણું એ પાંચ જ્ઞાનેંદ્રિયનેજ છે, માટે તત્વ છે. અષ્ટાવક્ર બોલ્યા કે જેમ અગ્નિહોત્ર લેવા વખતે પુરૂષે છ ગાયોનું દાન આપવું, એમ વેદમાં કહ્યું છે, જેમ સંવત્સરાત્મક કાળચક્રમાં ઋતુઓ છ છે, જેમ કૃતિકાનાં નક્ષત્રો છ છે તથા જેમ વેદમાં સાઘસ્ક નામના યજ્ઞો છ કહેલા છે, તેમ પાંચ જ્ઞાનેંદ્રિયોની સાથે તેમને નિયમમાં રાખનાર છઠ્ઠું મન છે, માટે તે પણ તત્વ છે એમ માનવું જોઇએ, વાસ્તે તારા કહેવા પ્રમાણે તે પાંચ ઇંદ્રિયોજ તત્વ છે એમ માનવું લાયક નથી. તેં નિદ્રામાં સમાધિનો અંતર્ભાવ છે એમ કહ્યું પણ નિદ્રાને વખતે કંઇ પણ અનુભવ થતો નથી, ને સમાધિમાં પોતાના બ્રહ્મસ્વરૂપનો અનુભવ થાય છે માટે સમાધિનો નિદ્રામાં અંતર્ભાવ સંભવતો નથી વાસ્તે સમાધિના અભિમાની તુરિય છે એમ માનવું જોઇએ. વળી સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિયોનો તથા મનનો લય થાય છે, માટે તેના જ્ઞાનના અભાવનો સાક્ષી ચૈતન્યરૂપ અને કર્તારૂપ આત્મા જૂદો છે એમ માનવું યોગ્ય છે. બંદીએ કહ્યું કે—પાંચ જ્ઞાનેંદ્રિય તથા મન અને બુદ્ધિ એ સાત ઇંદ્રિયોથી ઉત્પન્ન થતા સાત વિષયો ગ્રામ્ય વિષય કહેવાય છે તથા એજ સાત ઇંદ્રિયોથી ઉત્પન્ન થયેલા પરલોકના સાત વિષયો વન્ય વિષયો કહેવાય છે, એ બેઉ પ્રકારના ચૌદ વિષયો છે તેમાં ગ્રામ્ય વિષયોમાં આસક્ત પુરૂષ ગ્રામ્યપશુ કહેવાય છે તથા સાત વન્ય વિષયોમાં આસક્ત પુરૂષ વનનાં પશુ કહેવાય છે માટે સાત ઇંદ્રિયો જીવને સાત પ્રકારના વિષયો પ્રાપ્ત કરે છે, જેની આસક્તિથી જીવ પોતાનું આત્મસ્વરૂપ ભૂલી જાય છે માટે એ સાત ઇંદ્રિયોજ તત્વ છે. હવે તેં કહ્યું કે સર્વ ઇંદ્રિયોનો સાક્ષિ આત્મા જૂદો છે તે સંભવતું નથી, કારણ જેમ સાત તારથી વાગતી વીણા શબ્દને ઉત્પન્ન કરે છે, તેમ સાત ઇંદ્રિયોથીજ આત્મા સુખનો અનુભવ કરાવે છે: એ સાત ઇંદ્રિયોથી આત્મા જૂદો રહેતો નથી એમ માનવું યોગ્ય છે. ઇંદ્રિયોના વ્યાપાર વગર આત્માને કર્તાપણું તથા ચેતનપણું

સંભવતું નથી. અષ્ટાવક્રે કહ્યું કે—જેમ રૂના સૂત્રથી બનાવેલી આઠ ગુણીઓ અનંત પ્રમાણુ પદાર્થોને ધારણ કરે છે તેમ પાંચ જ્ઞાનેંદ્રિય, મન, બુદ્ધિ અને આઠમો અહંકાર એ સૌ અનંત વિષયોને ધારણ કરે છે. વળી એ આઠ ઇંદ્રિયોરૂપ આઠ પગથી વિષયોરૂપ દેશમાં ગતિ કરનાર આત્મારૂપ શરભ, દ્વૈતભાવ રૂપ સિંહનો નાશ કરે છે. વળી તે આઠ વિષયોમાં જે આત્માની વાસના રહી છે તે આત્માને બાંધનાર છે, અને આઠ ઇંદ્રિયોરૂપ આઠ ખૂણાવાળો અજ્ઞાનરૂપ સ્તંભ પુરૂષ પશુનું બંધન સ્થાન છે માટે આત્મા તે આઠ ઇંદ્રિયોથી જૂદો દેખાતો નથી, તોપણ વિચાર કરતાં સુષુપ્તિ અવસ્થાનો સાક્ષી છે, 'આટલી વાર સુખે કરી સુતો હતો' એમ સુખનું સ્મરણ કરનાર આત્મા છે માટે તેં કહ્યું કે ઇંદ્રિયોથી આત્મા જૂદો નથી તે સંભવતું નથી, કેમકે ચેતનરૂપ જ્ઞાનઘન, આત્મા, એ આઠ ઇંદ્રિયોની અપેક્ષા વગરનો છે માટે એ ઇંદ્રિયોથી જૂદો છે. બંદી બોલ્યો કે—જેમ પિતા, પિતામહ તથા પ્રપિતામહ નામના ત્રણ પિતૃઓનાં યજનમાં "उशंतस्त्वा" એ મંત્રની એક એક પિતૃના યજનમાં સમિધેયની નામનો અગ્નિ ઉત્પન્ન કરવા સારૂ ત્રણ વાર આવૃત્તિ થાય છે, જેથી તે મંત્ર નવ થાય છે તથા જેમ બૃહતિછંદના એક એક પાદમાં નવ નવ અક્ષર આવે છે તેમ એક પ્રકૃતિ, પોતાના સાત્વિક, રાજસ અને તામસ, એ ત્રણ ગુણના ન્યૂન, અધિક તથા સમાનપણાથી અનેક પ્રકારની સૃષ્ટિ કરે છે તથા ત્રણ ગુણના નવ ભેદવાળી છે. ને એ નવ ભેદ, જેમ ક્રમ ભેદે કરી રાખેલા નવ આંકડા પોતાને ગમતા અનેક સંખ્યારૂપ થાય છે, તેમ અનેક પ્રકારના થાય છે. સર્વ જગતનું કારણ પ્રકૃતિ નિત્ય છે એમ કહેવું જોઇએ છીએ તેથી દ્વૈત સત્ય ઠરે છે વાસ્તે તેં કહ્યું કે પરમાત્મારૂપ શરભદ્વૈતરૂપ સિંહનો નાશ કરે છે તે સંભવતું નથી. અષ્ટાવક્રે કહ્યું કે જેમ સ્ત્રીઓ દશ માસ પર્યંત ગર્ભને ધારણ કરે છે, તેમ દશ ઇંદ્રિયોજ શરીરમાં જીવાત્માને વિષય સુખ આપે છે. જીવાત્મા એકજ પૂર્ણ બ્રહ્મ પોતાની વિભૂતિના ભેદથી તથા માયાના બળથી હજાર રૂપે એટલે વિશ્વરૂપે જણાય છે એમ વેદમાં કહ્યું છે. તે બ્રહ્મને ઓળખીને ઉપદેશ કરનાર તેને નહીં જાણનાર તથા તેને જાણવા બાધક પુરૂષો જગતમાં કેટલાક હોય છે. અદ્વૈત બ્રહ્મ, વિદ્વાનના અનુભવમાં આવે છે તે એવી રીતે કે, જેમ છીપમાં રૂપાની ભ્રાંતિવાળા પુરૂષને, જ્યાંસુધી છીપનું જ્ઞાન થાય નહીં ત્યાંસુધી રૂપાની ભ્રાંતિ મટતી નથી. પણ જ્યારે છીપનું જ્ઞાન થાય ત્યારે સાક્ષાત્ છીપ છે એમ જાણવાથી રૂપાની ભ્રાંતિ મટે છે, તેમ અજ્ઞાની પુરૂષને બ્રહ્મમાં માયાએ કરી અનિર્વચનીય દ્વૈત ભાસે છે. પણ જ્યારે તે પુરૂષને બ્રહ્મનું સાક્ષાત્કાર ભાન થાય છે ત્યારે દ્વૈત ભાસતું નથી; સર્વ બ્રહ્મજ છે એમ જ્ઞાન થયા પછી દ્વૈત ભાવ મિથ્યા છે એમ સિદ્ધ થાય છે. દ્વૈત મિથ્યા છે અને અસંગ અદ્વૈત આત્માજ સત્ય છે. બંદીએ કહ્યું કે, જીવને અગિયાર પ્રકારના વિષય સુખ પ્રાપ્ત કરનાર જે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય તથા મન એ અગિયાર ઇંદ્રિયો કહેલ છે, તે, જીવરૂપ પશુને બંધાવાનું સ્થાન છે. વળી તેજ અગિયાર ઇંદ્રિયજન્ય વિષયના અનુભવથી મનુષ્યને જે હર્ષ તથા શોકઆદિ થાય છે, સ્વર્ગમાં રહેલા દેવતાઓને પણ રૂદન કરાવનાર છે ત્યારે મનુષ્યને રૂદન કરાવે તેમાં શું આશ્ચર્ય ! માટે વિષયોજ આત્માને બંધન કરનાર છે એમ દેખાય છે. તેથી આત્મા અસંગ છે એમ કહેવું તેમાં એ પ્રત્યક્ષ વિરોધ આવે છે. અષ્ટાવક્ર બોલ્યા કે, જેમ બાર માસવાળો કાળ એક સંવત્સર કહેવાય છે તથા જેના એક પાદમાં બાર અક્ષર આવે છે તે જગતિછંદ કહેવાય છે,

પણ તે સંવત્સરાત્મક કાળ તથા જગતિછંદ બાર અક્ષરથી જૂદા છે, તે અલ્પ બુદ્ધિવાળા પુરૂષને જાણવામાં આવતા નથી, તેમ અગિયાર ઇંદ્રિયોથી આત્મા જૂદો છે, તે મૂઢ પુરૂષને જાણવામાં આવતો નથી. વળી જેમ દ્વાદશાહ નામનો યજ્ઞ અહર્ગણ નામના કર્મનો પ્રકૃતિ એટલે કારણ છે, તેમ સમગ્ર ઇંદ્રિયાદિનું બ્રહ્મ કારણ છે, વળી બ્રહ્મ સ્વરૂપનું ધ્યાન કરનાર પુરૂષોએ, જીવોને પરબ્રહ્મનું જ્ઞાન થવા સારૂજ સર્વ ઇંદ્રિયોને તેના તે વિષયોમાંથી ખેંચીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવનાર શાસ્ત્રમાં કહેલા આચારયુક્ત રહેવું, સત્યપણાથી વર્તવું, ઇંદ્રિયોને વિષયમાંથી રોકવી. સ્વધર્મનું પાલન કરવું, કોઇની અદેખાઇ ન કરવી, લજ્જા રાખવી, સુખ તથા દુઃખનું સહન કરવું, યજ્ઞ કરવા, દાન આપવાં, ધૈર્ય રાખવું તથા યમનું સેવન કરવું એ બાર સાધનો કહ્યાં છે. બ્રહ્મ અસંગ છે, જેનું જ્ઞાન અશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષને થતું નથી, શુદ્ધ અંતઃકરણવાળાનેજ થાય છે. બંદી બોલ્યો કે, જો કે સર્વ તિથિયોમાં ત્રયોદશી તિથિ ઉત્તમ છે તથા સાત પાતાળ અને ૭ પૃથ્વી આદિ લોક મળી તેર લોકવાળી પૃથ્વી ઉત્તમ છે તોપણ કેટલાક ઋષિયોના મત પ્રમાણે તે કાળ તથા દેશ, જ્ઞાન ઉત્પન્ન કરે એવી રીતનાં અંતઃકરણને શુદ્ધ કરતા નથી. માત્ર સત્ય લોક તથા યુગજ, જ્ઞાન ઉત્પન્ન કરે એવી રીતનાં અંતઃકરણને શુદ્ધ કરનાર છે માટે આ કાળમાં જ્ઞાન ઉત્પન્ન કરે એવું અંતઃકરણ શુદ્ધ થાય એમ નથી. પુરૂષો બ્રહ્મજ્ઞાન મેળવવા-સારૂ જે પ્રયત્ન કરે છે, તે વૃથા છે, કેમકે તારા કહેવા પ્રમાણે નિઃસંગ આત્માનું જ્ઞાન અંતઃકરણની શુદ્ધિ વિના થાય નહીં. મારા પ્રથમ કહેવા પ્રમાણે તારે માન્ય રાખવું યોગ્ય છે.

લોમશ કહે છે–હે રાજન ! એ પ્રમાણે અર્ધો શ્લોક કહીને બંદી નિવૃત્ત થયો ત્યારે અષ્ટાવક્ર તેનો બાકી રહેલો અર્ધો શ્લોક પૂરો કરવા સારૂ પોતાનો મત સિદ્ધ કરતાં બોલ્યા કે–જેમ અગ્નિ, સૂર્ય તથા વાયુ સર્વ પદાર્થોથી જૂદા છે, તેમ આત્મા દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને અહંકાર એ તેરથી જૂદો છે તો પણ વિષયેંદ્રિયના સંબંધરૂપ યજ્ઞને અનુસરે છે માટે અસંગ છે તોપણ બુધ્યાદિના સંગથી સંગવાન હોય એવો દેખાય છે. મનુષ્યોએ બુધ્યાદિની શુદ્ધિ સારૂ ઉદ્યોગ કરવો, પણ ઉદાસી થઇ બેસી રહેવું નહી; કેમકે પ્રથમ કહેલા ધર્માદિ બાર સાધનો તેર ઇંદ્રિયોના વિષયને નિવૃત્ત કરનાર છે માટે ધર્માદિના બળથી જ્ઞાન ઉત્પન્ન થાય, ત્યારે પોતાની મેળે બુધ્યાદિના વિષયોની નિવૃત્તિ થાય છે અને ત્યાર પછી અદ્વૈત બ્રહ્મનું સાક્ષાત્કાર જ્ઞાન થાય છે. પુરૂષોએ દેશ તથા કાળની કંઇપણ અપેક્ષા નહી રાખતાં જ્ઞાન મેળવવાનો પ્રત્યન કરવો જેથી અદ્વૈત નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ્ઞાન થાય.

લોમશ કહે છે–હે યુધિષ્ઠિર ! ત્યાર પછી વાદવિવાદમાં હારી જવાથી નીચું ઘાલી મુંગો થઇ બેસી રહેલા અને મોટી ચિંતામાં પડી ગયેલા બંદીને તથા અનેક તરેહનાં વાક્ય બોલતા એવા અષ્ટાવક્રને જોઇને, સભામાં બેઠેલા પુરૂષોએ મોટા શબ્દ કર્યા. તે સમયે વિદેહ રાજાના શ્રેષ્ઠ યજ્ઞમંડપને વિષે મનુષ્યોનો મોટો મેળાવડો હતો, તેમાંથી કેટલાક બ્રાહ્મણો વખાણ કરતાં અષ્ટાવક્રની પાસે આવી હાથ જોડી ઉભા. તે જોઇને અષ્ટાવક્રે તેમને કહ્યું કે, તેણે બ્રાહ્મણોને વાદમાં જીતી જળમાં નાખી દીધા છે, માટે આજ એ બ્રાહ્મણોના સરખી વ્યવસ્થાને પામવા લાયક થયો છે; તેથી તમે એને જળમાં નાખી દો. હે રાજન ! એવાં અષ્ટાવક્રનાં વચન સાંભળીને બંદીએ વિદેહ રાજાને કહ્યું કે—હે જનક વંશમાં ઉત્પન્ન થયેલા રાજન ! હું વરૂણ દેવતાનો પુત્ર છું, હમણાં મારા પિતા તમારા યજ્ઞ સરખા બાર વર્ષની

જેમાં દીક્ષા છે એવો યજ્ઞ કરે છે, તે સારૂ મેં અહીં વાદવિવાદમાં બ્રાહ્મણોને જીતી તે વરુણ પ્રત્યે મોકલ્યા પણ જેઓ તે યજ્ઞ જોવા સારૂ ગયા છે, તેઓ પાછા આવે છે. હું આજ પૂજા કરવા લાયક અષ્ટાવક્રની પૂજા કરીશ, કેમકે હવે મારા પિતા વરૂણની પાસે જઇશ. અષ્ટાવક્ર બોલ્યા કે, હે વિદેહ રાજન ! બંદીએ વાદવિવાદમાં કુશળ એવી પોતાની વાણીએ કરી પંડિત બ્રાહ્મણોને જીતી સમુદ્રના જળમાં ડુબાડયા, તે વાણીને હમણાં કુતર્કરૂપ સમુદ્રમાં ડુબાડી છે એમ હું જેવી રીતે નિશ્ચય કરૂંછું તેવી રીતે સત્ય તથા અસત્ય ભાષણની પરીક્ષા કરનાર જે બુદ્ધિમાન્ પુરૂષ હશે, તેજ પરીક્ષા કરશે. જેમ સર્વને બાળનાર અગ્નિ સત્પુરૂષની પરીક્ષા કરી સુના દેહને મૂકી દઇને અસત્પુરૂષના દેહને બાળે છે, તેમ શ્રેષ્ઠ પુરૂષ કૃપણ સરખાં વાક્ય બોલતા એવા પોતાના બાળક પુત્રની સત્ય વાણીની પરીક્ષા કરે છે. હે વિદેહ ! જેમ શ્લેષ્માતક વૃક્ષના પાનમાં ભોજન કરવાથી તથા તેનાં ફળ ખાવાથી મનુષ્યની બુદ્ધિ નાશ પામે તથા તેને દ્વેષની પ્રાપ્તિ થાય, તેમ આ બંદીનાં વચન સાંભળનાર પુરૂષની બુદ્ધિ નાશ પામે તથા તેને દ્વેષની પણ પ્રાપ્તિ થાય એમ છે તોપણ તું તેનાં વચન સાંભળે છે. તને પોતાની સ્તુતિથી મોટો હર્ષ થાય છે તેથી તું મારી વાણીને સાંભળતો નથી. વિદેહે કહ્યું કે, હું તારી દિવ્ય અને બીજા મનુષ્યોથી ન બોલી શકાય એવી વાણીને સાંભળું છું. તેં આજ વાદવિવાદમાં બંદીને જીત્યો, માટે તું સાક્ષાત્ દેવતારૂપ છે, અને તારી કામના પરિપૂર્ણ થઈ એમ હું માનું છું. આ બંદી રહ્યો છે તેને તું જો. અષ્ટાવક્ર બોલ્યા કે હે રાજન ! આ બંદી જીવતો રહે તેથી મને કંઇપણ કામના પ્રાપ્ત થાય એમ નથી. એનો પિતા વરૂણ રાજાનો પુત્ર છે માટે તેને જળમાં બૂડાડી દ્યો. બંદી બોલ્યો કે હું, વરૂણ હમણાં એક મુહૂર્તમાં આ અષ્ટાવક્ર, નાશ પામ્યે જેને ઘણાં વર્ષ થઇ ગયાં છે એવા પોતાના પિતા કહોડને અહીં આવેલા જોશે.

લોમશ કહે છે-હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે બંદી કહેતો હતો તેવામાં પૂર્વે તેણે વાદવિવાદમાં જીતીને, જે બ્રાહ્મણોને જળમાં નાખી દીધા હતા તે વરૂણના યજ્ઞ પ્રત્યે ગયા હતા, તેઓ મહાત્મા વરૂણથી પૂજા સત્કાર પામીને, પાછા વિદેહ રાજાના યજ્ઞમાં આવી પહોંચ્યા. તેમાંથી અષ્ટાવક્રના પિતા કહોડ બોલ્યા કે—હું જે આ બંદીને નાશ કરવા ઇચ્છતો હતો તેને આજ આ મારા પુત્રે વાદવિવાદમાં પરાજય પમાડવારૂપે નાશ કર્યો કારણ એજ માટે મનુષ્યો પુત્ર પ્રાપ્તિની ઇચ્છા કરે છે. હે જનક ! બળ વગરના પુરૂષને બળવાન, મૂર્ખને પંડિત તથા વિદ્વાનને પણ વિદ્વાન્ પુત્ર થાય છે. હે રાજન ! યુદ્ધમાં તમારા શત્રુઓનાં મસ્તકને સાક્ષાત્ યમ તીક્ષ્ણ ધારવાળા કુવાડાએ કરી છેદન કરો ને તમારૂં સદૈવ કલ્યાણ થાઓ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિદેહ રાજાને કહીને, કહોડ સર્વ સભાને કહેવા લાગ્યા કે, યજ્ઞોમાં જે દેવતાઓનાં આવાહન સામવેદના ગાયનથી થાય છે, તે સર્વ દેવતાઓ આ રાજાના યજ્ઞમાં સાક્ષાત હર્ષયુક્ત થઇને, સોમવલ્લીનું પાન કરે તથા પોતપોતાના યજ્ઞ ભાગને પણ ગ્રહણ કરે છે. લોમશ કહેછે—હે રાજન ! એ પ્રમાણે જે બ્રાહ્મણોને પૂર્વે બંદીએ જીતી જળમાં નાખી દીધા હતા, તેઓ સર્વ પાછા આવ્યા પછી બંદીએ વિદેહ રાજાની રજા લઇ સમુદ્રમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી સર્વ બ્રાહ્મણોએ સત્કાર કરેલા અષ્ટાવક્ર, પોતાના પિતા કહોડની પૂજા કરીને શ્વેતકેતુ સહિત પાછા પોતાના આશ્રમ પ્રત્યે ગયા. કહોડના સાંભળતાં અષ્ટાવક્રની માતાએ અષ્ટાવક્રને કહ્યું કે, આ નદીમાં સ્નાન કરવાથી મનુષ્યનાં શરીર સરખાં

થાય છે. માટે એનું નામ સમંગા પડયું છે; વાસ્તે તું એમાં સ્નાન કર. હે પાંડવ ! એ પ્રમાણે પોતાની માતાનાં વચન સાંભળીને, અષ્ટાવક્રે તે નદીમાં સ્નાન કર્યું, તેનું શરીર તેથી ઘણું શ્રેષ્ઠ થયું. હે રાજન ! તે આ સમંગા નદી મહા પવિત્ર છે, જેમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે માટે તમે તમારા ભાઇઓ તથા તમારી સ્ત્રી દ્રૌપદી સહિત તેમાં સ્નાન કરો. હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થયેલા ! હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! બ્રાહ્મણોએ જેની ઉપર વિશ્વાસ કર્યો છે એવા અને એકજ ઇશ્વરની પવિત્ર કર્મે કરી ભક્તિ કરનારા તમે તમારા ભાઇઓ તથા બ્રાહ્મણો સહિત અહિં અલ્પકાળ રહો પછી મારા સહિત બીજાં પવિત્ર સ્થાનો પ્રત્યે જજો.

**अत्र कौंतेय सहितो भ्रातृभिस्त्वं सुखोषितः सहविप्रैः प्रतीतः**
**पुण्यान्यन्यानि शुचिकर्मैकभक्तिर्मया सार्धं चरितास्याजमीढ ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायामष्टावक्रीये गुर्जरभाषायां चतुस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३४ ॥**

## અધ્યાય ૧૩૫ મો. યવક્રીત આખ્યાન.

**लोमश उवाच—एषा मधुविला राजन् समंगा संप्रकाशते**
**एतत्कर्दमिलं नाम भरतस्याभिषेचनं**

લોમશ કહે છે—હે રાજન ! આ સમંગા નદીમાં સ્નાન કરવાથી અષ્ટાવક્રનું શરીર સરખું થયું હતું, તે પહેલાં એનું નામ મધુવિલા હતું. અને વળી તેમાં પૂર્વે ભરતે સ્નાન કરવાથી તેનું નામ કર્દમિલ પણ પડયું છે. હે પાંડવ ! પૂર્વે વૃત્રાસુરને મારવાથી શોભા વગરનો થયેલો શચિનો પતિ ઇંદ્ર, આ સમંગા નદીને વિષે સ્નાન કરીને સર્વ પાપથી મુક્ત થયો છે. હે મનુષ્યમાં શ્રેષ્ટ ! આ મૈનાક પર્વતની તળેટીને વિષે વિનસન નામનું ક્ષેત્ર છે. જ્યાં પૂર્વે અદિતીએ પુત્રની કામનાથી દેવતાઓને હવિષ્ય આપવા સારૂ અન્ન પકાવ્યું હતું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવ ! સર્વ પર્વતના રાજા આ મૈનાક પર્વતને વિષે તમે સૌ ચઢો, જેથી અપયશની પ્રાપ્તિ કરાવનાર અને કહી ન શકાય એવી અલક્ષ્મીથી મુક્ત થશો. હે રાજન ! ઋષિઓને પ્રિય એવા આ કનખળ નામના પર્વતો છે. હે યુધિષ્ઠિર ! આ ગંગા નામની શ્રેષ્ઠ નદી વહે છે, જેમાં પૂર્વે સનત્કુમાર સિદ્ધિને પામ્યા હતા તેમાં તમે સ્નાન કરો જેણે કરી સર્વ પાપથી મુક્ત થશો. હે યુધિષ્ઠિર ! આ પવિત્ર નામવાળું અપાંહૃદ નામનું તીર્થ છે. આ ભૃગુતુંગ નામનો પર્વત છે. આ ઉષ્ણી ગંગા નામની નદી છે, તેના જળનો તમે પ્રધાનો સહિત સ્પર્શ કરો. સ્થૂલશિરા નામના ઋષિનો મહા રમણીય આશ્રમ અહિં શોભે છે તમે અહીં માન તથા ક્રોધનો ત્યાગ કરો. હે પાંડુ રાજાના પુત્ર ! રૈભ્ય નામના ઋષિનો આ આશ્રમ ઘણો શ્રેષ્ઠ છે, જેમાં પૂર્વે ભરદ્વાજનો પુત્ર યવક્રીત નાશ પામ્યો હતો. યુધિષ્ઠિર પૂછે છે—હે મુનિ ! આત્મનિષ્ઠાવાન ભરદ્વાજ ઋષિ પ્રતાપવાન કેમ થયા હતા ? તેનો પુત્ર યવક્રીત કેમ નાશ પામ્યો હતો ? હું એ સર્વ યથાર્થ સાંભળવા ઇચ્છું છું કેમકે તે ઋષિયોનાં દેવતા સરખાં કર્મ સાંભળવાથી ઘણો આનંદ થાય છે.

લોમશ કહે છે—હે ભારત ! ભરદ્વાજ તથા રૈભ્યને સખાપણું થયું હતું, તેથી તેઓ પરસ્પર અત્યંત પ્રીતિયુક્ત થઇ સંગાથે રહેતા હતા. તેમાં રૈભ્યને ઉર્વાવસુ તથા પરાવસુ

નામના બે પુત્ર હતા. ભરદ્વાજને યવક્રીત નામનો એક પુત્ર હતો. રૈભ્ય પોતાના પુત્રો સહિત મહા વિદ્વાન્ હતા, અને ભરદ્વાજ તપસ્વી હતા તેથી તે બેઉની કીર્તિ બાલ્યાવસ્થામાંથીજ સર્વત્ર વૃદ્ધિ પામી હતી. હવે એક દિવસ યવક્રીત, પોતાના પિતા તપસ્વી હતા તેથી તેનો કોઇ સત્કાર કરતું ન હતું, અને પુત્રો સહિત રૈભ્યનો સર્વ બ્રાહ્મણો સત્કાર કરતા હતા તે જોઇને, મહા ખેદયુક્ત તથા ક્રોધયુક્ત થયો. પછી હે પાંડવ ! તે યવક્રીત, રૈભ્યને વેદાદિ સર્વ શાસ્ત્ર આવડે છે, તેથી તેનો સર્વ બ્રાહ્મણો સત્કાર કરે છે ને મારા પિતાને તે આવડતાં નથી, માટે તેનો કોઇ સત્કાર કરતું નથી વાસ્તે મારે સર્વ વેદાદિ શાસ્ત્ર જાણવાં એમ નિશ્ચય કરીને ભયંકર તપ કરવા લાગ્યો. ઉગ્ર તપશ્ચર્યા કરનાર યવક્રીત, વૃદ્ધિ પામેલા મોટા અગ્નિએ કરી પોતાના શરીરને તપાવતાં, ઇંદ્રને મોટા સંતાપ ઉત્પન્ન કરવા લાગ્યો. ત્યાર પછી કેટલેક કાળે ઇંદ્રે યવક્રીત પાસે આવી તેને પૂછ્યું કે, તું આવડું મોટું તપ શા વાસ્તે કરે છે ? યવક્રીતે કહ્યું કે—હે દેવતાના ગણોએ પૂજા કરેલા ઇંદ્ર ! બ્રાહ્મણોને ભણ્યા વગર પોતાની મેળે વેદાદિ શાસ્ત્રો આવડે તે માટે હું તપ કરૂં છું. હે પાકશાસન ! મેં વેદને માટેજ આ તપ કરવાનો આરંભ કર્યો છે, જેથી હું સર્વ વેદાદિ શાસ્ત્ર જાણવાની ઇચ્છા રાખું છું કેમકે ગુરૂ મુખથી ભણવામાં ઘણો કાળ જોઇએ છે. ઇંદ્રે કહ્યું કે, હે બ્રહ્મર્ષિ ! તું જે તપશ્ચર્યા કરવારૂપ રીતિથી વેદ પ્રાપ્ત થાય એમ ઇચ્છે છે, તે રીતિ સારી નથી, વૃથા દેહનો નાશ કરવાથી તે પ્રાપ્ત થશે નહીં માટે તું પાસે જઇ તેના મુખથી ભણ. લોમશ કહે છે—હે ભારત ! એ પ્રમાણે યવક્રીતને કહીને, ઇંદ્ર સ્વર્ગ પ્રત્યે ગયો ત્યાર પછી તપ કરવામાં મહા સમર્થ યવક્રીત, વળી પૂર્વની પેઠે તપ કરતાં ઇંદ્રને અત્યંત સંતાપની પ્રાપ્તિ કરવા લાગ્યો એમ અમે સાંભળ્યું છે. ત્યારેકેડે વળી ઇંદ્ર, ઉગ્ર તપ કરતા એવા મહા મુનિ યવક્રીત પાસે આવીને તેને તપ કરવાથી અટકાવતાં કહેવા લાગ્યો કે—હે બ્રાહ્મણ ! આવું કઠીન તપ કરવાથી ઇચ્છિત અર્થ પ્રાપ્ત થવો અશક્ય છે, ને તું આ તપ કરે છે તે વિચારી કરતો નથી. આવી રીતે તપ કરવાથી તને તથા તારા પિતાને વેદ આવડશે ! યવક્રીતે કહ્યું કે—હે દેવતાના રાજા ઇંદ્ર ! જો તમે મારી ઇચ્છા પ્રમાણે મને વેદની પ્રાપ્તિ નહીં કરાવો તો હું મોટા નિયમયુક્ત થઇ મહા ભયંકર તપ કરીશ. હે દેવતાના રાજન ! જો તમે એ મારૂં સર્વ ઇચ્છિત કામ નહીં કરશો, તો હું મારા શરીરના એકે એક અવયવ કાપીને મહા પ્રજ્વલિત અગ્નિમાં હોમીશ.

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મહાત્મા યવક્રીતનો નિશ્ચય જાણીને મહા બુદ્ધિમાન્ ઇંદ્ર, તેને તપ કરવાથી નિવૃત્ત કરવા સારૂ પોતાના મનમાં નિશ્ચય કરી, ક્ષયરોગયુક્ત અનેક વર્ષનું મહા વૃદ્ધ બ્રાહ્મણનું શરીર ધારણ કરી, રેતીથી ભાગીરથી ગંગામાં પાજ બાંધવા માટે દિવસ તથા રાત્રિને વિષે તેની મુઠીઓ ભરી તેમાં નાખવા લાગ્યો. ત્યારે કોઇ દિવસે યવક્રીતે ભાગીરથીમાં રેતીથીજ પાજ બાંધવા વિષે મોટો યત્ન કરતા હતા એવા તે વૃદ્ધ બ્રાહ્મણને જોઇને તેનું હાસ્ય કરતાં કહ્યું કે—હે બ્રાહ્મણ ! જે તમે ભાગીરથીમાં નાખો છો, તે આ શું છે ? તમને અહીં શું કરવાની ઇચ્છા છે. તમે જે આ મોટો યત્ન કરો છો. તે વૃથા છે. ઇંદ્રે કહ્યું કે—હે બ્રાહ્મણ ! આ ગંગાને ઉતરવામાં મનુષ્યો મહા દુઃખ પામે છે, માટે હું આ રેતીથી તેમાં પાજ બાંધીશ જેથી ગંગા ઉતરતાં કંઇ અડચણ પડશે નહી યવક્રીતે કહ્યું કે—હે તપોધન ! મહા વેગવાળી આ ભાગીરથી ગંગામાં પાજ બાંધવાને તમે

સમર્થ નથી માટે એ ઉદ્યોગ કરવાથી નિવૃત્ત થાઓ. ઇંદ્રે કહ્યું કે–જેમ તેં વેદની પ્રાપ્તિ થવા સારૂ તપ કરવાનો ઉદ્યોગ વૃથા કર્યો છે, તેમ મારો પણ આ ઉદ્યોગ વૃથા છે. હે રાજન ! એ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યારે યવક્રીતે તેને ઓળખીને કહ્યું કે હે દેવતાના ઇશ્વર ! જેમ તમારો આ ગંગામાં પાજ બાંધવાનો ઉદ્યોગ વૃથા છે, તેમ મારો વેદની પ્રાપ્તિ થવા સારૂ તપ કરવાનો ઉદ્યોગ વૃથા છે એમ તમે માનતા હો તો તમને ભાસે તેમ કરો: મને બીજાં વરદાન આપો. લોમશ કહે છે–હે રાજન ! એવી રીતે યવક્રીતનાં વચન સાંભળી ઇંદ્રે તેને કહ્યું કે, તારા તેના કહેવા પ્રમાણે તારા પિતા સહિત તને વેદોની પ્રાપ્તિ થશે, ને તું બીજી પણ જે કામનાની ઇચ્છા કરશે, તે પ્રાપ્ત થશે માટે હવે તારા પિતા પાસે જા. હે ભરત વંશમાં ઉત્પન્ન થયેલા રાજન ! એ પ્રમાણે ઇંદ્ર પાસેથી વરદાન પામી પાછો પોતાના પિતા પાસે આવી યવક્રીતે, પિતાને કહ્યું કે–હે પિતા ! મને તથા તમને વેદો પોતાની મેળે આવડે, એવું મેં વરદાન મેળવ્યું છે માટે વેદ આવડવાથી આપણે બેઉ સૌથી શ્રેષ્ઠ થઇશું. ભરદ્વાજ બોલ્યા કે હે પુત્ર ! તું પોતાને મનચ્છિત વરદાન પામ્યો માટે તને ગર્વ થશે, જેથી વિનાશને પામીશ. આ પ્રસંગને લગતી પૂર્વે દેવતાઓએ જે વાર્તા કહેલી છે, તે હું તને કહું તે સાંભળ. હે પુત્ર ! પૂર્વે મહા પરાક્રમી બાલધિ નામે એક મુનિ હતા, તેને પુત્ર નહીં થવાથી મહા ખેદ ઉત્પન્ન થયો હતો. પછી પુત્ર સંબંધી ઉદ્વેગપણાને પામેલા ઋષિ પોતાને અમર પુત્રની પ્રાપ્તિ થાય એમ માનીને મહા ઉગ્ર તપ કરવા લાગ્યા. કેટલેક દિવસે તેના તપથી પ્રસન્ન થએલા દેવતાઓએ તેની પાસે આવી કહ્યું કે–હે ઋષિ ! તમે વરદાન માગો. એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળીને બાલધિએ કહ્યું કે–હે દેવતાઓ ! તમે પ્રસન્ન થયા હો તો મને કોઇ દિવસ નાશ ન પામે એવા પુત્રની પ્રાપ્તિ થાઓ. હે પુત્ર ! એવી રીતનાં બાલધિનાં વચન સાંભળીને દેવતાઓએ કહ્યું કે કોઇ મનુષ્ય મૃત્યુ પામ્યા વગર રહેતું નથી, માટે તને નિમિત્તાયુ પુત્ર થશે. બાલધિ બોલ્યો કે–હે દેવતાઓ ! જ્યાં સુધી આ પર્વતો સ્થિર થઇ રહે, ત્યાં સુધી તેમનાં નિમિત્ત આયુષ્યવાન પુત્ર થાય. ભરદ્વાજ કહે છે–હે પુત્ર ! એ પ્રમાણે બાલધિનાં વચન સાંભળીને, દેવતાઓ તેના કહેવા પ્રમાણે વરદાન આપી સ્વર્ગે ગયા. બાલધિ મુનિને મેધાવી નામનો મહા ક્રોધી પુત્ર થયો, જે પોતાનું આયુષ્ય પર્વત બરોબર સાંભળવાથી ગર્વયુક્ત થઇ નિરંતર તપસ્વી બ્રાહ્મણોને દુઃખ આપતાં પૃથ્વીને વિષે ફરવા લાગ્યો. તેવામાં એક દિવસ તે બાળકે, મોટી બુદ્ધિવાળા ધનુષાક્ષ નામના મુનિ પાસે જઇ તેનો અપરાધ કર્યો, જેથી મહા ક્રોધ પામી તેણે શાપ આપતાં કહ્યું કે, તું બળીને ભસ્મ થા. એ પ્રમાણે ઋષિએ શાપ આપ્યો પણ તેનો કંઇ પરાભવ થયો નહીં. તે જોઇને ધનુષાક્ષ ઋષિએ પોતાના મનમાં વિચાર કરતાં આ પર્વતો છે ત્યાં સુધી એ મૃત્યુ પામશે નહીં એમ માની પોતાના તપના બળથી પાડાઓ ઉત્પન્ન કર્યા, જેમના વડવાથી પર્વતો ખોદાઇ ગયા કે તેજ વખતે બાલધિનો મેધાવી નામનો પુત્ર મૃત્યુ પામ્યો. મૃત્યુ પામેલા પુત્રને ગ્રહણ કરી બાલધિ બ્રાહ્મણ ઘણો વિલાપ કરવા લાગ્યો. જેના વિલાપને જોઇ બીજા બ્રાહ્મણો મોટા ખેદયુક્ત થઇ માંહોમાંહી જે વાક્ય કહેવા લાગ્યા, તે હું તને કહું તે સાંભળ. અદૃષ્ટમાં જે લખ્યું હોય તેને મૃત્યુ ધર્મ વગરના દેવતાઓ પણ મટાડવાને સમર્થ નથી. બાલધિના પુત્રનું આયુષ્ય પર્વતો બરોબર હતું, તેમનો ધનુષાક્ષ ઋષિએ પાડાઓને ઉત્પન્ન કરી નાશ કરાવ્યો. હે પુત્ર ! બાળકો તપશ્ચર્યા કરીને વરદાન પામે છે, તેથી મહા ગર્વયુક્ત થઇ

મેધાવીની પેઠે કર્મ કરી વિનાશ પામે છે માટે તું તેમ કરતો નહિ. આ રૈભ્ય તથા તેના બે પુત્રો મહા પરાક્રમી છે વાસ્તે તું એને ક્રોધ ઉત્પન્ન થાય તેવું કરીશ માં. એ મહા ક્રોધી છે. યવક્રીતે કહ્યું કે–હે પિતા ! હું તમારા કહેવા પ્રમાણે કરીશ, જેમ તમે મને માન્ય છો તેમ રૈભ્ય પણ માન્ય છે માટે તમારે કંઇ પણ સંતાપ કરવો નહીં. લોમશ કહે છે–હે રાજન ! એ પ્રમાણે પોતાના પિતાને કહીને ભય વગરનો યવક્રીત બીજા ઋષિઓને દુઃખ આપતાં ઉત્પન્ન થતા હર્ષથી સંતોષ પામતો ન હતો.

उक्त्वा स पितरं श्लक्ष्णं यवक्रीतकुतो भय:
वि[illegible]नन्यान् [illegible]त्वरया मुदा ॥

इति श्रीमहाभारते [illegible]णि तीर्थयात्रापर्वणि लोमशतीर्थ[illegible] यव-
क्रीतोपाख्याने गुर्जरभाषायां पंचत्रिंशदधिकशततमोऽध्याय: ॥ १३५ ॥

———

## અધ્યાય ૧૩૬ મો. યવક્રીત આખ્યાન ચાલુ.

लोमश उवाच—चङ्क[illegible]माण: स तदा यवक्रीतकुतो भय:
जगाम माधवे मासि रैभ्याश्रमपदं प्रति ॥

લોમશ કહે છે—હે રાજન ! પછી ભય વગરનો યવક્રીત પૃથ્વીને વિષે ફરતાં ફરતાં વૈશાખ માસમાં રૈભ્યના આશ્રમ નજીક ગયો. તે સમયે પુષ્પ યુક્ત વૃક્ષો જેને ચોતરફ ફરતાં હતાં એવા તે આશ્રમને વિષે રૈભ્યના પુત્ર પરાવસુની કિન્નરી સરખી સ્વરૂપવાન અને લજ્જાવાન સ્ત્રી ફરતી હતી તેને જોઇને, યવક્રીતે કહ્યું કે–તું મારી પાસે આવ. હે રાજન ! એવાં તેનાં વચન સાંભળી તે સ્ત્રી તેનું શીળ જોઇ તેના શાપથી ભય પામી તેની પાસે ગઇ. પછી યવક્રીત, તે પરાવસુની સ્ત્રી સહિત એકાંત વાસ કરીને, પાછો સાંથી ગયો એટલે તે સ્ત્રીએ સમુદ્રમાં સ્નાન કર્યું. પછી થોડીવાર થઇ ત્યારે રૈભ્ય મુનિ પોતાના આશ્રમ પ્રત્યે આવી રૂદન કરતી એવી પોતાના પુત્ર પરાવસુની સ્ત્રીને જોઇ શ્રેષ્ઠ વાણીથી સાંત્વના કરતાં પૂછ્યું કે, તું શા વાસ્તે રડે છે ! હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે રૈભ્યે પૂછ્યું ત્યારે તે સ્ત્રિએ, પોતાને યવક્રીતે કહેલાં સર્વ વચન કહી સંભળાવી કહ્યું કે–મેં યવક્રીતને ના કહી, તોપણ તેણે મારી ઉપર બળાત્કાર કર્યો. હે રાજન ! એ પ્રમાણે પોતાના પુત્રની સ્ત્રીના મુખથી યવક્રીતની દુષ્ટ ચેષ્ટા સાંભળીને મહા ક્રોધયુક્ત થએલા રૈભ્યે તેનો નાશ કરવા સારૂ પોતાની જટામાંથી એક શિખા કાઢી અગ્નિમાં હોમી કે તેજ વખતે અગ્નિકુંડમાંથી પરાવસુની સ્ત્રીના સરખી સ્વરૂપવાન એક સ્ત્રી ઉત્પન્ન થઇ. તેને જોઇને રૈભ્યે, જટામાંથી બીજી શિખા કાઢી અગ્નિના કુંડમાં હોમી, તેથી ભયંકર આંખવાળો અને બીહામણા સ્વરૂપવાળો રાક્ષસ ઉત્પન્ન થયો. પછી અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થએલાં તે બેઉએ રૈભ્ય મુનિને કહ્યું કે, અમે તમારૂં શું કામ કરીએ ? હે રાજન ! એવાં તેમનાં વચન સાંભળીને ક્રોધ પામેલા રૈભ્યે તેમને કહ્યું કે, તમે યવક્રીતનો નાશ કરો. હે ભારત ! એ પ્રમાણે રૈભ્યની આજ્ઞા સાંભળી તે બંને જણ ઘણું સારૂ એમ કહી યવક્રીતનો નાશ કરવા સારૂ તેની પાસે ગયાં. ત્યારે રૈભ્યે, ઉત્પન્ન કરેલી સ્ત્રીરૂપ જે કૃત્યા હતી, તેણે યવક્રીતને મોહ પમાડી તેના કમંડળુ હરણ કર્યું. પછી હરાઇ ગયું હતું કમંડળુ જેનું એવા અને આધર્મી યવક્રીતનો નાશ કરવા સારૂ હાથમાં ત્રિશૂળ લઇ તેની સામે દોડયો. ને શુમ-

યે મારવાની ઇચ્છાથી હાથમાં ત્રિશૂળ લઇ પોતાની સામે દોડી આવતા રાક્ષસને જોઇ ભયયુક્ત થયેલો યવક્રીત, પોતાના આસન ઉપરથી ઉઠી કોઇ તળાવ પ્રત્યે ગયો પણ તેણે તેને જળ વિનાનું જોયું. પછી મહા ભયને પામેલો તે, પોતાનો બચાવ થવા સારૂ અનેક નદિયો પ્રત્યે ફર્યો પણ તેણે તેમને પણ જળ વગરની જોઇ. પછી ત્રિશૂળ ધારણ કરેલા ભયંકર રાક્ષસે પીડા પમાડેલો યવક્રીત, તેનાથી ભયયુક્ત થઇ પોતાના પિતાના આશ્રમ પાસે આવી તેના અગ્નિહોત્રના સ્થાનમાં પ્રવેશ કરવા લાગ્યો. તે સમયે તે આશ્રમની રક્ષા કરનાર એક આંધળો શૂદ્ર આશ્રમના દ્વાર આગળ ઉભો હતો, તેણે બળાત્કારથી તેને પકડી રાખ્યો, તેથી તે ઉભો થઇ રહ્યો. પછી શૂદ્રે પકડી રાખેલ યવક્રીતને જોઇને, તે રાક્ષસે ત્રિશૂળનો પ્રહાર કર્યો જેથી તેનું હૃદય ભેદ પામ્યું ને તે પૃથ્વી ઉપર પડી ગયો. ત્યાર પછી એ પ્રમાણે યવક્રીતનો નાશ કરીને રાક્ષસ રૈભ્યની પાસે આવ્યો, ને તેની આજ્ઞાથી તે કૃત્યારૂપ સ્ત્રી સહિત ત્યાં રહ્યો.

यवक्रीतं स हत्वा तु राक्षसो रैभ्यमागमत्
अनुज्ञातस्तुरैभ्यण तया नार्यासहावसत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां यवक्रीतोपाख्याने गुर्जरभाषायां षट्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३६ ॥

---

## અધ્યાય ૧૩૭ મો. પુત્ર મરણનો શોક.

लोमश उवाच—भरद्वाजस्तु कौंतेय कृत्वा स्वाध्यायमाह्निकं
समित्कलापमादाय प्रविवेश निजाश्रमं ॥

લોમશ કહે છે—હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! ત્યાર પછી ભરદ્વાજે નિત્ય પોતાને કરવાનો બ્રહ્મયજ્ઞ કરીને સમિધના સમૂહ લઇ પોતાના આશ્રમમાં પ્રવેશ કર્યો. તે સમયે અગ્નિહોત્રના સર્વ અગ્નિ જેમ પૂર્વે તે ઋષિને આવતા જોઇ પ્રજ્વલિત થતા હતા તેમ તે દિવસ પ્રજ્વલિત થયા નહીં. તે જોઇને ભરદ્વાજે પોતાના આશ્રમની ચોકી કરનાર અને દ્વાર પ્રત્યે બેઠેલા આંધળા શૂદ્રને પૂછ્યું કે, હે શૂદ્ર ! જેમ પૂર્વે હું આશ્રમમાં આવતો ત્યારે મને જોઇને સર્વ અગ્નિ પ્રજ્વલિત થતા હતા, તેમ હમણાં પ્રજ્વલિત થઇ મને દર્શન કેમ આપતા નથી? વળી તું પણ આનંદ વગરનો દેખાય છે, માટે આ મારા આશ્રમમાં સર્વ કુશળ છે? મારો પુત્ર યવક્રીત, રૈભ્ય પાસે તો ગયો નથી? મારા મનમાં અનેક સંદેહ ઉત્પન્ન થાય છે, માટે તું મને ખરેખરૂં કહે. શૂદ્રે કહ્યું કે, હે ઋષિ ! મંદ બુદ્ધિવાળો તમારો પુત્ર રૈભ્ય પાસે ગયો હશે, એમાં સંદેહ નહીં, કેમકે તેની પછવાડે ત્રિશૂળ ધારણ કરેલો એક રાક્ષસ દોડી આવતો હતો. જેના ભયથી પીડા પામીને યવક્રીતે પોતાના બચાવ સારૂ આ અગ્નિહોત્રના ગૃહમાં પ્રવેશ કરવા માંડયો પણ મેં તેને મારી ભુજાથી પકડી રાખ્યો. પછી તેજ સમયે રાક્ષસે આવીને તેને ત્રિશૂળનો પ્રહાર કર્યો જેથી તે મૃત્યુ પામી અહીં પડયો છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાને અપ્રિય લાગે એવાં શૂદ્રનાં વચન સાંભળીને ભરદ્વાજ, મૃત્યુ પામેલા પોતાના પુત્રને ગ્રહણ કરી વિલાપ કરવા લાગ્યો કે હે પુત્ર ! તેં બ્રાહ્મણોને ભણ્યા વગર પોતાની મેળે વેદ આવડે એવી ઇચ્છાથી તેમને માટે તપ કર્યું છે. તું પ્રથમ એવી રીતે ગર્વાત્મા થ

અર્થોને વિષે સારા વિચારવાળો હતો; પરંતુ પછી વગર અપરાધી ભૂત પ્રાણિયોનો અપરાધ કરવા લાગ્યો. મેં તને રૈભ્ય આશ્રમ પ્રત્યે જવાની ના કહી હતી, તોપણ સાક્ષાત્ કાળ તથા યમ રાજા સરખા રૈભ્યને જોવા સારૂ તું તેના આશ્રમ પ્રત્યે ગયો. દુષ્ટમતિવાળો રૈભ્ય, વૃદ્ધ અવસ્થાવાળો હું છું તેનો આ એકજ પુત્ર છે એમ જાણે છે, તોપણ ક્રોધને વશ થયો. હું કેવળ રૈભ્યના કર્મથીજ પુત્ર સંબંધી શોકને પામ્યો છું. હે પુત્ર! આ પૃથ્વીને વિષે સર્વ મનુષ્યોને પોતાના પ્રાણ ઘણા પ્રિય છે તોપણ તારા વગર હું મારા પ્રાણનો ત્યાગ કરીશ. જેમ હું પુત્રના શોકથી મારા દેહનો ત્યાગ કરૂં છું, તેમ રૈભ્યનો જ્યેષ્ઠ પુત્ર, વગર અપરાધિ તેને જલદી નાશ કરશે: પૃથ્વીને વિષે જે મનુષ્યને પુત્ર થયો નથી તેજ સુખી છે, કેમકે તેને તેના સંબંધી કંઇ પણ દુઃખ થતું નથી જેથી સદૈવ સુખ યુક્ત રહી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. પુત્ર સંબંધી શોકે કરીને વ્યાકુળ ચિત્ત જેનું હોય છે તે, પોતાના ગુરૂઆદિ પૂજ્યની તથા મિત્રાદિની પણ અવજ્ઞા કરે છે માટે તેના કરતાં વધારે પાપિષ્ટ બીજો કોણ હોય? મારા સખારૂપ અને મને અત્યંત પ્રિય એવા મારા પુત્રને મેં પૂર્વે શાપ આપ્યો હતો, જેને હું, આજ મૃત્યુ પામેલો જોઉં છું, માટે મારા સરખો આપત્તિને પામનાર બીજો કોઇ પણ માણસ જગતને વિષે નથી. લોમશ કહે છે—હે રાજન! એ પ્રમાણે અનેક તરેહના વિલાપ કરીને, ભરદ્વાજે પોતાના પુત્રને અગ્નિસંસ્કાર કર્યો. પછી જ્યારે તે અગ્નિ વૃદ્ધિ પામ્યો ત્યારે પોતે પણ તેમાં પ્રવેશ કર્યો.

विलप्यैवं बहुविधं भरद्वाजोऽदहत्सुतं
सुसमिद्धं ततः पश्चात् प्रविवेश हुताशनं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां यवक्रीतोपाख्याने गुर्जरभाषायां सप्तत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३७ ॥

## અધ્યાય ૧૩૮ મો. યવક્રીત આખ્યાન ચાલુ.

लोमश उवाच — तस्मिन्नेव काले तु बृहद्द्युम्नो महीपतिः
सत्रं तेने महाभागो रैभ्ययाज्यः प्रतापवान् ॥

લોમશ કહે છે—હે યુધિષ્ઠિર! હવે એવા સમયને વિષે રૈભ્ય મુનિએ યજ્ઞ કરાવવા લાયક મહા પ્રતાપી પૃથ્વીના પતિ ભાગ્યશાળી બૃહદ્દ્યુમ્નને યજ્ઞ કરવાની ઇચ્છા થઇ, પછી તેણે યજ્ઞ કરાવવા સારૂ પોતાના પુરોહિત રૈભ્ય મુનિ પાસે આવી તેના પુત્ર અર્વાવસુની માગણી કરી. હે કુંતીના પુત્ર! રૈભ્યની આજ્ઞાથી તે બેઉ ભાઇઓ બૃહદ્દ્યુમ્ન રાજાને યજ્ઞ કરાવવા સારૂ યજ્ઞમંડપ પ્રત્યે ગયા ને રૈભ્ય તથા પરાવસુની સ્ત્રી, એ બેઉ પોતાના આશ્રમમાં રહ્યાં. હવે યજ્ઞ પૂરો નહીં થયો હતો ને પરાવસુને પોતાની સ્ત્રીને જોવાની મરજી થઇ તેથી તે પોતાના ગૃહ પ્રત્યે જતો હતો ત્યારે રસ્તામાં તેણે, કાળિયાર મૃગનું ચર્મ ઓઢીને વનમાં ફરતા એવા પોતાના પિતા રૈભ્ય મુનિને જોયા. તે વખતે રાત્રિનો પાછલો પહોર હતો તેથી અંધકારને લીધે તે મૃગ છે એમ માનીને તેણે, પોતાના બચાવ સારૂ તેનો નાશ કર્યો. હે ભારત! પરાવસુએ, પોતાના પિતા હતા એમ ખબર પડવાથી મહા ખેદયુક્ત થઇ તેનું સર્વ પ્રેત કાર્ય કર્યું. પરાવસુ, પાછો બૃહદ્દ્યુમ્ન રાજાના યજ્ઞમંડપ પ્રત્યે આવીને પોતાના

ભાઇ અર્વાવસુને કહેવા લાગ્યો કે, તું એકલો આ યજ્ઞ કરાવવા સમર્થ નથી, ને મેં આપણા પિતાને મૃગના ભરોંસાથી માર્યો છે માટે હું તે બ્રહ્મહત્યાના દોષથી મૂકાઉં, તેવી રીતે તું વ્રત કર ને હું એકલો આ રાજાને યજ્ઞ કરાવીશ. અર્વાવસુએ કહ્યું કે, તું બુદ્ધિમાન્ આ બૃહદ્યુમ્ન રાજાને યજ્ઞ કરાવ. હું, જેવી રીતે તું પિતાનો નાશ કરવારૂપ બ્રહ્મહત્યાના દોષથી મુક્ત થઇશ, તેવી રીતે વ્રત કરીશ. લોમશ કહે છે–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને અર્વાવસુ, પરાવસુને તે દોષથી મુક્ત કરવા સારૂ વ્રત કરવા માટે યજ્ઞમંડપમાંથી ચાલી નીકળ્યો. બ્રહ્મહત્યાના દોષને નિવૃત્ત કરે એવું વ્રત પરિપૂર્ણ કરી પાછો યજ્ઞમંડપ પ્રત્યે આવ્યો. તેને જોઇને પરાવસુએ હર્ષયુક્ત થઇ બૃહદ્યુમ્ન રાજાને કહ્યું કે હે રાજન! આ અર્વાવસુ બ્રહ્મહત્યાના દોષ યુક્ત છે, માટે યજ્ઞ જોવા લાયક નથી. કદી જોશે તો તેનાથી તને પીડાની પ્રાપ્તિ થશે. લોમશ કહે છે–હે રાજન! એવાં પરાવસુનાં વચન સાંભળીને બૃહદ્યુમ્ન રાજાએ પોતાના ચાકરોને આજ્ઞા આપી કે, તમારે અર્વાવસુને યજ્ઞમંડપમાં પ્રવેશ કરવા દેવો નહીં. બૃહદ્યુમ્નની આજ્ઞાથી તે સર્વ ચાકરોએ અર્વાવસુની પાસે આવી કહ્યું કે, તમે બ્રહ્મહત્યાના દોષયુક્ત છો માટે તમારે યજ્ઞમંડપમાં પ્રવેશ કરવો નહીં. એ પ્રમાણે તેમનાં વચન સાંભળીને અર્વાવસુ બોલ્યો કે, મેં એ બ્રહ્મહત્યા કરી નથી. હે રાજન! એ પ્રમાણે અર્વાવસુ, બૃહદ્યુમ્ન રાજાના ચાકરોને વારંવાર કહેતો હતો ને તેઓ તેને તેંજ બ્રહ્મહત્યા કરી છે એમ વારંવાર કહેતા હતા. અર્વાવસુએ તેમને કહ્યું કે, બ્રહ્મહત્યા તો મારા ભાઇ પરાવસુએ કરી છે, તે પોતાના દોષને જાણતો નથી. મેં તો વ્રત કરીને તેને બ્રહ્મહત્યાના દોષથી મુક્ત કર્યો છે.

હે રાજન! એ પ્રમાણે અર્વાવસુએ કહ્યું તોપણ બૃહદ્યુમ્ન રાજાના ચાકરોએ તેનાં વચનને માન્ય નહીં કરીને કહ્યું કે–તું ખોટું બોલે છે, તેંજ બ્રહ્મહત્યારૂપ દોષ કર્યો છે. હે ભારત! પછી એ પ્રમાણે તેમનાં વચન સાંભળીને અર્વાવસુ કંઇ પણ નહીં બોલતાં ત્યાંથી તપ કરવા સારૂ વનમાં ચાલી નીકળ્યો. પછી વનમાં જઇને સૂર્યના આશ્રયવાળા અર્વાવસુએ તેની ઉપર ઉગ્ર તપ કરતાં વેદ સરખા તેનીજ સ્તુતિના નવીન મંત્રો રચ્યા. ત્યારે તે જાણીને સૂર્યે, પ્રત્યક્ષ સ્વરૂપ લઇ તેના આશ્રમ પ્રત્યે આવી તેને જોયો પોતાનું દર્શન પણ આપ્યું. લોમશ કહે છે—હે રાજન! અર્વાવસુના તપશ્ચર્યારૂપ કર્મે કરી પ્રસન્ન થયેલા સર્વ દેવતાઓએ તેનો પક્ષ કરીને પરાવસુને યજ્ઞ કરાવવાથી નિવૃત્ત કર્યો અને તેને વરદાન માગવાનું કહ્યું. ત્યારે અર્વાવસુએ વરદાન માગતાં કહ્યું કે હે દેવતાઓ! મારા પિતા મૃત્યુ પામ્યા છે તે જીવતા થાય, તેને મારા ભાઇ પરાવસુએ નાશ કર્યા તેની ખબર ન પડે, તમોએ મારા ભાઇને યજ્ઞ કરાવવાથી નિવૃત્ત કર્યો, તે પાછો તે કરાવવા યોગ્ય થાય. ભરદ્વાજ તથા યવક્રીત જીવતા થાય અને મેં નવીન વેદ કર્યો છે તેમાં જે ધર્મ કહ્યા છે, તે જગતમાં માન્ય થાય, એ વરદાન હું માગું છું. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે અર્વાવસુએ વરદાન માગ્યાં તે સાંભળીને દેવતાઓએ તારા કહેવા પ્રમાણે થાઓ, એમ તેને કહી બીજાં પણ કેટલાંક વરદાન આપ્યાં. દેવતાઓના કહેવાથી રૈભ્ય, ભરદ્વાજ તથા યવક્રીત જીવતા થઇ ત્યાં આવ્યા. તે સમયે યવક્રીતે અગ્નિ આદિ દેવતાઓને કહ્યું કે–હે દેવતાઓ! હું વેદ જાણું છું, મેં અનેક વ્રત કર્યાં છે તો પણ રૈભ્ય અગ્નિમાં પોતાની શિખા હોમીને રાક્ષસ ઉત્પન્ન કરી મને મારવા કેમ સમર્થ થયા. દેવતાઓએ કહ્યું કે—હે યવક્રીત! તું જેવી રીતે કહે છે તેવી

રીતે શંકા કર મા, કેમકે ગુરૂ મુખથી જાણ્યા વગર સુખે કરી વેદ તેં જાણ્યા છે ને રૈભ્યે મોટા દુઃખથી ગુરૂની સેવા કરીને તેનાથી વેદ ઘણે કાળે જાણ્યા છે. લોમશ કહે છે-હે રાજન્! એ પ્રમાણે યવક્રીતને કહીને ઇંદ્રાદિ સર્વ દેવતાઓ સ્વર્ગ પ્રત્યે ગયા. હે રાજાઓમાં સિંહરૂપ! સદૈવ ફળ પુષ્પવાળાં વૃક્ષોવાળું મહા પવિત્ર આ આશ્રમ રૈભ્ય મુનિનું છે તેમાં તમે નિવાસ કરો જેથી સર્વ પાપથી મુક્ત થાઓ.

आश्रमस्तस्य पुण्योयं सदा पुष्पफलद्रुमः
अत्रोष्य राजशार्दूल सर्वपापं प्रमोक्ष्यसि ॥

इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां यवक्रीतोपाख्याने गुर्जरभाषायामष्टत्रिंशदधिकशततमोऽध्यायः॥ १३८ ॥

## અધ્યાય ૧૩૯ મો. કૈલાસની યાત્રા.

लोमश उवाच—उशीरबीजं मैनाकं गिरिं श्वेतं च भारत
समतीतोसि कौंतेय कालशैलं च पार्थिव ॥

લોમશ કહે છે—હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર! તમે ઉશીરબીજ, મૈનાક, શ્વેત તથા કાળ નામના પર્વતોને ઉલ્લંઘન કર્યા છે. હે ભરતવંશમાં શ્રેષ્ઠ! સાત જેના પ્રવાહ છે એવી આ ગંગા શોભે છે. જ્યાં અગ્નિ સદૈવ પ્રકાશમાન રહે છે એવું સાક્ષાત્ નારાયણનું મહા પવિત્ર સ્થાન છે, જેને મનુષ્યો જોવા સમર્થ નથી માટે તમે સ્થિર સમાધિ કરો, જેથી બીજાં પણ સર્વ તીર્થોને જોશો. હે કુંતીના પુત્ર! તમે કાળ પર્વતને ઉલ્લંઘન કર્યો છે, માટે હવે નજીક આવેલાં દેવતાઓને ક્રીડા કરવાનાં સ્થાનોને જોશો. આજ આપણે સફેદ વર્ણવાળા મંદરાચળ પર્વત પ્રત્યે જવા સ્વાને થયું, જ્યાં મણિભદ્ર નામે યક્ષ તથા યક્ષના રાજા કુબેર રહે છે, ત્યાં જલદી ગતિ કરનાર અઠ્ઠાસી હજાર ગંધર્વો અનેક સ્વરૂપવાળા અને અનેક પ્રકારનાં આયુધ ધારણ કરનારા કિંપુરૂષો તથા યક્ષો સર્વ યક્ષમાં શ્રેષ્ઠ મણિભદ્રની ઉપાસના કરે છે, વાયુ સરખી ગતિવાળા તેઓની સમૃદ્ધિ ઘણી છે, જેઓ દેવતાના રાજા ઇંદ્રને પણ સ્વર્ગથી ભ્રષ્ટ કરવા સમર્થ છે. તેઓએ રક્ષા કરેલા અને કોઇ મનુષ્યથી દુઃખે કરીને પણ ન જઇ શકાય એવા અનેક પર્વતો છે, માટે તમે સ્થિરચિત્ત થાઓ. વળી ત્યાં કુબેરના પ્રધાનો તથા મિત્રો મહા ભયંકર રાક્ષસો છે, જેની સાથે આજ આપણને સમાગમ થશે માટે તમે સાવચેતાઇ રાખો. હે ભારત! જેની નજીક બોરના વૃક્ષનું વન છે એવો છ યોજન પર્યંત ઉંચો કૈલાસ નામનો પર્વત છે, જેને વિષે દેવતાઓ સદૈવ આવે છે તથા જ્યાં અસંખ્ય યક્ષ, રાક્ષસ, કિન્નર, નાગ, પક્ષી તથા ગંધર્વ રહે છે. મેં તથા ભીમસેને રક્ષા કરેલા તમે સ્વધર્મનિષ્ઠ થઇ ઇંદ્રિયોને નિયમમાં રાખીને તે પર્વતો ઉપર ચઢો. હે રાજન્! વરૂણ, યમ, ગંગાજી, યમુનાજી, પર્વતો, અશ્વિનિકુમારો સહિત ઓગણપચાસ વાયુ, નદીઓ તથા તળાવો તમારૂં કલ્યાણ કરો. હે મોટી કાંતિવાળા રાજન્! સર્વ દેવતાઓ આઠ વસુઓ અને અસુરોથી તમારૂં કલ્યાણ થાઓ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરને કહી લોમશ ઋષિ ગંગાની પ્રાર્થના કરતાં કહેવા લાગ્યા કે—હે ગંગા! હું ઇંદ્રના નંદનવન સુવર્ણ સરખા વર્ણવાળા મેરૂ પર્વતથી ઉતરતા તમારા વેગને સાંભળું

છું. અજમીઢના વંશમાં શ્રેષ્ઠ આ યુધિષ્ઠિર રાજાની સર્વ પર્વતોને વિષે તમે રક્ષા કરો, કેમકે આ રાજા સર્વ પર્વતો ઉપર ચઢવા ઇચ્છે છે માટે એને સુખની પ્રાપ્તિ કરો. હે રાજન્! એ પ્રમાણે ગંગાની પ્રાર્થના કરીને લોમશે યુધિષ્ઠિરને કહ્યું કે, હે પાંડવ! તમે સાવધ થાઓ. એ પ્રમાણે લોમશ ઋષિનાં વચન સાંભળીને યુધિષ્ઠિર રાજાએ પોતાની સાથેના પુરૂષોને કહ્યું કે લોમશ ઋષિનો સંભ્રમ અપૂર્વ છે, માટે સૌએ ગાફલતા રહિત થઇ દ્રૌપદીની રક્ષા કરવી કેમકે હવે તો પહાડી દેશ આવ્યો છે. સાવચેતાઇ રાખી સર્વે ચાલવું. વૈશંપાયન કહે છે એ પ્રમાણે સર્વ પુરૂષોને કહી યુધિષ્ઠિર રાજાએ ભીમસેનને કહ્યું કે હે ભીમસેન! તમે દ્રૌપદીની રક્ષા કરવામાં સાવચેતાઇ રાખજો, કેમકે એ હમણાં અર્જુન નથી માટે જ્યારે ભયનો વખત આવે છે ત્યારે તમારો આશ્રય રાખે છે. હે જનમેજય! એ પ્રમાણે ભીમસેનને કહીને મહાત્મા યુધિષ્ઠિર રાજાએ, નકુળ તથા સહદેવની પાસે આવી તેમના મસ્તકના કેશ સુધી શરીર ઉપર પોતાનો હાથ ફેરવી તેમને ગદ્ગદ્ કંઠથી કહ્યું કે, તમે ભય પામશો નહીં ગાફલતા રહિત થઇને ચાલો.

ततो महात्मा यमयौ समेत्य मूर्धन्युपाघ्राय विमृज्य गात्रे
उवाच तौ बाष्पकलं स राजा मामैष्टमागच्छत[illegible]तौ ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां कैलासादिगिरिप्रवेशे गुर्जरभाषायां नूनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १३९ ॥

## અધ્યાય ૧૪૦ મો. ગંધમાદન પ્રતિગમન.

युधिष्ठिर उवाच—अंतर्हितानि भूतानि बलवंति महांति च
अग्निना तपसा चैव शक्यं गंतुं वृकोदर ॥

યુધિષ્ઠિર કહે છે—હે વૃકોદર ભીમસેન! કૈલાસ પર્વતમાં મોટા બળવાન સિંહાદિ પ્રાણીઓ ગુપ્ત રહે છે માટે તે પર્વતમાં મનુષ્યે અગ્નિ લઇને અથવા તપના બળે કરી જવાય એમ છે. હે કુંતીના પુત્ર! તું તારા બળના આશ્રયથી ક્ષુધા તથા તૃષાને નિવૃત્ત કરી પરાક્રમ અને યત્નનો આશ્રય કર. હે ભીમસેન! કૈલાસ પર્વત સંબંધી લોમશ ઋષિએ કહેલાં વાક્ય તેં સાંભળ્યાં છે માટે દ્રૌપદીથી તે પર્વત પ્રત્યે કેમ જઇ શકાશે? તે સંબંધી તું તારી બુદ્ધિથી વિચાર કર. હે સમર્થ! આ સહદેવ, ધૌમ્યાચાર્ય, સારથિઓ, રસોઇયાઓ, નોકરો રથો, અશ્વો તથા રસ્તાના ક્લેશને સહન નહીં કરી શકે એવા બ્રાહ્મણો સહિત તું કૈલાસ પર્વત પ્રત્યે જવાથી નિવૃત્ત થા. થોડો આહાર કરનાર અને સ્થિર વ્રતવાન હું, નકુળ તથા લોમશ ઋષિ, ત્રણ જણ કૈલાસ પર્વત પ્રત્યે જઇશું; તું અમારા આવવાની વાટ જોતો તથા દ્રૌપદીની રક્ષા કરતો તું અમે આવીએ ત્યાં સુધી અહીં ગંગાદ્વારને વિષે રહે. ભીમસેન બોલ્યા કે, હે ભારત! શ્રમે કરી પીડા પામેલી અને દુઃખયુક્ત આ દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી, હું જઇશ તો અર્જુન ક્યાંય પણ મળશે એવી ઇચ્છા રાખે છે. હે જ્યેષ્ઠ બંધુ! તમને યુદ્ધમાંથી કદી ભય પામીને પાછા નહીં ફરનાર એવા મહાત્મા અર્જુનને નહીં દેખાવાથી ક્યાંએ પ્રીતિની પ્રાપ્તિ થતી નથી ત્યારે મને, સહદેવને તથા દ્રૌપદીને તેના વગર પ્રાપ્તિ કેમ થાય! બ્રાહ્મણો, ચાકરો, સારથિયો તથા રસોઇયાઓ જેને તમારે રાખવા મરજી

હોય તે સૌ ભલે રહે, પણ હું તથા પતિવ્રતા ધર્મવાળી દ્રૌપદી, જેમાં ઘણા રાક્ષસો રહે છે એવા અને જેને વિષે દુઃખે કરીને પણ ન જઈ શકાય એવા પર્વતને વિષે તમને એકલા જવા દેવા ઇચ્છતા નથી. હે પુરુષોમાં સિંહરૂપ ! હું તમારા વગર અહીં રહેવા ઇચ્છા રાખતો નથી. હે રાજન ! જેમ મને તમારામાં પ્રીતિ છે તેમજ આ સહદેવને પણ તમારામાં પ્રીતિ છે માટે તે પણ કદી તમારા વગર અહીં રહેવા ઇચ્છતો નહીં. એ હું સત્ય કહું છું, કારણ એના મનનો અભિપ્રાય હું જાણું છું. હે મહારાજ ! અમને સર્વને અર્જુન મળે એવી ઇચ્છા છે, માટે આપણે સૌ સાથે જઇએ. જો ઘણી ગુફાઓવાળા પર્વત પ્રત્યે રથે કરીને નહીં જઇ શકાય તો આપણે પગે ચાલીને જઇશું; પણ તમે કશી વાતે દુર્મન થાઓ માં. જે જે સ્થળને વિષે દ્રૌપદી ચાલી નહીં શકે, ત્યાં ત્યાં હું એને વહન કરીશ એવો મારો વિચાર છે માટે તમે કંઇ પણ ચિંતા કરો નહીં. વળી પ્રિય, કુમાર અવસ્થાવાળા માદ્રીના પુત્ર આ નકુળ તથા સહદેવ જ્યાં ચાલવા સમર્થ થશે નહીં, ત્યાં હું તેમને પણ ઉંચકી લઇ કઠીણ માર્ગને વિષે ગમન કરીશ. યુધિષ્ઠિર બોલ્યા કે હે ભીમસેન ! આવી રીતે બોલતા એવા તારૂં બળ વૃદ્ધિ પામો. તું મોટા યશવાળી પાંચાલ દેશના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીને તથા નકુળ અને સહદેવને વહન કરવા મરજી રાખે છે માટે તારૂં કલ્યાણ થાઓ. અને તારાં બળ, યશ, ધર્મ તથા કીર્ત્તિ વૃદ્ધિ પામો. વળી તું દ્રૌપદી સહિત નકુળ તથા સહદેવને કઠીણ માર્ગને વિષે વહન કરવામાં ઉત્સાહ રાખે છે, માટે તેમાં તને ગ્લાનિ તથા કંઇ પણ પરાભવ થાઓ માં.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે પરસ્પર વાતો કરતા એવા ભીમસેન તથા યુધિષ્ઠિરનાં વચન સાંભળીને દ્રૌપદી બોલ્યાં કે હે ભારત ! હું તમારી સંગાથે આવીશ. તમારે મારે વિષે કંઇ પણ સંતાપ કરવો નહીં. લોમશ બોલ્યા કે, હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! ગંધમાદન પર્વત પ્રત્યે મનુષ્યથી તપશ્ચર્યાએ કરી જઇ શકાય છે તે પર્વત પ્રત્યે નકુલ, સહદેવ, ભીમસેન, દ્રૌપદી, તમે તથા હું આપણે સૌએ તપે કરીને જઇશું; આપણને ત્યાં અર્જુનનો મેળાપ થશે. વૈશંપાયન કહે છે કે એ પ્રમાણે પરસ્પર વાતો કરતા એવા પાંડવો, સુબાહુ રાજાના ઘણા હસ્તિ તથા અશ્વોવાળા કિરાત, તંગણ અને પુલિંદ નામની જાતિના મનુષ્યો ઘણા રહેવાથી અતિ સાંકડા, જેમાં દેવતાઓ સદૈવ રહે છે એવા, હિમાદ્રિ પર્વત જેને વિષે છે એવા તથા અનેક અદ્ભુત આશ્ચર્યવાળા દેશને જોઇને ઘણા હર્ષયુક્ત થયા. હે જનમેજય ! સુબાહુ રાજાએ, પોતાના દેશમાં આવેલા પાંડવોને જોઇ તેમની સામે આવી તેમનો પૂજાદિ સત્કાર કર્યો. પછી સત્કાર પામેલા સર્વ પાંડવો એક દિવસ તે રાજાને ત્યાં રહી બીજે દિવસે સૂર્યનો ઉદય થયે તે વખતે પોતાના ઇંદ્રસેનાદિ ચાકરો, રસોઇયાઓ, માર્ગના ભોમિયાઓ તથા દ્રૌપદીનાં કેટલાંક સાહિત્યોની રક્ષા કરવા સારૂ તે રાજાને સોંપી પગે કરી હિમાદ્રિ પર્વત પ્રત્યે જવા માટે રવાને થયા. હે રાજન ! અર્જુનને મળવાની કામનાથી હર્ષ પામેલા સર્વ પાંડવો દ્રૌપદી સહિત તે દેશથી આસ્તે આસ્તે આગળ ચાલવા લાગ્યા.

ते यातेः प्राङ्मुखास्तेर्वे कृष्णया सह पाण्डवाः

तस्माद्देशात् सहसा प्र कामा पर्वतं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे गुर्जरभाषायां चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४० ॥

## અધ્યાય ૧૪૧ મો. અર્જુન માટે યુધિષ્ઠિરનોવલોપાત.

युधिष्ठिर उवाच—भीमसेनयमौ चोभौ पांचालि च निबोधत
नास्ति भूतस्य नाशो वै पश्यतास्मान्वनेचरान् ॥

યુધિષ્ઠિર કહે છે–હે ભીમ! હે નકુલ! હે દેવ! હે પાંચાલિ! હું કહું તે સાંભળો. હજી આપણા પૂર્વ કર્મનો વિનાશ થયો નથી કેમકે આપણે વનને વિષે ફરીએ છીએ તે તમે જુઓ, આપણે પરસ્પર દુર્બળ તથા મહા કલેશયુક્ત છીએ એમ કહીએ છીએ, વળી અર્જુન પ્રાપ્ત થાય એવી ઈચ્છાથી ન જઈ શકાય એવા માર્ગને વિષે જઈએ છીએ. હજી હું આપણી નજીક આવેલા અર્જુનને જોતો નથી માટે તે મારા શરીરને જેમ અગ્નિ રૂને બાળે તેમ બાળે છે. અર્જુનનાં દર્શનની તૃષ્ણાવાળા અને પોતાથી ન્હાના એવા ભાઈઓ સહિત વનમાં ફરતા એવા મને એક તો સભામાં દુઃશાસને દ્રૌપદીના કેશને ગ્રહણ કર્યા હતા તે તથા અર્જુન વિયોગ મોટો તાપ ઉત્પન્ન કરે છે. હે વૃકોદર! આ નકુળથી પ્રથમ જન્મેલા, અગણિત પરાક્રમવાળા, યુદ્ધમાં કોઈથી ન જીતાય એવા અને ભયંકર ધનુષ્યવાળા અર્જુનને હું દેખતો નથી, માટે તાપ પામું છું, હું તમારા સૌ સહિત કેવળ તેની પ્રાપ્તિ થાય એવી ઇચ્છાથીજ મહા પવિત્ર અને રમણીય એવાં તીર્થોને વિષે ભ્રમણ કરૂં છું. હે ભીમસેન! મને મહા શૂરવીર અને સત્યવાદી અર્જુનને જોએ પાંચ વર્ષ થવા આવ્યાં, પણ હજી હું તેને દેખતો નથી માટેજ તાપ પામું છું. હે પરાક્રમી ભીમસેન! સુંદર સ્વરૂપવાન, સિંહ સરખી પરાક્રમયુક્ત ગતિ કરનાર, ગોઠણ સુધી નીચી ભુજાવાળા, અસ્ત્રવિદ્યા મેળવી છે જેણે એવા યુદ્ધમાં ચતુર, ધનુષ્ય ધરનાર પુરૂષોમાં જેના સરખો બીજો કોઈ નથી એવા શત્રુના સમૂહને વિષે ફરનાર, શત્રુઓનો નાશ કરતી વખતે કાળ સરખા ક્રોધી, હસ્તિની પેઠે મદ ઝરે છે જેને એવા સિંહના સરખી કાંધવાળા, પરાક્રમ તથા સ્વરૂપની શોભાએ કરી ઈંદ્રથી અન્યૂન, નકુળ તથા સહદેવથી પ્રથમ જન્મેલા, સફેદ વર્ણના અશ્વ છે જેના એવા અને અસંખ્ય પરાક્રમવાળા અર્જુનને જોતો નથી તેથી હું તાપ પામું છું. અપરાક્રમી પુરૂષ કદી આક્ષેપ કરે તોપણ જેને સદૈવ ક્ષમા રહે છે, સારી રીતે વર્તવાથી નિર્ભય થયેલા પુરૂષોને સુખ આપનાર, કપટમાં પ્રવૃત્ત થયેલો અને માયાએ કરી પ્રહાર કરવા સારૂ કદી ઇંદ્ર આવ્યો હોય તોપણ તેને મૃત્યુની પ્રાપ્તિ કરવામાં વિષના સરખો, શરણ આવેલા શત્રુને પણ અભય આપનાર, ક્રૂરપણાથી રહિત પ્રતાપી બહુ શક્તિમાન મહા બળવાન આપણ સર્વને આશ્રયરૂપ, શત્રુઓનો નાશ કરનાર, રાજાઓ પાસેથી તેમને જીતીને અનેક રત્નો હરણ કરનાર અર્જુન ક્યાં છે.! હે ભીમસેન! જે રત્નો હમણાં દુર્યોધનને પ્રાપ્ત થયાં છે, તે રત્નો પૂર્વે મને જેના પરાક્રમથી પ્રાપ્ત થયાં હતાં એવા, જેની ભુજાના પ્રતાપથી મને ત્રણ લોકમાં પ્રસિદ્ધ, દિવ્ય અને રત્નમય સભાની પ્રાપ્તિ થઈ હતી એવા શ્રીકૃષ્ણ સરખા પરાક્રમી, યુદ્ધમાં સહસ્રાર્જુન સમાન મહા વીર્યવાન શ્રી બળદેવજીની, અજેય એવા તારી, તથા શ્રીકૃષ્ણની પછવાડે પોતાના પરાક્રમથી જનાર, બળ તથા પ્રભાવને વિષે ઇંદ્ર સરખા, ગતિની વિષે વાયુ

સરખા, મુખની શોભાને વિષે ચંદ્ર સરખા, ક્રોધને વિષે સાક્ષાત મૃત્યુ સમાન તથા પુરુષોમાં સિંહરૂપ અર્જુનની તપાસ કરવાની ઇચ્છાથી આપણે સૌ જ્યાં મોટાં બોરનાં વૃક્ષોનું વન અને નરનારાયણનો આશ્રમ છે, તથા યક્ષો રહે છે એવા ગંધમાદન પર્વત પ્રત્યે જઈશું અને તેની શોભાને જોઈશું. હે ભીમસેન ! જે પર્વત ઉપર રાક્ષસોએ સેવન કરેલી રમણીય કુબેરની નળાવડી છે, તે પર્વત પ્રત્યે આપણે મોટા તાપને સહન કરતા પગે ચાલીને જઈશું; કેમકે તેની ઉપર વાહનોથી જઈ શકાય તેમ નથી. વળી જ્યાં ક્રૂર સ્વભાવવાળા તથા શાંતિ વગરના પુરુષોથી ન જઈ શકાય એવા પર્વત પ્રત્યે આયુધ ધારણ કરેલા આપણે મોટા મતવાળા બ્રાહ્મણો સહિત અર્જુનને શોધવાની ઇચ્છાથી જઈશું, હે વૃકોદર ! જે પર્વતને વિષે અપવિત્ર મનવાળા પુરુષોને મક્ષિકા મચ્છર, સિંહ, વ્યાઘ્ર તથા જળજંતુઓ પરાભવ કરે છે, પણ પવિત્ર મનવાળા પુરુષને પરાભવ કરતાં નથી, તે ગંધમાદન પ્રત્યે પવિત્ર અંતઃકરણવાળા, નિયમ પ્રમાણે આહાર કરનાર તથા અર્જુનને દેખવાની ઇચ્છાવાળા આપણે જઈશું.

ते वयं नियतात्मानः पर्वतं गंधमादनं
प्रवेक्ष्यामो मिताहारा धनंजयदिदृक्षवः ॥

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे गुर्जरभाषायां मेकचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४१ ॥**

## અધ્યાય ૧૪૨ મો. વરાહતીર્થ કથા.

**लोमश उवाच—दृष्टाः पर्वताः सर्वे नद्यः सपुरकाननाः**
**तीर्थानि चैव श्रीमंति स्पृष्टं च सलिलं करैः ॥**

લોમશ કહે છે—હે પાંડવો ! તમોએ મંદરાચળ વગરના સર્વ પર્વતો, નદિયો, શહેરો, વનો તથા રમણીય તીર્થોને જોયાં અને તેનાં જળનો હાથે કરી સ્પર્શ પણ કર્યો. આ માર્ગ દિવ્ય મંદરાચળ પર્વત તરફ જાય છે, માટે તમે સ્થિરતાયુક્ત થાઓ તથા ઉદ્વેગપણાને છોડી દો. તમારે જેમાં દેવતાઓ તથા પવિત્ર કર્મવાળા ઋષિઓ રહે છે એવા પર્વત પ્રત્યે જવું છે. આ શ્રેષ્ઠ જળવાળી, મહા પવિત્ર બદરીકાશ્રમમાં ઉત્પન્ન થયેલી તથા દેવર્ષિના સમૂહે સેવન કરેલી અલકનંદા નામની ગંગા પ્રવાહરૂપે ગતિ કરે છે, જેનું મહાત્મા વાલખિલ્ય ઋષિઓ નિરંતર સેવન કરે છે તથા જેની મહાત્મા ગંધર્વો પ્રાર્થના કરે છે. વળી આ અલકનંદા ગંગાની પાસે મરીચિ, પુલહ, ભૃગુ તથા અંગિરા ઋષિઓ શ્રેષ્ઠ સ્વરથી સામવેદનું ગાયન કરે છે. અહીં મરૂદ્ગણે સહિત ઇંદ્ર નિત્ય પોતાનું આહ્નિક કરે છે, તે સમયે તેની સાધ્ય દેવતાઓ તથા અશ્વિનિકુમારો પરિચર્યા કરે છે. સૂર્ય સહિત ચંદ્ર તથા ગ્રહો સહિત નક્ષત્રો, જગતમાં દિવસ અને રાત્રિનો વિભાગ કરતાં આ નદી પ્રત્યે ગતિ કરે છે; જેના જળને મહાદેવજી ગંગાદ્વારને વિષે પોતાની જટામાં ધારણ કરે છે, તેથી સર્વ જગતની સ્થિતિ થાય છે માટે હે રાજન ! તમે મહાન શ્રેષ્ઠ આ નદી પ્રત્યે જઈ પોતાના મનને સ્થિર રાખીને તેને નમસ્કાર કરો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે મહાત્મા લોમશ ઋષિનાં વાક્ય સાંભળીને સર્વ પાંડવોએ અલકનંદા ગંગા પાસે જઈ તેને નમસ્કાર કર્યા. પછી પાંડવો પોતાની આગેના સર્વ ઋષિઓ સહિત ત્યાંથી આગળ ચાલ્યા, ત્યારે

રસ્તાને વિષે છેટથી પ્રકાશમાન દેખાતા મેરૂ પર્વત સરખા સંફેદ તથા સર્વ દિશાઓમાં વિખરાયલા પર્વત સરખા કોઇ પદાર્થને જોઇને, તે સંબંધી લોમશ ઋષિને પૂછવા લાગ્યા. લોમશે તેમને કહ્યું કે–હે પાંડુરાજાના પુત્રો ! હું તમને વાક્ય કહું તે સાંભળો–હે મનુષ્યમાં શ્રેષ્ઠ રાજન ! તમે કૈલાસ પર્વતના શિખર સરખા શોભાયમાન અને વિખરાયલા પર્વતની પેઠે રહેલા જે પદાર્થને જુઓ છો તે પૂર્વે વિષ્ણુએ ઇંદ્રના હિત સારૂ નાશ કરેલા મહાત્મા ભૌમાસુર નામના દૈત્યના શરીરના પર્વત સરખા અને પર્વતની ઉપર રહેલો અસ્થિ છે. હે રાજન ! પૂર્વે મોટા મનવાળો ભૌમાસુર, તપ તથા વેદ ભણવારૂપ બળે કરી ઇંદ્રના સ્થાનને ગ્રહણ કરવાની ઇચ્છાથી ઇંદ્રનું ધર્ષણ કરતાં દશ હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરવા બેઠો. ત્યારે હે નિષ્પાપ ! ઇંદ્રે, ભૌમાસુરનું બળ, ધર્મને વિષે વર્ત્તવું તથા વ્રતનું સેવન કરવું, એ જોઇને મહા ભય ઉત્પન્ન થવાથી ઉદ્વેગપણાને પામી પોતાના મને કરી વિષ્ણુનું ચિંતવન કર્યું. તે સમયે અવિનાશી વ્યાપકરૂપ અને મહા સમર્થ વિષ્ણુ, ઇંદ્રની પાસે આવી ઉભા, તેને જોઇ સર્વે ઋષિઓએ તથા દેવતાઓએ તેની સ્તુતિ કરી. મહા પ્રકાશમાન અગ્નિ, તેના તેજમાં અંજાઇ જવાથી તેજ વગરનો થઇ ગયો. પછી વજ્ર ધારણ કરનાર ઇંદ્ર, વરદાન આપનાર, દેવતારૂપ, દેવતાઓના ઇશ્વર તથા વ્યાપક પરમાત્માને જોઇને નમસ્કાર કરી હાથ જોડી નમ્રતાયુક્ત થઇ તેની પાસે ઉભો. તે વેળા વિષ્ણુ, ઇંદ્રને જેનાથી ભય થયો છે તે સંબંધી વાક્ય કહેવા લાગ્યા કે હે ઇંદ્ર ! સર્વ દૈત્યોનો રાજા ભૌમાસુર તપશ્ચર્યા કરીને તારૂં ઇંદ્રપદ લેવાની ઇચ્છા રાખે છે તે હું જાણું છું, પણ મને તારામાં પ્રીતિ છે તે માટે હું, તે તપશ્ચર્યા કરે છે તોપણ તેને નાશ કરીશ, વાસ્તે તું એક મુહૂર્ત્તમાત્ર શાંત થા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઇંદ્રને કહીને મહા તેજસ્વી વિષ્ણુએ પોતાના હાથથી તે દૈત્યને પ્રહાર કરી ચેતન વગરનો કર્યો. જેથી તે પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડયો. હે રાજન ! તે ભૌમાસુર દૈત્યનાં અસ્થિનો એ સમૂહ છે. વિષ્ણુનું બીજું પણ એક પરાક્રમ છે તે એકે–પૂર્વે વિષ્ણુએ એક શીંગડાવાળું વરાહનું સ્વરૂપ ધારણ કરી પાતાળમાં ડૂબી ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. યુધિષ્ઠિરે પૂછ્યું કે, હે મહા સમર્થ ઋષિ ! મહા કલ્યાણરૂપ, મોટી ભાગ્યવાળી અને જેના ઉપર ધાન્યાદિ પદાર્થો ઉત્પન્ન થાય છે એવી પૃથ્વી, કોના મહિમાથી પાતાળમાં સો યોજન પેસી ગઇ ? દેવતાઓના ઇશ ભગવાને તેનો કેવી રીતે ઉદ્ધાર કર્યો ? અને ભગવાનનું પરાક્રમ કોણે સિદ્ધ કર્યું ? એ સર્વ વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું, માટે તમે વિસ્તારથી કહો. કારણ આ મારા પ્રશ્નનો ઉત્તર આપનાર તમે છો. લોમશ કહે છે—હે યુધિષ્ઠિર ! તમે મને પ્રશ્ન પૂછો છો, માટે હું આ કથા વિસ્તારથી કહું તે સાંભળો. હે ભારત ! પૂર્વે સત્યયુગને વિષે આદિ દેવ પુરાતન ઇશ્વરે યમનું સેવન કર્યું, જેથી જગતમાં ઉત્પન્ન કોઇ નહીં થતું હતું તથા મૃત્યુ પણ નહીં પામતું હતું તેથી પૃથ્વી ઉપર પક્ષિયો, બકરાઓ, ગાયો, મૃગો, અશ્વો તથા મનુષ્યો જેમ જળ વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યાં જેના ભારથી પીડા પામેલી પૃથ્વી સો યોજન પાતાળમાં ઉતરી ગઇ. તેમના ભારે કરી પીડા પામેલી અને વ્યથાયુક્ત થયું હતું શરીર જેનું એવી પૃથ્વી, શ્રેષ્ઠ એવા નારાયણ દેવને શરણે જઇ આવી રીતે કહેવા લાગી કે, હે મહા સમર્થ ! હું તમારી કૃપાથી ઘણા કાળ સુધી સ્થિર થઇને રહી પણ હમણાં ભારે પીડા પામેલી છું, તેથી હવે સ્થિર રહેવા સમર્થ નથી માટે તમે મારો ભાર નિવૃત્ત કરવા યોગ્ય છો

કેમકે હું તમારે શરણે આવી છું, વાસ્તે મારી ઉપર પ્રસન્ન થઇને, મારી વ્યથા નિવૃત્ત કરો. લોમશ કહે છે–હે રાજન ! એ પ્રમાણે પૃથ્વીનાં વચન સાંભળીને હર્ષયુક્ત થયેલા અવિનાશી મહા સમર્થ ભગવાને કહ્યું કે ભારે કરી પીડા પામેલી પૃથ્વી ! તારે કંઇપણ ભય ધરવો નહીં, હું જેવી રીતે તું ભાર વગરની થઇશ, તેવી રીતે ઉપાય કરીશ. લોમશ કહે છે—હે પાંડવ ! એ પ્રમાણે પૃથ્વીને કહીને મોટી કાંતિ તથા એક શીંગડાવાળા વરાહજી ભગવાન, તેનો ઉદ્ધાર કરવા તૈયાર થયા. તે સમય વરાહજીએ પોતાનાં બે લાલ નેત્રથી પ્રજાને ભય ઉત્પન્ન કરતાં પોતાના સ્વરૂપની કાંતિનો જેમ જેમ પ્રકાશ કર્યો, તેમ તેમ પૃથ્વી વૃદ્ધિ પામવા લાગી. પછી હે શૂરવીર ! વરાહજી પોતાના પ્રકાશમાન શીંગડા ઉપર, પાતાળમાં સો યોજન ઉતરી ગયેલી પૃથ્વીને ધારણ કરીને, ઉદ્ધાર કરવા લાગ્યા. તે સમયે જગતમાં મોટો ક્ષોભ થયો, જેથી સ્વર્ગ, આકાશ તથા પૃથ્વીને વિષે રહેનારા દેવતા, તપશ્ચર્યારૂપ ધનવાળા ઋષિઓ તથા આકાશમાં ફરનારાઓએ મોટો હાહાકાર કર્યો ને તે સૌ સ્થિરતાથી રહી પણ નહીં શકતા હતા. પછી ઋષિઓ સહિત દેવતાઓ પોતાના સ્વરૂપની કાંતિએ કરી પ્રકાશમાન બ્રહ્માની પાસે જઇ હાથ જોડીને આવી રીતે કહેવા લાગ્યા કે, હે દેવતાઓના ઇશ ! હમણાં સર્વ લોક તથા સમુદ્ર સહિત સ્થાવર જંગમ વિશ્વ ક્ષોભ પામ્યું છે અને પૃથ્વી પાતાળમાં સો યોજન ઉતરી ગઇ છે તે શું ! સર્વ જગત્ કોના મહિમાથી વ્યાકુળપણાને પામ્યું છે ! તે સર્વ તમે અમને વિસ્તાર કરીને જલદીથી કહો; કારણ અમને પણ આત્મ- દેહનું ભાન નથી. બ્રહ્માએ કહ્યું કે—હે દેવતાઓ ! તમોને અસુરોથી કંઇપણ ભય થયો નથી, જેનાથી ક્ષોભ થયો છે તે હું કહું તે સાંભળો. જે સર્વમાં વ્યાપકરૂપ, શ્રેષ્ઠ શોભાવાળા અને અવિનાશી પરમાત્મા છે, તેના પ્રભાવથી સ્વર્ગનો ક્ષોભ થયો છે. પૂર્વે જે પૃથ્વી પાતાળમાં સો યોજન પ્રવેશ કરી ગઇ હતી તેનો હમણાં વરાહરૂપ ભગવાન ઉદ્ધાર કરે છે તેથી જગત્માં સર્વત્ર ક્ષોભ થયો છે એમ તમે જાણો, ને તમારા મનમાં બીજો કોઇ સંદેહ હોય તેને નિવૃત્ત કરો. દેવતાઓએ કહ્યું કે, હે ભગવાન ! વરાહજી ભગવાન ક્યે ઠેકાણે પૃથ્વીનો ઉદ્ધાર કરે છે ! તે તમે અમને કહો, અમે ત્યાં જઇશું. બ્રહ્માએ કહ્યું કે, હે દેવતાઓ ! તમારૂં કલ્યાણ થાઓ, તમે ઇંદ્રના નંદનવન પ્રત્યે જાઓ. જે પ્રકાશમાન અને ઘણાં પાંદડાંવાળાં વૃક્ષોવાળું અહીંથી નજીક છે. તે વનને વિષે જઇને, પૃથ્વીનો ઉદ્ધાર કરતી વખતે પ્રલયકાળના અગ્નિ સરખા પ્રકાશમાન, જેના વક્ષઃસ્થળને વિષે શ્રીવત્સલાંછન છે એવા અને રોગ રહિત ભગવાનને જુઓ. લોમશ કહે છે—હે રાજન ! એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી સર્વ દેવતાઓ તેમને મુખ્ય કરી નંદનવન પ્રત્યે ગયા ને ત્યાં વરાહજી ભગવાનનાં દર્શન કરી પાછા જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પોતપોતાના લોક પ્રત્યે ગયા. વૈશંપાયન કહે છે હે જનમેજય ! એ પ્રમાણે લોમશ ઋષિએ કહેલી કથા સાંભળીને, સર્વ પાંડવો તેમણે બતાવેલા માર્ગે મોટા હર્ષ કરી ઉતાવળથી જવા લાગ્યા.

श्रुत्वा तु तां कथां सर्वे पांडवा जनमेजय
लोमशादेशितेनाशु पथा जग्मुः महद्युत् ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंगाधरनमवेशे गुर्जरभाषायां द्विचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४२ ॥

## અધ્યાય ૧૪૩ મો. ગંધમાદન પર્યટન.

**वैशंपायन उवाच—ते शूरास्ततधन्वानस्तूणवंतः समार्गणाः**
**बद्धगोधांगुलित्राणाः खड्गवंतो मितौजसः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી સજ્જ ધનુષ્યવાળા, બાણના ભાથા તથા બાણો ગ્રહણ કરેલા, ચામડાના મોજા પહેરેલા, તલવાર ધારણ કરેલા, મોટા પરાક્રમી અને ધનુષ્ય ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ પાંડવો, બ્રાહ્મણોને સાથે લઇને, દ્રૌપદી સહિત ગંધમાદન પર્વત પ્રત્યે જવા લાગ્યા. આત્મસ્વરૂપના વિચાર પર જેમણે મન લગાવ્યું હતું એવા અને ફળ મૂળનો આહાર કરનાર પાંડવોએ રસ્તાને વિષે કેટલાંક તળાવો, નદિયો, પર્વતો, વનો, ઘણી છાયાવાળાં વૃક્ષો તથા અનેક તરેહનાં મૃગાદિ જનાવરોને જોતા જોતા દેવતાઓ તથા ઋષિઓએ સેવન કરેલા અને નિરંતર ફળ પુષ્પયુક્ત વૃક્ષોવાળા દેશોના, જ્યાં ન જઇ શકાય એવા અને કઠણ, ઉંચા તથા નીચા સ્થાન પ્રત્યે ફરતાં, ફરતાં. ઋષિઓ, સિદ્ધો તથા દેવતાઓ જેમાં રહે છે એવા, ગંધર્વો તથા અપ્સરાઓને પ્રિય અને કિન્નરોએ સેવેલા ગંધમાદન પર્વત પ્રત્યે પ્રવેશ કર્યો. તે સમયે હે પૃથ્વીનાપતિ! અકસ્માત મોટો વાયુ ઉત્પન્ન થયો જેથી પાંદડાઓ સહિત ઉડેલી રજે કરી પૃથ્વી, દિશાઓ તથા આકાશ વ્યાપ્ત થયાં તેથી કોઇને કંઇ પણ જાણવામાં આવતું નહોતું. તે વખતે પાંડવો, તે વાયુના ઉપદ્રવને નિવૃત્ત કરવાના ઉપાય સંબંધી પરસ્પર વિચાર કરી શકતા ન હતા. ઘણા અંધકારને લીધે એક બીજાઓને દેખતા પણ ન હતા તેથી મહા પીડાયુક્ત થયા. વાયુના વેગથી વૃક્ષો આદિ પદાર્થો ભાગીને પૃથ્વી ઉપર પડતા હતા, તેનો મહા ભયંકર શબ્દ થતો. જે સાંભળીને મોહિત થયેલા પાંડવોએ આ શું આભ તૂટે છે અથવા પૃથ્વી કે પર્વતો ફાટી પડે છે એમ માન્યું. વાયુના ભયથી સર્વ પાંડવો પોતાને જવાના માર્ગ વિષેનાં વૃક્ષો તથા રાફડાઓને શોધી તેની નીચે જવા લાગ્યા. તે એવી રીતે કે, ધનુષ્ય ધારણ કરેલા મહા બળવાન ભીમસેન, પોતાની સાથે દ્રૌપદીને લઇ એક વૃક્ષ નીચે જઇ સંતાયા, યુધિષ્ઠિર તથા ધૌમ્યાચાર્ય બીજા વૃક્ષ નીચે જઇ સંતાયા, સહદેવ અગ્નિહોત્રને ગ્રહણ કરી પર્વતમાં સંતાયા અને નકુળ, બ્રાહ્મણો તથા લોમશ ઋષિ, એ જૂદાં જૂદાં વૃક્ષો નીચે જઇ સંતાયા. ત્યાર પછી વાયુ નિવૃત્ત થયો, તેથી રજ ઉડતી હતી તે પણ શાંત થઇ, કે તેજ વખતે વાયુએ પ્રેરણા કરેલો મેઘ, જેમ વજ્ર પડે ને મોટા શબ્દ થાય, તેમ શબ્દ કરતાં અને આકાશમાં મહા પ્રકાશમાન વીજળી ઉત્પન્ન કરતાં કરાના પથ્થરો સહિત મોટી ધારાઓથી વર્ષવા લાગ્યો. સમુદ્રમાં ભળનારી નદિયોમાં જળ વધવાથી તે મોટા ફેણયુક્ત પ્રવાહે કરી વૃક્ષોને ખેંચતાં શબ્દ કરવા લાગી. ત્યાર પછી થોડીવાર થઇ ત્યારે મેઘના શબ્દ, વાયુ તથા વૃષ્ટિ નિવૃત્ત થયાં ને નદી આદિના જળના પ્રવાહ પણ બંધ પડયા. હે ભારત! મહા શૂરવીર પાંડવો, આસ્તેથી વૃક્ષાદિ નીચેથી નીકળી સૌ ભેગા થઇ ગંધમાદન પર્વત પ્રત્યે ચાલવા લાગ્યા.

**निर्जग्मुस्ते शनैः सर्वे समाजग्मुश्च भारत**
**प्रैनर्हस्थरे पुनर्वीराः पर्वतं गंधमादनं ॥**

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे गुर्जरभाषायां त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४३ ॥

## અધ્યાય ૧૪૪ મો. દ્રૌપદીને પડેલા કષ્ટથી યુધિષ્ઠિરનું વિલાપન.

वैशंपायन उवाच—क्रोशमात्रं प्रयातेषु पांडवेषु महात्मसु
पद्भ्यामनुचिता गंतुं द्रौपदीसमुपाविशत् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે જ્યારે મહાત્મા પાંડવો એક ગાઉ પર્યંત ગયા ત્યારે પગે ચાલવાને અયોગ્ય દ્રૌપદી બેશી જવા લાગ્યાં. તે સમયે થાકી ગયેલી, વાયુ તથા વર્ષાદના યોગથી મહા દુઃખ યુક્ત થયેલી અને સ્વધર્મનિષ્ઠ દ્રૌપદી, અત્યંત કોમળ અંગને લીધે મોહ પામીને, થરથર કાંપતા પોતાના શ્રેષ્ઠ બે હાથે કરી હસ્તિની સુંઢ સરખી આકૃતિવાળા બે સાથળને ગ્રહણ કરી જેમ કેળનું વૃક્ષ કંપીને પૃથ્વી ઉપર પડે, તેમ પૃથ્વી ઉપર પડી ગયાં. હે રાજન! ભાંગેલી લતાની પેઠે પૃથ્વી ઉપર પડતી દ્રૌપદીને જોઈ મહા શૂરવીર નકુળે, તેમની પાસે દોડી જઈ પકડી રાખ્યાં ને યુધિષ્ઠિરને કહ્યું કે—હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા રાજન! શ્રેષ્ઠ નેત્રવાળાં પંચાલ દેશના રાજા દ્રુપદનાં પુત્રી આ દ્રૌપદી, થાકી જવાને લીધે પૃથ્વી ઉપર પડી ગયાં છે, દુઃખ ભોગવવાને અયોગ્ય અને સુંદર ગતિ કરનાર દ્રૌપદી ઘણું થાકી જવાથી મહા દુઃખ પામ્યાં છે, માટે તમે તેમની આશ્વાસના કરો.

વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે નકુળનાં વચન સાંભળી મહા દુઃખયુક્ત થયેલા યુધિષ્ઠિર રાજા, ભીમસેન તથા સહદેવ દોડીને દ્રૌપદી પાસે ગયા. કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ, જેના મોઢાનો વર્ણ ફરી ગયો હતો એવી તથા શરીરે સુકાઈ ગયેલી દ્રૌપદીને જોઈ પોતાના ખોળામાં લઈ આવી રીતે ખેદનાં વાક્ય કહ્યાં કે, હે સુખ ભોગવવા લાયક શ્રેષ્ઠ સ્ત્રિ! ચોકીદારોએ રક્ષા કરેલા ગૃહને વિષે સુંદર શય્યા ઉપર શયન કરનારી તું, અહીં પૃથ્વી ઉપર શયન કરે છે. શ્રેષ્ઠતાને પામવા લાયક આ દ્રૌપદીના અત્યંત કોમળ પગ તથા કમળના પુષ્પ સરખા મુખને, મારે લીધે શ્યામપણાની પ્રાપ્તિ થઈ છે. દ્યુત રમવામાં આસક્ત અને ભ્રષ્ટ બુદ્ધિ વાળો હું, સિંહાદિ જનાવરોવાળા વનમાં દ્રૌપદી સહિત આવી પડ્યો છું. પૂર્વે પાંડવોરૂપ પતિને પામી આ દ્રૌપદી સુખ પામશે એમ માની દ્રુપદે મને પરણાવી પણ તે તો સૌ તેના વિચાર કરતાં ઉલટું થયું. શ્રમ, શોક તથા માર્ગના યોગથી શરીરે સુકાઈ ગયેલી દ્રૌપદી મારા પાપકર્મને લીધે પૃથ્વી ઉપર પડી.

વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે દ્રૌપદીને પંપાળતાં યુધિષ્ઠિર રાજાએ વિલાપ કર્યો ત્યારે ધૌમ્યાચાર્યાદિ બ્રાહ્મણોએ તેમની પાસે આવી અનેક તરેહના આશિર્વાદ આપી કેટલુંક વખાણ કરી આશ્વાસના કરી. પછી બ્રાહ્મણોએ રક્ષોઘ્નના મંત્રનો જપ તથા રક્ષોઘ્નની ક્રિયા કરતાં અને શાંતિને માટે અનેક મંત્રો ભણતાં શીતળ જળથી દ્રૌપદીને માર્જન કર્યું અને પાંડવોએ પોતાના શીતળ હસ્તથી સ્પર્શ કર્યો તથા ઠંડો પવન નાંખ્યો તેથી સુખ પ્રાપ્ત થવાને લીધે આસ્તે આસ્તે ચેતનની પ્રાપ્તિ થઈ. પછી જ્યારે દ્રૌપદીને સંજ્ઞાની પ્રાપ્તિ થઈ ત્યારે પાંડવોએ મૃગચર્મ પાથરીને તેની ઉપર સુવાડયાં. તે સમયે નકુળ તથા સહદેવ, સર્વ સ્ત્રિઓએ પૂજવા લાયક અને લાલ તળીયાંવાળા દ્રૌપદીના પગને પોતાના હાથથી દાબ-

વા માંડયા. પછી યુધિષ્ઠિર રાજા, દ્રૌપદીની આશ્વાસના કરીને ભીમસેનને કહેવા લાગ્યા કે–હે મોટી ભુજાવાળા ભીમસેન ! દુઃખે કરીને પણ ન જઈ શકાય એવા પર્વતો ઘણા છે, માટે તેની ઉપર આ દ્રૌપદી કેમ ચાલી શકશે ? ભીમસેને કહ્યું કે–હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! હું તમને, દ્રૌપદીને તથા નકુળ અને સહદેવને લઇ જઇશ. તમે તમારા મનમાં કંઇ પણ ખેદ કરો નહીં. હે નિષ્પાપ ! હિડિંબાથી ઉત્પન્ન થયેલો અને મારા સરખો બળવાન ઘટોત્કચ, તમારા કહેવાથી આપણુ સર્વને વહન કરશે.

વૈશંપાયન કહે છે–હે રાજન ! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે ભીમસેન ! ઘટોત્કચ અહી છે નહીં માટે તું તેનું સ્મરણ કર, જેથી અહીં આવી આપણું પ્રિય કરે. હે જનમેજય ! એવી રીતે યુધિષ્ઠિરનાં વચન સાંભળી ભીમસેને, તેમની આજ્ઞાથી ઘટોત્કચનું સ્મરણ કર્યું. ત્યારે તેજ વખતે ઘટોત્કચ, પોતાના પિતાએ કરેલા સ્મરણથી તેમની પાસે આવ્યો. સર્વને નમસ્કાર કરી હાથ જોડી ભીમસેનને તે કહેવા લાગ્યો કે હે પિતા ! તમે મારૂં સ્મરણ કર્યું તેથી હું તમારી શુશ્રૂષા કરવા આવ્યો છું. હે મોટી ભુજાવાળા ! તમે મને આજ્ઞા આપો, હું તમારા કહેવા પ્રમાણે સર્વ કરીશ એમાં સંશય નથી. એ પ્રમાણે ઘટોત્કચ રાક્ષસનાં વચન સાંભળીને, ભીમસેન તેને બાથમાં ઘાલી પ્રેમ સ્નેહથી ભેટયા.

आज्ञापय महाबाहो सर्वं कर्तास्म्यसंशयं
तच्छ्रुत्वा भीमसेनस्तु राक्षसं परिषस्वजे ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे गुर्जरभाषायां चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४४ ॥

## અધ્યાય ૧૪૫ મો. ઘટોત્કચે સૌને ઉંચકી લીધાં.

युधिष्ठिर उवाच—धर्मज्ञो बलवान् शूरः सत्यो राक्षसपुंगवः
भक्तोस्मानौरसः पुत्रो भीमगृह्णातुमाचिरं ॥

યુધિષ્ઠિર કહે છે–હે ભીમસેન ! ધર્મ જાણનાર, બળવાન, શૂરવીર, સત્યવાદી અને આપણામાં પ્રીતિમાન આ આપણો ઔરસ પુત્ર ઘટોત્કચ આપણને વહન કરવામાં વિલંબ કરે નહીં. હે ભયંકર પરાક્રમિ ! હું દ્રૌપદી સહિત કંઇ પણ દુઃખ વગર તારી ભુજાના બળે કરી ગંધમાદન પર્વત પ્રત્યે જઇશ. વૈશંપાયન કહે છે–હે પુરૂષોમાં સિંહરૂપ જનમેજય ! એ પ્રમાણે પોતાના ભાઇ યુધિષ્ઠિરનાં વચન સાંભળી ભીમસેને શત્રુઓને પીડા કરનાર પોતાના પુત્ર ઘટોત્કચને આજ્ઞા આપતાં કહ્યું કે—હે હિડિંબાના પુત્ર ! આ તારી માતારૂપ દ્રૌપદી થાકી જવાથી પરાજય પામ્યા સરખાં થયાં છે, માટે મહા બળવાન અને પક્ષીની પેઠે તારી ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર તું, એમને તારી કાંધ ઉપર તથા અમોને તારા શરીરના મધ્ય ભાગ ઉપર વહન કરીને જેવી રીતે એમને કંઇ પણ પીડા થાય નહીં તેવી રીતે મંદ ગતિથી આકાશ તરફ ગતિ કર. ઘટોત્કચે કહ્યું કે હે પિતા ! હું યુધિષ્ઠિરને ધૌમ્યાચાર્યને, દ્રૌપદીમાતાને નકુળને તથા સહદેવને વહન કરીશ, એમાં મારે કોઇની સહાયતાની જરૂર નથી, પણ હે નિષ્પાપ ! તમારી સાથેના બ્રાહ્મણો સહિત સર્વ સાથને અનેક તરેહના પક્ષિઓનાં સ્વરૂપ ધારણ કરનાર મહા શૂરવીર સેંકડો રાક્ષસો મારી આજ્ઞાથી વહન કરશે.

હે જનમેજય ! એ પ્રમાણે કહીને ઘટોત્કચે દ્રૌપદીને તથા પાંડવોને વંદન કર્યાં. તે સમયે મોટી કાંતિવાળા અને સૂર્ય સરખા પ્રકાશમાન લોમશ ઋષિ, પોતાના પ્રભાવથી શ્રેષ્ઠ માર્ગને વિષે જવા લાગ્યા અને ઘટોત્કચની આજ્ઞાથી ભયંકર પરાક્રમી બીજા રાક્ષસો, બ્રાહ્મણોને તથા પાંડવો સાથેના પુરુષોને વંદન કરીને ચાલતા થયા. ત્યારે સર્વ પાંડવાદિ રાક્ષસો ઉપર બેસીને રમણીય એવાં વન તથા બગીચાઓને જોતાં વિશાળ એવા બદરીવન પ્રત્યે જવા લાગ્યા. તે સમયે મોટા વેગથી જલદી ગતિ કરનાર રાક્ષસોએ વહન કરેલા મહા શૂરવીર પાંડવો જેમ નજીકના દેશ પ્રત્યે જલદી જવાય તેમ લાંબા માર્ગ પ્રત્યે જલદીથી જવા લાગ્યા. મ્લેચ્છો જેમાં રહેતા હતા એવા રત્નોની ખાણોવાળા, અનેક તરેહના ધાતુઓની ખાણોવાળા પર્વત તથા અસંખ્ય વૃક્ષોયુક્ત દેશોને તેઓ જોતા હતા. તેઓએ વિદ્યાધરો કિન્નરો, કિંપુરુષો તથા ગંધર્વો જેમાં રહેતા હતા એવા, મયૂરો, ચમરી ગાયો, વાનરો, વનના બળદો-પાડા તથા પાડાઓવાળા, મોટી નદીઓવાળા, અનેક તરેહના પક્ષિઓવાળા, વિવિધ પ્રકારનાં મૃગાદિ જનાવરોના રહેવાથી સુશોભિત અને અનેક પ્રાણીવાળા ઉત્તર કુરુ આદિ દેશો ઉલ્લંઘન કર્યા. પછી પાંડવોએ ઘણા આશ્ચર્યવાળા કૈલાસ પર્વતની પાસે સદૈવ ફળ તથા પુષ્પયુક્ત વૃક્ષો જેમાં છે એવા નરનારાયણના આશ્રમને જાની પેઠે ગોળ આકૃતિવાળાં, રમણીક, શ્રેષ્ઠ છાયાવાળાં, અત્યંત શોભાયમાન, શ્રેષ્ઠ કોમળ પાંદડાંવાળાં, મોટી, ડાળોવાળાં, અત્યંત પ્રકાશમાન, સ્વાદિષ્ટ શ્રેષ્ઠ ફળવાળાં, ઋષિઓના ગણોએ સેવન કરેલાં, મદોન્મત્ત પક્ષિઓ જેમાં રહેતાં હતાં એવાં વૃક્ષોયુક્ત તથા જ્યાં ઘણાં ફળ તથા મૂળ થતાં હતાં એવાં ઘણાં જળવાળાં, લીલું ઘાસ જ્યાં ઉગ્યું હતું એવાં દેવતા અને ગંધર્વોએ સેવેલાં તથા કાંટા વગરના સ્થાનમાં ઉત્પન્ન થયેલાં બોરના વૃક્ષોના બદરી વનને છેટેથી જોયું. પછી પાંડવો બ્રાહ્મણો સહિત બદરી વન પાસે આવીને રાક્ષસોના કાંધ ઉપરથી ઉતર્યા. સર્વ પાંડવો પોતાની સાથેના બ્રાહ્મણો સહિત, જેમાં રહેનાર મનુષ્યોને અજ્ઞાન રહેતું નથી એવા પવિત્ર, જેમાં સૂર્યનાં કિરણો પણ પ્રવેશ કરતાં નથી એવા, જેમાં રહેલા ઋષિઓને ક્ષુધા, તૃષા, ટાઢ તથા ગરમી બાધ કરતાં નથી એવા, શોકને નાશ કરનારા, મોટા ઋષિઓએ સેવન કરેલા, વેદોના ધ્વનિ થયા જ્યાં કરે છે એવા, અધર્મી પુરુષોથી દુઃખે કરીને પણ જેમાં પ્રવેશ થઈ શકે નહીં એવા, જેમાં દેવતાઓને બળિદાન અપાય છે તથા અગ્નિમાં હોમ થયા કરે છે એવા, કચરા વગરનાં લિંપેલાં, દિવ્ય પુષ્પાદિ યજ્ઞનાં સાહિત્યો જેમાં ચોતરફ હતાં એવા, અગ્નિહોત્રના વિશાળ સ્થાનોવાળા, તથા બીજાં પણ યજ્ઞ કરવાનાં અનેક સાધન હતાં જેમાં એવા, જળથી ભરેલા કળશો સહિત સીકાં ટાંગ્યાં હતાં જેમાં એવા, સર્વ ભૂત પ્રાણીને રહેવા લાયક, ઋષિઓ જેમાં વેદના પાઠ કરતા હતા એવા, દિવ્ય, સૌએ આશ્રય કરવા લાયક, શ્રમને નિવૃત્ત કરનાર, મહા શોભાયમાન, જેને બીજાના સરખી ઉપમા આપી શકાય નહીં એવા તથા જેમાં રહેલા ઋષિઓનો સંકલ્પ સત્ય થતો હતો તેથી સુશોભિત નરનારાયણના આશ્રમ પ્રત્યે આવી પહોંચ્યા. ફળ મૂળનું ભોજન કરનાર, મૃગચર્મ ઓઢેલા, સૂર્ય તથા અગ્નિ સરખા પ્રકાશમાન, તપશ્ચર્યાએ કરી નિશ્ચય કર્યું હતું આત્માસ્વરૂપ જેમણે એવા, મોક્ષના માર્ગનું સાધન કરવામાં પરાયણ, ઇંદ્રિયોને નિયમમાં રાખનારા, વિષયની વાસનાને છોડી બેઠેલા, બ્રહ્મ સ્વરૂપનો અનુભવ થયો હતો જેમને એવા અને મોટા ભાગ્યવાન તે આશ્રમમાં બેઠેલા ઋષિઓએ પોતાના ભાઈઓ સહિત આવતા એવા યુધિષ્ઠિર રાજાને

જોઇને મોટા હર્ષયુક્ત થઇ તેમની સામે આવી આશીર્વાદ આપતાં શ્રેષ્ઠ જળ, ફળ, મૂળ તથા પુષ્પો આપી ઘણો સત્કાર કર્યો. પછી ધર્મરાજ યુધિષ્ઠિરે, ઋષિઓએ પ્રીતિથી જળાદિ આપવારૂપ કરેલા સત્કારને ગ્રહણ કરી ઇંદ્રના ગૃહ સમાન શોભાયમાન, દિવ્ય સુગંધી પદાર્થોયુક્ત અને મનને આનંદ આપે એવા નરનારાયણના આશ્રમમાં દ્રૌપદી, ભીમાદિ ભાઇઓ તથા વેદ અને વેદાંતના પારને પામેલા હજારો બ્રાહ્મણો સહિત મોટા હર્ષથી પ્રવેશ કર્યો ને દેવતા તથા ઋષિઓએ માન્ય કરેલાં અને ભાગીરથીના સાંનિધ્યપણાથી સુશોભિત એવા તે સ્થાનને જોયું.

પછી હે નિષ્પાપ જનમેજય ! મનુષ્યોમાં સિંહ સરખા પાંડવો, બ્રહ્મ ઋષિઓના ગણોએ સેવન કરેલાં અને મધ સરખા રસ જેમાંથી સ્રવ્યા કરતા હતા એવાં શ્રેષ્ઠ ફળવાળાં વૃક્ષ પાસે આવી ત્યાં રહીને અનેક તરેહનાં પક્ષિઓ જેમાં રહેતાં હતાં એવા અને સુવર્ણ સરખા શિખરોવાળા ગંધમાદન પર્વતને તથા કલ્યાણરૂપ બિંદુસરને જોતાં મોટા હર્ષથી અનેક પ્રકારની ક્રીડા કરવા માંડી. ત્યારે જોવાથી મનને આનંદ આપે એવાં સર્વ ઋતુનાં પુષ્પો જેને વિષે હતાં એવા, ઉઘડેલા પુષ્પોવાળાં, ફળના ભારે કરી નમેલી શાખાવાળાં, રમણીય કોકિલાદિ પક્ષિઓએ કરી શોભાયમાન, શ્રેષ્ઠ પાંદડાંવાળાં, ઠંડી છાયાવાળાં અને મનોરમ વૃક્ષો જેમાં હતાં એવા તે વનમાં દ્રૌપદી સહિત ફરતા એવા સર્વ પાંડવો, વિચિત્ર, પવિત્ર જળવાન તથા ઉઘડેલા કમળના પુષ્પોએ કરી શોભાયમાન તળાવોને જોતાં પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા માંડી. તે વખતે દ્રૌપદી સહિત પાંડવોને હર્ષ ઉત્પન્ન કરતો પવિત્ર સુગંધવાન અને સુખરૂપ સ્પર્શવાળો વાયુ વાતો હતો. હે રાજન ! દેવતા, તથા ઋષિઓએ સેવન કરેલા તથા બીજા મનુષ્યોથી દુઃખે કરીને પણ ન જવાય એવા તે સ્થાનને વિષે બદરીવનની પાસે ચોતરફ રહેલાં વૃક્ષોથી શોભાયમાન તથા દિવ્ય પુષ્પયુક્ત તીર્થરૂપ ભાગીરથીને તથા ઉઘડેલાં કમળ પુષ્પો હતાં જેમાં એવી સીતા નામની નદીને પાંડવોએ જોઇ; અને પવિત્રતાથી ભાગીરથીના જળમાં દેવતા તથા પિતૃઓનાં તર્પણ કર્યાં. હે રાજન ! કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા અને સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ મહા શૂરવીર પાંડવો, ભાગીરથીના જળે કરી દેવતા, ઋષિ તથા પિતૃઓનું તર્પણ અને જપ કરતા ત્યાં રહ્યા હતા, અને દેવતા સરખા કાંતિમાન મનુષ્યોમાં સિંહરૂપ પાંડવો, ત્યાં દ્રૌપદીની વિચિત્ર ક્રીડાને જોતાં અનેક તરેહની ક્રીડા કરતા હતા.

कृष्णायास्तत्र पश्यंत क्रीडितान्यमरप्रभाः
विचित्राणि नरव्याघ्रा रेमिरे तत्र पांडवाः ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे गुर्जरभाषायां पंचचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४५ ॥

-------------

## અધ્યાય ૧૪૬ મો. દ્રૌપદી માટે ભીમનું કદલીવનમાં જવું.

वैशंपायन उवाच—तत्र ते पुरुषव्याघ्राः परमं शौचमास्थिताः
षड्रात्रमवसन्वीरा धनंजयदिदृक्षवः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પુરૂષોમાં સિંહરૂપ અને અર્જુનને જોવાની ઇચ્છા-

વાળા મહા શૂરવીર પાંડવોએ, ત્યાં છ દિવસ પર્યંત નિવાસ કર્યો. તેવામાં ઇશાનમાંથી વાતો એવો વાયુ, સૂર્ય સરખાં પ્રકાશમાન અને દિવ્ય એક હજાર પાંખડીવાળાં કમળનાં પુષ્પને લાવ્યો. જે મહા સુગંધિવાળાં પૃથ્વી ઉપર આવી પડ્યાં તે જોઇ તેની પાસે જઇને હર્ષયુક્ત થયેલી દ્રૌપદીએ, ભીમસેનને કહ્યું કે—હે મહા શૂરવીર! દિવ્ય પ્રીતિ ઉત્પન્ન કરનાર, સર્વ કરતાં ઉત્તમ સુગંધિવાળાં અને મારા મનને આનંદ આપનાર આ પૃથ્વી ઉપર પડેલાં કમળનાં પુષ્પને તમે જુઓ. મને તે લાવી આપો. હું આપણા કામ્યક નામના આશ્રમમાં જઇ ધર્મરાજ યુધિષ્ઠિરને તે આપીશ. હે સ્વધર્મનિષ્ઠ ભીમસેન! જો તમને મારામાં પ્રીતિ હોય, તો તમે મને એવાં બીજાં પણ પુષ્પો લાવી આપો, કારણ હું તેમને કામ્યક આશ્રમ પ્રત્યે લઇ જવા ઇચ્છું છું. હે રાજન! એ પ્રમાણે ભીમસેનને કહીને દ્રૌપદી કમળનાં પુષ્પો લેઇ યુધિષ્ઠિર પાસે ગયાં. હવે પુરૂષોમાં શ્રેષ્ઠ મહાબળવાન ભીમસેન પોતાની સ્ત્રી દ્રૌપદીનો અભિપ્રાય જાણી તેનું પ્રિય કરવાની ઇચ્છાયુક્ત થઇ હાથમાં શ્રેષ્ઠ ધનુષ્ય તથા બાણો ગ્રહણ કરી મદોન્મત્ત હસ્તિની પેઠે ક્રોધ યુક્ત થઇ જે દિશામાંથી તે કમળનાં પુષ્પની સુગંધવાળો વાયુ આવતો હતો તે દિશા તરફ કમળનાં તથા બીજાં પણ પુષ્પો લેવા સારૂ જવાનો નિશ્ચય કરવા લાગ્યા. તે દિશામાંનાં ભૂતપ્રાણિયોએ, ધનુષ્ય તથા બાણો ધારણ કરેલા ભીમસેનને આવતા જોયા. તે સમયે વાયુની સહાયતાથી જનાર ભીમસેનને ગ્લાનિ, વિકળતા તથા ભય કંઇપણ થયાં નહીં. મહા બળવાન ભીમસેન, પોતાની ભુજાના બળના આશ્રયથી ભય તથા શોકનો ત્યાગ કરી વૃક્ષો તથા લતાઓથી ઢંકાયલી હતી શિલાઓ જેને વિષે એવા, કિન્નરોએ સેવન કરેલા, મૃગાદિ જાનવરોના રહેવાથી વિચિત્ર શોભાવાળા, બીજી પણ સર્વ જાતની શોભાયુક્ત અને જાણે પૃથ્વીનો હસ્તજ હોય નહિ એમ વૃદ્ધિ પામેલા શ્રેષ્ઠ ગંધમાદન પર્વત પ્રત્યે કેવળ દ્રૌપદીનું પ્રિય કરવું એવા હેતુથી જવા માંડ્યું. ચારે તરફ રમણીય એવી તે પર્વતની સપાટ જમીનને વિષે આસક્ત થઈ હતી દૃષ્ટિ જેની એવા, કોકિલપક્ષીના શબ્દ તથા ભ્રમરના ગુંજારવ સાંભળવા તથા જોવામાં લાગ્યા હતાં કાન, મન અને નેત્ર જેનાં એવા અને પિતારૂપ વાયુએ શીતળ તથા પુષ્પની સુગંધયુક્ત પવને કરી જેનો શ્રમ નિવૃત્ત કર્યો હતો એવા હર્ષયુક્ત કર્યું હતું શરીર જેનું એવા ભીમસેન, તે પર્વતને વિષે પુષ્પ તથા દર્ભાદિનાં આસન જોઇ આ દેવતાદિને ક્રીડા કરવાનાં સ્થાન છે. એમ પોતાના મનમાં માનતા તથા સર્વ ઋતુનાં પુષ્પોની સુગંધયુક્ત વાયુને સુંઘતા મદોન્મત્ત હસ્તિની પેઠે ગતિ કરતા હતા. યક્ષ, ગંધર્વ, દેવતા તથા ઋષિયોના ગણોએ સેવન કરેલા પર્વતને પુષ્પને માટે ચોતરફ જોતા, ઘાસના કોળિયા મોઢામાં હતા જેને એવાં, સ્વસ્થ, નજીક ઉભેલાં અને ભય વગરનાં હરિણો આશ્ચર્યથી જેની સામું જોતાં હતાં એવા, પોતાના વેગથી અનેક લતાઓને ચલાયમાન કરતા એવા, મોટા શરીરવાળા, સુવર્ણના સરખી કાંતિવાળા, સિંહ સરખા દૃઢ દેહવાળા યુવાન અવસ્થાવાળા મદોન્મત્ત હસ્તિના સરખા પરાક્રમી, તેનાજ સરખા વેગવાન તામ્ર સરખાં લાલ નેત્રવાળા યુદ્ધમાં મોટા શૂરવીર શત્રુઓને પણ હઠાવનાર અને પોતાના પતિયોની સાથે ક્રીડા કરવાથી થાકી જઇને બેઠલી યક્ષ તથા ગંધર્વોની સ્ત્રિયો જોતી હતી જેને એવા ભીમસેન, દુર્યોધને આપેલાં અનેક દુઃખોને સંભારતા તથા પીત, શ્યામ અને સફેદ વર્ણના ધાતુઓના સમૂહ સરખા વર્ણવાળાં તથા હાથની આંગળીઓની પેઠે ન્હાનાં અને મ્હોટાં પાંદડાંઓ હોવાથી જાણે ત્રિપુંડ્રજ ધારણ કર્યાં હોય એવા, તલેટીને વિષે રહેલા મેઘો સહિત

જાણે નૃત્યજ કરતો હોય એવા મોતીના માળા સરખા અવતા એવા, પવિત્ર જળના પ્રવાહે કરી યુક્ત, સર્વ પ્રાણિયોને સુખાકારી ગુફાઓ, વૃક્ષના સમૂહો તથા જળનાં ઝરણાંવાળા, અપ્સરાઓનાં નુપુરોના સરખા શબ્દ કરતાં નૃત્ય કરતા હતા મયૂરો જેને વિષે એવા, વનના હસ્તિયો પોતાના દાંતે કરી ઘસતા હતા શિલાઓ જેની એવા, અને અગાધ જળના પ્રવાહે કરી પડી ગયાં હતાં કેટલાંક વૃક્ષો જેને વિષે એવા ગંધમાદન પર્વતની રમણીય સપાટ જમીનને વિષે વિચરતા ભીમસેન પોતાની સાથે વનમાં આવેલાં દ્રૌપદીનું પ્રિય કરવાની ઇચ્છાથી આવી રીતે વિચાર કરવા લાગ્યા. અર્જુન સ્વર્ગ પ્રત્યે ગયો અને હું અહીં પુષ્પ લેવા સારૂ ફરૂં છું પણ અમારા બેઉ વગર યુધિષ્ઠિર રાજા શું કરશે ! અરે તે મારામાં સ્નેહને લીધે મારૂં બળ નહીં જાણતાં મારી શોધ કરવા સારૂ નકુળ તથા સહદેવને તો નહીં મોકલે. હે જનમેજય ! એ પ્રમાણે વિચાર કરતા એવા, મનુષ્યોમાં સિંહરૂપ, ફળ તથા પુષ્પવાળાં વૃક્ષોયુક્ત પર્વતની તળેટીને જોવામાં લાગ્યાં હતાં મન અને દૃષ્ટિ જેમનાં એવા તથા દ્રૌપદીના કહેવાથી પુષ્પ લેવા સારૂ ફરતા એવા ભીમસેન, મને પુષ્પની પ્રાપ્તિ જલદીથી કેમ થશે, એવો વિચાર કરતા તથા પોતાના મોટા વેગથી પૃથ્વીને કંપાવતા ગરૂડપક્ષીની પેઠે જલદી ગતિ કરવા લાગ્યા. વાયુ સરખા વેગવાન તે હસ્તિયોના યૂથોને ત્રાસ પમાડતા હતા, સિંહ, વ્યાઘ્ર તથા મૃગોને પ્રહાર કરતા હતા, વૃક્ષોને ઉખેડી પૃથ્વી ઉપર ફેંકી દેતા હતા, લતાઓ તથા વેલાઓને ખેંચી કાઢતા અને મદોન્મત્ત હસ્તિની પેઠે પર્વતના ઉંચા સ્થાન પ્રત્યે ચઢતાં મેઘના સરખા મોટા શબ્દ કરતા હતા. તે વખતે ગુફામાં સુતેલા વ્યાઘ્રો તેમના શબ્દને સાંભળી ભયથી આમ તેમ નાશભાગ કરવા લાગ્યા, આકાશમાં ઉડતાં પક્ષિયો પૃથ્વી ઉપર પડી ગયાં, યૂથ ભાગી ગયાં, વાનરોએ વૃક્ષોનો ત્યાગ કર્યો, સિંહોએ ગુફાઓનો ત્યાગ કર્યો, હસ્તિયો પોતાની સ્ત્રિયો સહિત જે વનમાં હતા તે વનનો ત્યાગ કરી બીજા મોટા વનમાં ગયા અને ભય પામેલા વરાહાદિ પશુ તથા પક્ષિઓ નાસી ગયાં: કેટલાક સિંહ તથા પાડાઓ તો મોટા શબ્દ કરવા લાગ્યા. તે વેળા હસ્તિણિયોએ ઉત્તેજન આપેલા, ભયે કરી મળ તથા મૂત્રનો ત્યાગ કરતા એવા, ભ્રાંત થયા હતાં મન જેમનાં એવા ઉઘાડેલાં હતાં મુખ જેમનાં એવા કેટલાક મહા ભયંકર હસ્તિઓ, સિંહો અને વ્યાઘ્રો મોટા ક્રોધથી ભયંકર શબ્દ કરતા ભીમસેનની સામે દોડવા લાગ્યા. તે જોઇને મહા ક્રોધ પામેલા અને પોતાની ભુજાના બળના આશ્રયવાળા વાયુના પુત્ર ભીમસેન, હસ્તિએ કરી હસ્તિને તથા સિંહે કરી સિંહને અને બીજાં પ્રાણિઓને પોતાના હાથથી મારવા લાગ્યા તેથી ભય પામેલાં તેઓ વનનો ત્યાગ કરતાં મળ તથા મૂત્રનો ત્યાગ કરવા લાગ્યાં. એ પ્રમાણે કેટલાક સિંહાદિ જનાવરોનો નાશ કરીને મહા બળવાન પાંડુરાજાના પુત્ર ભીમસેને પોતાના શબ્દે કરી સર્વ દિશાઓને ગજાવતાં ગંધમાદન પર્વત વિષેનાં મોટાં વનમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી મોટી ભુજવાળા ભીમે ગંધમાદનની સપાટ જમીનને વિષે ઘણા યોજનમાં વિસ્તારવાળાં કેળના વૃક્ષનાં વનને જોઇને તેમાં મદોન્મત્ત હસ્તિની પેઠે અનેક તરેહનાં વૃક્ષોને ભાગતાં પ્રવેશ કર્યો. બહુ લાંબા અનેક કેળનાં વૃક્ષોના સ્તંભોને ઉખેડી દૂર ફેંકી નાખ્યા. વળી ભીમસેને નૃસિંહની પેઠે મોટા શબ્દ કરતાં રૂરૂ, વાનરો, સિંહો, પાડાઓ તથા જળજંતુ આદિ મોટાં ઘણાં પ્રાણીઓનો પરાભવ કર્યો, તેથી તેઓએ કરેલા શબ્દને સાંભળી વનાંત વિષે ગયેલાં મૃગાદિ પણ મોટા ત્રાસયુક્ત થઇ ભયંકર શબ્દ કરવા લાગ્યાં. તે સાંભળી ભયે કરી ભીની પાંખવાળા હજારો જળના પક્ષિઓ

જળમાંથી ઉડતા જણાયા. તે જોઇ અહીં જળનું સ્થાન છે એમ માની ભીમસેને જ્યાં તે ઉડતાં હતાં ત્યાં જઇ મંદ વાયુથી કંપતાં એવાં અને સુવર્ણ સરખી કાંતિવાળાં કેળનાં વૃક્ષો જાણે તેને પવનજ કરતાં હોય નહિ એવા શેવાળ વગરના અને રમણીય એક તળાવને જોયું.

પછી ભીમસેન, ઉત્પન્ન થયાં હતાં કમળ જેવાં પુષ્પો જેમાં એવા તે તળાવમાં પ્રવેશ કરીને હસ્તિની પેઠે ક્રીડા કરવા લાગ્યા. પછી પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરીને ભીમસેને તે તળાવના બીજી તરફના કિનારા પ્રત્યે જઇ ગંધમાદન પર્વત ઉપરનાં વૃક્ષોવાળાં વનમાં મોટા વેગથી જવા સારૂ શંખ વગાડયો તથા મલ્લની પેઠે પોતાની ભુજાઓ ઠોકી, જેના શબ્દે કરી સર્વ દિશાઓ ગાજવા લાગી અને પર્વતની ગુફાઓમાંથી પણ પ્રતિધ્વનિ ઉત્પન્ન થયો. હે રાજન! ભીમસેને વગાડેલા શંખના શબ્દને તથા ઠોકેલી ભુજાના શબ્દને અને તેના ચાલવાના શબ્દને સાંભળી પર્વતની ગુફામાં સુતેલા સિંહો મોટા ચીત્કાર કરવા લાગ્યા. હે ભારત! સિંહના શબ્દ સાંભળીને ત્રાસયુક્ત થયેલા હસ્તિઓએ મોટા ચીત્કાર કર્યા. એ આખા પર્વતને વિષે સંભળાયા. એ પ્રમાણે હસ્તિઓના શબ્દ સાંભળીને વાનરરૂપ હનુમાને મારો ભાઇ ભીમસેન આવ્યો એમ વિચારી તેના સ્વર્ગ પ્રત્યે જવાના માર્ગને રૂંધિ લીધો. વળી ભીમસેન આ માર્ગથી જશે તો શાપ અથવા અપમાનને પામશે, માટે મારે એ માર્ગને રૂંધી લેવો એમ માનીને તેની રક્ષા કરવા સારૂ કેળનાં વનના સાંકડા માર્ગને વિષે રહેલા અને વૃદ્ધિ પામેલા મોટા દેહવાળા હનુમાને નિદ્રાયુક્ત થઇ ઇંદ્રધ્વજ સરખું પોતાનું પૂછડું પછાડયું. જેનો ઇંદ્રના વજ્રપાત સરખો શબ્દ થયો. હનુમાને પછાડેલા પૂછડાના શબ્દની સામે જેમ ગાય પોતાના વાછરડાંનો શબ્દ સાંભળી સામો શબ્દ કરે, તેમ ગંધમાદન પર્વતની ગુફાઓએ પ્રતિધ્વનિ કર્યો. વળી તે શબ્દે કરી પર્વત ચલાયમાન થવાથી તેનાં શિખરો શિથિલ થયાં, અને ચારે બાજુથી પડવા લાગ્યાં. વળી મદોન્મત્ત હસ્તિના સરખો મહા ભયંકર અને અંતર્ધાનરૂપ તે શબ્દ, પર્વતની વિચિત્ર સર્વ સપાટ જમીનને વિષે સંભળાયો. તે સાંભળીને હર્ષયુક્ત થયેલા ભીમસેન આ શબ્દ ક્યાં થયો એમ માની તે સ્થાનને શોધતાં કેળના વનમાં ચારે તરફ ફરવા લાગ્યા. તે સમયે મોટી ભુજાવાળા ભીમસેને વીજળીની પેઠે જેની સામું પણ ન જોઇ શકાય એવા વીજળી સરખા પીળા વર્ણવાળા, વીજળી પડવા જેવા શબ્દ કરનારા ચંચળ, પોતાના બે હાથને સાથિયાની પેઠે રાખી તેની ઉપર મોટું પહોળું અને ન્હાનું મસ્તક રાખી મોટી એક શિલા ઉપર સુતેલા, મોટી કાંધવાળા, સૂક્ષ્મ કટિવાળા, ઓઠ જેના ન્હાના હતા એવા ત્રાંબાના વર્ણ સરખી જીભવાળા, લાલ મુખવાળા, ભૃકુટી હાલ્યા કરતી હતી જેની એવા, મોઢામાંના દાઢ તથા દાંત જેના દેખાતા એવા, જેનું સુંદર ઝીણા શ્રેષ્ઠ અગ્રભાગવાળા દાંતોયુક્ત મુખ, જેમ કિરણો સહિત ચંદ્રબિંબ શોભે તેમ શોભતું હતું એવા, સુવર્ણ સરખાં કેળ વૃક્ષના વનમાં જેમ અશોક પુષ્પના કેશરનો ગોટો રહે તેમ રહેલા, મોટી કાંતિવાળા, શિખાવાન, અગ્નિ સરખા પ્રકાશમાન, પીળાં નેત્રવાન, મોટા શરીરવાન, મહા બળવાન, સ્વર્ગ પ્રત્યે જવાના માર્ગને રોકીને હિમાદ્રિ પર્વતની પેઠે રહેલા અને સર્વ વાનરોમાં શ્રેષ્ઠ હનૂમાનને જોયા. પછી મોટી ભુજાવાળા, ભય વગરના અને મહા બળવાન ભીમસેને તેની પાસે જઇ વજ્રપાત સરખો મોટો સિંહનાદ કર્યો, જેને સાંભળી મૃગ તથા પક્ષિઓ મોટા ત્રાસને પામ્યા. તે વખતે હનૂમાને પોતાનાં પીળાં

નેત્ર કિંચિત્ ઉઘાડી ક્રૂર દૃષ્ટિથી ભીમસેન સામુ જોઇ તેની પાસ આવીને હર્ષથી તેને આ પ્રમાણે કહ્યું.

પોતાની વેદનાથી સુખે કરી સુતેલા મને તેં શા વાસ્તે જગાડયો? બુદ્ધિમાન્ એવા તારે સર્વ ભૂત પ્રાણીઓ ઉપર દયા કરવી જોઇએ. અમે તો પશુ જાતિમાં ઉત્પન્ન થયા છીએ તેથી ધર્મ જાણીએ નહીં. પણ મનુષ્યો તો બુદ્ધિમાન્ હોય છે માટે સર્વ જીવો ઉપર દયા કરે છે. તારા સરખો બુદ્ધિમાન્ પુરૂષ દેહ વાણી અને દૂષણ આપનાર તથા પુણ્યને હણનાર એવાં ક્રૂર કર્મને વિષે આસક્ત કેમ થાય? પણ તું ધર્મને જાણતો નથી. કેમકે તેં બુદ્ધિમાન્ પુરૂષોની ઉપાસના કરી નથી, માટેજ અલ્પ બુદ્ધિથી મૃગાદિ જાનવરોને નાશ કરે છે. તું કોણ છે? શા માટે મનુષ્ય વગરના વનમાં આવ્યો છે અને તારે ક્યાં જવું છે તે મને કહે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! મનુષ્યોથી દુઃખે કરીને પણ જેની ઉપર ચઢી શકાય નહીં એવા આ પર્વતને વિષે અહીંથી સિદ્ધ ગતિ વગર કોઇએ જઇ શકાય તેમ નથી, કેમકે દેવલોક પ્રત્યે જવાનો આ માર્ગ છે માટે તારી ઉપર દયાયુક્ત થઇને હું તને આ માર્ગ પ્રત્યે જવામાં અટકાવ કરતાં વાકય કહું તે સાંભળ. હે શૂરવીર! તારાથી અહીંથી આગળ નહીં જઇ શકાય એમ હું કહું છું, તેમાં તું વિશ્વાસ રાખ. તને જેની ઇચ્છા છે, તે અહીં નજદીક પ્રાપ્ત થયેલાં છે. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! જો હું તને તારા હિતનાં વાકય કહું તે તારે માન્ય કરવાં હોય, તો તું આ અમૃત સરખાં સ્વાદિષ્ટ મૂળ તથા ફળોનું ભક્ષણ કરીને નિવૃત્ત થા નહીં તો વૃથા મૃત્યુને વશ થઇશ.

इमानमृतकल्पानि मूलानि च फलानि च
भक्षयित्वा निवर्तस्व मा वृथाप्राप्यसे वधं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां भीमकदलीखंडप्रवेशे गुर्जरभाषायां षट्चत्वारिंशदधिकशततमोऽध्यायः १४६॥

---

## અધ્યાય ૧૪૭ મો. ભીમ હનૂમાન સંવાદ.

वैशंपायन उवाच—एतच्छ्रुत्वा वचस्तस्य वानरेंद्रस्य धीमतः
भीमसेनस्तदा वीरः प्रोवाचामित्रकर्षणः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે વાનરોમાં શ્રેષ્ઠ મહા બુદ્ધિમાન્ હનુમાનનાં વચન સાંભળી શત્રુઓને નાશ કરનાર મહા શૂરવીર ભીમસેન બોલ્યા કે—તું કોણ છે? અને તેં વાનરનું સ્વરૂપ શા કારણથી ધારણ કર્યું છે? ક્ષત્રિય જાતિવાળો કુરૂકુળમાં ઉત્પન્ન થયેલો, ચંદ્રવંશી, કુંતીએ ગર્ભને વિષે ધારણ કરેલો અને વાયુનો પુત્ર પાંડવ ભીમ નામનો હું તને એ પ્રમાણે પૂછું છું માટે તું મને કહે? એ પ્રમાણે કુરૂકુળમાં મહા શૂરવીર ભીમસેનનાં વચન સાંભળી તેને મોટા હર્ષથી માન્ય કરીને, વાયુના પુત્ર હનૂમાને કહ્યું કે—હું વાનર છું, તને ઇચ્છિત માર્ગ પ્રત્યે જવા નહીં દઉં માટે તું પાછો વળ. મારી સાથે વિરોધ કર માં. ભીમસેને કહ્યું કે—હે વાનર! મને તારી સાથે વિરોધ અથવા બીજું કંઇ જોઇએ તે થાઓ, પણ હું તને કંઇ પૂછતો નથી. તું ઉઠ અને મને જવાનો માર્ગ આપ. વૃથા મારાથી દુઃખ

પામ્યો. હનુમાન બોલ્યા કે—હું વ્યાધિએ કરી ક્લેશયુક્ત છું, તેથી મને ઉઠવાની શક્તિ નથી ને જો તારે અવશ્ય જવું હોય, તો તું મને ઉલ્લંઘન કરીને જા. ભીમસેને કહ્યું કે—નિર્ગુણ પરમાત્મા સર્વના દેહમાં વ્યાપી રહ્યા છે માટે હું, જેનું સ્વરૂપ જ્ઞાને કરી જાણવામાં આવે છે. તેને અપમાન પહોંચાડી ઉલ્લંઘન કરીશ નહીં. હું આકાશાદિ પ્રપંચના કર્તાને વેદના વાક્યોથી જાણતો ન હોઉં, તો તને તથા આ પર્વતને પણ. જેમ હનુમાને સમુદ્રને ઉલ્લંઘ્યો હતો તેમ ઉલ્લંઘું. હનુમાને કહ્યું કે, હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! જે હનુમાન નામના વાનરે સમુદ્રને ઉલ્લંઘ્યો હતો તે કોણ ? એમ હું તને પૂછું છું માટે તને કહેવાની શક્તિ હોય તો કહે. ભીમસેન બોલ્યા કે, ગુણે કરી વખાણવા લાયક, બુદ્ધિમાન્ પરાક્રમી બળવાન, રામાયણ નામના ગ્રંથમાં અતિ વિખ્યાતિ છે જેની એવા, શ્રેષ્ઠ સ્વરૂપવાન અને સર્વ વાનરોમાં ઉત્તમ હનુમાન મારા ભાઇ થાય છે. જેણે રામચંદ્રની સ્ત્રી સીતાની શોધ કરવા સારૂ સો ગોજનના વિસ્તારવાળા સમુદ્રને એક ફલંગમાં ઉલ્લંઘન કર્યો હતો. તે મહા પરાક્રમી મારા ભાઇ હનુમાનના પ્રતાપે કરી હું, બળ, પરાક્રમ તથા યુદ્ધને વિષે તેના સરખો છું માટે તને શિક્ષા કરવા સમર્થ છું. તું ઉઠ, અને મને જવા માર્ગ આપ. જો તું મારી આજ્ઞાનું પાલન કરીશ તો આજ મારા પરાક્રમને જોઇશ. હું તને મૃત્યુની પ્રાપ્તિ કરાવીશ. વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે પોતાના બળે કરી મદોન્મત્ત અને પોતાની ભુજાના પરાક્રમથી ગર્વિષ્ઠ ભીમસેનનાં વચન સાંભળીને હનુમાન, આ મારો ભાઇ છે એમ જાણી પોતાના મનમાં હસી કહેવા લાગ્યો કે, હે નિષ્પાપ ! તું મારી ઉપર પ્રસન્ન થા. હું વૃદ્ધ અવસ્થાવાન છું માટે મને ઉઠવાની શક્તિ નથી તેથી આ મારા પૂછડાંને ખેસવીને જા. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે હનુમાને કહ્યું ત્યારે પોતાની ભુજાના બળે કરી ગર્વિષ્ઠ ભીમસેન, આ વાનર બળ તથા પરાક્રમ વગરનો છે, માટે હું તેનું પૂછડું પકડી તેનો નાશ કરૂં, એમ માની તેની કંઇ પણ ગણના નહીં કરીને, હસતાં પોતાના ડાબા હાથથી તેના પૂછડાંને ઉચકવા લાગ્યો. પણ લગાર ખસેડવા સમર્થ થયો નહીં ત્યારે વળી ભ્રુકુટિ ચઢાવી હતી જેણે એવા, ક્રોધયુક્ત થયાં હતાં નેત્ર જેનાં એવા, ક્રોધ ઉત્પન્ન થવાથી વિકરાળ સરખું મુખ કર્યું હતું જેણે એવા, અને મહા બળવાન ભીમસેને પોતાના બે હાથથી હનુમાનના ઇંદ્રના વજ્ર સરખા વૃદ્ધિ પામેલા પૂછડાંને ઉપાડવા માંડયું પણ ઉપડયું નહીં તેથી લજ્જાયુક્ત થઇ નીચું મોઢું કરી નમસ્કાર કરી હાથ જોડીને તેને કહ્યું કે, હે વાનરોમાં શ્રેષ્ઠ ! તું મારી ઉપર પ્રસન્ન થા, મેં તને જે દુષ્ટ વાક્ય કહ્યાં તે ક્ષમા કર. હે બુદ્ધિમાન્ ! તું વાનરનું સ્વરૂપ ધારણ કરનાર કોઇ સિદ્ધ, દેવતા, ગંધર્વ અથવા ગુહ્યક હોય એમ હું તને તારી પાસે આવી શિષ્યની પેઠે પૂછું છું, માટે તારે કહેવા લાયક હોય અને મારે સાંભળવા યોગ્ય હોય તે કહે. હનુમાને કહ્યું કે, હે શત્રુઓને દમન કરનાર ! હે પાંડુ રાજાના પુત્ર ભીમસેન ! મને ઓળખવામાં તને જે આશ્ચર્ય છે, તે હું કહું તે સાંભળ. હે કમળપત્ર સરખા નેત્રવાન ! હું કેસરી નામના વાનરની સ્ત્રી અંજનીને વિષે સર્વ જગત્માં આયુષ્યરૂપી વાયુથી હનુમાન નામે ઉત્પન્ન થયો છું. હે ભીમસેન ! સૂર્યના પુત્ર સુગ્રીવ તથા ઇંદ્રના પુત્ર વાળિની સર્વ વાનરોના રાજાઓ અને તેના સમૂહને પાલન કરનાર મહા પરાક્રમી વાનરો ઉપાસના કરતા હતા. તેવામાં મને સુગ્રીવની સાથે વાયુ તથા અગ્નિના સરખી પ્રીતિ થઇ. વાર પછી કેટલેક કાળે વાળિએ કોઇ કારણથી સુગ્રીવનો ત્યાગ કર્યો, ત્યારે તે, મારા

સહિત ઋષ્યમૂક નામના પર્વતને વિષે ઘણાકાળ સુધી રહ્યો. દશરથ રાજાના પુત્ર મહા બળવાન રામ નામના વિષ્ણુ મનુષ્યસ્વરૂપ ધારણ કરીને, પોતાના પિતાનાં વાક્ય પાલન કરવા સારૂ પોતાની સ્ત્રી સીતા તથા ભાઇ લક્ષ્મણ સહિત પૃથ્વીને વિષે ફરતાં વનમાં નિવાસ કરી રહ્યા હતા. તે રામચંદ્રની સ્ત્રી સીતાનું હરણ પંચવટીમાંથી રાક્ષસનો રાજા મહા બળવાન દુષ્ટાત્માવાન રાવણ છળે કરીને બળાત્કારથી કરી ગયો.

**तस्य भार्या जनस्थानाच्छलेनापहृता बलात्**
**राक्षसेंद्रेण बलिना रावणेन दुरात्मना ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां हनूमद्भीमसंवादे गुर्जरभाषायां सप्तचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४७ ॥**

## અધ્યાય ૧૪૮ મો. હનૂમાને કહેલું સ્વવૃત્તાંત.

**हनूमान उवाच—हृतदारः सहभ्राता पत्नीमार्गन्स राघवः**
**दृष्टवान् शैलशिखरे सुग्रीवं वानरर्षभं ॥**

હનૂમાન કહે છે—હે ભીમસેન! હરાઇ ગઇ હતી સ્ત્રી જેની એવા અને રઘુ વંશમાં ઉત્પન્ન થયેલા રામચંદ્ર પોતાના ભાઇ લક્ષ્મણ સહિત, પોતાની સ્ત્રી સીતાની શોધ કરતાં ઋષ્યમૂક પર્વતના શિખરને વિષે વાનરોમાં શ્રેષ્ઠ સુગ્રીવને મળ્યા. તેની સાથે સખાપણું કરી તેના શત્રુ વાળિનો નાશ કરી રાજ્યગાદી ઉપર અભિષેક કર્યો. પછી પ્રાપ્ત થયો હતો રાજ્યાભિષેક જેને એવા સુગ્રીવે, સીતાની શોધ કરવા સારૂ અસંખ્ય વાનરોને મોકલ્યા. ત્યારે હે ભીમસેન! મારા સહિત વાનરો સીતાની તપાસ કરવા સારૂ દક્ષિણ દિશા તરફ જતા હતા, તેવામાં રસ્તાને વિષે મળેલા મહા પ્રતાપી સંપાતિ નામના ગૃધ્રે પક્ષિએ, સીતા રાવણની લંકાપુરીને વિષે છે એવી ખબર આપી. ત્યારે મેં શ્રી રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા સારૂ પોતાના પરાક્રમે કરી સો યોજનના સમુદ્રને ઉલ્લંઘ્યો, અને લંકાપુરીમાં જઇ અશોક વનમાં સીતાને જોઇ તથા મોટી અને અટારીઓવાળી તે પુરીને ભાંગીને હું રામચંદ્રનો દૂત છું, એમ સૌને જાણ કર્યું ત્યાર પછી વળી મેં તે સમુદ્રને ઉલ્લંઘન કરી તેને કાંઠે બેઠેલા વાનરોને સાથે લઇ, ઋષ્યમૂક પર્વત પ્રત્યે જઇને, શ્રીરામચંદ્રને રાવણની લંકાપુરીને વિષે સીતા છે એમ ખબર આપી. ત્યારે કમળપત્ર સરખાં નેત્રવાન શ્રીરામચંદ્ર, મારાં વચન સાંભળી પોતાના મનમાં નિશ્ચય કરીને વાનરોની સેના સહિત લંકાપુરી પ્રત્યે જવા સારૂ ઋષ્યમૂક પર્વતથી રવાને થયા અને દક્ષિણ સમુદ્રને કિનારે આવ્યા. પછી રામચંદ્રે વાનરોની ઇચ્છા પ્રમાણે સમુદ્ર ઉપર પાજ બાંધી સેના સહિત તેને ઉતરી લંકા પ્રત્યે જઇ ભાઇઓ, પુત્રો, સંબંધિઓ તથા સર્વ રાક્ષસો સહિત રાવણનો નાશ કરી, ધર્મિષ્ઠ ભક્તિવાન અને પોતામાં પ્રીતિ રાખનારાઓને વિષે દયાવાન વિભીષણને રાવણની રાજ્યગાદી ઉપર અભિષેક કરીને જેમ બ્રાહ્મણો નાશ પામેલી વેદની શ્રુતિને ગ્રહણ કરે, તેમ સીતાને ગ્રહણ કરી. મોટા યશવાન શ્રીરામે પોતાની સ્ત્રી સીતા સહિત ઉતાવળે અયોધ્યાપુરીને વિષે જઇ નિવાસ કર્યો. પછી જ્યારે તેને વસિષ્ઠ ઋષિએ રાજ્યગાદી ઉપર અભિષેક કર્યો ત્યારે મેં તેની પાસે વરદાન માગતાં કહ્યું કે—હે શત્રુઓને નાશ કરનાર શ્રીરામચંદ્ર! જ્યાં સુધી આ જગતમાં

તમારી કથા રહે, ત્યાં સુધી હું જીવું. એ પ્રમાણે મારાં વચન સાંભળીને શ્રીરામચંદ્રે મને કહ્યું કે હે હનુમાન! આ તારી ઇચ્છા પ્રમાણે હું તને વરદાન આપું છું. હે ભીમસેન! એ પ્રમાણે શ્રીરામચંદ્રે મને વરદાન આપ્યું, તે સાંભળીને સીતાએ કહ્યું કે-હે વાનર! તું જ્યાં રહ્યો હોઇશ ત્યાં તને પોતાની મેળે નાના પ્રકારના ભોગ મળશે. હે ભારત! એવી રીતે સીતાએ મને કહ્યું છે માટે તેની કૃપાથી પોતાની મેળે દિવ્ય ભોગ મને પ્રાપ્ત થાય છે. શ્રીરામચંદ્ર અયોધ્યાપુરીને વિષે હજારો વર્ષ પર્યંત રાજ્ય કરીને પોતાના લોક પ્રત્યે ગયા. હે નિષ્પાપ! અહીં અપ્સરાઓ તથા ગંધર્વો, શ્રીરામચંદ્રના દિવ્ય યશનું ગાયન કરીને મને હર્ષ પ્રાપ્ત કરે છે. હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા ભીમસેન! તું જે માર્ગ પ્રત્યે જવા ઇચ્છે છે તે માર્ગ મનુષ્યોથી જઇ શકાય નહીં એવો છે કેમકે તેનું દેવતાઓ સેવન કરે છે. મેં, જો તું તે માર્ગ પ્રત્યે જાય તો ત્યાં તે દેવતાઓ તને શાપ આપે અથવા અપમાન પોહોંચાડે એવા વિચારથી તને રોક્યો છે. હે ભારત! આ દિવ્ય માર્ગ દેવતાનો છે જ્યાં મનુષ્યો જતા નથી અને તું જે પાણી માટે આવ્યો છે તે જેમાં છે એવું આ સરોવર તો અહિયાં છે

> दिव्यो देवपथो ह्येष नैव गच्छंति मानुषाः
> यदर्थमागतश्चासि तत एव सरस्तव ॥

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां हनुमद्भीमसंवादे गुर्जरभाषायामष्टचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४८ ॥**

## અધ્યાય ૧૪૯ મો. હનૂમાન અને ભીમ.

**वैशंपायन उवाच—एवमुक्तो महाबाहुर्भीमसेनः प्रतापवान्**
**प्रणिपत्य ततः प्रीत्या भ्रातरं हृष्टमानसः**

વૈશંપાયન કહે છે-હે જનમેજય! એ પ્રમાણે હનુમાને કહ્યું ત્યારે મોટી ભુજાવાળા ભીમસેને પોતાના મનમાં પ્રીતિયુક્ત થઇ તેને પગે લાગીને કહ્યું કે-હે જ્યેષ્ઠ બંધુ! મારા સરખો જગતમાં બીજો કોઇ ધન્ય નથી. કેમકે મેં આજ પોતાના મોટા ભાઇને જોયો. હું તમે મને દર્શન આપ્યું, એ તમારો મોટો અનુગ્રહ માની ઘણો પ્રસન્ન થયો છું, ને જેવી રીતે આજ તમે મારા મનને પ્રસન્ન કર્યું તેવી રીતે તમારે સદૈવ કરવું એવી ઇચ્છા રાખું છું. હે શૂરવીર! તમે સમુદ્રનું ઉલ્લંઘન કરતી વેળાએ જે સ્વરૂપ ધારણ કર્યું હતું. તે સ્વરૂપ જોવાની હું ઇચ્છા કરૂં છું. જે જોવાથી ઘણો આનંદ પામીશ અને મને તમારાં વચનમાં વિશ્વાસ આવશે. હે જનમેજય! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળી હસીને હનુમાને કહ્યું કે, હે ભીમસેન! મારા સ્વરૂપને જોવા તું તથા બીજો કોઇ પણ સમર્થ નથી. કારણ જ્યારે મેં તે સ્વરૂપ ધારણ કર્યું હતું ત્યારે કાળ બીજો હતો અને હમણાં કાળ બીજો છે. કેમકે સત્યયુગ, ત્રેતા, દ્વાપર તથા કલિ એ પ્રત્યેક યુગે કાળ ફરે છે. પણ સદૈવ એકજ કાળ હોતો નથી તેમાં પણ હમણાંનો કાળ તો બળ તથા રૂપાદિનો નાશ કરનાર છે માટે તે વખતના સરખું સ્વરૂપ છે નહીં. હે ભારત! જેમ પૃથ્વી, નદિયો પર્વતો, સિદ્ધો દેવતાઓ તથા ઋષિયો યુગયુગના મહિમા પ્રમાણે કાળને અનુસરે છે, તેમ સર્વનાં બળ, શરીર તથા મહિમા પણ યુગ યુગને વિષે કાળ પ્રમાણે ઉત્પન્ન થાય છે અને નાશ

પણ પામે છે. તું તે મારા સ્વરૂપને જોવાની ઇચ્છા છોડી દે. હું યુગને અનુસરી રહુ છું. કેમકે કોઇનાથી પણ કાળનું અતિક્રમણ થઇ શકતું નથી. ભીમસેને કહ્યું કે, હે હનુમાન! યુગની સંખ્યા, પ્રત્યેક યુગ વિષેનો આચાર, ધર્મ, અર્થ અને કામનાં તત્વો, શુભાશુભ કર્મ, શક્તિ અને ઉત્પત્તિ તથા વિનાશ અથવા ઐશ્વર્ય અને અનૈશ્વર્ય એ મારા પ્રશ્નોનો ઉત્તર વિસ્તારથી તમે મને કહો. હનુમાન કહે છે—હે પવિત્રરૂપ કુરુનંદન! જેને વિષે અવિનાશી ધર્મ રહે છે તે મનુષ્ય સદૈવ કૃતકૃત્ય હોય છે. તે ઉત્તમ સત્યયુગને વિષે કોઇને કરવાનું કંઇ છે નહીં, કેમકે તેમાં ધર્મ સુલભ રહે છે તથા પ્રજાનો અકસ્માત નાશ થતો નથી. તે કાળનું કૃતયુગ એવું નામ કાળના ગુણથી થયું છે. વળી તે યુગને વિષે કોઇપણ દેવતા, દૈત્ય, ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પોની ઉપાસના કરતા નથી અને વેચવાથી કંઇપણ પદાર્થ લેતા નથી તથા વેચતા પણ નથી. વળી તે યુગને વિષે સામ, ઋગ તથા યજુ એ વેદની ક્રિયા નથી. મનુષ્યો ખેતી આદિનો ધંધો પણ કરતા નથી; કેમકે સંકલ્પ માત્રથી સર્વ પદાર્થો સિદ્ધ થાય છે. સર્વને સેવન કરવા યોગ્ય એવો એકજ સંન્યાસ ધર્મ વર્તે છે. વળી તે યુગના ગુણથી વ્યાધિ ઇંદ્રિય બળનો નાશ, જેણે ગુણ કર્યો હોય તેને અપયશ આપવો, રૂદન, ગર્વ, કપટ, ક્લેશ, આલસ્ય, દ્વેષ, અપ્રિય વચન બોલવું, ભય, સંતાપ, ઇર્ષ્યા તથા અદેખાઇ કોઇને હોતાં નથી તેથી યોગી પુરૂષોને જે પરબ્રહ્મ ગતિ થાય છે, તે ગતિ સર્વને થાય છે. અને તે યુગને વિષે સર્વ ભૂત પ્રાણીના આત્મારૂપ નારાયણ શુકલ સ્વરૂપ ધારણ કરે છે. વળી તે યુગમાં પોતાની મેળે પ્રાપ્ત થયા હોય છે. શમ, દમ તથા તપાદિ મોક્ષનાં સાધનોવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણો પ્રજા પોતપોતાના કર્મમાં પ્રીતિમાન રહે છે. વળી સમાન કર્મવાળી ચાર વર્ણો પ્રજા એકજ બ્રહ્મનો આશ્રય કરે છે. તેનીજ પ્રાપ્તિ સારૂ આચાર પણ સરખોજ પાળે છે: માટે સર્વને એકજ બ્રહ્મનું જ્ઞાન થવાથી ધર્મની પણ પ્રાપ્તિ પોતાની મેળે થાય છે. વળી એ સર્વ પ્રજા એકજ પ્રત્યેક આત્માની ઉપાસના કરનારી, એકજ પ્રણવરૂપ મંત્રનું અનુષ્ઠાન કરવાવાળી, એકજ વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરનારી, એકજ આત્માનું ધ્યાન ધરનારી, તત્વનું પ્રતિપાદન કરનારી એકજ વેદવાળી, મોક્ષ ધર્મનો આશ્રય કરનારી તથા જૂદા જૂદા ધર્મવાળી હોય છે. તે પ્રજા ચારે આશ્રમને સેવન કરવા યોગ્ય જે દર્શાદિ યુક્ત અનેક શુભ કર્મ કરીને તેના ફળની ઇચ્છા રાખતી નથી તેથી પરમ ગતિને પામે છે. હે ભીમસેન! જ્યારે સર્વ વર્ણની પ્રજા પોતાના આત્મારૂપ બ્રહ્મને વિષે એકતારૂપ ધર્મ પાળે, ત્યારે જાણવું કે સત્યયુગ છે, જેને વિષે સર્વનો ધર્મ અખંડિત રહે છે. પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહ કરનારા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ વગરના કાળનુંજ કૃતયુગ એવું નામ પડયું છે. હવે હે ભીમસેન! જેમાં ધર્માદિનો ક્ષય થવા માંડે છે એવા ત્રેતાયુગનાં લક્ષણ કહું તે સાંભળ. ત્રેતામાં ધર્મનો એક પાદ નાશ પામે છે. અચ્યુત ભગવાન રક્ત સ્વરૂપ ધારણ કરે છે. પ્રજા સત્યતાને વિષે પ્રવૃત્ત તથા યજ્ઞાદિ ક્રિયારૂપ ધર્મને વિષે પરાયણ રહે છે. વળી ત્રેતાયુગને વિષે વેદોએ કરી અનેક પ્રકારના યજ્ઞો થાય છે. ધર્મ તથા ક્રિયા પણ અનેક રીતિનાં છે. મનુષ્યો પણ પોતાને ઇચ્છિત ફળના સંકલ્પ કરીને ક્રિયા તથા દાન આપે છે તેથી ઇષ્ટ ફળને પામે છે, વળી કોઇ વર્ણનો ધર્મ નાશ પામતો નથી. સૌ પ્રજા મોટાં તપ કરવા, દાન આપવા અને ક્રિયાઓ કરવામાં પરાયણ રહે છે. હવે દ્વાપરમાં ધર્મના બે પાદ નાશ પામે છે. વિષ્ણુ ભગવાન પીતસ્વરૂપ ધારણ

કરે છે અને વેદ ચાર પ્રકારના થાય છે. વળી દ્વાપરને વિષે કેટલાક પુરૂષો ચારે વેદમાં કહેલાં જ્યોતિષ્ટોમાદિ તથા ધ્યાનરૂપ ક્રિયા કરનાર, કેટલાક કેવળ પોતાની શાખામાં કહેલાં સંધ્યા વંદનાદિ કર્મ તથા ધ્યાન કરવામાં તત્પર, કેટલાક કેવળ ધ્યાન નિષ્ઠાવાન અને કેટલાક કંઇ પણ નહીં કરનારા હોય છે. વળી દ્વાપરમાં શાસ્ત્રો અનેક ભિન્ન ભિન્ન મતનાં હોય છે, તેથી ક્રિયાઓ પણ અનેક પ્રકારની હોય છે. સત્ય મનુષ્યો તપ કરવામાં તથા દાન આપવામાં પ્રીતિમાન હોય છે. ઘણું કરીને પ્રજા રાજસી હોય છે. વળી મનુષ્યોએ ધ્યાન યોગને નહીં જાણવાથી જ્યોતિષ્ટોમાદિ કર્મ કરવાં એમ કહ્યું છે. તેમની બુદ્ધિનો નાશ થવાથી તેમાં કોઇક સત્યરૂપ પરમાત્માને વિષે આસ્થાવાન હોય છે. જેઓ પરમાત્માથી ભ્રષ્ટ હોય છે તેમને દૈવે પ્રાપ્ત કરેલાં અનેક વ્યાધિ, અનેક પ્રકારની કામનાની ઉત્પત્તિ તથા ઉપદ્રવ થાય છે. તેમનાથી પીડા પામેલા કેટલાક પુરૂષો તપશ્ચર્યા કરે છે. કેટલાક તો ઇચ્છિત પદાર્થ તથા સ્વર્ગાદિ લોકની કામનાવાળા થઇ યજ્ઞો પણ કરે છે. હે ભીમસેન! એ પ્રમાણે દ્વાપર યુગને વિષે અધર્મ વૃદ્ધિ પામવાથી પ્રજાનો ક્ષય થાય છે. હવે કળિયુગમાં ધર્મનો બાકી એક પાદ રહે છે. કેશવ ભગવાન કૃષ્ણસ્વરૂપ ધારણ કરે છે અને વેદમાં કહેલા આચાર ધર્મ યજ્ઞ તથા ક્રિયાઓ નાશ પામે છે. જગતમાં અતિ વૃષ્ટિ થાય છે. વળી કળિયુગને વિષે મનુષ્યોને વ્યાધિ, આલસ્ય, ક્રોધાદિ બીજા દોષ, ઉપદ્રવ, મનની વ્યથા તથા ક્ષુધાજન્ય ભય ઉત્પન્ન થાય છે. હે ભીમસેન! જેમ જેમ એક એક યુગ નિવૃત્ત પામતા જાય છે તેમ તેમ ધર્મ નાશ પામતો જાય છે. જ્યારે ધર્મ નાશ પામે છે, ત્યારે પ્રજા પણ નાશ પામે છે. ત્યાર પછી ધર્મ મર્યાદામાં પ્રવર્ત કરનારાં જ્ઞાનાદિ સત્કર્મ નાશ પામે છે, ને અધર્મ વૃદ્ધિ પામે છે. એ પ્રમાણેનો કળિયુગ હમણાં નજીક પ્રાપ્ત થયો છે. મોટા આવરદાવાળા મહત્પુરૂષો યુગના કાળને અનુસરીને રહે છે. હે શત્રુઓને નાશ કરનાર ભીમસેન! તને જે મારૂં સ્વરૂપ જાણવાનું કુતૂહલ થયું હતું, તે તેં જાણ્યું હવે તું વૃથા તેને જોવાની ઇચ્છા રાખ નહીં. હે મોટી બુદ્ધિવાન! તેં મને જે પૂછ્યું હતું તે મેં તને યુગ સંખ્યા વગેરે કહ્યું હવે તું કલ્યાણ પામ અને અહીંથી જા.

एतत्ते सर्वमाख्यातं यन्मां त्वं परिपृच्छसि
युगसंख्यां महाबाहो स्वस्ति प्राप्नुहि गम्यतां ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां कदलीखंडेहनूमद्भीमसंवादे गुर्जरभाषायामूनपंचाशदधिकशततमोऽध्यायः ॥ १४९ ॥



## અધ્યાય ૧૫૦ મો. હનૂમાન ભીમ સંવાદ.

भीम उवाच—पूर्वं रूपमदृष्ट्वा ते न यास्यामि कथंचन
यदि तेऽहमनुग्राह्यो दर्शयात्मानमात्मना ॥

ભીમસેન કહે છે—હે હનૂમાન! હું તમારૂં પૂર્વ સ્વરૂપ જોયા વગર કદી જનાર નથી માટે જો હું તમારે અનુગ્રહ કરવા યોગ્ય હોઉં, તો તમે મને તે સ્વરૂપ દેખાડો. વૈશંપાયન

કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે ભીમસેને કહ્યું ત્યારે વાનરરૂપ હનુમાને સમુદ્રનું ઉલ્લંઘન કરતી વેળાએ જે સ્વરૂપ ધારણ કર્યું હતું તે તેને દેખાડવા ઇચ્છા કરી. થઇ તેનું પ્રિય કરવા સારૂ પોતાનો દેહ તેમણે મોટો કર્યો. તેનો દેહ એક યોજનમાં વૃદ્ધિ પામ્યો, જેણે કરી વૃક્ષ સહિત કેળવન અને ઉંચો એવો પર્વત આચ્છાદિત થયાં. હે રાજન ! એ પ્રમાણે વૃદ્ધિ પામેલા શરીરવાળા હનુમાન જાણે બીજો પર્વતજ હોય નહિ એવા દેખાવા લાગ્યા તે સમયે તેનાં તપાવેલાં ત્રાંબા સરખાં નેત્ર, તીક્ષ્ણ દાઢો તથા વિકરાળ ભ્રકુટી હતાં. તેણે વૃદ્ધિ કરેલા પોતાના પૂછડાએ કરી સર્વ દિશાઓને ઘેરી લીધી હતી. તે વખતે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા ભીમસેને, સૂર્ય સરખા દેદિપ્યમાન, જાણે સુવર્ણનો પર્વતજ હોય એવા અને આકાશ સરખા પ્રકાશમાન પોતાના ભાઇ હનુમાનનું વૃદ્ધિ પામેલું સ્વરૂપ જોઇને પોતાનાં નેત્ર મીચ્યાં. પછી હનુમાને હસતાં ભીમસેનને કહ્યું કે—હે નિષ્પાપ ! હું મારા મનની ઇચ્છા પ્રમાણે આ સ્વરૂપ કરતાં પણ હજી તેને મ્હોટું કરી શકું તેમ છું તેમાં પણ શત્રુની સામે તો બળાત્કારથી ઘણુંજ વધારે કરી શકું છું. વૈશંપાયન કહે છે—હે રાજન ! મહા ભયંકર અને વિંધ્યાદ્રિ પર્વત સરખું હનુમાનનું સ્વરૂપ જોઇને, ભ્રાંત થયેલા તથા મોટા હર્ષને પામેલા ભીમસેને હાથ જોડી તેને કહ્યું કે—હે મહા શૂરવીર ! મેં તમારા સ્વરૂપનો અતિ વિસ્તાર જોયો. હવે તમે આ સ્વરૂપના વિસ્તારનો સંહાર કરો કારણ હું સૂર્ય સરખા પ્રકાશમાન, પ્રમાણમાં ન આવે એવા અને મૈનાક પર્વતની પેઠે કામથી ચલાયમાન ન થઇ શકે એવાં સ્વરૂપને જોઇ શકતો નથી. હે હનુમાન ! આ તમારૂં સ્વરૂપ જોઇને મને મારા મનમાં મોટું આશ્ચર્ય થાય છે. રામચંદ્રની પાસે, યોદ્ધાઓ સહિત લંકાપુરીને પોતાની ભુજાના બળે નાશ કરવા સમર્થ એવા અને યુદ્ધમાં જેને સેના સહિત રાવણ જીતવા સમર્થ ન હતો એવા તમે ઉભા છતાં, તે પોતે રાક્ષસેંદ્રની સાથે યુદ્ધ કરવા લાગ્યા ! વૈશંપાયન કહે છે—હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા શૂરવીર જનમેજય ! એ પ્રમાણે ભીમસેને કહ્યું ત્યારે સર્વ વાનરોમાં ઉત્તમ હનુમાને ગંભીર વાણીથી કહ્યું કે હે મોટી ભુજાવાળા ભીમસેન ! તું જેવી રીતે કહે છે, તેવી રીતે રાક્ષસમાં અધમ રાવણ મારી સાથે યુદ્ધ કરવા પણ સમર્થ ન હતો; પણ જો મેં તેનો નાશ કર્યો હોત તો રામચંદ્રની કીર્ત્તિ નાશ પામત. માટેજ તેની સાથે યુદ્ધ કરવું મુકી દીધું. રામચંદ્રે યુદ્ધમાં સગા સંબંધી સહિત રાક્ષસમાં અધમ રાવણને નાશ કરી સીતાને પોતાની અયોધ્યાપૂરી લાવ્યા અને જગત્‌માં પોતાનો યશ સ્થાપન કર્યો. હે શ્રેષ્ઠ અનુભવવાળા ભીમસેન ! હવે તારા મોટા ભાઇ યુધિષ્ઠિરનું પ્રિય કરવાની ઇચ્છાવાળા અને વાયુએ રક્ષણ કરેલો તું વિઘ્ન વગરના તથા કલ્યાણની પ્રાપ્તિ કરનાર માર્ગ પ્રત્યે જા. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! આ માર્ગ સૌગંધિક વન પ્રત્યે જવાનો છે, જેને વિષે તું જઇને કુબેરના યક્ષ તથા રાક્ષસોએ રક્ષા કરેલા બગીચાને જોઇશ; પણ તારે ત્યાં જઇને એકદમ પુષ્પો ગ્રહણ કરવાં નહીં, કેમકે મરણ ધર્મવાન જીવોને દેવતાઓ માન્ય છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મનુષ્યો દેવતાઓને બળિદાન આપે છે, નમસ્કાર કરે છે, તેમના મંત્રોનો જપ કરે છે અને તેમની ભક્તિ પણ કરે છે; જેથી તેઓ તેમની ઉપર પ્રસન્ન થાય છે. માટે તું સાહસ કામ કરતો નહિ. પોતાના ધર્મનું પાલન કરજે. અને સ્વધર્મમાં રહી તેને ઓળખીને તેનું અનુષ્ઠાન કરજે. વૃદ્ધ પુરૂષોની સેવા કર્યા વગર ધર્મ અને અર્થ જાણી શકતા નથી. કેમકે હે ભીમસેન ! કેટલાંક કાર્ય ધર્મરૂપ છે એમ દેખાય છે, પણ તેઓ અધર્મરૂપ હોય છે કેટલાંક કાર્ય અધર્મરૂપ દેખાય છે,

પણ તેઓ ધર્મરૂપ થાય છે તે એવી રીતે કે, દુર્જનનો નાશ કરવાથી દેખીતો અધર્મ થાય છે, પણ તેનું પરિણામ બીજાઓને હાનિકારક આવે છે, દેખીતું સત્ય બોલવું એ ધર્મ છે, પણ તેનું પરિણામ બીજાઓને સુખરૂપ થાય છે. વાસ્તે જે ધર્મ છે અને સત્ય બોલવાથી બીજાને હાનિ થવાથી દુઃખ થાય છે, માટે તે અધર્મ છે વાસ્તે મનુષ્યોએ જે ધર્મને વિષે અબુદ્ધિમાન્ પુરૂષો મોહ પામે છે તેને તેના તથા અધર્મના વિભાગે કરી જાણવો. હે ભીમસેન! આચાર પાળવાથી ધર્મ થાય છે. ધર્મે કરી વેદની પ્રાપ્તિ થાય છે, વેદે કરી યજ્ઞ થાય છે, યજ્ઞોએ કરી દેવતાઓ પ્રસન્ન થાય અને છે તેનાથી દેવતાઓની સ્થિતિ થાય છે. મનુષ્યોની સ્થિતિ બૃહસ્પતિ તથા શુક્રાચાર્યની કહેલી નીતિ પ્રમાણે વર્તવાથી થાય છે. વળી બ્રાહ્મણે ખેતી કરવી. ક્ષત્રિયે પ્રજાનું પોષણ કરવું તથા વૈશ્યે ગાયોનું પાલન કરવું, એ રૂપ વૃત્તિથી ત્રણ વર્ણની સ્થિતિ થાય છે. વળી તે વૃત્તિ વેદ વિદ્યા જાણનાર ત્રણ વર્ણની જૂદી જૂદી છે. તે એવી રીતે કે—બ્રાહ્મણે યજ્ઞ કરાવવા, વેદ ભણાવવા અને દાન લેવાં, ક્ષત્રિયે અધર્મિયોને દંડ આપવો, અને વૈશ્યે વ્યાપાર કરવો જેથી સર્વ લોકની સ્થિતિ સારી રીતે થાય છે. ત્રણે વર્ણ પોતપોતાની ધર્મરૂપ વૃત્તિ પ્રમાણે ન વર્તે તો સર્વ જગત્ મર્યાદા વગરનું થઇ જાય અને પ્રજા પણ નાશ પામે. સૌએ પોતપોતાની વૃત્તિ પ્રમાણે વર્તવું, જેથી ધર્મની પ્રાપ્તિ થાય. વળી બ્રાહ્મણાદિ ત્રણ વર્ણનો સત્ય ભાષણ કરવું, વેદ ભણવા, યજ્ઞ કરવા અને દાન આપવાં એ સાધારણ ધર્મ છે. બ્રાહ્મણનો વેદ ભણાવવા, યજ્ઞ કરાવવા તથા દાન લેવાં એ ધર્મ છે. ક્ષત્રિયનો સર્વનું પાલન કરવું એ ધર્મ છે, વૈશ્યનો સર્વનું પોષણ કરવું એ ધર્મ છે; અને ભિક્ષા માગવી, હોમ કરવા તથા વ્રત કરવાના અનધિકારી શૂદ્રનો ત્રણે વર્ણની સેવા કરવી એ ધર્મ છે. હે કુંતીના પુત્ર! તું ક્ષત્રિય જાતિનો છે, વાસ્તે સર્વની રક્ષા કરવી એ તારો ધર્મ છે, માટે નમ્રતાયુક્ત થઇ ઇંદ્રિયોને જીતી પોતાના ધર્મનું સેવન કર.

હે ભીમસેન! જે ક્ષત્રિય બુદ્ધિમાન્, ઘણાં શાસ્ત્રો સાંભળેલા, શ્રેષ્ઠ અને વૃદ્ધ પુરૂષોની સલાહ લઈ પોતાના ધર્મમાં રહીને પ્રજાને શિક્ષા કરે છે તો તેને કંઇ પણ દુઃખની પ્રાપ્તિ થતી નથી. હે શૂરવીર! જ્યારે રાજા અનુગ્રહ કરવા લાયકની ઉપર અનુગ્રહ કરે તથા દંડ આપવા લાયકને દંડ આપે ત્યારેજ પ્રજાની શ્રેષ્ઠ મર્યાદા વર્તે છે. રાજાએ પોતાના દેશ તથા કિલ્લાઓ અને શત્રુ તથા મિત્ર વગેરેના બળને વિષે રક્ષણ, વૃદ્ધિ અને નાશ ક્રમે કરી હમેશ જાણતા રહેવું. હે પાંડવ! રાજાનું પરમ બળ બુદ્ધિમાન્, શ્રેષ્ઠ મનસુબો આપનાર તથા પરાક્રમી નોકરો છે, તે અનુગ્રહ કરવા લાયકની ઉપર અનુગ્રહ કરી શકે છે તથા દંડ આપવા લાયકને દંડ આપી શકે છે તેથીજ મોટાઇ પામે છે અને પોતાના કાર્યને પણ સિદ્ધ કરી શકે છે. રાજાએ પોતાનાં કાર્ય સામ, દામ, ભેદ, દંડ અને ત્યાગ એ નીતિથી સિદ્ધ કરવાં. પણ એ પાંચ પ્રકારની નીતિનું શ્રેષ્ઠ બુદ્ધિમાનની સાથે મનસુબો કરવાથીજ સેવન થાય છે. વિદ્વાન્ બ્રાહ્મણોની સાથે હરેક કામ કરવા વિષે એ નીતિ સંબંધી મનસુબો કરવો. સ્ત્રીને વશ્ય, મૂર્ખ, અજ્ઞાની, લોભી, હલકા તથા ગાફલ મનુષ્યની સાથે વિચાર કરવો નહીં. હે મહાબાહો! રાજાએ હરેક કાર્યનો મનસુબો વિદ્વાનની સાથે કરવો. સમર્થ પુરૂષોની પાસે કાર્ય કરાવવાં અને સર્વનું હિત ઇચ્છનાર પુરૂષો પાસે ન્યાય કરાવવો. મૂર્ખ પાસે કંઇ કામ કરાવવું નહીં; એનો તો સદૈવ સર્વ કાર્યમાં

ત્યાગજ કરવો. વળી રાજાએ ધર્મિષ્ઠ પુરૂષોને ધર્મના કામ તથા પંડિત પુરૂષોને દ્રવ્ય સંબંધી કામ સોંપવાં. સ્ત્રિઓનાં કામને વિષે નપુંસક પુરૂષોને અને ક્રૂર કાર્યમાં ક્રૂર પુરૂષોને રાખવા. હે મ્હોટી ભુજાવાળા ભીમસેન ! જે રાજાને પોતાના તથા શત્રુના કાર્યને વિષે આવી રીતે કરવું અને આવી રીતે ન કરવું, એવી બુદ્ધિ હોય છે અને શત્રુનું બળ તથા અબળ જાણવામાં હોય છે તેજ પોતાની બુદ્ધિથી શ્રેષ્ઠ પુરૂષો ઉપર અનુગ્રહ તથા મર્યાદા વગરના દુષ્ટ પુરૂષોને દંડ કરી શકે છે. હે કનિષ્ઠ બંધુ ! જ્યારે રાજા યથાયોગ્ય અનુગ્રહ તથા દંડ કરે, ત્યારે જગતમાં મર્યાદા સ્થિર રહે. છે. હે પાર્થ ! મેં તને દુઃખે કરીને જેનું સેવન થઇ શકે છે એવો ક્ષત્રિયનો ધર્મ કહ્યો, માટે તું નમ્રતાયુક્ત થઇને પોતાના ધર્મનું પાલન કર. જેમ બ્રાહ્મણો તપ, ધર્મ, ઇંદ્રિય નિગ્રહ અને યજ્ઞ કરીને તથા વૈશ્યો દાન આપવા, અતિથિનું સેવન કરવું અને નિત્ય ક્રિયા કરવારૂપ ધર્મે કરી સ્વર્ગ પ્રત્યે જાય છે, તેમ ક્ષત્રિયો દંડ આપવા તથા અનુગ્રહ કરવારૂપ ધર્મે કરી સ્વર્ગ પ્રત્યે જાય છે. હે ભીમસેન ! દંડ આપવા લાયકને સારી રીતે દંડ આપનાર, કામ, દ્વેષ, લોભ તથા ક્રોધ વગરના ક્ષત્રિયો સત્પુરૂષોને પ્રાપ્ત થયેલા લોકને પામે છે.

सम्यक् प्रणीत दंडा हि काम द्वेष विवर्जिताः
अलुब्धा विगत क्रोधाः सतां याति स लोकतां ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां हनूमद्भीमसंवादे गुर्जरभाषायां पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५० ॥

## અધ્યાય ૧૫૧ મો. હનુમાન ને ભીમનો સંવાદ.

वैशंपायन उवाच—ततः संहृत्य विपुलं तद्वपुः कामतः कृतं
भीमसेन पुनर्दोर्भ्यां पर्यष्वजत वानरः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી હનુમાનજી પોતાની ઇચ્છા પ્રમાણે કરેલા મોટા સ્વરૂપનો સંહાર કરીને, બે ભુજાએ કરી ભીમસેનને મળ્યા ત્યારે જ્યેષ્ઠ બંધુએ મળેલા ભીમસેનનો સર્વ શ્રમ નિવૃત્ત થયો તથા તેને મંગળ પ્રાપ્ત થયું. તેણે માન્યું કે મારા સરખો બળવાન કોઇ નથી. પછી પોતાના કનિષ્ઠ બંધુને મળવાથી ઉત્પન્ન થયેલા હર્ષને લીધે નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થયાં હતાં જેને એવા હનુમાને હે ભીમસેન ! એ પ્રમાણે સ્નેહથી બોલાવી ગદ્‌ગદ કંઠથી કહ્યું કે હે શૂરવીર ! તારે જ્યાં જવું હોય ત્યાં તું જા. હું અહીં છું પણ સ્મરણ કરવા યોગ્ય છું, માટે મને હરેક વાતના પ્રસંગમાં સ્મરણ કરવો, ભૂલવો નહીં. હે મહા બળવાન ! કુબેરના સ્થાનથી આવેલી દેવતા તથા ગંધર્વોની સ્ત્રિયોનાં અને મ્હારાં નેત્ર, તને જોઇને સફળ થયાં. વળી તેં મને રામ જેનું નામ છે એવા વિષ્ણુ, સર્વના હૃદયને આનંદ આપનાર અને સીતાના મુખરૂપ કમળને પ્રકાશ કરવા વિષે તથા અજ્ઞાનરૂપ અંધકારને ટાળવા વિષે સૂર્ય સરખા શ્રી રામચંદ્રનું સ્મરણ કરાવ્યું. હે બંધુ ! મને આજ તારા મનુષ્ય શરીરનો સ્પર્શ થયો અને તને મ્હારૂં દર્શન થયું, એ નિષ્ફળ જવા યોગ્ય નથી. તું મારે વિષે બંધુભાવ રાખી મારી પાસેથી ઇચ્છિત વરદાન માગ.

હે ભીમસેન ! જો તું કહે તો હું હસ્તિનાપુર પ્રત્યે જઈ અધર્મી ધૃતરાષ્ટ્રના પુત્રોને નાશ કરૂં અથવા મારા પરાક્રમે કરી સર્વ તે હસ્તિનાપુરનો પરાજય પમાડી દુર્યોધનને બાંધી અહીં તારી પાસે લાવું. હું તારા કહેવા પ્રમાણે તારૂં ઇચ્છિત કરૂં એમાં તારે કશો સંશય રાખવો નહીં.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે મહાત્મા હનુમાનનાં વચન સાંભળીને હર્ષયુક્ત થયેલા ભીમસેને કહ્યું કે હે વાનરોમાં શ્રેષ્ઠ ! હે મોટી ભુજાવાળા ! તમે મારૂં સર્વ પ્રિય કર્યું, તમારૂં કલ્યાણ થાઓ. તમે મારી ઉપર સદૈવ પ્રસન્ન રહો એવી ઇચ્છા હું રાખું છું. હે પરાક્રમી ! તમે આજ અમારા નાથ થયા તેથી અમે પાંડવો સનાથ થયા, માટે તમારા પ્રતાપથી શત્રુઓને જીતીશું. હે રાજન ! એ પ્રમાણે ભીમસેને કહ્યું ત્યારે હનુમાન બોલ્યા કે, તું મારો ભાઈ થાય છે, માટે હું તારા સ્નેહને લીધે તારૂં પ્રિય કરીશ, તે એવી રીતે કે, જ્યારે તું શત્રુઓની સેનામાં પ્રવેશ કરી સિંહનાદ કરીશ ત્યારે હું શબ્દ કરીને તારા શબ્દના વેગને વૃદ્ધિ પમાડીશ ને અર્જુનના રથની ધ્વજામાં રહીને મોટા ભયંકર નાદ કરીશ જેથી તમો શત્રુઓના પ્રાણને સુખે કરી હરણ કરી શકશો. હે પરીક્ષિતના પુત્ર ! એ પ્રમાણે પાંડુ રાજાના પુત્ર ભીમસેનને કહી તથા કમળના પુષ્પવાળા તળાવનો માર્ગ બતાવી હનુમાન ત્યાંજ અંતર્ધાન થયા.

एवमाभाष्य हनूमांस्तदा पांडव नंदनं
मार्गमाख्याय भीमाय तत्रैवांतरधीयत ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां गंधमादनप्रवेशे हनूमद्भीमसंवादे गुर्जरभाषायामेकपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५१ ॥

## અધ્યાય ૧૫૨ મો. સૌગંધિક વનમાં ભીમનો પ્રવેશ.

वैशंपायन उवाच—गते तस्मिन्हरिवरे भीमोपि बलिनांवरः
तेन मार्गेण विपुलं व्यचरद्गंधमादनं ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે હનુમાન અંતર્ધાન થઇ ગયા ત્યારકેડે બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેન પણ, તેણે બતાવેલા માર્ગે કરી વિશાળ ગંધમાદન પર્વતને વિષે ગયા. તેની પૃથ્વીને વિષે કોઇને ઉપમા આપી શકાય નહિ એવી શોભાને તથા રામચંદ્રના અનુભવને પોતાના મનમાં સંભારતા તે ચાલતા થયા ત્યારે સૌગંધિક નામના વનની પ્રાપ્તિની ઇચ્છાથી મહા રમણીય વનો, ઉપવનો, પુષ્પયુક્ત વૃક્ષવાળાં તળાવો. નદિયો, જેના શરીર ઉપર કાદવ લાગ્યો હતો એવા અને વર્ષતા મેઘ સરખા શ્યામ હસ્તિયો તથા મોઢામાં ઘાસના કોળીઆ હતા જેમને એવાં હરિણીઓ સહિત રસ્તામાં ફરતાં હરિણોને જોતાં, ઉતાવળે રસ્તામાં જવા લાગ્યા. હે રાજન ! મહા સુગંધી પુષ્પોવાળાં, લાલ કોમળ પાંદડાવાળાં અને વાયુએ કરી કંપતાં એવાં વૃક્ષોએ જાણે જેની યાચનાજ કરી હોય શું એવા ભીમસેન નિર્ભય થઇને, પાડાઓ, વરાહો તથા સિંહોવાળા પર્વતને વિષે પોતાના પરાક્રમથી ગતિ કરતા હતા. ભીમસેને પોતાને પ્રિય સૌગંધિક વનના માર્ગને વિષે કમળના પુષ્પરૂપી હસ્ત જોડ્યા હતા જેણે એવી અને મદોન્મત્ત ભ્રમરોવાળી

પુષ્કરિણીઓને પછવાડે મૂકી પછી અત્યંત શોભાયમાન પર્વતની સપાટ જમીનને જોવામાં આસક્ત થયાં હતાં મન તથા દૃષ્ટિ જેની એવા ભીમસેન, દ્રૌપદીના કહેવાથી તે વનના માર્ગ પ્રત્યે ઘણી ઉતાવળથી જવા લાગ્યા. જે દિવસે હનૂમાન પાસેથી સૌગંધિક વન પ્રત્યે જવા સારૂ નિકળ્યા, તેજ દિવસે ભીમસેને જેમાં ઘણાં હરિણો હતાં એવા વનને વિષે સુવર્ણ સરખી કાંતિવાળાં કમળનાં પુષ્પો જેમાં હતાં એવી હંસ, કારંડવ તથા ચકવાકાદિ પક્ષિયોએ કરી સુશોભિત અને તે પર્વતને વિષે જેની માળા સરખી રચનાજ થઇ હોય શું એવી મોટી નદીને જોઇ અને તેને વિષે પોતાને પ્રીતિ ઉત્પન્ન કરનાર મોટા સૌગંધિક વનને જોયું. હે રાજન! પાંડુ રાજાના પુત્ર ભીમસેને તે વનને જોઇ પોતાના મનમાં માન્યું કે મને જેની કામના હતી તે મને મળ્યું, એમ માની પોતાના અંતઃકરણથી વનવાસના દુઃખે કરી કલેશયુક્ત પોતાની સ્ત્રી દ્રૌપદીને યાદ કરી.

**तद् दृष्ट्वा लब्धकामः स मनसा पांडुनंदनः**
**वनवासपरिक्लिष्टां जगाम मनसा प्रियां ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौगंधिकाहरणे गुर्जरभाषायां द्विपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५२ ॥**

---

## અધ્યાય ૧૫૩ મો. સૌગંધિક વનમાં ભીમ.

**वैशंपायन उवाच—स गत्वा नलिनीं रम्यां राक्षसैरभिरक्षितां**
**कैलासशिखराभ्यासे ददर्श शुभकाननां ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી ભીમસેને રમ્ય, રાક્ષસોએ રક્ષા કરેલી, કૈલાસ પર્વતના શિખરની પાસે આવેલી શ્રેષ્ઠ વનવાળી, કુબેરના સ્થાનની નજદીક જળનાં ઝરણોથી ઉત્પન્ન થયેલી, સુંદર, રમણીય, અનેક તરેહનાં વૃક્ષો તથા લતાઓની છાયાવાળી, વૈદૂર્યમણિ સરખાં નીલાં તથા સુવર્ણ સરખી કાંતિવાળાં કમળનાં પુષ્પોથી ઢંકાયલી, દિવ્ય, અનેક તરેહનાં પક્ષિયોવાળી, શ્રેષ્ઠ કિનારાવાળી, કાદવ વગરની, પર્વતની સપાટ જમીનને વિષે રહેલી, મનુષ્યોને વિચિત્ર રીતે જોવામાં આવે એવી, શ્રેષ્ઠ, અદ્ભુત દેખાવવાળી, સૌગંધિક વને કરી વિંટાયલી, હંસ તથા કારંડવ નામના પક્ષિયો પોતાની ગતિએ કરી કમળ ઉપરની રજ જેને વિષે નાખતા હતા એવી, રાજાઓના રાજા મહાત્મા કુબેરને ક્રીડા કરવાના સ્થાનરૂપ, ગંધર્વો, અપ્સરાઓ તથા દેવતાઓએ માન્ય કરેલી, ઋષિયો, યક્ષો તથા કિંપુરૂષોએ સેવેલી અને કુબેરે રાક્ષસો તથા કિન્નરો પાસે રક્ષા કરાવેલી પુષ્કરિણીને જોઇ અત્યંત હર્ષ પામીને, તેના અમૃત સરખા સ્વાદિષ્ટ શીતળ, નિર્મળ અને હલકા જળનું પાન કર્યું. ત્યારે તે સરોવરના, કુબેરની આજ્ઞાથી વિચિત્ર હથિયારો ધારણ કરી રક્ષા કરનારા ક્રોધવશ નામના લાખો રાક્ષસો મૃગચર્મ ઓઢેલા, સુવર્ણના બાજુબંધ બાંધ્યા હતા જેણે એવા શૂરવીર, ભયંકર પરાક્રમી, હથિયાર ધારણ કરેલા, કવચ પહેરેલા, શંકાવગરના, શત્રુઓનો નાશ કરનાર અને કમળનાં પુષ્પો લેવાની ઈચ્છાથી આવેલા કુંતીના પુત્ર ભીમસેનને જોઇ મોટા શબ્દ કરી પરસ્પર કહેવા લાગ્યા કે, અરે હે! પુરૂષોમાં સિંહરૂપ! શસ્ત્ર ગ્રહણ કરેલો અને મૃગચર્મ ઓઢ્યું છે એવો આ પુરૂષ અહીં શા માટે આવ્યો છે એમ તમે એને પુછો? હે રાજન!

એ પ્રમાણે પરસ્પર કહીને તેઓ સૌ, મોટી ભુજાવાળા અને મહા તેજસ્વી ભીમસેન પાસે આવી પૂછવા લાગ્યા કે, તું કોણ છે? તે અમને કહો. હે મોટી મતિવાળા, મુનિના સરખો વેષ ધારણ કરેલો હથિયાર સહિત તું કોણ છે ને તું જે સારૂ અહીં આવ્યો હોય તે અમને કહે.

मुनिवेषधरश्चैव सायुधश्चैव लक्ष्यसे
यदर्थमभिसंप्राप्तस्तदाचक्ष्व महामते ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौगंधिकहारणे गुर्जरभाषायां त्रिपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५३ ॥

## અધ્યાય ૧૫૪ મો. સૌગંધિક વનમાં ભીમે કરેલું યુદ્ધ.

भीम उवाच—पांडवो भीमसेनोहं धर्मराजादनंतरः
विशालां बदरीं प्राप्तो भ्रातृभिः सहराक्षसाः ॥

ભીમસેન કહે છે—હે રાક્ષસો! ધર્મરાજની પાછી ઉત્પન્ન થએલો હું પાંડવ નામે ભીમસેન છું. પોતાના ભાઇઓ સહિત વિશાળ એવાં બદરીવન પ્રત્યે આવ્યો છું. પાંચાલ દેશના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીને વાયુથી ઉડી પ્રાપ્ત થએલાં સુગંધવાળાં કમળનાં પુષ્પને જોઇને, તેવાં બીજાં ઘણાં પુષ્પોની ઇચ્છા થઇ. તે જોઇને તેને પ્રિય કરવા સારૂ હું તે પુષ્પ લેવા માટે અહીં આવ્યો છું. રાક્ષસોએ કહ્યું કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ! આ કુબેરને ક્રીડા કરવાનું અત્યંત પ્રિય સ્થાન છે. જેમાં મરવારૂપ ધર્મવાળા મનુષ્યો વિહાર કરવા સમર્થ નથી. હે ભીમસેન! ઋષિયો. દેવતાઓ. યક્ષો. ગંધર્વો તથા અપ્સરાઓ કુબેરની રજા લઇને અહીં જળપાન કરે છે અને ક્રીડા પણ કરે છે. જે દુષ્ટ મતિવાળા પુરૂષ કુબેરની અવગણના કરી અન્યાયથી આ સરને વિષે વિહાર કરવા ઇચ્છે છે, તે નાશ પામે છે એમાં શક નથી. હે ભીમસેન! તું, હું ધર્મરાજાનો ભાઇ છું એમ કહે છે ને કુબેરનો અનાદર કરી બળાત્કારથી કમળનાં પુષ્પો લેવા કેમ ઇચ્છે છે? તું યક્ષના રાજા કુબેરની રજા લઇને, આ તડાગને વિષે વિહાર કર. તેના જળનું પાન કર, તેની રજા વગર અહીંનાં કમળ પુષ્પોની સામું જોવા પણ સમર્થ નથી. ભીમસેને કહ્યું કે—હે રાક્ષસો! હું અહીં નજીક કુબેરને જોતો નથી. ને કદી જોઉં તો પણ તેની પાસે આ તળાવને વિષે વિહાર કરવાની યાચના કરવા ઇચ્છતો નથી; કારણ રાજાઓ કોઇની યાચના કરતા નથી, કેમકે કોઇની યાચના ન કરવી એવો ક્ષત્રિયોનો ધર્મ છે. ક્ષત્રિય ધર્મનો હું ત્યાગ કરીશ નહીં. અરે! આ તળાવ પર્વતનાં ઝરણાંથી ઉત્પન્ન થયું છે, કંઇ મહાત્મા કુબેરના શ્રમથી ઉત્પન્ન થયું નથી માટે સર્વ ભૂતપ્રાણીને માટે સરખા હકનું છે વાસ્તે તે સંબંધી કોણ કોની યાચના કરવા યોગ્ય છે?

વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે સર્વ રાક્ષસોને કહીને મહા ક્રોધ પામેલા મહા બળવાન ભીમસેન, તે તળાવમાં પ્રવેશ કરવા તૈયાર થયા. તે જોઇને સર્વ રાક્ષસો 'પ્રવેશ નહીં કર, પ્રવેશ નહીં કર' એમ કહેતા લાગ્યા; પણ તેમને નહીં ગણકારીને ભીમસેને તેમાં પ્રવેશ કર્યો. મહા ક્રોધ પામેલા સર્વ રાક્ષસો, અરે! આ ભીમસેનને ગ્રહણ કરો, બાંધો તથા શસ્ત્રોએ કરી કાપો, આપણે પકાવી તેનું ભક્ષ કરશું એમ કહેતા હાથમાં ઉપાડાં શસ્ત્રો લઇ તેની

નજીક આવ્યા. તે જોઇને મહા વેગવાન ભીમસેન પોતાના હાથમાં યમરાજનના દંડ સરખી, સુવર્ણના પટાવાળી અને મોટી ગદા લઇ તેની સામે આવ્યા; અને ઉભા રહો ઉભા રહો એમ કહેવા લાગ્યા. તે સમયે ભીમસેનના એવા શબ્દ સાંભળીને મહા ક્રોધયુક્ત થયેલા અને તેનો નાશ કરવાની ઇચ્છાવાળા તે સર્વ રાક્ષસો, તોમર તથા પટ્ટિશાદિ શસ્ત્રોએ કરી પ્રહાર કરતા તેની ઉપર એકદમ ચારે તરફથી તૂટી પડ્યા. તે વેળા કુંતીને વિષે વાયુથી ઉત્પન્ન થયેલા, બળવાન, શૂરવીર, મોટા વેગવાન, શત્રુઓનો નાશ કરનાર, અત્યંત ધર્મમાં વર્ત્તનાર, અને જેના પરાક્રમને શત્રુઓ પરાભવ કરી શકતા નથી એવા ભીમસેને તળાવની પાસે કુબેરના અનુચરોના બાણના વર્ષાદને તથા શસ્ત્રોનો નાશ કરીને તે સેંકડો રાક્ષસોને મારી નાખ્યા. બળવાન રાક્ષસો ભીમસેનની ભુજાનું તથા વિદ્યાનું બળ જોઇ, તેની સાથે યુદ્ધ કરવા અસમર્થ થઇને તેને પ્રહાર કરવાથી નિવૃત્ત થયા. પછી ભીમસેને ગદાના પ્રહારથી ભાગ્યાં હતાં શરીર જેનાં એવા તેને પ્રહાર કરવાની ઇચ્છાથી આકાશમાં ચઢી ઉભેલા, મૂઢ સરખા થઇ ગયેલા, મહા પીડા પામેલા અને જૂદા જૂદા થઇ ગયેલા સર્વ રાક્ષસો કૈલાસ પર્વતનાં શિખર તરફ ભાગી ગયા. હે રાજન ! એ પ્રમાણે જેમ ઇંદ્ર દૈત્યોને જીતે તેમ પોતાના શત્રુ રાક્ષસોને જીતીને ભીમસેન તે તળાવમાં પ્રવેશ કરી પોતાની ઇચ્છા પ્રમાણે તેમાંથી કમળનાં પુષ્પો ગ્રહણ કરવા તૈયાર થયા. ત્યારે તેણે પ્રથમ તે તળાવના અમૃત સરખા જળનું પાન કર્યું તેથી મહા પરાક્રમી તથા અત્યંત તેજયુક્ત થયા. તેમાંથી મહા સુગંધી કમળનાં પુષ્પો તેમને ગ્રહણ કર્યા. હવે ભીમસેનના બળે કરી ભાગી ગયાં હતાં શરીર જેનાં એવા અને મહા ભય પામેલા ક્રોધવશા નામના રાક્ષસોએ કુબેર પાસે જઇને યુદ્ધમાં પાંડુ રાજાના પુત્રના બળ તથા પરાક્રમની વાર્તા યથાર્થ સર્વ કહી. યક્ષના રાજા કુબેરે તે રાક્ષસોનાં વચન સાંભળી તેમને કહ્યું કે—હે અનુચરો ! ભીમસેન દ્રૌપદી નિમિત્ત પોતાની ઇચ્છા પ્રમાણે કમળનાં પુષ્પો ગ્રહણ કરે છે તે હું જાણું છું. માટે તેને રોકવા ઇચ્છવો નથી. હે રાજન ! એ પ્રમાણે કુબેરનાં વચન સાંભળી તેની રજા લઇ ક્રોધ વગરના થઇને રાક્ષસો કુરૂ વંશમાં ઉત્તમ ભીમસેન પાસે આવ્યા ને તે તળાવમાં મ્હોટા દર્પથી વિહાર કરતા એવા તેને જોયો.

ततोऽभ्यनुज्ञाप्य धनेश्वरं ते जग्मुः कुरूणां प्रवरं विरोषाः
भीमं तु तस्यां ददृशुर्नलिन्यां यथोपजोषं विहरंतमेकं ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौगंधिकाहारणे गुर्जरभाषायां चतुष्पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५४ ॥

## અધ્યાય ૧૫૫ મો. સૌગંધિક વનમાં ભીમનું યુદ્ધ.

वैशंपायन उवाच—ततस्तानि महार्हाणि दिव्यानि भरतर्षभ
बहूनि बहुरूपाणि विरजांसि समाददे ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજન ! ત્યાર પછી ભીમસેન અમૂલ્ય, દિવ્ય અને વિવિધ પ્રકારનાં કમળનાં ઘણાં પુષ્પો ગ્રહણ કરવા લાગ્યા. તે વખતે જેના વેગથી કાંકરાઓ ઉડતા હતા એવો દુઃસહ વાયુ વાવા લાગ્યો. મહા ભયંકર ઉલ્કાપાત તથા વજ્રપાત થવા

લાગ્યો, સૂર્ય કાંતિ વગરનો થયો, જેથી ઘણો અંધકાર થયો, વળી પૃથ્વી ચલાયમાન થઇ, ઘણી રજ ઉડવા લાગી, સર્વ દિશાઓ રક્તવર્ણ થઇ, મૃગાદિ જાનવરો તથા પક્ષિઓ ભયંકર શબ્દ કરવા લાગ્યાં, ઘણા અંધકારને લીધે કોઇને કંઇ જાણવામાં પણ આવ્યું નહીં તથા બીજા પણ અનેક ઉત્પાત થવા લાગ્યા, જે જોઇને ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા કહેવા લાગ્યા કે અરે ! આપણો કોણ પરાભવ કરવા આવ્યો છે ? હે પાંડવો ! યુદ્ધમાં દુર્મદવાળા: તમો સૌ શસ્ત્રો ધારણ કરીને સાવધ થાઓ. આપણે આપણી પાસે આવનારને જોઇશું. હે જનમેજય ! એ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજા ચારે તરફ જોવા લાગ્યા. ભીમસેનને નહીં જોતાં પોતાની સ્ત્રી દ્રૌપદી તથા નકુળ અને સહદેવને કહેવા લાગ્યા કે અરે ! હે પાંચાલિ ! હે નકુલ તથા સહદેવ ! ભીમસેન ક્યાં ગયો છે ? તે શું કંઇ કરવા ઇચ્છે છે ? અથવા તેણે કંઇ સાહસ કામ કર્યું છે શું ? કેમકે તેને તે પ્રમાણે કરવું ઘણું પ્રિય છે. અરે હમણાં યુદ્ધ પ્રાપ્ત થયું છે એવી સૂચના કરનારા ઉત્પાત આપણને ભય દેખાડતા જણાય છે. હે રાજન ! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ઉદાર મનવાળી, સુંદર હાસ્યવાળી અને પોતાના પતિઓનું પ્રિય ઇચ્છનારી દ્રૌપદી બોલી કે હે રાજન ! મેં વાયુથી ઉડીને પ્રાપ્ત થયેલાં કમળનાં પુષ્પને ગ્રહણ કરી ભીમસેનને પ્રિય કરવા સારૂ કહ્યું કે, હું આવાં બીજાં ઘણાં પુષ્પો હું જોવા ઇચ્છું છું, માટે તમે તે લઇ તરત અહીં આવો. એમ મેં કહ્યું ત્યારે તે મારૂં પ્રિય કરવા માટે પુષ્પો લેવા સારૂ ઇશાન દિશા તરફ ગયા છે. હે પરીક્ષિતના પુત્ર જનમેજય ! એ પ્રમાણે દ્રૌપદીનાં વચન સાંભળીને યુધિષ્ઠિરે નકુળ તથા સહદેવને કહ્યું કે–હે બંધુઓ ! આપણે સૌ મળીને જ્યાં ભીમસેન ગયા છે ત્યાં ચાલો. આ થાકી ગયેલા અને શરીરમાં દુબળ થઇ ગયેલા આપણી સાથેના બ્રાહ્મણોને રાક્ષસો વહન કરો. હે ઘટોત્કચ ! દેવતાઓ સરખો પરાક્રમી તું દ્રૌપદીને વહન કર, કેમકે ભીમસેનને ગયે ઘણીવાર થઇ છે, માટે વાયુ સરખો વેગવાન પૃથ્વીનું ઉલ્લંઘન કરવામાં ગરૂડ સરખો, આકાશ તરફ ઉડવામાં સમર્થ અને જળમાં પણ પ્રવેશ કરનાર તે ઘણે દૂર ગયેલો હશે જે એમ હું માનું છું. હે રાક્ષસો ! અમે તમારા આશ્રયથી ભીમની પાસે જવા ઇચ્છિયે છીએ, માટે જેમ તમોએ પૂર્વે વ્રતવાદિ બ્રાહ્મણોને વહન કર્યા હતા તેમ હમણાં વહન કરો. હે રાજન ! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ઘટોત્કચાદિ સર્વ રાક્ષસો ઘણું સારૂં એમ કહી, કુબેરની પુષ્કરિણી પ્રત્યે જવા સારૂ પાંડવોને તથા બ્રાહ્મણોને વહન કરી, લોમશ ઋષિ સહિત, મોટા હર્ષથી ઇશાન દિશા તરફ જવા લાગ્યા. ત્યારે તે સર્વ પાંડવાદિએ જલદીથી જઇને સુંદર કમળનાં પુષ્પોવાળા તે તળાવને તથા તેના કિનારા પ્રત્યે રહેલા ભીમસેનને અને ત્યાં ભેદ પામી ગયાં હતાં શરીર જેમનાં એવા રાક્ષસોને જોયા. તે વેળાએ યુધિષ્ઠિરે ક્રોધયુક્ત, દાંતે ઓઠ દાબ્યા હતા જેણે એવા પોતાની ભુજાએ કરી ગદાને ઉગામી રાખી હતી જેણે એવા અને પ્રજાના પ્રલયકાળમાં દંડ ધારી ઉભેલા કાળના સરખા ભીમસેનને જોઇને, મધુર વાણીથી કહ્યું કે હે કુંતીના પુત્ર ! તારૂં કલ્યાણ થાઓ; પણ તેં દેવતાઓને અપ્રિય એવું આ સાહસ કામ શું કર્યું ! હવે જો તું મારૂં પ્રિય કરવા ઇચ્છતો હોય તો તારે આવી રીતે કદી ન કરવું. હે જનમેજય ! પછી સર્વ પાંડવો એકઠા થઇ કમળનાં પુષ્પોને ગ્રહણ કરીને, તે તળાવને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યા. તે સમયે શિલાઓરૂપી આયુધ ગ્રહણ કરેલા, મોટા શરીરવાળા અને તે સૌગંધિક વનની રક્ષા કરનારા કુબેરના ચાકરો ત્યાં આવ્યા. તેઓએ મહારાજ યુધિષ્ઠિરને, મહર્ષિ

લોમશને, નકુળને, સહદેવને તથા બીજા પણ સર્વ બ્રાહ્મણોને જોઇને નમસ્કાર કર્યો. તે વેળાએ યુધિષ્ઠિર રાજાએ સાંત્વના કરવાથી પ્રસન્ન થયેલા તેઓ શાંત થઇ બેઠા ને પાંડવોએ આ કુબેરના ચાકરો છે એમ જાણ્યું. પછી કુરુકુળમાં ઉત્પન્ન થયેલા પાંડવોએ, અર્જુનની પ્રાપ્તિની વાટ જોતા તથા ગંધમાદન પર્વતની સપાટ જમીનને વિષે ક્રીડા કરતાં ત્યાં ઘણો કાળ સુધી નિવાસ કર્યો નહીં.

उषुर्नातिचिरं कालं रममाणाः कुरुद्वहाः
प्रतीक्षमाणा बीभत्सु गंधमादनसानुषु ॥
इति श्री महाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां सौगंधिकाहारणे गुर्जरभाषायां पंचपंचाशदधिकशततमोऽध्यायः॥ १५५ ॥

## અધ્યાય ૧૫૬ મો. નારાયણ આગમમાં પુનરાગમન.

वैशंपायन उवाच—तस्मिन् काले महाबाहु धर्मराजो युधिष्ठिरः
कृष्णया सहितान् भ्रातॄनित्युवाच सहद्विजान् ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! તે સમયને વિષે મોટી ભુજાવાળા ધર્મરાજ યુધિષ્ઠિરે, દ્રૌપદી તથા બ્રાહ્મણો સહિત સર્વ પોતાના ભાઇયોને કહ્યું કે, આપણે પવિત્ર, કલ્યાણરૂપ, મનને આનંદ આપે એવાં તથા દેવતાઓએ સેવન કરેલાં તીર્થો અને વનોને ક્રમે કરી જોયાં. વળી શ્રેષ્ઠ આશ્રમોને વિષે રહીને આપણે ઋષિયોનાં તથા રાજર્ષિયોનાં ચરિત્ર અને બીજીપણ અનેક પ્રકારની કથાઓને સાંભળતાં તથા તીર્થોને વિષે સ્નાન કરતાં દેવતાઓનું પુષ્પ અને જળે કરી પૂજન કર્યું તથા વનનાં ફળ મૂળોએ કરી પિતૃઓને પણ તૃપ્ત કર્યાં. વળી રમ્ય પર્વતો વિષેનાં જળો, સર્વ તળાવો, સમુદ્ર, ગંગા, સરસ્વતી, સિંધુ, યમુના તથા નર્મદાદિનાં જળમાં બ્રાહ્મણો સહિત આપણે સ્નાન કર્યો. વળી હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠો ! આપણે ગંગાદ્વારને મૂક્યા પછી અનેક તરેહના પક્ષિયોવાળા હિમાદિ આદિ શ્રેષ્ઠ પર્વતો, વિશાળ બદરીકાશ્રમ, નરનારાયણના આશ્રમ તથા સિદ્ધ, દેવતા, અને ઋષિયોએ સેવન કરેલી દિવ્ય પુષ્કરિણીઓ જોઇ હે બ્રાહ્મણો ! આ લોમશ ઋષિએ આપણને અનેક તરેહનાં દેવતાઓનાં સ્થાન ક્રમે કરી સર્વ દેખાડયાં. હે ભીમસેન ! સિદ્ધોએ સેવન કરેલું આ કુબેરનું સ્થાન છે, માટે આપણાથી તે પ્રત્યે કેરી રીતે જઇ શકાશે, તે વિષે મનમાં વિચાર કરો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજા કહેતા હતા તેવામાં આકાશવાણી થઇ કે, આ કુબેરના સ્થાનથી આગળ જઇ શકાય તેમ નથી, માટે તમે જે માર્ગેથી આવ્યા. તે માર્ગે કરી પાછા નરનારાયણના બદરીકાશ્રમ પ્રત્યે જાઓ. ત્યાર કેડે હે કુંતીના પુત્ર ! વૃષપર્વાના સિદ્ધ તથા ચારણોએ સેવન કરેલાં ઘણાં પુષ્પ અને ફળયુક્ત વૃક્ષોવાળા અને રમણીય આશ્રમ પ્રત્યે જજો ત્યાર પછી આર્ષ્ટિષેણના આશ્રમ પ્રત્યે જઇ થોડા કાળ પર્યંત નિવાસ કરીને પછી કુબેરને રહેવાના સ્થાન પ્રત્યે જઇ રહેજો. હે જનમેજય ! એ પ્રમાણે આકાશ વાણીએ કહ્યું, તે સમયે મહા પવિત્ર, સુગંધી અને સુખ પ્રાપ્ત કરનાર વાયુ વાવા લાગ્યો તથા પુષ્પની વૃષ્ટિ થઇ. ત્યાર પછી આકાશ વાણીનાં વચન સાંભળીને વિસ્મય પામેલા ઋષિયો, બ્રાહ્મણો તથા પાંડવોનું અનેક તરે-

હનું બોલવું સાંભળીને ધૌમ્યાચાર્યે યુધિષ્ઠિરને કહ્યું કે હે ભારત! જેવી રીતે આકાશવાણીએ કહ્યું, તેવી રીતેજ પાછું વળવું. પણ આગળ જવાય તેમ નથી. એ પ્રમાણે ધૌમ્યાચાર્યનાં વાક્ય સાંભળીને યુધિષ્ઠિર રાજા, તેમનાં વચનને માન્ય કરી પાછા નરનારાયણના આશ્રમ પ્રત્યે આવ્યા, અને ભીમસેનાદિ પોતાના સર્વ ભાઈઓ તથા દ્રૌપદી સહિત ધર્મરાજાએ તથા બ્રાહ્મણોએ ત્યાં સુખે નિવાસ કર્યો.

भीमसेनादिभिः सर्वैः भ्रातृभिः परिवारितः
[illegible] ब्राह्मणाश्चैव न्यवसंत सुखं तदा ॥

इति श्रीमहाभारते वनपर्वणि तीर्थयात्रापर्वणि लोमशतीर्थयात्रायां पुनर्नारायणाश्रमगमने गुर्जरभाषायां षट्पंचाशदधि[illegible]ततमोऽध्यायः ॥ १५६ ॥

## અધ્યાય ૧૫૭ મો. જટાસુરનો વધ.

## जटासुरवध पर्व.

વૈશંપાયન ઉવાચ—ततस्तान्परिविश्रब्धान्वसतस्तत्र पांडवान्
पर्वतेंद्रोद्विजैः सार्धं पार्थागमनकांक्षया ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી ગંધમાદન પર્વતને વિષે પરસ્પર વિશ્વાસયુક્ત પાંડવો, અર્જુન અહીં આવશે એવી ઇચ્છાથી બ્રાહ્મણો સહિત ત્યાં રહ્યા. તે સમયે જટાસુર નામના રાક્ષસે બ્રાહ્મણનો વેશ લઈ ત્યાં આવીને તેમને કહ્યું કે, હું મંત્રજ્ઞોમાં કુશળ તથા સર્વ શાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ બ્રાહ્મણ છું. એ પ્રમાણે તેનાં વચન સાંભળીને, યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, તથા દ્રૌપદીને તેનાં વચનમાં વિશ્વાસ આવ્યો. તે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરેલો દુષ્ટ મતિવાળો રાક્ષસ, પાંડવોના બાણોના ભાથાઓને તથા ધનુષોને લેવાની ઇચ્છાથી અને દ્રૌપદીનું હરણ કરવાની ઇચ્છાથી સારો લાગ જોતો, તેમની પાસે કેટલાક દિવસ સુધી રહ્યો. તેનું પોષણ યુધિષ્ઠિર રાજા તે બ્રાહ્મણ છે એમ જાણીને કરતા હતા. તેણે જેમ રાખોડીથી ઢંકાયલો અગ્નિ જાણવામાં ન આવે, તેમ કપટરૂપી રાખોડીથી ઢંકાયલો અગ્નિરૂપ તે રાક્ષસ જાણવામાં આવ્યો નહીં. હવે ભીમસેન મૃગયા કરવા ગયા હતા, ને પોતાના ચાકરરૂપ રાક્ષસો સહિત ઘટોત્કચ પણ દૂર વનમાં ગયો તથા લોમશાદિ બ્રાહ્મણો સ્નાન કરવા અને પુષ્પો લેવા ગયા હતા તે જોઈને રાક્ષસે પોતાનું વિકરાળ સ્વરૂપ ધારણ કરી, પાંડવોનાં શસ્ત્રો, દ્રૌપદી, યુધિષ્ઠિર, નકુળ તથા સહદેવને હરણ કરી ત્યાંથી ચાલવા માંડ્યું. તે સમયે સહદેવ મોટા પરાક્રમથી રાક્ષસના હાથમાંથી છૂટો પડી મ્યાનમાંથી તરવાર કાઢી હાથમાં લઈને, જે દિશા તરફ ભીમસેન ગયા હતા, તે દિશા તરફ તેને મોટા શબ્દથી પોકારવા લાગ્યો. ત્યારે રાક્ષસ જેને હરણ કરી લઈ જતો હતો એવા યુધિષ્ઠિર રાજાએ તે દુષ્ટને કહ્યું કે, હે મૂઢ! તારો ધર્મ નાશ પામે છે, તું ધર્મના તત્વને જાણતો નથી. અરે! મનુષ્યો તથા પશુ પક્ષિયો પણ ધર્મનો વિચાર કરે છે અને રાક્ષસો તો વિશેષથી તેનો વિચાર કરે છેજ. અરે! ધર્મનું મૂળ તો રાક્ષસો છે અને તેઓ સારી રીતે જાણે પણ છે. માટે તું ધર્મનો વિચાર કરી અમને મૂકી દઈ અમારી પાસે રહેવા યોગ્ય છે. હે રાક્ષસ! દેવતાઓ, ઋષિયો સિદ્ધો,

પિતૃઓ, ગંધર્વો સર્પો, રાક્ષસો, પશુઓ, પક્ષિયો, કીડાઓ તથા કીડીઓ મનુષ્યને જીવાડે છે, અને તેમનાથી તું જીવે છે. અરે! મનુષ્ય લોકની સમૃદ્ધિએ કરી દેવતાદિના તમારા લોક વૃદ્ધિ પામે છે, પણ જો મનુષ્યલોક શોચયુક્ત હોય, તો દેવતાદિ પણ શોચયુક્ત થાય છે. અને શોચ વગરના મનુષ્યો તેમનું વિધિપૂર્વક હવ્ય તથા કવ્યે કરી પૂજન કરે છે તેથી મોટાઇ પામે છે. હે રાક્ષસ! અમે દેશ તથા પ્રજાના પાલન કરનાર છીયે, કેમકે જો દેશનું રક્ષણ કરનાર ન હોય, તો તે દેશમાં સમૃદ્ધિ તથા સુખ ક્યાંથી હોય? માટે રાક્ષસોએ વગર અપરાધે રાજાને લગાર પણ અપમાન પહોચાડવું નહીં એવી નીતિ છે; વાસ્તે હે મનુષ્યોનું ભક્ષ્ય કરનાર! અમે તારો કંઇ પણ અપરાધ કર્યો નથી. અમારી શક્તિ પ્રમાણે બ્રાહ્મણો, દેવતાઓ તથા અસુરોને વિભાગ આપીને બાકીના ભોજનના પદાર્થોનું અમે ભોજન કરીએ છીએ. ગુરૂઓને તથા વિપ્રોને સદૈવ નમ્રતાયુક્ત થઇ પ્રણામ પણ કરીએ છીએ. હે દુષ્ટ બુદ્ધિવાળા! મિત્રનો, વિશ્વાસીઓનો, જેનું અન્ન ભોજન કર્યું હોય તેનો તથા જેનો આશ્રય કર્યો હોય તેનો દ્રોહ કરવો નહીં; માટે અમે તારામાં વિશ્વાસ રાખ્યો અને તારો પૂજનાદિ સત્કાર પણ કર્યો. તું અમારી પાસે સુખે કરીને રહ્યો તથા તેં અમારા અન્નનું ભોજન પણ કર્યું. હવે અમોને હરણ કરી કેમ લઇ જાય છે? આમ કરવાથી તારો ધર્મ, વૃદ્ધપણું તથા મતિ વૃથા જાય છે. તું વૃથા મૃત્યુને વશ થઇશ પણ કદાપિ આજ જીવીશ નહીં. હે દુષ્ટ! જો સર્વ ધર્મ રહિત એવા તારે દ્રૌપદીનું હરણ કરવું હોય, તો અમને મુકી દઇ અમારાં શસ્ત્રો અમને આપી અમારી સાથે યુદ્ધ કરીને તેનું હરણ કર. જો તું કાંઇપણ વિચાર કર્યા વગર મનુષ્યની સ્ત્રી આ દ્રૌપદીનું હરણ કરવારૂપ કામ કરીશ, તો જગતમાં અધર્મને તથા અપકીર્તિને પામીશ. હે નિર્લજ્જ! તું આ કામ કરે છે તેથી હું તેં પાત્રમાં વિષ ઘોળી પાન કર્યું એમ માનીશ.

હે જનમેજય! એ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજાએ, પોતાના શરીરને ઘણું વજનદાર કર્યું, તેથી ભારે કરી પીડા પામેલો રાક્ષસ જલદી ચાલવા સમર્થ થયો નહીં. તે જોઇને યુધિષ્ઠિરે દ્રૌપદીને તથા નકુળને કહ્યું કે, તમે આ મૂઢ રાક્ષસથી ભય પામશો નહીં. મેં એની ગતિને નાશ કરી છે. મોટી ભુજાવાળો ભીમસેન દૂર નહી હોય, હમણાં અહિં આવી આ રાક્ષસનો નાશ કરશે. હે રાજન! તે સમયે સહદેવે મૂઢ સરખા થઇ ગયેલા તે રાક્ષસને જોઇને, પોતાના જ્યેષ્ઠ બંધુ કુંતીના પુત્ર યુધિષ્ઠિરને કહ્યું કે, હે રાજન! ક્ષત્રિયોને અધિક શ્રેષ્ઠ કરવાનું શું છે? ક્ષત્રિયે તો યુદ્ધમાં શત્રુની સામે પોતાના પ્રાણનો ત્યાગ કરવો અથવા તેનો નાશ કરવો એજ તેનું શ્રેષ્ઠ કાર્ય છે. માટે આજ આ રાક્ષસ આપણો નાશ કરશે અથવા આપણે એનો નાશ કરીશું. હમણાં આપણને ક્ષત્રિયનો શ્રેષ્ઠ પરાક્રમ કરવારૂપ ધર્મ પ્રાપ્ત થયો છે, માટે આપણે એ રાક્ષસનો નાશ કરીએ, ને કદી એનાથી આપણે નાશ પામીશું, તો શ્રેષ્ઠ ગતિને પામવા યોગ્ય થઇશું. પણ હે ભારત! જો આ રાક્ષસ જીવતો હશે ને સૂર્યનો અસ્ત થશે તો પછી હું કદી પણ ક્ષત્રિય છું એમ કહેનાર નથી. હે જનમેજય! એ પ્રમાણે પોતાના ભાઇ યુધિષ્ઠિરને કહીને સહદેવે જટાસુર રાક્ષસને કહ્યું કે હે રાક્ષસ! હું સહદેવ નામે પાંડવ છું. તું મારી સામે યુદ્ધ કરવા ઉભો રહે, તું મને નાશ કરીને આ દ્રૌપદીનું હરણ કરી જા, અથવા મારાથી નાશ પામીને આ પૃથ્વીને વિષે શયન કર. એ પ્રમાણે સહદેવ તે રાક્ષસને કહેતો હતો એટ-

ભામાં ગદા હાથમાં ધારણ કરી ભીમસેન, વજ્ર ધારણ કરેલા ઇંદ્રની પેઠે ત્યાં આવતો સર્વના જોવામાં આવ્યો. ત્યારે તેણે પોતાના ભાઇ યુધિષ્ઠિર તથા નકુળ અને પોતાની સ્ત્રી રાક્ષસે ગ્રહણ કર્યા હતાં પૃથ્વી ઉપર ઉભા રહીને આક્ષેપ કરતા સહદેવને તથા કાળે કરી નાશ પામ્યું હતું ચિત્ત જેનું એવા, મૂઢ, ચોતરફ ભ્રમણ કરતા અને પોતાના ભાઇઓ તથા સ્ત્રી દ્રૌપદીને હરણ કરી લઇ જતા તે રાક્ષસને જોઇ મોટા ક્રોધયુક્ત થઇ તેણે કહ્યું કે હે દુષ્ટ રાક્ષસ! મેં શસ્ત્રની પરીક્ષાને વિષે તને જાણ્યો હતો તો પણ મને તને મારવાની ઇચ્છા થઇ નહીં તેથીજ માર્યો ન હતો. તેં બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું હતું. અમોને અપ્રિય લાગે એવાં વચન કહ્યાં ન હતાં. અમારામાં પ્રીતિ રાખીને અમારી સાથે નિવાસ કર્યો હતો તથા અમારૂં અપ્રિય કાંઇપણ કર્યું ન હોતું. કોઇ પણ આ રાક્ષસ છે એમ જાણીને બ્રાહ્મણનો વેષ ધારણ કરી અતિથિરૂપે પ્રાપ્ત થએલા અને વગર અપરાધીનો નાશ કરે, તો તે નરકમાં જાય એમાં સંશય નહીં. વળી તું અમારી પાસે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી આવ્યો ત્યારે તારો મૃત્યુકાળ પરિપક્વ થયો ન હતો તેથી મેં તારો નાશ કર્યો નહીં, પણ હમણાં તારો કાળ ભરાઇ આવ્યો છે. જેણે તને આ દ્રૌપદીનું હરણ કરવામાં આવી મતિ કરાવી છે. કાળરૂપી હેરડાએ કરી ટીંગાયલા તેં જેમ જળમાં રહેનાર મત્સ્ય માછીના આંકડાના અગ્ર ભાગને વિષે રહેલી માંસની ગોળીને ગળે, તેમ આ દ્રૌપદીરૂપ ગોળીને ગળી છે. માટે જેમ તે મત્સ્યનું ગળું તે આંકડામાં પરોવાઇ જવાથી તે જે માર્ગ પ્રત્યે જાય છે તેમ તું તે માર્ગ પ્રત્યે જઇશ. પણ તારા ઇચ્છિત માર્ગ પ્રત્યે જઇ શકીશ નહીં હું એમ જાણું છું, અવશ્ય તું પણ બક તથા હિડિંબ નામના રાક્ષસોના માર્ગને જલદીથી પ્રાપ્ત થઇશ.

હે જનમેજય! એ પ્રમાણે ભીમસેને કહેલાં વાક્ય સાંભળીને, રાક્ષસ યુધિષ્ઠિરાદિનો ત્યાગ કરી યુદ્ધ કરવા તૈયાર થઇ ઉભો. મહા ક્રોધયુક્ત થઇ કહેવા લાગ્યો કે—હે પાપરૂપ! મારે જે દિશા તરફ જવું હતું, તે દિશા તરફ હું ન જઇ શક્યો તેમ નથી, કેવળ તારી વાટ જોઇ અહીં ઉભો રહ્યો છું; કેમકે તેં જે રાક્ષસોનો નાશ કર્યો છે, તે મેં સર્વ સાંભળ્યું છે માટે આજ હું તારો નાશ કરી તારા શરીરના રૂધિરરૂપી જળથી સર્વ રાક્ષસોની ઉદકદાનરૂપ ક્રિયા કરીશ. હે રાજન! એવી રીતે રાક્ષસનાં વચન સાંભળીને ભીમસેન, પોતાના મોઢામાંની જીભ ફડફડાવતાં મહા ક્રોધયુક્ત થઇ આની સાથે ભુજાથી યુદ્ધ કરવું એમ માની તેની સામે દોડયો. તે જોઇને મહા ક્રોધ પામેલો રાક્ષસ પણ, બળિ ઇંદ્રની સામે યુદ્ધ કરવા દોડે, તેમ તેની સામે દોડી ગયો. પછી હે રાજન! જ્યારે ભીમસેન તથા જટાસુર રાક્ષસનું બાહુ યુદ્ધ થવા લાગ્યું ત્યારે માદ્રિના પુત્ર, નકુળ તથા સહદેવ ક્રોધયુક્ત થઇને તે રાક્ષસની સામે દોડવા લાગ્યા. તે જોઇને ભીમસેને હસી તેમને કહ્યું કે, હું આ રાક્ષસનો નાશ કરવા સમર્થ છું, માટે તમે આ ઉદ્યોગથી નિવૃત્ત થઇ જોયા કરો.

હે મહીપતિ! પછી ભીમસેને તે રાક્ષસને મારવાની પ્રતિજ્ઞા લેતાં યુધિષ્ઠિરને કહ્યું કે—હે રાજન! હું આ રાક્ષસને મારવા માટે મારા દેહના, ભાઇઓના ધર્મના, પુણ્યના તથા ઇષ્ટના સોગન લઇ કહું છું કે, હું એનો અવશ્ય નાશ કરીશ. હે જનમેજય! એ પ્રમાણે કહીને ભીમસેન તે રાક્ષસની સાથે ઘણું યુદ્ધ કરવા લાગ્યો. મહા શૂરવીર અને પરસ્પર સ્પર્ધાવાન તેઓ ભીમસેન તથા જટાસુર એક

બીજાની ગણના નહીં કરીને બાથંબાથ આવ્યા. જેમ દેવતાઓ તથા દૈત્યો અ-ન્યોન્ય પ્રહાર કરે તેમ પ્રહાર કરવા લાગ્યા. તે સમયે મોટા હસ્તિઓની પેઠે ગર્જના કરતા એવા અને બળવાનોમાં શ્રેષ્ઠ તેઓ વૃક્ષોને ઉપાડી તેની ડાળો પોતાના સાથળો ઉપર ભાગી તેના સોટાઓ કરી મોટા ક્રોધે કરી એક બીજાને પ્રહાર કરવા લાગ્યા. ત્યારે તેઓનું જેમાં ઘણાં વૃક્ષોનો નાશ થતો હતો એવું યુદ્ધ, જેવું પૂર્વે તારા નામની સ્ત્રીની ઇચ્છાવાળા વાલિ તથા સુગ્રીવનું યુદ્ધ થયું હતું તેવું બે ઘટિકા પર્યંત યુદ્ધ થયું. તેમાં તેઓએ સેંકડો વૃક્ષોનો વિનાશ કર્યો. ત્યાર પછી હે ભારત! મહા ક્રોધયુક્ત થયેલા તે બેઉનું પરસ્પર મોટી અને વજ્ર સરખી શિલાઓથી પ્રહાર કરતાં બે ઘટિકાવાર યુદ્ધ થયું. ત્યાર કેડે બળે કરી ગર્વિષ્ટ તેઓ ભુજાઓથી એક બીજાને ગ્રહણ કરીને મદોન્મત્ત હસ્તિની પેઠે પોતાની તરફ ખેંચતા હતા અને મહા કઠિન મુષ્ટિયો મારતા હતા, તેનો મહા ભયંકર શબ્દ થતો હતો. પછી ભીમસેને તે રાક્ષસના ગળામાં એક મુકી મારી કે તેજ વખતે ભાન વગરનો થયો. તે જોઇ તેની સામે દોડી જઇ તેને પૃથ્વી ઉપર નાખી મર્દન કરીને. તેના શરીરના સર્વ અવ-યવ શિથિલ કર્યા. હાથનાં તળાંએ કરી પ્રહાર કરીને, તેના મસ્તકને શરીર ઉપરથી પાડયું. દાંતે કરી ઓઠ દાબ્યા હતા જેને વિષે એવું. નેત્ર ઉઘડેલાં હતાં જેમાં એવું અને રૂધિરથી ખર-ડાયલું તેનું મસ્તક પૃથ્વી ઉપર પડ્યું. પછી મોટા ધનુષ્યધારી ભીમસેન એવી રીતે રાક્ષસનો નાશ કરીને પોતાના ભાઇ યુધિષ્ઠિરની પાસે આવ્યા. તે વખતે જેમ દેવતાઓ ઇંદ્રની સ્તુતિ કરે તેમ તેની શ્રેષ્ઠ બ્રાહ્મણો સ્તુતિ કરવા લાગ્યા.

तं निहत्य महेष्वासो युधिष्ठिरमुपागमत्
स्तूयमानो द्विजाग्र्यैस्तु मरुद्भिरिव वासवः ॥

**इति श्रीमहाभारते वनपर्वणि जटासुरवधपर्वणि गुर्जरभाषायां सप्तपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५७ ॥**



## અધ્યાય ૧૫૮ મો. નારાયણાશ્રમમાં પાછા આવવું.

### यक्षयुद्ध पर्व.

वैशंपायन उवाच—निहते राक्षसेस्मिन् नर्नारायणाश्रमं
अभ्येत्यराजा कौंतेयो निवासमकरोत्प्रभुः ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય! આ પ્રમાણે જટાસુર રાક્ષસ નાશ પામ્યો ત્યાર પછી કુંતીના પુત્ર મહા સમર્થ યુધિષ્ઠિર રાજા દ્રૌપદી સહિત પોતાના ભાઇઓને સાથે લઇ નારા-યણના આશ્રમ પ્રત્યે આવી નિવાસ કરી તેમને કહેવા લાગ્યા કે, હે ભીમાદિ બંધુઓ! હે દ્રૌપદિ! આપણને અર્જુન વગર સુખે કરી વનમાં ફરતાં ચાર વર્ષ વીતી ગયાં, પણ અર્જુન શસ્ત્રો મેળવવા ગયો ત્યારે તેણે મને–હું અસ્ત્ર વિદ્યા મેળવવા સારૂ પાંચ વર્ષ રહીશ અને પછી મદોન્મત્ત કોકિલા પક્ષિયો, ભ્રમરો, મયૂર, બપૈયા, વ્યાઘ્રો, વરાહો, પાડાઓ, વાનરો, હરિણો, શ્વાનો, સર્પો તથા રૂરૂ નામના મૃગોએ સેવન કરેલા, પુષ્પ યુક્ત વૃક્ષોવાળા, ઉઘડેલાં સહસ્રપત્ર, શત પત્ર, સફેદ કમળ તથા નીળાં કમળનાં પુષ્પોવાળા, બીજી પણ અનેક તરેહની શોભાએ કરી

નિરંતર સુશોભિત, મહા પુણ્યરૂપ, પવિત્ર, દેવતાઓ તથા દૈત્યોએ સેવન કરેલા અને કૈલાસની પાસેના ગંધમાદન પર્વત પ્રત્યે આવો તમને મળીશ, એમ કહ્યું છે માટે આપણે અહીંથી ત્યાં જઇએ; કેમકે શત્રુઓનો નાશ કરનાર આપણે અસ્ત્રો મેળવેલા અને દેવ લોકથી આવેલા એવા અર્જુનને જોઇશું. હે રાજન ! એ પ્રમાણે પોતાના ભાઇઓને કહીને યુધિષ્ઠિર રાજા, સર્વ બ્રાહ્મણોની રજા લઇ, તેમને પોતાને વનવાસ પ્રાપ્ત થવાનું કારણ કહી, તેમની પ્રદક્ષિણા કરી મોટા દુઃખકારક પ્રયાણ કરીને જવા તૈયાર થયા. તે બ્રાહ્મણોએ યુધિષ્ઠિરને તમારૂં કલ્યાણ તથા કુશળ થાઓ એમ આશીર્વાદ આપીને કહ્યું કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજન ! તમે સુખે કરી થોડા કાળમાં આ વનવાસના દુઃખનો પાર પામીને, ક્ષત્રિય ધર્મે કરી પૃથ્વીનું પાલન કરશો. એ પ્રમાણે બ્રાહ્મણોએ કહેલાં વાક્યને માન્ય કરીને યુધિષ્ઠિર રાજા, બ્રાહ્મણો, પોતાના ભાઇઓ, રાક્ષસો તથા લોમશ ઋષ્યાદિ સહિત ત્યાંથી ચાલતા થયા. પાંડવો કદી કદી પગે કરી ચાલતા હતા અને ક્યારેક રાક્ષસો ઉપર બેસીને જતા હતા. ત્યાર પછી યુધિષ્ઠિર રાજા પોતાને થયેલાં અનેક દુઃખોને સંભારતા સિંહ, વ્યાઘ્ર તથા વનહસ્તિઓવાળી ઉત્તર દિશા તરફ જવા લાગ્યા. ત્યારે રસ્તામાં કૈલાસ, મૈનાક તથા હિમાદ્રિ પર્વતો તથા ગંધમાદન પર્વતનાં શિખરો અને પર્વત ઉપરની શ્રેષ્ઠ નદિયોને જોતા યુધિષ્ઠિર રાજા, સત્તરમે દિવસે હિમાદ્રિ પર્વતની પવિત્ર તળેટી નજીક ગયા. તે વેળા હે રાજન ! પાંડવોએ ગંધમાદન પર્વતને તથા હિમાદ્રિ પર્વતની અનેક તરેહના વૃક્ષોવાળી તળેટીને વિષે જળનો પ્રવાહ તથા પુષ્પયુક્ત વૃક્ષો જેને ફરતાં હતાં એવા વૃષપર્વાના આશ્રમને જોયો. પછી શત્રુઓને દમન કરનાર તે સર્વ પાંડવોએ, રાજર્ષિએ તેમનું પુત્રની પેઠે સન્માન કર્યું, તેથી તેઓ ત્યાં સાત દિવસ પર્યંત રહ્યા. પછી આઠમો દિવસ થયો ત્યારે ત્યાંથી જવાની ઇચ્છાથી પાંડવોએ, તે ઋષિને બંધુઓની પેઠે પોતાના વખત પ્રમાણે સન્માન કરેલા પોતાની સાથેના એક એક બ્રાહ્મણોને થાપણની પેઠે સોંપી, પોતાની પાસેના પદાર્થો ભેટ દાખલ આપી તથા યજ્ઞનાં પાત્રો, રત્નો અને આભરણો તેના આશ્રમમાં રાખીને, જવા રજા લીધી. ત્યારે ત્રણે કાળના જ્ઞાનવાન ધર્મના જાણનાર વૃષપર્વાએ, પુત્રની પેઠે તેમને જવા રજા આપી જેથી તેઓ ઉત્તર દિશા ભણી ચાલતા થયા. મોટા તેજસ્વી તે ઋષિ તેમની પાછળ તેમને થોડેક સુધી વળાવવા ગયા. પછી તે ઋષિ તેમની સાથેના ધૌમ્યાદિ બ્રાહ્મણોને તેઓની ભલામણ કરી તેમને શ્રેષ્ઠ આશીર્વાદ આપી જવાનો માર્ગ બતાવી પાછા પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા. પછી સત્ય પરાક્રમી યુધિષ્ઠિર રાજા, પોતાના ભાઇઓ સહિત પગે ચાલીને અનેક મૃગોવાળા વનમાં ગયા. પર્વતની તળેટી વિષેના વૃક્ષો નીચે નિવાસ કરતા પાંડવો ચોથે દિવસે ગંધમાદન પર્વત પ્રત્યે પોહોંચ્યા. પછી તેઓ વૃષપર્વાએ બતાવેલા મોટાં વાદળાં સરખા પ્રકાશમાન ઘણા જળવાળા અને મણિ તથા સુવર્ણ સરખા પર્વતની મોટી શિલાઓવાળા માર્ગને પામીને અનેક વૃક્ષોને જોતા હતા. તેઓએ પર્વત ઉપરની દુઃખે કરીને પણ ન જઇ શકાય એવી ગુફાઓને સુખે કરી પછવાડે મૂકી, ધૌમ્યાચાર્ય, દ્રૌપદી, પાંડવો તથા શ્રેષ્ઠ ઋષિ લોમશ એ સૌ સાથે જતાં હતાં, પણ તેઓમાંથી કોઇને દુઃખ પડતું નહોતું. વળી તેઓ સૌ મૃગો તથા પક્ષિઓ શબ્દ કરતા હતા જેમાં એવા અનેક વૃક્ષ તથા લતાઓવાળા, શ્રેષ્ઠ, મનોરમ, પવિત્ર, કમળયુક્ત સરોવરવાળા, થોડા જળના સ્થાનક યુક્ત વનવાળા અને શ્રેષ્ઠ પુષ્પોવાળા મોટા પર્વત પ્રત્યે આવીને કિંપુરૂષોએ નિવાસ કરેલા અને સિદ્ધ તથા ચારણોએ સેવેલા ગંધમાદનને

હર્ષથી જોયો. પછી પાંડુરાજાના પુત્રોએ દ્રૌપદી તથા પોતાની સાથેના બ્રાહ્મણો સહિત, મોટા આનંદથી કિન્નરીઓ સહિત વિદ્યાધરોએ સેવન કરેલાં, ઘણા હસ્તિઓવાળાં સિંહ તથા વ્યાઘ્રના સમૂહવાળાં શરભ નામના જાનવરો મોટા શબ્દ કરતા હતા જેમાં એવાં અને અનેક મૃગોએ સેવેલાં ગંધમાદનનાં વનમાં મનને આનંદ આપે એવા પક્ષિયોના મધુર શબ્દ સાંભળતાં ક્રમે કરી પ્રવેશ કર્યો. તે વનમાં સર્વ ઋતુનાં અનેક ફળના ભારવાળાં સર્વ ઋતુનાં પુષ્પોવાળાં ફળના ભારે કરી નમી ગયેલાં અને ચકોર, મયૂર, કાકાકૌવા, પોપટ, કોકિલા, કબૂતર, મધુમક્ષિકા તથા ચાતક પક્ષિયો જેમાં બેસીને એક શબ્દ કરતાં હતાં. આંબાનાં આંબાડાનાં, નિંબનાં, નાળિએરનાં, ટેંમુરણીનાં, અંજીરનાં, દાડીમનાં, બીજોરાનાં. ફનસનાં, સુંકાનાં, સરગવાનાં, ખજુરીનાં, અમ્લવેતસનાં, સોનામુખીનાં, મનોરમ આંબાનાં. બિલિનાં, કુઠનાં, જાંબુનાં, બોરનાં, ખાખરાનાં, ઉમરાનાં, વડનાં, પિપળાનાં, ભુક્રોળાનાં ભલ્લાતકીનાં. આંમળાનાં, હરડાંનાં, ઇંગોળીઆનાં, કરમદીનાં, ચંપાનાં, અશોકનાં કેવડાનાં, સોપારીનાં, સપ્તપર્ણિનાં, મુચુકુંદનાં, લોધ્રનાં, મંદારનાં, નીલા કમળનાં, કોવિદારનાં, દેવદારૂનાં, સાગનાં, તાડનાં, તમાલપત્રનાં, પારસ પિપળાનાં, હીંગનાં, શાલ્મલિનાં, સફેદ નસોતરનાં તથા સીસમનાં વૃક્ષોવાળાં, સફેદ તથા લાલ કમોદ, પુષ્પ અને સફેદ તથા લાલ કમળથી ચારે તરફ વ્યાપ્ત રાતાં કમળના રસરૂપ મદ્યનું પાન કરવાથી આળસ્યયુક્ત તથા હર્ષ પામેલા બતક, ચક્રવાક, કુરર, જળકુકડા, મોટા પગવાળા કારંડવ, મેડુક, હંસ, બગલા અને કારંડવ પક્ષી શબ્દ કરતા હતા જેમાં એવા સરોવરવાળા અને કમળના સમૂહવાળાં શોભાયમાન વનને જોતાં તેઓ ચાલ્યા જતા હતા. તેઓએ જેમ વર્ષાદના દિવસમાં મેઘના શબ્દ સાંભળીને મયૂરો કળા કરી નાચે તેમ પોતાની સ્ત્રી ઢેલો સહિત કેટલાક શબ્દ કરતા કેટલાક નૃત્ય કરતા મયૂરોને બીજા પણ અનેક પક્ષિયોને અનેક તરેહનાં કમળ પુષ્પોને તથા ફળ અને પુષ્પયુક્ત અત્યંત શોભાયમાન વૃક્ષોને જોયાં. તે સમયે અત્યંત હર્ષ પામેલા યુધિષ્ઠિર રાજાએ ભીમસેનને પ્રીતિ પૂર્વક કહ્યું કે હે ભીમસેન ! આ ગંધમાદન પર્વતનું વન ઘણું શોભાયમાન છે. પત્ર, ફળ તથા પુષ્પયુક્ત, પક્ષિયો જેમાં બેસી શબ્દ કરે છે, કાંટા વગરનાં શોભાયમાન વૃક્ષો, ફળ પુષ્પયુક્ત લતાઓ અને ભ્રમરો ઉપર બેસી શબ્દ કરે છે, કમળ પુષ્પવાળી, હસ્તિણીઓ સહિત હસ્તિઓ જેમાં વિહાર કરે છે એવી પુષ્પની સુગંધવાળી તલાવડીઓ જુઓ. હે વૃકોદર ! આ પર્વતના વનની પંક્તિ ભ્રમરોનાં ગાયનથી અત્યંત શોભે છે. દેવતાઓના ક્રીડા કરવાના સ્થાનોને તથા પુષ્પયુક્ત લતાઓ ચઢી છે એવાં પુષ્પયુક્ત વૃક્ષોના સમૂહને જુઓ. હે ભીમ ! આ પર્વતની સપાટ જમીનને વિષે ઢેલ સહિત મયૂર, મદોન્મત્ત કોકિલા તથા રાતા, પીળા અને સફેદ વર્ણના બીજા પણ પક્ષી સુંદર પત્ર તથા પુષ્પવાળા વૃક્ષો ઉપર બેસવા સારૂ ગતિ કરે છે. નીલા તથા લાલ વર્ણનાં કોમળ ઘાસની સાનિધ્ય ચકોર પક્ષિયો એક બીજા સામું જૂએ છે. જળનાં ઝરણના પ્રવાહને વિષે સારસ પક્ષી સર્વ મનુષ્યોને મધુર લાગે એવા શબ્દ કરે છે તથા કાચબાઓ ગતિ કરે છે. ચાર ચાર દાંતવાળા અને સફેદ કમળ સરખા વર્ણવાળા હસ્તિણિઓ સહિત હસ્તિઓ વૈદુર્યમણિ સરખા જળવાળા તળાવમાં પ્રવેશ કરી વિહાર કરીને તે તળાવને શોભાયમાન કરે છે. ઘણા ઉંચા શિખરોથી સૂર્ય સરખા તથા શરદ ઋતુનાં વાદળાં સરખાં જળની ધારાઓ પડે છે. અનેક રૂપાની ખાણો આ પર્વતને શોભાવે છે. આ પર્વતને વિષે ક્યાંક હરતાળની, મનશિલાની અને ગેરૂની ખાણો છે, તેથી ગંધમાદન ઘણો શોભે છે.

હે ભીમસેન! વૃષપર્વાના કહેવા પ્રમાણે આ પર્વતને વિષે ગંધર્વિયો તથા કિંપુરૂષો સહિત ગંધર્વો સુંદર ગાયન કરે છે અને સર્વ ભૂતના મનને હરણ કરે એવા શબ્દો આપણને સંભળાય છે. પવિત્ર શ્રેષ્ઠ ઋષિ તથા કિન્નરોએ સેવેલી અને શબ્દ કરતા એવા પક્ષીવાળી આ શ્રેષ્ઠ દેવ નદીને જુઓ. હે શત્રુઓને દમન કરનાર કુંતીના પુત્ર ભીમસેન! ધાતુઓની ખાણો, નદીઓ, કિંનરો, મૃગો, પક્ષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, મનોરમ વનો અને સેંકડો ફણાવાળા સર્પો યુક્ત આ પર્વતને જુઓ; જેને વિષે મનુષ્યો આવી શકતા નથી પણ આપણે આવ્યા છીએ માટે મોટા સિદ્ધ થયા એમાં સંશય નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય! પ્રસન્ન મનવાળા મહા શૂરવીર પાંડવો, પુષ્પ તથા ફળવાળાં વૃક્ષો જેની ઉપર હતાં એવા ગંધમાદન પર્વતને જોતાં તૃપ્ત થતા ન હતા અને આગળ ચાલ્યા જતા હતા. તેવામાં તેઓએ રાજર્ષિ આર્ષ્ટિષેણના આશ્રમને જોયું. પછી તેઓ મહા તપશ્ચર્યા કરનાર દુર્બળ શરીરવાળા, ધમની નાડી જેની ઉછળ્યા કરતી હતી એવા અને સર્વ ધર્મના પારને પામેલા આર્ષ્ટિષેણ મુનિની પાસે ગયા.

तस्तोतिगमत च कृशं धमनिसंततं
पारगं [illegible]णामार्ष्टिषेणमुपागमत् ॥

इति श्रीमहाभारते वनप[illegible]णि यक्ष[illegible]द्धपर्वाणे गंधमादनप्रवेशे गुर्जरभाषाया
मष्टपंचाश[illegible]धिक[illegible]तत्तमाऽध्यायः ॥ १५८ ॥

## અધ્યાય ૧૫૯ મો. આર્ષ્ટિષેણ અને યુધિષ્ઠિરનો સંવાદ.

[illegible]पायन उवाच—युधिष्ठिर समासाद्य तपसा दग्धकिल्बिषं
अभ्यवा[illegible]यत प्रतिः शिरसा नाम कीर्तयन् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! યુધિષ્ઠિર રાજાએ તપશ્ચર્યાએ કરી બળી ગયાં હતાં પાપ જેનાં એવા આર્ષ્ટિષેણની પાસે આવીને પ્રીતિથી યુધિષ્ઠિર નમસ્કાર કરે છે એમ કહી તેમને મસ્તક નમાવી નમસ્કાર કર્યા. પછી દ્રૌપદી, ભીમસેન તથા તપસ્વી નકુળ અને સહદેવ ઋષિ પાસે આવી તેમને મસ્તકે કરી નમસ્કાર કરી વીંટી ઉભા. તે સમયે પાંડવોના પુરોહિત ધર્મના જાણનાર ધૌમ્ય, સ્થિર વ્રતવાળા તે ઋષિની પાસે આવી બેઠા. પછી ધર્મના જાણનાર આર્ષ્ટિષેણે પોતાની દિવ્ય દૃષ્ટિથી આ પાંડવો છે એમ જાણી બેસો એમ તેમને કહીને કુરૂકુળમાં શ્રેષ્ઠ અને પોતાના ભાઈઓ સહિત બેઠેલા યુધિષ્ઠિર રાજાનો ઘણો સત્કાર કરી તેમને કુશળતા પૂછી કહ્યું કે હે રાજન! તમે ખોટાપણા વિષે તો પ્રીતિ રાખતા નથી, ધર્મને વિષે વર્તો છો? માતાપિતાને વિષે તમારી વૃત્તિ નાશ પામતી નથી. તમે વૃદ્ધ ગુરૂ તથા વૈદ્યોનું સન્માન કરો છો? પાપ કર્મમાં પ્રીતિ નથી કરતા, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ સુકૃતનું સેવન તથા દુષ્કૃતનો ત્યાગ યથાયોગ્ય કરો છો; તેમ છતાં કોઈ પાસે તે મેં કર્યું એમ કહેતા નથી, તમે સાધુ પુરૂષોનું યથાયોગ્ય સંમાન કરો છો અને તેઓ તમારાથી હર્ષ પામે છે. તમે વનમાં વસો છો તોપણ પોતાના ધર્મમાં વર્તો છો. હે રાજન! આ ધૌમ્યાચાર્ય તમારા દાન, તપ, ધર્મ શૌચ, આર્જવ તથા તિતિક્ષા સંબંધી તાપ તો પામતા નથી. તમે તમા-

રા પિતા પિતામહાદિની નીતિ પ્રમાણે વર્તો છો. હે પાંડવ ! પૂર્વે રાજર્ષિઓ જે માર્ગે ચાલ્યા છે તે માર્ગે તમે ચાલો છો. હે રાજન ! પિતૃલોકને વિષે રહેલા પિતરો પોતપોતાના કુળમાં ઉત્પન્ન થયેલા પુત્ર તથા પૌત્રાદિથી હર્ષ અને શોક પામે છે. તેઓ પોતાના કુળમાં ઉત્પન્ન થયેલા પૌત્રાદિને જાણી આ પુત્રાદિના દુષ્કૃતથી શું દુઃખ તથા સુકૃતથી શું સુખ થશે, એમ મનમાં સદૈવ વિચાર કરે છે. હે રાજન ! જે પુરૂષ પિતા, માતા, અગ્નિ, ગુરૂ અને આત્મસ્વરૂપ એ પાંચનો પૂજનાદિથી સત્કાર કરે છે, તે આલોક તથા પરલોકને જીતે છે.

યુધિષ્ઠિરે કહ્યું કે—હે શ્રેષ્ઠ મહા સમર્થ આર્ષ્ટિષેણ ઋષિ ! તમે જે રીતે મને કહો છો, તે રીતે મારી શક્તિ પ્રમાણે યથાયોગ્ય વિધિપૂર્વક હું ધર્મનું સેવન કરૂં છું. આર્ષ્ટિષેણે કહ્યું કે હે પાર્થ ! આ પર્વતનું કેવળ જળનું પાન કરનાર, વાયુનું ભક્ષણ કરનાર આકાશ તરફ ગતિ કરનાર ઋષિયો સેવન કરે છે. કામી, કિંપુરૂષો પોતાની સ્ત્રિયો સહિત પરસ્પર મળીને આ પર્વતના શિખરોને વિષે રહે છે, તેઓ દૃષ્ટિથી દેખાય છે. વળી આ પર્વતને વિષે નિર્મળ અને મેલ વગરના રેશમી વસ્ત્રો પહેરેલા ગંધર્વો તથા અપ્સરાઓ, પુષ્પની માળા પહેરેલા અને સુંદર સ્વરૂપવાળા વિદ્યાધરો, મોટા નાગો, પક્ષિયો તથા સર્પો દૃષ્ટિથી જોવામાં આવે છે. હે રાજન ! આ પર્વત ઉપર સદૈવ વાગતાં એવાં ભેરી, પણવ, શંખ તથા મૃદંગાદિ વાજીત્રોના શબ્દ સંભળાય છે. હે પાંડવો ! તમારે અહીં રહીને તે સાંભળવા, પણ જ્યાં તે વાજીત્રો વાગે છે, ત્યાં જવા મરજી કરવી નહીં, કેમકે અહીંથી આગળ જઈ શકાય તેમ નથી, કારણ આ પર્વત દેવતાઓને વિહાર કરવાનાં સ્થાન છે. માટે મનુષ્યોથી જવાતું નથી. હે ભારત ! તે માર્ગ પ્રત્યે કોઇ પણ ચપળ કર્મવાળો મનુષ્ય જાય છે, તો તેનો ત્યાંનાં સર્વ ભૂતપ્રાણી દ્વેષ કરે છે અને રાક્ષસો તાડન પણ કરે છે. હે યુધિષ્ઠિર ! આ કૈલાસ પર્વતના શિખર પછી પરમસિદ્ધ દેવતા તથા ઋષિયોની ગતિ છે પણ મનુષ્યની ગતિ નથી. હે શત્રુઓનો નાશ કરનાર ! જો કોઇ પુરૂષ પોતાની ચપળતાથી એ માર્ગ પ્રત્યે જવા ઇચ્છે છે, તેને રાક્ષસો લોહના ત્રિશૂલાદિથી પ્રહાર કરે છે. હે શ્રેષ્ઠ આ પર્વતના શિખર ઉપર અપ્સરાઓથી વિંટાયલા કુબેર શ્રેષ્ઠ વસ્ત્રાલંકારથી શોભાયમાન થઇ એમજ આવી વિરાજે છે તે સૂર્ય સરખા પ્રકાશમાનને સર્વ અહીંના ભૂત પ્રાણી જુએ છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! આ પર્વતનું શિખર દેવતા, દાનવ, સિદ્ધો તથા કુબેરને ક્રીડા કરવાનો બગીચો છે. આ પર્વતના શિખરને વિષે તુંબરૂ ગંધર્વ કુબેરના યશનું ગાયન કરતાં તેની ઉપાસના કરે છે જેનાં ગાયનનો શબ્દ અહીં ઘણીવાર સંભળાય છે. હે શ્રેષ્ઠ પાંડવો ! તમે જ્યાં સુધી અર્જુન આવે ત્યાં સુધી મુનિયોને ભોજન કરાવતાં તથા રસવાળાં ફળોનું ભોજન કરતાં નિવાસ કરો. તમારે અહીંથી આગળ જવા ચપળ થવું નહિ. હે પુત્રરૂપ રાજન ! તમે તમારી ઇચ્છા પ્રમાણે અહીં રહીને શ્રદ્ધા પ્રમાણે વિહાર કરો ને પછી શસ્ત્રથી જીતાયલી પૃથ્વીનું પાલન કરજો.

**उषित्वेह यथा कामं यथाश्रद्धं विहृत्य च**
**ततः शस्त्रजितां तात पृथिवीं पालयिष्यसि ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि आर्ष्टिषेणयुधिष्ठिरसंवादे गुर्जरभाषायामनषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १५९ ॥**

## અધ્યાય ૧૬૦ મો. મણિમાન રાક્ષસનો વધ.

जनमेजय उवाच—आर्ष्टिषेणाश्रमे तस्मिन्मम पूर्वपितामहाः
पांडोः पुत्रा महात्मानः सर्वे दिव्यपराक्रमाः ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! એ પ્રમાણે મહાત્મા પાંડુરાજાના દિવ્ય પરાક્રમી પુત્રો અને મારા પ્રપિતામહ પાંડવો, આર્ષ્ટિષેણના આશ્રમમાં કેટલો કાળ રહ્યા ? બળ તથા પુરૂષાતન યુક્ત તેઓ સૌ ગંધમાદન પર્વતને વિષે શું કરતા હતા ? હે શ્રેષ્ઠ ! જગતમાં મહા પરાક્રમી મહાત્મા ત્યાં નિવાસ કરીને શું આહાર કરતા હતા ? તેઓને કુબેરનો સમાગમ થયો કે નહીં ? કેમકે આર્ષ્ટિષેણે કહ્યું હતું કે, અહીં કુબેર આવે છે. વળી તેમાં પણ મ્હોટી ભુજાવાળા ભીમસેને હિમવાળા તે પર્વતને વિષે જે પરાક્રમ કર્યું હોય તે કહો ! તેનું યક્ષોની સાથે યુદ્ધ તો થયું ન હતું ? હે તપોધન ! હું વિસ્તારથી તે સાંભળવા ઇચ્છું છું. કેમકે તેઓનાં ચરિત્ર સાંભળતાં મારૂં મન તૃપ્ત થતું નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાંડવો મહાત્મા આર્ષ્ટિષેણનાં હિતરૂપ વાક્ય સાંભળીને મુનિયોને ભોજન કરાવતા અને રસાળ શ્રેષ્ઠ ફળનું તથા બાણોએ કરી નાશ કરેલા શુદ્ધ મૃગોનાં માંસનું ભોજન કરતા ત્યાં રહી તેમની આજ્ઞા પ્રમાણે નિરંતર વર્તતા હતા. એ પ્રમાણે લોમશનાં વાક્ય સાંભળી રહેલા તેઓને અર્જુનનો વિયોગ થયાં પાંચમું વર્ષ પ્રાપ્ત થયું. હે શ્રેષ્ઠ રાજન ! ઘટોત્કચ સર્વ રાક્ષસો સહિત, અમે તમારા કહેવા પ્રમાણે તમારૂં કામ કર્યું એમ તેઓને કહી, તેમની રજા લઇને પ્રથમજ ગયો હતો. હવે આર્ષ્ટિષેણના આશ્રમમાં રહી તેઓને અનેક અદ્ભુતો જોતાં ઘણા માસ વ્યતિત થયા. પર્વતને વિષે વિહાર કરતા તથા રમણ કરતા પાંડવોને જોવાની ઇચ્છાથી મોટા ભાગ્યવાળા મુનિઓ તથા ચારણો મોટા હર્ષે કરી તેમની પાસે આવ્યા. તેઓ સાથે મળીને અનેક વાતો કરતા હતા. ત્યાર પછી એક દિવસ તે આશ્રમની નજીક એક મોટું તળાવ હતું, તેમાં ઘણા કાળ થયા રહેલા અને સમૃદ્ધિવાળા નાગને ગરૂડે અકસ્માત્ હરણ કર્યો. તે સમયે તે પર્વત કંપાયમાન થયો અને કેટલાક વૃક્ષો પણ પડવા લાગ્યાં. એ મોટું અદ્ભુત સરખું થયું તેને પર્વતને વિષે રહેલા ભૂત પ્રાણિઓએ તથા પાંડવોએ જોયું. ત્યાર પછી વાયુ તે પર્વતના શિખર ઉપરથી પોતાના વેગે કરી શ્રેષ્ઠ સુગંધી પુષ્પો પાંડવોની પાસે લાવ્યો. પંચરંગી પુષ્પોને પોતાના સ્નેહિયો સહિત તેઓએ જોયાં. પછી મોટા મનવાળી દ્રૌપદીએ તે પુષ્પોને જોઇને, પર્વતને વિષે એકાંતમાં સુખે કરી બેઠેલા ભીમસેનને કહ્યું કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! વાયુ પોતાના વેગે કરી બળાત્કારે કરી સર્વ ભૂતપ્રાણિયો જોતાં વૃક્ષોમાંથી પુષ્પોને અશ્વરથા નદીને વિષે પાડે છે. હે ઇંદ્ર સરખા પરાક્રમી સત્યવાદિ મહાત્મા ! તમારા ભાઇ અર્જુને ખાંડવ વનને વિષે ગંધર્વો, સર્પો, અને માયાવી રાક્ષસોનો નાશ કર્યો તથા ઇંદ્રને પણ નિવારણ કર્યો તેથી તેને ગાંડીવ ધનુષ્યની પ્રાપ્તિ થઇ છે. હે ભીમસેન ! તમારૂં તેજ કોઇનાથી સહન ન થઇ શકે એવું અને તમારી ભુજાના બળના વેગે કરી ત્રાસ પામેલા સર્વ રાક્ષસો દશે દિશાઓ તરફ ભાગી જાય છે. ભય વગરના તમારા સ્નેહિયો આ ઉત્તમ પર્વતના પુષ્પ યુક્ત વૃક્ષોવાળા શ્રેષ્ઠ શિખરોને જુવે તેમ તમે કરો, એમ મારૂં મન મને કહે છે. તમારી ભુજાના બળથી સર્વયુક્ત હું તે પર્વતના શિખરને જોવા ઇચ્છું છું.

હે જનમેજય ! એ પ્રમાણે દ્રૌપદીએ જાણે આક્ષેપજ કર્યો હોય એવાં વાક્ય કહ્યાં, તે સાંભળીને મોટી ભુજાવાળા સ્વધર્મનિષ્ઠ ભીમસેને જેમ પ્રહારને શ્રેષ્ઠ બળદ કંઇ ગણકારે નહીં, તેમ ગણકાર્યાં નહીં. પછી સિંહ સરખી ગતિવાળા, શ્રેષ્ઠ સ્વરૂપવાન, ઉદાર મનવાળા, સુવર્ણ સરખી કાંતિવાળા, મનસ્વી, બળવાન, મદોન્મત્ત, માની, શૂરવીર, લાલ નેત્રવાળા મોટા ખભાવાળા, મદોન્મત્ત હસ્તી સરખા પરાક્રમી, સિંહ સરખી દાઢવાળા, મોટી કાંધવાળા શાલવૃક્ષ સરખા મોટા શરીરવાળા, મહાત્મા, શ્રેષ્ઠ અંગવાળા શંખના સરખા ગળાવાળા, મોટી ભુજાવાળા અને દ્રૌપદીનાં વચનથી સિંહ સરખા પરાક્રમયુક્ત થયેલા ભીમસેને, સુવર્ણના પાછલા ભાગવાળું ધનુષ્ય, તરવાર તથા બાણોના ભાથા લઇ ભય વગરના થઇને તે પર્વત પ્રતિ પ્રયાણ કર્યું. જેના કુંભસ્થળમાંથી મદ ઝરતો હોય એવા હસ્તિ સરખા, ધનુષ્ય તથા બાણ ધારણ કરેલા અને સિંહની પેઠે આવતા સર્વ ભૂત પ્રાણિઓએ તેમને જોયા. હે રાજન ! નિર્ભય તથા નિર્મોહ અને પર્વતમાં રહેનાર ભીમસેને, દ્રૌપદીને હર્ષ ઉત્પન્ન કરી ગદા લઇને પર્વતના શિખર ઉપર ચઢવા માંડયું. ત્યારે તેને શ્રમ, ભય, અનુત્સાહ તથા બીજાના ઉત્કર્ષને જોઇને તેને સહન નહીં કરવાપણું વગેરે કંઇ પણ થયું નહિ. સુગંધયુક્ત શ્રેષ્ઠ વાયુ વાતો હતો તે સમે મહા બળવાન ભીમસેન, કિન્નર, મોટા નાગ, મુનિ, ગંધર્વ તથા રાક્ષસોને હર્ષ ઉત્પન્ન કરતાં ભયંકર દેખાવવાળા, ઘણા ઉંચા શિખર ઉપર સન્મુખ માર્ગે કરી ચઢયા. પછી ત્યાં ભરતકુળમાં શ્રેષ્ઠ ભીમસેને, ધનુષ્યનો ટેકો કરી ઉભા રહીને સુવર્ણ તથા સ્ફટિક મણિના ગૃહોએ કરી શોભાયમાન, સર્વ રત્નો કરતાં પણ પ્રકાશમાન, ચારે તરફ બગીચાઓ ફરતા હતા જેને એવો પર્વત કરતાં પણ ઉંચો, જેના દરવાજાને વિષે તોરણવાળા અને ઉપર ધ્વજાઓ ઉડી રહી હતી એવો સુવર્ણનો કિલ્લો ફરતો હતો, જેને વિષે સ્ત્રિઓ નૃત્ય કરતી હતી એવા અને વાયુથી ઉડતા એવા પતાકાઓથી સુશોભિત કુબેરના પુરને તથા તેમાં વિવિધ પ્રકારનાં વૃક્ષો જેની આસપાસ ફરતાં હતાં એવાં રત્નજડિત તથા પુષ્પનાં વન ચોતરફ હોવાથી શોભાયમાન તેનાં ગૃહને જોયાં. તે સમયે ગંધમાદન પર્વતમાંથી ઉત્પન્ન થયેલો મંદ સુગંધી અને શીતળ વાયુ સર્વ ભૂત પ્રાણિયોને હર્ષ ઉત્પન્ન કરતો વાવા લાગ્યો.

પછી ગદા, તલવાર તથા ધનુષ્ય હાથમાં ગ્રહણ કર્યાં હતાં જેણે એવા જીવવા સંબંધી ભય ત્યાગ કર્યો હતો જેણે એવા અને મહાબાહુ ભીમસેને પર્વતની પેઠે સ્થિર થઇ ઉભા રહીને, શત્રુઓનાં રૂવાં ઉભાં કરે એવો શંખનાદ અને ધનુષ્યની પ્રત્યંચાનો ટંકારવ કરી તથા પોતાની ભુજા ઠોકી સર્વ ભૂત પ્રાણિને ભય ઉત્પન્ન કર્યો. તે સમયે તેના પ્રત્યંચાદિના શબ્દને સાંભળીને ઉભાં થયાં હતાં રોમ જેનાં એવા યક્ષો, રાક્ષસો તથા ગંધર્વો ગદા, પરિઘ, નિસ્ત્રિંશ, ત્રિશૂળ, શક્તિ તથા ફરશી આદિ હથિયારો ગ્રહણ કરીને ભીમસેનની સાથે યુદ્ધ કરવા સારૂ તેની સામે ધસી આવ્યા. ત્યારે હે ભારત ! તેમનું તથા ભીમસેનનું ભયંકર યુદ્ધ થવા માંડયું. મહા માયાવિયોએ મૂકેલાં ત્રિશૂળ શક્તિ તથા ફરશી આદિ શસ્ત્રોને તેણે મોટા વેગથી ભાલાઓએ કરી કાપી નાખ્યાં. મહા બળવાન ભીમસેને અંતરિક્ષમાં ગયેલા અને મોટી ગર્જના કરતા એવા ઘણા રાક્ષસોનાં શરીરને બાણોથી વિંધ્યાં. તે તેનાથી ઉત્પન્ન થયેલી રૂધિરની વૃષ્ટિ ભૂમિ પર પડવા લાગી. તે વખતે હે રાજન ! ભીમસેનની ભુજાના બળથી મુક્ત-

પણાં શસ્ત્રોએ કરી કપાયલાં રાક્ષસોનાં તથા યક્ષોનાં શરીર અને મસ્તકો પૃથ્વી ઉપર પડેલાં દેખાતાં હતાં. સર્વ ભૂત પ્રાણીઓએ જેમ વાદળાંઓથી ઢંકાયલો સૂર્ય હોય તેવા શ્રેષ્ઠ સ્વરૂપવાન ભીમસેનને જોયા. ત્યાર કેડે સત્ય પરાક્રમી બળવાન ભીમસેને જેમ સૂર્ય પોતાનાં કિરણોએ કરી વાદળાંનો નાશ કરે તેમ શત્રુઓનો નાશ કરે એવાં પોતાનાં બાણોએ કરી અસંખ્ય રાક્ષસોને મારી નાંખ્યા. પછી ભીમસેને ચારે તરફથી પ્રહાર કર્યો હતો જેને એવા વારંવાર મોટા શબ્દથી ગર્જના કરતા એવા રાક્ષસોએ તેને કંઇ પણ મોહ પ્રાપ્ત થયો હોય એમ જોયું નહીં. યુદ્ધમાં કપાઇ ગયાં હતાં શરીર જેનાં એવા ભીમસેનના ભયથી પીડા પામેલા અને ભાગી ગયાં હતાં આયુધ જેનાં એવા યક્ષો, મહા ભયંકર પીડિત શબ્દ કરવા લાગ્યા. વળી ગદા, ત્રિશૂળ, તલવાર, શક્તિ તથા ફરશી આદિ હથિયારોનો ત્યાગ કરીને મોટા ત્રાસથી દક્ષિણ દિશા તરફ નાસવા લાગ્યા. તે સમયે ત્રિશૂળ તથા ગદા હાથમાં હતાં એવા પોહોળી છાતીવાળા, મોટી ભુજાવાળા, કુબેરના મિત્ર અને મહા બળવાન મણિમાન નામના રાક્ષસે ભાગી જતા એવા યક્ષો તથા રાક્ષસોને જોઇ પોતાના અધિકાર તથા પરાક્રમ બતાવતાં કહ્યું કે અરે! આ યુદ્ધમાં એકલા મનુષ્યે તમોને પરાભવ પમાડયા? પણ તમે કુબેર પાસે જઇ શું કહેશો? હે રાજન! એ પ્રમાણે યક્ષોને કહીને તે રાક્ષસ શક્તિ, ત્રિશૂળ તથા ગદા ગ્રહણ કરીને ભીમસેનની સામે યુદ્ધ કરવા મોટા વેગથી જવા લાગ્યો ત્યારે ભીમસેને પોતાની તરફ યુદ્ધ કરવા આવતા એવા તે રાક્ષસને જોઇને, વાછરડાના દાંત સરખી આકૃતિવાળાં ત્રણ બાણ તેના પડખામાં માર્યાં. ક્રોધ પામેલા મણિમાને પણ ભીમસેન ઉપર ગદા નાંખી તે સમય પોતાની ઉપર આવતી એવી વીજળીના પુંજ સરખી ભયંકર ગદાને જોઇને, ભીમસેને તેનો નાશ કરવા સારૂ તેમાં મહા તીક્ષ્ણ બાણો માર્યાં. જે તેમાં વાગ્યાં પણ તેના વેગને બંધ કરવા સમર્થ થયાં નહીં. તે જોઇને ભીમસેન ખસી ગયા તેથી તે રાક્ષસની ગદાનો પ્રહાર વ્યર્થ ગયો. પછી મણિમાન રાક્ષસે મહાભયંકર સુવર્ણના દંડવાળી અને લો-હના અગ્રભાગવાળી શક્તિ ભીમસેન ઉપર મૂકી: જે ભયંકર શબ્દવાળી અને અગ્નિની જ્વાળા નીકળતી હતી જેમાંથી એવી તેના જમણા હાથને ભેદ કરી પૃથ્વી ઉપર પડી. તે સમયે મહા ક્રોધ પામેલા અત્યંત પરાક્રમી ભીમસેન સુવર્ણના પાટાથી મઢેલી અને શત્રુઓને ભય ઉત્પન્ન કરનારી તથા પરાભવ કરનારી લોહની ગદા ગ્રહણ કરી મહા ભયંકર મોટો શબ્દ કરીને, અતિ બળવાન મણિમાનની સામે મોટા વેગથી દોડયા. મણિમાને પણ મહા પ્રકાશમાન ત્રિશૂળ હાથમાં લઇને, મોટા શબ્દ કરતાં અતિ વેગથી ભીમસેન ઉપર મૂક્યું. તે વખતે ગદા યુદ્ધમાં કુશળ ભીમસેન તે ત્રિશૂળને ગદાના અગ્રભાગથી નાશ કરીને રાક્ષસને નાશ કરવા સારૂ, જેમ ગરૂડ સર્પ પ્રત્યે ઉડી જાય, તેમ મોટા વેગથી તેની તરફ ઉડી ગયા.

तं प्रेक्ष्य निहतं भूमौ हत शेषा निशाचराः

भीमनादस्वरं कृत्वा जग्मुः प्राचीं दिशं प्रति ॥

इति श्री महाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि मणिमद्वधे गुर्जरभाषायां षष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६० ॥

---

## અધ્યાય ૧૬૧ મો. કુબેરનાં દર્શન.

**वैशंपायन उवाच—श्रुत्वा बहुविधैःशब्दैर्नाद्यमानां गिरे गुहां**
**अजातशत्रुः कौंतेयो माद्रीपुत्रावुभावपि ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી અનેક પ્રકારના શબ્દે કરી પર્વતની ગુફા ગાજતી હતી તે સાંભળીને, અજાતશત્રુ કુંતીના પુત્ર યુધિષ્ઠિર, માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ, ધૌમ્યાચાર્ય, દ્રૌપદી, બ્રાહ્મણો તથા સર્વ સ્નેહીયો ભીમસેનને દુમન થયા. પછી દ્રૌપદીને આર્ષ્ટિષેણને સોંપીને મહારથી હથિયાર ધારણ કરેલા અને મહા શરીર યુધિષ્ઠિરાદિ ચારે તરફ ભીમસેનને જોતા પર્વત ઉપર ચડ્યા. પર્વતના શિખર ઉપર જઇને તેઓએ મહા તલવાર તથા ધનુષ્ય ધારણ કરેલા અને યુદ્ધમાં રાક્ષસોનો નાશ કરીને ઇંદ્રની પેઠે શોભતા એવા ભીમસેનને તથા મોટા શરીરવાળા મહા બળ તથા પરાક્રમવાળા તેણે નાશ કરેલા અને મૃત્યુ પામીને પડેલા રાક્ષસોને જોયા. પછી કોઇ પુરૂષોને પ્રાપ્ત ન થાય એવી પર્વતના શિખર ઉપર જવારૂપ ગતિને પામેલા તેઓ ભીમસેનને જોઇ મળીને સર્વ ત્યાં બેઠા. હે રાજન! તે પર્વતને વિષે ચારે ભાઇઓ પાંડવો બેઠા, તેથી તે જેમ લોકપાલોએ કરી સ્વર્ગ શોભે તેમ શોભતો હતો. પછી પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજાએ કુબેરના સ્થાનને તથા નાશ પામેલા રાક્ષસોને જોઇને પોતાના ભાઇ ભીમસેનને કહ્યું કે, હે ભીમસેન! તેં સાહસથી અથવા મોહથી આ પાપ કર્મ કર્યું હશે પણ તપસ્વીની અવસ્થામાં વર્ત્તનાર તારે આવું કામ કરવું યોગ્ય નથી. હે બંધુ! જે કામનો રાજાઓ દ્વેષ કરે છે, તે કામ ક્ષત્રિયોએ ન કરવું એમ ધર્મના જાણનાર પુરૂષો કહે છે. તેં જેનાથી દેવતાઓની સાથે દ્વેષ થાય એવું આ કામ કર્યું. અરે! જે પુરૂષ પોતાની મતલબ તથા ધર્મનો ત્યાગ કરીને પાપ કર્મ કરવાનું મન કરે છે તે તે પાપ કર્મ કરવાનાં ફળને અવશ્ય પામે છે માટે જો તું મારૂં પ્રિય ઇચ્છતો હોય તો તારે આવી રીતે ફરીથી કોઇ દિવસ કરવું નહીં.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે ધર્માત્મા, અર્થના તત્વના વિભાગને જાણનાર અને મોટા તેજસ્વી કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજન! ભીમસેનને કહી નિવૃત્તિને પામ્યા. હવે હે રાજા! ભીમસેને પ્રહાર કરેલા રાક્ષસોમાંથી જે બાકી શેષ જીવતા રહ્યા તે સૌ મળીને કુબેરના સ્થાન પ્રત્યે જવા લાગ્યા. ત્યારે ભીમસેનના ભયે કરી પીડા પામેલા, બેભાન થયેલા, માથાના કેશ છૂટી ગયેલા અને રૂધિરથી શરીરે ખરડાયલા રાક્ષસો, કુબેરના ગૃહ પ્રત્યે આવી શસ્ત્રો તથા અસ્ત્રો તેની આગળ નાંખીને તેને કહેવા લાગ્યા કે—હે દેવ હે ધનેશ્વર! કોઇ મનુષ્યે ગંધમાદન પર્વતને વિષે આવીને ગદા પરિઘ, નિસ્ત્રિંશ તથા તોમરાદિ હથિયારોએ કરી યુદ્ધ કરનારા તમારા સર્વ મુખ્ય રાક્ષસોને નાશ કર્યા. અરે હે નરાધિપ! રાક્ષસો તથા યક્ષોમાં શ્રેષ્ઠ એવા સર્વ ક્રોધવશા નામના રાક્ષસોએ સૌ મળીને એક પુરૂષની સાથે યુદ્ધ કર્યું તેમાં તેઓ પ્રાણ વગરના થઈ મૃત્યુ પામીને પૃથ્વી ઉપર સુતા છે. તમારો પરમ સખા મણિમાન રાક્ષસ પણ તેવીજ હાલત પામ્યો છે ને અમે અહીં બાકી જીવતા રહી તમારી પાસે આવ્યા છીએ. હે કુબેર! તે એક મનુષ્યે મોટું અદ્ભુત સરખું કામ કર્યું છે તે અમે તમને કહ્યું, હવે તમારે જે કરવું ઘટે તે કરો. હે રાજન! એ પ્રમાણે રાક્ષસોનાં વચન સાંભળીને મહા ક્રોધયુક્ત

થયેલા અને ક્રોધે કરી લાલ નેત્રવાળા સર્વ યક્ષોના અધિપતિ કુબેરે તેઓને એમ કેમ થયું, એમ કહીને યક્ષોને કહ્યું કે, તમે મારો રથ જોડાવી તૈયાર કરો. ત્યારે યક્ષોએ ગંધર્વોની પાસે વાદળાં સરખા પ્રકાશમાન અને પર્વતના શિખર જેવડા મોટા રથમાં સુવર્ણની સાંકળો જેના ગળામાં હતી એવા અશ્વોને જોડાવ્યા. તે વખતે તેજ સર્વ ગુણવાન, સારાં નેત્રવાળા, તેજ તથા બળયુક્ત અનેક રત્ન જડિત સાજથી શોભતા રથમાં જોડેલા અને જલદી ગતિ કરનારા તે અશ્વો જયની સૂચના કરતા હણહણાટી કરવા લાગ્યા. તે સમયે દેવતા તથા ગંધર્વોએ સ્તુતિ કરેલા અને મહા પ્રકાશમાન સ્વરૂપવાળા મહા સમર્થ કુબેર મોટા રથમાં બેસીને જ્યાં ભીમસેન અને યક્ષ તથા રાક્ષસોનું યુદ્ધ થયું હતું ત્યાં જવા લાગ્યા. તેની પછવાડે લાલ નેત્રવાળા સુવર્ણ સરખા દેદિપ્યમાન, મોટા શરીરવાળા, મહા બળવાન, આયુધ ધારણ કરેલા અને હાથમાં ચામડાના મોજા પહેરેલા સેંકડો યક્ષો આકાશ તરફ ઉડીને જાણે તેમને આકર્ષણ કરતા હોય તેમ જતાં ગંધમાદન પર્વત પ્રત્યે ગયા. તે સમયે પાંડવો કેસરીસિંહનાં ટોળાં સરખાં યક્ષ તથા રાક્ષસનાં ટોળાંને અને તેમનાથી વિંટાયેલા મહાત્મા કુબેરને જોઇ મોટા હર્ષયુક્ત થયા. કુબેર પણ મહા પરાક્રમી, પાંડુ રાજાના પુત્રો, મહારથિયો, સજ્જ ધનુષ્ય ધારણ કરેલા અને હાથમાં ચર્મના મોજા પહેરેલા પાંડવોને જોઇને, દેવતાઓનાં કાર્ય સિદ્ધ થવાની ઇચ્છાથી પોતાના મનમાં પ્રસન્ન થઇ સંતોષ પામ્યા. પછી મોટા વેગવાળા તે યક્ષાદિ કુબેર સહિત પક્ષિયોના સરખી ગતિએ કરી, તે પર્વતનાં શિખર પ્રત્યે આવી પાંડવોની પાસે ઉભા. તે સમયે હે ભારત ! પાંડવોની ઉપર પ્રસન્ન થયેલા કુબેરને જોઇને, સર્વ યક્ષાદિયે પણ ક્રોધનો ત્યાગ કર્યો. તે વેળા મહાત્મા યુધિષ્ઠિર, નકુળ તથા સહદેવ પાંડવો કુબેરને નમસ્કાર કરી, આપણે અપરાધ કર્યો છે એમ માની હાથ જોડી વિંટી ઉભા અને કુબેર વિશ્વકર્માએ રચેલા પુષ્પક વિમાનમાં બેસી રહ્યા. મોટા શરીરવાળા શંકુ નામની ખીલીની આકૃતિ સરખા કાનવાળા અને મોટા વેગવાળા હજારો યક્ષો તથા રાક્ષસો અને સેંકડો ગંધર્વો તથા અપ્સરાઓ આ તેને જેમ દેવતાઓ ઇંદ્રને વિંટી ઉભા રહે, તેમ વિંટી ઉભા. તે સમયે સુવર્ણ સરખા વર્ણવાળા, પુષ્પની માળા મસ્તકને વિષે ધારણ કરી હતી જેણે એવા અને પાશ, તલવાર તથા ધનુષ્ય હાથમાં ગ્રહણ કર્યાં હતાં જેણે એવા ભીમસેને સેનાધિપતિ કુબેરને જોયા. હે રાજન ! ભીમસેનની સામે રાક્ષસો જોયા કરતા હતા, અને તેણે કુબેરને જોયા, તો પણ તેને હવે કેમ થશે એમ લગાર પણ મોહ થયો નહી. પછી કુબેરે હાથમાં બાણો લઇને યુદ્ધ કરવા તૈયાર થઇ ઉભેલા ભીમસેનને જોઇને, યુધિષ્ઠિર રાજાને કહ્યું કે હે રાજન ! સર્વનું હિત ઇચ્છનારા તમને સર્વ ભૂતપ્રાણિ જાણે છે, માટે તમે તમારા ભાઇઓ સહિત નિર્ભયથી આ પર્વતના શિખરને વિષે રહો. તમારે ભીમસેન ઉપર કંઇ પણ ક્રોધ કરવો નહીં. કેમકે સર્વ રાક્ષસો કાળે કરી નાશ પામ્યા તેમાં કેવળ તમારો ભાઇ નિમિત્ત માત્ર થયો. તમારા ભાઇ ભીમસેન રાક્ષસાદિનો નાશ કરવારૂપ સાહસ કામ કર્યું, તેથી તમારે કંઇ પણ લજ્જા ધરવી નહીં કેમકે દેવતાઓએ યક્ષો તથા રાક્ષસોનો વિનાશ થશે એમ પૂર્વથીજ જાણ્યું હતું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મને ભીમસેન ઉપર લગાર પણ ક્રોધ નથી તેનું તે પરાક્રમયુક્ત કર્મ સાંભળી હું પ્રથમથીજ પ્રસન્ન થયો છું.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને કહીને કુબેરે ભીમસેનને કહ્યું કે, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીમસેન ! તેં મારો તથા દેવતાઓનો અનાદર કરીને

પોતાની ભુજાના બળના આશ્રયથી દ્રૌપદીનું પ્રિય કરવા સારૂ જે પરાક્રમ કર્યું, તે વિષે મારા મનમાં કંઈ પણ નથી તેથી હું ઘણો પ્રસન્ન થયો છું. હે વૃકોદર ! મને પૂર્વે ક્રોધ પામેલા અગસ્ત્ય ઋષિએ કોઈ કારણથી શાપ આપ્યો હતો તેથી આજ હું મુક્ત થયો. હે પાંડુ રાજાના પુત્ર ! મને યક્ષો તથા રાક્ષસોનો વિનાશ થવારૂપ કલેશ પ્રાપ્ત થશે એમ હું પૂર્વેથીજ જાણતો હતો. તેં તેમનો નાશ કર્યો તેમાં તારો કશો અપરાધ નથી. યુધિષ્ઠિરે પૂછ્યું કે, હે મહા સમર્થ દેવતા કુબેર ! મહાત્મા અગસ્ત્ય ઋષિએ તમને શા માટે શાપ આપ્યો ? એ હું સાંભળવા ઇચ્છું છું મને આશ્ચર્ય થાય છે કે બુદ્ધિમાન્ તે ઋષિના ક્રોધથી તમે સેના તથા ચાકરો સહિત બળી ભસ્મ કેમ ન થયા ? કુબેરે કહ્યું કે હે મનુષ્યના રાજન ! પૂર્વે કુશસ્થલિને વિષે મનસુબો કરવા સારૂ દેવતાઓની સભા થઇ હતી તેમાં મને આમંત્રણ થયું હતું તેથી તે પ્રત્યે હું ભયંકર સ્વરૂપવાળા અને અનેક તરેહનાં આયુધ ધારણ કરેલા ત્રણસો મહાપદ્મ યક્ષો સહિત જતો હતો. તેવામાં રસ્તાને વિષે યમુનાના કિનારા ઉપર અનેક પુષ્પવાળાં વૃક્ષો જેને ચોમેર ફરતાં હતાં એવાં અને અનેક પક્ષિયોના ગણ જેની નજીક હતા એવા આશ્રમમાં ઉગ્ર તપ કરતા એવા, ઉંચા હાથ રાખીને સૂર્ય સામી દૃષ્ટિ રાખી હતી જેણે એવા, તેજોમય સ્વરૂપવાળા, પ્રકાશમાન, અગ્નિ સરખા કાંતિમાન અને સર્વ ઋષિયોમાં શ્રેષ્ઠ અગસ્ત્ય ઋષિને મેં જોયા. તે સમયે રાક્ષસોના અધિપતિ અને શ્રેષ્ઠ સ્વરૂપવાન મણિમાન નામના મારા સખા રાક્ષસે, અજ્ઞાનથી તથા તે ઋષિનો અનુભાવ નહીં જાણવાથી આકાશ માર્ગે જઇ તેના મસ્તક ઉપર નાક ખંખેર્યું, તેથી જાણે દશ દિશાઓને બાળી ભસ્મ કરશે શું એવા ક્રોધ યુક્ત થઇને તે ઋષિએ મને કહ્યું કે હે ધનેશ્વર ! આ દુષ્ટાત્મા તારા સખા મણિમાન રાક્ષસે તારા જોતાં મારા બળને નહીં જાણીને મારો અપરાધ કર્યો, માટે તે, સેના સહિત મનુષ્યથી વિનાશ પામશે; ને સર્વ સેના નાશ પામવાથી દુષ્ટ મતિવાન તું કલેશ પામીશ ! અરે હે કુબેર ! આ મણિમાનને તથા રાક્ષસોને નાશ કરનાર મનુષ્યને જ્યારે તું દૃષ્ટિથી જોઇશ, ત્યારે મારા કહેલા શાપથી મુકાઇશ, ને આ તારી સેનામાંના રાક્ષસોના પુત્ર તથા પૌત્રો તને વશ રહેશે. હે મહારાજ ! એવી રીતે મોટા આયુષ્યવાન ઋષિયોમાં શ્રેષ્ઠ અગસ્ત્યથી મને પૂર્વે શાપ થયો હતો તેથી આ તમારા ભાઇ ભીમસેને મુક્ત કર્યો.

एष शापो मया प्राप्तः प्राकस्माद्दृषिसत्तमा-
स भीमेन महाराज भ्रात्रा तव विमोक्षितः

इति श्रीमहाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि [illegible]बेरदर्शन गुर्जरभाषाया मेकषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६१ ॥

---

## અધ્યાય ૧૬૨ મો. કુબેરની વાણી.

धनद उवाच—युधिष्ठिर धृतिर्दाक्ष्यं देशकालपराक्रमाः
लोकतंत्रविधानानामेष पंचविधो विधिः ॥

કુબેર કહે છે-હે યુધિષ્ઠિર ! જગત્‌માં સંરક્ષણનાં કાર્ય સિદ્ધ થવાના હેતુ સંકટને વિષે અવિકળતા, કાર્ય કરવામાં યત્નવાન, દેશ, કાળ તથા પરાક્રમ એ પાંચ છે. હે ભારત !

સત્યયુગને વિષે સંકટમાં અવિકળતાવાન, પોતપોતાના કાર્યમાં સાવધ અને ઉદ્યોગથીજ કાર્ય સિદ્ધ થાય છે એમ જાણનારા મનુષ્યો હતા. હે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ ! જે ધૈર્યવાન અને દેશ, કાળ તથા સર્વ ધર્મના વિધિને જાણનાર ક્ષત્રિય હોય, તેજ ઘણા કાળ સુધી પૃથ્વીનું સંરક્ષણ કરે. હે શૂરવીર રાજન ! જે ક્ષત્રિય એ પ્રમાણે સર્વ ધર્મમાં રહે છે, તે આ લોકમાં યશને અને મૃત્યુ પામ્યા પછી સદ્દગતિને પામે છે. પૂર્વે વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્ર દેશ તથા કાળને જાણી પરાક્રમ કરીને વસુઓ સહિત સ્વર્ગના રાજ્યને પામ્યા છે. જે પુરૂષ ક્રોધથી પોતાને નરકમાં પડવું થાય છે તેને ન જાણતાં, તેનાથી પાપરૂપ કર્મ કરે છે, તેને પાપનીજ પ્રાપ્તિ થાય છે. કાર્ય કરવાના વિવેકને નહી જાણવાથી મૃત્યુ પામ્યા પછી અસદ્દગતિની પ્રાપ્તિ થાય છે. વળી જે બુદ્ધિમાન્ પુરૂષ કાળને તથા કરવાનાં કાર્યને નહી જાણીને વૃથા કાર્ય કરવાનો આરંભ કરે છે તે આ લોકમાં નાશ પામે છે. હે રાજન ! સાહસ કામ કરનાર, બીજાને છળ કરવામાં તત્પર અને પોતાને સર્વ સામર્થ્ય પ્રાપ્ત થવાની ઇચ્છાવાળા દુષ્ટાત્મા પુરૂષને પાપનીજ પ્રાપ્તિ થાય છે. માટે હે પુરૂષમાં શ્રેષ્ઠ ! તમે ધર્મને નહી જાણનાર, ગર્વિષ્ઠ, અબુદ્ધિમાન, ક્રોધી અને ભય વગરના આ ભીમસેનને, હવે સાહસ કામ ન કરવા વિષે શિખામણ આપો. હે ભારત ! તમે પાછા રાજર્ષિ આર્ષ્ટિષેણના આશ્રમ પ્રત્યે જઇ તમારી સાથેના સર્વ સહિત નિર્ભય થઇને રહો, હે મનુષ્યોના રાજન ! હે મોટી ભુજાવાળા ! અલકાપુરીને વિષે તથા પર્વતને વિષે રહેનારા યક્ષો, ગંધર્વો અને કિન્નરો મારી આજ્ઞાથી બ્રાહ્મણો સહિત વર્તમાન તમારી રક્ષા કરશે. તમે આ ભીમસેનને સાહસ કામ કરવા વિષેથી સારી રીતે વારજો. હે રાજન ! હવે વનમાં રહેનારા સર્વ પ્રાણી માત્ર, તમને જોઇ તમારી ઉપાસના તથા રક્ષા કરશે વળી હે પુરૂષોમાં શ્રેષ્ઠ, મારી આજ્ઞાથી મારા ચાકરો મહા સ્વાદિષ્ઠ અન્ન તથા પાન કરવાના પદાર્થો ઘણાં લાવી સદૈવ તમને પ્રાપ્ત કરશે; કેમકે જેમ ઇંદ્ર અર્જુનની, ધર્મ તમારી, વાયુ ભીમની, તથા અશ્વિનિકુમાર નકુળ અને સહદેવની રક્ષા કરે છે, તેમ મારે પણ તમારી સર્વની રક્ષા કરવી જોઇએ. હે રાજન ! પોતાની મતલબ સિદ્ધ થવાના યથાર્થ ઉપાયને તથા સર્વ ધર્મના વિવેકને જાણનાર અને ભીમસેન પછી જન્મેલા અર્જુન સ્વર્ગમાં કુશળ છે: જેને વિષે ઇંદ્રિયનિગ્રહ, દાન આપવાં, બળ, શ્રેષ્ઠ બુદ્ધિ, લજ્જા, ધૈર્ય અને ઉત્તમ તેજાદિ શ્રેષ્ઠ ગુણ રહ્યા છે, તેને જગત્માં સ્વર્ગના સરખી સંપત્તિ પ્રાપ્ત થાય છે. હે પાંડવ ! અર્જુન કોઇ દિવસે મોહથી પણ નિંદિત કર્મ કરતો નથી અને પુણ્ય કરવાના વખતે તેણે કોઇ વખત પાપરૂપ કામ કર્યું હોય એમ સંભળાતું પણ નથી. હે ભારત ! કુરૂકુળમાં ઉત્પન્ન થયેલાઓનો યશ વધારનાર અને દેવતા, પિતૃઓ તથા ગંધર્વોએ માન્ય કરેલા અર્જુન સ્વર્ગમાં રહીને, અસ્ત્રવિદ્યા સિદ્ધ કરે છે. હે પાર્થ ! જેણે સ્વધર્મથી સર્વ રાજાઓને વશ કર્યા હતા એવા તમારા પિતાના પિતામહ મહા તેજસ્વી શાંતનુ રાજા, સ્વર્ગમાં ગાંડીવધન્વા અર્જુનને જોઇ ઘણા પ્રસન્ન થાય છે. તે મહા પરાક્રમીએ પોતાના કુળની રીતિ પ્રમાણે પિતૃ, દેવતાઓ, ઋષિયો તથા બ્રાહ્મણોની પૂજા કરીને, યમુનાજી પ્રત્યે અશ્વમેધ યજ્ઞ કરવા સારૂ સાત અશ્વોને બાંધ્યા હતા તે અધિરાજ અને તમારા પ્રપિતામહ સ્વર્ગમાં રહેલા શાંતનુ તમારી કુશળતા પૂછાવે છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કુબેરે વાક્ય કહ્યું તે સાંભળીને, સર્વ પાંડવો ઘણા હર્ષ યુક્ત થયા. ત્યાર પછી જેઠોદર ભીમસેને શક્તિ, ગદા તલવાર તથા ધનુષ્યને મ્યાનમાં

રાંખીને, કુબેરને નમસ્કાર કર્યા. કુબેરે શરણુ પ્રાપ્ત થયેલા ભીમસેનને કહ્યું કે, તું સંબંધિઓને હર્ષ વૃદ્ધિ કરનાર અને શત્રુઓનો નાશ કરનાર થઇશ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવો ! તમે અહીં પ્રિય અને રમણીય સ્થાનોને વિષે નિવાસ કરો. તમને યક્ષો સર્વ કામનાની પ્રાપ્તિ કરશે અને ઇંદ્રથી ઉત્પન્ન થયેલો અર્જુન, સર્વ અસ્ત્ર વિદ્યા મેળવીને અહીં તમારી પાસે જલદી આવશે. એ પ્રમાણે ઉત્તમ કર્મવાળા યુધિષ્ઠિરાદિને કહીને ગુહ્યકોના અધિપતિ કુબેર પર્વતોમાં શ્રેષ્ઠ અસ્તાચળ પ્રત્યે જવા તૈયાર થયા ને તેને વિંટીને અનેક રત્નોથી જડેલા રથાદિમાં બેસી હજારો યક્ષો તથા રાક્ષસો પણ જવા લાગ્યા. તે સમયે કુબેરના સ્થાનને વિષે જેમ સ્વર્ગમાં પક્ષિઓ શબ્દ કરે, તમે અશ્વોએ અત્યંત શ્રેષ્ઠ શબ્દ કર્યા. જ્યારે કુબેર અસ્તાચળ પ્રત્યે જવાને રવાને થયા ત્યારે તેના અશ્વો જાણે આકાશને આકર્ષણજ કરતા હોય તથા વાયુનું ભક્ષણ કરતા હોય એવી રીતે ઉતાવળથી જવા લાગ્યા. કુબેરે પોતાના ચાકરોને તે પર્વત ઉપર મૃત્યુ પામી પડેલા રાક્ષસોના દેહને ત્યાંથી કાઢી નાંખવાનું કહ્યું તેથી તેઓએ તેમની આજ્ઞાને માન્ય કરીને તેઓને કાઢી નાંખ્યા. હે રાજન ! પૂર્વે અગસ્ત્ય મુનિએ રાક્ષસોને શાપ આપ્યો હતો, તેથી યુદ્ધમાં તેમનો વિનાશ થયો અને તે ઋષિના શાપનો અંત પણ આવ્યો, પછી મહાત્મા, ઉદ્વેગ વગરના અને સર્વ રાક્ષસોએ માન્ય કરેલા તે સર્વ પાંડવો, તે સ્થાનને વિષે સુખે કરી રહીને, રાત્રિયો વિશ્રત કરવા લાગ્યા.

**पांडवाश्च महात्मानस्तेषुवेश्मसुता: क्षपाः**
**सुखमूषुर्गतोद्वेगा पूजिता: सर्वराक्षसै: ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि कुबेरवाक्ये गुर्जरभाषायां द्विषष्ट्यधिकशततमोऽध्याय: ॥ १६२ ॥**

## અધ્યાય ૧૬૩ મો. મેરૂપર્વતનું દર્શન.

**वैशंपायन उवाच—तत: सूर्योदये धौम्य: कृत्वान्हिककर्मारिंदम**
**आर्ष्टिषणेन सहित: पांडवानभ्यवर्तत ॥**

વૈશંપાયન કહે છે—હે શત્રુઓને દમન કરનાર જનમેજય ! ત્યાર પછી જ્યારે સૂર્યનો ઉદય થયો ત્યારે આર્ષ્ટિષેણ સહિત ધૌમ્યાચાર્યે પોતાનું આન્હિક કર્મ કરીને પાંડવોની આશ્વાસના કરી. તે સમયે પાંડવોએ આર્ષ્ટિષેણને તથા ધૌમ્યને નમસ્કાર કરીને હાથ જોડી સર્વ બ્રાહ્મણોનો સત્કાર કર્યો. તે સમયે મહર્ષિ ધૌમ્યે પોતાના જમણા હાથથી યુધિષ્ઠિરનો હાથ ઝાલી પૂર્વ દિશા ભણી જોઇ તેમને આવી રીતે કહ્યું કે—હે મહારાજ ! પર્વતોનો રાજા, આ મંદરાચળ સમુદ્ર પર્યંતની સર્વ પૃથ્વીને વિષે વ્યાપીને શોભે છે. કુબેર સહિત ઇંદ્ર જેને વિષે પર્વતો તથા વનોએ કરી શોભતી પૂર્વ દિશાની રક્ષા કરે છે તેઓનું આ પર્વત રહેવાનું સ્થાન છે એમ મોટી બુદ્ધિવાળા અને સર્વ ધર્મને જાણનાર ઋષિયો કહે છે. આ ઇંદ્રના સાથી સૂર્યનો ઉદય થાય છે, તે વખતે જેનું સર્વ પ્રજા ધર્મના જાણનાર ઋષિઓ, સિદ્ધો, સાધ્યો, અને દેવતાઓ ઉપસ્થાન કરે છે. ધર્મના જાણનાર અને પ્રાણિ માત્રના ઇશ્વર યમરાજા, મૃત્યુ પામેલા પ્રાણિ જે દિશામાં જાય છે, તે દક્ષિણ દિશાનો આશ્રય કરી રહ્યા છે. જેનું અત્યંત દેખાવવાળું તથા શ્રેષ્ઠ સમૃદ્ધિવાળું સંયમન નામનું આ ભવન છે, જેને સૂર્ય પામીને

અત્યંત પ્રકાશથી સ્થિતિ કરે છે. હે રાજન! આ પર્વતને બુદ્ધિમાન્ પુરૂષો અસ્તાચળ કહે છે. તેમાં તથા સમુદ્રમાં મહા પરાક્રમી વરૂણ દેવતા રહે છે અને પશ્ચિમ દિશાને પ્રકાશતા સર્વ ભૂત પ્રાણિની રક્ષા કરે છે. હે મોટા ભાગ્યવાન રાજન! શિવજી તથા બ્રહ્માના સ્વરૂપને જાણનાર પુરૂષોની જે પ્રત્યે ગતિ થઇ શકે એવો આ મોટો મેરૂ પર્વત છે અને તેમાં બ્રહ્માનું સ્થાન છે જેમાં સ્થાવર તથા જંગમ સર્વ પ્રજાને ઉત્પન્ન કરનાર પ્રજાપતિ રહે છે. વળી તે બ્રહ્માના દક્ષ જેમાં સાતમો પુત્ર છે એવા પુત્રો મનથી ઉત્પન્ન થયા છે એમ બુદ્ધિમાન્ કહે છે. તેઓ પણ પરમ કલ્યાણરૂપ આ મેરૂ પર્વતને વિષે રહે છે. વળી વશિષ્ઠાદિ સાત દેવર્ષિઓ પણ અહીંજ રહી અસ્તને તથા ઉદયને પામે છે. હે રાજન! તમે સ્વચ્છ મેરૂ પર્વતના શિખરને જુઓ, જેને વિષે દેવતાઓ સહિત બ્રહ્મા રહેલા છે. હે રાજન! જેને પંચમહાભૂતને સરજન કરનારી પ્રકૃતિના ઉપાદાન કારણ, જગતની આદિ તથા અંતે વિરાજમાન, મહા સમર્થ અને સૌ કરતાં ઉત્કૃષ્ટ નારાયણ કહે છે તેનું બ્રહ્માના સ્થાનથી પર, જેને દેવતાઓ પણ જોઇ શકતા નથી એવું તેજોમય, શુભ, સૂર્ય તથા અગ્નિ કરતાં પણ દેદીપ્યમાન, દેવ તથા દાનવો જેને ઘણી કાંતિ હોવાથી દુઃખે કરીને પણ જોઇ શકતા નથી એવું, મેરૂ પર્વતને વિષે પૂર્વ દિશામાં સ્થાન છે જેને વિષે સર્વ ભૂત પ્રાણિના ઇશ્વર અને પ્રકૃત્યાદિ સર્વ કાર્ય જેનાથી ઉત્પન્ન થયું છે એવા ભગવાન સર્વ જીવને પ્રકાશ કરતાં પોતાની શ્રેષ્ઠ શોભા યુક્ત વિરાજે છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવ! તે સ્થાનની પ્રાપ્તિરૂપ ગતિ બ્રહ્મર્ષિઓને પ્રાપ્ત થતી નથી, ત્યારે મહર્ષિઓને તે શાની થાય? કેવળ નારાયણની ભક્તિએ કરી ઋષિઓનેજ પ્રાપ્ત થાય છે. તે સ્થાનને સર્વ નક્ષત્રો પણ પ્રકાશ કરતા નથી. હે ભારત! શ્રેષ્ઠ તપશ્ચર્યા યુક્ત શુભ કર્મે કરી જાણ્યું હોય છે આત્મસ્વરૂપ જેણે એવા યોગે કરી સિદ્ધ થયેલા અજ્ઞાનરૂપ મોહ વગરના મહાત્મા પુરૂષો તે સ્થાન પ્રત્યે જઇ સ્વયંભુ, દેવતાના દેવતા સનાતન અને મહાત્મા ઇશ્વરને પામીને પાછા આ લોકમાં આવતા નથી. હે મોટા ભાગ્યવાળા યુધિષ્ઠિર! ઇશ્વરનું એ અવિનાશી સ્થાન છે તેને તમે હમેંશાં નમસ્કાર કરો. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજન! સૂર્ય અને ચંદ્ર આ મેરૂ પર્વતને તથા ધ્રુવને અવળી પ્રદક્ષિણા કરે છે, પણ જેમ કીડીઓ કુંભારના ચાક ઉપર અવળી ગતિ કરતી હોય તો પણ તેમની ગતિ ચાક ફરવાની તરફ જણાય છે, તેમ શિશુમારની સવ્ય વધારે ગતિ હોવાને લીધે તે સવ્ય સરખી પ્રદક્ષિણા કરતા હોય એમ જણાય છે. હે રાજન! સર્વ ગ્રહો તથા નક્ષત્રો પણ આ મેરૂને સૂર્ય અને ચંદ્રની પેઠેજ પ્રદક્ષિણા કરે છે. હે ભારત! સૂર્યની પોતાની આકર્ષણ શક્તિથી સર્વ ગ્રહોને આકર્ષણ કરતા પ્રથમ કહેવા પ્રમાણે મેરૂની પ્રદક્ષિણા કરે છે અને અંધકારનો નાશ કરે છે. વળી સૂર્ય પોતાના અસ્તસ્થાનને પામીને, સંધ્યાકાળને નિવૃત્ત કરી ઉત્તર દિશાને ભજે છે. વળી હે પાંડવ! સર્વ ભૂતપ્રાણિનું હિત કરનાર અને મેરૂ પર્વતનો આશ્રય કર્યો છે જેણે એવા સૂર્ય ઉત્તર દિશાને પામી પૂર્વ દિશા તરફ મુખ રાખીને, તે દિશા ભણી ગતિ કરે છે. એ પ્રમાણે સૂર્ય ગતિ કરતાં ઘણા કાળે કરી માસોનો વિભાગ થાય છે. તેમજ ચંદ્ર પણ માસોના વિભાગ કરતાં નક્ષત્રો સહિત ગતિ કરે છે. હે રાજન! જેમ આલસ્ય વગરનો ચંદ્ર મેરૂપર્વતનું ઉલ્લંઘન કરીને, સર્વ ભૂત પ્રાણિયોને ઉત્પન્ન કરતાં પાછો મંદરાચળ પર્વત પ્રત્યે જાય છે, તેમ અંધકારનો નાશ કરનાર સૂર્ય પોતાનાં કિરણોએ કરી સર્વ જગતને ઉત્પન્ન કરતાં, જ્યાં લગાર પણ રોકાણ થતું નથી એવા આ માર્ગ પ્રત્યે

ગતિ કરે છે. હવે તે સૂર્ય જ્યારે શિશિર ઋતુને ઉત્પન્ન કરવા ઇચ્છે છે, ત્યારે દક્ષિણ દિશા તરફ ગતિ કરે છે, જેથી સર્વ ભૂતપ્રાણિમાં તે ઋતુનો કાળ આવે છે અને જ્યારે સૂર્ય ગ્રીષ્મ ઋતુને ઉત્પન્ન કરવા ઇચ્છેછે, ત્યારે ઉત્તર દિશા તરફ ગમન કરે છે અને સર્વ ભૂતપ્રાણિના તેજને પોતાના તેજે કરી ગ્રહણ કરે છે જેથી મનુષ્યોને પસીનો, થાક, આલસ્ય, ભ્રમ અને અનેક સ્વમાં વારંવાર આવે છે. હે રાજન ! એ પ્રમાણે સૂર્ય સર્વ પ્રજાને ઉત્પન્ન કરતા અને અંતરિક્ષ માર્ગ પ્રત્યે ગતિ કરતા વર્ષોના વિભાગ કરે છે. વળી સૂર્ય સ્થાવર તથા જંગમનાં સર્વ ભૂતપ્રાણિયોને વૃષ્ટિ, વાયુ, તાપ અને સુખે કરી વૃદ્ધિ પમાડતાં પૂર્વે કહેલી શિશિર તથા ગ્રીષ્મ ઋતુને ઉત્પન્ન કરવા સારૂ દક્ષિણ તથા ઉત્તર દિશાનું વલણ લે છે. તે ઋતુ નિવૃત્ત કરવા ઇચ્છે છે ત્યારે તે દિશાથી નિવૃત્ત થાય છે. હે પાર્થ ! એ પ્રમાણે આલસ્ય વગરના આ સૂર્ય કાલચક્રનો આશ્રય કરીને સર્વ ભૂત પ્રાણિને આકર્ષણ કરતા ગતિ કરે છે. હે પાંડવ ! સૂર્યના જેવી હમણાં ગતિ છે તેવી સદૈવ હોતી નથી અને સર્વ ભૂત પ્રાણિના તેજને પોતાના કિરણોથી ગ્રહણ કરે છે તથા પાછાં વર્ષાદરૂપે ત્યાગ પણ કરે છે. હે ભારત ! મહા સમર્થ આ સૂર્ય સર્વ ભૂત પ્રાણિનાં આયુષ્ય તથા કર્મનો વિભાગ કરતા દિવસ, રાત્રિ કળા અને દિશાઓનો વિભાગ કરે છે.

**विभजन्सर्वभूतानामायुः कर्म च भारत**
**अहोरात्रं कलाः काष्ठाः सृजत्येष सदा विभुः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि मेरुदर्शने गुर्जरभाषायां त्रि[illegible]षष्टिकशततमोऽध्यायः ॥ १६३ ॥**

---

## અધ્યાય ૧૬૪ મો. અર્જુનનું આગમન.

**वैशंपायन उवाच—[illegible]व सतां तु तेषां महात्मनां सद्व्रतमास्थितानं**
**रतिं प्रमोदश्च बभूव तेषा माकांक्षतां दर्शनमर्जुनस्य ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે પર્વતને વિષે રહેલા શ્રેષ્ઠ વ્રતવાળા અર્જુનનાં દર્શનની ઇચ્છાવાળા મહાત્મા પાંડવોને પ્રીતિ તથા હર્ષ ઉત્પન્ન થયાં, મહા પરાક્રમી, શ્રેષ્ઠ શુદ્ધ કર્મવાળા, તેજસ્વી અને સત્યતાની ધારણા રાખનારાઓમાં મુખ્ય તેઓની પાસે, આનંદને પામેલા ગંધર્વોનો સમૂહ તથા મહર્ષિઓ ઘણા આવ્યા હતા. હે રાજન ! પુષ્પયુક્ત વૃક્ષવાળા તે પર્વત પ્રત્યે આવીને પાંડવોનાં મન અત્યંત પ્રસન્ન થયાં. જેમ સ્વર્ગગમન પામ વાયુનાં મન સ્વર્ગને પામી પ્રસન્ન થયાં હતાં તેમ. વળી મયૂર અને હંસ જેની ઉપર શબ્દ કરતા હતા એવા તથા પુષ્પયુક્ત વૃક્ષોવાળા તે પર્વતના શિખરોને જોઇને તેઓ ઘણા હર્ષથી ત્યાં રહ્યા હતા. હે રાજન ! પાંડવો કુબેરના ક્રીડા કરવાનાં અનેક શોભાવાળાં સ્થાનને તથા તે પર્વતના સુગંધી પુષ્પયુક્ત વૃક્ષોવાળા શિખરને જોઇને, તેની શોભા આવી છે એમ ચિંતવન કરી શકતા હતા. હે પુરુષમાં શ્રેષ્ઠ રાજા જનમેજય ! તે પર્વતના તેજથી તથા તેની ઉપર ઔષધિનાં વૃક્ષોના પ્રભાવથી ત્યાં દિવસ અને રાત્રિનો પણ વિભાગ હતો નહીં. હે ભારત ! સૂર્યમાં રહેલું જે મહા પ્રકાશમાન અગ્નિરૂપ તેજ સર્વ સ્થાવર તથા જંગમને ઉત્પન્ન કરે છે, તેના ઉદયને અને અસ્તને અનાગમાં સિંહરૂપ પાંડવો તે પર્વત પ્રત્યે રહીને

જોતા હતા. વળી તેઓ સૂર્યથી અંધકારનું આવવું તથા જવું, સૂર્યના ઉદય અને અસ્ત તથા સૂર્યના કિરણોથી વ્યાપ્ત સર્વ દિશાઓને જોતા હતા. વેદના અભ્યાસી, નિરંતર ક્રિયાવાન, ધર્મનું સેવન કરવું એજ જેમને પ્રિય હતું એવા, પવિત્ર વ્રતવાન, સત્યતાને વિષે રહેલા અને દૃઢ વ્રતવાળા મહારથિ અર્જુનની પ્રાપ્તિની ઇચ્છાવાળા પાંડવો, આપણને અસ્ત્ર મેળવીને પ્રાપ્ત થતા અર્જુનથી અહીં હર્ષ થાઓ એમ કહીને તપ અને યોગાભ્યાસ કરવા લાગ્યા. પણ હે રાજન ! તેઓને પર્વત ઉપરનાં વનોને જોઇને અર્જુનનું ચિંતન કરતાં જે દિવસ તથા રાત્રિ જતાં હતાં તે એક એક વર્ષ સરખાં થતાં હતાં. હે રાજન ! જે દિવસથી ધૌમ્યના મતને અનુસરી મહાત્મા અર્જુન મસ્તકના કેશની જટા કરીને કામ્યક વનથી અસ્ત્ર મેળવવા સારૂ ગયો તે દિવસથીજ પાંડવોને મનમાં હર્ષ હતો નહીં અને તેઓ શોકયુક્ત થયા હતા. ખાનપાનાદિકમાં પણ પ્રીતિ વગરના થયા હતા. હે ભારત ! પાંડવોને અસ્ત્ર મેળવવા સારૂ ઇંદ્રની પાસે ગયેલા અર્જુનનું ચિંતન કરતાં ગંધમાદન પ્રત્યે આવ્યે મોટા કષ્ટથી એક માસ વ્યતિત થયો. હવે અર્જુન દેવતાઓના રાજા ઇંદ્રના ગૃહને વિષે પાંચ વર્ષ સુધી રહીને, તેમની પાસથી અગ્નિ, વરૂણ, ચંદ્ર, વાયુ, વિષ્ણુ, ઇંદ્ર, શિવજી, બ્રહ્મા, યમ, સૂર્ય, ત્વષ્ટા તથા કુબેરનાં દિવ્ય અસ્ત્રો મેળવી તેમને નમસ્કાર કરી ત્યાંથી જવા રજા લીધી ત્યારે ઇંદ્રે રજા આપેલો, પ્રસન્ન થયેલો અને હર્ષને પામેલો અર્જુન ઇંદ્રને પ્રદક્ષિણા કરીને ગંધમાદન પ્રત્યે જવા નિકળ્યો.

अनुज्ञातस्त [illegible] तेन कृत्वा चापि [illegible]
आगच्छ[illegible] प्रीतः प्रहृष्टो गंधमादनं ॥

इति श्रीमहाभारते वनपर्वणि यक्षयुद्धपर्वणि अर्जुनाभिगमने गुर्जरभाषायां चतुःषष्टयधिकशततमोऽध्यायः ॥ १६४ ॥

## અધ્યાય ૧૬૫ મો. અર્જુનનો મેળાપ.

## निवातकवचयुद्ध पर्व.

वैशंपायन उवाच—ततः कदाचिद्धरि संप्रयुक्तं महेंद्र वाहं सहसोपयातं
विद्युत्प्रभं प्रेक्ष्य महारथानां हर्षो [illegible]चिन्तयतां बभूव ह ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી અર્જુનનું ચિંતન કરતા એવા પાંડવોએ કોઇ દિવસે અશ્વો જોડેલા હતા જેમાં એવા અને વિજળી સરખી કાંતિવાળા ઇંદ્રના અકસ્માત્ આવતા રથને જોઇને, મોટો હર્ષ થયો જે મહા દેદિપ્યમાન, અને માતલિ સારથિએ ગ્રહણ કરેલો રથ પોતાની કાંતિએ કરી દિશાઓને પ્રકાશ કરતો, જેમ વાદળામાં વિજળી શોભે તથા ધુમાડા વગરની અગ્નિની જ્વાળા શોભે તેમ શોભતો હતો. તે રથમાં બેઠેલો, મુકુટ પહેર્યો હતો જેણે એવો પુષ્પની માળા ધારણ કરી હતી જેણે એવો નવિન અલંકારો પહેર્યા હતા એવો ઇંદ્ર સરખો અર્જુન, પોતાની કાંતિએ કરી પ્રકાશમાન થતાં અને ગંધમાદનને જોતાં તે પર્વત પ્રત્યે આવ્યો. પછી તે પર્વત પ્રત્યે આવી ઇંદ્રના રથમાંથી ઉતરીને, અર્જુને પ્રથમ ધૌમ્યના પગમાં દંડવત્ નમસ્કાર કરી યુધિષ્ઠિરને નમન કર્યું. વળી ભીમસેનને નમસ્કાર કર્યો, ત્યાર પછી માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવે નમસ્કાર કરેલો અર્જુન, પોતાની સ્ત્રી દ્રૌપદીને

મળીને પોતાના ભાઇ યુધિષ્ઠિરની પાસે નમ્રતાયુક્ત થઇને ઉભો, ત્યારે જેના પરાક્રમની ગણના થઇ શકે નહીં એવા અર્જુનને મળેલા પાંડવોને અત્યંત હર્ષ પ્રાપ્ત થયો; અને તે પણ તેઓને જ્યેષ્ઠ યુધિષ્ઠિરની પ્રશંસા કરતાં મોટા આનંદને પામ્યો. પછી ભેદ નગરના પરાક્રમી પાંડવોએ જે રથમાં બેસીને નમુચિ દૈત્યનો નાશ કરનાર ઇંદ્રે દિતિના પુત્ર દૈત્યોના સાત સમૂહને નાશ કર્યા હતા તે રથની પાસે આવી તેને પ્રદક્ષિણા કરી. પછી કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડુ રાજાના પુત્રો પાંડવોએ મોટા હર્ષથી, ઇંદ્ર સરખા માતલિ સારથિને પ્રદક્ષિણા કરી અને સ્વર્ગમાં રહેનાર સર્વ દેવતાઓની કુશળતા પૂછી. ત્યારે માતલિએ પણ પાંડવોની પાસે આવી જેમ પિતા પુત્રને કુશળતા પૂછે, તેમ તેઓને કુશળતા પૂછી. તે પાછો તેઓની રજા લઇ રથ સહિત ઇંદ્રની પાસે ગયો. હે રાજન! માતલિ સારથિ ગયો ત્યાર પછી મનુષ્યોમાં શ્રેષ્ઠ, ઇંદ્રના પુત્ર શત્રુઓનો નાશ કરનાર અને મહાત્મા અર્જુને, પોતાને ઇંદ્રે આપેલાં અમૂલ્ય, ઉત્તમ, શોભાયમાન અને સૂર્ય સરખી કાંતિવાળાં આભૂષણ, સુતસોમની માતા અને પોતાની સ્ત્રી દ્રૌપદીને આપ્યાં. પછી અર્જુને કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવો તથા સૂર્ય અને અગ્નિ સરખા કાંતિવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણોની વચમાં બેસીને, પોતાની યથાર્થ સર્વ વાર્તા કહી. મારા શીલ અને મેં કરેલી સમાધિએ કરી પ્રસન્ન થયેલા ઇંદ્રાદિ દેવતાઓએ આવી રીતે અસ્ત્રો આપ્યાં અને હું ઇંદ્ર, વાયુ તથા શિવજી પાસેથી આ પ્રમાણે અસ્ત્રવિદ્યા શિખ્યો. એમ કહ્યું હે રાજન! એ પ્રમાણે શુદ્ધ કર્મવાળો અને અત્યંત પ્રસન્ન થયેલો અર્જુન પાંડવોને પોતાના સ્વર્ગના પ્રવાસની વાર્તા સંક્ષેપથી કહીને, તે દિવસની રાત્રિને વિષે માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ સહિત સુખે કરીને સુતો.

**संक्षेपतो वै स विशुद्ध कर्मा तेभ्य समाख्याय दिविप्रवासं**
**माद्रीसुताभ्यां सहित किरीटी सुष्वापतामावसतिं प्रतीतः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि अर्जुन[illegible] गुर्जरभाषायां पंचषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६५ ॥**

## અધ્યાય ૧૬૬ મો. ઇંદ્રનું આગમન.

**वैशंपायन उवाच—ततो रजन्यां व्युष्टायां धर्मराजयुधिष्ठिरं**
**भ्रातृभिः सहितः सर्वैरवंदत धनंजयः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે તે રાત્રિ વ્યતિત થઇ અને બીજા દિવસનું પ્રભાત થયું ત્યારે સર્વ પોતાના ભાઇઓ સહિત અર્જુને, ધર્મરાજ યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા. તે સમયને વિષે અંતરિક્ષમાં દેવતાઓએ વગાડેલાં સર્વ વાજીંત્રનો તથા રથ ચાલવાનો અને ઘંટાઓનો મોટો શબ્દ, જેમ સર્પ, મૃગ અને પક્ષિઓનો જુદી જુદી તરેહનો શબ્દ થાય, તેમ જુદી જુદી તરેહનો શબ્દ થયો. તે વેળા અશ્વો જેમાં જોડેલા હતા એવા જાંબુનદ સુવર્ણથી બનાવેલા અને મેઘના સરખી ગર્જનાવાળા રથમાં બેસીને દેવતાઓનો રાજા પુરંદર ઇંદ્ર પોતાની શોભાએ કરી પ્રકાશમાન થઇ પાંડવોની પાસે આવ્યો ત્યારે તેની પાસે સૂર્ય સરખી કાંતીવાળા વિમાનોમાં બેસીને, ગંધર્વો તથા અપ્સરાઓના સમૂહ ચારે તરફથી

આવ્યા. તે સમયે હજાર નેત્રવાન ઇંદ્ર પાંડવોને જોઇને પોતાના રથમાંથી ઉતર્યો. તે સમે પોતાના ભાઇઓ સહિત શ્રેષ્ઠ સ્વરૂપવાન ધર્મરાજ યુધિષ્ઠિરે મહાત્મા ઇંદ્રને જોઇ તેની પાસે આવીને તેનો વિધિપૂર્વક યથાયોગ્ય પૂજા કરી સત્કાર કર્યો. તે વેળા મહા તેજસ્વી અર્જુન પણ દેવતાના રાજા ઇંદ્રને નમસ્કાર કરી તેની પાસે ભૃત્યની પેઠે નમ્રતા યુક્ત થઇ ઉભો. તે સમયે તેજસ્વી કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા, ઇંદ્રની પાસે ઉભેલા, નમ્રતાવાન, સ્વધર્મનિષ્ઠ, પાપ વગરના અને જટા ધારણ કરેલા અર્જુનને જોઇને, તેના મસ્તકના કેશ સુંઘી અત્યંત હર્ષે યુક્ત થયા અને દેવતાના રાજાની પૂજા કરી પરમ આનંદ પામ્યા. પછી ઇંદ્રે ઉદાર મનવાળા અને હર્ષયુક્ત થયેલા યુધિષ્ઠિર રાજાને કહ્યું કે હે પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિર! તમે આ પૃથ્વીનું પાલન કરશો, પણ હવે ફરીને પાછા કામ્યક વન પ્રત્યે સુખે કરી જાઓ. હે રાજન! આ તમારા ભાઇ અર્જુનને મારી પાસેથી ઘણી મહેનતે અસ્ત્રો મળ્યાં છે. એણે મારૂં ઘણું પ્રિય કર્યું છે માટે આની સાથે કદી ત્રણલોક યુદ્ધ કરવા આવશે તો પણ તેઓ એને જીતવા સમર્થ થશે નહીં. હે જનમેજય! એ પ્રમાણે ઇંદ્ર કુંતીના પુત્ર યુધિષ્ઠિરને કહીને, ઋષિઓ જેની સ્તુતિ કરતા હતા તેવા મોટા હર્ષયુક્ત થઇ સ્વર્ગ પ્રત્યે ગયો. હે રાજન! જે વિદ્વાન, બ્રહ્મચર્યવાન અને પરિપૂર્ણ વ્રત કરેલો પુરૂષ, કુબેરના સ્થાનરૂપ ગંધમાદનમાં રહેલા પાંડવો તથા ઇંદ્રના આ સમાગમના ઇતિહાસને એક વર્ષ પર્યંત નિયમ પૂર્વક ભણે, તે પીડા રહિત થઇ શ્રેષ્ઠ સુખ યુક્ત થઇ સો શરદ ઋતુ પર્યંત અવશ્ય જીવે.

संवत्सरं ब्रह्मचारी नियतः संशितव्रतः
सजीवेद्धिनिराबाधः सुसुखी शरदां शतं ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयक्षयुद्धपर्वणि इंद्रागमने गुर्जरभाषायां षट्षष्टयधिकशततमोऽध्यायः ॥ १६६ ॥

## અધ્યાય ૧૬૭ મો. યુધિષ્ઠિર અને અર્જુનનો સંવાદ.

वैशंपायन उवाच—यथा गतं गते शक्रे भ्रातृभिः सह संगतः
कृष्णया चैव बीभत्सु धर्मपुत्रमपूजयत् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! જેવી રીતે ઇંદ્ર આવ્યો હતો, તેવી રીતે પાછો ગયો ત્યારકેડે પોતાના ભાઇઓ તથા દ્રૌપદીને મળેલા અર્જુને ધર્મના પુત્ર યુધિષ્ઠિરની પૂજા કરી. યુધિષ્ઠિરે પોતાને નમસ્કાર કરતા એવા અર્જુનના મસ્તકના કેશને સુંઘીને મોટા હર્ષે કરી ગદગદિત વાણીથી તેને કહ્યું કે—હે અર્જુન! તેં સ્વર્ગને વિષે આટલો કાળ કેવી રીતે કાઢયો? તને અસ્ત્રો કેમ મળ્યાં? તેં દેવતાના રાજા ઇંદ્રને કેવી રીતે પ્રસન્ન કર્યો? હે પાંડવ! તેં સારી રીતે અસ્ત્રો મહણ કર્યા છે શું! તારી ઉપર પ્રસન્ન થઇને રૂદ્રે તને અસ્ત્ર આપ્યાં છે, તે સર્વ યથાર્થ તું મને કહે. વળી તેં જેવી રીતે મહા સમર્થ ઇંદ્રને તથા મહાદેવજીને જોયા હોય, જેવી રીતે તને અસ્ત્રો મળ્યાં હોય, અને જેવી રીતે ઇંદ્રનું આરાધન કર્યું હોય, તે બધું મને કહે હે શત્રુઓને દમન કરનાર! ઇંદ્રે તેં મારૂં પ્રિય કર્યું એમ તને જે કહ્યું હોય તથા તેં તેમનું જે પ્રિય કર્યું હોયતે સર્વ હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.

હે નિષ્પાપ! શત્રુઓને દમન કરનાર હે ધનંજય અર્જુન! જેવી રીતે તારી ઉપર મહાદેવજી તથા દેવતાના રાજા ઇંદ્ર પ્રસન્ન થયા તથા તેં જેવી રીતે દેવતાના ઈશ્વરનું પ્રિય કર્યું હોય તે સર્વ તું મને કહે.

અર્જુન કહે છે—હે મહારાજ યુધિષ્ઠિર! મેં જેવી રીતે સો અશ્વમેધ કરેલા ઇંદ્રને તથા મહાદેવજીને જોયા, તે સર્વ હું તમને કહું તે સાંભળો. હે શત્રુઓને શિક્ષા કરનાર! હું તમે કહેલી તે વિદ્યાને જાણીને તમારા કહેવાથી તપ કરવા સારૂ વનમાં ગયો. પછી હું કામ્યક વનથી ભૃગુતુંગ નામના પર્વત પ્રત્યે જઇ મોટું તપ કરવા લાગ્યો ત્યાં ગયે મને એક રાત્રિ થઇ ગઇ અને બીજો દિવસ થયો ત્યારે મેં કોઇએક બ્રાહ્મણને જોયો. પછી હે કુંતીના પુત્ર! તેણે મને પૂછ્યું કે, તું ક્યાં જઇશ? તે મને કહે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! એવી રીતે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને મેં તેને નિષ્કપટ જાણી સર્વ વાર્તા કહી. ત્યારે હે રાજાઓનાં શ્રેષ્ઠ! મારાં સત્ય વચન સાંભળીને તે બ્રાહ્મણે મારો સત્કાર કર્યો અને મારામાં પ્રીતિમાન થઇ મને કહ્યું કે હે ભારત! તું તપ કર, થોડા કાળમાં દેવતાઓના અધિપતિ ઇંદ્રને જોઇશ. હે રાજન! એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને મેં તેના કહેવાથી હિમાદ્રિ પર્વત પ્રત્યે જઇ મોટું તપ કર્યું. તે એવી રીતે કે એક મહિના સુધી ફળ મૂળનું ભોજન કરતાં, બીજે મહિને જળપાન કરતાં, ત્રિજે મહિને કોઇ તરેહનો પણ આહાર નહીં કરતાં અને ચોથે મહિને ઉંચા હાથ રાખીને તપ કરતાં શરીર ગાળી નાંખ્યું. હે રાજન! એ પ્રમાણે હું તપ કરતો હતો પણ મારામાંથી બળ નાશ પામ્યું નહોતું. પછી મને તપ કરતાં પાંચમો માસ બેઠો ને તેનો પ્રથમ દિવસ ગયો, ત્યાર પછી બીજે દિવસે મેં પોતાના મુખના ઓડના ફુત્કારે કરી પૃથ્વીને ખોદતો, પોતાના પેટે કરી પૃથ્વીને માર્જન કરતો અને ક્રોધયુક્ત દૃષ્ટિથી ચારે બાજુ જોતો એવો એક વરાહ અને તેની વાંસે ધનુષ્ય, બાણ તથા તલવાર ધારણ કરેલો અને સ્ત્રિઓથી વીંટાયલો ભિલ્લ આવતો જોયો. તેઓને જોયા પછી મેં ધનુષ્ય તથા બાણ ગ્રહણ કરીને તે વરાહને પ્રહાર કર્યો, કે તેજ વખતે તે ભિલ્લે પણ પોતાનું ધનુષ્ય ખેંચીને તેને બાણ માર્યું. તે ભિલ્લે મને કહ્યું કે, મેં જેને પ્રથમ લક્ષ્યમાં ગ્રહણ કર્યો હતો તેને તેં કેમ બાણનો પ્રહાર કર્યો? આવી રીતે કરવું મૃગયા કરનારનો ધર્મ નથી માટે હું મારાં તીક્ષ્ણ બાણોએ કરી તારા ગર્વનો નાશ કરીશ. હે રાજન! એ પ્રમાણે કહીને તેણે બાણના વર્ષાદે કરી મને જેમ વાદળાંઓ પર્વતને ઢાંકી લે તેમ ઢાંકી લીધો. ત્યારે મેં પણ તેને બાણોના વર્ષાદે કરી પ્રહાર કર્યો. પછી મેં મારા ધનુષ્યની પ્રત્યંચા ખેંચીને તેમાં ચળકતા અગ્ર ભાગવાળાં અને મંત્રેલાં બાણો જોડી તે ભિલ્લની ઉપર મુકતાં, જેમ ઇંદ્ર વજ્રે કરી પર્વતને વિંધે તેમ બાણોએ કરી તેના શરીરને વિંધ્યું. તે વેળા તેનાં હજારો સ્વરૂપ થયાં, તેને પણ મેં બાણોનો પ્રહાર કર્યો. ત્યાર પછી હે ભારત! તે સર્વ શરીર મળી જઇ એક શરીર થયું, તેને જોઇને મેં વળી બાણનો પ્રહાર કર્યો. તે સમયે તે ભિલ્લ ઘડિકામાં મોટા મસ્તકવાળો અને ઘડિકામાં ઝીણા મસ્તકવાળો થવા લાગ્યો અને મને અનેક બાણો મારવા લાગ્યો. પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જ્યારે હું તેને બાણોએ કરી પરાભવ કરવા સમર્થ થયો નહીં ત્યારે મેં તેની ઉપર વાયવ્યાસ્ત્ર નાખ્યું, પણ તેથી તેને જીતવા સમર્થ થયો નહિં, એ મોટું આશ્ચર્ય સરખું થયું ને એ મારૂં અસ્ત્ર વૃથા ગયું, તે જોઇને મને મોટો વિસ્મય થયો.

પછી હે મહારાજ ! હું મોટા ક્રોધે કરી, કિરાતરૂપ ધારણ કરેલ મહાદેવજીને અનેક અસ્ત્રોથી પ્રહાર કરીને. તેમની ઉપર બાણો તથા શિલાઓનો વર્ષાદ અને વરૂણાસ્ત્ર મૂકતો ઝટ સામે દોડી ગયો. પછી જ્યારે તે મારાં મૂકેલાં સર્વ અસ્ત્રોને ગળી ગયા ત્યારે મેં તેમની ઉપર બ્રહ્માસ્ત્ર મૂક્યું; જેનું તેજ ઘણું વૃદ્ધિ પામવાથી સર્વ પ્રજા તાપ પામવા લાગી અને સર્વ દિશાઓ તથા આકાશ દેદિપ્યમાન થયાં. પણ હે રાજન ! તે મારા બ્રહ્માસ્ત્રનો પણ તેણે નાશ કર્યું જેથી મારા મનમાં મોટો ભય પ્રાપ્ત થયો. વળી મેં ધનુષ્ય તથા અક્ષય બાણો ગ્રહણ કરીને તેમની ઉપર અકસ્માત એકદમ મૂક્યાં. તેઓને પણ તે ગળી ગયા. હે રાજન ! એ પ્રમાણે કિરાતરૂપ મહાદેવજી મારાં સર્વ અસ્ત્ર તથા આયુધો ગળી ગયા પછી મારું અને તેનું બાહુ યુદ્ધ થયું, તેમાં હું તેની સાથે મુષ્ટિઓ તથા થાપટોથી પ્રહાર કરતાં ચેષ્ટા વગરનો થઇ પૃથ્વી ઉપર પડી ગયો, તે જોઇને મહાદેવજી હસી પડ્યા, ને સ્ત્રિયો સહિત મારા જોતાં અંતર્ધાન થયા. ત્યાર પછી દેવતાઓના ઇશ્વર મહા સમર્થ શિવજી, કિરાતના સ્વરૂપનો ત્યાગ કરીને દિવ્ય વસ્ત્ર ધારણ કરેલ શોભાયમાન સ્વરૂપ ધારણ કરી નંદીશ્વર ઉપર પાર્વતી સહિત બેસી આકાશ માર્ગ તરફથી મારી પાસે આવી ઉભા, ત્યારે મેં નંદીશ્વર ઉપર બેઠેલા, સર્પરૂપી માળાઓ ધારણ કરેલા, પિનાક નામનું આયુધ ગ્રહણ કરેલા એવા પાર્વતી સહિત મહાદેવજીને જોયા. પછી તેમણે મને કહ્યું કે, હે શ્રેષ્ઠ તપ કરનાર અર્જુન ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું. હે રાજન ! એ પ્રમાણે કહીને તેમણે, મને મારું ગાંડીવ ધનુષ્ય તથા જેમાંથી નાશ ન પામે એવાં બે મારાં બાણોના ભાથા પાછા આપ્યાં, ને વળી કહ્યું કે, હે પાર્થ ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું માટે તારું શું પ્રિય કરું તે કહે ! એક દેવતાપણા વગર બાકી જે તારા મનમાં ઇચ્છા હોય તે મારી પાસે વરદાન માગ. હે ભારત ! એ પ્રમાણે શિવજીનાં વચન સાંભળીને અસ્ત્રો મેળવવાની ઇચ્છાવાળા મેં તેને નમસ્કાર કરી કહ્યું કે હે ભગવાન ! તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો દેવતાઓનાં જે કાંઇ અસ્ત્રો છે, તે સર્વ હું જાણવા ઇચ્છું છું એજ મને ઇચ્છિત વરદાન આપો. એવી રીતે મારાં વાક્ય સાંભળીને શિવજીએ કહ્યું કે હે પાંડવ ! તારી ઇચ્છા પ્રમાણે તે સર્વ અસ્ત્ર તને પ્રાપ્ત થશે અને મારું પાશુપત નામનું અસ્ત્ર પણ હું તને આપીશ. હે રાજન ! એ પ્રમાણે કહીને તેમણે પોતાનું પાશુપત અસ્ત્ર આપી મને કહ્યું કે હે અર્જુન ! આ મારું અસ્ત્ર તારે અલ્પ પરાક્રમી પુરૂષ ઉપર મૂકવું નહીં, કેમકે તેમ કરવાથી આ ચરાચર સર્વ જગતનો વિનાશ થઇ જાય. જે શત્રુની સેનાને કાપનાર, દેવતા તથા અસુરોથી સહન ન થાય અને દુઃખે કરી પણ પ્રાપ્ત ન થાય એવું છે. હે રાજન ! એ પ્રમાણે તેમનાં વચન સાંભળીને હું તેમની આજ્ઞાથી ત્યાં બેઠો ને તે મારા જોતાં જોતાંજ અંતર્ધાન થયા.

अनुज्ञात स्त्वहं तेन तत्रैव समुपाविशं
प्रेक्षतश्चैव मे देवस्तत्रैवांतरधीयत ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि गंधमादनवासे युधिष्ठिरार्जुनसंवादे गुर्जरभाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥

## અધ્યાય ૧૬૮ મો. અર્જુનની પ્રવાસકથા.

**अर्जुन उवाच—ततस्तामवसंप्रीतो रजनीं तत्र भारत**
**प्रसादाद्देव देवस्य त्र्यंबकस्य महात्मनः ॥**

અર્જુન કહે છે—હે ભારત! પછી દેવના દેવ મહાત્મા ત્ર્યંબક મહાદેવજીની કૃપાથી હું, અત્યંત પ્રસન્ન થઇને, તે દિવસની રાત્રિ ત્યાં આગળ રહ્યો. પછી તે રાત્રિ નિવૃત્ત થઇ અને બીજા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યારે, મેં પ્રાતઃસંધ્યાદિ સર્વ ક્રિયા કરી. તે વખતે જે બ્રાહ્મણને પૂર્વે જોયો હતો તે બ્રાહ્મણને જોઇ, મહાદેવજીએ હું પ્રસન્ન થયો છું એમ કહ્યું હતું તે તથા બાકી પણ તેના સંબંધી સર્વ વૃત્તાંત કહી મંભળાવ્યું. ત્યારે હે રાજેંદ્ર! તે બ્રાહ્મણે મને કહ્યું કે હે અર્જુન! તેં જેવી રીતે મહાદેવજીને જોયા તેવી રીતે તેમને જોવા બીજો કોઇ યોગ્ય નથી. હે નિષ્પાપ! તું યમાદિ બીજા લોકપાળને જોઇશ તથા ઇંદ્રને પણ જોઇશ ને તેઓ તને અસ્ત્રો આપશે. હે રાજન! એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ, મને વારંવાર હૃદયમાં ગ્રહણ કરી ભળી પોતાની ઇચ્છા પ્રમાણે મારી પાસેથી ચાલી નીકળ્યો. ત્યાર પછી તે દિવસનો ત્રીજો પ્રહર થયો ત્યારે શ્રેષ્ઠ પવિત્ર અને પ્રાણિના જીવનરૂપ વાયુ વાવા લાગ્યો. હિમાદ્રિ પર્વત ઉપર દિવ્ય સુગંધી અને તાજાં પુષ્પોનો વર્ષાદ થવા લાગ્યો. વાજીંત્રો વાગવા લાગ્યાં અને ઇંદ્રની થતી સ્તુતિ સંભળાવા લાગી. તે સમયે રથોમાં બેસીને દેવતાઓના ગણો, ઇંદ્રના અનુચરો તથા તેના ગૃહમાં રહેનારાઓ ત્યાં મારી પાસે આવ્યા. ત્યાર પછી ગંધર્વો તથા અપ્સરાઓના ગણ સ્તુતિ કરતા હતા જેની એવા ઇંદ્ર પોતાની સ્ત્રી શચી સહિત, અશ્વો જેમાં જોડયા હતા એવા રથમાં બેસીને, સર્વ દેવતાઓને પોતાની સાથે લઇ મારી પાસે આવ્યા. તે સમયે, મેં પાલખીમાં બેસી આવેલા કુબેરને, દક્ષિણ દિશામાં આવી ઉભેલા યમને તથા પશ્ચિમ દિશામાં આવી ઉભેલા વરુણ દેવતાને જોયા. પછી હે પુરૂષોમાં શ્રેષ્ઠ! તેઓએ મને સાંત્વના કરી કહ્યું કે હે અર્જુન! અમે લોકપાલો તારી પાસે આવ્યા છીએ તેમને તું જો. દેવતાઓનાં કાર્ય સિદ્ધ સારૂ કરવા તેં મહાદેવજીને જોયા છે માટે અમારી પાસેથી અસ્ત્રો ગ્રહણ કર. હે મહા સમર્થ યુધિષ્ઠિર! એ પ્રમાણે યમાદિ લોકપાલોનાં વચન સાંભળીને મેં તેમને નમસ્કાર કરી વિધિયુક્ત તેમની પાસેથી અસ્ત્રો ગ્રહણ કર્યાં. ત્યાર પછી હે ભારત! તે દેવતાઓએ મારી પાસેથી જવાની રજા લીધી, ને તેઓ સૌ જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા.

ત્યાર પછી શ્રેષ્ઠ કાંતિવાળા રથમાં બેઠેલા ઇંદ્રે મને કહ્યું કે હે અર્જુન! તારે સ્વર્ગ પ્રત્યે જવું. હે ધનંજય! હું અહીં આવ્યા પહેલાંજ તને જાણતો હતો, માટેજ મેં તને દર્શન આપ્યું. હે પાંડવ! તેં પૂર્વે ઘણાં તીર્થોમાં સ્નાન કર્યું છે, હમણાં આ મોટું ઉગ્રતપ પણ કર્યું છે માટે તું સ્વર્ગ પ્રત્યે જવા લાયક છે. હે શત્રુઓનો નાશ કરનાર! તારે ફરીને ઉત્તમ તપ કરવું, પણ સ્વર્ગ પ્રત્યે અવસ્ય જવું, તને મારો માતલિ સારથિ મારી આજ્ઞાથી મારા લોક પ્રત્યે પહોંચાડશે. તને સર્વ દેવતાઓ તથા મહાત્મા મુનિયો ઓળખે છે. હે રાજન! એવી રીતે ઇંદ્રનાં વાક્ય સાંભળીને, મેં તેમને કહ્યું કે હે દેવતાઓના રાજા મહા સમર્થ ઇંદ્ર! તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. હું સર્વ અસ્ત્રવિદ્યા શિખવા માટે તમને આચાર્ય કરવા ઇચ્છું છું. એ પ્રમાણે મારાં વચન સાંભળીને ઇંદ્રે મને કહ્યું કે હે પરંતપ! તું સર્વ અસ્ત્રવિદ્યા જાણવાથી ક્રૂર કર્મ કરનાર થઇશ, માટે જે કામનાથી તું શિખવા ઇચ્છે છે, તે

કામના તને શિખ્યા વગર પ્રાપ્ત થશે. હે રાજન ! એ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળીને, મેં તેમને કહ્યું કે હે શત્રુઓનો નાશ કરનાર ! હું તે અસ્ત્રો જેઓ નહીં વારી શકે એવા પુરૂષ ઉપર મૂકીશ નહીં. હે દેવતાના અધિપતિ ! તમે મને સર્વ અસ્ત્રવિદ્યા શિખવો, કે જેથી કરીને હું સર્વ લોકને જીતું. હે જ્યેષ્ઠ બંધુ ! એવાં મારાં વાક્ય સાંભળીને, ભગવાન ઇંદ્રે મને કહ્યું કે, હે ધનંજય ! મેં તારૂં પારખું લેવા સારૂ એવાં વાક્ય કહ્યાં. મારા પુત્ર એવા તારાં આ વાક્ય ઘણાં શ્રેષ્ઠ છે. હે ભારત ! તું સ્વર્ગમાં આવીને મારી પાસેથી સર્વ અસ્ત્રવિદ્યા શિખ ને વાયુ, અગ્નિ, વસુ, વરૂણ તથા મરૂદ્ગણ પાસેથી પણ શિખ. હું સાધ્ય, બ્રહ્મા, ગંધર્વ રાક્ષસ, વિષ્ણુ તથા નિર્ઋતિનાં જે અસ્ત્રો મારી પાસે છે, તે તને આપીશ અને તેની વિદ્યા પણ શિખવીશ. હે રાજન ! એ પ્રમાણે કહીને ઇંદ્ર અંતર્ધાન થયા.

પછી હે નૃપ ! મેં અશ્વો જેમાં જોડેલા હતા એવા, દિવ્ય, અદ્ભુત, પવિત્ર અને માતલિ સારથિએ ગ્રહણ કરેલા રથને જોયો. પછી માતલિ સારથિએ મારી પાસે આવી મને કહ્યું કે હે મોટી કાંતિવાળા સુંદર અર્જુન ! દેવતાઓના રાજા ઇંદ્ર તને જોવા ઇચ્છે છે, માટે તું શરીર સહિત સ્વર્ગ પ્રત્યે આવી પુણ્યે કરી પ્રાપ્ત થતા તે લોકને જો ને તારા કાર્યને સિદ્ધ કર. હે ધર્મરાજા ! એ પ્રમાણે માતલિનાં વચન સાંભળીને હું હિમાદ્રિ પર્વતની રજા લઈ તે રથને પ્રદક્ષિણા કરી તેમાં બેઠો. પછી અશ્વવિદ્યામાં કુશળ માતલિ રથને ચલાવવા લાગ્યો, પણ તે લગાર પણ ચાલ્યો નહિ. તે સમયે વિસ્મય પામેલા તેણે રથમાં બેઠેલા મારી સામું જોઇને મને કહ્યું કે હે અર્જુન ! જે રથમાં દેવતાઓના રાજા ઇંદ્ર બેસે છે તેમાં તું બેઠો છે ને તે લગાર પણ હાલતો ચાલતો નથી, એ મને મોટું આશ્ચર્ય સરખું લાગે છે: પણ હું એમ માનું છું કે, ઇંદ્ર કરતાં પણ તું અત્યંત દૃઢાસનવાળો છે. હે ભારત ! એ પ્રમાણે કહીને માતલિએ આકાશ તરફ રથ ચલાવ્યો. પછી તેણે આકાશ માર્ગે રથને ચલાવતાં રસ્તાને વિષે પ્રાપ્ત થયેલાં કેટલાંક દેવતાઓનાં વિમાનો મને દેખાડવાં. હે મનુષ્યોમાં ઉત્તમ ! અશ્વો જોડયા હતા જેમાં એવો રથ આકાશ માર્ગે જતો હતો, તે વખતે ઋષિયો તથા દેવતાઓએ મારો ઘણો સત્કાર કર્યો. ત્યાર પછી મેં સ્વર્ગ પ્રત્યે જતાં રસ્તાને વિષે દેવતાઓ, ઋષિઓ, ગંધર્વો તથા અપ્સરાઓના ઇચ્છિત લોકને જોયા. વળી ઇંદ્રના સારથિ માતલિએ મને દેવતાઓનાં નંદનાદિ વનો તથા ઉપવનો દેખાડયાં. ત્યાર કેડે મેં દિવ્ય ઇચ્છિત ફળવાળાં વૃક્ષો તથા રત્નોએ કરી શોભાયમાન, જ્યાં સૂર્યનો તાપ પડતો નથી, જ્યાં ટાઢ તથા ગરમીનો ઉપદ્રવ નથી એવું, જ્યાં રહેલાઓને રજે ગુણ તથા વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં નથી એવું, જ્યાં રહેલા દેવતાદિને શોક, દીનતા, દુર્બળપણું, ગ્લાનિ, ક્રોધ અને લોભ પ્રાપ્ત થતાં નથી એવું, જ્યાં પ્રાણી માત્ર સુખયુક્ત રહે છે, નિરંતર લીલાં પાનવાળાં અને ફળ પુષ્પયુક્ત વૃક્ષો જ્યાં છે એવું, જ્યાં સુગંધી કમળનાં પુષ્પવાળી અનેક પ્રકારની તળાવડીઓ છે એવું, જ્યાં સુગંધ યુક્ત શીતળ વાયુ સદૈવ વાયાં કરે છે એવું જ્યાં રત્નની વિચિત્ર પૃથ્વી છે, જેમાં મૃગો તથા પક્ષિઓ મધુર શબ્દ કરે છે એવું ઇંદ્રનું અમરાવતી નામનું નગર છેટેથી જોયું. ત્યાર પછી મેં આઠ વસુ, અગિયાર રૂદ્ર, સાધ્ય દેવતા, ઓગણપચાસ વાયુ, બાર સૂર્ય તથા બે અશ્વિનિકુમારોને જોઇ સર્વનો વાક્યથી સત્કાર કર્યો. તેઓ મને પરાક્રમ, યશ, તેજ, બળ, અસ્ત્રવિદ્યા તથા યુદ્ધમાં વિજયે કરી ઓળખાતા હતા. પછી હું દેવતા તથા ગંધર્વોએ સેવન કરેલા દેવ નગરમાં જઇ ઇંદ્રને

જોઇ તેમની પાસે હાથ જોડી ઉભો. ત્યારે દેવતાના રાજા ઇંદ્રે મને મળીને, મોટા માનથી પોતાના અર્ધાસન ઉપર બેસાડયો. હે ભારત! ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યા હતા જેમણે એવા દેવતાઓ તથા ગંધર્વો સહિત ઇંદ્ર પાસેથી હું, અસ્ત્રવિદ્યા શિખવા સારૂ તેમની પાસે સ્વર્ગમાં રહ્યો હતો. ત્યારે વિશ્વાવસુ નામના ગંધર્વનો પુત્ર ચિત્રસેન મારો સખા થયો હતો; જેણે મને ગાયન તથા વાજીંત્ર વગાડતાં શિખવ્યું. હે રાજન! ઇંદ્ર પાસેથી અસ્ત્રવિદ્યા ગ્રહણ કરતો એવો, સત્કારને પામેલો અને સર્વ કામનાયુક્ત હું, ઇંદ્રના ભવનને વિષે ગાયન તથા વાજીંત્રના શબ્દો સાંભળતાં અને નૃત્ય કરતી અપ્સરાઓને જોતાં સુખે કરી રહ્યો હતો પણ ગાયનાદિ તથા અપ્સરાદિ વ્યર્થ છે, કેવળ પોતાની મતલબ સિદ્ધ કરવી એજ ઉત્તમ છે, એમ માનીને હું ત્યાં અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરતો હતો.

હે રાજન! એ પ્રમાણે અસ્ત્રવિદ્યા ગ્રહણ કરવામાં એકાગ્ર ચિત્તવાન મને જોઇને ઇંદ્ર મનમાં ઘણા પ્રસન્ન થતા હતા. હે રાજન! મેં એવી રીતે સ્વર્ગમાં રહી ઘણો કાળ કાઢયો. પછી ઇંદ્રે સર્વ અસ્ત્રવિદ્યા મેળવી હતી જેણે એવા અને અત્યંત વિશ્વાસ યુક્ત મને, મારા મસ્તકને હાથે કરી સ્પર્શ કરીને કહ્યું કે હે અર્જુન! હવે તને યુદ્ધને વિષે આ સ્વર્ગમાંના દેવતાઓના ગણો પણ જીતવા સમર્થ નથી ત્યારે મનુષ્ય લોકમાં અસ્થિર અંતઃકરણવાળા મનુષ્યો જીતી શકે નહીં એમાં શું આશ્ચર્ય! કારણ તું પ્રમાણ રહિત બળવાન, કોઇથી પરાભવ નહીં પામનાર, અને સર્વ કરતાં ઉત્તમ થયો. હે મહા શૂરવીર! ત્રણ લોકમાં સંગ્રામને વિષે અસ્ત્રે કરી યુદ્ધ કરવા તારા સરખો કોઇ નહીં થાય, કેમકે તું યુદ્ધમાં ગાફલતા રહિત, સાવધાન, સત્યવાદી, જીતેંદ્રિય, બ્રાહ્મણ ઉપર દયાવાન, અસ્ત્રવિદ્યા જાણનાર અને શૂરવીર છે. હે પાર્થ! તું મારાથી પંદર અસ્ત્રની વિદ્યા તેમજ પાંચ પ્રકારે વાપરવાની તે વિધિઓ શીખ્યો છે, માટે તારા સરખો કોઇ નથી. હવે તારે મને ગુરૂ દક્ષિણા આપવાનો સમય પ્રાપ્ત થયો છે તે જાણીને, પ્રથમ તું તે આપવાનો નિશ્ચય કર. પછી હું મારૂં ઇચ્છિત કાર્ય જણાવીશ. હે રાજન! એ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળીને મેં કહ્યું કે હે ત્રિદિવેશ્વર! ઘણું જે કઠીણ કાર્ય હોય, તે મને કહો. તમારા કહેવા પ્રમાણે હું કરીશ ને તમારા કહેવા પ્રમાણે મેં કર્યુંજ છે એમ તમે જાણો. હે રાજન! એ પ્રમાણે મારાં કહેલાં વાક્ય સાંભળી હસીને, બળ તથા વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્રે મને કહ્યું કે હે અર્જુન! હવે તને ત્રણ લોકમાં કોઇપણ કાર્ય કરવું કઠીણ નથી; માટે મારા નિવાતકવચ નામના ત્રણ કરોડ દૈત્યો શત્રુ છે, જેઓ સમુદ્ર પાસે કિલ્લો કરી રહ્યા છે, તે સર્વનાં રૂપ, બળ તથા કાંતિ સરખાં છે તેમને તું ત્યાં જઇ પરાભવ પમાડ. જેથી તેં મને ગુરૂદક્ષિણા આપી એમ થશે. હે ઉદાર મનવાળા યુધિષ્ઠિર રાજન! એ પ્રમાણે કહીને ઇંદ્રે મને જેમાં મયૂરના સરખાં રૂંવાટાંવાળા અશ્વો જોડયા હતા એવો, માતલિ નામનો સારથિ જેમાં હાંકનાર હતો એવો, દિવ્ય અને મહા પ્રકાશમાન રથ આપ્યો અને મારા મસ્તક ઉપર આ મુગટ મૂકયો. વળી તેણે મને પોતાને લાયક પોતાના અલંકારો તથા અભેદ્ય અને સ્પર્શ તથા દેખાવ જેનો ઘણો સારો હતો એવું આ કવચ આપ્યું. પછી આ મારા ધનુષ્યને વિષે કોઇ દિવસ નાશ ન પામે એવી પ્રત્યંચા બાંધી. પછી હું, જેમાં બેસીને ઇંદ્રે પૂર્વે વિરોચનના પુત્ર બલિરાજાને જીત્યા હતા એવા તે રથમાં બેસી નિવાતકવચોનો નાશ કરવા રવાને થયો. ત્યારે હે પૃથ્વીના પતિ! તે રથના ચાલવાના અવાજને સાં-

ગીને દેવતાઓ આ ઇંદ્ર છે એમ માની મારી પાસે આવ્યા. તે સમયે મેં તેઓને તેઓએ કહ્યું કે હે અર્જુન! તું આ રથમાં બેસી શું કરવા ઇચ્છે છે? એ પ્રમાણે પૂછ્યું ત્યારે મેં તેમને કહ્યું કે હે દેવતાઓ! હું યુદ્ધમાં નિવાતકવચોનો નાશ કરવા જાઉં છું માટે તમો મારૂં કલ્યાણ ઇચ્છો. હે ધર્મ! એવી રીતે મારાં વચન સાંભળીને તેઓ મારી ઇંદ્રની પેઠે સ્તુતિ કરતાં મને કહેવા લાગ્યા કે હે અર્જુન! આ રથમાં બેશીને ઈંદ્ર યુદ્ધને વિષે નમુચિ, બળ, વૃત્રાસુર, પ્રલ્હાદ તથા નરકાસુરાદિ અનેક દૈત્યોને જીત્યા છે. માટે હે કુંતીના પુત્ર! જેમ પૂર્વે ઇંદ્રે દૈત્યોને જીત્યા છે, તેમ તું આ રથમાં બેશી નિવાતકવચોને યુદ્ધમાં પરાક્રમે કરી જીતીશ. હે પાર્થ! પૂર્વે ઇંદ્રે આ શંખે કરી સર્વ લોકને જીત્યા છે, માટે તું તે ગ્રહણ કર. જેથી યુદ્ધમાં નિવાતકવચ નામના દૈત્યોને જીતીશ. હે રાજન! એ પ્રમાણે કહીને તેઓ ઈંદ્રે આપેલો જળમાં ઉત્પન્ન થયેલો દેવદત્ત નામનો શંખ મને આપવા લાગ્યા, જે મારા જય સારૂ મેં ગ્રહણ કર્યો. તે વેળા તેઓ સર્વે મારી સ્તુતિ કરવા લાગ્યા. પછી હે રાજન! શંખ, કવચ, બાણ તથા ધનુષ્ય ગ્રહણ કર્યા હતાં જેણે એવો હું યુદ્ધ કરવા સારૂ નિવાતકવચ નામના દૈત્યોના ઉગ્રસ્થાન પ્રત્યે જવા રવાને થયો.

स शंखी कवची बाणी प्रगृहीत शरासनः
दानवालयमर[illegible]प्रं प्रयातोस्मि[illegible]युत्सया ॥

इति श्रीमहाभारते वन[illegible]णि निवा[illegible]पर्व[illegible]पर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायामष्टषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६८ ॥

---

## અધ્યાય ૧૬૯મો. નિવાત કવચોની તૈયારી.

अर्जुन उवाच—ततोहंस्तूयमानस्तु तत्र तत्र महर्षिभिः
अपश्यमुदधिं [illegible]पांपतिमथा व्ययं ॥

અર્જુન કહે છે—હે યુધિષ્ઠિર રાજન! ત્યાર પછી રસ્તાને વિષે ઋષિઓએ સ્તુતિ કરેલા મેં સમુદ્ર પ્રત્યે જઇને, જળના પતિ ભયંકર અને અવિનાશી તેને જોયો, જેમાં ફીણયુક્ત મોટા મોજાંઓ, જેમ પર્વતો એક બીજાઓમાં મળે તેમ મળતાં હતાં તથા રત્નોથી ભરેલાં હજારો નાવ તેમાં હતાં. વળી તેમાં મોટા મત્સ્યો, કાચબા, માછલીઓ અને પર્વત જેવડા મગરમચ્છો હતા. વળી તેમાં હજારો શંખ હતા. જેઓ રાત્રિને વિષે તારાઓ સરખા ચમકતા હતા. વળી તેમાંથી અસંખ્ય રત્નો લહેરે કરી કિનારે આવતાં હતાં. ત્યાં વાયુ પણ અત્યંત ભયંકર વાતો હતો, એ મોટું અદ્ભુત સરખું મને લાગતું હતું. હે રાજન! એવા સમુદ્રને જોઇને મેં તેની પાસે દૈત્યો જેમાં રહેતા હતા એવા નિવાતકવચનાં પુરને જોયું. તે સમયે રથ ચલાવવામાં હોશિઆર માતલિ સારથિએ આકાશ માર્ગથી પૃથ્વી ઉપર રથને ઉતારીને, સર્વ સમૃદ્ધિયુક્ત તે પુરને જોઇને રથ ચાલવાના શબ્દે કરી દૈત્યોને ત્રાસ પમાડતાં તેના પુર તરફ ઉતાવળથી તે ચલાવ્યો. ત્યારે જેમ આકાશમાં મેઘની ગર્જના થાય, તેમ ચાલવાથી ગર્જના થતી હતી જેની એવા તે રથનો અવાજ સાંભળીને સર્વ દૈત્યો, આ ઇંદ્ર આવે છે એમ માની મોટા ઉદ્વેગ યુક્ત થયા ને ધનુષ્ય, બાણ, તલવાર,

ત્રિશૂળ, ફરશી, ગદા તથા મુસળાદિ આયુધો ધારણ કરવા લાગ્યા. પછી ત્રાસયુક્ત ચિત્તવાળા તેઓએ પોતાના પુરના દરવાજા બંધ કરીને ચોકી પહેરાનો બંદોબસ્ત કર્યો. ત્યાર પછી હે રાજન! મેં ઇંદ્રે આપેલો દેવદત્ત નામનો શંખ મોટા હર્ષથી વગાડયો, જેનો શબ્દ આકાશમાં વ્યાપી ગયો, તેથી દિશાઓમાંથી પ્રતિધ્વનિ ઉત્પન્ન થયો. અને મોટાં પ્રાણીઓ તે સાંભળીને ત્રાસયુક્ત થયાં. પછી તે શંખના શબ્દને સાંભળીને સર્વ નિવાતકવચો, મોટા અલંકારોને ધારણ કરી, કવચો શરીર ઉપર પહેરી, હાથમાં લોહનાં મોટાં ત્રિશૂળ, ગદા, મુસળ, પટ્ટિશ, કરવાળ, રથચક્ર, શતઘ્ની, ભુશુંડી તથા વિચિત્ર શોભાયમાન તલવારાદિ આયુધો ધારણ કરી, યુદ્ધ કરવા સારૂ મારી સામે આવ્યા. તે સમયે હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજન! માતલિ સારથિએ પોતાના મનમાં વિચાર કરીને રથને સરખા સ્થાન ઉપર એક બાજુ હાંકી લઇ જઇ ઉભો કર્યો. તે વેળા મને અશ્વો ચાલ્યા તેની કંઇ ખબર પણ પડી નહીં, ને નિવાતકવચ દૈત્યોની સેનાથી વેગળે રથ જઇ ઉભો તે જોઇને મોટું અદ્ભુત સરખું થયું. પછી દૈત્યોએ ભયંકર અવાજ જેનો થતો હતો એવાં અનેક હજારો વાજિંત્રો વગાડયાં જેના શબ્દે કરી સમુદ્રમાં રહેલા મત્સ્યો ભય પામીને ઉછળવા લાગ્યા. ત્યાર પછી તે દૈત્યોએ મોટા વેગથી અનેક બાણો મૂકીને મને સભય કર્યો: જેમના પ્રહારને જોઇ મેં પણ તેમની ઉપર શસ્ત્રોનો પ્રહાર કર્યો. હે ભારત! એ પ્રમાણે જ્યારે મારૂં અને નિવાતકવચ દૈત્યોનું યુદ્ધ થવા લાગ્યું, ત્યારે કેટલાક દેવર્ષિ તથા બ્રહ્મર્ષિ અને સિદ્ધો તે યુદ્ધમાં આવીને મારા જયની ઇચ્છાથી મને કહેવાં ઘટે એવાં મધુર વાક્યની જેમ તેઓએ તારકામય સંગ્રામમાં ઇંદ્રની સ્તુતિ કરી હતી તેમ સ્તુતિ કરી હતી.

तं वै मामनुरूपाभि र्मधुराभिर्जयैषिणः
अस्तुवन्मुनयो वाग्भिर्यथेंद्रं तारकामये ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि युद्धारंभे गुर्जरभाषायां नसतत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥

## અધ્યાય ૧૭૦ મો. નિવાતકવચનો વધ.

अर्जुन उवाच—ततो निवातकवचाः सर्वे वेगेन भारत
अभ्यद्रवन्मां सहिताः प्रगृहिता युधायुधाः ॥

અર્જુન કહે છે—હે ભારત! યુદ્ધ કરવાને આયુધ ધારણ કરેલા સર્વ નિવાતકવચોએ મળીને, એકદમ મારી ઉપર ધસારો કરી મોટા શબ્દ કરતાં મારા રથ માર્ગને ચારે તરફથી ઘેરી લેઇ બાણોનો વર્ષાદ કર્યો. કેટલાકોએ તો ત્રિશૂળો તથા ભુશુંડી નામનાં આયુધો મૂક્યાં. તે સમયે તેમનાં ત્રિશૂળ, ગદા તથા શક્તિ આદિ આયુધોનો વર્ષાદ મારા રથ ઉપર આવી પડવા લાગ્યો. ત્યારે કેટલાક જયની પ્રાપ્તિ કરે એવાં શસ્ત્રોરૂપ આયુધવાળા મહા ભયંકર, કાળરૂપ અને અનેક રીતથી પ્રહાર કરનાર દૈત્યો મારી સામે દોડવા લાગ્યા. તે જોઇને મેં એક દૈત્યને ગાંડીવ ધનુષ્યમાંથી મૂકેલાં મહા તીક્ષ્ણ દશ દશ બાણો માર્યાં; જે વાગવાથી તેઓ મારી સામે દોડતા હતા તેથી અટક્યા. ત્યાર પછી માતલિ સારથિએ રથમાં

જોડેલા અશ્વોને એકદમ દૈત્યોની સામે ચલાવ્યા, જેથી વાયુ સરખી ગતિવાળા ઇન્દ્રના સારથિએ અત્યંત જોરથી ગ્રહણ કરી રાખેલા તેઓ, દૈત્યોને પોતાના પગથી દાબતાં યુદ્ધભૂમિના વિશાળ ભાગ પ્રત્યે ચાલવા લાગ્યા. પછી માતલિએ ગ્રહણ કરેલા અને ધીરા પાડેલા અશ્વો, અલ્પગતિથી ત્યાં ફરવા લાગ્યા. હે રાજન! અશ્વોના પગના પ્રહારથી, રથ ચાલવાના શબ્દથી તથા મારા બાણોથી સેંકડો અસુરો નાશ પામ્યા. તે વેળા ગ્રહણ કર્યાં હતાં શસ્ત્ર જેમણે એવા તથા સારથિઓ જેમના નાશ પામી ગયા હતા એવા કેટલાક જીવતા દૈત્યોને મારા અશ્વો આકર્ષણ કરતા હતા. પછી પ્રહાર કરવામાં ચતુર એવા દૈત્યો દિશા તથા વિદિશાઓને રૂંધી લઇને મને અનેક પ્રકારનાં શસ્ત્રો મારવા લાગ્યા; જેથી મારૂં મન ઘણું વ્યથા યુક્ત થયું. તે સમયે યુદ્ધમાં અશ્વોની લગામ ગ્રહણ કરી હતી જેણે એવા માતલિનું અત્યંત અદ્‌ભુત સરખું પરાક્રમ મેં જોયું. પછી હે રાજન! મેં ધૈર્ય રાખીને યુદ્ધમાં વિચિત્ર શસ્ત્રોએ કરી દૈત્યોને પ્રહાર કર્યો જેથી આયુધ ધારણ કરેલા તેઓ હજારોની સંખ્યાએ નાશ પામ્યા. હે શત્રુઓનો નાશ કરનાર યુધિષ્ઠિર રાજન! એ પ્રમાણે મોટા યત્નથી શત્રુઓની સામે હું યુદ્ધ કરતો હતો તે જોઇને ઇંદ્રનો સારથિ માતલિ ઘણો પ્રસન્ન થયો. પછી કેટલાક દૈત્યો રથના તથા તેમાં જોડેલા અશ્વોના ચાલવાથી દબાઇ મૃત્યુ પામ્યા; ને બાકીનાઓએ મારી ઉપર સ્પર્ધા રાખીને, બાણો વાગવાથી પીડાયુક્ત થયેલા મને બાણોનો વર્ષાદ કરી પ્રહાર કર્યો. ત્યારે મેં બ્રહ્માસ્ત્રે કરી મંત્રેલાં, ત્વરિત ગતિવાળાં અને વિચિત્ર બાણો મૂકીને હજારો દૈત્યોને માર્યાં. તે વેળા મહા ક્રોધ પામેલા મહારથિ તેઓએ પીડાયુક્ત થઇને એકદમ શક્તિ, ત્રિશૂળ તથા તલવારની મારી ઉપર વૃષ્ટિ કરી મને પીડાયુક્ત કર્યો. તે સમયે હે ભારત! મેં દેવતાના રાજા ઇંદ્રને પ્રિય, પરમ ઉત્કૃષ્ટ અને મહા તેજોમય માધવ નામનું અસ્ત્ર ગ્રહણ કર્યું. તેમાંથી નીકળેલાં તલવાર સહિત ત્રિશૂળે તે દૈત્યોનાં સર્વ હજારો તોમરાદિ અસ્ત્રોનો નાશ કર્યો. પછી મેં ગાંડીવ ધનુષ્યમાં બાણ ભરીને, એક એક દૈત્ય ઉપર દશ દશ બાણ મૂક્યાં. જેઓએ ભ્રમરની પંક્તિની પેઠે જઇને તેમનાં શરીર વિંધ્યાં. તે સમયે તે મારાં બાણના વેગને તથા દૈત્યોનાં શસ્ત્રોના વેગને જોઇને, માતલિ સારથિ સર્વના પરાક્રમને વખાણવા લાગ્યો. પછી હે રાજન! તે દૈત્યોએ મોટા બળથી મને અનેક બાણોથી પ્રહાર કર્યો; ને મેં પણ તેમને બાણોનો પ્રહાર કર્યો ત્યારે મારાં બાણોથી કપાયાં હતાં શરીર જેમનાં એવા નિવાતકવચોએ વળી મારી ઉપર બાણોનો મોટા વર્ષાદ કર્યો. તે વેળા મેં શત્રુઓનાં અસ્ત્રોનો નાશ કરે એવાં અસ્ત્રોએ કરી તે બાણોનો નાશ કરીને, હજારો નિવાતકવચોનાં શરીરોને વિંધ્યાં તેથી તેમના શરીરમાંથી, જેમ વર્ષાદના દિવસમાં પર્વતો ઉપરથી વર્ષાદનું જળ વહે, તેમ રૂધિર વહેવા લાગ્યું; ને ઇંદ્રના વજ્ર સરખા સ્પર્શવાળાં, મોટા વેગવાન અને ક્રૂર ગતિવાળાં મારાં બાણોએ કરી હણાયેલા તેઓ અત્યંત ઉદ્વેગતાને પામ્યા. પછી અનેક પ્રકારે ભેદ પામ્યા હતા દેહ જેમના એવા અને ક્ષીણ થયાં હતાં આયુધો તથા બળ જેમનાં એવા નિવાતકવચો મારી સાથે માયાએ કરી યુદ્ધ કરવા લાગ્યા.

शतधा भिन्न देहास्त [illegible]ीणप्रहरणोजसः
ततो निवातकवचा माम[illegible]न्त मायया ॥

**इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि युद्धारंभे गुर्जरभाषायां सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७० ॥**

## અધ્યાય ૧૭૧ મો. નિવાતકવચનું માયાવી યુદ્ધ.

**अर्जुन उवाच—ततो दृमवर्षसुमहत्प्रादुरासीत्समं ततः**
**नगमात्रैः शिलाखंडैस्तन्मां दृढमपीडयत ॥**

અર્જુન કહે છે—હે યુધિષ્ઠિર રાજન! વૃક્ષ જેવડા પથ્થરોના ટુકડાઓનો વર્ષાદ ચારે તરફથી થવા લાગ્યો કે જેથી હું અત્યંત પીડાયુક્ત થયો. તે વેળા મેં યુદ્ધને વિષે મહેંદ્રાસ્ત્રમાંથી મૂકેલાં વજ્ર સરખાં મોટાં વેગવાન બાણોના સમૂહે કરીને તે શિલાઓને ચૂર્ણ કરી નાંખી, જેમાંથી બાણો વાગવાને લીધે અગ્નિના તણખા ઉત્પન્ન થયા. એ પ્રમાણે જ્યારે મેં શિલાના વર્ષાદનો નાશ કર્યો, ત્યારે જળનો વર્ષાદ મોટી ધારાએ કરી પૃથ્વી, આકાશ, દિશા તથા વિદિશાને વ્યાપીને મારી પાસે વર્ષવા લાગ્યો. તે વખતે હે રાજન! વર્ષાદની ધારાઓ પડવાથી, વાયુ વાવાથી અને દૈત્યોની ગર્જનાથી, મને કંઇ પણ સુજતું ન હતું. તે ધારાઓ આકાશ અને પૃથ્વીમાં સંલગ્ન હતી. તેઓએ પૃથ્વી ઉપર પડતાં મને મોટો મોહ ઉત્પન્ન કર્યો, તેથી હું શાંત થઇને બેસી રહ્યો, તે જોઇને ઇંદ્રે જળને શોષણ કરે એવું, દેદિપ્યમાન અને ભયંકર અસ્ત્ર મોકલ્યું તેનાથી મેં જળના વર્ષાદને શોષણ કર્યો. હે ભારત! એ પ્રમાણે મેં શિલાના વર્ષાદનો તથા જળના વર્ષાદનો નાશ કર્યો. દૈત્યોએ માયાએ કરી મારી ઉપર અગ્નિ અને વાયુ મૂક્યાં. તે સમયે મેં જળના વર્ષાદે કરી અગ્નિનો નાશ કર્યો તથા પર્વતાસ્ત્રે કરી વાયુને અટકાવ્યો. પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે મેં તે માયાને નાશ કરી. યુદ્ધમાં મોટા મદવાળા દૈત્યોએ મારી ઉપર અનેક માયા કરી જેથી ભયંકર અસ્ત્ર, અગ્નિ, વાયુ તથા પથ્થરોના મહા ભયકારક વર્ષાદ થયા. હે રાજન! તે યુદ્ધમાં દૈત્યોએ માયાએ કરી કરેલી અસ્ત્રાદિની વૃષ્ટિથી હું મહા પીડાયુક્ત થયો. પછી ચારે મેરથી અત્યંત અંધકાર સર્વત્ર વ્યાપી જવાથી મારા રથના અશ્વો દૈત્યો સામેથી વિમુખ થયા. માતલિ સારથિ પણ ઠેસો ખાવા લાગ્યો. તેના હાથમાંથી સુવર્ણનો ચાબુક પૃથ્વી ઉપર પડી ગયો તે વેળા ભયયુક્ત થયેલો તે સારથિ મને વારંવાર કહેવા લાગ્યો કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તમે કયાં છો કયાં છો? હે યુધિષ્ઠિર! એવી રીતનાં તેનાં વચન સાંભળવાથી મને પણ ભય પ્રાપ્ત થયો પછી બેભાન સરખા થયેલા અને ત્રાસ પામેલા માતલિએ મને કહ્યું કે હે નિષ્પાપ અર્જુન! પૂર્વે જ્યારે અમૃત માટે દેવતાઓ અને દૈત્યોનું મોટું યુદ્ધ થયું હતું ત્યારે, શંબરાસુરનો નાશ કરવા સારૂ તેની સાથે, વૃત્રાસુરની સાથે તથા બળિરાજાની સાથે ઇંદ્રે યુદ્ધ કર્યા હતાં તે વેળા મેં તેનું સારથિપણું કર્યું હતું અને મહા ભયંકર સર્વ યુદ્ધ જોયાં હતાં પણ તેમાં કયાંએ હું બેભાન થયો નહતો. અરે! બ્રહ્માને પ્રજાનો સંહાર કરવો છે એમાં સંશય નથી; કેમકે તે વગર આવું યુદ્ધ થવું હોય નહીં. હે જ્યેષ્ઠબંધુ! એ પ્રમાણે માતલિ સારથિનાં વચન સાંભળી, મારા મનને સ્થિર કરી દૈત્યોની માયાના બળને નિવૃત્ત કરતાં મેં ભય પામેલા તેને કહ્યું કે હે માતલિ! તું મારી ભુજાના બળને તથા મારાં અસ્ત્ર અને ગાંડીવ ધનુષ્યના પ્રભાવને જો. અરે! આજ હું આ

દૈત્યોની મહા ભયંકર માયાને મારા અસ્ત્રરૂપ બાણોએ કરી નાશ કરીશ તથા અંધકારનો પણ નાશ કરીશ; માટે તું કંઇ ભય પામ માં, રથની સંભાળ રાખીને સ્થિર થઇ ઉભો રહે, હે મનુષ્યોના રાજન ! એ પ્રમાણે માતલિ સારથિને કહીને મેં દેવતાઓના હિત માટે સર્વ ભૂતપ્રાણિને મોહની પ્રાપ્તિ કરે એવી અસ્ત્રરૂપ માયા, દૈત્યોના ઉપર મૂકી. તેનાથી તેઓની અગ્ન્યાદિના વર્ષાદરૂપ માયા નાશ પામવા લાગી. તે જોઇને મોટા પરાક્રમીઓએ, વળી ઘણી અનેક પ્રકારની માયા કરી. તેથી ઘડીકમાં પ્રકાશ થતો ઘડીકમાં અંધકાર થતો ઘડીકમાં જગત વિષે કંઇ દેખવામાં ન આવતું અને ઘડીકમાં સર્વ દસ્ય પદાર્થ જળમાં ડૂબી ગયેલું દેખાતું હતું. પછી જ્યારે ઘણો પ્રકાશ થયો, ત્યારે માતલિ સારથિ પોતે અત્યંત બળે કરી પકડી રાખેલા અશ્વોયુક્ત રથને મહા ભયંકર યુદ્ધમાં તે દૈત્યો સામે ચલાવીને ચારે તરફ તેનાથી ફરવા લાગ્યો. તે સમયે દૈત્યો વારંવાર મારી ઉપર આવીને પડવા લાગ્યા, તે જોઇને મેં કેટલાએકનો નાશ કરી યમલોક પ્રત્યે મોકલ્યા. હે રાજન ! નિવાતકવચોનો અંત આવે એવું યુદ્ધ થવા લાગ્યું અને મેં અકસ્માત્ માયાએ કરી અદસ્ય થયેલા તે સર્વને દૃષ્ટિથી જોયા નહીં.

वर्तमाने तथा युद्धे निवातकवचान्तके
नापश्यं सहसा सर्वान् दानवान्मायया वृतान् ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि निवातकवचवधे गुर्जरभाषायामेकसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७१ ॥

## અધ્યાય ૧૭૨ મો. નિવાતકવચ સાથે યુદ્ધ (ચાલુ).

अर्जुन उवाच—अदृश्यमाना स्तेदैत्या योधयंति स्म मायया
अदृश्येनास्त्र वीर्येण तानप्यहमयोधयं ॥

અર્જુન કહે છે—હે રાજન ! જ્યારે તે દૈત્યો અદસ્ય થઇને માયાએ કરી યુદ્ધ કરવા લાગ્યા, ત્યારે હું પણ અદસ્ય થઇને મોટા પરાક્રમથી યુદ્ધ કરવા લાગ્યો. તે સમયે મેં સુંદર અસ્ત્રવિદ્યાથી ગાંડીવ ધનુષ્યમાં બાણો ભરીને મૂક્યાં, જેઓએ જ્યાં જ્યાં તેઓ હતા, ત્યાં ત્યાં તેમના ઉત્તમ અંગને છેદ્યાં. હે ભારત ! એ પ્રમાણે જ્યારે મેં, તેમને પ્રહાર કર્યો ત્યારે તેઓ પોતાની કરેલી માયાનો સંહાર કરીને, યુદ્ધ ભૂમિમાંથી ભાગી પોતાના પુરમાં પ્રવેશ કરી ગયા. ત્યાર પછી અત્યંત પ્રકાશ થયો. મેં નાશ પામેલા હજારો દૈત્યોને અને તેમનાં ભાગી પડેલાં સેંકડો શસ્ત્ર, કવચ, તથા આભરણોને પૃથ્વી ઉપર પડેલાં જોયાં. હે રાજન ! તે દૈત્યો મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયા હતા, તેથી મારા રથના અશ્વોને પગ મૂકવાને પણ રણભૂમિમાં જગા મળતી નહતી. અંતરિક્ષમાં ગતિ કરનારા તે અશ્વો, આકાશ તરફ જઇ સ્થિરતાથી ઉભા. તે સમયે વળી નિવાતકવચો આકાશને ઢાંકી લઇ અદસ્ય થઇને મારી ઉપર પર્વતોનો વર્ષાદ કરવા લાગ્યા અને કેટલાક પૃથ્વી ઉપર અદસ્ય રહીને, મારા રથના અશ્વોના પગ તથા રથના ચાકને ગ્રહણ કરી નીચે ખેંચવા લાગ્યા. હે ભારત ! એ પ્રમાણે મારા અશ્વો તથા રથને ગ્રહણ કરીને યુદ્ધ કરતા એવા તેઓ મને તથા મારા રથને પર્વતોએ કરી મારવા લાગ્યા. કેટલાક પર્વતો પૃથ્વી ઉપર પડયા હતા તેથી

જેમ કોઇ ગુફામાં આવી ગયો હોઉં, તેમ તેઓથી હું ઢંકાઇ ગયો. તે સમયે હે નરાધિપ! પર્વતોએ કરી ઢંકાયલો હું માતલિએ ગ્રહણ કરેલા અશ્વો સહિત, અત્યંત પીડા પામ્યો તે જોઇને માતલિએ ભય પામેલા મને કહ્યું કે હે અર્જુન! હે અર્જુન! તમે કંઇ ભય પામો નહીં, વજ્રાસ્ત્ર મૂકો. હે પૃથ્વીના પતિ! એ પ્રમાણે તે સારથિનાં વચન સાંભળીને મેં ઇંદ્રને પ્રિય ભયંકર વજ્ર મૂક્યું અને જ્યારે સ્થિર સ્થાન પ્રત્યે માતલિ સારથિએ રથને થઇ જઇ ઉભો રાખ્યો, ગાંડીવ ધનુષ્યમાં વજ્ર સરખા સ્પર્શવાળાં અને તીક્ષ્ણ ધારવાળાં લોહનાં બાણો ભરી મૂક્યાં. નિવાતકવચોની સર્વ માયાને વિષે તથા તે દૈત્યોને વિષે વજ્ર સરખાં મારાં બાણોએ પ્રવેશ કર્યો તેથી તે માયા નાશ પામી અને વજ્રના પ્રહારપર્વત જેવડા શરીરવાળા તે દૈત્યો પણ એક બીજાઓને વળગીને પૃથ્વી ઉપર પડી મૃત્યુ પામ્યા. વળી જે દૈત્યો મારા રથને તથા તેમાં જોડેલા અશ્વોને પૃથ્વીની અંદર ખેંચતા હતા. તેઓને પણ મારાં મૂકેલાં બાણોએ નાશ કરી યમલોક પ્રત્યે મોકલ્યા. હે રાજન! એ પ્રમાણે પરાજયને વશ થઇ મૃત્યુ પામીને રણભૂમિને વિષે પડેલા પર્વત જેવડા શરીરવાળા તે દૈત્યોથી સર્વ સ્થાન, જેમ વીખરાયલા પર્વતોએ કરી પૃથ્વી ઢંકાય તેમ ઢંકાઇ ગયું. હે જ્યેષ્ઠ બંધુ! મારૂં નિવાતકવચોની સાથે એવું ભયંકર યુદ્ધ થયું તેમાં મારા અશ્વોને, રથને, માતલિ સારથિને તથા મને લગાર પણ હાનિ થઇ નહીં તે જોઇને માતલિએ હસીને મને કહ્યું કે હે અર્જુન! જેવું તમારામાં પરાક્રમ છે તેવું દેવતાઓમાં પણ નથી.

હે રાજન! એ પ્રમાણે સર્વ નિવાતકવચ દૈત્યો નાશ પામ્યા ત્યારે તેમની સર્વ સ્ત્રિઓ પોતાના પુરમાં રહીને, જેમ શરદ ઋતુમાં સારસ નામનાં પક્ષીયો શબ્દ કરે, તેમ મોટા શબ્દ કરવા લાગી. હું માતલિ સારથિ સહિત રથ ચાલવાના અવાજે કરી તે સ્ત્રિયોને ત્રાસ ઉત્પન્ન કરતાં તેમના પુર પ્રત્યે ગયો. તે વેગા રથમાં જોડેલા મયૂર સરખા વર્ણવાળા દશ હજાર અશ્વોને તથા સૂર્ય સરખા પ્રકાશમાન તે રથને જોઇને, નિવાતકવચોની સર્વ સ્ત્રિયોનો સમૂહ ભય પામી ભાગવા લાગ્યો. તે સમયે તેઓએ ભયથી કરેલા શબ્દ તથા તેઓએ પહેરેલા અલંકારોના શબ્દનો, જેમ પર્વત ઉપર શિલાઓ પડે ને ખડખડ અવાજ થાય, તેમ અવાજ થતો, હતો તેઓએ સુવર્ણના રત્ન જડિત પોતપોતાના ગૃહોમાં પ્રવેશ કર્યો. ત્યારે મેં અદ્ભુત દેખાવવાળાં ઉત્તમ અને ઇંદ્રના સ્વર્ગ કરતાં પણ અત્યંત શોભાયમાન તે નગરને જોઇને માતલિને પૂછ્યું કે હે સૂત! આ પુર આવું શ્રેષ્ઠ કેમ છે? આમાં દેવતાઓ તો રહેતા નથી અને દેખાય છે તો ઇંદ્રના પુર કરતાં પણ અત્યંત શોભાવાન માટે તેનું કારણ શું? માતલિએ કહ્યું કે હે પાર્થ! પૂર્વે આ પુર દેવતાના રાજા અમારા ઇંદ્રનું હતું, પણ નિવાતકવચોએ તેઓને તેમાંથી કાઢી મૂક્યા તે એવી રીતે કે, તેઓએ તપ કરી બ્રહ્માને પ્રસન્ન કરી તેમની પાસેથી એવું વરદાન માગ્યું કે અમને આ પુરમાં નિવાસની પ્રાપ્તિ અને યુદ્ધમાં દેવતાઓથી અભય પ્રાપ્ત થાય. હે અર્જુન! એવી રીતે વરદાન માગ્યું ત્યારે બ્રહ્મા તે વરદાન આપી તેમની પાસેથી ચાલી નીકળ્યા. પછી તેઓએ મોટા યુદ્ધનો ઉદ્યોગ કર્યો. ઇંદ્ર તેમને બ્રહ્માથી વરદાન મળ્યું છે એમ જાણીને તે પુરનો ત્યાગ કરી સર્વ દેવતા સહિત સ્વર્ગ પ્રત્યે ગયા. એકસો અશ્વમેધ કરનાર ઇંદ્રે બ્રહ્મા પાસે જઇ કહ્યું કે, હે મહા સમર્થ! નિવાતકવચોનો વિનાશ થાય એવો ઉપાય બતાવો. ત્યારે બ્રહ્મા બોલ્યા કે હે ઇંદ્ર! તું બીજું સ્વરૂપ ધારણ કરીશ ત્યારે તેનાથી તેઓનો વિનાશ

થશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળીને ઇંદ્ર તમરૂપ થઇ તમને તે દૈત્યોનો નાશ કરવા સારૂ સર્વ અસ્ત્ર આપ્યાં. હે શ્રેષ્ઠ ! તમે જે આ દૈત્યોનો નાશ કર્યો, તેઓને દેવતાઓ નાશ કરી શકત નહીં. એ સર્વ દૈત્યોના કાળનું પરિણામ આવ્યું. એ સર્વના અંતકરૂપ તમે અહીં આવી ચઢયા, ને તેઓને નાશ પણ કર્યો. હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! ઇંદ્રે તમને દૈત્યોના વિનાશ માટે, અસ્ત્રવિદ્યારૂપ શ્રેષ્ઠ બળ આપ્યું તે ઘણું સારૂં કર્યું. હે યુધિષ્ઠિર રાજન ! એ પ્રમાણે માતલિનાં વચન સાંભળીને હું તે પુરને ચારે તરફથી જોઇ દૈત્યોનો નાશ કરી, પાછો સારથિ સહિત ઇંદ્રના સ્વર્ગરૂપ ગૃહ પ્રત્યે જવા ત્યાંથી રથે કરી ચાલતો થયો.

ततः प्रहत्याम्यनगरं दानवांश्च निहत्यतान्
पुनर्मातलिना सार्धमगच्छंदेवसद्मं तत ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि निवातकवचयुद्धे गुर्जरभाषायां द्विसप्तत्याधिकशततमोऽध्यायः ॥ १७२ ॥

## અધ્યાય ૧૭૩ મો. હિરણ્યપુર દૈત્યનો વધ.

अर्जुन उवाच—निवर्तमानेनमया महद्दृष्टं ततो परं
पुरं कामचरं दिव्यं पावकार्क सम प्रभं ॥

અર્જુન કહે છે—હે યુધિષ્ઠિર રાજન ! નિવાતકવચોના પુરથી હું નિકળ્યો ત્યાર પછી રસ્તામાં મેં અગ્નિ તથા સૂર્ય સરખા પ્રકાશમાન, સર્વત્ર ગતિ કરનાર, ઉત્કૃષ્ટ, રત્ન સરખા દેદિપ્યમાન, ફળ તથા પુષ્પોયુક્ત વૃક્ષોવાળા, પક્ષિઓ જેને વિષે સુંદર સ્વરથી શબ્દ કરતા હતા, નિરંતર હર્ષયુક્ત પૌલોમ તથા કાલકેય નામના દૈત્યો જ્યાં રહેતા હતા, જેની ચોફેર કિલ્લો અને શ્રેષ્ઠ અટારિઓ હતી, ચારદિશામાં ચાર દરવાજા હતા, શત્રુઓથી પ્રવેશ નહીં કરી શકાય એવા, સર્વ રત્નમય, દિવ્ય અદ્ભુત દેખાવવાળા અને ત્રિશૂળ, લાકડી, મુસળ, ધનુષ્ય તથા મુદ્દગરાદિ આયુધો ધારણ કરેલા અને સદૈવ હર્ષયુક્ત દૈત્યો ચારે તરફ જેની રક્ષા કરતા હતા એવા પુરને જોઇને માતલિને મેં પૂછ્યું કે, અદ્ભુત સરખા દેખાવવાળું આ શું છે ! માતલિએ કહ્યું કે—હે પાર્થ ! પૂર્વે પુલોમા તથા કાલકા નામની દૈત્યોની બે સ્ત્રિઓ હતી, તેમણે દેવતાઓનાં હજાર વર્ષ પર્યંત તપ કર્યું. ત્યારે તેમને તપને અંતે બ્રહ્માએ વરદાન માગો, એમ કહ્યું ત્યારે તેઓએ વરદાન માગતાં કહ્યું કે, અમારા પુત્રોનું દેવતાઓ, રાક્ષસો તથા સર્પોથી મૃત્યુ ન થાય અને તેમને અતિ દુઃખ પ્રાપ્ત ન થાય. વળી શ્રેષ્ઠ રમણીય આકાશ તરફ ગતિ કરનાર મહા પ્રકાશમાન, સર્વ રત્નમય, દેવતા, મહર્ષિ, યક્ષ, ગંધર્વ, સર્પ અસુર તથા રાક્ષસો પરાભવ ન કરી શકે એવું સર્વ કામનાના ગુણવાળું શોક વગરનું અને જેમાં રહેનારાને રોગની પ્રાપ્તિ ન થાય એવું પુર આપો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે પુલોમા તથા કાલકાનાં વચન સાંભળી બ્રહ્માએ તેમના કહેવા પ્રમાણે વરદાન આપીને તેમની ઇચ્છા પ્રમાણે જે પુર નિર્માણ કરી આપ્યું તે આ આકાશ તરફ ગતિ કરનારા પુરનું નામ હિરણ્યપુર છે. તેમાં પૌલોમ નામના દૈત્યો રહે છે અને તેઓ તે પુરની રક્ષા કરે છે. હે અર્જુન ! હર્ષવાન દેવતાઓથી અવધ્ય, ઉદ્વેગ વગરના અને નિરંતર ઉત્સાહવાન તે દૈત્યોનું

મૃત્યુ બ્રહ્માએ મનુષ્યથી થશે એમ કહેલું છે, માટે તમે મહા બળવાનોને યુદ્ધમાં વજ્ર વડે નાશ કરો.

અર્જુન કહે છે—હે મોટા યશવાન પૂજ્યબંધુ! પછી તે હિરણ્યપુર દેવતા તથા દૈત્યોથી પણ નાશ ન પામે એવું છે એમ સાંભળીને મેં માતલિને કહ્યું કે—હે સારથિ! તું એ હિરણ્યપુર પ્રત્યે આ રથને મારા સહિત જલદી લઇ જા. હું દેવતાઓના શત્રુઓનો નાશ કરૂં ત્યાં સુધી સ્થિરતાથી રથને ઉભો રાખ, કારણ તેઓ મારાથી નાશ ન પામે તેમ નથી. હે રાજન! એ પ્રમાણે મારાં વચન સાંભળીને માતલિ સારથિ, અશ્વયુક્ત શ્રેષ્ઠ રથે કરી મને હિરણ્યપુર પ્રત્યે લઈ ગયો. ત્યારે વિચિત્ર અલંકાર તથા વસ્ત્રો ધારણ કરેલા પૌલોમ તથા કાલકેય દૈત્યો મને જોઇને કવચો ધારણ કરી, હથિયારો સજ્જ કરી, રથમાં બેસી મોટા વેગથી મારી સાથે યુદ્ધ કરવા આવ્યા અને એકદમ મારી ઉપર ક્રોધયુક્ત થઇને નારાચ બાણ, ભાલા, શક્તિ, લાકડી અને તોમરે કરી મને પ્રહાર કરવા લાગ્યા. ઉત્તમ શસ્ત્ર વિદ્યાના બળનો આશ્રય કરેલા મેં, બાણની વૃષ્ટિએ કરી તેમની બાણાદિની વૃષ્ટિનો નાશ કરીને, રથે કરી યુદ્ધ ભૂમિમાં ચારે તરફ ગતિ કરતાં તેઓને પ્રહારે કરી ઘણા મોહ યુક્ત કર્યા. પછી તેઓ માંહોમાંહી પરસ્પર એક બીજાઓને પાડવા લાગ્યા અને સામસામા દોડવા લાગ્યા. તે જોઇને મેં તીક્ષ્ણ બાણોએ કરીને, સેંકડો દૈત્યનાં મસ્તકો કાપ્યાં. હે રાજન! એ પ્રમાણે જ્યારે તેઓને નાશ કરવા માંડયા, ત્યારે તેઓ આકાશ તરફ ઉડનાર પોતાના પુરમાં પ્રવેશ કરીને, પોતાની આસુરી માયાએ કરી આકાશ ભણી ઉડયા. પછી હે કુરૂકૂળમાં ઉત્પન્ન થએલા રાજન! મેં બાણોના વર્ષાદે કરી તેમના આકાશમાં ગતિ કરવાના માર્ગને ઘેરી લઇને બંધ કર્યો. તોએપણ સૂર્ય સરખા પ્રકાશમાન તેમના પુરને બ્રહ્માના વરદાનથી આકાશમાં થર કરી રાખ્યું. પછી તે પુર ઘડીકમાં પૃથ્વી ઉપર આવતું હતું, ઘડીકમાં પાછું આકાશ તરફ જતું હતું, ઘડીકમાં આડું જતું હતું. અને ઘડીકમાં જળમાં પણ પ્રવેશ કરી જતું હતું. તોપણ હે શ્રેષ્ઠ તપશ્ચર્યાવાન! ઇંદ્રની પુરી સરખા પ્રકાશમાન અને ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર તે પુરને હું અનેક પ્રકારના બાણોએ કરી પ્રહાર કરતો હતો અને રૂંધી પણ મૂકતો હતો. પછી હે પુરૂષમાં શ્રેષ્ઠ! મેં દિવ્ય અસ્ત્રમાં લોહમય તીક્ષ્ણ બાણો ભરીને તે ઉપર મૂક્યાં. જેથી તે ભેદ પામીને પૃથ્વી ઉપર પડયું; પછી કાળ નજીક પ્રાપ્ત થયો હતો જેમને એવા અને વજ્ર સરખાં વેગવાળાં લોહમય મારાં બાણોએ કરી ભેદ પામ્યાં હતાં શરીર એવા તે દૈત્યો ચોમેર આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા. ત્યારે માતલિ સારથિએ મારો રથ તેમની સામે લઇ જઇને, તેઓને પૃથ્વી ઉપર ઉતાર્યા. પછી હે ભારત! મહા ક્રોધને પામેલા તે દૈત્યોમાંથી સાઠ હજાર દૈત્યો રથમાં બેસીને મારી સાથે યુદ્ધ કરવા આવ્યા. તેઓને મેં ગૃધ્ર પક્ષિના પાંખ સરખી આકૃતિવાળાં બાણોએ કરી પ્રહાર કર્યો, તોપણ તેઓ આ મનુષ્ય આપણને જીતી શકશે નહીં એમ વિચારીને, જેમ સમુદ્રની લહેરો નિવૃત્ત થાય નહીં, તેમ યુદ્ધ કરવાથી નિવૃત્ત થયા નહીં. તે વેળા મેં તેમની ઉપર ક્રમે કરી અનેક અસ્ત્રો મૂક્યાં, ત્યારે રથમાં બેસીને ચારે તરફ ફરતા એવા મહા બળવાન તેઓ પોતાના અનેક અસ્ત્રોએ કરી મારાં અસ્ત્રોને નાશ કરતાં વિચિત્ર કવચો ધારણ કરેલા, તેમના રથોને વિષે વિચિત્ર ધ્વજાઓ હતી અને વિચિત્ર આભરણો શરીર ઉપર પહેર્યાં હતાં. હજારો યુદ્ધમાં જોવા માટે મને આનંદ આપનારા રોમ રોમ દેખાતા હતા. હે રાજન! હું યુદ્ધ-

માં તેઓને ધનુષ્યમાં ભરીને મૂકેલા બાણોના ગૃષ્ટએ કરી પીડા પમાડવા સમર્થ થતો હતો પણ તેઓએ મને ઘણો પીડાયુક્ત કર્યો, તેથી મારા મનમાં મોટા ભય પ્રાપ્ત થયો. પછી મેં યુદ્ધમાં સાવધ થઇ દેવતાના રુદ્રનું ધ્યાન કરી સર્વ ભૂત પ્રાણીનું કલ્યાણ થાઓ એમ કહીને પૂર્વે મહાદેવજીએ આપેલું સર્વ શત્રુઓનો નાશ કરનાર મહા રૌદ્રાસ્ત્ર મૂકવા આરંભ કર્યું. તે સમયે મેં ત્રણ મસ્તકવાળાં, નવ નેત્રવાન, છ ભુજાવાન, મહા પ્રકાશમાન સૂર્ય તથા અગ્નિ સરખી કાંતિવાળા મસ્તકના વાળ હતા જેના એવા અને જીભને ફડફડાવતા નાગોરૂપી વસ્ત્ર ધારણ કર્યું હતું જેણે એવા રુદ્રને જોવાથી ભય વગરનો થઇને, તે મહા રૌદ્રાસ્ત્રને જોઇ ગાંડીવ ધનુષ્યમાં સાંધ્યું અને મહા તેજસ્વી ત્રિનેત્ર રુદ્રને નમસ્કાર કરી તે દૈત્યોનો પરાભવ કરવા સારૂ તે અસ્ત્ર મૂકયું. હે ભારત ! જેવું તે મહા રૌદ્રાસ્ત્ર મૂકયું કે, તે વખતે અનેક રૂપવાન હજારો પ્રાણી ઉત્પન્ન થયાં તે એવાં કે મૃગો. સિંહો, વ્યાઘ્રો, રીંછો, પાડાઓ, સર્પો, બળદો. શરભો. હસ્તિયો, વાનરો. સુરસાંઢો, કુકરો, શિયાળો, પ્રેતો, ભૂરંડા ગૃધ્રો, ગરૂડો, ચમરી ગાયો, દેવતાઓ. ઋષિઓ, ગંધર્વો પિશાચો, યક્ષો, અસુરો ગુહ્યકો, મહામચ્છ, વનહસ્તિ, ઘુવડ, નાના મચ્છ, તથા અશ્વ સરખા મુખ તથા સ્વરૂપવાળા અને નાના પ્રકારનાં શસ્ત્ર તથા તલવાર ધારણ કરેલા રાક્ષસો અને ગદા તથા મુદ્ગર ધારણ કરેલા યાતુધાનો ઉત્પન્ન થયા. તેઓથી સર્વ જગત્ વ્યાપી ગયું. પછી ત્રણ મસ્તકવાળા, ચાર દાઢવાળા, ચાર મુખવાળા, ચાર ભુજાવાળા અને માંસ, ચરબી, રૂધિર તથા અસ્થિ યુક્ત દેહવાળા તથા અનેક પ્રકારના સ્વરૂપવાળા તેઓ દૈત્યોનો નાશ કરવા લાગ્યા; જેથી અનેકોનો નાશ થયો. તે વેળા હે રાજન ! મેં પણ સૂર્ય તથા અગ્નિ સરખા તેજોમય અને વજ્ર તથા વિજળી સરખા કાંતિમાન લોહનાં અનેક બાણો મૂકીને એક મુહૂર્તમાં તે દૈત્યોને નાશ કર્યાં. હે શ્રેષ્ઠ રાજન ! એ પ્રમાણે મારા ગાંડીવ ધનુષ્યમાંથી નીકળેલાં બાણોએ કરી આકાશમાંથી મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડેલા દૈત્યોને જોઇને, મેં ત્રિપુરાસુરને નાશ કરનાર રૂદ્રને નમસ્કાર કર્યાં. તે વખત રૂદ્રાસ્ત્રે કરી નાશ પામેલા અને દિવ્ય વસ્ત્ર તથા અલંકાર ધારણ કરેલા દૈત્યોને જોઇને, ઇંદ્રનો સારથિ માતલિ ઘણો આનંદ પામ્યો. દેવતાઓથી પણ ન થઇ શકે એવાં અને કોઇથી સહન પણ ન થાય એવાં તે મારા પરાક્રમને જોઇ હાથ જોડી મારો સત્કાર કરતાં મને કહેવા લાગ્યો કે હે પાર્થ ! તમે આ યુદ્ધમાં જે દેવતાઓ તથા અસુરોથી સહન ન થાય એવું કર્મ કર્યું તે દેવતાઓના ઇશ્વર ઇંદ્રથી પણ થઇ શકે નહીં. વળી હે શૂરવીર ! તમે પોતાના પરાક્રમ તથા તપના બળે કરી જે દેવતાઓ તથા અસુરોથી ભેદ ન થઇ શકે એવું અને આકાશમાં ગતિ કરનારૂં આ મોટું હિરણ્યપુર ઉજડ કર્યું એ બહુ સારૂં કર્યું. હે રાજન ! હવે જ્યારે આકાશમાં ગતિ કરનારૂં હિરણ્યપુર નાશ પામ્યું તથા દૈત્યો નાશ પામ્યા ત્યારે કુરરી પક્ષીણિઓની પેઠે મહા દુઃખયુક્ત થએલી તેમની સર્વ સ્ત્રિઓ મસ્તકના કેશ છૂટા મૂકી મોટા શબ્દ કરતી રણભૂમિમાં આવી પોતાના પિતા, પુત્ર, ભાઈ તથા પતિઓનો શોચ કરતી પડી ગઇ અને પોતાની છાતીયો મુઠીઓ મારતી ઘણા કૃપણ શબ્દથી રડવા લાગી. તે સમયે હે ભ્રાત ! શોક, દુઃખ અને દીનતાવાળી પ્રજાવાળું, શોભા વગરનું, દૈત્યોરૂપ ઇશ્વર નાશ પામી ગયા હતા જેના એવું અને ગંધર્વનગર સરખું તે પુર, જેમ નાગ વગરનો હદ તથા સુકાયલાં વૃક્ષોવાળું વન શોભે નહીં, તેમ શોભતું નહતું. પછી માતલિ સારથિ જય મેળવવાથી હર્ષ પામેલા મનવાળા અને પરાક્રમનું કામ

કર્યું હતું જેણે એવા મને તે યુદ્ધ ભૂમિમાંથી દેવતાના રાજા ઇંદ્રના ભવન પ્રત્યે લઇ જવા લાગ્યો. ત્યારે હું નિવાતકવચોને તથા તે મહા પરાક્રમી દૈત્યોને નાશ કરી, હિરણ્યપુરનો ત્યાગ કરીને, મહા શોભાયમાન સ્વર્ગને વિષે ઇંદ્રની પાસે ગયો. તે વેળા હે મહા કાંતિમાન! માતલિએ ઇંદ્રને નિવાતકવચોની માયા તથા તેમનો નાશ, અને હિરણ્યપુરનો ભેદ તથા તેમાં રહેનારા દૈત્યોનો નિવાસ એ સર્વ મારૂં પરાક્રમ યથાર્થ કહી સંભળાવ્યું, જેથી હર્ષને પામેલા ઇંદ્ર સર્વ દેવતાઓ સહિત, ઘણું સારૂં કર્યું એમ મારૂં વખાણ કરવા લાગ્યા. પછી દેવતાઓ સહિત તેમના રાજા ઇંદ્રે વારંવાર મને આશ્વાસના કરીને, શ્રેષ્ઠ મધુર વાણીથી કહ્યું કે—હે અર્જુન! તેં દેવતા તથા અસુરોથી ન થઇ શકે એવું મારા શત્રુ દૈત્યોને નાશ કરવારૂપ કર્મ મારે માટે કર્યું. હે ધનંજય! જેવી રીતે તું નિવાતકવચોને નાશ કરતી વેળા યુદ્ધમાં સ્થિર થઇ ઉભો તથા મોહ વગરનો થઇને તેં અસ્ત્રો મુક્યાં તથા વાર્યાં, તેવી રીતેજ તારે સદૈવ હર કયાંય પણ, યુદ્ધમાં સ્થિર થઇ ઉભા રહેવું અને અસ્ત્રબળ વાપરવું. તું યુદ્ધમાં દેવતાઓ, દૈત્યો, રાક્ષસો, યક્ષો, ગંધર્વો, પક્ષીના ગણો તથા સર્પોને અસહ્ય થઇશ. હે કુંતીના પુત્ર અર્જુન! તારી ભુજાના બળથી જીતાયલી પૃથ્વીનું કુંતીના પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિર પાલન કરશે.

वसुधां चापि कौंतेय त्वद्बाहुबल निर्जितां
पालयिष्यति धर्मात्मा कुंतीपुत्रो युधिष्ठिरः ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि हिरण्यपुरदैत्यवधे गुर्जरभाषायां त्रिसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७३ ॥

## અધ્યાય ૧૭૪ મો. અર્જુનને ઇંદ્રે આપેલી ભેટ.

अर्जुन उवाच—ततो मां प्रतिविश्वस्तं संरुढ सर विक्षतं
देवराजो विगृह्येदं काले वचनमब्रवीत् ॥

અર્જુન કહે છે—હે યુધિષ્ઠિર રાજન! ત્યાર પછી વળી દેવરાજ ઇંદ્રે હું બળવાન સર્વ શત્રુઓને જીતીશ એવો વિશ્વાસ હતો જેને એવા અને શરીરમાં ખૂંચી ગયેલા બાણોથી ક્ષત પડયાં હતાં જેને એવા મને હાથ ઝાલીને, આવી રીતે વખત પ્રમાણે વાક્ય કહ્યાં કે હે ભારત! તને સર્વ દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ થઇ છે માટે પૃથ્વીને વિષે તને પરાભવ કરવાને કોઇ મનુષ્ય સમર્થ નથી. વળી ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ અને બીજા સર્વ રાજાઓ સહિત શકુનિમાં, યુદ્ધને વિષે તારામાં જેટલું પરાક્રમ છે, તેનો સોળમો ભાગ પણ પરાક્રમ નથી. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને ઇંદ્રે મને પોતાના શરીર ઉપરનું કોઇ દિવસ ભેદ ન પામે એવું આ કવચ, આ સુવર્ણની માળા તથા સુંદર સ્વરવાળો દેવદત્ત નામનો શંખ આપીને, પોતેજ આ મુકુટ મારા મસ્તક ઉપર પહેરાવ્યો. ત્યાર પછી વળી તેણે મને પ્રિય, દિવ્ય અને મ્હોટાં વસ્ત્રો તથા અલંકારો આપ્યાં. હે નૃપ! એ પ્રમાણે ઇંદ્રના ભવનને વિષે સત્કારને પામેલો હું ગંધર્વોના બાળકોની સાથે સુખે કરીને સુધ રહેતો હતો. ત્યાર કેડે મારે વિષે દેવતાઓ સહિત પ્રીતિમાન ઇંદ્રે મને કહ્યું કે હે અર્જુન! હવે તારે

અહીંથી જવાનો સમય આવ્યો છે, તારા સર્વ ભાઇઓ તને સંભારે છે. હે ભારત ! એ પ્રમાણે હું આપણને વન તથા થયેલા ક્લેશને સંભારતાં. ઇંદ્રના શ્રેષ્ઠ સ્વર્ગ લોકને વિષે પાંચ વર્ષ સુધી રહીને આ ગંધમાદન પર્વત પ્રત્યે આવ્યો: અને મેં તે પર્વતના શિખર ઉપર ભાઇઓથી વિંટાઇ બેઠેલા તમને દીઠા. યુધિષ્ઠિરે પૂછ્યું કે હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા અર્જુન ! તું દિવ્ય અસ્ત્રોને પામી, દેવતાના રાજા ઇંદ્રનું આરાધન કરી, યુદ્ધમાં પાર્વતી સહિત મહાદેવજીને જોઇને તેમને સંતોષયુક્ત કરી તથા સર્વ લોકપાલોની ભેટ લઇને, અહીં આવી અમને મળ્યો એ ઘણું સારૂં થયું. હે પાર્થ ! હું આજે આપણે મોટાં શહેરો સહિત સર્વ પૃથ્વીને જીતી તથા ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો વશ કર્યા એમ માનું છું: પણ હું તારાં દિવ્ય અસ્ત્રો જોવા ઇચ્છુ છું, જેઓથી તે મહા પરાક્રમી નિવાતકવચોનો નાશ કર્યો. અર્જુન કહે છે—હે યુધિષ્ઠિર બંધુ ! તમે મેં જે દિવ્ય અસ્ત્રોથી મહા ભયંકર પરાક્રમવાળા નિવાતકવચોને નાશ કર્યા, તે અસ્ત્રોને આવતી પ્રાતઃકાળે જોશો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે ધનંજય અર્જુન પોતાના ભાઇ યુધિષ્ઠિરને, પોતાના આવવા સંબંધી વાર્તા કહીને, પોતાના સર્વ ભાઇઓ સહિત તે દિવસની રાત્રિ ત્યાં રહ્યા.

एवमागमनं तत्र कथं चित्वा धनंजयः
भ्रातृभिः सहितः सर्वे रजनिं तामुवासह ॥

इति श्रीमहाभारते वनपर्वणि निवातकवचयुद्धपर्वणि अस्त्रदर्शनसंकेते गुर्जरभाषायां चतुःसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७४ ॥

---

## અધ્યાય ૧૭૫ મો. ઇન્દ્રના અસ્ત્રનાં દર્શન.

वैशंपायन उवाच—तस्यां रात्र्यां व्यतीतायां धर्मराजो युधिष्ठिरः
उत्थायावश्य कार्याणि कृतवा न्भ्रातृभिः सह ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય રાજન ! હવે તે રાત્રિ વ્યતીત થઈ ત્યારે ઉઠી ધર્મરાજ યુધિષ્ઠિર રાજાએ, પોતાના ભાઇઓ સહિત આવશ્યક કાર્ય કરીને, પોતાની માતાને આનંદ આપનાર અર્જુનને કહ્યું કે હે કુંતીના પુત્ર ! તેં જે અસ્ત્રોએ કરી દૈત્યોને જીત્યા, તે અસ્ત્રો અમને દેખાડ. હે રાજન ! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને પાંડવ અર્જુન, દેવતાઓએ આપેલાં દિવ્ય અસ્ત્રો દેખાડવા લાગ્યો. ત્યારે મહા તેજસ્વી અર્જુન અત્યંત પવિત્રતા યુક્ત થઇ, પર્વતરૂપી કુબેર, પોતાના પગરૂપી ચાક અને અક્ષ તથા કુબેરનાં બંધનનું ત્રણ અગ્ર ભાગવાળા કાષ્ઠયુક્ત પૃથ્વીરૂપ રથ પોતાના મનમાં કલ્પના કરી તે ઉપર બેસી, ઇંદ્રે આપેલું મહા પ્રકાશમાન કવચ પોતાના શરીર ઉપર ધારણ કરી, ગાંડીવ ધનુષ્યને ગ્રહણ કરીને તે અસ્ત્ર દેખાડવા માટે મૂકવા લાગ્યો. તે સમયે અર્જુને પોતાના પગે કરી પૃથ્વીને આક્રમણ કરી, તેથી વૃક્ષ સહિત તે કંપવા લાગી, નદિઓ તથા સમુદ્ર ક્ષોભ પામ્યા, પર્વતો ભેદ પામવા લાગ્યા, વાયુ બંધ થયો, સૂર્ય પ્રકાશ રહિત થયો, અગ્નિ જાજ્વલ્યમાન ન થતો હતો અને બ્રાહ્મણોને વેદો કંઇ શોભતા ન હતા. તે વેળા પૃથ્વી ઉપરના પ્રાણી માત્ર પીડાયુક્ત થઇ, તાપ પામવાથી થરથર કંપાયમાન થઇને. અર્જુન પાસે

આવી હાથ જોડી તેને અસ્ત્ર મૂકવાથી નિવારણ કરવા લાગ્યા. તે વખતે કેટલાક બ્રહ્મર્ષિઓ કેટલાક મહર્ષિઓ, સિદ્ધો, સ્થાવર તથા જંગમના સર્વ ભૂત પ્રાણિઓ, દેવ ઋષિઓ, દેવતાઓ. યક્ષો રાક્ષસો, ગંધર્વો, પક્ષિઓ તથા આકાશમાં ગતિ કરનારાં સર્વ પ્રાણી માત્ર આવીને. અર્જુન પાસે ઉભાં. ત્યાર પછી બ્રહ્મા, સર્વ લોકપાલ અને પોતાના ગણો સહિત મહાદેવજી પણ ત્યાં અર્જુનની પાસે આવ્યા. તે સમયે હે રાજન! વાયુ પુષ્પની સુગંધ યુક્ત મંદમંદ અર્જુનને વાવા લાગ્યો. દેવતાઓના કહેવાથી ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, તે વખતે હે રાજન! દેવતાઓના કહેવાથી નારદજી અર્જુન પાસે આવીને, તેને સાંભળવા લાયક આવી રીતે કહેવા લાગ્યા કે હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા અર્જુન! તું આ દિવ્ય અસ્ત્ર મૂક માં. કેમકે લક્ષ્ય વગર તે મૂકવાં નહીં. અરે! કોઇ શૂરવીર પુરૂષ પોતે યુદ્ધમાં પીડાયુક્ત ન થયો હોય અને સામે શત્રુ લક્ષ્યરૂપ હોય તોપણ આવાં અસ્ત્રો મૂકતા નથી; કેમકે મૂકનારથી ધાર્યા ઉપરાંત વિનાશરૂપ અવગુણ થાય છે; માટે હે અર્જુન! તને જેવી રીતે અસ્ત્રો મળ્યાં છે તેવી રીતે એની તું રક્ષા કર, એ તને બળની તથા સુખની પ્રાપ્તિ કરનાર થશે. હે પાંડવ! જો તું એ અસ્ત્રોની રક્ષા નહીં કરે અને કોઇ વખતે મૂકયા કરીશ, તો તેનાથી ત્રણ લોકનો વિનાશ થશે; વાસ્તે તારે હવે આવી રીતે ફરીને નહીં કરવું. હે જનમેજય! એ પ્રમાણે અર્જુનને કહીને નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું કે—હે શત્રુ વગરના યુધિષ્ઠિર રાજન! તમે શત્રુઓને નાશ કરવા સારૂ અર્જુન અસ્ત્રો મૂકશે ત્યારે તેમને જોશો. વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજન! એ પ્રમાણે સર્વ દેવતાઓ નારદજીના મુખે કરી અર્જુનને વારી જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા સૌ પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન! સર્વે ગયા પછી હર્ષ પામેલા કુંતીના પુત્ર પાંડવો સહિત તે વનમાં રહ્યા.

**तेषु सर्वेषु कौंतेयाः प्रतियातेषु पांडवाः**
**तस्मिन्नेव वने हृष्टा स्तऊषुः सह कृष्णया ॥**

**इति श्री महाभारते [illegible]नपर्वणि निवातकवचयुद्धपर्वणि अस्त्रदर्शने गुर्जरभाषायां पंचसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७६ ॥**

## અધ્યાય ૧૭૬ મો. ગંધમાદન પર્વતથી નીકળવું.

## आयजगर पर्व.

**जनमेजय उवाच—तस्मिन्कृता स्त्रे रथिनां प्रवीरे प्रत्यागते भवनाद्वृत्र[illegible]तुः**
**अतः परं किमकुर्वत पार्थाः समेत्यशूरेण धनंजयेन ॥**

જનમેજય! પૂછે છે–હે વૈશંપાયન ઋષિ! મેળવી હતી અસ્ત્રવિદ્યા જેણે એવા અને રથિ પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન, વૃત્રાસુરને નાશ કરનાર ઇંદ્રના ભવનથી આવ્યા પછી, સર્વ પાંડવોએ તેની સાથે મળીને શું કર્યું? વૈશંપાયન કહે છે—હે જનમેજય! મનુષ્યોમાં શ્રેષ્ઠ મહા શૂરવીર પાંડવો ઇંદ્ર સરખા પરાક્રમી અર્જુન સહિત, તે વનમાં અને તે પર્વત વિષેના શોભાયમાન કુબેરના બગીચામાં જઇને વિહાર કરતા હતા. તે સમયે ધનુષ્ય ધારણ કરેલો,

અસ્ત્રો ગ્રહણ કર્યાં હતાં જેણે એવા, કિરીટ મુકુટ પહેર્યો હતો જેણે એવા અને મનુષ્યોમાં શ્રેષ્ઠ અર્જુન, પર્વત વિષેના મહા શોભાયમાન સ્થાનોને અને ડુંગરાદિને ક્રીડા કરવા સારૂ વૃક્ષોને વિષે બાંધેલાં હારડાદિને જોતાં નિરંતર ફરતો હતો. પાંડુ રાજાના પુત્રો પાંડવો કુબેરની કૃપાથી ગંધમાદન પર્વતરૂપ સ્થાનને પામીને, પૃથ્વી ઉપરના મનુષ્યોની ઐશ્વર્યતાને ઇચ્છતા નહીં હતા. તેઓને ક્રીડા કરતાં કાળ અત્યંત શુભ વર્તતો હતો. હે રાજન! પાંડવોને અર્જુનને મળીને, તે પર્વતને વિષે એક રાત્રિ રહેવાની ઇચ્છાને ઠેકાણે ચાર રાત્રિ વિતી હતી. તેના વગર તેઓને જે એક રાત્રિ જતી હતી, તે છ અથવા દશ દિવસ સરખી થતી હતી. ત્યાર પછી હવે ભીમસેને, અર્જુને, નકુળે તથા સહદેવે યુધિષ્ઠિરની પાસે એકાંતમાં બેસીને, તેને પ્રિય લાગે એવાં હિતનાં વાક્ય કહ્યાં કે, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ રાજન! અમે તમારી પ્રતિજ્ઞા સત્ય થાય અને તમારૂં પ્રિય થાય તે માટેજ વનવાસનો ત્યાગ કરીને, અનુચરો સહિત દુર્યોધનને નાશ કરવા જતા નથી. અરે! સુખ ભોગવવા લાયક અને દુર્યોધને જેનાં સુખને હરણ કરી લીધાં છે એવા અમને વનમાં રહેતાં અગીઆર વર્ષ થયાં. અધમ બુદ્ધિ તથા છળવાળા તે દુષ્ટને છળ કરીને, અમે ગુપ્ત વાસ પણ સુખે કરીને રહીશું. હે પાર્થિવ! તમારા કહેવાથી અમે માનનો ત્યાગ કરીને શંકા વગરના થઇ વનોને વિષે ફરિએ છીએ. હવે આપણે કૌરવોની નજીક ક્યાં રહીશું. રાજ્યના લોભી તેઓ આપણને જાણશે, અને દૂર દેશ પ્રત્યે જઇ રહેશું તો જાણશે નહીં. હે ધર્મરાજ! આપણે દૂર દેશને વિષે એક વર્ષ સુધી ગુપ્ત રહ્યા પછી, આપણને તેણે જે દુઃખ પ્રાપ્ત થયાં છે, તે અધમ પુરૂષ દુર્યોધનને અર્પણ કરીશું અને સહાયતા કરનારાઓ સહિત તેને નાશ કરીને રાજ્યથી ભ્રષ્ટ કરીશું ત્યાર પછી તમે પૃથ્વીનું રાજ્ય કરજો. હે રાજન! આ દેશ સ્વર્ગ સરખો સુખ આપનાર છે અને શોકને ટાળનાર છે, પણ આપણને અહીં રહેવાથી સ્થાવર તથા જંગમ સર્વ લોકને વિષે તમારી કીર્તિ નાશ પામશે માટે તમે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલાઓનાં પરંપરાનાં રાજ્યને પામીને ઉત્તમ ક્રિયાઓ કરો. હે ભારત! હમણાં તમને કુબેરથી જે સુખ પ્રાપ્ત થાય છે તેતો સદૈવ પ્રાપ્ત થાય એમ છે, પણ હમણાં તમે, અપરાધી શત્રુઓને શિક્ષા તથા નાશ કરવાની બુદ્ધિ કરો. હે રાજન! યુદ્ધમાં કદી ઇંદ્ર પ્રાપ્ત થાય, તોપણ તે, તમારા તેજને સહન કરી શકે તેમ નથી. માટે આપણા શત્રુઓના પક્ષમાં કદી દેવતાઓ પ્રાપ્ત થાય તોપણ તેઓ આપણને વ્યથા કરી શકે તેમ નથી, કેમકે તમારી મતલબ સિદ્ધ કરવામાં શ્રીકૃષ્ણ તથા સાત્યકિ યાદવ સાવધ છે. વળી જેના સરખો બળવાન બીજો કોઇ નથી એવા આ અર્જુન તથા હું પણ યાદવો સહિત શ્રીકૃષ્ણ સરખાજ તમારૂં કાર્ય સિદ્ધ થાય તેમાં ઉશ્કેરાયલા છીએ, અને નકુલ તથા સહદેવ પણ યુદ્ધમાં અસ્ત્ર વાપરવામાં કુશળ છે; માટે હે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ! તમારે માટે યુદ્ધમાં શત્રુઓની ઉપર અસ્ત્રો મુકવામાં મુખ્ય એવા અમે આપણા શત્રુઓને પામીને, સર્વ સરખું કરીશું. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે પોતાના ભાઇઓનો મત જાણીને ધર્માત્મા યુધિષ્ઠિર રાજા, કુબેરનાં નિવાસ સ્થાનને પ્રદક્ષિણા કરી, બીજાં સ્થાનો, નદિયો, તળાવો તથા રાક્ષસોની રજા લઇ તે પર્વતની પ્રાર્થના કરી, પર્વતને જોતાં જે માર્ગે કરી આવ્યા હતા, તે માર્ગે કરી પાછા જવા લાગ્યા. તે વેળા યુધિષ્ઠિર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, હું આ મારા સ્નેહિયો સહિત શત્રુઓને જીતી રાજ્ય પામી મારાં સર્વ કાર્ય સિદ્ધ કરીને, પછી મનને વશ કરી તપ ક-

વા સારૂ અહીં આવીશ. હે રાજન ! એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને યુધિષ્ઠિર પોતાની સાથેના બ્રાહ્મણાદિ સહિત તે પર્વતથી રવાને થયા. ત્યારે પ્રસન્ન થયું હતું મન એવા મહર્ષિ આર્ષ્ટિષેણ, જેમ પિતા પુત્રને જવા રજા આપે,તેમ તેઓને રજા આપી થોડેક સુધી વળાવીને લોમશ ઋષિ સહિત, દેવતાઓના નિવાસ સ્થાનરૂપ મેરૂ પર્વત પ્રત્યે ગયા. પછી યુધિષ્ઠિર રાજાએ જે વેળા કઠીણ માર્ગ પ્રાપ્ત થયો. તે વેળા ઘટોત્કચને યાદ કર્યો કે તેજ સમય પોતાના ચાકરોરૂપ રાક્ષસો સહિત ત્યાં આવી અને તેઓને પર્વતના વિષમસ્થાનને વિષે વહન કર્યા. હે રાજન ! આર્ષ્ટિષેણે બતાવેલો હતો જવાનો માર્ગ જેમને એવા મનુષ્યોમાં મુખ્ય પાંડવો રમ્ય તીર્થો, તપોવન અને બીજાં મોટાં સરોવરોને જોતાં જતા હતા.

**तेनार्ष्टिषेणेन तथा नुशिष्टा स्तीर्थानि रम्याणि तपोवनानि**
**महांति चान्यानि सरांसि पार्थाः संपश्यमाना प्रययु र्नराग्र्याः ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि आजगरपर्वणि गंधमादनप्रस्थाने गुर्जरभाषायां षट्सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७६ ॥**

## અધ્યાય ૧૭૭ મો. અજગરના મુખમાં ભીમ.

**वैशंपायन उवाच—नगोत्तमं प्रस्रवणैरुपेतं दिशां गजैः किन्नर पक्षिभि श्च**
**सुखं निवासं जहतां हितेषां न प्रीतिरासीद्भरतर्षभाणां ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ભરત કુળમાં શ્રેષ્ઠ પાંડવોને જળનાં ઝરણાં વહેતાં હતાં જેમાં એવા અને વનહસ્તિ, કિન્નરો તથા પક્ષિઓવાળા ઉત્તમ પર્વતને વિષે રહેવારૂપ પોતાના સુખનો ત્યાગ કરવામાં પ્રીતિ થતી ન હતી. ત્યાર પછી ભરતકુળમાં શ્રેષ્ટ પાંડવોને મેઘ સરખા વર્ણવાળા કૈલાસ પર્વતને જોઇને, વળી મોટો હર્ષ થયો. મહા શૂરવીર પાંડવો. ઉંચા પર્વતના શિખરો, પર્વતની ગુફાઓએ કરી સાંકડી જમીન, સિંહોને રહેવાનાં સ્થાનો, પર્વત ઉપરની નદિઓ વિષેની પાળો, જળનાં ઝરણાંઓ, અગાધ જળનાં સ્થાનો, તથા મૃગ, પક્ષી અને હસ્તિઓએ સેવન કરેલાં શોભાયમાન મોટાં વનોને જોતાં જતા હતા. મોટા ધનુષ્ય ધારી, તરવાર ધારણ કરનારા અને મનુષ્યમાં શ્રેષ્ટ ભરત કુળમાં ઉત્પન્ન થયેલા પાંડવો, રમ્ય વન, નદિઓ, તળાવો અને પર્વતની ગુફાઓ પ્રત્યે દિવસો તથા રાત્રિએ પોતાના ઇચ્છા પ્રમાણે નિવાસ કરતા હતા. પછી અચિંત્ય શોભાવાળા કૈલાસ પર્વતને પછવાડે મુકી સર્વે પાંડવો, વૃષપર્વા નામના ઋષિના રમ્ય આશ્રમ પ્રત્યે આવી બેઠા. ત્યારે તેઓએ તેનો સત્કાર કરીને. તેને ગંધમાદન પર્વત ઉપરના નિવાસની વાતો યથાર્થ કહી સંભળાવી. પછી મહા શૂરવીર પાંડવો દેવર્ષિ તથા મહર્ષિઓ જ્યાં રહ્યા હતા એવા વૃષપર્વાના આશ્રમમાં એક રાત્રિ રહીને, સુખે કરી બદરીકાશ્રમ પ્રત્યે નિવાસ કરવા સારૂ વળી રવાને થયા. પછી મોટા અનુભવવાળા તેઓ, નારાયણના આશ્રમ પ્રત્યે નિવાસ કરી રહ્યા અને કુબેરની શ્રેષ્ટ તળાવડીને જોતાં, જેમ પાપ વગરના બ્રાહ્મણો નંદન વનપ્રત્યે જઇને વિહાર કરે, તેમ પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરતા હતા. પછી બદરીકાશ્રમને વિષે એક માસ પર્યંત વિહાર કરીને તેઓ, સુબાહુ રાજાના દેશ પ્રત્યે જવા સારૂ રવાને થઇ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તે થઇને

તે રસ્તે કરી જવા લાગ્યા ત્યારે રસ્તાને વિષે ચીના, તુખારો, દરદો તથા પુલિંદના રત્નમય દેશોનું ઉલંઘન કરીને તેઓએ સુબાહુ રાજાના પુરને જોયું. તે સમયે હે જનમેજય ! સુબાહુ રાજા પોતાના દેશમાં આવેલા પાંડવોને સાંભળીને મોટા હર્ષથી તેમની સામે ગયો; કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા તેઓએ મોટો સત્કાર કર્યો. પછી સુબાહુ રાજાને મળીને પાંડવો પોતાના સારથિ, ઇંદ્ર સેનાદિ ચાકરો તથા રસોઈઆઓ સહિત ત્યાં એક રાત્રિ પર્યંત સુખે કરી રહ્યા. ત્યાર કેડે બીજે દિવસ થયો ત્યારે પોતાના સારથિઓ તથા રથોને લઇ, ચાકરો સહિત ઘટોત્કચને જવાની રજા આપીને પાંડવો, યમુના તરફ વિસ્તારવાળા યમુનોદ્ગમ નામના પર્વત પ્રત્યે ગયા અને તે પર્વતની તળેટી પાસે વિશાખયૂપ નામના સ્થાનને વિષે નિવાસ કરી વરાહ, મૃગો તથા પક્ષિયોવાળાં અને ચૈત્રરથવન સરખાં શોભાયમાન વનને વિષે મૃગયા કરતા એક વર્ષ પર્યંત વિહાર કરવા લાગ્યા. તેવામાં ભીમસેને તે પર્વતની ગુહાને વિષે મહા બળવાન, ક્ષુધાએ કરી પીડા પામેલા અને સાક્ષાત્ મૃત્યુરૂપ સર્પને જોઇ, તેના તેજથી મોહ પામવાને લીધે વ્યથાવાન અંતઃકરણયુક્ત થયા અને તેજ વખતે તેણે ગ્રહણ કર્યા. ત્યારે સર્પ જેના શરીર ઉપર વિંટાઈ ગયો હતો એવા ભીમસેનને જોઇને મહા તેજસ્વી યુધિષ્ઠિર રાજાએ તેનાથી છોડાવ્યા. પછી પાંડવો પોતાને વનમાં આવ્યે બાર વર્ષ પ્રાપ્ત થયાં, ત્યારે તે એક વર્ષ વનમાં રહેવા સારૂ તે વિશાખયૂપથી રવાને થઇ મરૂધન્વ દેશની સાનિધ્ય સરસ્વતી પ્રત્યે આવીને દ્વૈતવનને જોયું. પછી ધનુર્વેદમાં પ્રીતિ રાખનારાઓમાં મુખ્ય પાંડવોએ તે દ્વૈતવનમાં રહેલા તપશ્ચર્યાવાન, જીતેંદ્રિય, આચારવાન, સમાધિ કરનાર, દર્ભનાં આસનોવાળા અને જળનાં કમંડળ જેમની પાસે હતાં એવા વાનપ્રસ્થોને જોતાં તે વનમાં પ્રવેશ કર્યો ને અનેક વૃક્ષોને જોયાં. હે રાજન ! પાંડુ રાજાના પુત્રો પાંડવો ગાંધર્વો યક્ષ તથા મહર્ષિઓની જાણે ઓજ હોય શું એવી અને દેવતાઓને નિવાસ કરવાનું ગૃહજ હોય શું એવી તે સરસ્વતીની સાનિધ્ય પ્રીતિથી ફરતાં સુખે કરી ક્રીડા કરતા હતા.

तां यक्षगंधर्वमहर्षिकांतामागारभूतामिव देवतानां
सरस्वतीं प्रीतियुताश्चरंतः सुखं विजह्रुर्नरदेवपुत्राः ॥

इति श्रीमहाभारते वनपर्वणि आजगरपर्वणि पुनर्द्वैतवनप्रवेशे गुर्जरभाषायां सप्तसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७७ ॥

---

## અધ્યાય ૧૭૮ મો. અજગરના મુખમાં ભીમ.

जनमेजय उवाच—कथं नागायुतप्राणो भीमो भीमपराक्रमः
भयमाहारयत्तीव्रं तस्मादाजगरान्मुने ॥

જનમેજય પૂછે છે—હે મુનિ ! દશ હજાર હસ્તિ સરખા પ્રાણવાળા અને ભયંકર પરાક્રમી ભીમસેને, તે અજગરથી કેમ તીવ્ર ભયને પામ્યો ? જે ગર્વિષ્ટે યુદ્ધમાં પુલસ્ત્યના પુત્ર કુબેરને યુદ્ધ કરવા સારૂ બોલાવ્યા હતા તેની તલાવડી પ્રત્યે યક્ષ અને રાક્ષસોને નાશ કર્યા હતા. તેને તમો ભયયુક્ત થયા એમ કહો છો, તેથી મને મોટું આશ્ચર્ય થાય છે માટે હું તે વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે રાજન ! રાજઋષિ વૃષપર્વાના આશ્રમથી આવેલા મહા ધનુષ્ય ધારી પાંડવો, ઘણા આશ્ચર્યવાળા વનને વિષે વસતા હતા. તેવામાં ધનુ-

ખ્ય તથા બાણુ ધારણ કરેલા અને તલવાર બાંધેલા ભીમસેને, દેવતાઓ તથા ગંધર્વોએ સેવન કરેલાં અનેક વૃક્ષોવાળાં વનને તથા હિમાદ્રિ પર્વતના દેવતા, ઋષિ, સિદ્ધ તથા અપ્સરાઓના ગણે સેવેલાં ચકોર, ચક્રવાક, જીવજીવક, કોકિલા અને ભમરાદિ પક્ષિઓ જેમાં સર્વત્ર શબ્દ કરતાં હતાં એવાં નિત્ય ફળ તથા પુષ્પવાળાં, ઠંડા સ્પર્શવાળાં કોમળ પત્રયુક્ત, મોટી છાયાવાળાં અને જોવાથી મન તથા નેત્રને આનંદ આપે એવાં વૃક્ષોવાળાં સ્થાનોને અને વૈદૂર્યમણિ સરખાં જળવાળી તથા હંસ અને કારંડવ પક્ષિઓ જેમાં હતાં એવી પર્વતની નદીને જોઇને મહા બળવાન ભીમસેન, તે વનને વિષે મૃગયા કરવા સારૂ બાણોએ કરી મૃગો, સિંહો, વરાહો તથા પાડાઓને નાશ કરતાં વૃક્ષોને ઉખેડી ભાગી નાખતા હતા. વળી ભયંકર પરાક્રમી અને ભય વગરના તે, પૃથ્વીના સ્થાનોને તથા વનોને ગજાવતા અને પર્વતના શિખરોને તોડતાં મોટા શબ્દ કરતા હતા. વળી નિર્ભય ભીમસેન વૃક્ષોને ચારે કોર ફેંકતાં તથા પોતાનાં શબ્દે કરી સર્વ પૃથ્વીને ગજાવતાં મોટા હર્ષથી વનમાં ફરતા હતા. હે રાજન! સદૈવ ગર્વિષ્ટ ભીમસેન વનને વિષે પોતાનો ખભો ઠોકતા હતા, સિંહનાદ સરખા મોટા શબ્દને કરતા હતા તથા તાળીઓ વગાડતા હતા. તે સમય ભીમસેનના શબ્દને સાંભળીને મોટા પરાક્રમી હસ્તિઓ તથા મહા બળવાન સિંહોએ પોતાની રહેવાની ગુફાઓનો ત્યાગ કર્યો હતો. મનુષ્યોમાં સિંહરૂપ, વનચર સરખા અને ભય વગરના ભીમસેન, મહા ભયંકર વનને વિષે મૃગો સારૂ ક્યારેક દોડતા હતા. ક્યારેક ઉભા રહેતા હતા અને ક્યારેક બેસતા પણ હતા. હે જનમેજય! મહા શૂરવીર ભીમસેન પગે ચાલી વનમાં આવીને, સર્વ ભૂત પ્રાણિઓને ત્રાસ ઉત્પન્ન કરતાં ભયંકર શબ્દ કરતા તે જે સાંભળવાથી ભય પામેલા સર્પો પોતાને રહેવાનાં દરોનો ત્યાગ કરી એક બીજાઓની સાથે આસ્તે આસ્તે જતા હતા. પછી દેવતા સરખા મહા બળવાન ભીમસેને ગુફાને વિષે પ્રાપ્ત થયેલા, પોતાના શરીરે કરી સર્વ ગુફાને ઘેરી લીધેલા, પર્વત જેવડાં મોટાં શરીરવાળા, મહા બળવાન, વિચિત્ર અંગવાળા, પીળા દેહવાળા, ચાર દાઢયુક્ત ગુફા સરખાં મૂખ તથા લાલ નેત્ર કરી શોભતા, વારંવાર જીભને ફડફડાવતા, સર્વ ભૂતપ્રાણિને ત્રાસ ઉત્પન્ન કરનાર, સાક્ષાત્ કાળ સરખા અને પોતાનો ફુંફવાડા તથા શબ્દે કરી જાણે અન્ય પ્રાણિઓને ભદસંનાજ કરતો હોય એવા સર્પને જોયો. પછી અત્યંત ક્રોધ પામેલો તે સર્પરૂપ ગ્રાહ ભીમસેન પાસે આવીને, મોટા બળથી તેની બે ભુજાઓને ગ્રહણ કરી; ત્યારે તેને પૂર્વે વરદાન પ્રાપ્ત થયું હતું તેથી તે પોતાના દેહનું ભાન ભૂલી ગયા અને અકસ્માત મોહ પામ્યા. તેથી હે રાજન! દશ હજાર હસ્તીના સરખું અને શત્રુઓથી સહન ન થાય એવું ભુજાનું બળ સર્વ વ્યર્થ થયું; કેમકે સર્પને વશ થયેલા મહા તેજસ્વી તે, તેનાથી છૂટવાને ઘણા તડફડતા હતા, પણ લગારે છૂટી નહિ શકતા અને બુદ્ધિ વગરના થઇ ગયા હતા તોપણ મહા શૂરવીર ભીમસેન પોતાના દેહને છોડાવવાના ઘણા પ્રયત્ન કરતા હતા. ને તે સર્પને લગાર પણ બાધ કરી નહી શકતા હતા.

स हि प्रयत्नमकरोत्तीव्रमात्मविमोक्षणे

न चैनमशक[illegible]रः कथं चित्प्रतिबाधितुं ॥

इति श्रीमहाभारते वनपर्वणि आजगरपर्वणि अजगरग्रहणे गुर्जरभाषायां षष्ठसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७८ ॥

---

## અધ્યાય ૧૭૯ મો. અજગર યુધિષ્ઠિર સંવાદ.

**वैशंपायन उवाच—स भीमसेनस्तेजस्वी तथा सर्प वशंगतः**
**चिंतयामास सर्पस्य वीर्यं मत्यद्भुतंमहत ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! સર્પને વશ થયેલા મહા તેજસ્વી ભીમસેન, તેના અત્યંત અદ્ભુત મોટા પરાક્રમનું ચિંતન કરીને, તેને કહેવા લાગ્યા કે—હે સર્પોમાં શ્રેષ્ઠ સર્પ ! તું કોણ છે ? તેં મને ગ્રહણ કર્યો છે તેથી શું કરીશ ? તે સુખે કરી મને કહે. હું યુધિષ્ઠિર પછી જન્મેલો અને દશ હજાર હસ્તિના સરખો બળવાન ભીમસેન નામે પાંડવ છું. તેને તેં વશ કેમ કર્યો ? અરે ! મેં યુદ્ધમાં સિંહ, ચિત્તા, વાઘ, વ્યાઘ્ર, પાડા તથા મદોન્મત્ત હસ્તિ સેંકડોને નાશ કર્યા છે ! વળી હે શ્રેષ્ઠ સર્પ ! યુદ્ધમાં રાક્ષસો, પિશાચો અને મહા બળવાન સર્પો મારી ભુજાના બળને સહન કરવા સમર્થ નથી ! હું તારાથી છૂટવાનો ઘણો ઉદ્યોગ કરૂં છું, પણ તેં વશ કરવાથી છૂટો પડી શકતો નથી, માટે તારામાં એવી વિદ્યાનું શું બળ છે અથવા તને કંઇ વરદાન પ્રાપ્ત થયું છે ? અરે ! મારી મતિ મનુષ્યોનું બળ વૃથા છે એમ નિશ્ચય કરે છે, કેમકે મારૂં બળ મોટું છે, પણ તેં નાશ કર્યું ! વૈશંપાયન કહે છે હે જનમેજય ! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળીને સર્પે, તેના શરીરને પોતાના દેહે કરી વીંટી લઇ હસ્તને છોડી આપી તેને કહ્યું કે—હે મોટી ભુજાવાન ભીમસેન ! દૈવે ક્ષુધાયુક્ત મને ઘણે કાળે તારારૂપ ભક્ષ્ય પ્રાપ્ત કર્યું એ ઘણું સારૂં થયું; દેહ ધારીને પોતાના પ્રાણ ઘણા પ્રિય છે ! હે શત્રુઓને દમન કરનાર શ્રેષ્ઠ પાંડવ ! મને જે કારણથી આ સર્પના સ્વરૂપની પ્રાપ્તિ થઇ છે, તે મારે તને અવશ્ય કહેવું જોઇએ, માટે હું કહું તે સાંભળ—હું ઋષિઓના શાપથી આ સર્પરૂપ અવસ્થાને પામ્યો છું, પણ તેનો અંત આવે એવી ઇચ્છાથી કહું છું કે, તારા પૂર્વજોનો પૂર્વજ અને આયુનો પુત્ર નહુષ નામે રાજઋષિ તારા સાંભળવામાં હશે, તે હું છું, મેં બ્રાહ્મણોનું અપમાન કરીને અગસ્ત્યના શાપથી આ અવસ્થાને પામ્યો છું માટે તું આ મારાં દૈવ જો. તું હું તમારા વંશમાં ઉત્પન્ન થયો છું માટે ભક્ષ્ય કરવા અયોગ્ય નથી એમ કહીશ, તોપણ હું તને ભક્ષ્ય કરવા ઇચ્છું છું, કારણ કે મારાં એવાંજ દૈવ છે. હે પુરૂષમાં શ્રેષ્ઠ ! દિવસના છઠ્ઠા કાળને વિષે મારી નજીક પ્રાપ્ત થયેલો હસ્તિ અથવા પાડો કોઇ જીવતો જતો નથી. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! મેં તને સર્પ જાતિના સ્વભાવથી ગ્રહણ કર્યો નથી. ઋષિના વરદાનથી ગ્રહણ કર્યો છે, કેમકે જ્યારે હું ઇંદ્રાસનથી પડવા લાગ્યો, ત્યારે મેં તે ઋષિને કહ્યું કે હે મુનિમાં શ્રેષ્ઠ ! તમે મને શાપ આપ્યો પણ તેનો અંત આવે એવો અનુગ્રહ કરો. ત્યારે તે ઋષિએ મને કહ્યું કે આ શાપનો અંત ઘણે કાળે આવશે તે એવી રીતે કે, જ્યારે તું મહા બળવાનને ગ્રહણ કરીશ અને જ્યારે તારા પ્રશ્નનો ઉત્તર આપશે, ત્યારે આ શાપનો અંત આવશે. તું તથા તે પણ સુખ પામશો. હે ભીમસેન ! એ પ્રમાણે કહીને બીજા બ્રાહ્મણો સહિત તે અગસ્ત્ય ઋષિ અંતર્ધાન થયા, પછી હું સ્વર્ગથી પૃથ્વીને વિષે પડ્યો, ને આ સર્પના દેહને પામ્યો પણ મને

પૂર્વની સ્મૃતિ નાશ પામી નથી તેનું પ્રત્યક્ષ પ્રમાણ કે મેં મારી પૂર્વની વાત તને કહી સંભળાવી. હે મોટી કાંતિવાન ભીમસેન ! પરમદુષ્ટ કર્મવાળો હું સર્પના જન્મને પામીને, તેથી છૂટવાના કાળની ઇચ્છા કરૂં છું. હે રાજન ! એ પ્રમાણે સર્પનાં વચન સાંભળીને મોટી ભુજાવાળા ભીમસેને તેને કહ્યું કે હે મોટા સર્પ ! તેં મને ગ્રહણ કર્યો તેથી હું ક્રોધ પામતો નથી તથા મારી નિંદા પણ કરતો નથી; કેમકે મનુષ્યને સુખ અથવા દુઃખ જે પ્રાપ્ત થવાનું હોય, તેજ પ્રાપ્ત થાય છે; કારણ ભાવી હોય છે તે અભાવી થતું નથી અને અભાવી હોય છે તે ભાવી થતું નથી. માટે સુખની નિવૃત્તિ તથા દુઃખની પ્રાપ્તિને વિષે કોઇએ મનમાં ખેદ લાવવો નહીં. હે સર્પ ! દૈવને નિવૃત્ત કરવા કોઇ સમર્થ નથી. માટે તેજ શ્રેષ્ઠ છે અને પુરૂષાર્થ વૃથા છે એમ હું માનું છું, કેમકે દૈવના યોગથી મારી ભુજાનું બળ વ્યર્થ થયું, અને વગર કારણે અહીં હું આ અવસ્થાને પામ્યો. પણ તેનો કશો શોચ કરતો નથી. તોપણ હું જેવો રાજ્યથી ભ્રષ્ટ થઇ વનમાં આવેલા મારા ભાઇઓનો શોચ કરૂં છું, તેવો જે આ મારા દેહની ઉપર તું વિંટાઇ ગયો છે, તેનો શોચ કરતો નથી. અરે ! મારા વગરના મારા ભાઇઓ વિહ્વલ થઇને, યક્ષ તથા રાક્ષસો જેમાં રહે છે એવા અને દુઃખે કરી પણ ન જઇ શકાય એવા હિમવાન પર્વતને વિષે મારી શોધ કરવાનો પ્રયત્ન કરશે; પણ જ્યારે મારા વિનાશની વાર્તા સાંભળશે, ત્યારે મારી શોધના ઉદ્યોગથી નિવૃત્ત પામશે ! અરે ! કૌરવોને જીતીને પાછું રાજ્ય ગ્રહણ કરીશ એવી ઇચ્છાવાળો હું છું, તેને નિમિત્તે સત્ય પ્રતિજ્ઞાવાળા મારા ભાઇઓ ખેદ પામશે ! પણ બુદ્ધિમાન્, સર્વ અસ્ત્ર વિદ્યા જાણનાર, દેવતા, ગંધર્વ તથા રાક્ષસોથી બાધ નહીં પામનાર અને બળવાન અર્જુન મારો વિનાશ સાંભળીને ખેદ પામશે નહીં, કેમકે ઇંદ્રને પણ ઇંદ્રાસનથી ભ્રષ્ટ કરવા સમર્થ છે; માટે તે એકજ, દુષ્ટ દ્યૂત ખેલનાર, સર્વનો દ્વેષ કરનાર અને દંભ તથા મોહને પરાયણ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને રાજ્યપદથી ભ્રષ્ટ કરવાને પૂરો છે ! અરે હું પોતાના પુત્રોનું શ્રેય ઇચ્છનારી અને કૃપણ મારી માતાનો શોચ કરૂં છું; કેમકે જે અમને શત્રુઓ કરતાં અધિક મોટાઇ પ્રાપ્ત થાય એમ ઇચ્છે છે ! અરે હે ભુજંગમ ! અનાથ મારી માતાના મારા વિષેના સર્વ મનોરથ, મારો વિનાશ સાંભળવાથી નિષ્ફળ થશે ! અરે ! પોતાના વડીલોનો આશ્રય કરનાર, મારા બાહુબળથી રક્ષા પામેલા અને અમે પુરૂષ છીએ એમ ગર્વ રાખનાર નકુળ તથા સહદેવ પણ મારો વિનાશ સાંભળીને ઉત્સાહ, વીર્ય તથા પરાક્રમ વગરના થશે એમ હું માનું છું ! હે ભારત ! સર્પ જેના શરીર ઉપર વીંટાઇ રહ્યો હતો એવા ભીમસેન એ પ્રમાણે ઘણા વિલાપ કરતા હતા, પણ લગાર છૂટી શકતા ન હતા.

હવે કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા અશુભ સૂચક અપશુકનોને જોઇને તેનો વિચાર કરતા અસ્વસ્થ ચિત્તવાન થયા. તે અપશુકનો એવી રીતના થયા કે, તેમના આશ્રમની નજીક પ્રકાશમાન દક્ષિણ દિશામાં બેસીને ભસુ નામના જાનવરો અકલ્યાણરૂપ ભયંકર શબ્દ કરવા લાગ્યા, એક પાંખ, એક આંખ અને એક પગવાળા અજશૃંગી નામનાં પક્ષી સૂર્ય સામે બેસીને, રૂધિર ઓકતા દેખાવા લાગ્યા, જેનાથી કાંકરા ઉડે એવો પ્રચંડ વાયુ વાવા લાગ્યો. ડાબી બાજુ મૃગ તથા પક્ષિઓ શબ્દ કરવા લાગ્યા, વારંવાર જમણી ભુજા સ્ફુરવા લાગી, હૃદય તથા ડાબા પગમાં તાપ થવા લાગ્યો અને ડાબું નેત્ર સ્ફુરવા લાગ્યું; ઇત્યાદિ અપશુકનને જોઇને મોટી બુદ્ધિવાળા યુધિષ્ઠિર રાજન મોટો ભય પ્રાપ્ત થશે એમ માની દ્રૌપદીને પૂછવા લાગ્યા કે

હે પાંચાલિ! ભીમસેન ક્યાં છે? એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને દ્રૌપદિએ કહ્યું કે હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્! ભીમસેનને ગયે ઘણીવાર થઇ છે. હે જનમેજય! એ પ્રમાણે દ્રૌપદીનાં વચન સાંભળીને યુધિષ્ઠિર રાજન પોતાની સાથે ધૌમ્યાચાર્યને લઇ, તમારે દ્રૌપદીની રક્ષા કરવી એમ અર્જુનને અને નકુળ તથા સહદેવને તમારે બ્રાહ્મણોની રક્ષા કરવી એમ કહીને તેની શોધ કરવા સારૂં વનમાં ગયા. ત્યારે યુધિષ્ઠિર રાજન પોતાના આશ્રમ પાસેથી ભીમસેનનાં પગલાં જોતાં તેની શોધ કરવા વનમાં ફરવા લાગ્યા. ત્યારે તેણે પૂર્વ દિશાને વિષે ભીમસેનના પરાક્રમને સૂચવે એવી રીતે મૃત્યુ પામી પડેલા મદોન્મત્ત હસ્તિઓને જોયા. વળી હજારો મૃગો તથા સેંકડો સિંહો મૃત્યુને વશ થઇ પૃથ્વી ઉપર પડેલા જોઇ આ ભીમસેનનું કર્મ છે એમ માનીને, યુધિષ્ઠિર આગળ ચાલ્યા, તો ત્યાં તેણે તેના ચાલવાના વેગે કરી સાથળમાંથી ઉત્પન્ન થયેલા વાયુના બળવડે ભાગી પૃથ્વી ઉપર પડેલાં અસંખ્ય વૃક્ષોને જોયાં. હે રાજન! ઇત્યાદિ ચિન્હોને જોવાથી અહીંથી ભીમસેન ગયા છે એમ માનીને યુધિષ્ઠિર રાજન ત્યાંથી પણ આગળ ચાલ્યા. ત્યારે તેણે જ્યાં ઘણો વાયુ વાતો હતો એવી, પાંદડાં વગરનાં વૃક્ષોથી સાંકડી, ઉખર જમીનવાળી, જળ વગરની, કાંટાના વૃક્ષોથી સંપૂર્ણ, પથ્થર ઉપર ઉગેલાં ટૂંકાં વૃક્ષોથી છવાઇ ગઇ હતી જમીન જેના વિષે એવી, દુઃખે કરી પણ ન જઇ શકાય અને અત્યંત વિષમ એવી પર્વતની ગુફાને વિષે સર્પે ગ્રહણ કરેલા અને લગાર પણ છુટી નહીં શકતા એવા પોતાના નાના ભાઇ ભીમસેનને જોયા.

जस्मस्थाणुक्षुपाकीर्णे सुदुर्गेविषमोत्कटे
गृहीतं भुजगेंद्रेण निश्चेष्टमनुजं तदा ॥

इति श्रीमहाभारते वनपर्वणि आजगरपर्वणि युधिष्ठिरभीमदर्शने गुर्जरभाषाया मूनाशीत्यधिकशततमोऽध्यायः ॥ १७९ ॥

## અધ્યાય ૧૮૦ મો. અજગર અને યુધિષ્ઠિરનો સંવાદ.

वैशंपायन उवाच—युधिष्ठिरस्तमासाद्य सर्पभोगेन वेष्टितं
दयितं भ्रातरं धीमानिदं वचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સર્પ જેના શરીર ઉપર વીંટાયો હતો એવા બુદ્ધિમાન્ પોતાના પ્રિય ભાઇ ભીમસેનની પાસે આવીને યુધિષ્ઠિર રાજા તેને આવી રીતે કહેવા લાગ્યા કે હે કુંતીના પુત્ર! તું આવી આપત્તિને કેમ પામ્યો? પર્વત જેવડા દેહવાળો આ ઉત્તમ સર્પ કોણ છે? હે રાજન! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી તેની સામું જોઇને, ભીમસેન પોતાને સર્પે ગ્રહણ કર્યા તે સંબંધી કહેવા લાગ્યા કે હે જ્યેષ્ઠ બંધુ! આ મહા પરાક્રમી રાજઋષિ નહુષ સર્પને રૂપે છે, ને તેણે મને ભક્ષ કરવા સારૂ ગ્રહણ કર્યો છે, હે પરિક્ષિતના પુત્ર જનમેજય! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળીને, યુધિષ્ઠિર રાજાએ તે સર્પને કહ્યું કે હે મોટી આયુષ્યવાળા! અગણિત પરાક્રમવાળા આ મારા ભાઇને તું મૂક, અમે તને ક્ષુધા નિવૃત્ત થાય એવો બીજો આહાર લાવી પ્રાપ્ત કરશું. સર્પે કહ્યું કે અરે! આ રાજપુત્ર આહાર માટે મારા મુખ નજીક પ્રાપ્ત થયો છે, ને તમે અહીંથી જાઓ, તમારે અહીં રહેવું નહીં; કારણ જો તમને અહીં આવતી કાલ થશે, તો તમે પણ મારા આહારરૂપ થશો! કેમકે

જે કોઇ મારી નજીક પ્રાપ્ત થાય તે મારો આહાર થાય એવું મારૂં વ્રત છે. માટે તમે પણ મારી નજીક પ્રાપ્ત થયા છો! અરે! મને આજ તમારા નાના ભાઇરૂપ આહાર ઘણે કાળે પ્રાપ્ત થયો છે, વાસ્તે હું એને મૂકીશ નહીં કારણ કે એમના વગર બીજા આહારને ઇચ્છતો નથી! યુધિષ્ઠિરે કહ્યું કે હે સર્પ! તું દેવતા વા દૈત્ય અથવા સર્પ જે હોય તે મને કહે કારણ હું યુધિષ્ઠિર તને પૂછું છું. હે સર્પ! તેં ભીમસેનને શા વાસ્તે ગ્રહણ કર્યો? તને શું લાવી આપવાથી અથવા શું જાણવાથી પ્રીતિ થશે? હું તને શું આહાર લાવી આપું? અને કેવી રીતે કરવાથી તું આ ભીમસેનને મૂકીશ? તે મને કહે. સર્પ બોલ્યો કે હે નિષ્પાપ રાજન! તમારો પૂર્વજ અને ચંદ્રથી પાંચમી પેઢીએ ઉત્પન્ન થયેલો આયુનો જ્યેષ્ઠ પુત્ર હું નહુષ નામે રાજા છું. હે પાર્થ! મેં યજ્ઞો, તપશ્ચર્યા, વેદાધ્યયન, ઇંદ્રિયનિગ્રહ તથા પરાક્રમથી ત્રણ લોકની ઐશ્વર્યતા પામવાના હેતુથી ગર્વયુક્ત થઇને, એક હજાર બ્રાહ્મણોની પાસે પાલખી ઉપડાવી તેમનું અપમાન કર્યું. તેથી ક્રોધ પામેલા અગસ્ત્ય મુનિએ મને આ દશાની પ્રાપ્તિ કરી છે પણ તે ઋષિના અનુગ્રહથી તે મારી યાદદાસ્ત આજ દિવસ સુધી નાશ પામી નથી. હે ભારત! આ તમારો નાનો ભાઇ દિવસના છઠ્ઠા કાળને વિષે મને આહારરૂપે પ્રાપ્ત થયો છે, માટે હું એને મૂકીશ નહીં અને એના બદલે બીજા કશા આહારની ઇચ્છા કરતો નથી; પણ જો તમે હું પ્રશ્ન કરૂં તેનો ઉત્તર આપશો, તો એને મૂકીશ. યુધિષ્ઠિરે કહ્યું કે હે સર્પ! તું તારી ઇચ્છા પ્રમાણે બોલ, જો હું તારી પ્રીતિ પરિપૂર્ણ કરવા સમર્થ હઇશ, તો તારાં વચનનો ઉત્તર આપીશ; કેમકે આ લોકને વિષે બ્રાહ્મણોને જે જાણવાનું છે, તે તું જાણે છે, માટે તારાં વાક્ય સાંભળ્યા પછી તેનો ઉત્તર કહીશ.

સર્પ બોલ્યો કે—હે રાજન! બ્રાહ્મણ કોને કહેવો? તેને જાણવાનું શું? તે કહો; જેથી હું તમને મતિમાન જાણીશ. યુધિષ્ઠિરે કહ્યું કે–હે સર્પ! જેને વિષે સત્ય ભાષણ, દાન, ક્ષમા શ્રેષ્ઠ, શીળ, ભલાઇ, સ્વધર્માચરણ તથા દયા એ ગુણ હોય છે તેને બ્રાહ્મણ જાણવો. હે સર્પ! જાણવા યોગ્ય પરબ્રહ્મજ છે, જેને વિષે સુખ તથા દુઃખ કંઇ નથી તથા જેને પામવાથી જીવને કંઇ પણ શોચની પ્રાપ્તિ થતી નથી. એ પ્રમાણે મેં તારા પ્રશ્નનો ઉત્તર આપ્યો, હવે તું બીજું શું પૂછવા ઇચ્છે છે?

સર્પે કહ્યું કે–હે યુધિષ્ઠિર! ચારે વર્ણે સત્ય ભાષણ કરવું અને પરબ્રહ્મને ઓળખવા એમ વેદોમાં અનેક પ્રમાણ છે. હે રાજન! શૂદ્રને વિષે પણ તમારા કહેલા બ્રાહ્મણના સત્ય ભાષણ, દાન, અક્રોધ, ભલાઇ, અહિંસા અને દયાદિ ગુણ હોય છે. હે નરાધિપ! તમે જાણવા યોગ્ય અને સુખ તથા દુઃખ વગરનું જીવોને પ્રાપ્તિ સ્થાન કહ્યું, પણ તે વગરનું બીજું પ્રાપ્તિ સ્થાન નથી એમ હું જાણું છું. યુધિષ્ઠિર બોલ્યા કે–હે સર્પ! શૂદ્રને વિષે જે શમાદિ લક્ષણ રહ્યાં છે, તે બ્રાહ્મણને વિષે હોતાં નથી, ને કદી કોઇ શૂદ્ર જાતિના પુરૂષને વિષે તેની જાતિનાં લક્ષણ હોય નહીં અને બ્રાહ્મણના શમદમાદિ લક્ષણ હોય તો તેને શૂદ્ર જાણવો નહીં, બ્રાહ્મણજ જાણવો, અને કોઇ બ્રાહ્મણ જાતિનો પુરૂષ હોય પણ તેને વિષે તે જાતિનાં લક્ષણ હોય નહીં અને શૂદ્ર જાતિના કામ તથા ક્રોધાદિ લક્ષણ હોય તો તેને બ્રાહ્મણ જાણવો નહીં શૂદ્રજ જાણવો. હે ભુજંગમ! દરેક જાતિના પુરૂષને વિષે બ્રાહ્મણનાં લક્ષણ હોય તો તેનેજ બ્રાહ્મણ કહેવો, અને જેને વિષે બ્રાહ્મણનાં લક્ષણ ન હોય, તો તેને શૂદ્ર કહેવો. હે સર્પ! તેં એવું કહ્યું કે જાણવા

યોગ્ય પરબ્રહ્મરૂપ પદ છે. હવે સુખ તથા દુઃખ વગરનું બીજું કોઇ પદ નથી એમ તું કહીશ, તો મારો પણ મત એમજ છે કે, સુખ તથા દુઃખ એ બે વગર બ્રહ્મપદ પણ નથી કેમકે ત્યાં રહેલા કેટલાકોને ઐશ્વર્ય કમી હોય છે, તો તેને દુઃખ હોય છે. માટે જેમ શીતળતા અને ઉષ્ણતાની મધ્યે તે બેઉ કંઇ નથી એટલે બેઉ છે, તેમ સુખ તથા દુઃખ વગરનું કોઇ પણ પદ નથી એમ મારી મતિ છે પછી તો તું માનતો હોય તે ખરૂં.

સર્પ બોલ્યો કે હે આયુષ્યવાન રાજન ! જો તમારા કહેવા પ્રમાણે સોળ સંસ્કાર સહિત વ્રત યુક્ત જે હોય તેજ બ્રાહ્મણ કહેવાય છે, તો જ્યાંસુધી "ક્રિયા" જાત કર્માદિ સંસ્કાર ન થયા હોય, ત્યાંસુધી જાતિભેદ વૃથા છે ? યુધિષ્ઠિરે કહ્યું કે હે મોટી બુદ્ધિવાળા સર્પ ! મનુષ્યોની જાતિની પરિક્ષા કરવી કઠીણ છે એમ મારી મતિ છે, કારણ સર્વ વર્ણની ઉત્પત્તિ સંકર જાતિથી છે, એટલે માતા શૂદ્રી અને પિતા બ્રાહ્મણ અથવા પિતા શૂદ્ર અને માતા બ્રાહ્મણી હોય છે. કેમકે ગમે તે જાતિનાં સ્ત્રી તથા પુરૂષ હોય તોપણ સંતાન ઉત્પન્ન કરે છે, અને સર્વ મનુષ્યોને વાણી, મૈથુન, જન્મ તથા મરણ પણ સરખાંજ છે. માટે જે વેદના મંત્રનો ઉચ્ચાર કરીને યજ્ઞ કરે છે તેનેજ બ્રાહ્મણ જાણવો એમ વેદનું પ્રમાણ છે: વળી તે યજ્ઞ કરવા એજ જેને ઇષ્ટ હોય છે તેને તેમ કહેવો એમ તત્વદર્શી પુરૂષ પણ જાણે છે. વળી હે સર્પ ! જન્મેલા જે બાળકને નાળ વધાર્યા પહેલાં જાતકર્મ થાય છે અને ઉપવિત પ્રાપ્ત થવા વખતે તેની માતા સાવિત્રી તથા પિતા ગુરૂ હોય છે, ને ઉપવિત પ્રાપ્ત થાય એટલે તેને વેદનો અધિકાર થાય છે; પણ જ્યાં સુધી જેને વેદનો અધિકાર નથી થયો, ત્યાં સુધી તે બ્રાહ્મણની જાતિમાં ઉત્પન્ન થયો હોય તોપણ શૂદ્ર સરખોજ છે: કારણ તે પુરૂષને વિષે એવો સંભવ રહે છે કે તે સંકર જાતિથી તો ઉત્પન્ન નહીં થયો હોય એમ સ્વયંભુ મનુનો મત છે. હે સર્પના રાજન ! શ્રેષ્ઠ વર્ણમાં ઉત્પન્ન થયેલો પુરૂષ હોય, પણ સંસ્કાર સહિત વ્રત પાળતો ન હોય, તો તેને સંકર જાતિથી ઉત્પન્ન થયેલો એમ જાણવો: ને જે સંસ્કાર સહિત વ્રત પાળતો હોય, તેનેજ બ્રાહ્મણ જાણવો એ તો મેં તને પ્રથમજ કહ્યું છે. સર્પે કહ્યું કે હે યુધિષ્ઠિર ! જાણવાને યોગ્ય જે પરબ્રહ્મ તેને જાણ્યું છે જેણે એવા તમારાં મેં વચન સાંભળ્યાં માટે હવે તમારા ભાઇ વૃકોદર આ ભીમસેનને હું શા માટે ભક્ષ્ય કરૂં ?

श्रुतं विदितवेद्यस्य तव वाक्यं युधिष्ठिर
भक्षयेयमहं कस्माद् भ्रातरं ते वृकोदरं ॥

इति श्री महाभारते वनपर्वणि आजगरपर्वणि अजगरयुधिष्ठिरसंवादे गुर्जरभाषायामशीत्यधिकशततमोऽध्यायः ॥ १८० ॥

---

## અધ્યાય ૧૮૧ મો. અજગરનો ઉદ્ધાર.

युधिष्ठिर उवाच—भवानेतादृशो लोके वेदवेदांगपारगः
ब्रूहि किं कुर्वतः कर्म भवेद्गतिरनुत्तमा ॥

યુધિષ્ઠિર કહે છે—સર્પ ! લોકને વિષે તું વેદ તથા વેદાંગના પારને પામેલો છે, માટે શું કર્મ કરવાથી ઉત્તમ ગતિ થાય ? તે કહે. સર્પ બોલ્યો કે હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! જે પુરૂષ સુપાત્રને દાન આપે, પ્રિય અને સત્ય વચન બોલે, તથા

હિંસા ન કરે, તે પુરૂષ સ્વર્ગ પ્રત્યે જાય એવી મારી મતિ છે. યુધિષ્ઠિરે કહ્યું કે, હે સર્પ ! દાન તથા સત્યતાને વિષે ઉત્તમ શું ? અને અહિંસા તથા પ્રિય બોલવું અથવા હરેકનું પ્રિય કરવું તેમાં ન્યૂનાધિકપણું કોનું ? તે કહે. સર્પે કહ્યું કે, હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્ ! દાન સત્યતા અહિંસા અને પ્રિય વચન બોલવું અથવા હરેકનું પ્રિય કરવું એ સર્વનાં કાર્ય અનેક રીતિનાં જૂદાં જૂદાં છે માટે તેમનું ન્યૂનાધિકપણું છે એમ દેખાય છે. કેટલાંક કાર્યમાં દાન કરતાં સત્યતા અધિક દેખાય છે કેટલાંક કાર્યમાં સત્ય વાક્ય કરતાં દાન પણ અધિક છે એમ દેખાય છે. તેમજ હે મહીપતિ ! પ્રિય વચન બોલવાથી અહિંસા અધિક ગણાય છે અને તે કરતાં પણ સર્વનું પ્રિય કરવું એ તો અત્યંતજ અધિક છે. હે રાજન ! એ પ્રમાણે દાન, સત્યતા, અહિંસા અને પ્રિય વચન બોલવું અથવા કોઇનું પ્રિય કરવું એમનું ન્યૂનાધિકપણું કાર્યના ન્યૂનાધિકપણાથી જણાય છે એમ હું માનું છું. હવે તમારા મનમાં જે પ્રશ્ન કરવા મરજી હોય તે કહો તેનો હું ઉત્તર આપીશ. યુધિષ્ઠિરે કહ્યું કે, હે સર્પ ! મૃત્યુ પામેલા જીવને સ્વર્ગ ગતિ, કર્મનાં ફળ અને અનેક પ્રકારના વિષયોની પ્રાપ્તિ કેમ મનાય ? સર્પે કહ્યું કે, હે યુધિષ્ઠિર રાજન ! જીવને પોતાના કર્મે કરી ત્રણ પ્રકારની ગતિ થાય છે તે એ કે મનુષ્ય જન્મ, સ્વર્ગમાં નિવાસ અને પશુ પક્ષીનો જન્મ. હે પાર્થ ! દાન આપવા આદિ સત્કર્મમાં આલસ્ય વગરનો પુરૂષ, હિંસા ન કરવી એજ જેમાં મુખ્ય છે એવાં શુભ કર્મોએ કરી સ્વર્ગ પ્રત્યે જાય છે, તેથી વિપરીત કર્મોએ કરી મનુષ્ય દેહથી છુટીને પશુ પક્ષીના જન્મને પામે છે. પક્ષીનાજ જન્મથી છુટેલો જીવ મનુષ્ય જન્મને પણ પામે છે અને ગાયો તથા અશ્વાદિના જન્મને વિષે વર્તમાન જીવને દેવતાપણાની પણ પ્રાપ્તિ થાય છે. હે રાજન ! જીવ પોતાના કર્મના યોગથી એ પ્રમાણે ગતિને પામે છે, માટે જ્ઞાની પુરૂષ પોતાના આત્માને પરબ્રહ્મને વિષે એકતારૂપે જૂવે છે. ને જે જીવ તેમ નથી જોતો, તે વારંવાર જન્મને પામે છે અને પોતાને સુખ પ્રાપ્ત થવા સારૂ અનેક કર્મ કરી તેના ફળને પામે છે. હે પાંડવ ! હરેક કર્મ નિષ્કામતાથી કરનાર જીવ પોતાનું ચિત્ત શુદ્ધ હોવાથી સકામ કર્મ કરનાર જીવને અનેક ગતિ પ્રાપ્ત થાય છે તે જુએ છે. યુધિષ્ઠિર બોલ્યા કે, હે સર્પ ! જેનું સ્વરૂપ આવું છે એમ કહી શકાતું નથી એવો આત્મા શબ્દ, સ્પર્શ, રૂપ, તથા ગંધ એ પાંચ વિષયોને ગ્રહણ કરે છે, પણ તેનું અધિષ્ઠાન શું ? તું વિષયોને સર્દેવ ગ્રહણ કરતો કેમ નથી ? હે મોટી મતિવાળા ! તું એ મારા સર્વ પ્રશ્નનો ઉત્તર કહે. સર્પ બોલ્યો કે, હે મોટા આયુષ્યવાન ! આત્મારૂપ પદાર્થ સ્થુળ તથા સૂક્ષ્મ શરીરની ઉપાધિરૂપ અવલંબનથી બુદ્ધયાદિ યુક્ત થઇને, યથાયોગ્ય સર્વ વિષયરૂપ ભોગને ભોગવે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જીવાત્માના દેહને વિષે જે ઇંદ્રિઓ છે, તે કહું તે સાંભળો-રૂપાદિ વિષયરૂપ જે બુદ્ધિનિ વૃત્તિ એનું નામ જ્ઞાન, વિષયોના કર્તાપણાદિથી જાણવું એનું નામ વિજ્ઞાન, એટલે બુદ્ધિ અને બહારની ઇંદ્રિઓથી વિષયોને ગ્રહણ કરનાર જે અંતઃકરણ તેનું નામ મન, એ ત્રણ ઇંદ્રિય જીવાત્માની દેહને વિષે રહી છે. હે યુધિષ્ઠિર ઇંદ્રિઓના દ્વારથી નીકળેલા જીવ ઇંદ્રિયરૂપ સ્થાનને રહેલા મને કરીને ક્રમથી સર્વ વિષયોને પામે છે. હે મનુષ્યમાં સિંહરૂપ ! તે મન બુદ્ધિએ કરી વિષય ગ્રહણ કરવામાં વ્યાપારવાન થાય છે, માટે સર્દેવ સર્વ વિષઓને ગ્રહણ કરતું નથી. હે પુરૂષમાં સિંહરૂપ, ભ્રકુટિના અંતરને વિષે રહેલો આત્મા, અનેક પ્રકારના વિષયોને વિષે ઉત્તમ તથા અધમ એવી બુદ્ધિને ઉત્પન્ન કરે છે. હે રાજાઓમાં સિંહરૂપ યુધિષ્ઠિર ! ગોગી

પુરૂષો શ્રેષ્ઠ બુદ્ધિએ કરી બુદ્ધિ અને અબુદ્ધિના સાક્ષી ક્ષેત્રજ્ઞના જ્ઞાનને જાણે છે, માટે એજ વિધિ આત્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ કરનાર છે. યુધિષ્ઠિરે પુછ્યું કે હે સર્પ ! મન અને બુદ્ધિનું પરમ લક્ષણ કહે; જેથી અધ્યાત્મ જ્ઞાન જાણનાર પુરૂષને જે જાણવાનું, તે જણાય. સર્પે કહ્યું કે, હે રાજન ! બુદ્ધિ આત્માની સાથે અત્યંત તાદાત્મ્યપણાને પામેલી છે, જે પરિણામાદિથી જણાય છે. વળી તે બુદ્ધિ આત્માના આશ્રયવાળી અને તેને ઇચ્છનારી છે. એમ જાણવું. કાર્યને વિષે બુદ્ધિ ઉત્પન્ન થાય છે, મનતો ઉત્પન્ન થયેલુંજ હોય છે; કેમકે બુદ્ધિના ગુણે કરી મન પણ તેવાજ ગુણવાળું થાય છે. હે રાજન ! એ પ્રમાણે બુદ્ધિ અને મનનો જે અંતર તે મેં તમને કહ્યો, જેથી તમે મારા કહેવા પ્રમાણે જ્ઞાનવાન થયા: પણ તમારા અંતઃકરણથી કેવી રીતે તેઓનો અંતર જાણો છો ! યુધિષ્ઠિરે કહ્યું કે હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ ! તારી બુદ્ધિ ઘણી શ્રેષ્ઠ છે, જે જાણવા યોગ્ય, તે તો તું જાણે છે, ને મને કેમ પૂછે છે ? સ્વર્ગમાં રહેલા, અદ્ભુત કર્મવાળા અને સર્વજ્ઞ તને મોહ કેમ પ્રાપ્ત થયો ! એ મને મોટો સંશય રહે છે. સર્પે કહ્યું કે હે શૂરવીર ! સુબુદ્ધિમાન્ અને સમૃદ્ધિના યોગથી સુખમાં વર્ત્તનાર પુરૂષ મોહ પામે છે એવી મારી મતિ છે: માટે હે યુધિષ્ઠિર ! ઐશ્વર્યતાના મોહથી મદ યુક્ત હું સ્વર્ગથી અહીં પડયો. ત્યાર પછી મેં ઐશ્વર્યતાના મદથી સુખ અને દયાદિ ગુણ નાશ પામે છે એમ જાણ્યું, જેથી તમને બોધ કર્યો. હે પરમ તપસ્વિ મહારાજ યુધિષ્ઠિર ! તમે મારી સાથે ભાષણ કરીને, મને શાપથી મુક્ત કર્યો એ મારૂં મોટું કાર્ય કર્યું. હે રાજન ! પૂર્વે ઐશ્વર્યતાના મદથી ગર્વ યુક્ત હુ દિવ્ય વિમાનમાં બેસીને સ્વર્ગમાં ફરતો હતો, ત્યારે બીજું કંઇ પણ ચિંતન કરતો નહીં હતો, બ્રહ્મર્ષિઓ, દેવતાઓ, ગંધર્વો, યક્ષો, રાક્ષસો તથા સર્પાદિ ત્રણ લોકમાં રહેનારા સર્વ મને કર આપતા હતા. હે પૃથ્વીના પતિ રાજન ! હુ મારી દ્દષ્ટિથી જે પ્રાણિને જોતો હતો તેનાં તેજને તત્કાળ હરણ કરતો હતો કેમકે એવું મારી દ્દષ્ટિનું બળ હતું, તેવામાં કોઇ કારણસર મેં એક હજાર બ્રાહ્મણોની પાસે પાલખી ઉપડાવી તેથી હું સમૃદ્ધિથી ભ્રષ્ટ થયો અને તે વેળા અગસ્ત્ય મુનિને સર્પ જલદી ચાલો જલદી ચાલો એમ કહીને પગે કરી સ્પર્શ કર્યો. તેથી તેણે ક્રોધ પામીને તું સર્પ થા એમ મને કહ્યું. ત્યારે હું સ્વર્ગથી પડવા લાગ્યો. તે વખત મેં હું સર્પ થઇશ એમ જાણીને અગસ્ત્યને પ્રાર્થના કરી કહ્યું કે હે ઋષિ ! પ્રમાદથી મૂઢ થયેલા મને તમે શાપ આપ્યો, પણ મારો અપરાધ ક્ષમા કરી તેનો અંત આવે એવો અનુગ્રહ કરો. હે રાજન ! એવાં મારાં વચન સાંભળીને તેણે મને કહ્યું કે હે રાજન ! તું અભિમાનથી કરેલાં ભયંકર પાપનું ફળ ભોગવી લઇશ, ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિર તને મારા આપેલા શાપથી મુકાવશે અને ત્યાર કેડે કલ્યાણને પામીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અગસ્ત્યનાં વચન સાંભળી તથા તેના તપનું બળ જોઇને પરમ વિસ્મય યુક્ત થયેલો હું આ અવસ્થા પામીને અહીં પ્રાપ્ત થયો. હે રાજન ! જે પુરૂષમાં બ્રહ્મને ઓળખવાના સત્યતા, દયા, તપ, દાન અહિંસા તથા ધર્માચરણરૂપ લક્ષણ સદૈવ હોય, તેનેજ બ્રાહ્મણ જાણવો, પણ કેવળ જાતિ તથા કુળથી જાણવો નહીં. હે ભારત ! આ તમારો મહા બળવાન ભાઇ ભીમસેન રિષ્ટથી મુકાયો, તમારૂં કલ્યાણ થાઓ, હું હવે સ્વર્ગ પ્રત્યે જઇશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે નહુષ રાજા કહી સર્પના દેહને મૂકી દિવ્ય દેહને પામીને. સ્વર્ગ પ્રત્યે ગયો. ત્યાર પછી ધર્માત્મા યુધિષ્ઠિર રાજા પણ ભીમસેનને

તથા ધૌમ્યાચાર્યને સાથે લઇને પાછા પોતાના આશ્રમ પ્રત્યે ગયા; ત્યારે તે વાક્ય સાંભળીને સર્વ બ્રાહ્મણો અર્જુનાદિ ત્રણ ભાઇઓ તથા મોટા યશવાળી દ્રૌપદી લજ્જા યુક્ત થયાં. પછી તે સર્વ બ્રાહ્મણોએ પાંડવોના હિતને માટે, ભીમસેનનને તેનાં સાહસ કર્મને નિંદતાં કહ્યું કે, તારે આવી રીતે બીજી વખત ન કરવું. હે રાજન ! પાંડવો સર્પના ભયથી મૂકાયેલા મહાબળવાન ભીમસેનને જોઇને મોટા હર્ષ યુક્ત થયા; અને મોટા આનંદથી વિહાર કરવા લાગ્યા.

पांडवास्तु भयान्मुक्तं प्रेक्ष्य भीमं महाबलं
हर्षमाहारयां चक्रुर्विजह्रुश्च मुदान्विताः ॥

इति श्रीमहाभारते वनपर्वणि आजगरपर्वणि भीममोचने गुर्जरभाषाया मेकाशित्यधिकशततमोऽध्यायः ॥ १८१ ॥

## અધ્યાય ૧૮૨ મો. કામ્યક વનમાં પ્રવેશ.

## मार्कंडेयसमस्या पर्व.

वैशंपायन उवाच—निदाघांतकरः कालः सर्वभूतसुखावहः
तत्रैव वसतां तेषां प्रावृट् समभिपद्यत ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાંડવો ત્યાં રહ્યા હતા તેટલામાં ગરમીને નાશ કરે એવો અને સર્વ ભૂતપ્રાણીને સુખ આપનાર વર્ષા ઋતુનો કાળ પ્રાપ્ત થયો. ત્યારે મોટા શબ્દ કરનાર શ્યામ વર્ણવાળો મેઘ પોતાની ઘટા ચઢાવીને, દિવસ તથા રાત્રિને વિષે નિરંતર વર્ષવા લાગ્યો. તેણે કરી સૂર્યની કાંતિ નિવૃત્ત પામી ગઇ વીજળીઓ વારંવાર થવા લાગી અને મંડપના સ્તંભપર ઊંચી સ્થિર ધારાથી વર્ષવા લાગ્યો. તેથી પૃથ્વી ઉપર કોમળ નીલાં તૃણ ઉગ્યાં હતાં મદોન્મત્ત દંશ કરનાર જંતુઓ સરકતાં હતાં અને ચોમેર જળ ભર્યાં હતાં તેથી સર્વ ભૂતપ્રાણિયોનાં મનને આનંદ આપે એવી તે ઋતુ શાંત દેખાતી હતી. હે રાજન ! પૃથ્વીપર વર્ષાદનું જળ ઘણું ભર્યું હતું તેથી તેની ઉપરના ખાડા તથા ઉંચી જમીન, નદિઓ અને સ્થાવરો કંઇ દેખાતાં ન હતાં. વર્ષાકાળને વિષે ઉછળતાં જળવાળી મોટા વેગવાળી અને બાણની પેઠે જલદી ગતિ કરનારી નદીઓ, વનને શોભા આપતી હતી, વળી વૃષ્ટિનાં જળથી ઢંકાઇ ગયા હતા દેહ જેમના, મોંઢાં બહાર હતાં જેમનાં અને શબ્દ કરતાં એવાં વરાહ, મૃગ તથા પક્ષિયોના અનેક તરેહના શબ્દ તે વનમાં સાંભળાતા હતા. વળી ચાતક, પુરકોકિલના ગણો સહિત મયૂર તથા મદોન્મત્ત અને ગર્વ યુક્ત દેડકાં વનમાં કૂદતાં હતાં તે વેળા પાંડવો પર્વત ઉપરના શુષ્કસ્થાનને વિષે ફરતા હતા. પછી શબ્દ કરતા એવા અનેક પ્રકારના વર્ષા ઋતુના કલ્પાણરૂપ મેઘ નિવૃત્ત પામ્યા. પછી ક્રૌંચ તથા હંસાદિ પક્ષિયો જેમાં સુખે કરી ગતિ કરી શકે, ઘણાં ઘાસવાળી વનપંક્તિયો હોય છે અને ઘણાં સ્વચ્છ જળવાળી નદિયો હોય છે એવી શોભાયમાન શરદ ઋતુ પ્રાપ્ત થઇ. ત્યારે શોભાયમાન પાંડવોએ નિર્મળ નક્ષત્રોનો ઉદય થયો હતો જેમાં એવાં આકાશ, મૃગ અને પક્ષિયો જેની ઉપર સુખે કરી ફરતાં હતાં એવી અને રજ જેને વિષે ઉડતી ન હતી એવી પૃથ્વી, અત્યંત ઠંડાકાર વાળી, ગ્રહ તથા નક્ષત્રો સહિત ચંદ્રનો ઉદય થયો હતો જેને વિષે એવી રાત્રિ

અને કુમુદ તથા કમળ ઉઘડેલાં હતાં જેને વિષે એવી અને [illegible] જળવાળી નદીઓ તથા તળાવડીઓને જોયાં. આકાશ સરખા વર્ણવાળા કિનારાવાળી અને સુંદર જળ ભર્યું હતું એવી પુણ્ય તીર્થરૂપ સરસ્વતી પ્રત્યે ફરતા પાંડવોને તેને જોતાં મોટા હર્ષની પ્રાપ્તિ થઇ હતી હે જનમેજય ! ત્યાંજ નિવાસ કરી રહેલા પાંડવોને કૃતિકા નક્ષત્રયુક્ત શરદ પુનમની કલ્યાણરૂપ રાત્રિ વ્યતીત થઇ હતી પછી મોટા પુણ્યવાન અને મોટી સમાધિ કરનાર તપસ્વિ બ્રાહ્મણો સહિત ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવોએ રથોમાં સાહિત્યો ભર્યા અને તે રાત્રિ નિવૃત્ત થઇ ત્યારે પાંડવો ધૌમ્ય, સારથિઓ તથા રસોઇઆ સહિત કામ્યક વન પ્રત્યે જવા નીકળ્યા.

**तमिस्राभ्युदये तस्मिन्धौम्येन सह पांडवाः**
**सुतैः पौरोगवैश्चैव काम्यकं प्रययुर्वनं ॥**

**इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसम[illegible]पर्वणि काम्यकवनप्रवेशे गुर्जरभाषायां द्व्यशित्यधिकशततमोऽध्यायः ॥ १८२ ॥**

## અધ્યાય ૧૮૩ મો. માર્કંડેય મુનિ કથા કહે છે.

**[illegible]पायन उवाच—काम्यकं प्राप्य कौरव्य [illegible]धिष्ठिर पुरो गमाः**
**कृतातिथ्या मुनिगणै र्निषेदुःसह [illegible]या ॥**

વૈશંપાયન કહે છે—હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા જનમેજય રાજન ! પછી બ્રાહ્મણોહિનું આતિથ્ય કર્યું હતું જેમણે એવા યુધિષ્ઠિરાદિ પાંડવો મુનિના ગણ તથા દ્રૌપદી સહિત, કામ્યક વનમાં આવીને બેઠા, તેમની સાથે વસતા એવા ઘણા બ્રાહ્મણો, અત્યંત વિદ્યાભ્યાસી પાંડવોને ચોતરફથી વીંટીને બેઠા. તે વેળા કોઇ બ્રાહ્મણ બોલ્યો કે—અર્જુનના પ્રિય સખા, મોટી ભુજાવાળા, ઇંદ્રિયો વશ કરી છે જેણે એવા અને ઉદાર બુદ્ધિવાળા શ્રીકૃષ્ણ અહીં આવશે કેમકે તમો અહીં આવ્યા તેની તેને ખબર છે તે સદૈવ તમને મળવાની તથા તમારા શ્રેયની ઇચ્છા રાખે છે. પછી દીર્ઘ આયુષ્યવાન શ્રેષ્ઠ સ્વધર્મનિષ્ઠ અને વેદાભ્યાસ તથા તપશ્ચર્યાએ યુક્ત માર્કંડેય ઋષિ પણ અહીં આવશે. હે રાજન ! એ પ્રમાણે તે બ્રાહ્મણ કહેતો હતો તેટલામાં રથિ પુરૂષોમાં શ્રેષ્ઠ અને કુરૂકુળમાં ઉત્તમ પાંડવોને જોવાની ઇચ્છા વાળા શ્રીકૃષ્ણ પોતાની સ્ત્રી સત્યભામા સહિત, શૈબ્ય તથા સુગ્રીવ નામના અશ્વો જોડેલા રથમાં બેસીને જેમ પૌલોમી સહિત ઇંદ્ર આવે, તેમ ત્યાં આવ્યા, ત્યારે હર્ષ પામેલા બુદ્ધિમાન્ દેવકીના પુત્ર શ્રીકૃષ્ણે પોતાના રથમાંથી ઉતરીને, યુધિષ્ઠિરને તથા ભીમસેનને અત્યંત નમ્રતા યુક્ત થઇ નમસ્કાર કર્યા અને ધૌમ્યાચાર્ય પૂજાદિ સત્કાર કર્યો. તે વેળા નકુળ તથા સહદેવે નમસ્કાર કર્યા જેને એવા શ્રીકૃષ્ણે અર્જુનને ભળીને, દ્રૌપદીને અનેક વાક્ય કહી શાંત કર્યાં. હે ભારત ! શત્રુઓને દમન કરનાર શ્રીકૃષ્ણ મહા શૂરવીર. ઘણે કાળે ઇંદ્ર ભવનથી આવેલા અને પોતાના પ્રિયમિત્ર અર્જુનને જોઇને, પોતાના હૃદય સાથ ગ્રહણ કરી વારંવાર મળ્યા. તેમજ શ્રીકૃષ્ણની પ્રિય સ્ત્રી સત્યભામા પણ, પાંડવોની સ્નેહવાન સ્ત્રી દ્રૌપદીને મળ્યાં. ત્યાર પછી સ્ત્રી દ્રૌપદી તથા પુરોહિત ધૌમ્ય સહિત સર્વ પાંડવો શ્રીકૃષ્ણની યથાવિધિ પૂજા કરીને તેને ચારે તરફથી વિંટી બેઠા. તે વેળા બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણ, અસુરોને નાશ કરનાર અર્જુનને ભળીને, જેમ ભૂત પ્રેતના અધિપતિ, મહાત્મા અને મહા સમર્થ મહાદેવજી કાર્તિક સ્વામિને

મળીને શોભે, તેમ શોભતા હતા. પછી અર્જુન પોતાને વનમાં થયેલાં સર્વ વૃત્તાંત કહીને શ્રીકૃષ્ણને પૂછ્યું કે—હે શ્રીકૃષ્ણ ! તમારાં બેન સુભદ્રા તથા તેનો પુત્ર અભીમન્યુ શું કુશળ છે ? હે જનમેજય ! એ પ્રમાણે અર્જુનનાં વાક્ય સાંભળીને શ્રીકૃષ્ણે તેનું વખાણ કરી કહ્યું કે—હે પાર્થ ! સર્વ કુશળ છે. હે રાજન ! એ પ્રમાણે અર્જુનને કહીને મધુ નામના દૈત્યને નાશ કરનાર શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને વખાણ કરતાં કહ્યું કે–હે પાંડવ ! યુધિષ્ઠિર રાજા, રાજ્યના લાભ કરતાં ધર્મનું સેવન કરવું એ ઉત્તમ છે; માટે તેને વાસ્તે તપ કરવું એમ બુદ્ધિમાન્ પુરૂષોએ કહ્યું છે વાસ્તે તમે સત્યના અને આર્જવથી ધર્મનું સેવન કરો છો તેથી આ લોક તથા પરલોકને જીત્યા છે. પૂર્વે વ્રતનું સેવન કરનારા તમે ધનુર્વેદ ભણવાથી તેને સારી રીતે પામીને, ક્ષત્રિયના ધર્મે કરી દ્રવ્ય મેળવી ઘણા યજ્ઞ કર્યા છે. હે મનુષ્યના રાજા યુધિષ્ઠિર ! તમને સંસાર ધર્મને વિષે કંઇ પ્રીતિ નથી તમે કોઇ તરેહની કામનાથી કંઇ પણ કરતા નથી અને દ્રવ્યાદિના લોભથી પોતાના ધર્મનો પણ ત્યાગ કરતા નથી માટે એ કારણથીજ તમારૂં ધર્મરાજ નામ છે. તમને રાજ્ય દ્રવ્ય, તથા અનેક તરેહનાં સુખ પ્રાપ્ત થયાં હતાં, તો પણ દાન આપવામાં, સત્ય ભાષણ કરવામાં અને શ્રદ્ધા, સત્વગુણયુક્ત બુદ્ધિ, ક્ષમા તથા ધીરજ રાખવામાં પણ અત્યંત પ્રીતિ સદૈવ હતી, હે પાંડવ ! જ્યારે કૌરવોની સભાને વિષે પ્રાપ્ત થયેલા કુરૂ તથા જાંગળ દેશમાં રહેનારા મનુષ્યોના સમૂહે પરવશ થએલી દ્રૌપદીને જોઇ, ત્યારે ધર્મ તથા વ્યવહાર વૃત્તિ નાશ પામી ગયાં હતાં તે અધર્મને તમારા વિના બીજો કોણ સહન કરી શકે ? હે રાજન ! સર્વ સમૃદ્ધિની કામનાવાળા તમે અવશ્ય થોડા કાળમાં સારી રીતે પ્રજાનું પાલન કરશો; કેમકે જ્યારે તમારી વનમાં રહેવાની પ્રતિજ્ઞા પૂરી થશે, ત્યારે અમે સૌ કૌરવોને નાશ કરવાનો યત્ન કરીશું ! હે જનમેજય ! એ પ્રમાણે યુધિષ્ઠિરને કહીને શ્રીકૃષ્ણે ધૌમ્યાચાર્ય, યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ, સહદેવ, તથા દ્રૌપદીને કહ્યું કે, તમને તમારા પુણ્યે કરી ઇંદ્ર પાસેથી મેળવ્યાં છે અસ્ત્ર જેણે એવા અને હર્ષયુક્ત અર્જુન પ્રાપ્ત થયો એ ઘણું સારૂં થયું. હે રાજન ! એ પ્રમાણે સર્વને કહીને દશાર્હકુળમાં સિંહરૂપ, તે કુળના પોષણ કરનાર અને પોતાના સંબંધિ પાંડવો સહિત બેઠેલા શ્રીકૃષ્ણે એકલી દ્રૌપદિને કહ્યું કે હે દ્રૌપદિ ! અર્જુનને મળેલાં તમે પોતાના સર્વ પતિયો સહિત થયાં એ ઘણું ઉત્તમ થયું. હે યાજ્ઞસેનિ ! ધનુર્વેદમાં પ્રીતિ રાખનારાઓમાં મુખ્ય અને સુંદર શીળવાળા તમારા પ્રતિવિંધ્યાદિ બાળક પુત્રો, સત્પુરૂષોના આચરણ પ્રમાણે સદૈવ પોતાના સંબંધિઓ સહિત ફરે છે. હે દ્રૌપદિ ! તમારા પિતા તથા ધૃષ્ટદ્યુમ્નાદિ ભાઇઓએ અમે તમને રાજ્ય તથા જશ આપશું એમ કહ્યું છે જેને એવા તમારા તે પુત્રો, દ્રુપદ તથા પોતાના મામાઓના ગૃહનેવિષે પ્રીતિને પામ્યા નહીં ધનુર્વેદમાં પ્રીતિ રાખનારાઓમાં મુખ્ય તેઓ ત્યાંથી મોટી કુશળતાથી આનર્ત દેશ પ્રત્યે યાદવોની પુરી દ્વારકામાં આવી રહ્યા છે પણ કોઇ મોટાઇવાળાઓની સ્પૃહા કરતા નથી. હે કૃષ્ણા ! જેમ તમે તથા શ્રેષ્ઠ કુંતી તેમને વિષે વર્તો, તેમ છે. વળી રૂકિમણીનો પુત્ર ! પ્રદ્યુમ્ન, જેમ અનિરૂદ્ધ, અભિમન્યું, સુનીથ તથા ભાનુને અસ્ત્રવિદ્યા શિખવે છે અને તેમને તેનામાં પ્રીતિ છે. તેમ તમારા પુત્રોને પણ અસ્ત્રવિદ્યા શિખવે છે અને તેઓને તેનામાં પ્રીતિ છે. વળી ગદા, તલવાર તથા ઢાલ ગ્રહણ કરવાની, શૂરવીરનાં અસ્ત્રો, સર્વ ષટ્શાસ્ત્ર તથા રથ અને અશ્વાદિ વાહન ઉપર બેસવાની વિદ્યા શિખનાર તથા બાલ્યાવસ્થાવાન અભિમન્યુ આલસ્યનો ત્યાગ કરીને, તમારા

પુત્રોને તથા અભિમન્યુને ધનુર્શાસ્ત્ર અને શસ્ત્રવિદ્યા વિધિ યુક્ત શિખવીને તેમનું પરાક્રમ જોઇ અત્યંત સંતોષ પામે છે. હે યાજ્ઞસેનિ ! તમારા સર્વ પુત્રો પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા સારૂ જ્યાં જાય છે ત્યાં તેમની વાંસે રથો તથા હસ્તિઆદિ વાહનોને લઇને ચાકરો જાય છે. હે જનમેજય ! એ પ્રમાણે દ્રોપદીને કહીને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજન ! દશાર્હ, કુકુર તથા અંધકકુળના આ યોદ્ધાઓ, તમારી આજ્ઞાનું પાલન કરતાં તમારી મરજી પ્રમાણે જ્યાં ઇચ્છો ત્યાં જઇ ઉભા રહો. બળદેવજી જેના નિયંતા છે એવા મથુરા દેશના યોદ્ધાઓની ચતુરંગિણી સેના કવચો તથા અસ્ત્રો ધારણ કરીને તમારે માટે ધનુષ્યના ટંકારવ કરવાથી વાયુને ઉત્પન્ન કરો ! હે પાંડવ ! તેઓ, પાપકર્મ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને તેના ભાઇઓ તથા સ્નેહિઓ સહિત, નરકાસુર અને શાલ્વ રાજાના મૃત્યુરૂપી માર્ગ પ્રત્યે જવા રવાને કરો. હે નરેંદ્ર ! તમે કૌરવોની સભામાં જેવી રીતે પ્રતિજ્ઞા કરી છે; તેવી રીતે તમારી ઇચ્છા પ્રમાણે હમણાં રહો; અને ત્યાર પછી હસ્તિનાપુરની પ્રજા, દશાર્હકુળના યોદ્ધાઓએ નાશ કર્યા હોય શત્રુ જેના એવા એવા તમારા રાજ્યની ઇચ્છા કરો ! હે રાજન ! હમણાં પાપ તથા ક્રોધ વગરના તમે જ્યાં ઇચ્છતા હો, ત્યાં વિહાર કરો ત્યાર પછી શોક વગરના થઇને જગત્‌માં પ્રસિદ્ધ એવા દેશ સહિત હસ્તિના પુરના રાજ્યને પામશો ! હે પરિક્ષતના પુત્ર ! એ પ્રમાણે શ્રીકૃષ્ણે યથાર્થ પોતાનો મત જણાવ્યો તે સાંભળી, તેની સામું જોઇ, વખાણ કરી, હાથ જોડીને યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે હે કેશવ ! પાંડવોને શરણ રહેવા યોગ્ય અને તેમના ગતિરૂપ તમેજ છો એમાં સંશય નથી માટે સમય આવે ત્યારે હમણાં કહેવા પ્રમાણે તમે કર્મ અવસ્ય કહેશો એમાં કંઇ આશ્ચર્ય નથી. હે શ્રીકૃષ્ણ ! મેં જેવી રીતે પ્રતિજ્ઞા લીધી છે, તેવી રીતે મનુષ્ય વગરના વનમાં ફરતાં અમને બાર વર્ષનો કાળ વ્યતિત થયો છે બાકી એક વર્ષ છુપી રીતે રહેવું છે તે પૂરો થયા બાદ અમે તમારેજ વશ છીએ. હે કેશવ ! અમારી બુદ્ધિ તમારૂં સેવન કરો, સત્યપણાને વિષે રહેલા અમ રૂપ પાંડવોને દાન, ધર્મ, પ્રજા સ્રિઓ તથા ભાઇઓ સહિત, તમેજ શરણસ્થાન છો. વૈશંપાયન કહે છે હે ભારત ! એ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિર તથા શ્રીકૃષ્ણ પરસ્પર વાતો કરતા હતા, એવામાં તપશ્ચર્યાએ કરી વૃદ્ધ, હજારો વર્ષની આવરદા વ્યતિત થઇ હતી જેને એવા, ધર્માત્મા, મોટા તપસ્વિ, જેના દેહને જરા અવસ્થાનાં કંઇ પણ લક્ષણ નહીં હતાં એવા, મૃત્યુના ભયવગરના, રૂપ તથા ઉદારતા ગુણયુક્ત અને પચ્ચીશ વર્ષના પુરૂષ સરખા સ્વરૂપવાળા માર્કંડેય ઋષિ કામ્યક વનમાં પાંડવોની પાસે આવ્યા. તેને જોઇને સર્વ બ્રાહ્મણો તથા પાંડવો સહિત શ્રીકૃષ્ણે તેનો પૂજાદિ સત્કાર કર્યો. પછી પૂજાદિ સત્કાર થયો હતો જેને એવા માર્કંડેય ઋષિને બ્રાહ્મણો તથા પાંડવોના મતથી શ્રીકૃષ્ણે કહ્યું કે હે ઋષિ ! આ પાંડવો, અહીં આવેલા બ્રાહ્મણો,, દ્રોપદી, સત્યભામા તથા હું તમારાં વચન સાંભળવા ઇચ્છીએ છીએ માટે રાજાઓ, સ્રિયો તથા ઋષિઓનાં વૃત્તાંતોની કથા અને સનાતન ધર્મ અમને વિસ્તારથી કહો. વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે શ્રીકૃષ્ણે પૂછ્યું અને સર્વ બેઠા હતા, તેવામાં પાંડવોને જોવાની ઇચ્છાથી નારદજી પણ ત્યાં આવ્યા. તેને જોઇને પુરૂષોમાં શ્રેષ્ઠ મોટા મનસ્વિ પાંડવોએ તેની પાદ્ય તથા અર્ધ્યાદિથી વિધિયુક્ત પૂજા કરી, પછી નારદજીએ ત્યાં સર્વ બેઠેલાઓને કથા સાંભળવામાં એકાગ્ર ચિત્તવાન થયા છે એમ જાણીને કથા કરવા તૈયાર થયેલો માર્કંડેય ઋષિના વખાણ કર્યા તે સ-

મય કાળે જ્ઞાની સનાતન શ્રીકૃષ્ણે હસીને માર્કંડેય ઋષિને કહ્યું કે, ઋષિ ! તમારે પાંડવોને જે કહેવું હોય તે કહો. હે ભારત ! એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને મોટા તપસ્વિ તે ઋષિ બોલ્યા કે—તમો સર્વ કથા સાંભળવા સારૂ મોટો અવકાશ લ્યો, જેથી શ્રેષ્ઠ ઘણી કથા થઇ શકે. હે ભારત ! એ પ્રમાણે માર્કંડેયનાં વચન સાંભળીને બ્રાહ્મણો સહિત પાંડવોએ મધ્યાન્હ કાળના સૂર્ય સરખા પ્રકાશમાન તે ઋષિને જોઇ કથા સાંભળવા સારૂ વખત નીમ્યો. ત્યાર પછી કથા કહેવા તૈયાર થયેલા માર્કંડેયને જોઇને કુરૂરાજ યુધિષ્ઠિરે કથા શરૂ થવા માટે તેને કહ્યું કે, હે માર્કંડેય ! તમે, દેવતાઓ, દૈત્યો, મહાત્મા ઋષિઓ તથા સર્વ રાજઋષિઓનાં ચરિત્ર જાણનાર અને સર્વના પુરાતન છો. વળી તમે સેવવા તથા ઉપાસના કરવા લાયક અને અમને ઘણા કાળથી જેને જોવાની ઇચ્છા છે એવા છો, અમને જોવાની ઇચ્છાવાળા દેવકીના પુત્ર આ શ્રીકૃષ્ણ પણ અહીં આવેલા છે, તેથી અમે ઘણા આનંદ પામ્યા છીએ. હે ઋષિ ! સુખથી ભ્રષ્ટ થયેલા મારા આત્માને તથા દુષ્ટ મતિવાળા ધૃતરાષ્ટ્રના સર્વ પુત્ર કૌરવો મોટાઇ પામે છે તેને જોઇને, મારી બુદ્ધિ શંકા યુક્ત છે કે, શુભ તથા અશુભ કર્મનો કરનાર પુરૂષ તેના ફળને કેમ ભોગવે છે ? અને ઇશ્વરને કર્તાપણું કેમ છે ! હે બ્રહ્મજ્ઞાનિમાં શ્રેષ્ઠ ! મનુષ્યને સુખ તથા દુઃખની પ્રાપ્તિ સ્વભાવથી કે કર્મથી છે ! જે દેહે કરી કર્મ કર્યાં હોય, તેજ દેહને વિષે તેનું ફળ મળે છે કે બીજા દેહને વિષે મળે છે ? દેહ ધારી જીવ પોતાના દેહનો ત્યાગ કરીને શુભ તથા અશુભ કર્મના ફળને પરલોકને વિષે અને આ લોકને વિષે કેમ પ્રાપ્ત થાય છે ? વળી મૃત્યુ પામેલા જીવનાં આ લોકનાં ફળ આપે એવાં તથા પરલોકના સુખરૂપ ફળ આપે એવાં કર્મ ક્યાં રહે છે ? માટે તે મને કહો. માર્કંડેય કહે છે—હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજન ! તમે જેવી રીતે મને પ્રશ્ન પૂછ્યો, તેવી રીતે જાણવા યોગ્ય તે જાણો છો પણ કેવળ લોકોને માટેજ પૂછો છો વાસ્તે હું તમારા પ્રશ્નનો ઉત્તર જેવી રીતે જીવ આ લોકને વિષે તથા પરલોકને વિષે સુખ અને દુઃખને પામે છે, તે કહું તે તમે એક મનથી શ્રવણ કરો. સર્વથી પ્રથમ ઉત્પન્ન થયેલા પ્રજાપતિ બ્રહ્માએ જીવોને માટે ધર્મનાં કાર્યથી જેની પ્રાપ્તિ થાય એવાં, નિર્મળ અને શુદ્ધ એવાં શરીર ઉત્પન્ન કર્યાં. તે વેળાના મનુષ્યો હરેક ઇચ્છા નિષ્ફળ જતી ન હતી જેની એવા, સુંદર વ્રતવાળા, સત્યવાદી, પોતાના સ્વરૂપને બ્રહ્મરૂપ જાણનાર તથા પુણ્ય કરનારા હતા. વળી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે દેવતાઓ સહિત આકાશ તરફ ગતિ કરતા હતા પોતાની ઇચ્છા પ્રમાણે પાછા અહીં પૃથ્વી વિષે આવતા હતા અને પોતાની ઇચ્છા પ્રમાણે મૃત્યુ પણ પ્રાપ્ત થતું હતું. વળી તે મનુષ્યો થોડા દુઃખવાળા, આળસ્ય વગરના, સિદ્ધ મતલબવાળા, ઉપદ્રવ વગરના, દેવતાઓ તથા મહાત્મા ઋષિઓના સમૂહને દૃષ્ટિથી જોનારા, સર્વ ધર્મને જાણનારા, શુદ્ધ અંતઃકરણવાળા, અદેખાઇ વગરના, હજારો વર્ષના આયુષ્યવાળા તથા હજારો પુત્રોવાળા હતા. ત્યાર પછી કાળાંતરે કરી પૃથ્વી ઉપર ગતિ કરનારા કામી, ક્રોધી, કપટથી આજીવિકા ચલાવનાર, લોભી, મોહવાળા, અશુભ કર્મ કરવાથી પશુઓના જન્મને તથા નરકને પામનાર, પાપી, વિચિત્ર સંસારને વિષે વારંવાર દુઃખને પામનાર, પોતાની ઇચ્છા પ્રમાણે નહીં પામનાર, નિષ્ફળ સંકલ્પવાળા, ફોકટ જ્ઞાનિપણાનું અભિમાન રાખનારા, વિચાર શક્તિ વગરના, સર્વથી ભય પામનાર, અનેક ઉપદ્રવવાળા, સર્વને ક્લેશ આપનારા, કરેલાં અશુભ કર્મના ચિન્હવાળા, દુષ્કુળમાં ઉત્પન્ન થયેલા, પાપી

વ્યાધિવાળા, દુષ્ટ અંતઃકરણવાળા, સર્વને ઉદ્વેગપણાની પ્રાપ્તિ કરનાર, અલ્પ આયુષ્યવાળા, પાપ કર્મમાં પ્રીતિમાન, કરેલાં દુષ્ટ કર્મનાં ભયંકર ફળ મેળવનારા પોતાને ઇચ્છિત પદાર્થો બીજાઓની પાસે માગનાર, નાસ્તિક અને ભેદ પામી ગયેલા ચિત્તવાળા મનુષ્યો હોય છે. હે કુંતી પુત્ર ! મૃત્યુ પામેલા જીવને તેના પોતાના કર્મના યોગ્યથીજ આ લોકને વિષે અનેક પ્રકારની ગતિ પ્રાપ્ત થાય છે. હે રાજન ! બુદ્ધિમાન્ તથા અબુદ્ધિમાન્ જીવોના કર્મના ભંડાર ક્યાં રહે છે તથા તે કર્મને જીવ ક્યાં રહી ભોગવે છે એ તમારે જાણવાનું છે; માટે સિદ્ધાંતથી હું કહું તે તમે સાંભળો—હે રાજન ! મનુષ્ય જ્યાં સુધી મોક્ષ ન થાય ત્યાં સુધી રહેનારા અને ઇશ્વરે ધર્મ તથા અધર્મના યોગથી સરજેલા લિંગ દેહે કરી શુભ અને અશુભ કર્મોનો મોટો સંચય કરે છે. વળી તે જીવ આયુષ્યને અંતે સ્થુળ દેહનો ત્યાગ કરીને, પાછો તેજ વખત બીજા દેહને પામે છે. એક ક્ષણવાર પણ સંસાર વગર રહેતો નથી તેનાં કરેલાં કર્મ પણ પડછાયાની પેઠે તેની વાંસે જાય છે અને તે તેને કાળના યોગથી ફળે છે, તેથી સુખ અથવા દુઃખ ભોગવવા લાયક થાય છે. હે રાજન ! તે જીવ યમ રાજાએ પ્રાપ્ત કરેલાં શુભ અથવા કર્મના ફળને નિવૃત્ત કરવા સમર્થ થતો નથી એમ બુદ્ધિમાન્ પુરૂષોને પોતાની જ્ઞાનદૃષ્ટિથી જણાય છે. હે રાજન ! એ પ્રમાણે અજ્ઞાનિ જીવને સ્વર્ગ તથા નર્કની અધમ ગતિ થાય છે તે મેં તમને કહી. હવે હું જ્ઞાની પુરૂષોને જે ફરીથી આ સંસારમાં જન્મની પ્રાપ્તિ ન થાય એવી ઉત્તમ ગતિ કહું તે તમે સાંભળો—હે રાજન ! જે મનુષ્યો તપશ્ચર્યા કરે છે, સર્વ વેદને પરાયણ, સ્થિરવ્રતવાન, સત્યતાને પરાયણ, ગુરૂની શુશ્રૂષા કરવામાં પ્રીતિમાન, સારા શીયળવાળા, યોગ માર્ગનું સેવન કરવારૂપ ધર્મને પાળનારા, સહનશીળ, શુદ્ધ અંતઃકરણવાળા, સુંદર તેજસ્વિ તથા ઘણું કરીને શ્રેષ્ઠ લક્ષણવાળા હોય છે, તે પોતાની ઇંદ્રિઓને જીતે છે તેથી ઇશ્વર સરખા થઇ સ્વચ્છપણાથી રહે છે. પ્રારબ્ધ કર્મનું પ્રાબલ્ય હોવાથી અલ્પ રોગી થાય છે તોપણ ઇંદ્રિઓ જીતવાથી તેના ત્રાસ વગરના હોય છે. વળી તેઓ પોતાની જ્ઞાન દૃષ્ટિએ કરી સ્વર્ગાદિ લોકથી પડતા, જન્મ લેતા અને વારંવાર ગર્ભમાં રહેતા પોતાના આત્માને તથા બીજાઓના આત્માને પણ જાણે છે. હે રાજન ! તે ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાનને જાણવા યોગ્ય હોય છે બુદ્ધિ જેમની એવા મહાત્મા ઋષિઓ આ કર્મ ભૂમિને પામીને, પાછા દેવતાના લોક પ્રત્યે જાય છે તે એવી રીતે કે, કેટલાક દૈવથી, અને કેટલાક હઠથી અને કેટલાક પોતાના કર્મથી ગતિ પામે છે એમાં તમને એ ઉપરાંત બીજો વિચાર કરવો માં હો. હે બોલનાર પુરૂષમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! એ પ્રમાણે આત્મજ્ઞાનિઓનું, સ્વતંત્રપણું કહ્યું. હવે આત્મજ્ઞાન વગરના જીવોને ચાર પ્રકારનાં ફળ થાય છે તે કહું તે સાંભળો—હે યુધિષ્ઠિર ! મનુષ્ય લોકમાં ઘણું શ્રેય છે એમ સૌ માને છે, પણ કેટલાકને મનુષ્ય લોકમાં સુખ પ્રાપ્ત થાય છે. તેને પરલોકમાં સુખ પ્રાપ્ત થતું નથી, અને કેટલાકને પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે તેને આ લોકમાં પ્રાપ્ત થતું નથી કેટલાકને આ લોકમાં અને પરલોકમાં પણ સુખ પ્રાપ્ત થાય છે તથા કેટલાકને આ લોકમાં અને પરલોકમાં પણ સુખ પ્રાપ્ત થતું નથી. હે શત્રુઓને નાશ કરનાર ! જેની પાસે ઘણું દ્રવ્ય હોય છે, તે પોતાના દેહને અનેક રીતીથી શોભાવી નિરંતર રમણ કરે છે અને પોતાના દેહના સુખમાંજ આસક્ત હોય છે તેને આ લોકમાં સુખની પ્રાપ્તિ થાય છે પરલોકમાં સુખની પ્રાપ્તિ થતી નથી. અને જેઓ અષ્ટાંગ યોગનું સેવન કરે છે તપ કરવામાં નિષ્ઠાવાન હોય

છે, વેદાધ્યયન કરવામાં પ્રવર્ત હોય છે, અનેક વ્રતો કરી પોતાના દેહને સુકાવે છે, ઇંદ્રિઓને જીતે છે તથા પ્રાણિઓના વધથી નિવૃત્ત પામેલા હોય છે તેને આલોકના સુખની પ્રાપ્તિ થતી નથી, પરલોકના સુખની પ્રાપ્તિ થાય છે. જેઓ પ્રથમ ધર્મનાં કામ કરે છે, કાળે કરી ધર્મનું સેવન કરતાં મૃત્યુ પામે છે તથા સ્ત્રી પ્રાપ્ત થયા પછી યજ્ઞોએ કરી દેવતાઓનું યજન કરે છે તેને આ લોક તથા પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે. જે મૂઢ પુરૂષો વિદ્યા સંપાદન નથી કરતા, તપશ્ચર્યા રહિત હોય છે, દાન આપવાથી વિમુખ હોય છે તથા પુત્રો ઉત્પન્ન કરવામાં યત્નવાન હોય છે, તેઓને આલોકના તથા પરલોકના સુખની પ્રાપ્તિ થતી નથી. હે રાજન ! તમે સર્વ ભાઇઓ દેવતાઓનાં કાર્ય સિદ્ધ કરવા સારૂ પરલોકથી આ પૃથ્વીને વિષે અવતર્યા છો, જેઓ અત્યંત વીર્યવાન, પરાક્રમી, દૃઢ અંગવાળા અને વિદ્યાભ્યાસ કરેલા છો. હે બુદ્ધિમાન્ મહા શૂરવીર ! સ્વધર્મનું પાલન કરવામાં, ઇંદ્રિઓ જીતવામાં, આચાર પાળવામાં તથા યથેચ્છ વિહાર કરવામાં રહ્યા છે સ્વભાવ જેમના એવા તમો સર્વ, વિધિપૂર્વક દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓને તૃપ્ત કરીને, શુભ કર્મે કરી, પુણ્ય કર્મ કરનારાઓને જે ઉત્કૃષ્ટ સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે, તેને પામશો. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! આ તમારા આત્માને અંતે સુખની પ્રાપ્તિ કરે એવો હમણાં કલેશ પ્રાપ્ત થયો છે તે જોઇને, તમે કશી શંકા કરશો નહીં.

स्वर्गे परं पुण्यकृतो निवासं क्रमेण संप्राप्स्यथ कर्मभिः स्वैः
मा भूद्विशंका तव कौरवेंद्र दृष्ट्वात्म त्मनक्लेशमिमं सुखार्हं ॥

इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि गुर्जरभाषायां त्र्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८३ ॥

---

## અધ્યાય ૧૮૪ મો. બ્રાહ્મણનું માહાત્મ્ય.

वैशंपायन उवाच—मार्कंडेयं महात्मानमूचुः पांडुसुतस्तदा
माहात्म्यं द्विजमुख्यानां श्रोतु मिच्छामः कथ्यतां ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાંડુ રાજાના પુત્ર પાંડવોએ મહાત્મા માર્કંડેય ઋષિને કહ્યું કે, અમે બ્રાહ્મણોમાં મુખ્ય બ્રાહ્મણનું મહાત્મ સાંભળવા ઇચ્છિએ છીએ; તે તમે અમને કહો. હે રાજન ! એ પ્રમાણે પાંડવોએ પ્રશ્ન પૂછ્યો હતો જેને એવા મહા તપસ્વિ, મોટા તેજસ્વિ, સર્વ શાસ્ત્રમાં પ્રવીણ અને મહા સમર્થ માર્કંડેય ઋષિએ કહ્યું કે, હે પાંડવો ! પૂર્વે શત્રુઓના પુરને નાશ કરનાર, રૂપવાન અને હૈહયના કુળને વૃદ્ધિ કરનાર કુમાર રાજાએ, મૃગયા કરવા સારૂ ઘાસ તથા લતાઓ ઘણાં હતાં જેમાં એવા વનને વિષે ફરતાં પોતાની સાનિધ્ય મૃગચર્મ ઓઢેલા કોઇ મુનિને જોઇ આ મૃગ છે એમ માનીને, તેનો નાશ કર્યો. તે રાજા મૃગના ભરોંસાથી મેં બ્રાહ્મણને નાશ કર્યો એમ જાણી, પશ્ચાત્તાપ હોવાથી ચેતન રહિત થઇને, પૃથ્વીને વિષે પ્રસિદ્ધ એવા હૈહય કુળના રાજાઓની પાસે ગયો અને તેણે તેમને પોતાનું વન વિષેનું સર્વ વૃત્તાંત તથા મૃગના ભરોંસાથી ફળ મૂળનું ભોજન કરનાર બ્રાહ્મણને નાશ કર્યો તે સર્વ યથાર્થ કહી સંભળાવ્યું. હે રાજન ! હૈહય

કુળના રાજાઓ તે કુમાર રાજાનાં વચન સાંભળી તેના મુખની કાંતિ નાશ પામી ગઇ હતી તે જોઇ, દીનતાયુક્ત મનવાળા થઇ, અરે નાશ પામેલા એ બ્રાહ્મણ કોના પુત્ર હશે, એમ માની તેની શોધ કરવા સારૂ વનમાં ફરવા લાગ્યા. મોટા વનમાં ફરતાં ફરતાં અરિષ્ટનેમિ તથા તાર્ક્ષ્ય નામના કશ્યપના આશ્રમને જોઇ ત્યાં જઇને, તે મુનિને નમસ્કાર કરી ઉભા. તે વેળા કશ્યપ મુનિએ તે રાજાઓની પૂજા કરવા માડી ત્યારે તે રાજાઓએ મહાત્મા તે મુનિને કહ્યું કે હે મુનિ ! અમે તમારાથી પૂજારૂપ સન્માન પામવા લાયક નથી. કેમકે અમે બ્રાહ્મણનો નાશ કર્યો છે, માટે અમારાં કર્મના દોષયુક્ત છીએ. હે રાજન ! એ પ્રમાણે હૈહયકુળના રાજાઓનાં વચન સાંભળીને કશ્યપ બોલ્યા કે, હે રાજાઓ ! તમે બ્રાહ્મણનો કેમ નાશ કર્યો તે કહો, અને તે કયાં પડયો છે ? તે મને તમે મારી સાથે આવી દેખાડો. પછી મારા તપના બળને જુઓ. હે રાજન ! એવાં તાર્ક્ષ્ય મુનિનાં વચન સાંભળીને સર્વ રાજાઓ તેને યથાર્થ વૃત્તાંત કહી સાથે લઇ, જ્યાં મૃત્યુ પામેલો તે પડયો હતો ત્યાં ગયા પણ બ્રાહ્મણના દેહને ત્યાં જોયો નહીં તેથી મોટા આશ્ચર્યયુક્ત થઇ લજ્જા પામીને ચોમેર શોધવા તે લાગ્યા. વેળા તાર્ક્ષ્ય મુનિએ તે રાજાઓને કહ્યું કે—હે રાજાઓ ! તમે જે બ્રાહ્મણનો નાશ કર્યો હતો, તે આજ કે ? એ તો તપશ્ચર્યાના બળયુક્ત મારો પુત્ર છે. હે ભારત ! એ પ્રમાણે તાર્ક્ષ્ય મુનિનાં વચન સાંભળી તથા જીવતા થઇ ઉઠેલા તે બ્રાહ્મણને જોઇ પરમ વિસ્મય પામીને, આ મોટું આશ્ચર્ય, એમ કહેતાં તે રાજાઓએ તાર્ક્ષ્યને પૂછયું કે હે મુનિ ! આ મૃત્યુ પામ્યો હતો તે પાછો જીવતો કેમ થયો ? એના તપનું એવું શું બળ છે ? જેથી જીવતો થયો એ અમારે સાંભળવા યોગ્ય હોય તો અમે સાંભળવા ઇચ્છીએ છીએ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે હૈહય રાજાઓનાં વચન સાંભળીને તાર્ક્ષ્ય મુનિએ કહ્યું કે, હે રાજાઓ ! બ્રાહ્મણ એવા અમોને મૃત્યુ પરાભવ કરવા સમર્થ થતો નથી. તેનું યુક્તિરૂપી છે સંબંધ જેમાં એવું કારણ સંક્ષેપથી હું કહું તે સાંભળો. હે રાજાઓ ! અમે બ્રાહ્મણો કેવળ સત્યતાને વિષેજ મન રાખીએ છીએ, અસત્યતાને વિષે મન રાખતા નથી અને પોતાના સ્વધર્મનું સેવન કરીએ છીએ, માટે અમને મૃત્યુનો ભય છે નહીં. વળી અમે બ્રાહ્મણોનું કુશળપણું કહીએ છીએ એટલે તેમની સ્તુતિ કરીએ છીએ પણ દુષ્ટ કર્મ કરતા નથી એટલે નિંદા કરતા નથી માટે અમને મૃત્યુનો ભય નથી. વળી અમે અતિથીનું અન્નપાનાદિથી સન્માન કરીએ છીએ: માટે અમને મૃત્યુનો ભય નથી. વળી અમે શાંતિ રાખનારા, શુદ્ધ અંતઃકરણવાળા, પારકાએ કરેલા અપરાધને સહન કરવામાં શીલવાળા, તીર્થયાત્રા કરનાર, દાન આપવામાં પરાયણ તથા પવિત્ર દેશમાં રહેનાર છીએ, જેથી અમને મૃત્યુનો ભય નથી. વળી અમે અષ્ટાંગ યોગનું સેવન કરનાર તેજસ્વી પુરૂષોને રહેવાના સ્થાનને વિષે રહીએ છીએ તથા તેમનાં દર્શન કરીએ છીએ તેથી અમને મૃત્યુનો ભય નથી: અને તમે અમારો અપરાધ કર્યો છે તમોને વાક્યરૂપ શસ્ત્રોએ કરી નાશ કરવા સમર્થ છીએ, તો પણ ક્રોધ કરવો એ મોટું પાપનું મૂળ છે એમ જાણીને અમો તમારી ઉપર કોપાયમાન થયા નથી. વાસ્તે તમે સર્વ તમારા દેશ પ્રત્યે જાઓ, આ કરેલા પાપથી કશો ભય રાખશો નહીં. હે ભારત ! એ પ્રમાણે તાર્ક્ષ્યનાં વચન સાંભળીને તે રાજાઓ એમજ હો, એમ કહી તેનો પૂજાદિથી સત્કાર કરીને મોટા હર્ષથી પોતાના દેશ પ્રત્યે ગયા.

एवमस्त्विति ते सर्वे प्रतिपूज्य महामुनिं
स्वदेशमगमन् हृष्टा राजानो भरतर्षभ ॥

इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणमाहात्म्यकथन गुर्जरभाषायां चतुरशीत्यधिकशततमोऽध्यायः ॥ १८४ ॥

## અધ્યાય ૧૮૫ મો. બ્રાહ્મણ માહાત્મ્ય (ચાલુ).

मार्कंडेय उवाच—भूय एव महाभाग्यं ब्राह्मणानां निबोध मे
वैन्यो नाम राजर्षिरश्वमेधाय दीक્ષितः ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર રાજન્ ! વળી હું તમને બ્રાહ્મણોનાં મોટાં ભાગ્ય કહું તે સાંભળો. પૂર્વે વેન રાજાના પુત્ર રાજઋષિ પૃથુએ આ લોકને વિષે યજ્ઞ કરવાની દીક્ષા ગ્રહણ કરી હતી ત્યારે અત્રિ નામના ઋષિ દ્રવ્યને માટે તેની પાસે ગયા હતા પણ તે દ્રવ્યનું સેવન કરવાથી તપશ્ચર્યારૂપ ધર્મની હાનિ થાય છે એમ જાણીને તેને વિષે આસક્ત થયા ન હતા. એમ અમે સાંભળ્યું છે. હે રાજન ! કોઇ કાળે મહા તેજસ્વી અત્રિ ઋષિએ પોતાના મનમાં વિચાર કરીને સંસારનો ત્યાગ કરી વનમાં જવું એ સારૂ છે એમ જાણી પોતાની સ્ત્રીને તથા પોતાના પુત્રોને કહ્યું કે તમો વન પ્રત્યે જવામાં જલદીથી પ્રીતિ કરો જેથી આપણે ઉપદ્રવ વગરનાં મોક્ષરૂપ ફળને પામશું. હે રાજન ! એ પ્રમાણે અત્રિનાં વચન સાંભળીને તેની સ્ત્રીએ કહ્યું કે હે સ્વામિ ! તમે પૃથુ રાજા પાસે જઇ ઘણું દ્રવ્ય માગો, જેથી તે તમને આપશે. પછી તેની પાસેથી દ્રવ્ય લઇ આવી પોતાના ચાકરને તથા પુત્રોને યથાયોગ્ય વહેંચી આપીને, પછી વનમાં જજો કારણ ધર્મના જાણનાર પુરૂષોએ દ્રવ્ય લાવી પોતાના પુત્રાદિને વહેંચી આપવું એમ કહ્યું છે. અત્રિઋષિ બોલ્યા કે હે ભાગ્યશાળી સ્ત્રી ! પૃથુરાજા ધર્મ, અર્થ તથા સત્ય વ્રતવાન છે, પણ તેના યજ્ઞને વિષે બ્રાહ્મણો તમારા દ્વેષી છે એમ મને મહાત્મા ગૌતમ ઋષિએ કહ્યું છે. માટે હું તે જાણીને ત્યાં જઇ દ્રવ્ય લેવાનો ઉદ્યોગ કરવા ઇચ્છતો નથી કારણ હું જે શ્રેષ્ઠ વાક્ય બોલીશ, તેને તેઓ ઉલટાં કહેશે તેથી મારાં વાક્ય ફોકટ જશે એમ માનું છું. તોપણ હે મોટી બુદ્ધિવાળી ! મને તારાં વચન સારાં લાગે છે, માટે હું તે રાજાના યજ્ઞને વિષે જઇશ; ને વેન રાજા મને ગાયો તથા ઘણું દ્રવ્ય આપશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહીને મહા તપસ્વી અત્રિઋષિ, પૃથુરાજાના યજ્ઞ પ્રત્યે જવા પોતાને ઘેરથી ઉતાવળથી રવાને થયા. પછી તે રાજાના યજ્ઞમંડપને વિષે આવીને અત્રિઋષિએ, રાજાથી પૂજાદિ સત્કાર પામી શ્રેષ્ઠ વાણીથી કહ્યું કે હે પૃથુરાજન ! તમને ધન્ય છે, કે આ પૃથ્વીને વિષે પ્રથમ રાજા તમે છો અને મુનિઓના ગણ તમારી સ્તુતિ કરે છે તમારા વગર બીજો કોઇ ધર્મનો જાણનાર નથી. હે ભારત ! એ પ્રમાણે અત્રિ ઋષિએ પૃથુરાજાની સ્તુતિ કરતાં વાક્ય કહ્યાં તે સાંભળીને ક્રોધ પામેલા મહા તપસ્વી ગૌતમઋષિ બોલ્યા કે હે અત્રિ ! તું ફરીથી એ પ્રમાણે બોલીશ માં, તને કંઇ બુદ્ધિ નથી, કેમકે આ યજ્ઞ મંડપને વિષે અમારાથી પ્રથમ સ્વર્ગમાં રહેનાર પ્રજાપતિરૂપ ઇંદ્ર વર્તમાન છે ! હે રાજન ! એવાં ગૌતમનાં વચન સાંભળીને અત્રિ ઋષિએ કહ્યું કે હે

ગૌતમ ! જેમ ઇંદ્ર પ્રજાપતિ છે, તેમજ આ પૃથુરાજા પણ પ્રજાપતિ છે પણ તને અજ્ઞાનથી મોહ પ્રાપ્ત થયો છે; કારણ તું અજ્ઞાનવાન છે ! ગૌતમ બોલ્યા કે હે અત્રિ ! આ મનુષ્યોની સભામાં રાજાનાં દર્શનની પ્રાપ્તિ થાય એવી ઇચ્છાવાળો તું તેની સ્તુતિ કરે છે, તે હું જાણું છું પણ મોહ પામ્યો નથી; તુંજ અહીં મોહ પામ્યો છે તું ઉત્કૃષ્ટ ધર્મને જાણતો નથી ! દરેક વાતના પ્રયોજનને પણ જાણતો નથી ! માટે તું બાળક સરખો તથા મૂઢ છે ! અરે ! તું વૃદ્ધ શા કારણથી થયો છે ! હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણોની સાનિધ્ય એ પ્રમાણે અત્રિ તથા ગૌતમ ઋષિ વાદ વિવાદ કરતા હતા તે જોઇને, યજ્ઞમાં વરણ થયેલા બ્રાહ્મણો બોલ્યા કે અરે ! આ બે બ્રાહ્મણ અહીં કેમ આવ્યા છે ! એ બેઉને પૃથુરાજાની યજ્ઞસભાને વિષે કોણે પ્રવેશ કરાવ્યો છે ! અને એ બેઉ શા કારણ માટે મોટા શબ્દથી બોલે છે ! હે રાજન ! એ પ્રમાણે યજ્ઞ કરાવનાર બ્રાહ્મણોનાં વચન સાંભળીને; પરમ ધર્મ જાણનાર અને ધર્માત્મા ગૌતમ ઋષિ પોતાને તથા અત્રિને વાદવિવાદ કરવાનું કહેવા સારૂ સભાપતિઓ કહેવા લાગ્યા કે, હે ઉત્તમ બ્રાહ્મણો ! હે સભાપતિઓ ! અમારે બેઉને જેનાથી વાદવિવાદ થાય છે, તેથી પરસ્પર અમારો પ્રશ્ન છે તે હું તમને કહું તે સાંભળો. આ અત્રિ ઋષિ વેનના પુત્ર પૃથુરાજાને વિધાતા કહે છે તે સાંભળીને મને મોટો સંશય થાય છે. હે રાજન ! એ પ્રમાણે ગૌતમનાં વચન સાંભળીને સર્વ બ્રાહ્મણો, પોત પોતાનો સંશય નિવૃત્ત કરવા સારૂ ધર્મના જાણનાર સનત્કુમારની પાસે દોડી જઇ પોતાના સંશયની વાર્તા યથાર્થ કહેવા લાગ્યા. ત્યારે હે પાંડવ ! તે બ્રાહ્મણોનાં વચન સાંભળીને સનત્કુમારે તેઓને ધર્મ તથા અર્થયુક્ત વાક્ય કહ્યાં કે હે બ્રાહ્મણો ! બ્રાહ્મણના બળ યુક્ત ક્ષત્રિયો છે અને ક્ષત્રિયના બળ યુક્ત બ્રાહ્મણો છે માટે જેમ વાયુ અને અગ્નિ એ બેઉ મળીને વનને બાળી ભસ્મ કરે છે, તેમ તેઓ બેઉ મળીને શત્રુઓનો નાશ કરે છે. હે સભાસદો ! ધર્મ, પ્રજાપતિ, ઇંદ્ર, નીતિના જાણનાર શુક્ર, પિતામહ અને હિતોપદેષ્ટા બૃહસ્પતિરૂપ રાજા છે, માટે જે પુરૂષ પ્રજાપતિ, વિરાટ, સમ્રાટ, ક્ષત્રિય, ભૂપતિ અને નૃપ એવા શબ્દે કરી રાજાની સ્તુતિ કરે છે, તેને પૂજવાને કોણ લાયક નથી ? હે વિદ્વાનો ! જે પ્રજાને ધર્મમાં પ્રવર્તાવે, યુદ્ધમાં જય મેળવી પ્રજાને ઉપદ્રવથી છોડાવે, મહાદેવની પેઠે પ્રજાની રક્ષા કરવામાં ઉત્સાહ રાખે, વિષ્ણુની પેઠે જય મેળવવામાં પોતાનો સ્વભાવ રાખી પ્રજાદિને સ્વર્ગની પ્રાપ્તિ કરાવે સત્યતાને પાળે, પૂર્વના વૃત્તાંતોને જાણે તથા સત્ય ધર્મને પ્રવર્તાવે, તેનેજ રાજા જાણવો તેવા રાજામાં અધર્મથી ભય પામેલા બ્રાહ્મણોએ પોતાનું બળ અર્પણ કર્યું છે. જેમ સૂર્ય આકાશમાં રહીને સર્વ અંધકારનો નાશ કરે છે, તેમ રાજા પણ પૃથ્વીને વિષે રહીને સર્વ અધર્મનો નાશ કરે છે; વાસ્તે શાસ્ત્રના પ્રમાણથી સર્વ કરતાં રાજાનું પ્રાધાન્ય છે; તેથી હે રાજન ! જેણે એમ કહ્યું છે તેનો એ ઉત્તર પક્ષ સિદ્ધ થાય છે. માર્કંડેય કહે છે—હે પાંડવ ! એ પ્રમાણે સનત્કુમારનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા પૃથુરાજાએ અત્રિ ઋષિને કહ્યું કે, હે શ્રેષ્ઠ ઋષિ ! તમે આ મનુષ્યોની સભામાં મને સર્વ ધર્મના જાણનાર, દેવતાઓ સરખા, અને શ્રેષ્ઠ લાગો છો, એમ કહ્યું માટે હું તમને અનેક પ્રકારનું ઘણું દ્રવ્ય, સુંદર સ્વરૂપવાન અને શ્રેષ્ઠ વસ્ત્રાદિ ધારણ કરેલી એક હજાર દાસી, દશ કરોડની કીંમતનાં માણિક તથા મોતી અને દશભાર સુવર્ણ આપીશ; કારણ તમે સર્વજ્ઞ છો એમ જાણું છું. હે ભારત ! એ પ્રમાણે પૃથુરાજાનાં વચન સાંભળીને અત્રિ ઋષિ મોટા સત્કારથી તે રાજા પાસેથી સર્વ દ્રવ્ય લઇ પોતાના

ગૃહ પ્રત્યે ગયા. ત્યાર પછી મનમાં પ્રસન્ન થયેલા અને સ્થિર આત્માવાન ઋષિ, સર્વ દ્રવ્ય પોતાના પુત્રોને આપી દઈ તપ કરવા સારૂ વનમાં ગયા.

प्रदाय च धनंप्रीतः पुत्रेभ्य प्रयतात्मवान्
तपः समभिसंधाय वनमेवान्वपद्यत ॥

इति श्री महाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणमाहात्म्ये गुर्जरभाषायां पंचाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८५ ॥

## અધ્યાય ૧૮૬ મો. તાર્ક્ષ્ય અને સરસ્વતીનો સંવાદ.

मार्कंडेय उवाच—अत्रैव च सरस्वत्या गीतं परपुरंजय
पृष्टयामुनिना वीर शृणु तार्क्ष्येण धीमता ॥

માર્કંડેય કહે છે-હે શત્રુના પુરને જીતનાર યુધિષ્ઠિર ! આ પ્રસંગને વિષે બુદ્ધિમાન્ તાર્ક્ષ્ય મુનિના પૂછવાથી સરસ્વતીએ જે કહ્યું છે, તે હું તમને કહું છું તે સાંભળો. તાર્ક્ષ્યે કહ્યું કે, હે કલ્યાણરૂપ સરસ્વતી ! આ લોકને વિષે પુરૂષનું શ્રેય કેમ થાય ? તથા તે સ્વધર્મથી ભ્રષ્ટ કેમ ન થાય ? તે કહો. તમોએ ઉપદેશ કરેલો હું, તમારા કહેવા પ્રમાણે કરીશ; સ્વધર્મથી ભ્રષ્ટ થઈશ નહીં. હે સુંદર ભાગ્યવાળી ! હું અગ્નિમાં આહુતિ કેવી રીતે આપું તથા તેની ક્યા કાળને વિષે પ્રજા કરૂં, તથા શું કરવાથી ધર્મ નાશ ન પામે. એ બધા મારા પ્રશ્નનો ઉત્તર, જેમ આસક્તિ વગરનો હું ઇચ્છિત લોકને પામું, તેમ કહો. માર્કંડેય કહે છે હે ભારત ! એ પ્રમાણે પ્રીતિયુક્ત તાર્ક્ષ્ય ઋષિએ પૂછ્યું હતું જેને એવાં સરસ્વતી, સાંભળવાની ઇચ્છાવાળા, ઉત્તમ બુદ્ધિમાન્ ધર્મયુક્ત અને પોતાને પ્રિય તે મુનિને આવી રીતે કહેવા લાગ્યાં. નિરંતર પ્રણવનો જપ કરનાર, પવિત્ર અને ગાફલતા રહિત જે પુરૂષ જ્વાળાદિએ કરીને જળાતા એવા અગ્નિનું પૂજન કરે છે, તે દેવ લોકને પામે છે અને દેવતાઓ સાથે પ્રીતિ પામે છે. વળી તે દેવલોકને વિષે રમ્ય, મોટી, શોક નિવૃત્ત કરનાર, સુંદર પુષ્પવાળી, પવિત્ર, કાદવ વગરની, મત્સ્યોવાળી, સુંદર તીર્થરૂપ, સુવર્ણ સરખી કાંતિવાળી, અને કમળ પુષ્પથી ઢંકાયલા જળવાળી તળાવડીઓના કિનારાને વિષે પવિત્ર સુગંધથી શોભિતી અને સુવર્ણ સરખા વર્ણવાળી અપ્સરાઓ સહિત મ્હોટા હર્ષથી ક્રીડા કરે છે. હે ઋષિ ! જે પુરૂષ ગાયનું દાન આપે છે, તે ઉત્કૃષ્ટ લોકને પામે છે. જે મનુષ્ય બળદનું દાન આપે છે, તે સૂર્યલોકને પામે છે. જે મનુષ્ય વસ્ત્રનું દાન આપે છે, તે ચંદ્રના લોકને પામે છે, હે ઋષિ ! જે પુરૂષ સુંદર કાંતિવાળી સારી રીતે દૂધ આપનારી, શ્રેષ્ઠ વાછરડાવાળી અને ભાગી ન જાય એવી ગાયનું દાન આપે છે, તે જેટલાં તે ગાયના શરીર ઉપર રૂવાં હોય, તેટલાં વર્ષ પર્યંત દેવલોકને વિષે રહે છે. જે પુરૂષ સારાં આચરણવાળો, હળને ખેંચનાર, મહા બળવાન અને યુવાન બળદનું દાન આપે છે, તે દશ ગાયના આપનારને જે લોકની પ્રાપ્તિ થાય છે, તે લોકને પામે છે. જે પુરૂષ વસ્ત્ર, દોહવાનાં કાંસાનાં પાત્ર, તથા દક્ષિણા સહિત કપિલા ગાયનું દાન આપે છે તેને તે ગાય ઇચ્છિત ફળ પ્રાપ્ત કરવા સારૂ પરલોકને વિષે પ્રાપ્ત થાય છે. તે ગાયના શરીર ઉપર જેટલાં રૂવાં હોય તેટલા વર્ષ પર્યંત તે ગોદાનના ફળને ભોગવે છે અને તેના પુત્રપૌત્રાદિ સાત કુળને તારે છે, જે પુરૂષ

દક્ષિણા, સુવર્ણનાં શીંગડાં, દોહવાને કાસાનું પાત્ર અને ઉત્તમ દક્ષિણા સહિત તિલધેનુનું દાન બ્રાહ્મણને આપે છે તેને દેવલોકની પ્રાપ્તિ થવી સુલભ થાય છે તે તિલધેનુનું દાન, પોતાના કર્મથી કામક્રોધાદિ અંધકારરૂપ નરકને વિષે પડતા એવા તે પુરૂષને, જેમ વહાણ પુરૂષને સમુદ્રથી તારે છે, તેમ સંસારરૂપ સમુદ્રથી તારે છે. અને પરલોકની પ્રાપ્તિ કરાવે છે જે પુરૂષ બ્રાહ્મણને કન્યાદાન ભૂમિદાન તથા બીજાં અનેક પ્રકારનાં દાન આપે છે, તે ઇંદ્રના લોકને પામે છે. હે તાર્ક્ષ્ય ! જે શ્રેષ્ઠ શીળવાળો પુરૂષ સાત વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળે છે, તે પૂર્વની સાત પેઢી તથા પછીની સાત પેઢીને પવિત્ર કરે છે. તાર્ક્ષ્ય પૂછે છે કે હે શ્રેષ્ઠ સ્વરૂપવાન સરસ્વતી! વેદમાં અગ્નિહોત્ર રાખનાર પુરૂષને શું વ્રત કરવા કહ્યાં છે? એ હું તમને પૂછું છું માટે તે તમો મને કહો; જેથી વેદમાં કહેલા અગ્નિહોત્રને હું જાણું. સરસ્વતીએ કહ્યું કે હે તાર્ક્ષ્ય ! અપવિત્ર, હાથ પગ નહીં ધોયેલા, વેદ પાઠ નહી જાણનાર તથા વેદના અર્થ જાણવામાં અબુદ્ધિમાન્ પુરૂષે અગ્નિમાં આહુતિ આપવી નહીં, જે પારકા ચિત્તને જાણવાની ઇચ્છાવાળા, પવિત્ર કામનાવાળા, અને દેવતાઓનું આરાધન કરવામાં પ્રીતિમાન પુરૂષ હોય તેણેજ અગ્નિમાં આહુતિ આપવી. હે તાર્ક્ષ્ય ! કોઇએ અવૈદિક બ્રાહ્મણને અગ્નિમાં આહુતિ આપવા યોજવો નહીં; કારણ તેણે આપેલી આહુતિ વૃથા જાય છે. હે મુનિ ! જે ધનાદિના ગર્વ રહિત, શ્રદ્ધાવાન, સત્યવ્રતવાન અને અગ્નિના પ્રસાદનું ભોજન કરનાર પુરૂષ અગ્નિમાં આહુતિ આપે છે, તે બ્રહ્મલોકને પામે છે અને ક્રમે કરી સત્ય પરમાત્માને જુએ છે. તાર્ક્ષ્યે કહ્યું કે હે શ્રેષ્ઠ ! સ્વરૂપવાન પરમાત્મારૂપ જીવને આત્મસ્વરૂપ જાણવાના કર્મનો ઉદય થાય ત્યારે તેનામાં શ્રેષ્ઠ બુદ્ધિરૂપે પ્રવેશ કરનાર અને દેવીરૂપી સરસ્વતી તમે છો એમ જાણીને હું પૂછું છું કે તમે કોણ છો ? સરસ્વતીએ કહ્યું કે હું શ્રેષ્ઠ બ્રાહ્મણોના સંશય નિવૃત્ત કરવા મારા સત્કર્મથી સરસ્વતીરૂપ પ્રગટ થઇ છું. મને તમારો સમાગમ થયો તેથી તમારામાં પ્રીતિ ઉત્પન્ન થઇ માટે મેં તમને યથાર્થ તમારા પ્રશ્નનો ઉત્તર કહ્યો. તાર્ક્ષ્યે કહ્યું કે, હે સુંદર ભાગ્યવાળી ! મનુલોકમાં તમારા સરખી બીજી કોઈ પણ સ્ત્રી નથી. તમે લક્ષ્મીની પેઠે અત્યંત શોભો છો તમારૂં સ્વરૂપ અત્યંત કાંતિમાન છે અને શ્રેષ્ઠ બુદ્ધિમાન છો. સરસ્વતીએ કહ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ ! મનુષ્યો યજ્ઞને વિષે કર્મના અંગભૂત દેવતાઓની ઉપાસનાદિરૂપે મારૂં પ્રતિપાદન કરે છે ને તેણે કરીનેજ હું વૃદ્ધિ તથા પુષ્ટિ પામું છું અને સુંદર સ્વરૂપવાન પણ થાઉં છું. હે વિદ્વાન્ ! જે મારા દિવ્ય સ્વરૂપરૂપ સમિધાદિ, તથા સુવર્ણાદિ ધાતુએ કરી અગ્નિનું સેવન કરવાથી તથા આત્મસ્વરૂપનું ચિંતન કરવા યોગ્ય બુદ્ધિએ કરીનેજ તમને મોક્ષની સિદ્ધિ આપે છે એમ તમે જાણો. તાર્ક્ષ્યે પૂછ્યું કે, હે સરસ્વતી ! આ તમારા કહેવા પ્રમાણે શ્રેષ્ઠ શ્રેયને માનનાર, વિશ્વાસવાન, ધૈર્યવાન અને સાંખ્ય યોગનું સેવન કરનાર મુનિઓ, પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખીને જેનું વેદના વાક્યથી પ્રતિપાદન થાય છે એવા પરબ્રહ્મને જાણે છે, તેને હું જાણતો નથી માટે તેઓ જે ઉત્કૃષ્ટ શોક વગરના મોક્ષને પામે છે તે મને કહો. સરસ્વતીએ કહ્યું કે, હે તાર્ક્ષ્ય મુનિ ! વેદ જાણનાર, વેદ પાઠી, તપરૂપ દ્રવ્યવાન શોક વગરના અને વૈરાગ્યવાન પુરૂષો વ્રતાદિ પુણ્યના યોગે કરીને, વિરાટ, સૂત્ર, તથા અંતર્યામીથી પર અને સચ્ચિદાનંદરૂપે કરી સર્વત્ર પ્રસિદ્ધ એવા પુરાણ પુરૂષને પામે છે, તે ચિદાત્માની મધ્યે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યરૂપી પવિત્ર સુગંધવાન, હજાર શાખાવાન અને મ્હોટા વિસ્તારવાન બ્રહ્માંડરૂપ વૃક્ષ શોભે છે. તે બ્રહ્માંડ વૃક્ષના મૂળથી મહા પવિત્ર મધ

સરખા "મીઠાં" પ્રિય તથા જળની પેઠે પ્રસરતી એવી ભોગના સુખરૂપ મહા પવિત્ર નદીઓ ઉત્પન્ન થાય છે. હે ઋષિપુત્ર! અશ્વાદિના તૃણરૂપ અને ગોધૂમાદિ ધાન્ય, માલપુડા, માંસ, શાક તથા દુધપાકાદિ પદાર્થોને સેવન કરવાની વાસનારૂપ નદિઓ, જે વાસનાવાન જીવ હોય છે, તે વાસનારૂપ નદી તેનું સેવન કરે છે. હે ઋષિ! જે પરબ્રહ્મની પ્રાપ્તિ નિમિત્ત ઇંદ્ર તથા મરૂદ્‌ગણ સહિત અને અગ્નિ છે મુખ્ય જેમાં એવા દેવતાઓ શ્રેષ્ઠ હોય તે યજ્ઞે કરીને જેનું યજન કરે છે તે ઉત્કૃષ્ટ મારૂં સ્થાન છે.

यस्मिन्नग्निमुखा देवाः सेन्द्राः सहमरुद्गणाः
इजिरे क्रतुभिः श्रेष्ठैस्तत्पदं परमं मम ॥

**इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि सरस्वतीतार्क्ष्यसंवादे गुर्जरभाषायां षड्शीत्यधिकशततमोऽध्यायः ॥ १८६ ॥**

## અધ્યાય ૧૮૭ મો. મત્સ્ય આખ્યાન.

**वैशंपायन उवाच—ततः स पांडवो विप्रं मार्कंडेयमुवाच ह**
**कथयस्वेति चरितं मनो वैवस्वतस्य च**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ માર્કંડેય ઋષિને કહ્યું કે, મને વૈવસ્વતમનુનું ચરિત્ર કહો. માર્કંડેય કહે છે—હે મનુષ્યમાં સિંહરૂપ રાજન! શ્રેષ્ઠ પ્રતાપી પ્રજાપતિ સરખા કાંતિમાન અને મહર્ષિરૂપ વિવસ્વાનનો વૈવસ્વત નામે પુત્ર હતો, જે બળ, તેજ, શોભા તથા તપશ્ચર્યાએ કરીને પોતાના પિતાથી અને બ્રાહ્મણથી પણ શ્રેષ્ઠ હતો. તે રાજાએ બદરીકાશ્રમને વિષે ઉંચા હાથ રાખી એક પગભેર ઉભા રહીને કેટલાક કાળ પર્યંત તપ કર્યું. ત્યાર પછી તેણે નીચે મસ્તક રાખી તથા નેત્રના મેષોન્મેષ રહિત થઇને, દશ હજાર વર્ષ પર્યંત તપ કર્યું. તેવામાં કોઇ દિવસના સમયે તપ કરતા એવા તથા વસ્ત્ર અને જટા ભીનાં હતાં જેનાં એવા તે રાજાની નજીક ચીરિણી નામની નદિના કિનારા પાસે એક મત્સ્ય આવીને તેને કહેવા લાગ્યો કે, હે મહા સમર્થ રાજન! હું ક્ષુદ્ર મત્સ્ય છું મ્હોટા મત્સ્યથી ભય પામું છું માટે તેઓથી તમે મારી રક્ષા કરવા યોગ્ય છો; કારણ બળવાન મત્સ્યનું ભક્ષણ કરે છે, કેમકે તેમની એવીજ વૃત્તિ સદૈવ છે; માટે હું તેમના મ્હોટા ભયયુક્ત છું વાસ્તે તમે મારી રક્ષા કરો, તમારો પ્રતિ ઉપકાર કરવાનું હું ભૂલીશ નહીં. હે ભારત! એ પ્રમાણે તે મત્સ્યનાં વચન સાંભળીને તેની ઉપર દયાયુક્ત થયેલા વૈવસ્વતમનુએ તેને ગ્રહણ કરી પોતાના આશ્રમ પ્રત્યે લાવી જળથી ભરેલા મૃત્તિકાના કુંભને વિષે રાખ્યો. હે રાજન! વૈવસ્વતમનુએ પુત્રના સરખો ભાવ રાખ્યો હતો જેને વિષે એવો તે મત્સ્ય વૃદ્ધિ પામવા લાગ્યો. પછી કેટલેક કાળે તેનું શરીર ઘણું વૃદ્ધિ પામવાને લીધે તે, કુંભને વિષે માતો ન હતો તેથી એક દિવસને સમયે વૈવસ્વતમનુને જોઇને તેણે કહ્યું કે, હે શ્રેષ્ટ મહા સમર્થ રાજન! તમો મારે રેહેવા સારૂ બીજું સ્થાન શોધી કાહાડો; કારણ આ કુંભને વિષે હું રહી શક્તો નથી. હે પાંડવ! એવી રીતે તે મત્સ્યનાં વાક્ય સાંભળી મનુએ, તે કુંભમાંથી તેને ગ્રહણ કરીને મ્હોટી વાવ પ્રત્યે લાવી તેમાં રાખ્યો. તે બે યોજન લાંબી અને એક યોજન પહોળી હતી, તોપણ તે અદ્ભુતરૂપ મત્સ્ય કેટલેક વર્ષે વૃદ્ધિ પામવાથી તે

વાવમાં સમાઈ શકતો ન હતો. પછી ક્યારેક વૈવસ્વતમનુને જોઇને તેણે કહ્યું કે હે મહા સમર્થ રાજન ! તમે મને સમુદ્રગામી ગંગાજી પ્રત્યે લઇ જઇ તેમાં મૂકો જેથી હું સુખે કરી રહી શકું. હે નિષ્પાપ ! મારે તમારી આજ્ઞામાં રહેવું જોઇએ અને તમારે માટેજ આ મારૂં શરીર વૃદ્ધિ પામ્યું છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! એવાં મત્સ્યનાં વચન સાંભળીને વૈવસ્વતમનુએ તે વાવમાંથી મત્સ્યને ગ્રહણ કરીને ગંગાજી પ્રત્યે લાવી તેમાં મૂક્યો. પછી હે શત્રુઓને દમન કરનાર ! ગંગાજીને વિષે કેટલોક કાળ રહેવાથી વૃદ્ધિ પામેલા તે મત્સ્યે, કોઇ વેળા મનુને જોઇને કહ્યું કે હે મહા સમર્થ રાજન ! મારૂં શરીર ઘણું મ્હોટું હોવાથી હું આ ગંગાજીમાં રહી શકતો નથી માટે મારી ઉપર તમે પ્રસન્ન થઇને મને સમુદ્રમાં મૂકો, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે તે મત્સ્યનાં વચન સાંભળીને વૈવસ્વતમનુ તેને ગંગાજીમાંથી ગ્રહણ કરીને સમુદ્ર પ્રત્યે લઇ ગયા. ત્યાં તેનું શરીર ઘણું મ્હોટું હતું તોપણ તેને સુખે કરીને લઇ ગયા અને સમુદ્રમાં મૂકવા લાગ્યા. તે વખત તે મત્સ્યે વૈવસ્વતમનુને કહ્યું કે હે મહાસમર્થ રાજન ! તમે મારી સારી રીતે ઘણા પ્રયત્નથી રક્ષા કરી, માટે તમારે આ મારા કહેવા પ્રમાણે કરવું યોગ્ય છે, વાસ્તે હું કહું તે સાંભળો. હે મ્હોટા ભાગ્યવાળા ! થોડા કાળમાં આ સર્વ સ્થાવર જંગમ વિશ્વનો પ્રલય થશે કારણ સર્વ લોકનો નાશ થાય એવો કાળ પ્રાપ્ત થયો છે માટે તમારૂં હિત થાય તેવી રીતે હું કહું છું કે, સ્થાવર જંગમ સર્વનો વિનાશ કરે એવો ભયંકર કાળ પ્રાપ્ત થયો છે વાસ્તે તમારે નાવને દોરડાંએ કરી દઢ બાંધી ઋષિઓએ સાચવી રાખેલી સર્વ ઔષધિ તેમાં રાખીને, સપ્ત ઋષિઓ સહિત તેમાં બેસવું. પછી હું મ્હોટાં શીંગડાંરૂપે પ્રલયના સમુદ્રને વિષે પ્રાપ્ત થઇશ જે જોઇને તમે મને ઓળખશો. હે રાજન ! આ મારા કહેવા પ્રમાણે તમારે કરવું. મારી સહાયતા વગર પ્રલયના સમુદ્રને તરવા કોઇ સમર્થ નથી. હવે હું તમારી રજા લઇ જાઉં છું પણ તમારે આ મારાં વાક્યમાં કશો સંશય રાખવો નહીં, હે ભારત ! એ પ્રમાણે મત્સ્યનાં વચન સાંભળીને વૈવસ્વત મનુએ કહ્યું કે. હું તમારા કહેવા પ્રમાણે કરીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વૈવસ્વતમનુએ મત્સ્યને કહ્યું. પછી તે બેઉ એક બીજાની રજા લઇ ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યાર પછી હે મહારાજ ! વૈવસ્વતમનુએ મત્સ્યના કહેવા પ્રમાણે સર્વ ઔષધિનાં બીજ ગ્રહણ કરી નાવમાં બેસીને, મોટી લહેરવાળા સમુદ્રને તર્યા તે એવી રીતે કે, વૈવસ્વતમનું નાવમાં બેઠા તે વેળા તેણે મત્સ્યનું ચિંતન કર્યું કે તેજ વખતે શીંગડાંવાળું થઇ ને તેની નજીક સમુદ્રના જળમાં પ્રાપ્ત થયું. ત્યારે તેણે તેને જોઇને દોરડાંએ કરી તે નાવને તેના મસ્તક સાથે બાંધ્યું. ત્યારે શીંગડાંરૂપ મત્સ્યે મોટા વેગથી તે નાવને ખેંચવા માંડયું, તેથી તે સમુદ્રને વિષે લહેરોએ કરી જાણે નૃત્ય કરતું હોય, જળે કરી ગર્જના કરતું હોય, મોટા વાયુએ કરી ક્ષોભયુક્ત થયું હોય એમ દેખાતું હતું. તે વેળા તેમાં બેઠેલા વૈવસ્વતમનુ તથા સપ્તર્ષિને પૃથ્વી, દિશા તથા વિદિશા કંઇ પણ દેખવામાં આવતાં ન હતાં; કારણ સર્વ જળમાં ઢંકાઇ ગયું હતું. હે રાજન ! એ પ્રમાણે આળસ્ય રહિત તે મત્સ્ય સમુદ્રના જળને વિષે તે નાવને ઘણા વર્ષ પર્યંત ખેંચતા હતા. પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! તે મત્સ્યે હિમાદ્રિ પર્વતના શિખરને જોઇને તેની પાસે નાવ ખેંચી લઇ જઇ સપ્તર્ષિઓને કહ્યું કે હે ઋષિઓ ! આ નાવને આ હિમાદ્રિ પર્વતના શિખર વિષે બાંધો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! એવાં મત્સ્યનાં વચન સાંભળીને સપ્તર્ષિઓએ તે નાવને હિમાદ્રિ પર્વતના શિખરને વિષે દોરડાંએ કરી બાંધ્યું. હે કુંતીના પુત્ર !

જે હિમાદ્રિ પર્વતના શિખરને વિષે સપ્ત ઋષિઓએ તે નાવને બાંધ્યું તે શિખરનું નામ નૌબંધન થયું. તે અદ્યાપિ પ્રસિદ્ધ છે. પછી તે મત્સ્યરૂપ ભગવાને સપ્તર્ષિઓને કહ્યું કે બ્રહ્માદિ પ્રજાપતિરૂપ હું છું. મારા વિના બીજું કોઇ નથી એમ તમે જાણો. મેં મત્સ્યરૂપ ધારણ કરી આ મોટા ભયથી તમોને વૈવસ્વતમનુ સહિત છોડાવ્યા. હવે આ મનુએ દેવતા, અસુર તથા મનુષ્ય સહિત સર્વ પ્રજા, સ્થાવર તથા જંગમ અને સર્વ લોકને ઉત્પન્ન કરવાં. આ મનુને તપશ્ચર્યાએ કરી સર્વ પ્રત્યક્ષ સરખાં થશે અને મારી કૃપાએ કરી સૃષ્ટિ કરવા વિષે કશો મોહ પ્રાપ્ત થશે નહીં. હે ભારત ! એ પ્રમાણે કહીને તે મત્સ્યરૂપ ભગવાન અંતર્ધાન થયા. પછી વૈવસ્વતમનુ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાવાન થયા, પણ તેમ કરવાની પણ તેમને ગમ પડી નહીં. પછી જ્યારે તેણે ઉગ્ર તપશ્ચર્યા કરી ત્યારે તપના યોગથી પ્રજા ઉત્પન્ન થવા માંડી: જેથી સર્વ પ્રજા યથાયોગ્ય ઉત્પન્ન થઇ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મેં તમને સર્વ પાપનું હરણ કરનાર મત્સ્યપુરાણરૂપ આ આખ્યાન પૂર્ણ વિસ્તારથી કહ્યું. કોઇ પુરૂષ વૈવસ્વતમનુના આ ચરિત્રને આદિથી શ્રવણ કરશે તે સુખી થશે અને પૂર્ણ મનોરથને તથા ઇચ્છિત સર્વ લોકને પામશે.

**य इदं शृणुयान्नित्यं मनोश्चरितमादितः**
**स सुखी सर्वपूर्णार्थः सर्वं लो[illegible]चरः**

**इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि मत्स्योपाख्याने गुर्जरभाषायां सप्ताशीत्यधिकशततमोऽध्यायः ॥ १८७ ॥**



## અધ્યાય ૧૮૮ મો. માર્કણ્ડેય મુનિની કથા [ચાલુ.]

**वैशंपायन उवाच—ततः स पुनरेवाथ मार्कंडेयं यशस्विनं**
**पप्रच्छविनयोपेतो धर्मराजोयुधिष्ठिरः**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી નમ્રતાયુક્ત ધર્મરાજ યુધિષ્ઠિરે વળી યશસ્વી માર્કંડેયને પૂછ્યું કે-હે મહા મુનિ ! તમે હજારો યુગને જોયા છે, બ્રહ્મા વગર આ લોકને વિષે તમારા સરખો આયુષ્યવાન બીજો કોઇ નથી. જ્યારે પ્રલયને વિષે દેવતા તથા દાનવાદિ રહિત સર્વ જગત્ નાશ થાય છે, ત્યારે તમે બ્રહ્માની પાસે જાગ્રત રહો છો તે પ્રલય નિવૃત્ત પામ્યા પછી બ્રહ્મા જાગૃત થઇને, જરાયુજાદિ ચાર પ્રકારથી ઉત્પત્તિ થાય છે જેની એવી પ્રજાને ઉત્પન્ન કરે છે તે તમે જુઓ છો. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! તમે ઉત્કૃષ્ટ સમાધિએ કરી લોકના ગુરૂ અને સર્વ લોકના પિતામહ સાક્ષાત્ બ્રહ્માનું આરાધન કર્યું છે. હે વિપ્ર ! તમે તપશ્ચર્યાએ કરી પોતાના હૃદયને વિષે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરી તથા આ સર્વ વિશ્વ એકજ આત્મારૂપ છે એમ જાણીને, મરિચ્યાદિ ઋષિઓને પણ જીત્યા છે. હે મહા સમર્થ ! તમે નારાયણની સાનિધ્ય રહો છો, તેના ભક્તોમાં ઉત્તમ છો અને તેમની નાભિથી ઉત્પન્ન થયેલા તથા શ્રેષ્ઠ સ્વરૂપવાન બ્રહ્માને જોયા છે; માટે તે બ્રહ્માની કૃપાથી તમને મૃત્યુ તથા જરા અવસ્થા પ્રાપ્ત નથી. વળી તમે જ્યારે પ્રલયને વિષે સૂર્ય, અગ્નિ, વાયુ, ચંદ્ર, દિશાઓ, પૃથ્વી, દેવતા, અસુરો તથા સર્પ સહિત સર્વ વિશ્વનો લય થાય છે અને બ્રહ્મા કમળના પુષ્પ ઉપર શયન કરે છે, ત્યારે તેની પાસે જાગ્રત રહો છો. માટે હે બ્રાહ્મણમાં ઉત્તમ મા-

કંડેય ! આ સર્વ પૂર્વનું વૃત્તાંત તમને પ્રત્યક્ષ સરખું છે, માટે હું એ તમારાથી જગતના કારણોની ઉત્પત્યાદિ કથા સાંભળવા ઇચ્છું છું, કારણ તમે સર્વ દષ્ટિથી જોયેલ છે, અને તમને અજ્ઞાત કંઇ નથી.

માર્કંડેય કહે છે કે હે યુધિષ્ઠિર ! હું અજન્મા, પૂર્ણરૂપ, નિત્ય વિરાજમાન, અવિનાશી, નિર્ગુણ અને પોતાની ઇચ્છાથી માયાની ઉપાધિવાળા પરમાત્માને નમસ્કાર કરીને તમને તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે સાંભળો. હે રાજન ! જે મહાન્ આશ્ચર્યવાન, પવિત્ર, અચિંત્ય સ્વરૂપવાન, જેની આદિ તથા અંતે કોઇ નથી એવા, વિશ્વરૂપ, પરિણામ નહીં પામનાર અને અવિનાશી કહેવાય છે, તે આ પીત પીતાંબર ધારણ કરેલા, કર્તા, અકર્તા, સર્વના આત્મરૂપ શ્રીકૃષ્ણ કર્તા છે, પણ કંઇ કરતા નથી અને માયાદિના કારણરૂપ છે. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! આ શ્રીકૃષ્ણ સર્વને જાણે છે, તેમને વેદ પણ જાણતા નથી અને તેમણે નિર્માણ કરેલું સ્વપ્ન સદૃશ આ વિશ્વ આશ્ચર્ય સરખું દેખાય છે. હવે હે રાજન ! આ વિશ્વનો નાશ જાણવા માટે ચાર યુગનું પ્રમાણ કહું તે સાંભળો. સંધ્યાકાળ અને તેટલોજ સંધ્યાંશકાળ, ત્રેતા યુગનો દેવતાઓનાં ત્રણ હજાર વર્ષનો કાળ તથા ત્રણસો વર્ષનો સંધ્યાકાળ, અને તેટલાજ વર્ષનો સંધ્યાંશકાળ, દ્વાપરયુગનો દેવતાઓનાં બે હજાર વર્ષનો કાળ તથા બસો વર્ષનો સંધ્યાકાળ અને તેટલાંજ વર્ષનો સંધ્યાંશકાળ, તથા કલિયુગનો દેવતાઓનાં એક હજાર વર્ષનો કાળ અને એકસો વર્ષનો સંધ્યાકાળ તથા તેટલાંજ વર્ષનો સંધ્યાંશકાળ છે. એ પ્રમાણે કળિયુગનો સંધ્યાંશ સહિત કાળ જ્યારે નિવૃત્ત પામે છે ત્યારે પાછો સત્યયુગનો કાળ આવે છે. એવી રીતે ચાર યુગની એક ચોકડી એવી એક હજાર ચોકડીનો કાળ બ્રહ્માનો એક દિવસ કહેવાય છે, તે નિવૃત્ત પામ્યા પછી તેવડીજ રાત્રિ આવે છે. તે વખત સર્વ વિશ્વનો પ્રલય થાય છે એમ બુદ્ધિમાન્ પુરૂષો જાણે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજન ! જ્યારે કલિયુગનો દેવતાઓનાં એક હજાર વર્ષનો કાળ વીતિ બાકી ચોથો ભાગ રહે છે, ત્યારે જગતમાં સર્વ મનુષ્ય અનૃતવાદી થાય છે અને યજ્ઞ, દાન તથા વ્રતના પ્રતિનિધિ એટલે જપ, નમસ્કાર તથા ફળાહાર માત્ર થાય છે. બ્રાહ્મણો શૂદ્રનાં કર્મ કરનાર તથા શૂદ્રો દ્રવ્ય મેળવનાર થાય છે અને ક્ષત્રિયના ધર્મે કરી વર્તનાર બને છે. કળિયુગમાં બ્રાહ્મણો વ્રત હીણ, વેદ ભણવાથી રહિત, દંડ તથા મૃગચર્મ ધારણ કર્યા વગરના, સર્વ ભક્ષી અને જપ વગરના થાય છે અને શૂદ્રો જપ કરનાર થાય છે. એ પ્રમાણે જ્યારે જગતમાં સર્વ વર્ણો પ્રજા વિપરીત ધર્મમાં વર્તનાર થાય છે ત્યારે પૃથ્વીને વિષે વગર અપરાધે પ્રજાને દંડ આપનાર, ખોટો વાદ કરનાર અને પાપી, મ્લેચ્છ, આંધ્ર, શક, પુલિંદ, યવન, કાંબોજ, બાલ્હિક તથા આભીર જાતિના રાજાઓ થાય છે. હે નરાધિપ ! તે વેળા બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય પોતાના સ્વધર્મનો ત્યાગ કરનાર, અલ્પ આયુષ્યવાન, અલ્પ વીર્ય તથા અલ્પ પરાક્રમી, અલ્પ સારવાળા, ટુંકા દેહવાન તથા અત્યંત અલ્પ સત્ય ભાષણ કરનાર થાય છે અને ઘણા દેશો મનુષ્ય વગરના થાય છે તથા મૃગાદિ જાનવરો અને સર્પથી બ્રાહ્મ દિશાઓ થાય છે. વળી કળિયુગના અંતિમ ભાગને વિષે આત્મસ્વરૂપના અનુભવ વગરના પુરૂષો વૃથા બ્રહ્મજ્ઞાનની વાતો કરે છે અને શૂદ્ર તથા બ્રાહ્મણાદિ અમે આર્યજનો છીએ એવો મિથ્યા વાદ કરે છે. હે પૃથ્વીપતિ ! ઘણાં જંતુઓ સુગંધ જાણ્યા વગરના તથા સર્વ દુર્ગંધનું સેવન કરનાર થાય છે. હે મનુષ્યમાં સિંહરૂપ ! ગોઆ પુરૂષોને સ્વાદ આપનાર સર્વ રસ સ્વાદ વગરના

થાય છે. કળિયુગને વિષે સ્ત્રીઓ ઘણી પ્રજાવાળી, ટુંકા દેહવાળી, શીલ તથા આચાર વગરની અને પોતાના મુખે કરી કામોદ્દીપક શબ્દ બોલીને પુરૂષોને કામ ઉત્પન્ન કરનારી થાય છે. સર્વ દેશમાં રહેનારાં પ્રાણી ક્ષુધાએ કરી વ્યાધિવાળાં, મહામાર્ગ વ્યભિચાર કરનારી વેશ્યાદિ સ્ત્રીઓથી પરિપૂર્ણ અને સ્ત્રીઓ પોતાના પતિઓનો દ્વેષ કરનારી તથા તદન લજ્જા વગરની થાય છે. હે રાજન ! કળિયુગમાં ગાયો થોડાં દૂધ આપનારી તથા વૃક્ષો થોડાં ફળ અને પુષ્પવાળાં તથા કાગડાઓ ઘણા જેમાં બેસે છે એવાં થાય છે. બ્રાહ્મણો બ્રાહ્મણ તથા વેદના દ્વેષી અને ખોટા ધર્મનો આડંબર રાખનાર બને છે. ભિક્ષા માગવા સારૂ પૃથ્વીને વિષે સર્વ દિશાઓમાં ફરે છે. વળી ગૃહસ્થ પુરૂષો રાજાઓના કારભારથી ભય પામેલા, ચોરી કરનાર; મુનિઓને વિષે આકૃતિએ કરી ગુપ્ત અને વ્યાપાર વૃત્તિથી જીવનાર થાય છે. કળિયુગમાં બ્રાહ્મણો તથા બ્રહ્મચારી દ્રવ્યના લોભથી ફોકટ નખ તથા કેશને ધારણ કરે છે. વળી બ્રહ્મચર્યાદિ આશ્રમોને વિષે રહેનારા પુરૂષો ખોટા આચાર પાળે છે, મદ્યનું પાન કરે છે, ગુરૂની શય્યાને વિષે ગતિ કરે છે. પોતાના શરીરમાં માંસ તથા રૂધિર વૃદ્ધિ પામે એવી રીતના ખાનપાનની ઇચ્છા કરે છે ઘણા પાખંડી થાય છે અને પારકા અન્નનાં ખૂબ વખાણ કરનાર થાય છે. વળી હે ભારત ! કળિયુગને વિષે મહા સમર્થ ઇંદ્ર પણ પ્રજાને અનુકૂળ વર્ષાદ વરસાવતો નથી, તેથી દાણાદિ પેદાશ પણ બરોબર થતી નથી. હે પૃથ્વીના પાલન કરનાર રાજન ! કળિયુગમાં કદી કોઇ ધર્મિષ્ટ હોય છે, તો તે અલ્પ આયુષ્યવાન હોય છે, કેમકે ધર્મ તો રહેતોજ નથી એમ માનવું. વ્યાપાર કરનાર પુરૂષો વેચવાના પદાર્થોને લેનાર પુરૂષોની પાસે ઘણા કપટથી ઘણી લુટ કરીને વેચે છે. હે પાંડવ ! કળિયુગમાં ધર્મિષ્ટ પુરૂષો હલકાઇ પામતા જાય છે અને અધર્મિષ્ટ પુરૂષો મોટાઇ પામે છે; કેમકે ધર્મનું બળ નાશ પામી જાય છે અને અધર્મનું બળ વૃદ્ધિ પામે છે, તે આવી રીતે કે જે ધર્મિષ્ટ હોય છે તે અલ્પ આયુષ્યવાળા તથા દરિદ્ર થાય છે અને અધર્મિષ્ટ હોય છે, તે મોટા આયુષ્યવાન અને ધનાઢ્ય થાય છે. વળી શહેરને વિષે વ્યભિચાર કરનાર પુરૂષો વિહાર કરે છે, સર્વ પ્રજા અધર્મના ઉપાયે કરી પોતાના વ્યવહાર ચલાવે છે. વળી તે મનુષ્યોની પાસે કદી થોડા દ્રવ્યનો સંચય થાય છે તો તેઓ અમે ધનાઢ્ય છીયે એવો ગર્વ કરે છે. વળી મનુષ્યો એક બીજાના વિશ્વાસથી પરસ્પર દ્રવ્યની લેવડ દેવડનો વ્યવહાર કરે છે પણ તેઓ દ્રવ્ય ખાઇ જવાના હેતુથી લાજ મૂકીને અમારી પાસે કંઇ નથી એમ કહીને વર્ત્તે છે. વળી દેવતાઓનાં મંદિરને વિષે તથા પુરૂષોના વિહારસ્થાનમાં સિંહ, પક્ષી અને મૃગો આવી ફર્યા કરે છે. વળી કળિયુગને વિષે સાત અથવા આઠ વર્ષની સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે છે; અને દશ અથવા બાર વર્ષના પુરૂષો પુત્રવાન થાય છે. વળી મનુષ્યોને સોળ વર્ષની અવસ્થામાં સર્વ મસ્તકના કેશ સફેદ થઇ જાય છે, અને તેમના આયુષ્યનો ક્ષય પણ જલદી થાય છે. હે મહારાજ ! ક્ષીણ આયુષ્યવાળા તે મનુષ્યો તરૂણાવસ્થામાંજ વૃદ્ધાવસ્થાવાન જીર્ણ દેહવાળા થાય છે અને જે વૃદ્ધાવસ્થાવાન હોય છે તેઓ તરૂણાવસ્થાના જેવા દૃઢ દેહવાળા થાય છે. વળી વિપરીત ધર્મમાં વર્ત્તનારી સ્ત્રિઓ પોતાના યોગ્ય પતિને છળ કરી પોતાના ચાકરો તથા પશુઓની સાથે વિહાર કરે છે. હે નૃપ ! મોટા ઘરવાર પુરૂષોની સ્ત્રીઓ પણ પોતાના પતિ જીવતે અન્ય પર પુરૂષોને પોતાનો આશ્રય આપીને પોતાની સાથે ગુપ્ત વ્યભિચાર કરાવે છે અને પોતાના પતિને પણ પોતાની સાથે વિહાર કરાવે છે. હે મહારાજ ! એ પ્રમાણે જીવોના આયુષ્યનો

ક્ષય થયા કરે છે જેને વિષે એવા અને દેવતાઓનાં પરિપૂર્ણ હજાર વર્ષનું પ્રમાણ છે જેનું એવા કળીયુગનો અંત આવે છે ત્યારે ઘણાં વર્ષ પર્યંત અનાવૃષ્ટિ થાય છે તેથી પૃથ્વીને વિષેનાં અલ્પ સારવાળા સર્વ પદાર્થનો ઘણો ક્ષય થાય છે. બાર સૂર્યો પોતાનાં અગ્નિ સરખાં કિરણોએ કરી સમુદ્ર તથા નદિઓ વિષેના સર્વ જળનું શોષણ કરે છે; તેથી હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જે કંઇ કાષ્ટ, તૃણાદિશુષ્ક તથા નિલા પદાર્થ હોય છે, તે સર્વ બળી ભસ્મ થયા સરખા દેખાય છે. ત્યાર પછી સંવર્તક નામનો અગ્નિ વાયુ સહિત, જગત્‌માં આવી પૃથ્વીનો ભેદ કરીને, રસાતળમાં પ્રવેશ કરી દેવતા, દાનવ તથા યક્ષોને ભય ઉત્પન્ન કરે છે. નાગ લોકને તથા પૃથ્વી વિષેના સર્વ પદાર્થોને નીચેથી બાળતાં ક્ષણ માત્રમાં સર્વનો નાશ કરે છે. હે ભારત ! વાયુ સહિત તે અગ્નિ નાગ લોકથી બાવીશ હજાર યોજનને બાળીને, દેવતા, અસુર ગંધર્વ, યક્ષ, સર્પ તથા રાક્ષસોના લોક સહિત સર્વ જગત્‌ને બાળે છે. ત્યાર પછી વિજળીથી શોભાયમાન, ભયંકર દેખાવવાળા અને મોટા શબ્દ કરનારા કેટલાક હસ્તિ સરખા વર્ણવાળા, કેટલાક શ્યામ કમળના સરખા વર્ણવાળા, કેટલાક કુમુદ પુષ્પ સરખા વર્ણવાળા કેટલાક કમળ પુષ્પ વચેના પીળા ગોટા સરખા વર્ણવાળા, કેટલાક કાચા પીળા વર્ણવાળા, કેટલાક હળદી સરખા વર્ણવાળા, કેટલાક કોયલાના સરખા વર્ણવાળા, કેટલાક કમળ પત્ર સરખા વર્ણવાળા, કેટલાક હીંગળા સરખા વર્ણવાળા, કેટલાક આંઝણ સરખા વર્ણવાળા અને કેટલાક મગરમચ્છ સરખા વર્ણવાળા મેઘ આકાશ પ્રત્યે આવીને બાર વર્ષ પર્યંત મોટી ધારાઓથી વર્ષે છે: અને સર્વ જળમય કરે છે તથા મહા પ્રચંડ સંવર્તક નામના અગ્નિનો પણ નાશ કરે છે. હે ભારત ! સમુદ્ર પોતાના કિનારાનું અતિક્રમણ કરે છે, સર્વ પર્વતો વિદારણ થઇ જાય છે અને સર્વ પૃથ્વી તલ જળમાં ડુબી જાય છે. ત્યાર કેડે તે મેઘ વાયુના વેગથી અકસ્માત ભ્રાંત થઇને, આકાશને વિંટી લઇ નિવૃત્ત પામે છે: અને ત્યાર પછી આદિદેવ બ્રહ્મા તે ભયંકર પવનનું પાન કરી જઇને શયન કરે છે. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે દેવતા તથા અસુરો નાશ પામે છે. યક્ષ, રાક્ષસ, મનુષ્ય તથા વૃક્ષો વગરનું સ્થાવર જંગમ વિશ્વ એક જળમય થાય છે. તે જળના મોજાથી પ્રહાર પામેલો હું એકલો તે સમુદ્ર સરખા જળમાં ભ્રમણ કરૂં છું. તે વેળા કોઇ પ્રાણી માત્રને નહીં જોવાથી વિહ્વળતાને પામું છું, વળી હું તે જળના મોજાથી તણાતો તણાતો ઘણે કાળે તે જળમાં એક મોટા વિશાળ વટ વૃક્ષને તથા તે વૃક્ષની વિશાળ શાખાને વિષે સુંદર આસ્તરણવાળી શય્યા ઉપર સુતેલા, ચંદ્ર સરખા કાંતિમાન, કમળ સદૃશ મુખવાળા અને કમળ પત્ર સરખા નેત્રવાન બાળકને જોઇને ઘણો વિસ્મય યુક્ત થાઉં છું. તે આવી રીતે કે, અરે સર્વ લોકનો નાશ થયો છે અને આ બાળક કેમ સુતો છે. પછી હે નરાધિપ ! ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનાર હું, મારી તપશ્ચર્યાના બળથી ઘણો વિચાર કરવા લાગું છુ, તોપણ પ્રથમ તે બાળકને દેખતો નથી અને પછી અતસીપુષ્પ સરખા વર્ણવાળા, શ્રીવત્સલાંછન રૂપ અલંકારવાન અને સાક્ષાત્ લક્ષ્મિના નિવાસરૂપ તેને જોઉં છુ. તે સમય કમળ પત્ર સરખા નેત્રવાન, શ્રીવત્સ ધારણ કરેલા અને મહા પ્રકાશમાન સ્વરૂપવાન તે બાળક મારા કાનને આનંદ આપે એવાં વાક્ય મને કહે છે. હે ભૃગુ કુળમાં ઉત્પન્ન થયેલા માર્કંડેય ! થાકી જવાથી વિશ્રાંતિને ઇચ્છતા એવા તમને હું જાણું છું, માટે તમારી ઇચ્છા પ્રમાણે તમે અહિં વિશ્રામ કરો. હે મુનિઓમાં શ્રેષ્ઠ ! તમે મારા શરીરને વિષે પ્રવેશ કરીને વિશ્રાંતિ કરો. મેં કૃપાથી તમારે માટે

વિશ્રાંતિસ્થાન મારા શરીરમાં કલ્પી રાખ્યુ છે. હે ભારત ! એ પ્રમાણે બાળકનાં વચન સાંભળીને મને મારા મનુષ્ય શરીરને વિષે તથા ઘણાક કાળ સુધી જીવવામાં નિર્વેદપણાની પ્રાપ્તિ થાય છે. પછી તે બાળક પોતાનું મુખ ઉઘાડે છે કે, તેજ વખત દૈવયોગથી હું તેમાં પ્રવેશ કરી જાઉં છું: ને તેના ઉદરમાં દેશો તથા શહેરોવાળી સર્વ પૃથ્વીને જોઇને આમતેમ ફરવા લાગું છું. ગંગા, શતદ્રુ, સીતા, યમુના, કૌશીકી, ચર્મણ્વતી, વેત્રવતી, પવિત્ર ચંદ્રભાગા, સરસ્વતી, સિંધુ, વિપાશા, ગોદાવરી, વસ્ત્રોકસારા, નલિની, નર્મદા, તામ્રા, વેણ્ણા, સુવેણા, કૃષ્ણવેણા, ઇરામા વિતસ્તા, કાવેરી વિશલ્યા તથા કિંપુનાદિ પૃથ્વી ઉપરની મહા નદિયોને તે મહાત્મા બાળકના ઉદરને વિષે જોઉં છું. પછી હું જળ જંતુઓવાળા, રત્નના ભંડારરૂપ અને અગાધ જળવાન સમુદ્રને જોઉં છું. વળી ત્યાં સૂર્ય તથા ચંદ્રના ઉદયથવા, તેજે કરી જાજ્વલ્યમાન અને સૂર્ય તથા અગ્નિ સરખા પ્રકાશમાન આકાશને જોઉં છું. વળી હું તે બાળકના ઉદરને વિષે વને કરી સુશોભિત પૃથ્વીને તથા તેની ઉપરનાં અનેક પ્રકારના યજ્ઞો કરતા એવા બ્રાહ્મણોને, સર્વ પ્રજાને પોતપોતાના ધર્મમાં વર્તાવતા એવા ક્ષત્રિયને ચાકરોની પાસે ખેતી કરાવતા એવા વૈશ્યોને તથા દ્વિજ જાતિની સેવા કરતા એવા શૂદ્રોને જોઉં છું. તે બાળકના ઉદરને વિષે ફરતો એવો હું હિમવાન, હેમકૂટ, નિષધ, શ્વેત, ગંધમાદન, મંદર, નીલ, સુવર્ણના મેરૂ, મહેંદ્ર, વિંધ્ય, મલય તથા પારિયાત્રાદિ પૃથ્વી ઉપરના રત્નાદિની ખાણોથી શોભાયમાન સર્વ પર્વતોને જોઉં છું. વળી હે મનુજાધિપ ! હું તેના ઉદરમાં સિંહ, વ્યાઘ્ર તથા વરાહાદિ પૃથ્વી ઉપરનાં સર્વ પ્રાણીને જોઉં છું. તે બાળકના ઉદરમાં પ્રવેશ કરીને ચોતરફ ફરતો એવો હું ઇંદ્રાદિ સર્વ દેવ ગણ, સાધ્ય ગણ, રૂદ્ર ગણ, બાર સૂર્ય, ગુહ્યક, પિતર, સર્પ, નાગ, ગરૂડાદિ પક્ષી, આઠ વસુ, બે અશ્વિનિકુમાર, ગંધર્વ, અપ્સરા, યક્ષ, ઋષિ, દૈત્ય, દાનવના સમૂહ તથા દેવતાના શત્રુ સિંહિકાના પુત્રાદિ જે પૂર્વે પૃથ્વીને વિષે મેં જોયા હતા, તે સર્વ સ્થાવર તથા જંગમ તેના ઉદરને વિષે જોઉં છું. હે ભારત ! હું તે બાળકના અંતઃશરીરને વિષે સેંકડો વર્ષ પર્યંત રહીને ભ્રમણ કરૂં છું, પણ તેના અંતને પામતો નથી. ત્યારે હું મન તથા કર્મે કરી વિધિપૂર્વક અચિંત્ય અને શ્રેષ્ઠ દેવરૂપ તેને શરણ જાઉં છું. તે સમયે શ્વાસોચ્છ્વાસ લે છે તેથી તેના મુખ દ્વારથી હું બહાર નીકળું છું. તે વેળા સર્વ વિશ્વનો સંહાર કરી વટ વૃક્ષની શાખા ઉપર વિરાજમાન, બાળકના વેષવાન શ્રીવત્સલાંછન ધારણ કરેલા અને અત્યંત તેજસ્વી તે પરમાત્મારૂપ બાળકને હું જોઉં છું; ત્યારે શ્રીવત્સ ધારણ કરેલા, પીત વસ્ત્ર પહેરેલા અને મહા કાંતિમાન પ્રસન્ન થયેલો તે બાળક હસીને મને કહે છે કે હે મુનિઓમાં શ્રેષ્ઠ માર્કંડેય ! પ્રલયના જળને વિષે ભ્રમણ કરવાથી શાંત થયેલા તમે આ મારા શરીરમાં રહ્યા હતા એમ હું તમને કહું છું. હે પાંડવ ! એ પ્રમાણે તેનાં વચન સાંભળવાથી મને એક મુહૂર્ત માત્રમાં દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, જેથી હું ચેતન પામેલા અને શ્રમથી મૂકાયલા મારા શરીરને જોઉં છું. પછી હું તે બાળકનાં રક્ત તળાં તથા અંગુળિઓવાળા બે ચરણને મારા મસ્તક ઉપર સ્પર્શ કરી નમસ્કાર કરી હાથ જોડીને કહું છું કે હે દેવ! હું તમને તથા તમારી ઉત્તમ માયાને જાણવા ઇચ્છું છું. હે ભગવાન! મેં તમારા મુખ દ્વારથી ઉદરમાં પ્રવેશ કરીને સમસ્ત પ્રપંચને જોયો છે. હે દેવ ! તમારા શરીરમાં દેવતા, દાનવ, યક્ષ, રાક્ષસ, ગંધર્વ અને નાગાદિ સર્વ સ્થાવર તથા જંગમ રહ્યું છે. હે પ્રભો ! તમારા શરીરને વિષે ભ્રમણ કર્યું છે જેણે એવા મને તમારી કૃપાથી સ્મૃતિ નાશ પામી

નથી. તમારી ઇચ્છાથી તમારા મુખ દ્વારે કરી બહાર નીકળેલો હું, સ્તુત્ય એવા તમને ઓળખવા ઇચ્છું છું; માટે હે પરમાત્મા ! તમે આ સર્વ જગતનો સંહાર કરી બાળકરૂપે કેમ વિરાજમાન છો ? તમારા શરીરમાં સર્વ જગત્ કેમ રહ્યું છે ? અને અહીં કેટલા કાળ પર્યંત વિરાજમાન રહેશો ? એ સર્વ તમારાથી સાંભળવાની ઇચ્છાવાળા મને તમે યથાર્થ કહેવા યોગ્ય છો. કારણ મેં જે તમારા શરીરને તથા તેને વિષે જોયું, તે સર્વ વિચારમાં પણ ન આવી શકે એવું લાગે છે. એ પ્રમાણે હું પૂછું છું, ત્યારે શોભાયમાન દેવતાના દેવતા, મોટી કાંતિવાળા અને બોલવામાં ચતુર એવા તે પરમાત્મા મને સાંત્વના કરતાં આવી રીતે કહે છે.

इत्युक्तः स मया श्रीमान् देवदेवो महाद्युतिः
सांत्वयन्मामिदं वाक्यमुवाच वदतांवरः ॥

इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि गुर्जरभाषायां अष्टाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८८ ॥

## અધ્યાય ૧૮૯ મો. ભવિષ્યવાણી.

देव उवाच—कामंदेवापि मां विप्र नहि जानंति तत्त्वतः
त्वत्प्रीत्या तु प्रवक्ष्यामि यथेदं विसृजाम्यहं ॥

"દેવ" ભગવાન કહે છે—હે વિપ્ર ! દેવતાઓ પણ મને યથાર્થ તત્ત્વથી જાણતા નથી, પણ હું જેવી રીતે સંહાર કરેલા વિશ્વને પાછું ઉત્પન્ન કરવારૂપે ત્યાગ કરૂં છું, તે તમને તમારી પ્રીતિને લીધે હું કહું છું કેમકે તમે પિતૃભક્તિવાન, મારે શરણ પ્રાપ્ત થયેલા અને ઉત્તમ બ્રહ્મચર્યવાન છો. હે ઋષિ ! મેં જળાદિ પાંચભૌતિકનું નામ 'નારા' એમ રાખ્યું છે, અને તેમાં હું નિવાસ કરી રહું છું, તેથી નારાયણ એવું મારૂં નામ છે. વાસ્તે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! હું સ્વતઃસિદ્ધ, નિરંતર વિરાજમાન, અવિનાશી અને સર્વ ભૂતપ્રાણિને ઉત્પન્ન તથા સંહાર કરનાર નારાયણ છું. વળી વિષ્ણુ, બ્રહ્મા, ઇંદ્ર, કુબેર, પ્રેતોના અધિપતિ યમ, શિવજી, ચંદ્ર, કશ્યપ, પ્રજાપતિ, ધાતા, વિધાતા, તથા યજ્ઞરૂપ પણ હુંજ છું. અગ્નિ મારૂં મુખ છે પૃથ્વી મારા ચરણ છે સૂર્ય તથા ચંદ્ર મારાં નેત્ર છે સ્વર્ગ મારૂં મસ્તક છે આકાશ તથા દિશાઓ મારા કર્ણ છે જળ મારા શરીરનો પસીનો છે તથા દિશાઓ સહિત આકાશ સર્વ મારૂં શરીર છે અને વાયુ મારા મનમાં રહ્યો છે. મેં ઘણી દક્ષિણાવાળા સેંકડો યજ્ઞ કર્યા છે. હે માર્કંડેય ! પૃથ્વીને વિષે વેદવિદ્યા જાણનાર બ્રાહ્મણો, સર્વ લોકની કામનાવાળા શ્રેષ્ઠ ક્ષત્રિયો તથા વૈશ્યો દેવયજને કરી મારૂં યજન કરે છે. હે વિપ્ર ! હું શેષનું સ્વરૂપ ધારણ કરી ચાર સમુદ્રવાળી અને મેરૂમંદરાદિ પર્વતથી શોભાયમાન સર્વ પૃથ્વીને ધારણ કરૂં છું. પૂર્વે મેં વરાહનું સ્વરૂપ ધારણ કરીને મારા પરાક્રમથી, જળમાં ડુબી ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો. હું ઘોડીના સરખા મુખવાળું અગ્નિનું સ્વરૂપ ધારણ કરીને, સદૈવ જળનું પાન કરૂં છું તથા પાછું ત્યાગ પણ કરૂં છું. હે ઋષિ ! મારા મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે, ક્ષત્રિયો ભુજાથી ઉત્પન્ન થયા છે. વૈશ્ય સાથળથી ઉત્પન્ન થયા છે અને શૂદ્રો પગથી ઉત્પન્ન થયા છે. વળી જ્ઞાનસ્વરૂપ ઋગ્, યજુ, સામ તથા અથર્વવેદ મારાથી ઉત્પન્ન થયેલા છે

અને મારામાંજ લય પામે છે. અત્યંત શાંતિવાળા, વશ્યમનવાળા, મને પામવાની ઇચ્છાવાળા, કામ, ક્રોધ તથા દ્વેષ વગરના, પોતાના દેહના પણ ભાન વગરના, પાપ રહિત, અહંકાર ત્યાગ કરેલા અને નિરંતર અધ્યાત્મ જ્ઞાનનો વિચાર કરવામાં કુશળ પરમહંસ પુરૂષો, સદૈવ મારૂં ચિંતન કરતાં મારી ઉપાસના કરે છે. હે બ્રાહ્મણ ! સંવર્ત્તક નામનો અગ્નિ, સંવર્ત્તક નામનો જઠરાગ્નિ, સંવર્ત્તક નામનો સૂર્ય તથા સંવર્ત્તક નામનો વાયુ પણ હુંજ છું. આકાશમાં જે તારા દેખાય છે તે, રત્નની ખાણોવાળા પર્વત, ચાર સમુદ્ર, ચાર દિશાવાળું જગત્, વર્ષા, શયન અને લય એ સર્વ નામે, મેં દેવતાઓનાં કાર્ય સિદ્ધ થવા માટે મારા સ્વરૂપનો વિભાગ કર્યો છે. વળી કામ, ક્રોધ, હર્ષ, ભય તથા મોહ એ સર્વ મારાં રૂપોનાં સ્વરૂપ છે એમ તમે જાણો. હે વિપ્ર ! સત્ય ભાષણ, દાન, તપ અને અહિંસા કરનાર મનુષ્યો શ્રેષ્ઠ કર્મ કરીને જેને પામે છે, તે હું છું. તે મનુષ્યો મારા સ્વરૂપનો આશ્રય કરવો એવા નિશ્ચયવાળા, મારાજ સ્વરૂપનું ધ્યાન કરવારૂપે વિહાર કરનાર, પોતાનાં તથા મારાં સ્વરૂપને તાદાત્મ્યપણાના જ્ઞાનવાળા અને મારા વગર બીજી કામનાને વિષે ઇચ્છા નહીં રાખનારા હોય છે. વળી સારી રીતે વેદ ભણેલા, શાંત મનવાળા અને જીતક્રોધી બ્રાહ્મણો અનેક પ્રકારના યજ્ઞોએ કરી યજન કરીને જેમને પામે છે, તેમને દુષ્કૃત કર્મ કરનાર, લોભી, કૃપણ અને અસ્થિર મનવાળા મનુષ્યો પામવા સમર્થ થતા નથી માટે હે ઋષિ ! અષ્ટાંગયોગે કરીને પ્રાપ્ત થતો મોક્ષ માર્ગ આત્મજ્ઞાનિને મહા ફળવાન થાય જ્યારે પણ તે માર્ગ અજ્ઞાનીને દુષ્પ્રાપ છે એમ તમે જાણો. હે શ્રેષ્ઠ ! જ્યારે ધર્મને ગ્લાનિની પ્રાપ્તિ થાય છે અને અધર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે હું સ્વચ્છંદ સ્વરૂપ ધારણ કરૂં છું માટે જ્યારે જગત્માં દેવતાઓથી નહીં નાશ પામનાર ભયંકર દૈત્યો તથા રાક્ષસો હિંસા કરવામાં આસક્ત થાય છે, ત્યારે હું શુભ કર્મવાન મનુષ્યના ગૃહને વિષે મનુષ્યદેહ ધારણ કરીને તેમનો નાશ કરૂં છું. હે બુદ્ધિમાન્ ! હું મારી આત્માની માયાએ કરીને દેવતા, મનુષ્ય, ગંધર્વ, સર્પ તથા રાક્ષસાદિ સ્થાવર તથા જંગમનો સંહાર કરૂં છું અને જગત્ ઉત્પન્ન કરવાના સમયને વિષે મર્યાદા બાંધવા સારૂ મનુષ્ય દેહ ધારણ કરીને મારારૂપ સર્વ વિશ્વને સૃજું છું. વળી હું સત્યયુગમાં શ્વેતવર્ણ, ત્રેતામાં પીત વર્ણ, દ્વાપરમાં રક્ત વર્ણ તથા કળિમાં કૃષ્ણવર્ણ સ્વરૂપ ધારણ કરૂં છું. વળી જ્યારે કળિયુગમાં અધર્મના ત્રણ ભાગ હોય છે અને ધર્મ એક ભાગ હોય છે તે પણ અંતે નાશ પામે છે, ને જગતનો અંતકાળ આવે છે, ત્યારે હું એકલો અત્યંત દારૂણ કાળરૂપ થઇને સ્થાવર તથા જંગમરૂપ ત્રણલોકનો નાશ કરૂં છું. હે બ્રાહ્મણ ! વેદ વિદ્યાએ કરી જાણવામાં આવે છે સ્વરૂપ જેનું એવો વિશ્વનો આત્મારૂપ, સર્વ લોકને સુખ આપનાર, અત્યંત સમર્થ, સર્વમાં વ્યાપક, અનંત, ઇંદ્રિયોનો ઇશ અને ઉરૂક્રમરૂપ હું, જેનું સ્વરૂપ જાણવામાં આવતું નથી, સર્વ ભૂત પ્રાણિને શમન કરનાર અને સર્વ પ્રજા જેને વિષે અનેક પ્રકારના ઉદ્યમ કરે છે એવા કાળચક્રને નિયમમાં રાખું છું. હે મુનિમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે મેં સર્વને વિષે મારા આત્માને પ્રેરેલો છે ને સર્વત્ર હુંજ વ્યાપિ રહ્યો છું, પણ કોઇ મને જાણતું નથી. કેવળ મારા ભક્તજ સર્વ લોકને વિષે સર્વરૂપ હું છું તેની પૂજા કરે છે. હે દ્વિજ ! તમે મારા ઉદરને વિષે જે કંઇ ક્લેશ પામ્યા, તે સર્વ તમારા શ્રેયને માટે તથા સુખના ઉદય માટે છે એમ જાણો. તમે જગત્માં જે કંઇ સ્થાવર તથા જંગમ જોયું છે તે સર્વ સર્વથા મારૂં સ્વરૂપ છે એમાં સંદેહ નથી. સર્વ લોકના પિતામહ બ્રહ્મા મારૂં અર્ધું

સ્વરૂપ છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર વિશ્વાત્મા નારાયણ એવો હું, સર્વ લોકનો સંહાર કરીને ચાર યુગની એક ચોકડી એવી હજાર ચોકડી પર્યંત શયન કરૂં છું. હે મુનિઓમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે સર્વનો સંહાર કરીને હું બાળક નથી તોપણ બાળકનું સ્વરૂપ ધારણ કરી, બ્રહ્મા જાગૃત થાય ત્યાં સુધી અહીં રહું છું. હે બ્રાહ્મણમાં મુખ્ય ! મેં તમારી ઉપર પ્રસન્ન થઇને તમને વરદાન આપ્યું હતું, તેથી તમે નાશ પામેલું સર્વ સ્થાવર તથા જંગમ વિશ્વ જળમય થયેલું જોયું; ને તેથી વિકલવતાને પામ્યા. તે જાણીને મેં તમને મારા ઉદરમાં ગ્રહણ કરી સર્વ વિશ્વ દેખાડયું. તોપણ વિસ્મયયુક્ત થયા, પણ હે મુનિ ! જ્ઞાનવાન થયા નહીં. ત્યારે મેં તમને મારા મુખદ્વારથી પાછા બહાર કાઢીને, દેવતા તથા અસુરોને પણ દુઃખે કરીને જે સ્વરૂપ જાણવામાં આવતું નથી એવા મારા સ્વરૂપનો ઉપદેશ કર્યો. હે ઋષિ ! બ્રહ્મા જાગૃત થાય ત્યાં સુધી તમે અહીં સુખે કરી રહો. જ્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મા જાગૃત થશે ત્યારે હું તેમની સાથે એકરૂપે મળીને આકાશ, પૃથ્વી, તેજ, વાયુ તથા જળ અને વિશ્વમાંના સ્થાવર તથા જંગમ પદાર્થો ઉત્પન્ન કરીશ.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને પરમ અદ્ભુત રૂપ તે "દેવ" ભગવાન અંતર્ધાન થાય છે, ત્યાર પછીજ વિવિધ પ્રકારની આ સર્વ પ્રજા ઉત્પન્ન થાય છે તેને જોઉં છું. હે સર્વ ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! એ પ્રમાણે પ્રલયમાં મેં આશ્ચર્યરૂપ સર્વ જોયું છે; ને જે સુંદર કમળ સરખાં નેત્રવાન બાળકરૂપ "દેવ" ભગવાનને જોયા છે, તેજ આ તમારા સંબંધિ જનાર્દન શ્રીકૃષ્ણ છે. તેના વરદાનથી મને અદ્યાપિ સ્મૃતિ નાશ પામી નથી. મારૂં ઘણા કાળનું આયુષ્ય છે અને મારી ઇચ્છા પ્રમાણે મરણ પણ પ્રાપ્ત થાય તેમ છે. હે રાજન ! પુરાણ પુરૂષ, સમર્થ, જેના સ્વરૂપનું ચિંતન થઇ શકતું નથી એવા અને મ્હોટી ભુજાવાળા હરિ શ્રીકૃષ્ણ, આ જગતમાં અનેક પ્રકારની ક્રીડા કરતા વિરાજમાન રહે છે. હે પાંડવ ! જગતને ઉત્પન્ન, પાલન તથા સંહાર કરનાર, અવિનાશી જેના વક્ષસ્થળને વિષે શ્રીવત્સલાંછન છે જેને એવા પ્રજાપતિઓના પણ પતિ મહા સમર્થ અને વૃષ્ણિકુળમાં શ્રેષ્ઠ આ શ્રીકૃષ્ણને જોઇને મને પૂર્વની સ્મૃતિ હમણાં પ્રાપ્ત થઇ છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવો ! તમે સર્વ આદિદેવ, પુરૂષરૂપ, પીતપીતાંબર ધારણ કરેલા સર્વ ભૂત પ્રાણિના માતાપિતારૂપ અને સર્વ જીવે શરણ રહેવા યોગ્ય શ્રીકૃષ્ણને શરણ રહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે માર્કંડેય ઋષિનાં વચન સાંભળીને દ્રૌપદી સહિત યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવે શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. પછી હે પુરૂષોમાં સિંહરૂપ ! માન પામવા લાયક શ્રીકૃષ્ણ પાંડવોને યથાયોગ્ય સાંત્વના કરી તેમને શાંત કર્યા.

स चैतान् पुरुषव्याघ्र साम्ना परमवल्गुना
सं[illegible]मास मानार्हो मन्यमानो यथा विधि ॥

इति श्रीमहाभारते वनपर्वणि मार्कंडेयसमस्यापर्वणि भविष्यकथने गुर्जर-
[illegible]नवत्याधेकशततमोऽध्यायः ॥ १८९ ॥

## અધ્યાય ૧૯૦ મો. ભવિષ્યવાણી.

वैशंपायन उवाच—युधिष्ठिरस्तु कौंतेयो मार्कंडेयं महामुनिं
पुनः पप्रच्छ साम्राज्ये भविष्यां जगतो गतिं ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા, પોતાને ચક્રવર્ત્તિ રાજ્ય કરવું છે, માટે મહામુનિ માર્કંડેયને જગતની ભવિષ્ય ગતિ ફરીથી પૂછવા લાગ્યા. યુધિષ્ઠિર—હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ! હે ભાર્ગવકુળમાં ઉત્પન્ન થયેલા માર્કંડેય ઋષિ! મેં તમારાથી યુગને આદિ જગત્‌ની ઉત્પત્તિ અને યુગને અંતે તેનો નાશ એ સર્વ સાંભળ્યું. પણ મને આ કળિયુગમાં મ્હોટું કૌતૂહળ સરખું જણાય છે, માટે હું તમને પૂછું છું કે, કળિયુગમાં સર્વ ધર્મ નાશ પામશે ત્યારે શેષ શું રહેશે? તે યુગમાં મનુષ્યો કેવા પરાક્રમી, શું આહાર કરનાર, કેવી રીતના વિહાર કરનાર, કેટલા આયુષ્યવાળા તથા કેવાં વસ્ત્રો પહેરનાર થશે? તેઓ પાછા મ્હોટાઇને કેવી રીતે પામશે? તે સર્વ મને વિસ્તારથી કહો. કારણ તે મ્હોટું આશ્ચર્ય સરખું જણાય છે. હે પરિક્ષિતના પુત્ર! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને શ્રેષ્ઠ ઋષિ માર્કંડેય, પાંડવોને તથા શ્રીકૃષ્ણને મોટો હર્ષ ઉત્પન્ન કરતાં યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યા કે—હે રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! મેં આ શ્રીકૃષ્ણની કૃપાથી જે જોયું છે, સાંભળ્યું છે તથા મને અનુભવ થયો છે, તે કળિયુગ વિષેનું સર્વ લોકનું ભવિષ્ય વૃત્તાંત કહું તે તમે સાંભળો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! કપટ તથા લોભાદિ રહિત ધર્મ બળદની પેઠે ચાર પાદયુક્ત થઇ સત્ય યુગમાં મનુષ્યોને વિષે વર્ત્તે છે. ત્રેતાયુગમાં અધર્મે કરી એક પાદ નાશ પામવાથી ત્રણ પાદયુક્ત થઇ વર્ત્તે છે. દ્વાપરમાં બે પાદયુક્ત તથા કળિયુગમાં એક પાદયુક્ત થઇ વર્ત્તે છે. હે રાજન! મનુષ્યોનાં આયુષ્ય, વીર્ય, બુદ્ધિ, બળ તથા તેજ યુગ યુગપ્રત્યે નાશ પામે છે. તેમાં કળિયુગનાં મનુષ્યોનું વૃત્તાંત કહું તે તમે મારાથી શ્રવણ કરો. હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્ર જાતિના ધર્મરૂપી જાળ પાથરીને લોકોને છળ કરનાર મનુષ્યો કપટથી ધર્માચરણ કરશે. પંડિતાઇના ગર્વવાળા તેઓથી જગત્‌માં સત્યતા નાશ પામશે. જેથી તેમનાં આયુષ્ય અલ્પ થઇ જશે. હે રાજન! આયુષ્ય અલ્પ થવાથી તેઓ વિદ્યા સંપાદન નહીં કરી શકે; તેથી જ્ઞાન વગરના હોવાને લીધે લોભી, ક્રોધી, મૂઢ, કામી, પરસ્પર વૈર બાંધનાર અને એક બીજાઓનો નાશ કરવાને ઇચ્છાવાન થશે. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આચારે કરી પરસ્પર એકરૂપ થશે. તપ તથા સત્યતાથી રહિત હોવાને લીધે શુદ્ર તુલ્ય થશે. વળી ચાંડાળો ક્ષત્રિયનાં કર્મ કરશે તથા ક્ષત્રિયો ચાંડાળનાં કર્મ કરશે. હે રાજન! જ્યારે કળિયુગમાં એ પ્રમાણેની પ્રજા થશે, ત્યારે તેમને પહેરવાનાં વસ્ત્રો શણનાં થશે અને કોદરાનું ભોજન કરશે. વળી મનુષ્યો પોતાની સ્ત્રિઓ સાથે મિત્રાઇ રાખશે, મત્સ્યના માંસે કરી જીવશે તથા દૂધના લોભથી બકરીઓને દોહશે, જ્યારે ગાયો નાશ પામશે, ત્યારે કોઇ વ્રત ધારણ કરનાર હશે, તે પણ લોભયુક્ત થશે. વળી મનુષ્યો એક બીજાની ચોરી કરનાર, પરસ્પર હિંસા કરવામાં પ્રીતિમાન હોવાથી તેમ કરનાર, જપ વગરના અને નાસ્તિક થશે. વળી મનુષ્યો નદિઓના કિનારા ઉપર કોદાળિઓએ કરી જમીન સરખી કરીને તેમાં ઓષધી વાવશે; તેથી તે ઘણીજ અલ્પ પેદા થશે. કળિયુગમાં જે કાંઇ નિત્ય વ્રત કરનાર મનુષ્યો હશે, તે પણ લોભથી દેવતા તથા પિતૃઓનાં કાર્યમાં એક બીજાઓને ત્યાં ભોજન કરશે. વળી હે રાજન! કળિયુગને વિષે પિતા પુત્રના શ્રાદ્ધના અન્નનું ભોજન કરશે. અને પુત્ર પિતાના શ્રાદ્ધના અન્નનું ભોજન કરશે. એ પ્રમાણે મનુષ્યો અઘટિત ભોજન કરનાર થશે. વળી બ્રાહ્મણો વ્રત વગરના તથા વેદની નિંદા કરનાર થશે, તેથી યજ્ઞ કરી હોમ કરશે નહીં, પણ હીણ કર્મ કરવામાં ઇચ્છાવાન થશે. વળી મનુષ્યો ઢોળાવવાળી જમીન ઉપર ખેતર ખેડશે. ને વખતે હળમાં ગર્દભને તથા એક વર્ષની વયવાળા વાછરડાઓને જોડશે.

કળિયુગમાં પ્રેમ વગરનો પિતા પુત્રનો નાશ કરશે અને પુત્ર પિતાનો નાશ કરશે. પણ તેઓ 'આકર્તા ધર્તા હું છું' એમ વૃથા બોલશે, તેથી જગતમાં નિંદા પામશે નહીં. વળી ક્રિયા તથા યજ્ઞ કર્મ વગરનું સર્વ જગત્ મ્લેચ્છ સરખું અને આનંદ તથા ઉત્સવ વગરનું થઈજશે. વળી મનુષ્યો ભાઈઓ વગરનાં જનોનાં તથા વિધવા સ્ત્રીઓનાં દ્રવ્યને હરણ કરશે. વળી અલ્પ વીર્ય તથા બળવાન, સ્તબ્ધ, લોભ તથા મોહ પરાયણ, તે સંબંધી વાતો કરવાથી સંતોષ પામનાર અને કપટરૂપી આચારવાળા મનુષ્યો, દુષ્ટ, બીજાં મનુષ્યોને બોલાવીને છળ ભેદે કરી તેમના દ્રવ્યાદિનું હરણ કરશે. હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! કળિયુગને વિષે પાપ બુદ્ધિવાળા, એક બીજાઓનો વધ કરવાના ઉદ્યોગવાળા, મૂર્ખ અને પંડિતાઈનો ગર્વ રાખનારા, રાજાઓ જગતમાં પ્રતાપરૂપ પ્રજાનું રક્ષણ નહીં કરનાર, લોભી, માન તથા અહંકારથી ભરેલા અને કેવળ પ્રજાને દંડ આપવામાંજ રુચિવાળા થશે. હે ભારત ! દયા વગરના તેઓ રૂદન કરતાં એવા મનુષ્યોનાં દ્રવ્ય તથા સ્ત્રીઓને હરણ કરીને ભોગવશે. વળી કોઈ કોઈની કન્યાની માગણી નહીં કરે અને વિધિપૂર્વક વિવાહ પણ થશે નહીં. કેવળ વર તથા કન્યા પોત પોતાની મરજીથી પરણશે. અસંતોષી અને મૂઢ ચિત્તવાળા રાજાઓ, હરેક ઉપાયથી પારકાં દ્રવ્યાદિનું હરણ કરશે. વળી સર્વ જગત્ કેવળ મ્લેચ્છ સરખું થશે અને ભાઈ ભાઈને પણ છળ કરશે એમાં કશો સંદેહ નથી. વળી જગત્માં અમે પંડિત છીયે એવા ગર્વવાન મનુષ્યો સત્યતાનો ત્યાગ કરશે. વૃદ્ધ હશે તે બાળકના સરખી મતિવાળા થશે અને બાળક હશે તે વૃદ્ધના સરખી મતિવાળા થશે. વળી જે બીકણ હશે તે પોતાના મનમાં અમે શૂરવીર છીએ એમ માનશે અને જે શૂરવીર હશે તે બીકણ થશે, તેથી તેઓ ખેદના ભોગવનાર થશે અને કોઈ કોઈનો વિશ્વાસ કરશે નહીં. વળી કળિયુગમાં સર્વ જાતિના મનુષ્યોનું ભોજન એકજ માંસ તથા શાકાદિ થશે અને તેઓ લોભ તથા મોહ યુક્ત થશે તેથી અધર્મ વૃદ્ધિ પામશે પણ ધર્મ વૃદ્ધિ પામશે નહીં. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો પોતાની જાતિના ગર્વ વગરના થશે અને સર્વ પ્રજા એકાકાર થશે. વળી પિતા પોતાના બાળક પુત્રનું પોષણ નહીં કરે તથા યુવાવસ્થાવાન પુત્ર પોતાના વૃદ્ધ પિતાનું પોષણ કરશે નહીં અને સ્ત્રીઓ પણ પોતાના પતિની સેવા કરશે નહીં. વળી મનુષ્યો પોતાના દેશનો ત્યાગ કરીને, જે દેશમાં યવ તથા ગોધુમાદિ થતાં હશે તે દેશનું સેવન કરશે. વળી પુરૂષો તથા સ્ત્રીઓ સર્વ પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે. એક બીજાનાં વાક્યાદિને સહન કરશે નહીં. વળી હે યુધિષ્ઠિર ! કળિયુગમાં કોઈ પણ પિતૃઓનાં શ્રાદ્ધ તથા દેવતાઓનાં યજન કરશે નહીં. કોઈ કોઈનો શિષ્ય તથા કોઈ કોઈનો ગુરૂ પણ થશે નહીં, કેવળ સર્વ તમોગુણી થશે. હે મનુષ્યોના અધિપતિ રાજા યુધિષ્ઠિર ! કળિયુગને વિષે મનુષ્યોનું આયુષ્ય સોળ વર્ષનું થશે અને ત્યાર પછી તેઓ પ્રાણનો ત્યાગ કરશે. વળી પાંચ વરસની તથા સાત વરસની કન્યાઓ ગર્ભ ધારણ કરશે અને સાત વર્ષના તથા આઠ વર્ષના પુરૂષો પ્રજા ઉત્પન્ન કરશે. હે રાજાઓમાં સિંહરૂપ ! તે યુગમાં પુરૂષો સ્ત્રીથી તથા સ્ત્રીઓ પુરૂષથી સંતોષ પામશે નહીં અને પોતાની જાતિનાં કોઈક ચિન્હ રાખનાર તથા ઘણાં અલ્પ દ્રવ્યવાળા મનુષ્યો હિંસા કરનાર થશે અને કોઈ કોઈને દાનાદિ આપશે નહીં. મનુષ્યો મ્લેચ્છ સરખા આચાર પાળનાર, સર્વભક્ષી અને ઉત્તમ કર્મને વિષે અવળો ભાવ લાવનાર થશે. વળી મનુષ્યો લેવડ તથા દેવડના વ્યવહારમાં કપટથી એક બીજાઓને છળ કરશે. ક્રિયાઓ કરવાની વિધિને નહીં જાણીને તે કરશે અને પોતાની ઇચ્છા

પ્રમાણે વર્તશે. વળી એક બીજાઓને કહીને ક્રૂર કર્મ કરનાર અને પોતાના જીવિતમાં સંશયવાન મનુષ્યો શંકા વગરના થઈને મઠ તથા વૃક્ષાદિનો નાશ કરશે. વળી લોભી અને બ્રાહ્મણાદિના દ્રવ્યાદિને ભોગવવાની ઇચ્છાવાળા મનુષ્યો તેમનો નાશ કરશે. યુદ્ધાદિથી પરાજય પામેલા અને ભયે કરી પીડાયેલા બ્રાહ્મણો હાહાકાર કરતાં પોતાના રક્ષા કરનાર નહિ મળવાના આ રિવાજ પૃથ્વીને વિષે ચોમેર કરશે. હવે હે રાજન ! જ્યારે કળિયુગ ઉતરવા આવશે ત્યારે મનુષ્યો છેક ક્રૂર સ્વભાવવાળા રૌદ્ર કર્મ કરનાર, પ્રાણીઓની હિંસા કરનાર અને પોતાના જીવિતનો પણ ત્યાગ કરનાર થશે. વળી બ્રાહ્મણો અનેક રીતિના ત્રાસથી ચોમેર દોડીને, નદી તથા પર્વતની વિષમ જગાનો આશ્રય કરશે. વળી હે પૃથ્વીનું પાલન કરનાર રાજન ! ચોરના ઉપદ્રવથી તથા દુષ્ટ રાજાઓના નિરંતર કારભારથી પીડા પામેલા બ્રાહ્મણો ધૈર્યતાનો ત્યાગ કરીને શૂદ્રના ચાકરો થઈ વિકર્મ કરશે. વળી તે વેળા શૂદ્રો ધર્મનો ઉપદેશ કરશે અને બ્રાહ્મણાદિ તેના ઉપાસક તથા શ્રોતા થશે. જ્યારે એ પ્રમાણે ઉંચી પદવીનાં મનુષ્યો નીચી પદવીમાં આવશે ત્યારે તેઓ દેવતાઓનો ત્યાગ કરીને ભીંતોમાં અસ્થિથી કાઢેલાં ચિત્રરૂપ ચિન્હોને પૂજશે અને શૂદ્રો બ્રાહ્મણની સેવા કરશે નહીં. વળી ઋષિઓનાં આશ્રમ, બ્રાહ્મણોનાં ગૃહ, દેવતાઓનાં મંદિર, યજ્ઞસ્થાન તથા દક્ષિતઓની શાળાઓ વિગેની જમીન, અસ્થિનાં ચિત્રોથી સુશોભિત થશે દેવગૃહથી શોભાયમાન થશે નહીં. કળિયુગના અંતમાં એવી રીતે થશે કે સર્વ મનુષ્યો રૌદ્ર કર્મ કરનાર, ધર્મહીણ, માંસનું ભોજન કરનાર અને મદ્યપાન કરનાર થશે. વળી પુષ્પમાં પુષ્પ તથા ફળમાં ફળ ઉત્પન્ન થશે વળી અકાળે વૃષ્ટિ થશે. મનુષ્યો વેદ મર્યાદા રહિત ક્રિયાઓ કરશે તથા ક્ષત્રિયો બ્રાહ્મણોના સંગાથે વૈર કરશે. વળી સર્વ પૃથ્વી મ્લેચ્છ જનોથી ભરાયલી થશે. બ્રાહ્મણો કારભારીના ભયે કરી દશે દિશા પ્રત્યે વિખરાઈ જશે. વળી સર્વ દેશોમાં પોતાના ધર્મનો વેશ રાખનારા પણ આચાર વગરના મનુષ્યો રહેશે, પણ તેઓને રાજાઓ પગાર આપ્યા વગર ચાકરી કરાવશે તેથી પીડાયુક્ત થઈને, છેવટ ફળ તથા મૂળોનાં ભોજન કરનાર થઈ વનમાં આશ્રમો કરી રહેશે.

હે રાજન ! જ્યારે એ પ્રમાણે સર્વ લોક આકુળતાને પામશે ત્યારે જગતમાં કંઈ પણ મર્યાદા રહેશે નહીં. શિષ્યો ગુરૂઓનું અવળું કરનાર થશે અને તેનો આશ્રય કરશે નહીં. ગુરૂ પણ પોતે અધમ હોવાથી તેમને ધિક્કાર્યા કરશે અને કેવળ દ્રવ્યના લોભથીજ એક બીજાઓના મિત્ર સંબંધિ તથા બાંધવરૂપ સ્ત્રીએ એમ કહી પ્રાપ્ત થશે. વળી કળિયુગના અંતને વિષે સ્થાવર ભૂતનો વિનાશ થશે. સર્વ દિશાઓ જાજ્વલ્યમાન થશે નક્ષત્રો કાંતિ વગરનાં થશે. ગ્રહના તારાઓ વિપરીત થશે. વાયુ ઘણો પ્રચંડ વાયા કરશે. મોટા ભયસૂચક ઘણા ઉલ્કાપાત થશે. સૂર્ય ઘણો તપશે અને દિશાઓમાં મોટા શબ્દ થશે તથા દાહ પણ સર્વત્ર ઉઠશે. વળી સૂર્ય ઉદય તથા અસ્તવેળા રાહુથી ગ્રસ્ત રહેશે. મહા સમર્થ ઇંદ્ર અકાળે વર્ષાદ કરશે. પૃથ્વી વિષે ઘાસ તથા ધાન્ય પેદા નહીં થાય અને વારંવાર ક્રૂર શબ્દ બોલનાર તથા જેમના પતિ ક્ષણ ક્ષણમાં રૂદન કરતા હોય છે એવી સ્ત્રિઓ થશે. વળી પુત્રો પોતાનાં માતા પિતાનો નાશ કરશે, પોતાના પતિના કહેવામાં નહીં રહેનાર સ્ત્રિઓ પણ પોતાના પતિ તથા પુત્રોનો નાશ કરશે અને રાહુ અમાવાસ્યા વગર સૂર્ય પ્રત્યે યુદ્ધ કરવા સારૂ ગતિ કરશે. વળી હે રાજન ! યુગના અંતને વિષે અગ્નિ ચારે તરફથી જાજ્વલ્યમાન થશે. પાંથિક પુરૂષો ગામના ગૃહવાસીની પાસે જળ તથા અન્ન માગશે. પણ તેમની પાસેથી

ઉતરવાના સ્થાનને પણ પામશે નહીં તેથી રસ્તા ઉપર ચલન કરશે. વળી કાગડા, હસ્તિઓ, પોપટ તથા મેના સહિત બીજાં પક્ષિઓ મધુરતા વગરની વાણી બોલશે. વળી મનુષ્યો મિત્રના તથા સંબંધના પ્રેમનો ત્યાગ કરશે. પરસ્પર વૈર કરશે અને પારકા દેશની દિશાઓ, ગામ તથા શહેરનો આશ્રય કરશે. વળી મનુષ્યો હા તાત ! હા પુત્ર ! એમ એક બીજાઓને અત્યંત કઠીણ કરૂણાના શબ્દ બોલતાં પૃથ્વીને વિષે ભટકશે. એ પ્રમાણે જ્યારે એકદમ મહાભયંકર કળિયુગનો અંત આવશે, ત્યારે વળી બ્રાહ્મણાદિ વર્ણ ક્રમે કરી વૃદ્ધિ પામશે. કાળાંતરે ફરી આ લોકની વૃદ્ધિ માટે દૈવપણ યદચ્છાથી અનુકૂળ થશે. હે યુધિષ્ઠિર ! જ્યારે સૂર્ય, ચંદ્ર તથા બૃહસ્પતિ એક સમય પુષ્ય નક્ષત્રમાં આવશે ત્યારે પાછો સત્યયુગ પ્રવર્તશે જેમાં વર્ષાદ યથાકાળે વર્ષશે તથા નક્ષત્રો પણ શુભરૂપે ઉદયવાન થશે. વળી જગતમાં ગ્રહો અનુકૂળ, ક્ષેમતા, સુભિક્ષતા, આરોગ્યતા તથા નિરામયતા પામશે. હે રાજન ! તે વેળા સંભળપુરમાં વિષ્ણુયશ નામના બ્રાહ્મણના ઘરને વિષે મહાબળવાન, બુદ્ધિમાન્ અને મહા પરાક્રમી કલ્કી નામે ભગવાન અવતાર લેશે, જેને ઇચ્છાથી પોતાની મેળે વાહન, આયુધ, શસ્ત્ર, કવચ તથા યોદ્ધાઓ પ્રાપ્ત થશે; અને પરમ જય મેળવનાર તે ચક્રવર્તી રાજા થશે હે રાજન ! બ્રાહ્મણોથી વિંટાયલા કલ્કી બ્રાહ્મણ, સર્વત્ર પ્રસરી ગયેલા ક્ષુદ્ર સર્વ મ્લેચ્છ ગણનો નાશ કરશે.

स सर्वत्रगतान् क्षुद्रान् ब्राह्मणैः परिवारितः

उत्सादयिष्यति तदा सर्वम्लेच्छगणान् द्विजः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि भविष्यकथने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥

## અધ્યાય ૧૯૧ મો. કલિધર્મ ઉપસંહાર.

मार्कंडेय उवाच—ततश्चोरक्षयं कृत्वा द्विजेभ्यः पृथिवीमिमां

वाजिमेधे महायज्ञे विधिवत्कल्पयिष्यति ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી વિષ્ણુયશના પુત્ર કલ્કી ચોરોનો નાશ કરીને અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોને વિધિથી પૃથ્વીનું દાન આપશે. જગતમાં મર્યાદા સ્થાપન કરી વનમાં જશે. સત્યયુગમાં સર્વ મનુષ્યો કલ્કીના શીળ સરખા શીળવાન અને સર્વ ચોર સરખા અધર્મિઓનો વિનાશ થશે. વળી બ્રાહ્મણમાં સિંહરૂપ કલ્કી પોતે જીતેલા સર્વ દેશના બ્રહ્મચારિઓને મૃગચર્માદિ તથા ક્ષત્રિયોને શક્તિ, ત્રિશળ અને આયુધ ધારણ કરાવીને સર્વને સૌ સૌના ધર્મમાં વર્તાવી વર્ણાશ્રમ વ્યવસ્થા કરશે. હે રાજન ! બ્રાહ્મણોએ સ્તુતિ કરેલા, બ્રાહ્મણોનું ઘણું માન રાખનાર અને સદૈવ ચોરોનો વધ કરવાને તત્પર કલ્કી સર્વ પૃથ્વીમાં વિચરતાં, હા તાત ! હા પુત્ર ! એ પ્રમાણે દારૂણ વાક્ય બોલતા એવા ચોરોનો વિનાશ કરશે. અધર્મનો નાશ, અને ધર્મની વૃદ્ધિ કરનાર સર્વ વર્ણ થશે. હે ધર્મિષ્ઠ ! સત્યયુગમાં જગતને વિષે બગીચા, યજ્ઞમંડપ, તળાવ, તથા દેવતાઓનાં મંદિર અને અનેક પ્રકારની યજ્ઞ ક્રિયાઓ થશે. બ્રાહ્મણ, સાધુ, મુનિ, તપસ્વી આદિ બીજાં પણ સર્વ મનુષ્યો પોતપોતાના આશ્રમમાં રહીને સત્યતાને વિષે વર્તશે. જમીનમાં વાવેલાં ધાન્યની પેદાશ સારી થશે અને સર્વ ઋતુને વિષે યથાયોગ્ય ફળ પુષ્પ પણ પેદા થશે. વળી મનુષ્યો દાન

આપનાર, વ્રત કરનાર તથા નિયમ પાળનાર થશે. ધર્મની કામનાવાળા બ્રાહ્મણો જપ તથા યજ્ઞ કરવામાં પારાયણ, ક્ષત્રિયો પૃથ્વીનું પાલન કરનાર તથા વૈશ્યો વ્યાપાર કરવામાં ઉમાકવાન થશે. બ્રાહ્મણો પોતાનાં ષટ્ કર્મ કરનાર, ક્ષત્રિયો પરાક્રમ કરનાર વૈશ્યો વ્યવહાર ચલાવનાર અને શૂદ્રો ત્રણે જાતિની શુશ્રુષા કરનાર થશે. એ પ્રમાણે સત્ય, ત્રેતા તથા દ્વાપર યુગમાં ધર્મ વર્તશે. મેં કળિયુગના કાળને વિષે કેવી પ્રજાની વર્તણુક થશે તે તથા સર્વ યુગની સંખ્યા તમને કહી જે તમારા જાણવામાં આવી છે. એ પ્રમાણે જગતની થઇ ગયેલી અને થનાર વર્તણુક ઋષિઓએ વાયુપુરાણમાં કહી છે તે મેં તમને સર્વ કહી. હે રાજન ! ઘણા આયુષ્યવાળા મેં તમને આ જે સંસાર માર્ગ કહ્યો છે દૃષ્ટિથી જોયો છે અને મને તેનો અનુભવ પણ થયો છે. હે અવિનાશી ધર્મવાન ! હું તમને બીજું કહું તે તમારા ભાઇઓ તથા શ્રીકૃષ્ણ સહિત તમે સાંભળો. હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ ! તમારે નિરંતર ધર્મમાં ચિત્ત રાખવું કારણ ધર્માત્મા પુરૂષ આલોકમાં અને મૃત્યુ પામ્યા પછી પરલોકમાં રહીને સુખ પામે છે. હે નિષ્પાપ ! તમને બીજી એક વાત કહું તે સાંભળો. હે રાજન ! તમારે કોઇ દિવસ બ્રાહ્મણોનો અપરાધ કરવો નહીં, કેમકે ક્રોધ પામેલા તે પ્રતિજ્ઞાએ કરીને સર્વ લોકનો નાશ કરે છે.

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે માર્કંડેય ઋષિનાં વચન સાંભળીને, કુરૂકુળમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્ અને પરમ કાંતિમાન યુધિષ્ઠિર રાજાએ પૂછયું કે હે મુનિ ! પ્રજાની રક્ષા કરનાર મારે કયા ધર્મમાં રહેવું, અને કેવી રીતે રહેવાથી હું ધર્મ ભ્રષ્ટ નહીં થાઉં ? માર્કંડેય કહે છે હે યુધિષ્ઠિર ! તમે સર્વ ભૂત પ્રાણીને વિષે દયાવાન, તેનું હિત ઇચ્છનાર તેમાં પ્રીતિ રાખનાર, આળસ્ય વગરના સત્યવાદી નમ્રતાવાન, શુદ્ધ અંતઃકરણવાન અને પ્રજાનું રક્ષણ કરવામાં પ્રીતિવાળા થઇને ધર્મનું સેવન, અધર્મનો ત્યાગ, પિતૃ તથા દેવતાઓનું પૂજન અને પ્રમાદથી કરેલા પાપને દાને કરી જનતાનો ઉતારો કરો. તમે ગર્વિષ્ટ શત્રુઓ વગરના તથા સર્વ પૃથ્વીને જીતીને સુખથી ધૈર્યવાન થાઓ. મેં તમને ભૂત તથા ભવિષ્ય ધર્મ કહ્યો. પૃથ્વીને વિષે ભૂત તથા ભવિષ્ય કંઇ પણ અજાણ નથી. વાસ્તે તમે આ વનવાસાદિ કલેશને મનમાં લાવશો નહીં, કેમકે બુદ્ધિમાન્ પીડાયુક્ત હોય તોપણ કાળકાળે મોહ પામતા નથી. હે મહાબાહો ! આ કાળ દેવતાઓનો છે, જેણે પ્રેરણા કરેલી સર્વ પ્રજા મોહ પામે છે. હે નિષ્પાપ ! મેં જે વાક્ય કહ્યાં તેમાં તમને કશી શંકા થાઓ મા. આ મારા કહેલા વાક્યમાં શંકા લાવવી યોગ્ય નથી ને કદી લાવશો તો તમારા ધર્મનો લોપ થશે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તમે મ્હોટા પ્રસિદ્ધ કુળવંશમાં ઉત્પન્ન થયા છો માટે મારા કહેવા પ્રમાણે મન તથા કર્મથી આચરણ કરો. યુધિષ્ઠિરે કહ્યું કે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! તમે મને જેવી રીતે કાનને મનોહર લાગે એવાં વાક્ય કહ્યાં તેવીજ રીતે પ્રયત્નથી તમારી આજ્ઞાનું હું પાલન કરીશ. હે વિપ્રેંદ્ર ! મને લોભ, ભય તથા મત્સર કંઇ પણ નથી વાસ્તે તમે જેમ કહ્યું છે તેમજ કરીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! બુદ્ધિમાન્ માર્કંડેયનાં વચન સાંભળીને શ્રીકૃષ્ણ સહિત સર્વ પાંડવો તથા ત્યાં આવેલા બ્રાહ્મણો આનંદ પામ્યા.

**संहृष्टा पांडवा राजन्सहिताः शार्ङ्गधन्वना**
**विप्रर्षभाद्य ते सर्वे ये तत्रासन्समागताः ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि युधिष्ठिरानुशासनं गुर्जरभाषायामेकनवत्यधिकशततमोऽध्यायः ॥ १९१ ॥**

## અધ્યાય ૧૯૨ મો. દેડકાનું ઉપાખ્યાન.

**વૈશંપાયન ઉવાચ—ભૂય એવ બ્રાહ્મણ મહાભાગ્યં વક્તુમર્હસીત્યબ્રવીત્પાંડવેયો માર્કંડેયં ॥૧॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ માર્કંડેય ઋષિને કહ્યું કે—તમે ફરીથી બ્રાહ્મણના મહાભાગ્ય મને સંભળાવો. આ પૂછ્યા પછી માર્કંડેય ઋષિએ યુધિષ્ઠિરને કહ્યું કે—હે રાજન્ ! હું તમને બ્રાહ્મણનું અપૂર્વ ચરિત્ર કહું તે સાંભળો. પૂર્વે અયોધ્યા પુરીને વિષે ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલો પરિક્ષિત નામે રાજા હતો. તે કોઇ દિવસે મૃગયા કરવા સારૂ વનમાં ગયો હતો. અશ્વ ઉપર બેઠેલા તે રાજાને મૃગ ઘણે દૂર વનમાં લઇ ગયો. તે વેળા થાકી ગયેલા અને ક્ષુધા તથા તૃષાએ કરી પીડિત થયેલા તેણે લીલાં વૃક્ષોવાળા વનને જોઇ તેમાં પ્રવેશ કર્યો રાજાએ તે વનમાં એક અત્યંત રમણીય તળાવ જોઇને તેમાં અશ્વ સહિત પ્રવેશ કરી શીતળ જળ પાન કર્યું. સ્વસ્થતાને પામેલો તે પરિક્ષિત રાજા અશ્વ પાસે લીલું ઘાસ નાંખીને તળાવના કિનારા ઉપર બેઠો તેવામાં અત્યંત મધુર ગાયન સાંભળીને રાજા વિચાર કરવા લાગ્યો કે અરે ! હું આ વનમાં કોઇ મનુષ્યને દેખતો નથી અને આ ગાયનનો સ્વર ક્યાંથી આવે છે ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાજા વિચાર કરતો હતો તેવામાં તેણે અત્યંત રૂપવાન અને ગાતાં ગાતાં પુષ્પ વીણતી એક કન્યાને જોઇ. જ્યારે તે કન્યા રાજાની પાસે ફરવા લાગી ત્યારે તેને પૂછ્યું કે—હે કલ્યાણિ ! તું કોણ અને કોની પુત્રી છે ? કન્યાએ કહ્યું કે—હું કન્યા છું. હે પાંડવ ! એ પ્રમાણે તે કન્યાનાં વચન સાંભળીને પરિક્ષિતે કહ્યું કે હું તારો અર્થી છું. કન્યા બોલી કે—હે રાજન્ ! મારા નિયમને તમે પાળો, તો હું તમને પરણું, નહીં તો નહીં. પરિક્ષિતે પૂછ્યું કે—હે શ્રેષ્ઠ ! તારો શું નિયમ છે ? કન્યા બોલી કે, હું કોઇ દિવસ જળને જોઇશ નહીં. હે કુરુપુત્ર એ પ્રમાણે કન્યાનાં વચન સાંભળી તેના કહેવા પ્રમાણે કબૂલાત આપીને, રાજા તેને પરણ્યો અને મ્હોટા હર્ષથી તેની સાથે ક્રીડા કરતાં એકાંતમાં બેઠો હતો તેવામાં તેની પાછળ રહી ગયેલી સેના આવી પહોંચી અને તેને ચોમેરથી વીંટી ઉભી. અત્યંત વિશ્રાંતિ પ્રાપ્ત થઇ હતી જેને એવો રાજા પોતાની સ્ત્રી સહિત પાલખીમાં બેસી પછી નગરમાં આવી તેને શ્રેષ્ઠ વસ્ત્ર તથા અલંકાર આપીને તેની સાથે ક્રીડા કરતાં પોતાના મહેલમાં સદૈવ રહેતો હતો. ઘણો વખત થયો પણ સાથે રહેનારા મનુષ્યોએ તેને દૃષ્ટિથી જોયો નહીં. પછી મુખ્ય અમાત્યે તથા સમીપ રહેનારા મનુષ્યોએ રાજાની બીજી સ્ત્રિઓને પૂછ્યું કે, પરિક્ષિત રાજા પોતાના મહેલમાંથી બહાર નીકળતા નથી તેનું કારણ શું ? સ્ત્રિઓએ કહ્યું કે અમે મ્હોટું અપૂર્વ આશ્ચર્ય જોઇએ છીએ કે, આ મહેલમાં જળ લઇ જવાતું નથી. હે રાજન્ ! એ પ્રમાણે સ્ત્રિઓનાં વચન સાંભળીને, પ્રધાને પ્રસિદ્ધ જળના સ્થાન વગરનું ઘણા શ્રેષ્ઠ વૃક્ષોવાળું, ફળ મૂળ તથા પુષ્પયુક્ત અને મોતીથી ઢંકાયલી રમણીય વાવવાળું ઉત્તમ વાસગૃહ રચાવી, એકાંતમાં તે રાજા પાસે આવી કહ્યું કે હે પ્રજાનું રક્ષણ કરનાર ! આ નજીક રહેલો બંગલો ઘણો સુશોભિત છે તેમાં તમે પ્રવેશ કરી સારી રીતે ક્રીડા કરો. એ પ્રમાણે પ્રધાનનાં વચન સાંભળીને પોતાની સ્ત્રી સહિત પરિક્ષિત રાજા ત્યાં ગયો. પછી તે રાજા પોતાની સ્ત્રી સહિત તે વનમાં ફરતો હતો તેથી ક્ષુધા તથા તૃષાએ કરી પીડિત થયો હતો અને થાકી પણ ગયો હતો તેવામાં તેણે એક મોતીથી જડેલા ગૃહને જોયું.

પછી પરિક્ષિત રાજાએ પોતાની સ્ત્રી સહિત તે ગૃહમાં પ્રવેશ કર્યો કે ત્યાં જળથી ભરેલી સુંદર વાવ જોઇ, તેના કિનારા આગળ જઇ ઉભા. પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે—હે શ્રેષ્ઠ સ્ત્રી ! આ જળથી ભરેલી વાવ છે, માટે તું તેમાં બહુ સાવચેતાઇથી ઉતરજે. એ પ્રમાણે પોતાના પતિરૂપ રાજાનાં વચન સાંભળીને તે સ્ત્રી વાવમાં ઉતરીને જળમાં બુડી ગઇ પાછી બહાર નીકળી નહીં. રાજાએ તે વાવમાં સ્ત્રીની ઘણી શોધ કરાવી પણ મળી નહીં. પછી પરિક્ષિત રાજાએ તે વાવની બહાર નીકળતા એક દરમાં ભરાઇ બેઠેલા દેડકાંને જોઇ ક્રોધ પામીને પોતાના ચાકરોને કહ્યું કે અરે ચાકરો ! મારી ગરજવાન તમો જ્યાં જ્યાં દેડકાં હોય, ત્યાં ત્યાં તેનો નાશ કરી તે રૂપ ભેટ લાવી મારી પાસે ઉભા રહો. એ પ્રમાણે રાજાની આજ્ઞાથી તેના ચાકરો દેડકાંનો નાશ કરવા લાગ્યા.

તેઓએ મ્હોટા ભયયુક્ત થઇ પોતાના રાજા પાસે આવી સર્વ વૃત્તાંત કહ્યું. દેડકાંના રાજાએ તેમનાં વચન સાંભળી તપસ્વીનો વેષ ધારણ કરી પરિક્ષિત રાજા પાસે આવીને કહ્યું કે–હે રાજન્ ! તું ક્રોધને વશ થા માં ! સર્વ દેડકાં ઉપર પ્રસન્ન થા ! નિરપરાધિઓનો નાશ કરવો નહી. અજ્ઞાન જીવને ક્યાંના ગર્વ સહિત રહેવું અત્યંત કઠિન છે આ તને તારી સ્ત્રીના વિયોગ જન્ય શોકથી ક્રોધ ઉત્પન્ન થયો છે તે જ્યારે તને પાછી મળશે ત્યારેજ નિવૃત્ત થશે, માટે દેડકાંને મારવારૂપ અધર્મ ન કર. વૃથા તેમને મારવાથી તને શું લાભ મળે તેમ છે ? હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા રાજન ! એ પ્રમાણે તપસ્વીરૂપ દેડકાંના રાજાનાં વચન સાંભળીને, પોતાની પ્રિય સ્ત્રીના વિયોગથી અત્યંત તાપ પામ્યું હતું હૃદય જેનું એવા રાજા બોલ્યો કે–હે વિદ્વાન ! મારાથી ક્રોધ શમાવાય તેમ નથી માટે હું દેડકાંનો નાશ કરીશ, કેમકે તેઓએ મારી સ્ત્રીનું ભક્ષણ કર્યું છે. તમારે મને એ કામથી વારવો નહિ. રાજાનાં વચન સાંભળીને અત્યંત વ્યથાયુક્ત થયું હતું મન જેનું એવો તે દેડકાંનો રાજા બોલ્યો કે—હે રાજન ! તમે પ્રસન્ન થાઓ, હું દેડકાંના આયુ નામે રાજા છું, તમને જે સ્ત્રીનો વિયોગ થયો છે તે મારી સુશોભના નામે પુત્રી છે તથા જેનું એક દુષ્ટ શીલ છે જેથી તેણે પૂર્વે તમારી પેઠે ઘણા રાજાને છેતર્યા છે તે દુર્વિકાર ! મંડૂક રાજાનાં વચન સાંભળીને પરિક્ષિત રાજાએ કહ્યું કે હે મંડૂકરાજ ! હું તમારી પુત્રીના સ્નેહવાળો છું, માટે તમે મને તે સોંપો. એવાં રાજાનાં વચન સાંભળીને દેડકાંના રાજાએ તેને પોતાની પુત્રી આપી અને હે સુશોભના ! તું આ રાજાની સેવા કર એમ કહીને ક્રોધ ઉત્પન્ન થવાથી તેને શાપ આપતાં કહ્યું કે–હે દુષ્ટ ! તેં ઘણા રાજાને આવી રીતે છેતર્યા માટે તને અસત્યરૂપ પ્રજા થશે. હે પાંડવ ! તે સ્ત્રીના સ્નેહ ગુણથી તેમાં બંધાયલું હતું હૃદય જેનું એવો પરિક્ષિત રાજા, તે પાછી મળવાથી જાણે ત્રણ લોકનું ઐશ્વર્ય મળ્યું હોય એમ આનંદ યુક્ત થઇ, મ્હોટા હર્ષ થવાથી ગદ્‌ગદિત થઇ, નમસ્કાર કરીને આયુ નામના મંડૂક રાજાને કહેવા લાગ્યો કે–હે શ્રેષ્ઠ ! તમે મને આ તમારી પુત્રી આપી એ મ્હોટો અનુગ્રહ કર્યો. એ પ્રમાણે પરિક્ષિત રાજાનાં વચન સાંભળીને દેડકાંનો રાજા આયુ પોતાની પુત્રીની રજા લઇ જેવી રીતે આવ્યો હતો, તેવી રીતે પાછો ત્યાંથી ગયો. પછી કેટલેક કાળે રાજાને તે સ્ત્રીથી શળ, દળ અને બળ નામના ત્રણ પુત્ર ઉત્પન્ન થયા. જ્યારે શળ મ્હોટો થયો ત્યારે રાજા તેને રાજ્યાભિષેક કરીને તપ કરવા સારૂ વનમાં ચાલી નીકળ્યો. હવે એક દિવસ પરિક્ષિતનો પુત્ર શળ રથમાં બેસી મૃગયા કરવા સારૂ વનમાં ગયો ત્યારે ત્યાં મૃગને દેખી તેની પાછળ જવા માટે પોતાના સારથિને કહેવા લાગ્યો કે હે સારથિ ! તું જલદી અશ્વો ચલાવી મને

મૃગ પ્રાપ્ત કરાવ. પોતાના સ્વામીનાં વચન સાંભળીને સારથિએ કહ્યું કે-હે રાજન ! તમારે એ મૃગને માટે આગ્રહ કરવો નહીં કેમકે આ તમારા રથમાં વામદેવ ઋષિના અશ્વ જોડ્યા હોય તો પણ તમને તે પ્રાપ્ત થવો કઠિન છે. શળે કહ્યું કે હે સારથિ ! વામદેવ ઋષિના અશ્વ કેવા છે તે કહે નહીં તો હું તને મારીશ. હે રાજન ! એ પ્રમાણે રાજાનાં વચન સાંભળીને તેનાથી તથા વામદેવ ઋષિના શાપથી ભય પામેલો સારથિ કંઇ પણ બોલ્યો નહીં. ત્યારે રાજા હાથમાં તરવાર લઇ સારથિ પર ઉગામી બોલ્યો કે, જલદી કહે નહીં તો હમણાં મારૂં છું. એ પ્રમાણે રાજાનાં વચન સાંભળી ભયભીત થઇને સારથિએ શળ રાજાને કહ્યું કે, વામદેવ ઋષિના અશ્વ ઘણા રમણીય તથા મન સરખા વેગવાળા છે. સારથિનાં વચન સાંભળીને શળે કહ્યું કે, જલદી વામદેવના આશ્રમ પ્રત્યે ચાલ.

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાના સ્વામીનાં વચન સાંભળીને સારથિએ વામદેવ ઋષિના આશ્રમ તરફ રથ હાંકયો. રાજા ઋષિ પાસે આવી બોલ્યો કે-હે સમર્થ ! મારા બાણથી વિંધાયેલો મૃગ નાસી ગયો છે માટે તેને ગ્રહણ કરવો છે, વાસ્તે તમો મને તમારા અશ્વ આપી મારી સંભાવના કરો. ઋષિ બોલ્યા કે હું તને મારા બે અશ્વ આપું છું પણ તારૂં કામ સિદ્ધ થયા પછી તારે મને પાછા આપવા. એ પ્રમાણે વામદેવ ઋષિનાં વચન સાંભળી ઘણું સારૂં એમ કહી તેમના બે અશ્વને સારથિ પાસે પોતાના રથમાં જોડાવી, ઋષિની રજા લઇ રથમાં બેસીને રાજા મૃગની પાછળ ગયો. રસ્તામાં તેણે સારથિને કહ્યું કે, હે સારથિ ! આ ઘણા ઉત્તમ અશ્વ બ્રાહ્મણને ત્યાં રહેવા યોગ્ય નથી, માટે હું ઋષિને સરત પ્રમાણે પાછા આપીશ નહીં. હે રાજન ! એ પ્રમાણે સારથિને કહેતા એવા તે રાજાએ, મૃગને મારી પાછા પોતાના શહેરમાં જઇ અશ્વને અંતઃપુરમાં રાખ્યા. હવે કેટલેક દિવસે વામદેવ ઋષિ વિચાર કરવા લાગ્યા કે, અરે ! પરિક્ષિત રાજાનો પુત્ર શળ, મારા શ્રેષ્ઠ અશ્વરૂપ વાહનને લઇ જઇ આનંદ પામ્યો, પણ હજી પાછા આપી ગયો નહીં, એ તેનો મ્હોટો અન્યાય છે. એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરતાં કરતાં એક માસ થઇ ગયો, ત્યારે ઋષિએ અત્રિ નામના શિષ્યને કહ્યું કે હે અત્રિ ! તું શળ રાજા પાસે જા, તેને કહે કે, વામદેવ ઋષિએ કહ્યું છે જે તારૂં કાર્ય સિદ્ધ થયું હોય તો હવે તું અમારા અશ્વ પાછા આપ. એ પ્રમાણે ઋષિનાં વચન સાંભળીને અત્રિ નામના શિષ્યે રાજા પાસે જઇ વામદેવના કહેવા પ્રમાણે તેને કહ્યું ત્યારે શળ રાજાએ તે શિષ્યને કહ્યું કે અરે ! એ અશ્વ મારા છે, બ્રાહ્મણને આવા સારા અશ્વ રાખી શું કરવું છે ? તું સીધો ચાલ્યો જા ! હે ભારત ! એ પ્રમાણે શળ રાજાનાં વચન સાંભળીને અત્રિ પોતાના ઉપાધ્યાય પાસે જઇ તેને તેણે કહેલાં વાકય કહી સંભળાવ્યાં. વામદેવ ઋષિ રાજાનાં વચન શિષ્યને મુખેથી સાંભળીને મહા ક્રોધ યુકત થયા. પછી તે પોતે રાજા પાસે જઇ અમારા અશ્વ આપ એમ કહ્યું તો પણ જ્યારે તેણે અશ્વ આપ્યા નહીં ત્યારે વામદેવ ઋષિએ કહ્યું કે હે શળ ! તું મારા અશ્વ આપ. તેઓએ બીજા કોઇ વાહનથી ન થાય એવું તારૂં કામ કર્યું છે માટે બ્રાહ્મણ અને ક્ષત્રિયના અંતરને વિષે વર્તમાન એવા તને વરૂણ દેવતા પોતાના ઘોર પાશે કરી નાશ માં કરો. શળે કહ્યું કે-હે મહર્ષિ વામદેવ ! સારા આચરણવાળા, શ્રેષ્ઠ અને ગરીબ અશ્વ બ્રાહ્મણના વાહન ન હોય તેઓ વગર તમને જ્યાં જવા મરજી હોય ત્યાં જાઓ. બ્રાહ્મણનું તો વાહન વેદ હોય છે એટલે જે વિદ્યાવાન બ્રાહ્મણ હોય છે, તે જ્યાં જ્યાં જવું ધારે ત્યાં ત્યાં જઇ શકે છે. વામદેવે કહ્યું કે-હે શળ ! વેદ મારા સરખાને વહન કરી પરલોકને વિષે પહોંચાડે છે પણ આ લોકને વિષે

મારા સરખાને તથા બીજા સર્વને ઇચ્છિત સ્થળે પહોંચાડવાનાં વાહનો અયોગ્ય છે. શળ રાજાએ કહ્યું કે—હે ઋષિ ! તમને ગર્દભ, ખચ્ચર તથા વાયુ સરખા વેગવાળા સિંહો વહન કરો. તે રૂપ વાહનોએ કરી તમે આશ્રમ પ્રત્યે જાઓ, એ અશ્વ તો મારા છે તમારા નથી એમ તમે જાણો. વામદેવ બોલ્યા કે હે રાજન ! બ્રાહ્મણસ્વ રાખવું એ મ્હોટું પાપ કર્મ છે, એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. તું મારા અશ્વરૂપ વાહન રાખી જીવવા ઇચ્છે છે તેથી લોઢાનાં આયુધવાળા, ભયંકર સ્વરૂપવાન, મ્હોટા શરીરવાળા, નિરંતર રૌદ્ર તારો વધ કરવાની ઇચ્છાવાળા અને તીક્ષ્ણ ત્રિશૂળ ધારણ કરેલા, ચાર યક્ષોમાં મારા કહેવાથી તારા દેહના ચાર જૂદા જૂદા ભાગ કરીને તને ચાર દિશામાં પહોંચાડશે.

શળ બોલ્યો કે હે વામદેવ ! જે ત્રિશૂળ તથા તલવાર ધારણ કરનારા મારા દૂતો, મને મન, વાણી તથા કર્મે કરીને નાશ કરવાના ઉદ્યોગવાન બ્રાહ્મણરૂપ તમને જાણે છે, તે મારા કહેવાથી શિષ્ય સહિત તમારો નાશ કરશે. વામદેવે કહ્યું કે—હે રાજન ! તેં મારી પાસે આવી મારા અશ્વ માગી લીધા તે વેળાએ મને કહ્યું હતું કે, હું તમારા અશ્વ પાછા આપીશ માટે જો તારે જીવવું હોય તો જલદી મને આપ. શળે કહ્યું કે, હે બ્રાહ્મણ ! મૃગયા ક્ષત્રિય માટે ઉત્પન્ન થએલી છે. અસત્યવાદી એવા તમને હું દંડ આપીશ નહીં તથા આજથી તમારી સર્વ આજ્ઞા પાલન કરીશ તેથી મને પુણ્ય લોકની પ્રાપ્તિ થશે. વામદેવ બોલ્યા કે—હે રાજન ! બ્રાહ્મણને કોઇપણ વાણી મન તથા કર્મ કરી દંડ આપવા સમર્થ નથી. જે પુરૂષ પોતાના સ્વધર્મ કરી બ્રાહ્મણનો આશ્રય કરે છે, તે આ લોકમાં જીવતાં શ્રેષ્ઠતા પામે છે. માર્કંડેય કહે છે હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વામદેવ ઋષિએ કહ્યું તે વેળા ભયંકર સ્વરૂપવાળા રાક્ષસો ઉઠીને ત્રિશૂળાદિથી શળ રાજાને પ્રહાર કરવા લાગ્યા. રાજા મ્હોટા શબ્દથી બોલ્યો કે—હે બ્રાહ્મણ ! મને ઇક્ષ્વાકુ કુળના પુરૂષો, મારા ભાઈ દળ તથા વ્યાપારીઓ કહેશે તો પણ હું અશ્વ આપીશ નહીં. આવું કર્મ કરનાર બ્રાહ્મણ હોય ? હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે શળ કહેતો હતો તેવામાં યાતુધાનોએ તેનો નાશ કર્યો જેથી તે પૃથ્વી ઉપર પડ્યો. પછી મૃત્યુ પામેલા શળને જોઇને ઇક્ષ્વાકુ વંશના પુરૂષોએ દળને રાજ્યગાદી ઉપર બેસાડ્યો. વામદેવ ઋષિ દળ રાજા પાસે જઇ બોલ્યા કે—હે રાજન ! બ્રાહ્મણનું જે કંઇ હોય, તે તેને આપી દેવું એમ સર્વ ધર્મમાં કહ્યું છે માટે જો તું અધર્મથી બીતો હોય તો જલદી મારા અશ્વ મને આપી દે. હે પાંડવ ! એ પ્રમાણે વામદેવ ઋષિનાં વચન સાંભળીને ક્રોધ પામેલો દળ પોતાના સારથિને કહેવા લાગ્યો કે—હે સારથિ ! જેણે કરીને વિષાવલા અને ક્રૂરતાએ દંશ કરાતા એવા આ વામદેવ ઋષિ પૃથ્વી ઉપર શયન કરે એવું મારૂં મહા શોભાયમાન ઝેરી બાણ લાવ. હે રાજન ! એ પ્રમાણે પોતાના સારથિને કહેતા એવા દળ રાજાનાં વચન સાંભળીને ક્રોધ પામી વામદેવ ઋષિએ તે રાજાને કહ્યું કે—હે દળ ! તારી સ્ત્રીથી ઉત્પન્ન થએલો શ્યેનજીત નામે તારો દશ વર્ષનો પુત્ર છે તે હું જાણું છું માટે મારા કહેવાથી તું તારા પ્રિય પુત્રને ભયંકર બાણે કરી નાશ કર.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જે વખતે વામદેવ ઋષિએ દળ રાજાને કહ્યું કે, તેજ વખતે તે બાણે રાજાના અંતઃપુરમાં જઇને તેના પુત્રનો નાશ કર્યો. તે વાર્તા સાંભળીને દળ રાજા બોલ્યો કે અરે ! હું આજ ઇક્ષ્વાકુ વંશના સર્વ

મનુષ્યનું પ્રિય કરીશ. આ બ્રાહ્મણને અવશ્ય બળાત્કારે મારી નાખીશ. લાવો મારું બાણું તીક્ષ્ણ બાણ કે જેથી સર્વ રાજાઓ મારા પરાક્રમને જુએ. વામદેવે કહ્યું કે હે મનુજેશ્વર ! તું જે મહા ભયંકર બાણ મારી ઉપર મૂકવા ઇચ્છે છે, તે તું ધનુષ્યમાં સાંધવા તથા મારી ઉપર મૂકવાને સમર્થ નથી. હે ભારત ! એ પ્રમાણે કહીને વામદેવ ઋષિએ રાજાના હાથ તથા પગ સ્તંભિત કરી નાંખ્યા ત્યારે રાજા બોલ્યો કે, હે ઇક્ષ્વાકુ વંશના પુરુષો ! મને સ્તંભિત કરી મૂક્યો છે તે જુઓ ! હું આ બાણ મૂકીને ઋષિનો નાશ કરવા સમર્થ નથી. વામદેવ મોટા આયુષ્યવાન છે તે જીવો. વામદેવે કહ્યું કે, હે રાજન ! તું આ તારા બાણથી તારી સ્ત્રીનો નાશ કરીને, મને મારવા વાસ્તે કરેલા ઉદ્યોગના દોષથી મુક્ત થા. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વામદેવ ઋષિએ કહ્યું, ત્યારે દળ રાજા પોતાની સ્ત્રીને મારવા તૈયાર થયો. તે વેળા તે બોલી કે, હે વામદેવ ઋષિ ! બ્રાહ્મણોનું સેવન કરવાની ઇચ્છાવાળી હું જો દિવસે દિવસ નૃશંસ એવા મારા પતિને સુંદર વાણીથી શીખામણ આપતી હોઉં તો મને પવિત્ર લોકની પ્રાપ્તિ થાઓ. વામદેવ બોલ્યા કે હે સુંદર રાજપુત્રિ ! તેં તારા પતિરૂપ રાજાના કુળને તાર્યું છે તું મારી પાસે વરદાન માગ, તારા પતિને સારી રીતે શીખામણ આપ અને રાજ્ય સમૃદ્ધિને ભોગવ. રાજપુત્રીએ કહ્યું કે હે મહા સમર્થ ઋષિ ! હું તમારી પાસે એવું વરદાન માગું છું કે મારા પતિએ તમને મારવાનો ઉદ્યોગ કર્યો જેથી પાપવાન થયા માટે તે પાપથી મુક્ત થાય અને પુત્ર સહિત તમારો સારા ભાવથી આશ્રય કરે. માર્કંડેય કહે છે—હે કુરુકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે તે રાજપુત્રીનાં વચન સાંભળી વામદેવ ઋષિએ કહ્યું કે, જા, એ પ્રમાણે થશે. પછી દળ રાજાએ મોટી પ્રસન્નતાથી મુનિને નમસ્કાર કરી અશ્વ આપ્યા.

श्रुत्वा वचः स मुनिराजपुत्र्यास्तथास्त्विति प्राह . . . . . .
ततः स राजा मुदितो बभूव वाम्यौ चास्मै प्रददौ संप्रणम्य ॥

इति श्रीमहाभारते आरण्यकपर्वणि मार्कंडेयसमस्यापर्वणि मंडूकोपाख्याने गुर्जरभाषायां द्विनवत्यधिकशततमोऽध्यायः ॥ १९२ ॥

* * * * * * * * * * * * *

## અધ્યાય ૧૯૩ મો. બક અને ઇંદ્રનો સંવાદ.

वैशंपायन उवाच—मार्कंडेयमृषयो ब्राह्मणा युधिष्ठिरश्चपप्रच्छुॠषिम्
केन दीर्घायुरासीद्बको मार्कंडेयस्तु तान्सर्वानुवाच ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી ઋષિઓ, બ્રાહ્મણો તથા યુધિષ્ઠિરે માર્કંડેયને પૂછ્યું કે, બક નામના ઋષિ દીર્ઘાયુ કેમ થયા ? માર્કંડેય તેમને કહેવા લાગ્યા કે, રાજર્ષિ બક મ્હોટા તપસ્વી તથા દીર્ઘ આયુષ્યવાન છે, એમાં કશો સંદેહ નથી. હે જનમેજય ! એ પ્રમાણે સાંભળીને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજાએ માર્કંડેય ઋષિને કહ્યું કે હે મહાત્મા ! સર્વ લોકમાં માન્ય અને ઇંદ્રના સખા બક તથા દાલભ્ય ઋષિ ઘણા આયુષ્યવાળા છે એવું સંભળાય છે માટે હે સમર્થ ! બક તથા ઇંદ્રનો સુખ અને દુઃખયુક્ત સમાગમ હું સાંભળવા ઇચ્છું છું વાસ્તે તમે મને યથાર્થ કહો. માર્કંડેય કહે છે—હે રાજન ! જ્યારે દેવતા તથા અસુરોનું મહા ભયંકર યુદ્ધ થયું ત્યારે અસુરોને જીતીને ઇંદ્ર સર્વ લોકનો

અધિપતિ થયો. તે જગત્માં વર્ષાદ વરસાવે છે તેથી ધાન્યાદિની ઉત્પત્તિ થાય છે, અને રોગ રહિત સર્વ પ્રજા ધર્માચરણમાં વર્તે છે. કોઇ દિવસ હર્ષવાન તથા સ્વધર્મમાં વર્તનાર પ્રજાને જોઇને બળ નામના અસુરનો નાશ કરનાર અને સો અશ્વમેધ યજ્ઞ કર્યા છે જેણે એવો ઇંદ્ર મ્હોટા હર્ષથી ઐરાવત ઉપર બેસી હર્ષિત પ્રજાને જોતો સ્વર્ગથી પૃથ્વી ઉપર આવતો હતો. બ્રહ્મ સ્વરૂપનું ધ્યાન કરવું એજ આચાર પાળનાર ઉત્તમ બ્રાહ્મણોએ સેવેલાં નદીઓ, કુવાઓ, વાવો, તથા તળાવોને જોતાં જોતાં તે પૂર્વ દિશામાં ઘણા વૃક્ષોવાળી સમુદ્ર પાસેની પૃથ્વી ઉપર આવ્યો. તેણે ત્યાં મૃગ તથા પક્ષિઓએ સેવેલું અને સુશોભિત એક વન જોયું, તેમાં બેઠેલા બક નામના ઋષિને જોઇને તે પાસે ગયો. તે વેળા ઋષિએ તેને આસન આપીને પાદ્ય તથા અર્ધ્યથી વિધિપૂર્વક પૂજા કરીને ફળ મૂળ નિવેદન કર્યાં. પછી સુખે કરીને બેઠેલા ઇંદ્રે બક ઋષિને પ્રશ્ન પૂછ્યો કે હે નિષ્પાપ ! તમને જન્મ લીધે અસંખ્ય હજારો વર્ષ થઇ ગયાં છે, માટે જે ઘણું જીવે તેને દુઃખ શું એ મને કહો ? બક ઋષિએ કહ્યું કે—હે દેવતાના રાજા ઇંદ્ર ! ઘણા કાળ સુધી જીવનાર મનુષ્યને પોતાને અપ્રિય એવા મનુષ્યની સાથે રહેવું, પ્રિય મનુષ્ય વગરનો આખો જન્મ કાઢવો પડેછે અને અસત્યપુરૂષની સાથે કામ કરવું પડે છે એ મ્હોટું દુઃખ થાય છે, વળી તેના પુત્ર, સ્ત્રી જ્ઞાતિ તથા સંબંધીઓનો વિનાશ થાય છે અને તે પારકાને પોતાનાં કરે છે; એ ઉપરાંત બીજું દુઃખ શું ? હે ઇંદ્ર ! દ્રવ્ય વગરના પુરૂષને " શત્રુ " લેણદાર પુરૂષો પરાભવ કરે છે. એ ઉપરાંત જગત્માં બીજું દુઃખ નથી એમ હું માનું છું. વળી ઘણો કાળ જીવનાર મનુષ્ય અકુલિનના કુળનો નાશ તથા સંયોગ અને વિયોગને જુએ છે. હે ઇંદ્ર ! દેવતા, દાનવ, ગંધર્વ, મનુષ્ય, સર્પ તથા રાક્ષસોમાં જે કુલિન હોય તેનો વિનાશ અને અકુલિન હોય તેની વૃદ્ધિ થાય છે તે તેં જોયું છે માટે એ ઉપરાંત બીજું દુઃખ શું ? સારા કુળમાં ઉત્પન્ન થયા હોય તે ક્લેશ પામે અને દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયા હોય તે ધનાઢ્ય હોવાથી સુખ ભોગવે અને કુલિન દરીદ્રીનો તિરસ્કાર કરે માટે કુલિનને એ ઉપરાંત વધારે બીજું દુઃખ શું ? જગત્માં એવું તો પ્રત્યક્ષ દેખાય છે કે જે અજ્ઞાની છે તે સુખી છે અને જે શ્રેષ્ઠ બુદ્ધિમાન્ જ્ઞાની છે તે ક્લેશ પામે છે માટે આ સંસારમાં મનુષ્ય જન્મ ક્લેશયુક્ત છે.

ઇંદ્રે પૂછ્યું કે—હે મ્હોટા ભાગ્યવાન ! હે દેવતા તથા ઋષિના ગણે સેવન કરેલા બક ઋષિ ! ઘણો કાળ જીવે તેને સુખ શું તે મને કહો ? બક ઋષિએ કહ્યું કે હે ઇંદ્ર ! જે પુરૂષ કુમિત્રનો આશ્રય નહીં કરતાં આઠમે અથવા બારમે દિવસે પોતાના ગૃહમાં કેવળ શાક રાંધીને પોતાના કુટુંબને પોષે છે, તેને જે સુખ છે, તે ઉપરાંત બીજું કંઇ સુખ નથી. હે ઇંદ્ર ! જે પુરૂષ બીજાના આશ્રય વગર કેવળ પોતાના પરાક્રમથી મેળવેલા દ્રવ્યે કરી ગૃહને વિષે માત્ર શાક રંધાવી કુટુંબનું પોષણ કરે છે, તે સુખી છે. હે મઘવન ! ગરીબ મનુષ્યને પોતાના ગૃહમાં શાક અથવા ફળનું ભોજન થતું હોય તે સારૂં, પણ સદૈવ પારકા ગૃહને વિષે સારાં મિષ્ટાન્ન ભોજન મળે તે સારૂં નહીં એમ સત્પુરૂષ કહે છે. જે પુરૂષ કૂતરાની પેઠે પારકા ગૃહને વિષે ભોજન કરવા ઇચ્છે અને દુષ્ટાત્માવાન કૃપણ પુરૂષના ગૃહને વિષે ભોજન કરે તેને ધિક્કાર છે. હે શતક્રતુ ! જે બ્રાહ્મણ પિતૃ, અતિથિ અને ભૂત પ્રાણીને વિભાગ આપીને બાકી રહેલા પદાર્થનું ભોજન કરે છે, તેને તે ઉપરાંત બીજું શું સુખ અધિક છે ? ભોજન ઉપરાંત મિષ્ટાન્ન તથા પવિત્ર બીજું શું છે ? માટે જે પુરૂષ

નિત્ય અતિથિને ભોજન કરાવ્યા પછી બાકી રહેલા પદાર્થનું ભોજન કરે છે, તેને તે પોતે જેટલા કોળિયા ભોજન કરે છે, તેટલા હજાર ગાયનું દાન આપવાનું ફળ મળે છે. જુવાનીમાં કરેલાં સર્વ પાપ નાશ પામે છે એમાં કશો સંદેહ નથી. હે ઈંદ્ર ! જે પુરૂષના ઘરનાં દ્વાર પ્રત્યે ભોજન કરેલા તથા દક્ષિણા પ્રાપ્ત કરેલા અતિથિ જળે કરી હસ્ત પ્રક્ષાલન કરે છે તે પુરૂષ સર્વ પાપરૂપી સમુદ્રથી તરે છે. હે યુધિષ્ઠિર ! આ અને બીજી પણ ઘણી શ્રેષ્ઠ કથા બકઋષિ પાસેથી સાંભળીને તેની રજા લઈ ઈંદ્ર સ્વર્ગ પ્રત્યે ગયો.

**एताश्चान्याश्च वै बह्वीः कथयित्वा कथाः शुभाः**
**बकेन सहदेवेंद्र आ॰॰॰य त्रिदिवं गतः ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ॰॰॰॰॰॰॰ बकशक्रसंवादे गुर्जरभाषायां त्रिनवत्यधिकशततमोऽध्यायः ॥ १९३ ॥**

---

## અધ્યાય ૧૯૪ મો. શિબિનું પુણ્યચરિત્ર.

**वैशंपायन उवाच—ततः पांडवाः पुनर्मार्कंडेयमूचुः ॥१॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી પાંડવોએ ફરીથી માર્કંડેય ઋષિને કહ્યું કે—હે ઋષિ ! તમે બ્રાહ્મણોનાં શ્રેષ્ઠ ભાગ્ય વર્ણવ્યાં, હવે અમે ક્ષત્રિયોનાં મહાભાગ્ય સાંભળવા ઇચ્છીએ છીએ. હે રાજન ! એ પ્રમાણે પાંડવોનાં વચન સાંભળી માર્કંડેય ઋષિએ તેમને કહ્યું કે હે પાંડવો ! હવે હું તમને ક્ષત્રિયનાં પરમ ભાગ્ય કહું તે સાંભળો. કુરૂવંશમાં ઉત્પન્ન થયેલો સુહોત્ર નામે એક રાજર્ષિ હતો. તે એકવાર કોઈ ઋષિ પાસે જઈ પોતાના ગૃહ પ્રત્યે જવા પાછો વળ્યો, ત્યારે રસ્તામાં ઉશીનરપુત્ર શિબિ રાજા મળ્યો. તે બેઉએ એક બીજાને મળી પરસ્પર પૂજા કરી પણ પોતાના આત્માને ગુણે કરી સમાન છીએ એમ માનીને કોઈએ એક બીજાને જવા માર્ગ આપ્યો નહીં, એટલામાં ત્યાં નારદજી આવ્યા. તેમણે કહ્યું કે, તમોએ એક બીજાને જવાનો માર્ગ કેમ રોકી રાખ્યો છે ? તે બેઉ બોલ્યા કે—હે મહા સમર્થ મુનિ નારદ ! પૂર્વ કર્મે કરી અધિક હોય અથવા અધિક સમર્થ હોય તેને માર્ગ આપવો એમ કહેલું છે. એ પ્રમાણે તેમનાં વચન સાંભળી નારદજીએ કહ્યું કે—હે શ્રેષ્ઠ રાજાઓ ! તમને એક બીજાને સરખાપણાની પ્રાપ્તિ થઈ છે. વળી તમે એક બીજાથી ન્યૂનાધિક નથી ! માટે હું તમને કહું તે સાંભળો. હે સુહોત્ર ! અસાધુ પુરૂષ ક્રૂરની સાથે ક્રૂર થાય છે પણ જે સાધુ પુરૂષ હોય છે, તે અસાધુની સાથે સાધુપણું રાખે છે ત્યારે સાધુ સાથે સાધુપણું કેમ ન રાખે ? હે રાજન ! જેણે કંઇ કર્યું હોય તેનો બદલો સો ગણો આપવો એમ કહ્યું છે, પણ તેવો નિશ્ચય દેવતાઓને વિષે નથી, ઉશીનર પુત્ર શિબિરાજા તમારાથી વધારે સાધુ શીલવાન છે. હે રાજન ! જે કદર્ય પુરૂષ હોય, તેને દાન આપી વશ કરવો, જે ખોટું બોલનાર હોય, તેને સત્યતાથી વશ કરવો, જે ક્રૂર કર્મ કરનાર હોય, તેને ક્ષમાએ કરી વશ કરવો અને જે અસાધુ હોય, તેને સાધુપણાએ કરી વશ કરવો. તમે બેઉ ઉદાર છો તેથી તમારા બેઉમાં જે અધિક ઉદાર હોય તે એકને જવા માર્ગ આપે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને નારદજી મૌન થઈ ઉભા રહ્યા. નારદજીનાં વચન સાંભળી કુરૂકુળમાં ઉત્પન્ન થયેલો સુહોત્ર રાજા શિબિરાજાને પ્રદક્ષિણા કરી માર્ગ આપી તેમનાં વખાણ કરીને ત્યાંથી ગયો. નારદજીએ શિબિ રાજાનું શ્રેષ્ઠ ભાગ્ય આ રીતે કહ્યું.

स तेनब्राह्मणोमहाभाग्यमभ्युक्त्वाजारव: ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि शिबिचरिते गुर्जरभाषायां चतुर्नवत्यधिकशततमोऽध्यायः ॥ १९४ ॥

## અધ્યાય ૧૯૫ મો. યયાતિએ કરેલું દાન.

मार्कंडेय उवाच—इ मन्यच्छ्रुयतां ययातिर्नाहुषो राजा
राज्यस्थः पौरजनावृत आसांचक्रे ॥
गुर्वर्थीब्राह्मण उपेत्याब्रवित् भोराज-
न्गुर्वर्थभिक्षेयं समयादिति राजोवाच ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હું તમને બીજું કહું તે સાંભળો. એક વાર નહુષનો પુત્ર યયાતિ રાજા પ્રજાથી વિંટાઇ રાજ્યાસન ઉપર બેઠો હતો. તે વેળા તેણે અતિથિનું સ્મરણ કર્યું કે તેજ વખતે કોઇ એક બ્રાહ્મણ પોતાના ગુરૂના સ્વાર્થ માટે રાજા પાસે આવી બોલ્યો કે—હે રાજન ! હું તમારી પાસે મારા ગુરૂને માટે સમય પ્રમાણે ભિક્ષા માગું છું. યયાતિએ પૂછ્યું કે-હે સમર્થ બ્રાહ્મણ ! તમે કહ્યું કે હું સમયથી ભિક્ષા માગું છું, તે સમય કયો તે કહો ? બ્રાહ્મણે કહ્યું કે-હે રાજન ! જગતમાં જે જેનો પાસે યાચના કરે છે, તે તેનો દ્વેષી થાય છે માટે હું તને પૂછું છું કે-તું મારી ઇચ્છા પ્રમાણે મને આપીશ ? યયાતિએ કહ્યું કે-હે ઉત્તમ બ્રાહ્મણ ! હું આજ તમને આપીને તેનું કીર્તન કરીશ નહીં, પણ માગવાનો પદાર્થ કંઇ નથી એમ સાંભળું છું માટે જે મારાથી આપી શકાય એવું માગશો તો હું આપી સુખી થઇશ. હે બ્રહ્મન ! મને યાચના કરનાર બ્રાહ્મણ ઘણા પ્રિય છે, માટે હું તમને એક હજાર ગાય આપીશ; મારૂં મન યાચકની ઉપર કદી કોપાયમાન થતું નથી તેમ આપેલા પદાર્થનો શોક પણ કરતું નથી. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને યયાતિ રાજાએ તે બ્રાહ્મણને હજાર ગાય આપી.

इत्युक्त्वाब्राह्मणाय राजागोसहस्रं ददौ
प्राप्तवांश्चगवांसहस्रंब्राह्मणइति ॥

इति श्री महाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ना[illegible]चरिते गुर्जरभाषायां पंचनवत्यधिकशततमोऽध्यायः ॥ १९५ ॥

## અધ્યાય ૧૯૬ મો. વૃષદર્ભનું ચરિત્ર.

वैशंपायन उवाच—भूयएवमहाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडवः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી યુધિષ્ઠિરે તમે મને ફરીથી રાજાઓનાં મહાભાગ્ય કહો એમ માર્કંડેયને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે હે મહારાજ ! નીતિ માર્ગને વિષે પ્રીતિમાન અને શસ્ત્ર તથા ઉપાસ્ત્રમાં કુશળ વૃષદર્ભ તથા સેદુક નામના બે રાજાઓ હતા. તેમાં સેદુક રાજા, વૃષદર્ભને બાળકની પેઠે કોઇ ન જાણે તેવી રીતે મંત્રનો જપ કરવાનું

મત છે તે તથા બ્રાહ્મણને સુવર્ણ તથા રૂપા વગર બીજું કંઇ અપાય નહીં એમ જાણતો હતો. હવે એક દિવસ સેદુક રાજા પાસે વેદાધ્યયન સંપન્ન કોઇ બ્રાહ્મણે આવી આશીર્વાદ આપી પોતાના ગુરૂ માટે યાચના કરતાં કહ્યું કે હે રાજન ! તમે મને એક હજાર અશ્વ આપો. સેદુક રાજાએ બ્રાહ્મણને કહ્યું કે હે બ્રાહ્મણ ! મને તમારા ગુરૂ માટે એક હજાર અશ્વ આપવાનો સંભવ નથી પણ તમે પરધર્મના જાણનાર વૃષદર્ભ રાજા પાસે જઇ ભિક્ષા માગો તે તમને તમારા માગવા પ્રમાણે આપશે. યાચકને આપવું એવું તેનું મત છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સેદુક રાજાનાં વચન સાંભળી બ્રાહ્મણ વૃષદર્ભ રાજા પાસે ગયો ને તેણે એક હજાર અશ્વ માગ્યા ત્યારે તે રાજા બ્રાહ્મણને ચાબુકથી મારવા લાગ્યો. તે વેળા બ્રાહ્મણે વૃષદર્ભ રાજાને કહ્યું કે હે રાજન ! તું મને વગર અપરાધે શા વાસ્તે મારે છે ? હે ભારત ! એ પ્રમાણે કહી તે બ્રાહ્મણ શાપ આપવા તૈયાર થયો ત્યારે વૃષદર્ભ રાજાએ કહ્યું કે હે વિપ્ર ! જે પુરૂષ પોતાના દ્રવ્યનું દાન બ્રાહ્મણને ન આપતો હોય તેને બ્રાહ્મણે આપરૂપી દાન આપવું યોગ્ય છે ? અથવા જે પોતાના દ્રવ્યનું દાન બ્રાહ્મણને આપતો હોય તેને તેણે શાપરૂપી દાન આપવું યોગ્ય છે, બ્રાહ્મણે કહ્યું કે, હે રાજાધિરાજ ! મને સેદુક રાજાએ તમારી પાસે મોકલ્યો છે માટે હું ભિક્ષા માગવા આવ્યો છું ને તેના કહેવાથીજ યાચના કરૂં છું. વૃષદર્ભ રાજા બોલ્યો કે હે બ્રાહ્મણ ! હું તમને પૂર્વાહ્ન કાળને વિષે જે મને આજની ઉપજ આવશે તે આપીશ કેમકે તે વગર મેં કરેલો તમારો અપરાધ નિવૃત્ત થશે નહીં. હે કુરૂકુળમાં ઉત્તમ યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને વૃષદર્ભ રાજાએ તે બ્રાહ્મણને પોતાની એક દિવસની પેદાશ અને તે ઉપરાંત એક હજાર અશ્વનું મૂલ્ય આપ્યું.

इत्युक्त्वा ब्राह्मणाय दैवसिकामुत्पत्तिं प्रादात्
अधिकस्याश्वसहस्रस्य मूल्यमेवाददादिति ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि सेदुकवृषदर्भचरिते गुर्जरभाषायां षण्णवत्यधिकशततमोऽध्यायः ॥ १९६ ॥

---

## અધ્યાય ૧૯૭ મો. શિબિ ને કપોતચરિત્ર.

मार्कंडेय उवाच—देवानां कथा संजातामहीतलं गत्वा महीपतिं शिबिमौशीनरं
साध्वेनं शिबिं जिज्ञास्याम इति
एवं भो इत्युक्त्वा अग्नींद्रा उपतिष्ठेतां ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હવે પૂર્વે સ્વર્ગને વિષે દેવતાઓમાં વાર્તા થઇ કે આપણે પૃથ્વી ઉપર જઇને ઉશીનરનો પુત્ર શિબિરાજા કેવો સત્યવાન છે તે જાણશું. તે વેળા હે દેવતાઓ ! રાજાને અમે જાણીશું. એમ કહીને અગ્નિ તથા ઇંદ્ર તેની પાસે જવા લાગ્યા. અગ્નિ કપોતનું સ્વરૂપ લઇ તથા ઇંદ્ર તે કપોતના માંસ સારૂ શ્યેન પક્ષીનું સ્વરૂપ લઇ તેની પાસે ગયા, તે વખતે કપોત દિવ્ય સિંહાસન ઉપર બેઠેલા શિબિરાજાના ખોળામાં જઇ પડયો. તે વખતે પુરોહિતે રાજાને કહ્યું કે હે શિબિરાજા ! શ્યેન પક્ષીથી ભય પામેલો આ કપોત પોતાના પ્રાણની રક્ષા કરવા તથા તમારા પ્રાણને હરણ કરવા સારૂ તમારા ખોળામાં પ્રાપ્ત થયો છે, માટે તમે દ્રવ્યનું દાન આપો; કારણ બુદ્ધિમાન પુરૂષો કપોતના

સ્પર્શને મ્હોટો અનર્થ કહે છે ને એ કે, જેને તેનો સ્પર્શ થાય તેનું મૃત્યુ થાય છે વાસ્તે તેણે તેની શાંતિ અવશ્ય કરવી. હે કૌરવ ! એ પ્રમાણે રાજા પ્રત્યે બોલનાર પુરોહિતનાં વચન સાંભળીને કપોત બોલ્યો કે હે રાજન ! શ્યેન પક્ષીથી ભય પામેલો અને પોતાના પ્રાણની રક્ષા થાય એવી ઇચ્છાવાળો હું મારા પ્રાણના રક્ષણ માટે તારી પાસે આવ્યો છું. હે રાજા, ! હું મુનિ છું, મેં મારા સ્વરૂપે કરી આ કપોતના શરીરમાં પ્રવેશ કર્યો છે, માટે તું મારા પ્રાણની રક્ષા કરવાથી મારા પ્રાણરૂપ થા, એટલાજ માટે તારી પાસે આવ્યો છું. હે શ્રેષ્ઠ ! વેદાધ્યયન કરવાથી શરીરમાં કશિત થએલો, તપશ્ચર્યા તથા ઇંદ્રિય નિગ્રહતાએ યુક્ત અને આચાર્યની પાસે અપ્રતિકૂળ ભાષણ કરનાર હું પાપ વગરનો બ્રહ્મચારી છું તેને તું જાણ. મેં અક્ષરને આરંભીને સર્વ વેદનું અધ્યયન કર્યું છે વાસ્તે તારી ઇચ્છા હોય તો હું સર્વ છંદ સહિત વેદ ભણી બતાવું; માટે વેદાધ્યયનીનું કોઇને દાન આપવું એ યોગ્ય નથી; વાસ્તે આ શ્યેનને મારૂં દાન આપ માં; કારણ હું કપોત નથી. હે ભારત ! એ પ્રમાણે રાજા પ્રત્યે બોલતા કપોતનાં વચન સાંભળીને, શ્યેન પક્ષી બોલ્યો કે હે રાજન ! જેમ આ જગતમાં પિતા, પુત્ર, ભાર્યા તથા માતાદિ ક્રમે કરી જે પૂર્વ જન્મમાં સ્ત્રી હોય, તે બીજા જન્મમાં માતા થાય છે અને પુત્ર હોય છે, તે પિતા થાય છે, તેમજ જે પૂર્વ જન્મમાં શત્રુ હોય છે તે બીજા જન્મમાં મિત્ર થાય છે અને જે મિત્ર હોય છે, તે શત્રુ થાય છે: માટે હે બુદ્ધિમાન્ ! તું પૂર્વ સૃષ્ટિને વિષે આ કપોતનો પુત્ર છે અને તે તારો પિતા છે પણ તું જન્માંતરના પિતારૂપ કપોતની રક્ષા કરતાં મારા આહારમાં વિઘ્ન કર માં. શિબિરાજા બોલ્યો કે અરે ! આ કપોત તથા શ્યેન પક્ષીએ જેવાં વાક્ય કહ્યાં, તેવાં કોઇ શ્રેષ્ઠ ઉત્કૃષ્ટ વાક્ય બોલેલા પક્ષીને કોઇએ જોયો છે ? પણ આ બે પક્ષીનાં વચન સાંભળીને શું કરવાથી મારૂં સારૂં થાય ?

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે શિબિ રાજા સર્વને કહી તથા પોતાના મનમાં વિચાર કરીને શ્યેનને કહેવા લાગ્યો કે હે શ્યેન પક્ષી ! જે પુરૂષ શત્રુના ભયથી શરણ આવેલાનો તેના શત્રુ પ્રત્યે ત્યાગ કરે છે, તેના દેશમાં મેઘ વર્ષાકાળમાં વૃષ્ટિ કરતો નથી ત્યારે વાવેલાં ધાન્ય ઉગતાં નથી તથા તેની રક્ષણ કરવાના સમયને વિષે કોઇ રક્ષા કરતું નથી. વળી તેની ઉત્પન્ન થયેલી પ્રજા બાળપણામાંજ નાશ પામે છે, તેના પિતૃઓને સ્વર્ગવાસ મળતો નથી અને તેણે આપેલી આહુતિને દેવતાઓ ગ્રહણ કરતા નથી. વળી તેના અનુચરો સાર વગરના અન્નને પામે છે અને તેને સ્વર્ગ ગતિની પ્રાપ્તિ થતી નથી તથા ઇંદ્ર સહિત દેવતાઓ વજ્રથી પ્રહાર કરે છે માટે હે શ્યેન પક્ષી આ કપોતને બદલે મારા નોકરો ચોખાની સાથે એક મદોન્મત્ત બળદના માંસને રાંધી તને જે સ્થળને વિષે પ્રીતિ હોય તે સ્થળને વિષે તારે માટે લઇ જાય. શ્યેન બોલ્યો કે, હે રાજન ! હું આ કપોત વગર તેનાથી અધિક માંસવાળા બળદને અથવા બીજા કોઇ પ્રાણીને માગતો નથી, કેમકે દૈવે આપેલું આજ મારૂં ભક્ષ્ય છે વાસ્તે આને બદલે બીજા પશ્વાદિનો વિનાશ કરવા ઇચ્છતો નથી. શિબિરાજાએ કહ્યું કે, હે શ્યેન ! મારા ચાકરો ભયયુક્ત આ કપોતને બદલે શરીરમાં પુષ્ટ બળદને તારે માટે મારી પાસેથી કોઇ ઇચ્છિત સ્થાન પ્રત્યે લઇ જાઓ પણ તું આ પક્ષિની હિંસા કર માં. હે શ્યેન ! આ રાજા પોતાના પ્રાણનો ત્યાગ કરશે પણ કપોતને આપશે નહીં, એમ તું કેમ જાણતો નથી. હે શ્રેષ્ઠ ! તું કપોતને વૃથા કલેશ યુક્ત કર માં, કારણ હું તને કદી આપનાર નથી માટે હે પક્ષી ! હું જેવી રીતે તારૂં પ્રિય કરી શકું તેવી રીતે કપોતને બદલે તું બીજું કાંઇ માગ તે આપું, જેથી પ્રસન્ન થયેલા સર્વ મનુષ્યો શ્રેષ્ઠ વાણીથી મારાં વખાણ કરે.

શ્યેને કહ્યું કે—હે રાજન ! કપોત બરોબર તારા જમણા સાથળમાંથી માંસ કાઢી મને આપ જેથી આની રક્ષા તથા મારૂં પ્રિય થશે અને સર્વ તારૂં સારૂં બોલાશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે શ્યેનનાં વચન સાંભળી શિબિરાજાએ પોતાના જમણા સાથળને છેદી તેમાંથી માંસ કાઢી તુલામાં કપોત બરોબર વજન કરતાં ઓછું થયું ત્યારે વળી બીજું કાઢી વજન કરવા માંડયું. તો તે પણ ન્યૂન થયું અને કપોત અધિક થયો, ત્યારે રાજા પોતે તુલામાં બેઠો, પણ તેને કંઇ દુઃખ થયું નહીં. તે જોઇને શ્યેન પક્ષી બોલ્યો કે, હે રાજન ! તેં કપોતની રક્ષા કરી એમ કહીને અંતર્ધ્યાન થયો. શિબિરાજાએ કપોતને કહ્યું કે હે કપોત ! તું કોણ છે ? તે કહે તેથી તને આ મારા પુરૂષો ઓળખે. વળી હું તને પૂછું છું કે હે પક્ષી પક્ષી ! ઇશ્વર વગર આવું કોઈ કરી શકે નહીં, માટે શ્યેન કોણ હતો ? તે કહે કપોત બોલ્યો કે—હે રાજન ! હું અગ્નિ છું ને શ્યેન ઇંદ્ર હતો, અમે એક તારૂં સાધુપણું જાણવા માટે આવ્યા હતા. હે શિબિરાજન ! તેં તલવારે કરી સાથળ છેદીને મારે માટે શ્યેન પક્ષીને આપવા સારૂ માંસની પેશી કાઢી, તેને હું રાજાઓ માટે ચિન્હ કરીશ, હે રાજન ! તને આ પ્રજાનો પાલન કરનાર, યશસ્વી અને દેવર્ષિઓને માન્ય એવો કપોતરોમા નામે એક પુત્ર તારા પાર્શ્વમાંથી ઉત્પન્ન થશે. હે નૃપ ! શિથળ થયેલા તારા શરીરમાંથી ઉત્પન્ન થયેલા ઉદ્ભેદે કરી જન્મેલા, અત્યંત દૃઢ અંગવાળા, સ્વયશે કરી સુશોભિત, શૂરવીર અને સુરથાના પુત્રોમાં શ્રેષ્ઠ એવા કપોતરોમા પુત્રને તું પામીશ અને જોઈશ.

**कपोतरोमाणं शिबिनाद्भिवपुत्रं प्राप्स्यासि नृपसंहननं यशो दीप्यमानं द्रष्टासि शूरमृषभसौरथानां ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि शिबिचरिते गुर्जरभाषायां सप्तनवत्यधिकशततमोऽध्यायः ॥ १९७ ॥**

## અધ્યાય ૧૯૮ મો. શિબિ—દાનમહિમા વર્ણન.

**वैशंपायन उवाच—भूय एव महाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडवो मार्कंडेयम् अथाचष्टमार्कंडेयः ॥ अष्टकस्यवैश्वामित्रेरश्वमेधे सर्वे राजानः प्रागच्छन् ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ફરીથી રાજાઓનાં મહાભાગ્ય અમને કહો, એમ યુધિષ્ઠિરે માર્કંડેયને પૂછયું ત્યારે તે બોલ્યા કે-હે યુધિષ્ઠિર ! અષ્ટક નામના રાજાના અશ્વમેધ યજ્ઞને વિષે સર્વ રાજાઓ ગયા હતા, તથા તેના પ્રતર્દન, વસુમના તથા શિબિ એ ત્રણ ભાઇઓ પણ મળ્યા હતા. પછી યજ્ઞ સમાપ્ત થયો ત્યારે અષ્ટક રાજા પ્રતર્દનાદિ ત્રણ ભાઇઓ સહિત રથમાં બેશી પોતાના ગૃહ પ્રત્યે જતો હતો તે વેળાએ રસ્તાને વિષે નારદજી મળ્યા. તેમને જોઇને અષ્ટકાદિ ચાર ભાઇઓએ કહ્યું કે હે ઋષિ ! તમે રથમાં બેસો. હે રાજન ! એવાં તેમનાં વચન સાંભળી ‘ ઘણું સારૂ ’ એમ કહી નારદજી તેમની સાથે રથમાં બેઠા. પછી તે ચાર ભાઇઓમાંથી એકે નારદજીને પૂછ્યું કે હે સમર્થ ! હું તમને કંઇ પૂછવા ઇચ્છું છું. નારદજીએ કહ્યું ભલે પૂછો. એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી તે બોલ્યો કે હે સુરર્ષિ ! જેણે ઘણા કાળ ભોગ ભોગવ્યા હોય, તેને સર્વ ગુણનો અનુભવ થયો હોય છે પણ હે ઋષિ ! ઘણા કાળ ભોગ ભોગવાય છે જેને વિષે એવા સ્વર્ગરૂપ

સ્થાનને અમે ચારે ભાઇઓ પામીશું પણ તેમાંથી પ્રથમ આ પૃથ્વીને વિષે જન્મ કોણ લેશે ? નારદજીએ કહ્યું કે, અષ્ટક પૃથ્વી વિષે પ્રથમ જન્મ લેશે. તેણે પૂછ્યું કે, તેનું કારણ શું ? નારદે કહ્યું કે, હું પૂર્વે આ અષ્ટકના ગૃહને વિષે જઇ રહ્યો, ત્યારે એ મને રથમાં બેસારી ફરવા લઇ ગયો હતો. તે વેળાએ મેં રસ્તામાં ગાયોનાં ટોળાં જોઇ એને પૂછ્યું કે, આ હજારો ગાયો કોની છે ? તેણે મને કહ્યું કે, મારી ગાયો છે. એમ કહી પોતાનાં વખાણ કર્યાં તેથી એ પ્રથમ પૃથ્વી વિષે અવતાર લેશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળીને વળી તેણે પૂછ્યું કે–હે નારદજી ! અમારા ત્રણમાંથી પ્રથમ પૃથ્વીને વિષે કોણ અવતરશે ? નારદજીએ કહ્યું કે, તમારા ત્રણમાંથી પ્રથમ પૃથ્વીને વિષે પ્રતર્દન અવતરશે. તેણે પૂછ્યું કે, તેનું કારણ શું ? નારદજીએ કહ્યું કે, હું પૂર્વે પ્રતર્દનના ગૃહને વિષે ગયો ત્યારે તે મને રથમાં બેસારી ફરવા લઈ ગયો હતો. તે વેળા કોઇ બ્રાહ્મણે આવી ભિક્ષા માગતાં તેને કહ્યું કે હે રાજન ! મને અશ્વ આપ. પ્રતર્દને કહ્યું કે–હે બ્રાહ્મણ ! નિરંતર હું તને ઘણા અશ્વ આપીશ. બ્રાહ્મણે કહ્યું કે–હે રાજન ! તું મને જલદી અશ્વ આપ. પછી પ્રતર્દને જલદી આપું છું, એમ કહીને રથના ચાકની પાસેનો અશ્વ તેને આપ્યો. તે બ્રાહ્મણ અશ્વ લઇ ત્યાંથી ચાલી નીકળ્યો ત્યાર પછી અશ્વની યાચના કરવા માટે બીજો બ્રાહ્મણ તેની પાસે આવી બોલ્યો કે—હે રાજન ! મને અશ્વ આપ. ત્યારે તેને પણ પ્રથમના બ્રાહ્મણની પેઠે કહીને તેણે ડાબી બાજુના ચાક પાસેનો અશ્વ આપ્યો. તે લઇને ગયો, ત્યારકેડે વળી ત્રીજો બ્રાહ્મણ આવી બોલ્યો કે—હે રાજન ! હું તારી પાસે અશ્વની યાચના કરવા આવ્યો છું માટે તું મને તે આપી પ્રસન્ન કર. એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને તેણે તેને પૂર્વની પેઠેજ વચન કહી પોતાના રથની ડાબી ધુંસરીમાં જોડેલો અશ્વ આપ્યો. ત્યાર પછી વળી ચોથો બ્રાહ્મણ અશ્વ માગવા સારૂ આવી બોલ્યો કે હે પ્રતર્દન ! તું મને અશ્વ આપ. તેણે કહ્યું કે, હું તને ઘણો વેગવાન અશ્વ આપીશ. બ્રાહ્મણે કહ્યું કે, જલદી આપ. એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળી તેને અશ્વ આપીને પ્રતર્દને રથની ધુંસરી ગ્રહણ કરતાં કહ્યું કે બ્રાહ્મણોને યોગ્ય વિચાર હોતો નથી. એ પ્રમાણે બ્રાહ્મણોને અશ્વ આપ્યા પણ પાછળથી તેમની નિંદા કરી માટે પ્રતર્દન સ્વર્ગથી પૃથ્વીને વિષે અવતરશે. વળી તેણે પૂછ્યું કે—હે નારદજી ! બાકી અમારા બેમાંથી પ્રથમ પૃથ્વીને વિષે કોણ અવતરશે ? નારદજીએ કહ્યું કે, પ્રથમ પૃથ્વીને વિષે વસુમના અવતરશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી શિબિએ કહ્યું કે હે નારદજી ! વસુમનાને પૃથ્વીને વિષે અવતરવાનું કારણ શું ? નારદજી બોલ્યા કે–હે શિબિ હું પૂર્વે પૃથ્વીને વિષે ફરતાં ફરતાં વસુમનાના ગૃહને વિષે જે વેળા સ્વસ્તિવાચન થતું હતું તે વેળાએ પર્વત, આકાશ તથા સમુદ્ર પ્રત્યે ગતિ કરનાર તેના રથને માટે ગયો. તે સમયે બ્રાહ્મણો સ્વસ્તિ વાચન કરતા હતા. તેમને તથા મને રાજાએ પોતાનો રથ દેખાડયો. ત્યારે મેં રાજાની પાસે રથની પ્રસંસા કરી તે તમારોજ છે એવાં વચન સાંભળીને હું ચાલી નીકળ્યો. પછી જ્યારે મને તે રથની જરૂર પડી ત્યારે રાજાની પાસે જઈ તે સંબંધી પ્રશંસા કરી તે વેળાએ તેણે મને કહ્યું કે, મહારાજ ! એ રથ તમારોજ છે. તે સાભળીને હું ચાલી નીકળ્યો. વળી તે રથનું પ્રયોજન આવ્યું ત્યારે હું ત્રીજી વખત ગયો તે વેળાએ બ્રાહ્મણો સ્વસ્તિવાચન કરતા હતા અને તેમને રાજા રથ દેખાડતો હતો. તેવામાં મને જોઇને તેણે કહ્યું કે—હે

નારદજી ! મહા સમર્થ એવા તમે આ પુષ્પરથની પ્રશંસા ઘણી સારી કરી. હે શિબિ ! એ પ્રમાણે વસુમનાએ મને કહ્યું પણ રથ આપ્યો નહિ માટે તે પૃથ્વીને વિષે અવતરશે. હે યુધિષ્ઠિર ! શિબિએ પૂછ્યું કે, હે નારદજી ! એ ત્રણે તમોએ કહેલા કારણથી પૃથ્વીને વિષે અવતરશે, ત્યારે મારે પણ અવતરવું જોઈશે, તે હું કેવી રીતે અવતરીશ ?

નારદે કહ્યું કે—હે શિબિ ! તું પણ અવતરીશ. શિબિએ પૂછ્યું કે, મારે અવતરવાનું કારણ શું ? નારદજીએ કહ્યું કે—હે શિબિ ! પૂર્વે તારી પાસે કોઈ બ્રાહ્મણે આવી કહ્યું કે, હું તારી પાસે આવ્યો છું. એવાં વચન સાંભળી તેં તેને કહ્યું કે—હે બ્રાહ્મણ ! હું તારે વાસ્તે શું અન્ન તૈયાર કરૂં તે કહે ? બ્રાહ્મણે કહ્યું કે તારો બૃહદ્‌ગર્ભ નામે પુત્ર છે તેને મારી વિધિથી પકાવી તૈયાર કર. ત્યાર પછી હું તારૂં પારખું જોઈશ. હે રાજન ! એવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળી તેં પોતાના પુત્રને મારી તેના માંસને રાંધી તૈયાર કરી થાળીમાં મૂકી મસ્તક ઉપર ગ્રહણ કરી તે બ્રાહ્મણને વનમાં ગોતવા લાગ્યો. તે વેળાએ બીજા કોઈ બ્રાહ્મણે આવી તને કહ્યું કે હે રાજન ! જે બ્રાહ્મણે તારી પાસે અન્ન માગ્યું છે તે ક્રોધથી તારા નગરમાં પ્રવેશ કરીને ગૃહ, ભંડારનાં ગૃહ, આયુધનાં ગૃહ, અશ્વનાં ગૃહ, અશ્વશાળા તથા હસ્તિશાળાને બાળે છે. હે રાજન ! એવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળીને વિકાર યુક્ત જેના શરીરનો વર્ણ થયો ન હતો એવો તું પાછો પોતાના નગરમાં પ્રવેશ કરી, તે બ્રાહ્મણને જોઈ કહેવા લાગ્યો કે—હે મહા સમર્થ બ્રાહ્મણ ! મેં તમારે માટે આ ભોજન તૈયાર કર્યું છે. તારાં વચન સાંભળીને તે બ્રાહ્મણ કંઈ બોલ્યો નહિ અને લજ્જાથી નીચું મોઢું કરી ઉભો. ત્યારે તેં તે બ્રાહ્મણને પ્રસન્ન કરતાં કહ્યું કે—હે શ્રેષ્ઠ ! ભોજન કરો. એવાં તારાં વચન સાંભળી એક મુહૂર્ત માત્ર તારી સામું જોઈ રહી તેણે તને કહ્યું કે—હે રાજન ! તું ભોજન કર. એ પ્રમાણે તેનાં વચન સાંભળીને ઘણું સારૂં એમ કહીને હું મનમાં કંઈ પણ ખેદયુક્ત નહી થતાં મસ્તક ઉપરથી પાત્ર પૃથ્વી ઉપર મૂકીને ભોજન કરવા તૈયાર થયો. તે વેળા તે બ્રાહ્મણે તારો હસ્ત ગ્રહણ કર્યો. ત્યારે તેં તેને કહ્યું કે—હે બ્રાહ્મણ ! તમે જીતક્રોધી છો. તે બ્રાહ્મણે તને કહ્યું કે—હે રાજન ! તારે બ્રાહ્મણને માટે નહિ ત્યાગ કરવાનું કંઈ પણ કારણ નથી. હે શિબિ ! એવી રીતે તે બ્રાહ્મણ તારી પ્રશંસા કરતો હતો તે વેળાએ તેણે જોતાં પાસે ઉભેલા, કુમાર સરખા. પવિત્ર સુગંધયુક્ત દેહવાળા તથા અલંકાર ધારણ કરેલા તારા પુત્રને જોઈ તારો અર્થ સિદ્ધ કરીને અંતર્ધાન થયો. હે રાજન ! રાજર્ષિ એવા તારી પરીક્ષા લેવા સારૂ વિધાતા બ્રાહ્મણને વેષે આવ્યા હતા તે અંતર્ધાન થયા પછી અમાત્યોએ તને પૂછ્યું કે—હે રાજન ! તમે આવી રીતે કેમ કર્યું ? તેં તેમને કહ્યું કે—હું યશ, દ્રવ્ય તથા અનેક પ્રકારના ભોગ ભોગવવાની તૃષ્ણા માટે બ્રાહ્મણને આ અન્ન આપતો નહોતો. હે પુરૂષો ! જે માર્ગનું હું સેવન કરૂં છું. તે માર્ગને પાપી પુરૂષ સેવન કરી શકતા નથી માટે આવી રીતના પ્રસંગમાં સદૈવ આ પ્રમાણે કરૂં છું: સત્પુરૂષોએ એવાં કર્મને સેવેલાં છે તથા વખાણ્યાં પણ છે વાસ્તે મારી મતિ વખાણાયેલા કર્મનો આશ્રય કરે છે. હે અષ્ટકાદિ રાજાઓ ! આ શિબિનાં એ ઉત્તમ શ્રેષ્ઠ મહાભાગ્ય છે માટે હું તે યથાર્થ રીતે કહું છું.

**सद्भिः [illegible]तं तु प्रशस्तं तस्मात्प्र[illegible]स्त श्रयते मतिर्मे**
**एतन्महाभाग्यवरं शिबेस्तु तस्मादहं वेद यथाव[illegible] तत् ॥**

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि राजन्यमहा-[illegible] गुर्जरभाषायामष्टनवत्यधिकशततमोऽध्यायः ॥ १९८ ॥

## અધ્યાય ૧૯૯ મો. ઇન્દ્રદ્યુમ્નનું ઉપાખ્યાન.

[illegible]पायन उवाच—मार्कंडेयमपृच्छन् पांडवाः पर्यप्रच्छन्नस्ति कश्चि[illegible]चतामरजाततर इति ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ઋષિઓએ તથા પાંડવોએ માર્કંડેય ઋષિને પૂછ્યું કે તમારાથી પણ પ્રથમ ઉત્પન્ન થયેલો કોઇ છે? તેમને માર્કંડેય ઋષિએ કહ્યું કે હે શ્રેષ્ઠ મતિવાન! એક ઈંદ્રદ્યુમ્ન નામે રાજા છે, જેણે પુણ્ય ક્ષીણ થવાને લીધે સ્વર્ગથી ભ્રષ્ટ થઇ મારી કીર્તિ નાશ પામી છે એમ માનીને મને પૂછ્યું કે, હે માર્કંડેય! તમે મને ઓળખો છો? મેં તેને કહ્યું કે આપણુ એઉનો સહવાસ એક શહેરમાં એક રાત્રિ પણ પુણ્ય પ્રાપ્તિને માટે જપાદિ સાધન કરવામાં આકુળતાને લીધે થયો નથી એટલે આપણે તીર્થાટન કર્યું છે તથા કૃચ્છ્રાદિ વ્રત અને ઉપવાસાદિ કરીને શરીરને તાપયુક્ત કર્યું છે તેથી થઇ ગયેલા તથા થનારને જાણતા નથી પણ હિમવાન પર્વતને વિષે પ્રાવારકર્ણ નામે ઘુવડ પક્ષી રહે છે, જે મ્હારા કરતાં પણ પ્રથમ ઉત્પન્ન થયેલો છે. તે પર્વત પ્રત્યે જવાનો માર્ગ ઘણો વિકટ છે. હે ભારત! એ પ્રમાણે મ્હારાં વચન સાંભળીને ઈંદ્રદ્યુમ્ન રાજા, અશ્વનું સ્વરૂપ ધારણ કરી મને વહન કરી હિમવાન પર્વત પ્રત્યે તે ઘુવડ પક્ષી પાસે જઇ બોલ્યો કે હે પક્ષિ! તું મને જાણે છે? તે રાજાનાં વચન સાંભળીને પોતાના મનમાં એક મુહૂર્ત વિચાર કરી તે બોલ્યો કે, હું તને જાણતો નથી. ઈંદ્રદ્યુમ્ને તેને કહ્યું કે, તારા કરતાં પ્રથમ ઉત્પન્ન થયેલો કોઇ બીજો છે? ઘુવડે કહ્યું કે, ઈંદ્રદ્યુમ્ન નામના સરને વિષે આડિજંઘ નામે બક પક્ષી રહે છે તે મ્હારા કરતાં પ્રથમ ઉત્પન્ન થયેલો છે, માટે તું તેને પૂછ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પ્રાવારકર્ણ નામના ઘુવડનાં વચન સાંભળી ઈંદ્રદ્યુમ્ન રાજા, તેને તથા મને પોતાની સાથે લઇને જે સરોવરમાં આડિજંઘ નામનો બક પક્ષી રહેતો હતો તે પ્રત્યે ગયો. અમે બક પક્ષીને પૂછ્યું કે, તું ઈંદ્રદ્યુમ્ન રાજાને ઓળખે છે? તેણે એક મુહૂર્ત માત્ર વિચાર કરીને કહ્યું કે, હું તે રાજાને ઓળખતો નથી. અમે તેને પૂછ્યું કે, તારા કરતાં પ્રથમ ઉત્પન્ન થયેલો કોઇ છે? ત્યારે તે આડિજંઘ બક પક્ષી બોલ્યો કે, આજ તળાવને વિષે એક અકૂપાર નામે કાચબો વસે છે તે મ્હારા કરતાં પ્રથમ ઉત્પન્ન થએલો છે, માટે જો તે આ રાજાને જાણતો હોય તો તેને પૂછો. હે રાજન! એ પ્રમાણે અમને કહીને તેણે તે સરમાં પ્રવેશ કરી અકૂપારકચ્છપ પાસે જઇ કહ્યું કે, તને પૂછવા સારૂ કોઇ આવેલા છે માટે તું બહાર આવી તેઓ પૂછે તેનો ઉત્તર આપ. એ પ્રમાણે આડિજંઘ બકનાં વચન સાંભળીને અકૂપારકચ્છપ જ્યાં અમે ઉભા હતા ત્યાં સરોવરના કિનારા ઉપર આવ્યો. અમે તેને પૂછ્યું કે તું ઈંદ્રદ્યુમ્ન રાજાને જાણે છે? હે ભારત! એવાં અમારાં વચન સાંભળી એક મુહૂર્ત વિચાર કરી નેત્રમાં અશ્રુ આવ્યાં હતાં જેને એવા ઉદ્વેગયુક્ત મન થયું હતું જેનું એવા અને કંપતા એવા તેણે હાથ જોડી કહ્યું કે, હું આ ઈંદ્રદ્યુમ્ન રાજાને કેમ ન જાણું? એણે પૂર્વે યજ્ઞ કરવા સારૂ હજારો યૂપ કર્યા હતા. વળી એણે અસંખ્ય ગાયોનાં દાન આપ્યાં છે. જેમણે

ભ્રમણ કરતાં આ ઇંદ્રદ્યુમ્ન નામે સર કર્યું છે, જેમાં હું નિરંતર વસુ છું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે અકૂપાર નામના કચ્છપે ઇંદ્રદ્યુમ્ન રાજાનું સર્વ વૃત્તાંત કહ્યું તે વેળા દેવલોકથી ઇંદ્રનો રથ આવ્યો, અને એક શબ્દ થયો કે હે ઇંદ્રદ્યુમ્ન ! કીર્તિવાળો એવો તું વ્યગ્રતા રહિત થઇને દેવલોકરૂપી સ્થાન પ્રત્યે જા. કારણ પુણ્ય કર્મ કરનાર પુરૂષની કીર્તિ જ્યાં સુધી પૃથ્વી તથા સ્વર્ગમાં ગવાય છે, ત્યાં સુધી તે સ્વર્ગમાં રહે છે, અને જેની જ્યાં સુધી અપકીર્તિ ગવાય છે ત્યાં સુધી તે નરકમાં પડે છે માટે પુરૂષે પોતાની અક્ષય એવી કીર્તિ જગતમાં ગવાય તે સારૂ પાપયુક્ત ચિત્તનો ત્યાગ કરીને સદૈવ ધર્મનોજ આશ્રય કરવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! એ પ્રમાણે સાંભળીને ઇંદ્રદ્યુમ્ન રાજાએ કહ્યું કે હું આ મારી પાસે ઉભેલા માર્કંડેય ઋષિ તથા પ્રાવારકર્ણ નામના ઘુવડને તેમના સ્થાન પ્રત્યે પહોંચાડીશ. હે રાજન ! એ પ્રમાણે કહીને ઇંદ્રદ્યુમ્ન રાજા, મને તથા પ્રાવારકર્ણ નામના ઘુવડને યથાયોગ્ય સ્થાન પ્રત્યે પહોંચાડીને રથમાં બેસી સ્વર્ગે ગયો. હે ભારત ! મને ઘણો કાળ જીવનારને જે ફળ થાય છે, તેનો અનુભવ પ્રત્યક્ષ થયો છે. હે પરિક્ષિતના પુત્ર જનમેજય ! એ પ્રમાણે માર્કંડેય ઋષિનાં વચન સાંભળીને પાંડવોએ કહ્યું કે–હે ઋષિ ! સ્વર્ગસ્થાનથી ભ્રષ્ટ થએલા ઇંદ્રદ્યુમ્ન રાજાને તમે પાછા તે સ્થાન પ્રત્યે પહોંચાડયો એ ઘણું સારૂં કર્યું. માર્કંડેયે કહ્યું કે, આ દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણે પણ નરકને વિષે પડતા એવા રાજર્ષિ નૃગરાજાનો ઉદ્ધાર કરી તેને સ્વર્ગે પહોંચાડયો છે.

**पांडवाऊचुः साधुशोभनं भवता कृतं राजानमि[illegible]त्वं स्वेस्थाने [illegible]तानमर्थादसौ ननु देवकी[illegible]णापि कृष्णेन नरके[illegible] [illegible] राजर्षिर्नृग[illegible]नः समुध्धृत्य स्वर्गं प्रापित इति ॥**

**इति श्री महाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि [illegible]पाख्याने गुर्जरभाषायाम्[illegible]नवाधिकशततमोऽध्यायः ॥ १९९ ॥**

---

## અધ્યાય ૨૦૦ મો. દાનનું મોટું માહાત્મ્ય.

**वै[illegible]पायन उवाच—श्रुत्वा स राजाराजर्षे[illegible]द्युम्नस्य तत्तदा**
**मार्कंडेयन्मा[illegible]गात्स्वर्गस्य प्रतिपा[illegible]नं ॥**

વૈશંપાયન કહેછે—હે જનમેજય ! રાજર્ષિ યુધિષ્ઠિર રાજાએ માર્કંડેય ઋષિથી ઇંદ્રદ્યુમ્ન રાજાની સ્વર્ગ પ્રાપ્તિ સાંભળીને વળી પૂછ્યું કે હે મહામુનિ ! પુરૂષને કેવી અવસ્થાને વિષે દાન આપવાથી સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે ? તે તથા મનુષ્યને ગૃહસ્થતાને વિષે બાલ્યાવસ્થામાં, યૌવનાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં કરેલા પુણ્યનું ફળ જે થતું હોય તે કહો. માર્કંડેય બોલ્યા કે હે યુધિષ્ઠિર ! જે પુરૂષ ધર્મથી ભ્રષ્ટ થાય છે તે ચારે આશ્રમમાં રહે છે તથા સોળ એજ દાન આપે છે, પણ જેમ પુત્ર વગરનો જન્મ વૃથા છે, તેમ તેને તે સૌ વૃથા છે. સદૈવ પારકા પાકમાં જમવું પડતું હોય, પોતાને માટે રસોઇ કરવી હોય વૃદ્ધ તથા બાળક પહેલાં ભોજન કરાય અને બ્રાહ્મણ તથા ગાયની રક્ષા કર્યા વગર બીજા કામનું વખાણ કરાય, તે જન્મ પણ વૃથા છે. જે પ્રથમ નૈષ્ઠિક ધર્મ પાળતો હોય અને પછી તેથી ભ્રષ્ટ થયો હોય, તેને અન્યાયથી પણ મેળવેલું દ્રવ્ય આપવું તથા જ્ઞાતિ ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણને અને ચોરી કરનારને દાન

આપવું તે વૃથા છે. વળી અનૃતતા પ્રિય હોય જેને એવા ગુરૂ, પાપ કર્મ કરનાર, કૃતઘ્ની. ગામોટ, વેદ વેચનાર, શુદ્રની પાસે યાચના કરનાર, બ્રાહ્મણમાં અધમ, વેશ્યાપતિ અને સર્પે દંશ કરેલાને તથા સ્ત્રીજનોને અને ચાકરોને પણ સોળ મહા દાન આપવાં વૃથા છે. જે તમોગુણયુક્ત પુરૂષ ભયથી અથવા ક્રોધથી બ્રાહ્મણને દાન આપે, તે તેનું ફળ ગર્ભમાં રહી ભોગવે છે અને સર્વાવસ્થામાં બ્રાહ્મણને આપેલા દાનનું ફળ પુરૂષને વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થાય છે માટે સ્વર્ગ માર્ગને જીતવાની ઇચ્છાવાળા પુરૂષોએ સર્વાવસ્થામાં બ્રાહ્મણોને સર્વ ઉત્કૃષ્ટ દાન આપવાં.

યુધિષ્ઠિરે પૂછ્યું કે–હે માર્કંડેય ! ચારે વર્ણના પુરૂષો પ્રતિગ્રહ લેનાર છે તેમાં બ્રાહ્મણનું વિશેષપણું કેમ ? અને તે સંસારરૂપ સમુદ્રને પોતે તરે છે તથા બીજાઓને તારે છે ? માર્કંડેય કહે છે–હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણો જપ, મંત્ર, હોમ, સ્વાધ્યાય તથા અધ્યયન કરીને વેદરૂપી નાવે કરી પોતે સંસારને તરે છે અને બીજાઓને પણ તારે છે. જે પુરૂષ બ્રાહ્મણોને પ્રસન્ન કરે છે તેની ઉપર સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે અને તેમનાં વાક્યથીજ તેને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. હે રાજન ! પિતૃ, દેવતા તથા બ્રાહ્મણોનાં પૂજન કરવાથી, પવિત્ર અને જેનો નાશ નથી એવા લોકને તમે પામશો એમાં સંશય નથી. હે ભારત ! શ્લેષ્માદિથી વ્યાપ્ત શરીરવાળા મૃત્યુ પામવા તૈયાર થએલા અને ચેતન વગરના પુરૂષને જો સ્વર્ગ લોકની કામના હોય તો તેણે બ્રાહ્મણની પૂજા કરવી. હે રાજન ! શ્રાદ્ધમાં મનુષ્યોએ અનિંદિત બ્રાહ્મણોને ભોજન કરાવવું પણ શરીરના દુષ્ટ વર્ણવાળા ખરાબ નખવાળા કુષ્ટવાળા, માયાવી, દુઃખી, ભયભીત તથા ધનુષ્યાદિ શસ્ત્ર ધારણ કરનારને ભોજન કરાવવું નહિ; કારણ તેમ કરવાથી શ્રાદ્ધ નિંદિત થાય છે, ને તે જેમ અગ્નિ કાષ્ટને બાળે તેમ શ્રાદ્ધ કરતાને બાળે છે. હે રાજન ! શ્રાદ્ધમાં કાળા તથા બેહેરા બ્રાહ્મણ વર્જીત છે પણ જો તે વેદ જાણતા હોય તો તેમને તેમાં ભોજન કરાવવું.

હવે હે યુધિષ્ઠિર ! કોને પ્રતિગ્રહ આપવો તે સાંભળો. જે બ્રાહ્મણ સંસારરૂપી સમુદ્રમાંથી પોતાના આત્માને તથા પ્રતિગ્રહ આપનારને તારે એવો હોય તેને દાન આપવાં અને તેનેજ શક્તિમાન પણ જાણવો. હે પાર્થ ! અગ્નિ જેવો અતિથિને ભોજન કરાવવાથી પ્રસન્ન થાય છે તેવો હુતદ્રવ્ય, હોમ, પુષ્પ તથા ચંદને કરી પ્રસન્ન થતો નથી માટે તમે સદૈવ અતિથિને ભોજન કરાવવામાં પ્રયત્નવાન થઇ રહો. હે રાજન ! જે પુરૂષ બ્રાહ્મણને તિર્થોદક, ઘૃત, દીપ, અન્ન તથા રહેવાને ગૃહ આપે છે તે યમરાજા પાસે જતો નથી. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! જે પુરૂષ દેવતાનાં નિર્માલ્ય ગ્રહણ કરે, બ્રાહ્મણોએ જ્યાં ભોજન કર્યું હોય ત્યાં સાફ કરે, બ્રાહ્મણની ચંદન તથા પુષ્પાદિથી પૂજા કરે તથા તેના હસ્ત પાદ દાબે, તેને પ્રત્યેકે અધિક અધિક ગૌદાન આપવાનું ફળ પ્રાપ્ત થાય છે. કપિલા ગાયનું દાન આપવાથી અવસ્ય સંસારરૂપ સમુદ્રથી મુક્તિ મળે એમાં સંશય નથી. અલંકારયુક્ત કપિલા ગાય, વેદપાઠી, દરિદ્રિ, ગૃહસ્થ, અગ્નિહોત્રી, દરિદ્રતાને લીધે પુત્ર તથા સ્ત્રી જેનો તિરસ્કાર કરતાં હોય એવા તથા પાછો પ્રતિઉપકાર ન કરી શકે એવા બ્રાહ્મણોને આપવી, પણ સમૃદ્ધિવાળા બ્રાહ્મણને આપવી નહિ, કેમકે તેવાને આપવાથી કંઇ પુણ્ય થતું નથી. હે રાજન ! એક બ્રાહ્મણને પ્રથમ એક ગાય આપી હોય અને પાછી તેની પાસેથી વેચાતી લઇ બીજા બ્રાહ્મણને આપે તો તે ગાય વેચનાર બ્રાહ્મણના વેચાતી લઇ દાન આપનારના તથા દાન લેનારના કુળને નરકમાં નાંખે છે. તે ત્રણે પુરૂષોને સંસાર સમુદ્રથી તારતી નથી. જે પુરૂષ સારા વર્ણવાળા

અને શુદ્ધ અંતઃકરણવાળા બ્રાહ્મણને સુવર્ણનું દાન આપે તેને શતગણું સુવર્ણ દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. જે પુરૂષ મહા ધુરંધર બળવાન બળદનું દાન આપે તે સર્વ દુઃખરૂપ કિલ્લાઓને ઉલ્લંઘી સ્વર્ગમાં જાય એમાં સંશય નથી. જે પુરૂષ બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે તેને પરલોકમાં સર્વ કામના પોતાની મેળે પ્રાપ્ત થાય અને આ લોકમાં સર્વ મનુષ્યો તેના વશ થાય તેમાં આશ્ચર્ય નથી. જે પુરૂષ એક ગામથી બીજા ગામ પ્રત્યે જવા સારૂ રસ્તાને વિષે ચાલ્યા જનાર શરીરે દુર્બળ અને પગ તથા શરીર ઉપર રજ ઉડી રહી હોય જેને એવા પુરૂષને અમુક ઠેકાણે સદાવ્રત છે એમ કહી આંગળી દેખાડે તેને અન્નદાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે; માટે હે રાજન ! તમે સર્વ દાન આપવાનો ત્યાગ કરીને અન્નદાન આપો, કારણ તેના સમાન ફળ આપનાર બીજું કોઈ દાન નથી. જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે પવિત્ર અન્નદાન બ્રાહ્મણને આપે તે પ્રજાપતિના લોકને પામે કેમકે અન્ન સર્વથી મુખ્ય છે તેમાં સર્વ સત્વ રહ્યું છે. વળી અન્ન પ્રજાપતિરૂપ છે, પ્રજાપતિ સંવત્સરરૂપ છે, તે સંવત્સર યજ્ઞરૂપ છે અને યજ્ઞમાં સર્વ રહ્યાં છે, માટે સ્થાવર તથા જંગમ પ્રાણીમાત્રના જીવનરૂપ અન્ન છે, સર્વ દાન કરતાં તેનું દાન બહુજ ઉત્તમ છે. હે રાજન ! જે પુરૂષ ઘણા જળવાળા તળાવ, વાવ તથા કુવા અને ધર્મશાળા બંધાવે છે, અન્નદાન આપે છે તથા સર્વને મધુર વાણીથી સત્કાર આપે છે, તેનું નામ પણ યમરાજાના મુખમાં પ્રાપ્ત થતું નથી. જે પુરૂષ મહેનતથી કમાયલાં દ્રવ્ય ખરચીને લીધેલા ધાન્યનું દાન સુશીળ બ્રાહ્મણને આપે છે તેની ઉપર સર્વ પૃથ્વીના જન પ્રસન્ન થાય છે અને તેને જાણે દ્રવ્યનો વર્ષાદજ થતો હોય તેમ મળે છે. હે રાજન ! અન્ન દાન આપનારને, સત્યવાદિને અને ત્યાર પછી અયાચક દાન આપનારને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ સરખી થાય છે એમાં સંશય નથી.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે માર્કંડેયનાં વચન સાંભળીને કાતૂહળ પ્રાપ્ત થયું હતું જેને એવા પોતાના નાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજાએ મુનિને પુછ્યું કે—હે મુનિ ! યમલોકના અને મનુષ્યલોકના અંતરનું પ્રમાણ કેટલું છે ? અને મનુષ્યો કેવી રીતે શું ઉપાયથી તેને તરે છે ? તે તમે મને કહો. માર્કંડેય કહે છે—હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! સર્વને ગુપ્ત અને ઋષિઓએ માન્ય કરેલા આ તમારા પ્રશ્નનો ઉત્તર હું તમને કહું તે તમે સાંભળો. હે નરાધિપ ! યમલોક તથા મનુષ્ય લોક વચ્ચેનો માર્ગ છયાસી હજાર યોજનનો છે, જે પોલાણરૂપ, જળ વગરનો, ભયંકર તથા બીહામણો દેખાવવાળો છે. તેમાં વૃક્ષની છાયા, જળનાં સ્થાન તથા વિશ્રાંતિસ્થાન કંઇજ નથી; કે જેને વિષે થાકી ગયેલા પુરૂષો વિશ્રાંતિ કરે. હે યુધિષ્ઠિર ! એ માર્ગે યમરાજાની આજ્ઞાથી તેના દૂતો, પૃથ્વી વિષેનાં સ્ત્રી તથા પુરૂષાદિ પ્રાણીમાત્રને બળાત્કારથી લઇ જાય છે. હે રાજન ! જે જીવે બ્રાહ્મણોને અશ્વાદિ દાન આપ્યાં હોય તેને તે સર્વ રસ્તાને વિષે પ્રાપ્ત થાય છે. હે ભારત ! છત્રનું દાન આપનાર જીવ, છત્રે કરી તડકાનું નિવારણ કરી તે માર્ગ પ્રત્યે જાય છે. અન્નદાન આપનાર પુરૂષ તૃપ્તતાથી જાય છે અને તેનું દાન નહી આપનાર અતૃપ્તતાથી જાય છે. વસ્ત્રદાન આપનાર જીવ સર્વ વસ્ત્રયુક્ત થઇને જાય છે અને તેનું દાન નહી આપનાર જીવ તે વગર જાય છે. સુવર્ણનું દાન આપનાર મનુષ્ય અલંકૃત થઇ સુખે કરીને જાય છે. પૃથ્વીનું દાન આપનાર પુરૂષ સર્વ કામનાથી તૃપ્ત થઇ સુખે કરી જાય છે. ગાયાદિ જાનવરોને તૃણ આપનાર મનુષ્ય ક્લેશ વગર થઈ સુખે કરી જાય છે. ગૃહદાન આપનાર જીવ

વિમાનમાં બેસી જાય છે. જળ દાન આપનાર મનુષ્ય તૃષા રહિત થઇ સુખે કરી જાય છે. દીપદાન આપનાર પુરૂષ માર્ગને પ્રકાશ કરતા સુખે કરી જાય છે. ગોદાન આપનાર મનુષ્ય સર્વ પાપથી મુક્ત થઈ સુખપણાથી જાય છે. એક માસ ઉપવાસ કરનાર જીવ હંસ જોડેલા વિમાનમાં બેસીને જાય છે. છ રાત્રી ઉપવાસ કરનાર મનુષ્ય મયૂર જેમાં જોડેલા હોય છે એવા વિમાનમાં બેસીને જાય છે. જે પુરૂષ ત્રણ ત્રણ દિવસ ઉપવાસ કરે છે, તથા એક વખત ભોજન કરે છે અને તેની વચમાં ભોજન કરતા નથી તેને શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ થાય છે. હે રાજન ! જળ દાન આપનારને પ્રેત લોકમાં ઘણું સુખ પ્રાપ્ત થાય છે, તેને માટે દેવે ત્યાં પુષ્પોદકા નામની નદી નિર્માણ કરેલી છે, જેના શીતળ અમૃત સરખા જળનું પાન તે કરે છે, જે કેવળ દુષ્ટ કર્મ કરનાર પ્રાણી હોય છે તેને તે નદીમાંથી પરૂના પાનની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે તે નદી સર્વને તેના કર્મ પ્રમાણે ફળ આપે છે માટે હે ભારત ! રસ્તાના શ્રમથી ક્ષીણ શરીરવાળા અને રજ શરીર ઉપર ઉડી રહી છે જેને એવા તમે આ આવેલા બ્રાહ્મણાદિની વિધિપૂર્વક પૂજા કરો. હે યુધિષ્ઠિર ! અન્ન આપનારની પૃચ્છા કરનાર અને તે મળવાની આશાએ કરીને આવેલાની તમે સદૈવ યથાવિધિ પૂજા કરો કારણ તેજ અતિથિ તથા બ્રાહ્મણ છે. અતિથિ જ્યારે અન્નદાતાના ગૃહથી જાય છે, ત્યારે તેની વાંસે સર્વ ઇન્દ્રાદિ દેવતાઓ પણ જાય છે માટે જો તે અતિથિનું માનપૂર્વક પૂજન થયું હોય તો તે દેવતાઓ પ્રસન્ન થઇને જાય છે અને અપૂજન થયું હોય તો નિરાશ થઈ જાય છે માટે હે રાજેંદ્ર ! તમે શ્રી કૃષ્ણનું વિધિપૂર્વક પૂજનાદિ કરો. હે રાજન ! મેં તમને સેંકડો વખત કહ્યું હવે બીજું તમે શું સાંભળવા ઇચ્છો છો તે કહો ?

યુધિષ્ઠિરે કહ્યું કે—હે ધર્મના જાણનાર માર્કંડેય ! મેં ઘણી ધર્મ સંબંધી કથા સાંભળી પણ હજી હું તમારાથી બીજી પવિત્ર કથા સાંભળવા ઇચ્છુ છું. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હું તમને અનેક પ્રકારના પાપનો નાશ કરે એવી વિવિધ પ્રકારના ધર્મની કથા કહું તે તમે સાવધાનપણાથી સાંભળો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મનુષ્યને બ્રાહ્મણના પાદ પ્રક્ષાલન કરવાથી જે ઉત્તમ પુષ્કરજીને વિષે કપિલા ગાયનું દાન આપવાથી ફળ થાય છે તે ફળ મળે છે. વળી તે પુરૂષના પિતૃઓ જ્યાં સુધી વિપ્ર પાદ પ્રક્ષાલનના જળથી જમીન ભીની રહે છે ત્યાં સુધી પરલોકને વિષે કમળ પત્રે કરી જળપાન કરે છે. જે પુરૂષ બ્રાહ્મણને 'ભલે આવ્યા' એમ કહી આદરસન્માન કરે આસન આપે, તેના પાદ પ્રક્ષાલન કરે તથા અન્ન દાન આપે, તેની ઉપર અગ્નિ, ઇન્દ્ર, પિતૃ અને પ્રજાપતિ ક્રમે કરી પ્રસન્ન થાય છે. હે રાજન ! વાછરડાંના પગ તથા મસ્તક બહાર નીકળ્યાં હોય અને બાકીનું અંગ જેના ઉદરમાં હોય એવી પ્રસૂત થતી ગાયનું દાન મનુષ્યે અવશ્ય ઘણા પ્રયત્નથી પણ આપવું. કેમકે જ્યાં સુધી ગર્ભ મુક્ત ન થઇ હોય ત્યાં સુધી તે પૃથ્વીરૂપ છે માટે તેવી ગાયનું દાન આપનાર મનુષ્ય, જેટલાં તે ગાયના તથા વાછરડાંના શરીર ઉપર રૂંવાટાં હોય, તેટલા હજાર યુગ પર્યંત સ્વર્ગમાં રહી સુખ ભોગવે છે. જે પુરૂષ સુવર્ણની નાસિકા તથા રૂપાની ખરીયુક્ત સર્વ રત્નોથી અલંકૃત અને તિલે કરી આચ્છાદિત કાળી ગાયનું દાન પ્રથમ પોતે લઇને પછી શ્રેષ્ઠ શીલવાન બ્રાહ્મણને આપે, તેને સમુદ્ર, ગુફા, પર્વત તથા વન સહિત સર્વ પૃથ્વીનું દાન આપવાના ફળની તથા બીજાં અનેક દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી. હે રાજન ! જે બ્રાહ્મણ પોતાના ઢીંચણને ઉદરમાં સંકેલી શયન કરનાર સદૈવ

એકજ પાત્રમાં ભોજન કરનાર અને પરબ્રહ્મનું ચિંતવન કરનાર હોય, તેજ સર્વને સંસાર સમુદ્રથી તારવા સમર્થ હોય છે. વળી મદ્યાદિના પાન વગરના, રોગાદિ રહિત અને સદૈવ સારી રીતે સંહિતાનો પાઠ કરનાર જે બ્રાહ્મણ હોય તેજ જીવોને સંસારરૂપ સમુદ્રથી તારવા સમર્થ હોય છે માટે દેવકાર્યમાં તથા પિતૃકાર્યમાં અન્નાદિક હોય તે શ્રોત્રિય બ્રાહ્મણને આપવું, કેમકે તેવાને આપવું તે જેમ અગ્નિમાં આહુતિ આપીએ એવું થાય છે. બ્રાહ્મણો ક્રોધરૂપી શસ્ત્રવાળા હોય છે પણ પ્રત્યક્ષ શસ્ત્ર કરી યુદ્ધ કરનાર હોતા નથી. ઇન્દ્ર વજ્રે કરી અસુરોનો નાશ કરે છે તેમ ક્રોધે કરી પોતાના રિપુનો નાશ કરે છે. હે નિષ્પાપ યુધિષ્ઠિર ! મેં તમને આ ધર્માશ્રયવાળી કથા કહી, જે સાંભળીને નૈમિષારણ્યવાસી બ્રાહ્મણ પ્રસન્ન થયા. વળી જે શોક, ભય, ક્રોધ તથા પાપ વગરના મનુષ્યો આ કથાને સાંભળે છે તેને ફરીથી પૃથ્વીને વિષે જન્મની પ્રાપ્તિ થતી નથી. યુધિષ્ઠિરે પૂછ્યું કે હે બુદ્ધિમાન ! હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ માર્કંડેય ! જે પવિત્રતાથી બ્રાહ્મણ શુદ્ધ થાય એવી પવિત્રતા શું ? તે હું જાણવા ઇચ્છું છું.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! સત્યવાણી, શુદ્ધ કર્મ તથા જળમાં સ્નાનરૂપ પવિત્રતાવાળા બ્રાહ્મણ સ્વર્ગને પામે છે એમાં કશો સંશય નથી. હે રાજન ! જે બ્રાહ્મણ દેવતાઓની માતારૂપ અને પવિત્ર કરનારી દેવીરૂપ ગાયત્રીનો જપ કરતાં પ્રાતઃકાળ તથા સાયંકાળને વિષે સંધ્યા કરે છે તેને તે દેવી પવિત્ર કરે છે, તેનાં સર્વ પાપ નાશ પામે છે, તેણે સમુદ્ર સહિત સર્વ પૃથ્વીનું દાન લીધું હોય તોપણ તે કદી સીદાતો નથી. સૂર્યાદિ ગ્રહ ખરાબ સ્થાનમાં હોય તોપણ તેનું શ્રેય કરનાર થાય છે અને અંતકાળ પછી ભયંકર દેખાવવાળા યમદૂતો તેનો પરાભવ કરવા સમર્થ થતા નથી. હે રાજન ! બ્રાહ્મણ કોઇને વેદ ભણાવે, યજ્ઞ કરાવે, તથા જોઇએ તે પ્રતિગ્રહ લે તોપણ તેને કશો દોષ નથી કેમકે તે પ્રજ્વલિત અગ્નિ સરખા છે. વળી તેને વેદ આવડતો હોય, ન આવડતો હોય, સોળ સંસ્કાર થયેલા હોય, અથવા ન થયેલા હોય, પણ જેમ રાખોડીથી ઢંકાયલા અગ્નિનું અપમાન થતું નથી તેમ તેનું અપમાન કરવું નહી. વળી જેમ સ્મશાન વિષેનો પ્રજ્વલિત અગ્નિ દોષવાન નથી, તેમ બ્રાહ્મણ વિદ્વાન હોય અથવા અવિદ્વાન હોય તોપણ દોષવાન નથી કારણ તે ઇશ્વરનું પરમ દૈવત છે. હે રાજન ! બ્રાહ્મણ વગરનાં શહેર, કિલ્લા, દરવાજા તથા અનેક પ્રકારની અટારિયો હોય, પણ તે શોભતાં નથી. હે નૃપ ! વેદાધ્યયનરૂપ ! શ્રેષ્ઠ વ્રતવાન જ્ઞાની અને તપસ્વી બ્રાહ્મણો જે સ્થળને વિષે રહેતા હોય તેનેજ નગર જાણવું. હે પાર્થ ! ગાયના વ્રજને વિષે અથવા વનને વિષે વેદાભ્યાસી બ્રાહ્મણો રહેતા હોય તોપણ તેનેજ નગર તથા તીર્થરૂપ જાણવું. જે પુરૂષ પ્રજાની રક્ષા કરનાર રાજા તથા તપસ્વી બ્રાહ્મણની પાસે જઇ તેની પૂજા કરે છે તે તત્કાળ સર્વ પાપથી મુક્ત થાય છે. હે રાજન ! પવિત્ર તીર્થમાં સ્નાન, દેવતાઓના મંત્રનો જપ તથા સત્પુરૂષો પાસે ભાષણ કરવું એવું બુદ્ધિમાન પુરૂષોએ કહ્યું છે. જેણે સત્પુરૂષના સમાગમ, સત્યવાણી તથા જળે કરી સ્નાનથી પોતાના આત્માને પવિત્ર કર્યો છે તેનેજ સંત પુરૂષો માન્ય કરે છે પણ હે રાજન ! જે પુરૂષ અંતઃકરણમાં શુદ્ધ ભાવ વગરનો છે તે ત્રિદંડ ધારણ કરે મુનિવ્રત રાખે મસ્તક ઉપર જટા રાખે, મુંડન કરાવે, વલ્કલ વસ્ત્ર પહેરે, મૃગ ચર્મ ઓઢે, વ્રત કરે તીર્થમાં સ્નાન કરે, અગ્નિહોત્ર કરે વનમાં જઇ રહે તથા પોતાના શરીરને અનેક વ્રતાદિથી શોભાવે તોપણ તે સર્વ વ્યર્થ છે. ચક્ષુઆદિ છ ઇન્દ્રિયથી ઉત્પન્ન થતા વિષયોની શુદ્ધિ વિના તેની પ્રાપ્તિ થવી સહજ છે. ને ઇન્દ્રિયની શુદ્ધિએ કરી

વિષયોના ભોગનો ત્યાગ થવો એ સુલભ છે; પણ તે સર્વ ઇન્દ્રિય મધ્યે મન ઘણું વિકાર-વાન છે માટે જે મહાત્મા પુરૂષ મન, વાણી, કર્મ તથા બુદ્ધિએ કરી પાપાચરણ નથી કરતો, તેજ જગતમાં શોભે છે, વ્રતાદિએ કરી શરીરને સુકાવવાથી શોભતો નથી. હે રાજન! જે પુરૂષનો દેહ સ્વચ્છ વૃત્તિએ કરી જીવે છે તે પુરૂષ દયા વગર થઇને તેવી વૃત્તિથી પોતાના કુટુંબને વરતાવતાં પીડા યુક્ત કરે છે તેને નિષ્પાપ જાણવો નહીં કારણ તે વૃત્તિરૂપ તપ હિંસારૂપ થાય છે, કેમકે ભોજનનો ત્યાગ કરવો એ કંઈ તપ કહેવાતું નથી માટે પવિત્ર તથા સુશોભિત પુરૂષ પોતાના ગૃહને વિષે રહી જ્યાં સુધી જીવે ત્યાં સુધી સર્વની ઉપર દયા-વાન હોય તો સર્વ પાપથી મુક્ત થાય છે એમાં કશો સંદેહ નથી.

હે ભારત! મનુષ્ય અનશનાદિ વ્રતે કરી કરેલાં પાપ કર્મથી મૂકાતો નથી, કેવળ તેનું માંસ તથા રૂધિરમય દેહ ખેદ પામે છે. વળી જે પુરૂષશાસ્ત્રના આધાર વગર પોતાના મનથી કલ્પના કરેલાં તપાવેલી શિલા ઉપર બેસવારૂપ પ્રાયશ્ચિત્ત કરે છે તે કેવળ કલેશ પામે છે. તેનાં પાપ નાશ પામતાં નથી કારણ ભાવ વગરના પુરૂષના પાપને અગ્નિ બાળી શકતો નથી માટે સર્વની ઉપર દયા રાખવાથી તથા વાણી, મન અને શરીરની શુદ્ધિ રાખવાથી વૈરાગ્ય થાય છે અને તેનાથી મોક્ષ મળે છે, પણ ફળ તથા મૂળનું ભોજન કરવાથી, મૌન રાખવાથી, તપાવેલી શિલા ઉપર બેસવાથી, મસ્તક મુંડાવવાથી, સ્થાવર ગૃહનો ત્યાગ કરવાથી, જટા ધારણ કરવાથી પંચાગ્નિ તાપવાથી, નિત્ય ઉપવાસથી અગ્નિની સેવાથી, જળમાં પ્રવેશ કરવાથી તથા પૃથ્વી ઉપર શયન કરવાથી મોક્ષ મળતો નથી, કેવળ જ્ઞાન તથા શુદ્ધ કર્મે કરીનેજ જરાવસ્થા, મૃત્યુ તથા વ્યાધિ નાશ પામે છે અને ઉત્તમ પદની પ્રાપ્તિ થાય છે, કેમકે જેમ અગ્નિએ કરી દગ્ધ થએલાં બીજ પૃથ્વીને વિષે વાવવાથી ઉગતાં નથી તેમ જ્ઞાનરૂપી અગ્નિએ કરી બળી ગએલા કલેશનો ઉદ્ભવ આત્માને વિષે થતો નથી. કારણ તેના વગરના કાષ્ઠ તથા ભીંત સરખા દેહ, જેમ સમુદ્ર વિષે ફીણ નાશ પામે તેમ નાશ પામે છે એમાં સંદેહ નથી. જે પુરૂષ જે શ્લોકે કરી તથા અર્ધા શ્લોકે કરી ભૂત પ્રાણીના હૃદયને વિષે વર્તમાન આ-ત્માને જાણે છે, તેનું તેનાથીજ સર્વ પ્રયોજન ક્ષીણ થાય છે. હે રાજન! "તત્વમસિ" તે તું છે તથા "સત્યંજ્ઞાનમનંતં બ્રહ્મ" સત્યજ્ઞાન ઘન અને અનંત બ્રહ્મ એ વાક્યથી અથવા ઉપનિષદોથી "અહંબ્રહ્માસ્મિ" હું બ્રહ્મ છું, એવો જે અનુભવ, તેજ મોક્ષનું લક્ષણ છે માટે જે પુરૂષ સંશયવાન છે એટલે કંઇક જ્ઞાનવાન છે અને અજ્ઞાનવાન છે, તેને આ લોક તથા પરલોકની પ્રાપ્તિ અને સુખની પ્રાપ્તિ થતી નથી કારણ જ્ઞાનવૃદ્ધ પુરૂષો જેને સાક્ષાત્કાર જ્ઞાન થાય છે તેનેજ મોક્ષ મળે છે એમ કહે છે. હે યુધિષ્ઠિર! જે પુરૂષ વેદના અર્થને જાણે છે તથા તેનું પ્રયોજન જે આત્મતત્વ જાણવું, તે જાણે છે તે પુરૂષ જેમ અગ્નિથી સર્વ મનુષ્ય ઉદ્વેગપણાને પામે તેમ વેદમાં કહેલા કર્મથી ઉદ્વેગતા પામે છે. તમે જો એક શ્રોતયુક્તિએ કરી, અવિનાશી, વ્યાપક, ત્રિવિધ ભેદ જે અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત તે રહિત અને શ્રુતિ તથા સ્મૃતિમાં નિરૂપણ કરેલા તત્વને ઇચ્છતા હો તો સર્વ શુષ્કતર્કનો ત્યાગ કરીને શ્રુતિ તથા સ્મૃતિના આ લોકને વિષે નાનાપ્રકારનું કંઇ નથી એટલે એકજ આત્મારૂપ છે તેને તથા સર્વ લોક અને વેદમાં કહેલાં યજ્ઞાદિનાં ફળ અજ્ઞાન-જન્ય છે તેને અને આત્મતત્વને જાણનારને આલોકમાં અનેક પ્રકારનું કંઇ નથી, એકજરૂપ છે એ વાક્યનો આશ્રય કરો. કારણ શ્રુતિ સ્મૃત્યાદિ શાસ્ત્રના અભાવથી તત્વજ્ઞાનની સિદ્ધિ

થતી નથી. અથર્વમાં વેદ વાક્યે કરી જે ઓળખાય છે તે બ્રહ્મ છે, જેનું વેદ શરીર છે, માટે તેજ તત્ત્વ છે. આત્મા પોતાના સ્વરૂપને, જેમ ચક્ષુ ઇન્દ્રિય ઘટાદિ પદાર્થને જાણે છે પણ પોતાના સ્વરૂપને જાણતી નથી તેમ પોતાના સ્વરૂપને જાણતો નથી, વાસ્તે વેદવાક્યથીજ બ્રહ્મને ઓળખવું. હે બ્રાહ્મણ! વેદમાં કહેલાં દેવતાઓનાં આયુષ્ય, યજ્ઞાદિ કર્મનાં ફળ તથા દેહ ધારીનો પ્રભાવ સર્વ લોકને વિષે પ્રતિ યુગે ફરે છે વાસ્તે ઇન્દ્રિયની પ્રસન્નતાએ કરી તત્વજ્ઞાન નાશ પામે છે, તેનો નિગ્રહ કરવો; જેને દિવ્ય એવું અનશન વ્રત કહે છે. હવે હે રાજન! હું કહેલા વાક્યનો સારાંશ કહું તે સાંભળો. જેમ સ્વધર્મ પાળવાથી સ્વર્ગગતિ થાય છે, દાન આપવાથી અનેક ભોગની પ્રાપ્તિ થાય છે તથા તીર્થમાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે, તેમ જ્ઞાને કરીને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે માર્કંડેયનાં વચન સાંભળીને યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે-હે મહા સમર્થ માર્કંડેય! હું મુખ્ય એવી ઉત્તમ દાન વિધિ સાંભળવા ઇચ્છું છું. માર્કંડેય કહે છે-હે રાજેન્દ્ર! તમે જે દાન ધર્મ સાંભળવા ઇચ્છો છો તે મને ઘણો પ્રિય છે માટે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલો તે કહું છું, સાંભળો. હે યુધિષ્ઠિર! નદીના કિનારાને વિષે રહેલા પીપળાની નીચે બેસીને શ્રાદ્ધ કરનાર પુરૂષનું તે પુણ્ય કરોડો કલ્પ પર્યંત નાશ પામતું નથી. હે પૃથ્વીના પતિ! ધર્મથી મેળવેલું અન્ન સહિત દ્રવ્ય ગૃહસ્થને જીવન માટે આપનાર તથા કાગડાઓને અન્ન આપનાર પુરૂષને સર્વ યજ્ઞ કર્યાના પુણ્યની પ્રાપ્તિ થાય છે. જે નદીનો પ્રવાહ પૂર્વ દિશામાંથી આવતો હોય અને પશ્ચિમ દિશામાં જતો હોય તે નદી તીર્થરૂપ છે, તેને કિનારે સુપાત્રને શ્રેષ્ઠ અન્નનું દાન કરનાર પુરૂષને અક્ષય પુણ્ય થાય છે તથા અતિથિને અન્નદાન આપનારને અતિથિરૂપ ઇન્દ્ર સ્વર્ગ લોકની પ્રાપ્તિ કરાવે છે. સૂર્ય અથવા ચંદ્ર ગ્રહણને દિવસે દહીં સાથે ઘડાનું દાન આપનાર પુરૂષ સર્વ પાપથી મુક્ત થાય છે. હે રાજન! અમાવાસ્યાદિ પર્વણીને દિવસે દાન આપવાથી બમણું પુણ્ય થાય છે, ઋતુ બદલાય તે દિવસે દાન આપવાથી દશગણું પુણ્ય થાય છે અને ઉત્તરાયણ તથા દક્ષિણાયનના સૂર્ય થાય તે દિવસે, તુળા તથા મેષસંક્રાંતિને દિવસે, મિથુન, કન્યા તથા મીન સંક્રાંતિને દિવસે અને ચંદ્ર તથા સૂર્યના ગ્રહણને દિવસે હરેક દાન આપનાર પુરૂષને અક્ષય પુણ્ય થાય છે. હે રાજન! કેટલાક પુરૂષ જે દિવસે ઋતુ બદલાતી હોય તે દિવસે આપેલા દાનનું પુણ્ય દશગણું ગણે છે અને કેટલાક પુરૂષો તે દિવસે તથા ઉત્તરાયણ અને દક્ષિણાયનના સૂર્ય થાય તે દિવસે આપેલા દાનનું પુણ્ય સોગણું થતું ગણે છે. ગ્રહણને વિષે આપેલા દાનનું પુણ્ય સહસ્ર ઘણું થાય છે અને મેષ તથા તુળા સંક્રાંતિને દિવસે આપેલા દાનનું પુણ્ય અક્ષય થાય છે એમ પણ કહે છે. હે રાજન! પૃથ્વીનું દાન આપનાર પુરૂષ ફરીથી જન્મ પામતો નથી. અશ્વાદિ વાહનનું દાન આપનાર મનુષ્ય તે વાહન ઉપર બેસીને પરલોકમાં જાય છે અને બ્રાહ્મણને ઇચ્છિત દાન આપનાર પુરૂષ પરલોકમાં ઇચ્છિત કામનાને પામે છે. હે રાજન! સુવર્ણ અગ્નિનો પુત્ર છે, પૃથ્વી વિષ્ણુના ચરણ છે તથા ગાય સૂર્યની પુત્રી છે, માટે એ ત્રણે પદાર્થનાં દાન આપનાર પુરૂષને ત્રણે લોકનું દાન આપવાના ફળની પ્રાપ્તિ થાય છે. હે રાજન! ત્રણે લોકમાં શાશ્વત સુખ પ્રાપ્ત કરાવનાર દાન વગર બીજું કંઇ નથી, કારણ તે કરવાથી મનુષ્યને પાછો જન્મ મળતો નથી માટેજ સર્વ લોકને વિષે શ્રેષ્ઠ બુદ્ધિમાન પુરૂષો દાનનેજ સર્વ કરતાં ઉત્કૃષ્ટ માને છે.

धर्मं हि दानाच्च बभूव शाश्वतं भव्यं त्रिलोके भवते कुतः पुनः
तस्मात्प्रधानं परमं हि दानं वदन्ति लोकेषु विशिष्टबुद्धयः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि दानमाहात्म्ये गुर्जरभाषायां द्विशततमोऽध्यायः ॥ २०० ॥



## અધ્યાય ૨૦૧ મો. ધુંધુંમારનું ઉપાખ્યાન.

वैशंपायन उवाच—श्रुत्वा तु राजा राजर्षेरिंद्रद्यु[illegible]
मार्कंडेयान्महाभागात् स्वर्गस्य प्रतिपादनं ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! યુધિષ્ઠિર રાજા માર્કંડેય ઋષિથી રાજ ઋષિ ઇંદ્રદ્યુમ્ન રાજાનું સ્વર્ગ લોકની પ્રાપ્તિ કરાવનાર ચરિત્ર સાંભળીને તે ઋષિને પૂછવા લાગ્યા કે–હે ધર્મના જાણનાર માર્કંડેય ઋષિ! આ વિશ્વમાં દેવતા, દાનવ. યક્ષ, રાક્ષસ, રાજાઓ તથા અનેક ઋષિયોના વંશ તમારા જાણવામાં છે અજ્ઞાત નથી માટે હે મુનિ! તમે મનુષ્ય, સર્પ, રાક્ષસ. દેવતા, ગંધર્વ, યક્ષ, કિન્નર તથા અપ્સરાઓની કથા જાણો છો, વાસ્તે હું તમારાથી કુવલાશ્વ રાજાની કથા સાંભળવા ઇચ્છું છું કે, જેનું નામ ધુંધુંમાર કેમ પડયું તે મને કહો? વૈશંપાયન કહે છે–હે પરિક્ષિતના પુત્ર જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાએ પ્રશ્ન પૂછ્યો હતો જેને એવા માર્કંડેય ઋષિ, તે રાજાને કુવલાશ્વ રાજાનું ધુંધુંમાર નામ પડવાનું ઉપાખ્યાન કહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર! હું તમને કુવલાશ્વ રાજાનું ધુંધુંમાર નામ કેમ પડયું તે કહું તે સાંભળો. હે ભારત! ત્રણ લોકમાં પ્રસિદ્ધ ઉત્તંક નામના ઋષિનો રમણીય એવા મરૂધન્વ દેશને વિષે આશ્રમ હતો. જેમાં બેસીને ઋષિ અનેક વર્ષ પર્યંત વિષ્ણુનું આરાધન કરતાં પરમ દુષ્કર તપ કરતા હતા. પછી કોઇ કાળે તપે કરી પ્રસન્ન થએલા વિષ્ણુએ તેમની પાસે આવી દર્શન આપ્યું ત્યારે નમસ્કાર કરીને તેમણે સ્તુતિ કરી કે હે દેવ! તમે દેવતાઓ તથા દૈત્યો સહિત સર્વ મનુષ્યો, સ્થાવર તથા જંગમ ભૂતપ્રાણી સર્વ દેવ અને જીવને જાણવા યોગ્ય સર્વ પદાર્થ સરજ્યા છે. હે મ્હોટા કાંતિમાન પ્રભો! સ્વર્ગ તમારૂં મસ્તક છે, સૂર્ય તથા ચંદ્ર તમારાં નેત્ર છે, વાયુ તમારો શ્વાસ છે, અગ્નિ તમારૂં તેજ છે. સર્વ દિશાઓ તમારી ભુજાઓ છે, સમુદ્ર તમારૂં ઉદર છે, પર્વતો તમારા ઉરૂ છે, આકાશ તમારી જંગા છે, પૃથ્વી તમારા ચરણ છે તથા ઔષધિ તમારાં રૂંવાં છે. હે ત્રિભુવનેશ્વર! ઇંદ્ર, સોમ તથા અગ્નિ આદિ દેવતા, અસુર અને નાગ નમ્રતા યુક્ત થઇ તમારી અનેક સ્તોત્રથી સ્તુતિ કરે છે. તમે સર્વ ભૂત પ્રાણી માત્રમાં વ્યાપી રહ્યા છો અને જેની મ્હોટા ઋષિઓ સ્તુતિ કરે છે. હે પ્રભો! તમારી પ્રસન્નતાએ કરી સર્વ જગત સ્વસ્થતાને પામે છે અને તમારા ક્રોધે કરી મ્હોટા ભયને પામે છે. જીવોના સર્વ ભયને નિવૃત્ત કરનાર તમે એકજ છો. દેવતા, મનુષ્ય તથા સર્વ ભૂતપ્રાણીને સુખ આપનાર તમે બલિ રાજા પાસેથી ત્રણ પગલાંએ કરી ત્રણ લોક ગ્રહણ કર્યાં છે તથા સમૃદ્ધિવાન અસુરોનો નાશ પણ કર્યો છે. હે દેવ! તમારા ચરિત્રે કરી દેવતાઓ પરમ સુખ પામે છે અને ક્રોધે કરી અસુરો પરાભવ પામે છે. તમે આ વિશ્વ વિષેનાં સર્વ ભૂત પ્રાણીના કર્તા તથા અકર્તા છો, અને દેવતાઓ તમારી સ્તુતિ કરવાથી સદૈવ સુખ પામે છે. હે યુધિષ્ઠિર! એ

પ્રમાણે ઉત્તંક ઋષિએ સ્તુતિ કરી ત્યારે પ્રસન્ન થયેલા વિષ્ણુએ કહ્યું કે–હે ઉત્તંક ! તમે મારી પાસે વરદાન માગો. ઉત્તંકે કહ્યું કે–હે પુરૂષોત્તમ ! તમારૂં મને દર્શન થયું એજ વરદાન પરિપૂર્ણ છે. વિષ્ણુ બોલ્યા કે હે શ્રેષ્ઠ ઋષિ ! તમને વરદાન માગવાનો લોભ નથી તેથી હું ઘણો પ્રસન્ન થયો છું, માટે તમારે મારી પાસે અવશ્ય વરદાન માગવું. હે ભારત ! એ પ્રમાણે વિષ્ણુએ વરદાન માગવાનું કહ્યું હતું જેને એવા ઉત્તંક ઋષિએ હાથ જોડી વરદાન માગતાં કહ્યું કે હે કમળ પત્ર સદૃશ નેત્રવાળા પ્રભો ! જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો મારી બુદ્ધિ ધર્મ, સત્યતા તથા ઇંદ્રિય નિગ્રહને વિષે રહો અને તમારી ભક્તિએ કરી તમારા સ્વરૂપનું ચિંતવન કરવામાં મને સદૈવ અભ્યાસ રહો. વિષ્ણુએ કહ્યું કે, હે બ્રાહ્મણ ! તમને મારી કૃપાથી તમારા માગવા પ્રમાણે થશે તથા યોગાભ્યાસની પણ પ્રાપ્તિ થશે જેણે યુક્ત તમે દેવતાઓ તથા ત્રણે લોકનું મહત્કાર્ય કરશો તે એ કે ધુંધુ નામે એક મહા પરાક્રમી અસુર સર્વ લોકનો નાશ કરવા સારૂ તપ કરશે, તેને ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થએલો બૃહદશ્વ રાજાનો પુત્ર કુવલાશ્વ મ્હારા તેજે કરીને તમારી આજ્ઞાથી નાશ કરશે તેથી તેનું નામ ધુંધુમાર થશે. હે રાજન ! એ પ્રમાણે ઉત્તંકને કહીને વિષ્ણુ અંતર્ધાન થયા.

**शासनात्तव विप्रर्षे धुंधुमारं भविष्यति**
**एवमुक्त्वा तु तं विप्रं विष्णुरंतरधीयत ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि धुंधुमारो-पाख्याने गुर्जरभाषाभावेऽकथिकद्वि–शततमोऽध्यायः ॥ २०१ ॥**

---

## અધ્યાય ૨૦૨ મો. ધુંધુમાર આખ્યાન.

**मार्कंडेय उवाच—इक्ष्वाकौ संस्थिते राजन् शशादः पृथिवीमिमां**
**प्राप्तः परमधर्मात्मा सोऽयोध्यायां नृपोऽभवत् ॥ १ ॥**

માર્કંડેય કહે છે–હે રાજન ! ઇક્ષ્વાકુ મૃત્યુ પામ્યા પછી પૃથ્વી પ્રત્યે જન્મ પ્રાપ્ત થયે હતો જેને એવો પરમ ધર્માત્મા શશાદ અયોધ્યા પુરીને વિષે રાજા થયો, જેનો મહા પરાક્રમી કકુત્સ્થ નામે જ્યેષ્ઠ પુત્ર થયો હતો. તે કકુત્સ્થને અનેના નામે પુત્ર થયો, તેને પૃથુ નામે પુત્ર થયો, તેને વિશ્વગશ્વ નામે પુત્ર થયો, તેને આદ્રિ નામે પુત્ર થયો, તેને યુવનાશ્વ પુત્ર થયો, તેને શ્રાવ નામે પુત્ર થયો, તેને શ્રાવસ્તક નામે પુત્ર થયો જેણે શ્રાવસ્તી નામની પુરી નિર્માણ કરી, તેને મહા બળવાન બૃહદશ્વ નામે પુત્ર થયો, તેને કુવલાશ્વ નામે પુત્ર થયો અને તેને એકવીશ હજાર પુત્રો થયા; જે સર્વ વિદ્વાન, બળવાન તથા યુદ્ધમાં શત્રુઓને દુઃસહ હતા. હે રાજન ! કુવલાશ્વ પણ ગુણે કરી પિતા કરતાં અધિક થયો હતો. હે મહારાજ ! બૃહદશ્વ રાજા મહા શૂરવીર અને ઉત્તમ ધર્મવાન પોતાનો પુત્ર કુવલાશ્વ અવસ્થાએ કરી મ્હોટો થયો ત્યારે તેને રાજ્યાભિષેક કરી તપ કરવા સારૂ વનમાં જવા તૈયાર થયો. તે વેળા ઉત્તંક ઋષિએ સર્વ શસ્ત્ર વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા રાજાઓમાં ઉત્તમ એવા તે રાજા પાસે આવી તેને વનમાં જવાથી નિવૃત્ત કરતાં કહ્યું કે હે રાજન ! તમારે પ્રજાનું રક્ષણ કરવું, માટે તમે રાજ્ય કરવા યોગ્ય છો; કારણ તમારી કૃપાએ કરી અમે સર્વ તપસ્વી ઉદ્વેગપણાં રહિત થઇએ છીએ. હે રાજન ! જો મહાત્મા તમે પૃથ્વીનું રક્ષણ કરશો તો સર્વ પ્રજા ઉદ્વેગતા રહિત થશે માટે

વનમાં જવું યોગ્ય નથી. હે ધર્મજ્ઞ ! રાજાને જેવો પ્રજાનું પાલન કરવાથી ધર્મ થાય છે તેવો વનમાં ગયેથી થતો નથી માટે તમને વનમાં જવા બુદ્ધિ થાઓ માં. હે રાજેંદ્ર ! પૂર્વે રાજર્ષિયોએ પ્રજાનું પાલન કરવારૂપ ધર્મને માન્યો છે. તેવો ધર્મ ક્ષત્રિયને કોઇ પણ નથી. માટે ક્ષત્રિયે તો સદૈવ પ્રજાનુંજ રક્ષણ કરવું વાસ્તે તમે પ્રજા રક્ષણ યોગ્ય છો. હે પાર્થિવ ! હું ઉદ્વેગતા રહિત તપ કરી શકતો નથી, કારણ મ્હારા આશ્રમની નજીક મરૂધન્વ નામના દેશને વિષે વાલુકાથી ભરેલો ઉજ્જાલક નામે ઘણો લાંબો તથા પોહોળો સમુદ્ર છે જેની અંદર મધુ તથા કૈટભ નામના દૈત્યનો પુત્ર મહા ભયંકર પરાક્રમી ધુંધું દૈત્ય વસે છે માટે તમે તેનો નાશ કરીને વનમાં જવા યોગ્ય છો, કારણ તે દૈત્ય સર્વ લોકનો વિનાશ કરવા સારૂ તપશ્ચર્યા કરતાં પૃથ્વીની અંદર પ્રવેશ કરી સુનો છે. જે, દેવતા. દૈત્ય. રાક્ષસ. નાગ, યક્ષ, તથાં ગંધર્વોની અવધ્ય છે કેમકે તેને બ્રહ્મા પાસેથી વરદાન મળ્યું છે માટે તમે તેનો નાશ કરો, તમને વનમાં જવા બુદ્ધિ થાઓ માં. ઉજ્જાલક સમુદ્રની રેતીની અંદર સુતેલા ક્રૂર તે દૈત્યને નાશ કરવાથી તમે કોઇ દિવસે નાશ ન પામે એવી સ્થિર કીર્તિને પામશો: કારણ તે દૈત્ય જ્યારે એક એક વર્ષે શ્વાસોશ્વાસ લે છે ત્યારે પર્વત તથા વન સહિત સર્વ પૃથ્વી ચલાયમાન થાય છે અને તેના શ્વાસજન્ય વાયુથી રજ ઘણી ઉડે છે; જેથી સાત દિવસ સુધી સૂર્યમાર્ગને આરંભીને સર્વ પૃથ્વીમાં કંપ થાય છે તથા તણખા અને ધુમાડા સહિત મહા ભયંકર અગ્નિ પણ ઉત્પન્ન થાય છે તેથી હે રાજન ! હું તે મ્હારા આશ્રમમાં બેસવા પણ સમર્થ થતો નથી, વાસ્તે સર્વ લોકના હિત માટે તમે તે દૈત્યને નાશ કરો. તે દૈત્ય નાશ પામ્યા પછી સર્વ પ્રજા સ્વસ્થતાને પામશે.: પણ તેને નાશ કરવા કેવળ તમેજ સમર્થ છો એમ મ્હારી મતિ છે, કારણ વિષ્ણુ પોતાનું તેજ તમારા તેજમાં અર્પણ કરશે. હે પૃથ્વીપતિ ! વિષ્ણુએ મને પૂર્વે વરદાન આપ્યું છે કે, જે રાજા મહા ભયંકર ધુંધું નામના અસુરનો નાશ કરશે, તેના તેજમાં મારૂં તેજ પ્રવેશ કરશે માટે હે રાજેંદ્ર ! તમે વિષ્ણુના તેજ યુક્ત થઇને, પૃથ્વીમાં કોઇથી સહન ન થાય એવા ધુંધું નામના અસુરનો નાશ કરો કારણ મહા તેજસ્વીને કોઇ અલ્પ તેજે કરી સેંકડો વર્ષે પણ બાળવા સમર્થ થતું નથી.

**नहि धुंधुंर्महातेजास्तेजसाल्पेन शक्यते**
**निर्दग्धुं पृथिवीपाल स हि वर्षशतैरपि ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि धुंधुंमारोपाख्याने गुर्जरभाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥ २०२ ॥**

## અધ્યાય ૨૦૩ મો. ધુંધું આખ્યાન.

**मार्कंडेय उवाच—स एव मुक्तो राजर्षि रुत्तंकेनापराजितः**
**उत्तंकं कौरवश्रेष्ठ कृतांजलिरथाब्रवीत् ॥ १ ॥**

માર્કંડેય કહે છે–હે કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! કોઇએ પણ જીતવા અશક્ય બૃહદશ્વ રાજા, એ પ્રમાણે ઉત્તંક ઋષિએ વાક્ય કહ્યાં તે સાંભળી હાથ જોડી કહેવા લાગ્યો કે, હે બ્રહ્મન્ ! તમારે મારી પાસે આવવું નિષ્ફળ નહીં થાય, કેમકે કુવલાશ્વ નામે મારો પુત્ર ધૈર્યવાન, હરેક કાર્ય જલદીથી કરનાર અને જેના સરખો પૃથ્વીને વિષે પરાક્રમી કોઇ નથી એવો છે માટે

તે પોતાના પરિઘ સરખા ભૂજવાળા મહા શૂરવીર પુત્રો સહિત તમારૂં સર્વ પ્રિય કરશે, વાસ્તે મને વનમાં જવાની રજા આપો, કારણ મેં શસ્ત્ર તથા અસ્ત્રનો ત્યાગ કર્યો છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે બૃહદશ્વ રાજાનાં વચન સાંભળી મહા તેજસ્વી ઉતંક ઋષિએ કહ્યું કે હે રાજન! તમે ભલે વનમાં જાઓ. તમારો પુત્ર કુવલાશ્વ ધુંધુ દૈત્યનો નાશ કરશે. હે ભારત! એ પ્રમાણે ઉતંક મુનિનાં વચન સાંભળીને બૃહદશ્વ રાજા, પોતાના પુત્ર કુવલાશ્વને તું આ ઋષિનું પ્રિય કર એમ કહી વનમાં ગયો. યુધિષ્ઠિર પૂછે છે—હે મહા સમર્થ માર્કંડેય ઋષિ! મહા પરાક્રમી ધુંધુ દૈત્ય કોનો પુત્ર તથા કોનો પૌત્ર હતો? એ હું સાંભળવા ઇચ્છું છું કારણ મેં તેના જેવો બીજો કોઇ પરાક્રમી સાંભળ્યો નથી માટે તમે વિસ્તારથી મને કહો. માર્કંડેય કહે છે—હે રાજન! હું તમને ધુંધુ દૈત્યનું સર્વ વૃત્તાંત વિસ્તારથી કહું તે સાંભળો—હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જ્યારે સર્વ ભૂત પ્રાણીમાત્ર નાશ પામ્યાં હતાં અને સર્વ સ્થાવર તથા જંગમ જગમાં લય થયું હતું ત્યારે જેને સિદ્ધ, મુનિઓ, સર્વ લોકના કર્તા, વિષ્ણુ, શાશ્વત અને અવિનાશી કહે છે એવા ભગવાન, અગણિત તેજસ્વી અને સર્વ પ્રપંચના કર્તા અચ્યુત હરિ જળને વિષે શેષ નાગરૂપી મોટી શય્યા ઉપર સુતા હતા. પછી નાગ શય્યાને વિષે પોઢેલા વિષ્ણુના નાભિથી સૂર્ય સરખું પ્રકાશમાન એક કમળ ઉત્પન્ન થયું, જેમાંથી સર્વ લોકના ગુરૂ, સૂર્ય સરખા કાંતિમાન, ચાર મુખવાન, ચાર વેદ છે મૂર્તિ જેની એવા, પોતાના પ્રભાવથી કોઇએ પણ દર્શન નહીં પામનાર, મહા બળવાન અને અત્યંત પરાક્રમી પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા. ત્યાર પછી કોઇ કાળે વીર્યવાનમાં શ્રેષ્ઠ મધુ તથા કૈટભ નામના બે દૈત્યોએ, ઘણા યોજન લાંબી તથા ઘણા યોજન પોહોળી એવી શેષ નાગરૂપી શય્યાને વિષે સુતેલા, મહા કાંતિમાન, કિરીટમુકુટ, કૌસ્તુભમણિ અને પીત પિતાંબર ધારણ કરેલા, પોતાના શરીરના તેજે તથા તેની શોભાએ કરી દિપ્યમાન હજાર સૂર્ય સરખા પ્રકાશમાન અને અદ્ભુત દેખાવવાળા વિષ્ણુને જોયા જેથી પરમ વિસ્મય યુક્ત થયા. તે વેળા તેઓએ કમળ ઉપર બેઠેલા તથા કમળ પત્ર સરખાં નેત્રવાળા બ્રહ્માને જોઇને ત્રાસ ઉપજાવ્યો. મધુ તથા કૈટભ નામના બે દૈત્યોએ ત્રાસ ઉત્પન્ન કર્યો હતો જેને એવા બ્રહ્માએ, અત્યંત ત્રાસ ઉપજવાથી પોતાના આસનરૂપ કમળની નાળ હલાવી, જેથી વિષ્ણુ જાગૃત થયા. તે વેળા વિષ્ણુએ તે બે દૈત્યને જોઇને કહ્યું કે હે મહા પરાક્રમી દૈત્યો! તમે ભલે અહીં આવ્યા, હું તમને વરદાન આપીશ; કારણ મને તમારામાં પ્રીતિ ઉત્પન્ન થઇ છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી હસીને મહા ગર્વવાન તથા અત્યંત બળવાન તે બે દૈત્યોએ કહ્યું કે હે દેવતાઓમાં શ્રેષ્ઠ! તમે પોતાનું ઇચ્છિત વરદાન માગો, અમે તમને વરદાન આપનાર છીએ. વિષ્ણુએ કહ્યું કે હે શૂરવીરો! હું તમારી પાસે ઇચ્છિત વરદાન માગું છું કે, તમે મહા પરાક્રમી છો, તમારા સરખો બીજો કોઇ પરાક્રમી પુરૂષ નથી, માટે મારાથી મૃત્યુને પામો, એ વરદાન લોકના હિત માટે માગવા ઇચ્છું છું. મધુ તથા કૈટભ દૈત્યો બોલ્યા કે હે પુરૂષોત્તમ! અમે પૂર્વે કોઇ દિવસે અસત્ય ભાષણ કર્યું નથી, ત્યારે આજ અમારા શત્રુરૂપ તમારી પાસે અસત્ય ભાષણ કેમ કરીશું તમે અમને સત્યવાદિ તથા ધર્મમાં પ્રીતિમાન જાણો, વળી બળ, રૂપ, શૌર્ય, અંતરેંદ્રિય નિગ્રહ, સમતા, ધર્મ, તપ, દાન, શીલ, પરાક્રમ તથા બાહ્યેંદ્રિય નિગ્રહને વિષે અમારા સરખો બીજો કોઇ નથી, પણ હે કેશવ! હમણાં અમારૂં દુરદૈવ પ્રાપ્ત થયું છે; માટે તમારા કહેવા પ્રમાણે તમે કરો: કારણ કાળ કોઇનાથી ઉલ્લંઘાતો

નથી પણ હે સમર્થ ! તમારા કહેવાથી અમે તમારી પાસે વરદાન માગીએ છીએ કે, આવર્ણું વગરનું આકાશ થાય ત્યારે તમારાથી મૃત્યુ પામીને અમે પાછા તમારા પુત્રપણાને પામીએ એ વરદાન માગીએ છીએ માટે જો તમે અમને વરદાન માગવાનું કહ્યું હોય તો તમારાં વચન અસત્ય થાઓ માં. વિષ્ણુએ કહ્યું કે હે દૈત્યો ! 'ઘણું સારૂં' હું તમારૂં ઇચ્છિત કરીશ. તમારા કહેવા પ્રમાણે સર્વ થશે. હે ભારત ! એ પ્રમાણે આકાશ તથા પૃથ્વી આદિ કંઇપણ જોયાં નહીં. પછી જે વેગા મધુ નામના દૈત્યનો નાશ કરનાર મ્હોટા યશસ્વી અને દેવતાઓમાં શ્રેષ્ઠ વિષ્ણુએ આવરણું વગરના પોતાના બે સાથળ જોયા ત્યારે તે દૈત્યોનાં મસ્તકને તીક્ષ્ણ ધારણવાળા ચક્ર કરી કાપી નાંખ્યાં.

**मधुकैटभयो राजन शिरसी मधुसूदनः ।**
**चक्रेण शितधारेण न्यकृंतत म[illegible]वशाः ॥**

**इति श्री महाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि धुंधुमारो-[illegible]ख्यान गुर्जरभाषायांत्र्यधिकद्विशततमोऽध्यायः ॥ २०१ ॥**

## અધ્યાય ૨૦૪ થો. ધુંધુંચરિત ચાલુ.

**मार्कंडेय उवाच—धुंधुर्नाम महाराज तयोः पुत्रो महाद्युतिः ।**
**स तपोतप्यतम न्मह[illegible] ॥ १ ॥**

માર્કંડેય કહેછે—હે મહારાજ યુધિષ્ઠિર ! હવે મધુ તથા કૈટભનો મહા કાંતિમાન, મહા વીર્યવાન તથા મહા પરાક્રમી ધુંધું નામે પુત્ર હતો; જે મ્હોટું તપ કરતાં એક પગભેર ઉભા રહેવાથી શરીરે સુકાઇ જવાને લીધે મ્હોટો શ્વાસોચ્છ્વાસ થયો હતો. પછી તેની ઉપર પ્રસન્ન થએલા બ્રહ્માએ તેના આશ્રમ પ્રત્યે આવીને વરદાન માગ એમ કહ્યું ત્યારે તે દૈત્યે બ્રહ્માની પાસે વરદાન માગતાં કહ્યું કે હે દેવ ! હું દેવતા, દાનવ, યક્ષ, સર્પ, ગંધર્વ તથા રાક્ષસોથી મૃત્યુ પામું નહીં એ વરદાન માગું છું. હે ભારત ! એ પ્રમાણે દૈત્યે વરદાન માગ્યું તે સાંભળીને, ત્યારે બ્રહ્માએ એ પ્રમાણે થશે અને હવે તું અહીંથી જા એમ કહ્યું, ત્યારે તે તેને પગે લાગી ત્યાંથી ચાલી નીકળ્યો. ત્યાર પછી મહાવીર્ય તથા પરાક્રમવાન તે ધુંધું દૈત્યે પોતાના પિતાના વધનું સ્મરણ કરતાં ગંધર્વો સહિત કેટલાક દેવતાઓને જીતી વિષ્ણુ પાસે જઇ તેને તથા બાકીના સર્વ દેવતાઓને જીતી ઘણી બાધા કરી. દૈત્યે વાલુકાથી ભરેલો ઉજ્જાલક નામનો સમુદ્ર જે દેશમાં છે, તે દેશ પ્રત્યે આવીને તેને તથા ઉત્તંકના આશ્રમને પોતાની શક્તિએ કરી બાધા કરી. પછી મહા પરાક્રમી તથા તપ અને બળ યુક્ત મધુ કૈટભનો પુત્ર ધુંધું સર્વ લોકનો વિનાશ કરવા સારૂ ભૂમિમાં પ્રવેશ કરીને ઉત્તંકના આશ્રમની પાસે ઉજ્જાલક સમુદ્રની રેતીમાં સુઇ છુપી રહ્યો હતો તેવા સમયને વિષે પોતાની ચતુરંગિણી સેના પોતાના એકવીસ હજાર પુત્ર તથા ઉત્તંક ઋષિ સહિત કુવલાશ્વ રાજા પોતાના પિતાની આજ્ઞાથી ઋષિના આશ્રમ નજીક જવા સારૂ પોતાના દેશથી રવાને થયો. તે વખતે ઉત્તંક ઋષિના કહેવાથી વિષ્ણુએ જગતના તેજે સહિત તે રાજાના દેહમાં પ્રવેશ કર્યો. જ્યારે કુવલાશ્વ રાજા રવાને થયો ત્યારે આકાશ માર્ગને વિષે શબ્દ થયો કે આ મહા શોભાયમાન તથા શત્રુથી નાશ નહીં પામનાર કુવલાશ્વ રાજા ધુંધું દૈત્યોને મારશે.

વળી તે સમયે દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી, દેવતાઓનાં દુંદુભી વાગ્યાં, શીતળ વાયુ વાયો, તથા ઇંદ્રે રજ વગરની પૃથ્વીને કરતાં વરસાદ વરસાવ્યો. હે યુધિષ્ઠિર ! જ્યાં ધુંધું દૈત્ય હતો, ત્યાં તે દૈત્ય તથા કુવલાશ્વ રાજાના યુદ્ધરૂપ કૌતુક જોવા સારૂ વિમાનમાં બેશીને દેવતાઓ, ગંધર્વો તથા ઋષિઓ અંતરિક્ષમાં આવી ઉભા. તે વેળા નારાયણના તેજયુક્ત કુવલાશ્વ રાજા પોતાના પુત્રો સહિત ઉતાવળથી ધુંધું દૈત્યના રહેવાના સ્થાન પ્રત્યે આવ્યો તેણે રેતીના ઉજ્જાલક નામના સમુદ્રને ખોદાવવા માંડ્યો. રાજાના પુત્રોએ તે સમુદ્રને ખોદતાં સાતમે દિવસે રેતીમાં ગુપ્ત થઇ રહેલા, પરાક્રમી, મહા ભયંકર દેહવાન, સૂર્ય સરખા પ્રકાશમાન તથા પશ્ચિમ દિશાને ઘેરીને સુતેલા તે ધુંધું દૈત્યને જોયો. સર્વ કુવલાશ્વ રાજાના પુત્રોએ તે દૈત્યને તીક્ષ્ણ બાણ, ગદા, મુશળ, પરિઘ, પટ્ટિશ, પ્રાસ તથા નિર્મળ ચળકતી તલવારોએ કરી પ્રહાર કર્યો. કુવલાશ્વ રાજાના પુત્રોએ પ્રહાર કરવાથી પરમ ક્રોધયુક્ત થયેલા ધુંધું દૈત્યે ઉઠીને તેમનાં સર્વ શસ્ત્રોને ગળી જઇ પોતાના મુખમાંથી સંવર્ત્તક સરખા અગ્નિને ઉત્પન્ન કરી તેમને બાળવા માંડ્યા, પરમ ક્રોધ યુક્ત થયેલા દૈત્યે જાણે સર્વ લોકને બાળતો હોય તેમ કુવલાશ્વ રાજાના પુત્રોને, જેમ કપિલ મુનિએ સગર રાજાના પુત્રોને, બાળી ભસ્મ કર્યા હતા, તેમ બાળી ભસ્મ કર્યા. તે સમયે કુવલાશ્વ રાજા જાગૃત થએલા, મહાત્મા અને જાણે બીજો કુંભકર્ણજ હોય એવા તે દૈત્યની પાસે આવ્યો. તે વખતે હે મહારાજ યુધિષ્ઠિર ! તે દૈત્યના શરીરમાંથી જળ ઘણું વહેવા લાગ્યું. જેને કુવલાશ્વ રાજાએ પોતાના તેજે કરી શોષણ કર્યું. ત્યારે પરમ પરાક્રમી દૈત્યે ઉત્પન્ન કરેલા તેજરૂપ અગ્નિને જળે કરી શાંત કર્યો. ત્યારે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કુવલાશ્વ રાજાએ બ્રહ્માસ્ત્રે કરી ક્રૂર પરાક્રમવાન દૈત્યને સર્વ લોકને નિર્ભય કરવા સારૂ બાળી ભસ્મ કર્યો તેથી તે સર્વ જગતના ઇશ્વર સમાન શોભવા લાગ્યો હે ભારત ! એ પ્રમાણે કુવલાશ્વ રાજાએ ધુંધું દૈત્યનો નાશ કર્યો ત્યારે દેવતાદિ તેની પાસે આવી બોલ્યા કે હે રાજન ! અમે આ તારૂં પરાક્રમ જોઇને તારી ઉપર ઘણા પ્રસન્ન થયા છીએ, માટે તું અમારી પાસે ઇચ્છિત વરદાન માગ. એ પ્રમાણે દેવતાદિનાં વચન સાંભળી તેમને નમસ્કાર કરી હાથ જોડીને રાજાએ કહ્યું કે મને સદૈવ બ્રાહ્મણોને દ્રવ્યનું દાન આપવામાં પ્રીતિ, વિષ્ણુની સાથે સખાપણું, સર્વ ભૂતપ્રાણીને વિષે અદ્રોહતા, ધર્મને વિષે રતિ તથા અક્ષય સ્વર્ગ નિવાસ પ્રાપ્ત થાય. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાજાએ વરદાન માગ્યાં, ત્યારે પ્રસન્ન થયેલા દેવતાઓએ તારા માગવા પ્રમાણે તને થાઓ, એમ કહ્યું. પછી હે નૃપ ! સર્વ ગંધર્વ સહિત ઋષિઓ તથા ઉત્તંક મુનિએ આશિર્વાદાદિ વાક્યથી તે રાજાની ઘણી પ્રશંસા કરી, ત્યારે દેવતા તથા સર્વ ઋષિઓ સૌ પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. હે યુધિષ્ઠિર ! ધુંધું દૈત્યના મુખજન્ય અગ્નિથી કુવલાશ્વ રાજાના સર્વ પુત્ર બળી ભસ્મ થયા તેમાંથી દૃઢાશ્વ, કપિલાશ્વ તથા ચંદ્રાશ્વ નામના ત્રણ પુત્ર જીવતા રહ્યા જેમનાથી ઇક્ષ્વાકુ રાજાના વંશના મહાત્મા રાજાઓનો વંશ પરંપરા રૂપે ચાલ્યો. હે શ્રેષ્ઠ ! એ પ્રમાણે કુવલાશ્વ રાજાએ જે દિવસથી મધુ તથા કૈટભના પુત્ર ધુંધુંનો નાશ કર્યો તે દિવસથી તેનું નામ ધુંધુંમાર થયું જે મહા ગુણવાન હતો. હે રાજન ! તમે મને પૂછ્યું હતું, તે કુવલાશ્વ રાજાનું ધુંધુંમાર નામ કેમ થયું તે ઉપાખ્યાન કહ્યું. હે પાંડવ ! વિષ્ણુના આખ્યાનની પેઠે કિર્તન કરવા યોગ્ય મહા પવિત્ર એ આખ્યાનને શ્રવણ કરશે, તે પુત્રવાન થશે. વળી જે

પુરૂષ પર્વણીને દિવસે એ આખ્યાન સાંભળશે, તે આયુષ્યવાન તથા સમૃદ્ધિવાન થશે અને અનેક પ્રકારના તાપ વગરના તે પુરૂષને કાંઇ પણ વ્યાધિનો ભય થશે નહિ.

आयुष्मान्धृतिमांश्चैव श्रुत्वा भवति पर्वसु ।
न च व्याधिभयं किंचित् प्राप्नोति विगतज्वरः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि धुंधुमारोपाख्याने गुर्जरभाषायांचतुरधिकाद्विशततमोऽध्यायः ॥२०४॥

## અધ્યાય ૨૦૫ મો. પતિવ્રતા માહાત્મ્ય.

वैशंपायन उवाच—ततो युधिष्ठिरो राजा मार्कंडेयं महाद्युतिं ।
पप्रच्छ भरतश्रेष्ठ धर्मप्रश्नं सुदुर्विदं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે ભારતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! પછી યુધિષ્ઠિર રાજાએ મોટી કાંતિવાળા માર્કંડેય ઋષિને દુઃખે કરી સમજાય એવા ધર્મ સંબંધી પ્રશ્ન પૂછ્યો કે હે મહા સમર્થ માર્કંડેય! હું તમોએ કહેલું સ્ત્રીઓનું ઉત્તમ માહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું; કેમકે તેને આ જગતને વિષે સર્વ દેવતા, સૂર્ય, ચંદ્ર, વાયુ, પૃથ્વી તથા અગ્નિ પ્રત્યક્ષ જુવે છે. હે મહા સમર્થ ઋષિ! જેમ પિતા, માતા તથા ગુરૂ આદિ આ જગતમાં માન્ય છે, તેમ પતિવ્રતા સ્ત્રિઓ પણ માન્ય છે, કારણ તે જે પતિ આદિની સેવા કરે, તે દુષ્કર છે એમ મને જણાય છે. હે પ્રભો! તમે મને પતિવ્રતા સ્ત્રીનું માહાત્મ્ય કહેવા યોગ્ય છો, કેમકે તે પોતાની ઇંદ્રિય સમૂહને નિયમમાં રાખી તથા મનને રૂંધિને કેવળ પોતાના પતિનેજ દેવતારૂપ ગણી તેની સેવા કરે છે. હે ઋષિ! સ્ત્રિઓનો પોતાના પતિની તથા તેના માતા અને પિતાની સેવા કરવી એવો ધર્મ છે, તે ઘણો કઠીન છે માટે તેના કરતાં બીજો કોઇ ધર્મ દુષ્કર નથી એમ હું જાણું છું. હે બ્રહ્મન્! શ્રેષ્ઠ આચારવાળી સ્ત્રીઓ મ્હોટા આદરથી પોતાના પતિનાં માતા તથા પિતાની સેવા કરે છે. વળી પતિવ્રતા ધર્મવાન, સત્યવાદી તથા પોતાના ઉદરને વિષે દશ માસ પર્યંત ગર્ભને ધારણ કરનારી શ્રેષ્ઠ સ્ત્રિઓ, અનેક પ્રકારના સંશય તથા અતુલ એવી વેદનાને પામીને પણ સમય પરત્વે પ્રસન્ન થાય છે, માટે તેના કરતાં અધિક અદ્ભુતકારક શું? વળી હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! સ્ત્રિઓ મોટા દુઃખે કરી પુત્ર ઉત્પન્ન કરે છે, ને તેનું મોટા સ્નેહથી પોષણ કરે છે વળી હે માર્કંડેય! પત્યાદિ કર મનુષ્યની સાથે વર્તનારી જે નિંદિત સ્ત્રીઓ, તે પોતાનું ઇચ્છિત કર્મ કરે છે તે પણ મને દુષ્કર સરખું જણાય છે કારણ તેમનું આચરણ ક્ષત્રિય ધર્મ સરખું છે માટે મહાત્માનો ધર્મ નૃશંસને નિરંતર દુર્લભ છે. હે પ્રશ્નના ઉત્તરને જાણનાર પુરૂષોમાં શ્રેષ્ઠ! હે મહા સમર્થ માર્કંડેય! હું એ મારા પ્રશ્નનો ઉત્તર સાંભળવા ઇચ્છું છું, વાસ્તે તમે સાંભળવાની ઇચ્છાવાળા મને તે કહો.

માર્કંડેય કહે છે—હે ભારતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તમને દુઃખે કરીને કહેવાય એવા તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે તમે સાંભળો. હે રાજન! કેટલાક કહે છે કે માતાના ગૌરવ કરતાં પિતા શ્રેષ્ઠ છે અને કેટલાક પિતાના ગૌરવ કરતાં માતા શ્રેષ્ઠ છે એમ કહે છે. પણ માતા પોતાની પ્રજાને ઉછેરી મોટી કરે છે એ દુષ્કરપણું છે, હે રાજન!

પિતા પણ પોતાને પુત્રની પ્રાપ્તી થાય તે સારૂ તપ, દેવ પૂજન, તેમને નમસ્કાર, તિતિક્ષા તથા અભિરાચારાદિ ઉપાય કરે છે. પછી હે ભારત! એવા મોટા કષ્ટથી દુઃખે કરી પ્રાપ્ત થાય એવા પુત્રને પાળીને પિતા, ' આ મારો પુત્ર કેવો થશે ' એમ સદૈવ પોતાના મનમાં ચિન્તવન કર્યા કરે છે. હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર! માતા તથા પિતા પોતાના પુત્રોને યશ, કીર્ત્તિ, ઐશ્વર્ય પ્રજા અને ધર્મની પ્રાપ્તિ થશે એમ સદૈવ પોતાના મનમાં આશા રાખે છે, માટે જે ધર્મનો જાણનાર પુત્ર પોતાની આશાને સફળ કરે છે તથા જેની ઉપર તેઓ નિરંતર પ્રસન્ન રહે છે મૃત્યુ પામ્યા પછી પણ કીર્તિ નાશ પામતી નથી તથા તેનો યશ પણ અવિનાશી થાય છે કારણ માતા પિતાને પ્રસન્ન રાખવા બરોબર કલ્યાણકારક યજ્ઞાદિ ક્રિયા, શ્રાદ્ધ તથા ઉપવાસાદિ કંઈ નથી. જે સ્ત્રી પોતાના પતિની એકાગ્ર ભાવથી સેવા કરે છે, તે તેણે કરી સ્વર્ગને જીતે છે એમાં કશો સદેહ નથી. હે યુધિષ્ઠિર! એ પ્રકરણને મુખ્ય કરીને હું તમને પતિવ્રતા સ્ત્રિઓનો નિયત એવો ધર્મ કહું તે તમે સાવધ થઈ શ્રવણ કરો.

पतिव्रतानां नियतं धर्मं चावहित: शृणु ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि पति-
पाख्याने गुर्जरभाषायां पंचाधिकाद्विशततमोऽध्यायः ॥ २०५ ॥

## અધ્યાય ૨૦૬ઠો. —સતીએ બ્રાહ્મણને આપેલી શિક્ષા.

मार्कंडेय उवाच—कश्चिद्द्विजातिप्रवरो वेदाध्यायी तपोधनः।
तपस्वी धर्मशीलश्च कौशिको नाम भारत ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે ભારત! વેદાધ્યાયી, તપરૂપ ધનવાળો તપસ્વી તથા ધર્મશીળ એક બ્રાહ્મણમાં શ્રેષ્ઠ કૌશિક નામે બ્રાહ્મણ હતો, જે અંગરૂપ ઉપનિષદોસહિત સર્વ વેદ ભણ્યો હતો, તે કોઇ દિવસે વેદનો ઉચ્ચાર કરતાં કોઇ વૃક્ષ નીચે બેઠો હતો. તે વૃક્ષ ઉપરથી સંતાઇ બેઠેલી બગલીએ ત્યાગ કરેલી વિષ્ટા તેની ઉપર પડી, તે જોઇને બ્રાહ્મણ ઘણો ક્રોધયુક્ત થઈ વૃક્ષને વિષે ચારે તરફ જોવા લાગ્યા. તે પક્ષિણીને જોઇ પછી તેણે તેનું અનિષ્ટ થવાનું ચિન્તવન કર્યું, કે તેજ વખતે તે પક્ષિણી વૃક્ષમાંથી પૃથ્વી ઉપર આવી પડી, જેથી મૃત્યુને શરણ થઇ. તે જોઇને કરૂણા પ્રાપ્ત થવાથી તાપ પામેલો બ્રાહ્મણ મ્હોટો શોચ કરતાં કહેવા લાગ્યો કે, અરે! ક્રોધને વશ થયેલા મેં, આ નહીં કરવાનું કામ કર્યું! માર્કંડેય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરઃ! આમ કહીને તે બ્રાહ્મણ ભિક્ષા માગવા સારૂ કોઈ શહેરમાં ગયો, ને પવિત્ર કુળવાનનાં ગૃહોને વિષે ફરવા લાગ્યો. પછી ફરતાં ફરતાં કોઇ શ્રેષ્ઠ ગૃહસ્થના ગૃહ પ્રત્યે જઇને તેણે ભિક્ષા માગી. ને વેળા તે ગૃહસ્થની સ્ત્રી વાસણ માંજતી હતી, તેથી તેણે જવાબ આપ્યો કે,મહારાજ! ઉભા રહો એ પ્રમાણે કહ્યું કે તેજ વખતે તે સ્ત્રીનો પતિ ક્ષુધાયુક્ત થઇ પોતાના ગૃહ પ્રત્યે આવ્યો. તેને જોઇ તેણે તે બ્રાહ્મણને ભિક્ષા નહીં આપતાં પોતાના પતિની પાદાદિથી પૂજા કરી અને તેને બેસવા આસન આપ્યું. પછી તેણે તેને ચાર પ્રકારનાં ભોજનના પદાર્થો ભોજન કરવા સારૂ અર્પણ કર્યા. હે યુધિષ્ઠિર!

તે સ્ત્રી નિત્ય પોતાના પતિનું ઉચ્છિષ્ટ ભોજન કરનારી, પોતાના પતિનેજ દેવતારૂપ માનનારી, તેને અનુસરી રહેનારી, કર્મ, મન તથા વાણીએ કરી તેના વગર બીજું કંઇ ચિંતવન નહીં કરનારી, સર્વ ભાવે કરી તેમાંજ ભાવવાળી. તેની સેવા કરવામાંજ પરાયણ, સારા આચારવાળી, પવિત્ર, ગૃહનાં કામકાજ કરવામાં દક્ષ, પોતાના કુટુંબનું હિત ઇચ્છનારી. પોતાના પતિના હિત પ્રમાણે વર્ત્તનારી. દેવતા. અતિથિ, સસરા તથા સાસુની સેવા કરવામાં પરાયણ અને નિરંતર ઇંદ્રિયો નિયમમાં રાખી હતી જેણે એવી પતિવ્રતા હતી. પોતાના પતિની સેવા કરતી એવી તે સ્ત્રિએ પોતાના ગૃહના દ્વાર પ્રત્યે ઉભેલા અતિથિને સંભારી મનમાં લજ્જાયુક્ત થઈ હાથમાં ભિક્ષા પદાર્થ લઇ તેની પાસે ગઈ. તે બ્રાહ્મણે કહ્યું કે—હે શ્રેષ્ઠ અંગવાળી! તેં મને 'ઉભા રહો.' એમ કહીને કેમ ખોટી કર્યો? તરત ભિક્ષા આપી જવા કેમ ન દીધો? માર્કંડેય કહે છે—હે મનુષ્યના રાજા યુધિષ્ટિર! એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી તથા મહા ક્રોધાયમાન થયેલા અને અગ્નિ સરખા તેજસ્વી તેને જોઈ તે સ્ત્રી કહેવા લાગી કે—હે વિદ્વાન! તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો, મારૂં પરમ દૈવત મારો પતિ છે માટે તે ક્ષુધાયુક્ત થઈ ગૃહ પ્રત્યે આવ્યા તેમની મેં શુશ્રૂષા કરી. બ્રાહ્મણે કહ્યું કે અરે! તેં બ્રાહ્મણ કરતાં પોતાના પતિને અધિક માન્યો માટે તું ગૃહસ્થ ધર્મમાં રહીને બ્રાહ્મણોની નિંદા કરે છે. અરે! બ્રાહ્મણને ઇંદ્ર પણ નમે છે, ત્યારે પૃથ્વીને વિષે મનુષ્ય નમે તેમાં આશ્ચર્ય શું! તું બ્રાહ્મણોને ગણકારતી નથી તેનું કારણ એ કે, તેં વૃદ્ધ પુરૂષોની પાસેથી બ્રાહ્મણનો મહિમા સાંભળ્યો નથી જેઓ ક્રોધથી આખી પૃથ્વીને બાળી નાખે એવા અગ્નિ સરખા છે.

તે ગૃહસ્થ સ્ત્રિએ કહ્યું કે—હે તપરૂપ ધનવાળા! હે બ્રાહ્મણમાં શ્રેષ્ટ! હું બગલી પક્ષિણી નથી માટે તમે મારા ઉપરનો ક્રોધ ત્યાગ કરો, ઉત્પન્ન થયેલી ક્રોધયુક્ત દૃષ્ટિથી મને તમો શું કરનાર છો? હું દેવતા સરખા મનસ્વી બ્રાહ્મણોની અવજ્ઞા કરતી નથી, માટે તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. હું બ્રાહ્મણના તેજને તથા મ્હોટા ભાગ્યને જાણું છું, જેણે નહીં પીવાય એવા સમુદ્રને પાન કરીને ખારો કર્યો, દંડકારણ્યને વિષે અદ્યાપિ જેમના ક્રોધરૂપી અગ્નિ શાંત થયો નથી તથા અગસ્તિ મુનિએ વાતાપિ દૈત્યને પચાવી નાખ્યો ઇત્યાદિ બ્રાહ્મણોનાં મહાત્મ સંભળાય છે. હે બ્રહ્મન્! બ્રાહ્મણો મહાક્રોધી તથા પ્રસન્ન પણ હોય છે. માટે તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. પતિની સેવા કરવા બરોબર બીજો કોઇ ધર્મ મને રૂચતો નથી, હું ભગવાન કરતાં પણ મારા પતિને અધિક ગણું છું માટે એકાગ્ર ભાવથી તેનીજ શુશ્રૂષા કરવામાં પરાયણ રહી છું. હે બ્રાહ્મણ! પતિની સેવા કરવાનું ફળ આ કે, તમે ક્રોધથી બગલી પક્ષિણીને બાળી તે મેં અહીં બેઠાં જાણ્યું. હે ઉત્તમ બ્રાહ્મણ! મનુષ્યના શરીરમાં રહેલા ક્રોધ મોટા શત્રુ છે, માટે જે ક્રોધ તથા મોહનો ત્યાગ કરે તેનેજ દેવતાઓ 'આ બ્રાહ્મણ છે' એમ કહે છે. વળી જે સત્ય વચન બોલે, સેવાએ કરી પોતાના ગુરૂને સંતોષ પમાડે તથા કોઇ મારી જાય તોપણ તેને સામો પ્રહાર ન કરે એવાનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી જીતેંદ્રિય, ધર્મ પરાયણ, વેદ ભણવામાં કુશળ, પવિત્ર અને કામ તથા ક્રોધ જેને વિષે હોતા નથી એવાનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી જેને સર્વ લોક પોતાના આત્મા બરોબર છે તથા જે પોતાના સર્વ ધર્મમાં પ્રવર્ત્ત રહે છે તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી પોતે વેદ ભણે તથા બીજાઓને ભણાવે, યજ્ઞ કરે અને બીજાઓને કરાવે તથા

યથાશક્તિ દાન આપે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી જે બ્રહ્મચર્ય વ્રતવાળો બોલવામાં ચતુર, વેદાભ્યાસી તથા મોહ-મત્તપણાથી રહિત હોય તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. માટે તેવા બ્રાહ્મણની જે કુશળતા, તે તેમને કહેતા એવા તથા સત્ય ભાષણ કરતા એવા બ્રાહ્મણનું મન અધર્મમાં પ્રવર્ત થતું નથી. હે અતિથિ! બ્રાહ્મણનો ધર્મ એવો છે કે-વેદાધ્યયન, આત્મનિયમ, સરળતા તથા ઈંદ્રિય નિગ્રહ છે તેમાં પણ ધર્મને જાણનારા પુરૂષો સત્યતા તથા સરળતાને પરમ ધર્મ કહે છે. હે બ્રાહ્મણ! શાશ્વત ધર્મ દુર્જ્ઞેય છે સત્યતાને વિષેજ રહેલો છે તથા શ્રુતિના પ્રમાણથી જાણવામાં આવે છે એમ વૃદ્ધ પુરૂષોનું કહેવું છે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ! ધર્મ ઘણા કારણથી ઘણો સૂક્ષ્મ છે એમ દેખાય છે. તમે પણ ધર્મના જાણનાર, વેદાધ્યાયી તથા નિરંતર પવિત્રતાયુક્ત છો, પણ તત્વથી ધર્મને જાણતા નથી એવી મારી મતિ છે. હે વિપ્ર! તમે ધર્મને જાણતા ન હો તો મિથિલાપુરી પ્રત્યે જઈને ધર્મવ્યાધને તે સંબંધી પૂછો જે પોતાનાં માતા તથા પિતાની સેવા કરનાર, સત્યવાદી તથા જીતેંદ્રિય છે, તે તમને સર્વ ધર્મ કહેશે. વાસ્તે તમે ત્યાં જાઓ, ને મેં જે કંઇ નહીં કહેવા યોગ્ય એવાં પણ વાક્ય કહ્યાં હશે ને ક્ષમા કરવા યોગ્ય છો કારણ જે ધર્મને જાણનાર હોય તેનાથી સ્ત્રિઓ અવધ્ય છે. બ્રાહ્મણે કહ્યું-હે શોભાયમાન વ્રતવાળી સ્ત્રી! હું તારી ઉપર પ્રસન્ન થયો છું મારો ક્રોધ શાંત થયો છે, તેં મને મારા કલ્યાણનાં વાક્ય કહ્યાં, તારૂં કલ્યાણ થાઓ. હું મારા શ્રેયરૂપી કાર્યનું સાધન કરીશ. માર્કંડેય કહે છે-હે રાજન! તેણે જવાની રજા આપી હતી જેને એવો તે બ્રાહ્મણોમાં ઉત્તમ કૌશિક બ્રાહ્મણ પોતાના આત્માની નિંદા કરતો કરતો ત્યાંથી પાછો વળીને પોતાના ગૃહ પ્રત્યે ગયો.

तया विसृष्टो निर्गम्य स्वमेव भवनं ययौ ।
विनिन्दन् सत्त्वमात्मानं कौशिको द्विजसत्तमः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि पतिव्रतोपाख्याने गुर्जरभाषायां षडधिकद्विशततमोऽध्यायः ॥ २०६ ॥

## અધ્યાય ૨૦૭ મો. ધર્મવિચાર.

मार्कंडेय उवाच—चिंतयित्वा तदाश्चर्यं स्त्रिया प्रोक्तमशेषतः ।
विनिन्दन् स स्वमात्मानमागस्कृत इवाबभौ ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! તે ગૃહસ્થ સ્ત્રિએ કહેલાં આશ્ચર્યરૂપ વાક્યને પોતાના મનમાં ચિંતવન કરતો એવો તે બ્રાહ્મણ પોતાના આત્માની નિંદા કરતાં તેનો અપરાધજ કર્યો હોય તેવો થયો. પછી પોતાના ધર્મની સૂક્ષ્મ ગતિનું ચિંતવન કરતાં મનમાં કહેવા લાગ્યો કે, મારે શ્રદ્ધાયુક્ત થઇ મિથિલા નગરી પ્રત્યે જવું જેને વિષે શુદ્ધ અંતઃકરણવાન તથા ધર્મ જાણનાર પારાધિ વસે છે માટે હું તેને ધર્મ પૂછવા સારૂ આજજ જઊં. હે રાજન! એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો જેણે એવો અને તે સ્ત્રીનાં વચનમાં શ્રદ્ધાવાન તે બ્રાહ્મણ મોટા આશ્ચર્યથી મિથિલાપુરી પ્રત્યે જવા રવાને થયો. રસ્તાને વિષેનાં મોટાં વન તથા શહેરોનું ઉલ્લંઘન કરીને ધર્મિષ્ઠ પ્રજાવાળી, યજ્ઞ મહોત્સવવાળી, શોભાયમાન કિલ્લા, દરવાજા તથા અટારી આદિથી સુશોભિત, અનેક વિમાનોવાળી,

વ્યાપારી પુરૂષોએ સેવેલી, સુંદર વિભાગ કર્યા હતા માર્ગ જેને વિષે એવી, અશ્વ, રથ, હસ્તિ તથા યોદ્ધાઓ ઘણા હતા જેમાં એવી, હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી આકીર્ણ તથા નિત્ય ઉત્સાહવાળી મિથિલાપુરી પ્રત્યે આવી તે બ્રાહ્મણ, ધર્મવ્યાધના ગૃહ પ્રત્યે જઈ પશુઓનાં માંસની મધ્યે બેસી તેને વેચતા એવા તે ધર્મવ્યાધને જોતા એકાંતમા ઉભો. પછી તે ધર્મવ્યાધ આવેલા તે બ્રાહ્મણને જાણી સંભ્રમથી તેની પાસે જઈ બોલ્યો કે-હે મહા સમર્થ ! હું તમને નમસ્કાર કરૂં છું. ભલે તમે અહીં પધાર્યા. હું વ્યાધ છું, તમારૂં શું પ્રિય કરૂં ! તે મને આજ્ઞા કરો. પતિવ્રતા ધર્મવાળી સ્ત્રિએ તમને અહીં મોકલ્યા છે, ને તમે જે વાસ્તે આવ્યા છો, તે હું સર્વ જાણું છું. એ પ્રમાણે ધર્મવ્યાધનાં વચન સાંભળી તે બ્રાહ્મણ મહા આશ્ચર્યવાન થઈ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, અહીં વળી મેં આ બીજું આશ્ચર્ય જોયું. હે રાજન ! ત્યાર પછી ધર્મવ્યાધે કહ્યું કે-હે બ્રાહ્મણ ! તમારે રહેવાનું ગૃહ અયોગ્ય દેશમાં છે માટે જો તમને રૂચે તો મારા ગૃહ પ્રત્યે આપણે બેઉ જઈએ. માર્કંડેય કહે છે કે હે યુધિષ્ઠિર ! એવાં તે વ્યાધનાં વચન સાંભળી બ્રાહ્મણે ' ઘણું સારૂં " એમ કહ્યું. પછી તે પારાધિ બ્રાહ્મણને મુખ્ય કરી પોતાના ગૃહ પ્રત્યે આવી તેની પાદ્યાદિથી વિધિયુક્ત પૂજન કરી ત્યારે તેણે વ્યાધને કહ્યું કે હે વ્યાધ ! તારા સરખું કોઈનું કર્મ નથી જે જોઈને હું ઘણો તાપ પામું છું. વ્યાધ બોલ્યો કે હે દ્વિજ ! મારા પિતા તથા પિતામહાદિ કુળ પરંપરાનું આ કર્મ હું કરૂં છું ને મારા પોતાના ધર્મમાં વરતું છું માટે તમે મારી ઉપર ક્રોધ કરશો નહીં. હે બ્રાહ્મણમાં ઉત્તમ ! હું વિધાતાએ નિર્માણ કરેલાં પૂર્વ જન્મનાં કર્મનું પાલન કરતાં પ્રયત્નથી અત્યંત વૃદ્ધ એવાં મારાં માતા પિતાની શુશ્રૂષા કરૂં છું કોઈને ખેદ ઉત્પન્ન કરતો નથી, મારી શક્તિ પ્રમાણે દાન આપું છુ. દેવતા, અતિથિ તથા ભૃત્યને આપતાં જે બાકી રહે તેનાથી જીવું છું, મારામાં રહેલા દોષનું કીર્તન તથા બીજાઓને વિષે નહીં રહેલા દોષનો આરોપ કરતો અને બળવાનની નિંદા કરતો નથી: કારણ પૂર્વ જન્મમાં કરેલાં કર્મ આ જન્મને વિષે પ્રાપ્ત થાય છે. ખેતી, ગાયોની સેવા તથા વ્યાપાર એ આલોકનું જીવન અને દંડનીતિ તથા વેદવિદ્યા એ પરલોકનાં સાધન છે. હે બ્રાહ્મણ ! શૂદ્રે બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યની સેવા કરવી, વૈશ્યે ખેતી કરવી, ક્ષત્રિયે સંગ્રામ કરવો, અને બ્રાહ્મણે બ્રહ્મચર્યવ્રત પાળવું, સ્વધર્મ પાળવો, મંત્ર જપવા તથા સત્યતાને વિષે વર્ત્તવું, એમ શાસ્ત્રમાં કહ્યું છે. રાજા સ્વધર્મે કરી પ્રજાને શિક્ષા કરે છે, જેથી તે પોતાના કર્મમાં કુશળ રહે છે ને જે પુરૂષ પોતાના કર્મનો ત્યાગ કરીને બીજાનાં કર્મનું આચરણ કરે છે, તેને તેના કર્મમાં યોજે છે. મનુષ્યોએ રાજાઓનો ભય સદૈવ રાખવો, કારણ તે સર્વ પ્રજાના અધિપતિ છે, જે વિકર્મમાં વર્ત્તનારને, જેમ બાણે કરી મૃગને વારે તેમ વારે છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! જનક રાજાની આ પુરીમાં કોઈ પણ વિકર્મ કરનાર નથી, ચારે વર્ણ પોતપોતાના કર્મમાં વર્ત્તે છે કારણ તે રાજા દુષ્ટ આચારવાન પોતાના પુત્ર હોય તો તેને પણ દંડ આપે છે પણ તેમ કરતાં તેને કંઈ પણ ગ્લાનિની પ્રાપ્તિ થતી નથી. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! સારા યોગ્ય ચાકરવાન રાજા પોતાના ધર્મે કરી, ક્ષત્રિયને પ્રાપ્ત થવાના જે સમૃદ્ધિના ભોગ રાજ્યનું પાલન તથા અપરાધીને દંડ આપવો, તે સર્વને પામે છે. વળી રાજાઓ સ્વધર્મે કરી ઘણી સમૃદ્ધિ પ્રાપ્ત થવાની ઇચ્છા રાખે છે કેમકે તે સર્વ વર્ણને સજા કરનાર હોય છે. હે બ્રાહ્મણ ! જેમ વરાહ

તથા પાડા આદિ જાનવરોને બાજન નાશ કરે છે તેમ હું નાશ કરતો નથી. કેવળ તેનું માંસ સદૈવ વેચું છું. હે શ્રેષ્ઠ! હું કોઈ દિવસે માંસ ભક્ષણ કરતો નથી. ઋતુગામી છું. આખો દિવસ ઉપવાસ કરૂં છું અને સદૈવ રાત્રિએ ભોજન કરૂં છું કારણ જેમ ખરાબ શીલવાન પુરૂષ હોય તે પાછો સારો શીલવાન થાય છે, તેમ જેને પ્રાણીની હિંસા કરવી પ્રિય હોય છે, તે પાછો ધર્મિષ્ઠ થાય છે. હે બ્રાહ્મણ! જો રાજા પોતાનો ધર્મ છોડીને મરજી પ્રમાણે વર્તે, તો ધર્મ મોટી સંકીર્ણતાને પામે છે, અધર્મ વૃદ્ધિ પામે છે જેથી પ્રજા પણ સંકીર્ણતાવાળી થાય છે. અધર્મના યોગથી પ્રજા બીહામણા મુખવાળી, વામન, કુબડી, મોટા મસ્તકવાળી, નપુંસક, આંધળી બહેરી તથા ઉંચી દ્રષ્ટિવાળી થાય છે જે રાજાઓના અધર્મથી નાશ પામે છે પણ આ પુરીના રાજા જનક પ્રજાને વિષે ધર્મરૂપ દ્રષ્ટિએ કરી સદૈવ જુએ છે જેથી પ્રસન્ન સર્વ પ્રજા પોતપોતાના ધર્મમાં સર્વદા વર્તે છે. હે વિદ્વાન,! જે પુરૂષ મારાં વખાણ કરે છે તથા જે પુરૂષ મારી નિંદા કરે છે તેમને સર્વને હું શ્રેષ્ઠ કર્મે કરી સંતોષ આપું છું. જે રાજા સ્વધર્મમાં વર્તે છે તથા પોતાની સેનાનો જમાવ કરે છે તેનેજ રાજા જાણવો તે વગરનો રાજા ચોર સરખા જાણવા. હે બ્રાહ્મણ! જે ઇંદ્રિય નિગ્રહવાન તથા શ્રેષ્ઠ શીલવાન પુરૂષ હોય તે કોઇના ઉપકારથી જીવતા નથી, પોતાની શક્તિ પ્રમાણે અન્નદાન આપે છે સુખ તથા દુઃખ સહન કરે છે, નિત્ય પોતાનો ધર્મ પાળે છે તથા સર્વ ભૂતપ્રાણીને વિષે યથાયોગ્ય પૂજા કરે છે. મનુષ્યના જે શ્રેષ્ઠ ગુણ છે તે દાન આપવા વગર પુરૂષને વિષે સ્થિર રહેતા નથી માટે પુરૂષે ખોટા વાદનો ત્યાગ કરવો, આયાચક પુરૂષનું પ્રિય કરવું. કામ, ભય તથા દ્વેષથી સ્વધર્મનો ત્યાગ કરવો નહીં, પ્રચ્છિત થવાથી ઘણો હર્ષ પામવો નહીં, અનિચ્છિત થવાથી તાપ પામવો નહીં, દ્રવ્યના સંકટમાં મોહ પામવો નહીં તથા ધર્મનો ત્યાગ કરવો નહીં. વળી પુરૂષે કદી પોતાથી કંઇ પણ પાપ કર્મ થઇ જાય તો પાછું તેવાં કર્મમાં મનને યોજવું નહીં, જે કલ્યાણરૂપ કર્મ હોય, તેનો વિચાર કરીને મન યોજવું. વળી મનુષ્યે પાપ કર્મ કરીને પાછું તે કરવું નહીં. સદૈવ સાધુપણાથી રહેવું. હે બ્રાહ્મણ! જે પુરૂષ પોતાના આત્માથી પાપનો નાશ કરીને પાછું પાપાચરણ કરે છે તેને વ્યસની ચોર સરખા જાણવા. જે પુરૂષ ધર્મિષ્ઠ પુરૂષના આચરણને જોઇ તેનું હાસ્ય કરે છે તથા જેને ધર્મને વિષે શ્રદ્ધા નથી તે પુરૂષ ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ લે છે અને શરીરે પુષ્ટ હોય છે તોપણ નાશ પામે છે એમાં સંશય નથી. હે બ્રાહ્મણ! પાપી મૂઢ પુરૂષ જે ચિંતવન કરે તે અસારરૂપ હોય છે તેનો અંતરાત્મા, જેમ સૂર્ય દિવસને બતાવે છે તેમ બતાવે છે. આ જગતમાં કેવળ પોતાનાંજ વખાણ કરનાર મૂર્ખ પુરૂષ શોભતો નથી, જે મલિન દેહવાન પણ વિદ્યાવાન પુરૂષ હોય છે તે શોભે છે. જે પુરૂષ કોઈની નિંદા કરતો નથી તથા પોતાના સત્કારનું વર્ણન કરતો નથી તે ગુણ વગરનો હોય તોપણ પૃથ્વીને વિષે શોભે છે. જે પુરૂષ કરેલા પાપ કર્મથી તાપ પામે છે તે પાપથી મુક્ત થાય છે અને જો ફરીથી પાપ કર્મ કરે નહીં તો ક્રીયમાણ પાપથી પણ મુક્ત થાય છે. જે બ્રાહ્મણ જપ, તપ, તથા તીર્થ યાત્રાદિ કર્મે કરી પાપથી મુક્ત થાય છે તે તેનાથી ધર્મને વિષે વર્તમાન છે એમ જણાય છે એવી રીતે મારા સાંભળવામાં છે. હે શ્રેષ્ઠ મતિવાન! મનુષ્ય આ લોકને વિષે કરેલાં પાપને નહીં જાણતાં જો ધર્મ શીલવાન હોય છે તો તેનાં પૂર્વના કૃત પાપ નાશ કરે છે અને તેના ધર્મનો ઉદય થાય છે.

કેવળ સદૈવ પાપ કર્મ કરનાર હોય તો તેનાથી છૂટતો નથી તથા તેને ધર્મનો ઉદય થતો નથી. જે પુરૂષ પાપ કર્મ કરીને હું કરતો નથી એમ સાક્ષાત્કારથી જાણે છે તેને દેવતાઓ જુવે છે અને તે તેઓને પોતાના અંતરાત્માને વિષે જુવે છે. જે પુરૂષ સર્વનું કલ્યાણ ઇચ્છે છે, શાસ્ત્રાદિમાં શ્રદ્ધા રાખે છે, ઇર્ષ્યા રહિત હોય છે તથા વસ્ત્રનાં છિદ્રની પેઠે સાધુ પુરૂષનાં છિદ્રો ઢાંકે છે, તે કદી અજાણમાં પાપ કર્મ કરે તો પણ કલ્યાણને પામે છે. જેમ વાદળાંથી ચંદ્ર મુક્ત થાય છે તેમ કરેલાં પાપથી તે પુરૂષ મુક્ત થાય છે. હે બ્રાહ્મણ! જેમ સૂર્ય ઉદય થતાં તમનો નાશ થાય છે. હે બ્રાહ્મણમાં ઉત્તમ! પાપ થવાનું મૂળ કારણ લોભ છે, કેમકે તેનાથીજ શાસ્ત્રશ્રવણ નહીં કરેલા પુરૂષો પાપ કર્મ કરે છે. હે વિદ્વાન! જેમ કુવા તૃણથી ઢંકાયલો હોય, તેમ ધર્મ રહિત પુરૂષ ધર્મના આચરણ રાખવારૂપ દંભે કરી ઢંકાયેલા હોય છે, ઇંદ્રિયો નિયમમાં રાખે છે, દેખીતાં સર્વ પવિત્ર કર્મ કરે છે તથા ધર્મ સંબંધી અનેક પ્રકારની વાતો કરવા આદિ સર્વ ગુણ સંપન્ન હોય છે. તોપણ તેને ઉત્તમ આચાર પ્રાપ્ત થવો ઘણો દુર્લભ છે.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ધર્મવ્યાધનાં વચન સાંભળીને મહા બુદ્ધિમાન તે બ્રાહ્મણે પૂછ્યું કે,—હે મનુષ્યમાં ઉત્તમ! હું શિષ્ટાચારને કેમ જાણું? એ તમને પુછું છું. કારણ તારાથી તે સાંભળવા ઇચ્છું છું માટે તું મને યથાર્થ કહે. વ્યાધે કહ્યું કે—હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! યજ્ઞ, દાન, તપ, વેદ તથા સત્યતા એ પાંચ શિષ્ટાચારને વિષે સદૈવ પવિત્ર છે. જે પુરૂષ કામ, ક્રોધ, અદેખાઇ, લોભ તથા કુટિલતાનો ત્યાગ કરીને કેવળ ધર્માચરણે કરીને જ સંતોષયુક્ત હોય છે તે શિષ્ટરૂપ તેવા પુરૂષોમાં માન્ય થાય છે. યજ્ઞ કરવામાં તથા વેદ ભણવામાં જેનું શીલ હોય છે, તેને પોતાની ઇચ્છાથી આચાર કંઇ નથી, ને તે જે આચારનું પાલન કરે છે તે શિષ્ટતાનું બીજું લક્ષણ છે. વળી ગુરૂની શુશ્રુષા, સત્ય ભાષણ, અક્રોધ તથા દાન એ ચાર શિષ્ટાચારને વિષે નિરંતર રહ્યાં છે. જે પુરૂષ મનને નિયમિત કરીને કેવળ શિષ્ટાચારને વિષેજ રાખે છે તેને જે શુભ વૃત્તિ પ્રાપ્ત થાય છે, તે ગુરૂની શુશ્રુષા રહિતને પ્રાપ્ત થતી નથી. હે બ્રાહ્મણ! વેદના રહસ્ય, સત્ય, 'બ્રહ્મ છે' તે તેને પ્રાપ્ત થવાનું રહસ્ય ઇંદ્રિય નિયમ છે, તે થવાનું રહસ્ય ત્યાગ છે જે શિષ્ટાચારીને વિષે સદૈવ રહે છે. પોતાની બુદ્ધિના મોહવાળો પુરૂષ ધર્મમાં અધર્મનો ભાવ લાવીને અવળે માર્ગે ચાલે છે, તે માર્ગે બીજા પુરૂષ ચાલે છે ને અંધારી પીડા પામે છે. જે નિરંતર ઇંદ્રિય નિગ્રહ રાખે છે ત્યાગ ધર્મને વિષે પરાયણ, ધર્મ માર્ગમાં રહેલા, સત્ય ધર્મનું આચરણ કરનાર, ઉપાધ્યાયના મતમાં રહેનાર તથા પોતાની સ્થિતિએ કરી ધર્મના અર્થને જાણનાર પોતાની આત્માકાર વૃત્તિને પણ નિયમમાં રાખે છે. હે બ્રાહ્મણ! નાસ્તિક, ભિન્ન મર્યાદાવાળા ક્રૂર તથા પાપયુક્ત મતિવાળા તમે ત્યાગ કરીને, જ્ઞાન માર્ગનો આશ્રય કરો તથા ધર્મિષ્ઠની સેવા કરો. વળી તમે કામ તથા લોભરૂપ ઝુંડવાળી પાંચ ઇંદ્રિયરૂપી જળની નદીને વિષે આત્મસ્વરૂપ સમુદ્રને તરો. ક્રમે કરી સંચિત કરેલો અને બુદ્ધિના યોગમય શ્રેષ્ઠ ધર્મ શિષ્ટાચારીને વિષે, જેમ સ્વચ્છ વસ્ત્રમાં પુરૂષ પ્રીતિવાળો થાય છે. હે બ્રાહ્મણ! સર્વ ભૂતપ્રાણીનું પરમહિતરૂપ એક અહિંસા અને બીજી સત્યતા એ બેજ છે, કારણ અહિંસા એજ પરમ ધર્મ સત્યતાને વિષે રહ્યો છે. મનુષ્યે સત્યતાને વિષે પોતાની વૃત્તિ સ્થિર રાખીને, બીજી વૃત્તિઓમાં પ્રવર્ત થવું, કેમકે

શ્રેષ્ઠ આચારવાળા પુરૂષોનો ધર્મ છે. માટે જે પુરૂષમાં આચાર સેવન કરવાનાં લક્ષણ હોય તેનેજ સંત કહેવો અને જે પુરૂષ અનાચારવાન હોય તેને અધર્મી કહેવા એમ શિષ્ટ પુરૂષોની આજ્ઞા છે. જે પુરૂષ ક્રોધ વગરના, કોઈની નિંદા નહિ કરનાર, અહંકાર તથા મત્સર વગરના, સરળપણાથી વર્તનાર અને શમતાવાન હોય તેજ શિષ્ટાચારી કહેવાય છે. વળી યજ્ઞ કરનાર, પવિત્ર, શ્રેષ્ઠ શીલવાન, જીતચિત્તવાળા, ગુરૂની શુશ્રૂષા કરનાર તથા શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષ શિષ્ટાચારી થાય છે જેનાં યોગાભ્યાસરૂપ અત્યંત પરાક્રમ બીજાઓથી દુષ્કર છે. વળી શ્રેષ્ઠ શીલ તથા યજ્ઞાદિ કર્મવાન પુરૂષ. પોતાના સ્વધર્મથી સત્કર્મ કરે છે, તેથી યજ્ઞને વિષે કરેલા પશુવધરૂપ ઘોર કર્મથી પણ મુક્ત થાય છે. હે બ્રાહ્મણ ! સત્પુરૂષોએ સેવેલા, અસત્પુરૂષો દુઃખે કરી પણ સેવન ન થાય જેનું એવા. અનાદિ, અનવચ્છિન્ન તથા અવિનાશી એવા ધર્મને જે બુદ્ધિમાન્ પુરૂષો ધર્મે કરી જુવે છે તે સ્વર્ગ પ્રત્યે જાય છે. વળી જે પુરૂષ આસ્તાવાન, માન વગરના, બ્રાહ્મણની પૂજા કરનાર, તથા શાસ્ત્ર શ્રવણ કરવામાં પ્રવૃત્તિવાળા હોય છે તે સત્પુરૂષ સ્વર્ગ પ્રત્યે જાય છે. વેદમાં કહેલો અગ્નિહોત્ર ધર્મ શાસ્ત્રમાં અષ્ટક શ્રાદ્ધાદિ તથા શ્રેષ્ઠ પુરૂષોએ માનેલા ઉત્સવાદિ એ ત્રણ ધર્મનું લક્ષણ છે. વળી વિદ્યાનું સમાપન, તીર્થમાં સ્નાન, ક્ષમા, સત્યતા, આર્જવ. પવિત્રતા તથા સત્પુરૂષના આચારનું અવલોકન એ પણ ધર્મ લક્ષણ છે. હે દ્વિજ ! સર્વ ભૂતપ્રાણી ઉપર દયાવાન, કોઇના પણ હિંસા નહીં કરનાર. કોઇને પણ પુરૂષ વાક્ય નહીં બોલનાર, બ્રાહ્મણને વિષે પ્રીતિમાન અને કરેલા શુભ તથા અશુભ કર્મના સંચયનાં ફળ અવસ્ય પ્રાપ્ત થાય છે એમ જાણનાર જે પુરૂષ હોય છે તે શિષ્ટ પુરૂષ શિષ્ટ પુરૂષોમાં માન્ય થાય છે. વળી ન્યાયવાન ગુણવાન. સર્વનું હિત ઇચ્છનાર, સ્વર્ગને જીતનાર, હિંસા વગરના, ધર્મવાન, બ્રહ્મનું ચિંતવન કરવારૂપ માર્ગને વિષે વર્તમાન, દાનસ્વી, કુટુંબને હરેક પદાર્થ વિભાગ કરીને આપનાર, દીન ઉપર અનુગ્રહ કરનાર, સર્વને માન્ય, શાસ્ત્રરૂપ ધનવાન તથા તપસ્વી જે પુરૂષોમાં માન્ય થાય છે. હવે હે બ્રાહ્મણ ! દાન આપનાર પુરૂષ આલોકમાં સમૃદ્ધિ તથા સુખરૂપ પરલોકને પામે છે, પોતાની સ્ત્રી તથા ચાકરોની પીડાએ કરી સ્થિર મન રાખનાર. પોતાની શક્તિ ઉપરાંત તેમને ઇચ્છિત પદાર્થ આપનાર, સત્પુરૂષનો સમાગમ કરનાર અને લોકવ્યવહારને તથા પોતાના આત્માના કલ્યાણને જોનાર. જે સત્પુરૂષ હોય છે, તે ઘણા કાળસુધી મોટાઈ પામે છે. અહિંસા. સત્યવચન. આનૃશંસ્ય, આર્જવ, અદ્રોહ, નિરાભિમાન, લજ્જા, તિતિક્ષા ઇંદ્રિયનિગ્રહ. ચિત્તશાંતતા. શ્રેષ્ઠ બુદ્ધિ. ધૈર્ય, સર્વ ભૂતપ્રાણી ઉપર દયા. અકામ તથા અદ્વેષ આદિ ગુણ જે પુરૂષમાં હોય છે, તે સંત પુરૂષ કહેવાય છે ને લોકના સાક્ષીરૂપ છે. હે બ્રાહ્મણ ! સંત પુરૂષમાં મુખ્ય કરી ત્રણ લક્ષણ હોય છે તે એકે, કોઇનો દ્રોહ નહીં કરવો, દાન આપવાં તથા સદૈવ સત્ય વચન બોલવું. તેમાં પણ બીજાઓની કૃપણતાને જાણનાર સંત પુરૂષ સર્વને વિષે દયા રાખે છે તેથી આલોકમા ધર્મરૂપ ઉત્તમ માર્ગને પામે છે. શ્રેષ્ઠ આચાર પાળનાર, મહાત્મા. ધર્મનોજ જેને નિશ્ચય છે એવા, નિર્મત્સરી, ક્ષમાવાન, શાંતિવાન, સંતોષી પ્રિય વચન બોલનાર અને કામ તથા ક્રોધ ત્યાગ કરેલા પુરૂષ શિષ્ટાચારી કહેવાય છે કારણ એ સર્વ શુભ લક્ષણમાંજ છે. જે પુરૂષ વેદવિહિત કર્મ કરે છે સત્યપુરૂષના માર્ગને તથા શ્રેષ્ઠ આચાર સેવે છે અને નિરંતર ધર્મમાં વર્તે છે. તે પોતાની બુદ્ધિરૂપી અટારીમાં રહીને લોકનાં પાપ તથા પુણ્યરૂપ અને પ્રકારનાં વૃત્તાંતોને જોતાં મ્હોટા ભયથી પણ મુક્ત થાય છે. તે

બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! બ્રાહ્મણ, એ શિષ્ટાચારીના ગુણ મુખ્ય કરીને જેવાં સાંભળ્યાં છે તથા જેવી મારી બુદ્ધિ છે તેવી રીતે તમને એ સર્વ કહ્યાં.

एतत्ते सर्वमाख्यातं यथा प्रज्ञं यथा श्रुतं ।
शिष्टाचारगुणं ब्रह्मन्पुरस्कृत्य द्विजोत्तम ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याध-संवादे गुर्जरभाषायां सप्ताधिकद्विशततमोऽध्यायः ॥ २०७ ॥

## અધ્યાય ૨૦૮મો. બ્રાહ્મણ વ્યાધ સંવાદ.

मार्कंडेय उवाच—स तु विप्रमथोवाच धर्मव्याधो युधिष्ठिर ।
यदहमाचरेकर्म घोरमेतदसंशयं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! પછી ધર્મવ્યાધે તે બ્રાહ્મણને કહ્યું કે, હું જે માંસ વેચવારૂપ કર્મ કરૂં છું તે મહા ઘોર છે એમાં સંશય નથી. હે બ્રાહ્મણ ! પ્રારબ્ધનો નિયમ ઘણો બળવાન છે, કારણ પૂર્વ જન્મને વિષે કરેલાં કર્મ દુસ્તર છે માટે મને પૂર્વ જન્મનાં કરેલાં પાપનો આ દોષ પ્રાપ્ત થયો છે. હે બ્રાહ્મણ! હું આ કર્મ કરવાથી છૂટવાને ઘણો યત્ન કરૂં છું, પણ વિધિનું પ્રબળપણું હોવાથી છૂટી શકવા સમર્થ થતો નથી. વિધાતાએ જે પ્રાણીનો નાશ નિર્માણ કર્યો છે, તે પ્રાણીનો વિનાશ થાય છે, પણ તેમાં ઘાત કરનાર નિમિત્ત હું બનું છું. હે બ્રાહ્મણમાં ઉત્તમ ! આ કર્મમાં નિમિત્ત હું છું, કારણ હણાયલા પ્રાણીનાં માંસ વેચું છું, પણ હું જે પ્રાણીના માંસને વેચું છું, તેને મ્હોટો ધર્મ થાય છે, કેમકે તેમનું માંસ ભક્ષણ કરવામાં ઉપયોગ આવે છે તથા દેવતા, અતિથિ, ચાકરો અને પિતૃઓને યથા વિધિએ કરી અપાય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, ઔષધિ, લતાઓ, પશુ મૃગ તથા પક્ષિ એ સર્વ આ જગતમાં ભક્ષ્ય છે. હે વિદ્વાન્ ! ઉશીનર રાજાના પુત્ર શિબિરાજા હોલાને પોતાના શરીરનું માંસ આપીને, સુદુર્ગમ એવા સ્વર્ગ લોકને પામ્યા છે. હે બ્રાહ્મણ ! પૂર્વે રંતિદેવ રાજાના રસોડામાં રોજ બે હજાર પશુઓનો તથા બે હજાર ગાયોનો વધ થતો હતો, કારણ તેનું દાન રાજા પોતે અતિથિઓને આપતો હતો, જેથી તેની અતુલ કીર્તિ થઇ હતી. ચતુર માસમાં તો ઘણા માણસો નિરંતર પશુઓનો વધ કરે છે કારણ અગ્નિને માંસ ઘણું પ્રિય છે એમ વેદની શ્રુતિઓ વિષે સંભળાય છે. વળી હે બ્રાહ્મણ ! બ્રાહ્મણો યજ્ઞમાં વિધિથી પશુનો વધ કરીને સ્વર્ગ પામ્યા છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ જો અગ્નિ માંસની કામનાવાળો ન હોત, તો આ જગતમાં કોઇ મનુષ્યનું તે ભક્ષ્ય થાત નહીં. વળી માંસ ભક્ષણ કરવાનો વિધિ મુનિઓએ કહેલો છે કે, યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં દેવતા તથા પિતૃઓને માંસનો વિભાગ આપીને, જે મનુષ્ય તેનું ભોજન કરે છે, તેને કશો દોષ લાગતો નથી. વળી જે બ્રાહ્મણ ઋતુદાન આપવાને દિવસેજ કેવળ સ્ત્રી વિષે ગમન કરે છે તે બ્રહ્મચારી કહેવાય છે, તેમ જે પુરૂષ યજ્ઞમાં અગ્નિ પ્રસાદી માંસ ભક્ષણ કરે છે તે અમાંસભક્ષી કહેવાય છે એમ શ્રુતિમાં કહ્યું છે. હે બ્રાહ્મણ ! એક જ્ઞાન માર્ગ તથા બીજો કર્મ માર્ગ છે, તેમાં કર્મ માર્ગને વિષે માંસ ભક્ષણ કરવાનો વિધિ વિશેષથી કહ્યો છે. પણ જ્ઞાન માર્ગમાં તેનું ભક્ષણ કરવું કહ્યું નથી. તમે કહેશો કે,

સોદાસ રાજાએ માંસ ભક્ષણ કર્યું તો તેને વસિષ્ઠ મુનિનો શાપ હતો તેથી તેણે મનુષ્યનું પણ ભક્ષણ કર્યું હતું પણ મને તો માંસ ભક્ષણ કરવાથી જગત્‌માં નિંદા થાય એમ જણાય છે. તમે જ્યારે તું માંસ ભક્ષણ કરવાથી નિંદા થાય એમ કહે છે ત્યારે વેચે છે શું કરવા? એમ કહેશો, તો તે હું કહું તે સાંભળો.

હે બ્રાહ્મણમાં ઉત્તમ! માંસ વેચવાનો મારો ધર્મ છે માટે હું તે ત્યાગ કરતો નથી, મારા પૂર્વ જન્મનાં પાપ કર્મના યોગથી આ કામ મને પ્રાપ્ત થયું છે, જે કરીને જીવું છું, કારણ જે પુરુષ પોતાનાં કર્મનો ત્યાગ કરે છે, તેને અધર્મ પ્રાપ્ત થાય છે અને જે પુરુષ પોતાનાં કર્મમાં કુશળ રહે છે તેને ધર્મની પ્રાપ્તિ થાય છે એમ આ જગત્‌નો નિશ્ચય છે. વળી પૂર્વ જન્મને વિષે કરેલાં પાપ તથા પુણ્ય કર્મ દેહધારી જીવને પ્રાપ્ત થયા વગર રહેતાં નથી કેમકે એ વિધિ વિધાતાએ કર્મના નિર્ણય વિષે અહુધા નિશ્ચિત કર્યો છે. હે શ્રેષ્ઠ મતિવાન બ્રાહ્મણ! ક્રૂર કર્મમાં વર્તનાર મનુષ્યે પોતાની બુદ્ધિને વિષે હું શુભ કર્મ કેમ કરું તથા પ્રાણીઓને પશ્ચાત્તાપરૂપ આ કર્મથી કેમ છૂટું એમ વિચાર કરવો જોઈએ, કેમકે આવાં ઘોર કર્મનો નિર્ણય મુશ્કેલ છે, માટે સત્ય વચન બોલવું, દાન આપવાં, ગુરુની શુશ્રૂષા કરવી તથા બ્રાહ્મણોનું પૂજન કરવું એ રૂપ ધર્મમાં હું સદૈવ વર્તું છું અને અભિમાન તથા ક્રોધથી પણ કોઈની નિંદા કરતો નથી. તમે હિંસા પરત્વે કર્મ કરવું તારે અયોગ્ય છે એમ કહેશો તો હું કહું તે સાંભળો. હે બ્રાહ્મણ! સર્વ મનુષ્ય સર્વ કર્મ કરતાં ખેતી કરવી એ ઘણી સારી છે એમ માને છે, પણ તેમાંએ હિંસા થાય છે, કારણ ક્ષેત્રને વિષે ખેતી કરનાર પુરુષ હળ ખેડતાં ઘણા પ્રાણીનો નાશ કરે છે. વળી જીવ માત્રનું જીવન યવાદિ ધાન્ય છે, તો તેમાં પણ જીવ રહ્યા છે તેથી ક્ષેત્ર વિષેથી તેને લાવતાં તથા તેનું ભોજન કરતાં સર્વ જીવની હિંસા થાય છે. હે દ્વિજ! મનુષ્યો વૃક્ષ તથા ઓષધિને છેદે છે, પણ તેમાંયે જીવ ઘણા હોય છે તથા જળમાં પણ જીવ ઘણા હોય છે. હે બ્રહ્મન્! આ સર્વ જગત્ પ્રાણીરૂપ જીવનવાળા પ્રાણીઓએ કરી વ્યાપ્ત છે. વળી મત્સ્યો પણ મત્સ્યનુંજ ભક્ષણ કરે છે પણ મને માંસ ભક્ષણ કરવાથી નિંદા થાય એમ જણાય છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! ઘણું કરીને જીવ જીવે કરી જીવે છે, કારણ પ્રાણીમાત્ર એક બીજાઓના અન્યોન્ય ભક્ષ્યરૂપ છે. હે વિપ્ર! પૃથ્વી ઉપર ગતિ કરતા એવા પુરુષો, તેને વિષે રહેલા પ્રાણીઓની પગે કરી હિંસા કરે છે, ત્યારે મને મારા પૂર્વ જન્મના દોષથી આ માંસ વિક્રય કરવારૂપ કર્મ પ્રાપ્ત થયું છે, તે કરવામાં શું વિચાર કરવો. વળી જ્ઞાનવાન તથા વિજ્ઞાનવાન પુરુષો પણ પૃથ્વી ઉપર બેસે છે, તથા શયન કરે છે, તેથી તે પણ તેને વિષેનાં પ્રાણીઓની હિંસા કરે છે, તોપણ મને માંસ ભક્ષણ કરવાથી જગત્‌માં નિંદા થાય છે એમ ભાસે છે. વળી આકાશ તથા પૃથ્વી સર્વ જીવે કરી વ્યાપ્ત છે, માટે સર્વ અજ્ઞાનથી તેની હિંસા કરે છે, ત્યારે મને આ મારું કર્મ કરવામાં બીજો વિચાર શું સુઝે? પૂર્વે જે પુરુષોએ હિંસા કરવી નહીં એમ કહ્યું છે, તે પરમ વિસ્મયવાન હતા એમ જણાય છે. કારણ આ લોકમાં કોણ જીવ હિંસા નથી કરતો? હું તે વિષે ઘણો વિચાર કરું છું. પણ કોઈએ અહિંસક નથી એમ મને દેખાય છે. કેવળ અહિંસા કરનાર યતિઓ છે, જે અજ્ઞાનથી કંઇ હિંસા થઈ ગઈ હોય, તે પણ આત્મસ્વરૂપના ધ્યાને કરીને તેના દોષથી મુક્ત થાય છે. હે બ્રહ્મન્! મોટા થયેલા ગુણવાન પુરુષોને વંદવા જોઈએ, કારણ તેઓ કેટલાંક ભયંકર કર્મ કરીને મોટા થયેલા હોય છે. વળી કેટલાક સ્નેહીઓ હોય છે તે સારી રીતે વર્તતા સ્નેહીઓને સારી

રીતે નથી વર્ત્તતા એમ જૂવે છે, શત્રુ પણ સારી રીતે વર્ત્તતા શત્રુઓને અન્યાયથી વર્ત્તે છે એમ જૂવે છે, બાંધવો પણ, સમૃદ્ધિવાન પોતાના બાંધવોને જોઇને ખેદયુક્ત થાય છે તથા પંડિતાઇના ગર્વવાળા મૂઢ પુરૂષો પોતાના ગુરૂની પણ નિંદા કરે છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! આ લોકમાં ઘણું ધર્મયુક્ત તથા અધર્મયુક્ત વિપરિત દેખાય છે, જેથી મને શું સુઝે? ધર્મ અને અધર્મના કર્મને વિષે બોલવાનું તો ઘણું છે, પણ કેવળ જે પુરૂષ પોતાના કર્મમાં કુશળ રહે છે તે મોટા યશને પામે છે.

**वक्तुं बहुविधं शक्यं धर्माधर्मेषु कर्मसु ।**
**स्वकर्मनिरतो यो हि सयशः प्राप्नुयान्महत् ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि पतिव्रतोपाख्याने ब्राह्मणव्याधसंवादे गुर्जरभाषायामष्टाधिकद्विशततमोऽध्याय ॥ २०८ ॥**

## અધ્યાય ૨૦૯ મો. ધર્મનિરૂપણ.

**मार्कंडेय उवाच—धर्मव्याधस्तु निपुणं पुनरेव युधिष्ठिर ।**
**विप्रर्षभमुवाचेदं सर्वधर्मभृतांवरः ॥ १ ॥**

માર્કંડેય કેહે છે—હે યુધિષ્ઠિર! વળી સર્વ ધર્મિષ્ટ પુરૂષોમાં શ્રેષ્ઠ વ્યાધે બ્રાહ્મણમાં ઉત્તમ અને નિપુણ એવા બ્રાહ્મણને આવી રીતે કહ્યું કે હે બ્રાહ્મણ! આ ધર્મ શ્રુતિ પ્રમાણ છે એમ વૃદ્ધ પુરૂષોની આજ્ઞા છે જેની ગતિ ઘણી સૂક્ષ્મ અને શાખાઓ અનંત છે. તેમાં કોઇના પ્રાણાંત સમયે તથા વિવાહને વિષે અનૃત બોલવું એ ધર્મ છે, માટે કેટલેક ઠેકાણે ખોટું બોલવું એ ધર્મ થાય છે અને કેટલેક ઠેકાણે સત્ય બોલવું એ અનૃત થાયછે જેનાથી ભૂતપ્રાણીનું હિત થાય એનું નામ ધર્મ અને તેનાથી ઉલટું એનું નામ અધર્મ છે, વાસ્તે તમે ધર્મનું સૂક્ષ્મપણું જુઓ. હે શ્રેષ્ઠ! મનુષ્ય, જે શુભ અથવા અશુભ કર્મ કરે છે, તેને તે પામે છે એમાં સંશય નથી. અવળી દશાને પ્રાપ્ત થયેલો મનુષ્ય દેવતાઓની ઘણી નિંદા કરે છે, પણ અજ્ઞાની તે પોતાના દોષને જાણતો નથી. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! મૂઢ, કુકર્મી અને ચપળ એવા પુરૂષ સદૈવ સુખ તથા દુઃખના વિપરીતપણાને પામે છે, પણ તેની બુદ્ધિ, ગુરૂની શિક્ષા તથા પુરૂષાર્થ રક્ષા કરતાં નથી. જો પુરૂષાર્થથી કરેલી ક્રિયાનું ફળ પરાધીન ના હોય, તો પુરૂષ જે કામનાની ઇચ્છા કરે, તેને તે પ્રાપ્ત થવી જોઇએ; પણ ઘણી ચોકસી રાખનાર, પુરૂષાર્થ કર્મમાં ઉદ્યોગી, મતિમાન તથા પુરૂષાર્થનાં સર્વ કર્મ કરીને શાંત થયેલા શ્રેષ્ઠ પુરૂષો નિષ્ફળ થએલા જગતમાં દેખાય છે. વળી મનુષ્યોમાં જે હિંસા કરનાર તથા સર્વને છળ કરનાર હોય છે, તે સુખે કરી જીવે છે. વળી હે બ્રાહ્મણ! કોઇ પુરૂષ કંઇ કરતો નથી કેવળ બેસી રહે છે તેને કોઇ કાળે સમૃદ્ધિ પોતાની મેળે પ્રાપ્ત થાય છે. વળી કેટલાક સમૃદ્ધિ પ્રાપ્ત થવા સારૂ ઘણા પ્રયત્ન કરે છે તોપણ તેને કરેલા પ્રયત્નનું ફળ મળતું નથી. વળી કેટલાક પુત્રની ઇચ્છાવાળા કૃપણ પુરૂષો દેવતાઓનું આરાધન કરે છે તથા તપશ્ચર્યા કરે છે તેથી તેમને પુત્ર પ્રાપ્ત થાય છે, પણ તે કુળમાં કજ્જળરૂપ નીવડે છે. વળી કેટલાક જીવ તો સંચય કરેલાં હોય છે ધન, ધાન્ય તથા ઘણા ભોગનાં સાહિત્ય જેમણે એવા પુરૂષને ત્યાં ઉત્પન્ન થાય છે. તેણે સંચય કરી રાખેલા દ્રવ્યાદિને ભોગવે છે તેથી ઘણા

સુશોભિત થાય છે. હે શ્રેષ્ઠ મતિમાન બ્રાહ્મણ! જીવનાં કર્મજ બળવાન છે. મનુષ્યોને રોગ થાય છે તે પણ પૂર્વ કર્મના યોગથીજ થાય છે એમાં કંઇ શંકા નથી. રોગ જ્યારે જીવના કર્મથી થયો હોય ત્યારે ઘણી ઔષધિવાળા, નિપુણ અને કુશળ એવા વૈદથી, જેમ પારાધિથી મૃગો નાશ પામે છે, તેમ નાશ પામે છે પણ જે જીવનાં કર્મ પૂરાં ન થયાં હોય, તેનો રોગ નિપુણવૈદથી પણ નાશ પામતો નથી. વળી કેટલાક પુરૂષો બહુ બળવાળા હોય છે તે ક્લેશ પામે છે, ને મહા મહેનતે ભોજન પામે છે. એ પ્રમાણે અસહાયવાન તથા મોહ અને શોકયુક્ત સર્વ જગત પોતાના કર્મરૂપી નદીના પ્રવાહે કરી દુઃખી થાય છે. આધિ તથા વ્યાધિથી ગ્રસ્ત થાય છે અને અવશપણાને પામે છે. હે વિદ્વાન્! જો સર્વ જીવને ઇચ્છિત કામના પ્રાપ્ત થતી હોય તો જગત્‌માં કોઇ મરે નહીં. તથા કોઇ જીવે પણ નહીં અને સર્વને સ્વાધીનપણું હોય તો કોઇ પણ અપ્રિયપણાને પામે નહીં. વળી અસંખ્ય પુરૂષ ચઢતા ચઢતા લોક પ્રત્યે જવાની ઇચ્છા રાખે છે અને તે પ્રાપ્ત થવા સારૂ પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન પણ કરે છે, પણ પામતા નથી. આ લોકમાં એકજ નક્ષત્રમાં જન્મેલા તથા સમાન જન્મકુંડળીવાળા પુરૂષો પણ તેમના કર્મની સંધિ જોતાં ફળનું મોટું વિષમપણું દેખાય છે. વળી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! આ લોકમાં કોઈ પણ પોતાના પદાર્થને ગ્રહણ કરવા સમર્થ થતા નથી, કારણ દેહાત્મવાદિને તો પૂર્વ જન્મના કર્મે કરીનેજ સિદ્ધિ થાય છે. હે બ્રાહ્મણ! શ્રુતિમાં એમ કહ્યું છે કે, જીવ અવિનાશી છે અને દેહ નાશવાન છે, કેમકે દેહને કોઇ કાપી નાંખે છે તેથી તેનો નાશ થાય છે, પણ જીવનો નાશ થતો નથી તે તો પોતાના કર્મ બંધનથી બીજા દેહ પ્રત્યે જાય છે.

બ્રાહ્મણે પૂછ્યું કે—હે પ્રારબ્ધવાદિ પુરૂષોમાં શ્રેષ્ઠ! હે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ! જીવ અવિનાશી કેમ? તે હું તત્વથી જાણવા ઇચ્છું છું. પારાધિએ કહ્યું કે—હે બ્રાહ્મણમાં ઉત્તમ! દેહ નાશ પામવાથી જીવ નાશ પામતો નથી. મૃત્યુ પામ્યો એમ મૂઢ પુરૂષ વૃથા કહે છે. તે તો બીજા શરીર પ્રત્યે જાય છે કેવળ તે પૂર્વ શરીરનો ત્યાગ કરે છે તેથીજ મૃત્યુ થયું એમ કહેવાય છે. આ લોકમાં જે પુરૂષે જે કર્મ કર્યાં હોય તે તેને બીજા જન્મમાં ભોગવવાં પડેછે, તેને બદલે બીજો કોઈ ભોગવતો નથી. માટે કરેલાં કર્મનો નાશ ભોગવ્યા વગર થતો નથી. જે જીવ પૂર્વ જન્મમાં પુણ્યવાન હોય તે બીજા જન્મમાં પુણ્યશીલવાન થાય છે અને જે અધમ હોય છે તે પાપ કર્મ કરનાર થાય છે. આ લોકમાં કર્મની પાછળ જીવ જાય છે અને તેના યોગથીજ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણે પૂછ્યું કે—હે શ્રેષ્ઠ! જીવ પુણ્ય તથા પાપરૂપ યોનિને વિષે કેમ ઉત્પન્ન થાય છે તથા પુણ્ય અને અપુણ્ય જાતિને કેમ પામે છે?

વ્યાધે કહ્યું કે—હે બ્રાહ્મણમાં ઉત્તમ! માતાના ઉદરમાં દેહનો પિંડ ઉત્પન્ન થાય છે ત્યાંથી જીવનાં કર્મ બંધાય છે. હું તમને વિસ્તારથી જુદી કહું તે સાંભળો. હે દ્વિજ! જેવે જેવાં કર્મ કર્યાં હોય તે તેવા જન્મને પામે છે તે એવી રીતે કે—જે જીવે શુભ કર્મ કર્યાં હોય તે પાપ યોનિને વિષે અવતરે છે. કેવળ શુભ કર્મ કરનાર જીવ દેવ યોનિમાં ઉત્પન્ન થાય છે, મિશ્ર કર્મ કરનાર મનુષ્ય યોનિમાં ઉત્પન્ન થાય છે, તેમ મોહનાં કર્મ કરનાર પશુયોનિમાં ઉત્પન્ન થાય છે અને કેવળ પાપ કર્મ કરનાર નરકમાં તથા પક્ષિની યોનિમાં ઉત્પન્ન થાય છે. હે બ્રહ્મન્! પોતાના દોષે કરી જીવ જન્મ, મૃત્યુ, જરા તથા દુઃખે કરી પીડા પામતો સર્વત્ર ભ્રમણ કરે છે. પોતાના કર્મ બંધનરૂપ હેતુવાળો જીવ હજારો પશુ

તથા પક્ષિના જન્મને પામી નરકમાં જઇ આવીને, પાછો જન્મ લે છે તે એવી રીતે કે, પોતે કરેલાં કર્મથી દુઃખી થયેલો જીવ મૃત્યુ પામીને કર્મથી છુટવા સારૂ અપવિત્ર યોનિથી જન્મ લે છે, ને વળી પૂર્વ જન્મ સરખાંજ કર્મ કરે છે, તેથી જેમ અપથ્યનું ભોજન કરનાર મનુષ્ય વ્યાધિગ્રસ્ત થાય છે, તેમ તેનાં ફળ પ્રાપ્ત થવારૂપ વ્યાધિગ્રસ્ત થાય છે. હે બ્રાહ્મણ! નિરંતર દુઃખથી પીડિત જીવ દુઃખીજ થાય—છે, પણ કર્મના ઉદયે કરી દુઃખરૂપ બંધનથી મુક્ત થાય છે, ત્યારે જેમ ભાર ઉપાડનાર મનુષ્ય તેનાથી છુટે છે ત્યારે સુખ પામે છે, તેમ 'હું સુખી છું' એમ માને છે. કર્મના યોગથી આ સંસારમાં ચક્રની પેઠે મરણ તથા જન્મરૂપે જીવ ભ્રમણ કરે છે. હવે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! મનુષ્ય જ્યારે પૂર્વ જન્મના કર્મરૂપ બંધનથી મુક્ત થાય છે તથા શુભ કર્મ કરીને શુદ્ધ થાય છે, ત્યારે તપશ્ચર્યા તથા અષ્ટાંગ યોગનું સેવન કરવાનો આરંભ કરે છે. ને અનેક શુભ કર્મ કરવાથી ઉત્તમ લોકને પામે છે. પાપ વૃત્તિવાળો પુરૂષ પાપ કર્મ કરે છે, તેથી પાપના અંતને પામતો નથી માટે મનુષ્યે પવિત્ર કર્મ કરવાનો યત્ન કરવો. પાપ કર્મનો ત્યાગ કરવો. કારણ નિર્મત્સરી તથા કૃતજ્ઞી પુરૂષ સુખ, ધર્મ, અર્થ તથા સ્વર્ગને પામે છે. હે બ્રાહ્મણ! વેદોક્ત સંસ્કાર જેને થયા હોય, બાહ્યેંદ્રિય જેણે જીતી હોય, પવિત્રતા રાખવામાં પરાયણ તથા મન જેણે જીત્યું હોય એવા પુરૂષને આલોકમાં તથા પરલોકમાં જીવન વૃત્તિ સુલભ રીતે પ્રાપ્ત થાય છે. વળી જે પુરૂષ સત્પુરૂષના ધર્મે કરી વર્તે તથા શિષ્ટ પુરૂષની પેઠે શુભ ક્રિયાઓ કરે, તેને બીજા કોઇને પણ ક્લેશ પ્રાપ્ત થયા વગર પોતાની મેળે શુભ વૃત્તિ પ્રાપ્ત થાય છે. જગતમાં વેદ જાણનાર તથા શાસ્ત્ર વિચક્ષણ પુરૂષો ઘણા છે. તેમાંથી કોઇને ગુરૂ કરી તેની પાસેથી જ્ઞાન મેળવીને, જે પુરૂષ પોતાના સ્વધર્મે કરી ક્રિયા કરે છે, તે ધર્મિષ્ઠ કહેવાય છે. જે બુદ્ધિમાન સ્વધર્મ પાળવાથી ધન પામે છે તેનુંજ પાલન કરવાથી જીવે છે તથા તેનાથી પ્રાપ્ત થયેલું દ્રવ્ય સુકર્મમાં ખરચીને તેને વૃદ્ધિ પમાડે છે, તે ધર્માત્મા થાય છે, તેનું ચિત્ત પ્રસન્ન રહે છે અને આલોક તથા પરલોકમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા સુગંધરૂપ વિષયોને અને પ્રભુતાને પામે છે. તે પુણ્યનું ફળ મળ્યું છે એમ માને છે. હે દ્વિજ! ધર્મનું ફળ પ્રાપ્ત થયું હોય જેને એવા બુદ્ધિરૂપ દૃષ્ટિવાળા મનુષ્ય, શબ્દ તથા સ્પર્શાદિ સુખ પ્રાપ્ત થવાથી સંતોષ પામતા નથી અને તેમાં પ્રીતિમાન પણ થતા નથી. જ્ઞાનદૃષ્ટિથી તે વિષે નિર્વેદપણાને પામે છે પણ કોઇની સાથે રાગ અથવા દ્વેષને વશ થતા નથી. વળી તે પુરુષ પોતાની ઇચ્છા પ્રમાણે અનેક વિષયનો ત્યાગ કરે છે પણ ધર્મનો ત્યાગ કરતા નથી અને નાશવંત જગત્‌નો સર્વ ત્યાગ કરવાનો યત્ન કરે છે. ત્યાર પછી તે પુરુષ પોતાને મોક્ષ પ્રાપ્ત થવાના ઉપાય વિષે યત્ન કરે છે, પણ એમ નથી માનતા કે આપણાં અદૃષ્ટમાં હશે તોજ મોક્ષ મળશે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! એ પ્રમાણે મનુષ્યને નિર્વેદપણાની પ્રાપ્તિ, પાપ કર્મનો નાશ, ધર્મની પ્રાપ્તિ અને મોક્ષ પ્રાપ્ત થાય છે માટે મનુષ્યને મોક્ષનું સાધન તપ છે અને તેનું સાધન ઇંદ્રિયનિગ્રહ છે, જેણે કરી તે જે જે કામનાને ઇચ્છે તે તે કામના પામે છે. હે બ્રાહ્મણમાં ઉત્તમ! મનુષ્ય પોતાની ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઇ મનોવૃત્તિ જીતવાથી ઉત્તમ બ્રહ્મપદને પામે છે. બ્રાહ્મણે પૂછયું કે—હે નિયમિત વ્રતવાળા પારાધિ! ઇંદ્રિય તે કયી? તેનો નિરોધ કેમ કરવો? તેમ કરવાથી ફળ શું થાય છે? તથા તેમનાં ફળને જીવ કેમ પામે છે? હે ધર્મિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ! હું એ જ્ઞાન તત્વથી જાણવા ઇચ્છું છું માટે તું મને કહે?

कथं च फलमाप्नोति तेषां धर्मभृतांवर ।
एतदिच्छामि तत्त्वेन धर्मज्ञातुं निबोध मे ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याध-
संवादे गुणत्रयभाषायां नवाधिकद्विशततमोऽध्यायः ॥ २०९ ॥

## અધ્યાય ૨૧૦ મો. બ્રાહ્મણ અને વ્યાધ સંવાદ.

मार्कंडेय उवाच—एवमुक्तस्तु विप्रेण धर्मव्याधो युधिष्ठिर ।
प्रत्युवाच यथान्यायं तच्छृणुष्व नराधिप ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે મનુષ્યોના રાજા યુધિષ્ઠિર! એ પ્રમાણે બ્રાહ્મણે પૂછ્યું ત્યારે ધર્મવ્યાધે તેને જેવી રીતે કહ્યું તેવી રીતે હું તમને કહું તે સાંભળો. હે રાજન્! ધર્મવ્યાધે બ્રાહ્મણને કહ્યું કે, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! પ્રથમ મનુષ્યોનું મન પદાર્થ જાણવા વિષે પ્રવર્ત થાય છે, તે પદાર્થ જાણ્યા પછી તેને કામ તથા ક્રોધ ઉત્પન્ન થાય છે. મનુષ્ય તે પદાર્થ પ્રાપ્ત થવા સારૂ યત્નથી ઉપાય કરે છે. તે રૂપ તથા ગંધાદિ પદાર્થો પ્રાપ્ત થયા પછી તેનું સેવન કરવાના ઉપાયનો અભ્યાસ કરે છે, તેથી તે પદાર્થમાં મનુષ્યને પ્રીતિ થાય છે. ત્યાર પછી પરસ્પર દ્વેષ, લોભ તથા મોહ એક બીજાઓથી થાય છે. હે બ્રાહ્મણ! એ પ્રમાણે લોભ યુક્ત પ્રીતિ તથા દ્વેષથી હણાયલા ચિત્તવાળા પુરુષોને ધર્મમાં બુદ્ધિ પ્રાપ્ત થતી નથી કદી તે ધર્મ કરે તો દંભથી કરે છે. દંભથી ધર્મ કરનાર મનુષ્ય કુટિલતાથી દ્રવ્ય મેળવી તેમાં પ્રીતિમાન થાય છે. હે બ્રાહ્મણમાં ઉત્તમ! કુટિલતાથી મેળવેલા દ્રવ્યવાળા પુરુષ તેમાંજ મગ્ન થઈને પાપ કર્મ કરે છે જેથી તેના શ્રેષ્ઠ ગુણ નાશ પામે છે. પાપ કર્મ કરનાર મનુષ્યો પોતાના સરખાં કર્મ કરનાર મનુષ્યો સાથે મિત્રાઈ કરે છે પણ તે મિત્રના પ્રસંગથી આ લોકમાં તથા પરલોકમાં દુઃખ પામે છે. એ પ્રમાણે જીવ પાપ કર્મ કરનાર થાય છે. હવે જીવને ધર્મની પ્રાપ્તિ થાય એવો ઉપાય હું તમને કહું તે સાંભળો. હે બ્રાહ્મણ! જે પુરુષ પાપ કર્મ પ્રાપ્ત થવાના પ્રથમ કહેલા દોષનો પોતાની બુદ્ધિએ કરી વિચાર કરી તે ન કરે સુખ તથા દુઃખ પ્રાપ્ત થાય તેથી હર્ષ અને શોક ન કરે, તથા સાધુ પુરુષની સેવા કરે તે પુરુષને શ્રેષ્ઠ પુરુષોના સમાગમથી સ્વધર્મમાં બુદ્ધિ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણે પૂછ્યું કે હે વ્યાધ! તું જેવો બીજો કોઈ વક્તા નથી એવાં પ્રિય ધર્મયુક્ત વાક્ય કહે છે માટે મોટા પ્રભાવવાન કોઈ ઋષિ છો એમ હું માનું છું. વ્યાધે કહ્યું કે હે બ્રાહ્મણ! પિતૃ કાર્યમાં પણ પ્રથમ ભોજન કરનારા મ્હોટા ભાગ્યવાળા બ્રાહ્મણો છે, માટે આ લોકમાં બુદ્ધિમાન્ મનુષ્યોએ તેમનું પ્રિય કરવું. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! બ્રાહ્મણોને પ્રિય જે બ્રહ્મવિદ્યા, તે હું બ્રાહ્મણોને નમસ્કાર કરી તમને કહું તે મારાથી તમે સાંભળો. હે બ્રાહ્મન્! આ દૃશ્યમાન સર્વ જગત્ બ્રહ્મ છે જે આકાશાદિ પંચમહાભૂત, જીવ તથા ઈશ્વરાત્મક અને સર્વ પ્રકારે કરી અલભ્ય છે માટે તેનાથી ઉત્કૃષ્ટ બીજું કંઈ નથી. આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ પાંચ મહાભૂત છે, જેના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ ગુણ છે. તે શબ્દાદિ પાંચ ગુણના પણ અનેક ગુણ છે. જેમની વૃત્તિ પરસ્પર સંલગ્ન છે. તેમજ પ્રજ્ઞ, સૂત્ર તથા વિરાટ એ ત્રણના ગુણ પણ પરસ્પર

ઉત્તરોત્તર મળેલા છે. એ પ્રમાણે પાંચ મહાભૂત, છઠું મન, સાતમી બુદ્ધિ. આઠમો અહંકાર, પાંચ જ્ઞાનેંદ્રિય, જીવ અને સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણ એ સર્વ મળી સત્તરના સમુદાયને અવ્યક્ત નામ આપ્યું છે એટલે માયા માત્ર છે. વળી પાંચ જ્ઞાનેંદ્રિય, મન તથા બુદ્ધિ એ સાતના બાહ્યેંદ્રિયથી ગ્રહણ થતા તથા નહિ થતા એવા સાત વિષયો, પાંચ આકાશાદિ મહાભૂત, જીવ, અહંકાર અને સત્વ રજ તથા તમ એ ચોવીસ પદાર્થનો વ્યક્ત અને અવ્યક્ત સમુદાય ભોગ્યવર્ગ છે એ મેં તમને સર્વ કહ્યું હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો?

चतुर्विंशक इत्येष व्यक्ताव्यक्तमयो गुणः ।
एतत्ते सर्वमाख्यातं किं भूयः श्रोतुमिच्छसि ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि [illegible] स्कंधे गुर्जरभाषायां दशाधिकद्विशततमोऽध्यायः ॥ २१० ॥

## અધ્યાય ૨૧૧ મો. ધર્મવ્યાધનું આખ્યાન.

मार्कंडेय उवाच—एवमुक्त सविप्रस्तु धर्मव्याधेन भारत ॥ १ ॥
कथामकथयद्भूयो मनसः प्रीतिवर्धनीं ॥

માર્કંડેય કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે ધર્મવ્યાધે કહ્યું ત્યારે તે બ્રાહ્મણે મન પ્રીતિને વૃદ્ધિ કરનાર એવી કથા ફરીથી પૂછી કે હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ! તેં મને જે પંચ મહાભૂત કહ્યાં, તેના જૂદા જૂદા ગુણ વિસ્તારથી કહે વ્યાધે કહ્યું કે—હે બ્રાહ્મણ ! ભૂમિ, જળ, તેજ, વાયુ તથા આકાશના ઉત્તરોત્તર એક બીજામાં મળેલા ગુણ હું કહું તે તમે સાંભળો. હે બ્રાહ્મણ ! પૃથ્વીમાં પાંચ ગુણ છે, જળમાં ચાર ગુણ છે, તેજમાં ત્રણ ગુણ છે, વાયુમાં બે ગુણ છે તથા આકાશમાં એક ગુણ રહ્યો છે. હે બ્રાહ્મણ ! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ ગુણ પૃથ્વીને વિષે છે, ગંધ વગરના બાકી ચાર ગુણ જળને વિષે છે, રસ વગરના બાકી ત્રણ ગુણ તેજને વિષે છે, રૂપ વગરના બાકી બે ગુણ વાયુને વિષે રહ્યા છે તથા શબ્દ ગુણ આકાશમાં રહ્યો છે. એ પ્રમાણે પાંચ મહાભૂતમાં સર્વ મળી પંદર ગુણ રહ્યા છે, જે મહાભૂતને વિષે જરાયુજાદિ દેહ રહ્યા છે. હે બ્રાહ્મણ ! એ પાંચ મહાભૂતમાંથી કોઇ પણ એક વગર કોઇ રહેતા નથી, કેવળ સમુદાયરૂપે પ્રકાશમાનછે. વળી જ્યારે તે પંચમહાભૂતના સમુદાય જન્મ દેહને વિષે અભિમાની જીવ પોતાના પૂર્વ દેહના ગર્વને મુકી દઇ બીજા પ્રાપ્ત થનાર દેહને વિષે અભિમાન કરે છે, ત્યારે કાળના યોગથી તે દેહને વિષે અભિમાનરૂપે પ્રવેશ કરેછે, તે સમયે પૂર્વ દેહ મૃત્યુ પામ્યો એમ મનુષ્યો કહે છે, તોપણ તેમાંથી પંચ મહાભૂતમાંનું કોઇ પણ ભૂત નીકળતું નથી. કેવળ અભિમાની જીવની વૃત્તિ નીકળી જાય છે. એ પ્રમાણે ક્રમે કરી સદૈવ જીવ અભિમાની દેહને પામે છે તથા તેથી જૂદો પણ થાય છે. હે બ્રાહ્મણ ! જે દેહને વિષે જીવ અભિમાનરૂપે પ્રવેશ કરે છે, તે દેહમાં પાંચ ભૌતિક સર્વ રેતાદિ ધાતુઓ દેખાય છે, જેનાથી સ્થાવર તથા જંગમ સર્વ જગત્ આવૃત છે. ઇંદ્રિયોથી ઉત્પન્ન થતા જે ઘટાદિ પદાર્થો તે વ્યક્ત પદાર્થ કહેવાય છે. મનુષ્ય પોતાની મેળે શબ્દાદિ વિષયોને ગ્રહણ કરતી એવી મનાદિ દ્રિયોને ઇંનિયમમાં રાખે છે, ત્યારે જાણે તાપજ પામતો હોય એવો થાય છે. પણ જેમ કુંડળાદિ પદાર્થમાં સુવર્ણ વ્યાપ્ત છે તેમ પોતાના આત્માને સર્વ લોકમાં

વ્યાપ્ત છે તથા સર્વ લોક પોતાના આત્મામાં વ્યાપ્ત છે એમ જુવે છે. ઉપાધિ વગરનાને તથા ઉપાધિ સહિતનાને જાણનાર મનુષ્ય પોતાના પ્રારબ્ધ કર્મના બંધાવાથી સર્વ ભૂતપ્રાણીને જુવે છે. હે બ્રાહ્મણ! જાગ્રતાદિ અવસ્થાને વિષે સર્વ ભૂત પ્રાણીને જોતા એવા અને બ્રહ્મભૂત થયેલા તે પુરુષને ઉપાધિનો ત્યાગ કરવાથી જાગ્રત તથા સ્વપ્નાવસ્થાનાં અશુભ કર્મ કર્મ બાધ કરતાં નથી. વળી અવિદ્યાજન્ય ક્લેશ ત્યાગ કરેલા પુરુષને આ દશ્ય માન સર્વ જગત્ પોતાના પ્રારબ્ધથી પોતાની વૃત્તિમાં વર્તે છે પણ મિથ્યા છે, કારણ તેની અવજ્ઞાએ કરી મોક્ષરૂપ પુરુષાર્થ પ્રકાશ થાય છે. હવે જ્ઞાને કરી જગતમાંથી મુક્ત થયેલા પુરુષનું સ્વરૂપ કેવું છે તે કહું તે સાંભળો. હે બ્રાહ્મણ! જેને આદિપણું તથા નિધનપણું નથી એવો મધુમક્ષિકાને લઇ બ્રહ્મ પર્યંત એકરૂપે રહેલો, અવિદ્યાદિની જૂદી જૂદી સત્તાને ઉત્પન્ન કરનાર, સદૈવ સુખ દુઃખાદિ વિકાર રહિત, જેને કંઇ પણ ઉપમા આપી શકાતી નથી એવો તથા સ્વરૂપ વગરનો છે એમ બુદ્ધિમાન ભગવાન કહે છે, તે મુક્ત સ્વરૂપ છે. હે બ્રાહ્મણ! તમે મને ધ્યાનનું મૂળ પૂછો છો તે મેં ઉપર કહ્યું તેજ છે. જે ઇંદ્રિય નિયમે કરીનેજ થાય છે અન્યથી થતું નથી ઇંદ્રિયોજ સ્વર્ગ તથા નરકરૂપ છે કારણ તેના નિગ્રહથી સ્વર્ગની પ્રાપ્તિ અને તેમ કરવાથી નરકની પ્રાપ્તિ થાય છે માટે તેમનો નિગ્રહ કરવો એજ ધ્યાનયોગનો વિધિ તથા અનર્થની નિવૃત્તિ છે પ્રસંગે કરી પ્રીતિ તથા દ્વેષાદિ પાપ કર્મ ઉત્પન્ન થાય છે, માટે ઇંદ્રિયોને નિયમમાં રાખવી જેથી મનુષ્યને મોક્ષરૂપી સિદ્ધિ મળે. હે બ્રાહ્મણ! જે પુરુષ દેહને વિષે રહેલી મન આદિ છ ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, તે કર્તવ્ય તથા ભોક્તૃત્વરૂપ પાપથી બંધાતો નથી. હે વિદ્વાન! પુરુષનું શરીર એજ રથ છે, તેમાં આત્મા નિયંતા છે તથા ઇંદ્રિયો અશ્વ છે, જેણે કરી રથિ પુરુષોની પેઠે આકુલતા રહિત થઇ બ્રહ્મજ્ઞાની પુરુષ સ્વેચ્છિત પ્રત્યે સુખે કરી જાય છે. બુદ્ધિને વિષે રહેલી તથા મહાજબરદસ્ત અનાદિ છ ઇંદ્રિયોની રશ્મીને જે ધીર પુરુષ ધારણ કરે તેજ ઉત્કૃષ્ટ સારથી હોય છે માટે જેમ રથમાં ગતિ કરે છે તેમ ઇંદ્રિયો પણ પોતાની ઇચ્છા પ્રમાણે જોડેલા અશ્વને સારથી મોકળા મૂકી દે છે, તો તેઓ રસ્તાને વિષે પોતાની મરજી પ્રમાણે વિષયરૂપ માર્ગમાં પ્રવર્તે છે વાસ્તે જેમ સારથી તે અશ્વોને નિયમમાં રાખે છે, તેમ મનુષ્યે ઇંદ્રિયોને ધારણાએ કરી નિયમમાં રાખવી. જે પુરુષનું મન ઇંદ્રિયોને અધિન થાય છે તેની બુદ્ધિને તેજ જેમ સમુદ્રમાં રહેલા નાવને વાયુ નાશ કરે છે તેમ નાશ કરે છે વાસ્તે સંકલ્પ સહિત શબ્દાદિ વિષયોથી તથા સુખને વિષે કેટલાક સંશયવાન હોવાને લીધે કહે છે કે, સુખ ગ્રહણ કરવું અને કેટલાક સુખનો ત્યાગ કરવો એમ પણ કહે છે, માટે એ બે પ્રકારના વાદ જે સુખનો ત્યાગ કરવો, એમ કહે છે તે ધ્યાનજન્ય ફળને પામે છે.

षेषु षे [illegible] ते षड्सुमा [illegible]त्फकाम्मे ।
तेष्वप्यवसिताध्यायी विंदते ध्यानजं फलं ॥

इति श्री [illegible] आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याधसंवादे गुर्जरभाषायामेकादशाधिकद्विशततमोऽध्यायः ॥ २११ ॥

---

## અધ્યાય ૨૧૨ મો. ધર્મવ્યાધનું આખ્યાન.

**मार्कंडेय उवाच—एवं तु सूक्ष्मे कथिते धर्मव्याधेन भारत।**
**ब्राह्मण: सपुन: सुक्ष्मं पप्रच्छसुसमाहित:॥ १॥**

માર્કંડેય કહે છે—હે ભારત! એ પ્રમાણે ધર્મવ્યાધે સૂક્ષ્મ બ્રહ્મ વર્ણન કરી કહ્યું ત્યારે સ્થિર ચિત્તવાન તે બ્રાહ્મણ ત્રણ ગુણના વિભાગ પુછવા લાગ્યો કે હે ધર્મવ્યાધ! સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણનાં લક્ષણ હું પૂછું છું, માટે તું યથાર્થ તત્વથી મને કહે. વ્યાધે કહ્યું કે, હે બ્રાહ્મણ! તમે મને જે પૂછો છો તે સત્વાદી ગુણનાં લક્ષણ જૂદાં જૂદાં હું કહું તે સાંભળો. હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્! તે ત્રણ ગુણ મધ્યે જેનાથી મોહ થાય છે તે તમો ગુણ, જેનાથી હરેક કાર્ય કરવામાં પ્રવૃત્તિ થાય છે તે રજો ગુણ તથા જેનાથી અંતઃકરણમાં પ્રકાશ થાય છે તેને સત્વગુણ કહે છે. હવે હું તમને તેના સવિસ્તર લક્ષણ કહું તે સાંભળો. હે વિદ્વાન! તમો ગુણવાન પુરૂષ અતિ અવિવેકવાન મૂઢ સ્વપ્ન શીલવાન, વિચાર રહિત, પાપકર્મમાં ઇંદ્રિયની પ્રવૃત્તિવાન, અજ્ઞાની, સ્વધર્મથી ભ્રષ્ટ, ક્રોધી તથા આળસુ હોય છે. રજોગુણી પુરૂષ અનેક વાક્ય બોલનાર, મનસુબા કરનાર, પારકો દોષ જોનાર, અત્યંત અનેક તૃષ્ણાવાન, સ્તબ્ધ તથા અતિ ગર્વવાન હોય છે. સત્વગુણી પુરૂષ અનેક પ્રકાશવાન, ધૈર્યવાન, તૃષ્ણા રહિત, પારકો દોષ નહીં જોનાર, ક્રોધ રહિત, બુદ્ધિમાન્ અને સુખ તથા દુઃખને સહન કરનાર હોય છે. હે બ્રાહ્મણ! સત્વગુણવાળો પુરૂષ રજોગુણ તમોગુણનાં કાર્યથી ક્લેશ પામતો નથી, ને જ્યારે જાણવા યોગ્ય લોકનાં વૃત્તાંતને જાણે છે ત્યારે પૂર્વોક્ત ગુણનાં કાર્યની નિંદા કરે છે એટલે તેમાં પ્રવર્તતો નથી. પ્રીતિ વગરના સત્વગુણી પુરૂષનાં લક્ષણ પ્રથમ કહ્યા પ્રમાણે હોય છે, કામળ, અહંકાર, કુટિલતા રહિતપણાથી પ્રસન્નતા, માન તથા અપમાનની નિવૃત્તિ અને અનેક પ્રકારના સંશયનો નાશ થાય છે. હે બ્રાહ્મણ! શૂદ્ર જાતિના જન્મને પામેલો પુરૂષ, જો શ્રેષ્ઠ ગુણવાન હોય તો વૈશ્ય તથા ક્ષત્રિયપણાને પામે છે અને જો આર્જવમાં વર્તમાન હોય તો બ્રહ્મવેત્તાપણાને પણ પામે છે. એ પ્રમાણે સત્વાદિ ગુણનાં લક્ષણ કહ્યાં હવે તમે બાજું શું સાંભળવા ઇચ્છો છો?

**आर्जवे वर्तमानस्य ब्राह्मण्यमभिमायते।**
**गुणास्ते कीर्तिता: सर्वे किंभूय: श्रोतुमिच्छसि॥**

**इति श्री महाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याधसंवादे गुर्जरभाषायांद्वादशाधिकद्विशततमोऽध्याय:॥ २१२॥**

---

## અધ્યાય ૨૧૩ મો. વિજ્ઞાન વ્યાખ્યાન.

**ब्राह्मण उवाच—पार्थिवं धातुमासाद्य शारिरोग्नि: कथंभवेत्।**
**अवकाशविशषेण कथं वर्वतेनिल:॥ १॥**

બ્રાહ્મણે પૂછ્યું કે હે ધર્મવ્યાધ! વિજ્ઞાન છે નામ જેનું એવા તેજ ધાતુ પૃથ્વીનો અંશ જેમાં અધિક છે એવા ત્વગાદિમય દેહને પામીને, શરીરનો અભિમાની કેમ થાય છે? તથા વાયુ નાડી માર્ગના ભેદે કરી શરીરને કેમ ચેષ્ટા કરાવે છે? માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર!

બ્રાહ્મણે એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો ત્યારે ધર્મવ્યાધે તેને કહ્યું કે, હે દ્વિજ ! ચિદાત્માના આશ્રયવાળો વિજ્ઞાન નામનો તેજો ધાતુ ચિત્પતિબિંબને પામવાથી "ધી" બુદ્ધિ નામનો ધાતુ થાય છે, જે શરીરને સચેતન કરે છે. ચિદાત્મા તથા વિજ્ઞાન નામના તેજો ધાતુને વિષે વર્તમાન પ્રાણ શરીરને વિષે ફરે છે જેમાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન સર્વ જગતમાં શ્રેષ્ઠ છે, માટે તેની અમે ઉપાસના કરીએ છીએ. હે બુદ્ધિમાન્ બ્રાહ્મણ ! ચિદાત્મા વિજ્ઞાન તથા પ્રાણ એ ત્રણનો જે સમૂહ તે જીવ કહેવાય છે, ને તેજ કાર્ય તથા કારણરૂપ સર્વ જગતને ચેતન કરનાર, સનાતન, મહત્તત્વ, બુદ્ધિ, અહંકાર તથા સર્વ ભૂતના શબ્દાદિ વિષયરૂપ છે. હે બ્રાહ્મણ ! એ પ્રમાણે પ્રાણે કરી વિજ્ઞાન તથા બાહ્યેંદ્રિયનું પરિપાલન થાય છે. હવે ઉપાધિથી જીવત્વની પ્રાપ્તિ થયા પછી સમાનપણાએ કરી જૂદી જૂદી પોતપોતાની ગતિનો આશ્રયવાન પ્રાણ છે જે મૂત્રાશય, પુરીષાશય તથા જઠરાગ્નિનો આશ્રય કરીને મૂત્ર તથા પુરીષને તેના તેના સ્થાન પ્રત્યે પહોંચાડતાં અપાન દ્વાર પ્રત્યે ફરે છે. જે પ્રાણ પ્રયત્ન, કર્મ તથા બળ એ ત્રણને વિષે વર્તે છે તેને અધ્યાત્મ જાણનાર પુરૂષો ઉદાનવાયુ કહે છે. જે પ્રાણ મનુષ્યના શરીરના સર્વ સાંધાઓને વિષે રહે છે તેને વ્યાન નામના વાયુ કહે છે. હે બ્રાહ્મણ ! ત્વગાદિ ધાતુને વિષે વ્યાપિ રહેલા જઠરાગ્નિ પ્રાણવાયુથી વૃદ્ધિ પામીને અન્નાદિ રસ, ત્વગાદિ ધાતુ તથા પિત્તાદિ દોષને પરિણામ પમાડતાં સર્વ શરીરને વિષે ફરે છે. પ્રાણવાયુના પરસ્પર સંઘર્ષણથી જઠરાગ્નિ ઉત્પન્ન થાય છે, જે દેહધારીએ ભોજન કરેલા અન્નને પચાવે છે. વળી હૃદયને વિષે રહેલો પ્રાણવાયુ નાભિસ્થાનને વિષે રહેલા સમાન વાયુ પ્રત્યે જાય છે. અને ગુદાસ્થાનને વિષે રહેલો અપાન વાયુ કંઠસ્થાનને વિષે રહેલા ઉદાનવાયુ પ્રત્યે જાય છે. પ્રાણ, અપાન તથા સમાન વાયુ નાભિસ્થાનને વિષે પરસ્પર ધસાય છે તેથી ઉત્પન્ન થયેલા અગ્નિએ કરી શરીર વૃધ્ધાદિ પરિણામને પામે છે. અગ્નિનું વાયુ પર્યંત સ્થાન છે. જેને ગુદસ્થાન અથવા અપાન એમ સર્વ કહે છે. અપાનસ્થાનથી દેહધારીના સર્વ પ્રાણાદિ પાંચ વાયુ નાડી માર્ગને પ્રાપ્ત થાય છે એટલે પ્રાણાદિ પાંચ વાયુથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને અગ્નિએ કરી આ પાંચ વાયુ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે અગ્નિના વેગથી ઉંચે ઉછળતા વાયુનો, દડાની પેઠે ગુદાના અંતભાગને વિષે ધબકારો થાય છે અને પાછો તે ત્યાંથી ઉછળતાં અગ્નિને વૃદ્ધિ પમાડે છે. હે દ્વિજ ! પરિપક્વ અન્નને જવાનું નાભિ વિષે નીચે સ્થાન છે અને અપક્વ અન્નાદિ પદાર્થને જવાનું નાભિ વિષે ઉપર સ્થાન છે તથા સર્વ પ્રાણ શરીર વિષેની નાભિમાંજ રહ્યા છે. હૃદયથી વિસ્તાર પામેલી સર્વ નાડી દશ પ્રાણની પ્રેરણાએ કરી અન્નાદિ રસને આખા શરીરમાં પ્રસારે છે. હે બ્રાહ્મણ ! એ માર્ગ યોગી પુરૂષોને જાણવાનો છે, કેમકે એ પ્રમાણે જાણીને પોતાના મૂર્ધાસ્થાનને વિષે સુષુમ્ના નામની નાડીએ કરી પ્રાણ વાયુને લાવી પરબ્રહ્મનું ધ્યાન કરી બ્રહ્મગતિને પામે છે. સર્વ જીવિત દેહને વિષે પ્રાણ તથા અપાન વિસ્તાર પામી રહ્યા છે. દશ ઇંદ્રિય તથા એક મન એ અગિયાર વિકારવાન લિંગ શરીરનાં તાદાત્મપણાને પામેલો જીવ અમૂર્તિમાન છે પણ પાંચ પ્રાણ, પાંચ મહાભૂત, પાંચ જ્ઞાનેંદ્રિય તથા એક મન સર્વ સોળ કળારૂપ સાહિત્યની ઉપાધિથી જાણે સૂક્ષ્મ તથા સ્થૂલ દેહવાન હોય એમ જણાય છે, પણ જ્યારે યોગાભ્યાસે કરી પ્રથમ કહેલા બે દેહને વિષે આત્મબુદ્ધિનો ત્યાગ કરે છે ત્યારે બ્રહ્મસ્વરૂપને પામે છે એમ જાણવું. પૂર્વોક્ત સોળ કળાને વિષે જેમ પાત્રમાં ઢાંકેલો અગ્નિ અપ્રકાશ રહે તેમ જે રહે છે તે નિત્ય તથા યોગાભ્યાસે કરી જીતી શકાય છે. દેહાદિને વિષે આત્મબુદ્ધિ કરેલી છે જેણે એવો આત્મા

એટલે "ત્વં" પદાર્થ છે એમ જાણો. જેમ કમળનાં પુષ્પો ઉપર જળના બિંદુ રહે, તેમ "ત્વં" પદાર્થમાં જે દેવ રહ્યા છે તેને ક્ષેત્રજ્ઞ પરમાત્મા "તત્" પદાર્થ જાણો.

બ્રાહ્મણે પૂછ્યું કે હે વ્યાધ! "ત્વં" પદાર્થસંગી છે અને "તત્" પદાર્થ અસંગી છે માટે બેઉનો અભેદ કેમ તે અમને કહો? ધર્મવ્યાધે કહ્યું કે હે બ્રાહ્મણ! જેમ જળને વિષે રહેલો ચંદ્ર, તેના હાલવાથી ચલાયમાન દેખાય છે, તેમ "ત્વં" પદાર્થ સત્વાદિ ગુણના પ્રવૃત્ત્યાદિ ધર્મરૂપ ઉપાધિથી સંપવાન જણાય છે, પણ વસ્તુતઃ "ત્વં" પદાર્થ જીવ આત્મારૂપ છે અને આત્મા નિર્ગુણ છે એમ તમે જાણો. સચેતન દેહાદિ જીવના ભોગ્ય વર્ગ છે એમ બુદ્ધિમાન્ પુરુષો કહે છે. જીવરુપ આત્મા તદ્રુપે કરી ચેષ્ટા કરે છે અને તેજ આત્મા ઇશ્વરરૂપે સર્વને ચેષ્ટા કરાવે છે, પણ જેણે પૂર્વે પૃથિવ્યાદિ સાત ભુવન કલ્પનામય કર્યા છે તે જીવ તથા ઇશ્વરથી ઉત્કૃષ્ટ છે એમ ક્ષેત્રજ્ઞને જાણનાર પુરૂષો કહે છે. હે બ્રાહ્મણ! એ પ્રમાણે આનંદરૂપ નિત્ય સિદ્ધ આત્મા સર્વ ભૂતપ્રાણીને વિષે પ્રકાશે છે, જેની અધ્યાત્મજ્ઞાને અત્યંત સૂક્ષ્મ બુદ્ધિએ કદી દેખાય છે, તે પ્રસન્ન એવો આત્મારૂપ જીવ, ચિત્તની શુદ્ધિએ કરી શુભ તથા અશુભ કર્મનો નાશ કરે છે. પછી સારૂપ્યનો ત્યાગ કરવાથી અનાયાસે કરી મોક્ષને પામે છે. જેમ તૃપ્ત પુરૂષ સુખે કરી નિદ્રા કરે તથા વાયુ વગરના સ્થાનને વિષે દીવો પ્રકાશમાન રહે, તેમ પ્રસન્નતાનું પણ લક્ષણ છે. હવે હે બ્રાહ્મણ! લઘુ આહાર કરનાર તથા શુદ્ધ અંતઃકરણવાન પુરૂષ પૂર્વ રાત્રીને વિષે અને પર રાત્રીને વિષે સર્દેવ પોતાના મનને નિયમમાં રાખી પોતાના હૃદયને વિષે બ્રહ્મસ્વરૂપનું ચિંતવન કરે તો તેને જેમ અંધારામાં દીવો કરવાથી સર્વ વસ્તુ દૃષ્ટિથી જોવામાં આવે છે તેમ બ્રહ્મસ્વરૂપનું ચિંતવન કરવારૂપ દીવાથી નિર્ગુણ આત્મા સ્વરૂપ પ્રત્યક્ષ જોવામાં આવે છે અને ત્યાર પછી સંસારથી મુક્ત થાય છે.

હે દ્વિજ! મનુષ્યને એક લોભ તથા બીજો ક્રોધ સર્વ ઉપાયે કરી જીતવા એજ ઉત્તમ તપરૂપ માર્ગ કહ્યા છે વાસ્તે ક્રોધને વશ કરી તપની રક્ષા કરવી મત્સરને જીતી ધર્મની રક્ષા કરવી. માન તથા અપમાનથી થતા હર્ષ અને શોકને જીતીને વિદ્યાની રક્ષા કરવી તથા સર્વ વૃત્તિનો ત્યાગ કરી અને ચિત્તની પ્રસન્નતાએ કરી આત્મસ્વરૂપના જ્ઞાનની રક્ષા કરવી. સર્વનો સર્વની સાથે ભલાઇ રાખવી એ ઉત્તમ ધર્મ છે, ક્ષમા રાખવી એ ઉત્તમ બળ છે, આત્મજ્ઞાન એ સર્વ જ્ઞાન કરતાં ઉત્તમ જ્ઞાન છે અને સત્યતા એ ઉત્તમ વ્રત છે. તે સત્યતામાં પણ જે સત્ય વચન બોલવું એજ હિત કરનાર થાય છે. પણ તેમાં ભેદ છે તે એ કે, જો અસત્ય બોલવાથી કોઇનું પણ હિત થતું હોય તો તે સત્ય વચન કહેવાય છે, અને સત્ય બોલવાથી કોઈનું હિત ન થતું હોય તો તે અસત્ય વચન કહેવાય છે માટે સર્દેવ જેવી રીતે કોઇ જીવનું પણ હિત થાય એવાં વચન બોલવાં કારણ એજ અત્યંત સત્ય વચન કહેવાય છે. જે પુરૂષ અનેક તરેહના બંધનની પ્રાપ્તિ કરાવનાર અનેક યજ્ઞાદિ ક્રિયા કરે અને તેના ફળની આશાનો ત્યાગ કરે, તે "ત્યાગી" સંન્યાસી તથા બુદ્ધિમાન્ કહેવાય છે. હે શ્રેષ્ઠ મતિવાન બ્રાહ્મણ! જેથી ગુણ પણ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ સંભળાવતા નથી, કેવળ લક્ષણાથી તેનું પ્રતિપાદન થાય છે માટે તે સ્વરૂપ જેવું નામ છે એવા તથા સ્વરૂપ વગરના છે એમ જાણવું. હે બ્રાહ્મણ! મનુષ્યે કોઇની હિંસા કરવી નહીં, સર્વની સાથે મિત્રાઇ રાખવી અને કોઈની સાથે વૈર કરવું નહીં. વળી મનુષ્યે પોતાની પાસે કંઇપણ ન હોય તોપણ સંતોષ રાખવો, કોઈની આશા રાખવી નહીં તથા વિષયાદિને વિષે ચપળતા રાખવી નહીં એજ જ્ઞાન

પ્રાપ્ત થવાનું સાધન છે. સૌથી ઉત્તમ એવું આત્મજ્ઞાન છે માટે મનુષ્યે આ લોક તથા પરલોકને વિષે વૈરાગ્યરૂપ સ્થાનનો આશ્રય કરી સર્વ ગ્રાહ્ય પદાર્થનો ત્યાગ કરી પોતાની બુદ્ધિએ કરી કેવળ આત્મસ્વરૂપનો વિચાર કરવામાં નિયમિત રહેવું, હે બ્રાહ્મણ! નિત્ય ધ્યાન કરનાર, ઇંદ્રિય નિગ્રહવાન, વિષયમાંથી નિયમમાં રાખેલા મનવાળો અને નહીં જીતાય એવા પદને જીતવાની કામનાવાળો મુનિ થાય છે. કારણ તેમ થવાથી તે, જેને વિષે વેદ પણ સાક્ષાત્કાર પ્રવર્ત્ત થઇ શકતા નથી એવા અસંગી, સર્વના અંતરાત્મારૂપ અને અજ્ઞાન નાશ પામવાથી જેનું જ્ઞાન થાય છે એવા અત્યંત સુખરૂપ બ્રહ્મને પામે છે વળી જે પુરૂષ સુખ તથા દુઃખ એ બેનો ત્યાગ કરે છે, તે પણ અત્યંત સર્વત્ર અસંગપણાથી બ્રહ્મને પામે છે. હે બ્રાહ્મણમાં ઉત્તમ! મેં જેવી રીતે એ સાંભળ્યું હતું તેવી રીતે તમને સર્વ વિસ્તારથી કહ્યું હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો તે કહો!

यथा श्रुतमिदं सर्वसमासेन द्विजोत्तम ।
एतत्ते सर्वमाख्यातंकिं श्रोतुमिच्छसि ॥

इति श्रीमहाभारते आरण्यके पर्वणि मार्कंडेयसमास्यापर्वणि ब्राह्मणव्याधसंवादे गुर्जरभाषायांत्रयोदशाधिकद्विशततमोऽध्यायः ॥२१३॥

## અધ્યાય ૨૧૪ મો. માબાપની સેવાનું માહાત્મ્ય.

मार्कंडेय उवाच—एवं संकथिते कृत्स्नेमोक्षधर्मे युधिष्ठिर ।
दृढप्रीतमना विप्रो धर्मव्याधमुवाच ह ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ધર્મવ્યાધે સર્વ મોક્ષ ધર્મ કહ્યો ત્યારે અત્યંત પ્રસન્ન થયું હતું મન જેનું એવા તે બ્રાહ્મણે તેને કહ્યું કે હે ધર્મવ્યાધ! તેં જે કહ્યું તે ન્યાયયુક્ત કહ્યું તેથી હું તને ધર્મ વિષે અજ્ઞાત કંઈ નથી એમ જાણું છું. વ્યાધે કહ્યું કે હે બ્રાહ્મણમાં ઉત્તમ! જે મારો પ્રત્યક્ષ ધર્મ છે તેને તમે મારી સાથે આ અંતર્ગૃહને વિષે આવી જુઓ, જેણે કરી મને જ્ઞાન પ્રાપ્ત થવારૂપ સિદ્ધિ મળી છે. હે સમર્થ! તમે અહિંથી ઉઠી મારી સાથે અંતર્ગૃહને વિષે આવીને મારાં માતા પિતાને જોવા લાયક છો.

માર્કંડેય કહે છે કે-હે યુધિષ્ઠિર! એવી રીતનાં ધર્મવ્યાધનાં વચન સાંભળીને બ્રાહ્મણે તેના ગૃહમાં પ્રવેશ કર્યો, અને મનને આનંદ આપે એવાં, ચોરસ, અત્યંત શોભાયમાન, દેવ ગૃહ સરખાં દેવ પૂજન થયું હતું જેને વિષે એવાં અને શય્યા, આસન તથા સુગંધાદિ પદાર્થો જેને વિષે રહ્યાં હતાં એવાં તે અંતર્ગૃહને તથા સફેદ વસ્ત્ર પેહેરેલાં, પૂજેલાં, ભોજન કરેલાં અત્યંત સંતોષવાન અને શ્રેષ્ઠ આસન ઉપર બેઠેલાં તેનાં માત પિતાના પગને વિષે સાષ્ટાંગ દંડવત્ કર્યા, તે સમયે વૃદ્ધાવસ્થાવાન તે માતા પિતાએ ધર્મવ્યાધને કહ્યું કે હે ધર્મ જાણનારા! તું ઉઠ ઉઠ, ધર્મ તારી રક્ષા કરો. તારી પવિત્રતાથી અમે ઘણાં પ્રસન્ન થયાં છીએ માટે આયુષ્યવાન થા. તું ઇષ્ટગતિ, તપ, જ્ઞાન, તથા શ્રેષ્ઠ બુદ્ધિને પામ્યો છે ને સદૈવ અમારી પૂજા કરે છે. પ્રયત્નવાન બ્રાહ્મણોની પેઠે ઇંદ્રિય નિગ્રહવાન છે અને તને અમારા વગર બીજું કંઇ પણ દૈવત નથી. હે પુત્ર! તારી ઇંદ્રિય નિગ્રહતા તથા અમારી

પૂજાએ કરી અમારા પિતામહાદિ સર્વ તારી ઉપર પ્રસન્ન થયા છે, તારાં મન, કર્મ તથા વાણીએ કરી અમારી પૂજા નાશ પામતી નથી; તેમ અમારા વગર તને બીજાને વિષે બુદ્ધિ પણ થતી નથી એમ દેખાય છે. વળી પરશુરામે પોતાનાં વૃદ્ધ માતા પિતાની સેવા કરી છે, તેમ તું અમારી સેવા કરે છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાના માતા પિતાનાં વચન સાંભળીને ધર્મવ્યાધે તેમને પોતાની સાથે આવેલો તે બ્રાહ્મણ બતાવ્યો, ત્યારે તેમણે તમે ભલે આવ્યા' એમ કહીને તેનો આદરસત્કાર કર્યો. તે વેળા તે બ્રાહ્મણે તેઓને વાક્યથી સત્કાર કરીને પૂછ્યું કે, પુત્ર તથા ચાકરો સહિત ' તમો કુશળ છો ? તમારાં આ શરીર સદૈવ નીરોગી રહે છે ?, ધર્મવ્યાધનાં વૃદ્ધ એવાં માતા પિતાએ કહ્યું કે-હે મહા સમર્થ બ્રાહ્મણ ! અમારા ગૃહને વિષે સર્વ કુશળ છે અમારો ભૃત્ય વર્ગ પણ કુશળ છે, તમે કુશળતાથી અહીં પ્રાપ્ત થયા છો ?

માર્કંડેય કહે છે—હે ભારત ! એ પ્રમાણે તે વૃદ્ધનાં વચન સાંભળીને બ્રાહ્મણે મોટા હર્ષથી તેમને કહ્યું કે, હું પરમ કુશળતાથી અહીં આવ્યો છું. પછી ધર્મવ્યાધે તે બ્રાહ્મણના સામું જોઇને તેને કહ્યું કે હે મહાસમર્થ બ્રાહ્મણ ! મારૂં પરમ દૈવત આ મારાં માતાપિતા છે. જે પદાર્થોએ કરી દેવતાઓની પૂજા કરવી જોઇએ, તે પદાર્થોથી હું એમની પૂજા કરૂં છું. હે બ્રાહ્મણ ! જેમ સર્વ મનુષ્યને ઈંદ્રાદિ દેવતા પૂજ્ય છે, તેમ મને આ મારાં માતાપિતા પૂજ્ય છે. જેવી રીતે બ્રાહ્મણો પૂજાનાં સાહિત્યોથી દેવતાઓની પૂજા કરે છે, તેવી રીતેજ હું આલસ્ય રહિત થઇ પૂજાનાં સાહિત્યોથી આ મારાં માતપિતાની પૂજા કરૂં છું. હે બ્રહ્મન્ ! આ વૃદ્ધ માતા પિતા મારૂં પરમ દૈવત છે એટલે હું તેમને પરમ દેવતારૂપ માનું છું, માટે તેમને સદૈવ ફળ, પુષ્પો તથા રત્નોથી પ્રસન્ન કરૂં છું. બુદ્ધિમાન્ પુરૂષો જે અગ્નિ યજ્ઞ તથા ચાર વેદ કહે છે, તે પણ મને આ મારાં માતા પિતાજ છે; મારાં પ્રાણ, સ્ત્રી તથા પુત્રાદિ સુહૃજ્જન સર્વ એમના માટેજ છે, તે મારાં સ્ત્રી તથા પુત્ર સહિત હું સદૈવ એમની પૂજા કરૂં છું. વળી હું એમનેજ અનુકૂળ બોલું છું. એમના અપ્રિયનો ત્યાગ કરૂં છું અને એમને અધર્મયુક્ત પણ કંઇ પ્રિય હોય તો પણ તે કરૂં છું. વળી હું મનુષ્યના માતા પિતા એજ ગુરૂ છે એમ જાણીને આલસ્ય રહિત થઇ એમની સદૈવ શુશ્રૂષા કરૂં છું. હે બ્રાહ્મણ ! ધર્મ જાણવાની ઇચ્છાવાળા પુરૂષના પિતા, માતા, અગ્નિ, આત્મા તથા ઉપદેશ કરતા એ પાંચ ગુરૂ છે, માટે જો પુરૂષ તેમને વિષે સારી રીતે વર્તે, તો તેણે નિરંતર અગ્નિનું આરાધન કર્યું એમ કહેવાય છે, કારણ ગૃહસ્થાશ્રમમાં રહેલાનો એજ સનાતન ધર્મ છે.

भवेयुरग्नयस्तस्य परिचीर्णास्तु नित्यशः ।
गार्हस्थ्ये वर्त्तमानस्य एष धर्मः सनातनः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि द्विजव्याध-संवादे गुर्जरभाषायां चतुर्दशाधिकद्विशततमोऽध्यायः ॥ २१४ ॥

## અધ્યાય ૨૧૫મો. વ્યાધે આપેલો બ્રાહ્મણને બોધ.

मार्कंडेय उवाच—गुरुनिवेद्यविप्राय तौ मातापितरावुभौ ।
पुनरेव स धर्मात्मा व्याधो ब्राह्मणमब्रवीत् ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! પછી તે બે માતા તથા પિતા એજ ગુરૂ છે એમ કહીને, વળી તે ધર્માત્મા વ્યાધે બ્રાહ્મણને કહ્યું કે હે બ્રાહ્મણ ! તમે માતા પિતાની સેવા કરવારૂપ તપનું ફળ જુઓ, જેનાથી હું દિવ્ય દૃષ્ટિવાન થયો છું જે માટે પતિની શુશ્રૂષા કરવામાં પરાયણ, શુદ્ધ અંતઃકરણવાન તથા સત્ય શીલવાન ગૃહસ્થ સ્ત્રિએ તમને મારી પાસે મોકલતાં કહ્યું કે તમે મિથિલાપુરી વિષે ધર્મવ્યાધ છે તેની પાસે જાઓ. બ્રાહ્મણે કહ્યું કે—હે ધર્મના જાણનાર વ્યાધ ! પતિવ્રતા ધર્મવાળી સત્યવાદી તથા શ્રેષ્ઠ શીલવાળી તે સ્ત્રીનાં વચનને સંભારતાં હું તને ગુણવાન માનું છું. ધર્મવ્યાધે કહ્યું કે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! તે સ્ત્રિએ જ્યારે તમને મારી પાસે આવવાને કહ્યું, ત્યારે તમે તેના પતિવ્રત ધર્મનું માહાત્મ્ય જાણ્યું ? હે બ્રાહ્મણ ! હવે હું તમને જે હિતનાં વાક્ય કહું તે સાંભળો. તમે તમારાં પોતાનાં માતા પિતાને છેતર્યાં છે, તેમની રજા લીધા વગર વેદનું ઉચ્ચારણ કરવા સારૂ તમારા ગૃહથી ચાલી નીકળ્યા છો; માટે તે ઘણું અયુક્ત કર્યું છે કેમકે વૃદ્ધાવસ્થાવાળાં તે તમારા સંબંધી શોક કરવાથી અંધ થયાં છે, વાસ્તે તમે જલદી તેમને પ્રસન્ન કરવા સારૂ અહીંથી તેમની પાસે જાઓ કારણ તમો સ્વધર્મનિષ્ઠ, મહાત્મા તથા સદૈવ સ્વધર્મમાં પ્રીતિમાન છો, વાસ્તે માતા-પિતાની સેવા કર્યા વગર બાકી સર્વ તમને વ્યર્થ છે એમ હું તમને તમારા શ્રેયનાં વચન કહું છું તે સત્ય માનો ને જલદી અહીંથી તેમની પાસે જાઓ.

બ્રાહ્મણે કહ્યું કે—હે ધર્મ તથા આચારના ગુણયુક્ત વ્યાધ ! તેં જે મને વાક્ય કહ્યાં, તે સર્વ સત્ય છે એમાં કશો સંદેહ નથી, તારાં વાક્ય સાંભળીને, હું તારી ઉપર પ્રસન્ન થયો છું, તારૂં કલ્યાણ થાઓ. વ્યાધ બોલ્યો કે—હે શ્રેષ્ઠ દ્વિજ ! તમે પુરાણ, શાશ્વત, દિવ્ય તથા અપવિત્ર અંતઃકરણવાળા પુરૂષોને દુઃપ્રાપ્ય એવા ધર્મનો આશ્રય કર્યો છે, માટે દેવતા સરખા છો પણ તમારાં માતા પિતાની પાસે જઇને આલસ્ય વગર તેમની શુશ્રૂષા કરો, કારણ હું તે વગર બીજો કોઇ શ્રેષ્ઠ ધર્મ જાણતો નથી. બ્રાહ્મણે કહ્યું કે હે વ્યાધ ! હું અહીં આવ્યો ને મને તારો સમાગમ થયો એ ઘણુંજ સારૂં થયું કારણ તારા સરખા ધર્મ બતાવનાર પુરૂષો દુર્લભ છે કેમકે હજાર મનુષ્યમાં ધર્મ જાણનાર એક હોય છે અથવા નથી હોતો, માટે તારી માતા પિતાની સેવા કરવા વિષે સત્ય દૃઢતા જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું, તારૂં કલ્યાણ થાઓ. હું નરકમાં પડનાર હતો, પણ આજ તેં મારો ઉદ્ધાર કર્યો, વાસ્તે હવે મારે જેમ તું પોતાનાં માતાપિતાની સેવા કરે છે, તેમ મારે પણ મારાં માતા પિતાની સેવા કરવી. હે વ્યાધ ! જેમ શ્રેષ્ઠ દૌહિત્રોએ નરકમાં પડેલા યયાતિને તાર્યો, તેમ તેં મને તાર્યો વાસ્તે હવે હું તારા કહેવાથી માતાપિતાની શુશ્રૂષા કરીશ. અશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષ ધર્મ તથા અધર્મનો નિશ્ચય જાણતા નથી, કારણ નિરંતર ધર્મ જાણવો કઠીન છે, જે શૂદ્ર જાતિવાન એવા તારે વિષે રહ્યો છે માટે હું તને તે જાતિવાળો માનતો નથી. તે જાતિ પ્રાપ્ત થવાનું કંઇક કારણ હોવું જોઇયે એમ માનું છું. તું જે કર્મના યોગથી આ શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થયો છે, તે હું સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે મને સર્વ વિસ્તારથી કહે. વ્યાધ બોલ્યો કે હે બ્રાહ્મણમાં ઉત્તમ ! મને બ્રાહ્મણનાં વાક્યનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી, માટે તમારા કહેવાથી હું મારા પૂર્વ જન્મનું વૃત્તાંત કહું તે તમે સાંભળો. હે બ્રાહ્મણ ! હું પૂર્વ જન્મને વિષે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવા બ્રાહ્મણનો વેદ જાણવામાં કુશળ તથા ઉપનિષદાદિના પારને પામેલો પુત્ર હતો. પણ ત્યારના મારા દોષથી શૂદ્ર જાતિમાં જન્મરૂપ અવસ્થાને

પામ્યો છું. તે મારાં દોષ આ કે, ધનુર્વેદમાં પરાયણ એક રાજા મારો સખા હતો, જેના સંસર્ગથી હું પણ ધનુર્વિદ્યા જાણનાર થયો. પછી એક દિવસે તે રાજા પોતાના યોદ્ધાઓ, મંત્રિયો તથા સ્નેહિયો સહિત મૃગયા કરવા સારૂ વનમાં ગયો, તેની સાથે હું પણ ગયો. રાજાએ મૃગો ઉપર બાણો મૂક્યાં, ત્યારે મેં પણ કોઈ ઋષિના આશ્રમ પાસેના મૃગો ઉપર બાણ મૂકવા માંડ્યાં. મારૂં એક બાણ આશ્રમ નજીકના બ્રાહ્મણને વાગ્યું. તેથી તે બ્રાહ્મણ પૃથ્વી ઉપર પડતાં બોલ્યો કે, મેં કોઈનો પણ લગાર અપરાધ કર્યો નથી, તેમ છતાં આ પાપ કર્મ કોણે કર્યું? હે બ્રાહ્મણ! હું તે ભ્રમ પડ્યો એમ જાણી તેની પાસે ગયો તે વેળા વીંધાયલા બ્રાહ્મણને જોઈ મારૂં મન ઘણું ખેદયુક્ત થયું. પછી મેં ઉગ્ર તપ કરનાર તથા પૃથ્વીને વિષે તડફડતા એવા બ્રાહ્મણને કહ્યું કે હે દ્વિજ! મેં અજાણથી આ કામ કર્યું છે માટે તમે મારો સર્વ અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. હે બ્રાહ્મણ! એવાં મારાં વચન સાંભળીને ક્રોધ યુક્ત થએલા બ્રાહ્મણે મને કહ્યું કે હે ક્રૂર બ્રાહ્મણ! તું બીજા જન્મમાં શૂદ્ર યોનિથી ઉત્પન્ન થઈ પારાધિ થઈશ.

**ततः प्रत्यब्रवीद्वाक्यमृषिमांक्रोधमूर्छितः**
**व्याधस्त्वं भविताक्रूरशूद्रयोनाविति द्विज ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याधसंवादे गुर्जरभाषायां पंचाधिकद्विशततमोऽध्यायः ॥ २१५ ॥**



## અધ્યાય ૨૧૬ મો. વ્યાધનું પૂર્વજન્મ વૃત્તાંત.

**मार्कंडेय उवाच—एवं शप्तो ह्मृषिणा तदाद्विजवरोत्तम ।**
**अभिप्रसादयमृषिं गिराब्राह्मणं सदा ॥ १ ॥**

ધર્મવ્યાધ કહે છે—હે બ્રાહ્મણમાં અતિ શ્રેષ્ઠ! જ્યારે એ પ્રમાણે તે બ્રાહ્મણે મને શાપ આપ્યો ત્યારે મેં તેને વાણીથી પ્રસન્ન કરતાં કહ્યું કે, તમે મારી રક્ષા કરો, મેં આજ આ કામ અજાણથી કર્યું છે માટે મારો સર્વ અપરાધ ક્ષમા કરવા યોગ છો ને મારી ઉપર પ્રસન્ન થાઓ. હે બ્રાહ્મણ! એવાં મારાં વચન સાંભળીને ઋષિએ મને કહ્યું કે, મેં તને શાપ આપ્યો તે ફરી વૃથા થશે નહીં, પણ હું નૃશંસ કર્મ કરનાર નથી માટે તારી ઉપર કંઇક અનુગ્રહ કરતાં કહું છું કે, તું શૂદ્રના જન્મને પામીશ પણ ધર્મજ્ઞ થઈશ તથા માતા પિતાની શુશ્રૂષા કરીશ. પછી તું મોટી સિદ્ધિને આ પૂર્વ જન્મના સ્મરણને તથા સ્વર્ગ પામીશ અને જ્યારે મારા આપેલા શાપનો અંત આવશે ત્યારે પાછો વળી બ્રાહ્મણના જન્મને પામીશ. હે મનુષ્યમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ! એ પ્રમાણે ઉગ્ર તેજસ્વી તે ઋષિએ મને શાપ આપ્યો તથા પાછો તે શાપનો અંત થવારૂપ કૃપા પણ કરી. ત્યાર પછી હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! મેં તે ઋષિના શરીરમાં ખોંકાઈ રહેલા મારા બાણને બહાર ખેંચી લીધું તેથી તે પ્રાણ રહિત થયા નહીં. તેમને મેં આશ્રમ પ્રત્યે પહોંચાડ્યા. હે બ્રાહ્મણ! પૂર્વ જન્મને વિષે આ શૂદ્ર જાતિમાં જન્મ પ્રાપ્ત થવાનું જે કારણ બન્યું હતું તે મેં તમને સર્વ યથાર્થ કહ્યું બ્રાહ્મણે કહ્યું કે હે શ્રેષ્ઠ બુદ્ધિવાન વ્યાધ! પુરૂષ એજ પ્રમાણે સુખ તથા દુઃખને પામે છે માટે તું કંઇ પણ ખેદ કરતો

નહિ. હે લોક વૃત્તાંતના તત્વને જાણનાર! હે નિરંતર ધર્મને વિષે પરાયણ ધર્મવ્યાધ! આ પોતાની શુદ્ર જાતિને જાણતા એવા તે માતાપિતાની શુશ્રૂષા કરવારૂપ ધર્મનું પાલન કર્યું એ કર્મ ઘણું દુષ્કૃત કર્યું. તને પૂર્વ જન્મના કરેલા કર્મના દોષથી આ જાતિમાં જન્મ આવ્યો છે પણ તું જ્યાં સુધી આયુષ્ય છે ત્યાં સુધી આ જન્મનાં રહે. પછી બીજા જન્મમાં બ્રાહ્મણતાને પામીશ. હે વ્યાધ! તું આ શુદ્ર જાતિ છે પણ બ્રાહ્મણજ છે એમ હું માનું છું, કારણ બ્રાહ્મણ હોય પણ જો તે જે કરવાથી નરકની પ્રાપ્તિ થાય એવાં કર્મ કરે, સર્વની અદેખાઇ કરે તથા ધર્મથી ભ્રષ્ટ થાય તો મોટો બુદ્ધિમાન્ હોય તોપણ શુદ્ર સરખો થાય છે પણ શુદ્ર જો ઇંદ્રિય નિગ્રહ કરે સત્ય વચન બોલે તથા ધર્મનું સેવન કરવામાં તત્પર રહે, તો તેને હું બ્રાહ્મણ માનું છું મનુષ્યને શ્રેષ્ઠ આચરણથીજ બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે. મનુષ્યને સ્વકર્મના દોષથીજ વિષમ ગતિ પ્રાપ્ત થાય છે, પણ તું પૂર્વ જન્મના દોષથી મુક્ત થયેલો તથા તેના ભય વગરનો છે એમ હું માનું છું માટે તારે કંઇ પણ ખેદ કરવો નહિ. લોકના વૃત્તાંતને જાણનાર તથા નિરંતર ધર્મમાં પરાયણ તારા સરખા પુરૂષો ખેદ વગરના હોય છે. ધર્મવ્યાધે કહ્યું કે હે બ્રાહ્મણ! મનુષ્યો બુદ્ધિએ કરી મનના દુઃખને તથા ઔષધિએ કરી શરીરના દુઃખનો નાશ કરી શમતાને પામે છે, તેજ વિજ્ઞાનનું સામર્થ્ય છે પણ અજ્ઞાનથી શમતા પ્રાપ્ત થતી નથી. અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો અનિષ્ટની પ્રાપ્તિ તથા ઇષ્ટની અપ્રાપ્તિ થવાથી દુઃખ પામે છે. કેવળ સુખ, દુઃખ તથા મોહે કરીને સર્વ ભૂતપ્રાણી જેમ બેમાં થાય છે તેમ જૂદાં પણ પડે છે માટે મનુષ્યોને શોક થવાનું કારણ એક નથી પણ અનેક છે. મનુષ્યો અનિષ્ટતાયુક્ત શોક છે એમ જાણી તેનો ત્યાગ કરે છે પણ તે પ્રાપ્તજ થાય એવાં કારણ બનવાથી તેને સ્વીકારે છે પણ તેનાથી કંઇ થતું નથી, કેવળ મનમાં તાપ ઉત્પન્ન કરે છે. જે પુરૂષ સુખ તથા દુઃખની આશાનો ત્યાગ કરે છે તેજ સુખ પામે છે. હે બ્રાહ્મણ! જે મૂઢ પુરૂષ હોય છે તે અસંતોષી હોય છે અને જે વિદ્વાન્ પુરૂષ હોય છે તે સંતોષી થાય છે. અસંતોષનો અંત નથી માટે જે કેવળ સંતોષી છે તે પરમ સુખ પામે છે માટે તત્વજ્ઞાની પુરૂષો કર્મની ગતિ જાણીને કદી પણ શોચ કરતા નથી. વિષાદયુક્ત મન કરવુંજ નહીં, કેમકે તે વિષ બરોબર છે જેમ ક્રોધ પામેલો સર્પ અજ્ઞાની બાળક સરખા પુરૂષને મારે છે, તેમ તેને મારે છે, જો મનુષ્ય પોતાના પરાક્રમ કરવાના સમયને વિષે ખેદ કરે છે તો તેનું પરાક્રમ નાશ પામે છે અને તેનો પુરૂષાર્થ પણ નાશ પામે છે. મનુષ્યને કરેલાં કર્મનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે માટે તેણે તેની નિવૃત્તિનો ઉપાય કરવો પણ જો તે પોતાના મનમાં ખેદનો ત્યાગ કરી ઉપાય કરે તો કદી દુઃખ પામે નહીં. જે જ્ઞાની પુરૂષ હોય છે તે દૃશ્યમાન પદાર્થ નાશવંત છે એમ જાણીને કશો શોક કરતા નથી, કેવળ જેનાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય એવા ઉપાયનુંજ ચિંતવન કરે છે. હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્! હું આ શુદ્ર જન્મને પામી કંઇ શોચ કરતો નથી, કેવળ કાળની ઇચ્છા રાખી રહું છું. બ્રાહ્મણે કહ્યું કે હે વ્યાધ! તું તત્વજ્ઞાની છે તથા મ્હોટો બુદ્ધિમાન્ છે, માટે હું તારો કશો શોક કરતો નથી કારણ ધર્મ જાણનાર તથા જ્ઞાને કરી તું તૃપ્ત છે. હવે હું જવાની તારી પાસેથી રજા લઉં છું, ધર્મ તારી રક્ષા કરો. તારે ધર્મનું સેવન કરવામાં ગાફલતા કરવી નહીં. માર્કંડેય કહે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે બ્રાહ્મણનાં વચન સાંભળીને વ્યાધે હાથ જોડી 'ઘણું સારૂં' એમ કહ્યું. પછી બ્રાહ્મણે ધર્મવ્યાધની પ્રદક્ષિણા કરી પોતાના ગૃહપ્રત્યે આવી વૃદ્ધાવસ્થાવાન

પોતાનાં માતાપિતાની અનુકૂળતાથી શુશ્રૂષા કરી. હે રાજન! તમે મને જે પૂછયું હતું તે સર્વ ધર્મવ્યાધે કહેલાં પતિવ્રતા સ્ત્રી તથા બ્રાહ્મણનું માહાત્મ અને માતપિતાનીસેવા મેં તમને કહ્યાં. યુધિષ્ઠિરે કહ્યું કે હે બ્રહ્મન્! તમે મને આ અત્યંત અદ્ભુત સરખું આખ્યાન કહ્યું. ભગવાન્! આ જ્ઞાન સુખે કરી સાંભળતાં જે કાળ ગયો, તે એક મુહૂર્ત સરખો ગયો માટે હું એ ઉત્તમ ધર્મ સાંભળતાં તૃપ્ત થયો નથી.

सुखश्रव्यतया विद्वन्मुहूर्तं इव मे गतः ।
नाहि तृप्तोस्मि भगवन्शृण्वानो धर्ममुत्तमं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि ब्राह्मणव्याध संवादे गुर्जरभाषायां षोडशाधिकद्विशततमोऽध्यायः ॥ २१६ ॥

## અધ્યાય ૨૧૭ મો. આંગિરસનું આખ્યાન.

वैशंपायन उवाच—श्रुत्वेमां धर्मसंयुक्तांधर्मराजः कथां शुभां ।
पुनः पप्रच्छतमृषिं मार्कंडेयमिदं तदा ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જયમેજય! એ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરે શુભ એવી ધર્મ સંયુક્ત કથા સાંભળીને, ફરીથી માર્કંડેય ઋષિને પૂછયું કે હે માર્કંડેય ઋષિ! પૂર્વે અગ્નિ, જળ પ્રત્યે કેમ ગયો? અને તે નાશ પામ્યા પછી મોટી કાંતિવાળા અંગિરા ઋષિએ અગ્નિ થઇને હુતદ્રવ્યને કેમ ગ્રહણ કર્યાં. વળી જો અગ્નિ એક છે એમ કહેશો તો ચાતુર્માસ્યાદિ યજ્ઞને વિષે તેનું અનેકપણું દેખાય છે તે કેમ? એ હું જાણવાની ઇચ્છા કરૂં છું. વળી કાર્તિકેય કેમ ઉત્પન્ન થયા? અગ્નિના પુત્ર કેમ થયા? રૂદ્રથી તે કેમ ઉત્પન્ન થાય? અને ગંગાને વિષે તથા કૃતિકાને વિષે કેમ ઉત્પન્ન થયા એ હું આશ્ચર્ય જેવું હોવાને લીધે તમારાથી યથાર્થ સાંભળવા ઇચ્છું છું. માટે તમે મને મારા પ્રશ્નનો ઉત્તર સવિસ્તર આપો.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! હું પૂર્વનો એક ઇતિહાસ કહું છું કે, જેવી રીતે ક્રોધ પામેલો અગ્નિ તપ કરવા સારૂ જળ પ્રત્યે ગયો તથા જેવી રીતે અંગિરા પોત પોતાની કાંતિએ કરી જગતમાં મોટો તાપ ઉત્પન્ન કરતાં તથા અંધકારનો નાશ કરતાં અગ્નિ થયા, તેવી રીતે સર્વ કહું તે તમે સાંભળો! હે મોટી ભુજાવાળા યુધિષ્ઠિર! પૂર્વે મોટા ભાગ્યવાળા અંગિરા ઋષિ પોતાના આશ્રમમાં રહીને અગ્નિ કરતાં પણ અત્યંત પ્રકાશમાન થઇ, સૂર્યની પેઠે સર્વ જગતને પ્રકાશ કરતાં ઉત્તમ તપ કરતા હતા, તે વેળા મોટા તેજવાળો અગ્નિ કોઇ કારણસર જળમાં પ્રવેશ કરી તપ કરતો હતો, ઋષિને તેજે કરી તાપ પામવાથી અત્યંત ગ્લાનિ યુક્ત થયો તેથી તેને તેના કારણની કંઇ ખબર પડી નહીં. પછી મહા સમર્થ અને હુતદ્રવ્યને ગ્રહણ કરનાર તેણે પોતાના મનમાં વિચાર કરતાં જાણ્યું કે, બ્રહ્માએ આ લોકમાં મનુષ્યાદિ માટે બીજો અગ્નિ કર્યો છે જેથી તપ કરનાર મારૂં અગ્નિપણું નાશ પામ્યું છે. ત્યાર પછી હું પાછો અગ્નિ કેમ થઇશ એમ વિચાર કરતો એવો તે અગ્નિની પેંઠે સર્વ લોકને તાપ પમાડતા એવા અંગિરા મુનિને જોઇ મહા ભયયુક્ત થઇ આસ્તે આસ્તે તેની પાસે ગયો. અંગિરાએ અગ્નિને કહ્યું કે હે અગ્નિ! સર્વ લોકનો પ્રકાશ કરનાર તું પાછો અગ્નિ થા,

કારણ ઉત્તમ, મધ્યમ, તથા અધમ એવા ત્રણ લોકને વિષે તે પ્રસિદ્ધ છે. હે અંધકારનો નાશ કરનાર! બ્રહ્માએ અંધકારનો નાશ કરનાર એવા તને પ્રથમ ઉત્પન્ન કર્યો છે માટે તું તારી સ્થિતિને જલદીથી પામ. અગ્નિએ કહ્યું હે મુનિ! હું જગતમાં નષ્ટકીર્તિવાન થયો, ને તમે અગ્નિ થયા, માટે સર્વ મનુષ્ય તમને અગ્નિ માનશે, પણ મને માનશે નહીં. તમે પ્રથમ અગ્નિ થાઓ અને હું પ્રથમના અગ્નિપણાનો ત્યાગ કરી બીજો અગ્નિ થઈશ. અંગિરાએ કહ્યું કે હે અગ્નિ! તું અગ્નિ થઈને પ્રજાને સ્વર્ગની પ્રાપ્તિ થવા સારૂ હુતદ્રવ્યને ગ્રહણ કર, ને મને બૃહસ્પતિ નામે પ્રથમ પુત્ર પ્રાપ્ત કર. માર્કંડેય કહે છે—હે રાજન! આ પ્રમાણે અંગિરાનાં વચન સાંભળીને અગ્નિપણું તેણે ગ્રહણ કર્યું, ને તે અંગિરાને બૃહસ્પતિ નામે પુત્ર થયો. દેવતાઓએ અગ્નિરૂપ અંગિરાને બૃહસ્પતિ નામે પ્રથમ પુત્ર પ્રાપ્ત થયો તે જાણી તેની પાસે આવીને તેનું કારણ પૂછ્યું. તે વેળા અંગિરાએ પોતાને પુત્ર પ્રાપ્ત થવાનું સર્વ કારણ કહીને આ તમારા સર્વનો ગુરૂ છે એમ કહ્યું, જે વાક્યને સર્વેએ અંગીકાર કર્યો હવે અંગિરાના વંશને વિષે આ લોકમાં બ્રાહ્મણો મધ્યે ઘણાં કર્મોએ કરી પ્રસિદ્ધ, મોટી કીર્તિવાળા અને જુદા જુદા પ્રયોજનવાળા અનેક પ્રકારના અગ્નિ થયા તે હું તમને કહીશ.

तत्र नानाविधानामन्वयं नामि न [illegible] ।
कर्मभिर्बहुभिः ख्यातानामनार्थान्ना [illegible] ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमास्यापर्वणि आंगि-
रसोपाख्याने सप्ताधिक द्विशततमोऽध्यायः ॥ २१७ ॥

## અધ્યાય ૨૧૮ મો. આંગિરાનું આખ્યાન.

मार्कंडेय उवाच—ब्रह्मणस्तु तृतीयस्तु पुत्रः कुरुकुलोद्वह ।
तस्यापत्यानि भार्यायां शुभायां च मे शृणु ॥ १ ॥

માર્કંડેય કહે છે–હે યુધિષ્ઠિર! હવે બ્રહ્માથી ત્રીજા પુત્ર અંગિરાની શુભા નામની સ્ત્રી હતી, તેને વિષે જે પ્રજા ઉત્પન્ન થઇ, તે હું તમને કહું છું. સાંભળો હે યુધિષ્ઠિર! બૃહત્કીર્તિ, બૃહજ્જ્યોતિ, બૃહદ્બ્રહ્મા, બૃહન્મના, બૃહન્મિત્ર, બૃહદ્ભાસ, અને સર્વથી મુખ્ય બૃહસ્પતિ નામે પુત્ર થયો અને તે સર્વ પ્રજામાં રૂપે કરી જેના સરખું બીજું થયું નહીં એવી "ભાનુમતિ" દિવસાભિમાનિની અંગિરાને પ્રથમજ પુત્રી થઇ. વળી જેને વિષે સર્વ ભૂતપ્રાણીને રાગ થાય છે તેથી "રાગા" રાત્રિ અથવા સંધ્યા નામ જેનું સર્વ કહે છે એવી અંગિરાને બીજી પુત્રી થઇ. વળી રૂદ્રની સુતારૂપ જે ચંદ્રકળા તેની પેઠે દેહ ધારીને દેખાય અને નહીં પણ દેખાય એવી " સિનીવાલી " ચતુર્દશીયુક્ત અમાવાસ્યા નામની અંગિરાને ત્રીજી પુત્રી થઇ. વળી અંગિરાને જેની કાંતિએ કરી રાત્રિને વિષે સર્વ ભૂતપ્રાણી રૂપાદિને જુએ છે એવી " અર્ચિષ્મતિ" પૂર્ણ ચંદ્રયુક્ત પૌર્ણમાસી નામની ચોથી પુત્રી, જેને વિષે હુતદ્રવ્યે કરી દેવતાનું પૂજન થાય છે એવી " હવિષ્મતિ " પ્રતિપદાયુક્ત પૌર્ણમાસી, "રાકા" નામની પાંચમી પુત્રી તથા જેનું વ્રત કરવું એ યોગ્ય છે એમ સર્વ કહે છે, તે "મહિષ્મતિ" ચતુર્દશી યુક્ત પૌર્ણમાસી નામની છઠ્ઠી પુત્રી થઇ. વળી હે મોટી

मतिवान युधिष्ठिर ! सोमादि यज्ञ करवा विषे ऋषिओ जेने विषे वर्धमान चंद्र देखाय छे एवी " महामति " पूर्ण एवी आमावास्या नामनी अंगिराने सातमी पुत्री थई. जे भगवतीने जोइने सर्व जन विस्मय युक्त थाय छे, ते जो प्रतिपदा युक्त होय छे, तो अल्पांशवाळी अंगिरानी पुत्रीने कुहू ए प्रमाणे पण सर्व कहे छे.

यां तु दृष्ट्वा भगवतीं जनः कुहुकुहायते ।
एकानं सेतितामा : कहूमंगिरसः सुतां ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायां अष्टदशाधिकद्विशततमोऽध्यायः ॥ २१८ ॥

---

## अध्याय २१९ मो. आंगिरानुं आख्यान.

मार्कंडेय उवाच—बृहस्पतश्चांद्रमसी भार्याभूद्या यशस्विनी ।
अग्नींस्साजनयत्पुण्यान्षडेकां चापिकन्यकां ॥ १ ॥

मार्कंडेय कहे छे—हे युधिष्ठिर ! बृहस्पतिनी जे मोटा यशवाळी चांद्रमसी नामनी स्त्री हती, ते पुण्यवान अग्निरूपी छ पुत्री तथा एक कन्याने प्रसूत थई, तेमां बृहस्पतिने दर्श तथा पौर्णमास यज्ञमां जे अग्निने हुतद्रव्ये करी प्रथम आहुति देवाय छे एवो मोटा व्रतवाळो' चातुर्मास्य तथा अश्वमेध यज्ञमां जेनी इष्टिने विषे प्रथमपशुनुं अभिमंत्रण थाय छे एवो, अनेक ज्वाळाओ करी दीप्तिमान अने विर्यवान " बार्हस्पत्य " शंयु धर्मनी पुत्री अति सुंदर सत्या नामे स्त्री हती, जेनाथी तेने अत्यंत प्रकाशमान तथा दर्शादि यज्ञमां देवताओने आहुति आपवाना घृतनो जे प्रथम देवता एवो भरद्वाज नामे एक प्रथम पुत्र तथा सुंदर व्रतवाळी त्रण कन्याओ थई. वळी शंयुने पौर्णमासादि यज्ञमां देवताओने हुतद्रव्य घृतादिनी अपाती आहुतिनो प्रथम आधारनो देवता भरत नामे बीजो पुत्र थयो तथा ते जेनाथी मोटो हतो एवी बीजी त्रण कन्या थई. ते ऊर्ज नामना भरतने एक भरत नामे पुत्र तथा भारती नामनी एक कन्या थई. हे भरतकुळमां श्रेष्ठ युधिष्ठिर ! प्रजापतिरूप भरत नामना अग्निने सर्वने भरण पोषण करनार पावक नामे पुत्र थयो. मोटा महिमावाळो तथा याजकने अत्यंत फळ आपनार छे, भरद्वाजनी वीर नामनी स्त्रीथी अग्निने जन्म आपनार वीरा नामनी स्त्रीथी वीर नामे पुत्र थयो जेने ब्राह्मणो सोमनी पेठे घृते करी आहुति आपवी एम कहे छे. आस्तेथी ते आपे पण छे. वळी जेनी बीजा सोमनी साथे हुतद्रव्य आपवारूपे योजना थायछे एवा वीरनां नाम रथप्रभू, अथाध्वान तथा कुंभरेता कहेवाय छे. ते वीरने सरवी नामनी स्त्रीने विषे सिद्धि नामे पुत्र थयो. जेणे पोताની कांतिए करी सूर्यने पण ढांकी लीधा, तेथी वैदिक पुरुषो अग्निनुं दैवत याग छे एम मानीने अग्निनुं आवाहन करवामां सौथी तेनुं प्रथम सारी रीते कीर्तन करे छे. हवे बृहस्पतिने बीजो पुत्र निश्चयवान थयो, जे निरंतर पोताની कांति, शोभा तथा यशथी भ्रष्ट थतो नथी अने जेनुं पृथ्वीनी साथे साहचर्यपणुं छे तेने निश्चय पाप वगरना अंतःकरणवाळो, कलुषताथी मुक्त, शुद्ध तथा पाप वगरनो सत्य नामनो अग्नि पुत्र थयो जे ज्वाळाओ करी जाज्वल्यमान थतां वाच्य तथा वाचकना संबंधनो करनार छे.

વળી તે સત્ય નામાગ્નિનું નામ નિષ્કૃતિ છે કારણ તે મ્હોટા કર્ણમાદિથી શબ્દ કરતા એવા ભૂત પ્રાણીને શાંતિ કરેછે અને મનુષ્યે સેવન કરવાથી તેનાં ગૃહ તથા આરામાદિને શોભા યુક્ત કરે છે, તે સત્યનામાગ્નિને સ્વન નામનો અગ્નિ પુત્ર થયો, જે સર્વને પીડા કરનાર છે તથા જેની વેદનાએ કરી દુઃખીજનો મોટા શબ્દો કરે છે. જે સર્વ વિશ્વમાં રહેલા પ્રાણીની બુદ્ધિને આક્રમણ કરીને રહે છે, તેને અધ્યાત્મ જાણનાર મનુષ્યો બૃહસ્પતિનો વિશ્વજીત નામનો ત્રીજો પુત્ર કહે છે. હે ભારત ! જે દેહ ધારીએ ભોજન કરેલાં પદાર્થને પચાવે છે તથા જેને જઠરાગ્નિ કહે છે તે જગતમાં પ્રસિદ્ધ વિશ્વભુક્ નામનો અગ્નિ બૃહસ્પતિનો ચતુર્થ પુત્ર છે. બ્રહ્મચારી, નિયમિત આત્મવાન તથા મોટા વ્રતવાળાનું બ્રાહ્મણો સ્માર્ત કર્મમાં પૂજન કરેછે અને જેની પવિત્ર ગોમતી નામની નદીરૂપ સ્ત્રી છે તેને વિષે ધર્મકર્તા પુરૂષો સર્વ શુભ કર્મ કરેછે. જે પરમ દારૂણ એવો વડવાગ્નિ જળનું પાન કરે છે, જેની ઉર્ધ્વ ગતિ છે એવો તથા પ્રાણવાયુના આશ્રયવાળો ઉર્ધ્વભાક્ નામનો અગ્નિ બૃહસ્પતિનો પાંચમો પુત્ર છે. જેને સ્ત્રી સંબંધ કર્મમાં ઘૃતાદિ હુતદ્રવ્યની આહુતિ અપાય છે તેથી તે દ્રવ્ય ઘણું ઇષ્ટ થાય છે એવો સ્વીષ્ટકૃત નામનો અગ્નિ બૃહસ્પતિનો છઠ્ઠો પુત્ર છે. સર્વ ભૂત શાંત થયાં તેથી બૃહસ્પતિને ક્રોધ ઉત્પન્ન થવાને લીધે જે પ્રસ્વેદ ઉત્પન્ન થાય છે તેની સ્વાહા નામની પુત્રી છે એમ હું માનું છું, જે દારૂણ ક્રૂર એવી સર્વ ભૂત પ્રાણીને વિષે રહે છે અને જેનું ત્રિગુણાત્મક સ્વરૂપ છે. સ્વર્ગમાં રૂપે કરી જેના સરખું બીજું કોઇ નથી એવી રજો ગુણવાન સ્વાહાને પુત્ર થયો, જેનું અતુલ્યપણાથી દેવતાઓએ કામાગ્નિ નામ પાડયું. તામસ ગુણવાન સ્વાહાને અમોઘ નામનો અગ્નિ પુત્ર થયો. જે મનુષ્ય તથા પુષ્પમાળા ધારણ કરેલો મોટા હર્ષથી ક્રોધ યુક્ત થઇ યુદ્ધમાં શત્રુઓનો નાશ કરે છે. હે મોટા ભાગ્યવાળા યુધિષ્ઠિર ! સાત્વિક ગુણવાન સ્વાહાને સામાદિ ત્રણ વેદ જેની સ્તુતિ કરે છે એવો ઉક્થ નામનો પુત્ર થયો જે પરા નામની વાણીને ઉત્પન્ન કરે છે અને વેદના આચાર્યો જેના આશ્રય કરનાર મનુષ્યો વિશ્રાંતિ પામે છે એમ જાણે છે.

उकथो नाम महाभागस्त्रिभिरुक्थैरभिष्टुतः ।
महा वाचं जनयत्समाश्वासं हि यं विदुः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायामेकोनविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २१९ ॥

---

## અધ્યાય ૨૨૦ મો. આંગિરસનું આખ્યાન, (ચાલુ.)

मार्कंडेय उवाच—काश्यपोह्यथ वासिष्ठः प्राणश्च प्राणपुत्रकः ।
अग्निरांगिरसश्चैवच्यवनस्त्रिषु वर्चकः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હવે કાશ્યપ, વાસિષ્ઠ, પ્રાણપુત્રક એવો અગ્નિ ચ્યવન અને ત્રિસુવર્ચક છે નામ જેનાં એવાં ઉકૃથે, ફરી કરી બ્રહ્મા સરખા તથા ધાર્મિષ્ઠ પુત્રની પ્રાપ્તિ માટે ઘણાં વર્ષ પર્યંત તીવ્ર તપ કરતાં પાંચ વ્યાહૃતિએ કરી ધ્યાન કર્યું તેથી તેને અગ્નિ સરખી ભુજાવાળો, ત્વચા તથા નેત્ર સુવર્ણ સરખો તેજસ્વી, જગતની સૃષ્ટિ કરનાર, અગ્નિની જ્વાળા સરખા મસ્તકવાળો, સૂર્યના વર્ણ સરખાં હતાં જેનાં એવો અને કૃષ્ણવર્ણ જંઘાવાળો

પંચવર્ણ નામનો તેજ રૂપ પુત્ર થયો જેનાં નામ મનુષ્યોએ શરીરમાં પાંચવર્ણ હોવાથી પંચ-વર્ણ, તપશ્ચર્યા કરવાથી ઉત્પન્ન થવાનેલીધે, તપ, પાંચજન્ય. દેવ તથા પંચ વશંકર એવાં કર્યાં. પછી મહા તપસ્વી પંચવર્ણે દશ હજાર વર્ષ પર્યંત તપ કરીને પિતૃઓની પ્રજાને ઉત્પન્ન કરતાં મહા ભયંકર દક્ષિણાગ્નિને ઉત્પન્ન કર્યો. વળી તેણે પોતાની મૂર્ધાથી બૃહત્ તથા મુખથી રથંતરને ઉત્પન્ન કર્યા, જે સર્વના આયુષ્યને હરણ કરે છે. વળી તેણે પોતાની નાભિથી અહંકારના અભિમાની રૂદ્રને, બળથી ઇંદ્રને અને પ્રાણથી પ્રાણને ઉત્પન્ન કરીને વાયુ તથા અગ્નિને ઉત્પન્ન કર્યાં. વળી તેણે પોતાની ભુજાથી ઉદાત્ત તથા અનુદાત્તને મન સહિત સર્વ ઇંદ્રિયના દેવતાઓને તથા પંચ મહાભૂતને ઉત્પન્ન કર્યાં.

એ પ્રમાણે દક્ષિણાગ્નિ વગરનાં બાકી પૂર્વોક્ત વિશ્વને ઉત્પન્ન કર્યા પછી તેણે પાંચ પિતૃઓના પુત્રોને ઉત્પન્ન કર્યાં. બૃહદ્રથ નામના વાસિષ્ઠને પ્રણિધિ નામનો પુત્ર થયો, કશ્યપને મહત્તર નામે પુત્ર થયો, ચ્યવન નામના આંગિરસને ભાનુ નામે પુત્ર થયો, સુવર્ચકને સૌભર નામે પુત્ર થયો અને પ્રાણને અનુદાત્ત નામે પુત્ર થયો. એ પ્રમાણે પંચવર્ણના વીશ પુત્ર તથા બૃહદ્રથ નામના વાસિષ્ઠાદિના પાંચ પુત્ર મળી સર્વ પંચવિંશ વ્યાખ્યાન કરી કહ્યા. હવે તપનામા પાંચજન્યે સુભીમ, અતિભીમ, ભીમ, ભીમબળ તથા ભીમાબળ નામના પાંચ અસુરોને ઉત્પન્ન કર્યા, જે દેવતાઓના યજ્ઞ ભાગનું હરણ કરનાર થયા. વળી તેણે સુમિત્ર, મિત્રવાન, મિત્રજ્ઞ, મિત્રવર્ધન તથા મિત્રધર્માણ નામના દેવતાઓને ઉત્પન્ન કર્યાં. સુર, પ્રવીર, વીર, સુરેશ તથા દેવતાઓને પણ નાશ કરનાર સુવર્ચસ નામના પાંચ અસુરોને ઉત્પન્ન કર્યાં આ સર્વ મળી પંદર પાંચ પાંચના ટોળાંરૂપે ત્રણ ટોળાં થઈ અહીં રહીને યજ્ઞે કરી યજન કરનારનાં ઇષ્ટને હરણ કરે છે વળી તે સર્વ યજ્ઞ કર્તાના ઇષ્ટને હણે છે તથા હુતદ્રવ્યનો નાશ કરે છે અને દેવતાઓની સ્પર્ધાથી યજ્ઞને તથા તેમનાં હોમવાના પદાર્થને પણ હરણ કરે છે, કુશળ પુરૂષો યજ્ઞની વેદીની બહાર તેમને યજ્ઞ ભાગ આપે છે, પણ જ્યાં અગ્નિનું સાનિધ્ય હોય છે ત્યાં તથા રક્ષોઘ્નના મંત્રે કરી શાંતિ કરી હોય ત્યાં તે આવતા નથી અને યજ્ઞમાં ઇષ્ટ પદાર્થને હરણ પણ કરતા નથી. વળી તપને બૃહદુક્થ નામે પૃથ્વીનો અભિમાની દેવતારૂપ પુત્ર થયોજેનું આ લોકમાં અગ્નિહોત્રને વિષે સર્વ અગ્નિહોત્રી પુરૂષો પ્રથમ યજન કરે છે. વળી તેજ તપને રથંતર નામનો અગ્નિરૂપ પુત્ર થયો. જેને બૃહસ્પતિની અપેક્ષાએ કરી અધ્વર્યુ બ્રાહ્મણો યજ્ઞમાં હુતદ્રવ્ય આપે છે અને આપવું એમ પણ જાણે છે. હે રાજન! એ પ્રમાણે પોતાના પુત્રો સહિત મ્હોટા યશવાળો તપ ઘણો હર્ષ પામે છે.

मुमुदे परमप्रीतः सहपुत्रैर्महायशाः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमास्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायां विंशत्यधिकाद्विशततमोऽध्यायः ॥ २२० ॥

---

## અધ્યાય ૨૨૧ મો. આંગિરસ ઉપાખ્યાન.

मार्कंडेय उवाच—गुरुभिर्नियमैर्युक्तो भरतो नाम पावकः।
अग्निः पुष्टिमतिर्नाम तुष्टः पुष्टिं प्रयच्छति ॥१॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! નિયમથી ઉત્પન્ન થએલો ભરત નામનો અગ્નિ મનુષ્ય ઉપર પ્રસન્ન થવાથી તેને પુષ્ટિ આપે છે. તેથી તેનું નામ પુષ્ટિમતિ છે અને સર્વનું ભરણ કરે છે, તેથી ભરત એવું પણ નામ છે, તપનો ત્રીજો પુત્ર કુશે કરી પીડાયુક્ત સર્વ મનુષ્યને "શિવ" કલ્યાણની પ્રાપ્તિ કરે છે તેથી તેનું નામ શિવ થયું છે જે નિરંતર શિવભક્તિની ધ્યાનરૂપ પૂજા કરવામાં પરાયણ છે. તપ નામના અગ્નિની તપે કરી વૃદ્ધિ પામેલા ઐશ્વર્યને જોઇ તેને ગ્રહણ કરવા સારૂ તેને પુરંદર નામે પુત્ર થયો જેણે પોતાના પિતાના વિભાગને ગ્રહણ કર્યો. તપનો ઉષ્મા નામનો અગ્નિ પુત્ર થયો જે સર્વ ભૂતનો અગ્નિ જણાય છે. તપને અગ્નિ નામે પુત્ર થયો જેણે પ્રાજાપત્ય કર્યો. પછી તપને બીજો પુત્ર થયો જેનું નામ વેદના પારને પામેલા બ્રાહ્મણોએ શંભુ એવું કર્યું છે તેને મોટી કાંતિવાળો દિપ્તિ પુત્ર થયો, તેનું નામ બ્રાહ્મણોએ આવસથ્ય પાડયું એ પ્રમાણે તપે પોતાનું આરાધન કરનારને મોટાઇની પ્રાપ્તિ કરનાર, હુતદ્રવ્યને આહુતિરૂપે ગ્રહણ કરનાર અને સુવર્ણ સરખી કાંતિવાળા પાંચ પુત્રને ઉત્પન્ન કર્યા. હે મોટા ભાગ્યવાળા યુધિષ્ઠિર! જ્યારે ગતિ કરવાથી થાકી ગયેલો સૂર્ય શાંત થાય છે, ત્યારે મહાભયંકર અસુરોને તથા અનેક પ્રકારના મનુષ્યોને ઉત્પન્ન કરતા તપનો અગ્નિરૂપ પુત્ર થાય છે, તપના પુત્ર મનુ તથા ભાનુને અંગિરાએ ઉત્પન્ન કર્યા તેને વેદના પારને પામેલા બ્રાહ્મણો બૃહદ્ભાનુ કહે છે. હવે તપના ભાનુ નામના પુત્રને સુપ્રજા, બૃહદ્ભાસા તથા સૂર્યજા નામની ત્રણ સ્ત્રીથી છ પુત્ર થયા, તેમનાં નામ હું કહું તે તમે સાંભળો. હે યુધિષ્ઠિર! જે દુર્બળ ભૂતપ્રાણીને પ્રાણની પ્રાપ્તિ કરાવે છે, તે બળદ નામના અગ્નિને ભાનુનો પ્રથમ પુત્ર કહે છે. જે શાંત એવાં ભૂતપ્રાણીને દારૂણ એવો "મન્યુ" ક્રોધ ઉત્પન્ન થાય છે, તેમનું નામ અગ્નિને ભાનુનો બીજો પુત્ર કહે છે. દર્શ તથા પૌર્ણમાસને વિષે જેને આલોકમાં હુતદ્રવ્ય આપવું એમ બુદ્ધિમાન્ કહે છે, તે વિષ્ણુ નામનો અગ્નિ તથા ધૃતિમાન નામનો અગ્નિ ભાનુનો પુત્ર કહેવાય છે ને ધૃતિમાન, તેજ અંગિરા કહેવાય છે. જેને આગ્રયણેષ્ટિમાં ઇંદ્રની સાથે હુતદ્રવ્ય અપાય છે તે આગ્રયણ નામનો અગ્નિ ભાનુનો બૃહદ્ભાસા નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર કહેવાય છે જેને પોતાના ચાર પુત્રો સહિત ચાતુર્માસ્યને વિષે અપાતા નિત્ય હુતદ્રવ્યને ગ્રહણ કરવામાં આગ્રહ હોતો નથી, તે સ્તુભને ભાનુની સૂર્યજા નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. હવે મનુ નામના અગ્નિની નિશા નામની સ્ત્રીથી એક કન્યા અને સાત પુત્ર થયા તેમનાં નામ હું કહું તે તમે સાંભળો.

હે ભરતકુળમાં શ્રેષ્ઠ મતિમાન યુધિષ્ઠિર! મનુને પોતાની સ્ત્રી નિશાથી પ્રથમ અગ્નિ તથા સોમ નામના બે પુત્ર થયા. વળી તેને તેજ સ્ત્રીથી જેનું ચાતુર્માસ્યને વિષે મુખ્ય હુતદ્રવ્યે કરી પૂજન થાય છે તે વૈશ્વાનર નામનો પુત્ર થયો. વળી તેને તે સ્ત્રીથી જેણે કરી આ સર્વ મનુષ્યાદિએ ભોજન કરેલા અન્નાદિ આહાર પચે છે તે વિશ્વપતિ નામનો પુત્ર થયો. ત્યાર પછી યજ્ઞમાં ઇષ્ટ એવું આજ્ય તે સ્વિષ્ટકૃત કહેવાય છે અને તેનેજ સુવર્ણની શય્યાવાળા મનુની રોહિણી નામની કન્યા યાજ્ઞિક પુરૂષો કહે છે. વળી તે મનુને સર્વ દેહધારીને શબ્દ તથા રૂપ વિષયનો સાધન કરનાર સન્નિહિત નામે પુત્ર થયો. મનુને કપિલ તથા આલોકમાં મનુષ્યો વિચિત્ર યજ્ઞને વિષે વૈશ્વદેવના કર્મ પછી મનુષ્યના યજ્ઞરૂપ કર્મમાં જેને પ્રથમ પૂજન આપે છે તે અગ્રણી નામનો પુત્ર થયો. હે ભારત! એ પ્રમાણે મનુ નામના

અગ્નિએ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ આઠ અગ્નિરૂપ પુત્ર ઉત્પન્ન કર્યા અને ત્યાર પછી દુષ્ટ થયેલા અગ્નિહોત્રના પ્રાયશ્ચિત માટે આઠ ભયંકર પુત્ર ઉત્પન્ન કર્યા. હે મનુજેશ્વર! યજ્ઞ કરતા મનુષ્યો જો વાયુના યોગથી એક બીજાના યજ્ઞના અગ્નિ પરસ્પર સ્પર્શ કરે તો અષ્ટાકપાળે કરી પવિત્ર અગ્નિમાં ઇષ્ટિ કરવી એટલે આઠ મનુષ્યના મસ્તકની ખોપરી ઉપર પકાવેલા પુરોડાસનો અગ્નિમાં હોમ કરવો જો યજ્ઞ કરનાર બેજણના દક્ષિણાગ્નિ ભેગા થાય તો તેમણે વિસ્તાર પામેલા અગ્નિમાં અષ્ટાકપાળે કરી ઇષ્ટિ કરવી. જો યજ્ઞ કરતાના અગ્નિને દાવાનળ અગ્નિનો સ્પર્શ થાય તો તેણે અષ્ટાકપાળે કરી પવિત્ર અગ્નિમાં ઇષ્ટિ કરવી. જો અગ્નિહોત્રી પુરૂષના અગ્નિને રજસ્વળા સ્ત્રી સ્પર્શ કરે, તો તેણે અષ્ટાકપાળે કરી શ્રેષ્ઠ અગ્નિમાં ઇષ્ટિ કરવી. જો યજ્ઞ કર્તા પુરૂષ મૃત્યુ પામેલાં કોઇ જીવ અથવા પશુને સાંભળે તો તેણે પણ આ અષ્ટાકપાળે કરી સુગંધવાન અગ્નિને વિષે ઇષ્ટિ કરવી, જો પુરૂષ અનેક પ્રકારની વ્યાધિથી પીડિત હોવાને લીધે ત્રણ દિવસ પર્યંત અગ્નિમાં આહુતિ આપી ન શકયો હોય તો તેણે અષ્ટાકપાળે કરી ઉત્તરાગ્નિને વિષે ઇષ્ટિ કરવી. જો જે પુરૂષે અમાવાસ્યા તથા પુર્ણિમાને દિવસે અગ્નિમાં આહુતિ આપવી એવું વ્રત ગ્રહણ કર્યું હોય અને કરી પ્રવાસ પ્રત્યે જઇ અગ્નિમાં આહુતિ આપી ન શકયો હોય તો તેણે રસ્તાને વિષે અગ્નિ કરીને તેમાં અષ્ટાકપાળે કરી ઇષ્ટિ કરવી. જો અગ્નિહોત્રના અગ્નિને સૂતકી સ્પર્શ કરે તો તે અગ્નિને વિષે અષ્ટાકપાળે કરી ઇષ્ટિ કરવી.

सूतिकाग्निर्यदा चाग्निसंस्पृशेदग्निहोत्रिकं ।
इष्टिरष्टाकपालेनकार्याचाग्निमतेग्मय ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायामेकविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२१ ॥

## અધ્યાય ૨૨૨ મો. આંગિરસ ઉપાખ્યાન.

मार्कंडेय उवाच—भापस्य मुदिता भार्या सहस्य परमाप्रिया ।
भूपतिर्भुव भर्ता चजनयत्पावकं परं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! જગતને વિષે જણાતા સહ નામના અગ્નિને અત્યંત પ્રિય એવી મુદિતા નામની સ્ત્રી હતી. ભૂ તથા ભુવર્લોકના સ્વામી એવા તેણે અને મુદિતાએ જે સર્વ ભૂતનો પતિ કહેવાય છે એવા અદ્ભુત નામનો "પાવક" અગ્નિ પુત્ર ઉત્પન્ન કર્યો જેને ઉપદેશ કરવાનો જે પરંપરા ધર્મ જેમનો એવા બ્રાહ્મણો સર્વ ભૂતપ્રાણીનો આત્મા કહે છે. આ લોકને વિષે સર્વ મહાભૂતનો જે પતિ કહેવાય છે તે મહા સમર્થ તથા મહા તેજસ્વી પાવક નિરંતર વિચરે છે. જે અગ્નિ આલોકના હુતદ્રવ્યને ગ્રહણ કરે છે તે યજ્ઞને વિષે નિરંતર પૂજાય છે અને તેનું ગૃહપતિ એવું નામ છે. જગતનો ગર્ભરૂપ, મોટા ભાગ્યવાળો મહા અદ્ભૂતરૂપ, ભૂર્લોક તથા ભુવર્લોકનો અધિપતિ સત્વભુક્ નામનો અગ્નિ મહા અદ્ભુત માત્રનો પતિ કહેવાય છે. તે સહને મૃત્યુ પામેલા ભૂત પ્રાણીને બાળનાર ભરત નામનો પુત્ર થયો અને તેને અગ્નિષ્ટોમને વિષે જેનું યજન થાય છે એવો તથા યજ્ઞમાં શ્રેષ્ઠ કહેવાય છે એવો નિયત નામનો પુત્ર થયો. હવે કોઇ દિવસે સહૈવ દેવતાઓની સાથે સહવાસ પ્રાપ્ત

અગ્નિ પોતાના પૌત્ર નિયતને જોઈને, તેના ભયથી સમુદ્રમાં પ્રવેશ કર્યો. દેવતાઓ તેને સર્વ દિશાઓમાં શોધતા તેની પાસે જવા લાગ્યા, પછી તે અગ્નિએ અંગિરાને જોઈ તેની પાસે જઈ કહ્યું કે, હે અંગિરા! તમે દેવતાઓના હુતદ્રવ્યને ગ્રહણ કરો કારણ હું દુર્બળ થયો છું માટે પિંગલ નામના અગ્નિપણાને પામી મારા કહેવા પ્રમાણે મારૂં પ્રિય કરો. હે રાજન! એ પ્રમાણે અંગિરાને આજ્ઞા કરીને અગ્નિ ત્યાંથી બીજા સ્થાન પ્રત્યે જવા લાગ્યો. તે સમયે તેને મત્સ્યોએ કહ્યું કે, તું અગ્નિત્વ રહિત થયો. હે ભારત! એવાં મત્સ્યનાં વચન સાંભળીને ક્રોધ પામેલા અગ્નિએ તેમને કહ્યું કે, તમે દેહ ધારીઓના અનેક પ્રકારથી ભક્ષ્ય થશો. હે રાજન! અગ્નિએ જેવી રીતે મત્સ્યોને વાક્ય કહ્યાં તેવી રીતે અંગિરાને પણ કહ્યાં. પછી અગ્નિને હુતદ્રવ્ય વહન કરવાની ઇચ્છા તથા અગ્નિરૂપ શરીરને પણ ધારણ કરવાની ઇચ્છા રહી નહીં તેથી તેણે તે શરીરનો ત્યાગ કરીને પૃથ્વીને સ્પર્શ કરતાં તેને વિષે અનેક પ્રકારના ઘણા ધાતુને ઉત્પન્ન કર્યા તે આવી રીતે કે, તેણે પોતાના પૂયથી ગંધ તથા તેજને અને પોતાના અસ્થિથી દેવદારૂને ઉત્પન્ન કર્યો. પછી તેનાં શ્લેષ્મથી સ્ફટિકમણિ, પિત્તથી મારક્તમણિ તથા કાળજાથી શ્યામલોહ પાષાણ અને કાષ્ટ ઉત્પન્ન કર્યા. જેથી સર્વ પ્રજા શોભે છે. વળી તેના નખથી અભ્રક, મસ્તકના કેશથી વિદ્રુમમણિ તથા બાકીના શરીરથી અનેક પ્રકારના મણિ ઉત્પન્ન થયા એ પ્રમાણે અગ્નિ પોતાના અગ્નિપણાના શરીરનો ત્યાગ કરીને ઉગ્ર તપ કરવા સ્થિર થઇ બેઠો. ત્યારે ભૃગુ તથા અંગિરાદિ ઋષિઓએ પોતાના તપના મહિમાથી તેને પાછો ઉઠાડ્યો, જેથી મહા તેજસ્વી પોતાની શિખાથી જાજ્વલ્યમાન થયો. ત્યાર પછી તેણે અંગિરા ઋષિને જોઈને ભય ઉત્પન્ન થવાથી સમુદ્રમાં પ્રવેશ કર્યો. હે રાજન! એ પ્રમાણે અગ્નિ નાશ પામ્યો ત્યારે ભય પામેલા સર્વ જગતે અંગિરા ઋષિનો આશ્રય કર્યો અને દેવતાદિ તેની પૂજા કરવા લાગ્યા. પછી અંગિરા ઋષિ પોતાના આત્માએ કરી સર્વ લોકને સૃજવા લાગ્યા અને અગ્નિ સમુદ્રમાં જઇ રહ્યો છે' એમ જાણીને સર્વ લોકને જોતાં તેની શોધ કરવા લાગ્યા. હે રાજન! એ પ્રમાણે પૂર્વે અગ્નિ નાશ પામ્યો હતો અને પાછો મહા સમર્થ અંગિરાએ બોલાવ્યો તેથી સદૈવ સર્વ ભૂત પ્રાણીના હુતદ્રવ્યને વહન કરવા લાગ્યો. પછી અગ્નિએ અનેક પ્રકારના દેશોને વિષે ફરતાં વેદમાં કહેલાં ઘણાં શુભ સ્થાનક ઉત્પન્ન કર્યા તે આ કે, સિંધુ, નદ, પંચનદ, દેવિકા, સરસ્વતિ, ગંગા, શતકુંભા, શરયૂ ગંડસાહ્વયા, ચર્મણ્વતી, મહિ, મેધ્યા, મેધાતિથિ તામ્રવતી, વેત્રવતી, કૌશિકી, તમસા, નર્મદા, ગોદાવરી, વેણુા, ઉપવેણા, ભીમા, વડવા, ભારતી, સુપ્રયોગા, કાવેરી, નુરસુરા, તુંગવેણા, કૃષ્ણવેણા, કપિલા તથા શોણા. હે રાજન! એ સર્વ નદી જે દેશમાં છે તે દેશની માતારૂપ છે. અગ્નિની પ્રિયા નામની સ્ત્રી હતી અને તેને વિભુસસી નામનો પુત્ર થયો. હે રાજન! મેં તમને અગ્નિએ નિર્માણ કરેલાં જેટલાં સ્થાન કહ્યાં તેટલાં સોમયાગ છે. બ્રાહ્મણ એવા અત્રિ ઋષિના વંશની પ્રજા મનથી ઉત્પન્ન થયેલી છે તે આવી રીતે કે, અત્રિ ઋષિને પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ ત્યારે તેણે પોતાના હૃદયને વિષે અગ્નિનું ચિંતવન કર્યું જેથી તેના શરીરથી અગ્નિરૂપ પુત્ર ઉત્પન્ન થયો. એ પ્રમાણે મહાત્મા, જેનું પ્રમાણ ન થઈ શકે એવી, મોટી શોભાવાળા અને અંધકારને નાશ કરનારા અગ્નિ જેવી રીત ઉત્પન્ન થયા હતા તેવી રીતે મેં તમને કહ્યું. અદ્ભુત નામના અગ્નિનું જેવું મહાત્મ વેદમાં કહ્યું છે તેવુંજ મહાત્મ સર્વ અગ્નિનું છે એમ તમે જાણો પણ તે સર્વ અગ્નિનો પ્રથમ પુરૂ

એકજ અંગિરા છે એમ જાણવું, કારણ તેના અંગમાંથી, જેમ જ્યોતિષ્ટોમ યજ્ઞ ઉત્પન્ન થયા છે તેમ સર્વ અગ્નિ ઉત્પન્ન થયા છે. હે રાજન! એ પ્રમાણે મેં અગ્નિનો મોટો વંશ કહ્યો જે દેહધારીના હવ્યને નાના પ્રકારના મંત્રે કરી ગ્રહણ કરે છે.

इत्येववंशः सुमहानग्निनां कीर्तितोपवा।
योर्चितो विविधैर्मंत्रै हव्यं वहति देहिनां॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने अग्निवंशवर्णने गुर्जरभाषायां द्वाविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥२२२॥

## અધ્યાય ૨૨૩ મો. આંગિરસ ઉપાખ્યાન.

मार्कंडेय उवाच—अग्नीनां विविधानां च कीर्तितास्ते मयानघ।
शृणु जन्म तु कौरव्य कार्तिकेयस्य धीमतः॥ १॥

માર્કંડેય કહે છે—હે નિષ્પાપ યુધિષ્ઠિર ! મેં તમને અગ્નિના અનેક પ્રકારના વંશ કહ્યા. હવે હે કૌરવ્ય ! હું તમને બુદ્ધિમાન્ કાર્તિકેયનો જન્મ કહું તે સાંભળો—હે યુધિષ્ઠિર ! હું અદ્ભુત નામના અગ્નિને અગણિત પરાક્રમી, બ્રહ્મર્ષિની સ્ત્રીઓથી ઉત્પન્ન થએલો બ્રાહ્મણ્ય અને પોતાની કીર્તિને વૃદ્ધિ કરનાર પુત્ર થયો તે કહું છું. પૂર્વે દેવતા તથા દૈત્યો શસ્ત્ર ગ્રહણ કરીને પરસ્પર એક બીજાઓનો નાશ કરતાં યુદ્ધ કરતા હતા ત્યારે ભયંકર સ્વરૂપવાળા દૈત્યોનો પરાજય કર્યો તે વેળા ઇંદ્ર દૈત્યોથી નાશ પામતા એવા પોતાના સૈન્યને જોઇને તેના તથા તેના નાયકોના કલ્યાણ માટે મ્હોટી ચિંતા યુક્ત થયો. મહાબળવાન ઇંદ્રે દેવતાઓનું સૈન્ય દાનવોએ ભાગ્યું તે જોઇને પોતાના મનમાં વિચાર કર્યો કે, જે પુરૂષ બળનો આશ્રય કરીને દેવ સેનાનું પાલન કરે તેને મારે જાણવો જોઇએ. એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરીને ઇંદ્ર માનસ નામના પર્વત પ્રત્યે ગયો ને પોતાના નિશ્ચયનો વિચાર કરતો હતો તેવામાં ત્યાં કોઇ સ્ત્રીએ મોટો ભયંકર પીડાયુક્ત શબ્દ કર્યો કે, કોઇ પુરૂષ દોડો મારી રક્ષા કરો ! મને પતિની પ્રાપ્તિ કરો અથવા તે પોતે મારા પતિ થાઓ. હે રાજન ! એ પ્રમાણે પીડાયુક્ત સ્ત્રીના શબ્દને સાંભળીને ઇંદ્રે તે સ્ત્રીને કંઇક કહ્યા પછી તેની પાસે ઉભેલા, કિરીટ મુકુટ પહેરેલા, ગદા ધારણ કરેલા અને સુવર્ણાદિ ધાતુવાળા પર્વત સરખા કેશિ દૈત્યને જોઈ, તે સ્ત્રીને પોતાના હાથમાં ગ્રહણ કરી કહ્યું કે, હે અયોગ્ય કર્મ કરનાર કેશિ ! તું આ કન્યાને શા વાસ્તે હરણ કરે છે ? આ કન્યાને છોડાવનાર વજ્ર ધારણ કરનાર અને મહા શૂરવીર એવા મને ઓળખે છે ? કેશિએ કહ્યું કે હે ઇંદ્ર ! તું આ કન્યાને છોડી આપ, મેં એની મારા મનને વિષે માગણી કરી છે મારા કહેવા પ્રમાણે તારે કરવાથી પોતાના પુર પ્રત્યે જવું સહજ છે હે ભારત ! એ પ્રમાણે ઇંદ્રને કહીને કેશિએ તેની ઉપર એક ગદા ફેંકી, જેને જોઇને ઇંદ્રે વજ્રે કરી મધ્ય ભાગમાંથી ભાગી નાંખી. ત્યારે મહા ક્રોધ પામેલા કેશિએ પર્વતનું શિખર લઈ ઇંદ્રની ઉપર નાખ્યું, જેને પોતાની ઉપર આવતું જોઇને તેણે વજ્રથી ભેદ કરી પૃથ્વી ઉપર નાખ્યું. તે સમય પૃથ્વી ઉપર પડતું એવું તે શિખર કેશિને વાગ્યું. તેથી મહા પીડાયુક્ત થઇ ને દૈત્ય તે કન્યાનો ત્યાગ કરીને ત્યાંથી ભાગી ગયો. હે ભારત ! એ પ્રમાણે કેશિ

દૈત્ય ભાગી ગયો ત્યાર પછી ઇંદ્ર તે કન્યાને કહ્યું કે હે શુભ મુખવાળી! તું કોણ છે? કોની પુત્રી છે? અને અહીં શું કરે છે?

अपयातेऽसुरे तस्मिन्कन्यां वासवोऽब्रवीत् ।
कासि कस्यासि किंचेह कुरुषे त्वं शुभानने ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने स्कंदोत्पत्तौ ... गुर्जरभाषायां त्रयोविंशत्यधिकद्विशततमोऽध्यायः

---

## અધ્યાય 224 મો. દેવસેનાનું વૃત્તાંત.

कन्या उवाच—अहं प्रजापतेः कन्या देवसेनेति विश्रुता ।
भगिनी मे दैत्यसेना सा पूर्वं केशिना हृता ॥ १ ॥

કન્યા કહે છે—હે ઇંદ્ર! હું પ્રજાપતિની દેવસેના નામની કન્યા છું, અને દૈત્યસેના નામની મારી બેન છે, તેનું કેશિ દૈત્યે હરણ કર્યું છે તે આવી રીતે કે, અમે બે બેનો અમારા પિતા પ્રજાપતિની રજા લઇને સખીઓ સહિત સદૈવ આ માનસ પર્વત પ્રત્યે વિહાર કરવા સારૂ આવીએ છીયે. તે જોઇને કેશિ દૈત્ય અમને હરણ કરવાની ઇચ્છા કરે છે, તેમાં દૈત્યસેનાએ તેની ઇચ્છા કરી, તેથી તેણે તેનું હરણ કરયું અને હું તેને પ્રાપ્ત થવાની ઇચ્છા નથી કરતી તેથી મેં મોટો શબ્દ કર્યો જે સાંભળીને તમે મને તેનાથી છોડાવી. હું તમે બતાવેલા અને દુઃખે કરી પણ કોઇથી ન જીતાય એવા પતિની ઇચ્છા કરૂં છું. ઇંદ્રે કહ્યું કે હે દેવસેના! દક્ષનીકન્યા મારી માતા થાય છે અને તું તેની બેનની પુત્રી છે, માટે હું તારા બળને જાણવાની ઇચ્છા કરૂં છું વાસ્તે મને કહે. કન્યા બોલી કે હે મ્હોટી ભુજવાળા! હું તો બળ વગરની છું, પણ મારા પિતાએ મને વરદાન આપ્યું છે તેથી મારો પતિ મહાબળવાન અને સુર તથા અસુરોએ નમસ્કાર કરવા લાયક થશે. ઇંદ્રે કહ્યું કે હે દેવી! તારા પતિનું બળ કેવું થશે! એ હું સાંભળવા ઇચ્છું છું. કન્યાએ કહ્યું કે હે વજ્ર ધારણ કરનાર ઇંદ્ર! દેવતા, દાનવ, યક્ષ, કિંનર, ઉરગ, રાક્ષસ તથા તમારા સહિત સર્વ ભૂતપ્રાણીને જીતનાર, મહા પરાક્રમી જે હશે તે બ્રાહ્મણ્ય તથા પોતાની કીર્ત્તિને વૃદ્ધિ કરનાર મારો પતિ થશે. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે તે કન્યાનાં વચન સાંભળીને ઇંદ્ર ઘણો દુઃખયુક્ત થઇ પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યો કે, જેવો પતિ આ કન્યા કહે છે તેવો પતિ થાય એવો કોઇ દેખાતો નથી. પછી સૂર્ય સરખી કાંતિવાળા ઇંદ્રે ઉદયાચળ પર્વતને વિષે સૂર્યને તથા અમાવાસ્યાને દિવસે રૌદ્ર મુહૂર્ત્ત વેળા ભાનુમાં પ્રવેશ કરતા એવા મ્હોટા ભાગ્યવાળા ચંદ્રને, દેવતા તથા અસુરના થતા યુદ્ધને, રક્ત વર્ણવાળી પૂર્વ સંધ્યાને, રક્તવર્ણવાળા રૂદ્રના સ્થાનને ભૃગુકુળના ઋષિયોએ અનેક પ્રકારના મંત્રોથી હોમ કરેલા હુતદ્રવ્યને ગ્રહણ કરીને સૂર્યમાં પ્રવેશ કરતા એવા અગ્નિને, સૂર્યની પાસે ઉભેલા ચોવીશ પર્વતને અને ધર્મ પ્રત્યે ગયેલા રૌદ્રને જોયા. પછી ઇંદ્ર, સૂર્ય, તથા ચંદ્રની અને પૂર્વોક્ત બીજા સર્વની એકતા જોઇને, પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યો કે, અરે સૂર્ય તથા ચંદ્રનો મહા ભયંકર પેરાવો દેખાય છે જે આજ રાત્રિના અંતને વિષે મ્હોટું યુદ્ધ થશે, એમ સૂચવે છે હમણાં જેમ નદી સમુદ્ર

પ્રત્યે ગતિ કરે તેમ આ સેના ગતિ કરે છે. વળી શૃગાળી નામે જનાવરની માદાઓ સૂર્યની સામે રૂદન કરે છે. વળી મોટા તેજયુક્ત ભયંકર સમુદાય જણાય છે. ચંદ્રનો અગ્નિ તથા સૂર્યની સાથે અદ્ભુત એવો સમાગમ છે. ચંદ્ર જે પુત્રને ઉત્પન્ન કરે, તે અગ્નિ આ દેવસેના કન્યાનો પતિ થાય, કારણ ચંદ્ર તથા સૂર્યાદિના સર્વનો દેવતારૂપ પણ થાય. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાના મનમાં ચિંતવન કરીને ઇંદ્ર દેવસેનાને પોતાની સાથે લઇ બ્રહ્મલોક પ્રત્યે ગયો અને બ્રહ્મા પ્રત્યે બોલ્યો કે હે બ્રહ્મન્ ! તમે આ દેવસેના નામની કન્યા માટે પતિ બતાવો. બ્રહ્માએ કહ્યું કે—હે દૈત્યોને નાશ કરનાર ઇંદ્ર ! જેવી રીતે તેં ચિંતવન કર્યું તેવી રીતેજ મેં પણ ચિંતવન કર્યું છે અને તારા વિચાર પ્રમાણે મહાપરાક્રમી તથા બળવાન ચંદ્રને ગર્ભ થશે જે તારા સહિત દેવતાઓની સેનાનો નાયક થશે. હે ઇંદ્ર ! તે મહા પરાક્રમી કાર્તિકેય તે દેવસેનાનો પતિ થશે એમાં સંશય નથી. હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી તેમને નમસ્કાર કરીને, ઇંદ્ર દેવસેના સહિત પાછો જ્યાં બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને તપશ્ચર્યારૂપ બળવાળા વસિષ્ઠાદિ દેવર્ષિઓ હતા, ત્યાં આવ્યો. તે વેળાએ કેટલાક દેવતાઓ પણ તે ઋષિઓના તપનો ભાગ લેવા તથા યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરવા સારૂ ત્યાં આવ્યા. તે સમયે વસિષ્ઠાદિ ઋષિઓએ યથાયોગ્ય ઇષ્ટિ કરીને, પ્રજ્વલિત અગ્નિને વિષે મહાત્મા દેવતાઓને આહુતિ આપવા માંડી અને મંત્ર ભણી અગ્નિનું આવાહન કર્યું. અદ્ભુત એવો અગ્નિ સૂર્ય મંડળમાંથી નીકળીને ત્યાં આવ્યો જેણે તે ઋષિઓ પાસેથી આહુતિ લઇને દેવતાઓને અર્પણ કરી. પછી અગ્નિએ જતી વેળા મહાત્મા ઋષિઓની સુવર્ણની વેદી સરખી કાંતિવાળી, ચંદ્રલેખા સરખી નિર્મળ, અગ્નિની જ્વાળા સરખી પ્રતિભાવાળી અને તારાઓ સરખી અદ્ભુત સ્ત્રીઓને જોઈ. તે વખતે અગ્નિના મનમાં કામ ઉત્પન્ન થવાથી તે ક્ષોભયુક્ત ઇંદ્રિયવાન તથા કામને વશ થયો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, હું ક્ષોભયુક્ત થયો એ કંઈ ન્યાય નથી, કેમકે બ્રાહ્મણોની સાધુ એવી તથા મારે વિષે કામના વગરની સ્ત્રીઓ છે, જેમની ઇચ્છા કરૂં તે ખોટું. હું એમને જોવા તથા નિમિત્ત વગર સ્પર્શ કરવાને સમર્થ નથી. હું ગાર્હપત્યાગ્નિમાં પ્રવેશ કરીને બ્રાહ્મણોની સ્ત્રિઓને જોઇશ. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિચાર કરીને અગ્નિ ગાર્હપત્યાગ્નિમાં પ્રવેશ કરીને રહ્યો, અને પોતાની શિખાએ કરી તેમને સ્પર્શ કરતાં તથા જોતાં મોટા હર્ષયુક્ત થયો. હે રાજન ! એ પ્રમાણે તેમને વિષે ઉત્પન્ન થયેલી કામનાને વશ થયેલો તે, પોતાનું મન તેમનામાં હોવાથી તેમની પ્રાપ્તિની ઇચ્છાથી ઘણા દિવસ સુધી ત્યાં રહ્યો. પછી કામે કરી તાપ પામ્યું હતું હૃદય જેનું એવો અને છેવટ દેહ ત્યાગ કરી હતી જેણે એવો અગ્નિ, બ્રાહ્મણોની સ્ત્રીની પ્રાપ્તિ ન થઇ ત્યારે ત્યાંથી વન પ્રત્યે ચાલી નીકળ્યો. હવે દક્ષની કન્યા સ્વાહા પ્રથમ અગ્નિમાં કામનાવાળી થઇ તેને પ્રાપ્ત થવાનો અવકાશ જોયાં કરતી હતી, પણ તે મળ્યો નહીં. પછી અગ્નિ ચાલી નીકળ્યા કેડે વનમાં ગયો છે એમ જાણીને તે સ્વાહા તેનુંજ પોતાના મનમાં ચિંતવન કરતી તેની પાસે જવાનો વિચાર કરવા લાગી કે, કામે કરી પીડા પામેલી હું સપ્તર્ષિઓની સ્ત્રિઓના સરખું સ્વરૂપ ધારણ કરીને, તેમનાં રૂપે કરી મોહિત થયેલા અગ્નિને પ્રસન્ન કરીશ કારણ એમ કરવાથી તે પ્રીતિવાન થશે તથા મને કામની પણ પ્રાપ્તિ થશે.

**कामयिष्यामि कामातात तारूपेण मोहितं ।**
**एवं कृते प्रीतिरस्यकामावाप्तिश्च मे भवेत् ॥**

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसाख्याने गुर्जरभाषायां चतुर्विंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२४ ॥

## અધ્યાય ૨૨૫ મો. કુમારોત્પત્તિ.

मार्कंडेय उवाच—शिवा भार्यांगिरसः शीलरूपगुणान्विता ।
तस्याः सा प्रथमं रूपं कृत्वा देवी जनाधिप ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે જનાધિપ! એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરીને સ્વાહા, અંગિરા ઋષિની શીયળરૂપ તથા શિવા ગુણયુક્ત તથા નામની સ્ત્રીનું પ્રથમ સ્વરૂપ ધારણ કરી વનમાં અગ્નિ પાસે જઈ બોલી કે હે અગ્નિ! હું કામે કરી તાપ પામેલી છું, માટે તમે મને માન્ય કરવા યોગ્ય છો જો તેમ નહીં કરશો, તો હું મૃત્યુ પામેલી છું એમ જાણો. હે હુતાશના! હું અંગિરા ઋષિની શિવા નામની સ્ત્રી છું ને શિષ્ટ સ્ત્રીઓના કહેવાથી તથા તેમની પાસે નિશ્ચયાત્મક મનસુબો કરીને અહીં તમારી પાસે આવી છું. અગ્નિએ કહ્યું કે હે શિવા! તું મને કામાર્ત કેમ જાણે છે? અને તેં તારા વગરની જે સપ્તર્ષિની સ્ત્રીઓ કહી, તે કોણ છે? શિવાએ કહ્યું કે હે વાડવ! અમો સર્વને તમે ઘણા પ્રિય છો, અમે તમારાથી ભય પામીએ છીએ પણ મારા વગરની મહા ચતુર એવી બાકીની સ્ત્રીઓએ તમારૂં ચિત્ત જાણીને મને અહીં તમારી પાસે મોકલી છે માટે હું અહીં તમારી પાસે આવી છું વાસ્તે તમે પ્રાપ્ત થયેલા કામને જલદી સેવન કરો કારણ મારા જમાઇઓ મારી વાટ જોતા હશે, જેથી અહીંથી પાછી જલદી જવા ઇચ્છું છું.

માર્કંડેય કહે છે—હે ભરતવંશમાં ઉત્પન્ન થએલા યુધિષ્ઠિર! એ પ્રમાણે શિવનાં વચન સાંભળીને મોટા હર્ષયુક્ત થએલા અગ્નિએ તેને ગ્રહણ કરી; ત્યારે તે દેવીએ પ્રીતિથી તેના શુક્રને પોતાના હસ્તને વિષે ગ્રહણ કર્યું. ત્યાર પછી તે સ્વાહા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, જો આ વનમાં કોઇ આ મારા સ્વરૂપને જોશે, તો તે બ્રાહ્મણીને અગ્નિનો સંબંધરૂપ દોષ ફોકટ કહેશે! માટે હું આ રેતસની રક્ષા કરતાં ગરૂડીનું સ્વરૂપ ધારણ કરૂં, જેથી આ વનમાંથી સુખે કરી જઈ શકું. માર્કંડેય કહે છે-હે પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર! એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરી ગરૂડીનું સ્વરૂપ ધારણ કરી સ્વાહા વનમાંથી ચાલતી થઇ. પછી તેણે રસ્તાને વિષે વૃક્ષનાં ઝુંબખાઓથી સંવૃત્ત, ઝેરી દૃષ્ટિવાન, સાત ફણાવાન તથા અદ્ભુત એવા સર્પ, રાક્ષસ, પિશાચ અને રૌદ્ર એવા ભૂતગણે રક્ષા કરેલા, તથા અનેક રાક્ષસી, મૃગ અને પક્ષિઓએ સેવેલા શ્વેત પર્વતને જોયો. ત્યાર પછી તે સ્વાહાએ અત્યંત દુર્ગમ એવા તે પર્વત પ્રત્યે જઇને, ઉતાવળથી રેતસ સુવર્ણના કુંડમાં નાખ્યું. એ પ્રમાણે સ્વાહાએ સપ્તર્ષિઓની સ્ત્રીઓનાં સ્વરૂપ ધારણ કરીને અગ્નિનું સેવન કરવાની ઇચ્છા કરી! પણ તે અરૂંધતિનું દિવ્ય સ્વરૂપ ધારણ કરવા સમર્થ થઇ નહીં; કેમકે તેના તપનો પ્રભાવ ઘણો હતો તથા તે પોતાના પતિની શુશ્રૂષા કરતી હતી. હે કુરૂકુળમાં ઉત્તમ! એવી રીતે સ્વાહાએ ૭ વાર ૭ ઋષિઓની સ્ત્રીઓનાં સ્વરૂપ ધારણ કરી અગ્નિ પાસે જઇ તેના રેતસને લઇ આવીને સુવર્ણના કુંડમાં નાંખ્યું. હવે કામને વશ થયેલી સ્વાહાએ પ્રતિપદાને દિવસે અગ્નિનું રેતસ સુવર્ણના કુંડમાં

નાખ્યું તેમાંથી પુત્ર ઉત્પન્ન થયો તે આવી રીતે કે, સુવર્ણ કુંડમાં પડેલા રેતસને જોઇને ઋષિઓએ તેનું વખાણ કર્યું જેમાંથી છ મસ્તક, બાર કાન, બાર નેત્ર, બાર ભુજા, એક ગ્રીવા અને એક ઉદરવાળું કુમાર શરીર સંપન્ન થયું. પછી દ્વિતિયાને દિવસે તે સ્પષ્ટ થયું, તૃતિયાને દિવસે બાળકરૂપ શોભવા લાગ્યું અને ચતુર્થીને દિવસે અંગ તથા પ્રત્યંગ ઉત્પન્ન થયાં જેનાં એવા તથા વિજળીઓ સહિત રક્ત વાદળાંએ કરી વેષ્ટિત "ગુહ" કાર્તિકસ્વામી ઉત્પન્ન થયા, જે, જેમ ઉદય પામેલો સૂર્ય મોટાં રક્ત વાદળામાં શોભે, તેમ શોભવા લાગ્યા. હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઉત્પન્ન થયેલા કાર્તિકસ્વામિએ પૂર્વે ત્રિપુરાસુરનો નાશ કરનાર મહાદેવજીએ દેવતાઓના શત્રુનો નાશ કરનાર મોટાં તથા રુવાં ઉભાં કરે એવાં ધનુષ્યને ત્યાગ કર્યું તેને ગ્રહણ કરી સ્થાવર તથા જંગમ સર્વ આ ત્રણ લોકને મોહ ઉત્પન્ન કરતાં મોટો નાદ કર્યો. તે સમયે તેના મેઘ સરખા ભયંકર શબ્દને સાંભળી ચિત્ર તથા ઐરાવત નામના નાગ તેની પાસે આવવા લાગ્યા. તે બે નાગને જોઇને સૂર્ય સરખી કાંતિવાળા બાળકે પોતાના બે હાથને વિષે તેમને ગ્રહણ કરી બીજા હાથમાં શક્તિ લીધી, બીજામાં તામ્રચૂડ નામના પક્ષીને ગ્રહણ કર્યો તથા એક બીજા હસ્તમાં બળવાનોમાં શ્રેષ્ઠ એવા અને મોટા શરીરવાળા કુકુટ પક્ષીને ગ્રહણ કરી મોટો નાદ કર્યો તથા ક્રીડા કરવા માંડી. વળી મહા બળવાન તેણે પોતાના બે હાથમાં ઉત્તમ અને સર્વ ભૂતપ્રાણીને ત્રાસ ઉપજાવે એવા શંખને ગ્રહણ કરી વગાડ્યો. વળી તેણે પોતાની બે ભુજાએ કરી આકાશને ઘણો પ્રહાર કર્યો. એ પ્રમાણે અગણિત બળવાન તથા પર્વતના અગ્રભાગને વિષે જેમ કિરણવાન સૂર્ય શોભે તેમ શોભતા એવા તે કાર્તિકસ્વામી જાણે પોતાના છ મુખે કરી ત્રણ લોકનું પાનજ કરતા હોય એમ દેખાતા ક્રીડા કરવા લાગ્યા. પછી અદ્ભુત પરાક્રમવાન તે તે પર્વત ઉપર બેઠા અને પોતાના અનેક પ્રકારના મુખે કરી સર્વ દિશાઓને જોવા લાગ્યા. તે સમયે અનેક પ્રકારના આશ્ચર્યને જોઇને તેણે વળી મોટો શબ્દ કર્યો, જેને સાંભળીને ઘણા મનુષ્યો પડી ગયા અને ભય ઉત્પન્ન થવાથી ઉદ્વેગ યુક્ત મનવાળા થઇને તેને શરણ પ્રાપ્ત થયા. તે વેળા બ્રાહ્મણોએ દેવરૂપ કાર્તિકસ્વામીની પાસે આવેલા અનેક વર્ણના મનુષ્યોને કહ્યું કે, મહા બળવાન તમે સર્વ કાર્તિકસ્વામીના પાર્ષદો છો. પછી હે રાજન ! કાર્તિકસ્વામીએ ઉઠી ઉભા થઇને પોતાની પાસે આવેલાં સર્વ જનને અનેક પ્રકારનાં વાક્યથી શાંત કરી પોતાના હસ્તને વિષે રહેલા ધનુષ્યનો ટંકારવ કરી, તેમાં અનેક બાણ ભરી, તેનાથી હિમાદ્રિના પુત્ર શ્વેતવર્ણવાળા ક્રૌંચ પર્વતમાં ભેદ કર્યો. પર્વતમાં રહેલા હંસ તથા ગૃધ્રાદિ પક્ષિઓ મેરૂ પર્વત પ્રત્યે નાશી ગયા, અને ભેદ પામવાથી મહા પીડાયુક્ત થયેલો પર્વત મોટા શબ્દ કરતો પડ્યો. હે પાંડવ ! એ પ્રમાણે ક્રૌંચ પર્વત પડ્યો ત્યારે બીજા અનેક પર્વતો મોટા શબ્દ કરવા લાગ્યા. તે સમયે મહા પીડાયુક્ત થએલા સર્વ પર્વતના શબ્દને સાંભળી, બળવાનોમાં શ્રેષ્ઠ કાર્તિકસ્વામી કંઇપણ ડરયા નહીં અને હાથમાં શક્તિ ગ્રહણ કરી ઉગામી તેણે મોટી ગર્જના કરી. પછી તેણે નિર્મળ એવી તે શક્તિ શ્વેત પર્વત ઉપર નાંખી તેના શિખરને ભેદ કર્યું ! જેથી તે પર્વત બીજા પર્વતો સહિત પૃથ્વીનો ત્યાગ કરીને આકાશમાં ઉડ્યો તેથી પૃથ્વી મહા પીડાયુક્ત થઇ અને ભેદ પામવા લાગી, પણ કાર્તિકસ્વામીને શરણે આવવાથી પાછી મહા બળવાન થઇ શોભવા લાગી, અને પર્વતો પણ તેને નમસ્કાર કરી પાછા પૃથ્વી વિષે આવ્યા. ત્યાર પછી સર્વ લોક શુક્લ પંચમી ને આરંભીને કાર્તિકસ્વામીનું ભજન કરવા લાગ્યા.

पर्वताश्च नमस्कृत्य तमेव पृथिवीं गताः ।
अथनम[illegible]लोकः स्कंदं गुहस्य पंचमीं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसे-कुमारोत्पत्तौ गुर्जरभाषायां पंचविंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२५ ॥

## અધ્યાય ૨૨૬ મો. પૃથ્વીપર થયેલા ઉત્પાત.

मार्कंडेयउवाच—तस्मिन् जाते महासत्वे महासेने महाबले ।
समुत्पेतुर्महोत्पाता घोररूपाः पृथग्विधाः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે જ્યારે મહા પરાક્રમી તથા મહા બળવાન કાર્તિકસ્વામી ઉત્પન્ન થયા ત્યારે મહા ઘોરરૂપ અનેક પ્રકારના મ્હોટા ઉત્પાત થવા લાગ્યા. તે આવી રીતના કે, સ્ત્રી પુરૂષોમાં વેર થવા લાગ્યાં, અત્યંત શીતળતા તથા ઉષ્ણતા ઉત્પન્ન થયાં, ગ્રહ, દિશાઓ તથા આકાશ અત્યંત દેદિપ્યમાન થયાં અને પૃથ્વીમાં મ્હોટા શબ્દ થવા લાગ્યા. હે રાજન! એ પ્રમાણે સર્વત્ર થતા ઉત્પાતને જોઇને જગત્‌ના કલ્યાણની ઇચ્છાવાળા ઋષિયોએ તેની શાંતિ કરી. પછી વનમાં તથા ચૈત્રરથ પર્વતમાં રહેનાર મનુષ્યોએ પરસ્પર કહ્યું કે, આ મ્હોટા અનર્થ અગ્નિએ સપ્તર્ષિની ૭ સ્ત્રિઓનો સંગ કરીને કર્યો છે. હે ભારત! કેટલાક પુરૂષોએ ગરૂડીનું સ્વરૂપ ધારણ કરીને જતી એવી સ્વાહાને જેમણે જોઇ હતી તે સ્વાહાના કર્મને જાણતા પણ ન હતા. પછી ગરૂડીનું સ્વરૂપ ધારણ કરેલી સ્વાહાએ પોતાને કહેતા એવા મનુષ્યોને કહ્યું કે આ મારો પુત્ર છે. એ પ્રમાણે મનુષ્યોને કહીને ગરૂડી કાર્તિકસ્વામી પાસે બોલી કે, હું તારી જનેતા છું. સપ્તર્ષિએ ઉત્પન્ન થએલા મ્હોટા પરાક્રમી તે પુત્રને સાંભળીને અરૂંધતી વગરની બાકી ૭ પોતાની સ્ત્રીઓનો ત્યાગ કર્યો તેથી વનમાં રહેલા મનુષ્યોએ કાર્તિકસ્વામી સપ્તર્ષિની ૭ સ્ત્રીઓથી ઉત્પન્ન થયા છે એમ કહ્યું, સ્વાહાએ સપ્તર્ષિને કહ્યું કે, હે ઋષિઓ! આ મારો પુત્ર છે, એ કેવી રીતે ઉત્પન્ન થયો છે તે હું જાણું છું બીજું કોઇ જાણતું નથી. વિશ્વામિત્ર નામના મુનિ સપ્તર્ષિઓના યજ્ઞની પ્રદિષ્ટ કરીને, કામે કરી તાપ પામેલા અગ્નિની પાછળ અદષ્ટ થઇને ગયા, જેથી તેણે કાર્તિકસ્વામીની ઉત્પત્તિ સર્વ યથાર્થ જાણી. પછી તે મુનિ પ્રથમ કાર્તિકસ્વામીને શરણ પ્રાપ્ત થઇ દિવ્ય સ્તુતિ કરીને તેને વિવાહ પૂર્વના જાત કર્માદિ તેર સંસ્કાર કર્યા. વિશ્વામિત્રે જગત્‌ના કલ્યાણસારૂ ૭ મુખવાળા કાર્તિકસ્વામિનું માહાત્મ્ય તથા તેને કુકડ઼ટ શક્તિ અને પાર્ષદોનું સાધન કર્યું જેથી તે ઋષિ તેને ઘણા પ્રિય થયા. પછી તેને સ્વાહાએ સપ્તર્ષિઓની ૭ સ્ત્રિયોનાં સ્વરૂપને ધારણ કરી અગ્નિનો સમાગમ કર્યો છે તે જાણીને ઋષિઓને કહ્યું કે હે શ્રેષ્ઠ ઋષિઓ! તમારી સ્ત્રીઓનો કશો અપરાધ નથી માટે તેમને તમે ત્યાગ કરો નહીં. હે ભારત! એ પ્રમાણે વિશ્વામિત્રનાં વચન સપ્તર્ષિઓએ સાંભળ્યાં પણ જેમ રામચંદ્રે સીતાને ગ્રહણ કર્યા નહીં તેમ પોતાના નિશ્ચયથી પોતાની સ્ત્રીઓને ગ્રહણ કરી નહીં.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! પછી દેવતાઓએ મહાપરાક્રમી કાર્તિકસ્વામિ ઉત્પન્ન થયા તે સાંભળી ઇંદ્રને કહ્યું કે હે શક્ર ! કોઈથી જેનું પરાક્રમ સહન ન થાય એવા કાર્તિકસ્વામીનો તમે નાશ કરો, વિલંબ કરો નહીં ને જો તેમ નહીં કરશો તો તે તમને તથા અમને ગ્રહણ કરી ત્રણ લોકને પોતાને વશ કરી દેવતાઓનો ઇંદ્ર થશે. હે રાજન ! એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી મહાવ્યથા યુક્ત થએલા ઇંદ્રે તેમને કહ્યું કે હે દેવતાઓ ! એ બાળક મહા બળવાન છે તેથી ત્રણ લોકની સૃષ્ટિનો પણ નાશ કરવા સમર્થ છે હું તેનો નાશ કરવા ઇચ્છતો નથી. એવાં ઇંદ્રનાં વચન સાંભળી વળી દેવતાઓએ કહ્યું કે હે ઇંદ્ર ! તમારામાં કંઇ પણ પરાક્રમ નથી, જેથી આવાં વચન બોલો છો. હે ભારત ! એ રીતે ઇંદ્રને કહીને સર્વ દેવતાઓએ લોક માતરોને કહ્યું કે હે લોક માતરો ! તમે સર્વે કાર્તિસ્વામીની પાસે જાઓ, ને તમારા ઇચ્છિત પરાક્રમે કરી તેનો નાશ કરો. એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળીને સર્વ ઘણું સારૂં એમ કહીને કાર્તિકસ્વામીની પાસે ગઈ. તે સમયે તે કાર્તિકસ્વામિનું સ્વરૂપ જોઇને ખેદયુક્ત મુખવાળી થઇ. પછી તે પોતાના મનમાં આ જીતાવો અશક્ય છે એમ વિચારી તેને શરણે જઇ કહેવા લાગી કે હે મ્હોટા બળવાન ! તું અમારો પુત્ર થા, અમને તારામાં સ્નેહ હોવાથી અમારાં સ્તનમાં દૂધ ભરાઈ આવ્યાં છે, માટે અમને હર્ષની પ્રાપ્તિ કર. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે લોક માતરોનાં વચન સાંભળીને તેમનાં સ્તન પાન કરવાની ઇચ્છાવાળા કાર્તિકસ્વામીએ તેમનું પ્રિય કરી આદર સન્માન કર્યું. તેવામાં બળવાન પુરૂષોમાં અત્યંત બળવાન એવા કાર્તિકસ્વામિએ આવતા એવા પોતાના અગ્નિરૂપ પિતાને જોઇને પોતાના માતૃગણ સહિત પૂજા કરી. કાર્તિકસ્વામીએ પૂજા સત્કાર કર્યો હતો જેનો એવો શિવ નામનો અગ્નિ, તેની રક્ષા કરતાં તેને ચોમેરથી વિંટી ઉભો. તે સમયે માતૃગણ મધ્યેથી એક ક્રોધ સમુદ્ભવા નામની સ્ત્રી કાર્તિકસ્વામીની ધાત્રી થઇ હાથમાં ત્રિશૂળ ધારણ કરીને, પોતાના પુત્રની પેઠે રક્ષા કરવા લાગી તથા રક્તવર્ણ સમુદ્રની રક્તનું ભોજન કરનારી ક્રુરા નામની પુત્રી તેને આલિંગન કરી પુત્રની પેઠે રક્ષા કરવા લાગી તે સમયે ઘણી પ્રજાવાળો વેદોક્ત અગ્નિ છાગના સરખા મુખવાળો થઇ પર્વતને વિષે બેઠેલા બાળકરૂપ કાર્તિકસ્વામિને ખેલાનાએ કરી બાલકની પેઠે ક્રીડા કરાવવા લાગ્યો.

**अग्निर्भुत्वा नैगमेयो छागवक्त्रो बहुप्रजः ।**
**रमयामास शैलस्थं बालं क्रीडनकैरिव ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसे-स्कंदोत्पत्तौ गुंर्जरभाषायां षड्विंशत्यधिकद्विशततमोऽध्यायः ॥ २२६ ॥**

---

## અધ્યાય ૨૨૭ મો. કુમાર અને દેવતાઓ વચ્ચે યુદ્ધ.

**मार्कंडेय उवाच—ग्रहाः सोपग्रहाश्चैव ऋषयो मातरस्तथा ।**
**हुताशनमुखाश्चैव दृप्ताः पारिषदांगणाः ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ગ્રહો રાહુઆદિ ઉપગ્રહો, ઋષિયો, માતરો, અગ્નિ તથા મદોન્મત્ત પાર્ષદોના ગણો કાર્તિકસ્વામિને વિંટીને ઉભા હતા તે સમયે ઇંદ્ર પોતાને

જય થવો કઠિન છે એમ માનતો હતો. તોપણ જયની ઇચ્છાથી ઐરાવત હસ્તિ ઉપર બેસી હાથમાં વજ્ર ધારણ કરીને, દેવતાઓ સહિત કાર્તિકસ્વામિનો નાશ કરવા સારૂ તેની સામે ગયો. તે સમયે કાર્તિકસ્વામિને પણ, વિચિત્ર ધ્વજાઓ જેને વિષે હતી એવી, અનેક પ્રકારના વાહન તથા હથિઆરોવાળી અને મ્હોટા શબ્દ કરતી એવી દેવતાઓની સેનાને અને અનેક પ્રકારનાં વસ્ત્ર ધારણ કરેલા, મ્હોટી શોભાવાળા, અલંકાર ધારણ કરેલા તથા પોતાને નાશ કરવા સારૂ આવતા એવા ઇંદ્રને જોઇને, તેની સામે ગયા. તે વખતે હે પાર્થ ! મહા બળવાન કાર્તિકસ્વામિનો નાશ કરવાની ઇચ્છાવાળો દેવતાઓનો ઇશ ઇંદ્ર, તેની નિંદા કરતાં દેવસેનાને હર્ષ ઉપજાવતો તેની પાસે ઉતાવળથી આવ્યો. પછી દેવતાઓ તથા ઋષિઓએ પૂજન કર્યું હતું જેનું એવા તથા કાર્તિકસ્વામિની નજીક પ્રાપ્ત થયેલા ઇંદ્રે દેવતાઓ સહિત મ્હોટો સિંહનાદ કર્યો. તે સાંભળીને ગુહે પણ સમુદ્રની પેઠે નાદ કર્યો જે સાંભળીને સમુદ્ર સરખું દેવસૈન્ય ચેતન વગરનું હોવાથી ચારેતરફ ભ્રમણ કરવા લાગ્યું. પછી પોતાને નાશ કરવા પ્રાપ્ત થએલા દેવતાઓને જોઇને અગ્નિના પુત્ર કાર્તિકસ્વામિએ પોતાના મુખમાંથી અગ્નિને ઉત્પન્ન કર્યો, જેથી તેની જ્વાળા અત્યંત વૃદ્ધિ પામી અને તેનાથી દેવ સૈન્યને કંપ થવાથી પૃથ્વી ઉપર પડી બળવા લાગ્યું. પછી કાર્તિકસ્વામીએ ઉત્પન્ન કરેલા અગ્નિની જ્વાળાથી મસ્તક, દેહ, આયુધ, તથા વાહનો બળવા લાગ્યાં હતાં જેમનાં એવા દેવતાઓ, જેમ આકાશ મંડળમાંથી પડતા તારાઓના ગણ શોભે, તેમ શોભવા લાગ્યા. અગ્નિના યોગથી બળતા એવા દેવતાઓ ઇંદ્રના પક્ષનો ત્યાગ કરીને, કાર્તિકસ્વામિને શરણ ગયા જેથી શાંતિને પામ્યા. પછી દેવતાઓએ ત્યાગ કરેલા ઇંદ્રે પોતાના હસ્તમાં રહેલું વજ્ર કાર્તિકસ્વામીની ઉપર મૂક્યું, તે તેના જમણા પાર્શ્વને વિષે વાગ્યું, તેથી તેનું પાર્શ્વ ભેદ પામ્યું. હે રાજન્! ઇંદ્રના વજ્રના પ્રહારથી કાર્તિકસ્વામીનો એક યુવાન સુવર્ણ સરખો કાંતિમાન, દૃઢ અંગવાન, શક્તિ ધારણ કરેલો તથા કુંડળ પહેરેલો પુરૂષ ઉત્પન્ન થયો; વજ્રના પ્રહારથી ઉત્પન્ન થયો તેથી તેનું નામ વિશાખ થયું. પ્રલયકાળના અગ્નિ સરખા કાંતિયુક્ત ઉત્પન્ન થયેલા તે પુરૂષને જોઇને ઇંદ્ર ભય ઉત્પન્ન થવાથી હાથ જોડી કાર્તિકસ્વામીની શરણે ગયો. તેથી શ્રેષ્ઠ એવા કાર્તિકસ્વામીએ સૈન્ય સહિત ઇંદ્રને અભય આપ્યો; ત્યારે હર્ષ પામેલા દેવતાઓએ અનેક પ્રકારનાં વાજીંત્રો વગાડયાં.

तस्याभयं ददौ स्कंदः सहसैन्यस्य सत्तमः ।
ततः प्रहृष्टास्त्रिदशा वादित्राण्यभ्यवादयन् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमास्यापर्वणि आंगिरसे इंद्रस्कंदसमागमे गुर्जरभाषायां सप्तविंशत्यधिक द्विशततमोऽध्यायः ॥ २२७ ॥

---

## અધ્યાય ૨૨૮ મો. કુમારોની ઉત્પત્તિ.

मार्कंडेय उवाच—स्कंदस्य पार्षदान्घोरान् शृणुष्वाद्भुतदर्शनान् ।
वज्रप्रहारात्स्कंदस्य जज्ञुस्तत्र कुमारकाः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! સ્કંદના મહાભયંકર અદ્ભુત દેખાવવાળા પાર્ષદો કહું તે સાંભળો; જે તેને પ્રહારથી ઉત્પન્ન થયેલા કુમારો ગર્ભને વિષે રહેલા બાળકોને હરણ કરે છે,

વળી તેમજ તેને વજ્રના પ્રહારથી મહા બળવાન એક કન્યા ઉત્પન્ન થઈ. તે કુમારીએ જે વિશાખને પિતારૂપ કલ્પના કર્યો, તે તથા કુશળ એવા ભદ્રશાખ યુદ્ધમાં છાગના સરખા મુકુટને ધારણ કરી અને પોતાના પુત્રો તથા કન્યાના ગણે સહિત થઈ પોતાના કુટુંબની રક્ષા કરે છે, પણ પૃથ્વીને વિષે તે કુમારીના પિતા કાર્તિકસ્વામીને કહે છે–હે રાજન ! પૃથ્વીને વિષે પુત્રની કામનાવાળા તથા પુત્રવાન પુરૂષો અગ્નિને વિષે સ્વાહાનો ઉચ્ચાર કરીને રૂદ્રનું યજન કરે છે. હવે તપ નામના અગ્નિએ જે કન્યાઓને ઉત્પન્ન કરી હતી તે કાર્તિકસ્વામીની પાસે આવી અમે શું કરીએ ? એમ કહેતાં બોલી કે જેમ અમે સર્વ લોકની માતારૂપ થઇએ તથા તમારી કૃપાએ કરી સર્વને પૂજ્ય થઇયે, તેમ કરો. કાર્તિકસ્વામીએ કહ્યું કે ઘણું સારૂં તમે તમારા કહેવા પ્રમાણે અનેક પ્રકારની થશો. ત્યાર પછી શિવા તથા અશિવા નામનો માતૃકાનો ગણ સ્કંદને પુત્રરૂપ નિશ્ચય કરી ત્યાંથી ગયો. તેમાં કાકી, હલીમા, માલિની, બૃહતા, આર્યા, પલાલા તથા મિત્રા નામની એ સાત, બાળકોની માતૃકા કહેવાય છે, જેમના વીર્યથી તથા કાર્તિકસ્વામીની કૃપાયે કરી એક મહા ભયંકર લોહિતાક્ષ નામે પુત્ર ઉત્પન્ન થયો. હે રાજન ! સ્કંદ તથા માતૃકાના ગણથી ઉત્પન્ન થયેલો તે લોહિતાક્ષ વીરાષ્ટક કહેવાય છે તથા છાગવક્ત્ર સહિત નવક કહેવાય છે. પૂર્વોક્ત છાગમય વક્ત્ર તે સ્કંદનું છઠ્ઠું વક્ત્ર છે એમ તમે જાણો, જે માતૃકાના ગણે પૂજન કરેલું છ મસ્તકની અભ્યંતર રહેલું છે તથા તેના છ મસ્તકમધ્યે શ્રેષ્ઠ ગણાય છે. કાર્તિકસ્વામિયે જે પરાક્રમે કરી શક્તિ ફેંકી, તે ભદ્રશાખ કહેવાય છે. હે જનાધિપ ! એ પ્રમાણે વિવિધ પ્રકારનું શુકલપક્ષની પંચમીને દિવસે વૃત્તાંત બન્યુ છે અને તે પ્રસંગને વિષે ષષ્ઠિને દિવસે ભયંકર યુદ્ધરૂપ વૃત્તાંત થયું છે.

इत्येतद्विविधाकारं वृत्तंशुक्लस्य पंचमीं ।
तत्रयुद्धमहाघोरं वृत्तंषष्ठ्यांजनाधिप ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगि सोपाख्यान कुमारोत्पत्तौ गुर्जरभाषायामष्टाविंशदधिकद्विशततमोऽध्यायः ॥२२८॥

## અધ્યાય ૨૨૯ મો. કાર્તિકસ્વામીનો અભિષેક.

मार्कंडेय उवाच—उपविष्टंतुतंस्कंदं हिरण्यकवचस्रजं ।
हिरण्य चूडमुकुटं हिरण्याक्षं महाप्रभं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! સુવર્ણના કવચ, માળા, શિરોભૂષણ તથા મુકુટ ધારણ કરેલા, પીળાં નેત્રવાન, મ્હોટી પ્રભાવાન, રક્તવસ્ત્ર પહેરેલા તીક્ષ્ણ દાઢવાળા, મનોરમ સ્વરૂપવાન સર્વ લક્ષણ સંપન્ન, ત્રણ લોકને પણ પ્રિય, વરદાન આપનાર, શૂરવીર, યુવાન, સુંદર કુંડળ ધારણ કરેલા અને બેઠેલા કાર્તિકસ્વામીનું પદ્મ સરખી શોભાવાળી લક્ષ્મી સાક્ષાત્કાર સ્વરૂપ ધારણ કરીને ભજન કરવા લાગી. ત્યારે મહર્ષિયોયે કાર્તિકસ્વામીને આવી રીતે કહ્યું કે–હે હિરણ્યગર્ભ કાર્તિકસ્વામી ! તારૂં કલ્યાણ થાઓ. તું સર્વ લોકનું કલ્યાણ કરનાર થા; કારણ છ રાત્રિમાં ઉત્પન્ન થયેલા તેં સર્વ લોકને વશ કર્યું તથા તેમને અભય પણ આપ્યો છે, માટે ત્રણ લોકનો ઈંદ્ર થા.

કાર્તિકસ્વામિયે કહ્યું કે હે તપશ્ચર્યારૂપ દ્રવ્યવાન ઋષિયો ! દેવતાઓનો પણ ઇંદ્ર સર્વ લોકનું શું કરે છે તથા દેવતાઓનું નિરંતર પાલન કેમ કરે છે ? ઋષિયોયે કહ્યું કે હે સ્કંદ ! ઇંદ્ર સર્વ ભૂત પ્રાણિનાં બળ તથા તેજને ધારણ કરે છે. પ્રજાને સુખ આપે છે અને પ્રસન્ન થવાથી સર્વને ઇચ્છિત કામનાની પ્રાપ્તિ કરે છે વળી તે દુષ્ટ આચરણવાળાઓનો સંહાર કરે છે, વ્રત ધારણ કરનારને કલ્યાણની પ્રાપ્તિ કરે છે, તથા સર્વ ભૂતને કાર્યને વિષે યોજે છે; વળી તે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, પૃથ્વી તથા જળનો જ્યારે જ્યારે જેનો અભાવ થાય છે, ત્યારે ત્યારે તે રૂપ પોતે થાય છે. હે કાર્તિકસ્વામી ! એ પ્રમાણે ઇંદ્ર કરે છે, કારણ તેમાં ઘણું બળ છે, માટે તું પણ બળવાનોમાં શ્રેષ્ઠ મહા શૂરવીર છે, વાસ્તે અમારો ઇંદ્ર થા. માર્કંડેય કહે છે–યુધિષ્ઠિર ! એ પ્રમાણે ઋષિયોયે કહ્યું ત્યાર પછી ઇંદ્રે કાર્તિકસ્વામીને કહ્યું કે હે મોટી ભુજાવાળા શ્રેષ્ઠ કાર્તિકસ્વામિ ! અમો સર્વને સુખ આપનાર તમો ઇંદ્ર થાઓ અને તે પદવીને વિષે તમારા દેહને અભિષેક કરવા લાયક છો. કાર્તિકસ્વામિયે કહ્યું કે હે ઇંદ્ર ! સ્વસ્થ ચિત્તવાન તથા પોતાના જયમાં પ્રીતિમાન તું ત્રણ લોકનું પાલન કર, હું તારો કિંકર છું; કારણ મને ઇંદ્રપણાની ઇચ્છા નથી. ઇંદ્ર બોલ્યો કે હે શૂરવીર ! તમારામાં બળ અદ્ભુત છે, માટે તમે દેવતાઓના શત્રુઓને નાશ કરો; કારણ તમારા પરાક્રમને જોઇને વિસ્મય પામેલાં સર્વ લોક બળ વગરના, તમારાથી પરાજયને પામેલા તથા ઇંદ્રતાને વિષે રહેલા મારી અવજ્ઞા કરશે અને આપણા બેઉના બળનું ન્યુનાધિકપણું જાણવામાં આકુળતા રહિત થઇ જઇ વઢ પણ કરશે, વળી હે સમર્થ ! જ્યારે તમે મારાથી જૂદા પડશો, ત્યારે સર્વ લોક પણ જૂદા મતના થશે તે આવી રીતે કે, કેટલાક કહેશે કે ઇંદ્ર બળવાન છે અને કેટલાક કહેશે કે કાર્તિકસ્વામી બળવાન છે. એ પ્રમાણે જ્યારે મનુષ્યાદિનો જૂદો જૂદો મત થશે, ત્યારે આપણા બેઉમાં પરસ્પર વિગ્રહ થશે, જેથી તમે મને યુદ્ધમાં જીતીને અવશ્ય ઇંદ્ર થશો. માટે મારાં વાક્યને માન્ય કરી મારા કહેવા પ્રમાણે કરો. કાર્તિકસ્વામિયે કહ્યું કે હે શક્ર ! તારૂં કલ્યાણ થાઓ, તું ત્રણ લોકનો તથા મારો રાજા છે, હું તારી આજ્ઞા પ્રમાણે શું કરૂં તે કહે ! ઇંદ્રે કહ્યું કે હે મોટા બળવાન ! હું તમારા કહેવાથી ઇંદ્ર થઇશ, પણ જો તમે સત્ય ભાષણ નિશ્ચય કરી કહ્યું હોય તથા મારા કહેવા પ્રમાણે કરવા ઇચ્છતા હો, તો હું કહું તે સાંભળો–હે સ્કંદ ! તમે મહા બળવાન એવા તમારા દેહને દેવતાઓની સેનાના અધિપતિપણાને વિષે અભિષેક કરો. કાર્તિકસ્વામિયે કહ્યું કે હે ઇંદ્ર ! તમે દૈત્યોના નાશ માટે, દેવતાઓનાં કાર્ય સિદ્ધ થવા માટે અને ગાયો તથા બ્રાહ્મણના હિત માટે મને દેવતાઓની સેનાના અધિપતિ વિષે અભિષેક કરો. માર્કંડેય કહે છે–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કાર્તિકસ્વામીનાં વચન સાંભળીને દેવતાઓના ગણો સહિત ઇંદ્રે તેને અભિષેક કર્યો તે વખતે મહર્ષિયોયે તેનો સત્કાર કરવાથી તે ઘણા શોભવા લાગ્યા. તથા કોઇએ તેની ઉપર સુવર્ણનું છત્ર ધર્યું તેથી તેનો પ્રજ્વલિત અગ્નિની જ્વાળા સરખો દેખાવ થયો. વળી તે વખતે હે રાજન્ ! ત્રિપુરાસુરને નાશ કરનાર રૂદ્રે પાર્વતિ સહિત ત્યાં આવીને, મોટી પ્રસન્નતાથી તેની પૂજા કરી તથા વિશ્વકર્માએ બનાવેલી દિવ્ય સુવર્ણની માળા તેને પહેરાવી, તે સમય શ્રુતિના જાણનાર બ્રાહ્મણોયે અગ્નિ એજ રૂદ્ર છે એમ કહ્યું તેથી કાર્તિકસ્વામી તેના પુત્ર થયા. તે આવી રીતે કે—પૂર્વે રૂદ્રે શુક્રનો ત્યાગ કર્યો હતો, જેનાથી શ્વેત પર્વત થયો, તેને વિષે સ્વાહાએ સપ્તર્ષિયોની કૃતિકાદિ ૭ સ્ત્રિયોનાં સ્વરૂપ લઇ અગ્નિના રેતસને ગ્રહણ કરી સુવર્ણના કુંડમાં નાંખ્યું. તેથી ઉત્પન્ન થયા તથા રૂદ્રે તેની પૂજા

કરી, જેને દેવતાઓએ જોઇ, માટે તેને તેના પુત્ર કહ્યા. વળી જ્યારે અગ્નિએ સ્વાહાને રેતસ આપ્યું, તેના શરીરમાં રૂદ્રે પ્રવેશ કર્યો હતો, તેથી પણ રૂદ્રના તે પુત્ર કહેવાયા. વળી રૂદ્ર, અગ્નિ તથા સપ્તર્ષિની ૭ સ્ત્રિયોનાં સ્વરૂપ ધારણ કરેલી સ્વાહાની સહાયતાથી તે ઉત્પન્ન થયા, તેથી પણ રૂદ્રના પુત્ર કહેવાયા. હે રાજન ! તે કાર્તિકસ્વામિયે નિર્મળ એવાં રક્તવસ્ત્ર પહેર્યાં હતાં તેથી, જેમ રાતાં વાદળાંમાં સૂર્ય શોભે, તેમ શોભતા હતા. તે સમય અગ્નિયે રથની ધ્વજામાં શોભવા સારૂ તેને કુકકુટ આપ્યો. તે રથની ધ્વજાને વિષે કાળાગ્નિ સરખો શોભવા લાગ્યો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કાર્તિકસ્વામિયે સર્વ ભૂત પ્રાણિની જે વખત ચેષ્ટા, કાંતિ, શાંતિ તથા બળ, તે રૂપ દેવતાઓના જયને વૃદ્ધિ કરે એવી પ્રથમ ધારણા કરી તે વખત તેના શરીર ઉપર સુવર્ણનું કવચ પોતાની મેળે આવી પ્રાપ્ત થયું; જે સદૈવ યુદ્ધના સમયને વિષે આવી તેને પ્રાપ્ત થાયછે. એ પ્રમાણે ઉત્પન્ન થયેલા કાર્તિકસ્વામિમાં શક્તિ, ધર્મ, બળ, તેજ, કાંતિ સત્યતા, મોટાઇ, બ્રહ્મણ્યતા, અસંમોહ, ભક્તનું રક્ષણ કરવું, શત્રુઓનો વિનાશ કરવો. તથા સર્વ લોકનું રક્ષણ કરવું ઇત્યાદિ બીજા પણ શ્રેષ્ઠ ગુણ પોતાની મેળે પ્રાપ્ત થયા હતા. એ પ્રમાણે દેવતાઓએ અભિષેક કરેલા તથા અલંકાર ધારણ કરવાથી અત્યંત શોભતા એવા કાર્તિકસ્વામી, જેમ પૂર્ણિમાને દિવસે ચંદ્રમંડળ શોભે તેમ શોભતા હતા. વળી તે સમય પુષ્ટ એવા વેદના ઘોષ, દેવતાની તુરિના ઘોષ, અને દેવતા તથા દાનવોના ગાવાના શબ્દથી અને અપ્સરા, પિશાચ દેવતા તથા સંતોષિ, હર્ષ પામેલા અને અલંકાર ધારણ કરેલા મનુષ્યોના ગણોયે કરી દેવતાઓએ અભિષેક કરેલા તથા પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતા એવા કાર્તિકસ્વામી ઘણા શોભતા હતા. હે રાજા ! જેમ અંધકારને નાશ કરીને ઉદય પામતો સૂર્ય દેખાય, તેમ અભિષેક જેને થયો હતો એવા કાર્તિકસ્વામિ દેવતાઓને દેખાતા હતા, ત્યાર પછી હજારો દેવતાઓની સેના તમે અમારા પતિ છો એમ કહીને ચારે કોરથી કાર્તિકસ્વામીની પાસે આવી, ત્યારે સર્વ ભૂતના ગણથી વિંટાયલા, પૂજન તથા સ્તુતિ જેની થઇ હતી એવા અને મહા સમર્થ કાર્તિકસ્વામિયે તેમને સાંત્વના કરી. ત્યાર કેડે ઇંદ્રે કાર્તિકસ્વામીને અભિષેક કરી જેનો તેણે ત્યાગ કર્યો હતો એવી દેવસેનાને સંભારીને પોતાના મનમાં વિચાર કર્યો કે, પૂર્વે બ્રહ્માએ દેવસેનાનો આજ પતિ કહ્યો છે એમ વિચારીને ઈંદ્ર, અલંકારો પહેરેલા હતા જેણે એવી દેવસેનાને લાવ્યો અને કાર્તિકસ્વામીને કહેવા લાગ્યો કે—હે દેવતાઓમાં શ્રેષ્ઠ! તમારો જન્મ થયો નહીં હતો તે પહેલાં બ્રહ્માએ આ દેવસેના તમારી સ્ત્રી થશે એમ કહ્યું છે માટે તમે વિધિપૂર્વક એનું પાણીગ્રહણ કરો. હે રાજા! એવાં ઇંદ્રનાં વચન સાંભળીને કાર્તિકસ્વામીયે દેવસેનાનું પાણીગ્રહણ વિધિપૂર્વક કર્યું. તે સમય બૃહસ્પતિયે મંત્રનો જપ કર્યો તથા મંત્રથી હોમ પણ કર્યો. એ પ્રમાણે કાર્તિકસ્વામીને દેવસેના નામની સ્ત્રી પ્રાપ્ત થઇ, તેથી તેને તેની સ્ત્રી સૌ મનુષ્યો કહેવા લાગ્યા. જ્યારે કાર્તિકસ્વામીરૂપ શાશ્વત પતિ દેવસેનાને પ્રાપ્ત થયા ત્યારે તેનો સાક્ષાત્ સ્વરૂપ ધારણ કરેલી લક્ષ્મીએ આશ્રય કર્યો. હે ભારત ! પંચમીને દિવસે કાર્તિકસ્વામી " શ્રી " શોભાયુક્ત થયા. તેથી તે તિથિ શ્રીપંચમી કહેવાય છે અને ષષ્ઠિને દિવસે તે કૃતાર્થ થયા માટે તે મહાતિથિ કહેવાય છે.

श्रीजुष्टःपंचमींस्कंद स्तस्माच्छ्रीपंचमीस्मृता: ।
षष्ठ्यांकृतार्थोभवद्यस्मा त्तस्मात्षष्ठी महातिथि ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायामूनत्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २२९ ॥



## અધ્યાય ૨૩૦ મો. અહનો ઉદ્દેશ.

मार्कंडेय उवाच—प्रियार्जुनमहासेनं दवेसेनापतिकृतं ।
सप्तर्षिपत्न्यः षड् देव्य स्तत्सकाशमथागमन् ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર શોભાયુક્ત તથા ઇંદ્ર જેને દેવસેનાના પતિ કર્યા છે એવા મહાસેન કાર્તિકસ્વામીની પાસે સમર્ષિની દેવીરૂપ ૭ સ્રિયો આવી, અને ઋષિયોએ ત્યાગ કરેલી સ્વધર્મયુક્ત તથા મોટા વ્રતવાળી તેમણે કાર્તિકસ્વામીને કહ્યું કે હે પુત્ર! દેવતા સરખા અમારા પતિયોએ વગર કારણે ક્રોધથી અમારો ત્યાગ કર્યો છે, કારણ અમારા પતિયોને અમારાથી તું ઉત્પન્ન થયો એમ કોઇએ કહ્યું જેથી અમે પુણ્યસ્થાનથી ભ્રષ્ટ થઇએ છીએ; માટે તું અમારી રક્ષા કરવા યોગ્ય છે. હે મહા સમર્થ! તારી કૃપાથી અમને અવિનાશી સ્વર્ગવાસની પ્રાપ્તિ થશે, અમે તારા શ્રેયની ઇચ્છા રાખીએ છીએ; માટે તું અમારા કહેવા પ્રમાણે કરીને માતૃઋણથી મુક્ત થા. કાર્તિકસ્વામીએ કહ્યું કે નહીં નિંદા કરવા લાયક, જો તમે મારી માતા છો અને હું તમારો પુત્ર છું, તો તમે જે ઇચ્છશો તે તમારૂં સર્વ સિદ્ધ થશે. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કાર્તિકસ્વામી સપ્તઋષિ માંહેલા ૭ ઋષિયોની ૭ સ્રીયોને કહેતા હતા, તે વખત ઇંદ્ર કંઇ પણ કહેવા તૈયાર થયો, તે જોઇને તેને તેણે કહ્યું કે હે ઇંદ્ર! શું કાર્ય છે? તે કહે. ઇંદ્રે કહ્યું કે હે કાર્તિકસ્વામી! રોહિણીની નાની બેન સ્પર્ધા વાળી અભિજીત પોતાને જ્યેષ્ઠતાની ઇચ્છાથી પોતાના અધિકારનો ત્યાગ કરીને, તપ કરવા સારૂ વન પ્રત્યે ગઇ; જેથી મૂઢ હું થઇ ગયો છું; માટે હે શ્રેષ્ઠ! તમારૂં કલ્યાણ થાઓ, અને તમે બ્રહ્મા સહિત થઇ બીજા કાળનું ચિંતન કરો; કેમકે પૂર્વે બ્રહ્માએ ધનિષ્ઠાદિ નક્ષત્રથી કાળ સંખ્યા કલ્પના કરી છે, તેમાં પણ રોહિણી સર્વમાં પૂર્ણ થઇ છે, જેનાથી કળા તથા ઘટિકાદિ કાળ સારી રીતે જણાય છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ઇંદ્ર કાર્તિકસ્વામીને કહેતો હતો તેટલામાં તો કૃત્તિકા સ્વર્ગ પ્રત્યે ગઇ; જેનું વહ્નિ દૈવતવાળું તથા સાત ફણાવાળા નાગ સરખી કાંતિવાળું નક્ષત્ર આકાશમાં શોભે છે. ત્યાર પછી વિનતાએ કાર્તિકસ્વામીને કહ્યું કે હે પુત્ર! તું મ્હારા દેહથી ઉત્પન્ન થયેલો મ્હારો પુત્ર છે. માટે હું નિરંતર તારી સાથે વસવા ઇચ્છુંછું. કાર્તિકસ્વામીયે કહ્યું કે હું તમને નમસ્કાર કરૂં છું, તમારી ઇચ્છા પ્રમાણે થાઓ. પુત્રના સ્નેહ ભાવથી તમે મને શિખામણ આપો અને તમારી વહૂ દેવસેનાએ પૂજા કરેલાં નિરંતર મારી સંગાથે વસો. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કાર્તિકસ્વામીએ વિનતાને કહ્યું, ત્યાર પછી સર્વ માતૃગણે તેને કહ્યું કે હે કાર્તિકસ્વામી! કવિયોયે સ્તુતિ કરેલી અમે સર્વ લોકની માતા છીએ, માટે તમારી પણ માતા થવાની ઇચ્છા રાખીએ છીએ; વાસ્તે તમે અમારૂં પૂજન કરો. કાર્તિકસ્વામી બોલ્યા કે, તમો મારી માતા છો અને હું તમારો પુત્રછું; માટે તમારે જે ઇચ્છિત કરવાનું હોય તે તમે કહો. માતૃકાઓ બોલી કે હે કાર્તિકસ્વામી! પૂર્વે આ લોકની જે બ્રાહ્મી તથા માહેશ્વરી આદિ માતરો કલ્પનું

કરી છે તેમનાં સ્થાનમાં અમારાં સ્થાન થાઓ. વળી હે દેવતાઓમાં શ્રેષ્ઠ! અમે સર્વ લોકને પૂજ્ય તથા દંડવા યોગ્ય થઇએ અને બ્રાહ્મ્યાદિ માતૃકાયે તમારે વાસ્તે અમારા પતિને મિથ્યા શાપરૂપ દોષે કરી અમારી થનાર પ્રજાને હરણ કરી છે, માટે તે અમને પ્રાપ્ત કરો. કાર્તિકસ્વામી બોલ્યા કે હું મુનિયોની પાસે આવી તેને તમને પ્રાપ્ત કરીશ. તથા તેની પ્રાર્થના કરીશ, તોપણ તે અંગિકાર કરશે નહીં; માટે તમે બીજી જે પ્રજા ઇચ્છશો, તે હું તમને પ્રાપ્ત કરીશ; પણ કયી પ્રજાની ઇચ્છા કરો છો? તે કહો. માતૃકાઓએ કહ્યું કે હે કાર્તિકસ્વામી! અમે બ્રાહ્મ્યાદિની પ્રજાને તથા તમારાથી જૂદી રહેલી તે પ્રજાના પિત્રાદિને ભોગવવાની ઇચ્છા કરીએ છીએ, માટે તમે અમને તે પ્રાપ્ત કરો. કાર્તિકસ્વામીયે કહ્યું, કે તમે મોટું કષ્ટરૂપ કહ્યું, માટે હું તમને તે પ્રજા પ્રાપ્તિ કરૂંછું, પણ તમારૂં કલ્યાણ થાઓ અને તે પ્રજાની તમે રક્ષા કરો. માતૃકાઓએ કહ્યું કે હે સ્કંદ! તમારૂં કલ્યાણ થાઓ, તમારી ઇચ્છા પ્રમાણે અમે તે પ્રજાનું રક્ષણ કરીશું; પણ અમને ઘણાકાળ સુધી તમારી સાથે સહવાસ કરવો રૂચે છે. કાર્તિકસ્વામી બોલ્યા કે હે માતૃકાઓ! તમે જ્યાંસુધી મનુષ્યોની પ્રજા સોળ વર્ષની થાય, ત્યાં સુધી તેને તેના સરખાં સ્વરૂપ ધારણ કરીને બાધ કરો, અને હું પણ તમને અવિનાશી એવું મારૂં રૌદ્ર આત્મસ્વરૂપ આપીશ, જેણે સહિત લોકે પૂજાયેલી તમે સુખે કરી વસશો. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર રાજન્! એ પ્રમાણે કાર્તિકસ્વામીયે માતૃકાના ગણને વાક્ય કહ્યાં, ત્યાર પછી તેના શરીરમાંથી અગ્નિ સરખો પ્રકાશમાન પુરૂષ મનુષ્યોની પ્રજાને ભક્ષ્ય કરવાની ઇચ્છાથી નીકળી પૃથ્વી ઉપર પડ્યો; જેથી ક્ષુધાએ કરી પીડા પામેલો સંજ્ઞા રહિત થયો. તેને જોઇને કાર્તિકસ્વામીએ પૂર્વે માતૃકાને કહેવા પ્રમાણે આજ્ઞા આપી તેથી તે બાળકોનો ગ્રહરૂપ થયો; જેનું નામ બ્રાહ્મણોએ સ્કંદાપસ્માર પાડ્યું. હવે હે યુધિષ્ઠિર! જે મહા ભયંકર વિનતા છે, તે શકુનિ નામનો ગ્રહ કહેવાય છે. જે કષ્ટરૂપ, ભયંકર સ્વરૂપવાળી તથા ભયંકર સ્વરૂપે કરી રાત્રિને વિષે ફરનારી પુતના નામની રાક્ષસી તે પુતના નામે બાળકનો ગ્રહ કહેવાય છે, જે ભયંકર આકૃતિવાળી પિશાચી, તે શીત પૂતના નામે બાળકનો ગ્રહ કહેવાય છે. મનુષ્યના ગર્ભને હરણ કરનારી જે અદિતિ, તેજ રેવતી કહેવાય છે અને તેનો રૈવત નામનો ગ્રહ છે; જે બાળકોને સદૈવ બાધ કરે છે, જે દૈત્યોની માતા દિતિ કહેવાય છે, તેને મુખમંડીકા સર્વ કહે છે; જે બાળકના માંસે કરીનેજ હર્ષ પામે છે અને દુરાસદ છે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થએલા યુધિષ્ઠિર રાજન! જે કાર્તિકસ્વામીથી ઉત્પન્ન થએલા કુમાર તથા કુમારી કહ્યાં તે સર્વ મનુષ્યોના ગર્ભને નાશ કરનાર તેમના ગ્રહરૂપ છે. વળી તે કુમારીરૂપ સ્ત્રિયોના પતિ તેજ કુમાર છે; તે ભયંકર કર્મવાળા જન્મ થયા પહેલાં બાળકોને ગ્રહણ કરે છે. ગાયોની માતા જે સુરભિ કહેવાય છે, તેની ઉપર બેસીને શકુનિ તેના સહિત થઇ પૃથ્વી વિષેના બાળકોને ભક્ષ્ય કરે છે. હે જનાધિપ! કૂતરાઓની માતા જે સરમા નામની છે, તે પણ મનુષ્યની સ્ત્રિયોના ગર્ભને ભક્ષ્ય કરેછે. જે વૃક્ષોની માતા કરંજનિલયા નામની છે, તે સર્વને વરદાન આપનારી, સૌમ્ય સ્વરૂપ તથા સર્વ ભૂતપ્રાણી ઉપર દયાવાન છે; માટે પુત્રના અર્થિ પુરૂષો કરંજના વૃક્ષને વિષે તેને નમસ્કાર કરે છે. એ મેં અઢાર કહ્યાં તે તથા તે ઉપરાંત પણ માંસરૂપ મદ્ય જેમને પ્રિય છે, એવા બીજા બાળકના ગ્રહ છે; જે દિવસે દ્વિપને વિષે તથા રાત્રિયે સુતિકાના ગ્રહને વિષે રહે છે. તેમાં કદ્રૂ નામનો બાળકનો ગ્રહ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને ગર્ભણી સ્ત્રિના શરીરમાં પ્રવેશ કરી તેમાં રહેલા ગર્ભને ભક્ષ્ય કરે છે; તેથી તે સ્ત્રી સર્પને પ્રસૂત થાય છે. વળી ગંધર્વોની માતારૂપ બાળકનો ગ્રહ ઉદ-

રમાં રહેલા બાળકને ગ્રહણ કરીને જાય છે, જેથી તે ગર્ભવાન સ્ત્રી પૃથ્વીને વિષે સુકાઇ ગયેલા ગર્ભવાળી દેખાય છે વળી અપ્સરાઓની માતારૂપ બાળકનો ગ્રહ પણ ગર્ભિણી સ્ત્રીના ગર્ભને હરણ કરી લઇ જાય છે; તેથી મનુષ્યો તે સ્ત્રીનો ગર્ભ નાશ પામ્યો એમ કહે છે. રક્ત સમુદ્રની કન્યા જે કાર્તિકસ્વામીની વિખ્યાતિ કહેવાયછે, તેનું સર્વ મનુષ્ય નૈરૂત્ય ખુણને વિષે રહેલા કદંબ વૃક્ષમાં પોતાના કલ્યાણ સારૂ પૂજન કરે છે જેમ સર્વ પુરૂષોમાં રૂદ્ર શ્રેષ્ટ છે, જેનું પૃથ્વીને વિષે અનેક પ્રકારની કામના માટે પૂજન થાય છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મેં બાળકના ગ્રહ કહ્યા, જે સોળ વર્ષ પર્યંતના બાળકનું અકલ્યાણ કરનાર છે. જે માતૃકાના ગણ કહ્યા તે સર્વ બાળકના ગ્રહ છે એમ જાણીને મનુષ્યોએ તેની શાંતિ આવી રીતે કરવી કે, તેને સ્નાન, ધૂપ, અંજન, બલિદાન આપવું અને કાર્તિકસ્વામિનું પણ વિશેષથી પૂજન કરવું એ પ્રમાણે શાંતિ કરવાથી તે સર્વ ગ્રહ મનુષ્યોને આયુષ્ય તથા વિર્યાદિ કલ્યાણની પ્રાપ્તિ કરે છે. હવે સોળ વર્ષની વય ઉપરના મનુષ્યોના જે ગ્રહ છે, તે હું મહેશ્વરને નમસ્કાર કરીને કહું તે તમે સાંભળો— હે રાજન ! મનુષ્ય જાગતો હોય અથવા સુતો હોય તે વખતે જે દેવતાને જોઇને, જલદી ઉન્માદપણાને પામે છે તે દેવગ્રહ છે એમ બુદ્ધિમાન જાણે છે. મનુષ્ય બેઠો હોય અથવા સુતો હોય તે વખત જે પિતૃને જોઇને ઉન્માદપણાને પામે છે તે પિતૃગ્રહ છે એમ કહેવાય છે. મનુષ્ય જેના યોગથી દેવતાઓનું અપમાન કરતાં તથા ક્રોધ પામીને બીજાઓને શાપ આપતાં ઉન્માદપણાને પામે છે તે સિદ્ધ નામનો ગ્રહ છે એમ કહેવાય છે. વળી મનુષ્ય સુગંધ તથા રસાદિના પદાર્થને સુંઘતી વેળા જેના યોગથી ઉન્માદપણાને પામે છે તે રાક્ષસ ગ્રહ કહેવાય છે. પૃથ્વીને વિષે મનુષ્યના શરીરમાં જે દિવ્ય ગંધર્વના પ્રવેશ કરવાથી તે તત્કાળ ઉન્માદપણાને પામે છે તે ગાંધર્વ ગ્રહ છે એમ જાણવું. જે પુરૂષની ઉપર પિશાચ આવી ચઢવાથી, તે તત્કાળ ઉન્માદપણાને પામે છે, માટે તે પિશાચ ગ્રહ છે એમ જાણવું. વિપરિત કામને વિષે રહેલા પુરૂષમાં યક્ષ પ્રવેશ કરવાથી, તે ઉન્માદપણાને પામે તેને યક્ષગ્રહ જાણવો. જેના દોષથી દેહધારીનું ક્રોધ પામેલું ચિત્ત મોહ પામીને ઉન્માદપણાને પામે છે, તેનું સાધન શાસ્ત્રથી મળી આવે છે. જે પુરૂષ વૈકલ્યતા, ભય તથા ભયંકર કંઇપણ જોવાથી ઉન્માદપણાને પામેછે, તેને સાંત્વના કરવી એજ સાધન છે. વળી પુરૂષને ક્રીડા કરાવવાની કામનાવાળો ભોજન કરાવવાની કામનાવાળો તથા અનેક પ્રકારની ઇચ્છા ઉત્પન્ન કરાવવાની કામનાવાન એ ત્રણ પ્રકારના સર્વ પુરૂષના ગ્રહ છે. જ્યાં સુધી મનુષ્ય સીતેર વર્ષની અવસ્થાવાન થાય છે, ત્યાં સુધી તે સર્વ ગ્રહ તેને પ્રાપ્ત થાય છે ત્યારપછી કેવળ જ્વરરૂપ ગ્રહ પ્રાપ્ત થાય છે પણ જેની ઇંદ્રિય અવળે માર્ગે નથી જતી એવા મન વશ કરેલા, પવિત્ર, નિત્ય આલસ્ય વગરના, આસ્તિક તથા શ્રદ્ધાવાન પુરૂષનો તે ગ્રહ ત્યાગ કરે છે. હે રાજન ! એ પ્રમાણે મેં તમને મનુષ્યના ગ્રહનો ઉદ્દેશ કહ્યો: જે ગ્રહ મહાદેવજી પ્રત્યે ભક્તિ કરનાર પુરૂષનો સ્પર્શ કરતા નથી.

इत्येषते ग्रहोद्देशो मनुष्याणां प्रकीर्तितः ।
न स्पृशंति ग्रहा भक्ता नरान्देवं महेश्वरं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसे-
मनुष्यग्रहकथने गुर्जरभाषायां त्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३० ॥

••••••••••••••

## અધ્યાય ૨૩૧ મો. કાર્તિકસ્વામીના જન્મનું વૃત્તાન્ત.

**मार्कंडेय उवाच—यदा स्कंदेनमातृणा मेवमेतत्प्रियंकृतं ।
अथैनमब्रवीत्स्वाहा ममपुत्रस्त्वमौरसः ॥ १ ॥**

માર્કંડેય કહે છે-હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કાર્તિકસ્વામિએ માતૃકાના ગણનું પ્રિય કર્યું ત્યારપછી સ્વાહાએ તેને કહ્યું કે, તું મારો ઔરસ પુત્ર છે, માટે હું પરમ દુર્લભ એવી તેં પ્રાપ્ત કરેલી પ્રીતિને પામવાની ઇચ્છા કરૂં છું. ત્યારે કાર્તિકસ્વામિએ કહ્યું કે, હે માતા ! તું કેવી પ્રીતિને પામવા ઇચ્છે છે ? સ્વાહા બોલી કે હે મ્હોટી ભુજાવાળા હું દક્ષની પ્રિય એવી સ્વાહા નામની કન્યા છું. અને બાલ્યાવસ્થામાંથીજ અગ્નિને વિષે કામાતુર છું, પણ તે તે વાતને યથાર્થ જાણતા નથી; માટે તેની સાથે સહવાસની ઇચ્છા કરૂં છું. કાર્તિકસ્વામિએ કહ્યું કે હે દેવી ! બ્રાહ્મણો હુતદ્રવ્યને તથા પિતૃકાર્યના દ્રવ્યને અગ્નિને વિષે સ્વાહા કહીને આજથી સદૈવ હોમશે. હે કલ્યાણરૂપ ! એ પ્રમાણે અગ્નિ તારા સહિત સદૈવ વસશે. માર્કંડેય કહે છે-હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કાર્તિકસ્વામિએ કહ્યું ત્યાર પછી પ્રસન્ન થયેલી સ્વાહાએ પોતાના પતિ અગ્નિ સહવર્તમાન થઇને તેનો મ્હોટો સત્કાર કર્યો. ત્યારે પ્રજાપતિ એવા બ્રહ્માએ કાર્તિકસ્વામીને કહ્યું કે હે સ્કંદ ! તું ત્રિપુરાસુરને નાશ કરનાર એવા તારા પિતા રૂદ્રની પાસે જા. કારણ રૂદ્રે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો અને પાર્વતિએ સ્વાહામાં પ્રવેશ કર્યો હતો, તેથી એ બેના સંયોગથી સર્વ લોકના હિત માટે કોઇથી ન જીતાય એવો ઉત્પન્ન થયો છે, અને હે કાર્તિકસ્વામી અગ્નિના સ્વરૂપમાં અંશે કરી પ્રવેશ કર્યો હતો જેણે એવા રૂદ્રે સ્વાહા વગરની બીજી સ્ત્રીને વિષે જે વીર્યનો ત્યાગ કર્યો હતો તથા ઉમાએ જે વીર્યનો ત્યાગ કર્યો હતો તે આ પર્વતમાંના ઇંજીકાના વૃક્ષને વિષે રક્તજળને વિષે, સૂર્યના કિરણને વિષે, પૃથ્વીને વિષે તથા બીજા વૃક્ષને વિષે પડયું; જેનાથી જે વિવિધ પ્રકારના ભયંકર પુરૂષો ઉત્પન્ન થયા છે, તે સર્વ તમારા ગણ છે એમ બુદ્ધિમાન પુરૂષોએ જાણવું, ને તેમજ છે. એ પ્રમાણે બ્રહ્માએ વાક્ય કહ્યાં તે સાંભળી 'ઘણું સારૂં' એમ કહીને, કાર્તિકસ્વામિએ પોતાના પિતા રૂદ્ર પાસે જઇ તેની પૂજા કરી. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! દ્રવ્યની ઇચ્છાવાળા પુરૂષોએ વ્યાધિ નિવૃત્ત થવા માટે અર્ક પુષ્પે કરી સ્તુત્ય એવા તે પાંચ ગણની પૂજા કરવી. પોતાના બાળકના હિતને ઇચ્છતા એવા મનુષ્યે, રૂદ્રથી ઉત્પન્ન થયેલાં ઇંજીકા તથા ઇંજીકના જોડાને સદૈવ નમસ્કાર કરવા. પ્રજાની ઇચ્છાવાળા પુરૂષોએ, મનુષ્યના માંસનું ભક્ષણ કરનારી અને વૃક્ષને વિષે ઉત્પન્ન થયેલી સ્ત્રીરૂપ વૃદ્ધિકા નામની દેવીઓને નમસ્કાર કરવા. હે રાજા ! એ પ્રમાણે પિશાચોની અસંખ્ય ગણ છે એમ કહેવાય છે. હવે હે નૃપ ! પતાકા સહિત ઘંટાનો સંભવ હું કહું તે તમે સાંભળો. ઐરાવતની વૈજયંતી નામની બે ઘંટા હતી, જે બુદ્ધિમાન્ તેણે કાર્તિકસ્વામીને ક્રમે કરી આપી; તેમાં પતાકા નામની ઘંટા કાર્તિકસ્વામીને પ્રાપ્ત થઇ. તથા લોહિતા નામની ઘંટા વિશાખને પ્રાપ્ત થઇ. હવે દેવતાઓએ કાર્તિકસ્વામીને જે એ વાનાં આપ્યાં, તેથી મહા બળવાન તે સદૈવ ક્રીડા કરે છે. વળી પિશાચોના ગણ તથા દેવતાઓના ગણથી વિંટાયલા અને મોટા શોભાવાળા દીપ્યમાન કાર્તિકસ્વામી, સુવર્ણમય શ્વેત પર્વતને વિષે અત્યંત શોભતા હતા અને અનેક પ્રકારના શ્રેષ્ઠ વૃક્ષોવાળો તે પર્વત પણ તે શૂરવીરે કરી જેમ કિરણોવાળા સૂર્યે કરી શુભ ગુફાવાળો મંદરાચળ શોભે, તેમ શોભતો હતો.

વળી તે પર્વત અનેક પ્રકારના વેલાનાં, કરેણનાં, પારિજાતનાં, જાસુદનાં, અશોક વૃક્ષનાં તથા કાંચનનાં વન, મૃગોના ગણ અને દિવ્ય એવા પક્ષીના ગણે કરી અત્યંત શોભતો હતો. વળી તે પર્વતને વિષે દેવતાઓના ગણ તથા દેવ ઋષિયો ક્ષોભ પામેલા સમુદ્ર તથા મેઘ સરખા શબ્દવાળાં વાજીંત્ર વગાડતા હતા; ગંધર્વ તથા અપ્સરાઓ સુંદર નૃત્ય કરતાં હતાં અને હર્ષ પામેલાં ભુતપ્રાણિમાત્ર અનેક પ્રકારના શ્રેષ્ઠ શબ્દ બોલતાં હતાં; જે સર્વનો શબ્દ ઘણે દૂર સંભળાતો હતો. એ પ્રમાણે શ્વેત પર્વતને વિષે પ્રાપ્ત થયેલું ઈંદ્ર સહિત સર્વ જગત્ હર્ષ પામેલા કાર્તિકસ્વામીને જોતું હતું; પણ તેને જોવાથી ગ્લાનીને પામતું નહતું. માર્કંડેય કહેછે—હે યુધિષ્ઠિર ! ઇંદ્રે આ દેવતાની સેનાનો નાયક છે એમ કહીને મહા યથાર્થ કાર્તિકસ્વામીને અભિષેક કર્યો મહા હર્ષયુક્ત થયેલા રૂદ્ર પાર્વતી સહિત, સૂર્ય સરખા પ્રકાશમાન રથમાં બેસીને, ત્યાંથી રવાને થવા લાગ્યા. તે સમય તેના રથમાં એક હજાર સિંહ જોડેલા હતા શુભવર્ણ આકાશ માર્ગ પ્રત્યે જાણે ઉડતાજ હોય તથા તેને પાનજ કરતા હોય એમ ચાલતાં સ્થાવર તથા જંગમ પ્રાણિને ત્રાસ પમાડતા હતા અને મોટા શબ્દ કરતા હતા. તે સમય તે રથમાં બેઠેલા પાર્વતિ સહિત પશુપતિ, જેમ ઇંદ્ર ધનુષ્ય સહિત આકાશને વિષે વિજળીના યોગથી સૂર્ય શોભે, તેમ શોભતા હતા. તે મહાદેવજીની આગળ ગુહ્યકો સહિત મહા સમર્થ કુબેર, પુષ્પક વિમાનમાં બેસીને જવા લાગ્યા. દેવતાઓ સહિત ઇંદ્ર પણ ઐરાવત હસ્તિ ઉપર બેસીને જતા એવા પોતાના ભક્તોને વરદાન આપનાર વૃષભધ્વજની પાછળ જવા લાગ્યો. પુષ્પની માળાઓ ધારણ કરેલા જંભક નામના મહ, યક્ષ તથા રાક્ષસોથી વિંટાવાને લીધે અત્યંત શોભતો હતો તે મહા યક્ષ રૂદ્રની દક્ષિણ બાજુએ જવા લાગ્યો અને તેની દક્ષિણ બાજુએ વિચિત્ર શસ્ત્ર ધારણ કરેલા ઘણા દેવતાઓ તથા વસુ રૂદ્રગણ સહિત થઈને જવા લાગ્યા. વળી ભયંકર સ્વરૂપવાળા યમરાજા મૃત્યુ તથા સેંકડો વ્યાધિ સહિત, રૂદ્રની વાંસે જવા લાગ્યા. તેની પછવાડે મહા ભયંકર જેમાંથી અગ્નિની ઘણી શિખા નીકળે છે એવું, શ્વેત વર્ણવાન તથા મહા શોભાયમાન વિજય નામનું ત્રિશૂળ ગયું. તેની પછવાડે ઉગ્ર પાશરૂપી શસ્ત્રવાળા, અનેક પ્રકારના જળ જંતુથી વિંટાયલા અને જળના ઇશ્વર વરૂણ તથા ગદા, મુસળ અને શક્ત્યાદિ શસ્ત્રો સહિત રૂદ્રનું પટ્ટિશ ગયાં. પટ્ટિશની વાંસે રૂદ્રનું મહા કાંતિવાળું છત્ર ગયું. તેની પછવાડે મહર્ષિયોના ગણે પૂજેલું કમંડળ ગયું. તેની દક્ષિણ બાજુએ મોટી શોભાવાળો દંડ જતાં શોભવા લાગ્યો. તે સર્વની પછવાડે દેવતાઓએ પૂજેલા રૂદ્ર ભૃગુ તથા અંગિરાદિ મુનિયો સહિત નિર્મળ રથમાં બેસીને પોતાના તેજે કરી દેવતાઓને હર્ષ ઉપજાવતાં ગયા તેની પાછળ ઋષિયો, દેવતાઓ, ગંધર્વો, સર્પો, નદિયો, દ્રહો, સમુદ્ર, અપ્સરાના ગણ, નક્ષત્રો, ગ્રહો, દેવબાળકો અને શ્રેષ્ઠ સ્વરૂપવાન શ્રેષ્ઠ અંગવાન તથા પુષ્પની વૃષ્ટિ કરતી અનેક સ્ત્રિયો વિગેરે ગયાં, અને મેઘ પણ મહાદેવજીને નમસ્કાર કરીને ગયો. તે વખત મહાદેવજીની ઉપર સફેદ છત્ર ચંદ્રે ધારણ કર્યું હતું વાયુ તથા અગ્નિ બે ચંમર ગ્રહણ કરી ઉભા હતા. મહાદેવજીની પાછળ મોટી શોભાવાળો ઇંદ્ર રાજર્ષિયો સહિત તેની સ્તુતિ કરતાં ગયો. ગૌરી, વિદ્યા, ગાંધારી, કેશિની તથા મિત્રસાહ્વયા ધાત્રિયે સહિત પાર્વતીની વાંસે જવા લાગી. જતા રૂદ્રનું તે સેનાના અગ્રભાગને વિષે કવિ પુરૂષોએ રચેલા સ્તુતિ પાઠના સમૂહ તથા ઇંદ્ર સહિત દેવતાઓ રહસ્યે સહિત વ્યાખ્યાન કરતા હતા. વળી રૂદ્રની આગળ પતાકાને ગ્રહણ કરી રાક્ષસ નામનો ગ્રહ તથા જે શ્મશાનને વિષે ઉદ્યોગવાન, નિરંતર તેનો સખા અને મનુષ્ય લોકને આનંદ આપનાર પિંગાક્ષ નામનો યક્ષેંદ્ર ગયા. એ સર્વ સહિત રૂદ્ર સુખે કરી ભદ્રવટ પ્રત્યે જતા હતા:

પણ આગળ તથા પાછળ મોટું સૈન્ય હોવાને લીધે તેની ગતિ ચોકસ માર્ગને વિષે ન હતી. જે પરમ દૈવતરૂપ રૂદ્રની આ લોકને વિષે મનુષ્યે સત્કર્મ કરી પૂજા કરી છે, જેને શિવ. ઇશ, રૂદ્ર, તથા પિતામહ સર્વ કહે છે અનેક પ્રકારના ભાવે કરી સર્વ પૂજા કરે છે, તે મહાદેવજી છે એમ જાણવું. હે યુધિષ્ઠિર! દેવસેનાના પતિ, બ્રહ્મણ્ય, કૃત્તિકાના પુત્ર તથા દેવતાઓની સેનાથી વિંટાયલા કાર્તિકસ્વામી દેવતાના ઇશ એવા મહાદેવજીની વાંસે જવા લાગ્યા. તે વખત મહાદેવજીએ તેને કહ્યું કે હે કાર્તિકસ્વમિન્! તું આલસ્ય વગર થઇને નિરંતર દેવગણની રક્ષા કરજે. કાર્તિકસ્વામિએ કહ્યું કે હે પ્રભો! હું દેવગણની રક્ષા કરીશ. અને તે ઉપરાંત બીજું પણ મારે જે કરવાનું હોય તે તમે કહો, વિલંબ કરો નહીં. રૂદ્રે કહ્યું કે હે પુત્ર! તારે સર્વ કાર્યમાં મારૂં દર્શન કરવું. તું મારા દર્શન તથા મારી ભક્તિએ કરી પરમશ્રેયને પામીશ. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કાર્તિકસ્વામીને કહી મળીને રૂદ્ર છોડી આપ્યા. ને પછી આવી રીતના ઘણા ઉત્પાત થવા લાગ્યા કે હે મહારાજ! અકસ્માત અગ્નિ દેવતાઓને મોહ ઉત્પન્ન કરતાં નક્ષત્ર સહિત આકાશને પણ જાજ્વલ્યમાન કરવા લાગ્યો. તેથી સર્વ ભુવન અત્યંત મૂઢ સરખું થયું. વળી પૃથ્વી મોટા શબ્દ કરતી ચલાયમાન થઈ તથા જગતમાં મ્હોટો અંધકાર થયો તે જોઇને રૂદ્ર, પાર્વતી મોટા ભાગ્યવાળા દેવતા તથા મહર્ષિયો ક્ષોભ પામ્યા. એ પ્રમાણે સર્વ મૂઢ સરખાં થઇ ગયાં; પર્વત તથા મેઘ સરખું, અનેક પ્રકારના આયુધ ધારણ કરેલું, મહા ભયંકર, અસંખ્ય અને અનેક પ્રકારની વાણીથી ગર્જના કરતું દૈત્યનું સૈન્ય તેમને દેખાવા લાગ્યું. દેવતાઓ તથા મહાસમર્થ શંકરની સામે એકદમ દોડવા લાગ્યું. ત્યાર પછી તે સૈન્યે અનેક પ્રકારના બાણના સમૂહ, પર્વત શતઘ્ની તલવાર, પરિઘ તથા ગદાદિ હથિયારો દેવસેના ઉપર છોડયાં. તેથી ક્ષણ માત્રમાં યોદ્ધાઓ, હસ્તિ, અશ્વ, આયુધ તથા રથ નાશ પામ્યા. હે રાજન્! અસુરોએ જેમ અગ્નિ વનને નાશ કરે, તેમ કેટલાંક દેવસૈન્યને નાશ કર્યું; જેથી જેમ બળેલા વૃક્ષનું વન પડે, તેમ તે પડયું. દેવસૈન્યના કેટલાક યોદ્ધાઓનાં મસ્તક તથા દેહ ભેદ પામવાથી તે ચારે કોર ભાગી ગયા; પણ તેમને પોતાની રક્ષા કરે એવો કોઇ મળ્યો નહીં. પછી ઇંદ્રે ભાગી જતા દેવસૈન્યને જોઇને આશ્વાસના કરતાં કહ્યું કે હે શૂરવીરો! તમે ભયનો ત્યાગ કરો! શસ્ત્રોને ગ્રહણ કરો! પરાક્રમ કરવામાં બુદ્ધિ વાપરો! તમને કાંઈ પણ વ્યથા થાઓ માં! અરે ભયંકર સ્વરૂપ વાળા તથા દુષ્ટ આચરણવાળા આ દાનવોને જીતો અને મારા સહિત તેમની સામા ધસારો કરો! એ પ્રમાણે ઇંદ્રે વાક્ય કહ્યાં તે સાંભળીને સર્વ દેવસૈન્ય સ્થિરતાને પામ્યું અને તેનો આશ્રય કરીને દૈત્ય સાથે યુદ્ધ કરવા લાગ્યું. તે સમય સર્વ દેવતાઓ મહા બળવાન મરુત્ગણ તથા વસુઓ સહિત મોટા ભાગ્યવાળા સાધ્યગણ દૈત્યોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે તેમણે મૂકેલાં બાણો દૈત્યોના શરીરમાં પ્રવેશ કરી ઘણા રૂધિરનું પાન કરી શરીરને ભેદ કરીને પાછાં, જેમ પર્વતમાંથી સર્પો નીકળતા દેખાય, તેમ નીકળતાં દેખાવા લાગ્યાં. દેવતાઓના બાણે કરી ભેદ પામેલાં દૈત્યોનાં શરીર, જેમ છિન્ન ભિન્ન થયેલાં વાદળાં પડે, તેમ પૃથ્વીને વિષે પડયાં. દેવગણોએ યુદ્ધમાં દાનવ સૈન્યને અનેક પ્રકારનાં બાણે કરી ઘણું ત્રાસ પમાડયું; જેથી તે કેટલુંક વિમુખ થયું. તે સમય હર્ષ પામેલા તથા ઉંચાં હથિયારો ગ્રહણ કરેલા દેવતાઓએ અનેક પ્રકારનાં તૂરિઆદિ વાજીંત્રો વગાડયાં. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે દેવતાઓ તથા દાનવો સામસામા ઉભા રહીને માંસ તથા રૂધિરનો કાદવ થાય એવું મહા ભયંકર યુદ્ધ કરવા લાગ્યાં.

પણ તેમાં દેવતાઓના દૈત્યોની સ્ત્રીઓનું હરણ કરવારૂપ અન્યાય તત્કાળ દેખાવા લાગ્યો તે વેળા મહા ભયંકર સ્વરૂપવાળા દાનવો દેવતાઓને અનેક પ્રકારનાં આયુધે કરી મારવા લાગ્યા. તૂરી તથા ભેરી વગાડવા લાગ્યા અને મોટા સિંહનાદ કરવા લાગ્યા. દૈત્યની સેનામાંથી મહા-ભયંકર તથા મહા બળવાન મહિષ નામનો દાનવ એક મોટા પર્વતને ગ્રહણ કરી દેવસેનાની સામે આવી પ્રાપ્ત થયો વાદળાંથી વિંટાયલા સૂર્યની પેઠે પોતાની સેનાથી વિંટાયલા, મહા ભયંકર તથા પર્વત ઉગામેલો જોઇને, દેવતાઓ ભાગવા લાગ્યા. તે સમય મહિષ દૈત્યે દેવતાઓની સામે દોડીને તેની ઉપર પર્વત ફેંક્યો તેથી તે સેનામાંથી અસંખ્ય યોદ્ધાઓ ભેદ પામીને પૃથ્વી ઉપર પડ્યા. તે વળી દૈત્યોએ સહિત મહિષ દૈત્ય યુદ્ધમાં દેવતાઓને ત્રાસ ઉપજાવતાં જેમ ક્ષુદ્રમૃગ સામે સિંહ દોડે, તેમ તેની સામે દોડ્યો; તેને જોઇ ભાગી ગયેલાં આયુધવાળો ઇંદ્ર સહિત તે સર્વ રણભૂમિથી નાશી ગયા, તે જોઇને પરમ ક્રોધ પામેલો મહિષ દૈત્ય ઉતાવળથી રૂદ્રના રથ પ્રત્યે ગયો અને તેણે તેના કૂબરને ગ્રહણ કર્યો. તે વખતે મહિષે રૂદ્રના રથના કૂબરને ગ્રહણ કર્યો. તે વખત લાવા પૃથ્વી પણ શબ્દ કરવા લાગી તથા મહર્ષિયો પણ પરમ મોહને પામ્યા; અને મેઘ સરખા દેહના વર્ણવાળા તથા મોટા શરીરવાળા દૈત્યો મોટા નાદ કરવા લાગ્યા અને અમારો જય થયો એમ તેને નિશ્ચય પણ થયો. હે રાજન્! એ પ્રમાણે જ્યારે થયું ત્યારે રૂદ્રે મહિષ દૈત્યને પ્રહાર કરીને, તેના મૃત્યુ રૂપ કાર્તિકસ્વામીનું સ્મરણ કર્યું. તે વખત મહિષ દૈત્યપણ રૂદ્રના રથને જોઇને, દેવતાઓને ત્રાસ ઉત્પન્ન કરતાં તથા દૈત્યોને હર્ષ ઉપજાવતાં મ્હોટો સિંહ નાદ કર્યો. આથી દેવતાઓને તેનો મોટો ભય ઉત્પન્ન થયો, ત્યારે ક્રોધે કરી સૂર્ય સરખા પ્રકાશમાન, રક્ત વસ્ત્ર તથા રક્ત પુષ્પની માળા પહેરેલા, રક્ત વર્ણ અશ્વ જેના રથમાં જોડેલા મ્હોટી ભુજાવાન, સુવર્ણનું કવચ પહેર્યું હતું જેણે એવા અને સૂર્ય સરખા કાંતિમાન રથમાં બેઠેલા કાર્તિકસ્વામી તે દૈત્યની સામે આવ્યા તેને જોઇને દૈત્યની સેના યુદ્ધ મૂકીને ચોમેર ભાગી ગઇ. પછી કાર્તિકસ્વામીએ તે દૈત્યને ભેદ કરનારી તથા પ્રજ્વલિત એવી એક શક્તિ તેની ઉપર મૂકી. તેથી મસ્તક કપાવાને લીધે મૃત્યુ પામીને તે દૈત્ય પૃથ્વી ઉપર પડ્યો. તે દૈત્યનું પર્વત સરખું કપાયલું મસ્તક સોળ યોજન છેટે ઉત્તર કુરૂ દેશના દ્વાર પ્રત્યે જઇ પડ્યું; જેથી તે ઢંકાઇ ગયું અને તે દેશના મનુષ્યો સુખે કરી આવજાવ કરી શકે છે. પછી કાર્તિકસ્વામીએ તે શક્તિ વારંવાર દૈત્ય સેના ઉપર મૂકી, જે હજારો દૈત્યોનો નાશ કરીને પાછી કાર્તિકસ્વામીની પાસે આવી. કેટલાક દૈત્યોને તો કાર્તિકસ્વામી-એ ભયંકર બાણના પ્રકારે કરીને નાશ કર્યાં અને બાકીના કેટલાક ભય પામેલા દૈત્યોને જેનું બળ સહન ન થાય એવા તેના પાર્ષદોએ નાશ કરીને ભક્ષ્ય કર્યાં. હે રાજન્! દાનવોનું ભક્ષણ કરનાર, તેમના રૂધિરને પાન કરનાર કાર્તિકસ્વામીના પાર્ષદોએ ક્ષણ માત્રમાં દૈત્ય વગરની રણભૂમિને કરી. હે ભર-તકુળમાં ઉત્પન્ન થએલા યુધિષ્ઠિર! કાર્તિકસ્વામીએ પોતાના પરાક્રમે કરી, જેમ સૂર્ય અંધ-કારને નાશ કરે તથા અગ્નિ વૃક્ષોને નાશ કરે તેમ દૈત્યોને નાશ કરી જય મેળવ્યો. પછી દેવતાઓએ પૂજન કર્યું અને કાર્તિકસ્વામીએ મહાદેવજીની પાસે આવીને તેને નમસ્કાર કર્યા. તે સમય કીરણવાન સૂર્યની પેઠે તે શોભવા લાગ્યા. હવે નાશ પામ્યા હતા શત્રુ જેના એવા કાર્તિકસ્વામી, જ્યારે પાસે આવ્યા ત્યારે ઇંદ્ર તેને મળીને કહ્યું કે હે સ્કંદ! બ્રહ્માએ જેને વરદાન આપ્યું હતું એવા મહિષ દૈત્યને તમે નાશ કર્યો. જેની પાસે દેવતાઓ તૃણ સરખા હતા. વળી તમે જેમણે અમને પૂર્વે તાપ પમાડ્યા હતા એવા અને મહિષ દૈત્ય સરખા હ-

જારો દૈત્યોને નાશ કર્યો. સેંકડોને તમારા પાર્ષદોએ ભક્ષ્ય કર્યા. તમે યુદ્ધમાં શત્રુથી ન જીતાઓ એવા મહાદેવજી સરખા છો. હે દેવ! આ તમારૂં પ્રથમ કર્મ તથા તમારી કીર્તિ ત્રણ લોકમાં પ્રસિદ્ધ થશે અને સર્વ દેવતાઓ પણ તમને વશ થશે. એ પ્રમાણે કહીને દેવતાઓ સહિત ઇંદ્ર, રૂદ્રના કહેવાથી નિવૃત્તિ પામ્યો. પછી રૂદ્ર, દેવતાઓને, જેમ તમે મને જુઓ છો, તેમ આ કાર્તિકસ્વામીને સદૈવ જુઓ એમ કહીને ભદ્રવટ પ્રત્યે ગયા. એ પ્રમાણે મહર્ષિયોના ગણે સત્કાર કરેલા કાર્તિકસ્વામીએ એકજ દિવસે કરી દાનવોને જીતીને ત્રણે લોકને જીત્યું. હે રાજન્! જે બ્રાહ્મણ સ્થિર ચિત્તથી એ કાર્તિકસ્વામીના જન્મના ઇતિહાસનો પાઠ કરે, તો આ લોકમાં મ્હોટાઇને પામીને, પરલોકમાં તેના સાલોક્યને પામે.

स्कंदस्ययदंविप्रः पठेज्जन्मसमाहितः ।
स ऋद्धिमिहसंप्राप्य स्कंदसालोक्यमाप्नुयात् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसोपाख्याने गुर्जरभाषायामेकत्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३१ ॥



## અધ્યાય ૨૩૨ મો. કાર્તિકસ્વામીની સ્તુતિ.

युधिष्ठिरउवाच—भगवञ्छ्रोतुमिच्छामि नामान्यस्य महात्मनः ।
त्रिषुलोकेषुयान्यस्य विख्यातानि द्विजोत्तम ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ માર્કંડેય ઋષિ! મહાત્મા કાર્તિકસ્વામીનાં ત્રણ લોકને વિષે પ્રસિદ્ધ એવાં નામ હોય, તે હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાએ ઋષિયોની સાનિધ્ય કર્યું. ત્યારે મ્હોટા તપસ્વી માર્કંડેય ઋષિએ તેને કહ્યું કે હે યુધિષ્ઠિર! આગ્નેય, સ્કંદ, દીપ્તકીર્તિ, અનામય, મયૂરકેતુ, ધર્માત્મા, ભૂતેશ, મહિષાર્દન, કામજીત, કામદ કાંત, સત્યવાક, ભુવનેશ્વર, શિશુ, શીઘ્ર, શુચી, ચંડ, દીપ્તવર્ણ, શુભાનન, અમોઘ, અનઘ, રૌદ્ર, પ્રિય, ચંદ્રાનન, દીપ્તશક્તિ, પ્રશાંતાત્મા, ભદ્રકૃત, કૂટમોહન, ષષ્ઠિપ્રિય, પવિત્ર, માતૃવત્સલ, કન્યાભર્તા, વિભક્ત, સ્વાહેય, રેવતીસુત, પ્રભુ, નેતા, વિશાખ, નૈગમેય, સુદુશ્ચર, સુવ્રત, લલિત, બાલક્રીડનકપ્રિય, ખચારી, બ્રહ્મચારી, શૂર, શરવણોદ્ભવ, વિશ્વામિત્રપ્રિય, દેવસેનાપ્રિય, વાસુદેવપ્રિય, તથા પ્રિયકૃત એ સર્વ કાર્તિકસ્વામીનાં નામ છે. તેનો જે મનુષ્ય પાઠ કરે, તે યશ, ધન તથા સ્વર્ગને પામે એમાં સંશય નથી. હવે હે રાજા! હું દેવતા, ઋષિયો તથા શક્તિએ સેવેલા, ષડાનન, શક્તિને ધારણ કરનાર તથા નિરંતર પરાક્રમવાન કાર્તિકસ્વામીની તેના નામે કરી સ્તુતિ કરૂં છું, તે તમે સાંભળો—હે કાર્તિકસ્વામી! તમે બ્રહ્મણ્ય, વેદોક્ત ગર્ભાધાનાદિ સંસ્કાર જેને થયા હોય એવા, વેદાર્થને જાણનારા, બ્રહ્મકર્મ કરવામાં પ્રીતિમાન શ્રેષ્ઠ વ્રતવાન તથા વેદના અર્થને જાણનાર બ્રાહ્મણને બ્રહ્મપદની પ્રાપ્તિ કરનાર છો. વળી સ્વાહા, સ્વધા, પરમપવિત્ર, મંત્ર, સ્તુતિ, જગતમાં પ્રસિદ્ધ, ષટ્જીહ્વ, સંવત્સર, છ ઋતુ. બાર માસ, પક્ષ, અયન, તથા દિશાઓ પણ તમેજ છો. વળી કમળ સદૃશ નેત્રવાન, કમળ સરખા મુખવાન, સહસ્ર ભુજાવાન, લોકપાળ, ઉત્કૃષ્ટ હવ્ય અને સર્વ સુર તથા અસુરોના કર્તા પણ તમેજ છો. વળી તમે દેવસેનાના પતિ.

પ્રચંડ, પ્રભુ, વિભુ, શત્રુઓને જીતનાર પૃથ્વી અને હણનારા પ્રાણને ઉત્પન્ન કરનાર, તેમને પુષ્ટિ આપનાર તથા તેમનો ક્ષય કરનાર છો. વળી હે કાર્તિકસ્વામી! સહસ્ર મસ્તક તથા પાદવાન, અનંત, શક્તિ ધારણ કરનાર અને ગંગા, સ્વાહા કૃતિકાના પુત્ર તમે છો. ષણ્મુખ, સ્વેચ્છિત અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરનાર કુકડે કરી ક્રીડા કરનાર, યજ્ઞાદિની દીક્ષારૂપ, સોમ, મરુત, ધર્મ, વાયુ અને ઇંદ્ર પણ તમે છો. વળી તમે સનાતનમાં પણ શાશ્વત, પ્રભુના પણ પ્રભુ, પ્રચંડ ધનુષ્ય ધારી, સત્યતાને ઉત્પન્ન કરનાર દૈત્યનો અંત કરનાર, શત્રુઓને જીતનાર અને દેવતાઓમાં શ્રેષ્ઠ છો. વળી સૂક્ષ્મ એવું તમ જેનું દૈવત છે એવા ભૂત તથા ભવિષ્યરૂપ, સર્વને ધર્મ, અર્થ તથા કામની પ્રાપ્તિ કરનાર અને આ સર્વ દૃશ્યમાન જેના તેજે કરી છે એવા તમે છો. હે સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ! હે લોકનાથ! હે બાર નેત્ર તથા ભુજાવાન કાર્તિકસ્વામિન્! આ સર્વ જગત્ તમારી શક્તિએ કરી વ્યાપ્ત છે, હું મેં જેની સ્તુતિ કરી છે એવા તમને નમસ્કાર કરૂં છું; કારણ હવે એ ઉપરાંત તમારી ગતિને જાણતો નથી, હે યુધિષ્ઠિર! કાર્તિકસ્વામીના જન્મની એ કથાનો જે બ્રાહ્મણ સ્થિર ચિત્તે કરી પાઠ કરશે, બ્રાહ્મણને જે કોઇ સંભળાવશે અને બ્રાહ્મણે કરેલી એ કથાને જે સાંભળશે, તે આ લોકમાં ધન, આયુષ્ય, દીપ્ત એવો યશ, પુત્ર, શત્રુના જય, પુષ્ટિ તથા તુષ્ટિને પામીને પરલોકમાં સ્કંદના સાલોક્યને પામશે.

धनमायुर्यशोदीप्तं पुत्राञ्छत्रुजयं तथा ।
सपुष्टितुष्टिसंप्राप्य स्कंदसालोक्यमाप्नुयात् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मार्कंडेयसमस्यापर्वणि आंगिरसे कार्तिकेयस्तवे गुर्जरभाषायां द्वात्रिंशदधिक द्विशततमोऽध्यायः ॥ २१२ ॥

॥ समाप्तंचमार्कंडेयसमस्यापर्व ॥

## અધ્યાય ૨૩૩ મો. દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ.

॥ अथ द्रौपदीसत्यभामासंवादपर्व ॥

वैशंपायनउवाच—उपासीनेषुविप्रेषु पांडवेषुमहात्मसु ।
द्रौपदीसत्यभामाच विविशातेतदाश्रमं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે બ્રાહ્મણો તથા મહાત્મા પાંડવો બેઠા હતા, તે વેળા દ્રૌપદી તથા સત્યભામા એકાંતને વિષે બેસીને હાસ્ય વિનોદ કરતાં કુરુકુળ તથા યદુકુળ સંબંધિ અનેક પ્રકારની વાતો કરતી હતી. તે વખત શ્રીકૃષ્ણની પ્રિય સ્ત્રી, સત્રાજીતની પુત્રી તથા શ્રેષ્ઠ સ્વરૂપવાન સત્યભામાએ એકાંતમાં દ્રૌપદીને કહ્યું કે હે દ્રૌપદિ! તમે લોકપાલ સરખા, મહા શૂરવીર અને દઢ અંગવાળા પાંડવો પ્રત્યે કેવા આચરણથી વર્તો છો? હે કલ્યાણરૂપ! તે તમને વશ કેમ થાય છે? તમારી ઉપર ક્રોધ કેમ નથી પામતા? હે પ્રિય દર્શનવાળી! પાંડવો નિરંતર તમને વશ અને તમારૂંજ મુખ જોનાર છે તેનું કારણ શું? તે તમે મને યથાર્થ કહો. તમે શું કંઇ સોમવારાદિ વ્રત ઉપવાસાદિ તપ, સંગમ સમય સ્નાન,

વશીકરણના મંત્ર યુક્ત ઔષધ, કામશાસ્ત્રની વિદ્યા, રજસ્વળા થયા પછી સ્નાન કરી પતિ પાસે જઇ પોતાના પગની પાનિયે કરી તેના સિસ્નુનો સ્પર્શ, જપ, હોમ તથા અંજનાદિનું સેવન કર્યું છે ? હે પંચાલિ ! તમારૂં સૌભાગ્યને વૃદ્ધિ કરનાર જે કંઇ વ્રતાદિ હોય, તે તમે મને કહો; કારણ મારા પતિ શ્રીકૃષ્ણ પણ મને વશ થાય. હે જનમેજય ! મોટા યશવાળી સત્યભામા એ પ્રમાણે કહીને નિવૃત્ત પામી ત્યારે મોટા ભાગ્યવાળી પતિવ્રતા દ્રૌપદી તેને કહેવા લાગી કે હે સત્યભામા ! તમે મને અસત્ સ્ત્રિયોનાં આચરણ પૂછો છો ! અસત્ સ્ત્રિયોયે આચરણ કરેલા અસત્ માર્ગનો ઉત્તર કેમ થઇ શકે. હે સત્યભામે ! શ્રીકૃષ્ણનાં સ્ત્રી એવાં તમે આવા પ્રશ્ન પૂછો તથા આવો સંશય રાખો એ કંઇ યોગ્ય નથી; પણ તેવી સ્ત્રિયોના સરખી બુદ્ધિવાળાં છો માટેજ પૂછો છો. જો સ્વામી મંત્રાદિને પરાયણ એવી પોતાની સ્ત્રીને જાણે, તો જેમ ગૃહમાં પ્રવેશ કરેલા સર્પથી મનુષ્ય ઉદ્વેગપણાને પામે છે. તેમ તેનાથી ઉદ્વેગતાને પામે. પછી ઉદ્વેગતાયુક્તને શાંતિ શાની હોય અને અશાંતિ થયા પછી સુખ પ્રાપ્ત થતુંજ નથી; માટે સ્ત્રીને મંત્રાદિથી પતિ કદી વશ થતોજ નથી. વળી અસત્ સ્ત્રિયો પોતાના પતિને વશ કરવા સારૂ કોઇની પાસેથી ઔષધિ કરાવે છે. તો તે પુરૂષ તેનો અમિત્ર હોવાથી તેને રોગ ઉત્પન્ન કરે છે. ત્યાર પછી તે સ્ત્રી પોતાના પતિને થયેલા રોગને મટાડવા સારૂ જેણે પ્રથમ ઔષધિ આપી હોય છે, તેની પાસેથીજ ઔષધ લે છે, તો તે તે રોગને મટાડવા જાણતો નથી તેથી તેને નાશ કરવાની ઇચ્છાથી વિષ આપે છે અથવા એવાં ઔષધ આપે કે જેને પુરૂષ જીભથી અથવા શરીરની ત્વચાથી સેવન કરે કે તત્કાળજ નાશ પામે. વળી હે સત્યભામે ! અસત્ સ્ત્રિયો પોતાના પતિને વશ કરવા સારૂ અનેક ઉપાય કરે છે, તેથી તે જળંદરવાળા, કોઢિયા, બાળ વગરના, પુરૂષાતન વગરના, જડ, અંધ તથા બેહેરા થાય છે. ત્યાર પછી પાપી પુરૂષને વેષે લંપટ એવી પાપી તે સ્ત્રિયો પોતાના પતિનો ત્યાગ કરીને જતી રહે છે. માટે હે સત્યભામે ! સ્ત્રીએ પોતાના પતિનું અવળું કદી કરવું નહીં. હવે હે મોટા યશવાળી સત્યભામે ! હું મહાત્મા પાંડવોને વિષે જેવી વૃત્તિથી વર્તું છું તે કહું તે તમે સાંભળો–અહંકાર, કામ તથા ક્રોધનો ત્યાગ કરીને હું પ્રયત્નથી સદૈવ પોતાની સ્ત્રિયો સહિત એવા પાંડવોની સેવા કરૂં છું. વળી ઇર્ષાનો ત્યાગ કરી તથા મનને વશ કરીને પોતાના પતિના ચિત્તની રક્ષા કરનાર, તેમની શુશ્રૂષા કરવાની ઇચ્છાવાળી અભિમાન વગરની અને તેઓ દૂરથી બોલાવે, ઉઠે, દૂરથી મારી સામું જુએ, મારાથી દૂર હોય, અથવા જાય તથા કટાક્ષથી પોતાનો અભિપ્રાય જણાવે તેથી શંકાવાળી હું, સૂર્ય, અગ્નિ તથા ચંદ્ર સરખા, મહારથિ, દષ્ટિમાત્રમાંજ શત્રુને નાશ કરનાર, મહાપરાક્રમી અને મહા પ્રતાપિ મારા પતિ પાંડવોની સેવા કરૂં છું. હે સત્યા ! કોઇ દેવતા, ગંધર્વ તથા અલંકાર પહેરેલો, યુવાવસ્થાવાન વા રૂપવાન કોઇ મનુષ્ય હોય, તો પણ મને કદી માન્ય થાયજ નહીં. વળી જો મારા પતિયે ભોજન ન કર્યું હોય, સ્નાન ન કર્યું હોય, તથા તે બેઠા ન હોય, તો હું ભોજન તથા સ્નાન કરતી નથી અને બેસતી પણ નથી; કેવળ ગૃહનાં કામકાજ કરૂં છું. વળી મારા પતિ ક્ષેત્ર, વન અથવા ગામમાંથી આવતા હોય, તો તેને જોઇને હું ઉભી થઇ આસન તથા જળાદિ આપીને હર્ષની પ્રાપ્તિ કરૂં છું. વળી ગૃહનાં સાહિત્યોને સાફ રાખનારી, સમયપરત્વ પોતાના પતિને ભોજન આપનારી, સાવધાન, ધાન્યાદિની સંભાળ રાખનારી, શ્રેષ્ઠ સ્વચ્છ આસન ઉપર બેસનારી, કોઇ દિવસે તિરસ્કાર પૂર્વક નહીં બોલનારી, દુષ્ટ સ્ત્રીઓના સંગ વગરની તથા આળસ્ય વગરની હું નિત્ય પતિને અનુકૂળ વર્તું છું.

ળી હું ગૃહને વિષે અથવા બગીચાને વિષે કોઇ પુરૂષ સાથે એકાંત ભાષણ તથા હાસ્યનો
ાગ કરૂં છું અને ગૃહના દ્વાર પ્રત્યે ઉભી રહેતી પણ નથી. વળી હું અતિ હાસ્ય, અતિરોષ
થા ક્રોધનો ત્યાગ કરીને સદૈવ સ્વામીની સેવા કરવામાં તત્પર રહું છું. હે સત્યભામે ! જેમાં
ારા પતિને પ્રીતિ ન હોય, તે પદાર્થમાં મને કદિ પ્રીતિ થતી નથી. વળી હું જ્યારે મારા
તિ કુટુંબાદિના વ્યવહાર માટે પ્રવાસમાં હોય છે, ત્યારે પુષ્પ તથા ચંદનાદિનો ત્યાગ કરીને
ધ્યાન થઇ રહું છું. વળી મારા પતિ જેનું પાન કરતા નથી, જેનું સેવન કરતા નથી તથા
ભોજન કરતા નથી, તે સર્વનો તેમના કહેવા પ્રમાણે વર્ત્તવામાં સાવધ હું ત્યાગ કરૂં છું.
ળી મારા અલંકાર પહેરેલી નિરંતર ચતુર તથા પોતાના સ્વામિના હિતમાં તત્પર એવી મને
ારી સાસુએ પૂર્વે કુટુંબ વિષે જે ધર્મ કહ્યા છે, તે તથા મારા જાણવામાં જે માગણ પુરૂ-
ને ભિક્ષા આપવી, બળિદાન કરવાં, શ્રાદ્ધ કર્મ કરવાં, પૌર્ણિમાને દિવસે તથા અમાવાસ્યાને
વસે ગૃહસ્થીએ કરવાનું સ્થાલી પાક નામનું કર્મ કરવું, માન્ય પુરૂષોની પૂજા કરવી અને તેનો
ત્કાર કરવો ઇત્યાદિ તે કરવામાં આલસ્ય રહિત થઇને હું દિવસ તથા રાત્રિને વિષે વર્ત્તમાન
! વળી હું સદૈવ નમ્રતાથી એકાગ્ર ભાવે કરી નિયમોને પણ સેવું છું. વળી હું કુલિન, સલ-
દિ, શ્રેષ્ઠ શિયળવાન, સત્ય ધર્મનું પાલન કરનાર તથા સર્પ સરખા ક્રોધિ પતિની સદૈવ
વા કરૂં છું. હે શ્રીકૃષ્ણ સ્ત્રી ! હું સ્ત્રીયોનો પતિનો આશ્રય કરવો એજ સનાતન ધર્મ છે અને
તિજ દેવના તથા ગતિરૂપ છે એમ માનું છું. તેનું અપ્રિય કરનાર કોણ શ્રેષ્ઠ સ્ત્રી હોય છે? વળી
દૈવ પોતાના પતિની સેવા કરવામાં ગૂંથાયલી હું કોઇ દિવસે તેમના કહેવાથી ઉલટી વર્ત્તતી નથી.
મની ઇચ્છા વગર ભોજન કરતી નથી તથા અલંકાર ધારણ કરતી નથી અને સાસુની નિંદા
ણ કોઇ વખતે કરતી નથી. હે સુંદર ભાગ્યવાળી સત્યભામા ! મને અપ્રમાદ, સેવામાં પરાયણ
થા ગુરૂઓની શુશ્રૂષાએ કરી મારા પતિ વશ છે. વળી હું સદૈવ શ્રેષ્ઠ વીર પુત્રોને પ્રસવ
યેલાં તથા સત્યવાદી એવાં મારાં સાસુ કુંતીને પાન કરવાનાં પદાર્થ, વસ્ત્રાદિ તથા ભોજ-
ના પદાર્થો અર્પણ કરીને સેવા કરૂં છું. વળી હું તે મ્હારાં સાસુ કુંતીને કોઇ દિવસે પણ
ત્ર, અલંકાર તથા ભોજન પ્રાપ્ત કરવામાં કલેશ ઉપજાવતી નથી, અને તેના સામું બોલાઇ
લતી પણ નથી. હે સત્યા ! જ્યારે મારા પતિ દ્યુતમાં હારી નહીં ગયા હતા, ત્યારે યુધિ-
રના મંદિરને વિષે નિત્ય આઠ હજાર બ્રાહ્મણો સુવર્ણના પાત્રમાં ભોજન કરતા હતા, જે
કએકને રાજા ત્રીશ ત્રીશ દાસી આપતા હતા, એવા અઠયાસી હજાર નવિન ભેદ ભણેલા
હસ્થ બ્રાહ્મણો પણ ભોજન કરતા હતા અને દશ હજાર ઉર્ધ્વરેતા એવા યતિયોને સુવ-
ર્ણના પાત્રમાં સિદ્ધ કરેલું અન્ન અપાતું હતું, તે સર્વનો વૈશ્વદેવ થયા પછી હું યથાયોગ્ય
ાન, આચ્છાદન તથા ભોજન કરવાના પદાર્થો અર્પણ કરીને સત્કાર કરતી હતી. હે સત્ય-
ામે ! હું કુંતીના પુત્ર મહાત્મા યુધિષ્ઠિરની કંકણ તથા બાજુબંધ ધારણ કરેલી, ગળામાં પ-
ક બાંધેલી, અલંકાર ધારણ કરેલી, અમૂલ્ય માળારૂપ આભરણવાળી, સુંદર ચંદન ધારણ કરેલી,
ણિ તથા સુવર્ણના દાગીના પહેરેલી અને નૃત્ય કરવા તથા ગાવામાં કુશળ એવી એક લક્ષ દાસી
તેનાં નામ, ગુણ ભોજનનાં સાહિત્ય, પહેરવાનાં વસ્ત્ર તથા તેમણે કરેલાં અથવા નહીં કરેલાં
મને જાણુંછું; જે હાથમાં પાત્ર લેઇને દિવસ તથા રાત્રિને વિષે સદૈવ અતિથિયોને ભોજન
રાવે છે. ઇંદ્રપ્રસ્થમાં નિવાસ કરી રહેલા યુધિષ્ઠિર, જ્યારે ક્યાંએ બહાર જતા હતા, ત્યારે
ની વાંસે એક લાખ અશ્વ તથા તેટલાજ હસ્તિ, અસ્વારો સહિત ચાલતા હતા. હે શ્રેષ્ઠ !
જ્યારે યુધિષ્ઠિર રાજા પૃથ્વીનું પાલન કરતા હતા, ત્યારે તેના દાસ તથા દાસીની સંખ્યા અને

કોઇ પૂછતું હતું, તેને હું તે કહેતી હતી તથા કોઈ કહેતું હતું, તેનાથી સાંભળતી પણ હતી. વળી હું ગાયોના પાલન કરનાર તથા અનાથને આરંભિને અંત:પુરમાંના ભૃત્યોને કરેલાં કાર્યને અને પાંડવોની આયપત તથા ખરચને જાણતી હતી. હે શ્રેષ્ઠ મુખવાળી ! ભરત કુળમાં શ્રેષ્ઠ પાંડવો કુટુંબ સંબંધિ ભાર મને સોંપીને ઉદ્યોગમાં પરાયણ થઇ તેનોજ યત્ન કરતા હતા, માટે દુષ્ટાત્માવાનથી ન સહન થાય એવા તે કારભાર સંભાળવામાં આસક્ત મનવાળી હું સર્વ સુખનો ત્યાગ કરીને, રાત્રિ તથા દિવસને વિષે તેનોજ યત્ન કરતી હતી. હે શ્રેષ્ઠ બુદ્ધિમાન્! હું ધર્મમાં વર્ત્તનાર પોતાના પતિના વરૂણ દેવતા સરખા ભંડારને જાણતી હતી. વળી રાત્રિએ તથા દિવસે ક્ષુધા તથા તૃષાને વિષે તેમની સહાયતા કરનાર તથા તેમનુંજ આરાધન કરનાર મને દિવસ તથા રાત્રિ સમાનજ છે. હે સત્યા! હું નિત્ય પતિઓની પહેલાં ઉઠું છું તથા તેમના પછી શયન કરૂં છું, એજ તેમને વશ્ય કરવાનું મારૂં વશીકરણ છે. હું એજ પ્રમાણે પતિને વશ કરવાનું વશીકરણ જાણું છું: પણ અસત્ સ્ત્રીના આચરણ કરતી નથી તથા તેમ કરવાની કામના પણ રાખતી નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે દ્રૌપદિએ ધર્મયુક્ત વાક્ય કહ્યાં તે સાંભળીને સત્યભામાએ ધર્મચારિણીનો સત્કાર કરી તેને કહ્યું કે હે પાંચાલિ ! હે યાજ્ઞસેનિ ! હું તમારી પ્રાર્થના કરૂં છું, કેમકે મેં તમને સખિઓની ઇચ્છાને પણ હરે એવાં ઉપહાસ્ય સહિત વાક્ય કહ્યાં માટે તમે ક્ષમા કરો.

अभिपन्नास्मिपांचालि याज्ञसेनि क्षमस्व मे ।
कामकारःसखीनां हि सोपहासंप्रभाषितं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीसत्यभामासंवादपर्वणि गुर्जरभाषायां त्रयस्त्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३३ ॥

---

## અધ્યાય ૨૩૪ મો. દ્રૌપદી કર્ત્તવ્ય.

द्रौपद्युवाच—इदंतुतेमार्गमपेतमोहं वक्ष्यामिचित्तग्रहणायभर्तुः ।
यस्मिन्यथावत्सखिवर्तमाना भर्तारमा[illegible]सेकामिनीभ्यः ॥ १ ॥

દ્રૌપદી કહે છે–હે સખી સત્યભામા ! હું તમને જેનાથી મોહ ટળી જાય છે એવો માર્ગ સ્વામિના ચિત્તને ગ્રહણ કરવા માટે કહું છું: જેને વિષે યથાર્થ વર્ત્તનાર તમે પોતાના સ્વામિને સપત્નિથી આકર્ષણ કરશો. હે સત્યભામે ! સ્ત્રિયોનું દૈવત પતિસમાન દેવતા સહિત સર્વ લોકને વિષે કોઇ નથી, જે પ્રસન્ન રહેવાથી સ્ત્રીયોને સર્વ કામના પ્રાપ્ત થાય છે તથા છે તથા જે ક્રોધ પામવાથી સર્વ નાશ કરે છે. વળી સ્ત્રિયોને પતિની પ્રસન્નતાથીજ પુત્ર, વિવિધ પ્રકારના ભોગ, શય્યા, ઉત્તમ દેખાવવાળાં આસન, વસ્ત્ર, પુષ્પ, ગંધ, જગતમાં વિપુલ કીર્તિ તથા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. પણ હે સાધ્વી ! કોને પણ સુખ ભોગવવાથી મળતું નથી, કેવળ દુઃખે કરીનેજ પ્રાપ્ત થાય છે: માટે તમે શ્રીકૃષ્ણમાં સ્નેહ, તથા પ્રેમ રાખી અને શરીરે ક્લેશ ભોગવીને પણ તેનું આરાધન કરો તે આવી રીતે કે, તમે પોતાના પતિને આસન, શ્રેષ્ઠ પુષ્પ તથા ચંદનાદિ પદાર્થ આપવાથી અને સરળપણાથી તેનું આરાધન કરો. હે સત્યભામા ! જેવી રીતે શ્રીકૃષ્ણ હુંજ આને પ્રિય છું એમ જાણીને તમારૂંજ સેવન કરે,

તેવી રીતે આલસ્ય રહિત થઈ કરો. વળી તમે ગૃહના દ્વાર પ્રત્યે આવેલા પોતાના સ્વામિનો શબ્દ સાંભળીને, ઉભાં થઈ ગૃહ મધ્યે સદૈવ ઉભાં રહો અને જ્યારે તે ગૃહમાં પ્રવેશ કરે, ત્યારે આસન આપી પાદ્યાદિથી તેની પૂજા નિરંતર કરો. વળી હે સત્યભામા! પતિએ કરેક કામ દાસીઆદિને કહ્યું હોય, તોપણ તમારે તે કામ પોતાને ઉઠીને કરવું, કારણ જેથી તમારા પતિ આ સત્યભામા એકાગ્ર ભાવથી મારૂં ભજન કરે છે એમ જાણે. વળી તમને તમારા પતિ કંઇપણ ગુપ્ત વાર્તા કહે, તે તમારે કોઇને કહેવી નહીં, અને કોઇ તમારી સપત્ની શ્રી કૃષ્ણને કંઈ પણ કહે તે જાણીને ક્રોધ કરવો નહીં. વળી તમે પોતાના પતિને જે પ્રિય હોય, તેમાં પ્રીતિમાન થાઓ તથા તેના હેતુજનને સદૈવ અનેક પ્રકારે કરી ભોજન કરાવો અને તેના ત્યાગ કરવા યોગ્ય દ્વેષિ તથા કપટ કરવામાં ઉદ્યોગવાન શત્રુને વિષે ભેદ ભાવ રાખો. વળી તમે મૌનતા રાખીને પ્રમાદ તથા અન્ય પુરૂષને વિષે થતા ભાવને નિયમમાં રાખો: અને તમારે પ્રદ્યુમ્ન તથા સાંબાદિ તમારા પુત્ર છે, તોપણ તેમની પાસે મનુષ્ય વગરના એકાંતસ્થાનને વિષે કોઇ દિવસે પણ ઉભાં રહેવું નહીં. વળી તમારે પાપકર્મ વગરની કુળવાન સ્ત્રિયોની સાથે મિત્રાઇ કરવી, પણ ક્રૂર, બીજાઓને પરાભવ કરવામાં સમર્થ, ઘણું ભોજન કરનાર, ચોરી કરનાર, દુષ્ટ તથા ચપળ એવી સ્ત્રિયોની મિત્રાઈ કરવી નહીં. હે સત્યભામા! આ મારા કહેવા પ્રમાણે કરવાથી તમારા યશસ્ય સૌભાગ્યની વૃદ્ધિ, સ્વર્ગની પ્રાપ્તિ તથા શત્રુનો નાશ થશે, માટે અમૂલ્ય પુષ્પ, અલંકાર ચંદન અને સુગંધી પદાર્થને સેવવાવાળાં તમે પોતાના સ્વામિનું આરાધન કરો.

एतद्यशस्यं भगदैवतं च स्वर्ग्यं तथा शत्रुनिबर्हणं च ।
महार्हमाल्याभरणाङ्गरागा भर्तारमाराधय पुण्यगन्धा ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीसत्यभामासंवादपर्वणि द्रौपदीकर्तव्यकथने गुर्जरभाषायां चतुस्त्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥२३४॥

## અધ્યાય ૨૩૫ મો. શ્રીકૃષ્ણ ગમન.

वैशंपायन उवाच—मार्कण्डेयादिभिर्विप्रैः पाण्डवैश्च महात्मभिः ।
कथाभिरनुकूलाभिः सहासित्वा जनार्दनः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી શ્રીકૃષ્ણે, માર્કંડેયાદિ બ્રાહ્મણો તથા મહાત્મા પાંડવોની અનેક અનુકૂળ એવી કથાના પ્રસંગથી બેસી, તેમના સહિત યથાર્થ અનેક વાતો કરીને, રથમાં બેસવાની ઇચ્છાથી સત્યભામાને બોલાવી. તે વખત સત્યભામાએ દ્રૌપદીને હૃદય સાથે ગ્રહણ કરી મળીને પોતાના હૃદયમાંના પ્રેમનાં વાક્ય કહ્યાં કે—હે દ્રૌપદિ! તેમને કંઇ પણ ઉત્કંઠા, વ્યથા, તથા ચિંતાથી જાગરણ થાઓ માં: કારણ તમે દેવતા સરખા પોતાના સ્વામિએ જીતેલી પૃથ્વીના રાજ્યને પામશો. હે શ્રેષ્ઠ નેત્રવાન! જેવાં તમે કલેશ પામો છો તેવાં કોઇપણ શીલવાન, તથા સ્તુત્ય લક્ષણવાળી સ્ત્રી પામી નથી: પણ તમે તમારા સ્વામિએ સહિત, નાશ પામેલા શત્રુવાળી પૃથ્વીને ભોગવશો એમાં સંશય નથી: કારણ મેં એમ સાંભળ્યું છે. હે દ્રુપદ રાજાની પુત્રિ! તમે ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોનો નાશ કરી વૈરભાવ

પ્રતિપાદન જેણે કર્યું હશે એવા યુધિષ્ઠિર રાજાને પ્રાપ્ત થયેલી પૃથ્વીને જોશો. વળી તમે જે વેળા વનમાં જવા રવાને થયાં, તે વેળા ગર્વથી મોહ પામેલી કૌરવની જે સ્ત્રિયોએ તમારૂં હાસ્ય કર્યું છે, તે નાશ પામેલા સંકલ્પ વાળીને જોશો. હે કૃષ્ણે ! દુઃખને પામેલાં એવાં તમારૂં જેમણે અપ્રિય કર્યું છે, તે સર્વ યમલોક પ્રત્યે ગયાજ છે એમ તમે જાણો. હે દ્રોપદી ! પ્રતિવિંધ્યા, સુતસોમ શ્રુતકર્મા, શતાનીક તથા શ્રુતસેન નામના જે તમારા પુત્ર છે, તે સર્વ મહાશૂરવીર તથા અસ્ત્રવિદ્યા શિખેલા કુશળ છે. અભિમન્યુની પેઠે દ્વારકાંપુરીને વિષે પ્રીતિમાન છે અને તેમનામાં સુભદ્રા તમારી પેઠે અત્યંત પ્રીતિયુક્ત ભાવ રાખે છે. વળી સુભદ્રા તમારૂં કુશળપણું સાંભળવાથી તથા પ્રતિ વિંધ્યાદિ તમારા પુત્રોથી અત્યંત પ્રસન્ન થાય છે. અને કોઇ પણ તાપ વગરનાં થાય છે. વળી તે તેમનાં દુઃખે તથા સુખે કરી દુઃખી અને સુખી થાય છે. હે દ્રોપદિ ! સુભદ્રાની પેઠેજ પ્રદ્યુમ્નની માતા રૂકિમણી પણ તમારા પુત્રોનું ભજન કરે છે. વળી ભાનુઆદિ સહિત શ્રીકૃષ્ણ પણ તમારા પુત્રોની ઘણી સંભાળ રાખે છે. મારા સસરા વાસુદેવ તમારા બાળકોને માટે ભોજન તથા વસ્ત્રાદિ તૈયાર કરવામાં તત્પર રહે છે. વળી બળરામાદિ અંધક તથા વૃષ્ણિકુળના સર્વ યાદવો પણ તમારા પ્રતિવિંધ્યાદિ પુત્રોનું ભજન કરે છે અને તેમને તથા પ્રદ્યુમ્નને તેમનામાં પ્રીતિ પણ ઘણી છે. હે જનમેજય ! એ પ્રમાણે સત્યભામાએ દ્રોપદીને પરમ સ્નેહયુક્ત વાક્ય કહીને, શ્રીકૃષ્ણના રથ પ્રત્યે જવાની ઇચ્છા કરી ત્યારે તે દ્રોપદીની પ્રદક્ષિણા કરી રથમાં જઇ બેઠી. ત્યાર પછી યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ દ્રોપદીને સાંત્વના કરી હસીને, ત્યાંથી પાછા વળ્યા અને ઉતાવળા અશ્વોએ કરી પોતાના પુર પ્રત્યે ગયા.

सांत्वि तु यदुश्रेष्ठो द्रौपदीं परिसांत्व्य च ।
उपवर्त्य ततः शीघ्रैर्हयैःप्रायात्पुरंस्वकं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वाणि द्रौपदीसत्यभामासंवादपर्वणि कृष्ण गमने गुर्जरभाषायां पंचात्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥२३५॥

॥ समाप्तंद्रौपदीसत्यभामासंवादपर्व ॥

## અધ્યાય ૨૩૬ મો. ધૃતરાષ્ટ્રને થયેલો ખેદ.

॥ अथघोषयात्रापर्व ॥

जनमेजयउवाच—एवं वने वर्तमान नराग्र्याः शीतोष्णवाता तपकर्शितांगाः ।
सरस्तदासाद्यवनं च पुण्यं ततःपरंकिमकुर्वत पार्थाः ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ ! એ પ્રમાણે વનને વિષે વર્તમાન પુરૂષોમાં મુખ્ય અને શીત, ઉષ્ણતા, વાયુ તથા તાપે કરીને કર્ષિત થયેલા અંગવાળા પાંડવો, તળાવ તથા પુણ્ય દ્વૈતવન પ્રત્યે રહીને શું કરતા હતા ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે પાંડુ રાજાના પુત્રો દ્વૈતવન વિષેના તળાવ પ્રત્યે આવી જનસમુદાયનો ત્યાગ કરી ગૃહ નિર્માણ કરીને, તેની પાસેના રમ્ય વન, પર્વત તથા નદીના સ્થાન પ્રત્યે ફરતા હતા. તેવામાં વનમાં

વસતા મહાશૂરવીર પાંડવોની પાસે વેદ ભણેલા તપશ્ચર્યારૂપ ધનવાળા તથા વૃદ્ધાવસ્થાવાળા પુરૂષો આવ્યા. તેમનો તેમણે પૂજાદિ સત્કાર કર્યો. ત્યાર પછી કોઇ દિવસે કથા કરવામાં કુશળ એવો બ્રાહ્મણ પૃથ્વીને વિષે અટતો પાંડવોને મળીને ત્યાંથી સ્વેચ્છાએ કરી ધૃતરાષ્ટ્રની પાસે ગયો ત્યારે કુરૂકુળમાં શ્રેષ્ઠ વૃદ્ધાવસ્થાવાન ધૃતરાષ્ટ્ર રાજાએ સત્કાર કરેલા તે બ્રાહ્મણે તેના કહેવાથી શરીરમાં કૃશ થયેલા, વાયુ તથા તાપે કરીને પીડાયુક્ત અંગવાળા અને ઉગ્ર દુઃખને પામેલા યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ તથા કલેશવાળા ગુણવાળી, મહા ગંભીર સ્વામિત્વવાળી અને અનાથની પેઠે પરમદુઃખને પામેલી દ્રૌપદીના સંબંધિ સર્વ વાર્તા કહી. ત્યાર પછી વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા, બ્રાહ્મણનાં વચન સાંભળવાથી દુઃખરૂપ નદીને પ્રાપ્ત થયેલા પાંડવોને જાણીને તેમની ઉપર ઉત્પન્ન થયેલી કૃપાએ કરી પરમ તાપને પામ્યા. પછી દીનતા પ્રાપ્ત થવાથી હણાયેલા ચિત્તવાળા મ્હોટા નિશ્વાસ મૂકતા ધૃતરાષ્ટ્ર રાજા; પોતાના મનમાં ઉત્પન્ન થયેલા કાર્યનો વિચાર કરી વાણીની સ્થિરતાને પામી બોલ્યા કે, અરે! સત્યવાદી, પવિત્ર, આર્ય પુરૂષોના સરખા આચરણવાળો, અજાત શત્રુ અને મારા સર્વ પુત્રોમાં મુખ્ય એવો જે યુધિષ્ઠિર પૂર્વે રંક નામના મૃગનાં રૂવાટાં સરખી કોમળ શય્યા વિષે સુતો હતો, તે હમણાં પૃથ્વીને વિષે કેમ શયન કરતો હશે? વળી ઇંદ્ર સરખા જે મારા પુત્રને પૂર્વે જ્યારે પાછલી છ ઘટિકા રાત્રિ રહેતી, ત્યારે સુત તથા માગધાદિ સુંદર સ્તુતિ કરીને જગાડતા હતા, તેને હમણાં પક્ષીના સમૂહ શબ્દ કરીને જગાડે છે! અરે! વાયુ તથા તાપથી શરીરમાં કંપિત થયેલો, ક્રોધે કરી પરિપૂર્ણ અંગવાળો અને પૃથ્વી ઉપર શયન કરવા નહીં લાયક ભીમસેન હમણાં દ્રૌપદીની સાનિધ્ય પૃથ્વી ઉપર શયન કરે છે! અરે! આ અત્યંત કોમળ અંગવાળો, મનસ્વી તથા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાના કહેવામાં રહેલો, અર્જુન કોપથી વનને વિષે વસે છે; પણ દુઃખયુક્ત શરીરે કરી પૃથ્વીને વિષે શયન કરતો નથી! વળી મહા તેજસ્વી અર્જુન, નકુળ, સહદેવ, દ્રૌપદી, યુધિષ્ઠિર તથા દુઃખી ભીમસેનને ક્રોધી સર્પની પેઠે મ્હોટા નિશ્વાસ મૂકતાં મ્હોટા ક્રોધથી તેમની રક્ષા કરે છે; પણ હમણાં પૃથ્વીને વિષે શયન આરામ કરતો નથી! વળી તેમજ સુખ વગરના, સુખ ભોગવવા લાયક, સ્વર્ગ વિષેના દેવતા સરખા અત્યંત રૂપવાન તથા યુધિષ્ઠિરે સત્ય ધર્મથી વારેલા નકુળ અને સહદેવ પણ નિત્ય પૃથ્વીને વિષે શયન કરે છે! અરે! વાયુ સરખો બળવાન, વાયુનો પુત્ર, મહા પરાક્રમી તથા ધર્મરાજારૂપ પાશે કરી બંધાયલો ભીમસેન, મ્હોટા નિશ્વાસ મૂકીને પોતાના ઉત્પન્ન થતા ક્રોધને સહન કરે છે! વળી મ્હારા પુત્રોના વધની ઇચ્છાવાળો, યુદ્ધમાં પૃથ્વીને વિષે પરિવર્તન કરનાર, સર્વ યોદ્ધાઓ કરતાં અધિક બળવાન અને યુધિષ્ઠિરે સત્યતા તથા ધર્મથી વારેલો ભીમસેન મ્હારા પુત્રોને નાશ કરવાના સમયનું ચિંતન કરે છે! અરે! જે વેળા કપટથી દ્યૂતમાં યુધિષ્ઠિર રાજા જીતાયા, તે વેળા દુઃશાસને નહીં કહેવાં એવાં જે વાક્ય કહ્યાં છે, તે સર્વ ભીમસેનના શરીરમાં રહીને, જેમ વનમાં રહેલો અગ્નિ કાષ્ટને બાળે, તેમ તેને બાળે છે! અરે! યુધિષ્ઠિર મ્હારા પુત્રોનાં પાપ કર્મનો કદી વિચાર કરશે નહીં. અર્જુન તો તેનો આશ્રય કરી રહે છે, પણ જેમ વાયુથી અગ્નિ વૃદ્ધિ પામે, તેમ ભીમસેનને વનવાસથી ક્રોધ વૃદ્ધિ પામે છે! અરે! ભીમસેન પોતાના ઉત્પન્ન થતા ક્રોધથી પરમ તાપ પામતાં પોતાના હાથને મસળીને, જાણે મ્હારા પુત્રોને બાળી ભસ્મજ કરતો હોય તેમ મ્હોટા ભયંકર ઉષ્ણ નિશ્વાસ મૂકે છે! અરે! મહા ક્રોધી કાળ સરખા ભીમસેન તથા અર્જુન યુદ્ધમાં મહા પ્રકાશમાન બાણોનો વર્ષાદ વર્ષાવતાં શત્રુની સેનાને શેષ રાખે તેમ નથી!

અરે ! મંદ ચિત્તવાળા દુર્યોધન, શકુની, કર્ણ તથા દુશાઃસન મધને જુવે છે, પણ તેનાથી પોતાનું પડવું થશે તેને જોતા નથી; કારણ હજી પણ દ્યૂતનું અવલંબન કરીને યુધિષ્ઠિરના રાજ્યને હરણ કરે છે ! અરે ! મનુષ્ય શુભ તથા અશુભ કર્મ કરીને તેના ફળની વાટ જુએ છે; જેનાથી મોહ પામે છે અને જેને ભોગવ્યા વગર છૂટતા પણ નથી ! અરે ! ખેડૂતે ક્ષેત્રને સારી રીતે ખેડ્યું હોય, તેમાં બીજ વાવ્યાં હોય તથા ઇંદ્રે ઋતુ પરત્વ વર્ષાદ કર્યો હોય, તો પણ તેને તે શ્રમનું ફળ ન મળે, ત્યારે તેની પ્રસિદ્ધિ ક્યાંથી થાય ? માટે દૈવમાં હોય તેજ સર્વને પ્રાપ્ત થાય છે એમ હું માનું છું ! કારણ વૃદ્ધ પુરૂષો મને તથા દુર્યોધનને હિતનાં વાક્ય કહે છે, પણ તે હિતનાં નથી એમ અમે બેઉ માનીએ છીએ ! અરે શકુનિએ જેનાથી કૌરવોનું અશુભ થાય એવું કામ કર્યું તથા શ્રેષ્ઠવ્રતવાળા પાંડવોએ તેજ વખત કૌરવોનો નાશ ન કર્યો એ સારૂં કર્યું. તેમ દુષ્ટ પુત્રને વશ એવા મેં કૌરવોને અંતકાળ નજદીક આવે તેવું કર્યું ! કેમકે જેમ ઉડાંડલો વાયુ વાય છે, ગર્ભિણી સ્રી પ્રસુત થાય છે, દિવસના આદિ ભાગને વિષે રાત્રિનો નાશ થાય છે તથા રાત્રિના પ્રથમ ભાગમાં દિવસનો નાશ જરૂર થાય છે, તેમ મનુષ્યને કરેલાં કર્મ અવસ્ય પ્રાપ્ત થાય છે એમાં કશો સંદેહ નથી ! પણ પૂર્વે ઘણાઓએ અમારી પેઠે અન્યાયથી દ્રવ્યનો આર્જવ કર્યો છે, તેને સાચવવાનો યત્ન પણ કર્યો છે અને કોઈ કાળે તેણે સાધુ પુરૂષને તે આપ્યું પણ નથી; કારણ આપી દેવાથી જ્યારે તેને ભોગવવાનો સમય આવે છે, ત્યારે તેને વ્યાકુળતા પ્રાપ્ત થાય છે ! વળી મન વગરના મ્હારાથી ધન ખરચીને કાર્ય કેમ થાય તથા તે ધન નિર્દૈવ વગરના મને કેમ મળે એમ તેને ચિંતારૂપ અનર્થ પણ થાય છે ! માટે મારે પાંડવોને અર્ધું અથવા થોડું પણ દ્રવ્ય અથવા રાજ્ય આપવું નહીં, કેમકે તેમ કરૂં તો હરેક ઉપાયથી સર્વ દ્રવ્યાદિ નાશ પામે ! અરે ! પાંડવોનો અર્ધો વિભાગ છે માટે તમારે તેને આપવું જોઇએ ને તેમ નહીં કરશો તો તમારા પુત્રોનો નાશ થશે એમ કોઈ કહેશે તો હું એમ નિશ્ચય કરૂં છું કે, કરેલાં કર્મનો નાશ થતો નથી, માટે મારા પુત્રોનો નાશ થવાનો હશે તો અવસ્ય થશે, પણ મારે હાલ પાંડવોને વિભાગ આપીને દ્રવ્યાદિના દુઃખને પ્રત્યક્ષ જોવું એ યોગ્ય નથી ! અરે ! અર્જુન વનમાંથી સ્વર્ગ પ્રત્યે ગયો એ એનું પરાક્રમ તો જુઓ ! વળી તે દિવ્ય અસ્ત્ર મેળવીને પાછો ત્યાંથી પૃથ્વીને વિષે પોતાના ભાઇઓની પાસે આવ્યો ! અરે ! કોઇ પણ મનુષ્ય શરીર સહિત સ્વર્ગ પ્રત્યે જઇને, પાછો આ લોકમાં કોણ આવે ? પણ અર્જુન કૌરવોને નાશ કરવાની ઇચ્છાથી અહીં આવ્યો છે ! અરે ! ધનુષ્યને ગ્રહણ કરનાર અર્જુન, તેનું ભયંકર વેગવાળું ધનુષ્ય તથા દિવ્ય અસ્ત્ર એ ત્રણેના તેજને આ લોકમાં સહન કરવા કોણ સમર્થ છે ! હે જનમેજય ! દુર્યોધન વગરના શકુનિએ ધૃતરાષ્ટ્ર રાજા એ પ્રમાણે વાક્ય બોલ્યા તે સાંભળી કર્ણ પ્રત્યે આવીને, તેને સર્વ કહી સંભળાવ્યાં, તેથી અલ્પ ચિત્તવાળો તે હર્ષયુક્ત થયો.

निशम्य तद्वचनं पार्थिवस्य दुर्योधनं रा[illegible] ।
अबोधयत्कर्णमुपेत्य सर्वं स बाष्पहृष्टो भवदल्पचेता ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि धृतराष्ट्र वाक्ये गुर्जरभाषायां षट्त्रिंशदधिकाद्विशततमोऽध्यायः ॥ २३६ ॥

## અધ્યાય ૨૩૭ મો. દુર્યોધનને બોધ.

वैशंपायन उवाच—धृतराष्ट्रस्य तद्वाक्यंनिशम्य शकुनिस्तदा ।
दुर्योधनमिदं काले कर्णेन सहितोऽब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાનાં વચન સાંભળીને કર્ણ સહિત શકુનિએ દુર્યોધનને સમય પરત્વ વાક્ય કહ્યાં કે હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન! તું પોતાના પરાક્રમે કરી પાંડવોને વનમાં દૂર કાઢીને જેમ સ્વર્ગમાં ઇંદ્ર રાજ્ય ભોગવે છે તેમ આ પૃથ્વીને વિષે રાજ્ય ભોગવ. હે નરાધિપ! તેં પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર દિશાના સર્વ રાજાઓને કર આપનાર કર્યા છે. વળી હે રાજન્! જે દિપ્યમાન લક્ષ્મી પાંડવોને હતી, તે પણ હમણાં ભાઇઓ સહિત તને પ્રાપ્ત થઇ છે. હે રાજન્! જ્યારે આપણે ઇંદ્રપ્રસ્થ પ્રત્યે ગયા હતા, ને જે સમૃદ્ધિ યુધિષ્ઠિર રાજાની જોઇ હતી, તે સર્વ તને પ્રાપ્ત થઇ દેખાય છે. હે રાજેંદ્ર! તારા શત્રુઓ થોડા કાળ સુધી શોકેકરી કર્ષિત રહેશે. હે મહાબાહો! તને બુદ્ધિના બળથી શત્રુરૂપ યુધિષ્ઠિર રાજા પાસેથી સમૃદ્ધિ પ્રાપ્ત થઇ છે તે પ્રકાશમાન હોય શું એવી દેખાય છે. તેમજ હે શત્રુના પરાક્રમને નાશ કરનાર રાજેંદ્ર! તારી આજ્ઞામાં રહેલા સર્વ રાજાઓ, અમે તમારૂં શું પ્રિય કરીએ? તમે અમને શું આજ્ઞા આપો છો! એમ કહે છે. પર્વત, વન, ગામડાં, શહેર, ક્ષેત્ર, ઉદ્યાન તથા દેશ સહિત સમુદ્રરૂપ વસ્ત્રવાળી તથા પર્વતોએ કરી સુશોભિત સર્વ પૃથ્વી તારી છે અને અમે પણ તારા છીએ. હે નૃપ! ત્રણે વર્ણની પ્રજાએ નમસ્કાર કરેલો તથા સર્વ રાજાઓએ પૂજા કરેલો તું પોતાના પરાક્રમે કરી, જેમ સ્વર્ગમાં દેવતાઓ મધ્યે ઇંદ્ર શોભે તેમ શોભે છે. વળી તું, જેમ રૂદ્રગણે કરી યમરાજા, મરૂદ્ગણે કરી ઇંદ્ર તથા નક્ષત્રોએ કરી ચંદ્ર શોભે તેમ કુરૂકુળના પુરૂષોએ કરી શોભે છે. વળી જેણે તારી આજ્ઞાનું પાલન નથી કર્યું તથા તારા કહેવામાં નથી રહ્યા, સમૃદ્ધિ રહિત થએલા અને વનને વિષે નિવાસ કરેલા પાંડવો છે તેમને અમે જાણીએ છીએ. હે મહારાજ! દ્વૈતવન પ્રત્યે એક સરોવર છે. ત્યાં વનને વિષે વસનારા બ્રાહ્મણો સહિત પાંડવો વસે છે એમ સંભળાય છે, માટે હે રાજન્! તું પરમ સમૃદ્ધિ યુક્ત થઇને, જેમ સૂર્ય સર્વને તાપ પમાડે, તેમ પાંડુરાજાના પુત્રોને તાપ પમાડતાં તેમની પાસે વનમાં જા, કારણ તે રાજ્યથી ભ્રષ્ટ થયા છે અને તું રાજ્યને પામ્યો છે તથા સમૃદ્ધિવાન પણ છે; માટે વનમાં જઇને સમૃદ્ધિ વગરના તેમને જો. ઘણા મહાજનથી વિંટાયલા તથા મોટા કલ્યાણમાં વર્ત્તમાન એવા તને પાંડવો, જેમ નહુષના પુત્ર યયાતિને તેના શત્રુએ જોયો, તેમ જુઓ. હે પૃથ્વીપતિ! હરેક પુરૂષને પ્રાપ્ત થયેલી જે સમૃદ્ધિને જોઇને તેના સ્નેહિયો હર્ષ પામે છે તથા શત્રુઓ તાપ પામે છે, તે સમૃદ્ધિ હમણાં તને વૃદ્ધિ પામેલી છે. સારી હાલતનો શત્રુ પોતાના વિષમ હાલતવાળા શત્રુને, જેમ પર્વત ઉપર ઉભેલા પુરૂષને જુએ, તેમ જુએ તે કરતાં તેને અધિક સુખ શું છે? હે રાજાઓમાં સિંહરૂપ દુર્યોધન! શત્રુઓનાં દુઃખને જોવાથી મનુષ્યને જે પ્રીતિ પ્રાપ્ત થાય છે, તે પ્રીતિ પુત્ર, ધન તથા રાજ્ય પ્રાપ્ત થવાથી પણ પ્રાપ્ત થતી નથી. અરે! જે સિદ્ધ થયેલા અર્થવાળો પુરૂષ આશ્રમને વિષે વલ્કલ વસ્ત્ર પહેરેલા અર્જુનને જોશે તેને શું સુખ નહીં થાય? વળી હે દુર્યોધન! સારાં વસ્ત્ર પહેરેલી તારી સ્ત્રી, વલ્કલ પહેરેલી દ્રૌપદીને જુએ તેથી તે પોતાના જીવવામાં પણ પ્રીતિ વગરની થઇને, પોતાના આત્માની

તથા દ્રવ્ય વગરના જીવિતની નિંદા કરો! દ્રૌપદી જેવી વનમાં સમૃદ્ધિવાન તારી સ્ત્રીને જોઇને દુર્મનપણાને પામશે, તેની સભામાં દુર્મનપણાને પામવા લાયક નથી! વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધન રાજાને કહીને શકુનિ સહિત કર્ણ બોલી રહ્યો, પછી તે બેઉ શાંત થયા.

एवमुक्त्वा तु राजानं कर्णः शकुनिनासह ।
तूष्णीं बभूव तावुभौ वाक्यांते जनमेजय ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि कर्णशकुनिवाक्ये दुर्योधनयात्रायां सप्तत्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३७ ॥

## અધ્યાય ૨૩૮ મો. દુર્યોધનનું વનગમન.

वैशंपायन उवाच—कर्णस्य वचनं श्रुत्वा राजा दुर्योधन स्तदा ।
हृष्टो भूत्वा पुन र्दीन इदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી દુર્યોધન રાજા કર્ણનાં વચન સાંભળીને પ્રથમ હર્ષ પામી અને ત્યાર પછી પાછો દીનતાયુક્ત થઇને આવી રીતે કહેવા લાગ્યો હે કર્ણ! તું મને જે કહે છે, તે સર્વ મારા મનમાં છે, પણ જ્યાં પાંડવો છે ત્યાં જવાની હું ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞાને પામીશ નહીં. કારણ ધૃતરાષ્ટ્ર રાજા પાંડવો સંબંધી ઘણો ખેદ કરે છે તથા તપને યોગથી તેમને આપણા કરતાં અધિક બળવાન માને છે. વળી ધૃતરાષ્ટ્ર રાજા આ આપણા વિચારને જાણશે, તો પણ ઉત્તરાકાળની રક્ષા કરતાં આપણને જવાની આજ્ઞા આપવા યોગ્ય થશે નહીં. હે મોટી કાંતિવાળા કર્ણ! આપણને દ્વૈતવન પ્રત્યે જવાનું, વનમાં રહેલા પાંડવોને નાશ કરવા વગર બીજું કંઇપણ પ્રયોજન નથી. વળી દ્યૂત રમવાના સમયને વિષે વિદુરજીએ જે તને, મને તથા શકુનિને વાક્ય કહ્યાં હતાં તે તું જાણે છે. માટે હું તે સર્વ વાક્યનો તથા તેના ખેદનો વિચાર કરતાં દ્વૈતવન પ્રત્યે જવાના અથવા હરેક બીજા ઉપાય કરવાના નિશ્ચયને પામતો નથી. અરે મને વનને વિષે દ્રૌપદી સહિત ભીમ તથા અર્જુનને ક્લેશયુક્ત જોવામાં મોટો હર્ષ થાય છે! અરે! હું જેવો વલ્કલ તથા મૃગચર્મરૂપ વસ્ત્ર પહેરેલા પાંડવોને વનમાં જોવાથી હર્ષ પામું, તેવો આ પૃથ્વીના રાજ્યને પામીને પણ હર્ષ પામતો નથી! અરે! હે કર્ણ! હું વનને વિષે કષાય વસ્ત્ર પહેરેલી દ્રૌપદીને જોઇ તે કરતાં મને બીજું અધિક શું છે? અરે! જો ધર્મરાજ યુધિષ્ઠિર તથા પાંડવ એવા ભીમસેન, પરમ લક્ષ્મી યુક્ત એવા મને જુએ તેથી મારૂં જીવિત સાર્થક થાય! પણ જે ઉપાયે કરી આપણે દ્વૈતવન પ્રત્યે જઇએ તથા ધૃતરાષ્ટ્ર રાજા મને જવાની આજ્ઞા આપે તે ઉપાયને હું જાણતો નથી! માટે હે કર્ણ! શકુનિ તથા દુઃશાસન સહિત તું જે ઉપાયે કરી આપણે દ્વૈતવન પ્રત્યે જઇ શકીયે, તે શ્રેષ્ઠ ઉપાયનું ચિંતવન કર. હું આજ આપણને ત્યાં જવાનો અથવા બીજો કોઇપણ ઉપાય કરવાનો નિશ્ચય કરીને આવતી પ્રાતઃકાળે ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઇ બેસીશ; માટે જે વખત હું પણ ધૃતરાષ્ટ્ર રાજાની પાસે બેઠેલો હોઉં તથા ભીષ્મપિતામહ પણ બેઠેલા હોય, તે વખત તું શકુનિ સહિત આવીને, તમે બેઉએ જે ઉપાય

નિશ્ચય કર્યો હોય, તે કહેજે. પછી ભીષ્મ તથા રાજાનાં વચન સાંભળીને હું તે પિતામહની આજ્ઞા લેઇ દ્વૈતવન પ્રત્યે જવાની વ્યવસ્થા કરીશ. હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધન રાજાનાં વચન સાંભળી 'ઘણું સારૂં' એમ કહીને સર્વ પોતપોતાના ગૃહ પ્રત્યે ગયા. પછી તે દિવસની રાત્રિ વ્યતીત થયા પછી બીજે દિવસે કર્ણ દુર્યોધનની પાસે આવી હસીને કહેવા લાગ્યો કે હે જનેશ્વર દુર્યોધન! આપણને દ્વૈતવન પ્રત્યે જવું, તેનો જે ઉપાય મેં જાણ્યો છે, તે હું તને કહું તે તું સાંભળ-હે નરાધિપ! દ્વૈતવનને વિષે ગાયોનાં વ્રજ તારી વાટ જોઇને રહ્યાં, ને આપણે ઘોષયાત્રાને મિષે જઇશું એમાં સંશય નથી. કારણ તે નિમિત્ત જવું ઉચિત છે, જેથી ધૃતરાષ્ટ્ર રાજા પણ આજ્ઞા આપશે. હે જનમેજય! એ પ્રમાણે ઘોષયાત્રાના મિષે કરી જવું એમ મનસુબો કરતા એવા દુર્યોધન તથા કર્ણનાં વચન સાંભળી હસીને, ગાંધાર દેશના રાજા શકુનિયે કહ્યું કે, જે આ તમે વિચાર કર્યો, તેજ મેં પણ નિશ્ચય કર્યો છે; જેથી આપણને ધૃતરાષ્ટ્ર રાજા દ્વૈતવન પ્રત્યે જવાની આજ્ઞા આપશે તથા પાંડવોથી સંભાળ રાખજો એમ ઉપદેશ પણ કરશે. હે નરાધિપ! દ્વૈતવનને વિષે સર્વ ગોવ્રજ તારી પ્રતિક્ષાવાન છે, માટે આપણે ઘોષયાત્રા મિષે જઇશું એમાં કશો સંશય નથી. હે જનમેજય! એ પ્રમાણે વિચાર કર્યા પછી તે સર્વએ હસી એક બીજાઓના હાથમાં તાળી મારી એક નિશ્ચય કરીને, કુરૂકુળમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર રાજાને જોયા.

ततः प्रहसिताः सर्वे तेऽन्योन्यस्य तलान्ददुः ।
तदेव च विनिश्चित्य ददृशुः कुरुसत्तमं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि घोषयात्रामंत्रणे गुर्जरभाषायामष्टात्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३८ ॥

••••••••••••••

## અધ્યાય ૨૩૯ મો. દુર્યોધનનું વનગમન.

वैशंपायन उवाच—धृतराष्ट्रं ततः सर्वे ददृशु जनमेजय ।
पृष्ट्वा सुखमथो राज्ञः पृष्ट्वा राज्ञा च भारत ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા જનમેજય! ત્યાર પછી તે સૌએ ધૃતરાષ્ટ્ર રાજાને જોઇને સુખ વાર્તા પૂછી અને તે રાજાએ પણ તેમને તેજ પ્રમાણે પૂછ્યું. તે સમય પ્રથમ દુર્યોધનાદિએ કહી રાખેલ તેથી સમંગ નામના ગોવાળે પોતાની પાસે ઉભેલી ગાયો ધૃતરાષ્ટ્ર રાજાને નિવેદન કરી. ત્યાર પછી હે પૃથ્વીના પતિ જનમેજય! કર્ણ તથા શકુનિએ સર્વ જનના અધિપતિ રાજાઓમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રને કહ્યું કે—હે કૌરવ! નિરંતર હમણાં રમણીય વનને વિષે ગાયોના સ્મરણ માટે વર્ણ તથા નામ લખવા અને વાછરડાંઓને આંકવાનો સમય પ્રાપ્ત થયો છે અને આ તમારા પુત્રે મૃગયા કરવી પણ ઉચિત છે. માટે તમે દુર્યોધનને જવાની આજ્ઞા આપવા યોગ્ય છો. ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે પુત્રરૂપ કર્ણ તથા શકુનિ! મૃગયા કરવી તથા ગાયોનું સમવેક્ષણ કરવું એ યોગ્ય છે. પણ તમારે કોઇએ પાંડવનો વિશ્વાસ કરવો નહીં, કારણ પાંડવોએ ભેદ પમાડેલ તે કહી તમને તેમની પાસે લઇ જાય! વળી આ-

પણ શત્રુ પુરૂષમાં સિંહરૂપ પાંડવો સમીપ છે એમ સંભળાય છે. માટે તમારે પોતે જવું એ હું સારૂં માનતો નથી! કેમકે હે રાધેય! તમોએ કપટે કરી જીતેલા વનમાં તેના દુઃખે કરી પીડિત, નિરંતર તપ કરનાર તથા મહા સમર્થ પાંડવો છે! માટે તેમાંથી ધર્મરાજ તો તમને જોઇને કદી ક્રોધ પામશે નહીં, પણ ભીમસેન મહા ક્રોધી છે તથા દ્રુપદ પુત્રી દ્રૌપદી પરમ તેજવાન છે: જે ગર્વે કરી મોહિત થઇને તમને દેખવા માત્રમાં તમારો અપરાધ અવશ્ય કરશે અને બાળી ભસ્મ પણ કરશે! અથવા પરમ ક્રોધે ભરેલા, હથિઆર ધારણ કરેલા, મહા શૂરવીર તથા ભાથાંઓ શરીર ઉપર બાંધેલા પાંડવો, તમને શસ્ત્રના પ્રતાપે કરી બાળશે. કદી તમે ઘણા, તે થોડાની સામે ધસારો કરશો, તો તે મોટો અન્યાય થશે; તોપણ તેમને જીતવા અશક્ય છે કારણ મોટી ભુજાવાળો અર્જુન અસ્ત્ર મેળવવા સારૂ સ્વર્ગ પ્રત્યે ગયો હતો અને તે મેળવીને પાછો વનમાં આવ્યો છે તેણે પૂર્વે અસ્ત્ર મેળવ્યાં ન હતા, ત્યારે પણ સર્વ પૃથ્વી પોતાને સ્વાધિન કરી હતી, ત્યારે હમણાં તો તેણે અસ્ત્ર મેળવ્યાં છે તેથી તમને નાશ કરે એમાં આશ્ચર્ય શું! અથવા તમે મારાં વચન સાંભળીને અસ્ત્રાદિ ધારણ કરી સાવધ રહેશો, તોપણ તમને ઉદ્વેગ યુક્ત નિવાસ થવાથી ત્યાં દુઃખ થશે અથવા તમારી સેનામાંનો કોઇપણ પુરૂષ યુધિષ્ઠિરનો અપરાધ કરશે તોપણ તેમનાથી તમને મોટી હાનિ થશે એમાં સંશય નથી. માટે હે દુર્યોધન! પાંડવોને આપણું સ્મરણ કરાવવા સારૂ આપણા પુરૂષો જાઓ; તારે પોતાએ જવું એ મને સારૂં લાગતું નથી! શકુનિએ કહ્યું કે હે ભરત કુળમાં ઉત્પન્ન થએલા ધૃતરાષ્ટ્ર! તમારા સર્વ પુત્રોમાં સૌ કરતાં મોટા ધર્મના જાણનાર યુધિષ્ઠિર રાજાએ આપણી સભામાં પ્રતિજ્ઞા કરી છે, માટે બાર વર્ષ પર્યંત વનમાં રહેવું જોઇયે; જેને ધર્મિષ્ઠ સર્વ પાંડવો વશ છે, માટે તે અમારી ઉપર કદી કોપ કરશે નહીં. અમને મૃગયા માટે જવાની ઘણી આકાંક્ષા છે અને પાંડવોને આપણું સ્મરણ કરાવવા સારૂ ઇચ્છિયે છીએ, પણ તેમની પાસે જવા ઇચ્છતા નથી; માટે વનમાં કશો અયોગ્ય અનાચાર થશે નહીં કારણ તેઓ જ્યાં વસે છે, ત્યાં અમો જઇશુંજ નહીં. વૈશંપાયન કહેછે–હે જનમેજય! એ પ્રમાણે શકુનિયે કહ્યું, ત્યારે જનેશ્વર ધૃતરાષ્ટ્ર રાજાએ અમાત્યાદિ સહિત દુર્યોધનને જવાની આજ્ઞા આપી, પણ મનમાં પ્રસન્ન થયા નહીં. ત્યાર પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઇ ગાંધારીનો પુત્ર દુર્યોધન કર્ણ સહિત મોટી સેનાસાથ વનમાં જવા રવાને થયો. તે વખત દુઃશાસન, શકુનિ તથા બીજા પોતાના ભાઇઓ અને સર્વ સ્ત્રિયોસાથ તે ઘણો શોભતો હતો. પછી દ્વૈતવન પ્રત્યેના તળાવને જોવા સારૂ રવાને થયેલા દુર્યોધનને જાણીને દેશરથ પુરૂષો પણ પોતાની સ્ત્રીઓને સાથે લઇને વન પ્રત્યે જવા તેની સંગાથે નીકળ્યા. તે સમય દુર્યોધનની સાથે આઠ હજાર રથ, ત્રિશ હજાર હસ્તિ, અસંખ્ય પદાતિ તથા નવ હજાર અશ્વોનું સૈન્ય હતું. વળી તેની સાથે ભાર ઉપાડનાર ગાડાંઓ, હાટ, વેશ્યાઓ, વેપારી, બંદીજન તથા મૃગયા રમનાર પુરૂષો અસંખ્ય હતા. પછી એ પ્રમાણે દુર્યોધને દ્વૈતવન પ્રત્યે જવા માંડયું, ત્યારે જેમ વર્ષાદના દિવસમાં મેઘનો મહા ઉદ્ધત શબ્દ થાય, તેમ તે સેનામાં મોટો શબ્દ થયો. હે રાજન! સર્વ વાહનોએ સહિત જતા દુર્યોધને, બે ગાઉ જઇને નિવાસ કર્યો; અને ત્યાર પછી તે દ્વૈતવનમાં સરોવર પ્રત્યે ગયો.

गव्यूतिमात्रेऽन्यवसद्राजा दुर्योधन स्तदा ।
प्रयातो वाहनैः सर्वै स्ततो द्वैतवनं सरः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनप्रस्थाने धृतराष्ट्र-नवत्रिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २३९ ॥

## અધ્યાય ૨૪૦ મો. ગંધર્વ અને દુર્યોધનની સેનાનો મેળાપ.

વૈશંપાયન ઉવાચ—અથ દુર્યોધનો રાજા તત્ર વને વસન્।
જગામ ઘોષાનભિતઃ સ્તત્ર ચક્રે નિવેશનં ॥ ૧ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી દુર્યોધન રાજાએ તે વનમાં વસતાં ભય રહિત થઇને જ્યાં ગાયોનાં વ્રજ હતાં, ત્યાં જઇ નિવાસ સ્થાન કર્યું. ત્યાર પછી બીજા મનુષ્યોએ પણ જ્યાં જળનાં સ્થાનક નજીક હતાં એવા સુંદર વૃક્ષવાળા, રમણીય તથા સર્વ ગુણયુક્ત સ્થાનોને વિષે નિવાસ સ્થાન કર્યાં. તેમજ દુર્યોધનના નિવાસ સ્થાનની નજદીક કર્ણ, શકુનિ તથા ધૃતરાષ્ટ્ર રાજાના બીજા પુત્રોનાં જૂદાં જૂદાં નિવાસસ્થાન હતાં. પછી દુર્યોધન રાજાએ અસંખ્ય ગાયોને જોઇને તેના વર્ણ તથા સંખ્યાએ કરી તેમની ગણના કરી અને તેણે નજદીક પ્રાપ્ત થયેલાં વાછરડાંવાળી ગાયોની પણ સંખ્યા કરી. પછી ગોવાળીઆઓથી વિંટાએલો દુર્યોધન રાજા ત્રણ વર્ષના વયવાળાં વાછરડાંને યાદ કરી જોઇને પરમ હર્ષ યુક્ત થઈ વિહાર કરતો હતો. તેમજ હસ્તિનાપુરના મહાજનો તથા રાજાની સેનાના હજારો પુરૂષો પોતાની ઇચ્છા પ્રમાણે વનને વિષે દેવતાઓની પેઠે ક્રીડા કરતા હતા. તે સમય ગાયન કરનાર, નૃત્ય કરવામાં કુશળ તથા વાજીંત્ર વગાડવામાં ચતુર ગોવાળીઆ અલંકાર ધારણ કરેલી પોતાની કન્યાઓ સાથે દુર્યોધન રાજા પાસે આવી ઉભા. ત્યારે સ્ત્રિયોના ગણથી વિંટાયેલા દુર્યોધન રાજાએ તેમને યથાયોગ્ય અન્ન, વસ્ત્ર તથા પાન કરવાના પદાર્થો આપ્યાં. ત્યાર પછી સર્વ મળીને મહિષ, મૃગ, ગવય, રીંછ તથા વરાહનો નાશ કરવાની ઇચ્છા થઈ ત્યારે દુર્યોધન રાજાએ બાણે કરી વનને વિષે હસ્તિઓનો અંત કરીને, રમણીય સ્થાન વિષેના મૃગોનો નાશ કર્યો. ત્યાર પછી હે ભારત ! દુર્યોધન રાજા પોતાની સાથેના સર્વ મનુષ્યોને નાના પ્રકારનાં ગોરસ તથા ખાનપાનના પદાર્થો પ્રાપ્ત કરતાં અને જેને વિષે મદોન્મત્ત ભ્રમરો ગુંજારવ તથા મયૂરો શબ્દ કરતા હતા એવાં વનને તથા ઉપવનને જોતાં દ્વૈતવન વિષેના સરોવર પ્રત્યે ક્રમે કરીને આવ્યો. અને ઇંદ્ર સરખી સમૃદ્ધિવાળા તેણે મદોન્મત્ત ભ્રમરો શબ્દ કરતા હતા મયૂરો જેના કિનારાને વિષે શબ્દ કરતા હતા અને સપ્તપરણી, સુરંગી તથા આંબળીનાં વૃક્ષ જેને ચોમેર ફરતાં હતાં એવા સરોવરને જોયું. તે સમય હે પૃથ્વીના પતિ જનમેજય ! તે સરની પાસે યદચ્છાથી ધર્મ પુત્ર યુધિષ્ઠિર રાજા, પોતાના નિવાસ સ્થાનને વિષે દ્રૌપદી સહિત વનનાં ફળમૂળાદિથી રાજર્ષિના સાદ્યસ્ક નામના યજ્ઞે કરી વિધિપૂર્વક યજન કરતા હતા. હવે ત્યાર પછી હે ભારત ! દુર્યોધન રાજાએ હજારો પોતાના ચાકરોને કહ્યું કે, તમે જલદીથી ક્રીડા કરવાનાં સ્થાનની ગોઠવણ કરો. ત્યારે તેનાં વચન સાંભળી 'ઘણું સારૂં' એમ કહીને તે સર્વ ચાકરો, ક્રીડા કરવાનાં સ્થાન નિર્માણ કરવાની ઇચ્છાથી દ્વૈતવનમાંના સરોવર પ્રત્યે ગયા. તે વેળા દ્વૈતવનના દ્વારપ્રત્યે પ્રવેશ કરતાં દુર્યોધનના ગંધર્વોએ તેની સેનાના મુખ્ય પુરૂષને આવતો અટકાવ્યો. હે પૃથ્વીનાપતિ જનમેજય ! દુર્યોધનાદિ કૌરવો આવ્યા પહેલાં કુબેરના ભુવનથી

વિહાર કરવામાં ઇચ્છાવાન ગંધર્વરાજ પોતાના ગણો અપ્સરાઓ તથા દેવતા સરખા જયંતાદિ પોતાના પુત્રો સહિત ત્યાં આવ્યો અને તેણે ક્રીડા કરવા સારૂ તે સરને ઘેરી લીધું. પછી દુર્યોધનના ચાકરો તેઓએ ઘેરી લીધેલા સરોવરને જોઇને પાછા દુર્યોધન પાસે આવી ગંધર્વોએ ક્રીડા કરતાં સરોવરને ઘેરી લીધું છે એમ કહ્યું, ત્યારે દુર્યોધન રાજાએ તેમનાં વચન સાંભળીને યુદ્ધમાં પરમ મદોન્મત્ત પોતાની સેનાના પુરૂષોને કહ્યું કે, તમે જાઓ અને બળાત્કારે કરી સરોવર પ્રત્યેના ગંધર્વોને કાઢી મૂકો. એ પ્રમાણે દુર્યોધન રાજાએ વાક્ય કહ્યાં તે સાંભળીને સેનામાં મુખ્ય ગતિ કરનારા યોદ્ધાઓએ તે સરોવર પ્રત્યે જઇ ગંધર્વોને કહ્યું કે, અરે! ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર મહા બળવાન દુર્યોધન રાજા ક્રીડા કરવા સારૂ અહીં આવે છે, માટે તમે સર્વ તેની પાસે જાઓ! એ પ્રમાણે દુર્યોધનની સેનાના પુરૂષોએ કહ્યું તે સાંભળી હસીને ગંધર્વોએ આવી રીતે કઠોર વચન કહ્યાં કે, અરે! મંદ બુદ્ધિવાળા દુર્યોધન રાજા! જેમ વૈશ્યો દેવતાઓને આજ્ઞા કરે, તેમ અમને આજ્ઞા કરે છે? અરે! તેથી તે અમને શું ચેતવતો નથી!! પણ તમે સર્વ મંદ બુદ્ધિવાળા તથા મરવાની ઇચ્છાવાળા છો એમાં સંશય નથી કારણ તેના કહેવાથી અમને આવી રીતે કહેછો! માટે તમે જલદીથી જ્યાં દુર્યોધન રાજા છે, ત્યાં જાઓ ને જો અમારા કહેવા પ્રમાણે નહીં કરશો, તો આજ અવશ્ય યમલોક પ્રત્યે જશો! હે રાજન! એ પ્રમાણે ગંધર્વોએ કહ્યું ત્યારે દુર્યોધન રાજાની સેનામાં અગ્રગણ્ય પુરૂષો, જ્યાં ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર હતો, ત્યાં દોડી જવા લાગ્યા.

एवमुक्ता स्तु गंधर्वै राज्ञः सेनाग्रयायिनः ।
संप्राद्रवन्यतो राजा धृतराष्ट्रसुतो भवत् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि गंधर्वदुर्योधनसेनासंवादे गुर्जरभाषायां चत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २४० ॥



## અધ્યાય ૨૪૧ મો. કર્ણનો પરાજય.

वैशंपायनउवाच—तत स्ते सहिताःसर्वे दुर्योधनमुपागमन् ।
अब्रुवंश्च महाराज यदूचुः कौरवं प्रति ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી મળેલા સર્વ યોદ્ધાઓએ દુર્યોધન પાસે આવીને, ગંધર્વોએ જે તેને વાક્ય કહ્યાં હતાં તે સર્વ કહ્યાં. ત્યારે હે ભારત! મહા પ્રતાપિ દુર્યોધન, ગંધર્વોએ પોતાના સૈન્યને નિવારણ કર્યું તેથી મહા ક્રોધયુક્ત થઇને, પોતાના યોદ્ધાઓને આવી રીતે કહેવા લાગ્યો કે, અરે! તમો સર્વ અધર્મ જાણનાર તથા મારૂં અપ્રિય કરનાર તે, જો દેવતાઓ સહિત ક્રીડા કરનાર ઇંદ્ર હોય તોપણ તેને શિક્ષા કરો! હે રાજન! એ પ્રમાણે દુર્યોધન રાજાનાં વચન સાંભળીને સર્વ ધૃતરાષ્ટ્રના પુત્રોએ તથા હજારો યોદ્ધાઓએ કવચ તથા શસ્ત્રો ધારણ કરી સર્વ ગંધર્વોને પરાભવ કરીને, મોટા સિંહનાદથી સર્વ દિશાઓને ગજાવતાં દ્વૈતવનમાં પ્રવેશ કરવા માંડ્યો. તે સમય ગંધર્વોએ તેમને શામનાં વાક્ય કહી વનમાં પ્રવેશ કરતાં અટકાવ્યા, તોપણ તેઓએ તેમનો અનાદર કરીને, દ્વૈતવનમાં પ્રવેશ કર્યો. હવે જ્યારે દુર્યોધન સહિત સર્વ ધૃતરાષ્ટ્રના પુત્રોએ પોતાનાં વચન સાં-

ભાગ્યાં નહીં ત્યારે સર્વ ગંધર્વોએ, ચિત્રસેન નામના પોતાના રાજાની પાસે જઇ તે વાતી નિવેદન કરી. ત્યારે મહા ક્રોધ યુક્ત થયેલા ચિત્રસેને ગંધર્વોને કહ્યું કે, અરે! તમે અનાર્ય કૌરવોને શાસન કરો! હે ભારત! એ પ્રમાણે ચિત્રસેનનાં વચન સાંભળીને સર્વ ગંધર્વો, અનેક પ્રકારનાં આયુધો ગ્રહણ કરી કૌરવોની સામે યુદ્ધ કરવા દોડ્યા. તે સમય હાથમાં ઉગામેલાં હથિઆર લઇ આવતા ગંધર્વોને જોઇને, સર્વ કૌરવો તથા સેનાના પુરૂષો ભય પામી ત્યાંથી ભાગી ગયા. તે જોઇને એકલા કર્ણે આવતી ગંધર્વની સેનાને બાણનો વર્ષાદ કરી અટકાવી. પછી કર્ણે અસ્ત્રા સરખી ધારવાળાં બાણ તથા વાછરડાંના દાંત સરખી આકૃતિવાળા લોહના ભાલાઓથી સેંકડો ગંધર્વોનાં શરીરને ભેદી તેનાં ઉત્તમ અંગોને પૃથ્વી ઉપર નાંખતાં, ક્ષણ માત્રમાં ચિત્રસેન ગંધર્વની સેનાને નાશ કરી. ત્યારે બુદ્ધિમાન્ કર્ણે પ્રહાર કર્યો હતો જેને એવા હજારો ગંધર્વો, કર્ણની સામે યુદ્ધ કરવા સારૂ તૈયાર થયા. તેનાથી રણભૂમિ વ્યાપ્ત રહી. તે સમય દુર્યોધન, શકુનિ, દુઃશાસન તથા વિકર્ણાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો રથમાં બેસી કર્ણને મુખ્ય કરીને ગંધર્વોની સાથે વળી યુદ્ધ કરવા લાગ્યા અને તેમને કાપી નાંખવા એવી ઇચ્છાથી તેઓએ તેમની ઉપર બાણાદિ શસ્ત્રોનો વર્ષાદ કર્યો. ત્યારે ગંધર્વો પણ કૌરવોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેથી તેમનું તે મહાભયંકર લોમ હર્ષણ થયું. તે વેળા કોમળ અંગવાળા ગંધર્વો કૌરવોના તીક્ષ્ણ બાણે કરી મહા પીડાયુક્ત થયા, તે જોઇને દુર્યોધનની સેનાના પુરૂષો મોટા હર્ષથી અનેક વાક્ય બોલવા લાગ્યા. પછી મહા ત્રાસને પામેલા ગંધર્વોને જોઇને પરમ ક્રોધયુક્ત થયેલો ચિત્રસેન ગંધર્વરાજ, કૌરવોને નાશ કરવાનો વિચાર કરી, પોતાના આસન ઉપરથી ઉઠી માયારૂપ અસ્ત્રને ગ્રહણ કરી તેમની સામે આવી યુદ્ધ કરવા લાગ્યો; જેની માયાએ કરીને શત્રુ પક્ષ પરમ મોહને પામ્યો. તે સમય એક એક દુર્યોધનના યોદ્ધાને દશ દશ ગંધર્વો ઘેરી લઇને પ્રહાર કરવા લાગ્યા. અને પરમ પીડા પામવાને લીધે ભીત થઇ જીવવાની ઇચ્છાથી તેઓ યુદ્ધ મૂકી ભાગી ગયા. એ પ્રમાણે સર્વ કૌરવો નાસી ગયા કેવળ ગંધર્વોને નાશ કરનાર કર્ણ પર્વતની પેઠે સ્થિર થઇ ઉભો રહ્યો; જેની સાથે દુર્યોધન તથા શકુનિ પણ ઉભા રહ્યા. પછી હે રાજન્! કર્ણ, દુર્યોધન તથા શકુનીનાં શરીર ગંધર્વોનાં શસ્ત્રોથી ભેદાયાં હતાં, તોપણ તેઓ તેમની સાથે યુદ્ધ કરતા હતા. ત્યારે સર્વ ગંધર્વોએ એકલા કર્ણ ઉપર ધસારો કરીને, તલવાર, પટ્ટિશ, ત્રિશૂળ તથા ગદાઓએ કરી તેને પ્રહાર કરતાં ચારે કોરથી અસ્ત્રો ફેંક્યાં, તે વેળા કેટલાક ગંધર્વોએ કર્ણના રથના યુગને છેદ્યો, કેટલાકે રથની ધ્વજ નાશ કરી, કેટલાકે રથની ઇષાને નાશ કરી, કેટલાકે રથમાંના અશ્વોને નાશ કર્યા, કેટલાકે રથની છત્રિને નાશ કરી, કેટલાકે રથના પડદાને નાશ કર્યાં તથા કેટલાકે રથનાં બંધનરૂપ દોરડાંઆદિને નાશ કર્યા. હે રાજન્! એ પ્રમાણે અસંખ્ય ગંધર્વોએ કર્ણના રથને તીલ તીલ જેવડા કટકા કરીને નાશ કર્યો. તે સમય ઢાલ તથા તલવાર ધારણ કરેલા કર્ણે રથમાંથી ઉતરી, વિકર્ણના રથમાં જઇ બેસીને, તેને અશ્વ મૂકી આવવાનું કહ્યું.

ततो रथादवप्लुत्य [illegible]तपुत्रो सि चर्मभृ[illegible] ।
विकर्ण रथमास्थाय [illegible] ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि [illegible] दुर्योध-
न पराजये चत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥२४१॥

## અધ્યાય ૨૪૨ મો. કૌરવોને કેદ.

वैशंपायनउवाच—गंधर्वैस्तु महाराज भग्ने कर्णे महारथे ।
संप्राद्रवच्चमूः सर्वा धार्तराष्ट्रस्य पश्यतः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે મહારાજ! એ પ્રમાણે ગંધર્વોએ મહારથિ કર્ણને નસાડયો ત્યારે દુર્યોધનને જોતાં તેની સર્વ સેના ભાગી ગઇ. તે સમય દુર્યોધન રાજા નાસી જતા સર્વ પોતાના ભાઇઓને જોઇને ઉભો રહ્યો અને પોતા ઉપર આવતી એવી ગંધર્વની મ્હોટી સેનાને જોઈ તેની ઉપર બાણનો વર્ષાદ કરવા લાગ્યો. ત્યારે ગંધર્વોએ તેના બાણના વર્ષાદને કંઇ પણ નહીં ગણકારીને, તેને નાશ કરવા સારૂ તેના રથને ચારે કોરથી ઘેરી લીધો; અને તે રથનાં યુગ, ઈષા, પડદા, સારથી, અશ્વ, પડદા વચ્ચેના દંડ તથા ગાદી એ સર્વના તીલ તીલ જેવડા કટકા કરી નાંખ્યા. ત્યાર પછી ચિત્રસેન ગંધર્વે રથ ભાગી જવાથી પૃથ્વી ઉપર પડેલા દુર્યોધનની પાસે દોડી જઇને, તેને ગ્રહણ કર્યો. હે રાજન્! એ પ્રમાણે ચિત્રસેન ગંધર્વે દુર્યોધનને પકડયો. અને બીજા સર્વ ગંધર્વોએ રથમાં બેઠેલા દુઃશાસનને જોઇ તેની સાથે જઇ તેને ચારે કોરથી વિંટી લઇને પકડયો. એ પ્રમાણે ચિત્રસેન તથા વિવિંશતિ નામના બે ગંધર્વે દુર્યોધનને તથા દુઃશાસનને પકડયા, અને બીજા ગંધર્વોએ વિંદ તથા અનુવિંદને અને દુર્યોધનની સાથે તેની સ્ત્રીઓને પકડી. એ પ્રમાણે ગંધર્વોએ પરાક્રમ કર્યું, તે જોઇને બાકીનું સર્વ કૌરવ સૈન્ય, પ્રથમ ભાગી ગયેલા પુરૂષો સહિત થઇ મોટા શબ્દ કરતું પાંડવોની પાસે દોડી ગયું. હે જનમેજય! ગાડાંવાળા, વેપારી, વેસ્યા તથા વાહનોવાળા પણ, દુર્યોધનને ગંધર્વો લઇ ગયા પછી, પાંડવોની શરણે જવા લાગ્યા. તે વખત તે સેનાના પુરૂષો પાંડવો પાસે જતાં આવી રીતે કહેવા લાગ્યા કે, હે પ્રિયદર્શનીય! હે મહાબાહો! હે પાંડવો! મહાબળવાન દુર્યોધન રાજાને ગંધર્વો લઈ જાય છે! માટે તમે તેની વાંસે દોડો! અરે! દુઃશાસન, દુર્વિષહ, દુર્મુખ તથા દુર્જય અને સર્વ રાજ સ્ત્રિઓને ગંધર્વો બાંધીને લઇ જાય છે. એ પ્રમાણે મોટા શબ્દથી પોકાર કરતા કરતા સર્વ પુરૂષો યુધિષ્ઠિર રાજા પાસે ગયા. તે સમય મહા વ્યથાવાન, દીનપણાને પામેલા તથા વારંવાર યુધિષ્ઠિરની પ્રાર્થના કરતા એવા વૃદ્ધાવસ્થાવાન દુર્યોધનના અમાત્યોને જોઇને ભીમસેને તેમને કહ્યું, અરે! હસ્તિ તથા અશ્વાદિ ચતુરંગિણી સેના સહવર્તમાન થઇને અમારે મોટા પ્રયત્ને કરી જે કરવું જોઇએ, તે ગંધર્વોએ કર્યું! અરે! દ્યૂતે કરી ખેલનાર દુર્યોધન રાજાનો વિચાર તો બીજો હતો, પણ તેમાંથી તેનું તેના કરતાં ઉલટું થયું! અરે! અપરાક્રમીના શત્રુઓને બીજા કોઇ નાશ કરે એમ સાંભળ્યું છે તે આજ પ્રત્યક્ષ બન્યું; જે ગંધર્વોએ મનુષ્યથી ન થાય એવું કર્યું! અરે! જગતને વિષે કોઈ પણ અમારૂં પ્રિય કરનાર છે. જેણે સુખે કરી બેઠેલા એવા અમારો ભાર આજ ઉતાર્યો! અરે! દુષ્ટમતિવાળો દુર્યોધન સારી હાલતમાં રહીને, ટાઢ, વાયુ તથા તડકાને સહન કરનાર, તપશ્ચર્યાએ કરી શરીરમાં કર્ષિત થયેલા અને વિષમ હાલતમાં આવી રહેલા અમને જોવાની ઇચ્છા કરે છે! પણ અધર્મમાં વર્તનાર દુષ્ટાત્મવાન દુર્યોધનને થયેલા પરાભવને તેના સરખાજ શીયળવાળા પુરૂષો આજ જુએ છે! અરે! જેણે દુઃખયુક્ત અમને જોવાનો દુર્યોધનને ઉપદેશ કર્યો, તેણે મોટો અધર્મ કર્યો! પણ કૌરવો મહા નિર્લજ્જ છે એમ હું તમને પ્રત્યક્ષ કહું છું! હે જનમેજય! એ પ્રમાણે ક્રોધે કરી વિકળ સરખું બોલતા

દુર્યોધનને ન મૂકે, તો તું પરાક્રમે કરી મૂકાવ, વળી જો કોમળ યુદ્ધથી ચિત્રસેનાદિ ગંધર્વો કૌરવોને ન મૂકે, તો તારે અવળે માર્ગે ચાલનારા તેઓને બળાત્કારથી પકડી બાંધીને પણ સર્વ ઉપાયથી તેમને મૂકાવવા. હે ભારત! આ વિસ્તાર પામેલા વૈતાનીક કર્મ સરખું કામ પ્રાપ્ત થયું છે. તે સમયમાં મારે તને આજ્ઞા આપવી એ શક્ય છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય! અજાત શત્રુ યુધિષ્ઠિર રાજાનાં આવાં વચન સાંભળીને અર્જુને કૌરવો મૂકાવવા સંબંધી પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું કે, જો ગંધર્વો સામથી કૌરવોને નહીં મૂકે. તો આજ ગંધર્વના રાજા ચિત્રસેનના શરીરના રૂધિરનું પૃથ્વી પાન કરશે. હે રાજન્! જ્યારે એ પ્રમાણે સત્યવાદી અર્જુનની પ્રતિજ્ઞા સાંભળી, ત્યારે કૌરવોનાં મન પાછાં સ્વસ્થતાને પામ્યાં.

अर्जुनस्य तु तां श्रुत्वा प्रतिज्ञां सत्यवादिनः ।
कौरवाणां तदाराजन् पुनः प्रत्यागतं मनः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनमोचनानुज्ञायां गुर्जरभाषायां त्रिचत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २४३ ॥

---

## અધ્યાય ૨૪૪ મો. ગંધર્વો અને પાંડવોનું યુદ્ધ.

वैशंपायनउवाच—युधिष्ठिर वचः श्रुत्वा भीमसेन पुरोगमाः ।
प्रहृष्ट वदनाः सर्वे समुत्तस्थुर्नरर्षभाः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! યુધિષ્ઠિર રાજાનાં વચન સાંભળીને હર્ષ પામેલા પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેનાદિ ઉભા થયા. અને કોઇ દિવસ ભેદ ન પામે એવાં સુવર્ણનાં વિચિત્ર કવચો તથા વિવિધ પ્રકારનાં આયુધોને ગ્રહણ કરી ધ્વજાવાળા રથમાં બેઠા. તે સમય શસ્ત્ર ધારણ કરેલા સર્વ પ્રજ્વલિત અગ્નિ સરખા શોભવા લાગ્યા. વેગવાન અશ્વો જેમાં જોડેલા હતા એવા શોભાયમાન રથમાં બેસીને ભીમસેનાદિ પાંડવો ઉતાવળથી ગંધર્વોની વાંસે જવા લાગ્યા. તે વેળા કૌરવોની સેનામાં હર્ષજન્ય મોટો શબ્દ થયો. પછી પાંડુ રાજાના મહારથિ પુત્રો પોતાના નિવાસ સ્થાન પ્રત્યેથી ચાલતા થયા. તે જોઇ પ્રથમ જય મેળવ્યો હતો જેમણે એવા ગંધર્વે મનમાં કંઇ પણ ભય નહીં રાખીને, પાછા તત્કાળ વનને વિષે આવ્યા. હે રાજન્! ગંધમાદન પર્વતને વિષે રહેનારા ગંધર્વો રથમાં બેઠેલા, મહાશૂરવીર મહા પ્રકાશમાન તથા લોકપાલ સરખા ઉદયને પામેલા ચાર પાંડવોને જોઇને તેમની સામા સેનાની રચના કરી યુદ્ધ કરવા સારૂ સ્થિર થઇ ઉભા. તે સમય, બુદ્ધિમાન્ ધર્મ પુત્ર યુધિષ્ઠિરનાં વચન સાંભળવાથી ભીમસેનાદિ પ્રથમ કોમળ યુદ્ધ કરવા લાગ્યા. પણ ચિત્રસેન ગંધર્વ રાજના મંદ ચિત્તવાળા સેનાના પુરૂષો કોમળપણાથી પોતાના શ્રેયનું પ્રતિપાદન કરવા સમર્થ થયા નહીં. ત્યારે પરમ ધર્મનિષ્ઠ અર્જુને યુદ્ધમાં દુર્મદ એવા ગંધર્વોને રણભૂમિમાં સાંત્વના પૂર્વક વાક્ય કહ્યાં કે, તમે અમારા ભાઇ દુર્યોધન રાજાને મૂકી આપો. પરમ યશવાન અર્જુને એ પ્રમાણે વાક્ય કહ્યાં તે સાંભળીને, ગંધર્વોએ હસતાં આવી રીતે કહ્યું કે, અમે એક ઇંદ્રનાંજ વાક્યનું પાલન કરીએ છીએ, જેની આજ્ઞા માનવાથી ભય વગરના થઇ સર્વત્ર ફરીએ

છીએ; માટે હે ભારત! તમે અમને જેવી રીતે કહ્યું છે, તેવી રીતેજ અમે વર્તશું; કેમકે તેના વગર અમને બીજો કોઇ શાસન કરનાર નથી! એ પ્રમાણે ગંધર્વોએ વાક્ય કહ્યાં, ત્યારે કુંતી પુત્ર અર્જુને તેમને કહ્યું કે, ગંધર્વરાજ ચિત્રસેનને સ્ત્રિયોનું હરણ કરવું તથા મનુષ્યો સહિત સમાગમ કરવો એ નિંદીત કર્મ કરવું યોગ્ય નથી; માટે તમે ધર્મરાજાની આજ્ઞાથી ધૃતરાષ્ટ્ર રાજાના મહા પરાક્રમી પુત્રોને તથા તેમની સ્ત્રિયોને મૂકી આપો. હે ગંધર્વો! જો તમે આ મારા સામનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોને નહીં મૂકી આપો, તો હું પોતે મારા પરાક્રમે કરી દુર્યોધનને છોડાવીશ! હે જનમેજય! એ પ્રમાણે ગંધર્વોને કહીને, અર્જુને તેઓની ઉપર આકાશમાં ગતિ કરે એવાં બાણ મૂક્યાં. ત્યારે મહા બળવાન ગંધર્વોએ પાંડવોની ઉપર બાણોનો વર્ષાદ કર્યો અને તેમણે પણ તેની ઉપર બાણોનો વર્ષાદ કર્યો. પછી હે ભારત! મોટા વેગવાળા ગંધર્વો તથા ભયંકર વેગવાન પાંડવોનું મહા ભયંકર યુદ્ધ થવા લાગ્યું.

ततः सुतुमुलं युद्धं गंधर्वाणां तरस्विनां ।
बभूव भीमवेगानां पांडवानां च भारत ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि पांडवगंधर्व युद्धे गुर्जरभाषायां चतुश्चत्वारिंशदधिकाद्विशततमोऽध्यायः ॥२४४॥

## અધ્યાય ૨૪૫ મો. પાંડવોની જીત.

वैशंपायनउवाच—ततो दिव्यास्त्र संपन्ना गंधर्वा हेम मालिनः ।
विसृजंतः शरान् दीप्ता न्समंतात्पर्यवारयन् ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય! ત્યાર પછી દિવ્યાસ્ત્રે કરી સંપન્ન તથા સુવર્ણની માળાઓ પહેરી હતી જેમણે એવા ગંધર્વોએ, દેદિપ્યમાન બાણોને મૂકતાં ચોમેરથી પાંડવોને ઘેરી લીધા. સંગ્રામમાં મહા શૂરવીર પાંડવો ચાર જણ હતા અને તેમની સામે યુદ્ધ કરનાર હજારો ગંધર્વો હતા એ મોટું અદ્ભૂત સરખું થયું હતું. પછી તે યુદ્ધમાં ગંધર્વોએ જેમ કર્યું તથા દુર્યોધનના રથોને ભાગી તેના સેંકડો કટકા કર્યા તેમજ પાંડવોના રથોને નાશ કર્યા. તે સમય યુદ્ધમાં સેંકડો ગંધર્વો એકદમ ધસારો કરતા હતા તેમને જોઇને પુરૂષોમાં સિંહરૂપ પાંડવો બાણો મારી અટકાવતા હતા. ત્યારે પાંડવોએ બાણના વર્ષાદથી પ્રહાર કર્યો. તથા આકાશમાં ગતિ કરનાર ગંધર્વો તેમની સામે ઉભા રહ્યા, પણ અસમર્થ થયા હતા. પછી પરમ ક્રોધયુક્ત થયેલા ગંધર્વોને જોઇને, મહાક્રોધયુક્ત થયેલો અર્જુન તેમની ઉપર મહાસ્ત્ર મૂકવા લાગ્યો. તે વેળા તેણે અસ્ત્રાસ્ત્ર મૂકીને, લાખો ગંધર્વોને યમલોક પ્રત્યે મોકલ્યા. તેમજ મોટા ધનુષ્ય ધારી ભીમસેને પણ સેંકડો ગંધર્વોને તીક્ષ્ણ બાણે કરી નાશ કર્યો તેવીજ રીતે મહાબળવાન માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવે પણ ધનુષ્ય તથા બાણને ગ્રહણ કરીને, પોતાના શત્રુરૂપ સેંકડો ગંધર્વોને નાશ કર્યા. જ્યારે એ પ્રમાણે મહારથિયોનાં દિવ્યાસ્ત્રોએ કરી એકદમ પ્રહાર થવા લાગ્યો, ત્યારે ગંધર્વો ધૃતરાષ્ટ્ર રાજાના દુર્યોધનાદિ પુત્રોને ગ્રહણ કરી આકાશ પ્રત્યે ઉડ્યા. તે સમય આકાશ પ્રત્યે જતા એવા ગંધર્વોને જોઇને કુંતીના પુત્ર અર્જુને, તેમની ઉપર બાણનો

સમૂહ મૂકી ચારે કોરથી ઘેરી લીધા. પછી જેમ પાંજરામાં પોપટ રહે તેમ અર્જુનના પાંજરામાં ઘેરાયલા ગંધર્વોએ, મોટા ક્રોધથી તેની ઉપર ગદા તથા શક્ત્યાદિની વૃષ્ટિ કરવા માંડી. :તે સમય અર્જુને તેની ગદા તથા શક્ત્યાદિ હથિયારોની વૃષ્ટિને નાશ કરીને, ભાલાઓએ કરી તેમનાં શરીરને ભેદી નાખ્યાં તેથી ગંધર્વોનાં કપાળને કેટલાંક મસ્તક પગ તથા હાથ જેમ પથ્થરનો વર્ષાદ થાય, તેમ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. અને તેમને મોટું ભય પણ પ્રાપ્ત થયું. મહાત્મા અર્જુને પ્રહાર કર્યો હતો જેમને એવા ગંધર્વો અકાશમાં ઉભા રહીને પૃથ્વી ઉપર ઉભેલા અર્જુન ઉપર બાણોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. ત્યારે અર્જુને તેમનાં બાણોને નિવારણ કરીને તેમને અનેક બાણો માર્યાં. વળી અર્જુને ગંધર્વોની ઉપર અગ્ન્યાદિ અનેક અસ્ત્રો મૂક્યાં. તેથી તેઓ જેમ ઇંદ્રના પ્રહારથી દૈત્યો ખેદ પામે, તેમ ખેદ પામ્યા. તે સમય જે પ્રથમ આકાશ પ્રત્યે ઉંચે જતા હતા અને જેમને અર્જુને બાણે કરી અટકાવ્યા હતા, તે પાછા આકાશમાં ઉંચે જવા લાગ્યા, ત્યારે વળી તેણે ભાલાઓ મારી તેમને ઉંચે જવાથી નિવારણ કર્યા. ત્યાર પછી હે ભારત ! કુંતીના પુત્ર અર્જુને, મોટો ત્રાસ ઉપજાવ્યો હતો જેમને એવા ગંધર્વોને જોઇ હાથમાં ગદા લઇને ચિત્રસેન ગંધર્વરાજ તેની સામે આવ્યો. તે સમય હાથમાં ગદા લઇ આવતા એવા ચિત્રસેનની લોહમય ગદાને બાણે કરી ભાગી નાંખી સાત કટકા કર્યા. ત્યારે યુદ્ધમાં ચંચળ હાથવાળા અર્જુને બાણે કરી ગદા ભાગી નાંખી તે જોઇને ચિત્રસેન અદર્શનરૂપ શક્તિએ કરી પોતાના દેહને આચ્છાદન કરી તેની સાથે યુદ્ધ કરતાં અનેક દિવ્ય અસ્ત્રો તેની ઉપર મૂકવા લાગ્યો. તેમને તેણે દિવ્ય એવાં અસ્ત્રોથી નીવારણ કર્યા. મહાત્મા અર્જુને, જેનાં અસ્ત્રોને નિવારણ કરેલો ચિત્રસેન ગંધર્વ, માયાએ કરી અંતર્ધ્યાન થયો ત્યારે અર્જુને અંતર્ધ્યાન થયેલા ચિત્રસેનને આકાશમાં ગતિ કરે એવાં પોતાનાં અસ્ત્રો મંત્રી માર્યા. મહા ક્રોધયુક્ત થએલા અર્જુને શબ્દ વેધની વિદ્યાનો આશ્રય કરીને, અંતર્ધ્યાન થયેલા ચિત્રસેનને ઘણો પ્રહાર કર્યો એ મોટું આશ્ચર્ય સરખું પરાક્રમ કર્યું. એ પ્રમાણે મહાત્મા અર્જુનનાં અનેક પ્રકારનાં અસ્ત્રોથી પરાભવ થયો હતો જેને એવા ચિત્રસેન ગંધર્વે આ મારો સખા છે એમ જાણીને, પોતાનું સ્વરૂપ તેને દશ્યમાન કરી કહ્યું કે હે અર્જુન ! આ યુદ્ધમાં પ્રાપ્ત થયેલો હું તારો સખા છું એમ તું જાણ. હે રાજન્ ! એ પ્રમાણે યુદ્ધમાં દુર્બળ થયેલા ચિત્રસેન ગંધર્વને જોઇને, અર્જુને પોતાના અસ્ત્રોનો સંહાર કર્યો. તે સમય ભીમસેનાદિ બાકીના પાંડવોએ અર્જુને પોતાનાં અસ્ત્રો વારી લીધાં તે જોઇને, પોતાના રથના અશ્વોને, બાણના વર્ષાદને તથા ધનુષ્યોને નિવારણ કર્યા. પછી ચિત્રસેન, ભીમસેન, અર્જુન નકુળ તથા સહદેવે એક બીજાની કુશળતા પૂછીને, પોતપોતાના રથમાં બેસી રહ્યા.

चित्रसेन श्च भीम श्च सव्यसाची यमावपि ।
दृष्ट्वा कौशलमन्योन्यं रथेष्वेवानत स्थिरे ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि गंधर्वपराभवे दुर्योधनमोचनायां पंचचत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २४५ ॥

## અધ્યાય ૨૪૬ મો. કૌરવો છુટયા.

**વૈશંપાયન ઉવાચ—તતોઽર્જુનશ્ચિત્રસેનં પ્રહસન્નિદમબ્રવીત્ ।**
**મધ્યે ગંધર્વસૈન્યાનાં મહેષ્વાસો મહાદ્યુતિઃ ॥ ૧ ॥**

વૈશંપાયન કહેછે—હે જનમેજય રાજા! ત્યાર પછી મોટા ધનુષ્યધારી મહા કાંતિવાળા અર્જુને હસીને ગંધર્વોની સેના મધ્યે ચિત્રસેનને કહ્યું કે હે શૂરવીર! તને કૌરવોને પકડવા વિષે શું વિચાર છે તથા તેં સ્ત્રિયો સહિત દુર્યોધનને શા માટે પકડ્યો? ચિત્રસેને કહ્યું કે હે અર્જુન! ઇંદ્રે દુષ્ટાત્માવાન તથા પાપ કર્મવાન દુર્યોધન અને કર્ણનો આ અભિપ્રાય જાણ્યો કે, દુર્યોધન વનને વિષે રહેલા તમને પોતે સારી હાલતમાં રહી અવળી હાલતવાળાને જોવા સારૂ અહિં આવ્યો છે. તથા તેમની સ્ત્રિયો તમારી સ્ત્રી દ્રૌપદીનું હાસ્ય કરવા સારૂ વનમાં આવી છે એમ જાણીને ઇંદ્રે મને કહ્યું કે હે ચિત્રસેન! તું જા અને પ્રધાનાદિ સહિત દુર્યોધનને બાંધી અહીં લાવ તથા યુદ્ધમાં અર્જુનની રક્ષા કર. હે અર્જુન! એ પ્રમાણે મને ઇંદ્રે આજ્ઞા આપી તેથી હું અહીં આવ્યો છું, ને આજે દુષ્ટાત્માવાન દુર્યોધનને મેં બાંધ્યો છે તેને લઇ સ્વર્ગ લોક પ્રત્યે જઇશ. અર્જુને કહ્યું કે હે ચિત્રસેન! દુર્યોધન મારો ભાઇ થાય છે, માટે તું જો મારૂં પ્રિય કરવા ઇચ્છતો હોય, તો યુધિષ્ઠિરની આજ્ઞાથી તેને મૂકી આપ. ચિત્રસેન બોલ્યો કે હે ધનંજય! આ દુર્યોધન પાપી તથા નિરંતર અસંતોષિ છે. માટે એને મૂકી આપવો યોગ્ય નથી. કારણ તેણે પૂર્વે સભામાં ધર્મ રાજાની સ્ત્રી દ્રૌપદીનો પરાભવ કર્યો છે. વળી હમણાંની દુર્યોધનાદિની ઇચ્છાને યુધિષ્ઠિર જાણતા નથી. માટે એને ખબર પડ્યા પછી તેનાં વચન સાંભળીને, તું તારી ઇચ્છામાં આવે તેમ કરવા યોગ્ય છે. વૈશંપાયન કહેછે—હે જનમેજય! એ પ્રમાણે ગંધર્વ રાજાનાં વચન સાંભળી સર્વ યુધિષ્ઠિરની પાસે ગયા અને ચિત્રસેને દુર્યોધનની જે ઇચ્છા હતી, તે સર્વ કહી સંભળાવી. ત્યારે ચિત્રસેનનાં વચન સાંભળી દુર્યોધનાદિ સર્વને મૂકાવીને, યુધિષ્ઠિરે ગંધર્વોની પ્રશંસા કરતાં કહ્યું કે હે મહા બળવાન! તમોએ દુષ્ટ વૃત્તિવાળા દુર્યોધનને અમાત્ય તથા સંબંધિયો સહિત નાશ ન કર્યો એ ઘણું સારૂં કર્યું. હે ચિત્રસેન! ગંધર્વોએ મારી ઉપર આ મ્હોટા ઉપકાર કર્યો, જે દુષ્ટાત્માવાનને મૂક્યા. મારા કુળને પરાભવ પહોંચાડ્યો નહીં: માટે હું તમને શું વસ્ત્ર તથા દ્રવ્યાદિ આપું? તે કહો; અને તમારા કહેવા પ્રમાણે મારા આપવા પછી તમે સર્વ જાઓ. હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે આજ્ઞા આપી અને ચિત્રસેનાદિ ગંધર્વો અપ્સરાઓ સહિત, દુર્યોધનાદિને મૂકી આપીને મોટા હર્ષથી ત્યાંથી ચાલી નીકળ્યા. હે રાજા! ઇંદ્રે યુદ્ધમાં જે ગંધર્વો નાશ પામ્યા હતા, તેમને અમૃતનો વર્ષાદ કરીને જીવતા કર્યા. હે ભારત! એ પ્રમાણે પોતાના સંબંધિઓને સ્ત્રિયો સહિત ગંધર્વોથી છોડાવીને, પાંડવો મહા હર્ષયુક્ત થયા. પછી સ્ત્રિયો તથા કુમારો સહિત કૌરવોએ ઘણો જેમનો સત્કાર કર્યો હતો એવા પાંડવો, જેમ કુંડમાં અગ્નિ શોભે, તેમ તેમની મધ્યે શોભવા લાગ્યા. પછી ગંધર્વથી મૂકાયલા દુર્યોધનને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે હે ભાઇ! તું આવું સાહસ કામ કોઇ દિવસ કરીશ માં. કારણ સાહસ કામ કરનાર કદી સુખ પામતો નથી. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન! પોતાના ભાઇઓ સહિત કુશળ એવો તું પોતાના ગૃહ પ્રત્યે ઇચ્છા પ્રમાણે જા, પણ થયેલા પરાભવથી દુર્મનપણું લગાર પણ કરીશ નહીં. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે આજ્ઞા આપી, ત્યારે જાણે સર્વ ઇંદ્રિય નિશ્ચેતન થઇ હોય શું એવો થયેલો, શરીર ભેદ પામ્યું

હતું જેનું એવો તથા મહા લજ્જાયુક્ત થયેલો દુર્યોધન, યુધિષ્ઠિર રાજાને નમસ્કાર કરી પોતાના શહેર પ્રત્યે જવા રવાને થયો. હે રાજન ! સર્વ કૌરવો ગયા પછી બ્રાહ્મણોએ સત્કાર કરેલા તથા તેમણે વિંટાયલા યુધિષ્ઠિર રાજા પોતાના ભાઇઓ સહિત થઇને, ઈંદ્રની પેઠે મોટા હર્ષથી તે દ્વૈત વનને વિષે વિહાર કરવા લાગ્યા.

**तथा द्वैतवने तस्मिन्विजहारमुदायुतः ।**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनमोक्षे गुर्जरभाषायां षट्चत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥ २४६ ॥**

## અધ્યાય ૨૪૭ મો. કર્ણ અને દુર્યોધનનો સંવાદ

**जनमेजयउवाच—शत्रुभिर्जित बद्धस्य पांडवैश्चमहात्मभिः ।**
**मोक्षितस्य युधापश्चान्मानिनःसुदुरात्मनः ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ ! દુશ્મનોએ જીતી બાંધેલા, યુદ્ધ થયા પછી પાંડવોએ મૂકાવેલા, માની, નિરંતર દુષ્ટાત્માવાન, પોતાનું વખાણ કરનાર, પાપયુક્ત અંતઃકરણવાન, ગર્વિષ્ઠ, સદૈવ પરાક્રમ તથા ઉદાતોનાં વાકય કહીને પાંડવોનું અપમાન કરનાર, પાપી અને અહંકારયુક્ત બોલનાર દુર્યોધનનો હસ્તિનાપુરમાં પ્રવેશ મને દુષ્કર સરખો લાગે છે, માટે હે વૈશંપાયન! લજ્જાયુક્ત તથા શોકે કરી વ્યાકુળ ચિત્તવાન દુર્યોધનનો હસ્તિનાપુરમાં પ્રવેશ મને વિસ્તારથી કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! યુધિષ્ઠિર રાજાએ જવાની રજા આપી તેથી લજ્જાએ કરી નિચું મોઢું કરી અત્યંત દુઃખયુક્ત થયેલો ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન મોટા ખેદે કરી વન વિષેથી રવાને થતાં ઉત્પન્ન થયેલા શોકથી હણાયલી બુદ્ધિએ કરી પોતાના પરાભવનું ચિંતવન કરીને, ચતુરંગણી સેના સહિત હસ્તિનાપુર પ્રત્યે જવા લાગ્યો. પછી રસ્તામાં જ્યાં ઘાસ જળ ઘણું હતું એવા સ્થાનને વિષે વાહનોને છોડાવીને, દુર્યોધન રાજા પોતાની ઇચ્છાથી રમ્ય એવી પૃથ્વી ઉપર બેઠો. અને તેણે પોતાના હસ્તિ, અશ્વ તથા પદાતિને નિવાસ કરાવ્યો. ત્યાર પછી અગ્નિ સરખી કાંતિવાળી શય્યાને વિષે બેઠેલા તથા રાત્રિ નિવૃત્ત પામ્યા પછી રાહુએ ગ્રહણ કરેલા ચંદ્ર સરખા મુખવાળા દુર્યોધન પાસે આવીને કર્ણ બોલ્યો કે—હે ગાંધારિના પુત્ર દુર્યોધન ! તું જીવે છે તથા તારો અમને સમાગમ થયો એ ઘણું સારૂં થયું અને તેં ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનાર ગંધર્વોને જીત્યા એ પણ ઘણું સારૂં થયું. વળી હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજન્ ! યુદ્ધમાં જય મેળવવાની ઇચ્છાવાળા, યુદ્ધને વિષે સાવધ, શત્રુઓને જીતેલા તથા મહારથિ તમારા સર્વ ભાઇઓને કુશળ હું જોઉં છું એ ઘણું કલ્યાણરૂપ છે. હે દુર્યોધન ! યુદ્ધમાં ગંધર્વોએ ત્રાસ પમાડેલો હું તને જોતાંજ ભાગી ગયો, કારણ મેં ઘણી શત્રુની સેનાને નાશ કરી, પણ યુદ્ધમાં બાણાદિ શસ્ત્રો વાગવાથી મારૂં સર્વ શરીર છેદાઇ ગયું, જેથી ઉભા રહેવા સમર્થ થયો નહીં. સ્ત્રિઓ, સેના તથા વાહનો સહિત તને કંઇ પણ પરાભવ ન થયો અને સર્વ સહિત કુશળ જોઉં છું એ હું મોટું અદ્ભુત માનું છું. હે ભારત ! પોતાના ભાઇઓ સહિત તેં યુદ્ધમાં જે પરાક્રમ કર્યું, તે પરાક્રમ કરનાર આ લોકમાં કોઇ પુરૂષ નથી એમ હું માનું છું. વૈશંપાયન

કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કર્ણે કહ્યું ત્યારે દુર્યોધન નેત્રમાં અશ્રુ આવવાથી ગદ્‌ગદિત થયેલી વાણિએ કરી અંગ દેશના રાજાને કહેવા લાગ્યો.

દુર્યોધન કહે છે—હે રાધેય ! હું અજાણ્યા એવાં તારા વચનની અવજ્ઞા કરતો નથી. કારણ તું મેં પરાક્રમે કરી શત્રુ એવા ગંધર્વોને જીત્યા એમ જાણે છે. હે મહાબાહો ! મારા ભાઇઓએ મારા સહિત થઇ ગંધર્વોની સાથે ઘણીવાર સુધી યુદ્ધ કર્યું અને તેમનો નાશ પણ કર્યો પછી જ્યારે મહા માયાવી તથા શૂરવીર ગંધર્વોએ આકાશ પ્રત્યે જઇ યુદ્ધ કરવા માંડયું, ત્યારે અમારૂં તેમની સાથે બરાબર યુદ્ધ થયું નહીં. તેથી અમે ભૃત્ય, અમાત્ય, પુત્ર, સ્ત્રિઓ. સેના તથા વાહનો સહિત પરાભવને તથા બંધનને પામ્યા. અને તે અમને આકાશ માર્ગે લઇ ગયા. ત્યાર પછી તેનાથી બંધનને નહીં પામેલા સેનાના પુરૂષોએ તથા અમાત્યોએ પરમ દીનતા યુક્ત થઇને, રક્ષા કરનાર પાંડવો પાસે જઇ કહ્યું કે અરે ! આકાશમાં ગતિ કરનાર ગંધર્વો ! આ ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધનને તેના ભાઇઓ, અમાત્યો તથા સ્ત્રિઓ, સહિત લઇ જાય છે ! માટે હે પાંડવો ! તમારૂં કલ્યાણ થાઓ ! અને સ્ત્રિઓ સહિત દુર્યોધનને મૂકાવો ! અરે ! કુરૂકુળની સ્ત્રીઓને બીજાઓનો સ્પર્શ મા થાઓ ! હે કર્ણ ! એ પ્રમાણે મારી સેનાના પુરૂષોએ તથા અમાત્યોએ વાક્ય કહ્યાં ત્યારે પાંડુરાજાના મોટા પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે, ભીમસેનાદિને અનેક વાક્ય કહી પ્રસન્ન કરીને, ગંધર્વોથી અમને મૂકાવવાની આજ્ઞા આપી. ત્યાર પછી પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેનાદિ ચાર પાંડવોએ અમને મૂકાવવાના ઉદ્દેશથી આવીને, ગંધર્વોને સાંત્વના પૂર્વક વાક્ય કહ્યાં. તોપણ જ્યારે તેઓએ મૂક્યા નહીં ત્યારે ભીમસેન, અર્જુન, નકુળ, તથા સહદેવે ગંધર્વો ઉપર અનેક બાણો મૂક્યાં. અને સર્વ ગંધર્વો સંગ્રામનો ત્યાગ કરી અમને પકડીને મોટા હર્ષથી આકાશ માર્ગથી સ્વર્ગ પ્રત્યે જવા લાગ્યા. તે સમય હે કર્ણ ! અમે ચારે કોરથી બાણના સમુહે કરી વિંટાએલા તથા દૈવી અસ્ત્રો ગંધર્વો પ્રત્યે મૂકતા એવા અર્જુનને જોયો. પછી અર્જુને મહા તીક્ષ્ણ બાણે કરી ગંધર્વોને જવાની સર્વ દિશા રૂંધિ મૂકી. તેનો સખા ચિત્રસેને અર્જુનને મળી કુશળવાર્તા પૂછી તથા અર્જુનાદિ પાંડવોએ તેને કુશળ વાર્તા પૂછી. ગંધર્વોએ તથા પાંડવોએ એક બીજાઓને મળીને પોતપોતાનાં અસ્ત્ર પાછાં વારી લીધાં. ત્યાર પછી મહા શૂરવીર ગંધર્વો પાંડવોની સાથે એકરૂપ થયા અને ચિત્રસેન ગંધર્વે પાંડવોનો તથા અર્જુને ગંધર્વોનો વાક્યથી સત્કાર કર્યો.

एकी भूता स्ततो वीरा गंधर्वाः सह पांडवैः ।
अपूजयेतामन्योन्यं चित्रसेन धनंजयौ ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दौर्योधनवाक्ये गुर्जरभाषायामष्टचत्वारिंशदधिकद्विशततमोऽध्यायः ॥२४८॥

## અધ્યાય ૨૪૯ મો. દુર્યોધનનો પશ્ચાતાપ.

दुर्योधन उवाच—चित्रसेनं समागम्य प्रहसन्नर्जुनस्तदा ।
इदं वचनमव्यग्रमब्रवीत्परवीरहा ॥ १ ॥

દુર્યોધન કહે છે—હે કર્ણ ! પછી ચિત્રસેન ગંધર્વને મળી હસીને શત્રુના પરાક્રમને નાશ કરનાર અર્જુને પરાક્રમનાં આવી રીતે વાક્ય કહ્યાં કે હે ગંધર્વોમાં શ્રેષ્ઠ ચિત્રસેન ! તું અમારા ભાઇઓને મુકી આપવા લાયક છે, કારણ અમે પાંડવો જીવતાં તેમને હરણ કરવા તું અશક્ય છે ! હે કર્ણ ! એ પ્રમાણે અર્જુને વાક્ય કહ્યાં, ત્યારે તે ગંધર્વે તેને કહ્યું કે, સુખ વગરના તમને જોવા સારૂ કૌરવો અહીં આવ્યા છે ! હે રાધેય ! પછી ઇત્યાદિ બીજાં અનેક વાક્ય કહીને સર્વ યુધિષ્ઠિરની પાસે ગયા ! પણ જે સમય ગંધર્વે આપણી ઇચ્છા પૂર્વક વાક્ય કહ્યાં, તે સમય હું લજ્જાથી પૃથ્વીને વિષે પ્રવેશ કરવાની ઇચ્છાવાન થયો. પછી ગંધર્વોએ પાંડવો સહિત યુધિષ્ઠિરની પાસે જઇને, આપણો દુષ્ટ મનસુબો તથા બાંધેલા અમને તેને નિવેદન કર્યા. અરે હે કર્ણ ! હું સ્ત્રીઓની સમક્ષ દીન થયો, બંધાયો, શત્રુને વશ થયો તથા એવી અવસ્થામાં યુધિષ્ઠિરની પાસે ગયો એ ઉપરાંત મને બીજું દુઃખ શું ? અરે ! મેં જેમનો તિરસ્કાર કર્યો હતો તથા હું જેમનો સદૈવ શત્રુ છું, તેમણેજ દુષ્ટ બુદ્ધિવાળા મને મુકાવ્યો અને જીવિત પણ આપ્યું, તે કરતાં યુદ્ધમાં મૃત્યુ પામ્યો હોત તો ઘણું સારૂં હતું. કારણ એવી અવસ્થાને પામી જીવવું એ સારૂં નથી ! અરે ! જો હું ગંધર્વોથી યુદ્ધમાં નાશ પામ્યો હોત, તો જગતમાં મારો યશ થાત તથા મને પવિત્ર લોકની પ્રાપ્તિ પણ થાત ! અરે ! હવે જે મારી ઇચ્છા છે, તે હું કહું તે સર્વ સાંભળો—હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! હું અહીંજ રહીશ, તમો સર્વ ગૃહ પ્રત્યે જાઓ ! મારા સર્વ ભાઇઓ પણ હસ્તિનાપુર પ્રત્યે જાઓ ! કર્ણઆદિ જે મારા સ્નેહિ તથા સંબંધિઓ છે, તે સર્વ દુઃશાસનને મુખ્ય કરી હસ્તિનાપુરને વિષે જાઓ ! અરે ! શત્રુઓએ તિરસ્કાર કરેલો હું આજ કદી પુર પ્રત્યે આવીશ નહીં ! અરે ! હું પૂર્વે શત્રુના માનનો નાશ કરનાર તથા સ્નેહિયોને માન આપનાર હતો ! તે હમણાં સ્નેહિઓને શોક આપનાર તથા શત્રુઓને હર્ષ આપનાર થયો છું ! વળી હું હસ્તિનાપુરમાં આવીને ધૃતરાષ્ટ્ર રાજાને શું કહું ? વળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિદુર, સંજય બાલ્હિક તથા સોમદત્તિઆદિ વૃદ્ધો, બ્રાહ્મણો, કારિગરો અને સન્યાસીઆદિ મને શું કહે તથા હું તેમને શું ઉત્તર આપું ? અરે ! મેં શત્રુના, મસ્તક ઉપર પગ આપ્યા સરખું તથા તેમની છાતીનું આક્રમણ કર્યા સરખું કર્યું હતું, અને હમણાં મારા દોષે કરી તેવી અવસ્થાથી હું ભ્રષ્ટ થયો છું; માટે ભીષ્માદિ પૂછે તેને શું કહું ? અરે ! મારા સરખા નમ્રતા વગરના પુરૂષો લક્ષ્મી, વિદ્યા તથા સમૃદ્ધિને પામીને, ઘણા કાળ સુધી નભતા નથી ! હા ! હા ! હા ! મેં મારી દુષ્ટ બુદ્ધિએ કરી નહીં કરવાનું તથા દુઃખે કરી પણ ન થાય એવું અયોગ્ય કર્મ કર્યું, જેથી ઉત્પન્ન થયેલા મોહે કરી હું આ મોટો સંશયવાન થયો છું, માટે અવસ્ય હું અહીં મૃત્યુ પામીશ હું જીવવા સમર્થ નથી. કારણ શત્રુએ દુઃખથી મુકાવેલો જીવતો કોણ પુરૂષ જીવવા ઇચ્છે ? અરે ! માની તથા પુરૂષાતન વગરના મારૂં, પરાક્રમી પાંડવરૂપ શત્રુએ હાસ્ય કર્યું ! અને અપમાન પૂર્વક મારી સામું જોયું ! વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે મોટી ચિંતામાં પડી ગયેલા દુર્યોધને દુઃશાસનને કહ્યું કે હે ભરત વંશમાં ઉત્પન્ન થયેલા દુઃશાસન ! હું તને જે કહું તે સાંભળ— અરે ! હું તને આજ રાજ્યાભિષેક આપું છું, તે તું ગ્રહણ કર અને રાજા થઇને કર્ણ તથા શકુનિએ પાલન કરેલી સમગ્ર પૃથ્વીનું પાલન કર ! જેમ ઇંદ્ર ઓગણપચાસ વાયુનું પાલન કરે છે, તેમ તું પોતાના સર્વ ભાઇઓનું સારી રીતે પાલન કર ! તથા બાંધવો પણ, જેમ દેવતાઓ ઇંદ્રનો આશ્રય કરી જીવે છે, તેમ તારો આશ્રય કરી જીવો ! વળી તું ગાફલતા રહિત થઇને, બ્રાહ્મણોને વિષે સારી વૃત્તિવાન થા, બંધુ તથા સ્નેહિઓને આશ્ર-

પ્રરૂપ થા તથા જેમ વિષ્ણુ દેવતાઓના ગણોને કૃપા દૃષ્ટિથી જુએ છે, તેમ સંબંધીઓને જો! વળી તું વૃદ્ધ પુરૂષોની આજ્ઞાનું પાલન કરતાં, સ્નેહિઓને હર્ષ ઉપજાવતાં તથા શત્રુઓને ભર્ત્સના કરતાં પૃથ્વીનું પાલન કર! હવે તું આ સર્વ ભાઇઓ આદિને ભળામાં ગ્રહણ કરી જાણીને સર્વ સહિત હસ્તિનાપુરને વિષે જા! વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળવાથી નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થયાં, ઘણું દુઃખાર્ત્તિયું તથા અત્યંત દુઃખયુક્ત થયેલો દુઃશાસન, હાથ જોડી તેને નમસ્કાર કરી ગદ્‌ગદિત વાણીથી જ્યારે કહેવા લાગ્યો ત્યારે પ્રથમ ડોળાયેલા મને કરી હે ભાઇ! તું પ્રસન્ન થા! એમ કહી પૃથ્વી પર તેને પગે પડયો: અને પછી નેત્રમાંથી અશ્રુ પાડતાં કહેવા લાગ્યો કે, અરે! એમ કદી બનાર [illegible]ની! સર્વ પૃથ્વી ભેદ પામશે, આકાશ તુટી પડશે, સૂર્ય પોતાની પ્રભાનો ત્યાગ કરશે, ચંદ્ર શિતળતાનો ત્યાગ કરશે, વાયુ શિઘ્રગતિ તથા હિમનો ત્યાગ કરશે, સમુદ્ર વિષેનું સર્વ જળ સુકાઇ જશે તથા અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરશે, તોપણ હું તમારા વગર પૃથ્વીનું પાલન કરનાર નથી! તમેજ સેંકડો વર્ષ પર્યંત અમારા કુળને વિષે રાજા થશો! માટે હે રાજન્! તમે પ્રસન્ન થાઓ! હે જનમેજય! એ પ્રમાણે વારંવાર કહી દુર્યોધનના પગને સ્પર્શ કરીને દુઃશાસન મોટા સ્વરથી રૂદન કરવા લાગ્યો. પછી એ પ્રમાણે દુઃખયુક્ત થયેલા દુર્યોધન તથા દુઃશાસનને જોઇને મહાવ્યથાવાન્ થયેલો કર્ણ તેમની પાસે આવી કહેવા લાગ્યો કે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન તથા દુઃશાસન! તમે બાળક બુદ્ધિથી પ્રાકૃત પુરૂષની પેઠે શું ખેદ કરોછો? અરે! શોક કરનાર પુરૂષને તે કદી પણ નિવૃત્ત થતો નથી! અરે! જ્યારે શોક કરતા એવા પુરૂષના દુઃખને તે નિવૃત્ત ન કરે, ત્યારે તેનામાં સામર્થ્ય શું રહ્યું? તેનો તમે વિચાર કરો! માટે તમે ધૈર્યતા રાખો! શોચ કરતા એવા તમે બેઉ શું શત્રુઓને હર્ષ પમાડો છો! પાંડવોએ તને ગંધર્વોથી મુકાવ્યો એ યોગ્ય કર્યું છે, કારણ જે રાજાના દેશમાં જે રહેતું હોય, તેણે તેનું પ્રિય કરવું એમ સર્વ શ્રેષ્ઠ પુરૂષનો મત છે! વળી તું તેમનું પાલન કરે છે, તેથી તે સુખે કરી તારા દેશમાં રહી શકે છે, વાસ્તે પ્રાકૃત પુરૂષની પેઠે કંઇ પણ ક્રોધાદિ કરવા લાયક નથી! અરે! તું મૃત્યુ પામવાનો નિશ્ચય કરી અહીં બેઠો છે, તેથી તારા સર્વ ભાઇઓ પણ તેવીજ ઇચ્છાયુક્ત થઇ બેઠા છે, માટે તારૂં ભલું થાઓ હવે ઉઠ, જા અને તેમની આશ્વાસના કર.

[illegible] त्वयं वा त्यजसि प्राणं समाश्रितान् ।
उत्तिष्ठ व्रज भद्रं ते समाश्वासय बान्धवान् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रा[illegible] [illegible]गुर्जरभाषायामूनपंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २४९ ॥

---

## અધ્યાય ૨૫૦ મો. કર્ણની શિખામણ.

कर्ण उवाच—राजन्नाद्यावगच्छामि तवेहकृतु लाघवं ।
किमत्र चित्रं वहीर मोक्षितः पाण्डवै[illegible] ॥ १ ॥

કર્ણ કહે છે—હે શૂરવીર દુર્યોધન! હું આજ તને અલ્પ પરાક્રમને પામવાનું કારણ કંઇ પણ જાણતો નથી! પાંડવોએ તને મુકાવ્યો એમાં આશ્ચર્ય શું છે! અરે હે શત્રુઓને દમન

કરનાર ! તું અકસ્માત્ શત્રુને વશ થયો હતો ! હે કૌરવ્ય ! જાણીતા અથવા અજાણીતા સેનાના પુરૂષોએ તથા દેશમાં રહેનારા પુરૂષોએ પોતાના રાજાનું પ્રિય કરવું જોઇએ ! માટે તેમનામાં જે મુખ્ય પુરૂષો હોય છે, તે પોતાના રાજાના શત્રુની સેનાનો યુદ્ધમાં અવશ્ય ક્ષોભ પમાડે છે અથવા તેનાથી પોતે ગ્રહણ કરાય છે તથા મૂકાય પણ છે ! વાસ્તે સેનાના પુરૂષોએ તથા દેશમાં રહેનાર પુરૂષોએ, પોતાના રાજા માટે તેના શત્રુઓને બેદીને, જેમ પોતાના રાજાનું પ્રિય થાય, તેમ યથાર્થ યત્ન કરવો યોગ્ય છે ! વાસ્તે હે રાજન્ ! તારા દેશમાં રહેનાર પાંડવોએ એવા વિચારથી તને મૂકાવ્યો એમાં ખેદ શાનો કરવો ! તેમની પાસેથી સેના સહિત રવાને થયેલા તારી વાંસે તે ચાલ્યા નહીં એજ તેઓનું અસાધુપણું છે ! પણ મહા શૂરવીર, બળવાન તથા યુદ્ધને વિષેથી કદી પણ નહીં ભાગી જનાર પાંડવો, તારી સહાયતા કરનાર થઇને તારૂં પ્રિય કરનાર થયા છે ! અરે ! પાંડવોનાં જે રત્ન હતાં, તેને તું હમણાં ભોગવે છે ! તો પણ પોતાના પરાક્રમમાંજ રહેલા તેમને તું જો; જે ખેદથી તારી પેઠે મૃત્યુ પામવાની ઇચ્છા કરતા નથી ! માટે હે રાજન્ ! તારૂં કલ્યાણ થાઓ, તું ઉઠ અને કંઇ પણ વિચાર કરવા યોગ્ય નથી ! અરે ! દેશસ્થ પ્રજાએ પોતાના રાજાનું પ્રિય અવશ્ય કરવું જોઇએ, માટે પાંડવોએ ગંધર્વથી તને છોડાવવારૂપ તારૂં પ્રિય કર્યું છે એમાં તારે ખેદ શાનો કરવો જોઇએ ? હે શત્રુને જીતનાર ! જો તું મારા કહેવા પ્રમાણે નહીં કરશે, તો હું તારા પગની સેવા કરતો અહીંજ બેસી રહીશ ! કારણ હે પુરૂષમાં શ્રેષ્ઠ ! તારા વગર હું જીવવા વિષે ઉત્સાહ રાખતો નથી ! પણ હે પુરૂષમાં શ્રેષ્ઠ ! તું આ વનને વિષે બેસી રહેવાથી, રાજાઓને હાસ્ય કરવા લાયક થઇશ !

नोत्सहे जीवितुमहं त्वद्विहीनो नरर्षभ ।
प्रायोपविष्टस्तु नृप राज्ञां हास्यो भविष्यसि ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनप्रायोपवेशे कर्णवाक्ये गुर्जरभाषायां पंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५० ॥



## અધ્યાય ૨૫૧ મો. દુર્યોધનને સાંત્વન.

वैशंपायन उवाच—प्रायोपविष्टं राजानं दुर्योधनममर्षणं ।
उवाच सांत्वयन् राजन् शकुनिः सौबल स्तदा ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે રાજન્ ! ત્યાર પછી મરવાનો નિશ્ચય કરી બેઠેલા મહા ક્રોધી દુર્યોધન રાજાને સાંત્વના કરતાં સુબળ રાજાના પુત્ર શકુનિએ કહ્યું કે—હે કૌરવ ! કર્ણે યથાર્થ કહ્યું, તે તેં સાંભળ્યું ? તું, મેં પાંડવોની જે સમૃદ્ધિને હરણ કરી છે, તેનો મોહથી ત્યાગ કરીને, અયોગ્ય બુદ્ધિના વિચારથી પ્રાણ ત્યાગ કરવા ઇચ્છે છે ? અથવા તેં વૃદ્ધ પુરૂષનું સેવન કર્યું નથી એમ હું જાણું છું ! અરે ! જે પુરૂષ ઉત્પન્ન થયેલા હર્ષને તથા દીનતાપણાને નથી સમાવતો. તે સમૃદ્ધિ પામ્યો હોય તો પણ, જેમ અપક્વ મૃત્તિકાના પાત્રમાંથી જળ નાશ પામે, તેમ તેની સમૃદ્ધિ નાશ પામે છે ! વળી અત્યંત બીકણ અતિ અપરાક્રમિ, હરેક કામ લાંબે દિવસે કરનાર, અસ્થિર ચિત્તવાન તથા વ્યસનથી વિષયાક્રાંત રાજાનું તેની

પ્રજા ભજન કરતી નથી! અરે! પાંડવોએ સત્કાર કરેલા તને, વિપરીતપણાને વિષે શોક થવો કેમ ઘટે છે! માટે તું પાંડવોએ સારૂં કર્યું છે, તેને શોકનું અવલંબન કરી નાશ કર માં! જે વખતે તારે હર્ષ કરવો જોઇએ તથા પાંડવોનો સત્કાર કરવો જોઇએ, તે વખત તું - શોક કરે છે, માટે તારૂં એ વિપરીત આચરણ છે! વાસ્તે મતોપિ તું પ્રસન્ન થા, પોતાના દેહનો ત્યાગ કર માં, અને પાંડવોએ તારૂં સારૂં કર્યું છે તેનું સ્મરણ કરીને, તેમને રાજ્ય વિભાગ આપી જગત્‌માં યશ પામ! અરે! તું એ મારા કહેવા પ્રમાણે કરવું એમ નિશ્ચય કરવાથી કૃતજ્ઞપણાને પામીશ! વાસ્તે તું પાંડવાની સાથે સ્નેહ કરી તેમને સ્વસ્થપણાની પ્રાપ્તિ કરી તેમના પિતાનું રાજ્ય આપ, જેથી સુખને પામીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે શકુનિ તથા કર્ણના વચન સાંભળી, પગમાં પડેલા, મહા શૂરવીર, સુખવર્ણ ફીકા થયેલા, ભાઇના સ્નેહવાન તથા શત્રુને દમન કરનાર દુઃશાસનને ઉઠાડી પોતાની ભુજાએ કરી ભેટી તેના મસ્તકના કેશ સુંઘીને, લજ્જાથી તાપ પામેલા અંતઃકરણવાળો દુર્યોધન રાજા જીવવાની તથા રાજ્ય લાભની આશાને ત્યાગ કરી ક્રોધથી સર્વ સ્નેહી જનને કહેવા લાગ્યો કે અરે! મારે ધર્મ, ધન, સુખ, ઐશ્વર્યતા, રાજ્ય તથા ભોગની કંઇ જરૂર નથી! તમે મારે કરવાના કાર્યમાં ભંગાણ કરો માં અને સર્વ જાઓ! અરે! મેં જ્યાં સુધી મારા પ્રાણ ત્યાગ કરવાનો સમય આવે, ત્યાં સુધી અન્ન તથા જળનો ત્યાગ કરી એક આસન ઉપર બેસવું એમ મારી સ્થિરમતિથી નિશ્ચય કર્યો છે! માટે તમો સર્વ હસ્તિનાપુર પ્રત્યે જાઓ અને સર્વ મારા પૂજ્યનો પૂજાદિ સત્કાર કરો! એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને તે સર્વ બોલ્યા કે હે રાજેંદ્ર! જે તમારી ગતિ, તેજ અમારી પણ ગતિ છે! અરે! અમે તમારા વગર હસ્તિનાપુરમાં કેમ પ્રવેશ કરીએ!

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે સ્નેહિ, અમાત્ય, ભાઇઓ તથા સંબંધિઓએ અનેક પ્રકારથી સમજાવ્યા, તોપણ દુર્યોધન રાજા પોતાના નિશ્ચયથી લગાર પણ ડગ્યો નહિ, અને પોતાનો એક નિશ્ચય હોવાથી દર્ભનું આસન પાથરી, જળનો સ્પર્શ કરી પવિત્રતાવાન થઇ, દર્ભનાં તથા વન કુળ વસ્ત્ર પહેરી, અત્યંત નિયમવાન થઇ, વાણીને રૂંધી, સ્વર્ગની કામના માટે પોતાની ઇચ્છાથી કાષ્ટની ચિતા તૈયાર કરી, બહારની સર્વ ક્રિયાનો ત્યાગ કરી, પૃથ્વી ઉપર બેઠો. ત્યાર પછી પૂર્વે જેમને દેવતાઓએ જીત્યા હતા એવા પાતાળમાંર હેનાર તથા મહા ભયંકર સ્વરૂપવાન દિતીના પુત્ર દૈત્યોએ દુર્યોધન રાજાના તે નિશ્ચયને જાણવાથી આપણો પક્ષ નાશ પામ્યો એમ માનીને, તેને પોતાની પાસે બોલાવી મંગાવવા સારૂ બૃહસ્પતિ તથા શુક્રના કહેલા મંત્રે કરી નવ કુંડીએ કરી જેનો પ્રયોગ થાય છે એવું અભિચાર કર્મ કરવા માંડયું: જેના મંત્રના જપયુક્ત ક્રિયા આરણ્યક ઉપનિષદને વિષે અથર્વ વેદના મંત્રે કરી કરવી એમ કહી છે. તે વેળા વેદ તથા વેદાંગના પારને પામેલા અને નિરંતર દૃઢ મતવાળા બ્રાહ્મણો સ્થિર ચિત્તવાન થઇને, નવકુંડીને વિષે મંત્ર ભણી હુતદ્રવ્ય તથા દુધનો હોમ કરવા લાગ્યા. પછી જ્યારે તે કર્મ સિદ્ધ થયું, ત્યારે અગ્નિ કુંડમાંથી મહા અદ્‌ભુત "કૃતિ" યજ્ઞ કરનારની આજ્ઞા પાલન કરનાર દેવતા નીકળીને 'હું શું કરૂં' એમ દૈત્યોને કહ્યું. તે સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા અંતઃકરણવાળા દૈત્યોએ તેને કહ્યું કે દેહ ત્યાગ કરવાના નિશ્ચયથી એક આસન ઉપર સ્થિર થઇ બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને તું અહીં લઇ આવ. એ પ્રમાણે દૈત્યોની આજ્ઞા સાંભળી 'ઘણું સારૂં' એમ કહીને, તે કૃતિ ક્ષણમાત્રમાં જ્યાં દુર્યોધન બેઠો હતો, ત્યાં આવી.

પછી તે કૃતિએ દુર્યોધન રાજાને ગ્રહણ કરી પાછી રસાતાળમા જઈ દૈત્યોને તે એક મુહૂર્તમાં નિવેદન કર્યો. ત્યારે રાત્રિને વિષે કૃતિએ લાવેલા દુર્યોધનને જોઈને, હર્ષયુક્ત થયાં હતાં મન તથા કિંચિત્ સ્ફુરણાયમાન થયાં હતાં નેત્ર જેમનાં એવા તે દૈત્યોએ અભિમાનયુક્ત આવી રીતે વાક્ય કહ્યાં.

प्रहृष्ट मनसः सर्वे किंचिदु...लोचनाः ।
साभिमानमिदं वाक्यं दुर्योधनमथाब्रुवन् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनप्रायोपवेशे गुर्जरभाषाया मेकपंचाशदधिकाद्विशततमोऽध्यायः ॥ २५१ ॥

## અધ્યાય ૨૫૨ મો. દુર્યોધનનું હસ્તિનાપુર પ્રત્યે જવું.

दानवा उवाच—भोः सुयोधन राजेंद्र भरतानां कुलोद्वह ।
शूरैः परिवृतो नित्यं तथैव च महात्मभिः ॥ १ ॥

દાનવો કહે છે—હે રાજેંદ્ર! ભરત કુળમાં મુખ્ય હે દુર્યોધન! તું નિરંતર શૂરવીર તથા મહાત્મા પુરૂષોથી વિંટાયલો છે, અને મરવાની ઇચ્છાથી એક આસન ઉપર બેસવારૂપ સાહસ કામ કેમ કરે છે? અરે! જે પુરૂષ પરાણે પોતાના દેહનો ત્યાગ કરે છે, તે નરકમાં જાય છે તથા તેની અપકીર્તિ પણ જગતમાં ગવાય છે. અરે! તારા સરખા બુદ્ધિમાન્ પુરૂષો, જે પોતાના શત્રુને જીતવામાં વિરૂદ્ધરૂપ થાય એવાં, પાપરૂપ તથા જેનાથી પોતાના મૂળનો નાશ થાય એવાં કર્મ કરવામાં આસક્ત થતા નથી. તું ધર્મ, અર્થ સુખ, યશ તથા પ્રતાપનો નાશ કરનારી અને શત્રુને હર્ષ વધારનારી જે હમણાં તારી મતિ છે, તેનો ત્યાગ કર! હે સમર્થ! તું તારા શરીરનું નિર્માણ તથા તે કેવું છે તે અમે તને કહીએ તે સાંભળ અને તેનો વિચાર કરીને ધૈર્યવાન થા! અમે પૂર્વે તપશ્ચર્યા કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા, ત્યારે તેણે અમને તારી પ્રાપ્તિ કરી છે; જેનુ નાભિ ઉપરનું શરીર વજ્રના સમુદાયથી નિર્માણ કર્યું છે તથા તેની નીચેનું પુષ્પ સરખું કોમળ શરીર દેવીએ શસ્ત્ર અને અસ્ત્રથી ભેદ ન પામે એવું તથા સ્ત્રિઓને મનોહર કર્યું છે. હે રાજાઓમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે તારો દેહ મહાદેવજી તથા દેવીની શક્તિયુક્ત છે, માટે તે દિવ્ય છે મનુષ્ય નથી! વળી ભગદત્તાદિ મહા પરાક્રમી, દિવ્યાસ્ત્ર જાણનાર તથા મહા શૂરવીર ક્ષત્રિયો તારા શત્રુઓનો ક્ષય કરશે! માટે તું જે ખેદ કરે છે, તે રહેવા દે, તને કશો ભય નથી: કારણ તારી સહાયતા કરવાને મહા શૂરવીર દાનવો પૃથ્વીને વિષે અવતર્યા છે! વળી તારા પક્ષમાં જે ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યાદિ છે, તેમનાં શરીરમાં પણ બીજા અસુરો યુદ્ધ વેળા પ્રવેશ કરશે, જેથી તેઓ દયાનો ત્યાગ કરીને તારા શત્રુઓની સામે યુદ્ધ કરશે! હે કુરૂકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! તે ભીષ્માદિ યુદ્ધમાં પ્રહાર કરતાં પોતાના પુત્ર ભાઇઓ, પિતાઓ, બાંધવો, શિષ્યો, નાતીલાઓ, બાળકો તથા વૃદ્ધાવસ્થાવાનને મૂકી આપશે નહીં, અને સ્નેહ વગરના દાનવોએ પ્રવેશ કરી હરણ કર્યા હશે અંતઃકરણ જેમનાં એવા હોવાથી સ્નેહનો દૂરથીજ ત્યાગ કરીને સર્વને પ્રહાર કરશે! વળી હર્ષ પામેલા, પુરૂષમાં સિંહરૂપ, અદષ્ટ તથા પૂર્વ કર્મના દોષથી કરવાનાં કાર્યને નહીં જાણવાથી મૂઢ સરખા થયેલા, તું મારાથી જીવતો મૂકાઈશ નહીં એમ એક બીજાઓને વિરૂદ્ધ ભાષણ કરનાર, શસ્ત્ર તથા અસ્ત્ર

મૂકનાર, પરાક્રમયુક્ત થઇ ઉભેલા તથા પોતાનું વખાણ કરનાર ભીષ્માદિ, યુદ્ધને વિષે જનોને ક્ષય કરશે! પણ હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! દેવતાઓએ અંશે કરી પ્રવેશ કર્યો છે જેમના શરીરમાં એવા, મહા બળવાન તથા મહાત્મા પાંચ પાંડવો, ભીષ્માદિનો વધ કરશે! હે પાર્થિવ! દૈત્ય તથા રાક્ષસોએ ક્ષત્રિયના કુળમાં જન્મ લીધા છે તે સર્વ યુદ્ધને વિષે મોટું પરાક્રમ તથા તારા શત્રુઓની સામે ગદા, મૂશળ, ત્રિશૂળ. તથા શસ્ત્રાદિથી યુદ્ધ કરશે! હે વીર! તારા અંતઃકરણમાં અર્જુન સંબંધિ ભય છે, પણ તેના વધના ઉપાયનો અમે નિશ્ચય કર્યો છે કે નાશ પામેલો નરકાસુર કર્ણરૂપે ઉત્પન્ન થયો છે તે પોતાનું વૈર સંભાળીને શ્રીકૃષ્ણ તથા અર્જુન સામે યુદ્ધ કરશે! અને શત્રુને જીતવામાં સમર્થ તથા પ્રહાર કરવામાં શ્રેષ્ઠ કર્ણ, યુદ્ધને વિષે અર્જુનને તથા બીજા તારા સર્વ શત્રુઓને જીતશે! તે વાર્તાને જાણીને ઇંદ્ર, અર્જુનની રક્ષા કરવા સારૂ કપટથી કર્ણનાં કુંડળ તથા કવચને હરણ કરશે! માટે અમે અસંખ્ય દૈત્ય તથા રાક્ષસોને પ્રેરણા કરી મૂક્યા છે, જે પૃથ્વીને વિષે સંશપ્તક કહેવાય છે, તે અર્જુનને અવશ્ય નાશ કરશે; વાસ્તે તું પણ શોચ કર માં! ત્યાર પછી તારે શત્રુ વગરની પૃથ્વીને ભોગવવી છે, માટે તું કંઇ પણ ખેદ કર માં; કારણ તે કરવા યોગ્ય નથી! અરે! હે કૌરવ! જો તું નાશ પામીશ, તો અમારો પક્ષ સર્વ નાશ પામી જશે! માટે તારે કોઇ દિવસે પણ મૃત્યુ પામવા વિષે બુદ્ધિ કરવી નહીં અને તું હસ્તિનાપુરને વિષે જા; કારણ અમારી ગતિરૂપ તું છે તથા દેવતાઓની ગતિરૂપ પાંડવો છે! વૈશંપાયન કહે છે હે જનમેજય! એ પ્રમાણે કહી દાનવોમાં શ્રેષ્ઠ દૈત્યોએ, રાજાઓમાં હસ્તિ સરખા દુર્યોધનને મંગી પુત્રની પેઠે આશ્વાસના કરી તેની બુદ્ધિ સ્થિર કરી પ્રિય વચન બોલીને, હવે તું જા અને જય પામ એમ કહ્યું. પછી દૈત્યોએ જવાની રજા આપી હતી જેને એવા દુર્યોધનને કૃત્તિ પાછી ગ્રહણ કરી, જ્યાંથી પૂર્વે ગ્રહણ કર્યો હતો ત્યાં લાવી, ત્યારે તે સ્થળને વિષે પાછો તે સ્થિર થઇ બેઠો; અને તેને પૂજા કરેલી તે પણ તેની રજા લઇ અંતર્ધ્યાન થઇ. હે ભારત! કૃત્તિ ગયા પછી દુર્યોધન રાજા, આ મેં શું સ્વપ્નું જોયું એમ ચિંતવન કરવા લાગ્યો. વળી હું યુદ્ધમાં પાંડવોને જીતીશ તથા કર્ણ અને સંશપ્તક નામના ગણ મારા શત્રુઓને નાશ કરવામાં યોગ્ય તથા સમર્થ છે એમ તેની મતિ થઈ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે દુષ્ટ મતિવાન ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને. પાંડવોને જીતવામાં દૃઢ આશા બંધાઇ. વળી નરકાસુર નામના દૈત્યે પ્રવેશ કરેલા અંતઃકરણવાળો કર્ણ, અર્જુનને નાશ કરવા વિષે મતિ કરશે, રાક્ષસોએ પ્રવેશ કરેલા સંશપ્તકના ગણો પણ તેને નાશ કરવામાં ઇચ્છા રાખશે અને ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યાદિનાં અંતઃકરણમાં દાનવો પ્રવેશ કરીને, તેના ચિત્તને આકર્ષણ કરશે, તેથી પાંડવોમાં સ્નેહવાન થશે નહીં એમ તેના વિચારમાં નિશ્ચય થયો: પણ તે વાર્તા તેણે કોઈ પાસે કરી નહીં. ત્યાર પછી જ્યારે તે રાત્રિ નિવૃત્ત પામી અને પ્રાતઃકાળ થયો ત્યારે કર્ણે હાથ જોડીને, દુર્યોધનને કહ્યું કે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન! મૃત્યુ પામેલો પુરૂષ કદી શત્રુને જીતતો નથી, અને જીવતો પુરૂષ કોઈ દિવસે પણ પોતાના કલ્યાણને જૂવે છે. મૃત્યુ પામેલાને કલ્યાણની પ્રાપ્તિ તથા શત્રુ જય ક્યાંથી થાય! માટે હમણાં તારે ખેદ કરવાનો, ભય કરવાનો તથા મરવા સંબંધિ વિચાર કરવાનો સમય નથી. હે જનમેજય! એ પ્રમાણે કહી પોતાની ભુજાએ કરી હૃદયમાં ગ્રહણ કરી મળીને વળી કર્ણે દુર્યોધનને કહ્યું કે હે શત્રુઓને નાશ કરનાર દુર્યોધન! તું ઉઠ, શું સુતો છે. શા વાસ્તે શોચ કરે

છે! અરે! તું પોતાના શત્રુઓને પરાક્રમે કરી તાપ પમાડીને, મૃત્યુ પામવાની શું ઇચ્છા કરે છે!! અરે! તને અર્જુનનું પરાક્રમ જોઇને ભય ઉત્પન્ન થયો છે; પણ હું પ્રતિજ્ઞા લઉં છું કે, જ્યારે પાંડવોને વનમાં રહેવાનાં તેર વર્ષ સંપૂર્ણ થશે, ત્યારે હું યુદ્ધમાં અર્જુનનો નાશ કરીશ તથા સર્વ પાંડવોને તારે વશ કરીશ; અને જો તેમ ન કરૂં, તો કદી આયુધ ધારણ કરૂં નહીં. હે પરિક્ષિતના પુત્ર જનમેજય! એ પ્રમાણે કર્ણે દુર્યોધનને તથા રસાતળમાં દૈત્યોએ કહેલાં વાક્યને લીધે તથા દુઃશાસનાદિએ કરેલી પ્રણીપતને લીધે ઉઠયો. પછી દૈત્યોએ કહેલાં વાક્યથી પાંડવોને જીતવામાં સ્થિરમતિ કરીને દુર્યોધન રાજાએ પોતાની સર્વ સેનાને હસ્તિનાપુર ભણી જવા ચાલતી કરી. ત્યારે રથ, હસ્તિ, અશ્વ તથા પદાતિયોથી સંકીર્ણ એવી તે સેના, જેમ ગંગાનો પ્રવાહ ચાલે તેમ ચાલતી થઇ. તે સમય તે સેના જેમ શરદ ઋતુમાં આકાશ શોભે, તેમ ધ્વજા તથા પતાકાદિથી શોભવા લાગી. તે વેળા બ્રાહ્મણો ચક્રવર્તિ રાજાની પેઠે જયના આશીર્વાદ આપતા હતા જેને એવો દુર્યોધન, તેમને નમસ્કાર કરતાં તથા તેમની સામું કૃપાદૃષ્ટિથી જોતાં મોટી શોભા યુક્ત થઇને, કર્ણ તથા શકુનિ સહિત સર્વ સેનાની આગળ ચાલવા લાગ્યો. દુર્યોધનના દુઃશાસનાદિ સર્વ ભાઇઓ, ભૂરિશ્રવા, સોમદત્ત તથા બલ્હિકાદિ રથ, અશ્વ તથા હસ્તિ ઉપર બેશીને, રાજાઓમાં સિંહરૂપની વાંસે જવા લાગ્યા; અને હે રાજેંદ્ર તે સર્વ કૌરવોએ થોડા વખતમાં પોતાના પુર પ્રત્યે આવી તેમાં પ્રવેશ કર્યો.

**प्रयांतं नृपा सिंहंतमनुजग्मुः कुरूद्वहाः ।**
**कालेनाल्पेन राजेंद्र स्वपुरं विविशु स्तदा ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनपुरप्रवेशे गुर्जरभाषायां द्विपंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५२ ॥**

## અધ્યાય ૨૫૩ મો. કર્ણની પ્રતિજ્ઞા.

**जनमेजय उवाच—वसमानेषु पार्थेषु वने तस्मिन्महात्मसु ।**
**धार्तराष्ट्रा महेष्वासाः किमकुर्वत सत्तमाः ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ! મહાત્મા પાંડવો વનને વિષે વસતા હતા, પણ પછી મોટા ધનુષ્યધારી શ્રેષ્ઠ કૌરવોએ, કર્ણે, શકુનિએ, ભીષ્મે, દ્રોણાચાર્યે તથા કૃપાચાર્યે શું કર્યું! તે તમે મને કહો. વૈશંપાયન કહે છે–હે જનમેજય! પાંડવો તો વનમાંજ રહ્યા, પણ તેઓએ ગંધર્વોથી મૂકાવેલો દુર્યોધન, જ્યારે હસ્તિનાપુરમાં આવ્યો, ત્યારે તેને ભીષ્મે કહ્યું કે હે દુર્યોધન! તું જે વેળા તપોવન પ્રત્યે જવા તૈયાર થયો, તે વેળા મેં જેમ તને કહ્યું હતું તેમજ થયું. તું વનમાં ગયો તેથી હું વનમાં ગયો તેથી હું હર્ષ પામ્યો ન હતો; અને તેં મારાં વચનને માન્ય પણ કર્યાં નહીં; તેથીજ શત્રુઓએ બળાત્કારથી તને ગ્રહણ કર્યો! પણ તેમનાથી તને ધર્માત્માવાન પાંડવોએ મૂકાવ્યો છે, તેથી તું કંઇ પણ લાજ પામતો નથી! અરે! કર્ણ તારી સેનાને તથા તને જોતાં ગંધર્વોની સેનાથી ભય પામીને યુદ્ધ મૂકી એક ગાઉ ઉપર ભાગી ગયો! અરે! તે પાંડવોએ ગંધર્વોની સામે યુદ્ધ કરી તમને સર્વને મૂકાવ્યા એ તેમના પરાક્રમને તથા દુષ્ટ મતિવાન કર્ણના પરાક્રમને જોયું? હે ધર્મવત્સલ દુર્યોધન! કર્ણ,

પાંડવો ધનુર્વેદ જાણનાર, પરાક્રમી તથા પ્રસિદ્ધ છે, તેનો ચોથો ભાગ પણ નથી! માટે આપણા કુળની વૃદ્ધિ થવા સારૂ તારે તેઓની સાથે સંધી કરવી એ ઘણું સારૂં છે એમ હું માનું છું. હે જનમેજય! એ પ્રમાણે ભીષ્મે કહ્યું ત્યારે તેનાં વચન સાંભળી હસીને, શકુનિ સહિત દુર્યોધન કંઇ પણ બોલ્યા વગર તેની પાસેથી ચાલી નીકળ્યો. પછી એ પ્રમાણે ત્યાંથી ઉઠી ગએલા દુર્યોધનને જાણીને, કર્ણ તથા દુઃશાસનાદિ પણ તેની વાંસે ગયા. એવી રીતે સર્વ ચાલી નીકળ્યા તે જોઇને પરમ લજ્જાયુક્ત થએલા ભીષ્મ પણ પોતાના ગૃહ પ્રત્યે ગયા. પછી પાછો દુર્યોધન રાજા, જ્યાં ભીષ્મ બેઠા હતા ત્યાં આવીને, પોતાના કર્ણાદિ મન્ત્રિયો સહિત મનસૂબો કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, અમારૂં શ્રેય કેમ થાય તથા અમારે કરવાનું શું અવશેષ રહ્યું છે તેનો અને અમે જેણે કરી નિષ્ફળ ન થઇએ એવો કંઇપણ આપણે મનસૂબો કરીએ. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને કર્ણે કહ્યું કે હે કૌરવ દુર્યોધન! હું તને જે વાક્ય કહું, તે તું સાંભળ. જે ભીષ્મ સદૈવ આપણી નિંદા કરે છે અને પાંડવોની પ્રશંસા કરે છે! વળી તે તારા દ્વેષથી મારો પણ દ્વેષ કરવા ઇચ્છે છે અને તારી સમક્ષ મારી નિંદા પણ સદૈવ કરે છે! અરે! આજ તારી સમક્ષ ભીષ્મે મને જે કહ્યું, તે પાંડવોના યશ તથા તારી નિંદારૂપ છે, તેને હું સહન કરી શકતો નથી! કારણ હું પણ ભૃત્ય, સેના તથા વાહનવાન છું એમ તું જાણ! અરે હે દુર્યોધન! પર્વત, વન તથા ઉપવનો સહિત જે સર્વ પૃથ્વીને પૂર્વે પાંડવોએ જીતી છે, તેને હું એકલો તારે માટે જીતીશ, તેને કુરૂકુળમાં અધમ પાપ બુદ્ધિવાળા ભીષ્મ જુઓ! અરે! જે ભીષ્મ જેની નિંદા ન કરવી જોઇએ, તેની નિંદા કરે છે તથા જેની પ્રશંસા ન કરવી જોઇએ, તેની પ્રશંસા કરે છે, તે આજ મારા પરાક્રમને જોઇને, પોતાના આત્માની નિંદા કરો! હું મહા પરાક્રમી છું એમ તું જાણ! તારો વિજય અવશ્ય થશે! જો હું તને જય ન મેળવી આપું, તો કદી પણ આયુધ ધારણ કરૂં નહીં એ મારી સત્ય પ્રતિજ્ઞા તને કહું છું! હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થએલા દુર્યોધને તેને કહ્યું કે હે કર્ણ! હું ધન્ય છું મારો જન્મ પણ આજ સફળ છે, કારણ તારે અનુગ્રહ કરવા યોગ્ય થયો છું તથા તું સદૈવ મારા હિતમાંજ વર્તે છે. હે વીર! જો તું સર્વ શત્રુઓને જીતવા એમ માનતો હોય, તો રવાને થા, તારૂં કલ્યાણ થાઓ અને મારે જે કરવાનું હોય તેની મને આજ્ઞા આપ. હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધનને કહ્યું, ત્યારે કર્ણે સર્વ પૃથ્વીને જીતવા સારૂ જવા માટે ગાડાં તથા અનાજ વેચનાર વાણીઆઓને આગળથી ચાલવા રજા આપી. જ્યારે સારા દૈવતવાળું નક્ષત્ર, શુભ તિથિ તથા મુહૂર્ત હતું, ત્યારે મોટો ધનુષધારી, બ્રાહ્મણોએ પુજા કરેલો, સુંદર મંગળ સ્નાન કરેલો તથા વાણીએ કરી શ્રેષ્ઠ સત્કાર થયો હતો જેનો એવો કર્ણ, પોતાના રથના અવાજે કરી સ્થાવર તથા જંગમ સર્વ લોકને ગજાવતાં રવાને થયો.

मंगलैश्च शुभैः स्नातो वाग्भिश्चापि [illegible]: ।
[illegible] रथ घोषेण [illegible] सचराचरं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रा[illegible] कर्णदिग्विजये [illegible]यात्रायां [illegible]द्विपञ्चाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५२ ॥

## અધ્યાય ૨૫૪ મો. કર્ણનો દિગ્વિજય.

**વૈશંપાયન ઉવાચ—ततः कर्णो महेष्वासो बलेन महता वृतः ।**
**द्रुपदस्य पुरं रम्यं रुरोध भरतर्षभ ॥ १ ॥**

વૈશંપાયન કહે છે— હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! ત્યાર પછી મોટા સૈન્યથી વિંટાયલા ધનુષ્યધારી કર્ણે દ્રુપદના રમ્ય પૂર પ્રત્યે જઇ તેને ચારે કોરથી રૂંધી મૂકયું અને મોટું યુદ્ધ કરીને, તે શૂરવીર રાજાને વશ કરી તેની પાસેથી સુવર્ણ, રજત તથા વિવિધ પ્રકારનાં રત્નો લીધાં તથા દરસાલ કર આપવો એમ તેની પાસે નિશ્ચય કર્યો. હે રાજેંદ્ર! એ પ્રમાણે કર્ણે દ્રુપદને જીતીને, તેની નીચેના બીજા પણ સર્વ રાજાઓને પોતાને વશ કરી કર આપનાર કર્યા, પછી કર્ણે ઉત્તર દિશા ભણી જઇને ત્યાંનાં સર્વ રાજાઓને વશ કર્યા. પછી રાધાપુત્ર કર્ણ ભગદત્ત રાજાને જીતીને શત્રુઓની સાથે યુદ્ધ કરતો કરતો મોટા હિમાલય પર્વત ઉપર ગયો. પછી કર્ણે તે પર્વતને વિષે સર્વ દિશાઓમાં ફરતાં ત્યાંના સર્વ રાજાઓને જીતી પોતાને વશ કરીને કર આપનાર કર્યા. નેપાળ દેશના રાજાઓને પણ જીતીને કર્ણે વશ કર્યા. પછી તે પર્વત ઉપરથી ઉતરીને કર્ણે, પૂર્વ દિશા ભણી જઈ, અંગ, વંગ, કલિંગ, શુંડિક, મિથિલ, માગધ, કર્કખંડ, આવશીર, અયોધ્યા તથા અહિક્ષત્ર દેશને જીત્યા. હે રાજા! એ પ્રમાણે પૂર્વ દિશાને જીતીને કર્ણે, ઉત્તર દિશામાં જઇ કેવળ મૃત્તિકાવાળી વત્સ રાજાની પૃથ્વીને વિષે મોહન નામના શહેરને, ત્રિપુરીને તથા કોશલા નામની પુરીને જીતી તેના સર્વ રાજાઓને વશ કરી કર આપનાર કર્યા. પછી કર્ણ દક્ષિણ દિશામાં જઇ ત્યાંના સર્વ મહારથિયોને જીતીને, રૂકમયા પાસે જઇ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે રૂકમયે કર્ણની સાથે મહા ભયંકર યુદ્ધ કરીને તેને કહ્યું કે હે રાજેંદ્ર! તારા પરાક્રમ તથા બળે કરી હું ઘણો પ્રસન્ન થયો છું; માટે તને કશું પણ વિઘ્ન કરીશ નહીં અને પ્રીતિથી તારી ઇચ્છા પ્રમાણે સુવર્ણ આપીશ. પછી એ પ્રમાણે રૂકમયાનાં વચન સાંભળી તેને મળીને કર્ણ, પાંડય દેશ તથા શ્રીશૈલ દેશ પ્રત્યે ગયો. ત્યાર પછી કર્ણે કેરલ, નીલ તથા વેણુદારિના પુત્રાદિ દક્ષિણ દિશામાં જે જે રાજાઓ હતા, તે તે સર્વને યુદ્ધમાં જીતીને કર આપનાર કર્યા, ત્યારપછી કર્ણે શિશુપાળની પુરી પ્રત્યે જઇ ત્યાંના રાજાને જીતીને તેની પાસેના દેશના રાજાઓને વશ કર્યા. પછી કર્ણે આવંતીપુરીના રાજાને સામના ઉપાયથી વશ કરી તથા વૃષ્ણિ કુળના પુરૂષોની સાથે મળી પશ્ચિમ દિશાને જીતવા માંડી, ત્યારે તેણે તે દિશામાં આવીને યવન તથા બબ્બર જાતિના રાજાઓને જીતીને કર આપનાર કર્યા. પછી તેણે મ્લેચ્છ, ભદ્ર, રોહિતક, આગ્નેય, માલવ, શશક, યવન તથા નગ્નજીતાદિ રાજાઓના ગણને જીતી સર્વ પૃથ્વીને વશ કરી. એ પ્રમાણે કર્ણ સર્વ પૃથ્વીને જીતીને, પાછો હસ્તિનાપુર પ્રત્યે આવ્યો. ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન, કર્ણ સર્વ પૃથ્વીને જીતી આવ્યો એમ સાંભળીને, પોતાના ભાઇઓ તથા સગાં સંબંધિઓ સહિત તેની સામો જઇ મોટા સત્કારથી તેનું કર્મ સર્વને સંભળાવતાં કહેવા લાગ્યો કે હે કર્ણ! હું જે ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય તથા બાલ્હિકથી પામ્યો નહીં, તે તારાથી પામ્યો; માટે તારૂં કલ્યાણ થાઓ. હે કર્ણ! હું તને વધારે શું કહું, પણ તારારૂપ નાથે કરી સનાથ થયો. હે મહાબાહો! તારા પરાક્રમનો સોળમો ભાગ પણ પાંડવો તથા બીજા પૃથ્વીના રાજા કોઇ નથી. હવે તું જેમ ઇંદ્ર ઈંદ્રાણીને મળે તેમ ધૃતરાષ્ટ્ર રાજા તથા ગાંધારિને મળ. હે પૃથ્વીના પતિ જનમેજય! એ પ્રમાણે દુર્યોધને કર્ણને કહ્યું તે વખત મોટા શબ્દનો

ધોંધાટ તથા હાહાકાર થયો તે આવી રીતે કે, કેટલાક પુરૂષો તે કર્ણનું વખાણ કરવા લાગ્યા, કેટલાક તેની નિંદા કરવા લાગ્યા અને કેટલાક રાજાઓ તો કંઇ પણ બોલ્યાજ નહીં. એ પ્રમાણે વન, પર્વત, સમુદ્ર, શહેર તથા ઉપવનાદિ સહિત સર્વ પૃથ્વીને અલ્પ કાળમાં જીતી, ત્યાંના રાજાઓ પાસેથી અનેકધાનું દ્રવ્ય લાવી હસ્તિનાપુરમાં આવીને, કર્ણ, દુર્યોધન પાસે આવ્યો. પછી તેણે ધૃતરાષ્ટ્રના અંતઃપુરમાં જઇને, તેને તથા ગાંધારીને જોયાં અને પુત્રની પેઠે તેમનાં ચરણ ગ્રહણ કર્યાં ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ મોટા પ્રેમથી મળીને, તેને જવા રજા આપી. હે ભારત ! જે દિવસે કર્ણ સર્વ પૃથ્વીને જીતી આવ્યો, તે દિવસથી દુર્યોધન તથા સુબળ રાજાનો પુત્ર શકુનિ એમ જાણતા હતા કે, યુદ્ધમાં કર્ણે પાંડવોને જીત્યાજ છે.

तद् प्रभृति राजा च शकुनिश्चापि सौबलः ।
जानते निर्जितान्पार्थान् कर्णेन युधि भारत ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि कर्णदिग्विजये गुर्जरभाषायां चतुष्पंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५४ ॥

---

## અધ્યાય ૨૫૫ મો. યજ્ઞ સમારંભ.

वैशंपायन उवाच--जित्वा तु पृथिवीं राजन् सूतपुत्रो जनाधिप ।
अब्रवीत्परवीरघ्नो दुर्योधनमिदं वचः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે મનુષ્યોના અધિપતિ જનમેજય ! એ પ્રમાણે સર્વ પૃથ્વીને જીતીને શત્રુના બળને નાશ કરનાર સુત પુત્ર કર્ણે દુર્યોધનને આવી રીતે વાક્ય કહ્યાં કે હે શત્રુઓને દમન કરનાર ! હે કૌરવ દુર્યોધન ! હું તને જે વાક્ય કહું તે તું સાંભળીને મારા કહેવા પ્રમાણે કરવા યોગ્ય છે. હે વીર ! તું, જેમ મોટા મનવાળો અને શત્રુ સ્વારનો ઇંદ્ર સ્વર્ગનું પાલન કરે છે, તેમ સર્વ પૃથ્વીનું પાલન કર, કારણ કે સર્વ તને સ્વાધિન થઇ છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કર્ણે કહ્યું ત્યારે દુર્યોધને તેને કહ્યું કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણ ! જેની સહાયતા કરનાર તથા જેનામાં આવો પ્રીતિમાન તું છે એવા મને દુર્લભ કંઇજ નથી. પણ મારો એક અભિપ્રાય છે, તે હું તને કહું તે તું સાંભળ. હે કર્ણ ! પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો તે મેં જોયો છે, માટે મને પણ તે યજ્ઞ કરવાની ઇચ્છા થઇ છે; માટે તું મારી એ ઇચ્છા સંપૂર્ણ કર. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, હે નૃપોત્તમ ! આજ સર્વ પૃથ્વીના પાલન કરનાર રાજાઓ તારે વશ છે, માટે આપણે યજ્ઞ કરવા વાસ્તે શ્રેષ્ઠ બ્રાહ્મણોને બોલાવી, તેમાં જોઇતાં સાહિત્યો તૈયાર કરાવીએ. હે શત્રુઓને જીતનાર દુર્યોધન ! બોલાવેલા બ્રાહ્મણો અહીં આવીને, શાસ્ત્ર વિધિપૂર્વક સંસ્કૃત ક્રિયા તને કરાવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જેમાં ઘણાં અન્ન તથા પાન કરવાના પદાર્થો સર્વને અપાય એવો તથા અનેક વૃદ્ધિ પામેલા ગુણવાળો યજ્ઞ તારો પણ થાઓ. હે પરિક્ષિત ! એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળીને દુર્યોધને પોતાના પુરોહિતને બોલાવીને કહ્યું કે હે પુરોહિત ! તમે મારે માટે જેની સમાપ્તિમાં બ્રાહ્મણોને શ્રેષ્ઠ દક્ષિણા અપાય એવો રાજસૂય યજ્ઞ મને યથાયોગ્ય ક્રમપૂર્વક કરાવો. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને પુરોહિતે કહ્યું

કે હે રાજાઓમાં શ્રેષ્ઠ! યુધિષ્ઠિર રાજા જીવતાં તમારાથી યજ્ઞ થાય તેમ નથી. વળી તમારા વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પણ જીવે છે, માટે તમારે તે યજ્ઞ કરવો એ શાસ્ત્ર રીતિથી વિરૂદ્ધ છે; માટે તમારે કરવા યોગ્ય રાજસૂય સરખોજ બીજો એક યજ્ઞ છે. તેણે કરીને તમે દેવતાઓનું યજન કરો અને તે સંબંધિ હું વાક્ય કહું તે સાંભળો—હે પાર્થિવ! પૃથ્વીના સર્વ રાજાઓ તમને કર આપનાર થયા છે: માટે કર તથા સુવર્ણ લાવી આપો; અને તેનું હળ કરાવીને, તમે તેનાથી યજ્ઞભૂમિને ખેડો. પછી તે ભૂમિને વિષે જેમાં ઘણું અન્નનું ભોજન મનુષ્યોને પ્રાપ્ત થાય એવો યજ્ઞ જે પૂર્વે વિષ્ણુ વગર બીજા કોઇએ પણ કર્યો નથી, તે વિષ્ણુયાગ તમે કરો. વળી તે યજ્ઞ રાજસૂય યજ્ઞ કરતાં પણ અધિક છે, મને પણ ઘણો પ્રિય છે, તેનાથી તમારૂં કલ્યાણ થશે તથા નિર્વિઘ્ને પૂરો થવાથી તમારી ઇચ્છા પણ પૂર્ણ થશે. હે જનમેજય! એ પ્રમાણે પુરોહિતાદિ બ્રાહ્મણોએ કહ્યું ત્યારે તેઓનાં વચન સાંભળીને દુર્યોધન રાજાએ, કર્ણ, શકુનિ તથા પોતાના ભાઇઓને કહ્યું કે, મને તો આ બ્રાહ્મણોએ કહ્યું તે તો રૂચે છે, પણ જો તમને રૂચતું હોય, તો કહો, વિલંબ કરો નહીં. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને કર્ણાદિએ કહ્યું કે હે રાજન્! અમને પણ બ્રાહ્મણોના કહેવા પ્રમાણે યજ્ઞ કરવો એ ઘણું સારૂં લાગે છે. એ પ્રમાણે કર્ણાદિનાં વચન સાંભળીને દુર્યોધન રાજાએ, શિલ્પિ પુરૂષોને યજ્ઞમાં જોઇતાં સાહિત્યો તૈયાર કરવાની આજ્ઞા આપી. ત્યારે હે નૃપ! શ્રેષ્ઠ હળ તૈયાર કરવાની આજ્ઞા આપી હતી જેમને એવા શિલ્પિ પુરૂષોએ શાસ્ત્રમાં કહેવા પ્રમાણે યથાક્રમ સંપૂર્ણ હળ તૈયાર કર્યું.

हलस्य करणे चापि व्यादिष्टाः सर्व शिल्पिनः ।
यथोक्तं च नृप श्रेष्ठ कृतं सर्वं यथाक्रमं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि दुर्योधनयज्ञसमारंभे गुर्जरभाषायां पंचपंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५५ ॥

## અધ્યાય ૨૫૬ મો. યજ્ઞ સમારંભ (ચાલુ.)

वैशंपायन उवाच—ततस्तु शिल्पिनः सर्वे अमात्य प्रवराश्च ये ।
विदुरश्च महाप्राज्ञो धार्तराष्ट्रं न्यवेदयन् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી સર્વ શિલ્પિ પુરૂષો, શ્રેષ્ઠ અમાત્યો તથા બુદ્ધિમાન્ વિદુરજીએ દુર્યોધનને તૈયાર કરેલાં સાહિત્ય નિવેદન કરતાં કહ્યું કે—હે રાજન! યજ્ઞમાં જોઇતાં સર્વ સાહિત્ય સુવર્ણનાં તૈયાર કર્યાં છે તથા અમુલ્ય સુવર્ણનું હળ પણ તૈયાર થયું છે. હે પૃથ્વીપતિ જનમેજય! એ પ્રમાણે અમાત્યાદિનાં વચન સાંભળીને દુર્યોધન રાજાએ, યજ્ઞ પ્રવર્ત કરવાની આજ્ઞા આપી. ત્યારે જેનામાં જોઇતાં સાહિત્ય તૈયાર થયાં હતાં એવો યજ્ઞ પ્રવર્ત થયો, અને ગાંધારીનો પુત્ર દુર્યોધન શાસ્ત્ર વિધિથી તેની દિક્ષાવાન થયો. તે સમય ધૃતરાષ્ટ્ર રાજા, મોટા યશવાળા વિદુરજી, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ તથા યશવાન્ ગાંધારી ઘણાં હર્ષયુક્ત થયાં હતાં. પછી દુર્યોધને યજ્ઞમાં રાજાઓને તથા બ્રાહ્મણોને નિમંત્રણ કરવા સારૂ જલદી ચાલનારા દૂતોને મોકલ્યા. ત્યારે દુર્યોધનના કહેવા પ્રમાણે સર્વ

દૂતો જલદી ચાલનારા વાહનો ઉપર બેસીને રાજાઓને તથા બ્રાહ્મણોને નિમંત્રણ કરવા સારૂ રવાને થયા. તે સમય જતા એવા કોઇ દૂતને દુઃશાસને કહ્યું કે, તું જલદીથી દ્વૈત વનને વિષે મહા પાપી પાંડવોની પાસે જા, અને તેમને તથા તેમની પાસેના બ્રાહ્મણોને યજ્ઞમાં આવવાનું નિમંત્રણ કર. એ પ્રમાણે દુઃશાસનનાં વચન સાંભળીને તે દૂત ઉતાવળથી દ્વૈત વનમાં પાંડવો પાસે ગયો, અને તેમને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે, હે મહારાજ! યુધિષ્ઠિર રાજા! હમણાં રાજાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન પોતાના પરાક્રમથી મેળવેલા દ્રવ્યે કરી યજ્ઞ કરેછે, તેમાં ચારે કોરથી સર્વ રાજાઓ તથા બ્રાહ્મણો જાય છે. મને મહાત્મા દુર્યોધને મને તમારી પાસે મોકલ્યો છે, અને તે તમને યજ્ઞમાં આમંત્રણ કરે છે; માટે તમે તે રાજાના ઇચ્છિત યજ્ઞને જોવા લાયક છો. હે જનમેજય! એ પ્રમાણે દૂત વાક્ય કહ્યાં તે સાંભળીને, યુધિષ્ઠિર રાજાએ તેને કહ્યું કે, હમણાં પોતાના પૂર્વજોની કીર્તિને વૃદ્ધિ કરનાર દુર્યોધન યજ્ઞ કરે છે એ ઘણું સારૂં કરે છે, પણ અમે હમણાં કદી આવશું નહીં; કારણ અમારે તેર વર્ષ પૂરાં થશે ત્યાં સુધીના સમયનું પાલન કરવું જોઇએ. એ પ્રમાણે દૂતને યુધિષ્ઠિરે કહ્યું, તે સાંભળીને ભીમસેન દૂત પ્રત્યે બોલ્યો કે, ધર્મરાજ યુધિષ્ઠિર, તેર વર્ષ પૂરાં થયા પછી સંગ્રામરૂપ યજ્ઞને વિષે શસ્ત્ર તથા અસ્ત્રરૂપ પ્રજ્વલિત થયેલા અગ્નિમાં જે વેળા દુર્યોધનને બાળવાનો સમય આવશે, તે વેળા આવશે! હે દૂત! તારે જઇને દુર્યોધનને આવી રીતે કહેવું કે, જ્યારે મારે ક્રોધરૂપ ઘૃતદ્રવ્ય ધૃતરાષ્ટ્રના પુત્રોને વિષે નાંખવાનો સમય આવશે ત્યારે યુધિષ્ઠિર આવશે, એમ ભીમે કહ્યું છે. હે જનમેજય! એ પ્રમાણે ભીમસેને દૂતને કહ્યું, બાકી કોઇ પણ પાંડવો કૌરવોને ખરાબ લાગે એવાં વચન બોલ્યા નહીં. પછી તે દૂતે પાછા હસ્તિનાપુરમાં જઇને, ભીમસેને કહેલાં વચન દુર્યોધનને કહી સંભળાવ્યાં. હવે અનેક દેશના કેટલાક રાજાઓ તથા બ્રાહ્મણો ધૃતરાષ્ટ્ર રાજાના પુર પ્રત્યે આવ્યા; જે કૌરવોએ કરેલા વિધિપૂર્વક પૂજાદિ સત્કારથી અત્યંત પ્રસન્નતાવાન થયા. પછી સર્વ કૌરવોથી વિંટાયલા ધૃતરાષ્ટ્ર રાજાએ મોટા હર્ષથી વિદુરજીને કહ્યું કે હે વિદુર! જેવી રીતે યજ્ઞમાં આવેલાં સર્વ મનુષ્યો ખાનપાનાદિથી તથા સન્માનથી પ્રસન્ન થાય, તેવી રીતે જલદીથી કરો. હે શત્રુઓને દમન કરનાર! વિદુરજી પણ ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય જાણીને, યજ્ઞમાં આવેલાઓનો યથાયોગ્ય પૂજાદિ સત્કાર કરવા લાગ્યા અને તેમને ભક્ષ્ય તથા ભોજ્યાદિ ભોજનનાં પદાર્થો, સુગંધિ પુષ્પો અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો આપવા લાગ્યા. પછી તે યજ્ઞ સમાપ્ત થયા કેડે મહા રણવીર દુર્યોધને શાસ્ત્ર તથા ક્રમ પૂર્વક કેટલાક અભિમત નિર્માણ કરી, આવેલા સર્વ રાજાઓને તથા બ્રાહ્મણોને અનેક વાક્ય કહી નાના પ્રકારનાં દ્રવ્ય આપીને રજા આપી. પછી પોતાના ભાઇયોથી વિંટાયલા દુર્યોધને કર્ણ તથા શકુનિઆદિ સહિત, હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

विवेश हास्तिनापुरं सहितः कर्ण सौबलैः ।

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पाण्डवानयनपर्वणि [illegible] गुर्जरभाषायां षट्पंचाशदधिकद्विशततमोऽध्यायः ॥ २५६ ॥

---

## અધ્યાય ૨૫૭ મો. યુધિષ્ઠિરને ચિંતા.

જનમેજય ઉવાચ—प्रविष्टे तं महाराज [illegible] दुर्योधने ।
[illegible] वापि न्यवसन् पाण्डवाः राजसत्तम ॥ १ ॥

વૈશંપાયન કહે છે–હે મહારાજ ! હે રાજાઓમાં શ્રેષ્ઠ જનમેજય ! પુરમાં પ્રવેશ કરતા એવા પરમ શોભાવાન તથા ધનુષ્ય ધારી દુર્યોધનની. ભાટ તથા સર્વજન સ્તુતિ કરતા હતા. તે વેળા મનુષ્યોએ દુર્યોધનને શાળી તથા કુંકુમથી વધાવતાં કહ્યું કે હે નૃપ ! તમારો યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયો એ ઘણું સારૂં થયું. હે જનમેજય ! સમય પરત્વે બોલતાં નહીં આવડતું હતું એવા કેટલાક પુરૂષોએ દુર્યોધનને કહ્યું કે, યુધિષ્ઠિર રાજાના યજ્ઞ બરોબર આ તમારો યજ્ઞ નહીં એટલે તેનો સોળમો ભાગ પણ નહીં. જે પુરૂષો દુર્યોધનના સ્નેહિ હતા, તેમણે તેને કહ્યું કે પૂર્વે યયાતિ, નહુષ, માંધાતા તથા ભરત રાજા આ યજ્ઞ કરીને, પવિત્ર થઈ સ્વર્ગ પ્રત્યે ગયા છે; માટે સર્વ યજ્ઞ કરતાં તમારો યજ્ઞ અતિ ઉત્તમ થયો છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય ! એ પ્રમાણે મનુષ્યોનાં વચન સાંભળતા દુર્યોધન રાજાએ હસ્તિનાપુરમાં પ્રવેશ કરી પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો અને પોતાનાં માતા, પિતા, ભીષ્મ, દ્રોણ, વિદુર તથા કૃપાચાર્યાદિનાં ચરણ વંદન કર્યાં. પછી ન્હાના ભાઈઓએ નમસ્કાર કર્યા હતા જેને એવો દુર્યોધન તેમનાથી વિંટાઈને મુખ્ય આસન ઉપર બેઠો. ત્યાર પછી કર્ણે ઉભા થઇને દુર્યોધનને કહ્યું કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! આ તારો યજ્ઞ સમાપ્ત થયો એ ઘણું સારૂં થયું, પણ જ્યારે યુદ્ધમાં પાંડવો નાશ પામશે ત્યાર પછી તું રાજસૂય યજ્ઞ કરીશ, તે વેળા પણ હું હમણાંની પેઠે તારો પૂજાદિ સત્કાર કરીશ. હે જનમેજય ! એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળીને દુર્યોધને કહ્યું કે હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! તેં સત્ય વચન કહ્યાં. કારણ દુષ્ટાત્મવાન પાંડવો નાશ પામ્યા પછી હું રાજસૂય યજ્ઞ કરીશ, તે વેળા તું હમણાંની પેઠેજ મને મોટાઈ મેળવી આપીશ. હે ભારત ! એ પ્રમાણે કહીને દુર્યોધન, કર્ણને હૃદયમાં ગ્રહણ કરી મળ્યો. અને સર્વ યજ્ઞમાં શ્રેષ્ઠ એવા રાજસૂય યજ્ઞ કરવાનુ ચિંતવન કરતાં પોતાની પાસે બેઠેલા કૌરવોને કહેવા લાગ્યો કે હે કૌરવો ! હું યુદ્ધને વિષે પાંડવોને નાશ કરીને, ક્યારે રાજસૂય યજ્ઞ કરીશ ? એ પ્રમાણે બોલતા એવા દુર્યોધનનાં વચન સાંભળીને કર્ણે કહ્યું કે હે રાજકુંજર ! હું પ્રતિજ્ઞા પૂર્વક વાક્ય કહું છું તે તું સાંભળ–જ્યાં સુધી મેં અર્જુનને માર્યો નથી, ત્યાં સુધી હું "મારા ચાકરાદિ પાસે પગ ધોવરાવીશ નહીં, માંસ ભક્ષણ કરીશ નહીં, મદ્યપાન કર્યા વગર વ્રત કરીશ તથા કોઈ મારી પાસે હરેક પદાર્થ માગશે, તેને નથી એમ કહીશ નહીં." હે જનમેજય ! એ પ્રમાણે કર્ણે અર્જુનને મારવા વિષે પ્રતિજ્ઞા લીધી તે સાંભળીને સર્વ કૌરવોએ મોટા હર્ષથી મોટો કોલાહલ કરી મૂકયો; અને પાંડવો જીતાયા એમ માન્યું. પછી દુર્યોધન રાજાએ પોતાની પાસે બેઠેલા સર્વને જવાની રજા આપી, અને જેમ ઇંદ્ર ચૈત્રરથ વનમા પ્રવેશ કરે, તેમ તે પોતાના ગૃહમાં ગયો; એટલે તેની પાસે બેઠેલા સર્વ પુરૂષો પણ પોતપોતાના ગૃહ પ્રત્યે ગયા. હવે પાંડવો દૂતનાં વચન સાંભળીને, તેનુંજ મનમાં ચિંતવન કરતાં કોઈ પણ ઠેકાણે સુખ પામતા ન હતા. તેવામાં ચારે કોરથી કૌરવોની પ્રવૃત્તિ તથા અર્જુનને નાશ કરવા વિષે કર્ણે લીધેલી પ્રતિજ્ઞા સાંભળી અને તેનું કવચ અભેદ્ય છે એમ જાણીને ધર્મરાજ યુધિષ્ઠિરને અત્યંત ઉદ્વેગયુક્ત થવાથી, પોતાને થયેલા ક્લેશનું સ્મરણ કરતાં શાન્તિ વળતી નહતી, પછી ચિંતાએ કરી તાપ પામેલા અંતઃકરણવાળા યુધિષ્ઠિર રાજાને, ઘણા મૃગોવાળા દ્વૈતવનને ત્યાગ કરવા વિષે બુદ્ધિ ઉત્પન્ન થઇ. હવે ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન પણ પોતાના સર્વ ભાઇઓ, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા કર્ણ સહિત થઇ પૃથ્વીનું પાલન કરતો હતો. સર્વ રાજાઓનું પ્રિય કરવા વિષે વર્ત્તમાન તે રાજા સદૈવ બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી પૂજાદિ સત્કાર કરતો હતો. વળી ઉત્કૃષ્ટ તપવાન મહા શૂરવીર દુર્યોધન આપ્યું તથા ભોગવ્યું એજ દ્રવ્યનું સફળપણું છે એમ નિશ્ચય કરીને પોતાના સર્વ ભાઇઓનું પ્રિય કરતો હતો.

भ्रातृणां च प्रियं राजन्स चकार परंतपः।
निश्चित्य मनसा ।बुद्धे च मुक्त फलं धनं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि घोषयात्रापर्वणि युधिष्ठिराश्वासना
युधिष्ठिरभाषायां सप्तपंचाशद्‌धिकद्विशततमोऽध्याय ॥ २५७ ॥

॥ समाप्तंचघोषयात्रापर्व ॥

## અધ્યાય ૨૫૮ મો. કામ્યકવનમાં પ્રવેશ.

॥ अथ मृगस्वप्नोद्भवपर्व ॥

जनमेजय उवाच—दुर्योधनं मोक्षयित्वा पाण्डुसुता महाबलाः।
किमकार्षुर्वने तस्मिंस्तन्ममाख्यातुमर्हसि ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ! દુર્યોધનને મૂકાવીને પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવોએ દ્વૈત વનમાં શું કર્યું? તે તમે મને કહેવા યોગ્ય છો. વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી દ્વૈત વનમાં રાત્રિને વિષે યુધિષ્ઠિર રાજા સુતા હતા ત્યારે સ્વપ્નામાં અશ્રુયુક્ત નેત્ર હોવાથી રૂંધાઈ ગયેલાં ગળાંવાળાં મૃગોએ દેખાવ આપ્યો. ત્યારે યુધિષ્ઠિર રાજાએ થર થર કંપતાં એવાં તથા હાથ જોડેલા હતા જેઓએ એવાં મૃગોને પૂછ્યું કે, તમારે જે કહેવું હોય, તે કહો અને તમે કોણ છો? તમને શું ઇચ્છા છે? એ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછયું ત્યારે, નાશ પામતાં બાકી રહેલાં મૃગોએ તેને કહ્યું કે હે ભારત! અમે દ્વૈત વન વિષેનાં નાશ પામેલાં મૃગોમાંથી બાકી બચેલાં મૃગો છીએ, માટે એમ જેમ નાશ ન પામીએ અને વૃદ્ધિ પામીએ તેમ તમે કરો; કારણ મહા શૂરવીર, અસ્ત્રવિદ્યામાં કુશળ તથા અમારા કુળને અલ્પ કરનાર તમારા સર્વ ભાઇઓ છે. અમે અમારા કુળના બીજરૂપ કંઇક જીવતાં રહ્યાં છીએ, માટે તમારી કૃપાથી વૃદ્ધિ પામીએ એમ તમે કરવા યોગ્ય છો. હે જનમેજય! એ પ્રમાણે મૃગોનાં વચન સાંભળી કંપતાં એવાં ત્રાસ પામેલાં તથા પોતાના કુળનાં બીજરૂપ રહેલાં તેઓને જોઇને, ધર્મરાજ યુધિષ્ઠિર દુઃખ યુક્ત થયા. પછી સર્વ ભૂતપ્રાણિનું હિત કરવામાં કુશળ એવા તે રાજાએ 'ઘણું સારૂં' એમ કહી કહ્યું કે, જેમ તમે કહો છો તેમ હું કરીશ. હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે મૃગોને કહ્યું, તેટલામાં રાત્રિ નિવૃત્ત પામી ત્યારે ઉઠીને, મૃગો ઉપર દયાવાન થઇ પોતાના સર્વ ભાઇને કહ્યું કે આજે સ્વપ્નામાં નાશ પામતાં રહેલાં શેષ મૃગોએ મને કહ્યું કે તમારૂં કલ્યાણ થાઓ, અમે અમારા કુળમાં બીજરૂપ શેષ રહ્યાં છીએ; માટે તમે અમારી ઉપર દયા કરવા યોગ્ય છો. હે ભીમાદિ ભાઇઓ! એ પ્રમાણે મને મૃગોએ કહ્યું, તે તેમનાં સત્ય વચન છે, આપણે તેમની ઉપર દયા કરવી જોઇએ, કારણ એક વર્ષ અને આઠ માસ પર્યંત તેમના કુળને નાશ કરી તેનું માંસ ભક્ષણ કર્યું. માટે હવે આપણે અહીંથી પાછા મરૂભૂમિ પાસે જ્યાં તૃણ બિંદુ નામનું સરોવર છે એવાં તથા મૃગોવાળાં કામ્યક વન પ્રત્યે જઇએ, અને ત્યાં બાકીનો કાળ રહીને રમણ કરતાં વિહાર કરશું. હે જનમેજય! પછી પોતાની સાથેના બ્રાહ્મણો તથા ઇંદ્ર સેનાદિ ચાકરો પાંડવો, દ્વૈ-

તદ્વનથી પાછા કામ્યક વન પ્રત્યે જવા રવાને થયા. ત્યારે તેઓએ શ્રેષ્ઠ જળાદિ યુક્ત માર્ગે કરી જતાં તપસ્વિઓએ સેવેલા શ્રેષ્ઠ કામ્યક વનને છેટેથી જોયું અને બ્રાહ્મણોએ વિંટાયલા, ભરત વંશમાં શ્રેષ્ઠ તથા કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા પાંડવોએ, જેમ સુકૃતિવાન પુરૂષ સ્વર્ગ પ્રત્યે જાય, તેમ કામ્યક વનમાં પ્રવેશ કર્યો.

विविशु स्ते स्म कौन्त्या वृत्ता विप्रर्षभै स्तदा ।
तद्वनं भरतश्रेष्ठाः स्वर्ग सुकृतिनो यथा ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि मृगस्वप्नोद्भवपर्वणि काम्यकप्रवेशे गुर्जरभाषायाम पंचाश- धिकाद्विशततमोऽध्यायः ॥२५८॥

॥ समाप्तंचमृगस्वप्नोद्भवपर्व ॥

## અધ્યાય ૨૫૯ મો. દાનનો મહિમા.

॥ अथव्रीहिद्रौणिकपर्व ॥

वैशंपायन उवाच—वने निवसतां तेषां पांडवानां महात्मनां ।
वर्षाण्येकादशातीयुः कृच्छ्रेण भरतर्षभ ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય ! મહાત્મા પાંડવોને વનમાં વસતાં અત્યંત કષ્ટે કરી અગિયાર વર્ષ વ્યતીત થયાં પણ સુખ ભોગવવા લાયક તેઓ મનુષ્યોને કાળે કરી દુઃખ પણ પ્રાપ્ત થાય એમ વિચારીને પોતાને થતાં દુઃખને સહન કરતા હતા. હવે યુધિષ્ઠિર રાજા પોતાના કર્મના અપરાધથી ભાઇઓને થતાં દુખનું ચિંતવન કરતાં જાણે હૃદયમાં બાણોજ વાગ્યાં હોય તેમ તાપ પામતા હતા અને સુખે કરી નિદ્રાપણ કરતા ન હતા. વળી તે દ્યૂત વેળા શકુનિઆદિનાં જે દુષ્ટપણાંને જોયું હતું તથા કર્ણે કહેલાં દુષ્ટ વાક્ય સાંભળ્યાં હતાં, તેનું સ્મરણ કરતાં અત્યંત દીન થઇ મોટો નિશ્વાસ મૂકતા હતા અને ક્રોધરૂપ વિષને પોતાના શરીરમાં સમાવતા હતા. વળી અર્જુન, નકુળ સહદેવ, મોટા યશવાળી દ્રૌપદી તથા સર્વમાં મહા બળવાન અને અત્યંત તેજસ્વી ભીમ આપણને દુઃખ ભોગવવાનો કાળ બાકી થોડો રહ્યો છે એમ માનીને, વારંવાર યુધિષ્ઠિરની સામું જોતાં તથા દુઃખને સહન કરતાં હતાં. બાકી અલ્પકાળ રહેવાથી હર્ષયુક્ત પણ થયાં હતાં. હવે કોઇ કાળે સત્યવતીના પુત્ર વ્યાસજી પાંડવોને જોવા સારૂ તેમની પાસે આવ્યા; તેને જોઇને યુધિષ્ઠિર રાજાએ, સામા જઇ પોતાના નિવાસ સ્થાનમાં તેડી લાવી પૂજાદિ સત્કારથી પ્રીતિની પ્રાપ્તિ કરી. પછી જ્યારે વ્યાસજી બેઠા, ત્યારે તેની સેવા કરવાની ઇચ્છાવાળા તથા નિયમિત ઇંદ્રિયવાન યુધિષ્ઠિર રાજા, પ્રણિપાતે કરી તેને પ્રસન્ન કરતા પાસે બેઠા. ત્યારે વ્યાસજીએ વનનાં ફળ મૂળાદિથી જીવવાને લીધે શરીરમાં સુકાઇ ગયેલા પોતાના પૌત્રોને જોઇને, તેમની ઉપર દયા ઉપજવાને લીધે ગદ્ગદ કંઠથી કહ્યું કે હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ મહાબાહુ યુધિષ્ઠિર ! હું તને વાક્ય કહું તે સાંભળ—જે પુરૂષોએ તપશ્ચર્યા નથી કરી, તે પુરૂષ આ લોકને વિષે અત્યંત

સુખ પામતો નથી, માટે સર્વને સુખ તથા દુઃખ ક્રમે કરી પ્રાપ્ત થાય છે પણ સદૈવ અનંત સુખ કોઈને પ્રાપ્ત થતુંજ નથી. માટે બ્રહ્મવિદ્યાવાળી બુદ્ધિયુક્ત તથા જગતની સ્થિતિ અને લયના કારણરૂપ બ્રહ્મને જાણનાર પુરૂષ, પ્રાપ્ત થતાં સુખ તથા દુઃખને સહન કરે છે, પણ હર્ષ તથા શોક પામતા નથી; અને જેમ ખેતી કરનાર પુરૂષ કાળે કરી જે પેદા થાય; તેનું સેવન કરે, તેમ પૂર્વોક્ત બેઉમાંથી જે પ્રાપ્ત થાય તેનું સેવન કરે છે. વાસ્તે હે ભારત! જ્ઞાન ઉપરાંત બીજું કાંઇ નથી; કારણ તેનાથી મનુષ્યો મહદ્ બ્રહ્મને પામે છે અને તેનાથી અસાધ્યપણુ કંઇજ નથી એમ તમે જાણો. હે મહારાજ! પુણ્ય કર્મવાન મનુષ્યોને સત્યતા, સરળપણું, અક્રોધ, અંતરેંદ્રિય તથા બાહ્યેંદ્રિય નિગ્રહ અને નિર્મત્સરપણું એ સર્વ પવિત્ર કરનાર છે. જે અધર્મમાં રૂચિમાન, મૂઢ, અવળે માર્ગે ચાલનાર જેમાં કષ્ટરૂપ જન્મને પામેલા પુરૂષો હોય છે, તે કદીપણ સુખ પામતા નથી; કારણ આ લોકમાં જે જેવાં કર્મ કરેછે, તે તેવાં સુખ તથા દુઃખરૂપ ફળને પરલોકમાં પણ પામે છે; વાસ્તે તું પોતાના શરીરને તપશ્ચર્યા કરવામાં તથા નિયમ પાળવામાં જોડી આપ. જે પુરૂષ અદેખાઇ રહિત, યથા કાળે પ્રાપ્ત થવાથી હર્ષવાન તથા સત્યવાદી હોય છે, તે આવેલા અતિથિને પ્રણામ કરી તેની પૂજા કરીને યથાશક્તિ પ્રમાણે આપવાથી અનાયાસે કરી આયુષ્યને તથા સરળપણાને પામે છે. વળી જે ક્રોધ વગરનો તથા અદેખાઈ રહિત પુરૂષ હોય છે, તે ઉત્કૃષ્ટ નિવૃત્તિને પામે છે. વળી જે શુદ્ધ અંતઃકરણવાન પુરૂષ હોય છે, તે પોતાના શત્રુને પ્રાપ્ત થએલી સમૃદ્ધિને જોઇને, કદી પણ તાપ પામતા નથી. વળી અન્નાદિ પદાર્થ પોતાના કુટુંબને તથા અતિથિને યથાર્થ વિભાગ કરી આપનાર, દાનશીલ, ભોગી તથા સુખી પુરૂષ કોઈની પણ હિંસા કરતા નથી અને પરમ આરોગ્યતાને પામે છે. વળી જે જીતેંદ્રિય પુરૂષ હોય છે, તે સર્વને માન્ય તથા સર્વનું માન્ય કરનાર પુરૂષના મ્હોટા કુળમાં જન્મ પામે છે, તેથી તેને કદાં પણ દુઃખ પ્રાપ્ત થતું નથી. વળી જે પુરૂષની બુદ્ધિ શુભ પક્ષપાતમાં સદૈવ રહે છે, તે કાળ ધર્મને અનુસરે છે તોપણ તેનું કલ્યાણ થાય છે. યુધિષ્ઠિરે પૂછ્યું કે હે મહામુનિ! દાનધર્મ તથા તપશ્ચર્યારૂપ ધર્મ એ બેમાંથી મનુષ્યને મરણ પ્રાપ્ત થયા પછી અધિક ફળ કોણ પ્રાપ્ત કરે છે? અને અતિ દુષ્કરપણું કેનું કહેવાય છે? વ્યાસજીએ કહ્યું કે હે પુત્રરૂપ યુધિષ્ઠિર! પૃથ્વીને વિષે દાન આપવા કરતાં બીજું કંઇપણ દુષ્કર નથી, કેમકે સર્વ મનુષ્યને દ્રવ્ય વિષે તૃષ્ણા મ્હોટી હોય છે. જે પરમ દુઃખે કરી પ્રાપ્ત થાય છે, માટે દુઃખે કરી મેળવેલા દ્રવ્યનો દાનરૂપે ત્યાગ કરવો એ ઘણું દુષ્કર છે; વાસ્તે દાન કરતાં વધારે દુષ્કર બીજું કંઇ નથી, તેથી મને એજ માન્ય છે, તેમાં પણ વિશેષ છે કે, મનુષ્ય ધર્મથી મેળવેલું દ્રવ્ય સમય, દેશ તથા પાત્ર જોઇને સાધુ પુરૂષને આપે એ દાન ઘણું ઉત્તમ છે; અને જે પુરૂષ અન્યાયથી મેળવેલા દ્રવ્યનું દાન કરે છે, તે પુરૂષને તે દાન મ્હોટા ભયથી રક્ષા કરી શકતું નથી. માટે હે યુધિષ્ઠિર! જે પુરૂષ શુદ્ધ મનથી સમય પરત્વે સુખ પામીને અલ્પદાન આપે છે તો પણ તે મૃત્યુ પામ્યા પછી અનંત ફળને પામે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. હવે પૂર્વે મુદ્ગળ નામના બ્રાહ્મણ "વ્રીહિદ્રોણ" ને હજાર પાંચસો અને સાઠ તોલા શાળનું દાન આપવાથી જે ફળને પામ્યા છે તેનો પુરાતન ઇતિહાસ આ પ્રસંગે હું કહું છું.

जपा- [illegible] हरताम मितं [illegible] [illegible]।
व्रीहि द्रोण पार [illegible]णात्यल्फलं [illegible] [illegible]॥

इति श्री महाभारते अरण्यकेपर्वणि व्रीहिद्रौणिकपर्वणि दान कर-र कथन गुर्जरभाषायां नवषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥ २५९ ॥

## અધ્યાય ૨૬૦ મો. મુદ્ગળ બ્રાહ્મણનું વૃત્તાંત.

युधिष्ठिर उवाच—व्रीहि द्रोणः परि... कः कथं तेन महात्मना।
कस्मै दत्त श्च भगवन् विधिना केन चात्थमे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભગવન્! મહાત્મા મુદ્ગળે વ્રીહિદ્રોણનું દાન કેમ, કોને અને કયી વિધિએ કરી આપ્યું? જેનાં એ કર્મે કરી પ્રત્યક્ષ ધર્મરૂપ ભગવાન પ્રસન્ન થયા, તે ધર્મિષ્ઠનો જન્મ હું સફળ માનું છું. વ્યાસજીએ કહ્યું કે હે રાજન્! કુરૂક્ષેત્રને વિષે ધર્માત્મા, નિયમિત ઇંદ્રિયવાન, સત્યવાદિ ઇર્ષા રહિત, શિલોચ્છ વૃત્તિવાન, અતિથિની સેવા કરવામાં શ્રેષ્ઠ આસ્તાવાળો તથા અલ્પ સંગ્રહી મુદ્ગળ નામે બ્રાહ્મણ હતો, જે સ્વધર્મનિષ્ઠ ઇષ્ટિકૃત નામનો યજ્ઞ સદૈવ કરતો હતો. પોતાના પુત્ર તથા સ્ત્રી સહિત મુદ્ગળ બ્રાહ્મણ પંદર પંદર દિવસે એકવાર ભોજન કરતો હતો, અને નિત્ય થોડો થોડો સંગ્રહ કરતાં પંદર દિવસે એક દ્રોણ વજન શાળ ભેગી કરતો હતો. વળી તે બ્રાહ્મણ દર્શ તથા પૌર્ણમાસ યજ્ઞ કરી દેવતા અને અતિથિને વિભાગ આપીને પોતાના દેહનો નિર્વાહ કરતો હતો. તેથી દેવતાઓ સહિત ત્રિભુવનનો ઇશ્વર ઇંદ્ર, હરેક પર્વણિને દિવસે યજ્ઞ ભાગ પ્રત્યક્ષ આવી ગ્રહણ કરતો હતો. મુદ્ગળ બ્રાહ્મણ મુનિના સરખી વૃત્તિવાન થઇ પર્વણિ એટલે અમાવાસ્યા તથા પુર્ણિમાને દિવસે દર્શ તથા પૌર્ણમાસ નામના યજ્ઞરૂપ કર્મ કરીને, મોટા હર્ષથી અતિથિયોને દ્રોણ પ્રમાણ વ્રીહિરૂપ અન્નમાંથી દાન આપતો હતો, પણ જેમ જેમ તેઓ આવતા હતા, તેમ તેમ તેઓને આપતાં તેને કંઇ પણ માત્સર્ય નહીં હોવાથી અવશેષ રહેલી તે વ્રીહિ વધતી હતી. તેમાંથી સેંકડો બ્રાહ્મણ ભોજન કરતા હતા, કારણ તે મુદ્ગળ શુદ્ધ અંતઃકરણથી સર્વને આપતો હતો, માટે તે વૃદ્ધિ પામતી હતી. હવે કોઇ દિવસે દિશારૂપ વસ્ત્રવાન દુર્વાસા મુનિ, ધર્મિષ્ઠ તથા સ્થિર વ્રતવાન મુદ્ગળ બ્રાહ્મણને સાંભળીને, ઉન્મત્તના સરખો વેષ લઇ અત્યંત કઠોર વચન બોલતા તેની પાસે આવ્યા અને આવી રીતે બોલ્યા કે, હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! તું અન્નને અર્થે આવેલા મને જાણ! એ પ્રમાણે દુર્વાસા ઋષિનાં વચન સાંભળીને મુદ્ગળે ' ભલે આવ્યા ' એમ કહી પાદ્ય તથા આચમનાદિથી વિધિયુક્ત પૂજા કરી તેને અત્યંત શ્રદ્ધાથી અન્ન આપ્યું. ત્યારે ક્ષુધાયુક્ત દુર્વાસા પરમસ્વાદિષ્ટ અન્ન જેમ જેમ મુદ્ગળ આપતો ગયો, તેમ તેમ પ્રસાદથી સર્વ ભોજન કરી ગયા. એ પ્રમાણે દુર્વાસા, મુદ્ગળ બ્રાહ્મણના સર્વ અન્નનું ભોજન કરી બાકી રહેલા ઉચ્છિષ્ટનું પોતાના શરીર ઉપર લેપન કરીને ચાલી નીકળ્યા. વળી એજ પ્રમાણે બીજા પક્ષને દિવસે પણ સમય પરત્વ આવીને, દુર્વાસામુનિ, ઉચ્છવૃત્તિથી આજીવિકા ચલાવનાર મુદ્ગળનું સર્વ અન્ન ભોજન કરી ગયા; તેથી નિરાહાર તે કુટુંબ સહિત બ્રાહ્મણને કંઇ પણ ક્ષુધા બાધ કરી શકીનહીં, અને ક્રોધ, માત્સર્ય, અપમાન તથા ખેદ પ્રાપ્ત થયાં નહીં. એ પ્રમાણે દુર્વાસા ઋષિ મુદ્ગળને ત્યાં પર્વણિને દિવસે ૭ વાર આવી સર્વ તેના અન્નનું ભોજન કરી ગયા; પણ તેણે તેના મનમાં કંઇ પણ થયેલા વિકા-

રને જોયો નહીં અને શુદ્ધ સત્વવાદિનું મન નિર્મળ જોયું. તેથી અત્યંત પ્રસન્ન ઋષિ દુર્વાસાએ મુદ્દગળને કહ્યું કે, મત્સર રહિત દાન આપનાર તારા સરખો બીજો કોઈ આ લોકમાં નથી, કારણ તેં ક્ષુધા તથા ઇંદ્રિય ધર્મને જીત્યા છે. અરે! પ્રાણ આહાર કરવાથીજ રહે છે અને ચલાયમાન મનનો નિગ્રહ કરવો એ દુસ્તર છે! પણ તેં મન તથા ઇંદ્રિયનો નિગ્રહ કરી એકતારૂપ તપનો નિશ્ચય કર્યો છે! અરે હે શ્રેષ્ઠ! મનુષ્યે શુદ્ધ ચિત્તે કરી મેળવેલાનો ત્યાગ કરવો એ મોટું દુઃખ છે, પણ તેં તે યથાર્થ કર્યું. તેથી આજ અમે તને મળવાથી અત્યંત પ્રસન્ન થયા છીએ તથા તેં અમારી ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ માનીએ છીએ. હે મુદ્દગળ! તારે વિષે બાહ્યેંદ્રિય જય, ધૈર્યતા, અંતરેંદ્રિય નિગ્રહ, શમતા, દયા, સત્યતા, તથા ધર્મ રહ્યાં છે, અને તેં પોતાના શુભ કર્મે કરી ઉત્તમ લોકને જીત્યા છે તથા તું પરમ ગતિને પામ્યોજ છે. હે નિરંતર શ્રેષ્ઠ વ્રત આચરણ કરનાર મુદ્દગળ! સ્વર્ગમાં રહેલા પુરૂષો તારા દાનનું અત્યંત વખાણ કરે છે, માટે તું શરીર સહિત સ્વર્ગ પ્રત્યે જાઉં. એ પ્રમાણે દુર્વાસા ઋષિ મુદ્દગળ બ્રાહ્મણને કહેતા હતા, તે વેળા એક દેવદૂત હંસ તથા સારસ પક્ષી યુક્ત, સુવર્ણની ઘુઘરીના સમૂહવાળો, ઇચ્છિત ગતિ કરનાર, વિચિત્ર તથા દિવ્ય સુગંધમય વિમાન લઇ તેની પાસે આવીને, બોલ્યો કે હે મુદ્દગળ મુનિ! તમે શુભ કર્મોએ કરી જીતેલા આ વિમાનમાં બેસો; કારણ તમે પરમ સિદ્ધિને પામ્યા છો. એ પ્રમાણે દેવદૂતનાં વચન સાંભળીને મુદ્દગળે તેને કહ્યું કે, તું સ્વર્ગમાં રહેનારના ગુણ મને કહે, તે હું સાંભળવા ઇચ્છું છું; માટે વસનારના ગુણ, તપ અને નિશ્ચય શું છે? વળી સ્વર્ગમાં રહેનારને સુખ અને દુઃખ પણ શું છે? એ મને કહે; કારણ હું મિત્રતાથી પૂછું છું; માટે તું મને આ મારા પ્રશ્નને વિષે જે સત્ય તથા પથ્યરૂપ હોય, તે કંઇ પણ શક રાખ્યા વિના કહે, જે તારાં વચન સાંભળીને હું તે પ્રમાણે આવવા વિષે વ્યવસ્થા કરૂં.

यदत्र तथ्यं पथ्यं च तद्ब्रवीह्यविचारयन् [illegible] ।
श्रुत्वा तथा [illegible]मि [illegible] वचनात्र गिरा तव ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि [illegible] नीलकंठ[illegible]
ने गुर्जरभाषायां षष्ट्यधिकद्विशततमोऽध्यायः॥ २६० ॥

---

## અધ્યાય ૨૬૧ મો. સ્વર્ગના ગુણ દોષ.

देवदूत उवाच—महर्षे आर्य बुद्धिस्त्वं यः स्वर्गं सुख[illegible]त्तमं ।
संप्राप्तं बहु मंतव्यं विमृशस्य बुधो यथा ॥ १ ॥

દેવદૂત કહે છે—હે મહર્ષિ મુદ્દગળ! શ્રેષ્ઠ, બુદ્ધિવાન તું પ્રાપ્ત થએલા તથા ઘણા માનવા લાયક સ્વર્ગના ઉત્તમ સુખનો બુદ્ધિવાન પુરૂષની પેઠે વિચાર કરે છે? હે મુનિ! શ્રુતિમાં જેનું સ્વ એવું નામ છે એવો સ્વર્ગ લોક ઉપર છે, જેમાં દેવતાઓનાં વિમાન જેને વિષે ગતિ કરી શકે છે એવો શ્રેષ્ઠ માર્ગ પણ ઉપર છે. વળી તે સ્વર્ગને વિષે તપવર્જિત રહિત શ્રેષ્ઠ યજ્ઞોએ કરી યજન નહીં કરનાર, અનૃતવાદિ તથા નાસ્તિક પુરૂષો જતા નથી.

હે બ્રાહ્મન્! ધર્માત્માવાન, મન જેણે વશ કર્યું હોય છે એવા ક્ષાંતિવાન, શુદ્ધ અંતઃકરણવાન, મત્સર રહિત, દાનસ્વી અને યુદ્ધ કરનાર શૂરવીર પુરૂષો શમ તથા દમરૂપ યોગનું સેવન કરીને સત્પુરૂષોએ સેવેલા તે પુણ્ય લોક પ્રત્યે જાય છે. હે મુદ્ગળ! દેવતા, સાધ્ય, વિશ્વેદેવા, મહર્ષિ, યમા, ધામા, ગંધર્વ તથા અપ્સરા એ સર્વના જૂદા જૂદા મહા પ્રકાશમાન, સર્વ કામનાયુક્ત, તેજોમય તથા શ્રેષ્ઠ લોક છે. હે મુદ્ગળ! સર્વ પર્વતના રાજા સુવર્ણના મેરૂ પર્વતના તેત્રીશ હજાર યોજનમાં વિસ્તારવાળા ઉપલા ભાગને વિષે દેવતાઓનાં પવિત્ર નંદનાદિ ઉદ્યાન તથા પુણ્યરૂપ કર્મવાનને વિહાર કરવાનાં સ્થાન છે, જેમને વિષે વિહાર કરનારને, ક્ષુધા,તૃષા, ગ્લાનિ, શીત, ઉષ્ણતા, બીભત્સપણું તથા અશુભપણું એ માંહેલું કંઇ પણ પ્રાપ્ત થતું નથી. હે મુનિ! ત્યાં મનને હર્ષ આપે એવો ચારે કોરથી સુગંધ પ્રાપ્ત થાય છે, સુખરૂપ સ્પર્શવાન વાયુ ચારે કોરથી વાય છે અને કાન તથા મનને હરણ કરે એવા શ્રેષ્ઠ શબ્દ સદૈવ સંભળાય છે: પણ શોક, જરાવસ્થા તથા પ્રાપ્ત થતાં દુઃખને નિવૃત્ત કરવા સારૂ કંઇપણ આયાસ નથી હે મુનિ! મનુષ્યના કર્મના ફળનો હેતુરૂપ સ્વર્ગ લોક એ પ્રમાણેનો છે, જેને વિષે સુકૃતિવાન પુરૂષો પોતાના કર્મના યોગથી ઉત્પન્ન થાય છે, માતાપિતાથી ઉત્પન્ન થતા નથી અને તેના દેહ તેજોમય થાય છે: માટે તમે તે પ્રત્યે ચાલો. વળી હે મુનિ! તે સ્વર્ગ લોકને વિષે રહેલાઓના શરીરને વિષે સ્વેદ, દુર્ગંધપણું, મળ તથા મુત્ર કંઇ હોતું નથી. વળી તેનાં વસ્ત્રને રજ બાધ કરતી નથી, તેની પુષ્પમાળા કદી પણ કરમાતી નથી અને તેઓ શ્રેષ્ઠ વિમાનમાં બેસી વિહાર કરે છે. હે મુદ્ગળ! ઈર્ષા, શોક, ગ્લાનિ, મોહ તથા માત્સર્ય વગરના પુરૂષો સ્વર્ગને જીતીને, ત્યાંના સુખને ભોગવે છે. એ પ્રમાણેના પરમ શ્રેષ્ઠ પુરૂષોના લોક એક બીજાથી ઉપર દિવ્ય ગુણવાન છે. તેમાં સર્વથી પ્રથમ બ્રાહ્મણોના જવાના ઉત્તમ તેજોમય શુભલોક છે, જેને વિષે દેવતાઓના પણ દેવતા ઋભવ નામના દેવ રહે છે; જે વિષે ઋષિઓ પોતાના શુભ કર્મે કરી પવિત્ર થઇને જાય છે. બ્રાહ્મણોને જવાના લોકની ઉપર તેજોમય અને કામદુધા સરખા લોક છે, તેને વિષે આ લોકમાં યજ્ઞે કરી દેવતાઓનું યજન કરનાર મનુષ્યો જાય છે. તેને અધ્યાત્માદિ તાપ તથા બીજાઓની સમૃદ્ધિ જોઇને અદેખાઇ પ્રાપ્ત થતાં નથી. હે મુનિ! આ લોકમાં જે પુરૂષ આહુતિએ કરી દેવતાઓનું યજન નથી કરતા, તેને તે લોકની તથા અમૃતપાનની પ્રાપ્તિ થતી નથી. વળી તે લોકને પામેલા પુરૂષના દેહ દિવ્ય હોય છે, પણ પ્રત્યક્ષ મનુષ્ય સરખા મૂર્તિમાન હોતા નથી, તેઓ સુખને વિષે સુખની કામનાવાન થતા નથી તથા કલ્પ બદલાય, તોપણ ત્યાંથી આ લોકમાં આવી જન્મને પામતા નથી; ત્યારે તેમને જરા તથા મૃત્યુનો ભય, પ્રીતિ, હર્ષ અને સુખ શાનુંજ હોય? હે મુદ્ગળ! જ્યારે તે લોકમાં રહેલાને દુઃખ તથા સુખ કંઇ પણ નથી, ત્યારે રાગ તથા દ્વેષ તે ક્યાંથીજ હોય? હે મુદ્ગળ! યાજ્ઞિક પુરૂષોને જે ગતિ થાય છે, તે ગતિ દેવતાઓને પણ અત્યંત ઇચ્છિત છે તોપણ દુષ્પ્રાપ છે: જેને કામી પુરૂષો પામતાજ નથી. હે મુનિ! તેત્રિશ કોટી દેવતાઓ છે, તેના એ લોક છે, જેને શ્રેષ્ઠ નિયમ તથા દાન આપવારૂપ ધર્મવાન પુરૂષો પામે છે; માટે તપે કરી પ્રકાશમાન કાંતિવાળા તમે તે ભોગવો. હે વિપ્ર! એ પ્રમાણે સ્વર્ગનું સુખ, નાના પ્રકારના લોક તથા તેના ગુણ સર્વ મેં કહ્યાં. હવે તેના દોષ કહું તે તમે સાંભળો—મનુષ્ય કરેલાં કર્મનાં ફળ સ્વર્ગમાં રહિ ભોગવે છે, પણ જ્યારે તે કર્મનો નાશ થાય છે, ત્યારે બીજાં શુભ કર્મ ત્યાં રહીક રતો નથી તથા અધિક સુખ

ભોગવતો પણ નથી. હે મુદ્ગળ ! સ્વર્ગમાં રહી સુખ ભોગવતાને તેના કર્મનું ફળ પૂરું થાય છે એટલે તેને ત્યાંથી પાછું પડવું થાય છે, એ તેનો મોટો દોષ છે એમ મારો મત છે. વળી ત્યાં રહેલાને અસંતોષ તથા બીજાની સમૃદ્ધિ જોવાથી પરિતાપ થાય છે, એ પણ મોટું ખેદકારક થાય છે. વળી સ્વર્ગમાં રહેલાના ગળામાં રહેલી કમળ પુષ્પની માળા જે વેળા કરમાઈ જાય છે, તે વેળા તેને મોહ પ્રાપ્ત થાય છે, મુખની કાંતિ નાશ પામે છે તથા પૃથ્વી વિષે પડવાનો ભય થાય છે. એ પ્રમાણે સ્વર્ગમાં દોષ છે, અને ગુણ તો હજારો છે. વળી હે મુનિ ! સ્વર્ગથી ભ્રષ્ટ થયેલાને એક મોટો ગુણ થાય છે કે, જે વેળા જીવ ત્યાંથી પડે છે, તે વેળા તેનું જો શુભ અંતઃકરણ હોય છે, તો તે મનુષ્ય જાતિમાં જન્મ લે છે તથા પરમ સુખ ભોગવનાર થાય છે: અને જો તેનું અંતઃકરણ નથી હોતું, તો અધમ જન્મને પામે છે. હે બ્રાહ્મણ ! આ લોકને વિષે મનુષ્યો જેવાં કર્મ કરે છે, તેવાં ફળ પરલોકને વિષે ભોગવે છે: કેમકે આ કર્મ ભૂમિ છે. અને તે ફળ ભોગવવાની ભૂમિ છે. મુદ્ગળે કહ્યું કે હે દેવદૂત ! તેં સ્વર્ગનો એ મોટો દોષ કહ્યો, માટે નિર્દોષ લોક હોય તે તું મને કહે. દેવદૂતે કહ્યું કે હે મુદ્ગળ ! બ્રહ્માના લોકથી ઉપર વિષ્ણુનું શુદ્ધ, સનાતન તથા તેજોમય પરમ પદ છે: જેને બુદ્ધિમાન્ પરબ્રહ્મપદ કહે છે. હે વિપ્ર ! તે વિષ્ણુનાં પદ પ્રત્યે વિષય, દંભ, લોભ, ક્રોધ મોહ અને દ્રોહવાન પુરુષો જતા નથી: કેવળ મમતાભિમાન રહિત, અહંકાર વગરના, સુખ તથા દુઃખને સમાન ગણનારા અને જીતેંદ્રિય જે પુરુષ હોય છે, તેજ ધ્યાન યોગને પરાયણ હોવાથી જાય છે. હે મુદ્ગળ ! તમે મને જે પૂછ્યું, તે સર્વ મેં તમને દયાયુક્ત થઇ કહ્યું છે; હવે આ વિમાનમાં બેસો અને સ્વર્ગ પ્રત્યે ચાલો, વિલંબ કરો નહીં. વ્યાસજી કહે છે હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દેવદૂતનાં વચન સાંભળી તેનો પોતાના મનમાં વિચાર કરીને મુદ્ગળે તેને કહ્યું કે હે દેવદૂત ! હું તને નમસ્કાર કરૂં છું. તું સુખે કરી પાછો જા: કારણ મહા દોષયુક્ત સ્વર્ગ લોક છે, તે પ્રત્યે મારે આવવાનું કંઇ પણ અગત્ય નથી. અરે ! સ્વર્ગને ભોગવનાર મનુષ્યો, જ્યારે પડે છે, ત્યારે મોટાં દુઃખ તથા પરિતાપને પામે છે: માટે હું તે લોકની કામનાવાન નથી ! હું તો જે સ્થાન પ્રત્યે જવાથી શોક તથા વ્યથા પ્રાપ્ત થતાં નથી અને પાછું પડવું થતું નથી એવા સ્થાનને શોધીશ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે દેવદૂતને ફરી જવાની રજા આપીને શિલોઞ્છ વૃત્તિવાન ધર્માત્મા મુદ્ગળ બ્રાહ્મણ, સ્તુતિ તથા નિંદાને સમાન ગણી અને ઢેફાં, પત્થર તથા સુવર્ણને પણ સમાન ગણી ઉત્તમ એવી શમતાનું સેવન કરતાં શુદ્ધ એવા જ્ઞાન યોગે કરી ધ્યાનનિષ્ઠ થયો. પછી તે મુનિ ધ્યાન યોગથી પરમ વૈરાગ્યને તથા જ્ઞાનરૂપ બુદ્ધિને પામીને, શાશ્વત એવી મોક્ષરૂપ સિદ્ધિને પામ્યો: માટે હે કુંતી પુત્ર ! તું કંઇ પણ ભય પામ માં; કારણ રાજ્યથી ભ્રષ્ટ થયો છે, પણ તપશ્ચર્યાએ કરી પાછું તે પામીશ. હે યુધિષ્ઠિર ! સર્વ મનુષ્યને સુખ પછી દુઃખ તથા દુઃખ પછી સુખ ક્રમે કરી, જેમ દેવ લોકમાં રહેલાને સુખ તથા તેથી પડવારૂપ દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ પ્રાપ્ત થાય છે. હે મહા પરાક્રમી ! તું પિતા તથા પિતામહાદિનાં રાજ્યને જ્યારે વનમાં રહેવાનાં તેર વર્ષ પૂરાં થશે, ત્યારે પામીશ; માટે તારા મનનો સર્વ તાપ નાશ પામો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! મહા સમર્થ બુદ્ધિમાન્ વ્યાસજી એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને કહીને, પાછા તપ કરવા સારૂ પોતાના આશ્રમ પ્રત્યે ગયા.

स एवमुक्त्वा भगवान् व्यासः पांडव नंदनं ।
जगाम तपसे धीमान् नवाश्रमं प्रति ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि व्रीहिद्रौणिकपर्वणि मुद्गलदेवदूत-
संवादे गुर्जरभाषायामेकषष्ठ्यधिकद्विशततमोऽध्यायः ॥ २६१ ॥

॥ समाप्तंचव्रीहिद्रौणिकपर्व ॥

## અધ્યાય ૨૬૨ મો. દુર્વાસામુનીનું આતિથ્ય.

॥ अथद्रौपदीहरणपर्व ॥

**जनमेजय उवाच—वसत्स्वेवं वने तेषु पांडवेषु महात्मसु ।**
**रममाणेषु चित्राभिः कथाभि र्मुनिभिः सह ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ ! એ પ્રમાણે વનમાં રહીને મહાત્મા બ્રાહ્મણોની સંગાથે વિચિત્ર કથાએ કરી હર્ષ પામતા એવા, તથા સૂર્યે આપેલાં અક્ષય પાત્ર વિષેનાં અન્ને કરી દ્રૌપદીએ ભોજન કર્યા પહેલાં તેને માટે આવતા એવા બ્રાહ્મણોને વનમાં મૃગોનાં વિવિધ પ્રકારનાં માંસે કરી તૃપ્ત કરતા એવા પાંડવોને વિષે દુષ્ટાત્માવાન અને પાપરૂપ આચારવાન દુઃશાસન, કર્ણ તથા શકુનિના મતમાં રહેલા ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સર્વ પુત્રોની કેવી વર્તણુંક હતી ? એ હું તમને પૂછું છું, માટે તમે કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! દુર્યોધન રાજાને પાંડવોની નગરમાં વસનારના સરખી વૃત્તિ સાંભળીને, તેમને દુઃખ પ્રાપ્ત થાય એજ રૂચતું હતું. તેથી તે, કપટરૂપ બુદ્ધિવાળા કર્ણ તથા દુઃશાસનાદિની સાથે, સદૈવ પાંડવોને દુઃખ થવાના ઉપાયનું ચિંત્વન કરતો હતો. તેવામાં કોઇ દિવસે ધર્માત્મા, મોટા તેજસ્વી તથા મોટા યશવાન દુર્વાસા નામના ઋષિ પોતાની સાથેના દશહજાર શિષ્યો સહિત દુર્યોધનની પાસે આવ્યા. ત્યારે પોતાના ભાઇઓ સહિત દુર્યોધને, આવેલા પરમ ક્રોધી દુર્વાસા ઋષિને જોઇને, અત્યંત નમ્રતાયુક્ત થઇ અતિથિપણાનું આમંત્રણ કર્યું તથા તેનું વિધિપૂર્વક પૂજન કર્યું; અને પોતે ચાકરની પેઠે તેની પાસે ઉભો. દુર્વાસા ઋષિ દુર્યોધનને ત્યાં કેટલાએક દિવસ સુધી રહ્યા હતા, તેની દિવસ તથા રાત્રિને વિષે આલસ્ય રહિત રાજા પોતે શાપના ભયથી સેવા કરતો હતો. હે નરાધિપ ! કોઈ દિવસે દુર્વાસા ઋષિ હું ભૂખ્યો છું માટે મને અન્ન આપ એમ દુર્યોધનને કહીને, સ્નાન કરવા જતા હતા; અને પાછા આવું વારે મને ક્ષુધા નથી, ભોજન નહીં કરૂં એમ કહી અદર્શનપણાને પામતા હતા. વળી કોઇ વખતે અકસ્માત્ આવીને દુર્વાસા ઋષિ, જલદી અમને ભોજન કરાવ વિલંબ કર નહીં એમ દુર્યોધનને કહેતા હતા. વળી કોઇ વેળા રાત્રિને વિષેજ ઉઠી કપટયુક્ત થઇ તે ઋષિ, દુર્યોધન પાસે પૂર્વની પેઠે અન્ન તૈયાર કરાવીને તેની નિંદા કરી ભોજન નહીં કરતા હતા. એ પ્રમાણેની વર્તણુંકથી દુર્વાસા ઋષિ રહ્યા હતા, તો પણ તેથી દુર્યોધનને કંઇ પણ ક્રોધાદિ વિકાર થયો નહીં. તેથી પ્રસન્ન ઋષિને તેણે કહ્યું કે હે દુર્યોધન ! તારૂં કલ્યાણ થાઓ, તારા મનમાં જે ઇચ્છા હોય, તે વર માગ, હું પ્રસન્ન થયેથી તને કંઇ પણ ધર્મરૂપ અલભ્ય નથી. વૈશંપાયન કહે છે—હે રાજન ! એ પ્રમાણે દુર્વાસા ઋષિનાં વચન સાંભળીને, દુર્યોધને પોતાનો નવો જન્મ થયો એમ માન્યું. પછી દુર્યોધને કર્ણ તથા દુઃશાસનાદિની સાથે જ્યારે ઋષિ પ્રસન્ન થાય, ત્યારે આવી રીતે

વરદાન માગવું એમ ચિંતવન કરી રાખ્યું હતું, તે મોટા હર્ષથી માગતાં આ પ્રમાણે કહ્યું કે હે બ્રાહ્મન્! જેવી રીતે શિષ્યો સહિત તમે મારા અતિથિ થયા છો, તેવી રીતે અમારા કુળમાં અમારા મોટા ભાઈ યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સહિત વનને વિષે વસે છે, તેના જે વેળા દ્રાપદિએ સર્વ બ્રાહ્મણોને તથા પોતાના પતિને ભોજન કરાવી ભોજન કરી લીધું હોય તે વેળા જઈ અતિથિ થાઓ. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને દુર્વાસા ઋષિએ કહ્યું કે, હે રાજન્! મને તારી ઉપર પ્રીતિ ઘણી છે, માટે હું તારા કહેવા પ્રમાણે કરીશ. હે જનમેજય! એ પ્રમાણે કહીને તે ઋષિ જેવી રીતે આવ્યા હતા, તેવી રીતે પાછા ત્યાંથી ચાલી નીકળ્યા. તે વેળા દુર્યોધને પોતાના હાથે કરી કર્ણના હાથને ઝાલીને મોટા હર્ષથી પોતાના આત્માને કૃતાર્થ માન્યો. તે સમય કર્ણ ભાઈઓ સહિત દુર્યોધનને કહ્યું કે—હે કૌરવ! તું વાંછિત કામના પ્રાપ્ત થયેલો થયો, મોટાઈને પામ્યો તથા તારા શત્રુઓ દુઃખરૂપ સમુદ્રમાં ડુબ્યા એ ઘણુંજ સારૂં થયું! હે દુર્યોધન! પાંડવો દુર્વાસાના ઉત્પન્ન થયેલા ક્રોધરૂપ અગ્નિને વિષે પડ્યા તથા પોતાની મેળેજ પોતાના પાપ કર્મે કરી દુસ્તર એવા નરક પ્રત્યે ગયા! વૈશંપાયન કહે છે હે રાજન્! ત્યાર પછી, કપટરૂપ બુદ્ધિવાળા તે દુર્યોધનાદિ, પ્રસન્ન મનવાળા હોવાથી હસતા હસતા પોતપોતાના ગૃહ પ્રત્યે ગયા.

इत्थं ते निकृति प्रज्ञा राजन् कौरवा नृपाः ।
हसंतः प्रीत मनसो जग्मुः स्वं स्वं निकेतनं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वाणि द्रौपदीहरणपर्वणि दुर्वासउपाख्याने गुर्जरभाषायां द्विषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥ २६२ ॥

## અધ્યાય ૨૬૩ મો. જયદ્રથને દ્રૌપદી ઉપર થયેલો મોહ.

वैशंपायन उवाच—ततः कदाचित् दुर्वासा सुखासीनांस्तु पांडवान् ।
भुक्त्वा चावस्थितां कृष्णां ज्ञात्वा तस्मिन् वने मुनिः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે કોઈ દિવસે સુખે કરી બેઠેલા પાંડવોને તથા ભોજન કરી બેઠેલી દ્રૌપદીને જાણીને, દુર્વાસા ઋષિ દશ હજાર શિષ્યો સહિત થઈ, તે કામ્યક વનને વિષે આવ્યા. ત્યારે આતિથ્ય માટે આવતા એવા તે મુનિને જોઈને, પોતાના ભાઈઓ સહિત યુધિષ્ઠિર રાજા તેની સામા ગયા; પછી રાજાએ તેને પોતાના નિવાસ સ્થાન પ્રત્યે તેડી લાવી આસન ઉપર બેસાડી વિધિથી પૂજા કરીને, હાથ જોડી અતિથિપણું કરવા વિષે નિમંત્રણ કરતાં કહ્યું કે, હે મુનિ! તમારે આન્હિક કર્મ કરીને જલદી આવવું. એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને પોતાના શિષ્યો સહિત દુર્વાસા ઋષિ, પાંડવો શિષ્ય સહિત એવા મને કેમ ભોજન કરાવશે એમ વિચાર કરતા સ્નાન કરવા સારૂ ગયા; અને તેણે જળમાં પ્રવેશ કર્યો ત્યાર પછી સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ તથા પતિવ્રતા ધર્મવાન દ્રૌપદી, શિષ્યો સહિત દુર્વાસા ઋષિને ભોજન કરાવવા સારૂ અન્ન માટે અત્યંત ચિંતાને પામી. તે સમય દ્રૌપદીએ કેમ અન્ન પ્રાપ્ત થાય એમ ચિંતવન કરતાં જ્યારે કંઈ પણ ઉપાય જાણ્યો નહીં, ત્યારે કંસને નાશ કરનાર શ્રીકૃષ્ણનું પોતાના મનમાં ચિંતવન કરતાં તેની માનસિક

સ્તુતિ કરી કે હે શ્રીકૃષ્ણ! હે મહાબાહો! હે દેવકીના પુત્ર! હે અવિનાશી! હે વાસુદેવ! હે જગન્નાથ! હે શરણાગતની પીડાને નાશ કરનાર! હે વિશ્વના આત્મા! હે વિશ્વકર્તા! હે વિશ્વના સંહાર કર્તા! હે પ્રભો! હે શરણાગતની રક્ષા કરનાર! હે ગોપાળ! હે પ્રજાનું પાલન કરનાર! હે બ્રહ્માદિથીપર! હે ઇંદ્રિય તથા ચિત્તને સૌ સૌના વિષયમાં પ્રવર્ત કરનાર! હું તમને નમસ્કાર કરૂં છું. હે શ્રેષ્ઠ વરદાન આપનાર! જેની કંઈ ગતિ નથી, તેના તમે ગતિરૂપ થાઓ. હે પુરાણપુરૂષ! હે પ્રાણ તથા મનની વૃત્તિએ કરી અગોચર! હે સર્વમાં વ્યાપી રહેલા! હે સર્વથી જૂદા! હું તમારી શરણ પ્રાપ્ત થઇ છું, માટે તમે મારી રક્ષા કરો. કારણ શરણ આવેલાની ઉપર દયાવાન છો. હે શ્યામ કમળનાં દળ સરખા વર્ણવાન! હે કમળના ગર્ભ સરખાં નેત્રવાન! હે પીત વસ્ત્ર ધારણ કરનાર! હે લોલાયમાન કૌસ્તુભરૂપ અલંકારવાન! સર્વ ભૂતપ્રાણીના આદિ તથા અંતે તમે છો અને સર્વને પરાયણ સ્થાન તમે છો. વળી મહતત્વાદિથી પણ પર એવું તમારૂં તેજોમય સ્વરૂપ છે. સર્વ વિશ્વના આત્મારૂપ તથા મૂખ્ય તમે છો. જેને વેદ સર્વ સંપત્તિના બીજરૂપ અને ભંડારરૂપ કહે છે. માટે હે શ્રીકૃષ્ણ! જેવી રીતે પૂર્વે દુઃશાસનના દુઃખથી તમે મને મૂકાવી છે, તેવી રીતે હમણાં આ પ્રાપ્ત થયેલા સંકટથી મૂકાવવા યોગ્ય છે! વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે દ્રૌપદિએ સ્તુતિ કરી ત્યારે ભક્તવત્સલ શ્રીકૃષ્ણ, તેના સંકટને જાણી, શય્યાને વિષે પાસે બેઠેલી રૂકમણિનો ત્યાગ કરીને, ઉતાવળથી તેજ સમય તેની પાસે આવ્યા. ત્યારે દ્રૌપદિએ આવેલા શ્રીકૃષ્ણને જોઇ પ્રણામ કરીને, દુર્વાસા ઋષિ દશ હજાર શિષ્યોને લઇ ભોજન કરવા આવ્યા છે તે સંબંધિ સર્વ વાર્તા કહી સંભળાવી ત્યાર પછી શ્રીકૃષ્ણે કહ્યું કે હે દ્રૌપદિ! હું મહા ક્ષુધાયુક્ત હોવાથી ઘણો આતુર થયો છું માટે ઉતાવળથી તું મને ભોજન કરાવ; પછી સર્વ તારૂં પ્રિય કરીશ. એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી પરમ લજ્જાયુક્ત થએલી દ્રૌપદી બોલી કે હે દેવ જ્યાં સુધી મેં ભોજન ન કર્યું હોય ત્યાં સુધી સૂર્યે આપેલી થાળીમાં ભોજન રહે છે, માટે આજ હું ભોજન કરી ચૂકી છું, તેથી અન્ન નથી. હે જનમેજય! એ પ્રમાણે દ્રૌપદીનાં વચન સાંભળીને, શ્રીકૃષ્ણે કહ્યું કે હે કૃષ્ણા! તારે ક્ષુધાએ કરી આતુર થયેલા મારી મશ્કરી કરવાનો હમણાં સમય નથી, માટે તું જલ્દી થાળી લાવી મને દેખાડ. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી થાળી દેખાડયા વગર ચાલશે નહીં એમ માનીને દ્રૌપદી પોતાના નિવાસ સ્થાનમાં જઇ તે લાવી તેને દેખાડી. તે સમય શ્રીકૃષ્ણે તે પાત્રની કોર ઉપર કંઇ શાકનું પાંદ્ર વળગી રહ્યું હતું તે જોઇ તેનું ભજન કરીને દ્રૌપદીને કહ્યું કે હે દ્રૌપદી! આ મેં ભોજન કરેલા શાક પત્રે કરી હરિ, ઇશ્વર, વિશ્વાત્મા અને યજ્ઞ ભુક્દેવ પ્રસન્ન થાઓ તથા સંતોષ પામો. હે જનમેજય! એ પ્રમાણે દ્રૌપદીને કહીને શ્રીકૃષ્ણે સહદેવને કહ્યું કે હે સહદેવ! શિષ્ય સહિત દુર્વાસા ઋષિને ભોજન કરાવવા સારૂ બોલાવો. એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાભળીને સહદેવ સ્નાન કરવા માટે તીર્થ પ્રત્યે ગએલા દુર્વાસાદિ ઋષિઓને ભોજન વાસ્તે બોલાવવા ઉતાવળથી ગયો. હવે તે ઋષિયો જળમાં પ્રવેશ કરી સ્નાન કરતા હતા, તેટલામાં તેમને અકસ્માત્ અત્યંત તૃપ્તિ હોવાથી રસમય અન્નનું ભોજન કર્યા સરખા ઓડકાર આવવા લાગ્યા તે જોઇને, જળની બહાર નીકળી પરસ્પર જોતા દુર્વાસાને દેખી કહેવા લાગ્યા કે, આપણે યુધિષ્ઠિર પાસે અન્ન તૈયાર કરાવીને અહીં સ્નાન કરવા આવ્યા, પણ ગળા સુધી તૃપ્ત થયા

છીએ; માટે શું ભોજન કરશું ! અરે! આપણે યુધિષ્ઠિરની પાસે વૃથા પાક કરાવ્યો. હવે શું કરવું ! દુર્વાસાએ કહ્યું કે, આપણે તે રાજા પાસે વૃથા પાક કરાવ્યો એ તેનો મોટો અપરાધ કર્યો છે, માટે પાંડવો ક્રૂર દૃષ્ટિથી જોઇ બાળી ભસ્મ કરશે! અરે! હું બુદ્ધિમાન રાજર્ષિ અંબરીષના મહિમાનું સ્મરણ કરતાં ભગવચ્ચરણના આશ્રયવાન પુરૂષથી ભય પામું છું ! માટે પાંડવો મહાત્મા, સર્વ ધર્મને વિષે પરાયણ, શૂરવીર, વિદ્યાવાન, વ્રત ધારણ કરેલા, તપ કરવા વિષે નિષ્ઠાવાન, આચાર પાળવામાં પ્રીતિમાન તથા વાસુદેવની ભક્તિ કરવામાં એકાગ્ર મનવાળા છે: જો ક્રોધ પામે તો, જેમ અગ્નિ રૂને બાળે તેમ આપણને બાળે એમાં સંશય નથી ! માટે હે શિષ્યો ! આપણે તેમને પૂછ્યા વગરજ અહીંથી ભાગો! વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે દુર્વાસા ઋષિનાં વચન સાંભળીને સર્વ ઋષિયો પાંડવોથી અત્યંત ભય પામી દિશા દિશા પ્રત્યે ભાગી ગયા. પછી સહદેવ તે તીર્થ પ્રત્યે તે બ્રાહ્મણોને બોલાવવા આવ્યો, ત્યારે ત્યાં તેઓને નહીં જોઇને, તેમની શોધ કરવા સારૂ ચારેમેર ફરવા લાગ્યો. તે સમય ત્યાં બેઠેલા બીજા બ્રાહ્મણોથી તેઓ ભાગી ગયા એમ સાંભળીને, સહદેવે યુધિષ્ઠિરની પાસે આવી તે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી દુર્વાસાદિ બ્રાહ્મણો ભોજન કરવા સારૂ આવશે એવી ઇચ્છાવાળા પાંડવો, તેમની વાટ જોતાં કેટલોક કાળ પોતાના મનને સ્થિર રાખી બેસી રહ્યા અને મનમાં આવો વિચાર કરવા લાગ્યા કે, અરે ! દુર્વાસાદિ બ્રાહ્મણો રાત્રિને વિષે અકસ્માત્ આવીને આપણને છળ કરશે: માટે આપણે દૈવયોગથી પ્રાપ્ત થયેલા કષ્ટરૂપ સમુદ્રને કેમ તરશું! એ પ્રમાણે પરમ ચિંતાયુક્ત હોવાથી મોટા નિશ્વાસ મૂકતા એવા પાંડવોને જોઇને શ્રીકૃષ્ણે તેમની પાસે આવી કહ્યું કે હે પાંડવો! પરમ ક્રોધી દુર્વાસા ઋષિથી તમને પરમ ભય પ્રાપ્ત થયો તે જાણીને દ્રૌપદીએ મારૂં સ્મરણ કર્યું. માટે હું ઉતાવળથી તમારી પાસે આવ્યો છું. હવે તમને પરમ ક્રોધી તે ઋષિથી કશો ભય નથી, કારણ તમારા તેજથી ભય પામીને તે ઋષિ પ્રથમજ ભાગી ગયા છે. હે પાંડવો! જે પુરૂષ નિરંતર ધર્મયુક્ત હોય છે, તે કદી પણ સીદાતા નથી. હવે હું જવાની રજા માગું છું, તમારૂં કલ્યાણ થાઓ. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને દ્રૌપદી સહિત સર્વ પાંડવો, સ્વસ્થ થઇ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે હે ગોવિંદ ! જેમ મહા સમુદ્રમાં બૂડતા એવા પુરૂષ નાવને પામી તેને તરે, તેમ અમે તમરૂપ નાવ કરી દુઃખરૂપ સમુદ્રને તર્યા છીએ. માટે તમારૂં કલ્યાણ થાઓ, અને કાર્ય સિદ્ધ કરો. પછી પાંડવોએ જવાની રજા આપી, ત્યારે શ્રીકૃષ્ણ પોતાની પૂરી પ્રત્યે ગયા: અને પાંડવો પણ દ્રૌપદી સહિત અત્યંત પ્રસન્ન થઇને એક વનમાંથી બીજા વનને વિષે ફરતા પોતાના સ્થાનને વિષે રહ્યા. હે રાજન્! તેં મને જે પૂછ્યું હતું, તે સર્વ કહ્યું. એ પ્રમાણે દુષ્ટાત્માવાન કૌરવોએ, વનને વિષે વસતા એવા પાંડવોને વિષે અનેક દુઃખનાં કારણ મૂક્યાં, પણ સર્વ વ્યર્થ ગયાં. વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી ઘણા મૃગોવાળાં તે કામ્યક વનને વિષે ફરતા એવા મહારથિ ભરત વંશમાં શ્રેષ્ઠ પાંડવો, દેવતાઓની પેઠે વિહાર કરતા હતા. વળી ચારે કોરથી અનેક વનોને તથા ઋતુના પુષ્પવાળા રમ્ય વનપંક્તિને જોતા એવા, મૃગયા કરવામાં શીલવાન તથા ઇંદ્ર સરખા પાંડવો કેટલોક કાળ પર્યંત મહા વનને વિષે ક્રીડા કરતા હતા. ત્યારપછી કોઈ દિવસે તે સર્વ પાંડવો, દ્રૌપદીને પોતાના આશ્રમમાં રાખી તૃણબિંદુ તથા પુરોહિત ધૌમ્યની રજા લઇને, બ્રાહ્મણો માટે મૃગયા કરવા સારૂ વનને વિષે ચારે દિશામાં ગયા. ત્યાર કેડે સિંધુ દેશના યોદ્ધા

યશવાળો જયદ્રથ રાજા, પોતાના ઘણા સૈન્યથી તથા ઘણા રાજાથી વિંટાઇને, પોતાનો વિવાહ કરવા સારૂ શાલ્વ રાજાના દેશમાં જતાં તે કામ્યક વન પ્રત્યે આવ્યો ત્યારે તેણે તે વનને વિષે પાંડવોની પ્રિય સ્ત્રી, મોટા યશવાળી અને મનુષ્ય વગરના દ્વાર પ્રત્યે ઉભેલી દ્રૌપદીને જોઈ. તે સમય તેની સાથેના બીજા સર્વ પુરૂષો, શરીરે કરી શોભતી એવી, અત્યંત સ્વરૂપવાન તથા જેમ નીલ મેઘને વીજળી પ્રકાશ કરે, તેમ પોતાના સ્વરૂપથી કાંતિએ કરી વનને પ્રકાશ કરતી એવી દ્રૌપદીને જોઇને, આ કોઈ અપ્સરા, દેવકન્યા અથવા દેવ માયા છે એમ માની હાથ જોડી એક ચિત્તથી જોવા લાગ્યા. તે વેળા દુષ્ટ મનવાળો સિંધુ દેશનો રાજા જયદ્રથ, નહીં નિંદા કરવા યોગ્ય શરીરવાળી દ્રૌપદીને જોઇ અત્યંત વિસ્મય પામીને, કામે કરી મોહિત હોવાથી કોટિક નામના રાજાને કહેવા લાગ્યો કે હે કોટિક! આ શ્રેષ્ઠ સ્વરૂપવાન સ્ત્રી કોની છે? જો કોઇ પણ મનુષ્યની નહીં હોય, તો એને પામવા પછી મારે વિવાહ થવાની કંઇ પણ અગત્ય નથી: કારણ હું એના સહિત મારા ગૃહ પ્રત્યે જઇશ. માટે હે શ્રેષ્ઠ! તું એની પાસે જા અને એ કોની સ્ત્રી છે, અને કયાંથી આવી છે તથા કાંટાવાળા વનમાં શા વાસ્તે આવી છે તે સર્વ જાણ. અરે! જો ઉત્કૃષ્ટ ગુણવાળી, લોકસુંદરી, મોટાં નેત્રવાળી, સુંદર દાંતવાળી તથા શ્રેષ્ઠ અંગના મધ્ય ભાગવાળી એ સ્ત્રી આજ મને પ્રાપ્ત થશે, તો હું તેને પામવાથી સર્વ કામના સિદ્ધ થયેલો થઇશ! માટે હે કોટિક! તું ઉતાવળથી જા, ને તે કોની સ્ત્રી છે તે જાણ! હે રાજન્! એ પ્રમાણે જયદ્રથનાં વચન સાંભળી, કુંડળ ધારણ કરેલો કોટિકાસ્ય રાજા, રથમાંથી ઉતરી દ્રૌપદી પાસે આવીને, જેમ સિંહની સ્ત્રીને કોલ્હા નામનો જાનવર પૂછે, તેમ પૂછવા લાગ્યો.

> [illegible]स्य तच्छ्रुत्वा रथात्प्रस्कंद्य कुण्डली ।
> उपेत्य पप्रच्छ तदा क्रोष्टाव्याघ्रवधूमिव ॥

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि जयद्रथागमने [illegible]जरमाणायां त्रिःषष्ट्य[illegible]मोऽध्यायः ॥ २६३ ॥**



## અધ્યાય ૨૬૪મો. કોટિક અને દ્રૌપદી.

**कोटिक उवाच—का त्वं कदंबस्य विनम्य शाखामेकाश्रमे तिष्ठसि शोभमाना ।**
**देदीप्यमानाग्निशिखेव नक्तं व्याधूयमानापवनेन सुभ्रू: ॥ १ ॥**

કોટિક કહે છે—હે શ્રેષ્ઠ ભ્રકુટિવાળી! પોતાના સ્વરૂપથી શોભાયમાન, પવને હલાવેલી અગ્નિની શિખા સરખી દેદિપ્યમાન તથા કદંબ વૃક્ષની શાખાને નમાવી આશ્રમમાં એકલી ઉભેલી તું કોણ છે? અરે! અતિ રૂપયુક્ત તું અરણ્યને વિષે કેમ બીતી નથી? તું દેવી, યક્ષણી, દાનવની સ્ત્રી, અપ્સરા, નાગ કન્યા અથવા રાક્ષસની સ્ત્રી છે? અથવા વરૂણની, યમની, ચંદ્રની, કુબેરની, બ્રહ્માની, રૂદ્રની, સૂર્યની તથા વિષ્ણુની સ્ત્રી છે? અથવા ઈંદ્રના ભવનથી અહીં પ્રાપ્ત થયેલી કોઇ છે? અરે! તું અમે કોણ છીએ તે વિષે કંઈ પણ અમને પૂછતી નથી, તેમ અમે અહિયાં તારા પતિને જાણતા નથી! માટે હે કલ્યાણરૂપ!

અમે તારૂં માન વધારતાં તારો પિતા તથા તારો પતિ કોણ છે ? એ પૂછીએ છીએ. વાસ્તે તું તારા બંધુ, પતિ તથા કુળ અને અહિં રહી જે કરતી હોય, તે સર્વ યથાર્થ અમને કહે. હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી ! જેને મનુષ્યો કોટિકાસ્ય નામે ઓળખે છે એવો હું સુરથનો પુત્ર છું તથા આ સુવર્ણના રથમાં બેઠેલો, કમળ સરખાં મોટાં નેત્રવાળો અને મહા શૂરવીર ત્રિગર્ત દેશનો રાજા ક્ષેમંકર છે. એની પછવાડે રથમાં બેઠેલો, મોટો ધનુષ્યધારી, પુષ્પની માળા પહેરેલો તથા અનેક આંબાવાળા પર્વતમાંથી જેવી વાસ નીકળે, તેવી જેનામાંથી નિરંતર વાસ નીકળે છે એવા દેહવાળો કુલિંદ દેશના રાજાનો આ જ્યેષ્ઠ પુત્ર છે, જે તને જુવે છે. હે સુંદર ગાત્રવાળી ! આ તળાવડીની પાસે ઉભેલો સુંદર સ્વરૂપમાન, યુવાન તથા જોવા લાયક દેહવાન સુંદર સંસ્કારવાળો ઇક્ષ્વાકુનો પુત્ર છે; જે શત્રુઓને નાશ કરનાર છે. જેની સેનાના પાલન કરનાર થઇને તેની પછવાડે લાલ અશ્વો ઉપર બેસીને અંગારક, કુંજર ગુપ્તક, શત્રુંજય, સંજય, સુપ્રવૃદ્ધ, ભયંકર ભ્રમર, રવિ, શૂર, પ્રતાપ તથા કુહન નામના સૌવીર રાજાના એ બાર પુત્રો ગતિ કરે છે એવો અને જેની પછવાડે પ્રત્યેક છ હજાર રથ, હસ્તિ, અશ્વ તથા પદાતિ સદૈવ ગતિ કરે છે એવો જયદ્રથ છે; તે તારા સાંભળવામાં પણ હશે. તે જયદ્રથની સાથે તેના બલાહક, અનિક તથા વિદારણઆદિ સર્વ ભાઇઓ અને શ્રેષ્ઠ યુવાન સર્વ રાજાઓ જાય છે; અને તે હમણાં, જેમ મરૂદ્‌ગણથી રક્ષા પામતો ઇંદ્ર જાય, તેમ સર્વ સહિત જાય છે, હે શ્રેષ્ઠ કેશવાળી ! તને ઓળખવામાં અજાણ્યા એવા અમને તું કોની સ્ત્રી તથા કોની દુહિતા છે ? તે કહે.

अजानतां ख्यापय नः सुकेशि कस्यासि भार्या दुहिता च कस्य ।

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि कोटिकास्यप्रश्ने गुर्जरभाषायां चतुःषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥ २६४ ॥

---

## અધ્યાય ૨૬૫ મો. દ્રૌપદીનો વિવેક.

वैशंपायन उवाच—अथाब्रवीद् द्रौपदी राजपुत्री पृष्टा शिबीनां प्रवरेण तेन ।
अवेक्ष्यमिदं प्राव...क्ष्य शाखां संगृ...कौशि...पधिया ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે શિબીરાજાના કુળના ક્ષત્રિઓમાં મુખ્ય એવા કોટિકાસ્યે પૂછ્યું, ત્યારે રાજ પુત્રી દ્રૌપદીએ વૃક્ષની શાખા મૂકી આપી પોતાના શરીરનું રક્ષણ કરનાર ઉત્તરિય વસ્ત્રને ગ્રહણ કરી આપ તેની સામું જોઈ તેને કહ્યું કે હે નરેંદ્ર પુત્ર ! હું મારી બુદ્ધિએ કરી તને જાણું છું મારા સરખી સ્ત્રી તારી સાથે ભાષણ કરવા યોગ્ય નથી, પણ અહીં તારી પાસે બોલનાર મારા વગર બીજું કોઇ પુરૂષ અથવા સ્ત્રી નથી. માટે હું એકલી છું વાસ્તે તારી સાથે બોલવા ઇચ્છતી નથી તેનું કારણ કહું તે સાંભળ—સ્વધર્મમાં કુશળ એવી હું વનમાં અહીં એકલી છું અને તું પણ એકલોજ છે, માટે કેમ વાત કરાય ! પણ મનુષ્યો જેને કોટિકાસ્ય કહે છે તે તું સુરથનો પુત્ર છે એમ હું જાણું છું વાસ્તે તારે પણ મને ઓળખવી જોઇએ, માટે મારા પિતા તથા મારા

પતિનું કુળ કહું છું. હે શિબિના કુળમાં ઉત્પન્ન થએલા ! જેને કૃષ્ણા નામે સર્વ મનુષ્યો ઓળખે છે એવી હું દ્રુપદ રાજાની પુત્રી છું, અને પાંચ પુરૂષને પરણી છું. જે ઇંદ્રપ્રસ્થને વિષે રહેલાને તેં સાંભળ્યા છે. તે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ મને અહીં બેસાડીને, મૃગયા કરવા સારૂ ચારે દિશામાં આવી રીતે ગયા છે કે-પૂર્વ દિશામાં યુધિષ્ઠિર, દક્ષિણ દિશામાં ભીમસેન, પશ્ચિમ દિશામાં અર્જુન અને ઉત્તર દિશામાં નકુળ તથા સહદેવ ગયા છે; જે મહારથિયોની પાસે કાળ પણ પ્રાપ્ત થવા ભય પામે એમ હું માનું છું. હે કોટિકાસ્ય ! તે મારા પતિ તમારૂં સન્માન કરે છે પછી તમારે જ્યાં જવું હોય ત્યાં જજો, માટે તમે સર્વ વાહન ઉપરથી ઉતરી તેમને છોડો, કારણ મહાત્મા ધર્મ પુત્ર યુધિષ્ઠિર સર્વ તમરૂપ અતિથિને જોઇને અત્યંત પ્રસન્ન થશે. હે જનમેજય ! એ પ્રમાણે શૈબ્ય પુત્રને કહીને ચંદ્રમુખી દ્રુપદ પુત્રી દ્રૌપદીએ તેમનું આતિથ્ય કરવા વિષે ચિંતવન કરતાં સુંદર પર્ણશાળામાં પ્રવેશ કર્યો.

एतावदुक्त्वा द्रुपदात्मजा सा शैब्यात्मजं चंद्रमुखी प्रतीता ।
विवेशतां पर्णशालां प्रशस्तां संचिन्त्य तेषामतिथित्वमर्थे ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणी द्रौपदीवाक्ये गुर्जरभाषायां पंचषष्ठ्यधिकद्विशततमोऽध्यायः ॥ २६५ ॥

## અધ્યાય ૨૬૬ મો. દ્રૌપદી અને જયદ્રથ.

वैशंपायन उवाच—तथासीनेषु सर्वेषु तेषु राजसु भारत ।
यदुक्तं कृष्णया सार्धं तत्सर्वं प्रत्यवेदयत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા જનમેજય ! ત્યાર પછી પૂર્વની પેઠે બેઠેલા તે સર્વ રાજાઓની પાસે જઇને, કોટિકાસ્યે દ્રૌપદીની સંગાથે જે કહ્યું હતું, તે સર્વ કહી સંભળાવ્યું. તે સમય કોટિકાસ્યનાં વચન સાંભળીને જયદ્રથે તેને કહ્યું કે, જ્યારે તે સ્ત્રીને વિષે મારૂં મન આસક્ત થાય છે, ત્યારે તું તેની પાસેથી પાછો કેમ આવ્યો ? અરે ! તે સ્ત્રીને જોઈને હું, બીજી સ્ત્રીઓને વાંદરી સરખી માનું છું, એમ સત્ય કહું છું: કારણ તેણે પોતાના દેખાવે કરીજ મારૂં મન હરણ કર્યું છે માટે હે કોટિકાસ્ય ! જો તે મનુષ્ય હોય, તો તેના સંબંધી સર્વ વાતો કહે. કોટિકાસ્યે કહ્યું કે, હે શ્રેષ્ઠ રાજા જયદ્રથ ! એ મોટા યશવાળી દ્રુપદ રાજાની પુત્રી અને પાંચ પાંડવોની ઘણી માનિતી પ્રિય સ્ત્રી દ્રૌપદી છે, તેને ગ્રહણ કરીને તમે પોતાના સૌવીર દેશ પ્રત્યે જાઓ. વૈશંપાયન કહે છે—હે રાજન્ ! એ પ્રમાણે કોટિકાસ્યે વાક્ય કહ્યાં તે સાંભળીને જયદ્રથે તેને કહ્યું કે, હું દ્રૌપદીને પાસે જઇ જોઉં. હે જનમેજય ! એ પ્રમાણે કોટિકાસ્યને કહીને સૌવીર તથા સિંધુ દેશના પતિ દુષ્ટ ભાવવાળા જયદ્રથે, જેમ સિંહના સ્થાનને વિષે વૃકનામનું જાનવર પ્રવેશ કરે, તેમ પાંડવોના આશ્રમમાં પ્રવેશ કરી દ્રૌપદીને કહ્યું કે હે શ્રેષ્ઠ મુખવાળી ! તું કુશળ છે, તારા સર્વ ભરથાર કુશળ રોગ વગરના છે ? દ્રૌપદીએ કહ્યું કે હે રાજન્ ! રાષ્ટ્ર, કોશ તથા સેના સહિત તારૂં

કુશળપણું છે ? તું એકલો શિબી તથા સિંધુ દેશ સહિત સૌવીર અને તેં પોતે મેળવેલા બીજા સર્વ દેશોનું ધર્મે કરી પાલન કરે છે ? કુરૂ વંશમાં ઉત્પન્ન થએલા કુંતિ પુત્ર યુધિષ્ઠિર કું તથા તેના સર્વ ભાઈઓ કુશળ છે ? હે રાજપુત્ર ! હું તને પાદ્ય, આસન તથા પ્રાતઃકાળના ભોજન માટે પચાસ મૃગો આપું તે ગ્રહણ કર, અને જ્યારે મૃગયા કરીને યુધિષ્ઠિર રાજા આવશે, ત્યારે તને અનેક મૃગો આપશે. જયદ્રથે કહ્યું કે, મારૂં કુશળપણું છે, તેં પ્રાતઃકાળના ભોજન માટે કહેવારૂપ સર્વ આપ્યું. તું મારા રથમાં બેસ, અને અત્યંત સુખ પામ ! અરે ! સમૃદ્ધિ નાશ પામી છે જેની એવા, રાજ્ય હરાઈ ગયું છે જેનું એવા, કૃપણ થએલા, અસ્થિર ચિત્તવાળા તથા વનમાં રહેનાર પાંડવોનું તું સેવન કરવા યોગ્ય નથી; કારણ બુદ્ધિવાન સ્ત્રીઓ સમૃદ્ધિ વગરના સ્વામિમાં પોતાનું મન જોડતી નથી ! સ્ત્રીઓ પોતામાં ચિત્ત જોડનાર એવા પતિને વિષે ચિત્ત જોડે છે; પણ જ્યારે તેની સમૃદ્ધિ નાશ પામે ત્યારે તેનું સેવન કરતી નથી ! માટે સમૃદ્ધિ વગરના તથા દેશના રાજ્યથી અનેક વર્ષ પર્યંત ભ્રષ્ટ થએલા પાંડવોની તારે ક્લેશ પામવા માટે હવે ભક્તિ કરવી એ પુરી છે ! વાસ્તે હે શ્રેષ્ઠ કટિપશ્ચાત્ ભાગવાળી ! તું મારી સ્ત્રી થા, પાંડવોનો ત્યાગ કર, સુખ પામ અને મારા સહિત સમગ્ર સિંધુ સહિત સૌવીર દેશ પ્રત્યે ચાલ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે હૃદયને કંપાવે એવાં જયદ્રથે વાક્ય કહ્યાં, ત્યારે દ્રૌપદી ભ્રકુટિ ચઢાવીને, અરે ! લાજ પામ. એમ કહી તેનાં વાક્યનો તિરસ્કાર કરી તેની પાસેથી કંઇક દૂર ખસી ગઇ. પછી જેનો કંઇપણ અપયશ નથી એવી દ્રૌપદી પોતાના સ્વામી આવી પહોંચે એવી ઇચ્છાથી એક વાક્ય ઉપર બીજું વાક્ય એમ ઉત્તરોત્તર વાક્ય બોલતી તેને લોભ પમાડતી હતી.

**सा कांक्षमाणा भर्तॄणामुपयानमनिन्दिता ।**
**विलोभयामास परं वाक्यैर्वाक्यानि युञ्जती ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि जयद्रथद्रौपदी संवादे गुर्जरभाषायां षट्षष्टयधिकद्विशततमोऽध्यायः ॥ २६६ ॥**

---

## અધ્યાય ૨૬૭ મો. દ્રૌપદી હરણ.

**वैशंपायन उवाच—सरोषरागोपहतेन वल्गुना सरागनेत्रेण नतोन्नतभ्रुवा ।**
**मुखेन विस्फूर्य सुवीरराष्ट्रपं ततो ऽब्रवीद् द्रुपदात्मजा पुनः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી ક્રોધે કરી ઉત્પન્ન થએલી લાલયુક્ત મ્લાન, સુંદર અને લાલ નેત્ર હોવાથી ચડ ઉતર કરતી હતી ભ્રૂકુટિ જેને વિષે એવા પોતાના મુખે કરી નિશ્વાસ મૂકીને, સુવીર રાજાના દેશનું પાલન કરનાર જયદ્રથને કહેવા લાગી કે હે મૂઢ ! તું યશસ્વી, ઝેરી સર્પ સરખા ક્રોધી, મહારથિ, ઇંદ્ર સરખા પરાક્રમી, પોતાના ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન અને યક્ષ તથા રાક્ષસના સમૂહ પાસે પણ યુદ્ધ કરવા સ્થિર થઇ ઉભા રહેનાર મારા પતિઓની કંઇપણ ગણના નહીં કરીને, મને આવાં વાક્ય કહેતો લજવાતો કેમ નથી ? હે સુવીર ! શ્રેષ્ઠ પુરૂષો, સ્તુતિ કરવા લાયક પુરૂષ વનમાં અથવા ગૃહસ્થાશ્રમને વિષે રહેલો હોય, તોપણ તેને પાપરૂપ વચન કહેતા નથી; પણ તારા સરખા

શ્વાન પુરૂષ તપસ્વિ તથા પરિપૂર્ણ વિદ્યાવાનને તેં કહેલાં વાક્ય સરખાં વચન કહેવારૂપે ભાસે છે. અરે ! આ તારા ઉભેલા ક્ષત્રિય સમૂહને વિષે કોઇ પણ મોટા ખાડામાં પડતા એવા તને આજ તારો હાથ ઝાલી બચાવે એવો નથી એમ હું માનું છું ! અરે ! લાકડી માત્ર આયુધવાળા પુરૂષ સરખો તથા હિમાદ્રિ પર્વત પાસેની જમીન વિષે ફરનાર, પર્વતના સમૂહ સરખા અને જેના ભેદ પામેલા કુંભસ્થળમાંથી મદ ઝરતો હોય એવા હસ્તિ સરખા યુધિષ્ઠિરને જીતવાની આશા રાખનાર તું, મને મારા પતિના સમૂહમાંથી આકર્ષણ કરે છે ! અરે ! મૂર્ખાઇથી તું સુતેલા મહા બળવાન સિંહને પગની લાત મારીને તેના મસ્તક ઉપરના કેશને પોતાના મુખે કરી છેદ કર્યા સરખું આ કર્મ કરે છે: પણ જ્યારે મહા ક્રોધયુક્ત થયેલા ભીમસેનને દૃષ્ટિથી જોઇશ, ત્યારે ભાગી જઇશ એમાં સંદેહ નથી ! અરે ! તું મહાબળવાન, મહા ભયંકર, અત્યંત વૃદ્ધિ પામેલા, પર્વતની ગુફામાં ઉત્પન્ન થયેલા તથા સુતેલા સિંહને પગની લાત માર્યા સરખું આ કામ કરવા ઇચ્છે છે: પણ તને મહા પરાક્રમી ક્રોધ પામેલા અર્જુનની સાથે યુદ્ધ કરવું પ્રાપ્ત થશે ! વળી હે મૂર્ખ ! મદોન્મત્ત તું, તીક્ષ્ણ ફણાવાળા તથા બે જીભવાળા કાળા સર્પની પૂંછડીને વિષે લાત માર્યા સરખું કરે છે: તેથી પુરૂષોમાં ઉત્તમ અને યુધિષ્ઠિરાદિ પછી જન્મેલા પાંડવ નકુળ તથા સહદેવની સાથે યુદ્ધને પામીશ ! અરે ! તું, જેમ વાંસ તથા કેળનાં વૃક્ષ પોતાના નાશ માટે ફળવાન થાય છે, તેમ મારૂં હરણ કરવાની આશારૂપ ફળવાન થયો છે: પણ જેમ પાકેલાં ગર્ભવાળું કાકડશિંગીનું વૃક્ષ નાશ પામે, તેમ પાંડવોએ રક્ષા કરેલી મને હરણ કરવાને લીધે નાશ પામીશ ! જયદ્રથે કહ્યું કે હે દ્રૌપદી ! તેં મારી ઇચ્છા જાણી છે. પાંડુ રાજાના પુત્રો પાંડવો કહેવાય તે હું જાણું છું: પણ અમે તારી દેખાડેલી બીકથી ત્રાસ પામીએ તેમ નથી ! હે કૃષ્ણા ! દ્રવ્યના ભંડારને વૃદ્ધિ કરે એવાં કૃષિ, વણિકમાર્ગ, કિલ્લો, પાજ, હસ્તિબંધન, ધાતુઓની ખાણુ ખોદાવવી, પ્રજા પાસેથી કર લેવો અને શૂન્ય દેશમાં પ્રજા વસાવવી એ આઠ કર્મ છે, તે તથા પ્રભુ શક્તિ, મંત્ર શક્તિ, ઉત્સાહ શક્તિ, પ્રભુ સિદ્ધિ, મંત્ર સિદ્ધિ ઉત્સાહ સિદ્ધિ, પ્રભૂદય, મંત્રોદય અને ઉત્સાહનો ઉદય એ નવ શક્તિવાળા પુરૂષોના કુળમાં ઉત્પન્ન થયેલા તથા શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષિણ્ય, દાન અને ઐશ્વર્યતા એ છ ગુણે કરી પાંડવો કરતાં અધિક છીએ એમ માનનારા અમે, તેઓને તે છ ગુણ રહિત માનીએ છીએ: માટે તું જલદીથી હસ્તિ ઉપર અથવા રથમાં બેશ ! હે પાંચાળી ! તું વાણી માત્રે કરી અમને ત્રાસ પમાડવા સમર્થ નથી: અને હમણાં અથવા પાંડવોનો પરાજય થયા પછી કૃપણ વચન બોલતાં સૌવીરરાજ એવા મારી પાસે મારા પ્રસાદની પ્રાર્થના કર અથવા કરીશ ! દ્રૌપદિએ કહ્યું કે અરે ! હું મહા બળવાન છું તેને જયદ્રથ દુર્બલ માને છે ? અરે ! કૌરવ સભાને વિષે વસ્ત્રાકર્ષણ સમયે શ્રીકૃષ્ણે તે પૂરાં કર્યાં હતાં જેને એવી હું જગતમાં પ્રખ્યાત છું, તેનું જયદ્રથે આકર્ષણ કરવાથી તેને કદી પણ કૃપણતાનાં વાક્ય કહેનાર નથી ! કારણ એક રથમાં બેસીને શ્રીકૃષ્ણ તથા અર્જુન જેની શોધ કરનાર છે એવી મને, ઇંદ્ર પણ હરણ કરે તેમ નથી, ત્યારે કૃપણ એવો મનુષ્ય માત્ર કોણ હરણ કરનાર છે ? અરે હે જયદ્રથ ! તું મારૂં હરણ કરીશ, પણ ત્યાર પછી શત્રુના પરાક્રમને નાશ કરનાર અર્જુન રથમાં બેસીને દૃષ્ટિના મનને નાશ કરતાં, જેમ અગ્નિ વનને વિંટે, તેમ તારી સેનાને બાણે કરી વિંટશે ! અરે ! અંધક તથા વૃષ્ણિકુળ સહિત મહા પરાક્રમી શ્રીકૃષ્ણ અને મોટા ધનુષ્યધારી કેકયાદિ રાજવંશિ પુરૂષો મોટા હર્ષથી મારી શોધ કરનાર છે ! અરે હે દુષ્ટ ! અર્જુને ગાંડીવ ધનુષ્યમાંથી મૂકેલાં, મેઘ સરખી ભયંકર ગર્જનાવાળાં તથા અત્યંત વેગવાન બાણોનો શબ્દ હમણાં સંભળાશે ! અરે ! જ્યારે તું મહા

પરાક્રમી અર્જુનને તથા તેણે ગાંડીવ ધનુષ્યમાંથી મૂકેલાં અને પક્ષીના સમૂહની પેઠે જલદી વેગવાળાં બાણોને જોઈશ, ત્યારે તારી હમણાંની બુદ્ધિની નિંદા કરીશ ! અરે ! શંખનાદ કરનાર તથા ધનુષ્યની પ્રત્યંચા ખેંચનાર અર્જુન, જ્યારે બાણ મૂકતાં તારા ઉરસ્થળને વિષે તે પ્રાપ્ત કરશે, ત્યારે તારૂં મન કેવું થશે ! અરે ! હે અધમ ! તું, જ્યારે ગદા હાથમાં લઈ તારી સામે દોડતા એવા ભીમસેનને અને મારા હરણને નહીં સહન કરવાથી ઉત્પન્ન થયેલા ક્રોધરૂપી વિષને વમન કરતા એવા માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવને જોઈશ, ત્યારે મોટા તાપને પામીશ ! અરે ! જો હું અમૂલ્ય મારા પતિનો કોઈ દિવસે પણ મને કરી ત્યાગ નહીં કરતી હઉં, તો તે મારા સત્યપણાએ કરી તેઓએ વશ કરેલા તને દૃષ્ટિથી જોઈશ ! અરે ! હે નિર્લજ્જ એવા તું મને આકર્ષણ કરી લઈ જઈશ, તોપણ હું કશો ભય પામનાર નથી ! કારણ કુરૂકુળમાં મહા પરાક્રમી મારા પતિ મને તારાથી મુક્ત કરી કામ્યક વનને વિષે પાછી લાવશે ! વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે દ્રૌપદિયે જયદ્રથને વાક્ય કહ્યાં, તે સમય તેની આગેના કેટલાક પુરૂષ તેને ગ્રહણ કરવા લાગ્યા, તે જોઈને મોટાં નેત્રવાળીએ મને સ્પર્શ ન કરો એમ તેઓને કહી મોટા ભયથી પોતાના પુરોહિત ધૌમ્યને સભય શબ્દથી બોલાવ્યા. તે વેળા જયદ્રથ દ્રૌપદીનાં ઉત્તરીય વસ્ત્રને ગ્રહણ કરવા લાગ્યો, ત્યારે તેણે તેનો આક્ષેપ કર્યો, જેથી જેમ મૂળ છેદ પામેલું વૃક્ષ પૃથ્વી ઉપર પડે, તેમ પડી ગયો. ત્યાર પછી જ્યારે જયદ્રથે ઉઠીને મહા બળથી દ્રૌપદીને ગ્રહણ કરી ખેંચી, ત્યારે તે રાજપુત્રી વારંવાર મોટા નિશ્વાસ મૂકતી ધૌમ્યના પાદવંદન કરી તેના રથમાં બેઠી. તે વખત ધૌમ્યે જયદ્રથને કહ્યું કે હે જયદ્રથ ! તું મહારથિ પાંડવોને જીત્યા વગર આ દ્રૌપદીને લઈ જવા સમર્થ નથી ! અરે ! તું ક્ષત્રિયના પરંપરાના ધર્મને જો ! અરે ! હમણાં તો આ દ્રૌપદીનું હરણ કરવારૂપ ક્ષુદ્ર પાપ કરે છે, પણ જ્યારે મહા પરાક્રમી યુધિષ્ઠિરાદિ પાંડવો તને પ્રાપ્ત થશે, ત્યારે તેના ફળને પામીશ ! વૈશંપાયન કહે છે—હે રાજન્ ! એ પ્રમાણે કહીને ધૌમ્ય, હરણ કરાયલી મોટા યશવાળી રાજપુત્રી દ્રૌપદીની પાંસે જયદ્રથની સેનાના પદાતિ પુરૂષોના ગણમાં મળી જવા લાગ્યા.

इत्युक्त्वा ह्रियमाणां तां राजपुत्रीं यशस्विनीं ।
अन्वगच्छत्तदा धौम्यः पदाति गणमध्यगः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि द्रौपदीहरणे गुर्जरभाषायांसप्तषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥२६७॥

## અધ્યાય ૨૬૮ મો. દ્રૌપદીની વ્હારે પાંડવો.

वैशंपायन उवाच-ततो दिशः सम्प्रविहृत्य पार्था मृगान्वराहान्महिषांश्च हत्वा ।
धनुर्धराः श्रेष्ठतमाः पृथिव्यां पृथक् चरंतः सहिता बभूवुः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી ધનુષ્યધારીમાં શ્રેષ્ઠ પાંડવો સર્વ દિશામાં વિહાર કરતાં મૃગ, વરાહ તથા પાડાઓને નાશ કરી પૃથ્વીને વિષે જૂદા જૂદા ફરતાં સર્વ ભેગા થયા. પછી તેઓ મૃગ તથા સર્પના ગણવાળાં અને પક્ષિઓ જેમ શબ્દ કરતા હતા એવા દ્વૈત વનમાં આવ્યા: ત્યારે મૃગોના શબ્દ સાંભળીને યુધિષ્ઠિરે પોતાના ભાઈઓને

કહ્યું કે હે બંધુઓ! આ મૃગ તથા પક્ષિઓ સૂર્યે પ્રકાશ કરેલી દિશા પ્રત્યે આવીને, આપણને મોટો ઉદ્યોગ કરવાનું તથા આપણા શત્રુએ કામ્યક વનને પરાભવ કર્યો છે એમ સૂચવતાં ક્રૂર શબ્દ બોલે છે, માટે હવે આપણે એટલાં મૃગાદિ નાશ કર્યાં એ ઘણું છે એથી નિવૃત્ત પામો; કારણ મારૂં મન ઘણું દુખાય છે તથા તાપ પામે છે અને મારા શરીરમાં રહેલો ક્રોધ સહિત પ્રાણ મારી બુદ્ધિને આકર્ષણ કરી ઉછળે છે! અરે હે ભાઇઓ! મને ગરૂડે હરણ કરેલા સર્પવાળાં સરોવર તથા શત્રુઓએ હરણ કરી લીધેલી લક્ષ્મી એવા રાજા વગરના દેશ સરખું કામ્યક વન થયું હોય એમ જણાય છે! માટે આપણે જેમ જળના કુંભને લઇ જતી એવી કોઇ દાસીને જોઇને હસ્તિનો માવત, તેના અજાણમાં તેની પછવાડે પોતાના હસ્તિને મૂકી તેનાથી તેમાંના જળને પીવડાવી આપે, ત્યાર પછી તે સ્ત્રી જળ વગરના થયેલા કુંભને જૂવે, તેમ આપણું દ્રવ્યરૂપ આપણી સ્ત્રી દ્રૌપદીનું હરણ થયું હશે જેને વિષેથી એવા તે વનને દેખશું એમા સંદેહ નથી! હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું તે સાંભળીને, સિંધ દેશમાં ઉત્પન્ન થયેલા તથા વાયુ સરખી ઉગ્ર ગતિ કરનાર અશ્વો જેમાં જોડયા હતા એવા સુંદર રથમાં બેઠેલા સર્વ મનુષ્યોમાં શૂરવીર પાંડવો, પોતાના આશ્રમ ભણી જવા લાગ્યા. તે સમય તેઓની ડાબી બાજુએ સમિપ બેસીને સસલા નામના જાનવરે મોટા શબ્દથી તેઓને કહ્યું કે તમો નિવૃત્ત થાઓ. એવાં તે જાનવરનાં વચન સાંભળી પોતાના મનમાં વિચાર કરીને યુધિષ્ઠિર રાજાએ, ભીમસેન તથા અર્જુનને કહ્યું કે, હે ભીમ! હે અર્જુન! આ સસલો પક્ષી આપણી ડાબી બાજુ સાંનિધ્ય બેસીને આવાં વાકય કહે છે, માટે આપણા શત્રુ પાપી કૌરવોએ આપણને નહીં ગણકારીને આપણો કાંઇ પણ પરાભવ અવશ્ય કર્યો છે એમાં શંકા નથી એમ હું માનું છું! હે પરિક્ષિતના પુત્ર! એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વાકય સાંભળી અરણ્યને વિષે મૃગયા કરીને સર્વ પાંડવો કામ્યક વન વિષેના પોતાના નિવાસ સ્થાન સાંનિધ્ય આવ્યા; અને તેઓએ પોતાની પ્રાણપ્રિયા દ્રૌપદીની અત્યંત પ્રિય એવી ચાકરની સ્ત્રીને રૂદન કરતી જોઇ. તે સમય હે રાજન્! યુધિષ્ઠિરનો ઇંદ્રસેન નામનો સારથિ રથમાંથી ઉતરી ઉતાવળથી તે સ્ત્રીની પાસે જઇ તેને પૂછવા લાગ્યો કે અરે! તું પૃથ્વી ઉપર પડીને કેમ રૂદન કરે છે? દીનતાયુક્ત થયેલું તારૂં મુખ કેમ સુકાઇ ગયું છે? અરે! અત્યંત પાપી તથા નિર્લજ કર્મ કરનાર કોઇએ રાજપુત્રી દ્રૌપદીનું હરણ કર્યું તો નથી? જે સ્તુતિ કરવા લાયક તથા મોટા નેત્રવાળી દ્રૌપદી કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવોને પોતાના શરીર સમાન છે! અરે! જો મારા કહેવા પ્રમાણે દ્રૌપદીને થયું હશે, તો તેણે પૃથ્વીમાં અથવા સમુદ્રમાં પ્રવેશ કર્યો હશે, વા સ્વર્ગને વિષે ગઇ હશે, તો પણ તેની શોધ કરવા માટે પાંડવો જશે એમાં સંશય નથી; કેમકે તેવી રીતે તાપ પામેલા ધર્મ પુત્ર યુધિષ્ઠિર જણાય છે! અરે! શત્રુઓને દમન કરનાર, કલેશ સહન કરનાર તથા કોઇથી પણ પરાજય નહીં પામેલા તેઓની પ્રાણપ્રિયા દ્રૌપદીનું, જેમ કોઇ મૂઢ પુરૂષ કોઇના દેહ કરતાં પણ અત્યંત પ્રિય એવા રત્નને હરણ કરે, તેમ હરણ કરનાર કોણ છે? જે મૃગયા કરવામાં હૃદયવાન પાંડવોની સનાથ સ્ત્રીને જાણતો નથી! અરે! આજ પાંડવોએ મૂકેલાં તીક્ષ્ણ બાણ કેના શરીરને ભેદ કરી પૃથ્વીમાં પ્રવેશ કરશે! અરે! તું દ્રૌપદી સંબંધી કશો શોચ કર માં, તે પાછી આવશે! પાંડવો પોતાના સર્વ શત્રુને નાશ કરીને દ્રૌપદી સહવર્તમાન થશે એમાં શંકા નથી! હે જનમેજય! એ પ્રમાણે ઇંદ્રસેને વાકય કહ્યાં, ત્યાર પછી પોતાના મુખને હાથે કરી લૂછીને દાસીએ તેને કહ્યું કે હે ઇંદ્રસેન! જયદ્રથ ઇંદ્ર સરખા પાંચ પાંડવોને નહીં ગણ-

કરીને, બળાત્કારથી દ્રોપદીને હરણ કરી આ નવીન માર્ગને વિષે ગયા છે, જેથી અનેક વૃક્ષો ભાંગી પડ્યાં છે તથા કરમાઈ પણ ગયાં છે! માટે સર્વ પાંડવો કવચ તથા શસ્ત્ર ધારણ કરીને તેની વાંસે જાઓ, હજી દ્રુપદ પુત્રી દૂર ગઈ નથી! અરે! જયદ્રથની નિર્ભર્ત્સના તથા હઠે કરી મોહ પામેલી ભયયુક્ત ચિત્તવાળી તથા શુષ્ક મુખવાળી દ્રોપદિએ અયોગ્ય કોઈ પુરૂષને અંગસંગ પ્રાપ્ત નથી કર્યો. તે પહેલાં જલદીથી તેની વારે ચઢો; કારણ જેમ શ્રેષ્ઠ ઘૃતથી ભરેલા સ્રૂવને ભસ્મ સ્પર્શ કરવા લાયક નથી, તેમ તેના અંગનો પણ કોઈ સ્પર્શ કરવા યોગ્ય નથી! અરે! જેમ શાળાના ફોતરાંના અગ્નિને વિષે ઘૃત હોમાય, સ્મશાનને વિષે પુષ્પ વેરાય, બ્રાહ્મણોની ગફલતાથી યજ્ઞમાંની સોમવલ્લિને શ્વાન ચાટે તથા શૃગાળ નામનું જાનવર મોટી મૃગયા કરી કમળના પુષ્પવાળી તળાવડીમાં સ્નાન કરે, તેમ એ અયોગ્ય કામ બને છે! પણ જેમ યજ્ઞમાં હોમવાના પુરોડાશને શ્વાન સ્પર્શ કરી શકે નહીં, તેમ પાંડવ પ્રિયાના સુંદર નાસીકાવાળા, ચંદ્ર સરખી પ્રભાવાળા અને સર્વ પ્રસન્ન મુખને અશુભકારી કોઈ પણ પરપુરૂષ સ્પર્શ કરો મા! માટે સર્વ પાંડવો ઉતાવળથી દ્રોપદીની વારે આ માર્ગે કરી જાઓ અહીં હમણાં વિલંબ કરવો યોગ્ય નથી! યુધિષ્ઠિરે કહ્યું કે હે કલ્યાણરૂપ! તું દૂર ખસી જા, બોલતો બંધ થા, અમને પરૂષ વાક્ય બોલ નહીં! અરે! દ્રોપદીને હરણ કરી લઈ જનાર કોઈ રાજા અથવા રાજપુત્ર હશે, તોપણ તે તારા સ્વજન સરખા અમારાથી વધરૂપ ફળતાને પામશે! વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે દાસીને કહીને યુધિષ્ઠિરાદિ સર્વ પાંડવો ત્યાંથી પાછા ફરી સર્પ સરખા મોટા શ્વાસોશ્વાસ લેતા તથા પોતાના મોટા ધનુષ્યની પ્રત્યંચાના શબ્દ કરતા, જે માર્ગે જયદ્રથ દ્રોપદીને હરણ કરી લઇ ગયો, તે માર્ગ પ્રત્યે ગયા. ત્યારે તેઓએ જયદ્રથની સેનામાંના અશ્વાદિ ચાલતા વાહનોથી ઉડતી રજને તથા ત્યાર પછી પદાતિની મધ્યમાં ચાલ્યા જતા એવા અને વારંવાર હે ભીમ! જલદી પાંચાળીની વ્હાર કરવા દોડો એમ પોકાર કરતા એવા ધૌમ્યને જોયા. પછી કિંચિત્ દીનતાયુક્ત અંતકરણવાળા પાંડુ રાજાના પુત્રો પાંડવોએ ધૌમ્યને સાંત્વના કરીને, જેમ પોતાના વિભાગરૂપ આમિષને લઇ જતા શ્યેન પક્ષી ઉપર બીજા પક્ષી ધસારો કરે, તેમ તે સેનામાં ધસારો કર્યો. તે સમય દ્રોપદીનું હરણ થવાથી ક્રોધ પામેલા ઇંદ્ર સરખા પરાક્રમી પાંડવોને, જયદ્રથને તથા તેના રથમાં બેઠેલી પોતાની સ્ત્રીને જોવાથી અત્યંત ક્રોધ વૃદ્ધિ પામ્યો. અને મોટા ધનુષ્યધારી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવે સિંધુ દેશના રાજા જયદ્રથને મોટા શબ્દથી તરછોડવાનાં વાક્યથી બોલાવ્યો; ત્યારે શત્રુની સેનાના પુરૂષો તેઓને જોઇને દિગ્મૂઢ બની ગયા.

प्रमुञ्चस्वाप्यथ सिन्धुराजं वृकोदर भीम धनंजय च ।
यमौ च राजा च महा[illegible]स्ततो दिशः सं मुमुचुः परेषां ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि पार्थागमने गुर्जर-भाषायामष्टषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥ २६८ ॥

---

## અધ્યાય ૨૬૯ મો. પાંડવોની વ્હાર.

वैशंपायन उवाच—ततो घोरतरः शब्दो वने समभवत्त[illegible] ।
भीमसेना[illegible] दृष्ट्वा [illegible]क्षत्रियाणाममर्षिणां ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી ભીમસેન તથા અર્જુનને જોઇને મહા ક્રોધયુક્ત થયેલા તે ક્ષત્રિયોએ વનને વિષે અત્યંત ભયંકર શબ્દ કર્યો તે સમય કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવોના રથની ધ્વજાઓને જોઇને તેજહીન થયેલા જયદ્રથે પોતાના રથમાં બેઠેલી યાજ્ઞસેનીને કહ્યું કે—હે કૃષ્ણે! આ પાંચ મહારથિ પુરૂષો આવે છે. તે તારા પતિ હશે, તું તેમને જાણે છે, માટે એક બીજાની પછવાડે રથમાં બેઠેલા કોણ છે? તે મને કહે. દ્રૌપદિએ કહ્યું કે હે મૂઢ! તું પોતાના દેહને મૃત્યુ પ્રાપ્ત કરે એવું કર્મ કરીને, તને મોટા ધનુષ્યધારી તેઓને ઓળખવાની શી જરૂર છે! એ મહાશૂરવીર મારા પતિ છે, જે મળીને યુદ્ધને વિષે તારી સેનાના યોદ્ધાઓને અવશેષ રાખે તેમ નથી! અરે! પોતાના ભીમસેનાદિ કનિષ્ટ બંધુ સહિત યુધિષ્ઠિરને જોતી એવી મને કંઇ પણ વ્યથા અથવા તારો ભય નથી! તેથી મરવાની ઇચ્છાવાળા તને હું તારા પૂછવાથી સર્વ કહું છું; કારણ પૂછનારને ઉત્તર આપવો એવો ધર્મ છે! અરે! જેના રથની ધ્વજાને વિષે નંદ તથા ઉપનંદ નામનાં શ્રેષ્ઠ બે મૃદંગ શબ્દ કરે છે એવા સુકૃતિવાન પુરૂષો સ્વધર્મના અર્થના નિશ્ચયને જાણનાર જેની વાંસે સદૈવ ગતિ કરે છે એવા, જાંબૂનદ નામના પર્વત સરખા શુદ્ધ ગૌરવર્ણવાન, સુંદર નાસીકાયુક્ત દેહવાન, મોટા નેત્રવાન, તથા કુરૂકુળમાં શ્રેષ્ઠ ધર્મ પુત્ર યુધિષ્ઠિર કહેવાય છે તે આ મારા પતિ છે. જે મનુષ્યોમાં સિંહરૂપ અને ધર્મચારી પોતાની શરણ આવેલાની રક્ષા કરે છે! માટે હે મૂઢ! તું પોતાના બચાવ વાસ્તે હથિયારનો ત્યાગ કરી હાથ જોડીને, ધર્મરાજ યુધિષ્ઠિરની શરણ જા! હે અધમ! યુધિષ્ઠિરની પછવાડેના રથમાં બેઠેલા, મોટી ભુજાવાન, સાગ વૃક્ષ સરખા મોટા વૃદ્ધિ પામેલા દેહવાન, દાંતે કરી હોઠ દાબ્યા છે જેણે એવા તથા ઉત્પન્ન થયેલા ક્રોધથી ચડેલી ભ્રકુટીના યોગે કરી મળી છે બે ભમર જેની એવાને તું જૂવે છે, તે ભીમસેન નામના મારા પતિ છે તેને મહા બળવાન તથા શ્રેષ્ઠ ગુણવાન અશ્વો વહન કરે છે, તેનાં બીજા મનુષ્યોથી ન બની શકે એવાં કર્મ છે તેથી ભીમ એવું નામ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ થયું છે! અરે! તે આ ભીમસેન મારા પતિનો અપરાધ કરનાર કોઇ પણ પુરૂષાદિ જીવતો રહેતો નથી, તે વૈરને કદી પણ વિસ્મરણ કરતા નથી તથા વૈરનો અંત લીધા પછી પણ તેનો ક્રોધ સમાતો નથી એટલે અપરાધિના પુત્રપૌત્રાદિને પણ નાશ કરે એવા મહા ક્રોધી છે! અરે હે દુષ્ટ! ધનુષ્યધારીમાં મુખ્ય, ધૈર્યવાન, યશસ્વી, જીતેંદ્રિય, વૃદ્ધ પુરૂષોનું સેવન કરનાર, મનુષ્યોમાં મહા પરાક્રમી, યુધિષ્ઠિરના કનિષ્ટ બંધુ તથા તેના શિષ્યરૂપ આ અર્જુન મારા પતિ છે; જે કામ, ભય અને લોભથી પોતાના સ્વધર્મનો ત્યાગ તથા નિર્લજ્જ સરખું કામ કદી કરતા નથી. અગ્નિ સરખા તેજસ્વી છે તથા શત્રુના સમૂહને નાશ કરનાર છે! અરે! સર્વ ધર્મના અર્થનો નિશ્ચય જાણનાર, ભયે કરી પીડિતનો ભય નાશ કરનાર, બુદ્ધિમાન્, જેનું પૃથ્વીને વિષે ઉત્તમ સ્વરૂપ કહેવાય છે, જેની યુધિષ્ઠિરાદિ પાંડવો રક્ષા કરે છે, તેઓને પોતાના પ્રાણ કરતાં પણ જે અધિક પ્રિય તથા તેઓનો આશ્રય કરી રહેનાર આ નકુળ નામના મારા પતિ છે; જે શૂરવીર, અસ્ત્રવિદ્યા શિખેલા અને ધર્મરાજનું પ્રિય કરનારનાં તું આજ યુદ્ધમાં ઇંદ્ર સરખાં પરાક્રમને જોઇશ! હે મૂઢ! તલવારે કરી યુદ્ધ કરનાર, યુદ્ધમાં અત્યંત ચતુરાઇથી પોતાના હસ્તનું પરાક્રમ દેખાડનાર, બુદ્ધિમાન્, પાંડવોએ રક્ષા કરેલા, ચંદ્ર તથા સૂર્ય સરખા તેજસ્વી, યુધિષ્ઠિરાદિ પાંડવોની પછી જન્મેલા, તેમને પ્રિય, જેની બુદ્ધિ સરખી કોઇની પણ બુદ્ધિ નથી એવા, સત્પુરૂષોની મધ્યે ભાષણ કરનાર, પોતાના નિશ્ચયને જાણનાર, શૂરવીર તથા નિત્ય ક્રોધી આ સહદેવ નામના

મારા પતિ છે; તે પોતાના પ્રાણનો ત્યાગ કરે અથવા અગ્નિમાં પ્રવેશ કરે પણ કોઇ દિવસે ધર્મભ્રષ્ટ વાક્ય બોલતા નથી ! વળી સહદેવ મોટા વિચારવાન, સ્વધર્મનિષ્ઠ, કુંતીને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય અને મનુષ્યોમાં મહા પરાક્રમી છે ! માટે સમુદ્રમાં મહા મત્સ્ય વાંસા ઉપર પ્રાપ્ત થયેલા રત્નથી ભરેલા નાવ સરખી પાંડવોએ નાશ કર્યા છે યોદ્ધાઓ તેને વિષે એવી તથા અત્યંત ક્ષોભ પામેલી આ તારી સેનાને તું દૃષ્ટિથી જોઈશ ! અરે ! તું મોહથી જેઓની કંઇ પણ ગણના નહીં કરીને આવાં કર્મને વિષે પ્રવર્ત થયો છે, તે મારા પતિ પાંડુ રાજાના પુત્ર પાંડવો મેં તને કહ્યા, તેઓથી કદી જીવતો મુકાઇશ તો જીવતાંજ ફરી જન્મ પ્રાપ્ત થયો એમ તારે માનવું ! વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યારપછી ઇંદ્ર સરખા મહા ક્રોધ પામેલા પાંચ પાંડવોએ ત્રાસ ઉપજવાથી હાથ જોડયા હતા જેઓએ એવા પદાતિ વર્ગનો ત્યાગ કરીને, સર્વ સૈન્યને આરંભી ચારે કોરથી બાણના વર્ષાદથી અંધકાર કર્યો.

**ततः पार्थाः पंच पंचेंद्रकल्पास्त्यक्त्वा त्रस्तान्प्रांजलींस्तान्पदातीन् ।**
**यथा निकंदार वर्षांधकारं चक्रुः क्रुद्धाः सर्वतः संनिगृह्य ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि [illegible]पदीवाक्ये गुर्जरभाषायामूनसप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ २६९ ॥**

## અધ્યાય ૨૭૦ મો. જયદ્રથનું યુદ્ધમાંથી નાસી જવું.

**वैशंपायन उवाच—संतिष्ठत प्रहरत तूर्णं विपरिधावत ।**
**इतिस्मसैंधवो राजा चोदयामास तान्नृपान् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે સમય સિંધુ દેશના રાજા જયદ્રથે પોતાની સાથેના રાજાઓને કહ્યું કે, તમો આ શત્રુની સામે ઉભા રહો, અને તેઓને ચારે કોરથી દોડી પ્રહાર કરો ! તે સમય તેની સેનામાંના પુરુષોએ યુધિષ્ઠિર સહિત ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવને જોઇને યુદ્ધના આરંભને વિષે મોટા ભયંકર સભય શબ્દ કર્યો. વળી શિબી, સૌવીર તથા સિંધુ દેશના રાજાઓને સિંહ સરખા બળવાન તથા યુદ્ધમાં સિંહ સરખા પાંડવોને જોવાથી મોટા વિષાદની પ્રાપ્તિ થઇ. તે વખત સુવર્ણના પાટાથી ચળકતી એવી લોહની ગદા હાથમાં લઇને ભીમસેન, સિંધુ દેશના રાજા જયદ્રથની સામે યુદ્ધ કરવા જવા લાગ્યો. ત્યારે તેની સામે કોટિકાસ્ય નામના રાજાએ આવીને, તેની ઉપર શક્તિ, તોમર તથા નારાચ બાણ મૂક્યાં; જેથી તે કંઇ પણ સભય થયો નહીં. પછી ભીમસેને જયદ્રથની સેનાના અગ્ર ભાગ વિષેના ચૌદ પદાતિને તથા એક હસ્તિ સહિત તે ઉપર બેઠેલા યોદ્ધાને ગદાએ કરી નાશ કર્યા. અર્જુને યુદ્ધમાં જયદ્રથની પ્રાપ્તિ થવા સારૂ તેની સેનામાંના પર્વત ઉપર રહેનારા પાંચસો પરાક્રમી યોદ્ધાઓને નાશ કર્યા. તે સમય યુધિષ્ઠિર રાજાએ યુદ્ધને વિષે સુવીર દેશમાં રહેનારાઓ મધ્યે શ્રેષ્ઠ તથા મોટા પ્રહાર કરનાર એવા એકસો યોદ્ધાને મેષોન્મેષ માત્રમાં નાશ કર્યા. એ પ્રમાણે પોતાના જ્યેષ્ઠ બંધુઓએ કરેલાં પરાક્રમ જોઇને નકુળે પોતાના રથમાંથી ઉતરી હાથમાં તરવાર લઇ તેનાથી પદાતિઓનાં મસ્તક છેદ્યાં તેમજ સહદેવે પણ રથમાં બેસીને, હસ્તિ ઉપર

બેઠેલા યોદ્ધાઓની સામે જઇ તેમને નારાચ બાણે કરી, જેમ પારધી વૃક્ષ ઉપરથી મધપૂડાને પાડે, તેમ પાડયા. ત્યારે ત્રિગર્ત રાજા પોતાના રથમાંથી ઉતરીને, ગદાએ કરી યુધિષ્ઠિરના રથમાંના ચાર અશ્વોને નાશ કરી તેમની સામે દોડયો. તે સમય પોતાની નજદીક પ્રાપ્ત થયેલા તે રાજાને જોઇને યુધિષ્ઠિરે, તેના ઉરસ્થળને વિષે એક અર્ધચંદ્રકાર બાણ માર્યું, જેથી ભેદ પામેલા હૃદયવાળો તે મોઢેથી રૂધિર ઓકતાં જેમ મૂળ છેદાવાથી વૃક્ષ પડે, તેમ તેની સન્મુખ પડયો. ત્યાર પછી યુધિષ્ઠિર રાજા પોતાના રથના અશ્વો નાશ પામવાને લીધે ઇંદ્રસેન સારથિ સહિત વાહનમાંથી ઉતરીને સહદેવના ઉત્તમ રથમાં જઇ બેઠા. તે વખત ક્ષેમંકર તથા મહામુખ નામના યોદ્ધાઓ નકુળનો લક્ષ કરીને, તેની ઉપર તીક્ષ્ણ બાણનો વર્ષાદ કરવા લાગ્યા અને અસંખ્ય તોમર પણ મૂકવા લાગ્યા; જેથી કંઇ પણ ભય નહીં પામીને તેણે એક એકને પ્રહાર કરી નાશ કર્યાં. તે સમય હસ્તિ ઉપર બેસવામાં ચતુર ત્રિગર્ત દેશના રાજા સુરથે નકુળના રથની ધુંસરીની પાસે આવી તેની ઉપર હસ્તિ ફેંક્યો. તે જોઇને કંઇ પણ ભય નહીં પામેલો નકુળ, પોતાના રથમાંથી ઉતરી હાથમાં ઢાલ તલવાર ગ્રહણ કરી પર્વતના જેવું ઉંચા સ્થાન પ્રત્યે જઇ ઉભો. તે જોઇને સુરથે તેને નાશ કરવા સારૂ તેની સામે ઉંચી સૂંઢવાળો મહા ક્રોધી હસ્તિ મૂકયો; જેની દાંત સહિત સૂંઢને તેણે તરવારે છેદી તેથી તે મોટા શબ્દ કરતાં ઉપર બેઠેલા માવતને નીચે ફગાવી નિચું મોઢું કરી પૃથ્વી ઉપર પડયો. હે રાજન્ ! એ પ્રમાણે માદ્રીપુત્ર મહા શૂરવીર નકુળ મહત્કર્મ કરીને, ભીમસેનના રથમાં જઇ બેસી સુખને પામ્યો. હવે ભીમસેને યુદ્ધમાં પોતાની સામે પ્રાપ્ત થયેલા કોટિકાસ્યના રથના અશ્વોને નિયમમાં રાખનાર સારથીના મસ્તકને બાણે કરી છેદ કર્યું, તેથી તે મૃત્યુ પામ્યો. તેની તે કોટિકાસ્ય રાજાને કંઇ ખબર પડી નહીં, અને સારથી નાશ પામવાથી તેના રથના અશ્વો યુદ્ધમાં ચારે કોર ભાગવા લાગ્યા. પછી સારથી નાશ પામેલો અને યુદ્ધમાં વિમુખ થયેલા કોટિકાસ્ય રાજાની વાંસે જઇને ભીમસેને, તેને પ્રાસે કરી પ્રહાર કર્યો. અર્જુને ભાલાથી સુવીર રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા જયદ્રથના સર્વ બાર ભાઇઓના ધનુષ્યને તથા મસ્તકને કાપી નાખ્યાં. વળી યુદ્ધમાં અતિરથિ અર્જુને પોતાના બાણના લક્ષ્યમાં આવેલા શિબિ, ઇક્ષ્વાકુ તથા ત્રિગર્ત રાજાના વંશમાંના અને સિંધુ દેશમાં જન્મેલા ઘણા યોદ્ધાઓ નાશ કર્યા વળી અર્જુને નાશ કરેલા પતાકા સહિત હસ્તિ, ધ્વજા સહિત રથ, મસ્તક વગરના દેહ યુદ્ધ ભૂમિમાં પડયા હતા, તેથી તે છવાઇ ગઇ હતી, જેને વિષે નાશ પામી પડેલા શૂરવીરોનાં માંસ તથા રૂધિરે કરી શ્વાન, ગૃધ્ર, બગલા, વરાહ, સસલાં તથા કાગડાદિ જાનવર તૃપ્ત થયાં સૈન્ય નાશ પામ્યું તે જોઇને જયદ્રથને દ્રૌપદીને મૂકી આપી નાસી જવાની ઇચ્છા થઇ. ત્યારે મનુષ્યોમાં અધમ જયદ્રથ, પોતાનું સૈન્ય પરાભવ પામ્યું, ત્યારે દ્રૌપદીને પોતાના રથમાંથી ઉતારી મૂકીને, પોતાના પ્રાણની રક્ષા કરવા સારૂ ભાગી ગયો. તે સમય માદ્રીના પુત્ર સહદેવ સહિત યુધિષ્ઠિર રાજાએ, ધૌમ્યને મુખ્ય કરી ચાલી આવતી એવી દ્રૌપદીને જોઇને રથમાં બેસાડી. હે ભારત ! જયદ્રથ ભાગી ગયો તે જોઇને તેની સર્વ સેના પણ વિમુખ થઇ નાસવા લાગી. ત્યારે ભીમસેન તે સેનાને નારાચી બાણે મારવા લાગ્યો, તે તથા ભાગી ગયેલા જયદ્રથને જોઇને અર્જુને તેને તેમ કરવાથી અટકાવતાં કહ્યું કે હે બંધુ ભીમસેન ! તું જેના અપચારે કરી આપણને આ કલેશ પ્રાપ્ત થયો એવા જયદ્રથને દેખાતો નથી, માટે તમે તે કયાં ગયો તેની શોધ કરો. આ યોદ્ધાઓને નાશ કરવાથી શું ફળ છે ? તમે, જેમ માંસ વગરના પક્ષીની સામે બીજા પક્ષી ધસારો કરે, તેમ કરવાની ઇચ્છા કેમ કરો છો ?

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે બુદ્ધિવાન્ અર્જુને કહ્યું ત્યારે ભીમસેને યુધિષ્ઠિરને જોઈને કહ્યું કે હે બન્ધુ ! જેના યોદ્ધાઓ નાશ પામ્યા છે એવા આપણા શત્રુઓ દિશા દિશા પ્રત્યે ભાગી ગયા છે, માટે તમે નકુળ, સહદેવ તથા ધૌમ્ય સહિત દ્રૌપદીને સાથે લઈ અહીંથી આશ્રમ પ્રત્યે જાઓ અને પરિસાંત્વના કરો. સિંધુ દેશનો રાજા મૂઢ જયદ્રથ કદી પાતાળમાં હશે અને તેનો સારથિ ઇંદ્ર હશે તો પણ મારાથી જીવતો મુકાશે નહીં ! યુધિષ્ઠિરે કહ્યું કે હે ભીમસેન ! સિંધુ દેશનો રાજા જયદ્રથ દુષ્ટાત્માવાન છે, તો પણ તારે દુઃશલા તથા યશસ્વી ગાંધારીનું સ્મરણ રાખીને તેને મારવો નહીં. વૈશંપાયન કહે છે—હે ભારત ! એ પ્રમાણે યુધિષ્ઠિરે ભીમસેનને વાક્ય કહ્યાં તે સાંભળીને આકુળવ્યાકુળ થઈ હતી ઇંદ્રિય જેની એવી દ્રૌપદિએ ક્રોધથી પોતાના પતિ ભીમસેન તથા અર્જુનને કહ્યું કે, હે પ્રાણપતિ ભીમાર્જુન ! જો તમારે મારું પ્રિય કરવું હોય, તો પુરુષ માત્રમાં અધમ, પાપી, દુષ્ટ મતિવાન તથા પોતાના કુળમાં કલંકરૂપ સિંધુ દેશના રાજા જયદ્રથનો નાશ કરવો; કારણ સ્ત્રી તથા રાજ્યનો હરણ કરનાર શત્રુ પ્રાર્થના કરે, તોપણ તેને યુદ્ધમાં કદી છોડવો નહીં એ ન્યાય છે ! હે જનમેજય ! એ પ્રમાણે દ્રૌપદીનાં વચન સાંભળીને ભીમસેન તથા અર્જુન જે દિશામાં જયદ્રથ ભાગી ગયો હતો, તે દિશા પ્રત્યે ગયા; અને પોતાના પુરોહિત ધૌમ્ય સહિત યુધિષ્ઠિર દ્રૌપદીને સાથે લઈને પોતાના આશ્રમ ભણી ચાલ્યા. ત્યારે ચટાઈ તથા વિપ્રોનાં છત્ર વેરાઈ પડયાં હતાં જેને વિષે એવા તથા એકાગ્ર મનથી દ્રૌપદીનોજ શોચ કરતા એવા માર્કંડેયાદિ બ્રાહ્મણો જેને વિષે બેઠા હતા એવા પોતાના નિવાસસ્થાન પ્રત્યે નકુળ તથા સહદેવ ભાઈઓ અને દ્રૌપદી સહિત યુધિષ્ઠિર રાજા આવ્યા. તે સમય સર્વ બ્રાહ્મણો સિંધુ તથા સૌવીર દેશના મહા પરાક્રમી રાજાઓને જીતીને દ્રૌપદીને પાછી લાવ્યા એવા યુધિષ્ઠિરને જોઈને અત્યંત હર્ષ પામ્યા. પછી યુધિષ્ઠિર રાજા માર્કંડેયાદિ બ્રાહ્મણોની વચમાં બેઠા, અને નકુળ તથા સહદેવ સહિત દ્રૌપદિએ પણ પોતાના તે નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો. હવે ભીમસેન તથા અર્જુન એક ગાઉ ઉપર ગયેલા પોતાના શત્રુ જયદ્રથને સાંભળીને, પોતાના રથના અશ્વોને પોતે અત્યંત ચલાવતાં તેની પાછળ પડયા. તે સમય અર્જુને આવી રીતે અત્યંત અદ્ભુત પરાક્રમ કર્યું કે, એક ગાઉ દુર ગયેલા સિંધુ દેશના રાજા જયદ્રથના અશ્વો સંહારાયાં તથા અભય મનથી મંત્રેલાં બાણ મૂક્યાં એ બીજાઓથી ન બની શકે એવું પરાક્રમ કર્યું. પછી ભીમસેન તથા અર્જુન, પોતે જેના અશ્વોને નાશ કર્યા છે એવા, ભય પામેલા અને વ્યાકુળ ચિત્ત થયું હતું જેનું એવા જયદ્રથની વાંસે રથમાં બેસી દોડયા. સિંધુ દેશનો રાજા જયદ્રથ, પોતાના રથના અશ્વો નાશ પામ્યા તે તથા અત્યંત પરાક્રમ કરતા એવા અર્જુનને જોઈને, અત્યંત દુઃખ ઉપજવાને લીધે રથમાંથી ઉતરી પગે દોડી ભાગી જવા લાગ્યો. ત્યારે દોડી જતા એવા જયદ્રથને જોઈને અર્જુને તેની વાંસે દોડી જઈ કહ્યું કે હે જયદ્રથ ! તું આ તારા પરાક્રમે કરી અમારી સ્ત્રી દ્રૌપદીને બળાત્કારથી હરવા ઇચ્છે છે ? અરે હે રાજપુત્ર ! તું નિવૃત્તિ પામ ! તારે નાસવું એ યોગ્ય નથી ! અરે ! પોતાના ચાકરોનો ત્યાગ કરીને તું શત્રુ પાસેથી કેમ ભાગી જાય છે ! હે ભારત ! એ પ્રમાણે અર્જુને કહ્યું તો પણ સિંધુ દેશનો રાજા જયદ્રથ નિવૃત્ત થયો નહીં. ત્યારે બળવાન ભીમસેન, તું ઉભો રહે તું ઉભો રહે એમ કહેતાં કહેતાં તેની વાંસે દોડયા; તે દયાવાન અર્જુને તમે એને મારશો નહીં એમ તેને કહ્યું.

तिष्ठ तिष्ठेतितं भीमः सहसाऽभ्यद्रवद्बली ।
मा वधीरितिपार्थस्तं दयावान्प्रत्यभाषत ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि द्रौपदीहरणपर्वणि जयद्रथपलायने गुर्जरभाषायां सप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ २७० ॥

॥ समाप्तंचद्रौपदीहरणपर्व ॥

## અધ્યાય ૨૭૧ મો. જયદ્રથને શંકરનું વરદાન.

॥ अथजयद्रथविमोक्षणपर्व ॥

**वैशंपायन उवाच—जयद्रथ स्तु संप्रेक्ष्य भ्रातरावुद्यतावुभौ ।**
**प्राधावत्तूर्णमव्यग्रो जीवितेप्सुःसुदुःखितः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે જયદ્રથ રાજા પોતાને નાશ કરવામાં ઉદ્યોગવાન એ ભાઇ ભીમસેન તથા અર્જુનને જોઇને, વ્યગ્રતાવાન તથા દુઃખયુક્ત થયો; અને જીવવાની ઇચ્છાએ કરી ઉતાવળથી નાસી ગયો તે જોઇને મહા બળવાન તથા અત્યંત ક્રોધી ભીમસેને, પોતાના રથમાંથી ઉતરી તેની વાંસે દોડી જઇ તેના મસ્તકના કેશ પકડયા પછી તેણે તેને પૃથ્વી ઉપર તેના મસ્તકમાં તાડન કર્યું, તોપણ જીવતા એવા જયદ્રથને જોઇને તેની ઉપર પ્રહારો કરવાની ઇચ્છાવાન મોટી ભુજાવાળા ભીમસેને, તેના મસ્તકને બંધ કરવાની ઇચ્છાથી તેમાં લાત મારી અને તેણે તેના ઉદર ઉપર પોતાના ઘુંટણ ભરાવી તેને ઠોંસાનો માર માર્યો; જેથી તે મુર્છા પામ્યો. તે સમય હે રાજન્! અર્જુને મહા ક્રોધયુકત થયેલા ભીમસેનને દુઃશલાને લીધે તેને મારવાથી વાર્યો. ત્યારે ભીમસેને અર્જુનને કહ્યું કે અરે! કોઇએ પણ દુઃખ આપવા નહીં લાયક એવી દ્રૌપદીને જેણે કલેશની પ્રાપ્તિ કરી છે માટે મનુષ્યોમાં અધમ તથા પાપરૂપ કર્મ કરનાર આ દુષ્ટ જયદ્રથ મારાથી જીવતો મૂકાવા લાયક નથી! પણ હું શું કરૂં, કારણ આપણા જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિર સદૈવ દયાવાન છે તથા તું પણ બાળકના સરખી બુદ્ધિએ કરી અમને એમજ બાધ કરે છે! એ પ્રમાણે અર્જુનને કહીને ભીમસેને કંઇ પણ નહીં બોલતાં અર્ધચંદ્રાકાર બાણે કરી જયદ્રથના મસ્તકના કેશમાં પાંચ પટિયાં પાડયાં. ત્યાર પછી ભીમસેને જયદ્રથને નહીં કહેવાં ઘટે એવાં અનેક વાકય કહીને કહ્યું કે હે મૂઢ! જો તું જીવવા ઇચ્છતો હોય, તો હું વાકય કહું તે સાંભળ—તારે તને કોઇ પુછે તેને તથા સભામાં હું પાંડવનો દાસ છું એમ કહેવું એ કબૂલ હોય તો હું જીવતો રાખું; કારણ યુદ્ધમાં જીતાયલાનું એ ચિન્હ છે! હે જનમેજય! એ પ્રમાણે ભીમસેનનાં વચન સાંભળીને ઘણું આકર્ષણ થતું હતું જેનું એવા જયદ્રથે પુરૂષમાં સિંહરૂપ તથા યુદ્ધમાં અત્યંત શોભતા, હું તમારા કહેવા પ્રમાણે કબૂલ રાખું છું. પછી તેનાં વચન સાંભળીને ભીમસેને, સંજ્ઞા વગરના થયેલ તથા રજ જેના શરીર પર લેપન થઇ રહી હતી એવા તેને બાંધી પોતાના રથમાં બેસાડયો. ભીમસેન તે રથમાં બેસી, અને અર્જુન પણ તેની વાંસેના રથમાં બેસીને આશ્રમમાં બેઠેલા પોતાના જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિરની પાસે આવ્યા. ત્યારે

ભીમસેન રથમાં બાંધી બેસાડેલો જયદ્રથ યુધિષ્ઠિરને દેખાડ્યો તે સમય યુધિષ્ઠિરે જયદ્રથને જોઇને ભીમસેનને કહ્યું કે—હે ભીમ! તમે એને મુકી દો. હે પરિક્ષિત! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ભીમસેને તેને કહ્યું કે હે બંધુ! પાપજીવનવાળો આ જયદ્રથ પાંડવોના દાસભાવને પામ્યો છે! પણ જો દ્રોપદી કહે, તો હું એને મુકી દઉં. યુધિષ્ઠિરે કહ્યું કે—હે ભીમ! જો તને અમે માન્ય હોઇએ, તો અધમ આચરણવાળા આ જયદ્રથને તું મુકી આપ. હે રાજન્! તે સમય દ્રોપદિએ યુધિષ્ઠિર સામું જોઇને ભીમસેનને કહ્યું કે, તમે એના મસ્તકના કેશ વિષે પાંચ પટિયાં પાડ્યાં છે. આ જયદ્રથ યુધિષ્ઠિરનો દાસ થયો છે! માટે તમે એને મુકી આપો. દ્રોપદીનાં પણ વચન સાંભળીને ભીમસેને, જયદ્રથને છોડી મુક્યો. અત્યંત વિહ્વળ થયેલા જયદ્રથે યુધિષ્ઠિર રાજા પાસે આવીને તેને તથા તેની પાસે બેઠેલા મુનિઓને વંદન કર્યું. ત્યારે મહા દયાળુ ધર્મપુત્ર યુધિષ્ઠિરે અર્જુને ગ્રહણ કરેલા જયદ્રથને જોઇને કહ્યું કે હે સિંધુ દેશના રાજા જયદ્રથ! તું અમારો દાસ નથી, અમે તને મુકી આપીએ છીએ; પણ આવી રીતે કદી કરતો નહીં! અરે હે ક્ષુદ્ર! ક્ષુદ્ર પુરૂષોની સહાયથી તું પરસ્ત્રીની કામનાવાન થયો, માટે તને ધીઃક્કાર પડો! અરે! પુરૂષમાં અધમ એવા તારા વગર બીજો કોણ પુરૂષ પારકી સ્ત્રીનું હરણ કરવારૂપ કર્મ કરે? હે ભારત! એ પ્રમાણે કહીને યુધિષ્ઠિરે, અશુભ કર્મ કરનાર તથા પરાક્રમ વગરના થયેલા જયદ્રથને જોઇને દયાયુક્ત થઇ વળી કહ્યું કે હે જયદ્રથ! તારી બુદ્ધિ ધર્મને વિષે વૃદ્ધિ પામો, તું કોઇ દિવસ અધર્મ કરવા વિષે મન કરતો નહીં, તારૂં કલ્યાણ થાઓ અને અશ્વ, રથ તથા પદાતિ સહિત સુખે કરી જા. હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે તેને કહ્યું, એટલે નિચું મ્હોડું કરી ઉભેલો, લજ્જા યુક્ત થયેલો અને કંઇ પણ નહીં બોલતો જયદ્રથ અત્યંત દુઃખયુક્ત થઇને, મહાદેવજી ઉપર તપ કરવા સારૂ ગંગાદ્વાર પ્રત્યે ગયો, અને તપશ્ચર્યા કરવા લાગ્યો તેથી પ્રસન્ન થયેલા તેણે તેના બળીને પ્રત્યક્ષ આવી ગ્રહણ કર્યો. જયદ્રથના તપથી પ્રસન્ન થયેલા મહાદેવજીએ તેને વર આપ્યો તથા તેણે તે લીધો તે હું તને કહું તે સાંભળ. પ્રસન્ન થયેલા મહાદેવજીએ તેની પાસે આવી કહ્યું કે હે જયદ્રથ! હું તારા તપે કરી ઘણો પ્રસન્ન થયો છું, માટે તું ઇચ્છિત વર માગ. જયદ્રથે કહ્યું કે હે મહાદેવજી! જો તમે મારી ઉપર પ્રસન્ન થઇ મને વર આપતા હો, તો હું એ માગું છું કે, હું યુદ્ધમાં રથે સહિત સર્વ પાંડવોને જીતું. મહાદેવજીએ કહ્યું કે હે જયદ્રથ! તું દેવતાના ઇશ્વરરૂપ મોટી ભુજાવાળા અર્જુન વગર બાકી અજેય તથા અવધ્ય પાંડવોને યુદ્ધમાં નિવારણ કરીશ; કારણ કે બદરીકાશ્રમને વિષે તપ કરનાર તથા નારાયણના સહાયી નરનો અવતાર છે માટે અર્જુન સર્વ લોકથી ન જીતાય એવો તથા દેવતાઓ પણ યુદ્ધમાં જેની સામે ઉભા ન રહી શકે એવો છે. તેને મેં પાશુપત નામનું અસ્ત્ર આપ્યું છે અને ઇંદ્રાદિ દેવતાઓએ પણ વજ્રાદિ અસ્ત્ર આપ્યાં છે. હે જયદ્રથ! અર્જુન જે નારાયણની સહાયવાળો છે, તેનો મહિમા હું તને કહું તે તું સાંભળ!

નારાયણ પ્રકાશરૂપ સૂર્ય, ચંદ્ર, અગ્નિ, નેત્ર, મન તથા વાણીને પ્રકાશ કરનાર, ત્રિવિધ પરિચ્છેદ શૂન્ય સ્વરૂપવાન, વિષ્ણુ, દેવતાના ગુરૂરૂપ, પ્રભુ, પ્રધાન, પુરૂષ, અવ્યક્ત, વિશ્વાત્મા અને વિશ્વ મૂર્ત્તિ છે; જે યુગના અંતકાળને વિષે કાળાગ્નિરૂપ થઇને, પાતાળને વિષે રહેનાર નાગ લોકને આરંભિ પર્વત, સમુદ્ર, દ્વીપ તથા વન સહિત સર્વ જગતને બાળી ભસ્મ કરે છે. ત્યાર કેડે મોટા શબ્દ કરનાર તથા વીજળીરૂપ માળાના અવલંબી અનેક

પ્રકારના મેઘ અંતરિક્ષમાં આવીને, રથ ચક્ર સરખી ધારાએ કરી વર્ષે છે: જેથી સંવર્તાગ્નિ નાશ પામે છે અને જેને વિષે સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્ર વગરનું થયેલું સર્વ સ્થાવર અને જંગમ લય પામે છે. હે રાજન્! એ પ્રમાણે જ્યારે ચાર યુગની એક ચોકડી એવી હજાર ચોકડી થાય છે એટલે બ્રહ્માના દિવસનો અંત આવે છે, ત્યારે સર્વ પૃથ્વી જળે કરી પ્રલય થાય છે ત્યાર પછી પ્રત્યેક સહસ્ર નેત્ર, પાદ તથા મસ્તકવાન, પુરૂષરૂપ અને જ્ઞાનેંદ્રિયને પણ અગોચર એવા નારાયણ શયન કરવાની ઇચ્છાવાન હોવાથી સમુદ્રને વિષે હજાર સૂર્ય સરખા મહા કાંતિમાન દૂધ સરખા સફેદ વર્ણવાન તથા હજાર ફેણાવાન શેષરૂપ શય્યા ઉપર શયન કરે છે અને અંધકાર વ્યાપ્ત પોતાની રાત્રિને કરે છે. તેવામાં તેને જ્યારે સત્વગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે તે જાગ્રત થઇને પ્રાણિ માત્રના સંચાર વગરના એટલે શૂન્ય એવા લોકને જૂવે છે; જેના નામની વ્યુત્પત્તિ શાસ્ત્રમાં આવી રીતે કરી છે કે, જેનું પરિણામ પામતા એવા દેહ નિવાસસ્થાન છે માટે નારાયણ નામ પડયું છે અથવા નરથી ઉત્પન્ન થયેલાં જળનું નાર એવું નામ છે અને તે નિવાસસ્થાન હોવાથી પણ તેજ નામ પડયું છે. હવે તે જ્યારે પ્રજાની ઉત્પત્તિને માટે ધ્યાન કરે છે, ત્યારે તેની નાભિથી કમળ ઉત્પન્ન થાય છે: જેમાંથી ચતુર્મુખ બ્રહ્મા ઉત્પન્ન થાય છે. પછી બ્રહ્મા કમળ ઉપર બેસી શૂન્યરૂપ સર્વ જગત્‌ને જોઇને, પોતાના સરખા મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, નારદ તથા ભૃગુ એ નવ મહર્ષિ માનસ પુત્રને ઉત્પન્ન કરે છે: જે યક્ષ, રાક્ષસ, પિશાચ, સર્પ અને મનુષ્યાદિ સ્થાવર તથા જંગમ પ્રાણિને સૃજે છે. હે જયદ્રથ! નારાયણ રજોગુણયુક્ત બ્રહ્માનું સ્વરૂપ ધારણ કરી જગત્‌ને ઉત્પન્ન કરે છે. સત્વગુણયુક્ત વિષ્ણુનું સ્વરૂપ લઇ તેનું પાલન કરે છે તથા તમોગુણયુક્ત રૂદ્રનું સ્વરૂપ લઇ તેનો સંહાર કરે છે. હે સિંધુ દેશના રાજન્! તેં વેદના પારને પામેલા બ્રાહ્મણોએ કહેલાં અદ્ભુત કર્મવાન વિષ્ણુનાં પરાક્રમ સાંભળ્યાં નથી, માટે હું કહું તે તું સાંભળ.

હે જયદ્રથ! જ્યારે સર્વ પૃથ્વી જળને વિષે ડૂબી ગઇ હતી તથા જળ અને આકાશ માત્ર અવશેષ રહ્યાં હતાં, ત્યારે મહા સમર્થ નારાયણ, જેમ વર્ષાદના દિવસમાં રાત્રિને વિષે પતંગીયો જીવડો ચારેકોર ફરે, તેમ સર્વત્ર ફરતાં લોકની પ્રતિષ્ઠાપણા માટે પૃથ્વીની શોધ કરવા લાગ્યા. ત્યારે તે જળમાં ડૂબી ગયેલી પૃથ્વીને જોઇને તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી, હું કેવું સ્વરૂપ ધારણ કરી તેને વિષેથી તેનો ઉદ્ધાર કરૂં એમ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. તે સમય તેણે પોતાની દિવ્ય દૃષ્ટિથી જળમાં ક્રીડા કરવા વિષે પ્રીતિમાન પોતાના વરાહ સ્વરૂપનું સ્મરણ કર્યું, પછી નારાયણે ચાર વેદમય, યજ્ઞરૂપ, દશ યોજનમાં પહોળું, એકસો યોજનમાં લાંબું, મોટા પર્વત સરખું, તીક્ષ્ણ દાઢવાળું, મહા પ્રકાશમાન, મોટા મેઘ સરખી ગર્જના કરનાર તથા શ્યામ મેઘ સરખા વર્ણવાળું વરાહનું સ્વરૂપ ધારણ કરીને, પ્રલયના જળમાં પ્રવેશ કર્યો. પછી તેણે રસાતળમાંથી પૃથ્વીને પોતાની દાઢ ઉપર ધારણ કરીને, પ્રલયનાં જળ ઉપર સ્થાપન કરી. હે જયદ્રથ! તેણે પૂર્વે કોઇએ નહીં જોએલું એવું અર્ધું મનુષ્યનું તથા અર્ધું સિંહનું સ્વરૂપ એટલે નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને, દૈત્યના રાજા હિરણ્યકશિપુની સભામાં ગયા. ત્યારે દૈત્યોમાં પ્રથમ ઉત્પન્ન થયેલા તથા દેવતાઓના શત્રુ દિતી પુત્ર હિરણ્યકશિપુ અપૂર્વ એવા નૃસિંહને હાથ જોઇને હાથમાં ત્રિશૂલ લઇ તેની સામે દોડયો. ત્યારે મૃગેંદ્રરૂપ નૃસિંહે, તીક્ષ્ણ એવા પોતાના દસ્તના

નખરૂપ આયુધે કરી તેને વિદારણ કર્યો. એ પ્રમાણે નારાયણે નૃસિંહનું સ્વરૂપ ધારણ કરી શત્રુઓને નાશ કરનાર દૈત્યેંદ્ર હિરણ્યકશિપુને નાશ કરીને, લોકના કલ્યાણ માટે કશ્યપદ્વારા અદિતીના ગર્ભમાં પ્રવેશ કર્યો. પછી જ્યારે એક સહસ્ર વર્ષ પૂર્ણ થયાં, ત્યારે અદિતી ઉત્તમ ગર્ભને પ્રસુત થઇ. પછી તે વામનજી ભગવાનને કશ્યપે ઉપવીત આપ્યું, ત્યારે વર્ષાઋતુમાંના શ્યામ મેઘ સરખા વર્ણવાન, પ્રકાશમાન નેત્રવાન, વામન આકૃતિવાન, દંડ તથા કમંડળ ધારણ કરેલા, વક્ષસ્થળને વિષે રહેલાં શ્રી વત્સે કરી ભૂષિત, મસ્તક ઉપર જટાવાન, નવીન યજ્ઞોપવીત ધારણ કરેલા, મહા સમર્થ તથા બાળકરૂપ ધારણ કરેલા તે બ્રહ્સ્પતિ સહિત બળિરાજાના યજ્ઞવાટ પ્રત્યે ગયા અને તેણે યજ્ઞ સભામાં પ્રવેશ કર્યો. ત્યારે વામનરૂપ તે ભગવાનને જોઇને પ્રસન્ન થયેલા બળિએ કહ્યું કે હે વિપ્ર! હું તમારાં દર્શને કરી ઘણો પ્રસન્ન થયો છું, માટે તમને શું આપું? તે કહો. એ પ્રમાણે બળિએ કહ્યું ત્યારે વામનજી તેને કહેવા લાગ્યા, તે સમય પ્રથમ તારૂં કલ્યાણ થાઓ એમ કહીને તેણે કહ્યું કે હે દાનવપતિ! તું મને મારાં ત્રણ પગલાં પૃથ્વી આપ. એવાં વામનજીનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા બળિએ અત્યંત તેજસ્વી તે બ્રાહ્મણને તેના કહેવા પ્રમાણે દાન આપ્યું. પછી વામનજીએ મ્હોટું ત્રિવિક્રમ સ્વરૂપ ધારણ કરીને ત્રણ પગલાંએ કરી તેની સર્વ પૃથ્વી ગ્રહણ કરી ઇંદ્રને આપી. હે જયદ્રથ! એ પ્રમાણે નારાયણે વામનજીનો અવતાર લઇને જે ચરિત્ર કર્યું હતું, તે મેં તને કહ્યું; જેથી દૈત્યોના ભયે કરી ગુપ્ત થઈ રહેલા સર્વ દેવતાઓ જગતમાં પ્રસિદ્ધ થયા અને તેમજ સર્વ જગત્ પણ કહેવાય છે. વળી તે નારાયણે અસત્પુરૂષોને શિક્ષા કરવા તથા ધર્મને સ્થાપન કરવા સારૂ હમણાં યદુકુળમાં અવતાર લીધો છે; જેનું નામ શ્રીકૃષ્ણ એવું સર્વત્ર કહેવાય છે. જેને સર્વ પંડિત પુરૂષો ગાય છે એવા તે શ્રીકૃષ્ણ અર્જુનની સર્વ રક્ષા કરે છે; માટે તેને દેવતાઓ પણ યુદ્ધમાં જીતવા સમર્થ નથી, ત્યારે મનુષ્યો તો ક્યાંથીજ જીતી શકે! વાસ્તે હે જયદ્રથ! તું એક અર્જુન વગર બાકીના ચાર પાંડવોને તેના બળ સહિત એક દિવસ જીતીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે જયદ્રથને કહીને પોતાના ભક્તજનનાં પાપને નાશ કરનાર, ઉમાપતિ, પશુપતિ, દક્ષયજ્ઞ વિધ્વંસ કરનાર, ત્રિપુરાસુરને નાશ કરનાર તથા ભગદેવતાનાં નેત્રને નાશ કરનાર મહાદેવજી પોતાની અર્ધરૂપ પાર્વતી તથા મહા ભયંકર પોતાના પાર્ષદો સહિત અંતર્ધાન થયા. પછી મંદ અંતઃકરણવાળો જયદ્રથ પણ પોતાના ભવન પ્રત્યે ગયો; અને પાંડવો તે કામ્યક વનમાં રહ્યા.

जयद्रथो पि मंदात्मा स्वमेव भवनं ययौ।
पांडवा श्च वने तस्मिन् न्यवसन्काम्यके तथा ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि जयद्रथविमोक्षणपर्वणि गुर्जरभाषाया मेकसप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ २७१ ॥

॥ समाप्तंचजयद्रथविमोक्षणपर्व ॥

---

## અધ્યાય ૨૭૨ મો. યુધિષ્ઠિરનો પ્રશ્ન.

॥ अथरामोपाख्यानपर्व ॥

**जनमेजय उवाच—एवं हृतायां कृष्णयां प्राप्य क्लेशमनुत्तमं ।**
**अत उर्ध्वं नरव्याघ्राः किमकुर्वत पांडवाः ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ ! મનુષ્યોમાં સિંહ સરખા પાંડવો, એ પ્રમાણે દ્રૌપદીના થએલા હરણ વિષેના અત્યંત ક્લેશને પામીને, પછી શું કર્યું ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ધર્મરાજ યુધિષ્ઠિર એ પ્રમાણે જયદ્રથને જીતી દ્રૌપદીને મુકાવીને, મુનિગણો સહિત બેઠા, ત્યાર પછી પાંડુપુત્ર યુધિષ્ઠિરે વારંવાર શોચ કરતા એવા તે મહર્ષિઓને સાંભળતાં માર્કંડેય ઋષિને કહ્યું કે હે માર્કંડેય ઋષિ ! તમે દેવર્ષિઓની મધ્યે ભૂત તથા ભવિષ્યને જાણનાર છો એમ પ્રસિદ્ધ છે, માટે હું મારા મનનો સંશય પૂછું છું તે તમે નિવૃત્ત કરો. હે ઋષિ ! યજ્ઞની વેદિમાંથી ઉત્પન્ન થએલી, અયોનિજ, દ્રુપદની પુત્રી અને મહાત્મા પાંડુ રાજાની વહુ આ દ્રૌપદી છે પણ સર્વ ભૂત પ્રાણિને ભવિષ્ય દૈવથી અથવા કાળના યોગથી પ્રાપ્ત થાય છે, કદી નિવૃત્ત થતુંજ નથી એમ હું માનું છું ! કેમકે જેમ પવિત્ર પુરૂષને અત્યંત નિંદિત ચોરીરૂપ કર્મ સ્પર્શ કરે, તેમ એ મારી ધર્મ જાણનાર તથા ધર્મ પાલન કરનાર સ્ત્રી દ્રૌપદીને પરપુરૂષે હરણ કરવા રૂપ સ્પર્શ કર્યો. અરે ! જેણે કાંઇ પણ પાપ કર્મ તથા નિંદિત કામ કર્યું નથી અને બ્રાહ્મણોની સેવા કરવારૂપ શ્રેષ્ઠ ધર્મનું સેવન કર્યું છે એવી આ દ્રૌપદીને, પાપ બુદ્ધિવાળા જયદ્રથે હરણ કરી તેથી તે પોતાના મસ્તકના કેશના મુંડનને તથા યુદ્ધમાં સહાય કરનારાઓ સહિત પરાજયને પામ્યો અને અમે તેના સૈન્યને નાશ કરી પાછી મુકાવી ! અરે ! અમે અકસ્માત્ સ્ત્રીના હરણને, વનવાસના દુઃખને તથા મૃગયા કરવારૂપ જીવિકાને પામ્યા ! વળી વનને વિષે રહેલા કૈકટ તપસ્વીના સરખા વેષ ધારી અમે સંબંધીથી જૂદા પડીને, મૃગ હિંસાને પામ્યા ! માટે મારા સરખો અત્યંત અલ્પ ભાગ્યવાળો કોઇ પુરૂષ છે ? અથવા પૂર્વે થઇ ગયેલો તમે જોયો છે ? વા સાંભળ્યો છે ?

**अस्ति नूनं मया कश्चिदल्पभाग्यतरो नरः ।**
**भवता दृष्ट पूर्वो वा श्रुतः पूर्वोपि वा भवेत् ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि युधिष्ठिरप्रश्ने गुर्जरभाषायां द्विसप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ २७२ ॥**

---

## અધ્યાય ૨૭૩ મો. રામાયણનો ટુંકસાર.

**मार्कंडेय उवाच—प्राप्तमातिमं दुःखं रामेण भरतर्षभ ।**
**रक्षसा जानकीतस्य हृता भार्या बलीयसा ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! પૂર્વે રામચંદ્રને અત્યંત દુઃખ પ્રાપ્ત થયું હતું, તેની જાનકી નામની સ્ત્રીનું મહાબળવાન, દુષ્ટાત્માવાન તથા સર્વ રાક્ષસના રાજા

રાવણે, સન્યાસીનો વેષ ધારણ કરી જટાયુ નામના ગૃધ્ર પક્ષીનો નાશ કરીને હરણ કર્યું. ત્યારે રામચંદ્રે સુગ્રીવના પક્ષનો આશ્રય કરી, સમુદ્ર ઉપર પાજ બાંધી, તીક્ષ્ણ બાણોએ કરી લંકાંપુરીને બાળીને, પાછી પોતાની સ્ત્રી સીતાને ગ્રહણ કરી. યુધિષ્ઠિરે પૂછ્યું કે હે માર્કંડેય ઋષિ! રામચંદ્ર કોના કુળમાં ઉત્પન્ન થયા હતા? તેનામાં શું બળ તથા પરાક્રમ હતું? રાવણ કોનો પુત્ર હતો? અને તેને રામચંદ્રની સાથે શું વેર હતું? હે મહા સમર્થ! તમે મારા પ્રશ્નનો ઉત્તર સારી રીતે કહેવા યોગ્ય છો, કારણ હું અેક રહિત કર્મવાન રામચંદ્રનાં ચરિત્ર સાંભળવા ઇચ્છું છું. માર્કંડેય કહે છે—હે રાજન્! પૂર્વે ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો અજ નામે રાજા હતો. તેને નિરંતર વેદ ભણનાર તથા મહા પવિત્રતાવાન દશરથ નામે પુત્ર થયો હતો; જેને ત્રણ સ્ત્રિઓથી ચાર પુત્ર આવી રીત થયા કે—કૌશલ્યા નામની સ્ત્રીથી રામ, કૈકેયીથી ભરત અને સુમિત્રાથી લક્ષ્મણ તથા શત્રુઘ્ન થયા. વિદેહ રાજા જનકને સીતા નામની કન્યા થઈ. તેને રામચંદ્રની સ્ત્રી થવા માટે પ્રજાપતિએ સંકલ્પ માત્રમાં યજ્ઞકુંડની વેદિમાંથી ઉત્પન્ન કરી. હે જનેશ્વર! એ પ્રમાણે તે રામચંદ્ર તથા સીતાનો જન્મ કહ્યો, હવે હું રાવણનો પણ જન્મ કહું છું: જેના પિતામહ સર્વ ભૂતપ્રાણિને સૃજનાર સ્વયંભુ બ્રહ્માના મનથી ઉત્પન્ન થયેલા પુલસ્ત્ય નામે પુત્ર હતા, તેને ગો નામની સ્ત્રીને વિષે કુબેર નામે પુત્ર થયો: જેણે પોતાના પિતાનો ત્યાગ કરીને, પિતામહનો આશ્રય કર્યો હતો. તેથી તેની ઉપર ક્રોધ પામેલા તેના પિતાએ પોતાના દેહે કરી બીજો દેહ ઉત્પન્ન કર્યો; જે કુબેરનો તિરસ્કાર કરવા સારૂ વિશ્રવા નામે બ્રાહ્મણ થયો. પછી પિતામહ બ્રહ્માએ પ્રસન્ન થઇને, કુબેરને અમરપણું, ધનેશપણું, લોકપાળપણું, મહાદેવજીની સાથે સખાપણું, નળકુબર નામનો પુત્ર, લંકાની રાજધાનીની ઉપર બેસવું, ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર પુષ્પક નામનું વિમાન, સર્વ યક્ષનું અધિપતિપણું તથા રાજાઓના રાજાપણું આપ્યું.

**विमान पुष्पकं नाम कामगं च ददौ प्रभुः।**
**यक्षाणामाधिपत्यं च राजराजत्वमेव च ॥**

**इति श्री महाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि गुर्जरभाषायां त्रिसप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ २७३ ॥**

---

## અધ્યાય ૨૭૪ મો. રાવણ નામ શાથી પડયું?

**मार्कंडेय उवाच—पुलस्त्यस्य तु यः क्रोधादर्धदेहो भवन्मुनिः।**
**विश्रवानामसक्रोधः स वै श्रवणमैक्षत ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! પુલસ્ત્યના ક્રોધે કરી અર્ધ દેહથી ઉત્પન્ન થયેલા વિશ્રવા નામના મુનિ, ક્રોધયુક્ત થઈ કુબેરની સામે જોવા લાગ્યા. ત્યારે રાક્ષસના ઇશ્વર કુબેર ક્રોધયુક્ત તે પોતાના પિતાને જાણીને, તેનો તે નિવૃત્ત કરવાનો ઘણો યત્ન કરતાં તેને સેવા કરવા સારૂ ત્રણ રાક્ષસી આપી. હે ભરતકુળમાં સિંહરૂપ યુધિષ્ઠિર! નૃત્ય તથા ગાયનમાં કુશળ એવી પુષ્પોત્કટા, રાકા અને માલિની નામની ત્રણ રાક્ષસીઓ, એક બીજાની સ્પર્ધાથી પોતાના

ક્ષેમની કામનાવાળી થઈને, મહાત્મા તે વિશ્રવાને સંતોષ પમાડવાનો ઉદ્યોગ સદૈવ કરતી હતી. પછી કોઈ દિવસે પ્રસન્ન થયેલા મહા સમર્થ વિશ્રવાએ તેમને વરદાન આપતાં કહ્યું કે, તમને સર્વને ઇચ્છિત અને લોકપાળ સરખા પુત્ર થશે. એ પ્રમાણે વિશ્રવાના કહેવાથી પુષ્પોત્કટાથી પૃથ્વીને વિષે જેમના બળ સમાન કોઈ નહીં એવા રાવણ તથા કુંભકર્ણ નામના બે પુત્ર થયા, માલિનીથી વિભીષણ નામનો પુત્ર થયો તથા રાકાથી ખર નામનો પુરૂષ તથા શૂર્પણખા નામની કન્યા એ જોડું ઉત્પન્ન થયું. તેમાં વિભીષણ સર્વ કરતાં અતિ રૂપવાન, મોટો ભાગ્યવાન, ધર્મનું પાલન કરનાર તથા ક્રિયા કરવામાં પ્રીતિમાન થયો. રાવણ સર્વમાં શ્રેષ્ઠ, રાક્ષસોમાં ઉત્તમ, મોટો ઉત્સાહવાન, મહા વીર્યવાન તથા મહા પરાક્રમી થયો. કુંભકર્ણ યુદ્ધમાં સર્વ કરતાં બળે કરી અધિક, માયાવી, યુદ્ધમાં કુશળ તથા મહાભયંકર થયો. ખર ધનુષ્ય વિદ્યામાં પરાક્રમવાન, બ્રાહ્મણનો દ્વેષ કરનાર તથા રૂધિરનું ભોજન કરનાર થયો અને શૂર્પણખા સિદ્ધ પુરૂષને વિઘ્ન કરનાર તથા મહા ભયંકર સ્વરૂપવાળી થઈ. વિશ્રવાના એ સર્વ પુત્રો વેદ જાણનાર, શૂરવીર તથા સુંદર વ્રતવાળા હતા; જે પોતાના પિતાની સંગાથે ગંધમાદન પર્વતને વિષે રહ્યા હતા. તેટલામાં તેમણે પોતાના સહિત બેઠેલા મહા સમૃદ્ધિયુક્ત કુબેરને જોવાથી ક્રોધ ઉત્પન્ન થવાને લીધે તપ કરવાનો નિશ્ચય કર્યો. પછી તેઓ ભયંકર તપ કરતાં બ્રહ્માને પ્રસન્ન કરવા લાગ્યા. તે આવી રીતે કે રાવણ વાયુનું ભક્ષણ કરતાં પંચાગ્નિ કરીને, હજાર વર્ષ પર્યંત એક પગ ભેર ઉભો. કુંભકર્ણ વ્રતયુક્ત થઈ આહારનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર સૂતો રહ્યો તથા વિભીષણ દિન પ્રત્યે એક શીર્ણ પાંદડાનું ભોજન કરતાં જપ કરવામાં પરાયણ થયો. તેઓ નાના કાળ પ્રમાણે તપ કરવા લાગ્યા. તે સમય તેની શૂર્પણખા તથા ખર એ બે પરિચર્યા તથા રક્ષા કરતા હતાં. એ પ્રમાણે તેઓને તપ કરતાં કરતાં પરિપૂર્ણ એક હજાર વર્ષ થયાં, ત્યારે રાવણ પોતાનાં મસ્તક કાપીને અગ્નિમાં હોમવા લાગ્યો, તેથી પ્રસન્ન થયેલા બ્રહ્મા તેની પાસે જઈ સર્વને વરદાન આપવા સારૂ કહેવા લાગ્યા કે, હું તમારી ઉપર પ્રસન્ન થયો છું, માટે તમે તપ કરવાથી નિવૃત્ત થાઓ અને દેવતાપણા વગર બાકી જે ઇચ્છિત હોય, તે વરદાન માગો. હે રાવણ! તેં મોટા ફળની ઇચ્છાથી જે મસ્તક કાપી અગ્નિમાં હોમ્યાં છે, તે પોતાની મેળે તને પ્રાપ્ત થશે, તારા સ્વરૂપનું વિરૂપપણું થશે નહીં અને તે ઇચ્છિત રૂપવાન થશે તથા તું યુદ્ધમાં શત્રુઓને જીતનાર થઈશ એમાં કશો સંશય નથી. રાવણે કહ્યું કે, મને ગંધર્વ, દેવતા, અસુર, યક્ષ, રાક્ષસ, સર્પ, કિન્નર તથા ભૂતથી પરાભવ થાય નહીં. બ્રહ્માએ કહ્યું કે, હે રાવણ! તારૂં કલ્યાણ થાઓ, તને એક મનુષ્યો વગર બાકી તેં કહેલાથી ભય થશે નહીં.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળીને દુષ્ટ બુદ્ધિવાળો રાવણ મનુષ્યોની અવજ્ઞા કરવા લાગ્યો કે, મનુષ્યો મને શું કરનાર છે?! પછી બ્રહ્માએ કુંભકર્ણને કહ્યું કે હે કુંભકર્ણ! તું ઇચ્છિત વરદાન માગ. ત્યારે ક્રોધમાં જેનું ચિત્ત ગ્રસ્ત થયું હતું એવા કુંભકર્ણે મોટી નિદ્રા માગી. ત્યારે તેમ થશે એમ તેને કહીને બ્રહ્માએ વિભીષણને કહ્યું કે હે પુત્ર! હું તારી ઉપર પ્રસન્ન થયો છું, માટે તું તારૂં ઇચ્છિત વરદાન મારી પાસે માગ; જે માગીશ તે તને આપીશ. વિભીષણ બોલ્યો કે હે ભગવન્! હું અત્યંત આપત્તિમાં આવી પડું, તોપણ મારી મતિ અધર્મમાં પ્રાપ્ત થાય થાય નહીં તથા વગર અભ્યાસ કરવે મને બ્રહ્માસ્ત્રની વિદ્યા આવડે. બ્રહ્માએ કહ્યું કે, હે શત્રુઓને શિક્ષા કરનાર વિ-

બીષણ ! તું રાક્ષસી યોનિને વિષે ઉત્પન્ન થયો છે, પણ તારી બુદ્ધિ અધર્મમાં પ્રવેશ કરતી નથી. માટે હું તારા કહેવા પ્રમાણે તથા અમરપણાની પ્રાપ્તિ એ વર તને આપું છું. માર્કંડેય કહે છે—હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! પછી બ્રહ્માથી વરદાન પામેલા દશગ્રીવે, યુદ્ધમાં કુબેરને જીતી લંકામાંથી કાઢી મુક્યો. ત્યારે મહા સમર્થ કુબેર લંકાનો ત્યાગ કરીને ગંધર્વ યક્ષ, રાક્ષસ તથા કિંપુરૂષો સહિત ગંધમાદન પર્વત પ્રત્યે ગયો. પછી રાવણે ઇચ્છિત ગતિ કરે એવા તેના પુષ્પક વિમાનને હરણ કર્યું; તે વખત તેણે તેને શાપ આપતાં કહ્યું કે આ વિમાન તને વહન કરશે નહીં અને તને નાશ કરશે, તેને વહન કરશે; અને તું પોતાના ગુરૂનો તથા મારો તિરસ્કાર કરે છે, માટે થોડા કાળમાં નાશ પામીશ. હે યુધિષ્ઠિર ! ધર્માત્મવાન તથા પરમશ્રીયુક્ત વિભિષણે, સત્પુરૂષના માર્ગનું સ્મરણ કરતાં કુબેરનો આશ્રય કર્યો હતો. તેથી પ્રસન્ન થયેલા કુબેરે, તેને યક્ષ તથા રાક્ષસોની સેનાનો અધિપતિ કર્યો. ત્યાર કેડે મનુષ્યોનું ભક્ષણ કરનારા રાક્ષસોએ તથા મહા બળવાન પિશાચોએ સર્વ મળીને રાવણને લંકાની રાજ્યગાદીનો અભિષેક કર્યો. ત્યારે દશગ્રીવે પોતાના પરાક્રમથી દૈત્યો તથા દાનવોનાં રત્નોને હરણ કર્યા. હે રાજન્ ! ઇચ્છિત બળવાળો દશગ્રીવ સર્વ લોકને રડાવતો હતો, તેથી તેનું રાવણ એવું નામ પડયું; જે દેવતાઓને અત્યંત ભય પ્રાપ્ત કરતો હતો.

**रावयामास लोकान्यत्तस्माद्रावण उच्यते ।**
**दशग्रीवः कामबलो देवानां भयमादधत् ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि रावणादिवरप्राप्तौ गुर्जरभाषायां चतुःसप्तत्यधिकद्विशततमोऽध्यायः॥ २७४ ॥**

---

## અધ્યાય ૨૭૫ મો. વાનરોની ઉત્પત્તિ.

**मार्कंडेय उवाच—ततो ब्रह्मर्षयः सर्वे सिद्धा देवर्षयस्तथा ।**
**हव्यवाहं पुरस्कृत्य ब्रह्माणं शरणं गताः ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી સર્વ બ્રહ્મર્ષિ તથા સિદ્ધ એવા દેવર્ષિ અગ્નિને મુખ્ય કરીને, બ્રહ્માની શરણ ગયા. ત્યારે અગ્નિએ બ્રહ્માને કહ્યું કે બ્રહ્મન્ ! તમે પૂર્વે વિશ્રવાના જે પુત્રને વરદાન આપી અવધ્ય કર્યો છે, તે સર્વ પ્રજાને બાધ કરે છે, માટે તેનાથી તમો અમારી રક્ષા કરવા યોગ્ય છો; કારણ તમારા વગર બીજો કોઇ રક્ષા કરનાર નથી. બ્રહ્માએ કહ્યું કે હે વિભાવસુ ! યુદ્ધમાં દેવતા તથા અસુરોથી જીતાવો અશક્ય એવા રાવણને નાશ કરવાનો ઉદ્યોગ મેં થોડો કાળ થયાં કરી રાખ્યો છે. માટે મારા કહેવાથી ચતુર્ભુજ વિષ્ણુ રાવણને નાશ કરવા સારૂ પૃથ્વીને વિષે મનુષ્યોમાં અવતર્યા છે; તે તમારૂં પ્રિય કરશે. માર્કંડેય કહે છે કે, પછી બ્રહ્માએ સર્વ દેવપ્રાદિની સાનિધ્ય ઇંદ્રને કહ્યું કે હે ઇંદ્ર ! તું તથા સર્વ દેવગણ પૃથ્વીને વિષે અવતરો, અને રીંછણી તથા વાનરીઓને વિષે વિષ્ણુની સહાયતા કરનાર, વીર અને ઇચ્છિતરૂપ તથા બળ ધારણ કરનાર પુત્રો ઉત્પન્ન કરો. એ પ્રમાણે બ્રહ્માએ વાક્ય કહ્યાં તે સાંભળીને દેવતા, દાનવ તથા ગંધર્વો પૃથ્વીને વિષે

અવતરવા સંબંધી વિચાર કરવા લાગ્યા. તે સમય બ્રહ્માએ તેઓની સમક્ષ દુંદુભી નામની ગંધર્વીને આજ્ઞા આપતાં કહ્યું કે, તું દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે પૃથ્વીને વિષે જન. પછી બ્રહ્માનાં વચન સાંભળીને દુંદુભી ગંધર્વી મનુષ્ય લોકને વિષે મંથરા નામે કુબડી સ્ત્રી થઈ. પછી ઇંદ્રાદિ દેવતાઓએ રીંછડી તથા વાનરીઓને વિષે પુત્રો ઉત્પન્ન કર્યા; જેઓ પર્વતોના શિખરને ભેદ કરનાર શાલ, તાલ તથા શિલાથી યુદ્ધ કરનાર, વજ્ર સરખા અંગવાળા, મહા, બળવાન, ઇચ્છિત પરાક્રમવાન, યુદ્ધ કરવામાં કુશળ, દશ દશ હજાર હસ્તિ સરખા બળાઢ્ય, વાયુ સરખા વેગવાન, પોતાની ઇચ્છા પ્રમાણે વનાદિને વિષે રહેનાર અને બળ તથા યશે કરી પોતાના પિતા સરખા થયા. પછી સર્વ દેવતાઓને કહીને બ્રહ્માએ, કૈકેયીને લોભાવવી તથા રામચંદ્રને વનવાસમાં મોકલવા એ કામ કરવાનું મંથરાને કહ્યું. પછી વૈર સળગાવવામાં કુશળ, ચારે તરફ ગતિ કરનારી તથા મન સરખા વેગવાળી તેણે બ્રહ્માનાં વચન સાંભળીને તેના કહેવા પ્રમાણે કર્યું.

सा तद्वचःसमाज्ञाय तथा चक्रे मनोजवा ।
इत श्चेत श्च गच्छंती वैर संधुक्षणे रता ॥

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि वानराद्युत्पत्तौ गुर्जरभाषायां पंचसप्तत्यधिकद्विशततमोऽध्याय ॥ २७५ ॥**



## અધ્યાય ૨૭૬ મો. રામચંદ્રજીનું વન ગમન.

**युधिष्ठिर उवाच—उक्तं भगवता जन्म रामादिनां पृथक् पृथक् ।
प्रस्थान कारणं ब्रह्मन् श्रोतुमिच्छामि कथ्यतां ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે બ્રહ્મન્! તમે રામચંદ્રાદિના જુદા જુદા જન્મ કહ્યા પણ હું તેને વનમાં જવાનું કારણ સાંભળવા ઇચ્છું છું. માટે મહા શૂરવીર રામ તથા લક્ષ્મણ એ બે ભાઇઓ અને સીતા કેમ વન પ્રત્યે ગયાં? તે કહો. માર્કંડેય કહે છે—હે નૃપ! ક્રિયા તથા ધર્મમાં પ્રીતિમાન અને વૃદ્ધ પુરૂષોની સેવા કરનાર દશરથને પુત્રની પ્રાપ્તિ થઈ, ત્યારે તે ઘણા હર્ષયુક્ત થયા. પછી તેના સર્વ પુત્રો જ્યારે મોટા થયા, ત્યારે મહા પરાક્રમી અને વેદ તથા ધનુર્વેદમાં કુશળ થયા. પછી જ્યારે બ્રહ્મચર્ય વ્રત પાલન કરનાર તે ક્રિયાયુક્ત થયા, ત્યારે દશરથ અત્યંત પ્રીતિમાન તથા સુખવાન થયા. હે રાજન્! દશરથના ચાર પુત્રોમાં સર્વ કરતાં રામ જ્યેષ્ટ હતા, જે મનોહરપણાથી સર્વ પ્રજાને હર્ષની પ્રાપ્તિ કરતા હતા ત્યાર પછી દશરથ રાજા પોતાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ એમ જાણીને, રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો પોતાના બુદ્ધિમાન્ અમાત્ય તથા પુરોહિત સહિત મનસુબો કરવા લાગ્યા. ત્યારે શ્રેષ્ઠ મંત્રિયોએ કહ્યું કે હે રાજા દશરથ! હવે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો વખત છે, કારણ તે પ્રાપ્ત ઉમરે થયા છે એમ પ્રધાનોનાં વચન સાંભળીને દશરથ લાલ નેત્રવાન, મહાબાહુ, મદોન્મત્ત હસ્તિ સરખા ગતિ કરનાર, લાંબી ભુજાવાળા, પોહોળી છાતીવાળા, મસ્તક વિષે શ્યામ કેશવાન, પોતાના સ્વરૂપે કરી દીપતા, મહા શૂરવીર, યુદ્ધમાં ઇંદ્ર કરતાં કમી નહીં એવા, સર્વ ધર્મને પામેલા, ધર્મ સંબંધી વિચારને વિષે બૃહસ્પતિ સરખા, સર્વ પ્રજાને પ્રિય, સર્વ વિદ્યામાં કુશળ, જીતેંદ્રિય, શત્રુઓની દ્રષ્ટિને પણ હરણ કરે એવા સ્વરૂપ-

વાન, અસાધુને દંડ આપનાર, ધર્મમાં વર્તનારની રક્ષા કરનાર, ધૈર્યવાન, કોઇથી પરાભવ નહીં પામનાર, જેને કોઇ જીતી ન શકે એવાને પણ જીતનાર તથા કૌશલ્યાને આનંદની વૃદ્ધિ કરનાર પોતાના પુત્ર રામચંદ્રને જોઇને અત્યંત પ્રીતિયુક્ત મનવાન થયા. ત્યાર પછી મહા તેજસ્વી તથા મહા પરાક્રમી દશરથે પોતાના પુત્રના ગુણનું ચિંતવન કરીને, પોતાના પુરોહિત વસિષ્ઠને કહ્યું કે હે મુનિ! આજ રાત્રિએ પુષ્ય નક્ષત્ર થશે, જેથી મહા શ્રેષ્ઠ યોગ થશે; માટે તમે રામચંદ્રને રાજ્યાભિષેક કરવા સારૂ સાહિત્ય તૈયાર કરાવો. એ પ્રમાણે દશરથે વસિષ્ઠ મુનિને કહ્યું, તે વેળા મંથરા ત્યાં ઊભી હતી તે સાંભળીને કૈકેયીની પાસે જઇ સમય પરત્વે વાક્ય બોલી કે હે કૈકેયી! આજ રાજા દશરથે તમારૂં મોટું દુર્ભાગ્યપણું પ્રસિદ્ધ કર્યું! અરે! હે દુર્ભાગ્યણી! આજ તને મહા ભયંકર અને મહા ક્રોધી ઝેરયુક્ત મુખવાળો સર્પ દંશ કરો! અરે! જેના પુત્રને રાજ્યાભિષેક થાય છે એવી કૌશલ્યા અવશ્ય સુભાગ્યવાળી છે! અરે! જેનો પુત્ર રાજ્ય ભોગવનાર નહીં એવી તું તે શાની સુભાગ્યવાળી!! એ પ્રમાણે મંથરાનાં વચન સાંભળીને સર્વ અલંકાર પહેરેલી કૃશમધ્ય ભાગવાળી અને અત્યંત સ્વરૂપવાન કૈકેયી, એકાંતમાં પોતાના પતિ પાસે આવી જાણે હસતીજ હોય એમ થઇ મધુર વાણીથી બોલી કે હે રાજન્! તમે સત્ય પ્રતિજ્ઞાવાન છો, માટે મારા મનમાં એક કાર્ય ઉત્પન્ન થયું છે તે મને પ્રાપ્ત કરી સંકટથી મૂકાવો. દશરથે કહ્યું કે હે શ્રેષ્ઠ! તું જે ઇચ્છા કરતી હોય, તે લે હું વચન આપું છું. હે સુભ્રુ! બાંધવા લાયક નહીં એવા કોને બાંધવો છે અથવા બંધાયલા કોને છોડવો છે તથા કોને દ્રવ્ય આપવું છે અથવા કોનું હરણ કરવું છે? હે કૈકેયી! બ્રાહ્મણના દ્રવ્ય વગર બાકી જે દ્રવ્ય પૃથ્વીને વિષે છે, તે સર્વ મારૂં છે, કારણ ચારે વર્ણની રક્ષા કરનાર હું રાજાઓનો પણ રાજા છું; માટે તારે જે કામનાની ઇચ્છા હોય, તે કહે વિલંબ કર નહીં. રાજાનાં વચન સાંભળીને પોતાનું બળ જાણી તેને ગ્રહણ કરી કૈકેયી બોલી કે, રામને અભિષેક કરવા સારૂ જે સામગ્રી તૈયાર થઇ છે તેથી મારા પુત્ર ભરતને અભિષેક થાઓ, અને રામ વનને વિષે જાઓ. હે રાજન્! એ પ્રમાણે કૈકેયીનાં મહા દારૂણ અપ્રિય વચન સાંભળીને, મહા દુઃખયુક્ત થયેલા દશરથ કાંઇ પણ બોલ્યા નહીં. ત્યારે રામચંદ્ર પોતાના પિતાએ કૈકેયીને તેના માગ્યા પ્રમાણે વરદાન આપ્યું છે એમ જાણીને, રાજા સત્યવાદી થાઓ એમ માની વન પ્રત્યે ગયા. તે સમય તેની વાંસે હાથમાં ધનુષ્ય ગ્રહણ કરીને લક્ષ્મણ તથા વૈદેહિ પણ ગયાં. રામચંદ્ર વનમાં ગયા પછી દશરથ રાજાનો દેહ મૃત્યુ ધર્મને પામ્યો. પછી રામચંદ્ર વનમાં ગયા અને રાજા મૃત્યુ પામી ગયા તે જાણીને કૈકેયીએ મોસાળથી ભરતને તેડી મંગાવી કહ્યું કે હે પુત્ર! દશરથ રાજા સ્વર્ગ પ્રત્યે અને રામ તથા લક્ષ્મણ સીતા સહિત વન પ્રત્યે ગયા, માટે તું શત્રુ વગરનું ક્ષેમરૂપ રાજ્ય ગ્રહણ કર. એવાં કૈકેયીનાં વચન સાંભળીને ધર્માત્મા ભરતે કહ્યું કે અરે! ધનમાં લુબ્ધાયલી તેં, પોતાના પતિનો નાશ કરવાથી કુળનો નાશ કરી મોટું નિંદિત કામ કર્યું! અરે હે કુળમાં કજ્જળરૂપ! તેં મારા મસ્તક ઉપર અપયશ નાંખ્યો! હે માત! તું તારી કામનાવાળી થા! હે રાજન્! એ પ્રમાણે કહીને ભરતે રૂદન કર્યું. પછી તે પ્રધાનોની પાસે કૈકેયીનું કર્મ સ્પષ્ટ કહી સંભળાવીને, રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવવાની ઇચ્છાથી કૌશલ્યા, સુમિત્રા તથા કૈકેયીને વાહનોમાં બેસાડી આગળથી રવાને કરી, વસિષ્ઠ તથા વામદેવાદિ હજારો બ્રાહ્મણો અને શહેર તથા દેશની પ્રજા અને પોતાના ભાઇ શત્રુઘ્ન સહિત વનમાં ગયા, ત્યારે તેણે ચિત્રકૂટ પર્વત વિષે

બેઠેલા, તપસ્વીના સરખો વેષ ધારણ કરેલા તથા ધનુષ્ય ધારી રામચંદ્રને લક્ષ્મણ સહિત જોયા. ત્યાર પછી પિતાનાં વાક્ય પ્રમાણે કરવાની ઇચ્છાવાળા રામચંદ્રે ભરતને પોતાની પાદુકા (પાવડી) આપી પાછો મોકલ્યો; ત્યારે તે પાદુકાને મુખ્ય કરીને નંદીગ્રામમાં રહી રાજ કરવા લાગ્યો. પછી ચિત્રકૂટ પર્વત પ્રત્યે સદૈવ પ્રજા આવે છે એ ઠીક નહીં એમ માનીને રામચંદ્ર, મહા અરણ્યમાંના શરભંગના આશ્રમ પ્રત્યે જઇ પ્રવેશ કર્યો. તે ઋષિનો સત્કાર કરીને ત્યાંથી તે દંડકારણ્ય પ્રત્યે ગયા, અને ગોદાવરી નદીનો આશ્રય કરી નિવાસ કરી રહ્યા. પછી દંડકારણ્યને વિષે નિવાસ કરી રહેલા રામચંદ્રને શુર્પણખા નિમિત્ત ત્યાંજ રહેલા એવા ખર નામના રાક્ષસની જોડે મોટું વેર થયું; અને તપસ્વિયોની રક્ષા કરવા સારૂ ધર્મવત્સલે ચઉદ હજાર રાક્ષસોને નાશ કર્યા. પછી રાઘવે દૂષણ તથા ખરને પણ નાશ કરીને સર્વ વન કલ્યાણરૂપ કર્યું. એ પ્રમાણે સર્વ રાક્ષસો નાશ પામ્યા, ત્યારે લક્ષ્મણે રામચંદ્રની આજ્ઞાથી કાન તથા નાક કાપી નાંખેલી શુર્પણખા, પોતાના ભાઇ રાવણની પુરી લંકાં પ્રત્યે ગઇ અને તેની પાસે આવી દુઃખથી મૂર્છિત થઇ તેને પગે પડી. તે સમય કાન તથા નાક કપાયલાં હતાં એવી શુર્પણખાને જોઇને ક્રોધથી મૂર્છિત થયેલા રાવણ દાંતે દાંત પીસતો પોતાના આસન ઉપરથી ઉભો થયો. અને પોતાના અમાત્યોને ત્યાંથી રજા આપી એકાંતમાં પોતાની બ્હેનને કહેવા લાગ્યો કે હે કલ્યાણરૂપ બ્હેન! મારો કંઈ પણ ડર ન રાખી તથા મારી અવજ્ઞા કરીને કોણે તને આવી રીતે કરી? અરે! એવો કોણ છે કે તીક્ષ્ણ એવા ત્રિશુળને પામી તેનું સર્વ ગાત્ર કરી સેવન કરે છે? અરે! પોતાના મસ્તકમાં અગ્નિ ભરીને સુખે કરી સુનાર કોણ છે? અરે! મહા ભયંકર ઝેરયુક્ત મુખવાળા સર્પને પગે કરી સ્પર્શ કરનાર કોણ છે? અરે! કેસરી સિંહની દાઢ પકડીને સ્થિર થઇ ઉભો રહેનાર કોણ છે? એ પ્રમાણે બોલતા રાવણના કાનમાંથી જેમ બળતાં વૃક્ષનાં કોટરમાંથી ધુમાડાની શિખા નીકળે, તેમ ક્રોધજન્ય ધુમાડાની શિખા નીકળવા લાગી. ત્યારે શુર્પણખાએ રામચંદ્રે કરેલો ખર તથા દૂષણ સહિત સર્વ રાક્ષસોનો પરાભવ તથા પોતાનું વિરૂપપણું રાવણને કહી સંભળાવ્યું. ત્યાર પછી રાવણ રામચંદ્રની સ્ત્રીનું હરણ કરવું એમ પોતાના મનમાં નિશ્ચય કરી, શુર્પણખાને સાંત્વના કરી પોતાની પુરીના રક્ષાનો બંદોબસ્ત કરીને આકાશ માર્ગે ચાલ્યો. ત્યારે તેણે ત્રિકૂટ તથા કાળકૂટ પર્વતને ઉલ્લંઘીને, ગંભીર એવા સમુદ્રને જોયો. પછી તેનું પણ ઉલ્લંઘન કરીને રાવણ, મહાદેવજીનું પ્રિય સ્થાન ગોકર્ણ પ્રત્યે આવ્યો. ત્યાર કેડે રાવણ, પૂર્વે વિશ્વામિત્રના યજ્ઞને વિષે રામચંદ્રના ભયથી તપસ્વીપણાનો આશ્રય કર્યો હતો જેણે એવા અને પૂર્વના પોતાના અમાત્ય મારીચની પાસે આવ્યો.

तत्राभ्यगच्छ मारीचं पूर्वामात्यं दशानन:
पुरा राम भयादेव तापस्यं समुपाश्रितं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि रामवनाभिगमनेगुर्जरभाषायां सप्तषष्ट्यधिकद्विशततमोऽध्यायः ॥ २७६ ॥

## અધ્યાય ૨૭૭ મો. સીતાજીનું હરણ.

मार्कंडेय उवाच—मारीच स्त्वथ संभ्रांतो दृष्ट्वा रावणमागतं ।
पूजयामास सत्कारैः फलमूलादिभि स्ततः

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! આવેલા રાવણને જોઇને અત્યંત ભ્રાંત થયેલા મારીચે તેનો ફળ મુળે કરી પુજા સત્કાર કર્યો. પછી સુખે કરી બેઠેલા રાવણને જાણીને મારીચે કહ્યું કે હે રાવણ! પુર્વ સરખા તારા સ્વરૂપનો વર્ણ નથી, માટે હું તને પુછું છું કે, તારા પુરને વિષે કલ્યાણરૂપ છે? સર્વ તારી પ્રકૃતિ પુર્વની પેઠે તારૂં ભજન કરે છે? તારે અહીં આવવાનું શું પ્રયોજન છે? તે કહે અને મેં તારૂં કાર્ય અત્યંત દુષ્કર હશે તો પણ કર્યુંજ છે એમ જાણ. એ પ્રમાણે મારીચનાં વચન સાંભળીને રાવણે તેને રામચંદ્રે ચઉદ હજાર રાક્ષસોનો વિનાશ તથા શુર્પણખાનું વિરૂપપણું કર્યું હતું તે અને પોતાને કરવાનું કાર્ય એ સર્વ કહ્યું. ત્યારે તેનાં વચન સાંભળીને મારીચે તેને કહ્યું કે હે રાવણ! રામની પાસે જવું નહીં, કારણ હું તેના પરાક્રમને જાણું છું. અરે! તેના બાણના વેગને સહન કરવા કોણ સમર્થ છે? હું ભાગી આવીને અહીં તપસ્વી થઇ રહ્યો છું તેનો હેતુ એજ છે કે રામના બાણનો વેગ કોઇથી પણ સહન થાય તેમ નથી! અરે! તને વિનાશની નિસરણી દુષ્ટાત્મા-વાન એવા કોણે બતાવી છે? એવાં મારીચનાં વચન સાંભળીને ક્રોધયુક્ત થયેલા રાવણે તેને ભત્સના કરતાં કહ્યું કે અરે! મારા કહેવા પ્રમાણે નહીં કરતા એવા તારૂં અવશ્ય મૃત્યુ થશે! એ પ્રમાણે રાવણનાં વચન સાંભળીને મારીચે પોતાના મનમાં વિચાર કર્યો કે આ દુષ્ટને હાથે મરવું તે કરતાં શ્રેષ્ઠ એવા રામચંદ્રને હાથે મરવું એ સારૂં છે; માટે એના કહેવા પ્રમાણે હું કરૂં. એ પ્રમાણે વિચાર કરીને તેણે તેને કહ્યું કે હે રાવણ! મારે તને શું સહાયતા કરવી? તે કહે: પરવશ એવો હું તારા કહેવા પ્રમાણે કરીશ. એવાં મારીચનાં વચન સાંભળીને રાવણે તેને કહ્યું કે હે મારીચ! તું રત્નનાં શીંગડાંવાળો રત્નથી વિચિત્ર દેહવાળો થઇને સીતાને મોહ પમાડ, તેથી તે પોતાના પતિ રામચંદ્રને તને પકડવા મોકલશે. ત્યાર પછી અવકાશ પામીને હું સીતાને વશ કરી હરી લઇ જઇશ એટલે દુઃખયુક્ત થયેલા તેના પતિ રામ નાશ પામશે, માટે તું મારૂં એ સહાયપણું કર. હે રાજન્! એ પ્રમાણે રાવણે વાક્ય કહ્યાં તે સાંભળીને મારીચ પોતાની ઔર્ધ્વદેહિક ક્રિયા કરીને, જતા એવા રાવણની પાછળ જવા લાગ્યો. પછી રાવણ તથા મારીચ એ બેઉ રામચંદ્રના આશ્રમની નજદીક આવીને, પ્રથમ કરેલા વિચાર પ્રમાણે તેમણે સ્વરૂપ ધારણ કર્યાં. કે, રાવણે ત્રિદંડી સન્યાસી થઇ તથા મારીચ મૃગ થઇને, રામના આશ્રમ પાસે આવ્યા. તે સમય મારીચ પોતાનું મૃગ સ્વરૂપ સીતાને દેખાડવા લાગ્યો, તેથી ભોળાભલી તેણે તેને પકડવાનું પોતાના પતિ રામચંદ્રને કહ્યું ત્યારે રામચંદ્ર પોતાની સ્ત્રીનું પ્રિય કરવા માટે હાથમાં ધનુષ્ય તથા બાણ લઇ તેની રક્ષા કરવા લક્ષ્મણને સોંપીને તે મૃગની વાંસે ગયા. તે વેળા, ધનુષ્ય ધારણ કરેલા, ભાથા બાંધેલા, ખડગ બાંધેલા તથા હાથમાં ચમનાં મોજાં પહેરેલા રામચંદ્ર જેમ પુર્વે રૂદ્ર તારા મૃગની પાછળ ગયા હતા, તેમ તેની પાછળ ગયા. ત્યારે એકવાર તે મૃગ અંતર્ધાન થઇ ગયો. વળી પાછો રામની સનમુખ આવ્યો. એમ કરતાં કરતાં તે મૃગ રામચંદ્રને વનમાં ઘણે દૂર લઇ ગયો. પછી રામચંદ્ર આ કોઇ રાક્ષસ છે એમ જાણી, પોતાના ધનુષ્યનો ટંકારવ કરીને તેમાં એક બાણ ભરીને તે મૃગને માર્યું. તે સમય તે મૃગ રામચંદ્રના સરખો મ્હોટા બેહદી શબ્દ બોલ્યો કે હે સીતા! હે લક્ષ્મણ! હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કરૂણાયુક્ત તે શબ્દ સાંભળીને સીતા આકુળવ્યાકુળ થઇ અને જે દિશામાંથી તે સાદ સાંભળ્યો, તે દિશા પ્રત્યે દોડી જવા લાગી. ત્યારે તેને લક્ષ્મણે કહ્યું કે હે ભીરૂ! તું કોઇપણ શંકા કર નહીં રામને કોણ પ્રહાર

કરનાર છે. હે હાસ્ય મુખવાળી! તું થોડી વખતમાં રામચંદ્રને દૃષ્ટિથી જોઇશ. એ પ્રમાણે લક્ષ્મણે વાક્ય કહ્યાં ત્યારે સીતા, આ લક્ષ્મણ મારા પતિને નાશ કરાવી મારી કામનાવાન છે એમ માનીને, તેને અત્યંત કઠોર વાક્ય કહેવા લાગી કે હે મૂઢ! તું તારા હૃદયમાં જે કામના રાખે છે, તેને કદીપણ પામીશ નહીં: કારણ હું શસ્ત્રે કરી નાશ પામીશ, પર્વત ઉપરથી પડીશ અથવા અગ્નિમાં પ્રવેશ કરીશ! અરે! હું મારા રામચંદ્ર પતિનો ત્યાગ કરીને, જેમ સિંહણ કોહલ્લ નામના જાનવરને પ્રાપ્ત થાય નહીં, તેમ તને પ્રાપ્ત થઈશ નહીં.. એ પ્રમાણે બોલતી સીતાનાં વચન સાંભળીને રામચંદ્રજી જેને પ્રિય છે એવા લક્ષ્મણ, હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી પોતાના કાનને બંધ કરી, જે દિશા પ્રત્યે રામચંદ્ર ગયા હતા, તે દિશા તરફ તેનાં પગલાં જોતા જોતા ચાલ્યા ગયા. પછી અંતરને પામીને રાવણ, જેમ રાખોડીથી અગ્નિ ગુપ્ત હોય, તેમ સન્યાસીના સ્વરૂપથી ગુપ્ત થઇ સીતાનું હરણ કરવા સારૂ તેની પાસે આવ્યો. ત્યારે ધર્મને જાણનાર જનકની પુત્રી સીતા, તેને ફળ, મૂળ તથા આસનાદિથી નિમંત્રણ સન્માન કરવા લાગી. ત્યારે રાવણ તેનો તિરસ્કાર કરી પોતાનું સ્વરૂપ ધારણ કરીને સીતાને સાંત્વના કરતાં કહેવા લાગ્યો કે હે સીતે! હું સર્વ રાક્ષસોનો રાજા રાવણ છું, મારી સમુદ્રપાર લંકા નામની પુરી છે; તેને વિષે પુરૂષ તથા સ્ત્રીઓની મધ્યે તું અત્યંત શોભીશ. માટે હે શ્રેષ્ઠ કટી ભાગવાળી! તું મારી સ્ત્રી થા, અને તારા તપસ્વિ પતિનો ત્યાગ કર. ઇત્યાદિ રાવણનાં વચન સાંભળીને સીતાએ 'એમ બોલ નહીં' એમ કહી પોતાના કાન બંધ કરી કહ્યું કે અરે હે દુષ્ટ! નક્ષત્ર સહિત આકાશ તૂટી પડશે, પૃથ્વી ભેદ પામશે તથા અગ્નિ શીતળ થશે, તો પણ હું મારા પતિ રામચંદ્રનો ત્યાગ કરીશ નહીં! અરે! હસ્તિણી મદોન્મત્ત હસ્તિને પામીને, ડુક્કર નામના જાનવરનો સ્પર્શ કેમ કરે?!! વળી હે દુષ્ટ! કોઇ સ્ત્રી કદમ વૃક્ષની તથા મધપુષ્પની મદિરાનું પાન કરીને, કાંજીનું પાન કરવામાં લોભયુક્ત થઈ તેનું સ્મરણ પણ કરે?! હે રાજન્! એ પ્રમાણે કહીને ક્રોધથી સ્ફુરાયમાન હતા હોઠ જેના એવી સીતા વારંવાર પોતાના હાથને ખંખેરતી ખંખેરતી પોતાના આશ્રમમાં પ્રવેશ કરવા લાગી. તે સમય રાવણે ચિત્ત જેનું અસ્થિર હતું એવી સીતાને ભત્સના કરતાં આશ્રમમાં જતી અટકાવી; અને તે તેનો ચોટલો ઝાલીને આકાશ માર્ગે ચાલતો થયો. તે વેળા પર્વતને વિષે ફરનારા જટાયુ નામના ગૃધ્ર પક્ષિએ, હે રામ! હે રામ! એમ પોકાર કરતાં રૂદન કરતી એવી અને હરાઈ જતી એવી તપસ્વી સીતાને જોઇ.

तां ददर्श ततो गृध्रो जटायु र्गिरि गोचरः ।
रुदन्ती राम रामेति ह्रियमाणां तपस्विनीं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि मारीचवधेसीताहरणे गुर्जरभाषायां सप्तसप्तत्यधिकाद्विशततमोऽध्यायः ॥ २७७॥

## અધ્યાય ૨૭૮ કબંધનો ઉદ્ધાર.

मार्कंडेय उवाच—सखादशरथस्यासीज्जटायुररुणात्मजः ।
गृध्रराजोमहावीरः संपातिर्यस्यसोदरः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! દશરથનો સખા, સૂર્યનો પુત્ર, મહા શરીર, સંપાતિ ભાઇ હતો જેને અને ગૃધ્ર પક્ષીનો રાજા જટાયુ, રાવણના ખોળાને વિષે પ્રાપ્ત થયેલી વહુ સીતાને જોઇને, મહા ક્રોધયુક્ત થઇ તેની પાસે દોડી જઇ તેને કહેવા લાગ્યો કે હે નિશાચર ! આ મૈથીલીને મૂકી આપ ! મૂકી આપ ! હું જીવતાં તું એને કેમ હરણ કરીશ ? ! અરે ! જો તું આ મારી વહુને નહીં મૂકી આપે, તો જીવતો કદી પણ જઇશ નહીં ! એ પ્રમાણે કહીને જટાયુએ પોતાના નખ, પાંખ તથા ચાંચે કરી રાક્ષસેંદ્રના દેહને ઘણા પ્રહાર કરી જીર્ણ કર્યો. તેથી જેમ પર્વતમાંથી પાણીનો પ્રવાહ ચાલે, તેમ તેના શરીરમાંથી રૂધિર વહેવા લાગ્યું. ત્યારે રામનું પ્રિય કરવાની ઇચ્છાવાળા ગૃધ્રે એવી રીતે ઘણા પ્રહાર કર્યા. પછી રાવણે હાથમાં તલવાર લઇ તેનાથી તેના હાથ "પાંખ" કાપી નાંખ્યાં. પછી રાવણ, ભેદ પામેલા પામેલા વાદળાંના શિખર સરખા ગૃધ્રરાજ જટાયુને ઘણા પ્રહાર કરીને, સીતાને પાછી પોતાના ખોળામાં ગ્રહણ કરી આકાશ માર્ગે ચાલ્યો પછી સીતાએ એ પ્રમાણે જતાં પૃથ્વીને વિષે જ્યાં જ્યાં તપસ્વિઓનાં આશ્રમ, સરોવર તથા નદીને જોયાં, ત્યાં ત્યાં રામચંદ્રને ખબર પડવાની ઇચ્છાથી પોતાનાં આભૂષણ નાંખ્યાં. ત્યાર પછી મ્હોટા વિચારવાળી સીતાએ એક પર્વત ઉપર બેઠેલા પાંચ વાનરોને જોઇને, પોતાનું એક એક પીળું વસ્ત્ર નાખ્યું; જે પવનના વેગથી તે પાંચની વચમાં વીજળીની પેઠે પડયું. હે રાજન્ ! એ પ્રમાણે સીતાનું હરણ કરીને આકાશ માર્ગે જતા રાવણે થોડી વખતમાં વિશ્વકર્માએ બનાવેલી, રમ્ય, ઘણા દરવાજાવાળી, મનોરમ તથા એક કિલ્લો ફરતો હતો જેને એવી પોતાની પુરી લંકાને જોઇ અને તેમાં પ્રવેશ કર્યો. હે યુધિષ્ઠિર ! એવી રીતે સીતાનું હરણ થયું ત્યાર પછી રામચંદ્ર મૃગરૂપ મારીચને નાશ કરી પોતાના આશ્રમ ભણી વળતી વેળા પોતાના ભાઇ લક્ષ્મણને જોઇ તેને તિરસ્કાર કરતાં કહ્યું કે, અરે ! તું ઘણા રાક્ષસો જેમાં વસે છે એવા વનને વિષે સીતાનો ત્યાગ કરીને અહીં કેમ આવ્યો ? પછી રામચંદ્ર પોતાને મૃગરૂપ રાક્ષસ ઘણે દૂર લાવ્યો તથા લક્ષ્મણ પણ ત્યાં આવ્યા તેનું ચિંતવન કરતા અત્યંત પરિતાપવાન થયા. અને લક્ષ્મણની નિંદા કરતા કરતા તેની પાસે આવીને રામે તેને કહ્યું કે અરે હે લક્ષ્મણ ! હું જીવતી એવી સીતાને દેખીશ ? હે ભારત ! એ પ્રમાણે રામચંદ્રનાં વચન સાંભળીને લક્ષ્મણે પોતાને સીતાએ નહીં કહેવાં ઘટે એવાં જે વાક્ય કહ્યાં હતાં તે સર્વ કહી સંભળાવ્યાં. ત્યારે તે સાંભળવાથી અત્યંત તાપ યુક્ત થયું હતું હૃદય જેનું એવા રામચંદ્ર લક્ષ્મણ સહિત ઉતાવળથી પોતાના આશ્રમ પ્રત્યે આવતા હતા, તે વેળા રસ્તામાં પડેલા પર્વત સરખા ગૃધ્ર જટાયુને જોઇ આ રાક્ષસ છે એમ માની ધનુષ્યની પ્રત્યંચા ખેંચીને તેની પાસે દોડી ગયા. તે સમય મહા તેજસ્વી જટાયુએ રામ તથા લક્ષ્મણને કહ્યું કે હું તમારા પિતા દશરથનો સખા જટાયુ નામનો ગૃધ્ર પક્ષી છું. એવાં તેનાં વચન સાંભળીને રામ તથા લક્ષ્મણે પોતાના ધનુષ્યને શાંત કરી આપણા પિતાના નામનો ઉચ્ચાર કરનાર આ કોણ છે ! એમ પરસ્પર કહીને જટાયુની પાસે આવ્યા; અને તેમણે બે પાંખ જેની છેદાઇ ગઇ હતી તેને જોયો ત્યારે ગૃધ્રરાજ જટાયુ પક્ષીએ રામ તથા લક્ષ્મણને કહ્યું કે સીતા નિમિત્ત રાવણથી મારો વધ થયો છે. રામચંદ્રે તેને પૂછ્યું કે, રાવણ કયી દિશાભણી ગયો ! એમ રામે પૂછ્યું ત્યારે જટાયુ પોતાનું મસ્તક હલાવી તેની સૂચના કરીને મૃત્યુ પામ્યો. ત્યારે રામચંદ્રે રાવણ સીતાનું હરણ કરી દક્ષિણ દિશા પ્રત્યે ગયો છે એમ જાણીને આ જટાયુ મારા પિતા-

નો સખા છે અને એણે મારો મ્હોટો સત્કાર કર્યો છે એમ માની તેને અગ્નિસંસ્કાર કર્યો. પછી ચટાઈ જેમાં ફાટી ગઈ હતી એવો કળશ ભાગી પડયો હતો, અને સેંકડો કોહલા નામનાં જાનવર ફરતાં હતાં એવો શૂન્ય પોતાનો આશ્રમ જોઇને સીતાનું હરણ થવાથી મહા પીડાયુક્ત થયેલા તથા શોકજન્ય દુઃખ યુક્ત થયેલા રામ તથા લક્ષ્મણ, દંડકારણ્ય પ્રત્યે દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા. ત્યારે લક્ષ્મણ સહિત રામચંદ્રે વનને વિષે રસ્તામાં ચારે કોર નાશ ભાગ કરતાં એવાં મૃગનાં યુથને જોયાં તથા દાવાગ્નિની પેઠે વૃદ્ધિ પામતા પક્ષીના શબ્દ પણ સાંભળ્યા. ત્યાર પછી એક મુહૂર્ત માત્રમાં તેમણે ભયંકર દેખાવવાળા, મેઘ તથા પર્વતસરખા વર્ણવાળા, સાગ વૃક્ષ સરખી કાંધવાળા, મોટી ભુજાવાળા, છાતીમાં જેને નેત્ર હતાં એવા અને મોટા ઉદરમાં ભયંકર મુખવાળા કબંધને જોયો. તે સમય કબંધ રાક્ષસે યદચ્છાથી લક્ષ્મણને પોતાના હાથને વિષે ગ્રહણ કર્યા. ત્યારે હે ભારત ! સુમિત્રાના પુત્ર લક્ષ્મણે મહા કષ્ટયુક્ત થઇને, રામચંદ્ર સામું જોઇ સખેદ વાક્ય બોલ્યા કે હે ભાઈ ! તમે આ મારી અવસ્થા જુઓ ! અરે ! સીતાનું હરણ થયું ! મને આ મારું કષ્ટ પ્રાપ્ત થયું ! તમે રાજ્યપદથી ભ્રષ્ટ થયા ! આપણા પિતાનું પણ મરણ થયુ ! અરે ! હું, સીતા સહિત કોશલ દેશ પ્રત્યે ગયેલા તથા આપણા પિતામહાદિ પરંપરાની રાજ્યગાદી ઉપર બેઠેલા તમને નહીં જોઊં ! અરે ! યશ મેળવવામાં કુશળ એવા પુરૂષોએ રાજ્યગાદી ઉપર અભિષેક કર્યો હશે જેને એવા ભરતનું ચંદ્ર સરખું મુખ જે પ્રજા જોતી હશે તે ધન્ય છે ! આમ લક્ષ્મણને ઘણો વિલાપ કરતો સાંભળીને રામચંદ્રે, તેને નિર્ભય કરતાં કહ્યું કે હે મનુષ્યમાં સિંહરૂપ ! તું કંઇ પણ ખેદ કર નહીં, હું જીવતાં આ રાક્ષસ કદી પણ જીવતા રહેનાર નથી ! હે લક્ષ્મણ ! તું એ રાક્ષસનો જમણો હાથ કાપી નાખ અને હું ડાબો હાથ કાપું છું. એ પ્રમાણે કહીને રામચંદ્રે તલવારથી કબંધ રાક્ષસનો ડાબો હાથ કાપી નાખ્યો અને લક્ષ્મણે જમણો હાથ કાપી નાખ્યો. પછી લક્ષ્મણે પાસે ઉભેલા પોતાના ભાઇ રામચંદ્રને જોઇને તે રાક્ષસના પડખામાં પ્રહાર કર્યો; જેથી તે મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયો. ત્યારકેડે તે રાક્ષસના શરીરમાંથી એક પુરૂષ નીકળી દિવ્યદેહવાન થઇ આકાશમાં સૂર્યની પેઠે પ્રકાશમાન થઇ ઉભો. તેને જોઇને રામચંદ્રે પૂછયું કે તું કોણ છે ? એમ હું આશ્ચર્યથી પૂછું છું, માટે કહે. રામચંદ્રે પૂછયું ત્યારે તે પુરૂષે કહ્યું કે હે રામચંદ્ર ! હું વિશ્વાવસુ નામનો ગંધર્વ છું. પૂર્વે બ્રાહ્મણે મને શાપ આપ્યો હતો, તેથી રાક્ષસ યોનિને પામ્યો હતો. હે શ્રેષ્ઠ ! લંકામાં રહેનાર સર્વ રાક્ષસના રાજા રાવણે સીતાનું હરણ કર્યું છે; માટે તમે સુગ્રીવની પાસે જાઓ. તે તમારી સહાયતા કરશે. હે દાશરથિ ! ઋષ્યમૂક પર્વત પાસે પંપા નામની સુંદર જળવાળી તળાવડી છે, ત્યાં પોતાના ચાર પ્રધાનો સહિત વાલિનો ભાઇ સુગ્રીવ વસે છે, તેની પાસે જઇ પોતાના દુઃખનું કારણ તેને નિવેદન કરો; કારણ તે તમારા જેવોજ શીયળવાન છે, માટે તમારી સહાયતા અવશ્ય કરશે. હે પ્રભો ! હું એટલુંજ કહું છું કે, તમે અવશ્ય સીતાને જોશો, કેમકે સુગ્રીવે રાવણના નિવાસસ્થાનને જોયું છે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને, મોટી પ્રભાવાળો દિવ્ય તે પુરૂષ અંતર્ધ્યાન થયો, અને મહા પરાક્રમી રામ તથા લક્ષ્મણ બેઉ અત્યંત વિસ્મય પામ્યા.

इत्युक्त्वान्तर्हितो दिव्यः पुरुषः सुमहाप्रभः ।
विस्मयं जग्मतुश्चोभौ प्रवीरौ राम लक्ष्मणौ ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि कबंधहनने गुर्जरभाषाबाषणसप्तत्यधिकद्विशततमोऽध्यायः ॥ ૨૭૮ ॥

## અધ્યાય ૨૭૯ મો. ત્રિજટાનું સ્વપ્ન.

**मार्कंडेय उवाच—ततो विदूरे नलिनीं प्रभूत कमलोत्पलां ।**
**सीताहरण दुःखार्तः पंपां रामः समासदत् ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી સીતાનું હરણ થવાથી ઉત્પન્ન થયેલા દુઃખે કરી પીડા પામેલા રામચંદ્ર, જેને વિષે કમળ તથા કુમુદ પુષ્પ ઉગ્યાં હતાં એવી પંપા નામની તળાવડી પાસે આવ્યા. તે સમય રામચંદ્રને અનંત વનના સુગંધી શીતળ વાયુ મંદ મંદ વાવા લાગ્યા. તેથી રામના બાણથી પીડા પામેલા તે પોતાના મનમાં સીતાનું સ્મરણ કરીને અત્યંત વિલાપ કરવા લાગ્યા. ત્યારે લક્ષ્મણે તેને કહ્યું કે હે સર્વને માન આપનાર ! જેમ વૃદ્ધ પુરૂષને વ્યાધિ પ્રાપ્ત થાય, તેમ તમને આવી અવસ્થા પ્રાપ્ત થવી યોગ્ય નથી. હે જ્યેષ્ઠ બંધુ ! આપણને સીતા રાવણની પુરી વિષે છે એમ ખબર પડી છે. માટે તે આપણે જે ઉપાયે કરી પ્રાપ્ત થાય તેનો પોતાની બુદ્ધિથી વિચાર કરો. આપણે ઋષ્યમૂક પર્વતને વિષે રહેલા વાનરોમાં શ્રેષ્ઠ સુગ્રીવ પાસે જઈએ, અને તમારો ભૃત્ય તથા શિષ્યરૂપ હું સહાયકાર છું; માટે સ્થિરતાને પામો. એમ લક્ષ્મણે કહ્યું, ત્યારે રામચંદ્ર સ્વસ્થતાને પામ્યા અને સીતાની શોધ કરવામાં ઉદ્યોગયુક્ત ચિન્તવન થયા. પછી તે બેઉ ભાઈઓએ પંપાસરના જળનો સ્પર્શ કરી પિતૃઓનું તર્પણ કરીને ઋષ્યમૂક પર્વત નજીક આવ્યા; અને તેની ઉપર બેઠેલા પાંચ વાનરોને જોયા. તે સમય સુગ્રીવે રામ તથા લક્ષ્મણને જોઈને, બુદ્ધિમાન્ અને હિમવાન પર્વતની પેઠે બેઠેલા સચિવ હનુમાનને તેમની પાસે મોકલ્યા. પછી પોતા પાસે આવેલા હનુમાનની સાથે ભાષણ કરીને તેના તથા લક્ષ્મણ સહિત રામે સુગ્રીવ પાસે જઈ તેની સાથે સખાપણું કરી સીતાના હરણની સઘ વાતો કહી. ત્યારે હે યુધિષ્ઠિર ! પૂર્વ સીતાએ વાનરોની મધ્યે જે વસ્ત્ર ત્યાગ કર્યું હતું, તે તેમણે રામચંદ્રને દેખાડ્યું. તેથી સીતાની નીશાની મળી. ત્યારે રામચંદ્રે પૃથ્વી વિષેના સર્વ વાનરના ઈશ્વરપણાનો સુગ્રીવને અભિષેક કરીને, હું યુદ્ધમાં વાળીને નાશ કરીશ એમ પ્રતિજ્ઞા લીધી. ત્યારે હે નૃપ ! સુગ્રીવે પણ હું રાવણ પાસેથી સીતાને પાછી લાવીને તમને પ્રાપ્ત કરીશ એવી પ્રતિજ્ઞા કરી. પછી એ પ્રમાણે પરસ્પર એક બીજાનાં કાર્ય સિદ્ધ કરી આપવાં એમ પ્રતિજ્ઞા કરી એક બીજામાં વિશ્વાસયુક્ત થઈને, સર્વે યુદ્ધની ઈચ્છાથી કિષ્કિંધા પુરી પ્રત્યે આવ્યા. ત્યારે સુગ્રીવે જળના સમુદાય સરખો મોટો શબ્દ કર્યો: જેને વાળિ સહન ન કરવાથી તેની સાથે યુદ્ધ કરવા જવા તૈયાર થયો. તે સમય તેની સ્ત્રી તારા તેને જતો અટકાવતાં કહેવા લાગી કે હે વાળિ ! સુગ્રીવ હમણાં આવો મોટો શબ્દ કરે છે, તેથી તે મહા બળવાન એવા કોઈની પણ સહાયતાવાન છે એમ હું માનું છું, વાસ્તે તમે તેની પાસે જવા યોગ્ય નથી. એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને સુવર્ણની માળા પહેરેલો તથા સર્વ વાનરોનો અધિપતિ વાળિ ચંદ્ર સરખા મુખવાળી તારાને કહેવા લાગ્યો કે હે તારા ! તું સર્વ ભૂત પ્રાણિના શબ્દને જાણનારી છે.

માટે તારી બુદ્ધિથી વિચાર કર કે, શત્રુરૂપ મારો ભાઈ સુગ્રીવ કોનો આશ્રયવાન થઈ અહીં યુદ્ધ કરવા આવ્યો છે? એવાં વાળિનાં વચન સાંભળી એક મુહૂર્તવાર વિચાર કરીને, વળી તારાએ વાળિને કહ્યું કે હે કપીશ્વર! જેની સ્રીનું રાવણે હરણ કર્યું છે એવા, મહા બળવાન તથા ધનુષ્ય ધારણ કરનાર દશરથના પુત્ર રામચંદ્ર પોતાના સરખાજ શત્રુવાળા સુગ્રીવની સાથે મિત્રતાને પામ્યા છે. વળી તેનો ભાઇ કોઇથી પણ ન જીતાય એવો, મહાબાહુ તથા બુદ્ધિમાન્ લક્ષ્મણ છે; જે સુગ્રીવ તથા રામચંદ્રનાં કાર્ય સિદ્ધ કરવામાં સદૈવ સાવધ છે. વળી મૈંદ, દ્વિવિદ, વાયુપુત્ર હનુમાન, તથા રક્ષરાજ જાંબુવાન એ ચાર સુગ્રીવના પ્રધાનો પણ સાવધ છે અરે! મહાત્મા બુદ્ધિમાન્ તથા મહા બળવાન તેઓ રામચંદ્રના બળના આશ્રયી છે, માટે તમને નાશ કરશે એમાં કશો સંદેહ નથી! હે યુધિષ્ઠિર! એ પ્રમાણે તારાએ હિતરૂપ વાક્ય કહ્યાં તેનો આક્ષેપ કરીને મહા ઈર્ષાવાન વાળિ, આ સુગ્રીવમાં આસક્ત મનવાળી થઇ છે એમ શંકા યુક્ત થઇ તેને નહીં કહેવાં ઘટે એવાં અયોગ્ય વાક્ય કહી માલ્યવાન પર્વતની ગુફાની બહાર નીકળ્યો; અને ત્યાં સુગ્રીવને ઉભેલો જોઈ બોલ્યો કે અરે! મેં પૂર્વે તને જીતીને ભાઇ જાણી જીવતો જવા દીધો, પણ હમણાં તને મરવા વિષે ઉતાવળ શું આવી છે? એવાં વાળિનાં વચન સાંભળીને શત્રુને નાશ કરનાર સુગ્રીવ, રામચંદ્રને ઉદ્દેશતાં સમય પ્રમાણે બોલ્યો કે હે રાજા વાળિ! તેં જેની સ્રી તથા જેનું રાજ્ય હરણ કર્યું છે એવા મારી પાસે તને જીવવાનું શું સામર્થ્ય છે એમ જાણીને હું આવ્યો છું તે તું જાણ!

હે યુધિષ્ઠિર! એ પ્રમાણે એક બીજાને અનેક વાક્ય કહીને, સાગ, અને તાલવૃક્ષ તથા શિલારૂપ આયુદ્ધવાળા વાળી તથા સુગ્રીવ સામસામા યુદ્ધ કરવા તૈયાર થયા. ત્યારે બેઉ એક બીજાને ઘણો પ્રહાર કરતા હતા, તેથી પૃથ્વી ઉપર પણ પડી જતા હતા. વળી બેઉ જણ પરસ્પર વળગતા હતા તથા મુષ્ટિયેથી પ્રહાર પણ કરતા હતા તે સમય એક બીજાના નખ વાગવાને લીધે તે બેઉના શરીરમાંથી રૂધિર વહેતું હતું; તેથી જેમ પુષ્પયુક્ત ખાખરનાં વૃક્ષ શોભે, તેમ તે શોભતા હતા. પછી જ્યારે તેમના યુદ્ધમાં કોઈનું પણ બળ અધિક દેખાયું નહીં, ત્યારે હનુમાને એક પુષ્પની માળા સુગ્રીવના ગળામાં પહેરાવી તેથી જેમ મેઘ માળાએ કરી મલય પર્વત શોભે, તેમ તે શોભાવાન થયો. પછી માળારૂપ ચિન્હવાળા સુગ્રીવને જોઇને મોટા ધનુષ્યવાન રામચંદ્રે, વાળીનો લક્ષ્ય કરી ધનુષ્યનો ટંકારવ કરી તેના હૃદયમાં એક બાણ માર્યું તેથી તે અત્યંત ત્રાસયુક્ત થઈ, હૃદય ભેદ પામવાથી મોઢામાંથી રૂધિર ઓકતાં તથા લક્ષ્મણસહિત ઉભેલા રામને જોઇ તેની નિંદા કરતાં પૃથ્વી ઉપર પડ્યો અને મૃત્યુ પામ્યો. તેને તારાએ જોયો. એ પ્રમાણે વાળિ મૃત્યુ પામ્યો. ત્યાર પછી સુગ્રીવ કિષ્કિંધાના રાજ્યને તથા નાશ પામેલા પતિવાળી તારાને પામ્યો. પછી રામચંદ્રે સુગ્રીવના કહેવાથી માલ્યવાન પર્વત ઉપર ચાર માસ પર્યંત નિવાસ કર્યો. હવે રાવણે પોતાની પુરી વિષે જઇને, સીતાને તપસ્વીના આશ્રમ સરખા અશોક વનની નજદીક નંદન વન સદશ શોભાયમાન સ્થાનને વિષે રાખી. તેથી પોતાના સ્વામિનું સ્મરણ કરવાને લીધે શરીરમાં સુકાઇ ગયેલી, તપસ્વિની સ્રી સરખો વેષ ધારણ કરેલી, સ્વધર્મ પાલન કરવામાં શીઘળવાળી, મોટાં નેત્રવાળી તથા ફળ મૂળનું ભોજન કરનારી સીતા દુઃખયુક્ત થઇને ત્યાં રહી હતી. ત્યારે રાક્ષસના અધિપતિ રાવણે સીતાની રક્ષા કરવા સારૂ તેની પાસે પ્રાસ, તલવાર, ત્રિશૂળ, ફરશી, મુદ્ગળ, તથા બળતાં કાષ્ટ ધારણ કરનારી, બે આંખવાળી, એક આંખવાળી, લલાટમાં આંખ-

વાળી, લાંબી જીભવાળી, જીભ વગરની, ત્રણ સ્તનવાળી અને એક પગવાળી રાક્ષસીઓને ત્રિજટા સહિત રાખી. તેથી મહા ભયંકર આંખવાળી તથા ઊંટના વાળ સરખા વાળવાળી તે અને બીજી પણ રાક્ષસીઓ સાવધ થઈને, સીતાને ઘેરીને બેઠી હતી અને દિવસ તથા રાત્રિએ તેની ચોકી કરતી હતી.

હે રાજન્! મહા ભયંકર સ્વરૂપવાળી તે રાક્ષસિઓ સીતાને પ્રહાર કરી તેને સંભળાવતાં કહેતી હતી કે, અરે! આ આપણા સ્વામિનું અપમાન કરે છે; માટે આપણે એને ખાઇ જઇએ, વિદારણ કરીએ તથા એના તિલ તિલ જેટલા કકડા કરીએ! એ પ્રમાણે તે રાક્ષસીઓ વારંવાર સીતાને વાક્ય સંભળાવીને ત્રાસ ઉપજાવતી હતી. ત્યારે મોટા નિશ્વાસ મૂકતી સીતા તેઓને કહેવા લાગી કે હે શ્રેષ્ઠ સ્ત્રીઓ! કમળ સદશ નેત્રવાન મારા પતિ વગર મને જીવવામાં કશો લાભ નથી! માટે તમે મને ભલે ભક્ષણ કરો! અને જો તમે તેમ નહીં કરશો તે હું જીવતી રહીશ તો આહારનો ત્યાગ કરીને, જેમ તાલ વૃક્ષમાં ગયેલી સર્પિણી સુકાય, તેમ મારા શરીરને સુકાવીશ; પણ હું મારા પતિ રામચંદ્ર વગર બીજા કોઇ પુરૂષનું કદી ભજન કરીશ નહીં! હે રાક્ષસીઓ! એ મારાં સત્ય વચનને જાણી તમારે જે કરવું હોય તે તમે કરો. સીતાનાં વચન સાંભળીને મહા ભયંકર સ્વરૂપવાળી તે સર્વ રાક્ષસી, સીતાએ કહેલાં વચન રાવણને કહેવા સારૂ તેની પાસે ગઇ. ત્યાર પછી સીતા પાસે બેઠેલી, ધર્મ જાણનાર તથા પ્રિય વચન બોલનાર એવી એક ત્રિજટા નામની રાક્ષસી તેને સાંત્વના કરતાં કહેવા લાગી કે હે સખી! તું મારામાં વિશ્વાસ રાખ, ભયનો ત્યાગ કર અને હું તને જે વાક્ય કહું તે સાંભળ.

હે સીતા! મહા બુદ્ધિમાન, અવસ્થાએ કરી વૃદ્ધ, સર્વ રાક્ષસ મને કહ્યું છે કે હે ત્રિજટા! તારે મારા કહેવાથી સીતાને આશ્વાસના કરી તથા પ્રસન્ન કરીને કહેવું કે, લક્ષ્મણ સહિત મહા બળવાન રામચંદ્ર કુશળ છે. તેણે ઇંદ્ર સરખા બળવાન સર્વ વાનરના રાજા સુગ્રીવની સાથે સખાપણું કર્યું છે અને તને રાવણથી છોડાવવાના ઉદ્યોગમાંજ છે. માટે તારે લોકમાં નિંદિત રાવણથી કશો ભય રાખવો નહીં. કારણ પૂર્વે તેને નળકુબેરની વહુ રંભાને સ્પર્શ કર્યો હતો. તેથી તેણે તેને શાપ આપ્યો છે કે, અજીતેંદ્રિય તું અવશ્ય નારીને પ્રાપ્ત થવા અસમર્થ થઇશ. હે સીતા! સુગ્રીવે રક્ષા કરેલા તારા પતિ, લક્ષ્મણ સહિત થોડા કાળમાં અહીં આવશે, અને તને આ દુઃખમાંથી મુક્ત કરશે. હે શ્રેષ્ઠ ગુણવાન સીતા! પોતાના કુળનો નાશ કરનાર રાવણનો વિનાશ થાય એવાં મેં ભયંકર સ્વપ્નાં જોયાં છે કે, દારૂણ, દુષ્ટાત્માવાન, ક્ષુદ્ર, કર્મ કરનાર, નિશાચર, પોતાના સ્વભાવ તથા શીલે કરી સર્વને ભય ઉપજાવનાર, દેવતાઓ સાથે સ્પર્ધા કરનાર તથા કાળ નજીક આવવાથી નાશ પામ્યું છે ચિત્ત જેનું એવો રાવણ, પોતાના શરીર ઉપર તેલ રેડી તથા કેશ વગરનો થઇ કાદવમાં લપટાતાં ગર્દભ જોડેલા રથમાં જાણે નૃત્યજ કરતો હોય એમ બેઠો છે એમ મેં જોયું. મસ્તક વિષે કેશ વગરના, વસ્ત્ર સહિત અને રાતાં પુષ્પ તથા રાતું ચંદન ધારણ કરેલા કુંભકર્ણાદિ દક્ષિણ દિશામાં જાય છે એમ મેં સ્વપ્નામાં જોયું છે. સફેદ છત્ર જેની ઉપર રહ્યું છે એવા, પાઘડી પહેરેલા, સફેદ પુષ્પ તથા ચંદન ધારણ કરેલા અને સફેદ પર્વત ઉપર બેઠેલા એકજ વિભીષણને મેં જોયા તથા તેવીજ રીતે તેના ચાર પ્રધાનોને પણ જોયા. તે તને આ મોટા ભયથી મુકાવશે. વળી મેં સ્વપ્નામાં રામચંદ્રને શસ્ત્રે કરી સાગર સહિત સર્વ પૃથ્વી વ્યાપ્ત કરેલી

જોઇ છે: તેથી તારા પતિ પોતાનો યશ સર્વત્ર ફેલાવશે. વળી મેં સ્વપ્નામાં અસ્થિના ઉપર બેઠેલા મધ તથા દુધપાકનું ભોજન કરતા એવા અને સર્વ દિશાઓને બાળવાની વાળા લક્ષ્મણને જોયા છે. વળી મેં રૂદન કરતી રૂધિરથી ખરડાએલા અંગવાળી, વ્યા કરેલી તથા ઉત્તર દિશા ભણી જતી તને જોઇ છે: માટે હે વિદેહ રાજાની પુત્રી! સહિત તારા પતિ રામચંદ્રને પામીને તું થોડા કાળમાં હર્ષ પામીશ. હે યુધિષ્ઠિર! એ ત્રિજટાનાં વચન સાંભળીને, મૃગ સરખાં નેત્રવાળી સીતા, વળી પોતાના પતિના વિષે આશાવાળી થઈ. તેટલામાં પૂર્વે રાવણ પાસે ગયેલી, મહા બીહામણી તથા મહા તે સર્વ પિશાચી ત્યાં આવી. અને તેમણે પૂર્વની પેઠે ત્રિજટા સહિત બેઠેલી સીતા

**यावदभ्यागता रौद्राः पिशाच्यस्ताःसुदारुणाः ।**
**ददृशु स्ता त्रिजटया सहासीनां यथा पुरा ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि त्रिजटा सीतासांत्वने गुर्जरभाषायामूनांशीत्यधिकद्विशततमोऽध्यायः ॥ २७९ ॥**

## અધ્યાય ૨૮૦ મો. સીતા અને રાવણનો સંવાદ.

**मार्कंडेय उवाच—तत स्तां भर्तृ शोकार्तां दीनां मलिन वाससां ।**
**मणि शेषाभ्यलंकारां रुदन्तीं च पतिव्रतां ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! ત્યાર પછી પોતાના સ્વામિ સંબંધી શોક પીડા પામેલી, દીન, મલીન વસ્ત્ર પહેરેલી, મંગળસુત્રમાં રહેલા મણિરૂપ શેષપ્રિય અલંક રૂદન કરતી, પતિવ્રતા ધર્મવાન, રાક્ષસીઓ જેની ચોકી કરતી હતી એવી તથા શીલ બેઠેલી સીતાની પાસે, યુદ્ધમાં દેવતા, દાનવ, ગંધર્વ, યક્ષ અને કિંપુરૂષોએ અજીત દિ પહેરેલો શ્રેષ્ઠ મણિ જડિત કુંડળ પહેરેલા, વિચિત્ર પુષ્પ ધારણ કરેલા, મસ્તક ઉપ પહેરેલો, કામબાણથી પીડા પામેલા તથા કોકિલા પક્ષી સરખા વર્ણવાળો રાવણ આ સમય રાવણે ઘણા યત્નથી પોતાના દેહને શોભાયુક્ત કર્યો હતો, તો પણ તે કલ્પવૃક્ષ નહીં દેખાતો હતો અને અલંકાર ધારણ કર્યા હતા, તો પણ સ્મશાન વિષેની ચિતા વૃક્ષ સરખો દેખાતો હતો. પછી રાવણ, જેમ શનિશ્ચર નામનો ગ્રહ રોહિણીની પાસ તેમ સીતા પાસે આવી તેની રજા લઇ બોલ્યો કે હે સીતા! તેં એટલા દિવસ તાર ઉપર અનુગ્રહ કર્યો એ ઘણું થયું. હવે હે શ્રેષ્ઠ અંગવાળી! તું મારી ઉપર કૃપા કર વસ્ત્ર તથા આભરણાદિ ધારણ કર. હે શ્રેષ્ઠ મુખવાળી! તું અમૂલ્ય આભરણ તથ ધારણ કરીને, મારૂં ભજન કર અને મારી સર્વ સ્ત્રિઓમાં ઉત્તમ થા. હે કમળમુખી કન્યા ગંધર્વ સ્ત્રી દાનવ કન્યા તથા દૈત્યની સ્ત્રી એ સર્વ ઘણી મારી સ્ત્રીઓ છે. કરોડ પિશાચ, તેથી બમણા રાક્ષસ તથા તેથી ત્રણ ગણા યક્ષ એ સર્વ મારી અ સદૈવ રહે છે. કેટલાક તો મારા ભાઇ કુબેરની પણ આજ્ઞામાં રહે છે. હે શ્રેષ્ઠ ઊરૂ પાન ભૂમિ પ્રત્યે ગએલા મારી પાસે સદૈવ ગંધર્વ તથા અપ્સરાઓ મ્હારા ભાઇ

પેઠે પ્રાપ્ત થાય છે. હું સાક્ષાત્ વિપ્રર્ષિ વિશ્રવાનો પુત્ર છું. મારો યશ લોકપાલ સરખો વિસ્તાર પામ્યો છે તથા મારી પાસે ઇંદ્ર સરખા વિવિધ પ્રકારના ભક્ષ્ય ભોજ્યના પદાર્થ તથા પાન કરવાના પદાર્થ છે. માટે તું વનવાસ સરખાં આ દુષ્કર કર્મનો ત્યાગ કર અને મંદોદરી સરખી મારી સ્ત્રી થા. એ પ્રમાણે રાવણે વાક્ય કહ્યાં તે સાંભળીને સીતાનાં નેત્રનાં અશ્રુ સ્તન ઉપર પડ્યાં હતાં. સીતા, થોડે દૂર ખસી જઈ વચમાં તૃણ રાખી બોલી કે હે રાક્ષસેશ્વર ! સદૈવ બોલતા એવા તારાં વાક્ય દુર્ભાગ્યથી એવા મેં દુઃખયુક્ત થઇ સાંભળ્યાં; પણ મારે વિષે આસક્તિવાન તારા મનને નિવૃત્ત કર. હું બીજાની સ્ત્રી છું, તને અલભ્ય છું પતિવ્રતા છું, રૂપણ છું, તથા મનુષ્ય જાતિ છું, માટે તને સ્ત્રી રૂપે પ્રાપ્ત થવા યોગ્ય નથી. અરે ! પરવશને તું પરાણે ધર્ષણ કરીને શું પ્રીતિ પામીશ ? ! અરે ! બ્રહ્મા સરખા, તેનાથી ઉત્પન્ન થયેલા અને બ્રાહ્મણ એવા વિશ્રવા તારા પિતા છે તથા લોકપાલ સરખો તું છે; માટે ધર્મ કેમ પાળતો નથી ? અરે ! તું રાજાઓના રાજા કહેતાં કેમ લજવાતો નથી ? હે ભારત ! એ પ્રમાણે કહીને સીતા, વસ્ત્રે કરી પોતાનું મુખ તથા કુચને આચ્છાદન કરી રૂદન કરવા લાગી. તે સમય તેના મસ્તકના કેશની વેણી કાળા દેહવાળી સર્પણી સરખી દેખાવા લાગી. એવી રીતે અત્યંત કઠોર વાક્ય કહીને સીતાએ તેના કહેવા પ્રમાણે કરવા વિષે ના કહી, તો પણ દુર્બુદ્ધિવાળા રાવણે તેને કહ્યું કે હે સીતા ! કામદેવ ભલે મારા શરીરને પીડા આપે, પણ મારામાં કામના વગરની તારે વિષે હું કદિ પ્રાપ્ત થઇશ નહીં હું શું કરું. કારણ અમારા ભક્ષ્યરૂપ મનુષ્ય રામ નામના તારા પતિનુંજ તું ચિંતન કરે છે. એ પ્રમાણે સીતાને કહી અંતર્ધ્યાન થઇને રાવણ પોતાની ઇચ્છિત દિશા પ્રત્યે ગયો. ત્યાર કેડે રાક્ષસીથી વિંટાયલી, શોકે કરી કર્શિત થયેલી તથા ત્રિજટા નામની રાક્ષસીએ સેવેલી વિદેહ રાજાની પુત્રી સીતા ત્યાં બેસી રહી.

> राक्षसीभिः परिवृता वैदेही शोककर्शिता ।
> सेव्यमाना त्रिजटया तत्रैव न्यवसत्तदा ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि सीतारावण-संवादे गुर्जरभाषायामशीत्यधिकद्विशततमोऽध्यायः ॥२८०॥

## અધ્યાય ૨૮૧ મો. હનુમાનનું પ્રતિ ગમન.

> मार्कंडेय उवाच—राघवःसहसौमित्रिः सुग्रीवेणाभिपालितः ।
> वसन्माल्यवतःपृष्ठे ददृशेविमलंनभः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હવે કોઇ દિવસે સુગ્રીવે પાલન કરેલા અને લક્ષ્મણ સહિત રામચંદ્ર, માલ્યવાન પર્વતને વિષે વસતાં નિર્મળ આકાશને જોયું. તે વેળા તેણે નિર્મળ આકાશને વિષે ગ્રહ, નક્ષત્ર તથા તારાઓની મધ્યે ઉદય પામેલા ચંદ્રને જોઇ અને કમોદ પુષ્પ તથા કમળ પુષ્પની વાયુના યોગથી પ્રાપ્ત થએલી સુગંધને સુંઘી. તેથી તથા ટાઢ પ્રાપ્ત થવાથી પૃથ્વી ઉપર વિરાજમાન રામચંદ્રને અકસ્માત્ સીતાનું સ્મરણ થયું. પછી જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે ધર્માત્મા રામચંદ્રે રાવણના ઘરને વિષે રૂંધાએલી સીતાનું સ્મ-

રણ કરવાથી અત્યંત દુર્મન થઇને, પોતાના ભાઈ લક્ષ્મણને કહ્યું કે હે લક્ષ્મણ! તું કિષ્કિંધાપુરીને વિષે ગ્રામ્ય ધર્મમાં પ્રમત્ત, કૃતઘ્ની તથા પોતાની મતલબ સાધવામાં ચતુર એવા સુગ્રીવની પાસે જા અને તેની ઇચ્છા કેવી છે તે જાણ અરે! હે રઘુકુળમાં ઉત્પન્ન થએલા મોટી ભુજાવાળા લક્ષ્મણ! મેં તારા સહિત જે માટે કિષ્કિંધાના ઉપવનને વિષે વાળિને નાશ કર્યો, તે વાત તો સુગ્રીવ ભૂલી ગયો છે! માટે હું પૃથ્વીને વિષે વાનરનો રાજા છું એમ અભિમાન રાખનાર સુગ્રીવને કૃતઘ્ની માનું છું; કારણ મૂઢ બુદ્ધિવાળો તે આવી અવસ્થાવાન મને કંઇ જાણતોજ નથી! અરે! હે લક્ષ્મણ! સુગ્રીવ પોતાની અલ્પ બુદ્ધિએ કરી કર્યો છે ઉપકાર જેણે એવા મારી કંઇપણ ગણના નહીં કરીને મારી પાસે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે કરવાનું કંઈ જાણતોજ નથી એમ હું માનું છું! માટે જો તે સીતાની શોધ કરવામાં ઉદ્યોગવાન ન હોય અને કામ સુખ ભોગવવામાંજ મગ્ન થઈ રહ્યો હોય, તો તારે તેને વાળિના માર્ગની પ્રાપ્તિ કરવી. અને હે પ્રિય! જો વાનરમાં શ્રેષ્ઠ તે સુગ્રીવ સીતાની શોધ કરવામાં ઉદ્યોગવાન હોય, તો તું તેના સહિત થઇ ઉતાવળથી એ કામ કરવામાં પ્રયત્ન કર. હે ભારત! એ પ્રમાણે રામચંદ્રે વાક્ય કહ્યાં તે સાંભળીને પોતાના મોટા ભાઇની આજ્ઞા પ્રમાણે કરવામાં તથા તેના હિતમાં પ્રીતિમાન લક્ષ્મણે પ્રત્યંચા ચઢાવેલા ધનુષ્યને ગ્રહણ કરીને, કિષ્કિંધા પ્રત્યે જવા પ્રયાણ કર્યું. પછી કિષ્કિંધાના દ્વાર પ્રત્યે આવીને કોઇએ નહીં નિવારણ કરેલા લક્ષ્મણે તેમાં પ્રવેશ કર્યો. ત્યારે પોતાની સ્ત્રી સહિત નમ્રતાવાન સુગ્રીવ, તેને ક્રોધયુક્ત જાણીને તેની સામો આવ્યો. અને મોટા સત્કારથી પોતાના સ્થાન પ્રત્યે તેડી ગયો. પછી લક્ષ્મણે કંઇ પણ પોતાના મનમાં ભય નહીં રાખતાં રામચંદ્રના કહેવા પ્રમાણે તેને સર્વ વાક્ય કહ્યાં. તે સમય હે રાજેંદ્ર! પોતાના ભૃત્ય વર્ગ તથા સ્ત્રી સહિત સુગ્રીવે અત્યંત નમ્રતાથી હાથ જોડીને તે સર્વ સાંભળ્યાં, અને તેને કહ્યું કે હે લક્ષ્મણ! હું દુષ્ટ બુદ્ધિવાળો, કૃતઘ્ની તથા નિર્દય નથી. મેં સીતાની શોધ કરવા સારૂ જે પ્રયત્ન કર્યો છે, તે કહું તે સાંભળો.

મેં સર્વ દિશામાં સીતાની શોધ કરવા સારૂ મહા શ્રેષ્ઠ નમ્રતાવાન વાનરોને મોકલ્યા છે: અને વન, પર્વત, શહેર, ગામ તથા ક્ષેત્ર સહિત સર્વ પૃથ્વીને વિષે શોધ કરીને, એક માસમાં પાછા આવવા કહ્યું છે. માટે તે એક માસ આવતી પાંચ રાત્રિ વ્યતિત થયે પૂરો થશે, એટલે રામચંદ્ર સહિત તમે સીતા સંબંધિ પ્રિય વાર્તા સાંભળશો. એ પ્રમાણે સુગ્રીવનાં વચન સાંભળીને લક્ષ્મણે ક્રોધનો ત્યાગ કરી તેનું વખાણ કર્યું. પછી સુગ્રીવ સહિત લક્ષ્મણે માલ્યવાન પર્વતને વિષે બેઠેલા રામચંદ્ર પાસે આવીને તેને સીતાની શોધ કરવારૂપ કાર્યના ઉદ્યોગની સર્વ વાર્તા કહી સંભળાવી. એ પ્રમાણે લક્ષ્મણ કહેતા હતા, તે વખત દક્ષિણ દિશામાં ગયેલા વાનરો વગર બાકી ત્રણ દિશા પ્રત્યે ગયેલા અસંખ્ય વાનરો, સીતાની શોધ કરવા વિષે ઘણો પ્રયત્ન કરીને તેમની પાસે માલ્યવાન પ્રત્યે આવ્યા અને તેમણે રામચંદ્રને કહ્યું કે, અમે સમુદ્રરૂપ મેખળાવાળી સર્વ પૃથ્વીને વિષે સીતાની શોધ કરી, પણ સીતાને અથવા રાવણને જોયો નહીં. એ પ્રમાણે ત્રણ દિશામાં ગયેલા વાનરોનાં વચન સાંભળીને રામચંદ્ર દક્ષિણ દિશામાં ગયેલા વાનરોને વિષે આશા રાખી પોતાના પ્રાણ ધારણ કરી રહ્યા. પછી દક્ષિણ દિશા પ્રત્યે સીતાની શોધ કરવા સારૂ ગયેલા વાનરોને, જે દિવસે બે માસ પુરા થયા તે દિવસે બીજા વાનરો ઉતાવળથી સુગ્રીવ પાસે આવીને બોલ્યા કે હે સુગ્રીવ!

વાળિએ જેની રક્ષા કરી હતી તથા હમણાં તમે જેની રક્ષા કરો છો એવા મધુ વનને વિષે દક્ષિણ દિશામાં ગયેલા હનુમાનાદિ વાનરો પ્રવેશ કરીને, તેના ફળાદિનું ભોજન કરે છે. હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા! એ પ્રમાણે પોતાના ચાકરોનો અનુવાદ સાંભળીને સુગ્રીવે તે કાર્ય સિદ્ધ કરી આવ્યા છે, કારણ જો તેમ ન હોય, તો એ પ્રમાણે કદી કરે નહીં એમ પોતાના મનમાં નિશ્ચય કરી, તે વાતો રામચંદ્રને કહી; જેથી તેમણે પણ સીતાને જોઇ આવ્યા હશે એમ માન્યું. પછી મધુ વનને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વિશ્રાંતિ કરી હતી જેમણે એવા હનુમાનાદિ વાનરો સર્વ વાનરના રાજા સુગ્રીવ રામ તથા લક્ષ્મણની પાસે આવવા લાગ્યા. તે સમય રામચંદ્રે હનુમાનની ગતિ તથા તેના મુખને જોઇને આ વાનર સીતાને જોઇ આવ્યો છે એમાં કશો સંદેહ નથી એમ માન્યું. તે વખત અત્યંત પ્રસન્ન મનવાળા હનુમાનાદિ વાનરોએ આવીને રામ, લક્ષ્મણ તથા સુગ્રીવને યથાર્થ દંડવત્ કર્યા. તે સમય હાથમાં ધનુષ્ય તથા બાણને ગ્રહણ કરીને રામચંદ્રે તે વાનરોને કહ્યું કે હે વાનરો! તમે મને જીવાડશો! તમારૂં કૃતાર્થપણું છે! હું સંગ્રામમાં શત્રુને નાશ કરી તથા સીતાને દુષ્ટથી મુકાવી અયોધ્યામાં રાજ્ય કરીશ. કેમકે હું યુદ્ધમાં શત્રુને નાશ કર્યા વગર તથા મારી સ્ત્રી સીતાને મુકાવ્યા વગર જીવવાની ઇચ્છા રાખતો નથી. એ પ્રમાણે રામચંદ્રે કહ્યું ત્યારે વાયુ પુત્ર હનુમાને કહ્યું કે હે રામ! તમને પ્રિય લાગે એવાં વાક્ય કહું છું કે, મેં જનક રાજાની પુત્રી સીતાને દૃષ્ટિથી જોઇ છે.

હે રામચંદ્ર! અમે સર્વ વાનરો પર્વત તથા વન સહિત સર્વ દક્ષિણ દિશામાં સીતાની શોધ કરતાં કરતાં થાકી ગયા. સુગ્રીવે એક માસમાં શોધ કરી પાછા આવવાની અવધી આપી હતી તે વ્યતિત થઇ: ત્યારે ઘણા યોજન લાંબી, અંધકારવાળી, ઝાડીવાળી તથા સિંહાદિ જાનવરોએ સેવેલી એક ગુફાને જોઇ. તેમાં યોજન સુધી તેમાંજ ચાલ્યા ગયા ત્યારે સૂર્યના પ્રકાશને તથા એક દિવ્ય ભુવનને જોયું; તે મયદાનવનું હતું. તેમાં પ્રભાવતી નામની તાપસી તપશ્ચર્યા કરતી હતી. પ્રભાવતીએ અમને ભોજન તથા પાન કરવાના પદાર્થો આપ્યા અને જવાનો માર્ગ પણ બતાવ્યો; તેથી પ્રાપ્ત થયેલા બળવાળા અમે તેણે બતાવેલા માર્ગે કરી ગુફાની બહાર નીકળ્યા. ખારા સમુદ્રની પાસે સહ્ય, મલય તથા દર્દુર પર્વતને જોયા. પછી અમે મલય પર્વત ઉપર ચઢી મત્સ્ય, મગરમત્સ્ય તથા ઝુંડ રહેતા હતા એવા લાંબા સમુદ્રને જોઇને, પરમ દુઃખથી જીવવાની આશા છોડી દઇ અનશન વ્રત કરવું એવો સંકલ્પ કરી બેઠા. અનેક પ્રકારની વાતોના પ્રસંગને વિષે જટાયુની વાતો કરતા હતા, તેવામાં અમે પર્વતના શિખર સરખા ભયંકર સ્વરૂપવાન, ભય ઉત્પન્ન કરનાર અને જાણે બીજો ગરૂડજ હોય એવા પક્ષીને જોયો. હે રામચંદ્ર! તે પક્ષી અમને ભક્ષ્ય કરવાનો વિચાર કરતો હતો, પણ અમે જટાયુની વાતો કરતા હતા તે સાંભળી અમારી પાસે આવી બોલ્યો કે અરે! તમે કોણ છો? જે મારા ભાઇ જટાયુની વાતો કરો છો, તેનો સર્વ પક્ષિનો અધિપતિ હું સંપાતિ નામે ભાઇ છું. અમે બેઉ ભાઇઓ પૂર્વે એક બીજાની સ્પર્ધાથી સૂર્ય મંડળ પ્રત્યે ઉડ્યા હતા, ત્યારે તેનાં કિરણે કરી બે પાંખ જેની બળી ગઇ એવો હું આ પર્વત ઉપર આવી પડ્યો, અને મારા ભાઇની પાંખ બળી નહીં. પણ મેં તેને તે સમય જોયો હતો ત્યાર પછી ઘણો કાળ થયો નથી. જોયો હે રામચંદ્ર! એ પ્રમાણે સંપાતિ નામના ગૃધ્ર પક્ષીએ વાક્ય કહ્યાં ત્યારે અમે જટાયુ મૃત્યુ પામ્યો તે તથા તમને જે સીતાના વિયોગરૂપ દુઃખ થયું છે

તે સંક્ષેપથી તેને કહી સંભળાવ્યું. ત્યારે પોતાને અપ્રિય લાગે એવાં અમારાં વાક્ય સાંભળીને પરમ ખેદયુક્ત થયેલા સંપાતિએ અમને પૂછ્યું કે, રામચંદ્ર કોણ છે? સીતાનું હરણ કેમ થયું? તથા જટાયુ કેમ મૃત્યુ પામ્યો? એ સર્વ હું સાંભળવા ઇચ્છું છું. એ પ્રમાણે સંપાતિએ પૂછ્યું ત્યારે મેં, તમને પ્રાપ્ત થયેલું દુઃખ, જટાયુનું મરણ તથા સીતાની શોધ ન મળવાથી મરવાનો નિશ્ચય કરી અમે બેઠા તે તેને કહ્યું. ત્યારે તેણે અમારા સર્વના નિશ્ચયને નિવૃત્ત કરતાં કહ્યું કે, રાવણ મારા જાણવામાં છે. અને તેની લંકા નામની મહા શ્રેષ્ઠ પુરી આ સમુદ્રને પેલે પાર ત્રિકૂટ નામના પર્વત પ્રત્યે છે, તે મેં જોઈ છે, માટે સીતા ત્યાં હશે એમાં મને કશો સંદેહ નથી. હે રામચંદ્ર! એવાં સંપાતિનાં વચન સાંભળી અમે મરવાનો નિશ્ચય કર્યો હતો તેથી ઉઠ્યા અને સમુદ્ર ઉલ્લંઘન કરવાનો વિચાર કરવા લાગ્યા; પણ તેનો ઉપાય કોઇને જડ્યો નહીં. પછી હું મારા પિતા વાયુરૂપ થઈ જળ રાક્ષસીને નાશ કરી સો યોજનના સમુદ્રને ઉલ્લંઘન કરી લંકાંમાં જઇને રાવણના અંતઃપુરને વિષે સીતાને જોઈ. પછી મેં ઉપવાસ તથા તપશ્ચર્યા કરતી હતી એવી, પોતાના સ્વામિનું દર્શન કરવામાં લાલસાવાન, જેના મસ્તકના વાળ ઉડતા હતા, શરીર ઉપર જેને મેલ ઘણો ચઢ્યો હતો એવી, શરીરે સુકાઇ ગયેલી, દીન મુખવાળી તથા સ્વધર્મનિષ્ઠ સીતા પાસે અનેક પ્રકારના નિમિત્તથી એકાંતમાં જઇ તેને કહ્યું કે હે સીતા! હું વાયુનો પુત્ર હનૂમાન નામનો વાનર રામચંદ્રનો દૂત છું, તમારાં દર્શન કરવાની ઇચ્છાથી આકાશ માર્ગે ઉડીને તમારી પાસે આવ્યો છું, દશરથ રાજાના પુત્ર બે ભાઈ રામ તથા લક્ષ્મણ કુશળ છે. હે સીતા! સર્વ વાનરો સહિત સુગ્રીવ જેનું પાલન કર્યું છે એવા લક્ષ્મણ સહિત રામચંદ્રે તથા મિત્રતાના હેતથી વાનરેશ્વરે તમને કુશળપણું મારી સાથે કહેવરાવ્યું છે. હે દેવી! તમે મારામાં વિશ્વાસ રાખો; હું વાનર છું રાક્ષસ નથી. હે રામચંદ્ર! એ પ્રમાણે મારાં વચન સાંભળી એક મુહૂર્ત વિચાર કરીને સીતાએ મને કહ્યું કે હે વાનર! વૃદ્ધમાં સંમત એવા અવિંધ્ય નામના રાક્ષસના કહેવાથી તું હનૂમાન નામનો વાનર છે તે હું જાણું છું, કારણ તેણે મને પૂર્વે તારા સરખા પ્રધાનોથી વિંટાયલો સુગ્રીવ છે એમ કહ્યું છે, માટે અહીંથી પાછો તેમની પાસે જા. હે દાશરથી! એ પ્રમાણે કહીને તેણે તે દિવસ પર્યંત ધારણ કરેલો મંગળસૂત્રમાંનો મણી મને આપ્યો. અને તમને મારામાં વિશ્વાસ આવવા સારૂ તમે પૂર્વે ચિત્રકૂટ પર્વતને વિષે કાગડા નિમિત્ત ઇષિકા નામની વનસ્પતિ ફેંકી હતી તે કહ્યું. પછી હે રામચંદ્ર! હું મારા દેહને રાક્ષસો પાસે પકડાવી લંકાંપુરીને બાળીને અહીં પ્રાપ્ત થયો છું. હે રાજન્! એ પ્રમાણે પોતાને પ્રિય લાગે એવાં વચન સાંભળી રહ્યા પછી રામચંદ્રે હનુમાનનો મોટો સત્કાર કર્યો.

प्रादयित्वाहमात्मानं ततो दग्ध्वा च तां पुरीं ।
संप्राप्त इति तं रामः प्रियवादिनमर्चयत् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि हनुमत्प्रत्यागमने गुर्जरभाषायामेकाशीत्यधिकद्विशततमोऽध्यायः॥ २८१ ॥

---

## અધ્યાય ૨૮૨ મો. સેતુબંધન.

मार्कंडेय उवाच—तत स्तत्रैव रामस्य समासीनस्यतैः सह ।
समाजग्मुः कपिश्रेष्ठाः सुग्रीव वचनात्तदा ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર રાજન્! ત્યાર પછી વાનરો સહિત રામચંદ્ર જ્યાં બેઠા હતા, ત્યાં સુગ્રીવની આજ્ઞાથી અનેક શ્રેષ્ઠ વાનરો આવ્યા. તેમાં વાલિનો શ્વશુર સુષેણ નામે વાનર ઘણા વેગવાન એક હજાર કોટિ વાનરો સહિત, એકસો કોટિ વાનરો સહિત ગજ નામનો વાનર, તેટલાજ વાનરો સહિત ગવય નામનો વાનર, સાઠ હજાર કોટિ વાનરોને પોતાની સાથે લઇ ગાયના સરખા પૂંછડાવાળો અને ભયંકર દેખાવવાળો ગવાક્ષ નામનો વાનર, ગંધમાદન પર્વતને વિષે રહેનાર ગંધમાદન નામનો વાનર સો હજાર કોટિ વાનરોને સાથે લઇ, મોટી બુદ્ધિવાળો તથા મહા બળવાન પનસ નામનો વાનર પોતાની સાથે સત્તાવન કોટિ વાનરો લઇ, મોટી શોભાવાળો, અત્યંત બળવાન અને સર્વ વાનરોમાં વૃદ્ધ દધિમુખ નામનો વાનર અસંખ્ય વાનરરૂપ સૈન્યને લઇ, જાંબુવાન નામનો રીંછ કાળા વર્ણવાળા, કપાળે સફેદ ઉર્ધ્વ પુંડ્રતિલકવાળા અને ભયંકર પરાક્રમવાળા સો હજાર કોટિ રીંછ સાથે લઇ આવ્યા. હે રાજન્! ઇત્યાદિ વાનરો યુથના પાલન કરનારનાં પણ યુથના પાલન કરનાર અસંખ્ય વાનરો રામચંદ્રના કાર્ય માટે આવ્યા. તેમનો અત્યંત શબ્દ સંભળાવા લાગ્યો. તેમાં કેટલાક પર્વતના શિખર સરખા શરીરવાળા હતા, કેટલાક પાડા સરખા દેહવાન હતા, કેટલાક શરદ ઋતુનાં વાદળાં સરખા વર્ણવાળા હતા તથા કેટલાક હિંગળોક સરખા રક્ત મુખવાન હતા. તેઓ કૂદવાથી તથા ઉડવાથી રજ ઉડાડતા ઉડાડતા આવ્યા. એ પ્રમાણે સમુદ્ર સરખું વાનરનું સૈન્ય આવ્યું અને તેણે સુગ્રીવના મતથી ત્યાં નિવાસ કર્યો. પછી સર્વ દિશા-માંથી સર્વ વાનરો આવી રહ્યા પછી સુગ્રીવ સહિત રામચંદ્ર, શુભ નક્ષત્ર તથા મુહૂર્તને દિવસે વાનરનાં મોટાં સૈન્ય સહિત રવાને થયા. ત્યારે સર્વ સૈન્યના અગ્ર ભાગને વિષે હનુમાન ચાલવા લાગ્યા તથા તેની પાછળ સર્વની રક્ષા કરનાર નિર્ભય લક્ષ્મણ જવા લાગ્યા. તે સમય હાથમાં ચર્મનાં મોજાં પહેરેલા અને વાનરોથી વિંટાયલા રામચંદ્ર તથા લક્ષ્મણ જેમ ગ્રહોથી વિંટાયલા સૂર્ય તથા ચંદ્ર જાય, તેમ જવા લાગ્યા. હે રાજન્! સાગ વૃક્ષ, તાલ વૃક્ષ તથા શિલારૂપ આયુધવાળું તે સૈન્ય, જેમ સૂર્યના ઉદયવેળા શાળનું ક્ષેત્ર પીત વર્ણ શોભે, તેમ શોભતું હતું; અને નળ, નિલ, અંગદ, ક્રાથ, મૈંદ તથા દ્વિવિદે પાલન કરેલું, રામચંદ્રનું કાર્ય સિદ્ધ થવા માટે જતું હતું. ત્યારે તે રસ્તાને વિષે જ્યાં વિશાળ જમીન, ઘણાં ફળ મૂળ તથા જળનાં સ્થાન હતાં ત્યાં અને પર્વતની તળેટી વિષે પડાવ કરતું હતું. એ પ્રમાણે જતાં જતાં સમુદ્ર સરખા સૈન્યે ખારા સમુદ્ર પ્રત્યે આવીને, તેના કિનારા ઉપરનાં વનમાં નિવાસ કર્યો. પછી રામચંદ્રે સર્વ વાનરોની મધ્યે સુગ્રીવને કાળને અનુકૂળ વાક્ય કહ્યાં કે હે સુગ્રીવ! આ સમુદ્રનું ઉલ્લંઘન કરવા સારૂ શું ઉપાય કરવાનો તમારો મત છે? કારણ આપણું સૈન્ય ઘણું છે અને સમુદ્ર પણ દુસ્તર છે. હે રાજન્! એ પ્રમાણે જ્યારે રામચંદ્રે સુગ્રીવ પૂછ્યું ત્યારે વાનરોમાં જે જે મહા ગવિષ્ઠ હતા, તે તે બોલ્યા કે, અમે તો સમુદ્રને ઉલ્લંઘન કરવા સમર્થ છીએ, પણ સર્વ તેવા નથી. કેટલાક બોલ્યા કે નાવે કરી સમુદ્ર તરશે, કેટલાકે કહ્યું કે તુંબડાં આદિ તરવાનાં સાધનોથી સમુદ્રને આપણે તરશું. એ પ્રમાણે સૌ પોતપોતાનો વિચાર જણાવવા લાગ્યા, ત્યારે એમ નહીં એમ કહીને તેમને સાંત્વના કરતાં રામચંદ્રે કહ્યું કે હે વાનરો! આ સર્વ વાનરો સો યોજનના વિસ્તારવાળા આ સમુદ્રને તરવા સમર્થ નથી; અને તમારા વિચાર પણ યોગ્ય નથી. હે વાનરો! આ મોટા સૈન્યને પેલે પાર પહોંચાડે એટલાં બધાં નાવ નથી. વળી હું થોડાં નાવમાં ઘણા વાનરોને બેસાડું તો, તેથી વ્યાપારીની

આજીવિકાનો નાશ થાય: માટે એવું કામ પણ અમારા સરખાએ કરવું યોગ્ય નથી. તો પણ કદી તેમ કરીએ તો આ આપણું સૈન્ય ઘણું છે, તેને શત્રુ હરેક ઉપાયે કરી નાશ કરે, માટે એ વીચાર યોગ્ય નથી. વળી તુંબડાં આદિથી તરવું એ પણ યોગ્ય નથી: કારણ તે ડુબી જાય માટે એ ઉપાય પણ મને રૂચતો નથી. વાસ્તે હું સમુદ્રની ઉપાસના કરૂં. જેથી તે આપણને જવા માર્ગ આપશે; ને કદી નહીં આપશે, તો તેને અતિ તીક્ષ્ણ અગ્નિ તથા વાયુ સરખાં શસ્ત્રે કરી સુકાવી નાખીશ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને લક્ષ્મણ સહિત રામચંદ્ર નેત્રાચમન કરી કુશાસ્તરણ ઉપર સમુદ્રને કિનારે સુતા, ત્યારે નદ તથા નદિના પતિ અને જળજંતુથી વિંટાયલા સમુદ્રે રામચંદ્રને સ્વપ્નામાં પોતાનું દર્શન આપી હે કૌશલ્યાના પુત્ર! એમ કહી કહ્યું કે હે પુરૂષમાં શ્રેષ્ઠ! હું તમારી શું સહાયતા કરૂં? કારણ ઇક્ષ્વાકુના કુળમાં ઉત્પન્ન થયેલો હું તમારો કુટુંબી છું. રામચંદ્રે કહ્યું કે હે તળાવ તથા નદીના પતિ સમુદ્ર! તું આ સૈન્યને જવા માર્ગ આપ એ હું ઇચ્છું છું, જેથી જઇને પૌલસ્ત્યના કુળમાં કજ્જળ રૂપ રાવણને નાશ કરૂં: ને જો મારા કહેવા પ્રમાણે નહીં કરીશ, તો દિવ્ય અસ્ત્ર-માંથી નીકળતાં એવાં મંત્રેલાં બાણે કરી તને સુકાવી નાખીશ.

હે રાજન્! એ પ્રમાણે રામચંદ્રનાં વાક્ય સાંભળીને ભય ઉત્પન્ન થવાને લીધે હાથ જો-ડી સમુદ્રે કહ્યું કે હે રામચંદ્ર! હું તમારા પ્રવાહની ઇચ્છા કરતો નથી કારણ તમને કંઇ પણ વિઘ્ન કરનાર નથી; પણ તમે મારાં વાક્ય સાંભળીને તમારે જે કરવું હોય તે કરો. હે લક્ષ્મણના જ્યેષ્ઠ બંધુ! જો હું તમારી આજ્ઞાથી સૈન્ય સહિત તમને જવા માર્ગ આપી-શ, તો બીજા પુરૂષો પણ પોતાના ધનુષ્યના બળથી આવી રીતે મને કહેશે. માટે તમારા સૈન્યમાં વિશ્વકર્માનો પુત્ર મહા બળવાન તથા શિલ્પિ પુરૂષોમાં માન્ય નળ છે, તે જે મારે વિષે તૃણ, કાષ્ટ તથા શિલાઓ નાખશે, તેને હું ધારણ કરીશ તેથી પાજ થશે; જે તમારી કહેવાશે. એ પ્રમાણે કહીને સમુદ્ર અંતર્ધ્યાન થયો. ત્યાર પછી રામચંદ્રે નળને કહ્યું કે હે નળ! તું સમુદ્રને વિષે પાજ બાંધ; કારણ તેમ કરવામાં તું સમર્થ છે એમ હું માનું છું. એમ કહીને રામચંદ્રે તેની પાસે દશ યોજન પહોળી તથા સો યોજન લાંબી એવી પાજ કરાવી; જે તે વાનરની છે એમ પૃથ્વી ઉપર અદ્યાપિ પ્રસિદ્ધ છે. હવે રાવણના ભાઇ વિભિષણ પોતા-ના ચારે પ્રધાનો સહિત સમુદ્રને આ પાર કીનારે બેઠલા રામચંદ્રની પાસે આવ્યા તેનો તેણે 'તમે ભલે આવ્યા, એમ કહી સત્કાર કર્યો. તે સમય સુગ્રીવના મનમાં આ રાક્ષસ છળ કરનાર અથવા રાવણનો ગુપ્ત ચાકર હશે એમ શંકા થઇ. પછી રામચંદ્રે જ્યારે વિભિષણનાં ચેષ્ટા, આચરણ તથા એકાંત ભાષણ સાંભળી અને જોઇ પોતાના મનમાં વિચાર કરતાં આ કંઇપણ કપટી નથી એમ જાણ્યું, ત્યારે તેનો ઘણો સત્કાર કર્યો, તથા તેને સર્વ રાક્ષસનાં રાજ્યનો અભિષેક પણ કર્યો. પછી રામચંદ્રે મનસુબા કરવા વિષે તેને સચિવ ઠેરવ્યા અને લક્ષ્મ-ણની જોડે સ્નેહ પણ કરાવ્યો, હે નરાધિપ! વિભીષણના મત પ્રમાણે સૈન્ય સહિત રામચંદ્રે તે પાજ ઉપરથી જતાં એક માસે સમુદ્રને ઉલ્લંઘ્યો. પછી લંકા પ્રત્યે જઈ રામચંદ્રે વાનરો પાસે તે પુરીના અનેક ઉદ્યાનાદિ નાશ કરાવ્યા. તે વખત રાવણના શુક તથા સારણ નામના બે પ્રધાન વાનરનાં સ્વ-રૂપ ધારણ કરી આવ્યા હતા તેમને વિભીષણે ગ્રહણ કર્યા, ત્યારે તેઓએ પોતાનાં રાક્ષસ સ્વ-રૂપ ધારણ કર્યાં; ને જોઇને રામચંદ્રે પોતાનું સર્વ સૈન્ય દેખાડી મુકી આપ્યા. ત્યાર પછી રામચંદ્રે લંકાપુરીની સાનિધ્ય ઉપવનને વિષે પોતાના સૈન્યને નિવાસ કરાવીને, રાવણ પાસે મહા બુદ્ધિમાન્ અંગદને દૂતરૂપ કરી મોકલ્યો.

निवेश्यांपवने सैन्यं तस्थुरः प्राज्ञ वानरं ।
प्रेषयामास दौत्येन रावणस्य ततोंगदं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि से·वंचने गुर्जरभाषायां द्व्यशीत्यधिकद्विशततमोऽध्यायः ॥ २८२ ॥

•••••••••••••

## અધ્યાય ૨૮૩ મો. લંકામાં પ્રવેશ.

मार्कंडेय उवाच—प्र[illegible]क तस्मिन् बहु मूल फले वने ।
सेनां निवेश्य काकुत्स्थो विधिवत् पर्यरक्षत ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! પછી રામચંદ્ર અન્ન, જળ તથા ફળ મૂળવાળા તે વનને વિષે સેનાને નિવાસ કરાવીને, તેની રક્ષા કરવા લાગ્યા. હવે રાવણે શત્રુઓને દુરાધર્ષ તથા દઢ કિલ્લાવાળી જે લંકાપુરીમાં યુદ્ધની સર્વ સામગ્રી તૈયાર કરાવી રાખી. તેને ફરતી અગાધ જળવાળી, મત્સ્ય તથા મુડ ઘણા હતા, દુર્ધર્ષ તથા ખેરના શંકુઓએ કરી દઢ કરેલી સાત ખાઈઓ હતી; મહા દઢ દરવાજા, ગોળા મૂકવાની તોપ. મૂત્રાદિ નાંખી આપવાનાં શિખર તથા તોપમાં ભરીને મૂકવાના ગોળા હતા અને ઝેરી ફણાવાળા સર્પ સરખા યોદ્ધાઓ લોહના રસરૂપ રજ તૈયાર કરતા હતા. વળી તે લંકાપુરીના સર્વ દરવાજાને વિષે મુશળ, બળતાં કાષ્ટ, નારાચ બાણ, તોમર, તલવાર, ફરશી, શતઘ્ની તથા મદિરા ઘુંટવાના મદ્દગળ ધારણ કરેલા યોદ્ધાઓનું અશ્વ અને હસ્તિયુક્ત ઘાગું સૈન્ય તથા તેમને ગુમ રહેવાના સ્તંભો હતા. તે લંકાપૂરીના દ્વાર પ્રત્યે આવેલા નિર્ભય અંગદે રાવણને ખબર કરતાં પુરીમાં પ્રવેશ કર્યો. તે અનેક કોટિ રાક્ષસોની મધ્યે, જેમ મેઘમાળાની મધ્યે સૂર્ય શોભે, તેમ શોભવા લાગ્યો. પછી ઘણા પ્રધાનોથી વિંટાઇ બેઠેલા રાવણ પાસે આવી રામનો સંદેશો કહું એમ તેને કહીને અંગદ બોલ્યો કે હે રાજા રાવણ ! કોશળ દેશના રાજા મોટા યશવાળા રામચંદ્રે સમય પરત્વ જે વાક્ય કહ્યાં છે, તે હું તને કહું તે સાંભળી તે પ્રમાણે કર. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર તથા અન્યાયી રાજાના આશ્રયવાળી સર્વ દેશ અને શહેરમાં રહેનારી પ્રજા તેના સરખી હોવાથીજ નાશ પામે છે. અરે ! તેં બળાત્કારથી સીતા હરણ કરવારૂપ મારો અપરાધ કર્યો છે; જેથી વગર અપરાધિ સર્વ રાક્ષસનો વિનાશ થશે ! અરે ! પૂર્વે બળ તથા ગર્વયુક્ત તેં વનને વિષે રહેનારાનું ઋષિઓ, રાજર્ષિઓ તથા રૂદન કરતી એવી તેમની સ્ત્રીઓનો નાશ કર્યો છે અને દેવતાઓનું અપમાન કર્યું છે, એ તારા અન્યાયનું ફળ આજ પ્રાપ્ત થયું છે, જેથી હું અમાત્ય તથા યોદ્ધા સહિત તને નાશ કરીશ ! માટે હે નિશાચર ! તું પુરૂષ થા ! મારી સાથે યુદ્ધ કર ! અને મનુષ્ય એવા મારા ધનુષ્યનું પરાક્રમ જો ! અરે ! તું સીતાને મૂકી આપ ! મારી પાસેથી કદી જીવતો જવાનો નથી ! હું મારાં તીક્ષ્ણ બાણે કરી રાક્ષસ વગરની પૃથ્વી કરનાર છું.

હે યુધિષ્ઠિર ! પ્રમાણે રામચંદ્રના દૂત અંગદે વાક્ય કહ્યાં, જે સાંભળીને ક્રોધથી મૂર્છિત થયેલા રાવણે ગણકાર્યા નહીં. તે સમય પોતાના સ્વામી રાવણની ચેષ્ટાએ કરી મનની ઇ-

જ્ઞાને જાણનાર ચાર રાક્ષસોએ, જેમ કેસરીસિંહને ચાર પક્ષી ગ્રહણ કરે, તેમ તેમણે અંગદને ગ્રહણ કર્યો. ત્યારે અંગદે પોતાના અંગને વિષે વળગેલા તે ચાર રાક્ષસોને ગ્રહણ કરી આકાશ માર્ગ પ્રત્યે ઉડીને, રાવણના મેહેલ નીચે પ્રવેશ કર્યો, પણ તેના ઉડવાને લીધે તે રાક્ષસો પૃથ્વી ઉપર પડયા અને તેણે ઘણો પ્રહાર કર્યો હતો, તેથી તેનાં હૃદય ભેદ પામી ગયાં અને મહા પીડાયુક્ત થયા. પછી અંગદે રાવણની અટારીના શિખર ઉપર ચઢી આકાશ માર્ગે ઉડી, લંકાપૂરીને ઉલંઘી સમુદ્રની પાસે ઉભેલા રામચંદ્રની નજદીક આવીને તેને રાવણની પાસે પોતે કહેલાં વાકય કહી વિશ્રામ કર્યો. તેથી તેણે તેનો ઘણો સત્કાર કર્યો. પછી રઘુનંદન રામચંદ્રે વાયુ સરખા વેગવાળા વાનરોના સરખો યત્ન કરી લંકાપૂરીના કિલ્લાને ભેદ કરવા માંડયો. તે સમય વિભિષણ, રક્ષાધિપતિ જાંબુવાન તથા લક્ષ્મણ, લંકાપૂરીના દક્ષિણ દરવાજાને આરંભીને, શત્રુથી દુઃખે કરી જેની સાનિધ્ય જઇ ન શકાય એવા કિલ્લાને ભાગવા લાગ્યા; અને હાથના પંજા સરખા સફેદ વર્ણવાળા તથા યુદ્ધ કરવામાં કુશળ એવા એક લક્ષ કોટિ વાનરો સહિત તેમણે તે પૂરી વિષે ધસારો કર્યો. તે વેળા જાંઘા પર્વત લાંબા હાથવાળા તથા ધૂમાડા સરખા વર્ણવાળા ત્રણ કોટી રીંછ સાવધ થઇ ઉભા હતા. તે વખત હે રાજન્! આકાશ તરફ ઉડતા, પૃથ્વી ઉપર પડતા તથા ઉડીને પડતા એવા વાનરોથી ઉડતી રજે કરી નાશ પામી હતી કાંતિ જેની એવા સૂર્ય પણ અદશ્ય થયા હતા. પછી શાળના અંકુર સરખા વર્ણવાળા, શિરીષ પુષ્પ સરખી કાંતિવાળા, ઉદય સમયના સૂર્ય સરખા વર્ણવાળા તથા શણ સરખા વર્ણવાળા વાનરોએ ચારે કોરથી લંકાપુરીના કિલ્લાને ઘેરી લીધો, તે જોઇને સ્ત્રિઓ તથા વૃદ્ધોએ સહિત સર્વ રાક્ષસો વિસ્મય પામ્યા. તે સમય તે વાનરોએ મણિજડિત સ્તંભો તથા આડી ગતિથી જવાય એવા ગૃહના સરખી આકૃતિવાળાં નિશાનોને ભેદ કર્યા; અને ભાગી નાંખેલાં શિખર, યંત્ર, શતઘ્ની, ચક્ર, મુશલાદિ નાખવાનાં શિખર તથા ગોળાઓ લંકાપૂરીને વિષે નાખ્યાં. તેથી કિલ્લા ઉપર રહેનારા રાક્ષસો, તેમણે ભય પમાડવાને લીધે ચારે કોર ભાગી ગયા. ત્યાર પછી હે યુધિષ્ઠિર! પોતાના રાજા રાવણની આજ્ઞાથી મહા બીહામણા હજારો રાક્ષસો, વાનરોની સાથે યુદ્ધ કરવા આવ્યા. અને બાણના વર્ષાદે કરી તેમને ભેદ કરી કિલ્લા ઉપર ચઢીને મોટું પરાક્રમ કરતાં તેમના વગર તેને કર્યો. તે સમય ત્રિશૂળના પ્રહારે કરી ભેદ પામેલા શરીરવાળા ઘણા શ્રેષ્ઠ વાનરો તથા તેમણે યુદ્ધમાં ઉપાડેલા સ્તંભોએ કરી પ્રહાર કરેલા રાક્ષસો પણ અસંખ્ય પડયા. પછી નખે કરી એક બીજાને વિદારણ કરતા હતા દાંતે કરી કરડતા એવા વાનર અને રાક્ષસનું પરસ્પર કેશ પકડીને મોટું યુદ્ધ થવા લાગ્યું. તે વેળા સર્વ વાનરો અને રાક્ષસો એક બીજાને ઘણો પ્રહાર કરતા હતા, તેથી કેટલાક પૃથ્વી ઉપર પડયા, પણ તેમણે સંગ્રામનો ત્યાગ કર્યો નહીં તે વખત રામચંદ્રે, જેમ મેઘ વર્ષાદની ધારા મૂકે, તેમ બાણનાં સમૂહ મૂકયાં, તે લંકામાં જઇ રાક્ષસોને વાગ્યાં તે સમય સુમિત્રાના પુત્ર લક્ષ્મણે પણ લંકાપૂરીના કિલ્લા ઉપર ચઢેલા રાક્ષસોને નારાચ બાણે કરી પાડયા. હે રાજન્! એ પ્રમાણે રામ તથા લક્ષ્મણે લંકાને વિષે ઘણા રાક્ષસોનો વિનાશ કર્યો. પછી રામચંદ્રની આજ્ઞાથી વાનરનાં સૈન્યે, જ્યાં સુધી પોતાના પ્રહાર ફોકટ નહીં જતા હતા, ત્યાં સુધી યુદ્ધ કર્યું અને તે ફોકટ જવા લાગ્યા એટલે અંધકાર થયો ત્યારે તે પોતાનો ઉત્કર્ષ દેખાડી પોતાના તંબુ પ્રત્યે જવા વળ્યું.

ततः प्रत्यवहारोऽभूत्सैन्यानां राघवाज्ञया ।
कृते विमर्दे लंकायां लब्ध लक्ष्यां जयोत्तरः ॥

इति श्री महाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि लंकाभेदे गुर्जरभाषायां त्र्यशीत्यधिकद्विशततमोऽध्यायः ॥ २८३ ॥

---

## અધ્યાય ૨૮૪ મો. રામ રાવણનું દ્વંદ્વયુદ્ધ.

मार्कंडेय उवाच—ततो निविशमानां स्तान्सैनिकान् रावणानुगाः ।
अभिजग्मु र्गणानेके पिशाच: क्षुद्ररक्षसा ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી પિશાચ સરખા ક્ષુદ્ર રાક્ષસોના અનેક ગણુમાંથી કેટલાક રાવણના ચાકરો, તંબુમાં પ્રવેશ કરતા એવા વાનરના સૈન્ય પ્રત્યે ગયા; જેમાં પર્વણ, પતન, જંભ, ખર, ક્રોધવશ, હરિ, પ્રરુજ, આરુજ તથા પ્રઘસાદિ રાક્ષસો મુખ્ય હતા. તે સમય વિભિષણે અંતર્ધ્યાન થઇ આવતા રાક્ષસોને પ્રહાર કર્યો. ત્યારે તે દક્ષ્યમાન થયા; પછી તેમની સાથે વાનરોએ યુદ્ધ કરી તેમને દૂર ફેંક્યા. તેથી સર્વ મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયા. ત્યાર પછી હે યુધિષ્ઠિર ! રાક્ષસ તથા પિશાચની ભયંકર સેનાથી વિંટાયલો મહા ક્રોધ યુક્ત રાવણ યુદ્ધ કરવા સારૂ લંકાપુરીમાંથી નીકળ્યો, અને તેણે પોતાની સેનાની રચના કરીને વાનરની સેનાને ઘેરી લીધી. ત્યારે રામચંદ્ર યુદ્ધ કરવા આવેલા મોટી સેનાવાળા રાવણને જોઇને બાહસ્પત્ય નામની વિધિ કરી તેની સાથે યુદ્ધ કરવા પ્રાપ્ત થયા. તે સમય રાવણ રામચંદ્રની સાથે, લક્ષ્મણ ઇંદ્રજીતની સાથે, સુગ્રીવ વિરૂપાક્ષની સાથે, નિખર્વટ તારાની સંગાથે, નળ તુંડની સંગાથે, પટુશ પનસેનની સાથે તથા જેને શત્રુની સેનામાં જે જે બળવાન જણાયા, તે તેની તેની સંગાથે યુદ્ધ કરવા લાગ્યા. તે વેળા તેઓ બીકણ પુરૂષને ભય પ્રાપ્ત કરે તથા રૂંવાટાંને ઉભાં કરે એવા અને દેવ તથા દૈત્યના સરખા એક બીજાઓ ઉપર પ્રહાર ચલાવવા લાગ્યા. તે વખત રાવણે શક્તિ, ત્રિશૂળ તથા તરવારાદિ શસ્ત્રોના વર્ષાદે કરી રામચંદ્રને પીડાયુક્ત કર્યા. તેમજ રામચંદ્રે તીક્ષ્ણ એવાં લોહમય બાણના વર્ષાદે કરી રાવણને પીડાયુકત કર્યો. લક્ષ્મણે મર્મસ્થાનને ભેદ કરે એવાં બાણે કરી ઇંદ્રજીતને પ્રહાર કર્યો તથા ઈંદ્રજીતે અનેક બાણે કરી લક્ષ્મણને ભેદ કર્યા. તેવીજ રીતે વિભિષણે પ્રહસ્તને પ્રહાર કર્યો અને પ્રહસ્તે વિભિષણને તીક્ષ્ણ બાણનો પ્રહાર કર્યો. હે રાજન્ ! મહા બળવાન તે સર્વના મહાસ્ત્રોનો મોટો સમાગમ થયો; જેથી સ્થાવર તથા જંગમ સર્વ ત્રણ લોક વ્યથા યુક્ત થયું.

तेषां बलवतामासीन्महास्त्राणां समागमः ।
विव्यथुःसकला येन त्रयो लोका श्चराचराः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि रामरावणादि-द्वंद्वयुद्धे गुर्जरभाषायां चतुरशीत्यधिकद्विशततमोऽध्यायः ॥ २८४ ॥

---

## અધ્યાય ૨૮૫ મો. રણભૂમિમાં કુંભકર્ણનું આગમન.

**मार्कंडेय उवाच—ततः प्रहस्तः सहसाः समभ्येत्य विभिषणं ।
गदया ताडयामास विनद्य रण कर्कश ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! ત્યાર પછી યુદ્ધમાં ભયંકર કર્મ કરનાર પ્રહસ્તે અકસ્માત્ વિભિષણની પાસે આવી ગર્જના કરી, તેને ગદાએ કરી પ્રહાર કર્યો. તે વાગવાથી બુદ્ધિમાન્ તે કંઇ પણ કંપ્યા નહીં અને હિમાદ્રિ પર્વતની પેઠે સ્થિર થઇ ઉભા રહ્યા. પછી વિભિષણે સેંકડો ઘંટા બાંધેલી મોટી શક્તિ ગ્રહણ કરી મંત્રીને, પ્રહસ્તના મસ્તક ઉપર ફેંકી. તેથી તે મૃત્યુ પામીને જેમ વાયુના વેગથી વૃક્ષ પડે, તેમ પૃથ્વી ઉપર પડયો તે સર્વના દેખવામાં આવ્યું. એ પ્રમાણે પ્રહસ્ત નાશ પામ્યો તે જોઇને ધુમ્રાક્ષ નામનો રાક્ષસ વાનરોની સામે દોડયો અને તેનું મેઘના સરખું અને ભયંકર દેખાવવાળું સૈન્ય પણ આવ્યું; જેને જોઇને સર્વ વાનરો યુદ્ધમાં મહા ભય યુક્ત થયા. ત્યારે પરમ ભયભીત થએલા વાનર સૈન્યને જોઇને વાયુ પુત્ર હનૂમાન, ધુમ્રાક્ષની સામે યુદ્ધ કરવા આવ્યા. તેને જોઇને સર્વ વાનરો પણ યુદ્ધ કરવા સ્થિર થઇ ઉભા. તે સમય એક બીજા સામે દોડતી એવી રામ તથા રાવણની સેનાના યોદ્ધાઓએ શૂરવીર પુરૂષના શરીરનાં રૂંવાટાંને ઉભાં કરે એવા મોટા શબ્દ કર્યા. પછી જ્યારે જેનાથી રૂધિરનો ઘણોજ કાદવ થાય એવું મહા ભયંકર યુદ્ધ થવા માંડયું, ત્યારે ધુમ્રાક્ષે બાણે કરી વાનર સૈન્યને ઘણોજ ત્રાસ ઉપજાવ્યો. તે વખત શત્રુને જીતનાર હનૂમાને આવતા એવા તે ધુમ્રાક્ષ રાક્ષસને ગ્રહણ કર્યો. પછી યુદ્ધે કરી પરસ્પર જીતવાની ઇચ્છાવાળા હનૂમાન તથા ધુમ્રાક્ષ રાક્ષસનું ઇંદ્ર અને પ્રલ્હાદના સરખું ભયંકર યુદ્ધ થયું. ત્યારે ધુમ્રાક્ષે ગદા તથા પરિઘે કરી હનૂમાનને પ્રહાર કર્યો અને હનૂમાને તે રાક્ષસને ડાળ તથા પાંદડાં સહિત વૃક્ષે કરી પ્રહાર કર્યો. પછી મહાક્રોધ પામેલા હનૂમાને તે રાક્ષસને અશ્વ, રથ તથા સારથિ સહિત નાશ કર્યો. એ પ્રમાણે હનૂમાને ધુમ્રાક્ષને નાશ કર્યો તે જોઇને સર્વ વાનરોએ ઘણા રાક્ષસોને નાશ કર્યા. હે રાજન્! જીતરંગમાં થયેલા મહા બળવાન વાનરોએ ઘણો પ્રહાર કર્યો હતો જેને એવા રાક્ષસો ભય પામીને, લંકાપુરીમાં પ્રવેશ કરી ગયા અને રાવણ પાસે જઇ તેમણે યુદ્ધમાં થયેલું સર્વ વૃત્તાંત કહ્યું; ત્યારે બાકી જીવતા રહેલા તે રાક્ષસોથી પ્રહસ્તને તથા સૈન્ય સહિત ધુમ્રાક્ષને વાનરોએ નાશ કર્યા. તે સાંભળીને રાવણ મોટા નિશ્વાસ મૂકવા લાગ્યો અને આસન ઉપરથી ઉઠી બોલવા લાગ્યો કે અરે! હમણાં કુંભકર્ણને પરાક્રમ કરવાનો સમય આવ્યો છે!

હે રાજન્! એ પ્રમાણે કહીને મહા ભયયુક્ત રાવણે જ્યાં મહા નિદ્રાળુ કુંભકર્ણ સુતો હતો, ત્યાં જઇ મોટા શબ્દવાળાં વાજીંત્રો વગાડી તથા બીજા પણ અનેક યત્ન કરી તેને જગાડયો. પછી જ્યારે તે નિદ્રા રહિત થઇ સ્થિર થઇ બેઠો, ત્યારે તેને રાવણે કહ્યું કે હે કુંભકર્ણ! તને ધન્ય છે, કારણ આવી નિદ્રાવાળો તું પ્રાપ્ત થયેલા ભયને જાણતો પણ નથી! અરે! વાનરો સહિત રામ પાજ બાંધી સમુદ્ર ઉલંઘી અહીં આવી અમારી અવજ્ઞા કરીને, રાક્ષસોનો વિનાશ કરે છે! અરે! મેં તેની સીતા નામની સ્ત્રીને હરણ કરી છે માટે તે સમુદ્ર ઉપર પાજ બાંધીને સીતા લેવા સારૂ અહીં આવ્યા છે. તેણે પ્રહસ્તાદિ આપણા સ્વજનને નાશ કર્યા! અરે! હે શત્રુને નાશ કરનાર! તારા વગર તે શત્રુને નાશ કરનાર બીજો કોઇ નથી માટે તું આજ શસ્ત્રાદિ હથિઆરો ધારણ કરી યુદ્ધ ભૂમિમાં જઇ રામાદિ સર્વ શત્રુને

નાશ કર ! અરે ! દૂષણના ન્હાના ભાઈ વજ્રવેગ તથા પ્રમાથિ નામના બે રાક્ષસ મોટી સેના સહિત તારી વાંસે આવશે ! હે રાજન્ ! એ પ્રમાણે રાવણે કુંભકર્ણને કહીને, વજ્રવેગ તથા પ્રમાથિને કહ્યું કે તમારે કુંભકર્ણની પાસે જવું ! એવાં રાવણનાં વચન સાંભળીને 'ઘણું સારૂં' એમ કહીને દૂષણના ન્હાના ભાઇ તે બે રાક્ષસ કુંભકર્ણને મુખ્ય કરી ઉતાવળથી લંકાપુરીમાંથી રણભૂમિમાં ગયા.

तथेत्युक्त्वा तु तौ वीरौ रावणं दूषणानुजौ ।
कुंभकर्णं पुरस्कृत्य तूर्णं निर्ययतुःपुरात् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि कुंभकर्णनिर्गमे गुर्जरभाषायां पंचाशीत्यधिकद्विशततमोऽध्यायः ॥ २८५ ॥

## અધ્યાય ૨૮૬ મો. કુંભકર્ણનો વધ.

मार्कंडेय उवाच—ततोनिर्यायस्वपुरात्कुंभकर्णःसहानुगः ।
अपश्यत्कपिसैन्यं तज्जितकाश्यग्रतःस्थितं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! હવે પોતાની પછવાડે ચાલનારા વજ્રવેગાદિ કુંભકર્ણે પોતાની પુરીથી બહાર આવીને પાસે ઉભેલાં તથા જીતરંગા વાનરના સૈન્યને જોયું. પછી રામચંદ્રને જોવાની ઇચ્છાથી વાનર સૈન્યને જોયા કરતા એવા તેણે, હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી ઉભેલા સુમિત્રાના પુત્ર લક્ષ્મણને જોયા. તે સમય સર્વ વાનરોએ કુંભકર્ણને ઘેરી લઇને, ઘણાં મોટાં વૃક્ષથી પ્રહાર કર્યો. કેટલાક વાનરોએ ભયનો ત્યાગ કરી તેના દેહને વિદારણ કરવા માંડયો તથા બીજા પણ અનેક પ્રહાર કર્યા. તે સમય વાનરોએ ઘણો પ્રહાર કર્યો હતા જેને એવા કુંભકર્ણ હસીને તેમને ભક્ષ કરવા લાગ્યો. ત્યારે તેણે બળ, ચંડબળ, તથા વજ્રબાહુ નામના વાનરોને ભક્ષ કર્યા તે જોઇને, તારઆદિ બીજા સર્વ વાનરો મોટા ભયયુક્ત થઇ શબ્દ કરવા લાગ્યા. તે સમય પોતાની સેનાના મોટા શબ્દ સાંભળીને સુગ્રીવે, કુંભકર્ણ સામે જઇ મોટા બળે કરી એક સાગ વૃક્ષ તેના મસ્તકમાં માર્યું. તેથી તે વૃક્ષ ભાગી ગયું પણ તેને કંઇ વ્યથા થઇ નહીં. પછી સાગ વૃક્ષ વાગવાથી સાવધ થયેલો કુંભકર્ણ પોતાની બે ભુજાએ કરી સુગ્રીવને પકડી બળાત્કારથી હરી જવા લાગ્યો. ત્યારે સુગ્રીવને ગ્રહણ કરી લઇ જતા એવા કુંભકર્ણ રાક્ષસને જોઇને મિત્રને આનંદ આપનાર સુમિત્રાના પુત્ર લક્ષ્મણ, તેની સામે દોડી ગયા અને મહા વેગવાળું તથા સુવર્ણની પાંખ સરખું એક બાણ તેની ઉપર મૂકયું. તે તેના દેહના આવર્ણને તથા શરીરને ભેદી પૃથ્વીને ભેદ કરતું કરતું પાછું આવ્યું. ત્યારે લક્ષ્મણના બાણે કરી ભેદ પામેલા હૃદયવાળો કુંભકર્ણ સુગ્રીવને મૂકી દઇ હાથમાં એક મોટી શિલા ગ્રહણ કરીને, તેની સામે દોડયો. તે સમય પોતાની સામે શિલા લઇ આવતા એવા કુંભકર્ણને જોઇને તેણે, બે બાણે કરી તેના બે હાથ કાપી નાખ્યા. તેથી તે ચાર ભુજાવાન થયો. તે સમય લક્ષ્મણે પોતાની હાથ ચાલાકી દેખાડતાં બાણે કરી તેના શિલાયુક્ત હાથ કાપ્યા; તેથી તે ઘણા પગ તથા ઘણા મસ્તક યુક્ત મોટા દેહવાન થયો. તે જોઇને લક્ષ્મણે તેને બ્રહ્માસ્ત્રે કરી પ્રહાર કર્યો. તેથી તે જેમ વિજળી પડવાથી અંકુરવાન

વૃક્ષ પડે, તેમ મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયો. તે જોઇને બાકીના સર્વ રાક્ષસો ભય પામી ભાગી જવા લાગ્યા તે સમય ભાગી જતા સર્વ રાક્ષસોને જોઈ, પાછા ઉભા રાખીને દૂષણના ન્હાના ભાઈ વજ્રવેગ તથા પ્રમાથિન રાક્ષસો મોટા ક્રોધયુક્ત થઇ લક્ષ્મણની સામે દોડયા. ત્યારે લક્ષ્મણે પોતાની સામે આવતા એવા તે રાક્ષસોને જોઇ મોટો સિંહનાદ કરીને, બાણે કરી સ્તંભિત કર્યા. પછી હે પાર્થ ! વજ્રવેગ તથા પ્રમાથિન અને લક્ષ્મણનું મહા ભયંકર રૂંવાટાં ઉભાં કરે એવું યુદ્ધ થવા લાગ્યું. તે વેળા લક્ષ્મણે તે બે રાક્ષસોને બાણનો વર્ષાદ કરી ઘણો પ્રહાર કર્યો. તેમજ તેમણે પણ તેને પ્રહાર કર્યો. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે બે રાક્ષસ તથા લક્ષ્મણનું એક મુહૂર્ત પર્યંત મહા ભયંકર યુદ્ધ થયું. ત્યારે વાયુના પુત્ર હનુમાને એક પર્વતનું શિખર ગ્રહણ કરી વજ્રવેગની સામે દોડી જઇ તેની ઉપર ફેંકીને, તેના પ્રાણ હરણ કર્યા. તેમજ નિલ નળ વાનરે એક શિલા ગ્રહણ કરી પ્રમાથિન રાક્ષસ સામે દોડી જઇ તેની ઉપર તે ફેંકીને, તેને નાશ કર્યો. એ પ્રમાણે વજ્રવેગ તથા પ્રમાથિન નાશ પામ્યા પછી રામ તથા રાવણની સેનાનું એક બીજા સામે દોડતાં જેમાં ઘણી હત્યા થાય એવું ભયંકર યુદ્ધ થવા લાગ્યું. તે સમય વાનરોએ રાક્ષસોને માર્યા તથા રાક્ષસોએ વાનરોને માર્યા; પણ તેમાં ઘણું કરીને રાક્ષસો નાશ પામ્યા, વાનરોનો ઘણો નાશ થયો નહીં.

शतशो नैर्ऋतान्वन्या जघ्नुर्वव्यां स नैर्ऋताः ।
नैर्ऋत स्तत्र वध्यंते प्रायेण न तु वानराः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि कुंभकर्णादिवधे गुर्जरभाषायां षडशीत्यधिकाद्विशततमोऽध्यायः ॥ २८६॥

## અધ્યાય ૨૮૭ ઇંદ્રજીતનું યુદ્ધમાં આગમન.

मार्कंडेय उवाच—ततः श्रुत्वा हतं संख्ये कुंभकर्ण सहानुगं ।
प्रहस्तं च महेष्वासं धूम्राक्षं चाति तेजसं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી યુદ્ધમાં વજ્રવેગાદિ સહિત કુંભકર્ણ, મહા ધનુષ્ય ધારી પ્રહસ્ત તથા મહા તેજસ્વી ધુમ્રાક્ષ નાશ પામ્યા તે સાંભળીને, રાવણે પોતાના ઇંદ્રજીત નામના પુત્રને કહ્યું કે હે શત્રુઓને જીતનાર ઇંદ્રજીત ! તેં પૂર્વે યુદ્ધમાં ઇંદ્રને જીતીને પ્રકાશમાન યશ મેળવ્યો છે, માટે હમણાં તું અંતર્ધ્યાન થઇ અથવા પ્રકાશમાન રહીને, દેવતાઓએ વરદાનમાં આપેલાં બાણે કરી મારા રામ, લક્ષ્મણ તથા સુગ્રીવને નાશ કર ! અરે ! તે ત્રણમાંથી કોઇ પણ તારા બાણને સહન કરવા સમર્થ નથી, ત્યારે તેમની સેનાના વાનરો તો સહન નહીંજ કરી શકે એમાં આશ્ચર્ય શું છે !! વાસ્તે હે નિષ્પાપ ! જે ખરનું વૈર પ્રહસ્ત તથા કુંભકર્ણ લઇ શકયા નહીં, તે લેવા તું યુદ્ધને વિષે શત્રુની સામે જા; અને જેમ પૂર્વે ઇંદ્રને જીતી મને હર્ષ પમાડયો, તેમ રામાદિ શત્રુને નાશ કરી હર્ષ પમાડ. હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાવણનાં વચન સાંભળી 'ઘણું સારૂ' એમ કહી કવચાદિ ધારણ કરી રથમાં બેસીને ઉતાવળથી રણસ્થાન

પ્રત્યે ગયો; અને તેણે પોતાનું સ્પષ્ટ નામ સર્વને સંભળાવી લક્ષ્મણને પોતાની સાથે યુદ્ધ કરવા બોલાવ્યા. તે સમય બાણ સહિત ધનુષ્યને ગ્રહણ કરીને લક્ષ્મણ, જેમ સિંહ ક્ષુદ્ર મૃગને ત્રાસ પમાડે, તેમ ધનુષ્યના ટંકારવે કરી રાક્ષસોને ત્રાસ પમાડતા ઇંદ્રજીતની સામે દોડી ગયા. ત્યારે એક બીજાને જીતવાની ઇચ્છાવાન તથા દિવ્યાસ્ત્ર વિદ્યા જાણનાર લક્ષ્મણ તથા ઇંદ્રજીતનું મહા તીવ્ર યુદ્ધ થવા લાગ્યું. તે સમય રાવણના પુત્ર, ઇંદ્રજીતે જ્યારે પોતાના બાણને પ્રહાર વિષે સમર્થ ન જોયું, ત્યારે મોટો યત્ન કરવા માંડ્યો, અને લક્ષ્મણને મહા વેગવાન તોમરે કરી પીડાયુક્ત કરવા લાગ્યો. પણ તેણે પોતા ઉપર આવતા તોમરને તીક્ષ્ણ બાણે કરી કાપી નાખ્યો; તેથી તે પૃથ્વી ઉપર પડ્યો. તે સમય વાળિના પુત્ર અંગદે એક મોટું વૃક્ષ લઇને, ઇંદ્રજીત સામે દોડી જઇને તેના મસ્તક પર માર્યું, પણ તે તે પ્રહારને નહીં ગણકારીને તેના હૃદયને વિષે પ્રાસ નામનું શસ્ત્ર મારવા તૈયાર થયો; ત્યારે તે શસ્ત્રને લક્ષ્મણે કાપી નાંખ્યું. તેથી મહા ક્રોધ પામેલા ઇંદ્રજીતે પોતાની પાસે પ્રાપ્ત થયેલા અંગદને જોઇ તેના ડાબા પાસાને વિષે એક ગદા મારી; જેના પ્રહારને તેણે કંઇ પણ ગણકાર્યો નહીં. પછી અંગદે ઇંદ્રજીતને મારવા સારૂ મોટા ક્રોધથી એક વૃક્ષ ફેંક્યું. તેથી તેનો અશ્વ તથા સારથિ સહિત રથ નાશ પામ્યો. પછી નાશ પામેલા અશ્વ તથા સારથિ સહિત રથમાંથી ઉતરી રાવણનો પુત્ર ઇંદ્રજીત અંતર્ધ્યાન થયો. ત્યારે એ પ્રમાણે અદૃશ્ય થયેલા મહા માયાવી રાક્ષસને જાણીને, રામચંદ્ર યુદ્ધસ્થાન પ્રત્યે આવી પોતાની સેનાની રક્ષા કરવા લાગ્યા. તે સમય ઇંદ્રજીત રામચંદ્રનો લક્ષ્ય કરીને તેને તથા લક્ષ્મણને દેવતાઓએ વરદાનમાં આપેલાં બાણે કરી વિંધવા લાગ્યો. તે સમય રામ તથા લક્ષ્મણ પણ અંતર્ધ્યાન થયેલા ઇંદ્રજીતની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે વખત ઇંદ્રજીતે મોટા ક્રોધથી તેમના શરીર વિષે વારંવાર અનેક બાણો માર્યાં. પછી અદૃશ્ય થઇ અનેક બાણો મૂકતા એવા ઇંદ્રજીતને શોધતા એવા વાનરો મોટી શિલાઓ લઇને આકાશમાં ગયા. તે વખત અદૃશ્ય એવા ઇંદ્રજીતે તેમને તથા રામ અને લક્ષ્મણને બાણે કરી ઘણા પ્રહાર કર્યા. ત્યારે બાણે કરી વિંધાયલા દેહવાન બે ભાઇ રામ તથા લક્ષ્મણ, જેમ આકાશથી સૂર્ય અને ચંદ્ર પૃથ્વી ઉપર પડે તેમ પૃથ્વી ઉપર પડ્યા.

तौ शरैराचितौ वीरौ भ्रातरौ रामलक्ष्मणौ ।
पेततुर्गगनाद्भूमिं सूर्याचंद्रमसाविव ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि इंद्रजितयुद्धे गुर्जरभाषायां सप्ताशीत्यधिकद्विशततमोऽध्यायः ॥२८७॥

---

## અધ્યાય ૨૮૮ મો. ઇંદ્રજીતનો વધ.

मार्कंडेय उवाच—तावुभौ पतितौ दृष्ट्वा भ्रातरौ रामलक्ष्मणौ ।
बबंध रावणिर्भूयः शरैर्दत्तवरैस्तदा ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! ત્યારે બે ભાઇ રામ તથા લક્ષ્મણ પૃથ્વી ઉપર પડ્યા તેમને જોઇને રાવણના પુત્ર ઇંદ્રજીતે, દેવતાઓએ આપેલાં બાણે કરી બાંધ્યા: તેથી

જેમ પાંજરાને વિષે પોપટ શોભે, તેમ શોભવા લાગ્યા. એ પ્રમાણે સેંકડો બાણો વાગ્યાં હતાં જેને એવા અને પૃથ્વી ઉપર પડેલા રામચંદ્ર તથા લક્ષ્મણને જોઇને, સુષેણ, મૈંદ, દ્વિવિદ, કુમૂદ, અંગદ, હનૂમાન, નીલ, નાર તથા નળાદિ વાનરો સહિત સુગ્રીવ તેઓને વિંટીને ઉભો. તે સમય વિભિષણે આવીને પ્રજ્ઞાસ્ત્રે કરી રામ તથા લક્ષ્મણને સાવધ કર્યા. અને સુગ્રીવે દિવ્ય મંત્રે કરી મંત્રેલી વિશલ્યા નામની ઓષધિએ કરી શરીરમાં ભોંકાયલાં બાણ વગરના કર્યા: જેથી સંજ્ઞાને પામી તંદ્રાનો ત્યાગ કરી સાવચેત થઇને તે ક્ષણ માત્રમાં ઉઠયા. ત્યાર પછી હે પાર્થ ! સ્વસ્થતાને પામેલા રામચંદ્રને જોઇને વિભિષણે હાથ જોડી કહ્યું કે હે શત્રુને દમન કરનાર રામચંદ્ર! કુબેરની આજ્ઞાએ કરી આ ગુહ્યક જળ લઇને શ્વેત પર્વતથી તમારી પાસે આવ્યો છે. હે શ્રેષ્ઠ ધર્મવાન ! આ જળ કુબેરે અંતર્ધ્યાન થયેલાને દૃષ્ટિથી જોવા માટે તમારે સારૂ મોકલ્યું છે. માટે એણે કરીને તમે માર્જન કરો. તેથી અદૃશ્ય થયેલાને જોશો તથા તમે જેને એ જળ નેત્રમાર્જન કરવા આપશો, તે પણ તેમજ જોશે. હે ભારત ! એ પ્રમાણે વિભિષણનાં વચન સાંભળી "બહુ સારૂં" એમ કહીને રામચંદ્રે તથા લક્ષ્મણે તે જળે કરી નેત્રમાર્જન કર્યાં. ત્યાર કેડે સુગ્રીવ, જાંબુવાન, હનુમાન, અંગદ, મૈંદ, દ્વિવિદ તથા નિલાદિ શ્રેષ્ઠ વાનરોએ પણ તે જળે કરી નેત્રને માર્જન કર્યાં. તે સમય હે યુધિષ્ઠિર ! જેવી રીતે વિભિષણે કહ્યું હતું, તેવીજ રીતે સર્વનાં નેત્ર અદૃશ્ય પ્રાણિને જોવા સમર્થ થયાં. ત્યાર પછી ઇંદ્રજીત પૂર્વે પોતે કરેલું રામ લક્ષ્મણને પૃથ્વી ઉપર પાડવારૂપ કર્મ પોતાના પિતા રાવણને કહીને, પાછો ઉતાવળથી રણભૂમિ પ્રત્યે યુદ્ધ માટે આવ્યો ત્યારે વળી યુદ્ધ કરવાની ઇચ્છાથી આવતા એવા અને મહા ક્રોધયુક્ત થયેલા ઈંદ્રજીતને જોઇને લક્ષ્મણ, વિભિષણના મતમાં રહી તેની સામે યુદ્ધ કરવા દોડયા: અને સંજ્ઞા જેને પ્રાપ્ત થઇ હતી એવા લક્ષ્મણે, આન્હિક કર્મ જેણે કર્યું હતું એવા તથા જીતરંગા ઇંદ્રજીતને મારવા માટે મોટા ક્રોધથી બાણે કરી પ્રહાર કર્યો. ત્યારે એક બીજાને જીતવાની ઇચ્છાવાળા લક્ષ્મણ તથા ઇંદ્રજીતનું, ઇંદ્ર તથા પ્રહલાદના સરખું અત્યંત આશ્ચર્યકારક યુદ્ધ થવા લાગ્યું: જેમાં ઈંદ્રજીતે લક્ષ્મણને મર્મસ્થાનને ભેદ કરે એવાં બાણ માર્યાં અને તેણે તેને અગ્નિ સરખા બાણે વાળી ભેદ કર્યો. તે વેળા લક્ષ્મણના બાણના સ્પર્શે કરી પરમ ક્રોધાયમાન થયેલા ઈંદ્રજીતે તેની ઉપર પરમ ઝેરી આઠ બાણ મૂકયાં. પછી હે શૂરવીર યુધિષ્ઠિર ! લક્ષ્મણે અગ્નિ સરખાં સ્પર્શવાળાં ત્રણ બાણે કરી ઇંદ્રજીતને નાશ કર્યો, તે હું તમને કહું તે સાંભળો—લક્ષ્મણે એક બાણે કરી ઇંદ્રજીતના ધનુષ્ય સહિત હાથને દેહથી જૂદો પાડયો, બીજા નારાચ બાણે કરી બીજા હાથને પૃથ્વી ઉપર પાડયો તથા ત્રીજે બાણે કરી સુંદર નાસીકાવાળા તથા કુંડળ પહેરેલા મસ્તકને કાપી દેહથી જૂદું પૃથ્વી ઉપર પાડયું. પછી બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ એવા લક્ષ્મણે મસ્તક તથા હસ્ત વગરના તેના ભયંકર કબંધને તથા સારથિને નાશ કર્યો; ત્યારે ઈંદ્રજીતના રથમાં જોડેલા અશ્વો રથ લઇ લંકાપુરીમાં પ્રવેશ કરી ગયા. તે વેળા રાવણ પોતાના પુત્ર ઈંદ્રજીત વગરના રથને જોઇને તે નાશ પામ્યો એમ માનવાથી અકસ્માત ત્રાસ ઉપજવાને લીધે ભ્રાંત મનવાળો થયો. પછી શોક તથા મોહે કરી પીડા પામેલો રાવણ સીતાને મારવાની ઇચ્છાથી હાથમાં તલવાર લઇને અશોકવનમાં બેઠેલી તથા પોતાના પતિના દર્શનમાં લાલસાવાન તેની પાસે મોટા વેગથી આવ્યો. તે સમય અવિંધ્ય નામના રાક્ષસે દુષ્ટ બુદ્ધિમાન રાવણનું તે પાપ કર્મ જોઇને, તેને તે કર્મ કરવાથી નિવૃત્ત કર્યો તે હું તમને કહું

તે સાંભળો—અવિંધ્ય રાક્ષસે કહ્યું કે હે રાવણ! તું એક મોટા રાજ્ય ઉપર બેઠેલો છે. માટે આ સ્ત્રીને નાશ કરવા યોગ્ય નથી. કારણ આ સીતા જે દિવસથી તને વશ થઇ બંધનને પામે છે, તે દિવસથીજ નાશ પામ્યા સરખી છે પણ તારે એનો દેહ ભેદ કરવો એ યોગ્ય નથી એમ મારી મતિ છે. માટે તું આ સીતાના સ્વામિને નાશ કર; જેથી એ નાશ પામ્યા સરખીજ થશે. અરે! તારા પરાક્રમ બરોબર ઈંદ્રનું પણ પરાક્રમ નથી! વળી તેં યુદ્ધમાં ઘણી-વાર ઈંદ્ર સહિત સર્વ દેવતાઓને પણ ત્રાસ ઉપજાવ્યો છે! હે યુધિષ્ઠિર! એ પ્રમાણે અવિં-ધ્યે વાક્ય કહીને રાવણને શાંત કર્યો. ત્યારે તેણે તેનાં વાક્યને માન્ય કરી, યુદ્ધ કરવા જવા વિષે મતિ કરી તલવાર બાંધીને, મારો રથ તૈયાર કરો એમ પોતાના ચાકરોને આજ્ઞા આપી.

निर्याणे समतिं कृत्वा निधायासिं क्षपाचरः ।
आज्ञापयामास तदा रथो मे कल्प्यतामिति ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि इंद्रजितवधे गुर्जरभाषायामष्टाशीत्यधिकद्विशततमोऽध्यायः॥ २८८ ॥

---

## અધ્યાય ૨૮૯ મો. રાવણનો વધ.

मार्कंडेय उवाच—ततः क्रुद्धो दशग्रीवः प्रिय पुत्रे निपातिते ।
निर्ययौ रथमास्थाय हेमरत्न विभूषितं ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! જ્યારે પોતાનો પ્રિય ઇંદ્રજીત નામનો પુત્ર યુદ્ધમાં પડ્યો ત્યાર પછી ક્રોધ પામેલો રાવણ, સુવર્ણ તથા રત્ને કરી શોભાયમાન રથમાં બેસીને લંકાપુરીની બહાર નીકળ્યો. વિવિધ પ્રકારનાં આયુધ ધારણ કરેલા ભયંકર રાક્ષસો સહિત સર્વ, વાનરો સાથે યુદ્ધ કરતાં તે રામચંદ્રની સામે દોડ્યો. તે સમય પરમ ક્રોધ યુક્ત થઇને રામચંદ્રની સામે દોડી જતા એવા રાવણને જોઇને મૈંદ, નીલ, નળ, અંગદ હનુમાન તથા જાંબુવાને સેના સહિત થઇ ઘેરી લીધો. તેના સૈન્યને તેના અવલોકનમાંજ વૃક્ષોએ કરી નાશ કર્યું. પોતાનું સૈન્ય નાશ પામવા લાગ્યું તે જોઇને રાવણે માયા કરી. તેના દેહમાંથી બાણ, શક્તિ તથા લાકડીઆદિ હથિયારો ધારણ કરેલા અસંખ્ય રાક્ષસો નીકળ્યા તે સર્વના જોવામાં આવ્યા; તેમને રામચંદ્રે દિવ્ય અસ્ત્રે કરી ક્ષણ માત્રમાં નાશ કર્યા. ત્યાર પછી રાક્ષસના અધિપતિ રાવણે વળી માયા કરી કે, તે અસંખ્ય રામનાં સ્વરૂપ ધારણ કરી લક્ષ્મણની સામે દોડ્યો અને અસંખ્ય લક્ષ્મણનાં સ્વરૂપ ધારણ કરી રામની સામે દોડ્યો. હે રાજન્! એ પ્રમાણે રાવણની માયાને જોઇને કંઇ પણ ભ્રાંત નહીં થયેલા લક્ષ્મણે રામચંદ્રને કહ્યું કે હે રામચંદ્ર! રાવણની માયાએ કરી ઉત્પન્ન થયેલા આપણા સરખાં સ્વરૂપવાળા આ સર્વ રાક્ષસોને નાશ કરો! એ પ્રમાણે લક્ષ્મણનાં વચન સાંભળીને રામચંદ્ર, પોતાના સરખાં સ્વરૂપવાળા તથા બીજા રાક્ષસોને બાણે કરી નાશ કરવા લાગ્યા. તે વખત ઇંદ્રના માતલિ નામના સારથિએ સફેદ વર્ણવાળા અશ્વોયુક્ત દિવ્ય સૂર્ય સરખો પ્રકાશમાન રથ રામચંદ્ર પાસે લાઇ

આવી તેમને કહ્યું કે હે દાશરથિ! ઇંદ્રનો શ્વેત વર્ણવાળા અશ્વો જેમાં જોડેલા છે એવો આ રથ છે, તેમાં બેસીને પૂર્વે તેણે યુદ્ધને વિષે વજ્રે કરી અસંખ્ય દૈત્યોને નાશ કર્યા છે. માટે તમે હું જેને નિયમમાં રાખીશ એવા આ રથમાં બેસીને, યુદ્ધમાં રાવણને નાશ કરો વિલંબ કરો નહીં. હે રાજન્! પ્રમાણે માતલિનાં વચન સાંભળીને રામચંદ્ર, આ રાવણની માયા હશે એમ શંકાયુક્ત થયા. ત્યારે વિભિષણે રામને કહ્યું કે હે પુરૂષમાં સિંહરૂપ! દુષ્ટાત્મવાન રાવણની આ માયા નથી, એ ઇંદ્રનો રથ છે: માટે તમે નિર્ભય થઇ એમાં બેસો. એ પ્રમાણે વિભિષણનાં વચન સાંભળી મોટા હર્ષયુક્ત થઇ 'ઘણું સારૂં' એમ તેને કહી રથમાં બેસીને રામચંદ્ર. મોટા ક્રોધથી રાવણની સામે યુદ્ધ કરવા ગયા. તે વેળા સર્વ ભૂતપ્રાણિ મોટા હાહાકાર કરવા લાગ્યાં અને આકાશ માર્ગે ઉભેલા દેવતાઓ સિંહ નાદ કરવા લાગ્યા તથા રણભેરી-આદિ વાજીંત્રો વગાડવા લાગ્યા. પછી રાવણ તથા દશરથના પુત્ર રામચંદ્રનું અપૂર્વ મહા ભયંકર યુદ્ધ થવા લાગ્યું. ત્યારે રાવણે રામચંદ્રની ઉપર ઇંદ્રના વજ્ર સરખું તથા બ્રહ્મદંડ સરખું ત્રિશૂળ ફેંક્યું: જેને તેમણે તીક્ષ્ણ ધારવાળાં બાણે કરી કાપી નાખ્યું. એ પ્રમાણે યુદ્ધમાં રામચંદ્રે પરાક્રમ કર્યું, તે જોઇને રાવણને મનમાં ભય ઉત્પન્ન થયો પણ વળી મહા ક્રોધયુક્ત થયેલા રાવણે રામચંદ્રજીની ઉપર મહા તીક્ષ્ણ અસંખ્ય બાણ, ભુશંડી, ત્રિશૂળ, મૂશળ, ફરશી, અનેક પ્રકારની શક્તિ, શતઘ્ની તથા સુરીઆદિ શસ્ત્રો મૂક્યાં; જેને જોઇને ભય ઉપજવાથી વાનરો સર્વ દિશામાં ભાગી ગયા. ત્યાર પછી રામચંદ્રે પોતાના બાણ રાખવાના ભાથામાંથી સુંદર, શ્રેષ્ઠ અગ્ર ભાગવાળું તથા સુવર્ણની પાંખવાળું બાણ કાઢી મંત્રીને બ્રહ્માસ્ત્રમાં યોજ્યું: તે જોઇ ઇંદ્રાદિ દેવતા તથા ગંધર્વો ઘણા હર્ષ પામ્યા અને રાવણ પણ પોતાનું બાકી અલ્પ આયુષ્ય છે એમ માનવા લાગ્યો. ત્યારે રામચંદ્રે જેના સરખું બીજું કોઇ બાણ તેજ ન હતું એવું, રાવણનો અંત લાવનાર, મહા ભયંકર તથા બ્રહ્મદંડ સરખું તે બાણ તેની ઉપર મૂક્યું; જેથી અશ્વ, સારથિ તથા સહિત તે, જેમ જાજ્વલ્યમાન અગ્નિએ કરી કાષ્ઠાદિ બળે, તેમ બળવા લાગ્યો. તે જોઇને ગંધર્વ તથા ચારણ સહિત સર્વ દેવતાઓ ઘણા હર્ષ પામ્યા. તે સમય હે યુધિષ્ઠિર! સર્વ લોકથી ભ્રંશ થએલા રાવણનો રામચંદ્રના બ્રહ્માસ્ત્રે કરી પંચ મહાભૂતે ત્યાગ કર્યો; જેથી તેના તેજે કરી દગ્ધ થયેલાં તેના શરીરમાંનાં માંસ, રૂધિર તથા ધાતુનો લેશ પણ ભાગ રહ્યો નહીં; તેમ તેની રાખોડી પણ કોઇના દેખવામાં આવી નહીં.

शरीरधातवोह्यस्य मांसं रुधिरमेव च ।
नेशुर्ब्रह्मास्त्र निर्दग्धा न च भस्माप्य दृश्यत ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि रावणवधे गुर्जरभाषाय।मूननवत्याधिकांद्विशततमोऽध्यायः ॥ २८९ ॥

---

## અધ્યાય ૨૯૦ મો. રામને રાજ્યાભિષેક.

मार्कंडेय उवाच—स हत्वारावणंक्षुद्रं राक्षसेंद्रंसुरद्विषं ।
बभूवहृष्टःससुहृद्रामःसौमित्रिणासह ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાક્ષસોના રાજા, દેવતાઓના દ્વેષિ તથા તથા ક્ષુદ્ર એવા રાવણનો નાશ કરીને પોતાના સ્નેહિજન તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર હર્ષયુક્ત થયા. રાવણ નાશ પામ્યા પછી શ્રેષ્ઠ ઋષિઓએ રામચંદ્ર પાસે આવીને મોટી ભુજાવાળા તેનો જય યુક્ત આશીર્વાદનાં વાક્યે કરી સત્કાર કર્યો. વળી સ્વર્ગમાં રહેનારા દેવતા તથા ગંધર્વોએ કમળ સદૃશ નેત્રવાન રામચંદ્રની પાસે આવી પુષ્પની વૃષ્ટિ કરી તથા તેમની શ્રેષ્ઠ વાણિથી સ્તુતિ કરીને, જેવી રીતે આવ્યા હતા, તેવી રીતે પાછા ગયા. તે સમય આકાશ મોટા ઉત્સવ સરખું શોભાયમાન દેખાતું હતું. હે રાજન્! એ પ્રમાણે યુદ્ધમાં રાવણને નાશ કરીને શત્રુના પુરને જીતનાર રામચંદ્રે, લંકાનું રાજ્ય વિભિષણને આપ્યું. ત્યાર પછી શ્રેષ્ઠ બુદ્ધિવાળો અવિંધ્ય નામનો રાક્ષસ પ્રધાન, વિભિષણ જેની આગળ ચાલતા આવતા હતા એવી સીતાને મુખ્ય કરી લંકામાંથી, મોટી દીનતાને પામેલા મહાત્મા રામચંદ્રની પાસે આવી બોલ્યો કે હે મહાત્મા ! તમે શ્રેષ્ઠ આચરણવાળી દેવીરૂપ આ સીતાને ગ્રહણ કરો. એ પ્રમાણે અવિંધ્યનાં વચન સાંભળી રથમાંથી ઉતરીને રામચંદ્રે, જેનાં નેત્રમાંથી અશ્રુ પડતાં હતાં એવી, શ્રેષ્ઠ અંગવાળી, વાહનમાં બેઠેલી, શોકે કરી શરીરે સુકાઇ ગયેલી, જેના શરીર ઉપર ઘણો મેલ ચઢયો હતો એવી, મસ્તકના વાળ જેના ઉડતા હતા એવી તથા મલિન વસ્ત્ર પહેરેલી સીતાને જોઇ આ પર પુરૂષે પરામર્શ કરેલી છે એમ શંકા યુક્ત થઇ કહ્યું કે હે વિદેહ પુત્રી ! તું જા ! મેં તને મુકાવી અને મારે જે કાર્ય કરવાનું હતું, તે કર્યું ! અરે ! તું મારારૂપ પતિ પામીને, રાક્ષસના ગૃહને વિષે રહી, તેથી કલ્યાણરૂપ નથી; માટે જીર્ણપણાને પામ; મેં રાક્ષસ રાવણને નાશ કર્યો છે ! અરે ! અમારા સરખા ધર્મને જાણીને, પર પુરૂષના હાથમાં ગયેલી પોતાની સ્ત્રીને એક મુહૂર્ત પણ કેમ ધારણ કરે !! માટે હે મૈથલિ ! તું સારા આચરણવાળી હોય અથવા ખરાબ આચરણવાળી હોય, પણ જેમ કૂતરાએ સુંઘેલા હુતદ્રવ્યને ગ્રહણ કરવામાં દેવતાઓ ઉત્સાહવાન ન હોય, તેમ હું તને ગ્રહણ કરવામાં ઉત્સાહવાન નથી. એવાં રામચંદ્રનાં દારૂણ વચન સાંભળીને સીતા, જેમ કપાયલું કેળ વૃક્ષ પડે તેમ પડી ગઇ અને પોતાના પતિ પાસે આવવા સંબંધી તેને જે હર્ષ થયો હતો, તે પણ ક્ષણ માત્રમાં નાશ પામ્યો; તેથી જેવો શ્વાસ વગરનો દેહ દર્પણમાં દેખાય, તેમ સર્વને દેખાવા લાગી.

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે રામચંદ્ર બોલ્યા તે વાક્ય સાંભળીને, સર્વ વાનરો લક્ષ્મણ સહિત જાણે પ્રાણ વગરના થયા હોય એમ દેખાઇ ચેષ્ટા રહિત થઇ પૃથ્વી ઉપર પડી ગયા. તે સમય દેવતારૂપ, શુદ્ધ અંતઃકરણવાન, ચાર મુખવાન, કમળથી ઉત્પન્ન થયેલા તથા સર્વ જગતના સૃષ્ટા બ્રહ્મા, ઇંદ્ર, અગ્નિ, વાયુ, યમ, વરૂણ, મહા સમર્થ કુબેર, સપ્ત ઋષિ અને દિવ્ય પ્રકાશમાન, મૂર્તિમાન તથા પ્રકાશમાન હંસ યુક્ત વિમાનમાં બેઠેલા દશરથ આકાશ માર્ગે રામચંદ્રની પાસે આવ્યા; જેથી ભરેલું અંતરિક્ષ, જેમ શરદઋતુને વિષે નક્ષત્રોના ઉદયે કરી આકાશ શોભે, તેમ શોભવા લાગ્યું. તે વેળા મોટા યશવાળી તથા કલ્યાણરૂપ વિદેહ પુત્રી સીતાએ, બ્રહ્માદિ દેવતાઓની મધ્યે ઉઠીને, પહોળા વક્ષસ્થળવાળા રામચંદ્રને કહ્યું કે હે રાજપુત્ર ! હું તમને કશો દોષ પ્રાપ્ત નહીં કરૂં, સ્ત્રિઓ તથા પુરૂષોની ગતિ તમારા જાણવામાં છે; માટે હું વાક્ય કહું તે સાંભળો. જો હું પાપકર્મ કરતી હોઉં, તો સર્વ ભૂત પ્રાણિમાં ગતિ કરનાર તથા સર્વનો ગતિરૂપ વાયુ, અગ્નિ, જળ, આકાશ તથા પૃથ્વી મારા પ્રાણનો

ત્યાગ કરો. વળી હે શૂરવીર! જો હું સ્વપ્નાને વિષે પણ અન્ય પુરૂષનું ચિંતવન ન કરતી હોઉં, તો હવે પ્રાપ્ત કરેલા તમે મારા પતિ થાઓ. એ પ્રમાણે સીતાએ વાક્ય કહ્યાં. તે સમય વાનરોને હર્ષની પ્રાપ્તિ કરે એવી શ્રેષ્ઠ વાણી આકાશમાં થઈ. પછી વાયુએ રામચંદ્રને કહ્યું કે હે રાઘવ! આ સીતાએ સત્ય વાક્ય કહ્યાં છે, હું સર્વનો સદૈવ ગતિરૂપ વાયુ છું. હે રાજા! આ સીતા નિષ્પાપ છે, વાસ્તે તમે એના સહિત વર્તમાન થાઓ. અગ્નિએ કહ્યું કે હે રઘુનંદન! હું અગ્નિ સર્વ ભૂતપ્રાણિમાં રહ્યો છું, માટે જાણું છું કે મૈથિલિ લગાર પણ અપરાધવાળી નથી. વરૂણે કહ્યું કે હે રાઘવ! સર્વ ભૂતપ્રાણીના દેહને વિષે સર્વ રસ મારાથી ઉત્પન્ન થયા છે, માટે હું યથાર્થ જાણીને કહું છું કે તમે સીતાને ગ્રહણ કરો. બ્રહ્મા બોલ્યા કે હે પુત્ર! હે સાધો! હે શ્રેષ્ઠ આચારવાળા રઘુવીર! રાજર્ષિના ધર્મવાન તમારે વિષે આ કંઈ આશ્ચર્ય નથી; પણ હું તમને વાક્ય કહું તે સાંભળો—હે શૂરવીર! તમે દેવતા, ગંધર્વ સર્પ, યક્ષ, દાનવ તથા મહર્ષિના શત્રુ રાવણને નાશ કર્યો; જેને પૂર્વે મેં પ્રસન્ન થઈ કોઈ કારણથી કિંચિત્ અવકાશ રાખીને, સર્વ ભૂત પ્રાણિથી અવધ્ય કર્યો હતો. હે રામચંદ્ર! દુષ્ટાત્મવાન રાવણે પોતાનો વધ થવા માટે સીતાનું હરણ કર્યું હતું. હે શ્રેષ્ઠ! પૂર્વે મેં તેને તું અકામનાવાળી તારી સ્ત્રી અથવા અન્ય સ્ત્રીનું સેવન કરીશ, તો તારૂં મસ્તક ભેદ પામશે એમ નળકુબેર પાસે શાપ અપાવીને, તેનાથી આ સીતાની રક્ષા કરાવી છે. માટે હે મોટી કાંતિવાળા! તમારે આ સીતા સંબંધી કંઇ પણ શંકા કરવી નહીં, અને તમે એને ગ્રહણ કરો. તમે દેવતાઓનું રાવણને માટે મહત્કાર્ય સંપાદન કર્યું છે. દશરથે કહ્યું કે હે પુત્ર! તારૂં કલ્યાણ થાઓ, હું તારો દશરથ પિતા છું. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! આ સીતા શુદ્ધ છે તે હું જાણું છું. માટે એનું તથા રાજ્યનું પાલન કર. રામચંદ્રે કહ્યું કે હે રાજેંદ્ર! જો તમે મારા પિતા હો, તો હું તમને નમસ્કાર કરૂં છું; અને તમારી આજ્ઞાથી રમ્ય અયોધ્યાપુરી પ્રત્યે જઈશ.

માર્કંડેય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે રામચંદ્રનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા દશરથે વળી રામચંદ્રને કહ્યું કે હે મોટી કાંતિવાન! તું અયોધ્યા પ્રત્યે જા અને તેનું પાલન કર; તારી વનમાં રહેવાની ચઉદ વર્ષની અવધિ પૂરી થઇ છે. હે પાંડુ પુત્ર! ત્યાર પછી સર્વ સ્નેહીયોએ વખાણ જેનું કર્યું હતું એવા રામચંદ્ર, દેવતાઓને નમસ્કાર કરીને, જેમ ઈંદ્ર પૌલોમી સહિત થાય, તેમ તે સીતા સહિત થયા. પછી રામચંદ્રે અવિંધ્ય રાક્ષસને વરદાન આપ્યું તથા ત્રિજટાને દ્રવ્ય અને માન આપી સંતોષયુક્ત કરી. ત્યાર પછી ઈંદ્રાદિ દેવતા સહિત બ્રહ્માએ રામચંદ્રને કહ્યું કે હે કૌશલ્યાના પુત્ર રામચંદ્ર! હું તમને આજ શું વરદાન આપું? તમારે જે ઇચ્છિત હોય તે માગો. રામચંદ્રે કહ્યું કે હે બ્રહ્મન્! મારી ધર્મને વિષે સ્થિતિ, મને કોઇ પણ શત્રુ જીતી ન શકે તથા આ યુદ્ધમાં રાક્ષસોએ નાશ કરેલા વાનરો પાછા જીવતા થાય એ વરદાન માગું છું. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે રામચંદ્રે વરદાન માગ્યાં તે સાંભળીને બ્રહ્માએ કહ્યું કે હે રામચંદ્ર! તમે મારી પાસે જે વરદાન માગ્યાં તે તમને પ્રાપ્ત થશે. એ પ્રમાણે બ્રહ્માએ રામચંદ્રને વરદાન આપ્યાં. તે વેળા નાશ પામેલા વાનરો પાછા જીવતા થઈ ઉઠયા. તે વખત મોટા ભાગ્યવાળી સીતાએ હનુમાનને વરદાન આપતાં કહ્યું કે હે હનુમાન! જ્યાં સુધી રામચંદ્રની કીર્ત્તિ જગત્માં ગવાશે, ત્યાં સુધી તારૂં જીવિત રહેશે તથા મારી કૃપાએ કરી તું જ્યાં હશે, ત્યાં તને ખાનપાનાદિ પોતાની મેળે પ્રાપ્ત થશે. એ પ્રમાણે સીતાએ હનુમાનને વરદાન આપ્યાં ત્યાર પછી, સુગ્રીવાદિ વાનરોને જોતા ઇંદ્રાદિ સર્વ દેવતા અંતર્ધ્યાન થયા. પછી સીતા સ-

હિત રામચંદ્રને જોઇને અત્યંત હર્ષ પામેલા ઈંદ્રના સારથિએ કહ્યું કે હે સત્ય પરાક્રમી રામચંદ્ર ! તમે રાવણને નાશ કરીને, દેવતા, ગંધર્વ, યક્ષ, મનુષ્ય, અસુર તથા નાગોનું દુઃખ નિવૃત્ત કર્યું, માટે તેઓ જ્યાં સુધી પૃથ્વી સર્વ સ્થાવર તથા જંગમનો ભાર ધરશે, ત્યાં સુધી તમારા યશનું ગાન કરશે. એ પ્રમાણે રામચંદ્રને કહી, તેની પૂજા કરી રજા લઈને માતલિ સારથી પોતે લઈ આવેલા રથ સહિત ત્યાંથી ગયો. ત્યાર પછી વિભિષણને મુખ્ય કરી લંકાપુરીની રક્ષા કરાવી સીતાને મુખ્ય કરીને રામચંદ્ર, સુગ્રીવ, વિભિષણ તથા સર્વ વાનરો સહિત પુષ્પક નામના વિમાનમાં બેસી જે પાજ ઉપરથી આવ્યા હતા, તે પાજ ઉપરથી સમુદ્રનું ઉલ્લંઘન કરી, જ્યાં પ્રથમ સાગરનું આરાધન કરવા બેઠા હતા, ત્યાં આવી બેઠા. પછી રામચંદ્રે સર્વ વાનરાદિને યોગ્યતાવાં સત્કાર કરી અનેક પ્રકારનાં રત્ન આપી સંતોષયુક્ત કરીને સૌ સૌના સ્થાન પ્રત્યે જવાની રજા આપી; જેથી તે વાનરો તથા રીંછો પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. ત્યાર કેડે રામચંદ્રે સુગ્રીવ તથા વિભિષણ સહિત પુષ્પક વિમાનમાં બેસીને પૂર્વે જે માર્ગેથી વનમાં આવ્યા હતા , તેજ માર્ગે કરી પોતાની પુરી વિષે ગયા. પછી રામચંદ્રે ભરતની ઇચ્છા સાંભળીને, હનુમાનને દૂત કરી તેની પાસે મોકલ્યા અને તે જઇ આવ્યા પછી લક્ષ્મણ સહિત તે નંદિગ્રામ પ્રત્યે ગયા. ને ત્યાં લક્ષ્મણ સહિત રામચંદ્ર, જેના શરીર ઉપર ઘણો મેલ ચડયો હતો એવા, વનફળ વસ્ત્ર પહેરેલા તથા પાદુકાને મુખ્ય કરી આસન ઉપર બેઠેલા ભરતને જોઈ તેને મળ્યા તથા શત્રુઘ્નને પણ મળ્યા. તે સમય ભરત તથા શત્રુઘ્ન રામચંદ્ર અને લક્ષ્મણને મળી તથા સીતાનાં દર્શન કરીને અત્યંત હર્ષને પામ્યા. પછી ભરતે થાપણરૂપ રાજ્ય મોટા હર્ષથી રામચંદ્રને અર્પણ કર્યું. વસિષ્ઠ તથા વામદેવ ઋષિએ શ્રવણ નક્ષત્રને દિવસે રામચંદ્રને રાજ્યાભિષેક કર્યો. પછી રાજ્યાભિષેક જેને થયો હતો એવા રામચંદ્ર, ગૃહ પ્રત્યે જવાની ઇચ્છા જેમને થઇ હતી એવા સ્નેહિઓ સહિત સુગ્રીવને તથા વિભિષણને જાણીને, અનેક પ્રકારનાં ભોગનાં સાહિત્યો આપી, તમોએ મારી બહુ સહાયતા કરી એમ તેમનું સમાધાન કરી, મોટા દુઃખથી તેમને જવા રજા આપી; અને પુષ્પક વિમાન કુબેરને આપ્યું. ત્યાર પછી દેવર્ષિ સહિત રામચંદ્ર, ગોમતી નામની નદીને કિનારે, જેમાં નિત્ય ત્રણગણી દક્ષિણા અપાય તથા અન્નના ભંડારના દરવાજા ખુલ્લા રહે એવા દશ અશ્વમેધ યજ્ઞ કર્યા.

ततो देवर्षि सहितः सरितं गोमतीम् ।
दशाश्वमेधानाजह्रे जारूथ्यान्सनिरर्गला ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि रामाभिषेके गुर्जरभाषायां नवत्यधिकद्विशततमोऽध्याय ॥ २९० ॥

-------------

## અધ્યાય ૨૯૧ મો. યુધિષ્ઠિરને આશ્વાસન.

मार्कण्डेय उवाच—एवमेतन्महाबाहो रामेणामिततेजसा ।
प्राप्तंव्यसनमत्युग्रं वनवास कृतंपुरा ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે મોટી ભુજાવાળા યુધિષ્ઠિર ! એ પ્રમાણે પૂર્વે મહા તેજસ્વી રામચંદ્રને, વનવાસજન્ય ઉગ્ર દુઃખ પ્રાપ્ત થયું હતું માટે હે સ્વધર્મનિષ્ઠ ! હે પુરૂષમાં સિંહરૂપ ! તમે કંઇ પણ શોચ કરો નહીં; કારણ પોતાની ભુજાના પરાક્રમના આશ્રયરૂપ તમે જે માર્ગને વિષે વર્તમાન છો; તેથી તમને અણું પણ દુઃખ નથી. તેજ માર્ગનો આશ્રય દેવતા તથા દૈત્યોએ કર્યો છે તથા કરે પણ છે. હે ભારત ! પૂર્વે દેવતાઓએ ઇંદ્રની સાથે મળીને, વૃત્રાસુર અને નમુચીને નાશ કર્યો છે તથા દીર્ઘજીહ્વા નામની રાક્ષસીને પણ નાશ કરી છે, કારણ જે સહાયવાન હોય, તેને સર્વ અર્થ પ્રાપ્ત થાય છે. અરે ! જેનો ભાઇ અર્જુન છે એવા તમને યુદ્ધમાં અજીત કોણ છે ? ! વળી બળવાન, પુરૂષોમાં શ્રેષ્ઠ તથા ભયંકર પરાક્રમી ભીમસેન અને મહા ધનુષ્યધારી માદ્રીના પુત્ર યુવાન નકુળ તથા સહદેવની સહાયતાવાન તમે છો; માટે તમે ખેદ શા વાસ્તે પામો છો ? જે યુદ્ધમાં ઇંદ્રની ઓગણપચાસ વાયુ સહિત દેવસેનાને જીતો એવા છો ! માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! તમે દેવતા સરખા તથા ધનુર્ધારી આ ભાઇઓની સહાયતાએ કરીને, યુદ્ધમાં સર્વ શત્રુઓને જીતશો. હમણાંનાંજ તમારા ભાઇઓનાં પરાક્રમને જુઓ કે, દુષ્ટાત્મવાન જયદ્રથે દ્રૌપદીનું હરણ કર્યું, ત્યારે ભીમસેનાદિકે કોઇથી ન થઇ શકે એવું પરાક્રમ કરીને તેને પાછી લાવ્યા અને તે રાજાને પણ જીતી વશ કરી લાવ્યા. સહાયતા વગરના રામચંદ્ર, જેનું હરણ થયું હતું એવી સીતાને યુદ્ધમાં ભયંકર પરાક્રમી રાવણને નાશ કરી પાછી લાવ્યા; જેના વાનરો તથા રીંછ તો મિત્ર હતા; માટે તેનો તમે મનમાં વિચાર કરો, પણ કશો શોચ કરો નહીં; કારણ તમ સરખા મહાત્મા પુરૂષ કદી શોચ કરતા નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે બુદ્ધિમાન્ માર્કંડેય ઋષિએ આશ્વાસના કરી હતી જેને એવા અને દીનતા રહિત અંતઃકરણવાળા યુધિષ્ઠિર રાજા દુઃખનો ત્યાગ કરીને ફરીથી તેના પ્રત્યે બોલવા લાગ્યા.

एवमाश्वासितो राजा मार्कंडेयेन धीमता ।
त्यक्त्वा दुःखमदीनात्मा पुनरप्यनमब्रवीत् ॥

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि रामोपाख्यानपर्वणि युधिष्ठिराश्वासने गुर्जरभाषायामेकनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९१ ॥**

## અધ્યાય ૨૯૧ મો. સાવિત્રીનું આખ્યાન.

युधिष्ठिर उवाच—नात्मानमनुशोचामि नेमान् भ्रातॄन्महामुने ।
हरणं चापि राज्यस्य यथेमां द्रुपदात्मजाम् ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે મુનિ ! હું જેવો આ દ્રૌપદી સંબંધી શોચ કરૂં છું, એવો મારા આત્મા સંબંધી, ભાઇઓ સંબંધી તથા હરાઇ ગયેલા રાજ્ય સંબંધી શોચ કરતો નથી. અરે ! દ્યુતને વિષે દુષ્ટાત્મવાન કૌરવોએ આ દ્રૌપદીને ઘણો ક્લેશ પ્રાપ્ત કર્યો ! જેણે અમને પાછું રાજ્ય અપાવ્યું, તેનું વનવાસમાં પણ જયદ્રથે બળાત્કારથી હરણ કર્યું. માટે તમે પૂર્વે આ દ્રૌપદીના સરખી ક્લેશ ભોગવનાર પતિવ્રતા કોઇ સ્ત્રી જોઇ છે ? અથવા સાંભળી છે ?

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર રાજા, પૂર્વે રાજકન્યા સાવિત્રીને દુઃખ પ્રાપ્ત થયું છે માટે તે ગુણવાન સ્ત્રીનું મહા ભાગ્ય હું કહું તે સાંભળો.

હે રાજન્! પૂર્વે મદ્ર દેશને વિષે ધર્માત્મા, પરમ ધર્મિષ્ઠ, બ્રહ્મણ્ય, મહાત્મા, સત્યવાદી, જીતેંદ્રિય, યજન કરનાર, દાન આપનાર, સ્વદેશસ્થ પ્રજાને પ્રિય તથા સર્વ ભૂત પ્રાણિના હિતમાં પ્રીતિવાન અશ્વપતિ નામે રાજા હતો. તે ક્ષમાવાન અનપત્ય હોવાથી વૃદ્ધાવસ્થામાં સંતાપને પામ્યો. તે રાજા પોતાને સંતાનની પ્રાપ્તિ થવા સારૂ નિત્ય નિયમ પાળતાં સમય પરત્વે એટલે દિવસના છઠ્ઠા ભાગને વિષે સૂક્ષ્મ આહાર કરવા લાગ્યો અને અગ્નિમાં સાવિત્રીનો ઉદ્દેશ કરી હજારો આહુતિ આપવા લાગ્યો. એ પ્રમાણે નિયમ પાળતાં તે રાજાને અઢાર વર્ષ થવા આવ્યાં. પછી તેને નિયમ પાળતાં જ્યારે પરિપૂર્ણ અઢાર વર્ષ થયાં, ત્યારે અગ્નિ કુંડમાંથી સાક્ષાત્ પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને સાવિત્રી નીકળીને રાજાને કહેવા લાગી કે હે પાર્થિવ! તારા શુદ્ધ બ્રહ્મચર્ય તથા ઇંદ્રિયનિગ્રહાદિ નિયમ અને તે કરેલી મારા વિષે ભક્તિએ કરી હું તારી ઉપર પ્રસન્ન થઈ છું: માટે તારે ધર્મને વિષે કંઈ પણ પ્રમાદ કરવો નહીં અને જે ઇચ્છા હોય તે તું વર માગ. અશ્વપતિ રાજાએ કહ્યું કે હે દેવી! મેં ધર્મની ઇચ્છાથી સંતાન માટે આ આરંભ કર્યો છે, માટે મને મારા કુળની વૃદ્ધિ પમાડે એવા ઘણા પુત્ર થાય. કારણ બ્રાહ્મણોએ સંતાનને પરમ ધર્મ કહ્યો છે. વાસ્તે જો તમે પ્રસન્ન થયાં હો તો મારા માગવા પ્રમાણે વર પ્રાપ્ત કરો. સાવિત્રીએ કહ્યું કે હે રાજન્! મેં પૂર્વે જ તારો અભિપ્રાય જાણીને તને સંતાન થાય તે સારૂ બ્રહ્માને કહ્યું છે માટે તેની કૃપાથી થોડા કાળમાં મહા તેજસ્વી એક કન્યા થશે. તારે આ મારા કહેવા ઉપર ઉત્તર આપવો નહીં, કેમકે તેના કહેવાથી પ્રસન્ન થએલી હું આવી રીતે કહું છું. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળીને અશ્વપતિ રાજાએ 'બહુ સારૂં, પણ તે જલદી થાય એમ કહી તેને પ્રસન્ન કરી. પછી જ્યારે સાવિત્રી અંતર્ધાન થઈ ત્યારે પાછો અશ્વપતિ રાજા પોતાના પુર પ્રત્યે આવ્યો, અને ધર્મે કરી પ્રજાનું પાલન કરવા લાગ્યો. ત્યાર કેડે કેટલેક કાળે સ્થિર વ્રતવાન તે રાજાએ પોતાની ધર્મચારિણી એવી જ્યેષ્ઠ સ્ત્રીને વિષે ગર્ભાધાન કર્યું; જે ગર્ભ પ્રતિ દિવસે, જેમ શુક્લ પક્ષમાં ચંદ્ર વૃદ્ધિ પામે, તેમ વૃદ્ધિ પામવા લાગ્યો. પછી જ્યારે તે સ્ત્રીને પ્રસુત થવાનો કાળ આવ્યો, ત્યારે તેનાથી કન્યાનો જન્મ થયો; જેનો વિધિયુક્ત જન્મ સંસ્કાર રાજાએ પોતે કર્યો. પછી અશ્વપતિ રાજાએ તથા બ્રાહ્મણોએ સાવિત્રીના ઉદ્દેશથી અગ્નિમાં આહુતિ કરવાને લીધે પ્રસન્ન થએલી તેણે તે કન્યા આપી, તેથી તેનું નામ સાવિત્રી પાડ્યું. પછી લક્ષ્મીના સરખા દેહવાળી તે નિત્ય વૃદ્ધિ પામતી હતી અને કાળે કરી યુવાવસ્થાને પામી: ત્યારે સુંદર મધ્ય ભાગવાળી, મોટા ભાગ્યવાળી તથા સુવર્ણની મૂર્તિ સરખી તે કન્યાને જોઇને, સર્વ મનુષ્યો આ દેવ કન્યા અશ્વપતિ રાજાને પ્રાપ્ત થઇ છે એમ માનવા લાગ્યા. કમળ સરખાં નેત્રવાળી તથા તેજે કરી જાજ્વલ્યમાન કન્યાને તેના તેજથી પરાભવ પામવાને લીધે કોઇ પણ પુરૂષ વરતો ન હતો. પછી કોઇ દિવસે મસ્તક પર્યંત સ્નાન કરેલી તે કન્યા ઉપવાસ યુક્ત થઇ, દેવ મંદિર પ્રત્યે જઇ, અગ્નિમાં વિધિપૂર્વક આહુતિ આપી, બ્રાહ્મણોની પૂજા કરી, દેવ પ્રસાદિ પુષ્પમાળા લઇ, પોતાના પિતા પાસે આવી તે માળા તેને અર્પણ કરી નમસ્કાર કરીને, હાથ જોડી ઉભી. ત્યારે યુવાવસ્થામાં આવેલી દેવતા સરખી રૂપવાન અને જેનું કોઇ પણ વર માગું કરતો નથી

એવી પોતાની તે કન્યાને જોઈ મહા દુઃખ યુક્ત થઈને, અશ્વપતિ રાજાએ તેને કહ્યું કે હે પુત્રી ! તારો વિવાહ કરવાનો સમય આવ્યો છે, પણ મારી પાસે કોઈ તારૂં માગું કરતું નથી માટે તું તારા સરખા ગુણવાન પતિને શોધી કહાડ. તને જેને વરવાની ઇચ્છા થાય, તે પુરૂષ તારે મને કહેવો, જેથી હું વિચાર કરીને તારૂં તેને દાન આપીશ: વાસ્તે તારી ઇચ્છા પ્રમાણે તું વર. હે કલ્યાણરૂપ ! મેં બ્રાહ્મણોના મોઢાથી સાંભળ્યું છે, તે હું તને કહું તે સાંભળ— કન્યાદાન નહીં આપતો એવો પિતા, રજસ્વલા થયા પછી સ્નાન કરેલી પોતાની સ્ત્રી વિષે ગમન નહીં કરતો તેનો પતિ, તથા જેનો સ્વામી મૃત્યુ પામ્યો હોય એવી પોતાની માની રક્ષા નહીં કરનાર પુત્ર જગતમાં નિંદિત કહેવાય છે. માટે હે પુત્રી ! તું આ મારાં વચન સાંભળીને તારે માટે સ્વામીની શોધ કરવામાં ત્વરા કર: જેવી રીતે દેવતાઓમાં પણ હું નિંદિત ન કહેવાઉં, તેવી રીતે કર.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે પોતાની પુત્રી સાવિત્રીને કહીને અશ્વપતિ રાજાએ, પોતાના વૃદ્ધ મંત્રિઓને તથા વાહનાદિકને તે કન્યાની સાથે જવાની આજ્ઞા આપી. ત્યારે પોતાના પિતાનાં વચન સાંભળીને લજ્જાયુક્ત થયેલી તે કન્યા, તેનાં વચન જાણી તેને નમસ્કાર કરી ત્યાંથી રવાને થઈ. પછી સુવર્ણના રથમાં બેઠેલી તથા વૃદ્ધ પ્રધાનોથી વિંટાયલી તે કન્યા, રાજર્ષિઓનાં તપોવન પ્રત્યે ગઈ. ત્યાં માન્ય તથા વૃદ્ધ એવા તપસ્વિઓનાં પાદ વંદન કરીને સાવિત્રી, ક્રમે કરી સર્વ વનને વિષે ફરવા લાગી. એ પ્રમાણે અશ્વપતિ રાજાની કન્યા સાવિત્રી સર્વ તીર્થને વિષે બ્રાહ્મણોને ઘણું દ્રવ્ય આપતી આપતી તે તે સ્થાન પ્રત્યે ફરતી હતી.

एवं तीर्थेषु सर्वेषु धनोत्सर्गं नृपात्मजा ।
कुर्वती द्विजमुख्यानां तं तं देशं जगामह ॥

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पतिव्रतामाहात्म्यपर्वणि सावित्र्युपाख्याने गुर्जरभाषाया द्विनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९२ ॥**

## અધ્યાય ૨૯૩ મો. સાવિત્રીનો નિશ્ચય.

**मार्कंडेय उवाच—अथ मद्राधिपो राजा नारदेन समागतः ।**
**उपविष्टः सभामध्ये कथायोगेन भारत ॥ १ ॥**

માર્કંડેય કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! ત્યાર પછી કોઈ દિવસે મદ્ર દેશનો અધિપતિ અશ્વપતિ રાજા, સભા મધ્યે નારદજી સહિત વાતો કરતાં બેઠો હતો, તે વેળા સર્વ તીર્થ તથા ઋષિયોના આશ્રમને વિષે ફરીને મંત્રિઓ સહિત સાવિત્રી પાછી પોતાના પિતા પાસે આવી. તે સમય નારદજી સહિત બેઠેલા પોતાના પિતાને જોઇને સાવિત્રીએ, તે ઋષિને તથા પોતાના પિતાને નમસ્કાર કર્યા. તે વેળા નારદજીએ અશ્વપતિ રાજાને કહ્યું કે હે નૃપ ! આ તારી કન્યા ક્યાં ગઈ હતી ? ક્યાંથી આવી ? અને તું તેનો વિવાહ

કેમ કરતો નથી ? અશ્વપતિ રાજાએ કહ્યું કે હે દેવર્ષિ ! મેં એજ માટે એને પ્રવાસમાં મોકલી હતી જે પાછી આવી છે; માટે એણે જે સ્વામીના સાથે પોતાનો વિવાહ કરવા નિશ્ચય કર્યો હશે, તે કહે તે તમે સાંભળો. માર્કંડેય કહે છે—હે ભારત ! એ પ્રમાણે નારદજીને કહીને અશ્વપતિ રાજાએ પોતાની પુત્રી સાવિત્રીને કહ્યું કે હે પુત્રી ! તેં જે વર નિશ્ચય કર્યો હોય, તે કહે. પોતાના પિતાનાં વચન સાંભળીને સાવિત્રીએ કહ્યું કે હે પિતા ! શાલ્વ રાજાના વંશમાં ધર્માત્મા ક્ષત્રિય તથા પૃથ્વીપતિ દ્યુમત્સેન નામે રાજા છે, જે વૃદ્ધાવસ્થામાં અંધ થયા છે. હે પિતા ! નાશ પામેલાં નેત્રવાન, બાળક પુત્રવાન તથા બુદ્ધિમાન્ તે દ્યુમત્સેન રાજાના રાજ્યને નજીક રહેનારા શત્રુરૂપ રાજાએ હરણ કર્યું, તેથી પોતાના બાળક પુત્ર તથા પોતાની સ્ત્રી સહિત વનમાં જઇ તપ કરે છે. તેનો પુરને વિષે ઉત્પન્ન થયેલો તથા વનમાં વૃદ્ધિ પામેલો પુત્ર સત્યવાદી અને મારા સરખો રૂપમાન છે, તેને હું એ મારો સ્વામિ છે એમ માનીને મને કરી વરી છું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સાવિત્રીએ કહ્યું તે સાંભળીને પાસે બેઠેલા નારદજીએ અશ્વપતિ રાજાને કહ્યું કે હે મનુષ્યોના અધિપતિ અશ્વપતિ રાજન્ ! આ તારી કન્યાએ મોટું પાપ કર્મ સરખું કામ કર્યું: કારણ આ કન્યા અજાણથી ગુણવાન તથા સત્યવાદી એવા તે પુરૂષને પોતાના મને કરી વરી. આ તારી કન્યા જે રાજપુત્રને વરી છે, તેનાં માતા તથા પિતા સત્ય વચન બોલતાં હતાં તેથી બ્રાહ્મણોએ તેનું સત્યવાન એવું નામ પાડયું છે અને તેને બાલ્યાવસ્થામાંથીજ અશ્વ ઉપર પ્રીતિ થયી હતી. વાસ્તે મૃત્તિકાના અશ્વ બનાવતો હતો તથા ચિત્રો પણ તેનાંજ કાઢતો હતો, તેથી ચિત્રાશ્વ એવું પણ નામ પાડયું છે. અશ્વપતિ રાજાએ કહ્યું કે હે નારદજી ! આ મારી કન્યા જે રાજકુમારને મને કરી વરી છે, તે તેજસ્વી, બુદ્ધિમાન્, ક્ષમાવાન, શૂરવીર, સત્યવાદી તથા પોતાનાં માતાપિતામાં દયાવાન છે ? નારદજીએ કહ્યું કે, તે રાજકુમાર સૂર્યના સરખો તેજસ્વી, બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન્, ઈંદ્ર સરખો શૂરવીર તથા પૃથ્વી સરખો ક્ષમાવાન છે. અશ્વપતિ રાજાએ પૂછયું કે હે ઋષિ ! તે રાજપુત્ર દાનસ્વી, બ્રાહ્મણ્ય, સત્યવાદી, રૂપવાન તથા સારા દેખાવવાળો છે કે નહીં ? નારદજી બોલ્યા કે હે અશ્વપતિ ! તે કુમાર સંકૃતિના પુત્ર રંતિદેવ રાજા સરખો પોતાની શક્તિ પ્રમાણે દાન આપનાર, ઉશીનરના પુત્ર શિબિ સરખો, બ્રાહ્મણ્ય તથા સત્યવાદી, યયાતિ રાજા સરખો ઉદાર, ચંદ્ર સરખો પ્રિય દેખાવવાળો તથા અશ્વિનિકુમાર સરખો રૂપવાન છે. વળી તપશ્ચર્યા કરનાર શ્રેષ્ઠ શીયળવાળા વૃદ્ધ પુરૂષો, દ્યુમત્સેન રાજાનો પુત્ર દાંત, કોમળ સ્વભાવવાન, શૂરવીર, સત્યવાદી, ઈંદ્રિયને નિયમમાં રાખનાર, સર્વની સાથે મિત્રાઈ રાખનાર, આળસ્ય રહિત, લજ્જાવાન, કાંતિમાન, નિત્ય આર્જવવાન તથા સ્થિર સ્થિતિવાન છે એમ કહે છે. અશ્વપતિ રાજાએ કહ્યું કે હે મહા સમર્થ ઋષિ ! તમે મને તેના ગુણ કહો છો, પણ તેના દોષ તો કહેતા નથી, માટે હવે જે તેનામાં દોષ હોય તે કહો. નારદજી બોલ્યા કે હે અશ્વપતિ ! એ રાજપુત્રમાં ગુણ તો ઘણા છે, પણ તે સર્વને ઢાંકી મૂકે એવો એક મોટો દોષ છે: જે મોટા યત્નથી પણ ટળે તેમ નથી. એ રાજપુત્રને વિષે એક દોષ એ છે કે, તેનું અલ્પ આયુષ્ય હોવાને લીધે, આજથી જે દિવસે સંવત્સર પૂરો થશે, તે દિવસે તે પોતાના દેહનો ત્યાગ કરશે. હે પાંડવ ! એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળીને અશ્વપતિ રાજાએ પોતાની કુંવરી સાવિત્રીને કહ્યું કે હે સાવિત્રિ ! તું અહીં આવ અને પાછી જા, બીજા વરને વર. તે પુરૂષમાં એક મોટો દોષ છે; જે તેના સર્વ ગુણને આચ્છાદન કરી રહ્યો છે, ને એ કે દેવતાઓએ સત્કાર

કરેલા આ નારદજીએ મને કહ્યું કે, તે પુરૂષનું અલ્પ આયુષ્ય હોવાથી આજના દિવસને આરંભી જે દિવસે સંવત્સર પરિપૂર્ણ થશે, તે દિવસે પોતાના દેહનો ત્યાગ કરશે. સાવિત્રી કન્યા બોલી કે હે પિતા ! પાષાણ અથવા કાષ્ટમાંથી જૂદો પડનાર જે અંશ, તે એકવાર પડે છે, કન્યાનું દાન એકવાર અપાય છે તથા વાગ્દાન પણ એકવાર થાય છે: એ પ્રમાણે એ ત્રણ એક એકવાર બને છે માટે હું જેને મને કરી વરી છું. તે ઘણા આયુષ્યવાન હોય અથવા અલ્પ આયુષ્યવાન હોય તથા ગુણવાન અથવા ગુણ વગરનો હોય, તોપણ તેનેજ વરી છું બીજા કોઇને પણ વરનાર નથી. પ્રથમ જે મનમાં નિશ્ચય થાય છે, તે બોલાય છે તથા તેમજ કરાય છે: વાસ્તે મારે તો મેં જે નિશ્ચય કર્યો છે તેજ પ્રમાણ છે. એ પ્રમાણે સાવિત્રીએ કહ્યું તે સાંભળીને નારદજીએ અશ્વપતિ રાજાને કહ્યું કે હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! આ તારી પુત્રીની સ્થિર બુદ્ધિ છે, તેથી એના નિશ્ચયથી એને નિવૃત્ત કરવી સહજ નથી. માટે સત્યવાનને વિષે જે ગુણ રહ્યા છે, તે અત્યંત ઉત્તમ છે: વાસ્તે આ તારી કન્યા તેનેજ આપવી એ મને ઘણું સારૂં લાગે છે. અશ્વપતિ રાજાએ કહ્યું કે હે ઋષિ ! આ કન્યાએ જે વાક્ય કહ્યાં તે ફરે તેમ નથી તથા તમે પણ સત્ય વચન કહ્યાં: માટે હું તમારા કહેવા પ્રમાણેજ કરીશ; કારણ તમે મારા મહા સમર્થ ગુરૂ છો. નારદજી બોલ્યા કે આ તારી કન્યાનું તે રાજપુત્રને આપ્યા પછી અવિઘ્નપણું હો અને તારૂં સર્વનું કલ્યાણ થાઓ. હું જાઉંછું. માર્કંડેય કહે છે—હે રાજન્! એ પ્રમાણે કહીને નારદજી ઉઠી સ્વર્ગ પ્રત્યે ગયા: અને અશ્વપતિ રાજા પણ પોતાની પુત્રીના વિવાહમા જોઇતાં વસ્ત્રાદિ સાહિત્ય તૈયાર કરાવવા લાગ્યો.

एवमुक्त्वा समुत्पत्य नारदः त्रिदिवंगतः ।
राजापि दुहितुः सज्जं वैवाहिकमकारयत् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पतिव्रतामहात्म्यपर्वणि गुर्जरभाषायां त्रिनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९३ ॥

## અધ્યાય ૨૯૪ મો. સાવિત્રી સત્યવાનના આશ્રમ પ્રત્યે.

मार्कंडेय उवाच--अथ कन्या प्रदाने स तमेवार्थं विचिंतयन् ।
समानिन्ये च तत्सर्वं भांडं वैवाहिकं नृपः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી તે અશ્વપતિ રાજાએ પોતાની કન્યાના વિવાહ સંબંધી ચિંતન કરતાં તેમાં જોઇતાં સાહિત્યો મંગાવી તૈયાર કર્યા. પછી તે રાજા પોતાના પુરોહિત સહિત વૃદ્ધ બ્રાહ્મણોને બોલાવીને, શુભ દિવસે પોતાની સાવિત્રી કન્યા સહિત દ્યુમત્સેનના આશ્રમ પ્રત્યે જવા રવાને થયો. પછી અશ્વપતિ રાજા તે પવિત્ર વનને વિષે દ્યુમત્સેન રાજાના આશ્રમ નજદીક આવ્યો ને બ્રાહ્મણો સહિત પગે ચાલીને, તે રાજા પાસે ગયો. તે વેળા તેણે સાગના વૃક્ષ નીચે દર્ભની ચટાઇરૂપ આસન ઉપર બેઠેલા અંધ રાજા દ્યુમત્સેનને જોઇ તેની યથાયોગ્ય પૂજા કરીને, શ્રેષ્ટ વાણીથી પોતાનું નામ આદિ કહી સંભળાવ્યું. દ્યુમત્સેન

રાજાએ અશ્વપતિ રાજાને બેસવાની જગ્યા તથા આસન આપીને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે અશ્વપતિએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે હે રાજર્ષિ! મારી સાવિત્રી નામની એક કન્યા છે, તેને તમે વહુ માટે ગ્રહણ કરો. દ્યુમત્સેન રાજાએ કહ્યું કે હે અશ્વપતિ! અમે રાજ્યથી ભ્રષ્ટ થયા છીએ, વનવાસનો આશ્રય કર્યો છે, પોતાના સ્વધર્મનું સદૈવ આચરણ કરીએ છીએ તથા તપશ્ચર્યા કરીએ છીએ, માટે દુઃખ ભોગવવા નહીં લાયક એવી તમારી કન્યા આ આશ્રમમાં ક્લેશ ભોગવતી કેમ નિવાસ કરશે? અશ્વપતિ બોલ્યો કે હે નૃપ! ઉત્પત્તિ તથા વિનાશરૂપ સુખ અને દુઃખને હું તથા મારી કન્યા અમે બેઉ જાણીએ છીએ, માટે તમારે મને આવાં વાક્ય કહેવાં ઘટતાં નથી; કારણ હું એક દૃઢ નિશ્ચય કરી તમારી પાસે આવ્યો છું. વાસ્તે સ્નેહથી નમ્રતાવાન હું છું, તેની આશા તોડવાને તમે યોગ્ય નથી; અને આ વેળા મને પ્રેમથી કહેલાં મારાં વાક્ય વિષે ના કહેવાને પણ યોગ્ય નથી. હું તથા તમે આપણે બેઉ પરસ્પર સંબંધી થવા લાયક છીએ, વાસ્તે અમારી કન્યાને તમારા પુત્ર સત્યવાનને માટે તમારી વહુરૂપે કરો. દ્યુમત્સેન બોલ્યો કે હે અશ્વપતિ! મને તમારી સાથે સંબંધ કરવાની ઇચ્છા પૂર્વથીજ હતી, પણ હું જ્યારે રાજ્યથી ભ્રષ્ટ થયો, ત્યારે એ મારો વિચાર ટળી ગયો હતો તે મેં તમને પ્રથમ જણાવ્યો; પણ હવે પૂર્વનો મારો વિચાર સિદ્ધ થયો, તમે મારા ઇચ્છિત અતિથિ છો. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે દ્યુમત્સેન તથા અશ્વપતિ રાજાએ પરસ્પર વાક્ય કહી આશ્રમમાં બેઠેલા બ્રાહ્મણોને બોલાવીને, સત્યવાન અને સાવિત્રીનો વિધિયુક્ત વિવાહ કર્યો. પછી અશ્વપતિ રાજા અનેક પ્રકારનાં ગૃહમાં જોઈતાં સાહિત્ય સહિત પોતાની કન્યા સાવિત્રીનું દાન આપીને અત્યંત પ્રસન્ન થઈ પોતાના ગૃહ પ્રત્યે ગયો. સત્યવાન પણ સર્વ ગુણયુક્ત સાવિત્રીરૂપ સ્ત્રીને પામીને તથા તે તે રૂપ પતિને પામીને અત્યંત હર્ષયુક્ત થયાં. અશ્વપતિ રાજારૂપ પિતા વિવાહ કરીને પોતાના ગૃહ પ્રત્યે ગયો. સાવિત્રીએ સર્વ આભરણ ઉતારીને, વલ્કલ તથા લાલ રંગનાં વસ્ત્ર પહેર્યાં: અને તે સેવા, સત્ય વાક્ય બોલવાદિ ગુણ, સ્નેહ, ઇંદ્રિયનિગ્રહ તથા મનઃસંવાદને કરી સર્વનું પ્રિય કરવા લાગી. હે રાજન્! સાવિત્રી નિત્ય પોતાની સાસુને ખાનપાન તથા વસ્ત્રાદિએ કરી, સસરાને દેવતા સરખા સત્કાર તથા વાણીના નિયમે કરી અને પોતાના પતિને પ્રિય વચન, ચતુરાઈ, સમતા તથા એકાંત સેવને કરીને સંતોષ પમાડતી હતી. હે ભારત! એ પ્રમાણે સાસુ, સસરા તથા પતિની સેવા કરતાં આશ્રમમાં રહેલી સાવિત્રીને થોડોક કાળ ગયો. પણ વનવાસના શ્રમથી ગ્લાનિને પામેલી સાવિત્રીના મનને વિષે, પૂર્વે નારદજીએ જે વાક્ય કહ્યું હતું, તે સ્મરણ હતું.

सावित्र्याग्लायमानाया स्तिष्ठन्त्या स्तु [illegible] वासिनो ।
नारदेन यदुक्तं तद्वाक्यं मनसि वर्तते ॥

इति श्रीमहाभारते आर[illegible]केपर्वणि पतिव्रतामा[illegible]पर्वणि सावित्र्युपाख्याने गुर्जरभाषायां चतुर्नवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९४ ॥

## અધ્યાય ૨૯૫ મો. સત્યવાનનો મરણ દિવસ.

मा[illegible]य उवाच—ततः काले बहु तीथे [illegible]ते [illegible]राजन ।
प्राप्तः स कालो मर्तव्यं यत्र सत्यवता नृप ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે નૃપ! હવે ઘણા દિવસનો કાળ ગયા પછી સત્યવાનને મરવાનો કાળ નજીક પ્રાપ્ત થયો. જેમ જેમ દિવસ જતા હતા, તેમ તેમ તેને ગણતી એવી સાવિત્રીના હૃદયને વિષે નારદજીએ કહેલું વાક્ય નિરંતર સ્મરણ થતું હતું. પછી જ્યારે સત્યવાનને મરવા આડા ચાર દિવસ બાકી રહ્યા, ત્યારે સાવિત્રી ત્રણ રાત્રિના વ્રતનો ઉદ્દેશ કરીને, દિવસ તથા રાત્રિને વિષે યુક્ત થઇ. તે સાંભળીને અત્યંત દુઃખયુક્ત થયેલા દ્યુમત્સેન રાજાએ સાવિત્રીને સાંત્વના કરતાં કહ્યું કે હે અશ્વપતિ રાજાની પુત્રિ! તમે આ અતિ તીવ્ર આરંભ કર્યો છે, કેમકે ત્રણ રાત્રિ પર્યંત ભોજનનો ત્યાગ કરવો એ અત્યંત દુષ્કર છે. સાવિત્રીએ કહ્યું કે, તમારે કંઇ પણ સંતાપ કરવો નહીં, હું એ વ્રત સંપૂર્ણ કરીશ: મેં જે આ વ્રતનો આરંભ કર્યો છે, તે કારણ પરત્વ છે. દ્યુમત્સેને કહ્યું કે હે શ્રેષ્ઠ ગુણવાન! હું તમને એ વ્રત ખંડિત કરો એમ કહેવા સમર્થ નથી, પરિપૂર્ણ કરો એમ કહેવું મારા સરખાને યોગ્ય છે. માર્કંડેય કહે છે—હે રાજન્! એ પ્રમાણે કહીને દ્યુમત્સેન રાજા નિવૃત્તિને પામ્યો. અને સાવિત્રી વ્રતયુક્ત થઇને રહી, તેથી સુકાઇ જવાને લીધે કાષ્ટના સરખી દેખાવા લાગી. પછી પોતાના સ્વામિનું મરણ આવતી કાલે થશે એમ માનતી સાવિત્રીને તે રાત્રિ વ્યતિત થઇ ગઇ. પછી સ્વામિને મૃત્યુ પામવાનો આજ દિવસ છે એમ માનીને સાવિત્રીએ પ્રદિપ્ત અગ્નિમાં આહુતિ આપી તથા પ્રાતઃકાળની સર્વ ક્રિયા કરી. પછી જ્યારે ચાર હાથ સૂર્ય આકાશમાં ચઢયો, ત્યારે સાવિત્રી સર્વ બ્રાહ્મણ તથા પોતાનાં સાસુ સસરાને નમસ્કાર કરી હાથ જોડીને નિયમ યુક્ત થઇ ઉભી. તપોવનમાં વસનારા ઋષિઓએ સાવિત્રીને તું અવૈધવ્ય થા એમ આશિષ આપી ત્યારે એમજ થાઓ એમ માનતી તેણે પોતાના મનમાં તેમનાં આશિષ વાક્યને માન્ય કર્યા: પણ નારદજીના કહેલા કાળ તથા સમયનું ચિંતવન કરવાથી તે અત્યંત દુઃખી થઇ. તે વેળા હે ભરતકુળમાં શ્રેષ્ઠ! સાવિત્રીનાં સાસુ સસરાએ એકાંતમાં બેઠેલી તેને જોઇને પ્રીતિથી કહ્યું કે હે શ્રેષ્ઠ ગુણવાન! તમે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વ્રત પરિપૂર્ણ કર્યું, ભોજન કરવાનો સમય પ્રાપ્ત થયો છે; માટે હવે જે કરવાનું હોય, તે કરી લો. સાવિત્રીએ કહ્યું કે, વ્રત કર્યું છે તેથી મેં સંકલ્પ કર્યો છે કે, સૂર્યનો અસ્ત થયે મારે ભોજન કરવું. માર્કંડેય કહે છે—હે પાંડવ! એ પ્રમાણે સાવિત્રી ભોજન સંબંધી પોતાનાં સાસુ સસરાને કહેતી હતી, તે વેળા સત્યવાન ખાંધ ઉપર ફરશી લઇ વન પ્રત્યે જવા તૈયાર થયો. ત્યારે તે જોઇને સાવિત્રીએ પોતાના સ્વામિને કહ્યું કે હે પ્રાણનાથ! તમે એકલા વનમાં જવા લાયક નથી, હું પણ તમારી સાથે આવીશ: કારણ હું તમને મૂકવા સમર્થ નથી. સત્યવાને કહ્યું કે હે મારામાં પ્રીતિ રાખનારી સ્ત્રી! તું પૂર્વે કોઇ પણ દિવસે વનમાં ગઇ નથી, તેનો માર્ગ ઘણો દુઃખરૂપ છે. માટે વ્રત તથા ઉપવાસ કરવાને લીધે શરીરે સુકાઇ ગએલી તારાથી વનમાં પગે ચાલીને કેમ આવી શકાય? સાવિત્રી બોલી કે, હે સ્વામિનાથ! મને ઉપવાસ કરવાથી કંઇ પણ ગ્લાનિ તથા પરિશ્રમ છે નહીં: માટે તમારી સાથે વનમાં આવવાને ઉત્સાહી હું છું, વાસ્તે તમે ના ન કહેશો. સત્યવાન બોલ્યો કે હે સુંદર હાસ્યવાળી! જો તને મારી સાથે વનમાં આવવા ઉત્સાહ હોય, તો હું તારૂં પ્રિય કરીશ: પણ તું મારાં ગુરૂરૂપ માતા તથા પિતાની આજ્ઞા લે જેથી મને કશો દોષ લાગે નહીં. માર્કંડેય કહે છે—એ પ્રમાણે પોતાના સ્વામિનાં વચન સાંભળીને સાવિત્રીએ સાસુ તથા સસરાને નમસ્કાર કરી કહ્યું કે, ફળનો આહાર કર્યો છે અને મારા સ્વામી વન પ્રત્યે જાય છે, માટે હું તમારી આજ્ઞાથી તેમની સાથે જવા ઇચ્છું છું; કેમકે આજ તેનો વિરહ મારાથી સહન થાય તેમ નથી. વળી એક વર્ષ થવા આવ્યું પણ હું આશ્રમની બહાર નીકળી નથી. માટે આજ પુષ્પયુક્ત વન

જોવામાં મને મોટી ઉત્કંઠા થઇ છે. દ્યુમત્સેને કહ્યું કે, અરે ! આ વહુ એના પિતાએ જે દિવસથી મને સોંપી છે તે દિવસથી ક્યારે પણ મને પ્રાર્થના પૂર્વક વાક્ય બોલી હોય એમ સાંભરતું નથી; માટે એને જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે કરો. હે બેટા ! તારે રસ્તામાં સત્યવાનની સંભાળ રાખવા વિષે પ્રમાદ કરવો નહીં. માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સાસુ તથા સસરાએ આજ્ઞા આપી હતી જેને એવી સાવિત્રી પોતાના મનમાં ખેદ યુક્ત તો હતી, પણ બહારથી જાણે હસતીજ હોય એમ ચેષ્ટા તેમને દેખાડીને પોતાના સ્વામી સત્યવાનની જોડે વનમાં ગઈ. ત્યારે તેણે વિચિત્ર રમણીય તથા મયૂરના ગણવાળાં વન, નદી અને પુષ્પોવાળાં વૃક્ષને જોયાં. તે સમય સત્યવાને પોતાની સ્ત્રી સાવિત્રીને મધુર વાક્ય કહ્યાં કે હે સુંદર મુખવાળી સ્ત્રી ! તું આ શોભાયમાન વનને જો. એ પ્રમાણે પોતાના સ્વામીનાં વચન સાંભળી નિષ્પાપ સાવિત્રી, નારદજીનાં વાક્યનું સ્મરણ કરતી વિઘ્ન રહિત તેની સામે જોયાં કરતી હતી. અને પોતાના સ્વામિની પછવાડે પછવાડે જતી આસ્તે આસ્તે ચાલનાર તથા નારદજીએ કહેલા કાળનું ચિંત્વન કરતી સાવિત્રી અંતરમાં ખેદ તથા બહાર હર્ષ યુક્ત પોતાના હૃદયને કરતી વાંસે વાંસે જવા લાગી.

> अनुव्रजंती भर्तारं जगाम मृदुगामिनी ।
> द्विधेवहृत यं कृत्वा तं च कालमवेक्षती ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पतिव्रतामाहात्म्य[illegible]णि सावित्र्युपाख्याने गुर्जरभाषायां पंचनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९५ ॥

●●●●●●●●●●●●●

## અધ્યાય ૨૯૬ મો. પતિવ્રતનો પ્રભાવ.

मार्कंडेय उवाच—अथ भार्या सहायः फलान्या [illegible] ।
कठिनं [illegible] रयामास ततः काष्ठान्यपाटयत् ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! ત્યાર પછી પોતાની સ્ત્રી સહિત મહા પરાક્રમી સત્યવાને ફળ લઇને એક થાળી ભરી; અને તે કાષ્ટ કાપવા લાગ્યો. ત્યારે કાષ્ટ કાપતા એવા તે સત્યવાનને સ્વેદ પ્રાપ્ત થયો તથા પરિશ્રમથી અકસ્માત્ મસ્તકમાં વેદના ઉત્પન્ન થઇ. તેથી પોતાની સ્ત્રીની સાનિધ્ય આવીને શ્રમથી પીડાયલા સત્યવાને કહ્યું કે હે પ્રિય વાક્ય બોલનારી સાવિત્રી ! કાષ્ટ કાપવાના શ્રમથી મને મસ્તકમાં વેદના ઉત્પન્ન થઇ, તેથી મારૂં અંગ અને હૃદય ઘણું પીડા પામે છે તથા હું અસ્વસ્થ થયેલા મારા આત્માને જોઉં છું. અરે હે કલ્યાણી ! હું જાણે મસ્તકમાં શળા ભરાવ્યા હોય એવા તેને જાણું છું, માટે સુવાની ઇચ્છા કરૂં છું; કારણ મારામાં બેસવાની શક્તિ નથી. સત્યવાનનાં વચન સાંભળીને સાવિત્રી, પોતાના પતિની સામે આવી અને તેનું મસ્તક પોતાના ખોળામાં રાખીને પૃથ્વી ઉપર બેઠી. તે સમય પૂર્વે કહેલાં નારદજીનાં વાક્યને સ્મરણ કરતી એવી સાવિત્રી, હમણાં આ મારા પતિનું મૃત્યુ થશે એમ વિચારતી મોટા ખેદમાં બેઠી હતી. તે વેળા એક મુહૂર્ત થયા પછી

સાવિત્રિએ રક્ત વસ્ત્ર પહેરેલા, મૂકુટ પહેરેલા, સૂર્ય સરખા તેજસ્વી, શ્યામ વર્ણવાળા લાલ નેત્રવાન, પાશ જેના હાથમાં હતો એવા, ભયંકર સ્વરૂપવાળા, સત્યવાનની પાસે ઉભેલા તથા તેનેજ જોતા એવા પુરૂષને જોઇને, પોતાના પતિનું મસ્તક આસ્તેથી પૃથ્વી ઉપર મુકી, ઉભી થઈ હાથ જોડી, હૃદયમાં કંપ તથા પરમ પીડાયુક્ત થઇ કહ્યું કે હે દેવેશ ! હું તમને કોઈ દેવતા છો એમ માનું છું, કારણ આ તમારૂં સ્વરૂપ મનુષ્ય સરખું નથી: માટે તમે કોણ છો ? અને શું ઇચ્છા કરો છો ? યમે કહ્યું કે હે સાવિત્રી ! તું પતિવ્રતા ધર્મવાન છે તથા નિરંતર તપ કરે છે. માટે હું તારી સાથે ભાષણ કરૂં છું કે હે શ્રેષ્ઠ ! હું યમ રાજા છું. સાવિત્રીએ કહ્યું કે હે મહા સમર્થ યમ રાજન્ ! મનુષ્યોને લેવા સારૂ તમારા દૂતો આવે છે એમ સંભળાય છે, અને તમે પોતે અહીં કેમ આવ્યા છો ? માર્કંડેય કહે છે—સાવિત્રીનાં વચન સાંભળીને યમરાજા, પોતાની સર્વ ઇચ્છા તેને પ્રિય કરવા માટે કહેવા લાગ્યા કે હે સાવિત્રી ! આ તારો પતિ સત્યવાન નિરંતર ધર્મયુક્ત, રૂપવાન તથા ગુણનો સાગરરૂપ છે, માટે મારા પુરૂષોએ લઇ જવો એ યોગ્ય નથી: વાસ્તે હું પોતે લેવા આવ્યો છું. હે ભારત ! એ પ્રમાણે સાવિત્રીને કહીને યમે પાશ બાંધવાને લીધે પોતાને વશ થયેલા સત્યવાનના શરીરમાંથી "અંગુષ્ટ માત્ર સ્વરૂપવાન" સૂક્ષ્મ શરીરવાન પુરૂષને બળાત્કારે કરી ખેંચી બહાર કાઢયો. તેથી સત્યવાનનો પ્રાણ રહિત, શ્વાસ વગરનો, કાંતિ જેની નાશ પામી હતી એવો તથા ચેષ્ટા વગરનો દેહ ખરાબ દેખાવવાળો થયો. યમરાજા સત્યવાનના લિંગ દેહને બાંધીને દક્ષિણ દિશા ભણી જવા લાગ્યા, તે જોઇને નિયમ તથા વ્રતે કરી સિદ્ધ થયેલી, મોટા ભાગ્યવાળી અને પતિવ્રતા ધર્મવાળી સાવિત્રી તેની વાંસે ગઇ. ત્યારે યમરાજાએ પોતાની વાંસે આવતી એવી સાવિત્રીને કહ્યું કે હે સાવિત્રી ! તું મારી વાંસે આવવાથી નિવૃત્ત થા. આ સત્યવાનના દેહને ઉર્ધ્વદેહિક ક્રિયા કર, તેં પોતાના સ્વામિનું અનૃણ્યપણું કર્યું.

સાવિત્રીએ કહ્યું કે હે યમ ! જ્યાં તમે મારા પતિને લઇ જાઓ છો, ત્યાં મારે જવું જોઇએ એવો સનાતન ધર્મ છે. હે ધર્મરાજ ! તપ, ગુરૂજનની ભક્તિ, સ્વામિમાં સ્નેહ તથા વ્રત એ સર્વ મેં કર્યું છે, તેથી અને તમારી કૃપાથી, સ્વામિની વાંસે આવવા વિષે મારી ગતિ બંધ થતી નથી. હે ભાનુજ ! બુદ્ધિમાન્ તત્વદર્શી પુરૂષો, પ્રવાસમાં મળેલા પુરૂષને મિત્ર કહે છે, માટે હું તમને તેવા જાણી કંઇ એક વાક્ય કહું તે તમે સાંભળો. હે યમરાજા ! અજીતેંદ્રિય પુરૂષ વનને વિષે ધર્મ, બ્રહ્મચર્ય તથા સંન્યાસનું આચરણ કરતાં નથી: પણ વિજ્ઞાનને માટે ધર્મ છે એમ કહે છે: માટે તે મુખ્ય છે, અને સંત પુરૂષોનું પણ એમજ કહેવું છે. વળી એક ગૃહસ્થાશ્રમના ધર્મનું આચરણ કરનાર પુરૂષો અમે સર્વ ધર્મવાન છીએ એમ જાણીને અમારે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સન્યાસ એ ત્રણ આશ્રમની જરૂર નથી એમ કહે છે, માટે તમે મારા પતિને લઇ જઇ અમારા બેઉના ધર્મને નાશ કરો નહીં. યમરાજાએ કહ્યું કે હે નહીં નિંદા પામવા લાયક સાવિત્રી ! હું તારી સ્પષ્ટ અક્ષરવાળી વાણી સાંભળીને ઘણો પ્રસન્ન થયો છું, માટે તું નિવૃત્તિ પામ. આ તારા પતિના જીવિત વગર બાકી જે તને ઇચ્છિત હોય, તે તું મારી પાસે વરદાન માગ. સાવિત્રિએ કહ્યું કે હે યમ ! પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયેલા, વનવાસમાં રહેલા, નેત્ર નાશ પામ્યાં છે જેનાં એવા તથા અગ્નિસરખા પ્રકાશમાન મારા સસરા નેત્રને પામી બળવાન થાય એ હું માગું છું. યમે કહ્યું કે હે સાવિત્રી ! તારા કહેવા પ્રમાણે હું તને વરદાન આપું છું. હવે તું ચાલી આવે છે તેથી

તને ગ્લાનિ ઉત્પન્ન થઈ હોય એમ મને જણાય છે; માટે નિવૃત્તિને પામ અને આશ્રમ પ્રત્યે જા; તેથી કંઈ પણ શ્રમ થશે નહી. સાવિત્રી બોલી કે હે સુરેશ! મારા સ્વામિની પાસે મને શ્રમ શાનો હોય? જ્યાં તે હોય ત્યાં મારી ગતિ હોય. માટે તમે જે સ્થળને વિષે તેને લઈ જશો, તે સ્થળને વિષે મારું આવવું થશે: પણ હું જે કહું તે તમે સાંભળો.

સત્પુરૂષને જે પુરૂષનો સમાગમ થાય, તે તેને આ મારો મિત્ર છે એમ કહે છે. તેથી તે પુરૂષને સત્પુરૂષનો સમાગમ નિષ્ફળ થતો નથી: માટે તેણે તેના સમાગમમાંજ રહેવું. યમે કહ્યું કે હે સુંદર ભાષણ કરનારી સાવિત્રી! તેં મારા મનને અનુકૂળ તથા બુદ્ધિમાન પુરૂષની બુદ્ધિને વૃદ્ધિ કરે એવાં વાક્ય કહ્યાં, માટે તું કૃપાથી આ સત્યવાનના જીવતા વગર બીજું કંઈ વરદાન માગ. સાવિત્રી બોલી કે હે ધર્મરાજ! મારા બુદ્ધિમાન સસરાનું રાજ્ય શત્રુએ હરણ કરી લીધું છે, તે તેને પાછું પામે તથા કોઈ દિવસે પણ ધર્મથી ભ્રષ્ટ થાય નહીં: એ બીજું વરદાન માગું છું. યમ બોલ્યા કે હે અશ્વપતિ રાજાની પુત્રી! દ્યુમત્સેન નામનો તારો સસરો થોડા કાળમાં પોતાના રાજ્યને પામશે તથા સ્વધર્મથી ભ્રષ્ટ થશે નહીં: હવે તું નિવૃત્તિ પામ અને જા. તને ચાલી આવવાથી શ્રમ થતો નથી? સાવિત્રીએ કહ્યું કે હે દેવ! તમે આ પ્રજાનાં કર્મને અનુસારે સર્વને દંડ આપો છો તથા તેને ઇચ્છિત કામના વિષે યોજો છો: માટે તમારું યમપણું સર્વ પ્રસિદ્ધ છે: વાસ્તે હું જે વાણી કહું તે તમે સાંભળો. સત્પુરૂષોનો આ જગતમાં સર્વ ભૂત પ્રાણિને વિષે મન તથા વાણીએ કરી અદ્રોહ કરવો અને અનુગ્રહ કરવો એજ સનાતન ધર્મ છે. મારા સરખાં મનુષ્યો પોતાની શક્તિની કુશળતાથી હીન છે તોપણ સંત પુરૂષો કદી કોઇ અમિત્ર હોય અને પ્રાપ્ત થયો તો તેની ઉપર દયાજ કરે છે. યમે કહ્યું કે હે કલ્યાણરૂપ! જેમ તૃષા યુક્ત પુરૂષને જળની પ્રાપ્તિ થવાથી સંતોષ થાય, તેમ તારાં વચન સાંભળવાથી મને સંતોષ થાય છે, માટે આ સત્યવાન જીવતો થાય તે વગર બીજું જે ઇચ્છિત હોય, તે તું મારી પાસે વરદાન માગ. સાવિત્રી બોલી કે હે યમ! મારો પિતા પૃથ્વીનો અધિપતિ રાજા અશ્વપતિ અનપત્ય છે, માટે તેને તેના કુળને વૃદ્ધિ કરે એવા એકસો પુત્ર થાય એ હું ત્રીજું વરદાન માગું છું. યમ બોલ્યા કે હે સાવિત્રી! તારા પિતાને તેના કુળને વૃદ્ધિ કરનાર તથા મહા તેજસ્વિ એકસો પુત્ર થશે: હવે તારું સર્વ કામ સિદ્ધ થયું અને તું ઘણે દૂર આવી છે: વાસ્તે તારા આશ્રમ ભણી પાછી વળ. સાવિત્રિએ કહ્યું કે હે સંયમનિ! આ મારું મન મારા સ્વામીથી દૂર નથી અને કોઈ દિવસે દૂર જતું પણ નથી, માટે ચાલતી ચાલતી હું બીજી વાણી કહું તે તમે સાંભળો.—તમે "વિવસ્વત" સૂર્યના પુત્ર છો, માટે બુદ્ધિમાન્ પુરૂષો તમને વૈવસ્વત કહે છે અને શત્રુ તથા મિત્રના તારતમ્ય રહિત ધર્મે કરી સર્વ પ્રજાને શિક્ષા કરો છો, જેથી તે સીધે રસ્તે ચાલી જાય છે, વાસ્તે તમારું ધર્મરાજ એવું નામ પ્રસિદ્ધ છે. હે ધર્મરાજ! મનુષ્યને જે વિશ્વાસ પોતાને વિષે નથી હોતો, તે વિશ્વાસ સત્પુરૂષને વિષે હોય છે; માટે સર્વ મનુષ્ય ઘણું કરીને તેની પ્રાર્થના કરવા ઇચ્છે છે. વળી સર્વ ભૂત પ્રાણિને સ્નેહથી વિશ્વાસ પ્રાપ્ત થાય છે, તેમાં પણ મનુષ્યો સત્પુરૂષોને વિષે ઘણું કરીને વિશ્વાસ રાખે છે. યમરાજા બોલ્યા કે હે કલ્યાણરૂપ સાવિત્રી! તેં જે વાક્ય કહ્યાં, તે તારા વગર બીજાને મોઢેથી મેં કોઇ દિવસ સાંભળ્યાં નથી. જેણે કરીને હું ઘણો સંતોષ પામ્યો છું: માટે સત્યવાનના જીવિત વગર બીજું જે ઇચ્છિત હોય તે ચોથું વરદાન માગ. સાવિત્રિએ કહ્યું કે હે

દેવતાઓમાં શ્રેષ્ઠ ! મને મારે વિષે સત્યવાનથી ઉત્પન્ન થયેલા, અમારા કુળને વૃદ્ધિ કરે એવા તથા બળ અને પરાક્રમવાળા એકસો પુત્ર પ્રાપ્ત થાય એ હું ચોથું વરદાન માગું છું. યમરાજાએ કહ્યું કે હે અબળા સ્ત્રી ! તને પ્રીતિ કરનાર તથા બળ અને વીર્યવાન એકસો પુત્ર થશે. પણ હવે તું ઘણે દૂર આવી છે. માટે થાકી ગઇ હશે. વાસ્તે નિવૃત્તિ પામ. સાવિત્રી બોલી કે હે યમ ! સત્પુરૂષોની સર્દેવ અખંડિત ધર્મરૂપ વૃત્તિ હોય છે: માટે તે કદી સીદાતા નથી તથા વ્યથા પણ પામતા નથી: અને તેનો તેવા પુરૂષને સમાગમ નિષ્ફળ થતો નથી અને તેનાથી કશો ભય પણ થતો નથી. વળી સત્પુરૂષ પોતાના સત્યપણાએ કરી સૂર્યને તેના કાર્યમાં યોજે છે, તપે કરી પૃથ્વીને પણ ધારણ કરે છે તથા થઇ ગયેલાં તથા થનારના ગતિરૂપ પણ હોય છે. સંત પુરૂષ, આર્ય પુરૂષોએ સેવેલી રીતિને જાણીને, જેણે ઉપકાર કર્યો હોય, તેનોજ પ્રત્યુપકાર કરવો એમ માનતા નથી. કેમકે સત્પુરૂષને વિષે કરેલી કૃપા નિષ્ફળ જતી નથી અને તેમ કરવાથી તેના અર્થની હાનિ થતી નથી તથા તેનું અપમાન પણ થતું નથી. વાસ્તે એ પ્રમાણની રીતિ સંત પુરૂષમાં રહી છે, માટે તે સર્વની રક્ષા કરનાર થાય છે. યમે કહ્યું કે હે સાવિત્રી ! તું જેમ જેમ ધર્મયુક્ત, મારા મનને અનુકૂળ, અત્યંત શ્રેષ્ઠ તથા ઘણા અર્થયુક્ત વાક્ય બોલે છે, તેમ મને તારે વિષે મારી પ્રીતિ ઉત્તમ વૃદ્ધિ પામે છે, માટે તારે જે ઇચ્છા હોય તે તું મારી પાસેથી વરદાન માગ. સાવિત્રિએ કહ્યું કે હે યમ રાજન્ ! તમે મને જેમ દમયંતિએ વસિષ્ઠની પાસે પુત્ર ઉત્પન્ન કરાવ્યો, તેમ મારે પુત્ર ઉત્પન્ન કરવા એમ વરદાન આપ્યું નથી, સત્યવાનથીજ ઉત્પન્ન થાય એમ વરદાન આપ્યું છે: માટે આ મારો પતિ જીવતો થાય એ વરદાન હું માગું છું. કારણ તેના વગર હું નાશ પામ્યા સરખીજ છું: હે ધર્મરાજ ! તમે સ્વામિ વગર કરેલી હું, સુખ સ્વર્ગવાસ, સમૃદ્ધિ તથા જીવવાની પણ ઇચ્છા રાખતા નથી. હે સૂર્ય પુત્ર ! તમે મને સત્યવાનથી સો પુત્ર થશે એમ વરદાન આપ્યું છે અને તેનું હરણ કરો છો માટે તે જીવતા થાય એ માગું છું જેથી તમારાં સત્ય વચન થાય.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સાવિત્રીએ વરદાન માગ્યું તે સાંભળીને યમ રાજાએ તારો પતિ જીવતો થશે એમ કહી તેને પાશ બંધનથી છોડી મોટા હર્ષથી કહ્યું કે હે પોતાના કુળને હર્ષ પમાડનાર સાવિત્રી ! તારૂં કલ્યાણ થાઓ. મેં આ તારા પતિને મૂકી આપ્યો છે, તે રોગ વગરનો સિદ્ધાર્થવાળો થશે. વળી સત્યવાન તારો પતિ ચારસેં વર્ષ પર્યંત તારા સહિત વર્તશે તથા યજ્ઞો કરી જગતમાં ખ્યાતિ પામશે. વળી તે તારે વિષે એકસો પુત્ર ઉત્પન્ન કરશે, જે સર્વ રાજાઓ પુત્ર તથા પૌત્રવાન અને તારા નામ ધારી થશે. હે સાવિત્રી ! તારા પિતાને માલવી નામની સ્ત્રીથી સો પુત્ર થશે: તેનાં નામ માલવ પડશે તથા તે દેવતા સરખા થશે. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સાવિત્રીને વરદાન આપી શાંત કરીને યમ રાજા, પોતાના સ્થાન પ્રત્યે ગયા. પછી સાવિત્રી પોતાના પતિને પામીને, તેનો જ્યાં દેહ હતો ત્યાં આવી પૃથ્વી ઉપર પડેલા તેને જોઇ તેની પાસે જઇ ખોળામાં તેનું મસ્તક રાખી બેઠી. પછી સત્યવાન સંજ્ઞાને પામીને સાવિત્રીને વારંવાર જોતાં કહેવા લાગ્યો કે હે શ્રેષ્ઠ ! હું ઘણીવાર સુઇ રહ્યો, પણ તેં મને ઉઠાડ્યો કેમ નહીં ? જે શ્યામ સ્વરૂપવાળો પુરૂષ મને આકર્ષણ કરતો હતો, તે ક્યાં ગયો ? સાવિત્રીએ કહ્યું કે હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! તમે મારા ખોળામાં ઘણીવાર સુતા હતા. જે તમને આકર્ષણ

કરતો હતો, તે યમરાજ હતો. તે હમણાં પોતાના સ્થાન પ્રત્યે ગયા. હે દ્યુમત્સેનના પુત્ર! તમારો થાક નિવૃત્ત થઇ હોય, નિદ્રા નિવૃત્ત થયા હો તથા તમને શક્તિ હોય, તો ઉઠો અને અત્યંત અંધકારવાળી રાત્રિને જુઓ. માર્કંડેય કહે છે—હે ભારત! એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળીને સંજ્ઞા પ્રાપ્ત થઇ હતી જેને એવો તથા સુખે કરી સુતેલો પુરૂષ જાગૃત થઇ ઉઠે તેમ ઉઠેલો સત્યવાન, ચારે દિશાએ જોઇ પોતાની સ્ત્રી પ્રત્યે બોલ્યો કે હે સુંદર ભાગ્યવાળી! હું ફળનો આહાર કરીને તારા સહિત આશ્રમથી નીકળ્યો હતો અને અહીં આવી કાષ્ટ કાપતો હતો તેથી મને મસ્તકમાં રોગ થયો તેને લીધે તારા ખોળામાં મસ્તક રાખી સુતો એટલું સાંભરે છે. ત્યાર પછી જ્યારે મને ગાઢ નિદ્રા પ્રાપ્ત થઇ, ત્યારે મેં મહા પરાક્રમી ભયંકર પુરૂષ જોયો. હે સુંદર મધ્ય ભાગવાળી! તે પુરૂષ કોણ હતો! કે મને શું એ સ્વપ્નું જોવામાં આવ્યું! અગર ખરેખર પુરૂષ હતો! જે તારા જાણવામાં હોય, તે કહે. સાવિત્રીએ કહ્યું કે હે નૃપાત્મજ! તમે સ્વસ્થ થાઓ પછી હું તમને સર્વ વાર્તા કહીશ. હે શ્રેષ્ઠ આચરણવાળા સ્વામિ! તમારૂં કલ્યાણ થાઓ, તમે ઉઠો અને આપણે તમારાં માતા તથા પિતા પાસે જઇ તેમને જોઇએ. સૂર્ય અસ્ત થયો છે, વળી અંધકારવાળી રાત્રિ છે, જેને વિષે મહા હર્ષ પામેલા તથા ક્રૂર શબ્દ બોલનાર રાક્ષસો વનમાં ફરે છે, વાયુના વેગથી ઝાડનાં પાંદડાંના થતા શબ્દ સંભળાય છે અને ફરતા એવા મૃગોના શબ્દ સંભળાય છે. વળી કોલ્હા નામના વનચરની સ્ત્રીઓ નૈરૂત્ય દિશામાં બેસીને મારા મનને કંપાવતી મોટા ભયંકર શબ્દથી રૂદન કરે છે! સત્યવાને કહ્યું કે હે સ્ત્રી! અત્યંત અંધકારયુક્ત આ વન મોટું ભયંકર છે, જેથી તને જવાનો માર્ગ સુઝે તથા તારાથી જઇ શકાય તેમ નથી! સાવિત્રિએ કહ્યું કે હે સ્વામિનાથ! આજ આ વન બળ્યું હતું, તેથી સામે રહેલું શુષ્ક વૃક્ષ હજી પણ બળે છે, જેમાંથી વાયુના યોગે કરી ઉડતા અગ્નિના તણખા કોઇ કોઇ ઠેકાણે દેખાય છે, માટે હું ત્યાંથી અગ્નિ લાવી આ કાષ્ટ સળગાવીશ; વાસ્તે તમે સંતાપનો ત્યાગ કરો. હે પ્રાણનાથ! જો તમે આપણા આશ્રમ પ્રત્યે જવામાં ઉત્સાહવાન નહીં થાઓ, તો હું હજી તમે વેદનાયુક્ત છો એમ માનીશ; પણ હમણાં રાત્રિને લીધે અંધકાર છે તેથી માર્ગ સુઝે તેમ નથી, માટે આવતી પ્રભાતે જ્યારે માર્ગની સુઝ પડશે, ત્યારે આપણે જઇશું અને તમારી મરજી હોય તો આજની એક રાત્રિ અહીં રહીએ.

સત્યવાને કહ્યું કે હે સાવિત્રી! મને મસ્તકની વેદના નિવૃત્ત થઇ છે તથા મારાં સર્વ ગાત્ર પણ સ્વસ્થ થયાં દેખાય છે, માટે હું માતા પિતાની પાસે જવા ઇચ્છું છું. વળી હું પૂર્વે કોઇ વખતે પણ સમય વહી ગયા પછી આશ્રમની બહાર ગયો નથી, અને કદી ગયો હોઉં ને જો સંધ્યાકાળ થયા પહેલાં પાછો ન જાઉં, તો મારી માતા ઘણી ખેદ પામે. વળી હું દિવસે પણ ક્યાંએ ગયો હોઉં ને વાર લાગે, તો મારાં માતા તથા પિતા મહા તાપયુક્ત થાય છે; અને પિતા બીજા ઋષિઓને સંગાથે લઇ મારી શોધ કરવા નીકળે છે. અરે! પૂર્વે હું એક વાર બહાર ગયો હતો, ત્યાં મને વાર લાગી, તેથી મારાં માતાપિતા ઘણાં દુઃખયુક્ત થયાં ને જ્યારે હું પાછો આશ્રમ પ્રત્યે ગયો, ત્યારે તેમણે મને કહ્યું કે હે પુત્ર! તું ઘણી વારે આવ્યો! એ પ્રમાણે મારામાંજ ચિત્ત વૃત્તિ રાખતાં એવાં મારાં માતા તથા પિતાની આજ શું અવસ્થા થઇ હશે એમ હું ચિંતવન કરૂં છું! અરે! આજ મને નહીં દેખવાથી તેમને મોટું દુઃખ થશે એમાં સંદેહ નથી! કેમકે પૂર્વે નેત્રમાંથી અશ્રુ ચાલ્યાં જતાં હતાં

જેમને એવાં તેમણે મને કહ્યું કે હે પુત્ર ! અમે તારા વિના એક મુહૂર્ત પણ જીવવાને સમર્થ નથી, કારણ વૃદ્ધાવસ્થાવાન તથા દૃષ્ટિહીન એવાં અમારી દૃષ્ટિ, અમારા વંશનું મૂળ અમને પિંડદાન આપનાર તથા અમારી કીર્તિરૂપ તું છે; કેમકે અમારો ! એકજ પુત્ર છે. હે સાવિત્રી, એ પ્રમાણે મને પૂર્વે માતા પિતાએ કહ્યું છે ! અરે ! મારી માતા વૃદ્ધ છે, તેમની દૃષ્ટિરૂપ કેવળ હુંજ છું; પણ આજ રાત્રિને વિષે મને નહીં જોવાથી તેમની શું અવસ્થા બનશે ! અરે ! હું મને પ્રાપ્ત થયેલી નિદ્રાને ધિક્કારૂં છું, કેમકે જેને લીધે મારાં માતાપિતા અત્યંત અનેક સંશયને પામશે ! વળી હું પણ આવા મોટા સંશયને પામ્યો, જે માતાપિતા વગર જીવવાની ઇચ્છા રાખતો નથી ! અરે ! અંધ દૃષ્ટિવાન મારા પિતા મને નહીં જોવાથી આકુળ વ્યાકુળ યુક્ત બુદ્ધિએ કરી વારંવાર એક એક ઋષિને મારી વાર્તા પૂછતા હશે ! હે કલ્યાણરૂપ સાવિત્રી ! હું જેવો પોતાના સ્વામિની સેવા કરનાર તથા દુબળા એવી માતા અને દૃષ્ટિહીન પિતાનો શોચ કરૂં છું, તેવો આ મારા દેહનો પણ શોચ કરતો નથી ! અરે ! મારે વાસ્તે આજ તે ઘણા સંતાપને પામશે. જેમના જીવવાથી હું જીવું છું; માટે મારે તેમનું પોષણ તથા પ્રિય કરવું એમ જાણું છું ! માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર રાજન ! એ પ્રમાણે સાવિત્રીને કહીને ધર્માત્મા, માતાપિતારૂપ ગુરૂમાં ભક્તિવાન, તેજ જેને પ્રિય હતાં એવા અને મહા દુઃખયુક્ત થયેલો સત્યવાન પોતાના બે હાથ પહોળા કરી ઘણું રૂદન કરવા લાગ્યો. તે સમયે શોક કરતા એવા પોતાના પતિને જોઇ, તેનાં નેત્રનાં અશ્રુ લુછીને સાવિત્રીએ કહ્યું કે, જો મેં તપ કર્યું હોય, દાન આપ્યાં હોય તથા અગ્નિમાં આહુતિ આપી હોય, તો તે મારાં સત્યપણાએ કરી સાસુ, સસરા તથા મારા સ્વામિને આજની રાત્રિ કલ્યાણરૂપ જાઓ. વળી મેં જો કોઇ દિવસે શત્રુની સાંનિધ્ય પણ અસત્ય ભાષણ ન કર્યું હોય, તો તે મારી સત્યતાથી આજ મારાં સાસુ તથા સસરાજી કુશળ રહો ! સત્યવાને કહ્યું કે હે સાવિત્રી ! હું માતાપિતાના દર્શનની ઇચ્છા રાખું છું. માટે તું ચાલ વિલંબ કર નહીં, જો માતા અથવા પિતાનું વિપ્રિતપણું જોઇશ, તો કદી જીવીશ નહીં એ સત્ય કહું છું. હે શ્રેષ્ઠ ધર્મવાન ! જો તારી બુદ્ધિ ધર્મમાં હોય, મારા જીવવાને ઇચ્છતી હોય તથા તારે મારૂં પ્રિય કરવું હોય, તો આપણે બેઉ આપણા આશ્રમ પ્રત્યે જઇએ. માર્કંડેય કહે છે—હે ભારત ! એવાં પોતાનાં પતિનાં વચન સાંભળી ઉભી થઇ પોતાના મસ્તકના કેશ હાથે કરી સરખા કરીને સાવિત્રીએ તેનો હાથ ઝાલી તેને ઉઠાડ્યો. ત્યારે સત્યવાન ઉઠી પોતાને હાથે કરી પોતાના શરીરને સાફ કરી સર્વ દિશામાં જોવા લાગ્યા, એટલે ફળથી ભરેલી એક કથરોટને જોઇ. તે સમયે સાવિત્રીએ સત્યવાનને કહ્યું કે હે સ્વામિ ! ફળ તમે આવતી કાલે લઇ આવજો. આ તમારી ફરશી હું લઉં છું, એ પ્રમાણે કહીને સાવિત્રી ફળથી ભરેલી કથરોટને વસ્ત્રે કરી બાંધી એ વૃક્ષ લટકાવી ફરશી લઇને પોતાના સ્વામિના ડાબા ખભા ઉપર ડાબો હાથ રાખી જમણે હાથે કરી તેના દેહને અવલંબન કરીને હસ્તિ સરખી ચાલે કરી, પોતાના સાસુ તથા સસરો જેમાં રહે છે એવા આશ્રમ પ્રત્યે જવા લાગી. ત્યારે થોડેક ગયા પછી સત્યવાને સાવિત્રી કહ્યું કે હે સ્ત્રી ! આપણે થોડુંક ચાલ્યાં તેથી તથા વૃક્ષનાં પાંદડાંના અંતર ભાગમાંથી નક્ષત્ર પડતી કાંતિએ કરી મને માર્ગની સુજ પડી. જો ! આપણે જે માર્ગે આવ્યાં હતાં અને ફળ વીણ્યાં હતાં તે આ જગ્યા આવી. માટે તું એજ માર્ગે ચાલ એમાં કશો વિચાર કર માં. આ ખાખરાનું વૃક્ષ દેખાય છે, એની પાસેથી બે રસ્તા નીકળે છે, તેમાં તેની ઉત્તર દિશાના રસ્ત

પ્રત્યે ચાલ. હું સ્વસ્થ, બળવાન તથા માતા પિતાને જોવાની ઇચ્છાવાળો છું. એ પ્રમાણે સત્યવાન પોતાની સ્ત્રીને કહેતો કહેતો અને ઉતાવળથી પોતાના આશ્રમ પ્રત્યે જતો હતો.

स्वस्थोऽस्मि बलवानस्मि दिदृक्षुः पितरावुभौ ।
ब्रुवन्नेवंत्वरा युक्तः संप्रायादाश्रमं प्रति ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पतिव्रतामाहात्म्यपर्वणि सावि- त्र्या- ख्याने गुर्जरभाषायां षट्नवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९६॥

## અધ્યાય ૨૯૭ મો. માતાપિતાનો મેળાપ.

मार्कंडेय उवाच—एतस्मिन्नेव काले तु द्युमत्सेनो महावने ।
लब्ध चक्षुः प्रसन्नायां दृष्ट्यां सर्वं ददर्शह ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! હવે પ્રાપ્ત થયેલાં નેત્રવાળો મહા બળવાન દ્યુમત્સેન પોતાની પ્રસન્ન દૃષ્ટિએ કરી સર્વ દેખવા લાગ્યો. પછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! શિબિની પોતાની સ્ત્રી સહિત દ્યુમત્સેન, પોતાના પુત્રને નહીં જોઇ મહા ભીક પામ્યો. તેની શોધ કરવા સારૂ નજીકના ઋષિઓના આશ્રમ પ્રત્યે ગયો. પછી સ્ત્રી પુરૂષ તે બેઉ રાત્રિને વિષે પોતાના પુત્રની શોધ કરવા સારૂ ઋષિઓના આશ્રમ, નદી, વન તથા તળાવ પ્રત્યે ફરવા લાગ્યાં. તે સમય કોઇ પુરૂષનો શબ્દ સાંભળીને આ સત્યવાન આવે છે, એમ શંકા યુક્ત થઇ તેની સામે ચાલવા લાગ્યાં અને સાવિત્રી સહિત સત્યવાન આવે છે એમ પરસ્પર કહેતાં હતાં. પછી દર્ભ તથા કાંટા એ કરી વિંધાઇ ગયેલાં અંગવાળાં તે બેઉ કાંટાદિ વાગવાને લીધે થયેલા ઝખમાંથી નીકળતાં રૂધિરથી ખરડાએલા પગે કરી ચારે કોર વનમાં દોડતાં હતાં તે સમય આશ્રમમાં રહેનારા ઋષિઓ તેમને મળ્યા, ત્યારે આશ્વાસના કરીને આશ્રમ પ્રત્યે લાવ્યા. ત્યારે સ્ત્રી સહવર્તમાન દ્યુમત્સેનને વૃદ્ધાવસ્થાવાન તપસ્વિ [illegible] પૂર્વના રાજાઓની વાતોથી આશ્વાસના કરી; તો પણ તે પોતાના પુત્રને જોવાની ઇચ્છાને લીધે તેનાં બાલ્યાવસ્થાનાં ચરિત્રને સંભારી મહા દુઃખયુક્ત શબ્દ બોલીને હા પુત્ર! હા પતિવ્રતા વધુ! તમે ક્યાં છો? ક્યાં છો? એમ વિલાપ કરતાં રૂદન કરવા લાગ્યાં. તે સમય બ્રાહ્મણો મધ્યેથી એક સત્યવક્તા સુવર્ચસ નામના બ્રાહ્મણે તેમને કહ્યું કે હે સ્ત્રી સહિત દ્યુમત્સેન! જેમ તમારી વહુ સાવિત્રી તપ, ઇંદ્રિય નિગ્રહ તથા આચાર યુક્ત છે, તેમ તમારો પુત્ર સત્યવાન જીવે છે. ગૌતમ નામના બ્રાહ્મણે કહ્યું કે હું અંગ સહિત સર્વ વેદને જાણું છું, મેં તપ કર્યું છે, બ્રહ્મચર્ય પાળ્યું છે, ગુરૂ તથા અગ્નિને સંતોષ્યા છે, સર્વ વ્રત કર્યાં છે, વાયુનું ભક્ષણ કર્યું છે તથા ઉપવાસ વિધિ પૂર્વક કર્યા છે, તેથી સર્વનાં વૃત્તાંતને જાણું છું; માટે મારાં સત્ય વચન સાંભળો કે, સત્યવાન જીવે છે એમાં કશો પણ સંદેહ નથી. કોઈ શિષ્યે કહ્યું કે, જેમ મારા ઉપાધ્યાયના મુખમાંથી નિકળેલું વાક્ય મિથ્યા થતું નથી, તેમ આ વાક્ય મિથ્યા થાય તેમ નથી; માટે હું કહું છું કે, સત્યવાન જીવે છે. ઋષિઓએ કહ્યું કે, જેમ સ[illegible] સ્ત્રી સાવિત્રી અવૈધવ્ય કરનાર શ્રેષ્ઠ સર્વ ગુણ યુક્ત છે, તેમ તે જીવે છે. ભારદ્વાજ બોલ્યા કે,

જેમ સાવિત્રી તપ, જીતેંદ્રિય તથા આચાર યુક્ત છે, તેમ સત્યવાન જીવે છે. દાલભ્યે કહ્યું કે હે દ્યુમત્સેન ! જેમ તમને દૃષ્ટિની પ્રાપ્તિ થઈ છે તથા સાવિત્રીનું વ્રત છે, તેમ સત્યવાન જીવે છે. આપસ્તંબ બોલ્યા કે, જેમ પ્રસન્ન એવી દિશાને વિષે મૃગ તથા પક્ષી શબ્દ કરે છે અને તમારો રાજ્ય પદને પ્રાપ્ત કરે એવો ધર્મ છે, તેમ સત્યવાન જીવે છે. ધૌમ્યે કહ્યું કે હે દ્યુમત્સેન ! જેમ તમારો પુત્ર સર્વ ગુણયુક્ત અને સર્વ જનને પ્રિય છે, તેમ તે જીવે છે.

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે સત્ય વાક્ય બોલનાર તપસ્વિ બ્રાહ્મણોએ આશ્વાસના કરેલો દ્યુમત્સેન રાજા, તેમનાં વચનને નહીં ગણકારીને વૃક્ષની પેઠે સ્થિર થઈ બેઠો. તેને એક મુહૂર્ત માત્ર કાળ ગયા પછી પોતાના સ્વામિ સત્યવાન સહિત સાવિત્રી પોતાના આશ્રમ નજદીક આવી. અને મોટા હર્ષથી તે બેઉએ તેમાં પ્રવેશ કર્યો. તે સમય બ્રાહ્મણોએ દ્યુમત્સેનને કહ્યું કે હે પૃથ્વીના પતિ ! અમે પુત્ર સહવર્તમાન થયેલા તથા તેમને પામેલા તને જોઇને તમારી ચડતી દશા પૂછીએ છીએ કે હે રાજન્ ! તમે પોતાના પુત્રના સમાગમે કરી, સાવિત્રીને જોવાથી તથા નેત્ર પ્રાપ્ત થવાથી ઘણું સારૂં થયું એમ પ્રસન્ન થાઓ છો ? હે દ્યુમત્સેન ! અમે સૌએ જેમ કહ્યું, તેમજ થયું: માટે હજી પણ કહીએ છીએ કે, તમને થોડા કાળમાં સમૃદ્ધિની પ્રાપ્તિ થશે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણો, અગ્નિને પ્રજ્વલિત કરી દ્યુમત્સેનની પાસે બેઠા અને તેમના કહેવાથી સાવિત્રી તથા સત્યવાન સહિત શૈબ્યા એક બાજુ જુદી બેઠી. ત્યાર પછી હે નૃપ ! દ્યુમત્સેન રાજા સહિત બેઠેલા વનવાસી બ્રાહ્મણો કૌતૂહળ યુક્ત થઇને તે રાજાના પુત્ર સત્યવાનને પૂછવા લાગ્યા કે, હે મહા સમર્થ સત્યવાન ! તારી સ્ત્રી સહિત તું વહેલો કેમ ન આવ્યો ? બહુ વખત કેમ થઇ ? તને શું કંઇ અડચણ પડી હતી ? હે દ્યુમત્સેનના પુત્ર ! તેં તારાં માતા પિતાને તથા અમને શંકાયુક્ત કર્યા, તેનું કારણે અમે કંઇ જાણતા નથી; માટે તું તને વનમાંથી આવતાં વાર લાગી તેનું કારણ કહેવા યોગ્ય છે. સત્યવાને કહ્યું કે હે તપસ્વિ બ્રાહ્મણો ! હું મારા પિતાની આજ્ઞા લઈ સાવિત્રી સહિત વનમાં ગયો, અને ત્યાં કાષ્ટ કાપતાં મને એકાએક મસ્તકમાં દુઃખ થયું, તેથી જેટલીવાર પૂર્વે કોઈ દિવસે નહીં સુતો હતો, તેટલી વાર સુતો. તમો સર્વ કંઈ પણ સંતાપ ન કરો, એજ કારણથી મને આવતાં વિલંબ થઈ છે. બીજું કંઇ પણ કારણ નથી. ગૌતમ નામના બ્રાહ્મણે કહ્યું કે હે સત્યવાન ! તારા પિતાને અકસ્માત્ નેત્રની પ્રાપ્તિ થઇ તેનું કારણ જો તું ન જાણતો હોય, તો તારી સ્ત્રી સાવિત્રી કહેવા લાયક છે. હે પાંડવ ! એ પ્રમાણે સત્યવાનને કહીને ગૌતમ બ્રાહ્મણે સાવિત્રીને કહ્યું કે હે સાવિત્રી ! તું સાવિત્રીના સરખી તેજવાળી છે, માટે ભૂત તથા ભવિષ્ય જાણે છે એમ હું માનું છું: વાસ્તે તારાથી સાંભળવા ઇચ્છું છું કે, તારા સસરાને અકસ્માત્ નેત્ર પ્રાપ્ત થવાનું કારણ તું જાણે છે, જો તે કહેવું ગુપ્ત રાખવા યોગ્ય ન હોય, તો અમને સત્ય કહે. સાવિત્રીએ કહ્યું કે હે ગૌતમ ! તમે જેમ કહો છો, તેમજ છે, તમારી શંકા મિથ્યા નથી, તેમ મારે કહેવું તેમાં ગુપ્ત રાખવા યોગ્ય પણ નથી: માટે જે હું યથાર્થ કહું તે તમે સાંભળો—હે બ્રાહ્મણો ! મને નારદજીએ મારા પતિનું મૃત્યુ કહ્યું હતું, તેનો દિવસ આજ પ્રાપ્ત થયો, તેથી હું પતિનો ત્યાગ કરતી નથી. હે તપશ્ચર્યા કરનાર બ્રાહ્મણો ! જ્યારે મારા પતિ મસ્તકની વેદનાથી સુતા હતા, ત્યારે તેની પાસે પોતાના દૂત સહિત સાક્ષાત્ યમરાજ પોતે આવ્યા અને એમને બાંધીને પિતૃઓએ સેવેલી

દક્ષિણ દિશા પ્રત્યે લઈ જવા લાગ્યા. તે સમય મેં શ્રેષ્ઠ વચનથી દેવતારૂપ યમની સ્તુતિ કરી; જેથી પ્રસન્ન થઈને તેણે મને પાંચ વરદાન આપ્યાં, તે હું તમને કહું તે સાંભળો—મારા સસરાને નેત્ર તથા રાજ્ય પ્રાપ્તિ, મારા પિતાને એકસો પુત્રની પ્રાપ્તિ, મને એકસો પુત્ર પ્રાપ્ત થાય તથા મારા સ્વામિનું ચારસો વર્ષનું આયુષ્ય થાય એ પાંચ વરદાન મને મળ્યાં છે. હે બ્રાહ્મણો! મેં આ વ્રત કર્યું તેનો હેતુ એ કે, નારદજીએ કહેલું મૃત્યુ મારા સ્વામિને પ્રાપ્ત ન થાય અને જીવતા રહે માટેજ કર્યું છે. હે તપસ્વી! અમને વનમાં ઘણી વાર લાગી તેનું જે કારણ હતું, તે મેં તમને સર્વ કહ્યું. ઋષિઓએ કહ્યું કે હે સાધ્વિ! આ દ્યુમત્સેન રાજાનું કુળ નાશ પામ્યું હતું, તેનો સુંદર વ્રત તથા શિયળવાળી અને કુળવાન એવી તેં પાછો ઉદ્ધાર કર્યો, એ ઘણું સારૂં કર્યું. માર્કંડેય કહે છે—એ પ્રમાણે આવેલા ઋષિઓ શ્રેષ્ઠ સ્ત્રી એવી સાવિત્રીનું વખાણ કરી, તેનો સત્કાર કરી, સત્યવાન નામના પુત્ર સહિત દ્યુમત્સેન રાજાની રજા લઈને, મોટા હર્ષથી કલ્યાણરૂપ માર્ગે કરી અનાયાસે પોત-પોતાના સ્થાન પ્રત્યે ગયા.

तथा प्रसाद्य ह्यभिपूज्य चैव वर स्त्रियं तां [illegible] सम्यक् ।
नरेन्द्रमामंत्र्य स पुत्रमञ्जसा शिवेन जग्मु र्मुदिताः स्वमालयं ॥

इति श्री महाभारते आरण्यकेपर्वणि पतिव्रतामाहात्म्यपर्वणि सावि- त्र्युपाख्याने गुर्जरभाषायां सप्तनव[illegible]धिकद्विशततमोऽध्यायः ॥ २९७ ॥

---

## અધ્યાય ૨૯૮ મો. દ્યુમત્સેનને પુનઃ રાજ્ય પ્રાપ્તિ.

मार्कंडेय उवाच—तस्यां रात्र्यां व्यतीतायां मुदिते सूर्यमंडले ।
कृत पौर्वाह्णिकाः सर्वे समेयु स्ते तपोधनाः ॥ १ ॥

માર્કંડેય કહે છે—હે યુધિષ્ઠિર! તે રાત્રિ વ્યતીત થઈ અને સૂર્યમંડળનો ઉદય થયો ત્યારે તપરૂપ ધનવાળા સર્વ બ્રાહ્મણો પૂર્વાન્હકાળનું સંધ્યાદિ કર્મ કરીને દ્યુમત્સેનના આશ્રમ પ્રત્યે આવ્યા; અને તે રાજા પાસે સાવિત્રીનું તેનો પતિ જીવતો થયો તે રૂપ મોટું ભાગ્ય વારંવાર કહેતાં તૃપ્ત થતા નહોતા. શાલ્વદેશથી દ્યુમત્સેન રાજાના સર્વ ચાકરો તેની પાસે આવ્યા; અને તેને નેત્રવાન જોઈ અત્યંત વિસ્મય પામી હાથ જોડીને, મસ્તકે કરી સાષ્ટાંગ દંડવત્ કરી બોલ્યા કે હે રાજન્! પ્રધાને તમારા શત્રુને સહાય કરનાર બાંધવો સહિત નાશ કર્યો, તેથી તેની સર્વ સેના ભાગી ગઈ. ત્યાર પછી સર્વ પ્રજા જે આપણો રાજા નેત્ર વગરનો છે, તે નેત્રવાન હો અથવા નેત્ર વગરનો હો પણ આપણો રાજા છે એમ એકમત થઈ તેઓએ અમને તમારી પાસે મોકલ્યા છે. માટે તમારૂં કલ્યાણ થાઓ, તમે સ્વરાજ્ય પ્રત્યે ચાલો અને પિતા તથા પિતામહાદિ પરંપરાના રાજ્યનું પાલન કરો; અને આ વાહનો તથા ચતુરંગિણી સેના પ્રાપ્ત થઈ તેને જુઓ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે ચાકરોથી પ્રધાને બાંધવો સહિત શત્રુને નાશ કર્યો તે તથા પ્રજાની ઇચ્છા સાંભળીને પોતાના પુત્ર સત્યવાન

સહિત દ્યુમત્સેન રાજા આશ્રમમાં નિવાસ કરનાર ૭૬ બ્રાહ્મણોને નમસ્કાર કરી પોતાના પૂર પ્રત્યે ગયો. તે સમય સાવિત્રી સહિત શૈબ્યા પણ પુરૂષોએ ઉપાડેલી સુંદર આસ્તરણ-વાળી પાલખીમાં બેસી સેનાથી વિંટાઇને પોતાના પતિ તથા પુત્ર સહવર્તમાન ગઈ. પછી પુરોહિતે દ્યુમત્સેન રાજાને રાજ્યાભિષેક કર્યો તથા સત્યવાનને યાવરાજ્યનો અભિષેક કર્યો. પછી કેટલોક કાળ ગયો ત્યારે સાવિત્રીને મહા શૂરવીર, યુદ્ધમાંથી કદી પણ પાછા નહીં હઠ-નાર અને માતા પિતાની કીર્તિને વૃદ્ધિ કરનાર એકસો પુત્ર થયા. યમરાજાએ સાવિત્રીને વરદાન આપવાથી તેના પિતા મદ્ર દેશના અધિપતિ અશ્વપતિ રાજાને પણ એકસો પુત્ર થયા. એ પ્રમાણે સાવિત્રીએ પોતાના આત્માને, માતા તથા પિતાને, સાસુ સસરાને અને સ્વામિને કષ્ટથી મૂકાવ્યાં છે. માટે સાવિત્રીના સરખી શ્રેષ્ઠ શીયળવાન આ દ્રૌપદી ત-મોને સર્વ કલેશરૂપ સમુદ્રથી તારશે એમાં કશો સંદેહ નથી. વૈશંપાયન કહે છે—હે જનમે-જય ! એ પ્રમાણે મહાત્મા માર્કંડેય ઋષિએ કહીને, યુધિષ્ઠિર રાજાની આશ્વાસના કરી. તેથી તે શોક વગરના થઇ કામ્યક વનને વિષે વસ્યા. જે કોઇ પુરૂષ ભક્તિથી એ સાવિત્રીના ઉ-ત્તમ આખ્યાનને સાંભળશે, તે સર્વ અર્થ સિદ્ધ થયાથી સુખી થશે, પણ કદી દુઃખ પામશે નહીં.

य इदं शृणुयाद्भक्त्या सावित्र्याख्यानमुत्तमं ।
स सुखी सर्व सिद्धार्थो न दुःखंप्राप्नुयान्नरः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि पतिव्रतामाहात्म्यपर्वणि सावित्र्यु-पाख्यान गुर्जरभाषायामष्टनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९८ ॥

॥ समाप्तंचेदंपातिव्रतामाहात्म्यपर्व ॥

## અધ્યાય ૨૯૯ મો. કર્ણને સૂર્યનો બોધ.

॥ अथकुंडलाहरणपर्व ॥

जनमेजय उवाच—यत्तत्तदा महद् ब्रह्मन् लोमशो वाक्यमब्रवीत् ।
इंद्रस्य वचनादेव पांडुपुत्रं युधिष्ठिरं ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે શ્રેષ્ઠ બ્રાહ્મણ વૈશંપાયન ! પૂર્વે લોમશ ઋષિએ ઇંદ્રના કહેવાથી પાંડુ રાજાના પુત્ર યુધિષ્ઠિરને વાક્ય કહ્યાં હતાં કે ઇંદ્રે કહેવડાવ્યું છે કે હે યુધિષ્ઠિર ! તમારા મનમાં જે કાંઈ તીવ્ર ભય છે તથા જે તમે કોઇ આગળ કહેતા નથી, તે ભય હું અર્જુન સ્વર્ગમાંથી જશે ત્યારે નિવૃત્ત કરીશ. હે વૈશંપાયન ! એ પ્રમાણે લોમશ ઋષિએ કહ્યું હતું, તે કર્ણ સંબંધી યુધિષ્ઠિરને શું ભય હતો ? જેને તે કોઇ આગળ કહેતા પણ ન-હીં હતા. વૈશંપાયન કહે છે—હે રાજાઓમાં સિંહ સરખા જનમેજય ! તું મને પૂછે છે, માટે હું તેની કથા કહું તે તું સાંભળ—હે રાજન્ ! પાંડવોને વનમાં ગયે બાર વર્ષ વહી ગયાં અને તેરમું વર્ષ પ્રાપ્ત થયું, ત્યારે તેમનું પ્રિય કરવાની ઇચ્છાવાળો ઇંદ્ર કર્ણ પાસે

ભિક્ષા માગવા તૈયાર થયો.તે સમય સૂર્ય, કર્ણ પાસેથી કુંડળ હરી લેવાં એવો ઇંદ્રનો અભિપ્રાય જાણીને તેની પાસે આવ્યા. તે વેળા પુત્રના સ્નેહયુક્ત તથા કૃપાયુક્ત સૂર્ય બ્રાહ્મણનું સ્વરૂપ લઇને પ્રચ્છિન્ન આચ્છાદનથી પાથરેલી શય્યાને વિષે સૂતેલા, શાંત થયેલા, બ્રાહ્મણ અને સત્યવાદી કર્ણને સ્વપ્નામાં દર્શન આપી તેના હિત માટે બોલ્યા કે હે સત્યવાદિ પુરૂષોમાં શ્રેષ્ઠ પુત્ર કર્ણ ! હું સ્નેહથી તારા હિતરૂપ વાક્ય કહું તે તું સાંભળ. હે દાનસ્વી ! ઇંદ્ર પાંડવોના હિતને માટે બ્રાહ્મણનું સ્વરૂપ લઇ તારાં કુંડળ હરણ કરવા સારૂ તારી પાસે આવશે: કારણ તેણે સર્વ જગતનું તથા તારી પાસે કોઇ પણ જે કાંઇ માગે છે, તેને તે તું આપે છે, પણ નહીં આપું એમ કહેતો નથી તે તારૂં શીયળ જાણ્યું છે. માટે એ પ્રકારનો દાનસ્વી તને જાણીને ઇંદ્ર બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી તારાં કુંડળ તથા કવચ માગવા સારૂ તારી પાસે આવશે: પણ તારે તેને તે આપવાં નહીં અને બીજી સમ્યગ્વાદિ શક્તિએ કરી પ્રસન્ન કરવો; કેમકે એમ કરવાથીજ તારૂં શ્રેય છે. હે કર્ણ ! જ્યારે તારો જન્મ થયો, ત્યારે તું કુંડળ સહિત ઉત્પન્ન થયો છે, માટે જો તે ઇંદ્રને આપીશ, તો તારા આયુષ્યનો ક્ષય થશે અને મૃત્યુને વશ થઇશ. હે સર્વને માન આપનાર ! એ કુંડળ તથા કવચ સહિત તું યુદ્ધમાં શત્રુઓથી અવધ્ય છે એમ મારા કહેવાથી જાણ. હે કર્ણ ! એ કુંડળ તથા કવચ અમૃતથી ઉત્પન્ન થયાં છે, માટે જો તને પોતાનું જીવિત પ્રિય હોય, તો તારે તેમની રક્ષા કરવી. કર્ણે કહ્યું કે મને સ્નેહ દેખાડતાં અત્યંત ઉત્કૃષ્ટ વાક્ય કહેનાર તથા બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરનાર તમે કોણ છો ? તે બ્રાહ્મણે કહ્યું કે હે પુત્ર ! હું સૂર્ય છું, અને સ્નેહથી તને વાક્ય કહું છું: માટે તું મારા કહેવા પ્રમાણે કર, જેથી તારૂં શ્રેય થાય. કર્ણ બોલ્યો કે હે પિતા ! મારા હિતને ઇચ્છનાર તથા હિતનાં વાક્ય કહેનાર સૂર્યરૂપ તમે મારા પિતા છો. માટે મારૂં શ્રેયજ છે. પણ હું તમને વાક્ય કહું તે સાંભળો. હું સર્વને વરદાન આપનાર તમને નમસ્કાર કરી પ્રસન્ન કરૂં છું, અને જો હું તમને પ્રિય હોઉં, તો તમારે મને મારા વ્રતથી નિવૃત્ત કરવો નહીં. હે સૂર્ય ! ભિક્ષા માગવા આવેલા બ્રાહ્મણોને મારા પ્રાણ પણ આપી દઉં એવું મારૂં વ્રત છે, જેને સર્વ લોક જાણે છે માટે જો પાંડવોનું હિત ઇચ્છનાર ઇંદ્ર બ્રાહ્મણનો વેશ લઇ મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હું તેને કુંડળ તથા કવચ આપીશ; જેથી ત્રણ લોકમાં વિસ્તાર પામેલી મારી કીર્ત્તિ નાશ પામે નહીં. હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! મારા સરખાએ જેનાથી યશ ન થાય એવા પ્રાણની પણ રક્ષા કરવી એ યોગ્ય નથી. પણ જેનાથી યશ થાય અને લોકમાં માન્ય મૃત્યુ પ્રાપ્ત થાય તેને સ્વિકારવું એ યોગ્ય છે. વાસ્તે જો બળિરાજા તથા વૃત્રાસુરને નાશ કરનાર ઇંદ્ર પાંડવોના હિત માટે મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હું તેને કવચ સહિત કુંડળ આપીશ; જેથી મારી કીર્તિ થશે અને તેની અપકીર્તિ થશે. હે સૂર્ય ! હું જીવવા કરતાં પણ લોકમાં કીર્ત્તિ થાય એ સારૂં છે એમ માનું છું; કારણ કીર્તિમાન પુરૂષ સ્વર્ગને પામે છે અને અપકીર્તિવાન નાશ પામે છે. હે પિતા ! જગતમાં રહેલી મનુષ્યની કીર્ત્તિ તેને માતાની પેઠે જીવાડે છે અને અપકીર્ત્તિ જીવતા મનુષ્યના જીવિતને નાશ કરે છે. હે વિભાવસુ ! પૂર્વે બ્રહ્માએ આ એક શ્લોક કહ્યો છે કે, મનુષ્યની કીર્તિ છે એજ આયુષ્ય છે. માટે મનુષ્યને પરલોકનું સાધન તથા આ લોકમાં આયુષ્યની વૃદ્ધિ કરનાર કીર્તિજ છે. વાસ્તે હું મારા દેહ સહિત ઉત્પન્ન થએલાં કુંડળ તથા કવચ ઇંદ્રને આપી અને બીજાં પણ બ્રાહ્મણોને વિધિપૂર્વક દાન આપીને રણમાં પણ હિ-

વસ નાશ નહીં પામે એવી કીર્તિને પામીશ. હે પિતા ! હું યુદ્ધમાં કોઈથી ન થાય એવું પરાક્રમ કરી શત્રુઓને જીતી, યુદ્ધરૂપ યજ્ઞ કુંડમાં મારા શરીરને હોમી, કેવળ યશ પામીશ. વળી હું યુદ્ધમાં જીવવાની ઇચ્છાવાળા તથા ભય પામેલાને અભય આપી વૃદ્ધ, બાળક અને બ્રાહ્મણોને મોટા ભયથી મૂકાવીને સ્વર્ગમાં ગવાય એવા યશને પામીશ. હે સૂર્ય ! મારે મારૂં જીવિત આપીને પણ કીર્તિની રક્ષા કરવી એ વ્રત છે એમ તમે જાણો છો; માટે હું બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરવારૂપ કપટવાળા ઇંદ્રને ઉત્તમ એવી કુંડળ તથા કવચરૂપ ભિક્ષા આપીને, દેવલોકમાં પરમગતિને પામીશ.

सोऽहंदत्त्वा मघवते भिक्षामेतामनुत्तमां ।
ब्राह्मणच्छद्मने देव लोके गन्ता परांगतिं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि सूर्यकर्णसंवादे गुर्जरभाषायां नवनवत्यधिकद्विशततमोऽध्यायः ॥ २९९ ॥

## અધ્યાય ૩૦૦ મો. સૂર્યનો આગ્રહ

सूर्य उवाच—माऽहितं कर्णकार्षीस्त्वमात्मनः सुहृदां तथा ।
पुत्राणामथ भार्याणा मथोमातुरथो पितुः ॥ १ ॥

સૂર્ય કહે છે—હે કર્ણ ! તું પોતાના આત્મા, સ્નેહિ પુત્ર, સ્ત્રી, માતા તથા પિતાનું અહિત કર માં. હે પ્રાણધારી પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણ ! પ્રાણધારી મનુષ્યોને પોતાના શરીરનો વિરોધ નહીં કરવાથી આ લોકમાં યશ અને સ્વર્ગમાં સ્થિર એવી કીર્તિ પ્રાપ્ત થાય છે. પણ તું જે અવિનાશી કીર્તિને ઇચ્છે છે, તે તારા પ્રાણને લઇને જશે એમાં સંશય નથી. હે પુરૂષમાં સિંહરૂપ ! જીવતા પુરૂષથી તેનાં માતા, પિતા પુત્ર, બાંધવજન તથા રાજા અનેક સુખને પામે છે; માટે હું કહું તે સાંભળ—હે મોટી કાંતિવાળા કર્ણ ! શ્રેષ્ઠ કીર્તિ જીવતા પુરૂષને છે, મૃત્યુ પામ્યા પછી બળી ભસ્મ થએલા દેહવાનને તેનાથી શું પ્રયોજન છે ? એટલે કંઇજ નથી; કારણ મૃત્યુ પામેલો જીવ મારી તે છે કે નહીં તે કશું જાણતો નથી અને જે જીવતો હોય છે, તેજ તેને જાણે છે. વળી મૃત્યુ પામેલાની કીર્તિ, જેમ મૃત્યુ પામેલાને પુષ્પની માળા પહેરાવવી વૃથા છે અને તેને તેનાથી કંઇપણ સુખ પ્રાપ્ત થતું નથી, તેમ વૃથા છે એટલે તેને તેનાથી કંઈ પણ સુખ મળતું નથી. એ હું તને કહું છું તેનું કારણ એ કે તું મારો ભક્ત છે તેથી મારે મારા ભક્તની રક્ષા કરવી એ હેતુથી હું તારા હિતનાં વાકય કહું છું. હે કર્ણ ! મને આ મારો ભક્ત છે અને પરમ ભક્તિએ કરી મારૂં આરાધન કરે છે એમ જાણીને તારે વિષે પ્રીતિ ઉત્પન્ન થઈ છે; વાસ્તે તું મારા કહેવા પ્રમાણે કર. વળી આ પ્રકર્ણ સંબંધી દૈવ નિર્મિત કારણ છે, જે હમણાં તું જાણવા સમર્થ નથી, માટે હું કહેતો નથી, પણ સમય પરત્વે જાણીશ; વાસ્તે મનમાં કંઇ પણ શંકા નહીં રાખીને મારા કહેવા પ્રમાણે કર. વળી મેં તને જે કહ્યું છે, તેજ હું ફરીથી કહું છું તે સાંભળ—હે કર્ણ ! ઇંદ્ર તારી પાસે આવી ભિક્ષા માગશે, તો પણ તારે તેને કુંડળ આપવાં નહીં, કેમકે

તું મહાન્ શ્રેષ્ઠ કુંડળોએ કરી, જેમ ચંદ્ર આકાશમાં વિશાખાના બે તારાની મધ્યે શોભે, તેમ શોભે છે. વળી હે પુત્ર! જીવતા મનુષ્યને કીર્તિ પ્રાપ્ત થાયજ છે એ તું અવશ્ય જાણ, વાસ્તે તારે ઇંદ્રને કુંડળ આપવાની ના જ કહેવી. હે ધર્મિષ્ઠ પુરૂષોમાં શ્રેષ્ઠ! તારે ઇંદ્રની કુંડળ સંબંધી ઇચ્છાને અનેક પ્રકારનાં હેતુયુક્ત તથા મધુરતાએ કરી સુશોભિત વાક્યે કરી નિવૃત્ત કરવી એ શક્ય છે: માટે તું એની તે બુદ્ધિને નિવૃત્ત કરજે. કેમકે હે નરવ્યાઘ્ર! તું નિત્ય અર્જુનની સાથે સ્પર્ધા રાખે છે અને તે તારી સાથે સ્પર્ધા રાખે છે. જે યુદ્ધમાં તારી સાથે યુદ્ધ કરવા પ્રાપ્ત થશે. પણ તેનો ઇંદ્ર પોતે સખા થશે તો પણ તે, યુદ્ધમાં કુંડળ સહવર્તમાન તને જીતવા સમર્થ થશે નહીં. માટે હે કર્ણ! જો તું યુદ્ધમાં અર્જુનને જીતવા ઇચ્છતો હોય, તો તારે ઇંદ્રને આ શોભાયમાન બે કુંડળ આપવાં નહીં.

तस्मान्न देये शक्राय त्वयं ते कुण्डले शुभे ।
संग्रामे यदि निर्जेतुं कर्ण कामयसेऽर्जुनं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुण्डलाहरणपर्वणि सूर्यकर्णसंवादे
नवत्यधिकद्विशततमोऽध्यायः ॥ ३०० ॥

---

## અધ્યાય ૩૦૧ મો. સૂર્યની કર્ણને સલાહ.

कर्ण उवाच—भगवंतमहं भक्तो यथा मां वेत्थ गोपते ।
तथा परमतिग्मांशो नास्त्यदेयं कथंचन ॥ १ ॥

કર્ણ કહે છે—હે પરમ તીક્ષ્ણ કિરણવાન સૂર્ય! જેમ તમે હું તમારો ભક્ત છું એમ જાણો છો, તેમ મારે નહીં આપવાનું કંઇ નથી. હે સૂર્ય! મને ભક્તિએ કરી જેવા તમે ઇષ્ટ છો, તેવાં સ્ત્રી, પુત્ર, દેહ તથા સુહૃદ વર્ગ નથી, અને તમે મહાત્મા પુરૂષો તમારી ઇષ્ટ ભક્તિ કરે છે તે જાણો છો: કેમકે કર્ણ મારો ઇષ્ટ ભક્ત છે અને મને તેના વગર બીજું કંઈ દૈવત નથી એમ જાણીને મારા હિતનાં વાક્ય કહ્યાં. પણ હે તીક્ષ્ણ કિરણવાન! હું તમને મારા મસ્તકે કરી વારંવાર નમસ્કાર કરી પ્રસન્ન કરીને યાચના કરતાં કહું છું કે, તમો ક્ષમા કરવા યોગ્ય છો. કેમકે હું જેવો અનૃત બોલવાથી ભય પામું છું, તેવો મૃત્યુ પ્રાપ્ત થવાથી ભય પામતો નથી, તેમાં પણ બ્રાહ્મણોની પાસે ખોટું બોલવાથી તો અત્યંતજ ભય પામું છું: વાસ્તે મને માગવા આવેલાને મારૂં જીવિત આપવું પડતું હોય, તો પણ તેમાં કશો વિચાર થાય તેમ નથી. હે દેવ! તમે મને અર્જુન સંબંધી વાક્ય કહ્યાં: તે સંબંધી તથા મારા સંબંધી ઉત્પન્ન થએલા સંતાપ જન્ય તમારૂં માનસ દુઃખ નિવૃત્ત પામો. હું યુદ્ધમાં એને જીતીશ. હે સૂર્ય! મને પરશુરામ તથા મહાત્મા દ્રોણાચાર્યથી જે અસ્ત્ર મળ્યાં છે, તેનું બળ તમારા તથા મારા જાણવામાં છે. માટે હે દેવતાઓમાં શ્રેષ્ઠ! હું વજ્ર ધરનાર ઇંદ્ર ભિક્ષા માગવા આવશે, તો તેને મારૂં જીવિત પણ આપીશ: કેમકે એવું મારૂં દૃઢ વ્રત છે એમ તમે જાણો. સૂર્યે કહ્યું કે હે પુત્ર કર્ણ! જો તું ઇંદ્રને કુંડળ આપે, તો તારે પણ તે તેને આ-

પીને તેની પાસેથી વિજયને માટે મહાબળ માગવું; કેમકે તું સર્વ ભૂતપ્રાણિની મધ્યે કુંડળ સહિત હોવાથી અવધ્ય છે. હે પુત્ર ! યુદ્ધમાં અર્જુનને હાથે તારૂં મૃત્યુ થાય એવી ઇચ્છાવાળો ઇંદ્ર તારાં કુંડળ હરણ કરશે, પણ તારે તેને વારંવાર શ્રેષ્ઠ વાણીથી પ્રસન્ન કરીને, તેની પાસેથી માગવું કે હે સહસ્રાક્ષ ! હું તમને મારાં કુંડળ આપું, અને તમે મને શત્રુને નાશ કરે એવી તમારી શક્તિ આપો; એવું પણ કરીને તું ઇંદ્રને કુંડળ આપજે. કારણ તે શક્તિએ કરી યુદ્ધમાં શત્રુઓને નાશ કરીશ; જે હજારો શત્રુઓને નાશ કર્યા વગર મૂકનારના હાથમાં પાછી પ્રાપ્ત થતી નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે કર્ણને કહીને સૂર્ય અંતર્ધ્યાન થયા. પછી તે દિવસની રાત્રિ નિવૃત્ત પામી અને પ્રાતઃકાળનો જપ કરી લીધા પછી કર્ણે સ્વપ્નામાં જે બ્રાહ્મણરૂપ સૂર્યની સાથે પોતાને સંવાદ થયો હતો, તે સર્વ સૂર્યને કહ્યો ત્યારે રાહુને દમન કરનાર સૂર્યે કર્ણનાં વચન સાંભળીને હસીને કહ્યું કે, એમજ છે અને તેના કહેવા પ્રમાણે તું કર. ત્યાર પછી હે ભારત ! શત્રુના પરાક્રમને નાશ કરનાર કર્ણ, સૂર્યના કહેવા પ્રમાણે કરવું એજ યોગ્ય છે એમ માનીને શક્તિ લેવાની ઇચ્છાથી ઇંદ્રને આવવાની વાટ જોયાં કરતો હતો.

तत स्तत्त्वमिति ज्ञात्वा राधेयः परवीरहा ।
शक्तिमेवाभिकांक्षन्वै वासवं प्रत्यपालयत् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि सूर्यकर्णसंवादे गुर्जरभाषायामेकाधिकत्रिशततमोऽध्याय ॥ ३०१ ॥

## અધ્યાય ૩૦૨ જો. કુંડળનો મહિમા.

जनमेजय उवाच—किं तद्गुह्यं न चाख्यातं कर्णायेहोष्ण रश्मिना ।
कीदृशे कुंडले ते च कवचं चैव कीदृशं ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ ! ઉષ્ણ કિરણવાળા સૂર્યે કર્ણને જે ન કહ્યું તે ગુપ્ત શું ? અને કર્ણનાં કુંડળ તથા કવચ કેવાં હતાં ? હે શ્રેષ્ઠ ! તેને કુંડળ તથા કવચ ક્યાંથી પ્રાપ્ત થયાં હતાં ? એ હું સાંભળવા ઇચ્છું છું; માટે તમે મને તે કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! સૂર્યે જે ગુપ્ત રાખ્યું તે તથા કર્ણનાં કુંડળ અને કવચ કેવાં હતાં તે હું કહું છું તે સાંભળ—હે રાજન્ ! પૂર્વે કુંતિભોજ રાજા પાસે અત્યંત તેજસ્વી, શ્મશ્રુ, દંડ તથા જટાધારી, દર્શન કરવા લાયક સ્વરૂપવાન, નહીં નિંદા કરવા યોગ્ય અંગવાન, પોતાના સ્વરૂપના તેજે કરી પ્રજ્વલિત, મધ સરખા રક્ત વર્ણવાન, મધુર વાણી બોલનાર તથા તપ અને વેદાધ્યયનરૂપ અલંકારવાન કોઇ બ્રાહ્મણ આવ્યો; અને તેણે તેને કહ્યું કે હે મત્સર વગરના નિષ્પાપ રાજા કુંતિભોજ ! જો તારી ઇચ્છા હોય, તો હું તારા ગૃહને વિષે ભોજન કરવા ઇચ્છું છું; પણ તારે અથવા તારા ચાકરોએ કોઇ દિવસ મારી પાસે કપટ કરવું નહીં. હું તારા ગૃહને વિષે વસીશ, અને મારી ઇચ્છા પ્રમાણે

જાઉશ તથા આવીશ, પણ મને શય્યા અથવા આસનાદિ આપવા વિષે કોઇએ પણ મારો અપરાધ કરવો નહીં. એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને કુંતિભોજરાજાએ 'બહુ સારૂં' એમ કહી પ્રીતિયુક્ત વાક્ય કહ્યાં કે હે મોટી બુદ્ધિમાન્ બ્રાહ્મણ! સાધ્વી અને નિયમ પાળનારી પૃથા નામની મારી કન્યા છે, તે તમારૂં કોઈ દિવસે પણ અપમાન નહીં કરીને પૂજનાદિ સત્કાર કરશે; જેના શ્રેષ્ઠ શીલરૂપ આચરણે કરી તમે પ્રસન્ન થશો. હે ભારત! એ પ્રમાણે કહી તેનો પૂજાદિ વિધિ પૂર્વક સત્કાર કરીને કુંતિભોજ રાજાએ પોતાની પુત્રી પાસે આવીને કહ્યું કે હે પુત્રિ! આ મોટા ભાગ્યવાન બ્રાહ્મણ આપણા ગૃહમાં વસવા ઇચ્છે છે, તેને મેં તેની સેવા કરવાનો તારી ઉપર ભરૂસો રાખી બહુ સારૂં એમ કહ્યું છે માટે તું જેમ મારાં વાક્ય મિથ્યા ન થાય, તેમ કરવા યોગ્ય છે. વાસ્તે હે પુત્રિ! તારે તપસ્વી, તથા વેદ જાણનાર આ બ્રાહ્મણ જે જે માગે તે તે એને અમત્સરતાથી આપવું; કેમકે ઉત્તમ તેજ તથા તપરૂપ બ્રાહ્મણ છે અને તેમને નમસ્કાર કરવાથી સૂર્ય પણ આકાશમાં શોભે છે; હે વત્સે! પૂર્વે માન પામવા યોગ્ય બ્રાહ્મણોનું અપમાન કરવાથી મહા અસુર વાતાપિ તથા તાલજંઘ બ્રહ્મદંડે કરી નાશ પામ્યા છે! માટે તું સદૈવ નિયમ યુક્ત થઇને, આ બ્રાહ્મણનું આરાધન કર; કેમકે એ કામ કરવાનો ભાર હું તારા ઉપર રાખું છું. હે સર્વને આનંદ આપનાર પુત્રિ! સર્વ બ્રાહ્મણ, ગુરૂ, બંધુ, સર્વ ચાકર, મિત્ર, સંબંધી માતા તથા મારે વિષે તારૂં કેવું એકાગ્ર ચિત્ત છે તે હું જાણું છું કે, તું સર્વે કરતાં અધિક સ્નેહવાળી છે. વળી તારી શ્રેષ્ઠ આચરણોએ કરી નહીં સંતોષ પામેલું તારા અંતઃપુરમાં તથા શહેરમાં કોઇ પણ નથી એમ માનું છું, માટે આ મહા ક્રોધી બ્રાહ્મણની સેવા કરવા વિષે તનેજ યોજવા એમ હું ઇચ્છું છું. હે પૃથા! બાળક એવી તું મને પુત્રી રૂપે આવી રીતે પ્રાપ્ત થઇ છે કે, તું વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલી, શૂર યાદવની પ્રિય પુત્રી તથા વસુદેવની ભગિની છે. તારા પિતાને તથા મને મિત્રતાહોવાથી તેણે મને પ્રથમ જે સંતાન થશે તે હું તમને આપીશ એમ કહેલું, તેથી તને પ્રીતિએ કરી મને આપી છે, માટે તું શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થએલી તથા તેવાજ કુળમાં રહી વૃદ્ધિ પામી છે, તેથી જેમ એક સુખ ભોગવ્યા પછી બીજું સુખ પ્રાપ્ત થાય, તથા જેમ એક હૃદમાંથી નીકળીને બીજા હૃદમાં જાય, તેમ તારી અવસ્થા થઇ છે. હે શ્રેષ્ઠ! દુષ્ટ કુળમાં ઉત્પન્ન થએલી અને અનેક પ્રકારના બંધનને વશ થયેલી પ્રમદાજન, બાળ- ભાવથી ઘણું કરી દુષ્ટપ્રયુંજ કરે છે. પણ હે પૃથા! તારો જન્મ રાજકુળને વિષે થયો છે તથા તારૂં સ્વરૂપ પણ અદ્ભુત છે, વાસ્તે તું દંભ તથા માનનો ત્યાગ કરીને, વરદાન આપનાર આ બ્રાહ્મણની આરાધના કર; જેથી શ્રેયને પામીશ. હે કલ્યાણિ! નિષ્પાપ મારા કહેવા પ્રમાણે કરવાથી તું કલ્યાણને પામીશ; ને જો બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ આ બ્રાહ્મણ ક્રોધ પામશે તો મારૂં સર્વ કુળ બળી ભસ્મ થશે.

एवं प्राप्स्यसि कल्याणि कल्याणमनघे ध्रुवं ।
कोपिते द्विजश्रेष्ठे कृत्स्नं दह्येत मे कुलं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि [illegible] गुर्जरभाषायां कुंतिकृतविप्रोपास्तिकथनपरो ऽध्यायः ॥ १०२ ॥

# અધ્યાય ૩૦૩ મો. પૃથાની સેવા.

**कुन्त्युवाच—ब्राह्मणं यंत्रिता राजन् परिचरिष्यामि पूजया ।**
**यथाप्रतिज्ञं राजेंद्र न च मिथ्या ब्रवीम्यहं ॥ १ ॥**

કુંતિ કહે છે—હે રાજન્! જેવી તમારી પ્રતિજ્ઞા છે, તેવી રીતે હું નિયમયુક્ત થઇને આ બ્રાહ્મણનો પૂજાદિ સત્કાર કરતી તેની પાસે જઇશ: આ વાક્ય મિથ્યા બોલતી નથી. કેમકે બ્રાહ્મણોની પૂજા કરવામાં તથા તમારૂં પ્રિય કરવામાં મારો સ્વભાવજ છે. માટે જો મહા સમર્થ આ બ્રાહ્મણ, સાયંકાળને વિષે, પ્રાતઃકાળને વિષે, રાત્રિને વિષે અથવા અર્ધ રાત્રિને સમયે આવશે, તો પણ હું જેમ મારી ઉપર ક્રોધ નહીં પામે, તેમ કરીશ. હે રાજેંદ્ર! મને બ્રાહ્મણની પૂજા સત્કાર કરવો એ મ્હોટો લાભ છે. જેથી તમારૂં પ્રિય થશે. વાસ્તે તમે વિશ્વાસ યુક્ત થાઓ, તમારા ગૃહને વિષે વસનાર આ બ્રાહ્મણ કદી અપ્રિય-પણાને પામશે નહીં એ હું તમને સત્ય વાક્ય કહું છું. કેમકે હું જેવી રીતે આ બ્રાહ્મણનું પ્રિય થશે તથા તમારૂં હિત થશે, તેવી રીતે યત્ન કરીશ: માટે તમારા મનનો ઉચાટ નિવૃત્ત પામો. હે પૃથ્વીપતિ! મોટા ભાગ્યવાળા બ્રાહ્મણો પોતાનો પૂજાદિ સત્કાર થાય, તો મનુષ્યને તારવા સમર્થ થાય છે અને જો તેમનું અપ્રિય થાય, તો નાશ કરવા સમર્થ થાય છે, એ હું જાણું છું. આ બ્રાહ્મણ જેવી રીતે સંતોષ પામશે તેવી રીતે તેની શુશ્રૂષા કરીશ. તે મારે લીધે કશી વ્યથાને પામશે નહીં. હે રાજેંદ્ર! જેમ પૂર્વે સુકન્યાએ ચ્યવન ઋષિનો અપરાધ કર્યો તેથી તેણે શર્યાતિ રાજાનું અશ્રેય કર્યું, તેમ બ્રાહ્મણનો અપરાધ થવાથી, તે રાજાઓનું અશ્રેય કરવામાં સાવધ થાય છે. માટે હે નરેંદ્ર! તમે જેવી રીતે મને આ બ્રાહ્મણની સેવા કરવાનું કહ્યું છે, તેવીજ રીતે હું અત્યંત નિયમ યુક્ત થઇ સેવા કરીશ. હે ભારત! એ પ્રમાણે કુંતિએ વાક્ય કહ્યાં તે સાંભળી તેને મળી તેનું વખાણ કરીને કુંતિભોજરાજાએ, તારે આ બ્રાહ્મણની આવી રીતે સેવા કરવી એમ સર્વ બતાવી કહ્યું કે હે નિંદા નહીં પામવા લાયક કલ્યાણરૂપ પુત્રિ! તારે મનમાં કંઇપણ શંકા નહીં રાખીને મારા પોતાના આત્માના તથા કુળના હિત માટે એજ પ્રમાણે કરવું. એ પ્રમાણે પોતાની પુત્રી કુંતિને કહીને બ્રાહ્મ-ણ ઉપર દયાવાન મોટા યશવાળા કુંતિભોજરાજાએ, તે બ્રાહ્મણને પોતાની પુત્રી સેવા માટે અર્પણ કરી કહ્યું કે હે બ્રહ્મન્! સુખે કરી વૃદ્ધિ પામેલી આ મારી બાળક કન્યા, કંઇ પણ તમારો અપરાધ કરે તે તમારે મનમાં લાવવો નહીં. હે ઋષિ! મોટા ભાગ્યવાળા બ્રા-હ્મણો અપરાધી, વૃદ્ધ, બાળક તથા તપસ્વી ઉપર સદૈવ ક્રોધ રહિતજ રહે છે કેમકે કોઇએ મોટો અપરાધ કર્યો હોય તો પણ તેઓએ શાંતિ રાખવી. માટે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ઋષિ! આ કન્યા પોતાની શક્તિ પ્રમાણે તમારી પૂજા કરે, તે તમારે ઉત્સાહ પૂર્વક સ્વિકારવી. હે જનમેજય! એ પ્રમાણે કુંતિભોજ રાજાનાં વચન સાંભળીને તે બ્રાહ્મણે ઘણું સારૂં એમ કહ્યું; જેથી તે રાજા પોતાના મનમાં અત્યંત પ્રસન્ન થયો. પછી કુંતિભોજ રાજાએ તે બ્રાહ્મણને રહેવા સારૂ હંસ તથા ચંદ્રના કિરણ સરખું પ્રકાશમાન અગ્ન્યાગાર સોંપ્યું અને શ્રેષ્ઠ આસન તથા આહારાદિનાં સાહિત્ય પણ નિવેદન કર્યા. ત્યારે કુંતિભોજરાજાની પુત્રી કુંતિ આલસ્ય તથા ગર્વનો ત્યાગ કરીને, તે બ્રાહ્મણનું આરાધન કરવા લાગી. પછી પવિત્રતાને પરાયણ સતી પૃથા, પૂજન પામવા લાયક બ્રાહ્મણની પાસે તે ગૃહમાં જઇને, યથા-ર્થ પરિચર્યાએ કરી ભગવાનની પેઠે તેને સંતોષ પમાડવા લાગી.

तत्र सा ब्राह्मणं गत्वा पृथा शौच परा सती ।
विधिवत्परिचारार्हं देववत्परितोषयत् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुण्डलाहरणपर्वणि [illegible]पाङ्क्तिसार-पर्वाणि गुर्जरभाषायां त्र्यधिकात्रिशततमोऽध्यायः ॥ ३०३ ॥

## અધ્યાય ૩૦૪ મો. કુંતિને મન્ત્ર પ્રાપ્તિ.

वैशंपायन उवाच—सा तु कन्या महाराज ब्राह्मणं सं[illegible]व्रतम् ।
तोषयामास शुद्धेन मनसा संशितव्रता ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે મહારાજ જનમેજય ! સ્થિર વ્રતવાળી તે કન્યા પોતાના શુદ્ધ મને કરી, સ્થિર વ્રતવાળા તે બ્રાહ્મણને સંતોષ પમાડવા લાગી; ત્યારે તે બ્રાહ્મણ હું પ્રાતઃકાળમાં પાછો આવીશ એમ કહીને જાય, પણ કહ્યા પ્રમાણે આવતા ન હતા; કોઈ વેળા સાયંકાળે અથવા રાત્રીના સમયે આવતા હતા. તોપણ તે કન્યા સમયને વિષે ભક્ષ્ય, ભોજ્ય, આસન તથા શય્યાદિ અર્પણ કરીને, તે બ્રાહ્મણનો સત્કાર કરતી હતી. તે બ્રાહ્મણને કુંતિ શય્યાદિ અર્પણ કરતી હતી. તે દિવસે દિવસે અધિક પ્રાપ્ત થતાં હતાં, પણ કમી થતાં ન હતાં. હે જનમેજય ! પૃથા તે બ્રાહ્મણનું નિર્ભત્સના અપવાદ તથા અપ્રિય વાણીએ કરી કોઈ પણ દિવસ અપ્રિય કરતી ન હતી. તે બ્રાહ્મણ કોઈ વખત તો કહેલો સમય વહી ગયા પછી આવતા હતા, કોઈ વખત તો મુદ્દલ આવતાજ ન હતા તથા કોઈ વેળા તો અતિ દુર્લભ અન્ન આપ એમ કુંતિને કહેતા હતા. તે સમય શિષ્ય, પુત્ર તથા પુત્રીના આચરણવાળી પૃથા, તે બ્રાહ્મણને જાણે તૈયારજ હોય એમ ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત કરતી હતી. અનિંદિત રત્નરૂપ કન્યા કુંતિ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવાને યથાયોગ્ય પ્રીતિ ઉત્પન્ન કરતી હતી. તેથી તે બ્રાહ્મણ પૃથાનાં શ્રેષ્ઠ શીલ, આચર્યાં તથા ચિત્તની એકાગ્રતાએ કરી અત્યંત પ્રસન્ન થઇને, તેના શ્રેયનો મોટા યત્નથી વિચાર કરવા લાગ્યા. હે ભારત ! પૃથાને તેના પિતા કુંતિભોજ રાજા, પ્રાતઃકાળને વિષે તથા સાયંકાળને વિષે સદૈવ પૂછતા હતા કે હે પુત્રિ ! તારી કરેલી સેવાએ કરી બ્રાહ્મણ સંતોષ પામે છે ? ત્યારે તે કન્યા તેને કહેતી હતી કે હે પિતા, બ્રાહ્મણ મારી કરેલી સેવાએ કરી અત્યંત પ્રસન્ન થાય છે, તમારે નિસંદેહ રહેવું. એ પ્રમાણેનાં પોતાની પુત્રી કુંતિનાં વચન સાભળીને, તેના પિતા કુંતિભોજ રાજા, મનમાં અત્યંત પ્રસન્ન થતા હતા. એ પ્રમાણેની આરાધનાએ કરી તે બ્રાહ્મણને કુંતિભોજ રાજાને ત્યાં રહેતાં એક વર્ષ પરિપૂર્ણ થયું, પણ તે કન્યાનો અનાચાર તેણે કંઇ પણ જોયો નહીં, તેથી અત્યંત પ્રસન્ન થઇને તેને કહ્યું કે હે શ્રેષ્ઠ ! તેં કરેલી મારી પરિચર્યાએ કરી હું ઘણો પ્રસન્ન થયો છું; માટે તું મનુષ્યોને દુર્લભ એવાં ઇચ્છિત વરદાન માગ; જેથી પ્રાપ્ત થયેલા યશે કરી સર્વ સ્ત્રિઓમાં ઉત્તમ ગણાઇશ. કુંતિ બોલી કે હે વેદ જાણનારાઓમાં ઉત્તમ બ્રાહ્મણ ! મારી ઉપર તમે તથા મારા પિતા પ્રસન્ન થયા, એજ તમ સહિત સર્વ બ્રાહ્મણોએ મારૂં સર્વ પ્રિય કર્યું. બ્રાહ્મણે કહ્યું કે હે સુંદર હાસ્યવાળી કલ્યાણરૂપ કન્યા ! તું મારાથી વરદાન લેવા ઇચ્છતી નથી, તો પણ હું દેવતાઓને બોલાવવા સારૂ જે મંત્ર આપું

તે ગ્રહણ કર: જેણે કરી તું જે જે દેવતાને આવાહન કરીશ, તે તે નમ્રતાવાન થઇ તારે વશ થશે. વૈશંપાયન કહે છે—હે નૃપ! એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને તે કન્યા, શાપના ભયથી વરદાન માગવાની બીજી વાર ના કહેવા સમર્થ થઇ નહીં. પછી તે બ્રાહ્મણે તે કન્યાને અથર્વવેદના મંત્ર શીખવીને, કુંતિભોજ રાજાને કહ્યું કે—હે રાજા! હું તારા ગૃહને વિષે સુખે કરી રહ્યો, તારી કન્યાએ મને પરિચર્યાએ કરી ઘણો સંતોષ્યો તથા મારો સત્કાર પણ ઘણો શ્રેષ્ઠ થયો. હે ભારત! એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ અકસ્માત અંતર્ધ્યાન થયા. ત્યારે ત્યાંજ અંતર્ધ્યાન થયેલા તે બ્રાહ્મણને જોઇ અત્યંત વિસ્મય પામીને કુંતિભોજ રાજાએ પૃથાનાં ઘણાં વખાણ કર્યા.

स तु राजा द्विजं दृष्ट्वा तत्रैवांतर्हितं तदा ।
बभूव विस्मयाविष्टः पृथां च समपूजयत ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि पृथायामंत्रप्राप्तौ गुर्जरभाषायां चतुराधिकात्रिशततमोऽध्यायः ॥ ३०४ ॥

## અધ્યાય ૩૦૫ મો. સૂર્યનું વરદાન.

वैशंपायन उवाच—गते तस्मिन् द्विज श्रेष्ठे कस्मिंश्चित्कारणांतरे ।
चिंतयामास सा कन्या मंत्र ग्रामबलाबलं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવા તે બ્રાહ્મણ કોઇ કારણસર ત્યાંથી ગયા પછી તે કન્યા, મંત્ર સમૂહનો બળાબળ વિચાર કરવા લાગી કે, મહાત્મા તે બ્રાહ્મણે આ મંત્ર મને આપ્યો છે, પણ હું થોડા દિવસમાં એના બળનું પારખું કરીશ. એ પ્રમાણે વિચાર કરતી એવી તે કન્યાને યદૃચ્છાથી ઋતુ દેખાયો, જે બાળ ભાવમાં દેખાવાથી લજ્જાયુક્ત થઇ. પછી અમૂલ્ય શય્યા ઉપર શયન કરવા લાયક તે કન્યા હર્મ્યતળ ઉપર ઉભી હતી, તે વેળા તેણે ઉદય પામતા એવા સુર્યમંડળને જોયું. અને તેમાં તેની દૃષ્ટિ તથા મન બંધાયાં; પણ તેના તેજે કરી કંઇપણ તાપ પામી નહીં. તે કન્યાની દિવ્ય દૃષ્ટિ હોવાથી તેણે તે મંત્રના યોગથી તે મંડળમાં કવચ તથા કુંડળ પહેરેલા સુર્યને જોયા. તે સમય હે નરાધિપ! તે કન્યાને બ્રાહ્મણે આપેલા મંત્રને વિષે આશ્ચર્ય હોવાથી, તે તેણે કરી સુર્યનું આવાહન કરવા લાગી. ત્યારે પ્રથમ તે કન્યાએ આચમન કરી અને નેત્ર તથા કર્ણાદિ ઇંદ્રિયોને જળયુક્ત હસ્તથી સ્પર્શ કરીને, તે મંત્રે કરી સુર્યને બોલાવ્યા તેથી સુર્યે પોતાના યોગાભ્યાસે કરી બે સ્વરૂપ ધર્યાં, તેમાં એક સ્વરૂપે કરી પોતાના મંડળમાં રહી વિશ્વને પ્રકાશ્યું અને લાલ નેત્રવાન, મહા ભુજાવાન, શંખાકૃતિ ગળાવાન અંગદ તથા મુકુટ ધારણ કરેલું અને સર્વને પ્રકાશ કરે એવું બીજું સ્વરૂપ લઇ કુંતિ પાસે આવી કહ્યું કે હે કલ્યાણરૂપ! હું તારા મંત્રના બળથી તને વશ થઇ અહીં આવ્યો છું, તારું શું પ્રિય કરું? તું કહીશ તે કરીશ. કુંતિએ કહ્યું કે હે મહા સમર્થ! તમે જ્યાંથી આવ્યા ત્યાં પાછા જ-

ઓ, મેં આશ્રયથી તમારૂં આવાહન કર્યું છે; માટે પ્રસન્ન થાઓ. સૂર્ય બોલ્યા કે હે શ્રેષ્ઠ દેહવાળી ! તું મને જાઓ એમ કહેવા લાયક નથી, કેમકે દેવતાને બોલાવીને તેનાથી પ્રસાદ મેળવ્યા વગર જાઓ એમ કહેવું એ ન્યાય નથી. હે વરવર્ણિની ! તને પરાક્રમે કરી સર્વ કરતાં અધિક અને કવચ તથા કુંડળ ધારણ કરેલો મને સૂર્યથી પુત્ર થાય એવી ઇચ્છા છે માટે હે હસ્તિ સરખી ગતિ કરનાર ! મને તારા આત્માનું પ્રદાન કર, જેથી તું તારા મનવાંચ્છિત પુત્રને પામીશ: અને હું પણ તારી સાથે સમાગમ કરીને જઈશ. જો તું મારા કહેવા પ્રમાણે મારૂં પ્રિય નહીં કરે, તો ક્રોધ પામેલો હું તને શાપ આપીશ અને તારે લીધે મંત્ર આપનાર બ્રાહ્મણને તથા તારા પિતાને બાળી ભસ્મ કરીશ. કારણ તારો પિતા તારા તથા તને મંત્ર આપનાર બ્રાહ્મણના અન્યાયને જાણતો નથી. વળી હું તારૂં શીલ તથા વતનો કંઈ પણ વિચાર નહીં કરીને તને દંડ આપીશ; કારણ તેં મને જાણ્યો છે, તે સ્વર્ગમાં રહેલા ઇંદ્રાદિ દેવતા જુવે છે. તેને તું મારી આપેલી દિવ્ય દૃષ્ટિએ કરી જો, જેણે કરી મને તું જુવે છે.

વૈશંપાયન કહે છે—હે ભારત ! એ પ્રમાણે સૂર્યનાં વચન સાંભળીને કુંતિભોજ રાજાની પુત્રી રૂપ કુંતિએ આકાશ સામું જોયું. તે સમય તેણે જેમ પોતાની પાસે ઉભેલા ભાનુને જોયા, તેમજ પોતપોતાના સ્થાનને વિષે રહેલા ઇંદ્રાદિ દેવતાઓને પણ જોયા. તેથી લજ્જા યુક્ત થઈને તે કન્યાએ સૂર્યને કહ્યું કે હે મહા સમર્થ ! તમે પોતાના વિમાન પ્રત્યે જાઓ, મેં બાળક ભાવથી મોટો દુઃખરૂપ અપરાધ કર્યો છે. હે સૂર્ય ! આ દેહનું કોઈ વરને પ્રદાન કરવું તેનો અખતીયાર માતા, પિતા તથા ગુરૂને છે, માટે હું જગત્માં ધર્મનો લોપ કરીશ નહીં. કેમકે સ્ત્રિયોનું પોતાના દેહની રક્ષા કરવી એ રૂપ આચરણ સર્વત્ર માન પામે છે. હે મહા સમર્થ વિભાવસુ ! મેં બાળક ભાવથી મંત્રનું બળ જાણવા સારૂ તમને બોલાવ્યા, માટે તમે આ બાળક છે, એમ માની મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. સૂર્યે કહ્યું કે હે શ્રેષ્ઠ કુંતી કન્યા ! તેં બાળપણથી મારા કરેલા અપરાધનો બદલો તું મારાથી અપરાધને પામીશ નહીં, માટે આત્મપ્રદાન કર: જેથી તને શાંતિ થશે. તેં મંત્રે કરી બોલાવેલા મને, " તારી પાસે આવવાનું ફળ તને આપ્યા વગર " તારી સાથે સમાગમ કર્યા વગર જવું એ યોગ્ય નથી, કેમકે જો હું ફળ આપ્યા વગર જઈશ તો દેવતાઓમાં તથા જગત્માં મોટી હાનિને પામું. માટે તું મારી સાથે સમાગમ કર: જેથી મારા સરખા પુત્રને પામીશ અને સર્વ લોકમાં માન્ય થઈશ એમાં સંશય નથી.

सा त्वं मया समागम्य पुत्रं लप्स्यसि मादृशं ।
विशिष्टा सर्वलोकेषु भविष्यसि न संशयः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुण्डलाहरणपर्वणि सूर्योपाख्याने कर्णोपाख्याने पंचाधिकत्रिशततमोऽध्यायः ॥ ३०५ ॥

---

## અધ્યાય ૩૦૬ મો. સૂર્ય અને પૃથાનો સમાગમ.

**वैशंपायन उवाच—सा तु कन्या बहु विधं ब्रुवंती मधुरं वचः ।**
**अनुनेतुं सहस्रांशुं न शशाकमनस्विनी ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! અનેક પ્રકારનાં મધુર વચન બોલતી એવી તથા મોટા વિચારવાળી તે કન્યા, સૂર્યને સમજાવવા સમર્થ થઈ નહીં, પછી જ્યારે પૃથા સૂર્યને તેના કહેવા વિષે ના કહેવામાં સમર્થ થઈ નહી ત્યારે તેના શાપથી ભય પામીને મોટો વિચાર કરવા લાગી કે અરે ! ક્રોધ પામેલા સૂર્યથી વગર અપરાધી મારા પિતા તથા બ્રાહ્મણને શાપની પ્રાપ્તિ કેમ ન થાય ? અરે ! બાળકે અથવા સાધુ પુરૂષે કોઈ પણ સૂર્ય તથા દુર્વાસાદિની આરાધનાદિ કરવું નહીં, કારણ હું તેમ કરવાથી અત્યંત ભયને પામું છું. કેમકે મારે પોતાના આત્માનું પ્રદાન કરવું એ યોગ્ય નથી ! હવે હું કેમ કરૂં ? ! વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે પોતાના હૃદયમાં ઘણા વિચાર કરતી એવી, તેના શાપથી ભય પામતી એવી, મહા તાપ પામેલા અંગવાળી તથા વારંવાર મુખે કરી હસતી એવી કુંતિ લજ્જાયુક્ત થઇ વિહ્વલ વાણીથી સૂર્યને કહેવા લાગી કે હે દેવ ! મારા પિતા માતા તથા બાંધવો જીવે છે. માટે મારાથી તમારા કહેવા પ્રમાણે કરવા રૂપ વિધિનો લોપ થાય નહીં. હે સૂર્ય ! વિધિ વગર તમારી સાથે સમાગમ થાય, તો મારે નિમિત્તે જગતમાં મારા કુળની કીર્ત્તિ નાશ પામે. માટે હે સૂર્ય ! જો તમે મારાં કહેલાં એ વાક્ય ધર્મરૂપ છે એમ માનતા હો, તો હું મારા આત્માનું પ્રદાન વગર બાકી તમારૂં ઇચ્છિત કરૂં, કારણ સતીને તેવી રીતે કરવું એ અયોગ્ય નથી. હે દેવ ! દેહધારીને ધર્મ, યશ, કીર્તિ તથા આયુષ્યની પ્રાપ્તિ તમથીજ થાય છે. સૂર્યે કહ્યું કે હે શ્રેષ્ઠ મુખવાળી ! તારૂં કલ્યાણ થાઓ, તારાં માતા, પિતા તથા ગુરૂનો તારે વિષે કશો અધિકાર નથી, તેનું કારણ કહું તે તું સાંભળ. હે રાજપુત્રિ ! બાળકી સર્વની કામના કરે માટે તેનું આ લોકમાં કન્યા એવું નામ પડયું છે, વાસ્તે તું સ્વતંત્ર છે. માટે મારા કહેવા પ્રમાણે કરવાથી તને કશો પણ અધર્મ થશે નહીં; જો અધર્મ થાય એમ હોય, તો હું લોકનું પ્રિય કરવા માટે તેમ કદી કરૂં નહીં. હે પૃથા ! સ્ત્રિયો તથા પુરૂષો સર્વ અનાવૃત છે પણ સર્વને વિવાહ તથા નિયમાદિ વિકાર થવાનું કારણ એક સ્વભાવજ છે એમ સર્વત્ર કહ્યું છે. વાસ્તે તું મારી સાથે સમાગમ કર, અને ત્યાર પછી પાછી કન્યા થઈશ તથા તને મોટા યશવાળો પુત્ર થશે. કુંતિએ કહ્યું કે હે સર્વ અંધકારને નાશ કરનાર ! જો મને તમારાથી કુંડળ ધારણ કરેલો, કવચ પહેરેલો, મહા શૂરવીર, મહાબાહુ તથા મહા બળવાન પુત્ર થાય એમ હોય, તો હું તમારાં કહેલાં વાક્ય માન્ય કરૂં છું. સૂર્ય બોલ્યા કે હે કલ્યાણરૂપ ! તને મહા બળવાન, અમૃતથી ઉત્પન્ન થયેલાં કુંડળ ધારણ કરેલો તથા કવચ પહેરેલો પુત્ર થશે. કુંતિ બોલી કે હે સૂર્ય ! જો તમે મારાથી જે પુત્ર ઉત્પન્ન કરો તેને અમૃતથી ઉત્પન્ન થયેલાં કુંડળ તથા કવચ પ્રાપ્ત થાય એમ હોય, તો તમારા કહેવા પ્રમાણે મને તમારી સંગાથે સંગમ ભલે થાઓ; કારણ તમારાં વીર્ય, રૂપ તથા બળથી ઉત્પન્ન થનાર તે મહાધર્મ યુક્ત થાઓ. સૂર્યે કહ્યું કે હે કુંતિભોજ રાજાની પુત્રિ ! મને પૂર્વે અદિતિએ જે બે કુંડળ આપ્યાં છે, તે તથા ઉત્તમ કવચ તારાથી ઉત્પન્ન થનાર પુત્રને હું આપીશ. કુંતિએ કહ્યું કે મહા સમર્થ ! જો તમારા કહેવા પ્રમાણે મને થાય

એમ હોય, તો હું સમાગમ કરીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે કુંતીનાં વચન સાંભળીને સૂર્યે એમજ થશે એમ કહી અંતઃપુરમાં પ્રવેશ કરી તેની નાભિને વિષે સ્પર્શ કર્યો. પછી સૂર્યના તેજે કરી જાણે વિહ્વળજ થઇ હોય એવી તે કન્યા, બેભાન થઇને શય્યાને વિષે પડી ગઇ. તે સમયે સૂર્યે તેને કહ્યું કે હે સુશ્રોણિ! હું, જેમ તું પુત્રને ઉત્પન્ન કરીશ તથા પાછી કન્યા થઇશ, તેમ ઉપાય કરીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એવાં સૂર્યનાં વચન સાંભળીને લજ્જાયુક્ત થએલી તે બાળાએ સંગમને માટે પ્રાપ્ત થએલા તેને કહ્યું કે હે પ્રભુ! તમારા કહેવા પ્રમાણે થાઓ. હે રાજેંદ્ર! એ પ્રમાણે મુખ આગળ બોલતી એવી, કુંતિભોજ રાજાની પુત્રી તથા લજ્જાયુક્ત થઇને પોતાના વસ્ત્ર સંબંધી યાચના કરતી એવી કુંતિ, મોટો મોહ ઉપજવાથી, જેમ ભાંગેલી લતા પડે, તેમ શય્યાને વિષે પડી ત્યારે તીક્ષ્ણ કિરણવાન સૂર્યે તેને પોતાના તેજે કરી મોહ પમાડી તે પાસે બેસીને, વચને કરી પોતાને વશ કરી, પણ દૂષણ કરી નહીં: જેથી ફરીને તે સંજ્ઞાને પામી.

तिग्मांशुस्तां तेजसा मोहयित्वा योगेनाविश्यात्मसंस्थां चकार ।
न चैवैनां दूषयामास भानुः संज्ञां लेभे भूय एवाथ बाला ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि सूर्यकुंतीसमागमे गुर्जरभाषायां षडधिकत्रिशततमोऽध्यायः ॥ ३०६ ॥

## અધ્યાય ૩૦૭ મો. કર્ણનો જન્મ.

वैशंपायन उवाच—ततो गर्भः समभवत्पृथायाः पृथिवीपते ।
शुक्ले दशोत्तरे पक्षे तारापतिरिवाम्बरे ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે પૃથ્વીનાપતિ જનમેજય! ત્યાર પછી કુંતિને માઘ શુક્લ પ્રતિપદાને દિવસે, જેમ શુક્લ પક્ષમાં આકાશને વિષે ચંદ્રનો ઉદય રહે, તેમ ગર્ભ રહ્યો. ત્યારે તે પોતાના બાંધવજનોના ભયથી તેને ગુપ્ત રાખતી હતી, તેથી તેની કોઇને ખબર પડી ન હતી. કેવળ કુંતિની રક્ષા કરવા સારૂ તેના પિતાએ રાખેલી દાસી વગર બીજી કોઇ સ્ત્રિઓને પણ તે વાતની ખબર હતી નહીં. ત્યાર પછી કુંતિ સમય પરત્વે દેવતા સરખા કાંતિવાળા, કવચ પહેરેલા, સુવર્ણનાં ઉજ્વળ કુંડળ પહેરેલા, સિંહ સરખાં નેત્રવાન તથા સૂર્ય સરખા તેજસ્વી પુત્રરૂપ ગર્ભને પ્રસવ થઇ. અને દેવ એવા સૂર્યની કૃપાથી કન્યારૂપ પણ રહી. હવે જે વખત પોતાથી પુત્રનો જન્મ થયો, તેજ વખત પોતાની ધાત્રિની સાથે મનસુબો કરીને કુંતિ, સુંદર આસ્તરણ બીછાવેલી પેટીમાં તે બાળકને રાખી તેને બંધ કરી તે જળમાં બુડી ન જાય, તે સારૂ તેની ઉપર મીણ લપેટી તેને અશ્વ નદીને વિષે મુકી આવવા તૈયાર થઇ અને પુત્રમાં સ્નેહને લીધે રૂદન કરતાં વિલાપનાં વાક્ય બોલી કે હે બાળક! તારૂં સર્વ દિશાઓને વિષે તથા રાજાઓ, દિવ્યભૂત અને જળચરથી કલ્યાણ થાઓ! હે પુત્ર! જળને વિષે તેના રાજા વરૂણ, અંતરિક્ષને વિષે સર્વવ્યાપી વાયુ તથા જેણે

દિવ્ય વિધિએ કરીને તારી મને પ્રાપ્તિ કરી છે એવા તારા પિતા સૂર્ય તારી સર્વત્ર રક્ષા કરો ! વળી હે પુત્ર ! બાર સૂર્ય, આઠ વસુ, અગિયાર રૂદ્ર, સાધ્ય, વિશ્વદેવા, દેવતા ઇંદ્ર સહિત ઓગણુ પચાસ વાયુ તથા અધિષ્ઠાતા સહિત સર્વ દિશાઓ તારી સારી સ્થિતિને વિષે તથા અવળી સ્થિતિને વિષે સદૈવ રક્ષા કરો ! અરે ! હું વિદેશમાં પણ રહેલા તને તારા શરીર ઉપરના કવચરૂપ ચિન્હે કરી ઓળખીશ ! હે પુત્ર ! તારા પિતા વિભાવસુને ધન્ય છે, કારણ જે સેનામાં પ્રાપ્ત થયેલા તને પોતાની દિવ્ય દૃષ્ટિથી જોશે ! હે સુર્યથી ઉત્પન્ન થયેલા પુત્ર! જે સ્ત્રી તને પુત્ર રૂપે ગ્રહણ કરશે, તે ધન્ય છે; કેમકે તૃષાવાન તું તેનાં સ્તનપાન કરીશ ! અરે ! જે સ્ત્રી સર્વ સુરખા તેજસ્વી, દિવ્ય કવચ ધારણ કરેલા, દિવ્ય કુંડળ પહેરેલા, કમળ સરખાં વિશાળ નેત્રવાન, લાલ પદ્મના દળ સરખા ઉજ્વળ વર્ણવાળા, જેનું સુંદર લલાટ છે એવા અને શ્રેષ્ઠ વાળ છે મસ્તક ઉપર જેને એવા તને પુત્ર રૂપે ગ્રહણ કરશે, તેણે આજે કેવું સ્વપ્ન જોયું હશે ! અરે ! જે સ્ત્રી પૃથ્વી ઉપર રીખતા એવા, કાલાં કાલાં વાક્ય બોલતા તથા શરીર ઉપર રજલેપન થયેલા તને જોશે, તે ધન્ય છે એમ હું માનું છું ! વળી તે સ્ત્રી યુવાન અવસ્થા પ્રાપ્ત થયેલા તથા કેશરી સિંહ સરખા તને પોતાની દૃષ્ટિથી જોશે, માટે ધન્ય છે ! હે રાજન્ ! એ પ્રમાણે ઘણા વિલાપ કરતી એવી, પુત્રના શોકે કરી પીડા પામેલી અને રૂદન કરતી એવી પૃથા, પોતાના પિતાને ખબર ન પડે એ હેતુથી તે પેટીને અશ્વ નદીના જળમાં ત્યાગ કરીને, પોતાની દાસી સહિત રાત્રિને વિષે ગૃહ પ્રત્યે આવી; અને વળી શોક કરી આતુર થઇ. હવે તે પેટી અશ્વ નદીથી ચર્મણ્વતી નામની નદી પ્રત્યે ગઇ. ત્યાંથી યમુના પ્રત્યે તથા ત્યાંથી ગંગાજી પ્રત્યે ગઇ. અને તેના જળે કરી તણાતી તણાતી બાળક જેમાં હતો તે પેટી અધિરથ નામના સુતના દેશમાંની ચંપા પૂરી સમિપ ગઇ. હે રાજન્ ! અમૃતથી ઉત્પન્ન થયેલાં દિવ્ય કુંડળ સહિત તે બાળકના શરીર ઉપરનાં કવચે સુર્યથી ઉત્પન્ન થયેલા અને ઇશ્વરે નિર્માણ કરેલા ગર્ભરૂપ બાળકને ધારણ કર્યો એટલે તે જીવતો રહ્યો.

अमृतादुत्थितं दिव्यं तनु वर्म स कुंडलं ।
धारयामास तं गर्भं दैवंचविधिनिर्मितं ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि कर्णपरित्यागे गुर्जरभाषायां सप्ताधिकत्रिशततमोऽध्याय ॥ ३०७ ॥

-------------

## અધ્યાય ૩૦૮ મો. રાધાને કર્ણની પ્રાપ્તિ.

वैशंपायन उवाच—एतस्मिन्नेव काले तु धृतराष्ट्रस्य वै सखा ।
सूतोऽधिरथ इत्येव सदारोजान्हवीं ययौ ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે સમય ધ્રુતરાષ્ટ્ર રાજાનો સખા અધિરથ નામનો સૂત પોતાની સ્ત્રી સહિત, જાન્હવી ગંગા પ્રત્યે ગયો. હે રાજન્ ! તે અધિરથની પત્નીને વિષે

રૂપે કરી જેના સરખી બીજી કોઇ સ્ત્રી ન હતી. મહા ભાગ્યવાળી અને કર્ણપણુ સંતાન નહીં હતું એવી રાધા નામની સ્ત્રી હતી. તેણે પૂર્વે સંતાન પ્રાપ્ત થવાના ઘણા યત્ન કર્યાં હતા. તેણે ભાગ્યથી ગંગાના જળની લહેરે કરી તણાતી તણાતી પોતાની પાસે આવતી દુર્વા કંકણરૂપે જેની ઉપર વીંટી હતી તથા કંકુના હાથા વાળી પેટીને જોઇ, એટલે આશ્ચર્યયુક્ત થઇ પોતાની સાથેના ચાકરોની પાસે ગ્રહણ કરાવીને, પોતાના પતિ અધિરથને જણાવી. ત્યારે તેણે તે પેટીને જળની બહાર કાઢીને યંત્ર કરી ઉઘાડી. તો તેમાં ઉગતા સૂર્ય સરખા પ્રકાશમાન, સુવર્ણનું કવચ પહેરેલા તથા કુંડળ પહેરવાથી શોભિતા મુખવાન બાળકને જોઇને પોતાની સ્ત્રી સહિત તે અત્યંત વિસ્મય પામવાને લીધે સ્ફુરણાયમાન નેત્રવાન થયો, અને તેણે પોતાના ખોળામાં બેસારી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે હે પ્રિયે ! હું જે દિવસથી ઉત્પન્ન થયો છું તે દિવસથી આ અદ્ભુત આજેજ મેં જોયું; આ દેવતા સરખા બાળક આપણને પ્રાપ્ત થયો એમ હું માનું છું. અરે ! સંતાન વગરનાં આપણને દેવતાઓએ આ બાળક આપ્યો ! એ પ્રમાણે કહીને અધિરથ સૂતે, તે બાળક પોતાની રાધા નામની સ્ત્રીને આપ્યો. ત્યારે તેણે દિવ્ય સ્વરૂપવાન, કમળના ગર્ભ સરખી કાંતિવાળા તથા દેવતાના બાળક સરખા તે બાળકને વિધિથી ગ્રહણ કર્યો. પછી રાધા તે બાળકનું પોષણ કરતી હતી, તેથી તે પ્રતિ દિવસે વૃદ્ધિ પામતો હતો; અને ત્યાર પછી તે દંપતિને બીજા પણ પુત્રોની પ્રાપ્તિ થઇ હતી. તે બાળકના શરીર ઉપર સુવર્ણનું કવચ હતું તેથી બ્રાહ્મણોએ તેનું વસુષેણ નામ પાડ્યું. હે ભારત ! એ પ્રમાણે પૃથાનો તે અત્યંત પરાક્રમી બાળક અધિરથ નામના સૂતનો પુત્ર થયો, માટે તેનાં સૂત પુત્ર, વસુષેણ તથા વૃષ એવાં નામ જગત્માં પ્રસિદ્ધ થયાં. મહા પરાક્રમી તે બાળક અધિરથ સૂતના દેશમાં રહી વૃદ્ધિ પામ્યો, તેની ખબર કુંતિને ચાકરોથી પડી હતી. હવે અધિરથના સૂતે અવસ્થાએ કરી વૃદ્ધિ પામેલા પોતાના પુત્રને જાણીને, હસ્તિનાપુર પ્રત્યે મોકલ્યો. ત્યારે તે હસ્તિનાપુર પ્રત્યે જઇ દ્રોણાચાર્યને ત્યાં રહી અસ્ત્ર વિદ્યા શિખતાં દુર્યોધનની સાથે સખાપણાને પામ્યો. હે ભારત ! એ સૂત પુત્ર દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા પરશુરામની પાસેથી ચાર પ્રકારની અસ્ત્રવિદ્યા સમગ્ર શિખ્યો; તેથી જગત્માં મહા ધનુષધારી કહેવાયો. કૌરવોની સાથે સ્નેહ હોવાને લીધે પાંડવોનું અપ્રિય ચાહનાર કર્ણ, સદૈવ અર્જુનની સંગાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખતો હતો; તેથી તેને તેની સાથે મોટી સ્પર્ધા રહેતી હતી. તેમજ અર્જુનને પણ તે કર્ણ જેવો દૃષ્ટિએ પડે, કે તે વેળા તેની ઉપર સ્પર્ધા ઉત્પન્ન થતી હતી. હે મહારાજ જનમેજય ! કર્ણ સૂર્યથી કુંતિને વિષે ઉત્પન્ન થયો અને સૂતના કુળમાં વૃદ્ધિ પામ્યો એ દિવાકરનું ચરિત ગુપ્ત છે એમાં સંશય નથી. કુંડળ ધારણ કરેલા તથા સુવર્ણના કવચવાન કર્ણને જોવાથી યુદ્ધમાં અવધ્ય માનીને યુધિષ્ઠિર રાજા ઘણા તાપ પામતા હતા. તે જ્યારે મધ્યાન્હ કાળને વિષે જળમાંથી નીકળી સૂર્યની સ્તુતિ કરતો, ત્યારે તેની પાસે સદૈવ બ્રાહ્મણો દ્રવ્ય લેવા માટે આવતા, તે વેળા તેને તેઓને નહીં આપવાનું કંઇજ ન હતું: કારણ એવો તેનો નિયમજ હતો. માટે કોઇ દિવસે ઇંદ્ર બ્રાહ્મણનો વેશ લઇ 'ભિક્ષા આપ' એમ કહીને કર્ણની પાસે ઉભો; ત્યારે રાધા પુત્રે તમે ભલે આવ્યા એમ તેને કહ્યું.

**तमिन्द्रो ब्राह्मणो भूत्वा भिक्षां देहीत्युपस्थितः ।**
**स्वागतं चेति राधेय स्तमथ प्रत्यभाषत ॥**

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि राधाकर्णभाषा गुर्जरभाषायामष्टाधिकाविशततमोऽध्यायः ॥ ३०८ ॥

## અધ્યાય ૩૦૯ મો. કર્ણ પાસે ઇંદ્રની યાચના.

वैशंपायन उवाच—देवराजमनुप्राप्तं ब्राह्मणच्छद्मना वृतं ।
दृष्ट्वा स्वागतमित्याह न बुबोधास्य मानसं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! બ્રાહ્મણને સ્વરૂપે આવેલા ઇંદ્રને જોઇને કર્ણે, 'તમે ભલે આવ્યા' એમ કહ્યું; પણ તેના મનની ઇચ્છા કંઇએ જાણી નહીં. પછી અધિરથિ કર્ણે બ્રાહ્મણરૂપ ઇંદ્રને કહ્યું કે હે વિપ્ર! હું તમને સુવર્ણનાં પદક બાંધેલી સ્ત્રીયો, ગામ અથવા ગાયોનાં ટોળાં આદિ શું આપું? તેમાંથી જે ઇચ્છા હોય તે માગો. બ્રાહ્મણે કહ્યું કે હે દાનસ્વિ કર્ણ! હું મનુષ્યને પ્રીતિની વૃદ્ધિ કરનાર સ્ત્રિઆદિ તારી પાસેથી લેવા ઇચ્છતો નથી. તે લેવાં જે ઇચ્છતા હોય તેને તું આપ. મને તો જો તું સત્ય વ્રતયુક્ત હોય, તો તારા જન્મની સાથે ઉત્પન્ન થયેલું શરીર ઉપરનું કવચ તથા બે કુંડળ ઉતારી આપ. એજ હું તારી પાસેથી લેવા ઇચ્છું છું અને એજ મોટો લાભ પણ માનું છું. કર્ણે કહ્યું કે હે વિપ્ર! હું તમને પૃથ્વી, ગાયો અથવા ઘણાં વર્ષ સુધી તમારી આજીવિકા ચાલવા માટે ક્ષેત્રાદિ તમે કહો તે આપું, પણ કવચ તથા કુંડળ આપીશ નહીં. વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! એ પ્રમાણે કર્ણે તે બ્રાહ્મણની તેના માગવા વગરના બીજા પદાર્થ માગવા વિષે ઘણાં વાક્ય કહી પ્રાર્થના કરી. સાંત્વના કરી તથા પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરી. પણ તેણે પોતાના કહેલા વગર બીજું કંઇ પણ માગ્યું નહીં. ત્યારે વળી હસીને કર્ણે કહ્યું કે હે વિપ્ર! મારા દેહ સહિત ઉત્પન્ન થયેલું કવચ તથા અમૃતથી ઉત્પન્ન થયેલાં કુંડળ મારા શરીર ઉપર છે, તેથી હું યુદ્ધમાં અવધ્ય છું; માટે તેનો ત્યાગ કરવા ઇચ્છતો નથી. વાસ્તે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! મારૂં શત્રુ વગરનું વિશાળ પૃથ્વીનું ઘણું રાજ્ય છે તે જોઇએ તો સર્વ લો; પણ હું કુંડળ તથા વર્મ આપી દેવા ઇચ્છતો નથી; કેમકે તેઓ વગર થવાથી હું શત્રુને હાથે નાશ પામીશ. વૈશંપાયન કહે છે—હે રાજન્! એ પ્રમાણે કર્ણે કહ્યું તોપણ તે બ્રાહ્મણે પોતાની હઠ મૂકી નહીં. ત્યારે વળી હસીને કર્ણે કહ્યું કે હે દેવતાના ઇશ! હે મહા સમર્થ ઇંદ્ર! તમે મારી પાસે કવચ તથા કુંડળ માગવા સારૂ આવશો એવી મને પ્રથમથીજ ખબર હતી, પણ તમારા માગવા પ્રમાણે મારે તેનો બદલો લીધા વગર આપવું એ ન્યાય નથી. હે ઇંદ્ર! દેવેશ્વર એવા તમારે મને તથા બીજાં ભૂતપ્રાણીને વરદાન રૂપ આપવું એ યોગ્ય છે. કારણ સર્વને ઉત્પન્ન કરતા તમે સર્વના ઇશ છો. હે દેવ! જો હું તમને કવચ તથા કુંડળ આપીશ, તો હું નાશ પામીશ અને તમે હાસ્ય પદવીને પામશો. માટે મને બદલો આપીને તમે મારી પાસેથી કુંડળ તથા ઉત્તમ એવું કવચ ગ્રહણ કરો; કારણ તે વગર હું કદિ પણ આપનાર નથી. ઇંદ્રે કહ્યું કે હે કર્ણ! પૂર્વે તારી પાસે સૂર્ય આવ્યા હતા અને તેણે તને શીખવ્યું છે એ હું જાણું છું એમાં કાંઇ પણ શંકા નથી. પણ હે શ્રેષ્ઠ!

ભલે તને જે ઇચ્છા હોય તે એક વજ્ર વગર બાકી માગ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એવાં ઇંદ્રનાં વચન સાંભળી પોતાના મનમાં અત્યંત પ્રસન્ન થઇ તેની પાસે આવીને કર્ણે, શત્રુ ઉપર મૂકવાથી જે વૃથા ન જાય એવી શક્તિ માગતાં કહ્યું કે હે વાસવ ! તમે મારાં કવચ તથા કુંડળ લઇને મને સેના મુખને વિષે ઘણા શત્રુઓને નાશ કરનાર તથા અમોઘ એવી શક્તિ આપો. હે ભારત ! એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળીને એક મુહૂર્ત માત્ર વિચાર કરી ઇંદ્રે શક્તિ સંબંધી કહ્યું કે હે કર્ણ ! તું મને કુંડળ તથા તારા શરીર સાથે ઉત્પન્ન થયેલું કવચ આપીને મારી પાસેથી શક્તિ લે; જે દૈત્યોના સાથે યુદ્ધ કરતા એવા મારા હાથમાંથી મૂકાયલી સેંકડો શત્રુને નાશ કરી પાછી મારા હસ્તમાં આવી પ્રાપ્ત થાય છે, તે આ તારા હસ્તને વિષે પ્રાપ્ત થયેલી મહા બળાઢ્ય, ગર્જના કરનાર તથા મહા પ્રતાપી એક યોદ્ધાને નાશ કરીને પાછી મારી પાસે આવશે. કર્ણ બોલ્યો કે હે દેવેશ ! હું પણ મને જેનો ભય છે એવા, ગર્જના કરનાર તથા મહા પ્રતાપી એકજ શત્રુને યુદ્ધમાં નાશ કરવા ઇચ્છું છું. ઇંદ્રે કહ્યું કે હે કર્ણ ! તું યુદ્ધમાં મોટી ગર્જના કરનાર તથા મહા પ્રતાપી એક શત્રુને નાશ કરીશ, પણ જેને નાશ કરવા ઇચ્છે છે, તેની મહાત્મા શ્રીકૃષ્ણ રક્ષા કરે છે; જેને વેદ વિદ્યા જાણનારા વરાહરૂપ, નારાયણ તથા અચિંત્ય કહે છે. કર્ણ બોલ્યો કે હે મહા સમર્થ ઇંદ્ર ! હું તમારા કહેવાને માન્ય રાખું છું. તમે મને એક મહા શૂરવીરને નાશ કરવા સારૂ અમોઘ એવી શક્તિ આપો: જેથી મહા પ્રતાપીને નાશ કરૂં. હું કુંડળ તથા કવચ મારા શરીર ઉપરથી ઉખેડીને તમને આપું, તેથી મારો દેહ બિહામણો ન થાય એ ઇચ્છું છું. ઇંદ્રે કહ્યું કે હે કર્ણ ! તારૂં બીહામણું રૂપ કંઇ પણ થશે નહીં; અને તું અનૃત ભાષણ કરવા ઇચ્છતો નથી, માટે તારા ગાત્રને વિષે વ્રણ પણ થશે નહીં; જેવો તારા પિતા સૂર્યનો વર્ણ તથા તેજ છે, તેવોજ તારો વર્ણ તથા તેજ થશે એમાં સંદેહ નથી. પણ હું તને બીજાં વાક્ય કહું તે તું સાંભળ—જો તારી પાસે બીજાં શસ્ત્ર હશે અને તું ગાફલતાથી અમોઘ એવી શક્તિ શત્રુ ઉપર મૂકીશ, તો તેને નાશ કર્યાં વગર તારી ઉપર આવી પડશે. કર્ણે કહ્યું કે હે શક્ર ! હું જ્યારે મોટા સંશયમાં આવી પડીશ અને બીજાં શસ્ત્ર મૂકવા વિષે મારી બુદ્ધિ નહીં પ્રવર્તે, ત્યારે તમારા કહેવા પ્રમાણે શક્તિ મૂકીશ એ સત્ય કહું છું. વૈશંપાયન કહે છે—હે પૃથ્વીપતિ જનમેજય ! કર્ણ એ પ્રમાણે ઇંદ્રને કહી તેની પાસેથી મહા પ્રજ્વલિત શક્તિ લઇને, પોતાના હસ્તમાં શસ્ત્ર ધારણ કરી તેનાથી તેને આપવા સારૂ કવચને શરીર ઉપરથી ઉખેડવા લાગ્યો. તે વેળા દેવતા, મનુષ્ય તથા દાનવો કર્ણનું તે કર્મ જોઇને મોટા સિંહ નાદ કરવા લાગ્યા. પણ તેના મુખ ઉપર કાંઈ પણ વિકાર થયો નહીં. વળી પોતાના શરીર ઉપરથી શસ્ત્રે કરી કવચ ઉખેડયું હતું જેણે એવા, મંદમંદ હસતા તથા મનુષ્યમાં સિંહરૂપ કર્ણને જોઇને દેવતાઓએ, દિવ્ય દુંદુભિ વગાડયાં તથા પુષ્પનો વર્ષાદ કર્યો. એ પ્રમાણે કર્ણે પોતાના શરીર ઉપરથી ઉખેડીને રક્તથી આર્દ્ર કવચ ઇંદ્રને આપ્યું. તેમજ તેણે કાનમાંથી કુંડળ પણ તેને આપ્યાં, તેથી તેનું એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયું. હે રાજન્ ! એ પ્રમાણે ઇંદ્ર કર્ણને છળ કરી તેનો યશ વિસ્તાર કરી પાંડવોનું મેં કાર્ય કર્યું એમ માની હસીને સ્વર્ગ પ્રત્યે ગયો. હવે કર્ણે ઇંદ્રને કવચ તથા કુંડળ આપ્યાં તે સાંભળીને કૌરવો ગર્વ ભાગી પડેલા સરખા થયા: અને વનમાં રહેલા પાંડવો એ વાર્તા સાંભળીને હર્ષ પામ્યા. જનમેજય પૂછે છે—હે મહા સમર્થ વૈશંપાયન ઋષિ ! મહા શૂરવીર પાંડવો ક્યાં રહ્યા હતા ? કર્ણે ઇંદ્રને કવચ તથા કુંડળ આપ્યાં એ પોતાનું પ્રિય તેઓએ ક્યાં સાંભળ્યું !

અને વનવાસમાં રહે બાર વર્ષ વીત્યા પછી તેઓએ શું કર્યું ? એ સર્વ મને કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાંડવો સિંધુ દેશના રાજા જયદ્રથને જીતી દ્રૌપદીને પામીને, માર્કંડેય ઋષિથી વિસ્તાર પૂર્વક દેવર્ષિઓનાં પૂરાતન ચરિત્ર સાંભળતા બ્રાહ્મણો સહિત તે કામ્યક વનથી બીજે ઠેકાણે જવાની ઈચ્છાવાન થયા.

**कृष्णां कृष्णासैंधवंद्रावयित्वा विप्रैः स्वार्धंकाम्यकाद्राश्रमात्ते ।**
**मार्कंडेया च्छ्रुतवंतः पुराणं देवर्षीणां चरितं विस्तरेण ॥**

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि कुंडलाहरणपर्वणि कवचकुंडलदाने गुर्जरभाषायां नवशताधिकत्रिशततमोऽध्यायः ॥ ३०९ ॥**

**॥ समाप्तंचेदंकुंडलाहरणपर्व ॥**

## અધ્યાય ૩૧૦ મો. મૃગની શોધમાં પાંડવો.

**॥ अथारणेयपर्व ॥**

**जनमेजय उवाच—एवं हृतायां भार्यायां प्राप्य क्लेशमनुत्तमं ।**
**[illegible] ततः कृष्णां किमकुर्वत पांडवाः ॥ १ ॥**

જનમેજય પૂછે છે- હે વૈશંપાયન ઋષિ ! પાંડવો જ્યારે દ્રૌપદીનું હરણ થયું, ત્યારે અનુત્તમ ક્લેશને પામ્યા, પણ તેમને તે પાછી પ્રાપ્ત થઇ પછી તેઓએ શું કર્યું ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! જયદ્રથે હરણ કરેલી દ્રૌપદીને તથા તેના સંબંધી અત્યંત ક્લેશને પામીને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા, સ્વાદિષ્ટ ફળ મૂળ વાળા સુંદર વન કરનાર, ફળનો આહાર કરનાર તથા પવિત્ર પદાર્થનું ભોજન કરનાર સર્વ પાંડવો પોતાની સ્ત્રી દ્રૌપદી સહિત દ્વૈતવનને વિષે વસીને, બ્રાહ્મણોના ઉપકાર વિષે પ્રયત્ન કરતાં પોતાને જેમાંથી છેવટે ઘણું સુખ પ્રાપ્ત થાય એવાં દુઃખને નિવૃત્ત કરતા હતા. હવે હે રાજન્ ! દ્વૈતવનને વિષે નિવાસ કરી રહેલા કુરૂકુળમાં ઉત્તમ પાંડવોને, પરિણામે સુખ પ્રાપ્ત થાય એવું તે હું તને કહું તે તું સાંભળ.

હે ભારત ! કોઇ તપસ્વી બ્રાહ્મણનું અગ્નિ મંથન કરવાનું અરણી સહિત મંથનકાષ્ટ, વૃક્ષને વિષે પોતાનું શરીર ઘસતા એવા મૃગના શિંગડાને વિષે ભરાયું; તેથી તે તેને લઇને ઉતાવળે કરી તેના આશ્રમથી મોટા વેગે ભાગ્યો. ત્યારે હે કુરૂકુળમાં ઉત્તમ જનમેજય ! ભાગી જતા મૃગને જોઇ પોતાના અગ્નિહોત્ર કર્મમાં વિઘ્ન ન પડે તે સારૂ તે બ્રાહ્મણ, જ્યાં પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા બેઠા હતા, ત્યાં આવ્યો અને મોટા સંતાપયુક્ત થઇ ઉતાવળથી બોલ્યો કે હે યુધિષ્ઠિર ! મેં અગ્નિ મંથન કરવાનું અરણી સહિત કાષ્ટ જે વૃક્ષને વિષે રાખ્યું હતું, તે વૃક્ષને વિષે પોતાનું શરીર ઘસતા એવા મૃગ શિંગડામાં ભરાયું. તેને

લઇને તે ઉતાવળથી કૂદતો કૂદતો નાસી ગયો છે. માટે તમે જેમ મારા અગ્નિહોત્ર કર્મમાં વિઘ્ન ન પડે, તેમ તે જે માર્ગે ગયો હોય, તે માર્ગને વિષે ચિન્હ જોતા જોતા જાઓ. અને તેને પામી મારૂં અરણી સહિત અગ્નિમંથનનું કાષ્ટ લાવી આપો. હે જનમેજય! એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી તાપ પામેલા કુંતિના પુત્ર યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સહિત, શરીર ઉપર કવચ બાંધી ધનુષ્ય તથા બાણાદિ હથિયારો ગ્રહણ કરીને તે મૃગની વાંસે ઉતાવળથી ગયા. મહારથિ પાંડવો તે મૃગને દૃષ્ટિથી જોઇને તેની ઉપર નારાચાદિ બાણ મુકવા લાગ્યા, પણ તેને વિંધી શકયા નહીં. બ્રાહ્મણના અરણી સહિત કાષ્ટને તે મૃગ પાસેથી લેવાનો ઘણો યત્ન કરનારા પાંડવોએ જ્યારે તેને દૂર જવાથી દૃષ્ટિએ જોયો નહીં, ત્યારે તે મહા દુઃખને પામ્યા. પછી ક્ષુધા તથા તૃષાએ કરી પીડાયુક્ત થયેલા પાંડવો, મહા ગહન વનને વિષે કોઇ શિતળ છાંયાવાળા વટના વૃક્ષ પાસે આવી તેની નીચે બેઠા ત્યારે તેઓની મધ્યે મહા દુઃખયુક્ત થયેલા નકુળે ક્રોધથી, કુરૂકુળને આનંદ આપનાર પોતાના જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજન્! આપણા કુળમાં આળસ્ય વગર ધર્મ તથા અર્થનો લોપ કદી થતો નથી, અને આપણી પાસે કોઇ પણ ભૂતપ્રાણિ પોતાના કાર્યના અર્થે આવે તેને તેનું કાર્ય નહીં કરી આપીએ એમ ઉત્તર આપતા નથી એવા આપણે છીયે; તે બ્રાહ્મણનાં કર્મના લોપ નિમિત્ત દોષને કેમ પામ્યા?!

नास्मिन्कुले जातु ममज्जधर्मो न चालस्यादर्थलोपो बभूव ।
अनुत्तराः सर्व भूतेषु भूयः संप्राप्ताः स्मः संशयं किन्नु राजन् ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि आरणेयपर्वणि मृगान्वेषणं गुर्जर भाषाया दशाधिकत्रिशततमोऽध्यायः ॥ ३१० ॥

## અધ્યાય ૩૧૧ મો. યક્ષ અને પાંડવો.

युधिष्ठिर उवाच—नापदामस्ति मर्यादा न निमित्तं न कारणं ।
धर्मस्तु विभजत्यर्थमुभयोः पुण्य पापयोः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—હે બંધુ નકુળ! મનુષ્યોને આપત્તિ પ્રાપ્ત થવા વિષે મર્યાદા, નિમિત્ત તથા કારણ કંઇજ નથી; કેવળ પુણ્ય અને પાપ એ બે કર્મનાં ફળનો વિભાગ "ધર્મ" પ્રારબ્ધજ કરે છે એટલે સર્વને પ્રારબ્ધથીજ પ્રાપ્ત થાય છે. ભીમસેને કહ્યું કે અરે! જે વેળા દુર્યોધને જેમ પોતાની સ્ત્રીને બોલાવી મંગાવે, તેમ પ્રાતિકામીને દ્રૌપદીને સભામાં બોલાવી મંગાવવાનું કહ્યું, તે વેળા મેં તેને નાશ ન કર્યો તેથીજ આપણને આ સંશય એટલે દુઃખ પ્રાપ્ત થયું! અર્જુને કહ્યું કે અરે! જ્યારે કર્ણે કૌરવની સભામાં શરીરમાંના અસ્થિને પણ ભેદ કરે એવાં અતિ તીવ્ર તીક્ષ્ણ વાક્ય કહ્યાં, ત્યારે મેં તેને શ્રવણ કરી સહન કર્યાં તેથીજ આપણને આ દુઃખ પ્રાપ્ત થયું એમાં સંશય નથી! સહદેવ બોલ્યો કે હે રાજન્! જે વખતે શકુનિ દ્યુતશાળામાં પાસાના કપટે કરી તમને જીત્યો, તે વખતે મેં તેનો નાશ ન કર્યો

માટેજ આપણે આ આપત્તિને પામ્યા એમાં કશો સંદેહ નથી ! વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ નકુળને કહ્યું કે હે નકુળ ! તું વૃક્ષ ઉપર ચઢીને દશ દિશાઓમાં નજર કર અને જળનાં સ્થાનને તથા તેના કીનારા ઉપરનાં વૃક્ષોને જો: કારણ આ તારા સર્વ ભાઇઓ થાકી ગયેલા તથા જળની તૃષાવાન છે. એવાં પોતાના જ્યેષ્ઠ બંધુનાં વચન સાંભળી ઘણું સારૂં એમ કહીને, નકુળ એક વૃક્ષ ઉપર ચઢ્યો, અને ચારે કોર જોઇ બોલ્યો કે હે પૂજ્ય બંધુ યુધિષ્ઠિર ! હું અહીંથી થોડે દૂર જળના કીનારા ઉપરનાં વૃક્ષોને જોઉં છું, અને સારસ પક્ષીના શબ્દને પણ સાંભળું છું. માટે અવશ્ય જળ છે એમાં સંશય નથી. હે જનમેજય ! એ પ્રમાણે કહીને નકુળ વૃક્ષ ઉપરથી નીચે આવ્યો. ત્યારે કુંતિપુત્ર સત્યવાદી યુધિષ્ઠિરે તેને કહ્યું કે હે શ્રેષ્ઠ નકુળ ! તું જલસ્થાન પ્રત્યે જા અને ઉતાવળથી બાણ રાખવાના ભાથામાં જળ ભરી લાવ. એવાં યુધિષ્ઠિરનાં વાક્ય શ્રવણ કરીને નકુળ, ઘણું સારૂં એમ કહી તેની આજ્ઞાથી જ્યાં જલસ્થાન હતું ત્યાં ઉતાવળથી ગયો. ત્યારે ત્યાં નિર્મળ અને સારસ પક્ષિઓએ સેવેલા જળને જોઇને, નકુળને તે પાન કરવાની ઇચ્છા થઇ. તે વેળા અંતરિક્ષમાં રહેલા યક્ષે તેને કહ્યું કે હે માદ્રીના પુત્ર નકુળ ! તું સાહસ કામ કર માં. જે મારા પ્રશ્નનો ઉત્તર આપે, તેજ અહીંના જળનું પાન કરે અથવા લઇ જાય, એવો મારો સંકલ્પ છે: માટે મારા પ્રશ્નનો ઉત્તર આપી જળપાન કર અને લઇ પણ જા. એ પ્રમાણે અંતરિક્ષમાં વાક્યનો શબ્દ થયો તે સાંભળ્યો, તો પણ તૃષાવાન નકુળ તેને નહીં ગણકારીને જળપાન કર્યું, કે તેજ વખતે તે તેના કીનારા ઉપર પડી ગયો. હવે જળ લેવા ગયે નકુળને ઘણીવાર થઇ પણ તે આવ્યો નહીં, ત્યારે કુંતિપુત્ર યુધિષ્ઠિરે શત્રુને દમન કરનાર સહદેવને કહ્યું કે હે સહદેવ ! અમારો નાનો ભાઇ અને તારો મોટો ભાઇ નકુળ જળ લેવા ગયો છે તેને ઘણીવાર થઇ પણ હજી આવ્યો નહીં માટે તું જા અને તેને તથા જળને લઇને ઉતાવળથી અહીં પાછો આવ. એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળી ઘણું સારૂં એમ કહીને સહદેવ, જે દિશા પ્રત્યે નકુળ ગયો હતો, તે દિશા પ્રત્યે ચાલતો ત્યાં ગયો, તે સમય મૃત્યુ પામી પડેલા પોતાના ભાઇ નકુળને જોઇને, સહદેવ મહા તાપયુક્ત થયા, પણ જળની તૃષા ઘણી લાગવાથી તે પાન કરવા તૈયાર થયો. તે વેળા તેણે પણ નકુળની પેઠેજ અંતરિક્ષમાંનાં વચન સાંભળ્યાં, તો પણ તેને નહિ ગણકારીને તેણે જળ પીધું તેથી તે પણ પોતાના જ્યેષ્ઠ બંધુની પેઠે પડ્યો. ત્યાર પછી સહદેવને પણ ગયે ઘણીવાર થઇ ત્યારે યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે હે શત્રુઓને નાશ કરનાર અર્જુન ! તારૂં કલ્યાણ થાઓ અને તારા ભાઇ નકુળ તથા સહદેવને જળ લેવા ગયે ઘણીવાર થઇ માટે તું જા અને તેમને તથા જળને લઇ અહીં આવ: કારણ તું દુઃખયુક્ત એવા અમારા સર્વના આશ્રયરૂપ છે. હે જનમેજય ! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી હસ્તમાં ધનુષ્ય તથા બાણ લઇને અર્જુન ઉઘાડી તલવાર ધારણ કરી તે જળના તળાવ પ્રત્યે ગયો. તે સમય મનુષ્યમાં સિંહરૂપ અર્જુન, તે તળાવના કીનારા ઉપર જળ લેવા ગયેલા પોતાના ભાઇ નકુળ તથા સહદેવ જ્યાં હતા તેમને જોઇને મહા દુઃખયુક્ત થયો: અને હસ્તમાં ધનુષ્ય તથા બાણ ગ્રહણ કરી તે વનમાં ચોતરફ જોવા લાગ્યો. પણ તેણે કોઇ ભૂતપ્રાણિને જોયું નહીં. પછી અર્જુન વનમાં ફરવાથી અત્યંત શાંત થયો અને જળની તૃષા ઉપજવાથી તેજ તળાવના જળનું પાન કરવા સારૂ તે પ્રત્યે દોડ્યો. તે વેળા તેણે અંતરિક્ષમાંનાં વચન સાંભળ્યાં કે, અરે ! તું એ જળસ્થાન પ્રત્યે શું જાય છે ? તારાથી એ જળનું પાન થાય તેમ નથી !

હે ભારત ! જો તું મારા પ્રશ્નનો ઉત્તર આપીશ, તોજ ત્યાં જઈ જળપાન કરીશ તથા લઈ જઈ પણ શકીશ.

હે પરિક્ષિત ! એ પ્રમાણે વાક્ય કહીને યક્ષે અર્જુનને વાર્યો, ત્યારે તે બોલ્યો કે, જે મને જળ સંબંધી નિવારણ કરતો હોય, તે મારી પ્રત્યક્ષ આવી તેમ કહે ! કારણ જ્યાં સુધી મારા બાણે કરી વિદારપણાને પામ્યો નથી, ત્યાં સુધી તું એવાં વાક્ય બોલીશ ! એ પ્રમાણે કહીને અર્જુન પોતાનું શબ્દવેધિપણું દેખાડતાં સર્વ દિશાઓમાં નારાચાદિ બાણના વર્ષાદ કરવા લાગ્યો; પણ તૃષાએ કરી તે અત્યંત પીડાયુક્ત થયો હતો. તે વેળા યક્ષે કહ્યું કે હે પાર્થ ! તું એટલો ઘણો પ્રયાસ કરે છે તેણે કરી શું ? મારા પ્રશ્નનો ઉત્તર આપી જળપાન કરવું અને જો મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વગર બળાત્કારથી તેમ કરીશ, તો કદી જીવતો રહેનાર નથી ! એવાં અંતરિક્ષમાંથી યક્ષનાં વચન સાંભળ્યાં, તો પણ અર્જુને તે કંઈએ ગણકાર્યાં નહીં અને જળપાન કર્યું, તેથી તે પોતાના બે કનિષ્ટ બંધુની પેઠે પડ્યો. પછી યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું કે હે સત્યવ્રતમાન ભીમસેન ! નકુળ, સહદેવ તથા અર્જુનને જળ લેવા ગયે ઘણી વાર થઈ પણ હજી તેઓ પાછા આવ્યા નહી. માટે તું જા અને તેમને તથા જળને લઈ અહીં જલદી આવ તારૂં કલ્યાણ થાઓ. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ભીમસેન જ્યાં અર્જુનાદિ પોતાના ભાઈઓ પડ્યા હતા ત્યાં ગયો. અને તેઓને જોઈ મહા પીડાયુક્ત થયો. પછી તૃષાયુક્ત તે મહાબાહુ, તળાવના કીનારા ઉપર પડેલા પોતાના બંધુઓને જોઈ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ મારા ભાઈઓને પાડવારૂપ કર્મ યક્ષ અથવા રાક્ષસોનું છે, માટે મારે અહીં યુદ્ધ અવશ્ય કરવું ! પણ પ્રથમ પાન તો કરૂં. હે રાજન્ ! એ પ્રમાણે નિશ્ચય કર્યો હતો જેણે એવો ભીમસેન જળપાન કરવા સારૂ તેની સાંનિધ્ય આવ્યો તે વેળા તેને અંતરિક્ષમાં રહેલા યક્ષે કહ્યું કે હે ભીમસેન ! તું સાહસપણું કર નહીં. જે મારા પ્રશ્નનો ઉત્તર આપે, તે આ તળાવના જળનું પાન કરે અને જળ લઈ જાય એવો મારો નિશ્ચય છે. માટે તું મારા પ્રશ્નનો ઉત્તર આપે, તો આ તળાવના જળનું પાન કરે અને જળ લઈ જાય એવો મારો નિશ્ચય છે. માટે તું મારા પ્રશ્નનો ઉત્તર આપી જળપાન કર તથા તે લઈ પણ જા. એ પ્રમાણે મહા તેજસ્વિ યક્ષે વાક્ય કહ્યાં તો પણ ભીમસેન, તેના પ્રશ્નનો કશો ઉત્તર આપ્યા વગર જળપાન કરવાથી તળાવના કીનારા ઉપર પડી ગયો. હવે ભીમસેનને ગયે પણ ઘણીવાર થઈ ત્યારે પુરૂષમાં શ્રેષ્ઠ કુંતિપુત્ર મહાબાહુ યુધિષ્ઠિર, પોતાના મનમાં મહા તાપ પામતાં મનુષ્યોનો શબ્દ પણ સંભળાતો ન હતો એવાં, રૂરૂ, વરાહ, તથા પક્ષિઓએ સેવેલાં, નીલાં પત્રયુક્ત વૃક્ષોવાળાં અને ભ્રમર તથા પક્ષિઓ શબ્દ કરતા હતા તે વનને વિષે ગયા. અને સુવર્ણ સરખા વર્ણવાન વેળાના તંતુએ કરી શોભાયમાન, વિશ્વકર્માએ બનાવેલાં સરખાં, કમલિનીના સમૂહે કરી યુક્ત અને તૃણ, કેતકી, કરવીર તથા પીપળાએ કરી વેષ્ટિત તળાવને જોઇને, શ્રમે કરી પીડિત થઈ વિસ્મય થયા.

केतकैः करवीरैश्च पिप्पलैश्चैव संवृतं ।
श्रमार्त स्तदुपागम्य सरो दृष्ट्वाथ विस्मितः ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि नकुलादिपतने आरण्यपर्वणि गुर्जरभाषाया मेकादशाधिकद्विशततमोऽध्यायः॥ २११ ॥

---

## અધ્યાય ૩૧૨ મો. યુધિષ્ઠિરને યક્ષે પૂછેલા પ્રશ્ન.

**વૈશંપાયન ઉવાચ—स ददर्श हतान् भ्रातृन् लोकपालानिवच्युतान् ।
युगांतेसमनुप्राप्ते शक्र प्रतिमगौरवान् ॥ ११**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! યુધિષ્ઠિર રાજાએ, જેમ યુગના અંતને વિષે લોકપાળ પડે તેમ પૃથ્વી ઉપર પડેલા ઇંદ્ર સરખા ગૌરવર્ણવાન તથા નાશ પામેલા પોતાના ભાઈઓને જોયા. વળી તેણે ધનુષ્ય તથા બાણ વેરાઇ પડયાં હતાં એવા બળવાન અર્જુનને અને આયુષ્ય વગરના થયેલા તથા ચેષ્ટા વગરના ભીમસેન, નકુળ અને સહદેવને નિશ્ચય કરી જોયા. પછી એ પ્રમાણે પોતાના બંધુઓને જોઇને, નેત્રમાંથી અશ્રુ ચાલ્યાં જતાં હતાં જેને એવા યુધિષ્ઠિર, મોટા નિઃશ્વાસ મૂકતા મોટી ચિંતાયુક્ત થઇ વિલાપ કરવા લાગ્યા કે, રે મોટી ભુજાવાન વૃકોદર! તેં મારી પાસે હું યુદ્ધમાં દુર્યોધનના સાથળ ભેદ કરીશ એમ પ્રતિજ્ઞા લીધી હતી તેથી હું નિશ્ચિંત હતો, પણ તું આજ પડયો તેથી તે સર્વ વ્યર્થ થયું! હે મહાબાહો! કુરૂકુળની કીર્ત્તિ વૃદ્ધિ કરનાર મહાત્મા તું પડયો, તેથી તારા સંબંધી મનુષ્યોએ જે વાક્ય કહ્યા હતાં, તે પણ સર્વ વ્યર્થ થયાં અને મારા સાંભળવાથી ઉલટું બન્યું! અરે! હે મનુષ્યો! તમે આ ભીમસેન સંબંધી જે દિવ્ય વાણી બોલ્યા હતા, તે ખોટી કેમ થાય છે?! અરે હે ધનંજય! તારો જન્મ થયો અને હજી જનના શૌચ હતું, તેવામાંજ દેવતાઓએ માતા કુંતિને કહ્યું છે કે હે કુંતિ! આ તમારો પુત્ર ઇંદ્રથી હીન થશે નહીં એટલે તેના સરખો થશે!

વળી ઉત્તરપાયાંત્રને વિષે સર્વ ભૂત પ્રાણિઓએ પણ કહ્યું હતું કે, આ અર્જુન પાંડવોની નાશ પામેલી સમૃદ્ધિને લાવી આપશે, યુદ્ધમાં એને કોઈ જીતી શકશે નહીં તથા એનાથી નહીં જીતાય એવો કોઈ થશે નહીં! હે બંધુ! એ પ્રમાણે જે તારા સંબંધી દેવતા તથા ભૂતપ્રાણિઓએ કહ્યું છે તે મહા બળવાન્ તું મૃત્યુને વશ કેમ થયો?! અરે! આ ધનંજય અર્જુન મારી સર્વ આશાને તોડીને પૃથ્વીને વિષે સુતો છે!! જેના આશ્રયથી અમે સર્વ ભાઈઓએ આ વનવાસ જન્ય સર્વ દુઃખ સહન કર્યા! અરે! યુદ્ધમાં મહા મદોન્મત્ત, મહા શૂરવીર સર્દેવ શત્રુઓને નાશ કરનાર, તથા મહા બળવાન અને જેનાં શત્રુ ઉપર મૂકેલાં અસ્ત્ર વૃથા જાય નહીં એવા આ કુંતી પુત્ર ભીમસેન તથા અર્જુન શત્રુને વશ કેમ થયા?! હા! મારૂં દુષ્ટ હૃદય પાષાણ સરખું છે એમાં સંદેહ નથી. કેમકે માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવને પૃથ્વી ઉપર પડેલા જોઇને આજ ભેદ પામતું નથી! અરે હે નકુળ! હે સહદેવ! શાસ્ત્ર, દેશ તથા કાળ જાણનાર, સ્વધર્મનિષ્ઠ, શ્રેષ્ઠ ક્રિયાવાન અને પુરૂષોમાં શ્રેષ્ઠ તમે, પોતાના લાયક એવું પરાક્રમ કર્મ કર્યા વગર કેમ સુતા છો? રે બંધુઓ! તમે તમારાં શરીરને કંઇપણ ક્ષત થયો નથી, તથા બાણાદિ શસ્ત્ર વાગ્યાં નથી એવા છો! અને સંજ્ઞા વગરના થઇ પૃથ્વી વિષે કોઈથી પણ પરાજય પામેલા નહીં એવા તમે કેમ એકઠા મળીને સુતા છો?

હે રાજન્! એવી રીતે પર્વતના શિખર સરખા અને સારી રીતે નિદ્રિત થએલા હોય તેની પેઠે પોતાના ભાઇઓને સુતેલા જોઇને, મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજા ખેદ પામી કષ્ટરૂપ દશાને પ્રાપ્ત થયા, પછી શોક સમુદ્રના મધ્યમાં રહેલા, વ્યાકુળ મહાત્મા તે રાજા, આ દુનિયાં એમજ છે એમ કહી ભાઇઓના મરણનું કારણ વિચારવા લાગ્યા; ને ઘણીક વાર વિ-

ચાર્યું તો પણ મહા બુદ્ધિમાન્ મોટા હાથવાળા તથા દેશકાળના વિભાગને જાણનાર યુધિષ્ઠિર રાજાને ભાઇઓના મરણનું કારણ તથા હાલ શું કરવું તે કંઈ પણ જાણવામાં આવ્યું નહીં. ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા, પોતાના મનને સ્થિર રાખી વિલાપ કરી પાછા વિચાર કરવા લાગ્યા કે મારા શૂરવીર ભાઇઓને કોણે માર્યા ? એઓને શસ્ત્રનો પ્રહાર તો છે નહીં ! તેમ બીજા કોઈનાં પગલાં પણ માલમ પડતાં નથી ! માટે જેણે મારા ભાઇઓને માર્યા છે એ કોઇ મોટું પ્રાણી છે એમ હું માનું છું ! એ વિષે એકાગ્ર ચિત્તથી હું વિચાર કરી જોઉં, અથવા પાણી પીને વિચાર કરૂં ! પણ એવું લાગે છે કે, આ કર્મ અમને ન જાણવામાં આવે તે રીતે દંભથી કપટ બુદ્ધિવાળા દુર્યોધને શકુનિની સલાહથી કર્યું હશે ! કારણ જેને કરવા લાયક વા ન કરવા લાયક બધું સમાન છે. માટે કોણ શૂરવીર પુરૂષ, તે દુરાત્મા પાપકર્મીનો વિશ્વાસ કરે ? કદાચ છુપા પુરૂષો મોકલી તેણે કંઇપણ પ્રયોગ કીધો હશે ! એમ મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિર અનેક તરેહથી વિચારવા લાગ્યા. વળી વિચાર્યું કે, તે શકુનિ દુર્યોધનાદિકે કરી આ પાણીમાં વિષ નાંખેલું હોય ! પણ તેથી પાણી દૂષિત થએલું હોય એમ લાગતું નથી. કારણ મરણ પામેલા આ મારા ભાઇઓના શરીરમાં કંઇ વિકૃતિ જણાતી નથી, અને એમના મુખના વર્ણ પણ પ્રસન્ન લાગે છે. એક એક મોટા પ્રવાહના સરખા વેગવાન તથા પુરૂષમાં ઉત્તમ આ ભાઇઓ સાથે કાળે કરી નાશ કરનાર યમરાજા વિના કોણ યુદ્ધ કરી શકે ! એમ નિશ્ચય કરી તે તળાવના પાણીમાં ઉતરી સ્નાન કરવા લાગ્યા; તેટલામાં અંતરિક્ષથી યક્ષે કહ્યું કે હે રાજપુત્ર ! શેવાળ તથા મત્સ્યનો ખાનાર હું બગલો છું, અને તારા ભાઇઓને મેં મરણ પમાડયા છે. જો હું તને પ્રશ્ન પૂછું તેનો ઉત્તર તું આપ, નહીં તો તું પણ એઓની સાથે પાંચમો ભેળો થઇશ. હે કુંતિના પુત્ર ! હે તાત ! તું સાહસ નહીં કર, આ તળાવ પૂર્વે મારૂં કરાવેલું છે, તેથી પ્રશ્નનો ઉત્તર આપી જળપાન કર, અને જળ ભરી પણ જા. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે રૂદ્ર, વસુ, વાયુ, એઓમાં મુખ્ય તું કોણ દેવ છે ? તે હું પૂછું છું; કારણ આ કામ શકુનિથી બને નહીં. હિમાચળ, પારિયાત્ર, વિંધ્યાચળ, તથા મલયાચળ, એ ચાર પર્વતો સરખા ઘણાક તેજવાળા આ કોઇથી માર્યા જાય તેમ નથી. હે બળવાનોમાં શ્રેષ્ઠ ! જેઓને મહા યુદ્ધમાં દેવ, ગંધર્વ, અસુર, રાક્ષસો કોઇ પણ સહન કરી શકે નહીં, તેઓને તમે માર્યા, એ મોટું આશ્ચર્યરૂપ કર્મ કર્યું ! પણ એ કામ કરવા વિષે તમારે શું પ્રયોજન છે ? તથા શું ઇચ્છા છે ? તે હું કંઇ જાણતો નથી. વળી જેથી મને આશ્ચર્ય તથા ભય પ્રાપ્ત થયું, અને મારૂં હૃદય પણ ઉદ્વિગ્ન થયું, તથા મસ્તકમાં જ્વર થયો, માટે હે ભગવાન ! હું પૂછું છું કે તમો કોણ અહિં બિરાજો છો ? તે કહો. યક્ષે કહ્યું કે, તારૂં કલ્યાણ થાઓ ! હું યક્ષ છું, જળચર પક્ષી નથી, અને મહા પરાક્રમી સર્વ તારા ભાઇઓને મેંજ માર્યા છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યારે તે યુધિષ્ઠિર રાજા, કઠોર અક્ષર જેમાં છે એવી અમંગળ રૂપ તે યક્ષની વાણી સાંભળીને, સાવધાન થઇને ઉભા. પછી ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે વિરૂપ જેનાં નેત્ર છે તથા મોટી જેની કાયા છે એવો તાડના ઝાડ સરખો ઉંચો, જ્વલાયમાન, સૂર્ય સરખા તેજવાળો, અસહ્ય, પર્વતની ઉપમા અપાય એવો તથા મેઘના સરખા ગંભીર શબ્દે કરી તિરસ્કાર કરતા મોટા શબ્દવાળા તે યક્ષને વૃક્ષનો આશ્રય કરીને બેઠેલો જોયો. ત્યારે તે યક્ષ કહેવા લાગ્યો કે હે રાજન્ ! આ તારા ભાઇઓને વારં-

વાર વાર્યા, તો પણ બળાત્કારથી તેઓએ પાણી પીધું તેથી મેં નાશ કર્યા. માટે પ્રાણના બચાવને ઇચ્છનાર પુરૂષે આ પાણી પીવું નહીં. વાસ્તે હે કુંતિના પુત્ર! હે પાર્થ ! તું સાહસ માં કર. આ તળાવ પૂર્વે મારૂં બાંધાવેલું છે, તેથી પ્રશ્નનો ઉત્તર કહી પછી પાણી પી અને ભરી પણ જા. યુધિષ્ઠિરે કહ્યું કે હે યક્ષ! તારા પાણીની હું ઇચ્છા નથી રાખતો, કારણ હંમેશ પંડિત જનો પારકી ચીજનું ગ્રહણ કરવું એ કર્મને નિષેધ કરે છે. હે પુરૂષમાં શ્રેષ્ઠ! પોતેજ પોતાનું સ્વરૂપ કહેવું; વાસ્તે તમે પ્રશ્ન પૂછો. હું મારી મતિ પ્રમાણે કહીશ. તે તે સાંભળી યક્ષે પૂછ્યું કે સૂર્યનો ઉદય કરનાર કોણ છે? તેની ચોતરફ ફરનાર કોણ છે? એને અસ્ત પમાડનાર કોણ છે? એ કયાં રહે છે? એ સર્વ કહો. યુધિષ્ઠિરે કહ્યું કે, બ્રહ્મા સૂર્યને ઉદય કરે છે, તેની ચોતરફ દેવતા ફરે છે, ધર્મ તેને અસ્ત પમાડે છે, અને સત્યને વિષે તે રહે છે. વળી યક્ષે પૂછ્યું કે હે રાજન્! શું કર્યાથી વેદ ભણેલો કહેવાય? શું કર્યાથી મોટા સ્થાનને પામે? શાથી બીજો જેની બેળો છે એવો થાય? ને શું કરવાથી બુદ્ધિમાન થાય? તે કહો. યુધિષ્ઠિરે કહ્યું કે, વેદનો અર્થ જાણવાથીજ વેદ ભણેલો કહેવાય, તપથી મોટા પદને પામે, ધૈર્યથી બીજો સાથે હોય તેવો થાય, અને વૃદ્ધની સેવાથી બુદ્ધિમાન થાય. વળી યક્ષે પૂછ્યું કે, બ્રાહ્મણોમાં દેવપણું શું? તેમનામાં સત્પુરૂષના જેવો ધર્મ શું? તેઓમાં મનુષ્યપણું શું? તથા તેઓમાં ખરાબ માણસોના જેવું શું? તે યથાર્થ કહે. યુધિષ્ઠિરે કહ્યું કે અંગે સહિત વેદ ભણવો એ બ્રાહ્મણોમાં દેવપણું, સત્પુરૂષોના સરખો ધર્મ એ તપશ્ચર્યા, મરણ એ બ્રાહ્મણોમાં મનુષ્યપણું, અને કોઇની નિંદા કરવી એ ખરાબ માણસોના સરખું. યક્ષે પૂછ્યું કે, ક્ષત્રિયોમાં દેવપણું શું? તેઓમાં સત્પુરૂષોના જેવો ધર્મ શું? તેઓમાં મનુષ્યપણું શું? તથા ખરાબ માણસોના સરખું શું? તે કહે. યુધિષ્ઠિરે કહ્યું કે, બાણ તથા અસ્ત્રોનું ધારણ કરવું એ ક્ષત્રિયોનું દેવપણું, યજ્ઞ એ સત્પુરૂષોના જેવો ધર્મ, ભય એ તેઓમાં મનુષ્યપણું તથા શરણાંગતની રક્ષા ન કરવી એ ખરાબ માણસના સરખું. યક્ષે પૂછ્યું કે યજ્ઞ સંબંધી સામ શું? તે સંબંધી યજુ શું? એઓમાંથી કોણ યજ્ઞને વરે છે? અને યજ્ઞ કોને અતિક્રમણ નથી કરતો? યુધિષ્ઠિરે કહ્યું કે પ્રાણ છે એ યજ્ઞ સંબંધી સામ છે, મન છે તે યજ્ઞ સબંધી યજુ છે, એક ઋચા યજ્ઞને વરે છે તેને યજ્ઞ અતિક્રમણ નથી કરતો. યક્ષે પૂછ્યું કે કયારા બાંધનારાઓને તથા સંગ્રહ કરનારાઓને શું શ્રેષ્ઠ? પ્રતિષ્ઠા ઇચ્છનારાઓને તથા પ્રસવ કરનારાઓને શું શ્રેષ્ઠ? યુધિષ્ઠિરે કહ્યું કે, કયારા બાંધનારાઓને વર્ષાદ શ્રેષ્ઠ છે, સંગ્રહ કરનારાઓને બીજ શ્રેષ્ઠ છે, પ્રતિષ્ઠા ઇચ્છનારાઓને ગાયો શ્રેષ્ઠ છે અને પ્રસવ કરનારાઓને પુત્ર શ્રેષ્ઠ છે. યક્ષે પૂછ્યું કે વિષયોનો અનુભવ કરતો, બુદ્ધિમાન્, લોકોએ પૂજા કરેલો અને સર્વ પ્રાણિયોને માનવા લાયક તથા શ્વાસોશ્વાસ લેનાર કોણ નથી જીવતો? યુધિષ્ઠિરે કહ્યું કે, દેવતા, અતિથિ, ચાકરો, પિતૃ તથા પોતે, એઓ પાંચને જે ન આપે, તે શ્વાસોશ્વાસ લે તો પણ જીવતો નથી.

યક્ષે પૂછ્યું કે પૃથ્વીથી અત્યંત મોટું શું? આકાશથી અત્યંત ઉંચું શું? વાયુથી અત્યંત ઉતાવળું શું? તથા તૃણથી ઝાઝું શું? યુધિષ્ઠિરે કહ્યું કે, માતા પૃથ્વીથી અત્યંત મોટી. પિતા આકાશથી અતિ ઉંચો, વાયુથી અતિ ઉતાવળું મન, અને તૃણથી ઝાઝી ચિંતા. યક્ષે પૂછ્યું કે, સૂતાંને આંખ કોણ ન મીંચે? ઉત્પન્ન થઇને કોણ ચળાયમાન ન થાય? કોને હૃદય નથી? વેગથી કોણ વૃદ્ધિ પામે? યુધિષ્ઠિરે કહ્યું કે સૂતેલા મત્સ્ય આંખ

ન મીંચે, ઉત્પન્ન થયા પછી ઇંડું ચળાયમાન ન થાય. પાષાણને હૃદય નથી, અને નદી વેગથી વૃદ્ધિ પામે છે. યક્ષે પૂછ્યું કે પ્રવાસ કરનારને મિત્ર કોણ ? ઘરમાં વસનારને મિત્ર કોણ ? રોગીને મિત્ર કોણ ? અને નજીક મરણવાળાને મિત્ર કોણ ? યુધિષ્ઠિરે કહ્યું કે પ્રવાસ કરનારને સથવારો મિત્ર, ઘરમાં વસનારને સ્ત્રી મિત્ર, રોગીને વૈદ્ય મિત્ર, તથા નજીક મરણવાળાને દાન મિત્ર. યક્ષે પૂછ્યું કે સર્વ પ્રાણિઓનો અતિથિ કોણ ? સનાતન ધર્મરૂપ, તથા અમૃત શું ? અને આ સર્વ જગત્ શું છે ? યુધિષ્ઠિરે કહ્યું કે અગ્નિ સર્વનો અતિથિ, ગાયનું દૂધરૂપી સોમ અગ્નિમાં હોમવું એ સનાતન ધર્મરૂપ તેજ મોક્ષનો હેતુ માટે અમૃત તથા આ સર્વ જગત્ કારણાત્મે કરી વાયુ છે. યક્ષે પૂછ્યું કે, એકલો કોણ ફરે ? ઉત્પન્ન થઇ ફરીથી કોણ ઉત્પન્ન થાય ? ટાઢનું ઔષધ શું ? તથા બીજ વાવવાનું મોટું સ્થાન કયું ? યુધિષ્ઠિરે કહ્યું કે સૂર્ય એકલો ફરે છે, ચંદ્રમા ક્ષય થઇને ફરીથી ઉત્પન્ન થાય છે, ટાઢનું ઔષધ અગ્નિ, બીજ વાવવાનું મોટું સ્થાનક પૃથ્વી. યક્ષે પૂછ્યું કે ધર્મનું તથા યશનું એક સ્થાનક શું ? તેમ સ્વર્ગનું તથા સુખનું પણ એક સ્થાનક શું ? યુધિષ્ઠિરે કહ્યું કે ચાતુર્ય ધર્મનું તથા દાન યશનું સ્થાનક, તેમ સત્ય સ્વર્ગનું તથા શીલ સુખનું સ્થાનક છે. યક્ષે પૂછ્યું કે મનુષ્યનો આત્મા કોણ ? તેના દૈવકૃત મિત્ર કોણ ? આ જગતનું ઉપજીવન શું અને આ જગતનો આશ્રય શું ? યુધિષ્ઠિરે કહ્યું કે, પુત્ર મનુષ્યનો આત્મા છે, સ્ત્રી દૈવકૃત મિત્ર છે, આ જગતનું ઉપજીવન મેઘ છે, અને આ જગતનો આશ્રય દાન છે. યક્ષે પૂછ્યું કે ધન્યમાત્રમાં તથા ધનમાત્રમાં ઉત્તમ શું ? તેમ લાભ માત્રમાં અને સુખ માત્રમાં ઉત્તમ સુખ શું ? યુધિષ્ઠિરે કહ્યું કે ધન્ય માત્રમાં ઉત્તમ ચાતુર્ય તથા ધન માત્રમાં શાસ્ત્રરૂપ ધન ઉત્તમ, તેમ લાભ માત્રમાં ઉત્તમ આરોગ્ય અને સુખ માત્રમાં ઉત્તમ સુખ સંતોષ. યક્ષે પૂછ્યું કે લોક માત્રમાં શ્રેષ્ઠ ધર્મ શું ? સદા ફળ દેનાર ધર્મ કયો ? શું નિયમમાં રાખીને શોચ ન થાય ? તથા કેની સાથે મિત્રાઇ જુની ન થાય ? યુધિષ્ઠિરે કહ્યું કે અહિંસાપણું એ પરમ ધર્મ, હંમેશ ફળ દેનાર વેદે કહેલો ધર્મ, મનને નિયમમાં રાખવાથી શોચ ન થાય તથા સત્પુરુષ સાથે મિત્રાઇ હોય તે જુનું ન થાય. યક્ષે પૂછ્યું કે શું મૂકીને પ્રિય થાય ? શું મૂકીને શોચ ન થાય ? શું મૂકીને ધનવાન થાય ? તથા શું મૂકીને સુખી થાય ? યુધિષ્ઠિરે કહ્યું કે અભિમાન મૂકી દે તો સર્વને પ્રિય થાય, ક્રોધ મુકવાથી શોચ ન થાય, કામના મુકવાથી ધનવાન થાય, તથા લોભને મુકવાથી સુખી થાય. યક્ષે પૂછ્યું કે, શું કરવા બ્રાહ્મણને દાન આપવું ? શું કરવા નટ તથા નાચનારને આપવું ? શું કરવા ચાકરોને આપવું અને શું કરવા રાજાને આપવું ? યુધિષ્ઠિરે કહ્યું કે બ્રાહ્મણને દાન આપવું તે ધર્મ વાસ્તે, નટ તથા નાચનારને આપવું તે યશને વાસ્તે, ચાકરોને આપવું તે તેના પોષણને માટે ને રાજાને આપવું તે તેના ભય વાસ્તે !

યક્ષે પૂછ્યું કે શાથી લોક વિંટાઇ રહ્યાં છે ? શાથી પ્રકાશ નથી થતો ? શાથી મિત્રો ત્યાગ કરે છે ? અને શાથી સ્વર્ગ પ્રત્યે નથી જવાતું ? યુધિષ્ઠિરે કહ્યું કે, અજ્ઞાને કરી લોક વિંટાયો છે, અંધારાથી પ્રકાશ નથી થતો, લોભથી મિત્રો ત્યાગ કરે છે, અને ખરાબ સંગતથી સ્વર્ગ પ્રત્યે નથી જવાતું યક્ષે પૂછ્યું કે પુરૂષ મરેલો કેમ કહેવાય ? દેશ મરેલો કેમ કહેવાય ? શ્રાદ્ધ મરેલું કેમ કહેવાય ? તથા યજ્ઞ મરેલો કેમ કહેવાય ? યુધિષ્ઠિરે કહ્યું કે, દરિદ્ર પુરૂષ મરેલો જાણવો, રાજા વગરનો દેશ મરેલો જાણવો, વેદના અર્થ જાણનાર બ્રાહ્મણ વગરનું શ્રાદ્ધ મરેલું જાણવું અને દક્ષિણા વગરનો યજ્ઞ મરેલો જાણવો. યક્ષે પૂછ્યું કે દિશા કેને

કહીએ ? પાણી શું ? અન્ન કેને કહીએ ? તથા વિષ શું ? શ્રાદ્ધનો કાળ કહો ને તે પછી પાણી પીઓ અને સર્વ પણ જાઓ. યુધિષ્ઠિરે કહ્યું કે સત્પુરૂષો દિશા છે. આકાશ જળ છે. ગાયનું દૂધ અન્ન છે, તથા યાચના એ વિષ છે અને શ્રાદ્ધનો કાળ સત્પાત્ર બ્રાહ્મણ મળે તે ટાણે છે. હે યક્ષ ! તું કેમ માને છે ? યક્ષે પૂછ્યું કે તપનું શું લક્ષણ ? દમ કેને કહીએ ? ક્ષમા કેને કહીએ તથા લજ્જા એ શું ? યુધિષ્ઠિરે કહ્યું કે, પોતાના સ્વધર્મ પ્રમાણે વરતવું એ તપ, મનને દમન કરવું. એ દમ. શીતોષ્ણાદિ દ્વંદ્વનું સહન કરવું એ ક્ષમા તથા ન કરવા લાયક કામ ન કરવું એ લજ્જા.

યક્ષે પૂછ્યું કે હે રાજન્ ! જ્ઞાન શું ? શમ કહેતાં શું ? દયા કેનું નામ ? તથા કોમળપણું શું ? યુધિષ્ઠિરે કહ્યું કે, તત્વના અર્થને સારી રીતે જાણવો એ જ્ઞાન, ચિત્તની અત્યંત શાંતતા એ શમ, સર્વને સુખ થાઓ એમ ઇચ્છા એ દયા, તથા ચોતરફ સમાન બુદ્ધિ એ કોમળતા. યક્ષે પૂછ્યું કે દુ:ખથી જીતાય નહીં એવો પુરૂષોનો શત્રુ કોણ ? અસાધ્ય રોગ શું ? સાધુ કેવો થાય તથા અસાધુ કેવો થાય ? યુધિષ્ઠિરે કહ્યું કે, દુ:ખથી ન જીતાય એવો શત્રુ ક્રોધ, અસાધ્ય રોગ લોભ, સર્વ પ્રાણીનું કલ્યાણ ઇચ્છનાર એ સાધુ, અને નિર્દય અસાધુ જાણવો. યક્ષે પૂછ્યું કે મોહ તે શું ? અભિમાન કેને કહીએ ? આલસ્ય એટલે શું ? તથા શોકનું સ્વરૂપ શું ? યુધિષ્ઠિરે કહ્યું કે ધર્મમાં મૂઢપણું એ મોહ. પોતાની બડાઈ કરવી એ અભિમાન. ધર્મસંબંધી કંઈ કર્મ કરવું નહીં એનું નામ આલસ્ય તથા અજ્ઞાન એજ શોક. યક્ષે પૂછ્યું કે સ્થિરપણું શું ? ધૈર્ય શું ? ઉત્તમ સ્નાન શું ? તથા દાન શું ? યુધિષ્ઠિરે કહ્યું કે પોતાના ધર્મમાં સ્થિર રહેવું એ સ્થિરતા. ઇંદ્રિયોને નિગ્રહ કરવો એનું નામ ધૈર્ય. મનનો મેલ ત્યાગ કરવો એનું નામ સ્નાન તથા પ્રાણીઓની રક્ષા કરવી એ દાન. યક્ષે પૂછ્યું કે પંડિત કોણ ? નાસ્તિક કેને કહેવો ? કામના એટલે શું ? અને મત્સર તે શું ? યુધિષ્ઠિરે કહ્યું કે, ધર્મને જાણનાર પંડિત જાણવો, મૂર્ખ હોય તે નાસ્તિક જાણવો. જન્મ મરણ આપે તે કામના, અને હૃદયનો જે તાપ તે મત્સર જાણવો. યક્ષે પૂછ્યું કે અહંકાર એટલે શું ? દંભ કેને કહીએ ? દૈવ એટલે શું ? તથા પૈશુન્ય શું ? યુધિષ્ઠિરે કહ્યું કે મોટું અજ્ઞાન એ અહંકાર, લોકને દેખાડવા વાસ્તે જે ધર્મ કરવો તે દંભ, દાનનું ફળ તે દૈવ, અને પારકાઓને દૂષણ લગાડવું એ પૈશુન્ય. યક્ષે પૂછ્યું કે, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પરસ્પર નિત્ય વિરોધી છે એઓનો એક સ્થાનકે સમાગમ કેમ સંભવે ? યુધિષ્ઠિરે કહ્યું કે અગ્નિહોત્રાદિરૂપ ધર્મ સ્ત્રી વિના થતો નથી, તેમ સ્ત્રી પણ જો તેમાં સાવધાન રહે તો તે ધર્મ અર્થને આપે અને સ્ત્રી કામ પૂર્ણ કરે, એ રીતે ધર્મ અર્થ અને કામનો એકસ્થાને સમાગમ થાય છે. યક્ષે પૂછ્યું કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! શું કરવાથી મનુષ્ય અક્ષય નરક પામે છે ? એ પ્રશ્નનો ઉત્તર જલદીથી તું મને કહેવાને લાયક છો. યુધિષ્ઠિરે કહ્યું કે યાચના કરનાર નિષ્કિંચન બ્રાહ્મણને પોતે બોલાવીને, પછી છે નહીં એમ જે કહે તે અક્ષય નરકને પામે. તેમ વેદ, ધર્મશાસ્ત્ર, બ્રાહ્મણ, દેવ તથા પિતૃ ધર્મ એઓને જે મિથ્યા કહે તે પણ અક્ષય નરકને પામે. વળી ધન છતાં લોભથી, દાન ભોગ રહિત જે પુરૂષ મારી પાસે કંઇ નથી, એમ કહે તે પણ અક્ષય નરકને પામે. યક્ષે પૂછ્યું કે હે રાજન્ ! કુળ, આચરણ, અગે સહિત વેદાધ્યયન તથા શાસ્ત્ર, એઓમાંથી શાને કરી બ્રાહ્મણપણું થાય ? તે નિશ્ચય મને કહે. યુધિષ્ઠિરે કહ્યું કે હે યક્ષ ! હું કહું તે સાંભળ—કુળ, વેદ તથા શાસ્ત્રનું અધ્યયન

એ કાંઇ પણ બ્રાહ્મણપણાને કારણ નથી. કેવળ સારૂં આચરણજ બ્રાહ્મણપણાનો હેતુ છે, એમાં સંશય નથી. માટે બ્રાહ્મણોએ પોતાનું આચરણજ વિશેષ કરીને યત્નથી સંરક્ષણ કરવું. જેનું આચરણ ક્ષીણ નથી થયું, એવા બ્રાહ્મણને ઉત્તમ જાણવો, અને સારા આચરણથી જે હીન થયો તેને ભ્રષ્ટ જાણવો. ભણનારા તથા ભણાવનારાઓ તેમ બીજા પણ જે શાસ્ત્ર ચિંતન કરનારા પુરુષો છે, તે બધા જો દુરાચરણી હોય, તો તેમને ભણવું, ભણાવવું તથા શાસ્ત્ર ચિંતન કરવું, એ વ્યસન છે તેને મૂર્ખ જાણવા, તે કંઇ પંડિત ન કહેવાય. શાસ્ત્રઆજ્ઞાપ્રમાણે સદાચરણ કરનારનેજ પંડિત જાણવો. જે બ્રાહ્મણ ચાર વેદ ભણેલો હોય, પણ સદાચરણ રહિત હોય તો તેને શૂદ્ર થકી પણ અધમ જાણવો. કારણ કે અગ્નિહોત્ર કરનાર તથા ઇંદ્રિયો નિયમમાં રાખનાર હોય તેનેજ વેદ તથા શાસ્ત્રોમાં બ્રાહ્મણ કહ્યો છે. યક્ષે પૂછ્યું કે પ્રિય વચન બોલનાર શેને પામે? વિચારીને કામ કરનાર શું પામે? ઝાઝા મિત્રવાળો શું પામે? તથા ધર્મમાં તત્પર હોય તે શું પામે? તે કહો. યુધિષ્ઠિરે કહ્યું કે પ્રિય વચન બોલનાર સર્વને પ્રિય થાય, વિચારીને કામ કરનાર જય પામે, ઝાઝા મિત્રવાળો સુખથી રહી શકે, અને ધર્મમાં તત્પર પુરુષ રૂડી ગતિને પામે. યક્ષે પૂછ્યું કોણ હર્ષ પામે? આશ્ચર્ય શું? માર્ગ એટલે શું? તથા વાર્તા તે શું? હે રાજન્! એ ચાર પ્રશ્નનો ઉત્તર કહે એટલે મરેલા તારા ભાઇઓ જીવતા થાય. યુધિષ્ઠિરે કહ્યું—હે યક્ષ! પાંચમે અથવા છઠે દિવસે પોતાને ઘેર શાક માત્ર રાંધીને જમે, પણ જેને ઋણ ન હોય તથા પ્રવાસ કરવો ન પડે, તે હર્ષ પામે છે. દિવસે દિવસે પ્રાણીઓ યમ લોક પ્રત્યે જાય છે તેને જુવે છે, તો પણ પછવાડે રહેલા મનુષ્યો અમે સ્થિર રહીશું એમ જાણે છે, એ થકી બીજું આશ્ચર્ય શું? તર્ક નિશ્ચય રહિત છે, શ્રુતિઓ પણ ભિન્ન ભિન્ન છે, તેમ એક ઋષિ નથી કે જેનું મત પ્રમાણ થાય! તેથી ધર્મનું સ્વરૂપ છુપું છે. માટે સદાચરણી વિદ્વાન્ પુરુષો જે માર્ગે ચાલતા હોય તે માર્ગ જાણવો. આ મહા મોહરૂપી કડાઇમાં, સૂર્યરૂપી અગ્નિથી, રાત્રી દિવસરૂપી કાષ્ઠથી તથા માસ ઋતુરૂપી કડછીથી હલાવીને, કાળ પ્રાણીઓને રાંધે છે એ વાર્તા.

યક્ષે પૂછ્યું કે હે શત્રુને તપાવનાર! તેં મારા પ્રશ્નના ઉત્તર યથાર્થ કહ્યા. હવે હાલ કોણ પુરુષ જીવે છે? તથા સમગ્ર ધનવાળો કોણ છે? તે કહો. યુધિષ્ઠિરે કહ્યું કે પવિત્ર કર્મથી જે કીર્તિનો શબ્દ પૃથ્વી તથા સ્વર્ગ પ્રત્યે વ્યાપ્ત થાય છે, તે જ્યાં સુધી કાયમ છે, ત્યાં સુધી પુરુષ જીવે છે એમ જાણવું. જેને પ્રિય અને અપ્રિય, સુખ તથા દુઃખ, ભૂત તથા ભવિષ્ય, એ દ્વંદ્વસમાન છે, તેને સમગ્ર ધનવાન પુરુષ જાણવો. યક્ષે કહ્યું કે હે રાજન્! જીવતો પુરુષ તથા સર્વ ધનવાળો નર કોણ છે, એ તમે કહ્યું, માટે તમારા ભાઇઓમાંથી જે એકને ઇચ્છતા હો તે જીવતો થાય. યુધિષ્ઠિરે કહ્યું કે હે યક્ષ! આ રાતાં નેત્ર તથા શ્યામ વર્ણવાળો, મોટા સાગના વૃક્ષ સરખો ઊંચો, પહોળી છાતી તથા મોટા હાથવાળો નકુળ જીવતો થાય. તે સાંભળી યક્ષે પૂછ્યું કે હે રાજન્! આ ભીમસેન તને પ્રિય છે અને અર્જુન તારો આશ્રય છે તો પણ ઓરમાન ભાઇ નકુળને શું કરવા જીવતો કરવા ઇચ્છે છે? વળી જેનું સંગ્રામમાં દશ હજાર હાથી જેટલું બળ છે, તે ભીમસેનને મૂકીને કેમ નકુળને જીવતો કરવા માગે છે! અને આ ભીમસેન તને પ્રિય છે એમ મનુષ્યો પણ કહે છે તો પણ આ નકુળમાં શું મોટું સામર્થ્ય છે? કે તું એને જીવતો થવા ઇચ્છે છે? વળી જેના બાહુ બળનો બધા પાંડવોને આશ્રય છે તે અર્જુનને પણ મૂકી કેમ નકુળને જીવાડવા ઇચ્છે છે? યુધિષ્ઠિરે કહ્યું

કે ધર્મ છોડવેથી તે ધર્મ છોડનારને હણે છે, અને સાચવેલો ધર્મ સાચવનારની રક્ષા કરે છે, માટે હું ધર્મને નહીં મુકું. મૂકેલો એવો ધર્મ અમને માં હણો! હે યક્ષ! આંનૃશંસ્યપણું એજ પરમ ધર્મ છે, એમ હું સત્ય માનું છું; તેથી હું વિષમ બુદ્ધિ કરવાને ઇચ્છતો નથી, માટે નકુળ જીવતો થાઓ! વળી હે યક્ષ! હું હમેશ ધર્મશીલ રાજા છું એમ મને મનુષ્યો જાણે છે, માટે ધર્મથી હું ચળાયમાન નહીં થાઉં, અને નકુળ જીવતો થાઓ! હે યક્ષ! કુંતિ અને માદ્રી, એ બેઉ મારા પિતાની સ્ત્રિયો છે, તેથી એ બેઉ પુત્રવાળી થાઓ! એમ મારી બુદ્ધિમાં આવે છે. મારે જેવી કુંતિ તેવીજ માદ્રી એમાં કાંઇ પણ વિષમતા નથી; તેથી હું બેઉ માતાઓને સરખી થવાની ઇચ્છા રાખું છું. માટે હે યક્ષ! નકુળ જીવતો થાઓ! યક્ષ કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ! અર્થ તથા કામથી પણ તને વિષમપણું નથી, માટે તારા સર્વ ભાઇઓ જીવતા થાઓ.

यस्य तेर्थाच्च कामाच्च आनृशस्यं परंमतं ।
तस्मात्ते भ्रातरः सर्वे जीवंतु भरतर्षभ ॥

इति श्रीमहाभारते आरण्यकेपर्वणि आरणेयपर्वणि यक्षप्रश्ने गुर्जरभाषायां द्वादशाधिकात्रिशततमोऽध्यायः ॥ ३१२ ॥

## અધ્યાય ૩૧૩ મો. ધર્મનાં વરદાન.

वैशंपायन उवाच—ततस्ते यक्षवचनादुत्तिष्ठंत पांडवाः ।
क्षुत्पिपासे च सर्वेषां क्षणेन व्यपगच्छतां ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે યક્ષનાં વચનથી તે પાંડવો ઉભા થયા અને સૌની ક્ષુધા તૃષા પણ ક્ષણ માત્રમાં જતી રહી. પછી યુધિષ્ઠિરે પુછ્યું કે તળાવમાં એક પગથી ઉભેલા તથા કોઇ પણ જેને પરાજય કરી શકે નહીં એવા તમે કોણ દેવ છો? એમ હું પૂછું છું, કારણ તમો યક્ષ છો એમ હું માનતો નથી. કાંતો અષ્ટવસુમાંથી એક વસુ છો, અથવા રુદ્રોમાંથી એક રુદ્ર છો, અથવા વાયુ છો વા વજ્ર ધારણ કરનાર દેવતાઓના રાજા ઇંદ્ર છો! કારણ હજારોની સાથે યુદ્ધ કરનાર આ મારા સર્વ ભાઇયોને જેણે પાડ્યા, તે પાડનાર યોદ્ધાને હું જોતો નથી અને તે ઉઠેલા ભાઇયોની ઇંદ્રિયો પણ સ્વસ્થ જોઉં છું. તેથી હું એમ જાણું છું કે તમે કોઇ અમારા હિતને ઇચ્છનારા છો અથવા અમારા પિતા છો! તે સાંભળી યક્ષે કહ્યું કે હે તાત! હે ભરતકુળમાં શ્રેષ્ઠ! હે કોમળ પરાક્રમવાળા! હું તારો પિતા ધર્મ છું, તેથી તને જોવાની ઇચ્છા માટે અહીં આવેલો છું, એમ જાણ. અને યશ, સત્ય, દમ, શૌચ, આર્જવ, લજ્જા મનની સ્થિરતા, દાન, તપ, તથા બ્રહ્મચર્ય એ સર્વ મારાં શરીર છે. વળી અહિંસા, સમતા, શાંતિ તપ, શૌચ, તથા અમત્સર એટલાં મને પામવાનાં દ્વાર છે એમ તું જાણ. તું મને હમેશ પ્રિય છે, તથા શમાદિ પાંચ આત્મ સાધનમાં આસક્ત છે, એ ઘણું સારૂં અને ક્ષુધા, તૃષા, શોક, મોહ જરા તથા મૃત્યુ એ ષટ્પદિનો તેં જય કર્યો તે પણ ઘણું સારૂં. તેમાં ક્ષુધા અને તૃષા એ બે ઉત્પન્ન થતાં

વેંતજ પ્રથમ અવસ્થામાં થાય છે. શોક અને મોહ એ બે મધ્યમ અવસ્થામાં થાય છે. તથા જરા અને મૃત્યુ એ બે અંત અવસ્થામાં થાય છે. હે નિષ્પાપ રાજેંદ્ર ! તારૂં કલ્યાણ થાઓ ! હું તને જાણવાની ઇચ્છાથી અહિં આવ્યો, તોપણ તારૂં અવિષમપણું જોઇ પ્રસન્ન થઇને, તને વરદાન આપું છું; માટે જે તારી ઇચ્છામાં આવે તે માગ. હે નિષ્પાપ ! મારા જે ભક્ત પુરૂષો છે તેઓની ક્યારેય દુર્ગતિ થતી નથી તે સાંભળી, યુધિષ્ઠિરે કહ્યું કે, જેના અગ્નિહોત્ર સંબંધી અરણીનાં બે કાષ્ટ લઇ, મૃગ જતો રહ્યો છે, તે બ્રાહ્મણના અગ્નિનો લોપ ન થાય, એ હું પ્રથમ વરદાન માગું છું. ત્યારે યક્ષે કહ્યું કે હે કુંતિના પુત્ર ! હે સમર્થ ! એ બ્રાહ્મણનાં અરણીનાં બે કાષ્ટ મૃગના વેષે કરી, તારી પરિક્ષા જોવા માટે મેંજ હરણ કર્યા હતાં.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એમ કહી પછી યક્ષે કહ્યું કે હે દેવ સરખા ! તને એ વરદાન હું તને આપું છું; તારૂં કલ્યાણ થાઓ ! અને બીજો પણ વર મારી પાસે માગ. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, બાર વર્ષ વનમાં રહ્યા, હવે તેરમું વર્ષ અજ્ઞાત વાસનું આવ્યું, માટે તે વર્ષમાં જ્યાં અમે વસીએ, ત્યાં કયારેય પણ અમને મનુષ્યો ઓળખી શકે નહીં, એ બીજો વર માગું છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એવી રીતે યુધિષ્ઠિરની માગણી સાંભળી ભગવાન ધર્મ રાજા, હું તે બીજો વર તને આપું છું એમ કહી, ફરીથી સાચા પરાક્રમવાળા કુંતિના પુત્ર યુધિષ્ઠિરને સાંત્વના કરી કહેવા લાગ્યા કે—હે ભારત ! યદ્યપિ પોતાના રૂપે કરી તમે પૃથ્વી પ્રત્યે ફરશો, તો પણ ત્રણ લોકમાં જનઓ, તમને કોઇ ઓળખી શકશે નહીં. હે પાંડવો ! આ મારા પ્રસાદથી આ તેરમું વર્ષ કોઇ ન ઓળખી શકે તે રીતે તમે વિરાટમાં શહેરમાં છુપા રહેશો, ને જેવું રૂપ ધારણ કરવું મનથી તમે ઠરાવી રાખેલું છે, તેવું રૂપ ઇચ્છાથીજ માત્ર ધારણ કરશો. અને આ અગ્નિહોત્ર સંબંધી અરણીનાં બે કાષ્ટ પણ બ્રાહ્મણને પાછાં આપો. કારણ તમારી પરિક્ષા જોવા વાસ્તેજ એ પાત્ર મેં મૃગરૂપે કરી હરણ કર્યા હતાં. હે સૌમ્ય ! હે મનુષ્યમાં શ્રેષ્ઠ ! બીજો પણ શ્રેષ્ઠ વર તારી ઇચ્છા પ્રમાણે મારી પાસે માગ. હુ તને આપું ! કારણ તેવા વર તને આપ્યાથી હું તૃપ્ત થતો નથી. માટે હે પુત્ર ! હે રાજન્ ! જેની કોઇને ઉપમા અપાય નહીં એવો મોટો ત્રીજો વર ગ્રહણ કર. કારણ તું મારો પુત્ર છે અને વિદુર મારા અંશથી ઉત્પન્ન થયો છે. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે—હે પિતા ! દેવના દેવ તથા સનાતન જે તમે તેનું સાક્ષાત્ દર્શન મને થયું માટે પ્રસન્ન થઇને તમે જે વર આપશો, તે હું સારી રીતે ગ્રહણ કરીશ. એમ કહી યુધિષ્ઠિરે કહ્યું કે, બીજો મોટો વર હું એજ માગું છું કે, લોભ, મોહ, અને ક્રોધને હમેશ જીતું, ને દાન, તપ તથા સત્ય એ ત્રણને વિષે હમેશ મારૂં મન રહે. ત્યારે ધર્મે કહ્યું કે હે પાંડવ ! તેં માગ્યા, એ ગુણે કરી તો તું સ્વભાવથીજ સંપન્ન છે, કારણ તું પોતે ધર્મ છે, તો પણ ફરીથી જેમ તેં માગ્યું તેમ થશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! લોકને પાળનાર ભગવાન ધર્મ રાજા એ રીતે યુધિષ્ઠિરને કહીને અંતર્ધ્યાન થયા; અને શૂરવીર પાંડવો પણ સુખે કરીને સુતા. પછી ખેદ રહિત તે પાંડવોએ, પોતાને આશ્રમે આવી તે તપસ્વી બ્રાહ્મણને, અગ્નિહોત્ર સંબંધી જે અરણીનાં બે કાષ્ટ હતાં તે આપ્યાં. આ ભીમસેનાદિકનું, ધર્મરાજ સાથે મળવું જેમાં છે એવું તથા યુધિષ્ઠિર અને ધર્મના સંવાદરૂપ આખ્યાન છે, તેનો જે પુરૂષ ઉઠીને પાઠ કરે, તે જીતેંદ્રિય, પોતાને વશ તથા પુત્ર પૌત્રવાળો થાય; અને સો

વર્ષ પર્યંત જીવ. આ રૂડા આખ્યાનને જાણનાર માણસોનું મન, અધર્મમાં, સંબંધીઓના ભેદ કરવામાં, પારકું ધન હરવામાં, પરસ્ત્રીનો સ્પર્શ કરવામાં તથા લોભીપણામાં ક્યારેય પણ જતું નથી.

न चाप्यधर्मेन सुहृद्विभेदने परस्वहारे परदारमर्शने ।
कर्दयभावेनरमेन्मन: सदा नृणां सदाख्यानमिदं विजानतां ॥

**इति श्रीमहाभारते आरण्यकेपर्वणि आरणेयपर्वणि नकुलादिजीवनादि-वरप्राप्तौ गुर्जरभाषायां त्रयोदशाधिकात्रिशततमोऽध्यायः ॥ ३१३ ॥**

## અધ્યાય ૩૧૪ મો. અજ્ઞાત વાસ કરવા પ્રયાણ.

**वैशंपायन उवाच—धर्मेण तेभ्यनुज्ञाता पांडवा: सत्य विक्रमा: ।**
**अज्ञात वासं वत्स्यंतश्छन्नावर्षं त्रयोदशं ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હવે તેરમું વર્ષ છુપું રહેવાને ઇચ્છતા તથા છુપા રહેવાની ધર્મે જેને આજ્ઞા આપી છે એવા, સાચા પરાક્રમવાળા, તીક્ષ્ણ વ્રતવાળા પાસે બેઠેલા, વિદ્વાન તથા ધર્મનિષ્ઠ મહાત્મા પાંડવો, પોતામાં આસક્ત તપસ્વિઓ જે ત્યાં પોતાની પાસે વસતા હતા, તે પ્રત્યે હાથ જોડીને, છુપા વાસની આજ્ઞા લેવા માટે આવી રીતે કહેવા લાગ્યા કે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનાદિકે કપટથી અમારૂં રાજ્ય લઇ લીધું, તથા બીજા અન્યાય પણ અનેક કર્યા, પછી અમે બાર વર્ષ પર્યંત કષ્ટથી વનમાં પણ રહ્યા, હવે તેરમું વર્ષ અજ્ઞાત વાસનું આવ્યું છે, એ બધું તમે જાણો છો. તેથી હવે એક વર્ષ પર્યંત અમે ક્યાં જઈ છુપી રહીએ, તે વિષે તમે આજ્ઞા આપવા યોગ્ય છો; કારણ તેવ સ્થાનકે રહ્યા વગર, દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધન, કર્ણ તથા શકુની જે અમારા અત્યંત વૈરી છે, તે જો જાણે તો અવળું કરી નાંખે. અને તેમના ચાકરો પણ હમેશ ફર્યા કરે છે, તેમ તેઓ પોતે પણ સાવધાન રહે છે. તેથી શહેરનું માણસ અથવા કોઇ સગું જેના અમે આશ્રય કરીએ, તેનું તેઓ બુરૂં કરે, માટે અહીંથી અમારે બીજા દેશમાં જવું જોઇએ. હવે તો અમે પાછા બ્રાહ્મણો સહિત સ્વદેશમાં જઇ રાજ્યને પામીએ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે કહી, દુઃખ તથા શોકથી પીડિત તથા અશ્રુથી નેત્ર જેનાં ભરાઇ ગએલાં છે એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા મૂર્છિત થઇ ગયા. તે વખતે તેના બીજા ભાઇઓ સહિત બ્રાહ્મણો તેની આશ્વાસના કરવા લાગ્યા, તેટલામાં ધૌમ્ય ઋષિ, રાજા પ્રત્યે આવી રીતે મોટા અર્થવાળું વાક્ય કહેવા લાગ્યા કે હે રાજન્! તું વિદ્વાન છે, તથા બાહ્યંદ્રિયોને નિગ્રહ કરનાર જીતેંદ્રિય તથા સાચી પ્રતિજ્ઞાવાળો છે. માટે તારા જેવા પુરૂષો કોઇ આપત્તિને વિષે મોહ પામતા નથી! જો! મહાત્મા દેવતાઓ પણ, ઘણેક ઠેકાણે શત્રુઓને નિગ્રહ કરવા સારૂ છુપા રહીને ઘણીક વખત આપત્તિને પ્રાપ્ત થયા હતા. ઇંદ્રે નિષધદેશ પ્રત્યે ગિરિપ્રસ્થ આશ્રમ વિષે નિવાસ કરીને, છુપા રૂપથી શત્રુઓને નિગ્રહ કરવાનો યત્ન કર્યો હતો. ઘોડાના સરખા મસ્તકને પ્રાપ્ત થઇને, દૈત્યોને મારવા સારૂ દિતિના ગર્ભ વિષે વસતા વિષ્ણુએ પણ, કોઇ ન જાણે તે રીતે ઘણોક કાળ તે ગર્ભમાં નિવાસ કર્યો હતો. વળી વામનનું રૂપ ધારણ કરીને, કોઇ ન જાણે તે રીતે વિષ્ણુએ,

બ્રાહ્મણરૂપે ત્રણ પગલાંના મિષથી બલિરાજાનું સર્વ રાજ્ય હરણ કરી લીધું, તે પણ તમે સાંભળેલું છે; અને છુપી રીતે જળમાં પ્રવેશ કરીને અગ્નિએ પણ દેવતાઓનું કામ કર્યું છે તે તમે જાણો છો. વળી હે ધર્મજ્ઞ! વિષ્ણુએ શત્રુનો નિગ્રહ કરવા માટે ઈંદ્રના વજ્ર પ્રત્યે પ્રવેશ કરીને, જે કાર્ય કર્યું તે પણ તમે સાંભળ્યું છે. હે નિષ્પાપ! છુપી રીતે સાગરમાં વાસ કર્યો તેથીજ ઔર્વ જેનું નામ છે જેનું એવા બ્રહ્મર્ષિએ, દેવતાઓ વિષે જે કર્મ કર્યું તે પણ તમારા જાણવામાં છે. હે તાત! ઉત્તમ તેજસ્વાન સૂર્ય પણ પૃથ્વીમાં નિવાસ કરીને, ચોતરફથી સર્વ શત્રુઓને બાળી નાંખ્યા હતા. તેમ છુપી રીતે દશરથને ઘેર ભયંકર કર્મવાળા વિષ્ણુએ વાસ કરીને, સંગ્રામમાં દશ મસ્તકવાળો રાવણ નામનો શત્રુ માર્યો. એજ રીતે છુપા રહીને મહાત્મા પુરૂષો શત્રુઓને યુદ્ધમાં જીત્યા હતા, તેમજ તું પણ જીતીશ. હે જનમેજય! એવા વાક્યથી ધોમ્યે યુધિષ્ઠિરને સારી રીતે સંતુષ્ટ કર્યા, તો પણ ધર્મને જાણનાર તેમણે રાજાએ, શાસ્ત્ર જ્ઞાનથી તથા પોતાની બુદ્ધિથી વિચાર કરી શત્રુને છળથી જય કરવાની રીત સ્વીકારી નહીં. પછી મોટા હાથવાળા તથા બળવાન ભીમસેન, વાણીથી રાજાને પ્રસન્ન કરતાં કહેવા લાગ્યા કે હે મહારાજ! અર્જુન સહિત તમારી કૃપાળુતાથી મેં ધર્મને અનુસરતી બુદ્ધિએ કરી કંઈ પણ સાહસ કર્યું નહીં, ને ભયંકર પરાક્રમવાળા અને શત્રુઓને મારવામાં સમર્થ નકુળ સહદેવને પણ હંમેશ વારી રાખ્યા. તેમને અમે માર્યા નહીં તેનું કારણ કે તમે તમારી આજ્ઞા મૂકી તેમ નથી માટે કલ્યાણ કરેલું કામ તમે પૂરૂં કરો, એટલે જલદીથી અમે શત્રુને જીતીશું. એમ ભીમસેને કહ્યું ત્યારે બ્રાહ્મણોએ આશિષ દઈ પાંડવોને પૂછીને, પોતપોતાના ઘર પ્રત્યે જવા લાગ્યા, અને ફરીથી રાજાને જોવાની ઇચ્છા છે જેને એવા સર્વ વેદને જાણનારાઓમાં મુખ્ય મુનિયો તથા સન્યાસીઓ પણ, તેને આશિષ દઈ પોતપોતાના સ્થાનકે ગયા. પછી ધૌમ્ય સહિત, ધનુષ્ય જેણે ધારણ કર્યાં છે એવા વિદ્વાન પાંચ પાંડવો દ્રૌપદીને લઈ ઉભા થઈ ચાલવા લાગ્યા. શુભ યોગથી તે સ્થાનથી કોશ માત્ર ચાલીને, બીજી સવારમાં, મનુષ્યમાં વ્યાઘ્રરૂપ પાંડવો અજ્ઞાત વાસ કરવા તૈયાર થયા. પછી જુદા જુદા શાસ્ત્રને જાણનાર, વિચાર કરવામાં ચતુર તથા સંધિવિગ્રહના કાળ જાણનાર પાંડવો વિચાર કરવા વાસ્તે બેઠા.

पृथक् शास्त्रविदः सर्वे सर्वे मंत्रविशारदाः ।
संधिविग्रहकालज्ञा मंत्राय समुपाविशन् ॥

**इति श्रीमहाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां आरण्यकेपर्वणि आरण्येपर्वणि अज्ञातवासमंत्रणे गुर्जरभाषायां चतुर्दशाधिकानि शततमोऽध्यायः ॥ ३१४ ॥**

આ આરણ્ય-વન પર્વને જે સાંભળે તે મોટા પાપથી મુક્ત થાય. નિર્ધન હોય તે ધનવાન થાય તથા પુત્ર પૌત્રવાન થાય. જે જે ઇચ્છા કરે તે તેને પ્રાપ્ત થાય એમાં સંશય નહીં. જે સ્ત્રી વા પુરૂષે પવિત્ર થઈ સાવધાન મનથી આરણ્યવનપર્વ સાંભળ્યું હોય, કે પાઠ કર્યો હોય, તો તેણે, દૂધપાકાદિએ કરી બ્રાહ્મણને જમાડવા તથા વસ્ત્ર, ગાય, સોનું, રત્ન ઇત્યાદિ દાન આપવાં. કારણ બ્રાહ્મણો પ્રસન્ન થાય તો પાંડવો તથા બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, દેવગણ, પ્રાણી, મુનિયો, અપ્સરાઓ તથા પિતૃગણ, એઓ બધા પ્રસન્ન થાય છે. વળી વાંચનારને,

પોતાની શક્તિને અનુસાર વસ્ત્ર, અન્ન, સુવર્ણ, તથા ઘરેણાં આપવાં, અને જપ તથા હોમ કરનારને ગાયનું દાન આપવું. તે ગાયની સાથે કાંસાનું દોહવાનું વાસણ, રૂપાની ખરી, સોના-ની શીંગડી તથા કંઠક ભૂષણ આપવાં, અને પાંડવોની પ્રીતિ સારૂ બ્રાહ્મણોને અન્ન ભોજન આપવું. હવે આ આરણ્યવન આખ્યાનને જે ઉત્તમ નર શ્રવણ કરે તેની સર્વ કામના સિદ્ધ થાય અને તે સ્વર્ગ લોકને પામે.

## आरण्य—वन पर्व समाप्तम.

